: મુદ્રક :
શાહ ગુલાબચંદ લલ્લુભાઈ
શ્રી મહોદય પ્રી. પ્રેસ.
દાણાપીઠ,
ભાવનગર—(સૌરાષ્ટ્ર.)

# अञ्जलि

卐

પૂજ્યપાદ સૂરિસાર્વભૌમ પરમ કૃપાળુ
પરમ ગુરૂદેવ સુવિહીત શિરોમણિ સકલ-
સિદ્ધાંતપારગામી સ્વર્ગીય આચાર્યદેવ

શ્રીમદ્ વિજયદાનસૂરીશ્વરજી
મહારાજશ્રીને!

તેઓશ્રીમદના અનંત ઉપકારોની
પુણ્યસ્મૃતિમાં:

—સંપાદક.

વિ સં. ૨૦૧૨:
વીર સં. ૨૪૮૨.
વૈશાખ વદિ ૬:
ગુરૂવાર તા. ૩૧-૫-૫૬
પ્રથમ સંસ્કરણ.



તીર્થાધિરાજ શ્રી શત્રુંજયગિરિરાજ વિભૂષણ યુગાદિધર્મપ્રવર્તક પ્રથમ તીર્થંપતિ
ભગવાન શ્રી ઋષભદેવસ્વામી

ॐ અર્હં નમઃ ।। નમોનમઃ શ્રી ગુરુદાનસૂરયે ।।

# ભૂ....મિ....કા

**અ**પાર સંસારસાગરમાં પરિભ્રમણ કરતા ભવ્ય જીવોના અપ્રતિમ ઉદ્ધારક, મહામહિમાશાલી તીર્થાધિરાજ શ્રી શત્રુંજય ગિરિવરનો પ્રભાવ અચિંત્ય છે. અને વાણીની પેલે પાર છે. અનંતાનંત આત્માઓ આ તીર્થાધિરાજની પરમપુનિત છત્ર છાયામાં ધ્યાનારૂઢ બની પોતાનાં સકલ કર્મમલોને પ્રજાળી સિદ્ધસ્વરૂપી બન્યા છે. આવા ત્રણેય કાલને માટે ત્રણેય લોકમાં અલૌકિક સામર્થ્યશાલી શ્રી શત્રુંજયતીર્થનાં માહાત્મ્યનું યથાર્થ વર્ણન કરવાની શક્તિ સંસારમાં સાક્ષાત્ સર્વજ્ઞ ભગવંતની પણ વાણીમાં નથી. 'જાણે પણ કહી નવિ શકે એ, મૂક ગુડને ન્યાય' એ પંક્તિ દ્વારા પરમોપકારી મહાપુરુષોએ આ ગિરિરાજના મહિમાને ભક્તિ ભાવિત હૃદયે સ્તવ્યો છે. તે યથાર્થ છે.

શત્રુંજય તીર્થનાં દર્શન, સ્પર્શન કરતાં તથા તેના ભવ્ય ભૂતકાલનું પુનિત સંસ્મરણ કરતાં પરમ પવિત્ર મહામહિમાવંતા આ તીર્થાધિરાજનાં ચરણોમાં શ્રદ્ધા ભાવિત ભવ્યાત્માઓની ભક્તિ, ભાવના અને સમર્પણવૃત્તિનો મહાસાગર હિલોળે ચઢે છે. આ મહાતીર્થ જુગજૂના ઉજ્વળ ઇતિહાસનો સાક્ષાત્ મહાગ્રંથ છે. એના અણુએ અણુમાં પવિત્રતાનો પ્રકાશ પૂંજ ભર્યો છે. કાંકરે કાંકરે સિદ્ધ ભગવંતોનાં અહિં બેસણાં ઠર્યાં છે. ભવ્ય જીવોનાં જન્મોજન્મનાં પાપોને ભસ્મીભૂત કરનારો મહાપાવનકારી પાવક આ ગિરિરાજમાં પ્રજળી રહ્યો છે. એવા અગમ, અગોચર મહાઅદ્‌ભુત મહિમાવંતા આ તીર્થાધિરાજનાં સ્તવન, પૂજન, અર્ચન, વંદન, વર્ણન પણ આત્માનાં અનંતાનંત પાપ સમૂહનો નાશ કરનારાં છે.

પ્રસ્તુત '**શ્રી શત્રુંજય માહાત્મ્ય**' ગ્રંથ, શ્રી શત્રુંજયતીર્થના મહાપ્રભાવશાલી માહાત્મ્યનું વિસ્તારથી વર્ણન કરતો અદ્‌ભુતગ્રંથરત્ન છે. ચરમતીર્થંકર દેવાધિદેવ શ્રમણ ભગવાન શ્રી મહાવીરદેવે સ્વયં શ્રીમુખે આ ગિરિરાજની પુનિત છત્રછાયામાં બિરાજીને સૌધર્મઇંદ્રના પ્રશ્નના પ્રત્યુત્તરરૂપે શત્રુંજય ગિરિરાજનું માહાત્મ્ય ફરમાવ્યું છે. જેને આ ગ્રંથરૂપે સંસ્કૃત-ભાષામાં વાણીના ચમત્કારો, શબ્દોના અલંકારો, અને સાહિત્યના અનેકવિધ રસોથી અલંકૃત કરીને પૂજ્યપાદ સકલ વિદ્યામંડન ચંદ્રગચ્છના વિશાળ ગગનમાં દિનકરસમા આચાર્ય ભગવંત શ્રી ધનેશ્વરસૂરિમહારાજે રચેલ છે.

## શ્રી શત્રુંજય માહાત્મ્યનો પૂર્વ ઇતિહાસ :

પ્રસ્તુત ગ્રંથમાં ગ્રંથકાર આચાર્ય મહારાજે ગ્રંથની પીઠિકામાં 'શત્રુંજય માહાત્મ્ય' ગ્રંથનો જે ઇતિહાસ આપ્યો છે, તે પરથી પણ સિદ્ધ થાય છે કે, આ ગ્રંથ રત્ન પ્રાચીનતમ તેમજ ઐતિહાસિક અને અસાધારણ ગુણનો ભંડાર છે. જ્ઞાનનો

નિધિ છે. તીર્થાધિરાજનાં વાસ્તવિક સ્વરૂપને વર્ણવતો સ્વચ્છ, તેમજ તેજસ્વી આદર્શ–આરિસો છે. સકલ ગ્રંથોમાં શિરોમણિરૂપ છે. ગ્રંથકાર આચાર્યદેવશ્રીએ પ્રસ્તુત ગ્રંથરત્નનો પૂર્વ ઇતિહાસ આપતાં ગ્રંથના પ્રારંભમાં ફરમાવ્યું છે કે, 'પૂર્વે શ્રી યુગાદિ-પ્રભુ ઋષભદેવ ભગવંતના આદેશથી શ્રી પુંડરીક ગણધરે વિશ્વના હિતને માટે દેવતાઓએ પૂજેલું, અને સર્વ તત્ત્વસહિત અનેક આશ્ચર્યયુક્ત એવું શ્રી શત્રુંજય ગિરિરાજનું માહાત્મ્ય સવાલાખ શ્લોકના પ્રમાણવાળું કરેલું હતું. તે પછી ભગવાન શ્રી મહાવીરસ્વામીના આદેશથી શ્રી સુધર્માસ્વામી ગણધરે ભાવિકાળના મનુષ્યોને ટુંકા આયુષ્યવાળા જાણીને તેમાંથી સંક્ષેપ કરી ચોવીસ હજાર શ્લોકપ્રમાણ કર્યું.' (સર્ગ. ૧, શ્લો. ૬ થી ૧૧).

એ રીતે ગણધર ભગવંત શ્રી સુધર્માસ્વામીએ સંક્ષિપ્ત કરેલા ગ્રંથશિરોમણિ શત્રુંજય માહાત્મ્યને આચાર્યદેવ શ્રીમદ્ ધનેશ્વરસૂરીશ્વરજી મહારાજે લગભગ ૯ હજાર ઉપર શ્લોક પ્રમાણમાં અહિં સંકલિત કરીને પ્રસ્તુત ગ્રંથરત્ન તરીકે રચેલ છે. પ્રસ્તુત ગ્રંથ-રત્ન, તીર્થાધિરાજ શત્રુંજય ગિરિવરનાં માહાત્મ્યને દર્શાવનારો જૈનશાસનમાં આકરગ્રંથ છે. ત્રણેય કાલમાં ત્રણેય ભુવનમાં મહાપૂજનીય પરમ પવિત્ર મહિમાશાલી તીર્થાધિરાજના સ્વરૂપને તથા તેના કડીબદ્ધ ઇતિહાસને સાંગોપાંગ વર્ણવતો આ ગ્રંથ, સર્વ ભવ્ય જીવોને માટે પરમશ્રદ્ધેય, પૂજનીય તેમજ સદ્ભાવપૂર્વક બહુમાનને યોગ્ય છે.

આ ગ્રંથના ૧૫ સર્ગો છે. વર્તમાન અવસર્પિણીકાલના પ્રથમ તીર્થપ્રવર્તક ભગવાન શ્રી ઋષભદેવસ્વામીના સુપુત્ર ષટ્ખંડ ભરતના અધિપતિ ચક્રવર્તી શ્રી ભરત મહારાજાએ આ અવસર્પિણીકાલમાં પ્રભુશ્રીના સદુપદેશથી આ તીર્થાધિરાજનો જે પ્રથમ ઉદ્ધાર કરાવ્યો, તે ઉદ્ધારના પ્રારંભથી આ મહાતીર્થના જે જે સુપ્રસિદ્ધ ઉદ્ધારો થયા, તે બધાયનો વિસ્તૃત ઇતિહાસ શાસ્ત્રીય દૃષ્ટિએ આ ગ્રંથરત્નમાં સંગૃહીત થયો છે. પ્રાસંગિક રીતે આ પરમપુનિત તીર્થાધિરાજના પુણ્યપ્રભાવે જે જે મહાત્માઓ, જે જે પુણ્યવાન સંસારી જીવો, ભાગ્યશાળી તિર્યંચો ઇહલૌકિક તેમજ પારલૌકિક હિત સાધનારા બન્યા, તેનું અનેક પ્રકારના ચિત્તને ચમત્કાર કરનાર આશ્ચર્યોયુક્ત વર્ણન આ ગ્રંથમાં ગ્રંથકાર મહાપુરુષે કર્યું છે.

ગ્રંથનો પ્રારંભ પણ તે રીતે જ થાય છે; ભગવાન શ્રી મહાવીરદેવ પોતાના પરિવારની સાથે આ તીર્થાધિરાજની પવિત્ર ભૂમિમાં પધાર્યા છે. સૌધર્મેન્દ્ર આદિ ઇંદ્રો દેવતાઓ અને રાજેન્દ્રો ઇત્યાદિ પ્રભુ શ્રી મહાવીર ભગવંતને વંદન કરવાને ઉત્સુકતાપૂર્વક ત્યાં આવે છે. માર્ગમાં કાયોત્સર્ગ ધ્યાને રહેલા, અને ગિરિરાજ શત્રુંજય તીર્થનાં ધ્યાનમાં મગ્ન સંયમી મુનિને જોઈને ઇંદ્રમહારાજા પોતે પોતાની સાથેના દેવોને ઉદ્દેશીને કહે છે; 'હે દેવતાઓ ! આ એક તરફ જેઓ વિશેષ રીતે તપ કરી રહ્યા છે, તે વિચિત્ર ચરિત્ર-વાળા મહાત્માની હું તમને વાર્તા કહું તે તમે સાંભળો.' આમ કહીને સૌધર્મઇંદ્ર કંડુ-

રાજર્ષિનું જીવનચરિત્ર ત્યાં કહે છે. જેમાં શત્રુંજય ગિરિરાજનો મહિમા તથા પ્રભાવ ગૂંથાયેલો છે. આ કથા સૌધર્મેન્દ્રે મહાવિદેહક્ષેત્રમાં વિચરતા વિહરમાન તીર્થંકર શ્રી સીમંધર સ્વામીનાં શ્રીમુખેથી સાંભળેલી છે. એમ ઇંદ્ર મહારાજા ત્યાં દેવતાઓને જણાવે છે.

ત્યારબાદ સૌધર્મેંદ્ર અને અન્ય દેવેંદ્રો, દેવો ઇત્યાદિ સર્વ પરિવાર પ્રભુ શ્રી મહાવીર ભગવંતની પાસે જાય છે. ત્યાં સમવસરણની રચના થાય છે. અને સમવસરણમાં બિરાજમાન પ્રભુશ્રી મહાવીર ભગવંત ધર્મદેશના ફરમાવે છે; તે સમયે દેશનાના અંતે ઇંદ્રમહારાજા ભગવાનને પ્રશ્ન કરે છે કે, 'જગતના આધારભૂત ભગવન્! આ જગતમાં તીર્થરૂપ તો આપ જ છો, અને આપનાથી અધિષ્ઠિત આ તીર્થ વિશેષરૂપે પવિત્ર ગણાય છે. તો પ્રભુ! આ તીર્થમાં શું દાન અપાય છે? શું વ્રત, તપ, જપ થાય છે? શું સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે?' ઇત્યાદિ ૩૬ પ્રશ્નો પૂછે છે. જેના પ્રત્યુત્તરરૂપે ભગવાન શ્રી મહાવીર દેવ જે શત્રુંજય તીર્થના મહિમાને, તેનાં ઇતિહાસને, પરિચયને તેમજ તેના ઉપર થયેલા ભૂતકાળના ઉદ્ધારો, ભાવિઉદ્ધારો, તથા તેની સેવા, ઉપાસના, ધ્યાન તથા તેની છત્રછાયામાં થતા તપ, જપ, ઇત્યાદિ અદ્ભુત આશ્ચર્યકારી પ્રભાવને જે રીતે પ્રભાવશાળી અતિશય યુક્ત વાણીમાં ફરમાવે છે, તે આ ગ્રંથરત્નનો મુખ્ય પ્રતિપાદ્ય વિષય છે.

## મહાકાવ્યરૂપ ગ્રંથરત્નની અદ્ભુત શૈલી:

પ્રસ્તુત ગ્રંથને વાંચતાં તીર્થાધિરાજના ગૌરવશાલી ભૂતકાલની ભવ્ય, ઉજ્વલ તથા સુરેખ છબી, શ્રદ્ધાભાવિત આત્માઓનાં મનોમંદિરમાં અંકિત થાય છે. તીર્થાધિરાજ ઉપરના ગિરિશ્રૃંગો, દ્રહો, કુંડો, મંદિરો, વૃક્ષો, ઉદ્યાનો, તેમજ તીર્થાધિરાજની આજુબાજુના પ્રદેશમાં રહેલા ગિરિશ્રૃંગો, નદીઓ, અનેક ઔષધિઓ, ઇત્યાદિ તીર્થરૂપ રહેલાં સ્થાનોનો ઇતિહાસ, મહિમા વગેરેનું રસભરપૂર શૈલીએ આ ગ્રંથરત્નમાં ગ્રંથકારે વર્ણન કર્યું છે. અનેક પ્રકારની ઉપમાઓ, સુંદર અલંકારો, શબ્દોની ચમત્કૃતિઓ, ભાવવાહી પદરચનાઓ, અર્થ ગંભીર શૈલીએ આ મહાગ્રંથમાં સ્થલે સ્થલે દૃષ્ટિગોચર થાય છે. યુદ્ધનાં વર્ણનો, દુઃખનાં પ્રસંગો, તપ, ત્યાગના વર્ણનો, વૈરાગ્ય અને નિર્વેદના પ્રસંગોને વર્ણવતા આલેખનો, ઇત્યાદિ અહિં જે પ્રાસંગિકરીતે અદ્ભુત શૈલીમાં ગ્રંથકાર આલેખે છે. તે બધું સમગ્રપણે જોતાં આ મહાગ્રંથને સાહિત્યસાગરના શિરોમણિભાવને ધારણ કરનારો મહાતેજસ્વી વિશાલકાય ગ્રંથરત્ન તરીકે નિર્વિવાદ કહી શકાય.

પ્રસંગોપાત અનેકવિધ કથાઓ, ઉપકથાઓ, નગર, વન, ગિરિ, ઉદ્યાન, જનપદ, લોકસમૂહ, તેમજ અનેકવિધ દેશવાસી જનોના વિવિધ આચાર વિચારો ઇત્યાદિનું સુંદર શૈલીમાં યથાર્થ વર્ણન કરવા દ્વારા આ ગ્રંથને ગ્રંથકાર સૂરિદેવશ્રીએ રસભરપૂર મહાકાવ્યરૂપે સંગ્રથિત કર્યો છે. ગ્રંથકાર મહાપુરુષનું શબ્દપ્રભુત્વ, અર્થ ગાંભીર્ય, પ્રૌઢવિદ્વત્તા, બુદ્ધિ તેમજ પ્રતિભાનો ચમત્કાર અને ભાષાનો અદ્વિતીય વૈભવ આ શત્રુંજય માહાત્મ્ય

ગ્રંથમાં સ્થાને સ્થાને જણાઈ આવે છે. પ્રવાસનું વર્ણન હોય કે યુદ્ધનું હોય, ઉદ્યાનનુ વર્ણન હોય કે રાજ્યકુલનું હોય, દેવમંદિરનું હોય કે ગિરિશ્રૃંગનું હોય, કોઇપણ પ્રાસંગિક વર્ણન, ગંભીર, અર્થ પ્રચુર તેમજ શબ્દોના અદ્ભુત ચમત્કારયુક્ત જ હોય છે, એમ મૂલ ગ્રંથનું સાંગોપાંગ અવલોકન કરનાર રસજ્ઞ વાચકને જણાયા વિના નહિ રહે. એકંદરે 'रसः काव्यस्य आत्मा'—'રસ એ કાવ્યનો પ્રાણ અને સાહિત્યનો અલંકાર' જે અલંકાર ગ્રંથોના રચયિતા ગ્રંથકારોએ સ્વીકાર્યો છે, તે આ મહાગ્રંથમાં સ્થળે સ્થળે દૃષ્ટિગોચર થાય છે. પ્રસ્તુત ગ્રંથમાં વર્ણન કરાયેલા પ્રસંગો તેમજ વિવિધ વિષયોનું સામાન્ય સિંહાવલોકન કરતાં કોઇપણ સુજ્ઞવાચક પ્રસ્તુત ગ્રંથકારની સર્વતો મુખી વર્ણન શૈલીને નિહાળીને ચિત્તમાં ચમત્કાર પામ્યા વિના નહિ રહે!

## ગ્રંથકાર સૂરિદેવનો પરિચય :

પ્રસ્તુત શત્રુંજય મહાત્મ્ય ગ્રંથના રચયિતા પૂ૦ આચાર્ય મહારાજ શ્રી ધનેશ્વર સૂરીશ્વરજી મ૦ નો સત્તાકાલ, આ ગ્રંથની પ્રશસ્તિમાં જણાવ્યા પ્રમાણે શિલાદિત્યરાજાના સમયનો ગણી શકાય, કારણકે, શિલાદિત્ય રાજાએ આચાર્ય મહારાજશ્રીને વિનંતિ કરી, જેના પરિણામે પ્રસ્તુત ગ્રંથરત્નની રચના થઇ છે. શિલાદિત્યરાજાનો સમય કેટલાકના કથન મુજબ વિક્રમ સંવત ૪૭૭ નો છે. ગ્રંથકાર ધનેશ્વરસૂરિજી ચંદ્રગચ્છીય છે. તેઓએ સ્યાદ્વાદ સિદ્ધાંતના સ્થાપન દ્વારા બૌદ્ધોપર વિજય પ્રાપ્ત કર્યો હતો. તે સૂરિદેવશ્રીએ અઢારદેશના રાજાઓના સ્વામી, અને શત્રુંજય તીર્થનો ઉદ્ધાર કરનાર મહારાજા શિલાદિત્ય રાજેશ્વરના આગ્રહથી વલ્લભીપુરમાં આ ગ્રંથરત્નની રચના કરી છે.

જો કે, ભગવાન શ્રી મહાવીર દેવના શાસનમાં ધનેશ્વરસૂરિજી, નામનાં અનેક પૂજ્ય આચાર્યદેવો પ્રસિદ્ધ થયા છે. તે સર્વમાં શત્રુંજય માહાત્મ્યના રચયિતા ધનેશ્વરસૂરિજી મહારાજ, સર્વ પ્રથમ છે. પ્રાચીન છે. શિલાદિત્યરાજાના સમયમાં તેઓશ્રીએ પૃથ્વીપર વિચરીને ભવ્યજીવો પર અનન્ય ઉપકાર કરીને જૈન શાસનની પ્રભાવના વિસ્તારી છે. શિલાદિત્યરાજાના સમય વિષે ઇતિહાસકારોમાં મતભેદ છે. કેટલાક ગ્રંથકારના કથન પ્રમાણે શિલાદિત્યરાજા વિક્રમ પછી ૪૭૭ વર્ષે થયેલ છે. વલ્લભી ભંગનો સમય એ શિલાદિત્યનો સમય મનાય છે. જો કે વલ્લભી ભંગના કાલ વિષે હજુ ચોક્કસ નિર્ણય નથી. પ્રબંધ ચિંતામણિકાર પૂ. આ૦ મ૦ શ્રી મેરુતુંગસૂરિજીના મત પ્રમાણે વલ્લભી ભંગનો સમય વિ. સં. ૩૭૫ છે.

એકંદરે વિક્રમના ૪ થા સૈકા બાદ પાંચમા સૈકામાં શત્રુંજય માહાત્મ્ય ગ્રંથની રચના થઈ છે, એમ સામાન્ય રીતે કહી શકાય. કાલની દૃષ્ટિએ આ ગ્રંથ આમ અર્વાચીન ગણાય, છતાં આ ગ્રંથમાં સંકલિત અધિકાર, ચરમ તીર્થપતિ દેવાધિદેવ શ્રમણ ભગવાન

શ્રી મહાવીરદેવે શ્રી શત્રુંજય ગિરિરાજ ઉપર સૌધર્મેન્દ્રના પ્રશ્નના પ્રત્યુત્તરરૂપે જે જે શ્રી ગિરિરાજના માહાત્મ્યનો અધિકાર શ્રીમુખે ફરમાવ્યો છે, તેનું સંક્ષિપ્તરૂપ છે. આ જ હકીકત આ ગ્રંથરત્નની ઐતિહાસિકતા તથા પ્રમાણિકતાને સ્પષ્ટ કરે છે.

## ગ્રંથની મહત્તા તેમ જ તેની શ્રદ્ધેયતા :

જૈન સમાજમાં તીર્થાધિરાજ શ્રી સિદ્ધગિરિવરનો જે આજે મહિમા પ્રસિદ્ધ છે. તે ઠેઠ અનાદિકાળથી પ્રવાહરૂપે વિસ્તારને પામેલો છે. સંસારમાં અનેક લૌકિક તીર્થો છે, કે જે તીર્થ શબ્દને પણ ચરિતાર્થ કરી શકે તેવું સામર્થ્ય ધરાવતા નથી. ત્યાં જનાર કે તેની યાત્રા કરનાર પોતાના આત્માના અનંત કર્મબંધનોને ઢીલા કરી, લઘુકર્મા બની મોક્ષસુખની પ્રાપ્તિ કરવાને સમર્થ બની શકે તેવું ત્યાં કશું જ તે યાત્રિકને પ્રાપ્ત થતું નથી. ઊલટું અજ્ઞાનવશ ત્યાં તે આત્મા અનેક પ્રકારના કર્મબંધનો કરીને આત્માને ભારે બનાવે છે; તે જ રીતે દ્રવ્યતીર્થો બંદર, આરા કે જ્યાંથી નદી, સમુદ્ર આદિ તરી શકાય, સામે પાર જઈ શકાય આવા દ્રવ્યતીર્થો પણ આત્મિક લાભની અપેક્ષાએ તુચ્છ, એવા બાહ્ય તે પણ ક્ષણિક લાભ આપનારા હોય છે અને એ તીર્થો નિયમા તારે તેવો પણ એકાંત નિયમ નથી હોતો. પુણ્યની અનુકૂલતા ન હોય તો એ બંદર ઉપર જઈ, તરવાના સાધનનો ઉપયોગ કરવા છતાં પણ ડૂબી જવાના સંખ્યાબંધ પ્રસંગો બને છે.

જ્યારે સર્વજ્ઞભાષિત વીતરાગનાં શાસનમાં :લોકોત્તર તીર્થમાં ઉપયોગપૂર્વક જાગૃતભાવે જો તેની સેવા, ઉપાસના થાય તો આત્મા તેના આલંબને, તેના દર્શન, સ્પર્શન, કે તેના ધ્યાનથી અવશ્ય અપાર સંસાર સાગરને તરીને મુક્તિનાં શાશ્વત સુખના ધામે નિરૂપદ્રવપણે પહોંચી શકે એ નિ:શંક છે.

આવા લોકોત્તર ભાવતીર્થો યદ્યપિ સંખ્યાબંધ છે. ત્રણે લોકમાં રહેલા શાશ્વત ચૈત્યો એ ત્રણેય કાલ માટેના તીર્થરૂપ છે. ભરતક્ષેત્રાદિ ક્ષેત્રોની અપેક્ષાએ તે તે અવસર્પિણી કાલાદિના તીર્થંકર દેવોનાં કલ્યાણકોથી પવિત્રતમ ક્ષેત્રો પણ તીર્થભૂમિરૂપ ગણાય છે, જેની સ્પર્શના, જેનું દર્શન પણ આત્માને ભાવોલ્લાસનું પરમ આલંબન બની આત્મકલ્યાણકારી થાય છે. તે રીતે એકાંત, શાંત સ્થળે ભવ્ય જિનમંદિરોમાં શાંત મધુર શ્રી વીતરાગ ભગવંતના પ્રતિમાજી બિરાજમાન હોય તે સ્થળ પણ તીર્થભૂમિ તરીકે ભવ્ય આત્માઓનાં શ્રેયને સાધનાર બને છે. તેનાં દર્શન, વંદન, સેવા ઉપાસનાથી કલ્યાણકામી આત્માઓ નિજ આત્માના પરમાર્થ હિતને સાધે છે. તદુપરાંત જ્યાં પ્રાચીન પ્રભાવશાળી ચમત્કારિક પ્રભુ પ્રતિમાજી બિરાજમાન હોય તે સ્થાન પણ તીર્થભૂમિ તરીકે સુપ્રસિદ્ધ બને છે.

આ બધા તીર્થો કદાચિત્, અનિયત અને ક્ષેત્રની અપેક્ષાએ તથા અમુક કાલ માટેના તીર્થ ગણાય છે. જ્યારે તીર્થાધિરાજ શ્રી શત્રુંજય ગિરિરાજ તો સદા-સર્વદા

ત્રણે કાલમાં તીર્થરૂપ છે. આવા તીર્થનો મહિમા દરેકે દરેક પંદરે ક્ષેત્રના તીર્થંકર દેવોનાં શાસનમાં વિસ્તારને પામેલો હતો, છે, અને રહેશે.

વર્તમાન અવસર્પિણી કાલમાં ભગવાન શ્રી ઋષભદેવ સ્વામીએ આ તીર્થાધિરાજનો મહિમા શ્રીમુખે પોતાના પ્રથમ ગણધર શ્રી ઋષભસેન કે જેઓનું પ્રસિદ્ધ નામ શ્રી પુંડરીક સ્વામીજી છે. તેઓની સમક્ષ વિસ્તારપૂર્વક વર્ણવ્યો છે અને વિશેષ રીતે તેઓ શ્રીમદે એ પણ ફરમાવ્યું કે, 'વર્તમાન અવસર્પિણી કાલમાં તમારાથી હે પુંડરીક ગણધર! આ તીર્થનો મહિમા વિસ્તરશે, તમે આ તીર્થાધિરાજની નિશ્રાએ અનશન કરી સિદ્ધિ-પદને વરશો.' પ્રભુશ્રી ઋષભદેવસ્વામી પાસેથી આ રીતે તીર્થાધિરાજ શ્રી સિદ્ધગિરિરાજનો મહિમા સાંભળીને શ્રી પુંડરીક સ્વામીજી પાંચ ક્રોડના પરિવારની સાથે અહિં ચૈત્રી પૂર્ણિમાના પવિત્ર દિવસે અનશન કરીને સિદ્ધિપદને પામ્યા છે. આવા અનંત આત્માઓ ભૂતકાલમાં આ મહામહિમાશાળી તીર્થક્ષેત્ર પર અનશન કરીને શિવસુંદરીના ભોક્તા બન્યા છે.

પ્રસ્તુત ગ્રંથ, તીર્થાધિરાજના શૃંખલાબદ્ધ પ્રાચીન-અર્વાચીન ઇતિહાસને પ્રામાણિક-પણે કહી જાય છે. આજે તીર્થાધિરાજનો જે પ્રભાવ, મહિમા કે અતિશય વિસ્તારને પામ્યો છે, અને લગભગ ૧૩મા સૈકાથી અત્યાર સુધીના પ્રાચીન-અર્વાચીન મહાપુરુષોએ, પૂ. સૂરિ-વર્યોએ, પૂ. જૈન શ્રમણ નિર્ગ્રંથોએ, શ્રાવક કવિઓએ, સ્તવનો, સ્તુતિઓ કે રાસાઓમાં ગિરિરાજને પ્રભાવપૂર્ણ ભાષામાં, શ્રદ્ધા, દઢતા તથા આસ્તિક્યભાવે જે સ્તવ્યો, પૂજ્યો છે, ગાયો છે, અને શ્લાઘ્યો છે તે બધાયનું મૂલ શ્રી શત્રુંજય માહાત્મ્ય ગ્રંથ જ નિર્વિવાદપણે કહી શકાય. આટલું આ ગ્રંથની અને ગ્રંથના વિષયની તેમજ ગ્રંથકારની પ્રામાણિકતા માટે તેમજ તેની શ્રદ્ધેયતા માટે કહી શકાય. એનો અર્થ એ નથી કે, શત્રુંજય ગિરિરાજનો મહિમા આ ગ્રંથકારે જે વિસ્તારથી વર્ણવ્યો છે તે માટે કોઈ અન્ય શાસ્ત્રીય પ્રમાણ કે સિદ્ધાંત ગ્રંથની સાક્ષી નથી! જૈન સિદ્ધાંતોમાં પણ આ મહા-તીર્થને અંગેના અનેક ઉલ્લેખો પ્રાપ્ત થાય છે, વર્તમાનકાળે જે પીસ્તાલીશ આગમો જૈન સિદ્ધાંતોમાં મૂલ આગમ તરીકે પંચાંગીપૂર્વક પ્રસિદ્ધ છે. તેમાં અગીયાર અંગના છઠ્ઠા અંગ જ્ઞાતાધર્મકથાના ૫મા અધ્યયનમાં થાવચ્ચાપુત્ર આદિના કથા અધિકારમાં આ મુજબ પાઠ આવે છેઃ—

"तएणं से थावच्चापुत्ते अणगारसहस्सेणं सद्धिं संपरिवुडे जेणेव पुंडरीए पव्वए तेणेव उवागच्छइ। उवगच्छित्ता पुंडरीयं पव्वयं सणियं सणियं दुरूहति। दुरूहित्ता मेघघणसन्निकासं देवसन्निवायं पुढविसिलापट्टयं जाव पाओवगमणं उवावन्ने।"
"तएणं से सुए अणगारे अन्नया कयाइं तेण अणगारसहस्सेणं सद्धिं संपरिवुडे जेणेव पोंडरीए जाव सिद्धे॥"

આ રીતે અનેક પાઠો જૈન સિદ્ધાંતોમાં આવે છે. જેના પરથી એ નિષ્પન્ન થાય

છે કે, આ મહામહિમાશાળી સિદ્ધપ્રભાવી તીર્થાધિરાજની પુણ્ય નિશ્રામાં અનેક પુણ્યવાન મોક્ષાભિલાષી શ્રમણ ભગવંતોએ પોતાના શરીરની સમતા મૂકી આહારનો ત્યાગ કરી, અનશન ગ્રહણ કરી, સિદ્ધિપદને પ્રાપ્ત કર્યું છે. સૂત્રોમાં આવતા બધા ઉલ્લેખો શ્રી શત્રુંજય ગિરિરાજના અદ્ભુત પ્રભાવને સ્પષ્ટ કરે છે.

## ગ્રંથરત્નની વિષય સંકલના : ઉદ્ધારોનો ઇતિહાસ :

પ્રસ્તુત શત્રુંજય માહાત્મ્ય ગ્રંથમાં શત્રુંજય મહાતીર્થના આ અવસર્પિણી કાલના મુખ્ય–મુખ્ય પ્રસિદ્ધ ઉદ્ધારોનું કાંઇક સવિસ્તર, અને કેટલેક સ્થળે સંક્ષિપ્ત વર્ણન કરવામાં આવ્યું છે. અને પ્રાસંગિક અનેક અવાંતર ઉપયોગી વિષયો પણ સ્પષ્ટતાપૂર્વક વિસ્તારથી વર્ણવવામાં આવ્યા છે. તીર્થદર્શનનો મહિમા, તીર્થની નિશ્રામાં થતી આરાધનાનું ફલ, તીર્થયાત્રામાં વિધિપૂર્વક કરવી જોઇતી ઉપયોગી આરાધના ઇત્યાદિ અનેક વિષયો અહિં સંકલિત થયેલા આપણે જોઇ શકીએ છીએ.

ગ્રંથમાં મુખ્ય મુખ્ય ઉદ્ધારો નીચે મુજબના વર્ણવવામાં આવ્યા છે.

( ૧ ) પ્રભુશ્રી ઋષભદેવસ્વામીના શાસનમાં ભરત ચક્રવર્તીએ કરાવેલો ઉદ્ધાર.
( ૨ ) ભરત ચક્રવર્તીના વંશમાં દંડવીર્ય રાજાએ કરાવેલો ઉદ્ધાર.
( ૩ ) ઈશાનેંદ્રે–બીજા દેવલોકના ઈંદ્રે કરાવેલો ઉદ્ધાર.
( ૪ ) ચોથા દેવલોકના માહેંદ્ર ઈંદ્રે કરાવેલો ઉદ્ધાર.
( ૫ ) પાંચમા દેવલોકના ઇંદ્ર બ્રહ્મેંદ્રે કરાવેલો ઉદ્ધાર.
( ૬ ) ભવનપતિના ઈંદ્ર ચમરેન્દ્રે કરાવેલો ઉદ્ધાર.
( ૭ ) શ્રી અજિતનાથ પ્રભુના સમયમાં તેમનાં શાસનમાં સગર ચક્રવર્તીએ કરાવેલો ઉદ્ધાર.
( ૮ ) વ્યંતરેંદ્રે કરાવેલો ઉદ્ધાર.
( ૯ ) શ્રી ચંદ્રપ્રભપ્રભુના સમયમાં ચંદ્રયશા રાજાએ કરાવેલો ઉદ્ધાર.
( ૧૦ ) શ્રી શાંતિનાથ પ્રભુના સમયમાં તેમના પુત્ર ચક્રાયુધ રાજાએ કરાવેલ ઉદ્ધાર.
( ૧૧ ) શ્રી મુનિસુવ્રતસ્વામીના શાસનમાં રામચંદ્ર બળદેવે કરાવેલો ઉદ્ધાર.
( ૧૨ ) શ્રી નેમિનાથ ભગવાનના સમયમાં પાંડવોએ કરાવેલો ઉદ્ધાર.

આ રીતે ચોથા આરામાં અવસર્પિણી કાલના પ્રસિદ્ધ તથા મુખ્ય બાર ઉદ્ધારોનું વિસ્તૃત વર્ણન આ ગ્રંથરત્નમાં ગ્રંથકાર સૂરીશ્વરજીએ કર્યું છે. ત્યારબાદ પંચમકાલમાં ભ૦ શ્રી મહાવીરદેવના તીર્થમાં થએલા ઉદ્ધારોનું સંક્ષિપ્ત વર્ણન આ ગ્રંથના છેલ્લા ૧૫મા સર્ગમાં ગ્રંથકાર મહાપુરુષે કર્યું છે. જેમાં ભગવાન શ્રી મહાવીરદેવના શાસનમાં પ્રથમ ઉદ્ધારક ભાવડશાના પુત્ર જાવડશાના ઉદ્ધારનું વર્ણન કાંઇક વિસ્તૃત છે. વિ૦ સં૦ ૧૦૮માં પૂ૦ શાસન પ્રભાવક તીર્થોદ્ધારક આચાર્ય મહારાજ શ્રી વજ્રસ્વામીની શુભ નિશ્રામાં, તેઓ શ્રીમદની પુણ્યકૃપાથી જાવડશાએ શત્રુંજય તીર્થ પર અનેક પ્રકારની

આશાતનાઓ થતી હતી, તે અટકાવી, મિથ્યાદૃષ્ટિ અધિષ્ઠાયક કપર્દીને દૂર કરી, તીર્થની રક્ષા કરી તેનો ઉદ્ધાર કર્યો અને શ્રી ઋષભદેવ પ્રભુના નવા બિંબની પ્રતિષ્ઠા કરાવી.

ત્યારબાદ પૂ. આચાર્ય મ. શ્રી ધનેશ્વર સૂરીશ્વરજીના સદ્ઉપદેશથી શિલાદિત્ય રાજાએ કરાવેલા ઉદ્ધારનું વર્ણન ટુંકમાં પ્રસ્તુત ગ્રંથમાં આવે છે. અને તે પછી કુમારપાળ, બાહડ, વસ્તુપાળ, સમરસિંહ ઇત્યાદિનો પ્રભાવક તરીકે આ ગ્રંથમાં ઉલ્લેખ કરવામાં આવ્યો છે. છેવટે પંચમકાલનું વિષમ સ્વરૂપ વર્ણવીને વિમલવાહન રાજા, દુઃપ્રસહસૂરિવરના ઉપદેશથી તીર્થાધિરાજનો અંતિમ ઉદ્ધાર કરાવશે. એ હકીકતનો ગ્રંથકાર નિર્દેશ કરે છે. અને છેવટે તેઓ એ વસ્તુ સ્પષ્ટ કરે છે કે, 'પંચમકાલમાં છેવટે શત્રુંજયગિરિ ૭ હાથનો થઇ જશે, પછી ઉત્સર્પિણી કાલમાં આ તીર્થ પૂર્વની જેમ વૃદ્ધિ પામવા માંડશે, અનુક્રમે પ્રથમ તીર્થંકર શ્રી પદ્મનાભ પ્રભુની મૂર્તિ બિરાજમાન થશે અને રાયણવૃક્ષ પણ થશે.'

ગ્રંથમાં જે જે હકીકતો તથા ભૂત અને ભાવિના પ્રસંગોના વર્ણનો ગૂંથેલા છે. તે સર્વ ચરમતીર્થપતિ દેવાધિદેવ શ્રમણ ભગવાન શ્રી મહાવીરદેવે સૌધર્મેંદ્રના પ્રશ્નોના પ્રત્યુત્તરરૂપે ફરમાવેલ છે.

'શત્રુંજય માહાત્મ્ય' ગ્રંથના વર્ણનને પાછલથી સાંકળી લેતો, અને વિ૦ ના ૧૩ મા શતકના ઉદ્ધારને વિસ્તૃતરીને વર્ણવતો ગ્રંથ' 'નાભિનંદનોદ્ધાર પ્રબંધ' નામનો અન્ય ગ્રંથ પણ પ્રસિદ્ધ છે. જે પ્રસ્તુત ગ્રંથના પરિશિષ્ટરૂપે ઉદ્ધારના વર્ણનને અંગે છે. એમ કહી શકાય. આ ગ્રંથ, પૂ આચાર્ય મહારાજ શ્રીમાન્ કક્કસૂરિજીએ વિ. સં. ૧૩૯૩ માં રચેલ છે. જેમા મુખ્યત્વે સમરસિંહે કરાવેલા ઉદ્ધારનું વિસ્તૃત વર્ણન છે. પ્રાસંગિક રીતે ભરત ચક્રવર્તી, સગર ચક્રવર્તી, પાંડવ, અને બાહડ એ પાચે સંઘપતિઓએ કરાવેલા ઉદ્ધારોનું સંક્ષિપ્ત વર્ણન કર્યું છે બાદ સમરસિંહે કરાવેલા તીર્થાધિરાજના ઉદ્ધારનું વિસ્તૃત તથા ઐતિહાસિક વર્ણન આ ગ્રંથમાં રસમય શૈલીમાં ગ્રંથકારે સંકલિત કરેલું છે. તદુપરાંત ગૂર્જરેશ્વર કુમારપાલ મહારાજાના મહામંત્રી શ્રી વાગ્ભટ્ટે કરાવેલા ઉદ્ધારનું વર્ણન પ્રભાવક ચરિત્રમાં આવે છે. તેમા એ ઉલ્લેખ છે કે, 'મંત્રીશ્વર ઉદયનના પુત્ર વાગ્ભટ મંત્રીએ વિ. સં. ૧૨૧૩ માં શત્રુંજય મહાતીર્થ ઉપર દેવકુલિકા સહિત મુખ્યપ્રાસાદનો ઉદ્ધાર કરી ધ્વજારોપણ કર્યું.' આ પ્રભાવક ચરિત્રગ્રંથની રચના વિ. સં. ૧૩૩૪ માં આ૦ મ૦ શ્રી પ્રભાચંદ્રસૂરિજીએ કરી છે.

વિ. સં. ૧૦૮ માં જાવડશાએ તીર્થાધિરાજના મુખ્ય મંદિરમા જે પ્રભુશ્રી ઋષભદેવ સ્વામીના બિંબની પ્રતિષ્ઠા કરાવી હતી, તે પ્રતિમાજી વિ. સં. ૧૨૧૩ માં મંત્રીશ્વર વાગ્ભટ્ટના ઉદ્ધાર સમયે વિદ્યમાન હતા. પણ ત્યારબાદ વિ. સં. ૧૩૬૯ માં મ્લેચ્છોએ શત્રુંજય તીર્થનો વિધ્વંસ કર્યો, અને જાવડશાના સમયના પ્રતિષ્ઠિત પ્રતિમાજીનો તેઓએ

નાશ કર્યો, એટલે સમરશાહે શત્રુંજય તીર્થ ઉપર જીર્ણોદ્ધાર કરાવી, ભગવાન શ્રી ઋષભદેવ સ્વામીનાં નૂતન પ્રતિમાજીની વિ. સં. ૧૩૭૧ ના માહ સુદિ ચતુર્દશીના મંગલ દિવસે ઉકેશ ગચ્છીય આચાર્યદેવ શ્રી સિદ્ધસેન સૂરિવરના પુણ્ય હસ્તે પ્રતિષ્ઠા કરાવી. આ હકીકત વિ. સં. ૧૩૯૩ માં રચાયેલા નાભિનંદનોદ્ધાર પ્રબંધમાં આ૦ મ૦ શ્રી કક્કસૂરિજીએ જણાવી છે. અને સમરસિંહે સ્થાપેલા ભગવાન શ્રી ઋષભદેવ સ્વામીના ભવ્ય બિંબને ત્યારબાદ ધર્માંધ યવનોએ ખંડિત કરતાં ચિત્તોડના શ્રાદ્ધરત્ન કર્માશાહે નવીન બિંબ ભરાવી વિ. સં. ૧૫૮૭ ના વૈશાખ વદિ ૬ (ગુજરાતી ચૈત્ર વદિ ૬) રવિવારના પુણ્ય દિવસે પૂ. આ. મ. શ્રી વિદ્યામંડન સૂરીશ્વરજીના વરદ હસ્તે પ્રતિષ્ઠા કરાવી, જે આજે પણ તે ભવ્ય, અદ્ભુત અને તેજસ્વી પ્રભુ બિંબ દર્શન માત્રથી ભવ્ય જીવોનાં પાપસમૂહનો નાશ કરવા પૂર્વક વિજયવંતા વર્તે છે.

એકંદરે શત્રુંજય મહાતીર્થના મહિમાને, તેના ઇતિહાસને તથા પ્રાસંગિક શ્રી ગિરનાર તીર્થના મહિમાને, તથા તેના ઉદ્ધારના ઇતિહાસને તેમજ તેને અંગેની અનેક આવશ્યક, ઉપયોગી તથા મહત્ત્વની વિગતોને રજૂ કરતો સર્વ સંગ્રહરૂપ પ્રસ્તુત ગ્રંથરત્ન, તીર્થાધિરાજ શ્રી શત્રુંજય ગિરિરાજની યાત્રા કરનારા સમસ્ત સંઘ માટે અતિશય ઉપકારક છે.

## પ્રસ્તુત ગ્રંથરત્નનું નૂતન સંપાદન :

વર્તમાનકાલે તીર્થાધિરાજનો મહિમા ભવ્યજીવોનાં હૃદયમાં વિશેષપણે સ્થિર થયેલો દેખાય છે. છેલ્લા લગભગ કેટલાયે વર્ષોથી નવાણું યાત્રાઓ, વર્ષીતપો, શત્રુંજય તીર્થની નિશ્રામાં કરાતા ચાતુર્માસો, છઠ્ઠ, અઠ્ઠમ, અઠ્ઠાઈ, માસખમણ, પાસખમણ, દોઢમાસી, ઇત્યાદિ તપશ્ચર્યા, આ બધું વિપુલ સંખ્યામાં જે વધી રહ્યું છે, તે જોતાં કહી શકાય કે, વિષમ કાલમાં જ્યાં ડગલે ને પગલે પુદ્ગલાનંદીપણું વધતું રહ્યું છે. આત્મસન્મુખ દશા, કે અંતરાત્મદશાનો હ્રાસ થતો જાય છે, તે કાળમાં પણ વિપુલ સંખ્યામાં ભવ્ય જીવો, મહામહિમાશાલી પાવનકારી તીર્થાધિરાજની યાત્રા માટે ઉત્સુકભાવે ઉલ્લસિત હૃદયે કાયાની માયા મૂકી, ધોમ ધીકતા તાપમાં ઉઘાડા પગે, ઉઘાડા મસ્તકે અહમહમિકાયે જે સજ્જ બને છે, તે માટે ખરેખર આત્માની લઘુકર્મીતા તેમજ તીર્થાધિરાજ પ્રત્યેની અપ્રતીમ શ્રદ્ધા સિવાય અન્ય કોણ પ્રેરક બલ હોઈ શકે? પણ શ્રદ્ધાને જો વિવેકનું, શાસ્ત્રીય સમજણનું કે વિધિપાલનનું પીઠબલ હોય તો સોનું ને સુગંધ બની જાય એમાં આશ્ચર્ય શું છે? શ્રદ્ધા ભાવિત ધર્મશીલ ભવ્ય જીવો તીર્થાધિરાજનાં સ્વરૂપને, તેના મહિમાને, તથા તેની યાત્રામાં પાલન કરવા યોગ્ય વિધિવિધાનોને શાસ્ત્રાનુસારે સમગ્રપણે સમજણપૂર્વક સમજે તો કેવું સારું? આ કારણે તીર્થાધિરાજના મહિમાને વર્ણવતા આ પ્રાચીન ગ્રંથરત્નનું ગૂર્જર ભાષામાં પ્રકાશન થાય તે ઇષ્ટ ગણાય! જો કે, આવા ગ્રંથોના ભાષાંતર માટે અમારો નમ્ર વિરોધ છે. જેના તેના હાથે કેવલ ભાષાના અર્થને કરનારા અને પ્રાસંગિક

ઉચિત હકીકતોના નિર્દેશ વિનાના અનધિકૃત હાથે કરાયેલા ભાષાંતરો ભલે તે કથાગ્રંથોના હોય, આગમ ગ્રંથોના તો કહિયે ભાષાંતર થવા જ ન જોઇએ! પણ કથાગ્રંથોના પણ ભાષાંતરો અનધિકારી, સુવિહીત જૈન શ્રમણવર્ગના માર્ગદર્શન વિનાના કેવળ ભાષાના જાણકારના હાથે થયેલા હોય તો એ કોઈ રીતે ઉપકારક નથી બનતા, પણ અપકારક જ બને છે, એ નિઃશંક છે. મૂલ ગ્રંથ વાંચવા ન મળે તો બેસી રહેવું સારું, પણ જેના તેના હાથે ભાષાંતર થયેલા, ભાષાંતરના કથાગ્રંથને વાંચવો તે પણ આત્માને માટે અનેક પ્રકારના અનર્થોને કરનાર નીવડે છે.

એટલે પ્રસ્તુત ગ્રંથરત્નના ભાષાંતરને માટે સમાજમાં તેની માંગ હતી, તેથી યોગ્ય રીતે તેનું સંપાદન થવું જરૂરી લાગ્યું. જો કે, પૂર્વે આ ગ્રંથના જે ચાર-પાંચ ભાષાંતરો પ્રસિદ્ધ થયા છે, તે પણ આજે ઉપલબ્ધ નથી. સર્વ પ્રથમ આ ગ્રંથરત્નનું ગુજરાતી ભાષામાં ભાષાંતર ભાવનગરની જૈન ધર્મ પ્રસારક સભાએ વિ. સં. ૧૯૫૧માં પ્રસિદ્ધ કરેલું, પણ તે અવસરે મૂલ સંસ્કૃત ગ્રંથ શુદ્ધ, સ્વચ્છ અને સાંગોપાંગ મુદ્રિતરૂપે ઉપલબ્ધ નહિ હોય, એમ લાગે છે; છતાં તે ભાષાંતર ત્યારબાદ પ્રસિદ્ધ થયેલા અન્યાન્ય ભાષાંતરો કરતાં કાંઇક અંશે સંતોષકારક ગણી શકાય.

મુખ્ય વસ્તુ એ કે, ભાષાંતરકાર જો, પૂર્વાપરના સંબંધને કે જૈન દર્શનના આચાર-વિચારની પ્રણાલિને જાણનાર ન હોય તો કેટલીક વખતે અર્થનો અનર્થ થઈ જાય છે.

જેમ દૃષ્ટાંત તરીકે, મૂલગ્રંથના પહેલા સર્ગનો ૪૭૬મો શ્લોક છે કે—

"वैरिण्यापि च नो वैरं, नो जिघांसा त्रसादिषु, द्यूतादिषु न चासक्तिर्न-कुलेश्याविचिन्तनम् ॥ ४७६ ॥"

આનો અર્થ સ્પષ્ટ છે કે, "આ તીર્થમાં વૈરીપ્રત્યે પણ વૈર ન રાખવું, ત્રસાદિ પ્રાણીઓને વિષે તેનો ઘાત કરવાની ઇચ્છા ન કરવી, જુગાર આદિ (પાપો)માં આસક્તિ ન રાખવી, અને કુલેશ્યાનું ચિંતવન નહિ કરવું." આ અર્થ હોવા છતાં અત્યાર અગાઉના કેટલાક ભાષાંતરોમાં 'द्यूत' શબ્દને સમજવામાં ગેરસમજ થઇ એટલે આ શ્લોકના 'द्यूतादिषु' ને 'घृतादिषु' સમજી, ભાષાંતરકારે એ અર્થ લખ્યો છે કે 'ઘી આદિમાં આસક્તિ નહિ કરવી' આ હકીકત કેટલી બધી પૂર્વાપરની અસંગતિને દર્શાવનારી છે! અને અર્થનો અનર્થ કરનારી છે, એ કહેવાની ભાગ્યે જ જરૂર ગણાય! તે રીતે પ્રથમ સર્ગમાં ૪૦૮ મો શ્લોક મૂલ ગ્રંથની મુદ્રિત પ્રતમાં આ મુજબ છે—

"छिद्यन्ते नास्य पाषाणाः खन्यते न महीतलम् । सकृन्मूत्रादि नो कार्यम् सुधियाऽत्र मुमुक्षुणा' આ શ્લોકમાં તેનું ભાષાંતર કરવામાં થઠીભર.ભૂંઝવણ, થાય એ સંભવિત

છે. કારણ કે, सकृन्मूत्रादि नो कार्यम्। એનો સંસ્કૃત ભાષા પ્રમાણે અર્થ એ થાય કે, ‘એક વખત પેશાબ આદિ ન કરવો’ પણ આ અર્થ બંધ બેસે નહિ, એટલે મૂલગ્રંથના ‘सकृन्मूत्रादि’ માં ‘स’ ના સ્થાને ‘श’ કરવાથી અર્થ બરાબર બેસે છે. એટલે આનો અર્થ એ કે, ‘આ તીર્થમાં ‘વિષ્ટાસ્થંડીલ કે પેશાબ આદિ નહિ કરવા’ આવા અનેક પ્રસંગો પૂર્વના ભાષાંતરોમાં તેમજ વર્તમાનમાં જે જે મૂલગ્રંથની છપાયેલી પ્રતો મલે છે, તેમાં જોનારને કે વાંચનારને મૂંઝવણમાં નાંખી દે તેવા પ્રાપ્ત થાય છે.

છતાં અત્યાર અગાઉ પ્રસિદ્ધ થયેલા ભાષાંતરોના આધારે, મૂલ સંસ્કૃત ગ્રંથને આંખ સામે રાખીને ભાવને જાળવવાપૂર્વક, શબ્દશુદ્ધિ, ભાષાશુદ્ધિ, વાક્ય રચના ઈત્યાદિની સુસંગતિ સાચવીને આ ભાષાંતરગ્રંથનું સંપાદન કર્યું છે. શબ્દ કે અર્થ જે મૂલમાં છે તેને જાળવવા જે રીતે લક્ષ્ય રાખ્યું છે, તે કરતાં અધિકલક્ષ્ય મૂલગ્રંથના ભાવને જાળવવા રાખ્યું છે, એટલી સ્પષ્ટતા આ પ્રસંગે મારે કરી લેવી ઉચિત છે. તો પણ મારો આ પ્રયત્ન પૂર્ણ છે, સર્વ રીતે સાંગોપાંગ છે, કે ક્યાંયે અશુદ્ધિ, સ્ખલના અને દોષ નથી, એવો મારો સ્હેજ પણ આ ગ્રંથને અંગે દાવો નથી. મારા હાથે જે જે સ્ખલનાઓ થઈ છે, તે તે અધિકૃત હાથે પરિમાર્જન કરાવવા મેં યોગ્ય પ્રયત્ન કર્યો છે. પરિણામે શુદ્ધિ પત્રકમાં તે તે સ્ખલનાઓનો નિર્દેશ કર્યો છે. તે પ્રત્યે સર્વ કોઈ શુભાકાંક્ષી સહૃદય વાચકોનું હું લક્ષ્ય ખીંચું છું.

પ્રસ્તુત ગ્રંથનાં સંપાદનનું કાર્ય આજથી લગભગ ત્રણ વર્ષ અગાઉ મારા હાથમાં આવ્યું હતું, ત્યારબાદ એમાં અનેક પ્રતિકૂલતાઓ, અને મારા અન્યાન્ય પ્રવૃત્તિઓના રોકાણના કારણે અતિશય વિલંબ થયો. ત્યારબાદ ગ્રંથને તૈયાર થઇ ગયે પણ લગભગ છ મહિના થયા. છતાં ભવિતવ્યતા પ્રબલ છે; એ ન્યાયે આજે આ ગ્રંથ પ્રસિદ્ધિને પામે છે. આ ગ્રંથરત્નના પ્રકાશનમાં દેવ-ગુરુ-ભક્તિ પરાયણ ધર્મનિષ્ઠ સુશ્રાવક હરગોવિંદદાસ મણિયારનો આદિથી અંત સુધી પરિશ્રમ અને સહકાર ન હોત તો આ ગ્રંથ આટલો શીઘ્ર પ્રસિદ્ધ ન થઇ શકત! તદુપરાંત સુશ્રાવક પં૦ શ્રી કેપુરચંદભાઈ, સુશ્રાવક સોમચંદ ડી. શાહ (સંપાદક ‘કલ્યાણ’) અને મહોદય પ્રી. પ્રેસના સૌજન્યશીલ કાર્યાધિકારી શાહ ગુલાબચંદભાઈ આ બધાયની આ ગ્રંથરત્નને તાત્કાલિક પ્રસિદ્ધ કરવા માટેની મમતાપૂર્વકની લાગણી પણ પ્રસ્તુત ગ્રંથપ્રકાશનમાં જરૂર સહાયક છે.

અને પૂ. પંન્યાસજી શ્રી સુબુદ્ધિવિજયજી ગણિવરશ્રીનું માર્ગદર્શન, સૂચન, છપાયેલાં પ્રૂફો, ફરમાઓ વગેરેના સંશોધન માટેનો તેમનો પરિશ્રમ ઇત્યાદિનો ઉલ્લેખ મારે કરવો જ રહ્યો. સેવાભાવી મુનિરાજ મહિમાવિજયજી આદિ મારા સહવર્તી સાધુઓના પણ સહકારનું હું વિસ્મરણ તો ન જ કરી શકું.

આ બધાયનો સહકાર તથા મમતા, તેમજ પૂજ્યપાદ પરમ ગુરુદેવોની પુણ્ય કૃપાના

પરિપાકરૂપ આ ગ્રંથરત્નના સંપાદનમાં જે કાંઇ સ્ખલનાઓ, અશુદ્ધિઓ કે અર્થનો અનર્થ થાય તેવું કાંઇ પણ પ્રકાશિત થયેલ જણાય તે માટે સર્વ કોઇની ક્ષમાયાચના પૂર્વક ગ્રંથ-રત્નના વાચન,. મનન, નિદિધ્યાસન દ્વારા સમસ્ત સંસારના ભવ્યજીવો, તીર્થાધિરાજની ત્રિવિધયોગે .વિશુદ્ધિપૂર્વક યાત્રાનાં દર્શન, સ્પર્શન તથા ઉપાસનાના મહામૂલ્ય લાભને પ્રાપ્ત કરે, તેનું તે સુકૃત મને પ્રાપ્ત થાવ એ અભિલાષા સહ સર્વ કોઈ ભવ્યઆત્માઓ; તીર્થાધિરાજની યાત્રાદ્વારા પરંપરાએ અનંત સુખના ભોક્તા બનો એ શુભાભિલાષા.

વૈશાખ શુદિ એકાદશી. :
વીરશાસન સ્થાપના દિવસ.
વીર સં. ૨૪૮૨. રવિવાર :
સાવરકુંડલા (સૌરાષ્ટ્ર)
તા. ૨૦-૫-૫૬ : વિ. સં. ૨૦૧૨

પૂજ્યપાદ પરમ ગુરુદેવ સુવિહીત શિરોમણિ આચાર્યદેવ
શ્રીમદ્ વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજશ્રીના પટ્ટપ્રભાવક
પરમ ગુરુદેવ વ્યાખ્યાન-વાચસ્પતિ આચાર્યદેવ
શ્રીમદ્ વિજયરામચંદ્ર સૂરીશ્વરજી મહારાજશ્રી-
ચરણચંચરિક.
પં૦ કનકવિજય ગણિ.



પૂજ્યપાદ સુવિહીત શિરોમણિ તપાગચ્છાધિપતિ સૂરિસાર્વભૌમ
સકલ સિદ્ધાંતપારગામી આચાર્યદેવેશ
શ્રીમદ્ વિજયદાનસૂરીશ્વરજી મહારાજ

# 'શત્રુંજય માહાત્મ્ય'ના વિષયોનું સંક્ષિપ્ત દર્શન.



**સર્ગ ૧ લો :** ગ્રંથની પીઠિકા : ભ૦ શ્રી મહાવીરદેવનું શત્રુંજય ગિરિ ઉપર આવાગમન. સૌધર્મેન્દ્રે ગિરિરાજનું કરેલું વર્ણન. કંડૂરાજર્ષિનું ચરિત્ર. પ્રભુ શ્રી મહાવીરદેવનું સમવસરણ. સૌધર્મેન્દ્રે કરેલા પ્રશ્નો. ગિરિરાજના ૨૧ શિખરો. યાત્રાનો મહિમા : પાત્રદાનનો પ્રભાવ **પૃ. ૧ થી ૩૦.**

**સર્ગ ૨ જો :** પ્રભુએ કહેલી સૂર્યાવર્ત કુંડની કથા, મહીપાલરાજાનું ચરિત્ર, મહાકાલ યક્ષના પૂર્વભવનું ચરિત્ર. જીવહિંસાના ત્યાગ ઉપર બગલાની કથા. શત્રુંજય ગિરિરાજના પ્રભાવ ઉપર ત્રિવિક્રમ રાજાની કથા. મહીપાલ રાજાના રોગનો કુંડના જલથી ઉપશમ. **પૃ. ૩૧ થી ૬૬.**

**સર્ગ ૩ જો :** પ્રભુ શ્રી મહાવીરદેવે વર્તમાન અવસર્પિણી કાલમાં તીર્થના આદ્ય મહિમાપ્રવર્તક ભ૦ શ્રી ઋષભદેવ સ્વામીનું ફરમાવેલું ચરિત્ર. ભરત ચક્રવર્તીનો દિગ્વિજય, દિગ્વિજયના અવસરે ભરતેશ્વરે કરેલી શત્રુંજય તીર્થની યાત્રા. શત્રુંજય તીર્થની યાત્રાના પ્રભાવે ઇશાનેદ્ર થયેલો દષ્ટિવિષ સર્પ. ભરતના ૯૮ ભાઈઓની દીક્ષા. **પૃ. ૬૭ ૧૦૯.**

**સર્ગ ૪ થો:** ભરત બાહુબલિનું યુદ્ધ, ભરતનો પરાજય, બાહુબલિએ ગ્રહણ કરેલી દીક્ષા. બાહુબલિ રાજર્ષિને કેવલજ્ઞાન. ભરતે કરેલો સોમયશાનો રાજ્યાભિષેક. **પૃ. ૧૧૦ થી ૧૪૫.**

**સર્ગ ૫ મો :** શત્રુંજય તીર્થ ઉપર પ્રભુ શ્રી ઋષભદેવસ્વામીનું આવાગમન, દેવોએ રચેલું રાયણ વૃક્ષ નીચે સમવસરણઃ પ્રભુની દેશના, પુંડરીક ગણધરની દેશના, તીર્થાધિરાજની નિશ્રામાં થતા ધર્મારાધનનું મહાફલ, પુંડરીક ગણધરે પાંચ ક્રોડના પરિવાર સાથે કરેલું અનશન કેવલજ્ઞાન તથા મોક્ષગમન. પ્રભુનું વિનીતાનગરીના સિદ્ધાર્થ ઉદ્યાનમાં આવાગમન. ચૈત્રી પૂર્ણિમાનો મહિમા. ભરતેશ્વરે સંઘપતિપદ ધારણ કરવા માગેલી અનુજ્ઞા. સંઘસહિત પ્રયાણઃ ગિરિરાજની પાસે સંઘનો પડાવ. શ્રીનાભ ગણધરને ભરતે પૂછેલી ગિરિપૂજાની પૂજન વિધિ. ગિરિરાજ ઉપર ભરતેશ્વર સહિત સંઘનું પ્રયાણ. ચિલ્લણ મુનિએ વિકુર્વેલ સરોવર, સૌરાષ્ટ્રના રાજા શક્તિસિંહે ગિરિરાજનું વર્ણવેલું સ્વરૂપ. ભરતેશ્વરે ગિરિરાજ ઉપર બંધાવેલો 'ત્રૈલોક્યવિભ્રમ' પ્રાસાદ. ઋષભદેવ ભગવંત આદિનાં પ્રભુ બિંબોની શ્રીનાભ ગણધરના હસ્તે પ્રતિષ્ઠા. ગણધર ભગવંતે કરેલું સાતક્ષેત્રનાં માહાત્મ્યનું વર્ણનઃ શક્રઇન્દ્રે કરેલી જિનેશ્વરદેવની પૂજા, ઇંદ્ર મહારાજાએ શત્રુંજયા નદીના પ્રભાવનું કરેલું વર્ણન. શાંતન રાજાનું ચરિત્ર, શત્રુંજયા આદિ ૧૪ મહાનદીઓની ઉત્પત્તિ અને પ્રભાવઃ શ્રીનાભ ગણધરે કહેલ કદંબગિરિનો પ્રભાવઃ ભરતેશ્વરનું સૌરાષ્ટ્રના પશ્ચિમ સમુદ્ર કિનારે ચંદ્રોદ્યાનમાં આવાગમન. ભરતેશ્વરે વસાવેલું નગર. ગિરનાર તીર્થની યાત્રાઃ શક્તિસિંહ રાજાએ કરેલું રૈવતાચલ તીર્થનું વર્ણનઃ બરટ વિદ્યાધરનો પરાભવ. ભરતે કરેલી વિવિધ તીર્થોની યાત્રાઃ વિનીતા નગરીમાં પ્રવેશ. **પૃ. ૧૪૬ થી ૧૯૭.**

**સર્ગ ૬ ઠો :** ઋષભદેવ પ્રભુનું અષ્ટાપદ પર્વત ઉપર નિર્વાણ. ભરત ચક્રવર્તીએ કરાવેલ સિંહનિષદ્યા પ્રાસાદ. ભરત મહારાજાને આરિસા ભવનમાં કેવલજ્ઞાન. ભરત ચક્રવર્તીના રાજ્ય ઉપર સૂર્યયશાનો અભિષેક. રંભા તથા ઉર્વશીએ સૂર્યયશાની કરેલી પરીક્ષા. સૂર્યયશા રાજાને આરિસા ભવનમાં કેવલજ્ઞાન. ભરતની પાટ પરંપરામાં મોક્ષગમન, અને ભરતેશ્વરના પાટપરંપરાના રાજાઓએ કરાવેલા તીર્થોદ્ધારો. **પૃ.૧૯૮ થી ૨૧૫.**

**સર્ગ ૭ મો :** ઋષભદેવ સ્વામીના પુત્ર દ્રવિડના પુત્રો દ્રાવિડ અને વાલિખિલ્લનું પરસ્પર યુદ્ધ.

સુવલ્ગુ તાપસે દ્રાવિડને આપેલો બોધ બન્નેએ સ્વીકારેલી દીક્ષા શ્રી શત્રુંજયતીર્થ ઉપર દશ ક્રોડ મુનિવરો સાથે તે બન્નેનું મોક્ષગમન (ભરત ચક્રવર્તીએ કરાવેલા પ્રથમ ઉદ્ધારનું વર્ણન સમાપ્ત) દંડવીર્ય રાજાને શત્રુંજયના ઉદ્ધાર માટે સૌધર્મઇંદ્રની પ્રેરણા. ભરતની આઠમી પાટે આવેલા દંડવીર્ય રાજાએ શત્રુંજય તીર્થની યાત્રા માટે સંઘ સહિત કરેલું પ્રયાણ વેતાલે કરેલું વિઘ્ન, તીર્થોદ્ધાર અને દીક્ષા, પાતે મોક્ષ (બીજો ઉદ્ધાર) ઇશાનેદ્રે કરાવેલો ત્રીજો ઉદ્ધાર. હસ્તિસેન નગરમા સુહસ્તિનીદેવીનો તીર્થ ઉપર ઉપદ્રવ માહેદ્રઇંદ્રે કરાવેલો ચોથો ઉદ્ધાર બ્રહ્મેંદ્રે કરાવેલો પાચમો ઉદ્ધાર ભવનપતિના ઇંદ્ર ચમરેંદ્રે કરાવેલો છઠ્ઠો ઉદ્ધાર

(શત્રુંજયતીર્થ ઉપર થયેલા ૭ ઉદ્ધારોનું વર્ણન) પૃષ્ઠ. ૨૧૬ થી ૨૩૭

**સર્ગ ૮ મો :** અજિતનાથ સ્વામીનું ચરિત્ર સગર ચક્રવર્તીનો દિગ્વિજય અજિતનાથ સ્વામીનું શ્રી સિદ્ધગિરિજી ઉપર આવાગમન મયૂરદેવે કહેલો પોતાનો પૂર્વ ભવ પ્રભુએ કરેલું શ્રી સિદ્ધગિરિજી ઉપર ચાતુર્માસ સુવ્રતાચાર્યનો કાક ઉપર કોપ સગરના પુત્રો અષ્ટાપદની યાત્રાયે સગરના પુત્રોનું મૃત્યુ ચક્રવર્તીને ઇંદ્રનો ઉપદેશ સગરના સાઠ હજાર પુત્રોનો પ્રભુ શ્રી અજિતનાથસ્વામીએ કહેલો પૂર્વભવ. સગર ચક્રવર્તીએ કરેલી શત્રુંજય તીર્થની યાત્રા શત્રુંજય તીર્થનો ઉદ્ધાર રૈવતાચલ તીર્થની યાત્રા સગરની દીક્ષા. પ્રભુનુ નિર્વાણ (સાતમો ઉદ્ધાર) પ્રભુ શ્રી અભિનંદન સ્વામીના ઉપદેશથી વ્યંતરેંદ્રએ કરેલો ઉદ્ધાર. (આઠમો ઉદ્ધાર) ચંદ્રપ્રભ પ્રભુનુ ચરિત્ર કેવલજ્ઞાની ચંદ્રપ્રભ તીર્થ કરદેવ ચંદ્રપ્રભાસ નગરીમાં પધાર્યા ચંદ્રશેખર રાજાની દીક્ષા ચંદ્રકીર્તિ રાજાએ ચંદ્રપ્રભાસ તીર્થમા કરાવેલો જિનપ્રાસાદ ચંદ્રયશાએ કરાવેલો તીર્થનો ઉદ્ધાર (નવમો ઉદ્ધાર) શાંતિનાથ પ્રભુનુ ચરિત્ર કેવળજ્ઞાની પ્રભુનું સિદ્ધગિરિ ઉપર ચાતુર્માસ સિંહને ઉપદેશ પ્રભુના પુત્ર ચક્રધર રાજાનું ચરિત્ર ચક્રધરે શ્રી શત્રુંજય તીર્થનો કરાવેલો ઉદ્ધાર રાજાએ દીક્ષા લઇ સમેતશિખર ઉપર અનશન કરી મુક્તિ પ્રાપ્ત કરી (દશમો ઉદ્ધાર)

પૃષ્ઠ ૨૩૮ થી ૬૭૪

**સર્ગ ૯ મો** શ્રી રામચંદ્રજીના પૂર્વજોના ચરિત્ર અજયરાજાને પ્રાપ્ત થયેલ પાર્શ્વપ્રભુની પ્રતિમા દીપનગરની બાજુમા અજયનગરની સ્થાપના, અજય રાજાએ સિદ્ધગિરિજી તીર્થની કરેલી યાત્રા. ન્હાના પુત્ર દશરથને રાજ્ય સોંપી મોટા પુત્ર અનંતરથ સાથે અજય રાજાએ દીક્ષા લીધી મિથિલામાં જનક રાજાને ત્યા સીતા અને ભામંડલનો જન્મ સીતાનો સ્વયંવર દશરથ મહારાજાની પરિવાર સાથે તીર્થયાત્રા ચંદ્રપ્રભાસ નગરમા સીતાએ કરાવેલા જિનમંદિરો બરડ પર્વત ઉપર કૈકેયીએ કરાવેલા જિન મંદિરનો જીર્ણોદ્ધાર ઢાંક નગરીમા કૌશલ્યાએ કરાવેલું મોટુ જિન મંદિર. વલ્લભીનગરમા સુપ્રભાએ કરાવેલુ જિન મંદિર કાંપિલ્યનગરમા રામે અને વામનગરમા લક્ષ્મણે જિન મંદિરો કરાવ્યા દશરથ રાજા પરિવાર સાથે અયોધ્યામા પાછા આવ્યા કૈકેયીનુ વરદાન માગવુ દશરથે ભરતને રાજ્ય સોંપી દીક્ષા ગ્રહણ કરી રામ-લક્ષ્મણ આદિનુ વનમા ગમન રાવણના પૂર્વજો રત્નશ્રવાનો પાતાલ લંકામા નિવાસ રાવણનો જન્મ નવરત્નોનો હાર ગળામા નાખ્યો દશમુખ તરીકેની પ્રસિદ્ધિ ઇંદ્રવિદ્યાધરની સાથે રાવણનુ યુદ્ધ વાલીના હાથે રાવણનો પરાભવ મરુત્તરાજાના હિંસામય યજ્ઞને રાવણે બંધ કરાવ્યો હનુમાનનો જન્મ લક્ષ્મણના હાથે શંબૂકનો વધ સૂર્પણખાએ રાવણ સમક્ષ કરેલી સીતાના રૂપની પ્રશંસા સીતાનુ હરણ હનુમાનને સંદેશવાહક તરીકે લંકામાં મોકલવો રામ-લક્ષ્મણ અને રાવણનુ યુદ્ધ લક્ષ્મણને પ્રાપ્ત થયેલી મૂર્ચ્છા રાવણનો લક્ષ્મણના હાથે વધ અયોધ્યામા આવાગમન ભરતે ગ્રહણ કરેલી દીક્ષા. એક હજાર મુનિઓ સાથે ભરતનું સિદ્ધાચલ

તીર્થ ઉપર મોક્ષગમન. રામચંદ્રજીએ લક્ષ્મણ સાથે કરેલો સિદ્ધાચલ તીર્થાધિરાજનો ઉદ્ધાર. રામની દીક્ષા. કેવલજ્ઞાન. અને શ્રી શત્રુંજયગિરિ ઉપર મોક્ષગમન. પૃ. ૨૭૫ થી ૩૦૨,

( પ્રથમ ખંડ સમાપ્ત )

**સર્ગ ૧૦ મો :** ( ગિરનાર મહાતીર્થ માહાત્મ્ય ) ઇંદ્રે શ્રી મહાવીર પ્રભુને શત્રુંજય તીર્થના અધિક મહિમાશાલી શિખરનો પૂછેલો મહિમા. પ્રભુએ રૈવતગિરિતીર્થનો કહેલો મહિમા. જ્ઞાનશિલા ઉપર બેઠેલા મુનિનું માહેંદ્ર ઇંદ્રે કહેલું ચરિત્ર. દુષ્ટ ચરિત્રવાળા ભીમસેનને જટિલ તાપસે કહેલું અશોકચંદ્ર ક્ષત્રિયનું ચરિત્ર. ભીમસેનનું રૈવતાચલ તીર્થ પ્રત્યે પ્રયાણ. પ્રભુએ કહેલું હરિવંશની ઉત્પત્તિનું વૃત્તાંત. મુનિસુવ્રત ભગવાનનું ચરિત્ર. પૂર્વભવના મિત્ર અશ્વના બોધ માટે પ્રભુનો દીર્ઘવિહાર. પ્રભુનું સિદ્ધાચલ તીર્થ ઉપર આવાગમન. શ્રી નેમિનાથ પ્રભુનું ચરિત્ર. પાંડવ ચરિત્ર. શાંતનુ રાજાએ જાહ્નવી સાથે કરેલું પાણિગ્રહણ. ગાંગેયનો જન્મ. જાહ્નવીનું પુત્ર સાથે ચાલ્યા જવું. સત્યવતી સાથે પાણિગ્રહણ. ચિત્રાંગદ અને વિચિત્રવીર્યનો જન્મ. વિચિત્રવીર્યને ત્રણ પુત્રો. ધૃતરાષ્ટ્ર. પાંડુ અને વિદુર. શૌર્યપુરીના અંધક વૃષ્ણિની પુત્રી કુંતી સાથે પાંડુનું ગાંધર્વ લગ્ન. અંધકવૃષ્ણિએ સમુદ્રવિજય પુત્રને શૌર્યપુરનું રાજ્ય સોંપી લીધેલી દીક્ષા. શિવાદેવી અને સમુદ્રવિજયનું વર્ણન, ભોજવૃષ્ણીના પુત્ર ઉગ્રસેનની ધારિણીની કૂખે કંસનો મથુરામાં જન્મ. રાજગ્રહ નગરમાં બૃહદ્રથનો પુત્ર જરાસંધ ત્રણ ખંડનો અધિપતિ પ્રતિવાસુદેવ. કંસે પોતાના પિતાને કારાગૃહમાં નાંખ્યા. દેવકીના ૭ પુત્રોને કંસના હાથમાં ન જવા દેતાં દેવે કરેલું અપહરણ. કૃષ્ણ અને ભગવાન શ્રી અરિષ્ટનેમિ પ્રભુનો જન્મ. યુધિષ્ઠિર તથા દુર્યોધનનો જન્મ. પાંચે પાંડવોનો જન્મ: પર્વત ઉપરથી ભીમસેનનું પડવું. કુંતીએ નાશિકની યાત્રા કરી ચંદ્રપ્રભ સ્વામીનું નવીન મંદિર કરાવ્યું. કૃષ્ણે કંસનો વધ કર્યો. પશ્ચિમ સમુદ્ર તરફ સમુદ્રવિજય આદિ દશાર્હોનું ગમન. કુબેરે રચેલી દ્વારિકા નગરી. નેમિનાથ પ્રભુનાં સત્ત્વની પરીક્ષા માટે દેવોએ કરેલા ઉત્પાતો. નેમિનાથ પ્રભુની ઇંદ્રે કરેલી સ્તુતિ. પૃ. ૩૦૩ થી ૩૪૮.

**સર્ગ ૧૧ મો :** કૌરવો અને પાંડવોની ક્રીડા. પરસ્પર ઇર્ષ્યા. દ્રૌપદીનો સ્વયંવર. અર્જુને સાધેલો રાધાવેધ. દ્રૌપદીને પાંચ પતિ કેમ? તેના જવાબમાં ત્યાં સ્વયંવરમાં આવેલા મુનિએ કહેલા પૂર્વભવો. અર્જુનનું પરદેશગમન. અનેક તીર્થોની યાત્રા કરી ગિરનાર તીર્થ ઉપર આગમન. ગિરનાર તીર્થના હસ્તિપદ કુંડનાં માહાત્મ્ય ઉપર દુર્ગંધાની કથા. પાંડુએ યુધિષ્ઠિરનો રાજ્ય ઉપર કરેલો અભિષેક. હસ્તિનાપુર નગરમાં યુધિષ્ઠિરે શ્રી શાંતિનાથ પ્રભુની મૂર્તિનો કરેલો પ્રતિષ્ઠા મહોત્સવ. કૌરવોને ઉત્પન્ન થયેલી ઈર્ષ્યા. યુધિષ્ઠિર સાથે દ્યૂત. પાંડવોને વનવાસનો આદેશ. કૌરવોનું લાક્ષાગૃહમાં પાંડવોના નાશનું કૌભાંડ. વનમાં પાંચે પાંડવોનું દ્રૌપદી સાથે આગળ વધવું. અર્જુને સિદ્ધ કરેલી વિદ્યાઓ. અર્જુન અને શિકારીનું યુદ્ધ. સુવર્ણ કમલને ગ્રહણ કરવા ભીમનું પ્રયાણ. સરોવરમાં અદશ્ય થયેલો ભીમસેન. તેમની પાછળ બધાયનું જવું. અને તેમનું અદશ્ય થવું. ઇંદ્રના સેવકનું આગમન. સરોવરના સ્વામી શંખચૂડ પાસે ઇંદ્રની આજ્ઞાનું કથન. સરોવરમાંથી બહાર આવીને પાંચે પાંડવોનું માતાને નમન. પૃ. ૩૪૯ થી ૩૬૯.

**સર્ગ ૧૨ મો :** પાંડવોના વનવાસમાં ૭ વર્ષ. દુર્યોધને પાંડવોને હણવા માટે કરાવેલ ઉદ્‌ઘોષણા, આપત્તિને ટાળવા પાંચ પાંડવો, દ્રૌપદી તથા કુંતીનો કાયોત્સર્ગ અને તપ. કૃત્યાવિદ્યાનો ઉપદ્રવ. ઇંદ્રના હરિણૈગમેષીની સહાય. માસખમણના તપસ્વી મુનિને ભક્તિપૂર્વક દ્રૌપદીએ દીધેલું દાન. શાસનદેવીનું પ્રગટ થવું. ને મત્સ્ય દેશમાં ગુપ્તવાસ રહેવા માટે આદેશ. વિરાટરાજાને ત્યાં પાંડવોનો ગુપ્તવાસ. કીચકની દ્રૌપદી પ્રત્યે આસક્તિ. ભીમે કરેલો કીચકોનો વધ. દુર્યોધનનો ફરી ઉત્પાત. રૂક્મિણીના પુત્રનું

અપહરણ પ્રદ્યુમ્નને વિદ્યાપ્રાપ્તિ સત્યભામાના પુત્ર ભાનુનો લગ્ન ઉત્સવ પ્રદ્યુમ્નનું દ્વારિકા નગરીમા આગમન. જાંબવતીના પુત્ર શાંબના તોફાનો રામ તથા કૃષ્ણ આદિએ પાંડવોને કૌરવોનો પરાભવ કરવા કરેલી પ્રેરણા યુધિષ્ઠિર–ધર્મપુત્રનો પોતાના બંધુજનની સામે યુદ્ધ કરવા માટે વિરોધ દુર્યોધન પાસે વિજય નામના દૂતે પાંડવો માટે પાંચ નગરોની કરેલી યાચના તેણે કરેલો તિરસ્કાર. કૃષ્ણના વધ માટે જરાસંધનું દ્વારિકા તરફ પ્રયાણ પાંડવો તથા કૌરવોનું યુદ્ધ; ભીષ્મે રણમાં ગ્રહણ કરેલી દીક્ષા. દુર્યોધનનું મૃત્યુ. જરાસંધનો ઉદ્વેગ. જરાસંધ અને કૃષ્ણ વાસુદેવનું ભીષણ યુદ્ધ. જરાસંધે મૂકેલી જરા કૃષ્ણે પ્રભુશ્રી પાર્શ્વનાથનું કરેલું ધ્યાન. ત્રીજે દિવસે પદ્માવતીદેવીનું પ્રગટ થવું. પ્રભુનાં પ્રતિમાનાં દર્શન જરાસંધનો વધ કૃષ્ણે સાધેલા ત્રણ ખંડ; પાંડવોને આપેલું ઇંદ્રપ્રસ્થ નગર પૃ ૩૭૦ થી ૪૦૩.

**સર્ગ ૧૩ મો :** ભગવાન શ્રી નેમિનાથ પ્રભુની ક્રીડા કૃષ્ણે કરેલી બલની પરીક્ષા ઇંદ્રે દૂર કરેલો કૃષ્ણનો સંશય. પ્રભુની જલક્રીડા, લગ્નનું નિશ્ચિત થવું. પાણિગ્રહણ માટે પ્રભુનું મહોત્સવ પૂર્વક ગમન. રથ પાછો વાળ્યો લોકાંતિક દેવોનું આગમન પ્રભુએ ગિરનાર તીર્થના સહસ્રામ્ર વનમા ગ્રહણ કરેલી દીક્ષા સહસ્રામ્રવનમા કેવલજ્ઞાન અંબિકાદેવીનુ ચરિત્ર સોમભટ્ટે અંબિકાનો કરેલો ત્યાગ મુનિદાનનો પ્રભાવ અંબિકાનું કૂવામા પડવુ. વ્યંતરદેવોથી સેવવા યોગ્ય દેવી તરીકે ઉત્પત્તિ સોમદેવનું અંબિકાના વાહન તરીકે ઉત્પન્ન થવું પ્રભુના સમવસરણમા અંબિકાનું આવવું. નેમિનાથ પ્રભુએ ફરમાવેલ વરદત્ત ગણધરનો પૂર્વભવ પાંચમા દેવલોકના ઇંદ્રે સાગર તીર્થંકરને પોતાના મોક્ષ ગમન માટે પૂછેલો પ્રશ્ન ઇંદ્રે ભરાવેલી અરિષ્ટનેમિ પ્રભુની પ્રતિમા રૈવતાચલ તીર્થના દર્શનનો મહિમા કૃષ્ણ–વાસુદેવના પૂછવાથી પ્રભુ શ્રી નેમિનાથ સ્વામીએ કહેલ રત્નવણિકનો વૃત્તાંત. રત્નશ્રાવકે કરાવેલો તીર્થનો ઉદ્ધાર ઐરવતકુંડનું વર્ણન વશિષ્ટકુંડની કથા, કૃષ્ણનું દામોદર નામ ઉમા શંભુકુંડની પ્રસિદ્ધિ થાવચ્ચાપુત્રની દીક્ષા થાવચ્ચાપુત્ર, શુકપરિવ્રાજક, શેલકસૂરિજી ઇત્યાદિનું શ્રી સિદ્ધગિરિજી ઉપર અનશન અને મોક્ષ, યુધિષ્ઠિર આદિ પાંડવોએ પ્રભુની પાસેથી પુંડરીક ગિરિરાજનો સાંભળેલો મહિમા તીર્થની યાત્રાર્થે પ્રયાણ શત્રુંજયતીર્થનો કરેલો ઉદ્ધાર ચંદ્રપ્રભાસ તીર્થમા તેમનું ગમન પ્રભુશ્રી નેમિનાથ સ્વામીને દ્વારિકા માટે પ્રશ્ન દ્વૈપાયને દ્વારિકાનો કરેલો દાહ કૃષ્ણનું મૃત્યુ બલભદ્રની દીક્ષા નેમિનાથ પ્રભુનુ નિર્વાણ પાંડવોનુ શત્રુંજયતીર્થ ઉપર સિદ્ધિગમન પૃ. ૪૦૪ થી ૪૪૭.

**સર્ગ ૧૪ મો.** પાર્શ્વનાથ પ્રભુનું ચરિત્ર કલિકુંડતીર્થની સ્થાપના કમઠાસુરનો ઉપદ્રવ. પ્રભુને કેવલજ્ઞાન પ્રભુની દેશના સાંભળી હસ્તિસેન રાજાએ સંઘ સાથે શત્રુંજય તીર્થ પ્રત્યે કરેલુ પ્રયાણ. તીર્થની કરેલી પૂજા પ્રભુની પાસે ગ્રહણ કરેલી દીક્ષા પ્રભુનુ સમેતશિખર ઉપર નિર્વાણ પૃ. ૪૪૮ થી ૪૫૩.

**સર્ગ ૧૫ મો :** પ્રભુશ્રી મહાવીર દેવે ફરમાવેલું શત્રુંજયના ભાવિ ઉદ્ધારોનુ વર્ણન કાંપિલ્ય પુરમાં ભાવડને ત્યાં આવેલા બે મુનિઓ ભાવડનો અભ્યુદય મધુપુરીના પ્રવેશ સમયે જાવડનો જન્મ. ઘેટીગામના ગૃહસ્થની પુત્રી સુશીલા સાથે જાવડનો વિવાહ જાવડ શેઠનું મોગલદેશમા ગમન ત્યાંથી શત્રુંજય તીર્થની યાત્રાર્થે આવવું મુનિવરો પાસેથી તીર્થની આશાતના જાણી તેના નિવારણ માટે ભાવના. વજ્રસ્વામીનું આગમન જાવડને પ્રોત્સાહન કપર્દીયક્ષની સહાય તીર્થ ઉપર સંઘ સહિત આવાગમન. મિથ્યાત્વી દેવોના ઉપદ્રવો. ગુરુ મહારાજના પ્રભાવે સફલતા ભ૦ શ્રી મહાવીરદેવે ફરમાવેલા ત્યાર પછીના તીર્થના ઉદ્ધારકો ભાવિનું સ્વરૂપ વિમલવાહન રાજાનો છેલ્લો ઉદ્ધાર આગામી ઉત્સર્પિણીમા તીર્થ ઉપર પદ્મનાભ તીર્થંકરની પ્રતિમા ગ્રંથકાર ધનેશ્વરસૂરિજી મ નુ અંતિમ કથન શિલાદિત્યરાજાના આગ્રહથી રચેલા પાવનકારી તીર્થમાહાત્મ્યના આ ગ્રંથને શુભાશિષ પૃ. ૪૫૪ થી ૪૬૪

( શત્રુંજય માહાત્મ્ય ગ્રંથ સંપૂર્ણ )

## 'શત્રુંજય માહાત્મ્ય' ગ્રંથમાં વર્ણવેલા ઉદ્ધારોનો અનુક્રમ.

**ઉદ્ધાર : ૧ :** ભગવાન શ્રી ઋષભદેવ સ્વામીના શાસનમાં તેઓના સદુપદેશથી ભરતેશ્વર શ્રી ભરત ચક્રવર્તીએ શત્રુંજય તીર્થનો પહેલો ઉદ્ધાર કર્યો. પૃ. ૧ થી ૨૨૮.

**ઉદ્ધાર : ૨ :** ભરતેશ્વર શ્રી ભરત ચક્રવર્તીના વંશમાં આઠમા રાજા શ્રી દંડવીર્ય નરેશ્વરે સૌધર્મ-ઇંદ્રની પ્રેરણાથી શત્રુંજય તીર્થનો બીજો ઉદ્ધાર કર્યો. પૃ. ૨૨૮ થી ૨૩૩.

**ઉદ્ધાર : ૩ :** મહાવિદેહ ક્ષેત્રમાં વિચરતા વિહરમાન શ્રી તીર્થંકર દેવના ઉપદેશથી ઇશાન ઇન્દ્રે દંડવીર્યના પછી સો સાગરોપમ ગયા બાદ ત્રીજો ઉદ્ધાર કર્યો. પૃ. ૨૩૪.

**ઉદ્ધાર : ૪ :** મહેન્દ્ર ઇંદ્રે તીર્થની આશાતના ટાલીને ત્રીજા ઉદ્ધાર પછી ક્રોડ સાગરોપમ કાલ ગયા પછી ૪ થો ઉદ્ધાર કર્યો પૃ. ૨૩૬.

**ઉદ્ધાર : ૫ :** ચોથા ઉદ્ધાર બાદ દશ ક્રોડ સાગરોપમ કાલ વ્યતીત થયા બાદ પાંચમા દેવલોકના ઇંદ્રે પાંચમો ઉદ્ધાર કર્યો. પૃ. ૨૩૬.

**ઉદ્ધાર : ૬ :** પાંચમા ઉદ્ધાર પછી લાખ ક્રોડ સાગરોપમ ગયા બાદ ભવન નિકાયના ઇંદ્રોએ છઠ્ઠો ઉદ્ધાર કર્યો. પૃ. ૨૩૭.

આ રીતે ભગવાન શ્રી ઋષભદેવ સ્વામીનાં શાસનમાં ૭ ઉદ્ધારો થયા.

**ઉદ્ધાર : ૭ :** શ્રી અજિતનાથ ભગવાનનાં શાસનમાં તેઓના સદુપદેશથી સગર ચક્રવર્તીએ શત્રુંજય ગિરિરાજનો ૭ મો ઉદ્ધાર કર્યો. પૃ. ૨૩૮ થી ૨૬૩.

**ઉદ્ધાર : ૮ :** શ્રી અભિનંદન સ્વામી તીર્થંકર દેવનાં શાસનમાં તેઓના સદુપદેશથી વ્યંતરેન્દ્રોએ આઠમો ઉદ્ધાર કર્યો પૃ. ૨૬૩.

**ઉદ્ધાર : ૯ :** શ્રી ચંદ્રપ્રભ પ્રભુનાં શાસનમાં તેઓના સદુપદેશથી ચંદ્રયશા રાજાએ તીર્થાધિરાજ શ્રી શત્રુંજય ગિરિરાજનો નવમો ઉદ્ધાર કર્યો. પૃ. ૨૬૪ થી ૨૬૬.

**ઉદ્ધાર : ૧૦ :** શ્રી શાંતિનાથ ભગવાનના શાસનમાં તેઓના સદુપદેશથી ચક્રધર રાજાએ ૧૦ મો ઉદ્ધાર કર્યો. પૃ. ૨૬૭ થી ૨૭૪.

**ઉદ્ધાર : ૧૧ :** શ્રી મુનિસુવ્રત સ્વામીનાં શાસનમાં પોતાના ન્હાના બંધુ વાસુદેવ શ્રી લક્ષ્મણજી સાથે શ્રી રામચંદ્રજીએ તીર્થનો ૧૧ મો ઉદ્ધાર કર્યો. પૃ. ૨૭૫ થી ૩૦૨.

**ઉદ્ધાર : ૧૨ :** બાલબ્રહ્મચારી ભગવાન શ્રી અરિષ્ઠ નેમિનાથ પ્રભુનાં શાસનમાં તેઓના સદુપદેશથી પાંચે પાંડવોએ શ્રી શત્રુંજય તીર્થનો ૧૨ મો ઉદ્ધાર કર્યો. પૃ. ૩૦૩ થી ૪૮૭.

**ઉદ્ધાર : ૧૩ :** વર્તમાન શાસનના અધિપતિ શ્રમણ ભગવાન શ્રી મહાવીર દેવનાં શાસનમાં–ધર્મતીર્થમાં વિ. સં. ૧૦૮ વર્ષમાં મધુમતી નિવાસી જાવડ શ્રેષ્ઠીએ શ્રી વજ્ર સ્વામી આચાર્ય મહારાજના શુભ સાન્નિધ્યમાં ગિરિરાજનો ૧૩ મો ઉદ્ધાર કર્યો. પૃ. ૪૫૪ થી ૪૬૩.

આ પ્રમાણે વર્તમાન અવસર્પિણી કાલમાં શત્રુંજય તીર્થના મોટા ઉદ્ધારો પ્રસ્તુત ગ્રંથમાં જે વર્ણવ્યા છે, તેની સંક્ષિપ્ત નોંધ અહિં મૂકી છે.

---

# 'શત્રુંજય માહાત્મ્ય' ગ્રંથાંતર્ગત મુખ્ય ચરિત્રો

## શત્રુંજય મહાત્મ્ય પ્રથમ ખંડ



## શ્રી ગિરનાર મહાતીર્થ માહાત્મ્ય દ્વિતીય ખંડ





## 'શત્રુંજય માહાત્મ્ય' ગ્રંથાંતર્ગત પ્રાસંગિક કથાઓ :

# ' શત્રુંજય માહાત્મ્ય ' ગ્રંથાંતર્ગત દેશનાઓનો અનુક્રમ :

## 'શત્રુંજય માહાત્મ્ય' ગ્રંથાંતર્ગત મુખ્ય મુખ્ય વર્ણનોનો અનુક્રમ :



---

## 'શત્રુંજય માહાત્મ્ય' ગ્રંથાંતર્ગત સ્તુતિઓનો અનુક્રમ :



## આ ગ્રંથનાં પ્રાપ્તિસ્થાનો :


૧ શ્રી હરગોવનદાસ જીવરાજ મણીઆર,
ઠે. ડી. ડી. બારીઆ બિલ્ડીંગ, ૪ થે માળે
પાયધુની, મુંબઈ. ૩

૨ સોમચંદ ડી. શાહ, પાલીતાણા-( સૌરાષ્ટ્ર )

૩ રાજેશાઇ એમ. પી., ઠે. નવાગઢ, પાલીતાણા-(સૌરાષ્ટ્ર)
વ્ય૦ જૈન સાહિત્ય પ્રસારિણી સભા.

## શત્રુંજય માહાત્મ્યના સર્ગોનો અનુક્રમ :







## ' શત્રુંજય માહાત્મ્ય ' ગ્રંથની શુદ્ધિ-વૃદ્ધિ.

★

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૪ | ૧૦ | લબ્ધિવાળા | લબ્ધિના પ્રભાવે જેમણે ભવ્યજીવોને બોધ આપ્યો છે |
| ૬ | ૨૫ | વિચિત્ર ચરિત્રની | વિચિત્ર જીવન ચરિત્રની |
| ૮ | ૧૧ | તે યુવતી ગર્વથી | ગર્વથી ઉદ્ધત તે રાજાને ઉદ્દેશીને તે યુવતી |
| ,, | ,, | હું પણ શૂરવીર છું | હું કેવલ વાણીમાં શૂર નથી |
| ,, | ૧૨ | એ પ્રમાણેનુ ગર્વયુક્ત | એ પ્રમાણેનું . |
| ૧૩ | ૫ | શ્રેણી કરવામાં આવી | શ્રેણીથી યુક્ત તે પૃથ્વીમાં શોભતા હતા |
| ૧૭ | ૩ | વિષય એજ | વિષયો એજ |
| ૧૯ | ૧ | હેમવત | હૈમવંત |
| ૨૨ | ૨ | લાંછનરૂપે ધમ | લાંછનરૂપે ધર્મ |
| ૨૩ | ૧૨ | સ્ફુરણાયમાન થાય ? | હસ્તગત થાય ? |
| ૨૭ | ૧૯ | તે કરતાં એક મુનિને | તે કરતાં મુનિદાનથી |
| ,, | ૩૧ | અને ઉવરે તે | અને વિશેષરીને તે |
| ૨૮ | ૧ | આ તીથે | આ તીર્થે |
| ૨૯ | ૭ | જેઓ મૈત્રી બાંધે છે | જેઓ બે પરસ્પર મૈત્રી બાંધે છે |
| ૨૯ | ૨૫ | દશ વખતના | એકસોને આઠ વખતના |
| ૩૧ | ૧ | ( કેટલીક પ્રતોમાં બીજા સર્ગના મથાળે શ્લોક છે. જેનો અર્થ આ મુજબ છે: ' સંસાર પરિભ્રમણના તાપનો નાશ કરવામાં પુંડરીક કમલ સમાન, સર્વ ગણધરોમાં પ્રથમ, માયારૂપ મહાસિંહનો નાશ કરવામાં અષ્ટાપદ, અને નરકના મુખને ફાડી નાંખવામાં પુંડરીક સિંહ સમાન શ્રી પુંડરીકસ્વામી જયને પામે છે. ) | |
| ૩૧ | ૧૨ | પાદુકા ઉપર તેના જલનુ | પાદુકાને સ્પર્શેલ જલનું |
| ,, | ૨૨ | પ્રાસાદ દાનથી | પ્રસાદ-કૃપાના દાનથી |
| ૩૬ | ૧૧ | તેમણે નમસ્કાર | તેમને નમસ્કાર |
| ૩૭ | ૭ | એક સુલક્ષણા | એક શુભ લક્ષણવાળી |
| ૩૮ | ૧૬ | હાથમાં ગદા લઇને | મહાન ગદાવડે |
| ૩૯ | ૧૦ | પડનાર પાછા તેને પાડે છે | પડનારને તે પાડે છે |
| ૪૩ | ૨૦ | તારાં મસ્તક | તારાં મસ્તકને |
| ૪૫ | ૧૦ | તેને | તેઓને |
| ૫૬ | ૨૭ | તેણે પોતાના સૈન્ય સાથે | તેણે પોતાના દુઃખથી દુખિત એવા સૈન્યનો |
| ૬૫ | ૩ | મહોદય મેળવી | મહાન ઉદય-ઉત્કર્ષને |
| ,, | ૧૪ | તું ગુણથી મોટો છું | તું ગુણથી મોટો છે |

| | | |
|---|---|---|
| ૧૧-૧૨ | સિદ્ધ એવી અર્થ લક્ષ્મીના નિવાસરૂપ તે નગરની ચારે દિશામાં જાણે પુષ્પોના આકરરૂપ નંદનવન હોય તેવા ઘણા સુંદર ઉદ્યાનો | તે નગરની ચારે દિશામાં સિદ્ધાર્થ, શ્રીનિવાસ, પુષ્પાકર અને નંદન એ નામના ચાર ઉદ્યાનો અને અન્ય દિશાઓમાં ઘણા ઉદ્યાનો |
| ૯ | અષ્ટાદશ લિપીઓ | અઢાર લીપીઓ |
| ૨૬ | કરવાના કરાણરૂપ | કરવાના કારણરૂપ |
| ટી ૪ | ભરતપક્ષે સૂમનસ્. | ભરતપક્ષે સુમનસ્ |
| ૧૨ | સુરનરોથી પૂજિત | દેવો તથા મનુષ્યોથી પરિવરેલા |
| ૨૦-૨૧ | મહાન એવા પણ હસ્તમાં ઇક્ષુ રસ અર્પણ કર્યો | × ( ×-કાઢી નાંખવાનું ) |
| ૨૧ | કરેલો મોટે | |
| ૯ | ધરાણ કરનારા | |
| ૨ | ત્યાબાદ | |
| ૨૬ | ગામ વગેરે ભાંગ્યા છે | |
| ૨૦ | મહા ઉત્સાહ વાળો, | |
| ૮ | ઉજવલ વસ્ત્રોને | |
| ૩ | અનંત નાગ કુમારદેવે | |
| ૧૯ | ઐરાબત | |
| ૨૮ | તે સમયે સિંહરથ | |
| ૧૯ | નીકળ્યો, સમયે | |
| ૯ | થઇ ગયું | |
| ૨૦ | કાકતાલી ન્યાયથી | |
| ૧૮ | કરતા સતા | |
| ૪ | પહેલાંના સવ | |
| ૨ | નમસ્કાર તેમણે | |
| ૧૫ | સવ સાવદ્ય | |
| ૨૩ | સવ મુનિઓ | |
| ૧ | તેવો જણાતો હ૯ | |
| ૩૨ | અથવા જેમ | |
| ૧૪ | વાચાલ થયેલા | |
| ૧ | | |
| ૩ | શત્રુંજયાથી કાંઇક | |
| ૪ | છતાં દુષ્ટ જનના | |
| ૧૨ | શ્રી આદિનાથ પ્રભુને | |
| ૨ | તમને | |
| ૧૯ | કાંટા વગેરેથી વ્યાપ્ત થ | |
| ૨૩ | તથા ઉંચા | |

| | | | |
|---|---|---|---|
| ૨૦૪ | ૩ | સવ રસનો | સર્વ રસનો |
| ,, | ૧૧ | આ પ્રમાણે | આ પ્રમાણે મનમાં |
| ૨૦૮ | ૧૪ | રહેલા સર્વ | રહેલા ગોધા, સર્પ, |
| ,, | ૨૬ | બીલોમાં–દરોમાં | બાલકો, સ્ત્રીઓ તથા બીલોમાં–દરોમાં |
| ૨૧૯ | ૧૮ | હાથીઓ, | હાથીઓ, ઘોડાઓ સામે ઘોડાઓ, |
| ૨૨૧ | ૬ | દેશ | દેશમાં શ્રી શત્રુંજય ગિરિરાજ |
| ૨૨૮ | ૩૦ | ગુણો સ્મરણ | ગુણોનું સ્મરણ |
| ,, | ,, | લાગ્યો | અને સેંકડો શાખાઓથી ઉન્નત, જગતના આલંબન માટે સમર્થ તેમજ તેવા પ્રકારના શ્રેષ્ઠ પુરુષોના આશ્રયરૂપ પ્રભુના વંશની સૌધર્મઇંદ્ર પ્રશંસા કરતો હતો. |
| ૨૩૦ | ૨ | સો મણ અન્ન | સો મૂડા પ્રમાણ અન્ન |
| ૨૩૭ | ૮ | છઉત્તમ | ઉત્તમ |
| ૨૩૯ | | ભરાયેલાં થયાં | ભરાયેલાં થયાં, |
| ૨૪૩ | ૭ | પૂર્વભર્વાનું | પૂર્વભવોનુ અવધિજ્ઞાનથી, |
| ,, | ૧૯–૨૦ | તેઓ ( દેવો ) વડે સિંહાસન ઉપર તે પ્રભુ સેવા કરાયા | અને પ્રભુ સિંહાસન ઉપર બિરાજમાન થયા |
| ૨૫૪ | ૨૦ | હેસ્વામી' | હે સ્વામી ! આ બાલક ઉપર |
| ૨૫૭ | ૧૧ | આઠ હજાર | સાઠ હજાર |
| ૨૫૯ | ૨૫ | સર્વ પુરુષો અનેક માર્ગે | પુરુષો પોતાની શક્તિ પ્રમાણે સર્વ માર્ગે |
| ૨૬૦ | ૨૫ | ચિત્તમા વિચાર | ચિત્તમાં આ પ્રમાણે વિચાર |
| ૨૬૨ | ૨૪ | સ્નેહવડે કોમલ એવા તે સગર મહામુનિ જિનેંદ્રના ચરણોમાં રહેતા વિહાર કરવા લાગ્યા | પ્રભુ પ્રત્યેની પ્રીતિયુક્ત એવા તે સગર રાજર્ષિ જિનેંદ્રનાં ચરણોમાં નમસ્કાર કરતા વિચરવા લાગ્યા |
| ૨૭૩ | ૨૬ | રાજા સંઘ સાથે | રાજા |
| ૨૮૮ | ૧૬ | સતીઓમાં મુખ્ય | સતીઓમાં મુખ્ય |
| ૨૯૦ | ૨ | વિરહથી | વિરહના |
| ૨૯૦ | ૧૮ | તેવામાં | તેટલામાં |
| ૨૯૩ | ૩૦ | તે બન્નેનો જોઇ | તે બન્નેનો ભેદ |
| ૨૯૪ | ૨૪–૨૫–૨૬–૨૭ | રાક્ષસીઓથી વીંટાયેલી મલિન વસ્ત્રને ધરનારી, અને ક્ષુધાથી ગ્લાનિ પામેલી સીતા વનમાં આવ્યાં ત્યાં રામના નામનું રટણ કરતી જોવામાં આવી હનુમાને ખરેખર વિશ્વપાવની સતી છે, આવી રૂપ સંપત્તિ વાળી સતીને માટે રામ ખેદ કરે છે વિચાર્યું કે સીતા તે ઉચિત જ છે. | વનમાં આવ્યો, ત્યાં રાક્ષસીઓથી પરિવરેલી, મલિન વસ્ત્રને ધારનારી ક્ષુધાથી ક્ષીણ–ગ્લાનિ પામેલી સીતાને રામના નામનુ રટણ કરતી તેણે જોઇ. તે જોઇને હનુમાને વિચાર્યું કે, ખરેખર વિશ્વને પવિત્ર કરનારી આ સતી સીતા છે. આવી રૂપ સંપત્તિવાળી સીતાને માટે રામ ખેદ કરે છે, તે ઉચિત છે. |

| | | |
|---|---|---|
| ૩૧ | દ્યતાદિ | દ્યૂતાદિ-જુગાર આદિ |
| ૧૩ | કરવા જતા | કરવા જતો |
| ૨૬ | ચમત્કારી કાવ્યને પઢતી | ચમત્કારિક કાવ્યોને બોલતી એવી સારિકા-મેના |
| ૫ | તેણે મારો યોગ | તેણે હમણાં મારો યોગ |
| ૨૩ | શ્રમરહિત અશ્વ | જેને શ્રમ નથી એવા અશ્વ |
| ૧૭ | તેને કહ્યું ( બોલ્યા ) | તેને કહ્યું; |
| ૬ | તમારામનાં | તમારાં મનમાં |
| ૨૨ | આ કન્યાને લઇ હું | અને ત્યાં આ કન્યાને જોઇને હું તેને લઇને |
| ૬ | જરાસંધે કંસને આપી | વસુદેવે કંસને અપાવી |
| ૧૪ | ગોકુલમાં ગોપીઓથી | ગોકુલમાં દેવીઓથી |
| ૨ | તેણે ના કહી | તેણે ત્યાં કહી |
| ૧ | અક્ષય ભાથાં | અક્ષય બાણવાળા બે ભાથાં |
| ૫ | શત્રુઓને | શત્રુઓરૂપી હાથીઓને |
| ૨૫ | વીંધે તે વીર માની પૃથ્વી રત્ન કુમાર ભાગ્યથી પ્રતિજ્ઞા કરેલી | વીંધે તે વીર માની કુમાર પોતાના ભાગ્ય બલે રાધા વેધની પ્રતિજ્ઞા વાળી |
| ૨૭-૨૮ | એક વખતે સુકુમાલિકાએ વૈરાગ્યથી ગોપાલિકા આર્યાની પાસે ચારિત્ર અંગીકાર કર્યું. જોડી દઇને ઘેર રાખી | જોડી દઇને ઘેર રાખી. એક વખતે સુકુમાલિકાએ વૈરાગ્યથી ગોપાલિકા આર્યાની પાસે ચારિત્ર અંગીકાર કર્યું. |
| ૨૩ | દુષિત હેમાંગદે | હેમાંગદે |
| ૩ | છડીદારે આવી | છડીદારે આવી નમસ્કાર કરીને |
| ૧૧ | તેમને પાશથી | તેમને નાગપાશથી |
| ૧૪ | શસ્ત્રો જલચર જીવો જેવા અને | શસ્ત્રો જલચર જીવો જેવા, હાથીઓ પર્વતો જેવા, ઘોડાઓ ઉછળતા તરંગો જેવા, પાયદલો જલ મનુષ્યો જેવા, રથો મગરમચ્છો જેવા અને |
| ૨૨ | એવા હજાર | એવા સોળ હજાર |
| ૨૯ | કરતા બેઠા થયા | કરતા ઉભા થયા. |
| ૩૨ | એટલે જ બંધુ જનના | એટલે જ અન્ય જનોની જેમ બંધુ જનના |
| ૨૩ | યજ્ઞા નદીના | યક્ષા નદીના |
| ૧ | દિવ્ય ઔષધિઓ, | શાશ્વતી દિવ્ય ઔષધિઓ, |
| ૧૯-૨૦ | જૈન ધર્મમાં ધુરંધર | જૈન ધર્મની ધુરાને વહન કરવામાં સમર્થ |
| ૧૪ | તાપસપતિ થયો હતો. | વેદ-વેદાંગોને જાણનારો અને કુટિલતાની કલામાં કુશલ તાપસપતિ હતો. |
| ૨૧ | ધાત, વ્યાધિ | વાત-વાયુની વ્યાધિ. |

| | | | |
|---|---|---|---|
| ,, | ૨૩ | કુડાની ઉત્પત્તિ | કુડાનો તેવા પ્રકારનો પ્રભાવ |
| ૪૩૪ | ૧ | ગિરિનો રક્ષક | કેદાર નામનાં દ્વારમાં ગિરિનો રક્ષક |
| ,, | ૯ | એ ચાર શિખરોથી મુખ્ય | એ ચારે દેવોથી તે |
| ,, | ૩૦ | નમી, ફરીવાર | નમીને, ગિરનાર તીર્થ ઉપરથી ઉતરીને ફરીવાર |
| ૪૩૯ | ૨૫ | ફરમાવ્યું; | ફરમાવ્યું કે, પ્રદ્યુમ્ને પહેલા નમસ્કાર કર્યાં |
| ,, | ૨૬ | લોભથી | લોભથી નિઃશંકપણે |
| ૪૪૦ | ૭ | સુતા છે | સુતા છે, એમ ચોમાસા માટે લોકોમાં રૂઢિ પ્રવર્તી. |
| ૪૪૮ | ૩ | વારાણસી નામે | વાણારસી નામે શ્રેષ્ઠ |
| ૪૫૮ | ૯ | તેની ભક્તિના | એક મહિનાના તેના |
| ૪૭૧ | ૧ | ગોડી | કલિકુંડ |

## ' શ્રી શત્રુંજય માહાત્મ્ય ' ગ્રંથનો વિષયાનુક્રમ.





પૂ૦ આચાર્યદેવ શ્રી વિજયદાનસૂરીશ્વરેભ્યો નમઃ ।।

# પ્રકાશકીય નિવેદન.

પૂ૦પાદ વિદ્યાવિભૂષણ રાજગચ્છમંડન જૈન શાસન દિવાકર આચાર્ય મહારાજા શ્રી ધનેશ્વરસૂરિ વિરચિત પ્રસ્તુત ગ્રંથરત્ન આજે ચતુર્વિધ સંઘ સમક્ષ પ્રસિદ્ધ કરતા અમે અતીવ આનંદ અનુભવીએ છીએ. તીર્થાધિરાજ શ્રી શત્રુંજય ગિરિવરનો મહિમા, તેની યાત્રાનો, દર્શન સ્પર્શન તથા વંદન–નમનનો જે અદ્ભુત પ્રભાવ, અનંત સામર્થ્ય, પરમતારક અનંતજ્ઞાની ભગવંતોએ ફરમાવેલ છે. તે બધું જાણવા માટે આ ગ્રંથરત્ન અદ્વિતીય માર્ગદર્શક અને ઉપકારક છે. પ્રસ્તુત '**શત્રુંજય માહાત્મ્ય**' ગ્રંથ આજે જે રીતે પ્રસિદ્ધ થઈ રહ્યો છે, તેના વાંચન, મનન તથા નિદિધ્યાસનથી ભવ્ય જીવો મહામહિમાશાલી તીર્થાધિરાજનાં મહિમાને તથા તેના પ્રભાવને શાસ્ત્રીયદૃષ્ટિપૂર્વક સમજતા થાય, એજ એક આ ગ્રંથરત્નને પ્રસિદ્ધ કરવા પાછળ અમારો ઉદ્દેશ છે.

પ્રસ્તુત શત્રુંજય માહાત્મ્ય ભાષાંતર ગ્રંથને પ્રસિદ્ધ કરવાની ભાવના છેલ્લા લગભગ કેટલાયે વર્ષોથી અમારાં મનમાં રમતી હતી, પણ અત્યાર અગાઉ જે જે ભાષાંતરના ગ્રંથો પ્રસિદ્ધ થયા છે, તેમાં રહેલી ક્ષતિઓનું સંશોધન થાય અને સર્વ સામાન્ય જનતાને પણ શત્રુંજય તીર્થાધિરાજના મહિમાને સમજવામાં અનુકૂલતા થાય, તો સારૂં, આ અમારી ઇચ્છા હતી. તે દરમ્યાન પૂ.પાદ પરમકારૂણિક પરમારાધ્યપાદ સુવિહીત શિરોમણિ ચારિત્રચૂડામણિ આચાર્યદેવ શ્રીમદ્ વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજશ્રીના પટ્ટપ્રભાકર પૂ.પાદ પરમશાસન પ્રભાવક વ્યાખ્યાન વાચસ્પતિ આચાર્યદેવ શ્રીમદ્ વિજયરામચંદ્રસૂરીશ્વરજી મહારાજશ્રીના શિષ્યરત્ન શાંતમૂર્તિ વિદ્વદ્વર્ય્ય પૂ.પાદ પંન્યાસજી મહારાજશ્રી કનકવિજયજી ગણિવરશ્રીને આ પુસ્તકનાં નૂતન સંપાદન માટે વિનંતિ કરવામાં આવી, અને તેઓશ્રીએ તે વિનંતિ સ્વીકારવા કૃપા કરી.

પૂ.પાદ પંન્યાસજી મહારાજશ્રીએ પરિશ્રમ લઈને આ પુસ્તકનું સુંદર સંપાદન કર્યું છે, તે માટે હાથકંકણને આરિસાની જરૂર કેમ હોઈ શકે ? ગ્રંથને હાથમાં લેનાર કે તેના વાંચનારને તે હકીકતની અવશ્ય પ્રતીતિ થશે. આ પ્રકાશનમાં અમને અનેકોનો સહકાર મલ્યો છે, તે બધાયના તે સહકારને અમે કેમ ભૂલી શકીએ ?

| | | | |
|---|---|---|---|
| ,, | ૨૩ | કુંડોની ઉત્પત્તિ | કુંડોનો તેવા પ્રકારનો પ્રભાવ |
| ૪૩૪ | ૧ | ગિરિનો રક્ષક | કેદાર નામનાં દ્વારમા ગિરિનો રક્ષક |
| ,, | ૯ | એ ચાર શિખરોથી મુખ્ય | એ ચારે દેવોથી તે |
| ,, | ૩૦ | નમી, ફરીવાર | નમીને, ગિરનાર તીર્થ ઉપરથી ઉતરીને ફરીવાર |
| ૪૩૯ | ૨૫ | ફરમાવ્યું; | ફરમાવ્યું કે, પ્રદ્યુમ્ને પહેલા નમસ્કાર કર્યા |
| ,, | ૨૬ | લોભથી | લોભથી નિઃશંકપણે |
| ૪૪૦ | ૭ | સૂતા છે | સૂતા છે, એમ ચોમાસા માટે લોકોમાં રૂઢિ પ્રવર્તી. |
| ૪૪૮ | ૩ | વારાણસી નામે | વાણારસી નામે શ્રેષ્ઠ |
| ૪૫૮ | ૯ | તેની ભક્તિના | એક મહિનાના તેના |
| ૪૭૧ | ૧ | ગોડી | કલિકુંડ |

## ' શ્રી શત્રુંજય માહાત્મ્ય ' ગ્રંથનો વિષયાનુક્રમ.





પૂ૦ આચાર્યદેવ શ્રી વિજયદાનસૂરીશ્વરેભ્યો નમઃ ।।

# પ્રકાશકીય નિવેદન.



પૂ૦પાદ વિદ્યાવિભૂષણ રાજગચ્છમંડન જૈન શાસન દિવાકર આચાર્ય મહારાજા શ્રી ધનેશ્વરસૂરિ વિરચિત પ્રસ્તુત ગ્રંથરત્ન આજે ચતુર્વિધ સંઘ સમક્ષ પ્રસિદ્ધ કરતા અમે અતીવ આનંદ અનુભવીએ છીએ. તીર્થાધિરાજ શ્રી શત્રુંજય ગિરિવરનો મહિમા, તેની યાત્રાનો, દર્શન સ્પર્શન તથા વંદન-નમનનો જે અદ્‌ભુત પ્રભાવ, અનંત સામર્થ્ય, પરમતારક અનંતજ્ઞાની ભગવંતોએ ફરમાવેલ છે. તે બધું જાણવા માટે આ ગ્રંથરત્ન અદ્વિતીય માર્ગદર્શક અને ઉપકારક છે. પ્રસ્તુત '**શત્રુંજય માહાત્મ્ય**' ગ્રંથ આજે જે રીતે પ્રસિદ્ધ થઇ રહ્યો છે, તેના વાંચન, મનન તથા નિદિધ્યાસનથી ભવ્ય જીવો મહામહિમાશાલી તીર્થાધિરાજનાં મહિમાને તથા તેના પ્રભાવને શાસ્ત્રીયદૃષ્ટિપૂર્વક સમજતા થાય, એજ એક આ ગ્રંથરત્નને પ્રસિદ્ધ કરવા પાછળ અમારો ઉદ્દેશ છે.

પ્રસ્તુત શત્રુંજય માહાત્મ્ય ભાષાંતર ગ્રંથને પ્રસિદ્ધ કરવાની ભાવના છેલ્લા લગભગ કેટલાયે વર્ષોથી અમારાં મનમાં રમતી હતી, પણ અત્યાર અગાઉ જે જે ભાષાંતરના ગ્રંથો પ્રસિદ્ધ થયા છે, તેમાં રહેલી ક્ષતિઓનું સંશોધન થાય અને સર્વ સામાન્ય જનતાને પણ શત્રુંજય તીર્થાધિરાજના મહિમાને સમજવામાં અનુકૂલતા થાય, તો સારૂં, આ અમારી ઇચ્છા હતી. તે દરમ્યાન પૂ.પાદ પરમકારૂણિક પરમારાધ્યપાદ સુવિહીત શિરોમણિ ચારિત્રચૂડામણિ આચાર્યદેવ શ્રીમદ્ વિજયપ્રેમસૂરીશ્વરજી મહારાજશ્રીના પટ્ટપ્રભાકર પૂ.પાદ પરમશાસન પ્રભાવક વ્યાખ્યાન વાચસ્પતિ આચાર્યદેવ શ્રીમદ્ વિજયરામચંદ્રસૂરીશ્વરજી મહારાજશ્રીના શિષ્યરત્ન શાંતમૂર્તિ વિદ્વદ્વર્ય પૂ.પાદ પંન્યાસજી મહારાજશ્રી કનકવિજયજી ગણિવરશ્રીને આ પુસ્તકનાં નૂતન સંપાદન માટે વિનંતિ કરવામાં આવી, અને તેઓશ્રીએ તે વિનંતિ સ્વીકારવા કૃપા કરી.

પૂ.પાદ પંન્યાસજી મહારાજશ્રીએ પરિશ્રમ લઈને આ પુસ્તકનું સુંદર સંપાદન કર્યું છે, તે માટે હાથકંકણને આરિસાની જરૂર કેમ હોઈ શકે ? ગ્રંથને હાથમાં લેનાર કે તેના વાંચનારને તે હકીકતની અવશ્ય પ્રતીતિ થશે. આ પ્રકાશનમાં અમને અનેકોનો સહકાર મલ્યો છે, તે બધાયના તે સહકારને અમે કેમ ભૂલી શકીએ ?

પૂ. પંન્યાસજી મહારાજશ્રીએ જે લાગણીપૂર્વક આ ગ્રંથરત્નનું સંપાદન કર્યું છે. તે માટે તેઓશ્રીના ઉપકારને આજે સહૃદયભાવે અમે સ્મૃતિપથમાં લાવીએ છીએ. તદુપરાંત, પૂ. વિદ્વદ્વર્ય પંન્યાસજી મહારાજશ્રી સુબુદ્ધિવિજયજી ગણિવરશ્રી, મુનિરાજશ્રી મહિમાવિજયજી મહારાજ તથા ભાઈ સોમચંદ ડી. શાહ, ભાઈ કેપુરચંદભાઈ, તથા મહોદય પ્રીન્ટીંગ પ્રેસના સંચાલક ગુલાબચંદ શાહ વગેરે સર્વના પ્રસ્તુત ગ્રંથરત્નના પ્રકાશનમાં પ્રાપ્ત થયેલા સુંદર સહકાર માટે અમે કૃતજ્ઞભાવે આ પ્રસંગે સર્વને યાદ કરીએ છીએ !

પ્રાંતે શત્રુંજય માહાત્મ્ય ગ્રંથરત્નના વાચન, મનન તથા નિદિધ્યાસન દ્વારા સર્વ કોઈ ભવ્ય જીવો મહાપ્રભાવશાલી તીર્થાધિરાજનાં માહાત્મ્યને સમજી તે પરમપુનિત મહાતીર્થની યાત્રા, સ્પર્શન, વંદન, સ્તવનદ્વારા સંસાર સાગરના પારને પામી, શાશ્વત સુખના ભોક્તા બનો એજ એક શુભ કામના !

વૈશાખ વદિ ૬ ગુરુવાર
તા. ૩૧-૫-૫૬
વિ. સં. ૨૦૧૨

પ્રકાશક



રાજગચ્છમંડન સર્વવિદ્યાનિપુણ

પૂજ્યપાદ સૂરિપુરંદર આચાર્યદેવ શ્રી ધનેશ્વરસૂરિવિરચિત.

# શ્રી શત્રુંજયમાહાત્મ્ય

## ગુજરાતી અનુવાદ





## 'શત્રુંજયમાહાત્મ્ય' નો મહિમા.

હે ભવ્યો! તપ, જપ, દાન અને સત્કર્મોનું શું પ્રયોજન છે? એક વાર શ્રી શત્રુંજયગિરિના માહાત્મ્યને શ્રવણ કરો! ધર્મ પામવાની ઇચ્છાથી તમે સર્વ દિશાઓમા શા માટે પરિભ્રમણ કરો છો? એક વાર જઇને શ્રી પુંડરીકગિરિની છાયાનો પણ સ્પર્શ કરો! અન્ય કાંઇ કરવાની જરૂર નથી આ માનવજન્મ મેળવી, અને અનેક શાસ્ત્રોને સાભળી તેના પરિણામરૂપે જે કાંઇ કરવાનું છે, તે સર્વ શ્રી શત્રુંજયની કથાનુ શ્રવણ કરવાથી સફળ બને છે

હે પ્રાણીઓ! જો તમારે તત્ત્વ જાણવાની ઇચ્છા હોય, જો ધર્માચરણ કરવાને તમારું મન હોય, તો અન્ય સર્વ તજી આ શ્રી સિદ્ધગિરિની નિશ્રાને સ્વીકારો! શ્રી શત્રુંજય પર, શ્રી જિનેશ્વર ભગવંતના ધ્યાનને ધરવા જેવું એકેય શ્રેષ્ઠ કાર્ય જગતમા નથી આ તીર્થ જેવું પરમતીર્થ અન્ય કોઇ નથી અને આવા પવિત્ર તીર્થક્ષેત્ર પર શ્રી જિનેશ્વરદેવના ધ્યાન જેવું અન્ય એકેય ધર્માચરણ નથી

અન્ય તીર્થોમા જઇ ઉત્તમ ધ્યાન, શીલ, દાન અને પૂજન કરવાદ્વારા જે ફલપ્રાપ્તિ થાય છે, તેનાથી અધિક ફલ શ્રી શત્રુંજયની કથાનું શ્રવણ કરવાથી થાય છે, માટે હે પુણ્યવાન આત્માઓ! તીર્થાધિરાજ શ્રી શત્રુંજય ગિરિરાજના માહાત્મ્યને તમે સાભળો! જેથી આપત્તિ રહિત સંપત્તિની પ્રાપ્તિ થાય છે.

—પૂ આ. શ્રી ધનેશ્વરસૂરીશ્વરજી મ૦

# શ્રીશત્રુંજયમાહાત્મ્ય.

## પ્રથમ સર્ગ.

ॐ नमो विश्वनाथाय, विश्वस्थितिविधायिने ।
अर्हतेऽव्यक्तरूपाय, युगादीशाय योगिने ॥ १ ॥

વિશ્વના પતિ, વિશ્વની મર્યાદા કરનારા, અવ્યક્ત સ્વરૂપી, યોગી અને યુગાદીશ એવા અર્હંત પ્રભુ **શ્રી ઋષભદેવસ્વામીને** નમસ્કાર હો ! અર્હંતપણાની અને ચક્રવર્તીપણાની લક્ષ્મીના સ્વામી, સુવર્ણના જેવી કાંતિવાળા, સ્તુતિ કરવા યોગ્ય અને કલ્યાણોની પરંપરાને કરનાર **શ્રી શાંતિનાથ** ભગવાન સત્કૃત્યના લાભને અર્થે થાઓ. ક્રીડામાત્રમાં વાસુદેવ(કૃષ્ણ)ને હીંચકાવનારા, જરાસંધના પ્રતાપને હરનારા અને કામદેવનો નાશ કરનારા **શ્રી નેમિ** ભગવાન તમોને પવિત્ર કરો. જેની દૃષ્ટિરૂપ અમૃતવૃષ્ટિથી સર્પ પણ સર્પોનો પતિ ધરણેંદ્ર થઇ, ત્રિવિધ તાપથી મુક્ત થયો, એવા **શ્રી પાર્શ્વનાથ** ભગવાન તમોને હર્ષને માટે થાઓ. ઇંદ્રનો સંશય ટાળવાને માટે જેણે મેરુપર્વતને કંપાયમાન કર્યો, એવા શૂરવીર, દાનવીર અને ધર્મવીર **શ્રી મહાવીરસ્વામી** તમારા કલ્યાણને અર્થે હો. કલ્યાણ લક્ષ્મીના કમળરૂપ, મોક્ષલક્ષ્મીના છત્રરૂપ અને પુંડરીક–શત્રુંજયગિરિના મુગટરૂપ **શ્રી પુંડરીક**

ગણધરને હું નમસ્કાર કરું છું. આદીશ્વર પ્રમુખ તીર્થંકરોનું, પુંડરીક પ્રમુખ મુનિઓનું અને શાસનદેવીનું ધ્યાન કરીને હું સચ્ચરિત્રનો ઉદ્યમ કરું છું.

પૂર્વે શ્રી યુગાદિ પ્રભુના આદેશથી પુંડરીક ગણધરે વિશ્વના હિતને માટે, દેવતાઓએ પૂજેલું, સર્વ તત્વસહિત અને અનેક આશ્ચર્યયુક્ત એવું શત્રુંજયનું માહાત્મ્ય સવા લાખ શ્લોકના પ્રમાણવાળું કરેલું હતું. તે પછી મહાવીરસ્વામીના આદેશથી સુધર્મા ગણધરે મનુષ્યોને ટૂંકા આયુષ્યવાળા જાણીને તેમાંથી સંક્ષેપ કરી ચોવીશ હજાર શ્લોકના પ્રમાણવાળું કર્યું. તે પછી શત્રુંજયનો ઉદ્ધાર કરનાર અને અઢાર રાજાઓના નિયંતા સૌરાષ્ટ્રપતિ મહારાજા શિલાદિત્યના આગ્રહથી, સ્યાદ્વાદના વાદથી બૌદ્ધ લોકોના મદને ગલિત કરનાર, સર્વાંગયોગમાં નિપુણ, ભોગનો વિસ્તાર છતાં તેમાં નિઃસ્પૃહ, નાના પ્રકારની લબ્ધિવાળા, રાજગચ્છના મંડનરૂપ, સચ્ચારિત્રથી પવિત્ર અંગવાળા, વૈરાગ્યરસના સાગર અને સર્વ વિદ્યામાં પ્રવીણ એવા મહાત્મા શ્રી ધનેશ્વરસૂરિએ તેમાંથી સાર લઈ તેના પ્રતિધ્વનિરૂપ સુખે બોધ કરનારું આ શ્રી શત્રુંજયનું માહાત્મ્ય વલ્લભીપુરમાં કરેલું છે. હે ભવ્યજનો! તેનું ભક્તિથી તમે શ્રવણ કરો.

હે ભવ્યો! તપ, જપ, દાન અને સત્કર્મોનું પણ શું પ્રયોજન છે? એક વાર શ્રી શત્રુંજયગિરિનું માહાત્મ્ય શ્રવણ કરો. ધર્મ પામવાની ઇચ્છાથી તમે સર્વ દિશાઓમાં શા માટે ભટકયા કરો છો? એક વાર જઇને શ્રી પુંડરીકગિરિની છાયાનો પણ સ્પર્શ કરો, બીજું કાંઈ કરવાની જરૂર નથી. આ માનવ જન્મ મેળવી અને અનેક શાસ્ત્રો સાંભળી જે સફળ કરવાનું છે, તે સર્વ શત્રુંજયની કથા શ્રવણ કરવાથી સફળ થાય છે. હે પ્રાણીઓ! જો તમારે તત્ત્વ જાણવાની ઇચ્છા હોય યા ધર્મ કરવાની બુદ્ધિ હોય તો બીજું સર્વ છોડી દઇ આ સિદ્ધગિરિનો આશ્રય કરો. શત્રુંજયગિરિ પર જઇને સર્વ જગતને સુખનાં કારણરૂપ જે જિનેશ્વરનું ધ્યાન કરવું તે અતિ શ્રેષ્ઠ છે. કેમકે, તેના જેવું બીજું પરમતીર્થ નથી, અને તેના જેવો (જિનધ્યાન જેવો) બીજો શ્રેષ્ઠ ધર્મ નથી. પ્રાણીઓએ, કુલેશ્યાઓથી આપત્તિને આપનારું મન, વચન અને કાયાવડે ભયંકર પાપ ઉપાર્જન કરેલું હોય તે પણ પુંડરીકગિરિનાં સ્મરણથી નાશ પામી જાય છે. સિંહ, વ્યાઘ્ર, સર્પ, શીકારી પક્ષી અને બીજા પાપી પ્રાણીઓ પણ આ શત્રુંજય તીર્થ પર અરિહંતનાં દર્શનથી સ્વર્ગગામી થાય છે. જે પ્રાણીઓએ સુર, અસુર અને મનુષ્યાદિ ભવોમાં કોઇ પણ ભવમાં આ ગિરિરાજને અવલોકયો નથી, તે પશુરૂપ પ્રાણીઓને કલ્યાણનો ઉદય થતો જ નથી. અન્ય તીર્થોમાં જઇ ઉત્તમ ધ્યાન, શીલ, દાન અને પૂજન કર્યાથી જે ફળ પ્રાપ્ત થાય તેનાથી અધિક ફળ શ્રી શત્રુંજયની કથા શ્રવણ કરવાથી થાય છે; તેથી હે પ્રાણીઓ! આ ગિરિરાજનું માહાત્મ્ય મહાભક્તિથી શ્રવણ કરો, જેનાં શ્રવણમાત્રથી આપત્તિરહિત સંપત્તિ પ્રાપ્ત થાય છે.

એક વખત દેવોથી પરિવરેલા દેવાધિદેવ શ્રમણ ભગવાન શ્રી મહાવીરસ્વામી, બાહ્ય અને અંતરંગ શત્રુઓનો જય કરનારા શ્રી શત્રુંજય ૧ પધાર્યા. તે વખતે





વર્ત્તમાન તીર્થંકરને નમવાને જાણે ત્વરા કરાવતા હોય તેમ ઇંદ્રોનાં આસનો સંભ્રમથી કંપાયમાન થયાં. વીશ ભવનેંદ્રો, બત્રીશ વ્યંતરોના ઇંદ્રો, બે જ્યોતિરિંદ્રો અને દશ ઊર્ધ્વલોકવાસી વૈમાનિકના ઇંદ્રો મળી ચોસઠ ઇંદ્રો, બીજા ઘણા દેવતાઓના સમૂહની સાથે જગત્પતિ શ્રી મહાવીરસ્વામીથી શોભિત એવા તે ગિરિરાજ ઉપર આવ્યા. સર્વ લોકમાં અદ્વિતીય દર્શનીય એ ગિરિરાજને જોઇ જોઇ દેવતાઓ કૌતુકથી મસ્તક ધૂણાવવા લાગ્યા.

તે સમયે ઇંદ્ર પોતાના સેવકોને આ પ્રમાણે કહેવા લાગ્યા; ' અહો ! સર્વ તરફ વિસ્તારવાળો, અને પવિત્ર એવો આ ગિરિરાજ મહાઉદ્યોતવાળા અમૂલ્ય રત્નોની અત્યંત પ્રસરતી કાંતિથી ઘણો ચિત્રવિચિત્ર જણાય છે. સુવર્ણના શિખરોથી શોભાસંયુક્ત આ ગિરીશ્વર જાણે સર્વ પર્વતોનો પતિ હોવાથી મુકુટોથી મંડિત હોય તેવો જણાય છે. સુવર્ણના, રૂપાના અને રત્નોના શિખરોથી આકાશને વિચિત્ર રંગવાળું કરતો અને એકી સાથે પૃથ્વી તથા આકાશને પવિત્ર કરતો આ ગિરિરાજ પાપને હરણ કરનારો છે. સ્વર્ણગિરિ, બ્રહ્મગિરિ, ઉદયગિરિ અને અર્બુદગિરિ વગેરે એકસો ને આઠ મોટાં શિખરોથી આ ગિરિ, ઉત્તમ પ્રકારે શોભે છે. સર્વ તરફ રહેલા અર્હંતોનાં મંદિરોથી અને યક્ષોના આવાસોથી આ સિદ્ધશૈલ શોભી રહ્યો છે. યક્ષ, કિન્નર, ગંધર્વો, વિદ્યાધરો, દેવતાઓ અને અપ્સરાઓથી નિરંતર સેવાયેલો આ શત્રુંજયગિરિ કાંતિમાન જણાય છે. આ ગિરિની પવિત્ર ગુફાઓમાં રહીને મોક્ષની ઇચ્છાવાળા યોગીજનો, વિદ્યાધરો, નરો અને નાગકુમારો નિરંતર અર્હન્મય તેજનું ધ્યાન ધરે છે. રસકૂપી, રત્નોની ખાણો અને દિવ્ય ઔષધીઓથી પરિપૂર્ણ આ ગિરિ સર્વ પર્વતોના ગર્વને ભેદી નાખનારો છે. કસ્તૂરી મૃગોના યૂથોથી, મયૂરોથી, મદોન્મત્ત હાથીઓથી અને સંચાર કરતી ચમરી ગાયોથી આ ગિરિની સર્વ બાજુયે અલૌકિક શોભા જણાય છે. મંદાર, પારિજાતક, સંતાન અને હરિચંદન વગેરે વૃક્ષોથી તથા વિચિત્ર પ્રકારના ચંપક, આસોપાલવ અને સલ્લકીના સુંદર વૃક્ષોથી આ ગિરિ ભરપૂર છે. કેતકી કુસુમોના આમોદથી તેણે સર્વ દિશાઓને સુગંધિત કરેલી છે. ઝરતા નિર્ઝરણાના જલના ઝંકાર શબ્દથી આ ગિરિ હંમેશાં શબ્દમય થઇ રહ્યો છે. માલતી, પાડલ, કૃષ્ણાગુરુ અને આમ્ર વગેરે વૃક્ષોથી આ શત્રુંજયગિરિ સદા પુષ્પ અને ફળવાળો હોવાથી અધિક શોભે છે. '

' હે સેવકજનો ! જૂઓ ! આ કલ્પવૃક્ષોની ગાઢ છાયામાં બેઠેલી કિન્નરોની સ્ત્રીઓ, જિનપતિના ગુણોનું ગાયન કરતી પોતાના પાપને ખપાવે છે. જૂઓ ! તેઓને પ્રિય એવો આ ગિરિ; ઝરણાનાં જલમાંથી ઊડતા બિંદુઓના બ્હાને મુક્તિરૂપી સુંદરીના હારને માટે મોતી વેરતો હોય તેવો જણાય છે. જૂઓ ! આ એક તરફ ઝરણાનાં જલબિંદુમાં મેઘની ભ્રાંતિવાળા મયૂરો પ્રભુની આગળ નૃત્ય કરે છે. આ એક તરફ સહસ્રફણાથી મંડિત એવો પાતાલપતિ શ્રી જિનેશ્વરદેવની પાસે દિવ્ય નાટક કરી રહ્યો છે. આ એક તરફ ખેચરોની સ્ત્રીઓ સુંદર વેષ ધારણ કરી અને હાથમાં વીણા લઇ ઉત્તમ ગીતોથી શ્રી અરિહંત ભગવાનના ગુણોની શ્રેણીનું ગાયન કરતી દેખાય છે. આ એક તરફ જન્મથી જ પરસ્પર

વિરોધી એવા પ્રાણીઓ, પ્રભુનાં મુખને જોતાં પોતાનું વૈર છોડી પરસ્પર ક્રીડા કરે છે. આ તરફ પૂર્વ સમુદ્રમાં મળતી, શત્રુંજયા નદી તેના જોનાર અને સાંભળનારની પુણ્યરેખા હોય તેવી જણાય છે. આ બાજુ તાલધ્વજગિરિના ઉત્સંગમાં થઈ શત્રુંજયાને અનુસરતી તાલધ્વજી નદી સમુદ્રને મળે છે. આ બાજુ ઇંદ્રે રચેલી, પોતાનાં નિર્મળ જલથી મહોદયને પ્રાપ્ત કરનારી અને પ્રફુલ્લિત કમળોવાળી ઐંદ્રી નદી ઉત્તર દિશામાં શોભે છે'

'જૂઓ ! આ એક તરફ દિવ્ય જલના કલ્લોલથી શોભતી અને કમળોના મધ્ય ભાગમાં રહેલા હંસ અને સારસ પક્ષીઓએ સેવેલી કપર્દિકા નદી આવેલી છે. આ એક તરફ પ્રભુથી પશ્ચિમ દિશામાં વિશ્વને ઉપકાર કરનારી અને પાપને હરનારી બ્રાહ્મી નામે નદી સંપૂર્ણ જલયુક્ત શોભે છે. જૂઓ, આ શત્રુંજયા, ઐંદ્રી, નાગેંદ્રી, કપિલા, યમલા, તાલધ્વજી, યક્ષાંગા, બ્રાહ્મી, માહેશ્વરી, સાભ્રમતી, શખલા, વરતોયા, જયંતિકા અને ભદ્રા એ ચૌદ મહાનદીઓ ઘણી સુંદર જણાય છે.'

'વળી આમ પૂર્વ દિશામાં અપરિમિત શોભાવાળું સૂર્યોદ્યાન અદ્ભૂત જણાય છે, તેની પાસે દક્ષિણ દિશામાં સ્વર્ગોદ્યાન, નંદનવનના જેવી કાંતિથી ઝળકે છે. આ પશ્ચિમ દિશામાં મોટું ચંદ્રોદ્યાન ઘણું મનોહર લાગે છે, અને ઉત્તર દિશામાં લક્ષ્મીલીલાવિલાસ નામે ઉદ્યાન આવેલું છે. ચાર દિશાઓમાંથી આવતી લક્ષ્મીઓના કેશપાશ જેવા એ ચાર ઉદ્યાનોથી આ ગિરિરાજ ઘણો દીપી નીકળે છે. આ એક તરફ સૌધર્મેન્દ્રની આજ્ઞાથી કુબેરે રચેલો ઇંદ્રકુંડ સર્વ પાપનો નાશ કરે છે. આ તરફ ચંદ્રિકાના જેવા ઉજ્વળ જલતરંગોના શબ્દોથી શોભતું ભરત સરોવર જાણે ભરત રાજાનો યશોરાશિ હોય તેમ શોભી રહ્યું છે. આ તરફ મંદ મંદ પવનથી કંપિત મોજાઓની શ્રેણીવડે શોભતું કપર્દિયક્ષનું કપર્દિસરોવર સર્વને સુખકારી લાગે છે. આ એક તરફ મુક્તિરૂપી સુંદરીને પોતાની શોભા જોવાનું જાણે દર્પણ હોય, તેવું સર્વતીર્થાવતાર નામે સરોવર તપસ્વી મુનિઓના રાગને પણ વિકસિત કરી રહેલું છે. આ તરફ સુંદર જળવાળા સૂર્યકુંડ, ચંદ્રકુંડ અને તે સિવાય બીજા પણ કુંડો તેઓના બનાવનારાનાં નામવાળા આવેલા છે. તે સર્વને તમે અહિં જૂઓ.'

'હે દેવતાઓ ! આ એક તરફ જેઓ વિશેષ રીતે તપ કરી રહ્યા છે, તે મહાત્માનાં વિચિત્ર ચરિત્રની વાર્તા ઘણી કૌતુકવાળી છે. તે તમે સાંભળો.' 'આ મુનિ પૂર્વે કંડુ નામે એક ચંદ્રપુર નામના નગરનો રાજા હતો. એ કંડૂ રાજા પાપીઓનો પ્રભુ હતો, અને યમરાજના જેવો ક્રૂર હતો. મદિરામાં મત્ત અને ધનથી ઉદ્ધત તે રાજા; દેવ, ગુરુ, વૃદ્ધ અને માતપિતાને જરા પણ માનતો નહિ. પાપીઓને પણ પૂર્વના પુણ્યોદયથી સંપત્તિઓ વૃદ્ધિ પામે છે, પરંતુ ઘાસનો સમૂહ જેમ અગ્નિશિખાથી નાશ પામે છે તેમ, પરિણામે તે મૂલથી નાશ પામે છે. એ મૂઢ રાજા જ્યારે સૂતો હોય ત્યારે પણ અનેક ઉપાયોવડે અનેક પ્રકારના કષ્ટો ઉત્પન્ન કરીને પરસ્રી અને પરધન હરણ કરવાનું તથા

લોકોનો વિનાશ કરવાનું જ મનમાં ધ્યાન કરતો હોય, અને પ્રાતઃકાલે ઉઠીને લોકોને બોલાવી તેઓની સંપત્તિઓ તથા સ્ત્રીઓ જરા પણ ક્ષોભ પામ્યા સિવાય લઈ લેતો હતો. જો કે, રાજાઓ પ્રાયઃ પૂર્વપુણ્યથી જ સર્વ સંપત્તિઓ પ્રાપ્ત કરે છે, પણ જ્યારે તે પુણ્ય, તેનું દ્વેષી થાય છે, ત્યારે તે રાજાઓ દુર્ગતિમાં જનારા થાય છે. આવી રીતે ચક્રવાક પક્ષીને જેમ ચંદ્ર પીડા પમાડે, તેમ લોકોને અનેક પ્રકારની કદર્થના પમાડ્યા પછી પ્રાંતે તે કંડૂ રાજાને ક્ષય રોગ થયો. એ રોગથી તેનો દેહ ક્ષીણ થવા માંડ્યો, એટલે તે આપત્તિમાં મિત્રની સાફક ધર્મનું સ્મરણ કરવા લાગ્યો. મૂઢબુદ્ધિવાળાઓ, જ્યાંસુધી સર્વ તરફથી સુખ હોય છે ત્યાંસુધી, ધર્મને કિંચિત્ માત્ર પણ માનતા નથી, પણ જ્યારે યમરાજાનો પાશ પ્રાપ્ત થાય છે, ત્યારે તેઓ ધર્મને સંભારે છે.

એક વખતે ક્રૂર સેવક લોકોથી પરિવરેલો કંડૂ રાજા સભામાં બેઠો હતો, અને પોતે કરેલા પરદ્રોહની ચિંતાથી તેનું મન ક્લેશ પામવા લાગ્યું હતું. તે સમયે કલ્પવૃક્ષના પત્ર ઉપર લખેલો અને કોઇએ આકાશમાંથી મૂકેલો એક દિવ્યશ્લોક તેની આગળ આવીને પડ્યો. તે શ્લોક આ પ્રમાણે હતો—

धर्मादधिगतैश्वर्यो, धर्ममेव निहंति यः ।
कथं शुभायतिर्भावी, स स्वामिद्रोहपातकी ॥ १ ॥

'ધર્મથી ઐશ્વર્ય મેળવી જે માણસ તે ધર્મને જ હણે છે, તે સ્વામીદ્રોહના પાપને આચરનારનું શુભ પરિણામ કેમ આવે ?'—આ રીતના અર્થવાળા તે પત્રમાં લખેલા શ્લોકને હર્ષપૂર્વક વાંચી તેનો અર્થ જાણી કંડૂ રાજા ચિત્તમાં વિચાર કરવા લાગ્યો; 'અહો ! મહામોહ અને માયાવાળા ચિત્તથી મેં જે પાપ કર્યું, તેનું સ્પષ્ટ રીતે આ કષ્ટકારી ફળ મને પ્રાપ્ત થયું. માછલાની પેઠે જાલમાં કાંટાગ્રે ભરાવેલા આમિષ જેવી સંપત્તિ મેળવી, તેના ગ્રાસમાં લુબ્ધ થએલા મેં આ સંસારરૂપી જાળમાં મારા આત્માને ફોગટ બંધનમાં નાખ્યો. જો રાજા ન્યાયમાર્ગને અનુસરે તો આ લોક ને પરલોક એ રીતે બન્ને લોકમાં તે અભય પામે છે, અને તે જો અસન્માર્ગે ગમન કરે તો લોકોમાં કુળના અને રાજ્યના ક્ષયને માટે તે થાય છે. તે પ્રમાણે મારાં જીવનમાં બન્યું છે.' આ રીતે ચિંતાતુર થયેલો એ મૂર્ખશિરોમણિ રાજા, રાત્રીના વખતે એકલો રાજ્યને છોડી મરવાની ઇચ્છાથી સમુદ્રપાત કે પહાડ પરથી ઝંપાપાત કરવાને માટે ચાલી નીકળ્યો. પ્રચંડ ભુજદંડવાળો એ રાજા જેવો નગર બહાર નીકળ્યો ત્યાં જ પોતાની સામે એક સુંદર અંગવાળી ધસી આવતી ગાય તેના જોવામાં આવી. અકસ્માત્ સ્હામે આવીને ક્રોધથી પોતાનું પુચ્છ ઉછાળતી તે સ્વેચ્છાચારી ગાયે જાણે પૂર્વ વૈરિણી હોય તે રીતે રાજા પાસે આવીને શીંગડાના અગ્ર ભાગથી તે રાજા ઉપર તેણે પ્રહાર કર્યો. પૂર્વના અભ્યાસ વશથી (મરવા જતો હતો તે વાત ભૂલી જઇ) તે ગાય ઉપર ક્રોધ કરી યમરાજની સાથે સ્પર્દ્ધા કરતો રાજા, હાથમાં ખડ્ગ લઇને તેણીની

ઉપર ધસ્યો. ગાય પણ યમરાજના સીત્કારા જેવો પુંફાડો કરી ક્રોધથી તેના સામે યુદ્ધ કરવા આવી. તેને કોપથી આવતી જોઈ રાજાએ વેગવડે ખડ્ગનો ઘા કર્યો, તેથી ગાયનાં શરીરના બે ભાગ થઈ ગયા. તે ગાયના શરીરમાંથી તે વેળા એક સ્ત્રી નીકળી, અને રાતાં નેત્રવાળી તથા હાથમાં રાખેલી છરીને નચાવતી એ સ્ત્રીએ નિષ્ઠુર વાક્યવાળી વાણીમાં રાજાને કહ્યું; ' અરે પાપી ! પશુ, દીન અને શસ્ત્ર વિનાની ગરીબ ગાયને તેં મારી નાખી, પણ જો તારી શક્તિ હોય તો ચાલ મારી સાથે યુદ્ધ કર. ' તેનાં મુખમાંથી એવું સહેતુક વચન સાંભળી પોતાનાં ખડ્ગ ઉપર દૃષ્ટિ કરી એ અપવિત્ર રાજા, તે સ્મિત કરતી સ્ત્રી પ્રત્યે બોલ્યો; ' હે માનિની ! તું એક કદળીના દળ જેવી કોમળ યુવતી છે, અને હું શસ્ત્રનાં શાસ્ત્રમાં પ્રવીણ શૂરવીર ક્ષત્રિય છું, તેથી આપણા બન્નેનું પરસ્પરનું યુદ્ધ પ્રશંસાપાત્ર કેમ ગણાય ? કોપ પામેલો પણ સિંહ મૃગલી સાથે સંગ્રામ કરવાને ઇચ્છતો નથી. ' એમ કહી રાજા વિશ્રામ પામ્યો. એટલે તે યુવતી ગર્વથી બોલી; ' હે રાજન્ ! તારી પેઠે હું પણ શૂરવીર છું, માટે સંગ્રામમાં તૈયાર થા. ' રમણીનું આ પ્રમાણેનું ગર્વયુક્ત વચન સાંભળી રાજાને વિશેષ કોપ થયો એટલે રાજા તરત જ હાથમાં ખડ્ગ લઈ જેવો તે તેની સામે ગયો, એટલામાં સ્ત્રીની છૂરીથી વીંધાઈ ગયેલો અને રુધિરે ઝરતો પોતાનો દેહ તેના જોવામાં આવ્યો. યુવતીએ ફરીથી કહ્યું; ' હે રાજન્ ! આટલાથી જ તારું પરાક્રમ તો તારા જાણવામાં આવ્યું હશે, તથાપિ હજુ પણ જો તું શક્તિમાન હો તો યુદ્ધ કરવા તૈયાર થા.'

આવું તિરસ્કારભરેલું વચન સાંભળી, ભૂપતિ પોતાના મનમાં વિચારવા લાગ્યો કે, ' અહો ! દૈવ વિપરીત થયે એક સ્ત્રીથી પણ હું પરાભવ પામ્યો. જગતમાં પ્રાણીનું જ્યાં સુધી પૂર્વનું પુણ્ય હાનિભાવને પામ્યું ન હોય ત્યાં સુધી જ બળ, તેજ અને કીર્તિ અખંડિત રહે છે. પ્રાણીઓને શુભ કર્મમાં પૂર્વ પુણ્યજ પ્રમાણ ગણાય છે. કેમ કે સૂર્ય જેવા તેજસ્વીને પણ કેટલોક કાળ ક્ષીણતેજપણે તપવું પડે છે. જે કાંઈ, સુખકારી અને સારા પરિણામવાળું પુણ્યવાનને થાય છે, તે બધું, પુણ્યરહિત માણસને વિષની પેઠે દુઃખકારી થાય છે. પૂર્વે મોટા ગજેંદ્રની ઘટાને હું એક લીલામાત્રમાં પુચ્છવડે પકડી આકાશમાં ઉછાળતો હતો, તે જ હું આજે આ એક અબળાથી જિતાઇ ગયો. ' એમ વિચારતાં મહારોગથી નિર્વેદ પામેલા તેને પોતે કરેલો રાજ્યનો ત્યાગ, અને ક્રોધથી કરેલી ગાયની હત્યા એ બન્ને કાર્ય (તેનાં) સ્મરણમાં આવ્યાં. તેથી ફરી અતિદુઃખી થઈ તે રાજા વિચારવા લાગ્યો કે; ' ઘેરથી મરણ પામવાનો નિશ્ચય કરી નીકળેલો હું મારવા આવતી ગાયથી શા માટે ભય પામ્યો ? અને પ્રસંગ પામી મરણને પણ ભૂલી જઈ, અહો ! મેં ગૌહત્યાનું પાપ કર્યું, તો તે પણ મને કુગતિને આપનારું એક વિશેષ કારણ થઈ પડયું. જેની પાસે કાંઇ પણ પુણ્યની મૂડી નથી તે જંતુ ઘણો દુઃખી થાય છે. ડાહ્યો માણસ પણ જો પાસે મૂડી ( મૂળ ધન ) ન રાખે તો તેને દીનની પેઠે સીદાવું પડે છે. હવે આપત્તિના સમુદ્રમાં ડૂબેલો હું શું કરું ? અગ્નિ લાગ્યા પછી કૂવો ખોદવાથી શું સુખ થાય ?'

આ રીતે કંડુરાજા ઘણો શોક કરતો હતો, તે સમયે તેને પરાભવ કરનારી તે દેવસુંદરી બોલી; 'હે મૂઢ ! હે મહાપાપી ! અત્યારે હવે તું દુઃખી થઇને શું ચિંતવે છે ? પૂર્વે રાજ્યના મદથી અંધ થઇને તેં ધર્મનો મોટો દ્રોહ કર્યો, અને જ્યારે હવે આ પીડા પ્રાપ્ત થઇ ત્યારે તું ધર્મને કેમ સંભાળે છે ? આ જગતમાં વિદ્વાન પુરુષો, ધર્મ સિવાય અન્ય કોઇને ધન્ય અને ઉપકારી માનતા નથી; કારણ કે અંતસમયે પણ જો ધર્મને સંભાર્યો હોય, તો તે પોતાના દ્રોહ કરનારને પણ તારે છે, પરંતુ હે મૂઢ ! હજી તારાં ચિત્તમાં ધર્મબુદ્ધિ નથી. માત્ર તારાં શરીરમાં પીડાકારી ક્ષયરોગ થવાથી તું આ અવસરે ધર્મ–પુણ્યને યાદ કરે છે. તે રીતે મેં તારી પરીક્ષા કરી લીધી છે. હું **અંબિકા** નામે તારી ગોત્રદેવી છું. તારું સત્ત્વ જોવાને ગાયનું રૂપ ધરીને આદર સહિત હું તારી પાસે હર્ષથી આવી હતી, પરંતુ અદ્યાપિ તારું મન કોપથી કલુષિત છે, હજુ તારું હૃદય શુદ્ધ ધર્મના નિવાસને લાયક અને સમતારૂપ અમૃતથી વ્યાપ્ત બન્યું નથી. માટે હે રાજન્ ! તું સર્વ દેશોમાં ફર, અને અનેક તીર્થોમાં પર્યટન કર; જ્યારે તને ધર્મ આરાધવા માટેનો સાચો સમય પ્રાપ્ત થશે, ત્યારે હું આવીને તને જરૂર કહીશ.'

આ પ્રમાણે કહી ગોત્રદેવી અદૃશ્ય થઈ. કંડુ રાજા વિચારવા લાગ્યો કે; 'અહો ! અદ્યાપિ મારું ભાગ્ય જાગે છે, જેથી મારી ગોત્રદેવી પ્રત્યક્ષ થઇને મારી પાસે મારું હિત કરવા આવી. હવે મારાં મનરૂપી હસ્તીને દમન કરવાને હું રાતદિવસ પ્રયત્ન કરું, જેથી મને મોક્ષલક્ષ્મી પ્રત્યક્ષ થશે.' એમ વિચારી પ્રાતઃકાલે કોઇ દિશા તરફ તે ચાલી નીકળ્યો. ચિત્ત સ્વસ્થ થવાથી તેને જરા પણ દુઃખ રહ્યું નહિ. ક્રોધરૂપી અગ્નિને બૂઝાવી સર્વ પ્રાણીઓમાં સમાન ચિત્ત રાખતો, પૃથ્વીના બધા પ્રદેશોમાં ફરતો ફરતો તે રાજા **કોલ્લાક** નામે ગિરિ ઉપર આવ્યો, અને તે ગિરિ ઉપર રાત્રીવાસો રહ્યો. રાત્રિના છેલ્લા પહોરે તેનો પૂર્વનો વૈરી કોઈ યક્ષ પ્રત્યક્ષ થઇને તેની આગળ આવ્યો. તેની દૃષ્ટિ વિકરાળ હતી. ક્રોધથી મુખ રક્ત થઈ ગયું હતું. તે ભયંકર ભ્રકુટી ભમાવતો હતો. અને તેનાં હાથમાં ગદા હતી. તે રાજાની સન્મુખ આવ્યો. અને ક્રોધને પ્રગટ કરનારી વાણીથી તેણે કંડુરાજાને કહ્યું;

'હે રાજન્ ! તને સાંભરે છે ? પૂર્વે કામાંધ થઇને તેં મને હણી મારી સ્ત્રીનું હરણ કર્યું હતું. હવે તારું મરણ આવ્યું છે, માટે તું તારા ઇષ્ટદેવનું સ્મરણ કર. મદાંધપુરુષો પ્રારંભમાં જણાતા સુખને માટે પ્રથમ પાપ કરે છે, પણ જ્યારે તે ભોગવવાનો સમય આવે છે, ત્યારે તે પાપનો વિપાક તેને માટે ઘણો ભયંકર થઇ પડે છે. હમણાં તારાં પાપને ભોગવવાનો સમય આવ્યો છે, માટે તું તે સંભાર.' આ પ્રમાણે તે યક્ષે કહ્યું. આ સાંભળવા છતાં રાજા મૌન રહ્યો, એટલે તે મહાયક્ષ રાજાને ઉપાડી ક્ષણમાત્રમાં આકાશમાં લઇ ગયો. ત્યાંથી તેને કોઈ પર્વતની ભયંકર ગુફામાં લઇ જઈ અનેક જાતના બંધનોથી તેને બાંધ્યો. પછી જાણે પૂર્વના પાપોનું પ્રાયશ્ચિત આપતો હોય, તેમ પાદપ્રહાર અને લપડાકથી

તે રાજાને ખૂબ મારી તથા પર્વતના અગ્રભાગમાં, સમુદ્રમાં, કાંટાના વનમાં અને મોટા ખાડાંઓમાં તેને પછાડી છેવટે તે ગુફામાં તે રાજાને મૂકીને તે યક્ષ અદશ્ય થયો. જો કે તે યક્ષના પ્રહારો, ત્રણ લોકનું ચૂર્ણ કરી શકે તેવા હતા, તો પણ પૂર્વના કોઇ શુભ કર્મથી કંડુરાજાનો દેહ મૃત્યુથી બચી ગયો. થોડીવારે ઝરણાનાં જલથી શીતળ થયેલા પવનના સ્પર્શથી રાજાને ચેતના આવી. એટલે તે રાજા પોતાનાં ચિત્તમાં વિવેકપૂર્વક વિચાર કરવા લાગ્યો કે; 'અહો ! પૂર્વે પાપરૂપી વૃક્ષ જે મેં વાવ્યું છે, તેનાં હજુ તો આ અંકુરા માત્ર છે. તેનાં પુષ્પ અને ફળ તો તિર્યંચ નરકાદિક દુર્યોનિમાં આવવાનાં બાકી છે. મહાંધ અને અધમ પુરુષો સહજમાત્રમાં પોતે પાપ કરે છે, પણ પોતાના આત્માને તે પાપના આવેલા વિપાકથી મુક્ત કરી શકતા નથી.' આ રીતે પોતે પૂર્વે કરેલા અનર્થોને માટે પોતાના આત્માની નિંદા કરતો કંડુરાજા, તે પાપના ક્ષય માટે શુભ ધ્યાનપૂર્વક તીર્થને ઉદ્દેશી ત્યાંથી નીકળ્યો. સર્વ પ્રાણીઓને આત્મવત્ જોતો અને દ્વેષને દૂર કરતો, પુણ્યપ્રાપ્તિના ઉદ્યમને માટે તે જ્યાં ત્યાં ભમવા લાગ્યો.

તેટલામાં તેની કુળદેવી અને શાસનદેવી અંબિકા પૂર્વે આપેલાં વચનપ્રમાણે પ્રસન્નમુખ યુક્ત તેની આગળ સાક્ષાત્ પ્રગટ થઇને બોલી; 'હે વત્સ ! તું શ્રીશત્રુંજયગિરિ ઉપર જા, ત્યાં તારાં સર્વ હત્યાદિ પાપ લય પામશે. તારા પૂર્વજોની સદ્ભક્તિથી હું રંજિત થયેલી છું, તેથી અગાઉ એક સુભાષિત શ્લોક તને કહ્યો હતો, અને હવે આ તીર્થ તને બતાવું છું. હે મુગ્ધ ! અન્ય સંસારીની જેમ બીજા લાખો તીર્થોમાં તું શામાટે ભમે છે ? માત્ર એક વાર શત્રુંજય તીર્થને શામાટે સંભાળતો નથી ? એ ગિરિરાજને જો સારી રીતે પૂજ્યો હોય, સંભાર્યો હોય, સ્તવ્યો હોય, સાંભળ્યો હોય, અથવા એક વાર દૃષ્ટિમાર્ગે કર્યો હોય, તો તત્કાળ કર્મનો ક્ષય થઈ જાય છે. પાપીઓને શલ્યરૂપ, ધર્મીઓને સર્વપ્રકારનાં સુખ આપનાર અને કોઈપણ પ્રકારની કામનાવાળાની કામના પૂર્ણ કરનાર એ ગિરિરાજ જયવંતો વર્તે છે. તપ વિના, દાન વિના અને પૂજા વિના પણ એ સિદ્ધક્ષેત્રનો ફક્ત શુભભાવથી સ્પર્શમાત્ર કર્યો હોય તો તે અક્ષયસુખને અર્પે છે. હે વત્સ ! નરકાદિક દુર્ગતિને આપનારું ઘણું નિબીડ કર્મ તેં બાંધેલું છે. તે શત્રુંજયતીર્થની સ્પર્શના સિવાય બીજાં કોઈ સુકૃતોથી ક્ષય થઈ શકે તેમ નથી હે વત્સ ! અત્યારસુધી તારામાં મત્સરભાવ હતો, તેથી મેં તારી ઉપેક્ષા કરી હતી; હવે તું એ તીર્થનાથનાં દર્શનને યોગ્ય થયો છે, માટે હું તને ત્યાં જવા કહું છું. એ ગિરિરાજની જગત્પાવની સેવા જો એક વાર કરી હોય, તો લાખો ભવોમાં ઉપાર્જન કરેલાં પાપ ક્ષય થઈ જાય છે. શત્રુંજય સમાન તીર્થ, આદિનાથ જેવા દેવ, અને જીવરક્ષા જેવો ધર્મ, એના જેવું શ્રેષ્ઠ ત્રણ લોકમાં અન્ય કાંઇ નથી. મુક્તિરૂપી સ્ત્રીનું પાણિગ્રહણ કરવાની વેદિકારૂપ, એવો પર્વતોનો રાજા શત્રુંજયગિરિ અદ્ભુતપણે વિજય પામે છે. આ સંસારરૂપી સાગરમાં ડૂબી જતા પ્રાણીઓના સમૂહને આશ્રયરૂપ અને મુક્તિરૂપી તટવાળો એ વિમલગિરિ એક બેટરૂપ શોભે છે. પાપનો જય કરતો, ધર્મનો

સંચય કરતો, સુખનું દાન કરતો અને સર્વલોકને પવિત્ર કરતો એ શાશ્વતગિરિ જયવંત વર્ત્તે છે. એ પવિત્ર તીર્થના યોગથી સમતારૂપી જલમાં સ્નાન કરીને જેનો આત્મા શુદ્ધ થયેલો છે, એવો તું આત્મરમણ કરી આ ગિરિરાજની ઉપાસના કરી સિદ્ધિપદને પામીશ.'

આ પ્રમાણે પોતાની ગોત્રદેવીનાં મુખકમળમાંથી નીકળેલ મધુરસ જેવો ગિરિરાજનો પ્રૌઢ મહિમા સાંભળી, જાણે અમૃતથી સીંચાયેલો હોય, દૂધથી ધોવાયેલો હોય અને ચંદ્રિકાથી ન્હાયો હોય, તેમ કંડુરાજા સુંદર નિર્મલતાને પામ્યો. તરત જ જગજ્જનની અંબિકાને નમસ્કાર કરી, શંખના જેવું નિર્મલ અંતઃકરણ ધારણ કરી, અને હૃદયમાં વિશુદ્ધ ચારિત્રને અંગીકાર કરવાની ભાવનાવાળો તે સિદ્ધાચળ તરફ ચાલી નીકળ્યો. જ્યાંસુધી તીર્થની પ્રાપ્તિ થાય નહિં ત્યાંસુધી, તેણે આહાર કરવો ત્યજી દીધો અને માર્ગમાં ચાલતાં સિદ્ધગિરિના મનોહર ગુણોથી તેનું હૃદય આર્દ્ર થવા લાગ્યું. માનસિક ધ્યાનના યોગમાં અને દરેક કથાના પ્રસંગમાં ગોત્રદેવીએ કહેલા શત્રુંજયતીર્થની ભાવથી સ્પર્શના કરતો કરતો અનુક્રમે તે શત્રુંજયની નજીક આવી પહોંચ્યો. સાત દિવસે જ્યારે ગિરિરાજનું પવિત્ર શિખર તેના જોવામાં આવ્યું, ત્યારે તેનાં દર્શન કરવામાં ઉત્કંઠિત પોતાનાં નેત્રોને તે કહેવા લાગ્યો; 'હે નેત્રો! તમારાં પુણ્યના સમૂહથી આજે ગિરિરાજ પ્રત્યક્ષ થયા છે, તેથી તેનું સારી રીતે દર્શન કરો.' એવી રીતે હર્ષ પામેલા કંડુરાજાએ માર્ગમાં એક મહામુનિને જોયા; એટલે તેમને પ્રણામ કરી મુનિનાં મુખકમળ ઉપર દૃષ્ટિ રાખીને તેમની પાસે તે બેઠો. જ્ઞાની અને દયાથી ઉજ્વલ તે મહર્ષિ, રાજાને સંવેગનો સંગી જાણી તેના આગ્રહથી આ પ્રમાણે દેશના આપવા લાગ્યા;

'હે રાજન્! તું ધર્મમાં ઉત્સુક છો, વળી આ ગિરિરાજરૂપ પવિત્ર તીર્થ તરફ ગમન કરે છે; માટે હે સત્ત્વધર! ચારિત્રનાં લક્ષણને પ્રકટ કરનાર તત્ત્વને તું સાંભળ. સર્વજ્ઞ જિનેશ્વરોએ કર્મરૂપી તૃણને છેદનાર અને પાંચમી ગતિ(મોક્ષ)ને આપનાર ચારિત્ર પાંચ પ્રકારે કહ્યું છે. પહેલું સામાયિક, બીજું છેદોપસ્થાપનીય, ત્રીજું સૂક્ષ્મક્રિય(સંપરાય), ચોથું પરિહારવિશુદ્ધિ અને પાંચમું યથાખ્યાત, આ ચારિત્ર વિના પંગુની જેમ જ્ઞાનદર્શન વૃથા છે, અને જ્ઞાનદર્શન વિના અંધની પેઠે આ ચારિત્ર નિષ્ફળ છે. જેમ સુવર્ણના ઘડામાં અમૃત, સુવર્ણમાં સુગંધ, ચંદ્રમાં ચંદનલેપ, મુદ્રિકામાં મણિ, પર્વમાં દાન, અને દાનમાં વિશુદ્ધ ભાવના અતિશય શોભે છે, તેમ આ સિદ્ધગિરિમાં ચારિત્ર અંગીકાર કરીને જિનેશ્વરનું ધ્યાન કરવું તે અતિ ઉત્કર્ષકારી છે.'

મુનિની આ પ્રકારની વાણીથી હર્ષ પામેલો કંડુરાજા તેમની પાસે ચારિત્ર ગ્રહણ કરી, બાહ્ય-અભ્યંતર બન્ને પ્રકારના પરિગ્રહને છોડી, પ્રસન્નદૃષ્ટિ કરી શત્રુંજય તીર્થે આવ્યો. ગિરિરાજ ઉપર ચડીને એ કંડુ મુનિએ શીલરૂપી કવચ અને દયારૂપી ઢાલ ધારણ કરી, વ્રતરૂપી અસ્ત્રવડે પાપરૂપી શત્રુને વેગથી હણી નાખ્યો. હે દેવતાઓ! તે આ કંડુ-

મુનિ, ભગવાન આદિનાથની પવિત્ર મૂર્ત્તિનાં વારંવાર દર્શન કરતાં છતાં પણ તૃપ્તિ નહિં પામતા, અને રોમાંચસહિત પ્રભુનાં દર્શનને માટે પોતાના નેત્રોને નિર્નિમેષપણે પ્રવર્ત્તાવતા, આ શિખરના અગ્રભાગમાં દુષ્કર તપ કરે છે. હવે એ મહાત્માનાં કર્મ ક્ષીણ થઈ ગયાં છે, તેથી અલ્પસમયમાં તેઓ કેવળજ્ઞાનને પ્રાપ્ત કરશે. હે દેવો ! એક વખતે હું મહાવિદેહ ક્ષેત્રમાં ગયો હતો, ત્યાં પણ સીમંધરસ્વામીનાં શ્રીમુખથી મેં સાંભળ્યું હતું કે, 'જે મહાપાપી હોય તે પણ કંડુરાજાની પેઠે શત્રુંજયગિરિના સેવનથી શુદ્ધ થઈ સિદ્ધિને પામે છે.[1]"

ઈંદ્રે એ પ્રમાણે કહ્યું, એટલે સર્વ દેવતાઓ પોતાની કાંતિથી આકાશને પ્રકાશિત કરતા અને મોટા રંગવડે તરંગિત થતા, આદ્ય તીર્થંકર શ્રી ઋષભદેવસ્વામીનાં મંદિરમાં તેમને નમસ્કાર કરવા ચાલ્યા. દુષ્ટ કર્મોનો નાશ કરનાર અને દુષ્ટોને દંડ કરનારા રાજાદની( રાયણ )નાં વૃક્ષને પ્રદક્ષિણા કરી તેઓ ભ૦ શ્રીમહાવીરસ્વામીની પાસે આવી નમસ્કાર કરતા હતા. ભગવંતની આસપાસ બીજા મુનિઓ જાણે મૂર્ત્તિમાન શમરસ તથા દેહધારી ધર્મ હોય તેવા જણાતા હતા. જેઓમાં કોઇ અનેક લબ્ધિઓના મોટા ભંડાર હતા, કોઇ અષ્ટાંગયોગમાં નિપુણ હતા, કોઈ મહિમાના ઉદયથી પુષ્ટ હતા, કોઈ આત્માને ધ્યાનમાં લીન કરતા હતા, કોઈએ મૌનવ્રતનું અવલંબન કર્યું હતું, કોઈ ધર્મનું માહાત્મ્ય કહેતા હતા, કોઈ મહામંત્રનો જાપ કરતા હતા, કોઇ જપમાળાના મણકાને ફેરવતા હતા, કોઇ પરસ્પર કથા કરતા હતા, કોઈ કાયોત્સર્ગમાં રહ્યા હતા, કોઈ પદ્માસન કરીને બેઠા હતા, કોઈ અદીનપણે અંજલિ જોડતા હતા, કોઇ શ્રી આદિનાથનાં મુખકમળને જોવામાં તત્પર હતા, કોઈ સૂર્ય સામે નેત્રો રાખીને રહ્યા હતા, કોઇએ હાથમાં પુસ્તકો રાખ્યાં હતા, કોઈ તપ કરતા હતા અને કોઈ તીર્થસેવા કરતા હતા. એવા સમગ્ર સિદ્ધાંત અને તત્ત્વવિદ્યામાં નિપુણ, શ્વેત વસ્ત્રોને ધારણ કરનારા, ઉગ્ર પરિષહોને સહન કરનારા, અંતરંગ શત્રુઓને જિતવામાં શૂરવીર, સત્ત્વમાં પ્રીતિવાળા અને ચૌદ ઉપકરણોની પ્રતિલેખના કરતા તે મુનિઓને દેવતાઓએ પ્રણામ કર્યા. પછી પરસ્પર સારસાર રત્નોનો ઉપયોગ કરવાપૂર્વક સ્પર્ધા કરતા દેવતાઓએ સમવસરણની રચનાનો આરંભ કર્યો.

વાયુકુમાર દેવોએ સુગંધી વાયુથી જમીનને શુદ્ધ કરી. અને મેઘકુમારોએ સુગંધી જલથી છંટકાવ કર્યો; સુગંધી જલવડે સિંચન થયેલી એ શત્રુંજયની ભૂમિ જાણે મોક્ષરૂપ ફળને માટે પુણ્યરૂપી વૃક્ષ વાવવા સારુ તૈયાર કરી હોય તેવી શોભવા લાગી. તેની ઉપર વ્યંતર દેવતાઓએ યોજનપ્રમાણ ભૂમિમાં જેઓના ડિંટ નીચે છે, એવાં પંચવર્ણી પુષ્પોની ઢીંચણ પ્રમાણ વૃષ્ટિ કરી. વિચિત્ર અને વિવિધવર્ણી રત્નોથી સપાટ બાંધેલા પૃથ્વીતળ ઉપર વ્યંતરેંદ્રોએ ભરપૂર પુષ્પોનો સમૂહ પાથર્યો. રત્નની ભૂમિ ઉપર રહેલાં એ પુષ્પો; જાણે પ્રભુની પાસે કામદેવે પોતાનાં શસ્ત્રો છોડી દીધાં હોય તેમ શોભવા લાગ્યા. ચારે દિશાએ રાતા પલ્લવોનાં તોરણ બાંધ્યાં, જેનાથી દિશાઓના મુખ લાલાશવાળાં જણાવા લાગ્યા.

૧ ઇંદ્રે દેવોને ઉદ્દેશીને પૃષ્ઠ ૩ થી શત્રુંજયના પ્રભાવનું જે વર્ણન શરૂ કર્યું હતું, તે અહિં પૂર્ણ થાય છે

તે પછી બહારના ભાગમાં ભવનપતિદેવોએ પ્રભુના શુભ ધ્યાનનો જાણે મૂર્ત્તિમાન ભંડાર હોય તેવો પ્રકાશમાન રૂપાનો ગઢ કર્યો. તે યોજન સુધીની પૃથ્વીમાં પિંડાકારે વ્યાપીને રહેલો હોવાથી ચંદ્રના જેવો શોભતો હતો. તે તેત્રીશ ધનુષ અને એક તૃતીયાંશ યુક્ત એક હાથ પહોળો અને પાંચસો ધનુષની ઊંચાઇમાં હતો. કુંડળને આકારે શોભતા એ ગઢની ઉપર ફરતી સુવર્ણના કાંગરાની શ્રેણી કરવામાં આવી. તે ગઢથી ૧૫૦૦ ધનુષ મૂકીને જ્યોતિષ્પતિ દેવતાઓએ સુવર્ણનો મધ્યગઢ કર્યો. પૂર્વના ગઢની જેટલા જ પહોળા ને ઉંચા તે ગઢ ઉપર કરેલા પ્રકાશમાન રત્નમય કાંગરા ઘણા સુંદર દેખાવા લાગ્યા. ત્યારબાદ તેમાં વૈમાનિક દેવતાઓએ કિરણોના તરંગોથી વિચિત્ર એવો રત્નમય ગઢ પૂર્વના માન-પ્રમાણે કર્યો અને તેની ઉપર દિવ્ય પ્રભાવથી સંપૂર્ણ એવી મણિના કાંગરાની શ્રેણીઓ રચવામાં આવી, તે બહુ જ શોભવા લાગી.

તે ગઢોની ઉપર સંસારમાં પરિભ્રમણ કરવાથી તાપ પામેલા પ્રાણીઓના ખેદનો નાશ કરવાને માટે જાણે પંખો નાંખતી હોય તેવી વિચિત્ર ધજાઓ શોભતી હતી. તે ગઢની ઉપર સુવર્ણની ઘૂઘરીઓના શબ્દોથી દિશાઓને ગજવતો એક રત્નમય મહાધ્વજ શોભતો હતો. દરેક ગઢમાં જાણે સંપત્તિઓના પ્રવેશને માટે તૈયાર કર્યા હોય તેવા સુંદર કમાડ-વાળાં ચાર ચાર દ્વારો પ્રકાશમાન રત્નોથી દીપતા હતા. તે દ્વારો ઉપર રચેલા ઇંદ્રનીલમણિના તોરણો જાણે ગઢરૂપી તરુણ પુરુષોની દાઢી-મૂંછ હોય તેવા શોભતા હતા. દરેક દ્વારે તેજથી જળહળતાં ધૂપધાણાઓના દિશાઓમાં વ્યાપી રહેલાં ધૂપથી સુગંધિત, તથા તેજથી અંધકારનો નાશ કરતા તે ગઢો શોભી રહ્યા હતા. બહારના ગઢની દરેક દ્વારની પાસે દેવ-તાઓએ પ્રભુને નમવા આવનારાઓને સ્નાન કરવાને માટે સુવર્ણકમળોની શ્રેણિથી શોભતી અને સુંદર જલથી પૂર્ણ એવી વાવડીઓ રચી હતી. પછી મધ્ય ગઢની અંદર ઇશાન દિશામાં પ્રભુને વિશ્રામ લેવા માટે એક દેવચ્છંદ રચ્યો. રત્નના ગઢની મધ્યમાં એક મણિમય પીઠવાળું અને સત્તાવીશ ધનુષ્ય ઊંચું વિશાલ ચૈત્યવૃક્ષ રચ્યું. એ ચૈત્યવૃક્ષના સુશો-ભિત પાંદડાઓના સમુહથી પૂર્ણ તે સમવસરણ તાપના ભયથી રહિત બનીને લોકોને માટે બેસવા યોગ્ય બની શોભી રહ્યું હતું. તે ચૈત્યવૃક્ષની નીચે જડેલા મણિઓથી સૂર્યના બિંબ જેવું પાદપીઠયુક્ત સુવર્ણનું સિંહાસન શોભતું હતું. અને તે સિંહાસનની ઉપર સદ્ભક્તિ-વડે ઉજવળ ચિત્તવાળા દેવતાઓએ ત્રણ ભુવનના પ્રભુપણાનો મહિમા પ્રગટ કરનારાં ત્રણ ત્રણ છત્રો બનાવ્યાં. સમવસરણની પાસે એક હજાર યોજન ઊંચો, જાણે મોક્ષની નિસરણી હોય તેવો વસ્ત્રથી વિસ્તૃત સુવર્ણનો ધર્મધ્વજ ત્યાં સમવસરણમાં શોભતો હતો. દરેક ગઢના દરેક દ્વાર આગળ તુંબરુ વગેરે દેવતાઓ દેદીપ્યમાન શૃંગાર ધારણ કરી અને હાથમાં છડી રાખી પ્રતિહારી થઇને ઊભા રહ્યા. એવી રીતે લક્ષ્મીને શરણરૂપ સમવસરણ રચી વ્યંત-રેંદ્રોએ તે સંબંધી અવશેષ કાર્ય સમાપ્ત કર્યું.

તે પછી દેવતાઓએ મૂકેલાં સુવર્ણમય નવ કમળો ઉપર ચરણકમળને મૂકતા, નવ-

તત્ત્વોના સ્વામી, નવનિધિના દાતાર, જગતનું જાણે જીવિત હોય અને ધર્મીઓનું જાણે સર્વસ્વ હોય, તેવા પ્રભુએ પૂર્વદ્વારથી સમવસરણમાં પ્રવેશ કર્યો. તે સમયે મોક્ષના અર્થીઓ પ્રભુને સુવાક્યોથી સ્તવવા લાગ્યા, મનવડે ચિંતવવા લાગ્યા, શ્રવણોવડે સાંભળવા લાગ્યા, અને કોટિ નેત્રોવડે જોવા લાગ્યા. એવા ધર્મચક્રી પ્રભુની આગળ સુવર્ણ કમળમાં રહેલું, અને પાપરૂપ અંધકારમાં સૂર્યમંડળરૂપ ધર્મચક્ર પ્રકટ થયું. પ્રભુએ ચૈત્યદ્રુમની પાસે આવી પ્રદક્ષિણા કરી. એટલે જાણે તેને અભિમાન આવ્યું હોય તેમ તે ચૈત્યદ્રુમ નવપલ્લવ અને પુષ્પોથી વ્યાપ્ત થયું. પછી પૂર્વ દિશા તરફ આવી 'નમસ્તીર્થાય'. એમ બોલી સર્વજ્ઞ પ્રભુ સિંહાસન ઉપર બિરાજમાન થયા. તરત જ બાકીની ત્રણ દિશાના સિંહાસનો ઉપર વ્યંતર દેવોએ ભગવંતનાં ત્રણ રૂપ વિકુર્વ્યાં. તે રૂપ પ્રભુનાં રૂપની જેવાં જ થયાં, તે પ્રભાવ સ્વામીનો જ હતો. પછી સાધુઓ, સાધ્વીઓ, અને વૈમાનિક દેવીઓ પૂર્વદ્વારથી પ્રવેશ કરી, રત્નગઢની મધ્યમાં રહેલા પ્રભુને પ્રદક્ષિણા કરી, ભક્તિપૂર્વક નમસ્કાર અને સ્તુતિ કરી સ્વામીની સન્મુખ અગ્નિ દિશામાં બેઠા. તેમાં આગળ મુનિ બેઠા, તેમના પૃષ્ઠ ભાગમાં વૈમાનિક દેવતાની સ્ત્રીઓ ઉભી રહી અને તેની પાછળ તેવી જ રીતે સાધ્વીઓ પણ ઊભા રહ્યા. ભવનપતિ, જ્યોતિષી અને વ્યંતરોની સ્ત્રીઓ દક્ષિણ દ્વારથી પ્રવેશ કરી પૂર્વની જેમ પ્રભુને નમસ્કાર કરી અનુક્રમે નૈઋત્ય દિશામાં રહ્યા, અને તે ત્રણે નિકાયના દેવો પશ્ચિમ દ્વારથી પ્રવેશ કરી તેવી જ રીતે નમી વાયવ્ય દિશામાં બેઠા. વૈમાનિક દેવ, નર અને નારીઓ ઉત્તર દ્વારથી પ્રવેશ કરી પ્રભુનાં ચરણોને નમી ઇશાન દિશામાં રહ્યા. મૃગ, સિંહ, ઘોડા અને પાડા વગેરે તિર્યંચો; અરિહંત પ્રભુનાં દર્શનનાં માહાત્મ્યથી પરસ્પરના જાતિવૈરને પણ છોડી દઇ બીજા ગઢના મધ્ય ભાગમાં રહ્યા. અને દેવ, અસુર તથા મનુષ્યોનાં વાહનો છેલ્લા ગઢમાં રાખવામાં આવ્યાં. આ રીતે; જૈનશાસનમાં સમવસરણનો તેવો ક્રમ કહેલો છે.

આ રીતે રચેલા સમવસરણમાં બીજા પણ સિદ્ધ, ગંધર્વ અને કિન્નરાદિ પ્રભુની વાણીરૂપી અમૃતનું પાન કરવાને માટે ઉદ્યમવંત થઇ યથાસ્થાને આવીને બેઠા. તે યોજન–પ્રમાણ સમવસરણમાં મનુષ્ય, નાગકુમારાદિ અસુરો અને બીજા દેવતાઓ ક્રોડાની સંખ્યામાં સમાઇ શકે છે, તે પ્રભુનો જ મહિમા છે.

આવી રીતે સમવસરણના મધ્યમાં સિંહાસન પર બિરાજમાન થયેલા, ત્રણ છત્રોથી શોભતા, ચામરોવડે વીંજાતા, સર્વ અતિશયોથી અલંકૃત, સૌમ્ય, પોતાનાં તેજથી ત્રણ જગતને વ્યાપ્ત કરતા, મધ્યસ્થ દૃષ્ટિથી સમસ્ત લોકને જોનાર, ત્રૈલોક્યનાં ઐશ્વર્યથી સુંદર, સર્વ પ્રાણીઓના હિતકારી અને પોતાના દિવ્યપ્રભાવના મહિમાથી મહિમાવંત શ્રીવીર પ્રભુને જોઇ સર્વ દેવતાઓ વચનથી કહી શકાય નહિં, તેવા હર્ષને પ્રાપ્ત થયા. કોઇ દેવતાઓ પ્રભુની પાસે આવી મસ્તકો ધૂણાવા લાગ્યા, કોઇ ન્યૂંછણાં ઉતારવા લાગ્યા અને કોઇ સ્તુતિ કરવા લાગ્યા. તે અવસરે સૌરાષ્ટ્ર દેશનો અધિપતિ, ગિરિદુર્ગ (ગિરનાર)માં રાજ્ય કરતો

ગાધિ રાજાનો પુત્ર રિપુમલ્લ નામે યાદવ રાજા પણ ત્યાં આવી યોગ્યસ્થાને બેઠો. આ રીતે પ્રભુના વચનરૂપી અમૃતનું પાન કરવાની ઇચ્છાવાળા શ્રવણને જાગૃત કરી સર્વ લોકો યથાસ્થાને બેઠા. તે વખતે સ્ફુરાયમાન ભક્તિથી હર્ષનાં અશ્રૂ જેના નેત્રોમાં આવેલાં છે, એવા સૌધર્મેન્દ્ર રોમાંચરૂપી કંચુકને ધારણ કરતા આ પ્રમાણે પ્રભુની સ્તુતિ કરવા લાગ્યા;

'હે સ્વામિન્! હે જિનાધીશ! હે જગત્પ્રભુ! આપ જય પામો! હે ત્રૈલોક્યમાં તિલકરૂપ! આ સંસારને તારનારા એવા આપ જય પામો! હે દેવાધિદેવ! પૂજવા યોગ્ય, કરુણાના સાગર, અને સંસારીઓને શરણ કરવા લાયક એવા તમે કરુણાકર પ્રભુ જય પામો! હે અર્હન્! જંગમ કલ્પવૃક્ષરૂપ, પરમેશ્વર, પરમેષ્ઠી, અનંત, અવ્યક્ત અને નિરંજન એવા આપ જયવંત વર્ત્તો! હે સિદ્ધ! સ્વયંબુદ્ધ, સર્વ તત્ત્વના સમુદ્ર, સર્વ સુખના આગાર અને મહેશ્વર એવા હે નાથ! આપ જયવંતા વર્તો! હે પ્રભુ! આપ અનાદિ, અનંત અને અવ્યક્તસ્વરૂપને ધારણ કરનારા છો. સુર અસુર અને મનુષ્યોના સ્વામીઓ આપને નમસ્કાર કરે છે. હે જગત્પતિ! આપનાથી આ જગતને અમે ધન્ય માનીએ છીએ. હે પ્રભુ! અન્ય દર્શનીઓના કુતર્કોથી આપ અભેદ્ય છો. હે સ્વામિન્! આપનાથી અમે મોક્ષસુખના આનંદની સ્પૃહા રાખીએ છીએ. હે નાથ! આપનાં અતુલ માહાત્મ્યને પંડિતો પણ જાણી શકતા નથી. હે સર્વ તત્ત્વને જાણનારા પ્રભુ! જે પરબ્રહ્મ છે, તે પણ ફક્ત આપના વિષે જ પ્રાપ્ત થાય છે, તેથી હે ભગવન્! વિદ્વાન લોકો, 'મુક્તિ સર્વદા આપને જ આધીન છે' એમ કહે છે. હે ઈશ્વર! આ જગતનો ઉદ્ધાર કરવાને માટે આપ મનુષ્યસ્વરૂપને પામ્યા છો; નહિં તો તત્ત્વના પ્રરૂપકથી રહિત આ સૃષ્ટિ, અસૃષ્ટિ સમાન થઈ જાત. હે દયાળુ! બીજા સર્વ દેવોમાં આપના અંશવડે કરીને જ દેવપણું ગણાય છે; કારણ કે બીજા મતના વિદ્વાનો પણ વીતરાગપણામાં જ મુક્તિ માને છે. હે જગત્પૂજ્ય! નિશ્ચયથી આપ જ પરમેશ્વર છો. કેમકે, રાગદ્વેષવડે ભરેલા અન્ય દેવોમાં તત્ત્વથી દેવપણાની યોગ્યતા ઘટતી જ નથી. હે નાથ! ભાગ્યહીન લોકો અન્ય દેવની પેઠે આપને જોઇ શકતા નથી, કેમ કે, પૃથ્વીમાં બીજાં રત્નોની જેમ ચિંતામણિ રત્ન સુલભ હોતું નથી. હે વિભુ! જેવી રીતે વિશ્વને આશ્ચર્ય કરનારી પ્રભાવની સમૃદ્ધિ આપનામાં છે, તેવી રીતે બીજા દેવોમાં રહેલી નથી. કારણ કે, નક્ષત્રોમાં સૂર્યની કાંતિ ક્યાંથી હોય? હે દેવાધિદેવ! જ્યાં આપ સંચરો છો, તે પૃથ્વીમાં સવાસો યોજન સુધી સાત પ્રકારની ઇતિઓ[1] પણ ઉત્પન્ન થતી નથી. અહો મહાપુરુષોનો આ કેવો અપૂર્વ મહિમા છે! હે ભગવન્! યોગીઓને ધ્યાન કરવાને યોગ્ય એવા જ્યોતિરૂપ આપ છો, અને અષ્ટકર્મના નાશને માટે આપે જ અષ્ટાંગયોગ કરેલો છે. સ્વામીઓના પણ સ્વામી, ગુરુઓના પણ ગુરુ અને દેવોના પણ દેવ

---

૧. અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, ઉંદરનો ઉપદ્રવ, તીડનો ઉપદ્રવ, સૂડાઓનો ઉપદ્રવ, સ્વચક્રનો ભય અને પરચક્રનો ભય એ સાત ઇતિઓ-ઉત્પાત ગણાય છે.

એવા આપને હું નમસ્કાર કરું છું. હે પ્રભુ! જલમાં, અગ્નિમાં, અરણ્યમાં, શત્રુઓના સંકટમાં, તેમજ સિંહ, સર્પ અને રોગની વિપત્તિમાં આપ જ એક શરણભૂત છો.'

આ રીતે ભક્તિથી શ્રી મહાવીરપ્રભુની સ્તુતિ કરીને સૌધર્મ ઇદ્ર, જેમ જલનું પાન કરવાને ચાતક તત્પર થાય તે રીતે પ્રભુની વાણીનું પાન કરવાને પ્રભુની સન્મુખ બેઠા. તે પછી ત્રણ જગતના સ્વામી; સર્વ જગતના પરમ કલ્યાણને માટે સર્વ ભાષામાં સમાન અર્થને પ્રરૂપનારી, સર્વ પ્રાણીઓને હિતકારી, સર્વ અતિશયોથી ભરેલી, સર્વ તત્ત્વોથી સુંદર, યથાર્થ, સૌભાગ્યવાળી, શાંત અને યોજન સુધી પ્રસાર પામતી મધુર વાણીવડે દેશના આપવા લાગ્યા;

'હે ભવ્ય જનો! જેમ કસ્તૂરી, મૃગની નાભિમાથી થાય છે. પણ તે પોતાના સુગંધિના ગુણથી અમૂલ્યપણાને પામે છે, તેમ આ નાશવંત અને અશુચિ એવો મનુષ્ય દેહ ધર્મના ગુણથી ઉત્તમપણાને પામે છે. આ કાયામાં સાત ધાતુરૂપ મળ બહાર અને અંદર રહેલા છે, તેને લીધે અપવિત્ર એવી આ કાયા સર્વથા નિરર્થક છે. તેમ છતાં અહો! મૂઢ પ્રાણી અહંકાર અને ગાઢ કર્મને વશ થઈ પોતાના આત્માને અજરામર માની ઇચ્છા પ્રમાણે વર્તે છે. નાના પ્રકારનાં શસ્ત્રો, જલ, અગ્નિ, બે પ્રકારનું વિષ,[1] શત્રુઓ, તીવ્ર વ્યાધિઓ, અકાળમૃત્યુ, શીત તથા ગરમી વગેરેની પીડા, જરાવસ્થા અને ઇષ્ટ–મિત્રાદિકની વિપત્તિ, ઇત્યાદિક મહાદોષોવડે આ કાયા અત્યંત ક્લેશને પામે છે. હે પ્રાણીઓ! આવા પ્રકારનાં આ અસાર દેહને પામીને જગતમા સાર અને પૂજવાને યોગ્ય એવા ધર્મને સત્વર આચરતા રહો! અમૂલ્ય ચિંતામણિરત્ન જો કાચના સંચયથી પ્રાપ્ત થતું હોય, ધૂળ આપીને જો સુવર્ણ મળતું હોય, જલના બિંદુથી જો સુધાસાગર પ્રાપ્ત થતો હોય, ગૃહથી જો સામ્રાજ્ય મળતું હોય અને દેહવડે જો સુકૃત સંપાદન થતું હોય, તો તત્ત્વ અને અતત્ત્વનો વિચાર કરી શકનારો કયો પુરુષ તેને ન ગ્રહણ કરે? માતા, પિતા, ભ્રાતા, મિત્ર અને રાજા તેઓમાથી ધર્મવિના કોઈ રક્ષણ કરતું નથી. સંસારમા કેવળ ધર્મ જ રક્ષણ કરે છે. તેથી જગતમા તે જ સેવવાને યોગ્ય છે. આ જગતમા કાલ આદિ ઉપાયોથી, ઉચિત આચરણોથી અને સદ્જ્ઞાનયુક્ત ક્રિયાથી, સદ્ધર્મની આરાધના કરનારા બુદ્ધિમાનનો જન્મ પ્રશંસનીયપણાને પામે છે. ખરેખર એક ધર્મ જ પ્રગટપણે જગત્પતિની પદવીને યોગ્ય છે. કારણ કે, તેની આજ્ઞાને અનુસરનારા લોકો ત્રણ લોકના નાયક તીર્થંકર થાય છે. હે ભવ્યો! રાજા વગેરેની સેવાથી આત્માને વૃથા દુઃખ શા માટે આપો છો? તે રાજાને જે રાજાપણું આપનાર છે, તે ધર્મની સેવા કરો! કોઈ ઠેકાણે ધર્મવિના કાંઈ પણ મેળવી શકાતું નથી. વિચારો કે, આ સંસારમાં કેટલાક દુઃખો સહન કરે છે, અને કેટલાયેક સારા ભોગો ભોગવે છે, આમા ધર્મ અને અધર્મ જ પ્રમાણરૂપ છે.'

[illegible] આદિ ઝેરી પ્રાણી સંબંધી

'હે પ્રાણીઓ ! કોઇ વખતે પણ તમે વિષયોને આધીન બની રાગાદિકને વશ થશો નહિં; કારણ કે, એ રાગાદિક થોડુંક સુખ આપી, અંતે નરકાદિક દુઃખમાં નાંખે છે. માટે જ બીજા કોઈ નહિં પણ વિષય એ જ ખરેખરા શત્રુઓ છે, કે જેઓ પ્રથમ આરંભમાં રમ્ય જણાય છે અને અંતે સર્વનો ઘાત કરે છે. જેઓની પાસે તીવ્રકાંતિવાળો ધર્મરૂપી સૂર્ય પ્રકાશતો નથી, તેઓની પ્રત્યે વિષયો અંધકારની પેઠે અનિવારિતપણે પ્રવર્ત્તે છે. પ્રમાદરૂપ પડળથી જેઓનાં ભાવ–જ્ઞાનનેત્રો નાશ પામ્યાં છે, એવા પ્રાણીઓ કુમાર્ગે ચાલી દુઃખના સમૂહરૂપ, હિંસક પ્રાણીઓથી વ્યાપ્ત નરકરૂપી અરણ્યમાં પડે છે. પૃથ્વી, સૂર્ય અને ચંદ્રનાં દર્શનથી, તથા વાંચ્છિત સુખનો લાભ પ્રત્યક્ષપણે દેખાતાં છતાં પણ ધર્મનું આ સ્પષ્ટ માહાત્મ્ય સંસારમાં મોહમૂઢ પ્રાણીઓ જાણતાં છતાં જાણે જાણતા નથી તે રીતે વર્તે છે. દિવસ ને રાત્રિ, સુખ ને દુઃખ, તેમજ જાગૃતિ ને નિદ્રાવસ્થા વગેરેનાં દર્શનની જેમ પુણ્યપાપનું ફળ પ્રત્યક્ષ જણાય છે. જે ક્ષુદ્ર એવા રાક્ષસ, સિંહ અને સર્પાદિક; પુણ્યવાન પ્રાણીને ઇજા કરવા જરાપણ સમર્થ થઈ શકતા નથી. એ જ ધર્મનું પ્રત્યક્ષ માહાત્મ્ય, સર્વત્ર જણાઈ રહ્યું છે; માટે ધર્મનો દ્રોહ કરનાર બલવાન પ્રમાદ સર્વથા છોડી દેવો, કારણ કે જ્યારે તેનાથી ધર્મ હણાય છે, અને ધર્મના નાશથી દેહમાં વ્યાધિ અને અંધાદિ વિપત્તિઓ સંસારમાં પ્રાણીને ઉત્પન્ન થાય છે. માટે હે પ્રાણીઓ ! આવી રીતે ચિત્તમાં પુણ્ય–પાપનું ફળ વિચારીને જેનાથી કલ્યાણની સિદ્ધિ થાય છે એવા તે ધર્મની તમે આરાધના કરો !'

આ રીતે ધર્મરૂપી અમૃતનાં ઝરણાંરૂપ જગદ્‌ગુરુનાં ઉપદેશ વચનોનું પાન કરીને શ્રોતાલોકો અખંડિત હર્ષને પામ્યા. તે સમયે સર્વ સભાના લોકો અમૃતથી જાણે તૃપ્ત થયા હોય, ચાંદનીથી જાણે વ્યાપ્ત થયા હોય, અને નિધાનની પ્રાપ્તિથી જાણે હર્ષપૂર્ણ થયા હોય તેવા દેખાવા લાગ્યા. કોઈ સંયમને ગ્રહણ કરવા લાગ્યા, કોઈ સમ્યગ્દર્શનને પામ્યા અને કોઈ હર્ષપૂર્વક ભદ્રકભાવને પામ્યા. ત્યાં તે અવસરે સદા પુણ્યકર્મમાં પ્રવૃત્ત એવા સૌધર્મ ઇંદ્ર ભક્તિભાવિત બની; શ્રી શત્રુંજય તીર્થને, ત્યાં પધારેલા પ્રભુને, ત્રણ જગતના જનોએ પૂજિત એવા શ્રી યુગાદિજિનની પ્રતિમાને, ઝરતા દૂધવાળા રાયણ વૃક્ષને, તેની નીચે બિરાજમાન પ્રભુની પાદુકાને, તેમ જ નદીઓ, સરોવરો, કુંડો, પર્વતો, વૃક્ષો, વનો, નગરો અને ઊંચાં શિખરોને જોઇ; તથા ભગવંતનાં ચરણોને નમસ્કાર કરી હર્ષના ઉત્કર્ષને પ્રાપ્ત થયા. પછી રોમાંચરૂપી કંચુકને ધારણ કરી, બન્ને હાથ જોડી, સભાને હર્ષ કરનારી અને પ્રસન્નતાગુણગર્ભિત એવી અમૃતમય વાણીથી જગત્પતિ પ્રત્યે પૂછવા લાગ્યા;

'હે જગતના આધારભૂત ભગવન્ ! આ જગતમાં તીર્થરૂપ તો આપ જ છો, અને આપનાથી અધિષ્ઠિત એવું આ તીર્થ વિશેષપણે પવિત્ર ગણાય છે. હે પ્રભુ ! આ (૧) તીર્થમાં શું દાન અપાય છે ? (૨) શું તપ થાય છે ? (૩) શું વ્રત તથા જપ

થાય છે ? અને (૪) અહિં શું શું સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે ? (૫) અહિં કયું ફળ મળે છે ? (૬) આ સ્થાને કયું ધ્યાન કરવાને યોગ્ય છે ? (૭) અને અહિં કયું સુકૃત પ્રાપ્ત થાય છે ? (૮) આ પર્વત ક્યારે થયો છે ? (૯) શા માટે આનો મહિમા ગવાયો છે ? અને (૧૦) તેની સ્થિતિ કેટલી છે ? (૧૧) આ નવીન પ્રાસાદ કયા ઉત્તમ પુરુષે કરાવ્યો છે ? (૧૨) અને તેમાં રહેલી આ ચંદ્રની જ્યોત્સ્ના જેવી સુંદર પ્રતિમા કોણે કરાવી છે ? (૧૩) આ પ્રભુની પાસે દ્વાર ઉપર ખડ્ગ ધારણ કરીને કયા બે દેવ રહેલા છે ? (૧૪) તેમના ડાબી અને જમણી બાજુએ બે મૂર્ત્તિ કોની છે ? (૧૫) બીજા આ દેવતા કયા છે ? આ રાજાદની( રાયણ )નું વૃક્ષ કેવું છે ? (૧૬) તેની નીચે રહેલી બે પાદુકા કોની છે ? (૧૭) આ કયા મયૂરપક્ષીની પ્રતિમા છે ? (૧૮) આ કયો યક્ષ અહિં રહે છે ? (૧૯) આ કઈ દેવી વિલાસ કરી રહી છે ? (૨૦) આ કોણ મુનિઓ અહિં રહેલા છે ? (૨૧) આ કઈ કઈ નદીઓ છે ? (૨૨) આ કયા કયા વનો છે ? (૨૩) આ સુંદર ફળવાળા કયા વૃક્ષો છે ? (૨૪) આ કયા મુનિનું સરોવર છે ? (૨૫) આ બીજા કુંડો કોના કોના છે ? (૨૬) આ રસકૂપી, રત્નની ખાણ અને ગુફાઓનો શો પ્રભાવ છે ? હે સ્વામિન્ ! (૨૭) આ લેપથી રચેલા સ્ત્રીસહિત પાંચ પુરુષો કોણ છે ? (૨૮) અહિં ઋષભદેવપ્રભુના અસાધારણ ગુણ આ કોણ ગાય છે ? (૨૯) આ દક્ષિણ દિશામાં રહેલો કયો ગિરિ છે ? (૩૦) અને તેનો શું પ્રભાવ છે ? (૩૧) આ ચારે દિશામાં રહેલાં શિખરો અને નગરો કયા કયા છે ? હે નાથ ! (૩૨) અહિં સમુદ્ર શી રીતે આવ્યો હશે ? (૩૩) અહીં કયા કયા ઉત્તમ પુરુષો થઈ ગયા છે ? (૩૪) અહિં કેટલા કાળ સુધી પ્રાણીઓ સિદ્ધિપદને પામશે ? (૩૫) આ ગિરિરાજનું શું સ્વરૂપ છે ? અને (૩૬) આ સ્થાનમાં સદ્બુદ્ધિવાળા પુરુષો દ્વારા કેટલા ઉદ્ધારો થશે ? હે સ્વામી ! આ સર્વ પ્રશ્નોના ઉત્તર આપ કૃપા કરીને કહો, કારણ કે જગતને પૂજ્ય એવા પુરુષો આશ્રિત ભક્તજનો ઉપર સ્વયમેવ વાત્સલ્યકારી હોય છે.'

આ રીતે સૌધર્મેંદ્રના પ્રશ્નો સાંભળીને તીર્થનાં પ્રભાવની વૃદ્ધિને અર્થે, ભવ્યજીવોના બોધને માટે, અને શ્રોતાજનોના પાપનો નાશ કરવાને સારુ ગંભીરવાણીથી વિસ્તાર કે સંક્ષેપ વિના શ્રી શત્રુંજય મહાતીર્થનાં માહાત્મ્યને દેવાધિદેવ શ્રી મહાવીરપ્રભુ આ પ્રમાણે ફરમાવે છે;

'હે સુરરાજ ! સર્વ તીર્થોના અધિરાજ આ શત્રુંજયગિરિનું માહાત્મ્ય, કહેનાર અને સાંભળનાર બન્નેને પુણ્યનું કારણ થાય છે, માટે તે તું સ્ફુટ રીતે સાંભળ !

'સંપૂર્ણચંદ્રના જેવો ગોળ અને લાખ યોજનના વિસ્તારવાળો આ જંબૂદ્વીપ નામનો દ્વીપ છે. તે અનુપમ લક્ષ્મીથી શોભી રહેલો છે. તેમાં આવેલું શાશ્વત જંબૂ વૃક્ષ 'મારી શાખાઓની ઉપર જિનચૈત્યો રહેલા છે' એમ માનીને જાણે હર્ષથી પોતાના પલ્લવોવડે

નિરંતર નૃત્ય કરી રહેલું છે. તે દ્વીપમાં ભરત, હૈમવંત, હરિવર્ષ, વિદેહ, રમ્યક, હિરણ્યવંત અને ઐરવત નામે સાત ક્ષેત્રો છે, અને તે ક્ષેત્રોના અંતરમાં આવેલા હિમવાન્, મહાહિમવાન્, નિષધ, નીલવાન્, રૂપ્ય અને શિખરી નામના છ વર્ષધર પર્વતો છે. તે પર્વતો પૂર્વ અને પશ્ચિમે લવણ સમુદ્રપર્યંત લાંબા તથા શાશ્વત ચૈત્યોથી મંડિત છે. મહાવિદેહ ક્ષેત્રના મધ્યમાં લાખો શિખરોથી અલંકૃત એવો સુવર્ણનો મેરુગિરિ આવેલો છે. તે પૃથ્વીના નાભિસ્થાનમાં રહેલો છે, એક લાખ યોજન ઉંચો છે, વનની શ્રેણીથી શોભિત છે, અને શાશ્વત ચૈત્યો, ચૂલિકાઓ તથા તેજસ્વી રત્નોનાં કિરણોથી તે ઘણો સુંદર લાગે છે.'

'ઉપરોક્ત સર્વ ખંડોમાં આ ભરતખંડ પુણ્યથી ભરેલો છે, કારણ કે જ્યાં દુઃષમા કાળ વર્તતો હોવા છતાં પણ પ્રાણીઓ પુણ્યવંત થાય છે. તે ખંડમાં અન્યાયનો નાશ કરનાર, સાત ઈતિવિનાનો, પ્રીતિવંત પ્રજાવાળો અને સર્વ દેશોમાં મુખ્ય એવો સુરાષ્ટ્ર-(સૌરાષ્ટ્ર) નામનો આ દેશ છે. જે દેશમાં અલ્પજલથી ધાન્ય પેદા થાય છે. અલ્પ-પુણ્યથી સત્ફળ પ્રાપ્ત થાય છે, અને અલ્પ પ્રયત્નથી કષાયનો નાશ થાય છે. જ્યાં આવેલા સર્વ જલાશયોનાં જલ નિર્દોષ છે. પર્વતો પવિત્ર છે, અને પૃથ્વી સદા રસાઢ્ય તથા સર્વ ધાતુમય છે. સ્થાને સ્થાને સર્વ પાપને હરનારાં તીર્થો, પવિત્ર જલવાળી નદીઓ અને પ્રભાવમય દ્રહો જે દેશમાં છે. પ્રફુલ્લિત અને સુગંધી કમળવાળાં સરોવરો તથા શીતળ અને ઉષ્ણ જળથી મંડિત એવા કુંડો જ્યાં આવેલા છે. પગલે પગલે નિધાનો છે, પર્વતે પર્વતે મહાપ્રભાવિક ઔષધિઓ છે. તથા નિરંતર ફલ આપનારાં વૃક્ષો રહેલાં છે. જ્યાં જાણે પૂર્વે વાવ્યું હોય તેમ સ્વયમેવ ઘણું ધાન્ય પેદા થાય છે, અને તીર્થસ્નાન-ના ફળને આપનારી પવિત્ર મૃત્તિકા છે. જ્યાં આદિનાથના પૂજનને માટે વજ્ર, વૈડૂર્ય, તથા સૂર્યકાંતાદિ રત્ન તથા મોતી અને ઇંદ્રમણિઓ સ્વયમેવ ઉત્પન્ન થાય છે. જ્યાં રત્નાકર(સમુદ્ર) જાણે એ દેશના ગુણોને વેરતો હોય તેમ રત્નોને વેરતો, પ્રભુની ભક્તિમાં તત્પરપણે ગર્જના કરતો રહી પોતાના તરંગોરૂપી હાથવડે નૃત્ય કરી રહ્યો છે; અને "સગરરાજા અહિં મને તીર્થરક્ષા કરવા લાવ્યા છે" એમ માનીને પોતાના ઉજ્વળ ફીણથી જાણે હાસ્ય કરતો હોય તેમ જણાય છે.'

'આ સૌરાષ્ટ્ર દેશમાં દેવતાઓથી પૂજિત શ્રી ચોવીશ તીર્થંકરો વિચર્યા છે, અને ચક્રવર્તી, વાસુદેવ તથા બળદેવ વગેરે ઉત્તમ પુરુષો આવી ગયેલા છે. જ્યાં અનંત મુનિઓ સિદ્ધિપદને પામ્યા છે અને પામશે. જ્યાં ધર્મધુરંધર સંઘપુરુષો ઉત્પન્ન થયેલા છે. જ્યાં શ્રીકૃષ્ણાદિક વીર પુરુષોએ શત્રુઓનો સંહાર કરી ઉદય મેળવ્યો છે, અને જ્યાં પૂર્વે ઘણા રાજાઓ નીતિમાં નિપુણ, પ્રજાના પાલનથી કીર્તિ મેળવનારા, શત્રુઓનો નાશ કરનારા, દાન દેનારા, સુકૃતવંત અને સમદૃષ્ટિવાળા થઇ ગયા છે. જ્યાં નિરંતર સરલતાવાળા, પ્રસન્નમુખવાળા, વિચક્ષણ, સંતોષી, સદા પ્રસન્ન, નિંદા અને ઇર્ષ્યાથી રહિત, પોતાની સ્ત્રીમાં સંતોષી, પરસ્ત્રીમાં પરાઙ્મુખ, સત્યવચન બોલનારા, સુકૃત કરનારા, દ્રોહબુદ્ધિથી

રહિત, શાંત, વૈરવિનાના, માયા અને લોભને તજનારા, ઉદાર, શુદ્ધ આચારવાળા તથા સુખી એવા લોકો વસે છે. જ્યાં સ્ત્રીઓ; શીલગુણથી ઉત્તમ, પતિભક્તિમાં પરાયણ, પ્રસન્ન મુખવાળી, રૂપવતી, પરિવારમાં પ્રીતિવાળી, ગુરુજનની ભક્તિ કરનારી, પોતાના સ્વામી પર આસક્ત, સારા ભાગ્યવાળી, તેજસ્વી, ઘણા પુત્રવાળી, લજ્જાયુક્ત, કમળના જેવાં નેત્રવાળી, કૌતુકી, થોડા ક્રોધવાળી, સારો વેષ રાખનારી, મુગ્ધ બુદ્ધિવાળી( માયારહિત ), મધુર વાણી બોલનારી, અતિ ગંભીર અને ગુણીજનમાં પ્રીતિ રાખનારી છે. જ્યાં પુત્રો; માતાના ભક્ત, પિતાના આજ્ઞાકારી, કળામાં કુશળ, શાંત અને સુશીલ છે. જ્યાં સેવકજનો; સ્વામીભક્ત, કાર્યપ્રસંગે સ્વામીની આજ્ઞાને અનુસરનારા, શૂરવીર, થોડામાં સંતોષ માનનારા, અનુરક્ત, પ્રિય કરનારા, હૃદયના આશયને જાણનારા, સભાને લાયક, સુંદર વાણી બોલનારા, ઘણા સ્નેહવાળા અને પોતાના સ્વામીના દ્વેષી ઉપર દ્વેષ રાખનારા તેમજ તેના પ્રિયની ઉપર પ્રીતિ રાખનારા છે. જ્યાં ક્ષત્રિયો; આસ્તિક, ઉચિત સાચવવામાં ચતુર, ક્ષમા અને દાક્ષિણ્ય-તાથી યુક્ત, ષટ્ દર્શનમા સમાન રીતે વર્તનારા, સેવા કરવાને યોગ્ય અને પરાક્રમી છે. જ્યા ગાયો અને ભેંસો; પુષ્ટ, ઘણા દૂધવાળી, બલવાન હોવાથી ન ચોરી શકાય તેવી અને સુંદર શીંગડાવાળી, બંધનરહિત ફરે છે. જ્યાં ચપળ અને કદાવર ઘોડાઓ, મોટી ખાંધવાળા વૃષભો, અને સંગ્રામરૂપી સમુદ્રના દ્વીપ( બેટ ) જેવા હાથીઓ શોભી રહેલા છે. જ્યાં બીજા પણ તિર્યંચો; મહાબલવંત, પરજાતિ ઉપર મત્સરરહિત, ક્રૂરતા વિનાના અને નિર્ભય થઈને રહેલા છે.'

'હે ઇંદ્ર ! આ સૌરાષ્ટ્ર દેશમાં મોટા કિલ્લાથી શોભતાં, એવાં ઊંચાં શહેરો આવેલાં છે, કે જેઓ અરિહંત દેવનાં ચૈત્યો ઉપર રહેલી ચળાયમાન ધ્વજાઓથી જાણે સ્વર્ગના નગરની સાથે મળી જતાં હોય એમ જણાય છે. નિર્ગ્રંથ જૈન સાધુઓના મુખકમળમાંથી નીકળતા સિદ્ધાંતસારથી જેઓનાં પાપ લય થઈ ગયાં છે એવા પુણ્યવાન અને ધનાઢ્ય લોકો જે નગરોમાં વસે છે. વળી જે દેશમાં નગરો ઉંચા મહેલોથી સુંદર છે, અખિલ વસ્તુથી ભરેલાં છે અને જ્યાં યાચકોના સમૂહ કૃતકૃત્ય થયેલા છે.'

'આવા સમૃદ્ધ સૌરાષ્ટ્રના મુગટરૂપ આ શત્રુંજય પર્વત છે. તે સ્મરણમાત્રથી પણ ઘણા પાપનો નાશ કરનાર છે. હે ઇંદ્ર ! કેવળજ્ઞાનવડે જ આ ગિરિનું સર્વ માહાત્મ્ય જાણી શકાય છે, છતાં પણ તે સર્વ કેવળીથી પણ કહી શકાતું નથી. તથાપિ તમારા પૂછવાથી હું સંક્ષેપમાત્ર કહું છું; કારણ કે, જાણ્યા પછી કહેવાની શક્તિ હોય તે પ્રમાણે પણ ન કહેતાં જેઓ મૌન રહે છે, તો તે મૂંગા માણસે રસનો સ્વાદ લીધા જેવું થાય છે. ત્રણ લોકના ઐશ્વર્યના ધામરૂપ આ ગિરિરાજનાં નામમાત્રથી પણ, જેમ શ્રી પાર્શ્વનાથના નામથી સર્પનું વિષ ઉતરી જાય છે, તેમ પાપમાત્ર નાશ પામે છે. શત્રુંજય , પુંડરીક, સિદ્ધક્ષેત્ર, મહાબળ, સુરશૈલ, વિમલાદ્રિ, પુણ્યરાશિ, શ્રેયપદ, પર્વતેંદ્ર, સુભદ્ર, દૃઢશક્તિ, અકર્મક, મુક્તિગેહ, મહાતીર્થ, શાશ્વત, સર્વકામદ, પુષ્પદંત, મહાપદ્મ, પૃથ્વીપીઠ,

અષ્ટાપદ, પાતાળમૂલ, કૈલાસ અને ક્ષિતિમંડલમંડન, ઈત્યાદિક અતિ સુખદાયક એવા એકસો ને આઠ નામ આ તીર્થનાં છે. તે નામો શ્રી સુધર્માગણધરે રચેલા મહાકલ્પમાંથી જાણવાં. આ નામ જે પ્રાતઃકાળમાં બોલે યા સાંભળે તેને સંપત્તિ પ્રાપ્ત થાય છે, અને વિપત્તિ ક્ષય પામે છે. આ સિદ્ધગિરિ, સર્વ તીર્થોમાં ઉત્તમ તીર્થ છે, સર્વ પર્વતોમાં ઉત્તમ પર્વત છે, અને સર્વ ક્ષેત્રોમાં ઉત્તમ ક્ષેત્ર છે.'

'હે ઇંદ્ર! આ અવસર્પિણી-કાલની આદિમાં મોક્ષદાયક પ્રથમ તીર્થ આ શત્રુંજય જ હતું, બીજાં તીર્થો તે પછી થયેલાં છે. હે સુરેશ્વર! આ ગિરિરાજનાં દર્શન થવાથી, પૃથ્વીમાં જે પવિત્ર તીર્થો રહેલાં છે, તે સર્વનાં દર્શન કરેલાં ગણાય છે. પંદર કર્મભૂમિઓમાં નાના પ્રકારનાં અનેક તીર્થો છે, પણ તે સર્વમાં આ શત્રુંજય સમાન પાપનાશક કોઈ તીર્થ નથી. બીજા પુર, ઉદ્યાન કે પર્વતાદિક, કૃત્રિમ–લૌકિક તીર્થોમાં જપ, તપ, નિયમ, દાન અને સ્વાધ્યાય કરવાથી જે પુણ્ય ઉપાર્જન થાય છે, તેથી દશગણું જૈન તીર્થોમાં તે તે કાર્યો કરવાથી થાય છે. તેનાથી સોગણું જંબૂ વૃક્ષ પર રહેલા ચૈત્યોમાં થાય છે, સહસ્રગણું શાશ્વત એવા ધાતકી વૃક્ષ ઉપરના ચૈત્યોમાં થાય છે. દશ હજારગણું પુષ્કરવર દ્વીપનાં ચૈત્યોમાં, રુચકાદ્રિમાં અને અંજનગિરિમાં તે કાર્યો કરવાથી થાય છે; તેનાથી લાખગણું નંદીશ્વર, કુંડલાદ્રિ અને માનુષોત્તર પર્વતમાં થાય છે. દશ લાખગણું વૈભારગિરિ, સમેતશિખર, વૈતાઢ્ય તથા મેરુ-પર્વત પર થાય છે, અને રૈવતાચળ(ગિરનાર) તથા અષ્ટાપદ પર્વત પર તેનાથી ક્રોડગણું ફળ પ્રાપ્ત થાય છે. તેમ જ તેનાથી અનંતગણું પુણ્ય શત્રુંજય તીર્થનાં દર્શનમાત્રથી ઉપાર્જન થાય છે, અને હે ઇંદ્ર! તેની સેવાથી જે ફળ થાય છે, તે તો વચનથી કહી શકાય તેમ જ નથી.'

'આ સિદ્ધગિરિ પહેલા આરામાં એંશી યોજનના વિસ્તારવાળો હતો. બીજા આરામાં સિત્તેર યોજન, ત્રીજા આરામાં સાઠ યોજન, અને ચોથામાં પચાશ યોજનનો છે. બાદ પાંચમા આરામાં બાર યોજનનનો અને છેવટે છઠ્ઠા આરામાં સાત હાથ જેટલા પ્રમાણવાળો રહેશે. તથાપિ એનો પ્રભાવ તો મહાન છે. આ ઉત્તમ તીર્થનું પ્રમાણ અવસર્પિણી કાળમાં ઘટતું જાય છે, અને ઉત્સર્પિણી કાળમાં તે જ પ્રમાણે પાછું વધતું જાય છે; પરંતુ તેના મહિમાની તો કદિ પણ હાનિ વૃદ્ધિ થતી નથી. જ્યારે શ્રી ઋષભદેવ પ્રભુ તપ કરતા હતા, ત્યારે ત્રીજા આરાના અંતે આ ગિરિ મૂળમાં પચાશ યોજન વિસ્તારવાળો, ઉપર દશ યોજન વિસ્તારવાળો અને ઊંચાઈમાં આઠ યોજન હતો. છઠ્ઠા આરાને અંતે ભરતક્ષેત્રને આશ્રયી પ્રલયકાલમાં બીજા પર્વતોની પેઠે આ ગિરિનો ક્ષય થતો નથી. તેથી એનો આશ્રય કરીને રહેલા લોકો અક્ષયસુખ મેળવે છે. શત્રુંજય, રૈવતગિરિ, સિદ્ધક્ષેત્ર, સુતીર્થરાજ, ઢંક, કપર્દી, લૌહિત્ય, તાલધ્વજ, કદંબગિરિ, બાહુબલિ, મરૂદેવ, સહસ્રાખ્ય ભગીરથ, અષ્ટોત્તર શતકૂટ, નગેશ, શતપત્રક, સિદ્ધિરાજ, સહસ્રપત્ર, પુણ્યરાશિ, સુરપ્રિય અને કામદાયી એ નામનાં એકવીશ મુખ્ય શિખરો આ ગિરિરાજનાં કહેવાય છે. તે પ્રત્યેકનો

જો મહિમા કહેવા બેસીએ, તો અનેક વર્ષો ચાલ્યા જાય, તેથી તેઓમાં જેઓ પ્રસિદ્ધ છે તેઓનો કાંઇ કાંઇ મહિમા કહું છું.'

'તે સર્વમાં મુખ્ય શિખર શત્રુંજય અને સિદ્ધક્ષેત્ર છે, તેની ઉપર ચડનારા પ્રાણીઓ યત્ન સિવાય લોકાગ્ર ઉપર જ ચડે છે. હે ઇંદ્ર! ખરેખર મેરુ વગેરેથી પણ આ ગિરિ ગુણોવડે મોટો છે; કારણ કે, જેની ઉપર આરોહણ કરનારા પુરુષો જાણે હાથમાં રહેલી હોય તેમ સિદ્ધિને મેળવે છે. મેરુ, સમેતશિખર, વૈભારગિરિ, રુચકાદ્રિ, અને અષ્ટાપદ ઇત્યાદિ સર્વ તીર્થો આ શત્રુંજય ગિરિમાં આવી જાય છે. ત્રણ ભુવનમાં જેટલા ઇંદ્રાદિક દેવતા અને દેવીઓ છે, તે સર્વે સદ્‌ગતિની ઇચ્છાથી આ તીર્થરાજની સદા સેવા કરે છે. જે તીર્થનાં સ્મરણથી પોતાનાં સ્થાનમાં રહેલા પ્રાણીઓ પણ યાત્રાનાં ફળને મેળવે છે. તેવા સર્વ તીર્થમય આ તીર્થરાજને નમસ્કાર થાઓ. શુદ્ધ બુદ્ધિવાળો પ્રાણી બીજા તીર્થમાં ક્રોડપૂર્વ પર્યંત શુભધ્યાન કરવાથી જે સત્કર્મ બાંધે છે, તેટલું સત્કર્મ અહીં એક મુહૂર્તમાત્ર શુભધ્યાન કરવાથી બંધાય છે. જેણે શત્રુંજયગિરિનું સ્મરણ કર્યું, તેણે સર્વ તીર્થો, સર્વ પવિત્ર પર્વો અને અનેક પ્રકારનાં તપ તથા દાનધર્મ નિત્ય આરાધ્યાં છે, એમ જાણી લેવું. હે ઇંદ્ર! ત્રણ જગતમાં આના જેવું બીજું પરમ તીર્થ નથી, કે જેનું એક વાર ફક્ત નામ સાંભળ્યું હોય તોપણ પાપનો ક્ષય થાય! સ્પર્શ કરવાથી પણ મુક્તિને આપનારું આ પચાશ યોજન વિસ્તારવાળા ક્ષેત્રમાં આ મુખ્ય શિખર છે, કે, જે સ્મરણ માત્રવડે હત્યાદિક દોષોને હરે છે. જેણે મનુષ્યજન્મ પામીને અને સદ્‌ગુરુ પાસેથી સમ્યક્ત્વને સ્વીકાર્યા પછી, જો આ તીર્થને પૂજ્યું નહિં, તો તે આત્માની સર્વ ક્રિયાઓ વૃથા છે. જ્યાં સુધી આ શત્રુંજયતીર્થને પૂજ્યું નથી, ત્યાં સુધીજ તે ગર્ભાવાસમાં રહેલો છે, તથા તેનાથી સદ્ધર્મ દૂર રહે છે. પ્રભુનાં ચરણતળમાં વૃષભના લાંછનરૂપે ધર્મ રહેલો છે, તે આ સ્થાન પર (શત્રુંજય) આવેલા પુરુષને દેખીને તેને ઘણા ભાવથી ભજે છે. હે મૂઢ પ્રાણી! ધર્મ-ધર્મ એ રીતે સ્મરણ કરતો તું શા માટે અન્યત્ર ભમ્યા કરે છે? એક વાર ફક્ત શત્રુંજય પર્વતનું તું અવલોકન કર! જેણે શત્રુંજયની યાત્રા કરી નથી, અને ત્યાં રહેલા શ્રી ઋષભદેવને જેણે પૂજ્યા નથી, તે પોતાનો જન્મ ફોગટ હારી ગયો છે. બીજા તીર્થોમાં સેંકડો યાત્રા કરવાથી પ્રાણીને જે પુણ્ય થાય છે, તેટલું પુણ્ય આ ગિરિરાજની એક વેળા યાત્રા કરવાથી થાય છે.'

'આ ગિરિરાજ, પ્રાણીના કાદવરૂપ કર્મોને ધોઇ નાંખી તેને વિમલ કરે છે. તેથી વિમલાદ્રિ કહેવાય છે. અને તે પ્રાણીઓના પાપસમૂહનો નાશ કરીને કલ્યાણનો કરનાર થાય છે. 'હે પુંડરીકાક્ષિ-કમલના જેવા લોચનવાળી! આ પુંડરીકગિરિને જો-' એવી પ્રેરણા કરવાથી અને આ રીતની પ્રેરણાનાં વાક્યો સાંભળવાથી પુરુષ અને સ્ત્રી બન્નેના પાપનો ક્ષય થઇ જાય છે. જે સારી ભાવનાવાળો પુરુષ હંમેશા પુંડરીકગિરિનું ધ્યાન કરે છે,

તે આ સંસારના તાપને છેદીને પરમ પદને પ્રાપ્ત કરે. એક પુંડરીકથી સર્વ જગત તાપરહિત થાય છે તો બે[1] પુંડરીકથી આત્મા સુખસ્વરૂપ બને, તેમાં શું કહેવું ? જે એક ચિત્તથી એક વાર પુંડરીકગિરિને સેવે છે, તેને એક[2] પુંડરીકગિરિ પણ હંમેશા સુખની વૃદ્ધિ કરે છે. સરોવર, સમુદ્ર અને શેષનાગ, પ્રમુખ એક દિશાને પણ આહ્લાદ આપી શકતા નથી, જ્યારે પુંડરીકગિરિરાજની તો એક કર્ણિકા પણ સર્વ જગતના હર્ષને માટે થાય છે.'

પુંડરીકરૂપ ગુરુએ જડતામાંથી મુક્ત કરેલા પ્રાણીઓ પ્રમાણનાં સ્થાન પર આવી કુમાર્ગનું ખંડન કરે છે. વળી જેઓ આ પુંડરીકનો આશ્રય કરી રહ્યા છે, તે ભ્રમર[3] થતા નથી, અને જેઓ તેને નથી સેવતા તે ભ્રમરના જેવા મલિન થાય છે. ઉત્પત્તિ, વિગમ અને ધ્રુવ એ ત્રિપદીને પ્રાપ્ત કરી જેઓ આ પુંડરીકગિરિનો આશ્રય લે છે, તેઓ જલમાં ઉત્પન્ન થયેલા ભ્રમરસહિત પુંડરીકની શોભાને હસી કાઢે છે. રાજાઓ પણ 'પુંડરીક' એવા નામને ધારણ કરનારું છત્ર મસ્તકપર ધારણ કરે છે, નહીં તો તેને અખંડ લક્ષ્મી કેમ સ્ફુરણાયમાન થાય ? એ સર્વ પુંડરીક નામનો મહિમા છે.'

'આ જગતમાં સદ્‌દ્રવ્ય, સત્કુલમાં જન્મ, સિદ્ધક્ષેત્ર, સમાધિ અને ચતુર્વિધ સંઘ એ પાંચ સકાર દુર્લભ છે. પુંડરીકપર્વત, પાત્ર, પ્રથમ પ્રભુ( ઋષભદેવ ), પરમેષ્ઠી અને પર્યુષણપર્વ એ પાંચ પકાર દુર્લભ છે. તે રીતે શત્રુંજય, શિવપુર, ( મોક્ષનગર ) શત્રુંજયા નદી, શાંતિનાથ અને શમવંતને દાન એ પાંચ શકાર પણ દુર્લભ છે. જે સ્થાને મહાપુરુષો એકવાર આવીને રહે તે તીર્થ કહેવાય છે, પણ આ સ્થાન પર તો અનંતા તીર્થંકરો આવેલા છે, તેથી આ મહાતીર્થ ગણાય છે. હે ઇંદ્ર ! આ તીર્થે અનંત તીર્થંકરો આવીને સિદ્ધ થયા છે, અને અસંખ્યાત મુનિવરો પણ સિદ્ધિપદને પામ્યા છે, તેથી આ શત્રુંજય તીર્થ મોટું ગણાય છે. જે સ્થાવર અને ત્રસજંતુઓ સદા આ તીર્થમાં રહે છે તેઓને ધન્ય છે અને જેઓએ આ તીર્થ એક વાર પણ જોયું નથી તેમનાં જીવિતને ધિક્કાર છે.'

'આ ગિરિ ઉપર મયૂર, સર્પ અને સિંહ વગેરે હિંસક પ્રાણીઓ પણ શ્રી જિનેશ્વરનાં દર્શનથી સિદ્ધ થયેલા છે, થાય છે, અને થશે. બાલ્યાવસ્થામાં, યૌવનમાં, વૃદ્ધપણે અને તિર્યંચ જાતિમાં પણ જે પાપ કરેલું હોય, તે આ સિદ્ધગિરિનો સ્પર્શ કરવાથી નાશ પામી જાય છે. એકવાર ફક્ત આ તીર્થનું જે સેવન કરવું તે દાન, તે ચારિત્ર, તે શીલ, તે વિવિધ તપ અને તે ધ્યાન સમજવું. આ ઉત્તમ ક્ષેત્રમાં લેશ માત્ર દ્રવ્ય સુપાત્રમાં જો ખરચ્યું હોય તો પણ તે મહાફલને આપે છે. અને એનાથી જે કલ્યાણની પ્રાપ્તિ થાય છે,

---

૧ એક પુંડરીકગિરિ અને બીજા પુંડરીક ગણધર : ૨ કેવલ; પુંડરીકગિરિ. પુંડરીક ગણધર નહિં. ૩ અહિં વિરોધાભાસ થાય છે. તે એ કે, પુંડરીક. એટલે કમલનો—આશ્રય કરે તે ભ્રમર કહેવાય છે, પણ અહિં એક આશ્ચર્ય છે કે, આ પુંડરીકનો આશ્રય કરનારા ભ્રમર—એટલે સંસારમાં ભ્રમનારા થતા નથી, અને જેઓ આશ્રય કરતા નથી તે ભ્રમરાના જેવા મલિન—કાળા—ક્લિષ્ટ કર્મોવાળા થાય છે, અને સંસારમાં ભ્રમણ કરે છે.

તે જ્ઞાની પુરુષ સિવાય અન્ય કોઈ જાણી શકતું નથી. તો જેઓ વિધિથી, ઘણી ભક્તિથી પોતે લાખ્ખોની સંપત્તિ જિનપૂજનમાં ખર્ચીને સફલ કરે છે, તેઓ તો ઉત્તમ પુરુષો જ ગણાય છે. કોઈ પણ પુરુષ આ તીર્થમાં યાત્રા, પૂજા, સંઘની રક્ષા અને યાત્રિક લોકોનો સત્કાર કરે છે, તો તે પોતાના ગોત્રસહિત સ્વર્ગલોકમા પૂજાય છે. અને જેઓ અહિં આવેલા યાત્રિકોને બાધે છે, યા તેનાં દ્રવ્યને હરણ કરે છે, તેવા જીવો, પાપના સમૂહથી પરિવાર સાથે ઘોર નરકમાં પડે છે. તેથી સુખને સંપાદન કરવા અને જન્મને સફળ કરવા ઈચ્છનારા પુરુષોએ મનથી પણ યાત્રિક લોકોનો દ્રોહ ચિંતવવો નહિં. અન્ય તીર્થમાં કરેલું પાપ એક જન્મ સુધી અનુસરે છે, અને આ સિદ્ધગિરિમાં કરેલું પાપ તો ભવોભવ વૃદ્ધિને પામે છે. હે ઇંદ્ર ! સ્વર્ગમાં અને પાતાળમાં જેટલાં જિનબિંબો છે, તે સર્વનાં પૂજન કરતાં પણ આ તીર્થ પર રહેલાં જિનબિંબનાં પૂજનથી વિશેષ ફળ થાય છે. વળી હે ઇંદ્ર ! જો ચિંતામણિ હાથમાં હોય તો દારિદ્રયનો ભય કેમ રહે ? સૂર્ય ઉદય પામ્યો હોય તો લોકોને આંધળાં કરનાર અંધકાર શું કરી શકે ? વરસાદનો પ્રવાહ પડતો હોય ત્યારે દાવાનળ કેવી રીતે વનને બાળી શકે ? અગ્નિ પાસે હોય ત્યારે ટાઢનો ભય કયાંથી લાગે ? કેશરી સિંહ હોય ત્યાં મૃગલાથી શો ભય હોઇ શકે ? ગરુડનો આશ્રય કરનાર પુરુષને ઉપદ્રવ કરવા મોટો નાગ પણ કેમ સમર્થ થઈ શકે ? કલ્પવૃક્ષ આંગણે હોય ત્યારે તડકાનો ભય તો શાનો હોય ? તેમ શત્રુંજય તીર્થરાજ પાસે હોય ત્યારે નરકને આપનાર પાપનો ભય ચિત્તમાં શા માટે રખાય ? કેમકે જ્યાંસુધી ગુરુના મુખથી "શત્રુંજય" એવું નામ સાંભળ્યું નથી, ત્યાંસુધી જ હત્યાદિક પાપો ગર્જના કરે છે, પછી કાંઈપણ કરી શકતાં નથી.'

'હે ઇંદ્ર ! જેઓ પ્રમાદી છે, તેમણે પણ પાપથી જરાપણ ભય રાખવો નહિં, પરંતુ તેઓએ એક વાર શ્રી સિદ્ધગિરિની કથા સાંભળવી. સિદ્ધક્ષેત્રમાં એક દિવસ સર્વજ્ઞ ભગવાનની સેવા કરવી શ્રેષ્ઠ છે. લાખ્ખો અન્ય તીર્થોમાં કલેશકારી પરિભ્રમણ કરવું શ્રેષ્ઠ નથી. પુંડરીક ગિરિની યાત્રા કરવા જવાની ઈચ્છા રાખનાર પુરુષોનાં ક્રોડો ભવોનાં પાપ પગલે પગલે નાશ પામી જાય છે, અને એ ગિરિરાજ તરફ એક પગલું ભરે ત્યાં જ પ્રાણી ક્રોડો ભવોના પાપથી મુક્ત થાય છે. સિદ્ધગિરિને સ્પર્શ કરનારા પ્રાણીઓને રોગ, સંતાપ, દુઃખ, વિયોગ, દુર્ગતિ અને શોક થતાં નથી. બુદ્ધિશાળી તથા કલ્યાણકારી આત્માએ આ તીર્થમાં જઇને ત્રેના પત્થર ખોદવા નહિં, પૃથ્વી ખોદવી નહિ, અને વિષ્ટા કે પેશાબ કરવા નહિં. આ ગિરિરાજ પોતે તીર્થરૂપ છે. જે દર્શન અને સ્પર્શથી ભોગ અને મુક્તિસુખના સ્વાદને આપે છે. તેને કયા પુરુષો ન સેવે ? તેમાં વળી આ ગિરિરાજ તો ભગવાન શ્રી આદીશ્વરપ્રભુથી અલંકૃત છે. તેથી તપ જેમ આત્માના દુષ્ટ કર્મોને ભેદે છે, તેમ આ તીર્થ નિબિડ પાપને પણ ભેદે છે. જો તીવ્ર તપ તપ્યું હોય, ઉત્તમ દાન આપ્યું હોય અને જો જિનેશ્વર પ્રસન્ન થયેલા હોય, તો જ આ ગિરિરાજની ક્ષણવાર પણ સેવા થાય છે. પૃથ્વી ઉપર અન્ય પુણ્યકારી જે સર્વ તીર્થો છે, તે સર્વેનું માહાત્મ્ય વાણીથી પ્રકાશ કરી શકાય છે, પણ આ તીર્થરાજનું માહાત્મ્ય

કહેવાને તો જગતના સર્વ ગુણને જોનારા કેવળી ભગવાન પણ જાણવા છતાં સમર્થ થતા નથી. આ તીર્થમાં રહેલા શ્રીયુગાદિપ્રભુનાં ચરણકમળની સેવા કરવાથી ભવ્યપ્રાણીઓ સેવવા-યોગ્ય અને નિષ્પાપ થાય છે. જેઓ શીતળ અને સુગંધીજલથી પ્રભુને સ્નાન કરાવે છે, તેઓ શુભકર્મથી સુગંધિત બને છે. જેઓ પંચામૃતથી સ્નાન કરાવે છે, તેઓ પંચમ જ્ઞાન મેળવી પાંચમી ગતિ–મોક્ષને પામે છે. જેઓ (શ્રીખંડ) ચંદનથી પ્રભુની પૂજા કરે છે, તેઓ અખંડ લક્ષ્મી યુક્ત થઈ કીર્તિરૂપી સુગંધીના ભાજન થાય છે. બરાસથી પ્રભુને પૂજનારા પુરુષો જગતમાં શ્રેષ્ઠ અને શત્રુના વિગ્રહથી રહિત થાય છે. કસ્તૂરી, અગરુ અને કેશરથી જેઓ પ્રભુની પૂજા કરે છે, તેઓ જગતમાં ગુરુપદને પામે છે.'

'હે ઇંદ્ર! જેઓ ભક્તિથી પ્રભુનું અર્ચન કરે છે, તેઓ ત્રણ જગતને પોતાની કીર્તિથી વાસિત કરી આ લોકમાં નિરોગી થાય છે, અને પરલોકમાં સદ્‌ગતિને પામે છે. જેઓ સુગંધી પુષ્પોથી આદરસહિત પૂજા કરે છે, તેઓ સુગંધી દેહવાળા અને ત્રણ લોકના લોકોને પૂજવા યોગ્ય બને છે. બીજી પણ સુગંધી વસ્તુથી પૂજનારા સમ્યગ્દૃષ્ટિ શ્રાવકો સમાધિવડે આ સ્થાનમાં જ સિદ્ધિપદને પામે છે. પ્રભુની પાસે સાધારણ ધૂપ કરવાથી પંદર દિવસના ઉપવાસનું ફળ મળે છે, અને કર્પૂરાદિ મહાસુગંધી પદાર્થોવડે ધૂપ કરવાથી માસખમણનું ફળ મળે છે. પ્રભુની વાસક્ષેપવડે પૂજા કરવાથી મનુષ્યો સર્વ વિશ્વને વાસિત કરે છે. વસ્ત્ર ધરવાથી વિશ્વમાં આભૂષણરૂપ થાય છે. પૂજન કરવાથી દેવતાને પણ પૂજવા યોગ્ય થાય છે. અખંડ અક્ષત ચડાવ્યાથી અખંડ સુખસંપત્તિને તેઓ પામે છે, અને મનોહર ફળ ધરવાથી મનોરથો સફળ થાય છે. જેઓ પ્રભુની સ્તુતિ કરે છે, તેઓ પોતે સ્તુતિને યોગ્ય બને છે. જેઓ દીપક કરે છે, તેઓનાં દેહની કાંતિ પ્રદીપ્ત થાય છે. અને અત્યંત હર્ષથી પ્રમુદિત થઇને જેઓ નૈવેદ્ય ધરે છે, તેઓ આનંદ યુક્ત બની સુખની મૈત્રીને પામે છે. આરતિ ઉતારનારાને યશ, લક્ષ્મી અને સુખ થાય છે, અને તે આરતિને પામીને પછી તેઓ કોઇ દિવસ પણ સાંસારિક આર્ત્તિ(પીડા)ને પામતા નથી.'

'હે ઇંદ્ર! આ તીર્થમાં પ્રભુને નમનારા આત્માઓને સહુ નમન કરે છે, અને ગીત પૂજા કરનારા આત્માઓ અન્યોને ગાવા યોગ્ય બને છે, અર્થાત્ પ્રભુની જેવી ભક્તિ અહિં કરવામાં આવે તેવું ફળ પ્રાપ્ત થાય છે. પ્રભુની પાસે જેઓ દીપક પૂજા કરે છે, તેઓનો સંસાર સંબંધી અંધકાર નાશ પામે છે. મંગળ દીપક કરવાથી મંગળિકો પ્રાપ્ત થાય છે. ઘણાં આભૂષણોથી પ્રભુને જેઓ શણગારે છે, તેઓ ત્રણ ભુવનના અલંકારભૂત થાય છે. જગત્પતિ પ્રભુની રથયાત્રાને માટે જેઓ રથ આપે છે, તેઓને ચક્રવર્ત્તીની સંપત્તિ સ્વયંવરા થઇને સ્હામી વરવા આવે છે. નીરાજન–પોંખણું કરવાથી નીરજપણું–કર્મ રજરહિતપણું, પ્રાપ્ત થાય છે, અને પ્રભુપૂજામાં ઉત્તમ આદરવાળા આવા આત્માઓના પ્રતાપરૂપ તાપથી શત્રુઓનો સમૂહ પરિતાપ પામે છે. જેઓ આ તીર્થમાં અશ્વ આપે છે, તેમને સર્વ તરફથી લક્ષ્મીઓ પ્રાપ્ત થાય છે,

અને ગજ આપવાથી ગજગામિની તેમજ શુભ શીલવાળી કામિનીઓ તેઓને પ્રાપ્ત થાય છે. પ્રભુને પંચામૃત સ્નાન કરવાને માટે જેઓ હર્ષથી ઉત્તમ ગાયોનું દાન કરે છે, તેઓ ગજવડે ગર્વિત થઈ ગોપતિ-રાજા થાય છે. જેઓ ચંદરવો, મહાછત્ર, સિંહાસન અને ચામર આપે છે, તેઓને જાણે થાપણ મૂકયા હોય તેમ તે બધું પ્રાપ્ત થાય છે. ગુરુની આજ્ઞાથી જેઓ મહાધ્વજ ચડાવે અથવા ધ્વજા ચડાવે તો તેઓ અનુત્તર વિમાનનાં સુખ ભોગવી શાશ્વતપદ પ્રાપ્ત કરે છે. જેઓ આ તીર્થમાં સુવર્ણના, રૂપાના કે તાંબાપીત્તળના કલશ કરાવે છે, તેઓ સ્વપ્નમાં પણ પીડા પામતા નથી, અને શાશ્વત મંગલ કલશ પ્રાપ્ત કરે છે. જે ઉત્તમ પટસૂત્રથી ગુંથેલી પરિધાપનિકા (આંગી) કરાવે છે, તે વિશ્વમાં શૃંગારભૂત થાય છે. જો પૂજાને અર્થે ભૂમિનું દાન કરે તો તે શુભ ભાવવાળો પ્રાણી ભોગી થાય છે, અને ગામ તથા આરામ (વાડી) આપે તો તે નિર્મળ બુદ્ધિવાળો સમ્યગ્દૃષ્ટિ ચક્રવર્ત્તી થાય છે. મહામાલાને ધારણ કરી જે વિધિપૂર્વક આરતિ પૂજાને કરે છે, તે દેવતાઓની સેવાને મેળવી સ્વર્ગની સંપત્તિઓ ભોગવે છે. આ તીર્થમાં જિનપૂજામાં જો પુષ્પોની દશ માળા ચડાવે તો તેને ઉપવાસનું ફળ થાય છે, અને તેથી અનુક્રમે દશ-દશગણી માળાઓથી પ્રભુની પૂજા કરવાથી છઠ્ઠ, અઠ્ઠમ, પાસખમણ, અને માસક્ષપણ વગેરે તપનું પુણ્ય પ્રાપ્ત થાય છે. અન્યસ્થાનકે સુવર્ણ, ભૂમિ અને અલંકારાદિ આપવાથી જેટલું પુણ્ય ન થાય, તેટલું પુણ્ય અહિં એક ઉપવાસ કરવાથી થાય છે. અન્ય તીર્થમાં બહુકાળ સુધી ઉગ્ર તપ કરવાથી અને બ્રહ્મચર્યથી જે લાભ મળે છે, તે અહીં એક ઉપવાસથી પ્રાપ્ત થાય છે.'

'અહિં પુંડરીકમુનિને સંભારવાપૂર્વક દશ પ્રકારનાં પચ્ચક્ખાણને આદરપૂર્વક કરનાર પુરુષ વિઘ્નરહિત એવા સર્વ મનોરથોને સફલ કરે છે. છઠ્ઠ તપ કરે તો સર્વ સંપત્તિને પામે છે, અને અઠ્ઠમ કરવાથી આઠ કર્મનો ક્ષય કરી તે મોક્ષને પામે છે. બીજા તીર્થમાં સૂર્યના બિંબઉપર દૃષ્ટિ રાખી, એક પગે ઊભા રહી, અને અખંડ બ્રહ્મચર્ય પાળી માસખમણ કરવાથી જે લાભ પ્રાપ્ત થાય છે, તે લાભ સિદ્ધગિરિમાં એક મુહૂર્ત માત્ર સર્વ આહારનો ત્યાગ કરવાથી થાય છે. રાગના દોષવાળો પ્રાણી અર્હંતનું ધ્યાન કરવાથી નીરાગી થાય છે. સ્ત્રીહત્યાનું પાપ આઠ ઉપવાસથી નાશ પામે છે. પાક્ષિક તપ કરવાથી બાળહત્યાનું પાપ નાશ પામે છે, અને માસોપવાસથી બ્રહ્મચારીની હત્યાનું પાપ દૂર થાય છે. આ ક્ષેત્રમાં એકાદિક ઉપવાસને કરનાર લાખ ઉપવાસના પ્રાયશ્ચિત્તથી મુક્ત થાય છે, અને અંતે મુક્તિસુખને આપનાર બોધિબીજને પામે છે. જિનમંદિરમાં જિન બિંબને સ્નાન, વિલેપન અને માળારોપણ કરવાથી અનુક્રમે સો, હજાર અને લાખ દ્રવ્યના દાનનું ફળ થાય છે. હે ઇંદ્ર! અહિં પ્રભુની સામે ભક્તિપૂર્વક જેઓ સંગીત પૂજા કરે છે, તેઓ જે પુણ્ય પ્રાપ્ત કરે છે, તે વચનથી કહેવાને પણ અમે સમર્થ નથી. શત્રુંજયનું નામ સાંભળવાથી જે પુણ્ય થાય છે, તેના કરતાં શત્રુંજયની નજીક આવવાથી, શત્રુંજય ન દેખાયો હોય છતાં પણ ક્રોડગણું ફળ થાય છે. અને જ્યારે તે દેખવામાં આવે છે, ત્યારે તો અનંત-

ગણું પુણ્ય થાય છે. સિદ્ધગિરિ હજુ બરાબર ન દેખાયો હોય, તે વખતે પણ જેઓ સંઘની ઉત્કૃષ્ટ ભક્તિ કરે છે, તેઓ એવું મોટું પુણ્ય ઉપાર્જે છે કે, એ પુણ્યાનુબંધી પુણ્યથી અંતે તેઓ મુક્તિસુખને પામે છે. આ તીર્થરાજમાં જો કોઈ ચારિત્રવંત સાધુને અશનાદિ વહોરાવે તો તે કાર્તિકમાસના તપનું ફળ મેળવે છે. જેઓએ આ ગિરિમાં આવીને મુનિજનોને પૂજ્યા નથી, તેઓનાં જન્મ, ધન અને જીવિત નિરર્થક છે. જેઓ જિનેશ્વરદેવોનાં તીર્થોમાં, જિનયાત્રામાં અને જૈનપર્વમાં મુનિઓને પૂજે છે, તેઓ ત્રૈલોકયના ઐશ્વર્યને મેળવે છે. માટે આ તીર્થમાં આવીને બુદ્ધિમાન પ્રાણીએ મુનિને પૂજવા, સેવવા અને માનવા; કારણ કે, સુપાત્રસાધુની સેવાથી યાત્રા સફળ થાય છે નહિ તો તે નિષ્ફળ બને છે.'

'હે ઇંદ્ર ! વીતરાગપણું પ્રાપ્ત થવામાં પણ પૂર્વભવમાં સાંભળેલી ગુરુવાણી મૂલકારણ છે, માટે દેવતત્ત્વ કરતાં ગુરુતત્ત્વ મોટું ગણાય છે. બુદ્ધિમાન પુરુષોએ આચરેલું પાત્રદાન મોટા પુણ્યનું કારણ થાય છે, અને તે પણ જો આ તીર્થમાં કર્યું હોય, તો તે સોનું ને સુગંધ સમાન વિશિષ્ટ ગણાય છે. જેઓ આ તીર્થમાં અન્ન, પાન, વસ્ત્ર, ઉપાશ્રય, આસન અને પાત્રથી મુનિની ભકિત કરે છે, તેઓ લક્ષ્મીથી દેવોને પણ જીતે છે. અન્ન-વસ્ત્રાદિકથી ગુરુનું પૂજન કરનાર પુરુષ આ ભવમાં સુખસંપન્ન થઈ, ત્રીજા ભવમાં તે શુદ્ધાત્મા વાસ્તવિક રીતે મુક્તિને પામે છે. તે ધન, તે તત્ત્વ તેમ જ તે પુણ્યબુદ્ધિ શ્લાઘ્ય અને ધન્ય ગણાય છે, કે જેનાથી જગતને પૂજવા યોગ્ય સચ્ચારિત્ર્યવાન સાધુઓની ભકિતપૂર્વક સેવા થાય છે. જેઓ ગુરુને સાક્ષીભૂત કરીને જિનેશ્વરની પૂજા કરે છે, તેઓ આ લોકમાં સામ્રાજ્ય પ્રાપ્ત કરી પરલોકમાં સદ્‌ગતિને પામે છે. આ તીર્થમાં હજારો અને લાખો શુદ્ધ શ્રાવકોની અન્નદાનથી ભકિત કરવાથી જે પુણ્ય થાય છે, તે કરતાં એક મુનિને દાન આપવાથી અધિક પુણ્ય થાય છે. જેવો તેવો પ્રભુના વેષને ધારણ કરનારો પણ સંયમી સાધુ હોય, તો તેની સમ્યગ્દૃષ્ટિ બુદ્ધિમાનોએ આ તીર્થમાં શ્રીગૌતમસ્વામીની જેમ સેવા કરવી જોઈએ. શોભારહિત, મનને કલેશકારી અને મુખે વિરસ-કટુભાષી એવા પણ ગુરુની, કર્મરૂપી રોગથી પીડાયેલા શ્રાવકોએ સારા ઔષધની પેઠે સેવા કરવા યોગ્ય છે. વેષમાં રહેલો પણ સંયમી, જેવો તેવો હોય તો પણ શ્રેણિકરાજાની જેમ સમ્યગ્દૃષ્ટિ શ્રાવકોને માટે સદા પૂજવા યોગ્ય છે. ગુરુની આરાધનાથી સ્વર્ગ અને વિરાધનાથી નરક એમ બે ગતિ ગુરુથી પ્રાપ્ત થાય છે, તેમાંથી જેની જે ઇચ્છા હોય તે એક ગ્રહણ કરો. બીજાં દાન કર્યાં હોય તો તે કીર્તિ, લક્ષ્મી અને સુખને આપે છે, અને અભયદાનનું ફળ તો વાણીથી જ અગોચર છે; અર્થાત્ તેનું ફળ વાણીથી કહી શકાય તેવું નથી. દીનાદિકને જો દાન આપ્યું હોય તો તે સ્વર્ગના સુખને માટે અને ભવો-ભવ મનુષ્ય જન્મમાં અખંડ લક્ષ્મીને માટે થાય છે. તે દાનાદિકનું ફળ અહીં જે રાજ્યાદિકના લાભનું બતાવ્યું છે, તે સમકિતની પ્રાપ્તિયુકત હોવાથી પુણ્યાનુબંધી પુણ્યને અર્થે થાય છે, અને છેવટે તે મુક્તિના લાભને આપનારું છે. શુદ્ધ ભાવનાવાળા આત્માનું અન્ય સ્થાનમાં કરેલું પાપ આ તીર્થસ્થાનમાં નાશ પામે છે, અને આ તીર્થમાં આવીને જે આત્મા પાપકર્મ

કરે છે, તે વજ્રલેપની જેવું સજ્જડ લાગે છે; તેથી હે ઇંદ્ર! આ તીર્થે આવીને બીજાની નિંદા કરવી નહિં, પરદ્રોહ ચિંતવવો નહિં, પરસ્ત્રીમાં લલચાવું નહિં, પરદ્રવ્યમાં બુદ્ધિ રાખવી નહિં, મિથ્યાત્વીનો સંસર્ગ કરવો નહિં, તેઓનાં વચનનો આદર કરવો નહિં, તેઓની નિંદા પણ કરવી નહિં, તેમના આગમો(શાસ્ત્રો)નો સત્કાર કરવો નહિં, વૈરી ઉપર પણ વૈર રાખવું નહિં, ત્રસાદિક જીવોની હિંસા કરવી નહિં, જુગાર વગેરે ક્રીડાઓમાં આસક્તિ રાખવી નહિં, અને અશુભ લેશ્યાવડે ચિંતવન કરવું નહિં, ઇત્યાદિક સર્વ પાપકર્મોને જાણીને બુદ્ધિમાન પ્રાણીઓએ તે ત્યજી દેવાં, અને સુકૃતની ઇચ્છાથી ઉત્તમ આત્માઓની સ્તુતિ કરવી. જે મનુષ્ય જૈનતીર્થાદિકના યોગને પામીને મિથ્યાત્વ મિશ્રિત ક્રિયા કરે છે, તે મહાપાપી થાય છે, તેથી તેને પુણ્યની પ્રાપ્તિ શી રીતે થાય?'

'હે ઇંદ્ર! અનર્થદંડથી વિરતિ, તત્ત્વચિંતામાં આસક્તિ, જિનેશ્વરદેવની ભક્તિ, સદ્ગુરુ પ્રત્યેનો રાગ, દાનમાં નિરંતર વૃત્તિ, સત્પુરુષોનાં ચરિત્રોનું ચિંતન અને પંચનમસ્કારમહામંત્રનું સ્મરણ. એ સર્વ પુણ્યરૂપી ભંડારને ભરનાર છે, ને ભવસાગરથી તારનાર છે. તેથી આ મહાતીર્થમાં તે સર્વને આચરવું. તેમ જ ઉત્તમ ધ્યાન, દેવપૂજન અને તપ આદિ સત્કર્મ મોક્ષસુખને ઉપાર્જન કરવામાં ઉદ્યમવંત પુરુષે અહિં અવશ્ય કરવાં. આ તીર્થે જેઓ ચતુર્વિધ સંઘસહિત આવીને યાત્રા કરે છે, તેઓ તીર્થંકરપણાનું લોકોત્તર પદ મેળવે છે. અને તીર્થમાર્ગમાં યાત્રા કરતા યાત્રાળુઓના શ્રમજલ(પસીના)ને જેઓ ભક્તિવડે પ્રમાર્જે છે, તેઓનો દેહ પાપરહિત તથા નિર્મલ થાય છે. આ તીર્થે જેઓ યાત્રાળુઓને ભક્તિપૂર્વક વસ્ત્ર અને અન્નાદિવડે પૂજે છે, તે વિપુલ સમૃદ્ધિનું સુખ ભોગવી અંતે મુક્તિને મેળવે છે. જેઓ અહિં નિરંતર ઇચ્છાનુરૂપ અવારિત દાન આપે છે, તેઓ આનંદયુક્ત અત્યંત સુખ સંપાદન કરે છે. જે સુમતિજનો અન્ય પ્રકારનાં પુણ્યકર્મ પણ પોતાની શક્તિપ્રમાણે આ સ્થાને આચરે છે, તેઓનાં કુકર્મનો નાશ થવાથી તેમને આ લોક ને પરલોક બન્નેની શુદ્ધિ થાય છે.' હે ઇંદ્ર! એવી રીતે આ પવિત્ર તીર્થનો મહિમા સંક્ષેપથી કહ્યો.'

'હવે તેમાં રહેલા તીર્થરૂપ રાજાદની(રાયણ)ના વૃક્ષનો મહિમા તું સાંભળ! આ રાયણનું વૃક્ષ શાશ્વત છે, અને ભગવાન શ્રીઋષભદેવની પાદુકાવડે શોભે છે. તે વૃક્ષમાંથી ઝરતી દૂધની ધારાઓ ક્ષણવારમાં અજ્ઞાનરૂપ અંધકારનો નાશ કરે છે. તે પવિત્ર રાયણની નીચે નાભિરાજાના પુત્ર શ્રીઋષભદેવ પ્રભુ અનેક વખત સમોસર્યા હતા, તેથી એ વૃક્ષ તીર્થથી પણ ઉત્તમ તીર્થની જેમ વંદન કરવા યોગ્ય છે. તેના દરેક પત્ર ઉપર, ફળ ઉપર અને શાખા ઉપર દેવતાઓનાં સ્થાનકો છે, તે માટે એનાં પત્ર, ફળાદિક કાંઇપણ પ્રમાદથી પણ છેદવા યોગ્ય નથી. જ્યારે કોઇ સંઘપતિ ભક્તિથી ભરપૂર ચિત્તથી એને પ્રદક્ષિણા કરે છે, ત્યારે જો તે હર્ષથી તેના મસ્તક ઉપર દૂધની ધારા વર્ષાવે, તો તેનો ઉત્તર કાળ (પરિણામે) બન્ને લોકમાં (આ ભવમાં ને પરભવમાં) સુખકારી થાય છે. અને જો તે દૂધની ધારા ન વર્ષાવે તો જાણે ઇર્ષ્યાવાળી હોય તેમ તે હર્ષ કરનારી થતી નથી. સુવર્ણ,

પુષ્પ અને મુક્તાફળથી વંદનાપૂર્વક જો તેની પૂજા કરવામાં આવે, તો તે સ્વપ્નામાં આવી સર્વ શુભા-શુભ કહી આપે છે. શાકિની, ભૂત, વેતાળ અને રાક્ષસાદિક જેને વળગ્યાં હોય, તે પણ જો અહિં આવી તેનું પૂજન કરે, તો એ દોષથી મુક્ત થાય છે. એની પૂજા કરનારના અંગ ઉપર એકાંતરો તાવ, તરીઓ તાવ, કાળજ્વર અને ઝેર, અસર કરી શકતાં નથી. એ વૃક્ષનાં પત્ર, પુષ્પ કે શાખા પ્રમુખ સ્વતઃ પડેલાં હોય, તો તે લઇ આવીને જીવની પેઠે સાચવી રાખવાં. જેથી તે સર્વ અરિષ્ટનો નાશ કરે છે. એ રાયણને વચ્ચે સાક્ષી રાખી જેઓ મૈત્રી બાંધે છે, તેઓ સમગ્ર ઐશ્વર્ય સુખ મેળવીને પ્રાંતે પરમપદને પામે છે.'

'હે ઇંદ્ર! એ રાયણના વૃક્ષથી પશ્ચિમ તરફ એક દુર્લભ રસકૂપિકા છે. એના રસના ગંધમાત્રથી લોખંડ મટીને સુવર્ણ થાય છે. જેણે અઠ્ઠમનો તપ કર્યો હોય, અને દેવની પૂજા, નમસ્કાર આદિ માટે જે ભાવવાળો હોય, તેવો કોઈ વિરલ પુરુષ, એ રાયણના પ્રસાદથી તે રસકૂપિકાનો રસ મેળવી શકે છે. જો એક આ રાયણ ફક્ત પ્રસન્ન હોય તો તેને કલ્પવૃક્ષ, દિવ્ય ઔષધિ કે સિદ્ધિની શી જરૂર છે? હે ઇંદ્ર! એ વૃક્ષની નીચે ત્રણ જગતના લોકોએ સેવેલી શ્રી યુગાદીશ ઋષભદેવની પાદુકા છે, તે મહાસિદ્ધિ આપનારી છે. તે તમારા સર્વનાં સુખને અર્થે થાઓ. તેની ડાબી અને જમણી-બાજુ શ્રી ઋષભદેવ પ્રભુના પ્રથમ ગણધર શ્રીપુંડરીકની બે મૂર્તિ છે, તે તમને બન્ને લોકના સુખને માટે થાઓ. આ પર્વત ઉપર મરુદેવા નામના શિખર ઉપર રહેલા કોટી દેવતાઓએ સેવવાયોગ્ય શ્રીશાંતિનાથ ભગવાન સમસ્ત સંઘની શાંતિને માટે થાઓ.'

'હવે આ તીર્થનો સર્વકાલને માટે શુભકારી અને ચમત્કાર ભરેલો પ્રભાવ સમગ્રપણે કહું છું. શ્રીઆદિનાથપ્રભુ, પુંડરીક ગણધર, રાયણ, પાદુકા અને શ્રીશાંતિનાથ પ્રભુનું જેઓ સૂરિમંત્રવડે મંત્રેલા એવા શુદ્ધ જલથી ભરેલા એક સો ને આઠ કુંભોવડે ગંધ-પુષ્પાદિકસહિત, મંગલિકપૂર્વક સ્નાત્ર કરે છે; તેઓ આ લોકમાં રાજ્ય, બુદ્ધિ, લક્ષ્મી, કીર્ત્તિ, સર્વ પદાર્થોનું સ્વામીપણું, ધનની પ્રાપ્તિ, સ્ત્રી-પુત્રની સંપત્તિ, સૌભાગ્ય, આરોગ્ય, જયલક્ષ્મી, સર્વમનોરથ, અને આનંદને પ્રાપ્ત કરે છે, અને તે લોકોના જે કાંઇ દોષો હોય છે, તે સર્વનો નાશ થાય છે, તેમ જ પરલોકમાં ઉત્તમ સ્વર્ગ-મોક્ષાદિકને તેઓ મેળવે છે. વળી શાકિની, ભૂત, વેતાળ અને વ્યંતરોના દોષ દશ વખતના તે સ્નાત્રજળથી દૂર થાય છે. તેમ જ તે સ્નાત્ર-જલના સિંચનથી, જયેષ્ઠા, અશ્લેષા, મઘા, મૂળ, ભરણી અને ચિત્રા વગેરે કુનક્ષત્રોમાં જન્મેલા પ્રાણીઓના વિકાર પણ દૂર થાય છે. તે જળનો બીજો પણ અનેક પ્રકારનો પ્રભાવ છે, પણ અહિં એકી સાથે સર્વકાલ માટેનો આ મહિમા કહેલો છે.'

'આ નિર્દોષતીર્થ મોક્ષલક્ષ્મીનો સંગમ કરવાના એક ચોકરૂપે પૃથ્વીના લલાટમાં તિલકરૂપ જયવંત વર્ત્તે છે, તથા આદિનાથ પ્રભુરૂપી પ્રૌઢ રત્નની વિસ્તારવાળી શોભાથી યુક્ત છે. આ તીર્થ અનંત કેવલજ્ઞાનની પેઠે સર્વત્ર ઉપકારી છે, અને મુક્તિધામની જેમ સદા સ્થિર, નિર્મળ અને નિરાબાધ છે. તેથી પાપના સમૂહને નાશ કરનારું આ તીર્થ જગત્પતિ ઋષભદેવ પ્રભુને ચિત્તમાં રાખીને સેવવાને યોગ્ય છે.'

કરે છે, તે વજ્રલેપની જેવું સજ્જડ લાગે છે; તેથી હે ઇંદ્ર ! આ તીર્થે આવીને બીજાની નિંદા કરવી નહિં, પરદ્રોહ ચિંતવવો નહિં, પરસ્ત્રીમાં લલચાવું નહિં, પરદ્રવ્યમાં બુદ્ધિ રાખવી નહિં, મિથ્યાત્વીનો સંસર્ગ કરવો નહિં, તેઓનાં વચનનો આદર કરવો નહિં, તેઓની નિંદા પણ કરવી નહિં, તેમના આગમો(શાસ્ત્રો)નો સત્કાર કરવો નહિં, વૈરી ઉપર પણ વૈર રાખવું નહિં, ત્રસાદિક જીવોની હિંસા કરવી નહિં, જુગાર વગેરે ક્રીડાઓમાં આસક્તિ રાખવી નહિં, અને અશુભ લેશ્યાવડે ચિંતવન કરવું નહિં, ઇત્યાદિક સર્વ પાપકર્મોને જાણીને બુદ્ધિમાન પ્રાણીઓએ તે ત્યજી દેવાં, અને સુકૃતની ઇચ્છાથી ઉત્તમ આત્માઓની સ્તુતિ કરવી. જે મનુષ્ય જૈનતીર્થાદિકના યોગને પામીને મિથ્યાત્વ મિશ્રિત ક્રિયા કરે છે, તે મહાપાપી થાય છે, તેથી તેને પુણ્યની પ્રાપ્તિ શી રીતે થાય ?'

'હે ઇંદ્ર ! અનર્થદંડથી વિરતિ, તત્ત્વચિંતામાં આસક્તિ, જિનેશ્વરદેવની ભક્તિ, સદ્ગુરુ પ્રત્યેનો રાગ, દાનમાં નિરંતર વૃત્તિ, સત્પુરુષોનાં ચરિત્રોનું ચિંતન અને પંચનમસ્કારમહામંત્રનું સ્મરણ. એ સર્વે પુણ્યરૂપી ભંડારને ભરનાર છે, ને ભવસાગરથી તારનાર છે. તેથી આ મહાતીર્થમાં તે સર્વને આચરવું. તેમ જ ઉત્તમ ધ્યાન, દેવપૂજન અને તપ આદિ સત્કર્મ મોક્ષસુખને ઉપાર્જન કરવામાં ઉદ્યમવંત પુરુષે અહિં અવશ્ય કરવાં. આ તીર્થે જેઓ ચતુર્વિધ સંઘસહિત આવીને યાત્રા કરે છે, તેઓ તીર્થંકરપણાનું લોકોત્તર પદ મેળવે છે. અને તીર્થમાર્ગમાં યાત્રા કરતા યાત્રાળુઓના શ્રમજલ(પસીના)ને જેઓ ભક્તિવડે પ્રમાર્જે છે, તેઓનો દેહ પાપરહિત તથા નિર્મલ થાય છે. આ તીર્થે જેઓ યાત્રાળુઓને ભક્તિપૂર્વક વસ્ત્ર અને અન્નાદિવડે પૂજે છે, તે વિપુલ સમૃદ્ધિનું સુખ ભોગવી અંતે મુક્તિને મેળવે છે. જેઓ અહિં નિરંતર ઇચ્છાનુરૂપ અવારિત દાન આપે છે, તેઓ આનંદયુક્ત અત્યંત સુખ સંપાદન કરે છે. જે સુમતિજનો અન્ય પ્રકારનાં પુણ્યકર્મ પણ પોતાની શક્તિપ્રમાણે આ સ્થાને આચરે છે, તેઓનાં કુકર્મનો નાશ થવાથી તેમને આ લોક ને પરલોક બન્નેની શુદ્ધિ થાય છે.' હે ઇંદ્ર ! એવી રીતે આ પવિત્ર તીર્થનો મહિમા સંક્ષેપથી કહ્યો.'

'હવે તેમાં રહેલા તીર્થરૂપ રાજાદની(રાયણ)ના વૃક્ષનો મહિમા તું સાંભળ ! આ રાયણનું વૃક્ષ શાશ્વત છે, અને ભગવાન શ્રીઋષભદેવની પાદુકાવડે શોભે છે. તે વૃક્ષમાંથી ઝરતી દૂધની ધારાઓ ક્ષણવારમાં અજ્ઞાનરૂપ અંધકારનો નાશ કરે છે. તે પવિત્ર રાયણની નીચે નાભિરાજાના પુત્ર શ્રીઋષભદેવ પ્રભુ અનેક વખત સમોસર્યા હતા, તેથી એ વૃક્ષ; તીર્થથી પણ ઉત્તમ તીર્થની જેમ વંદન કરવા યોગ્ય છે. તેના દરેક પત્ર ઉપર, ફળ ઉપર અને શાખા ઉપર દેવતાઓનાં સ્થાનકો છે, તે માટે એનાં પત્ર, ફળાદિક કાંઇપણ પ્રમાદથી પણ છેદવા યોગ્ય નથી. જ્યારે કોઇ સંઘપતિ ભક્તિથી ભરપૂર ચિત્તથી એને પ્રદક્ષિણા કરે છે, ત્યારે જો તે હર્ષથી તેના મસ્તક ઉપર દૂધની ધારા વર્ષાવે, તો તેનો ઉત્તર કાળ (પરિણામે) બન્ને લોકમાં (આ ભવમાં ને પરભવમાં) સુખકારી થાય છે. અને જો તે દૂધની ધારા ન વર્ષાવે તો જાણે ઇર્ષ્યાવાળી હોય તેમ તે હર્ષ કરનારી થતી નથી. સુવર્ણ,

રૂપ્ય અને મુક્તાફળથી વંદનાપૂર્વક જો તેની પૂજા કરવામાં આવે, તો તે સ્વપ્નામાં આવી સર્વ શુભા-શુભ કહી આપે છે. શાકિની, ભૂત, વેતાળ અને રાક્ષસાદિક જેને વળગ્યાં હોય, તે પણ જો અહિં આવી તેનું પૂજન કરે, તો એ દોષથી મુક્ત થાય છે. એની પૂજા કરનારના અંગ ઉપર એકાંતરો તાવ, તરીઓ તાવ, કાળજ્વર અને ઝેર, અસર કરી શકતાં નથી. એ વૃક્ષનાં પત્ર, પુષ્પ કે શાખા પ્રમુખ સ્વતઃ પડેલાં હોય, તો તે લઇ આવીને જીવની પેઠે સાચવી રાખવાં. જેથી તે સર્વ અરિષ્ટનો નાશ કરે છે. એ રાયણને વચ્ચે સાક્ષી રાખી જેઓ મૈત્રી બાંધે છે, તેઓ સમગ્ર ઐશ્વર્ય સુખ મેળવીને પ્રાંતે પરમપદને પામે છે.'

'હે ઇંદ્ર! એ રાયણના વૃક્ષથી પશ્ચિમ તરફ એક દુર્લભ રસકૂપિકા છે. એના રસના ગંધમાત્રથી લોખંડ મટીને સુવર્ણ થાય છે. જેણે અટ્ઠમનો તપ કર્યો હોય, અને દેવની પૂજા, નમસ્કાર આદિ માટે જે ભાવવાળો હોય, તેવો કોઈ વિરલ પુરુષ, એ રાયણના પ્રસાદથી તે રસકૂપિકાનો રસ મેળવી શકે છે. જો એક આ રાયણ ફકત પ્રસન્ન હોય તો તેને કલ્પવૃક્ષ, દિવ્ય ઔષધિ કે સિદ્ધિની શી જરૂર છે? હે ઇંદ્ર! એ વૃક્ષની નીચે ત્રણ જગતના લોકોએ સેવેલી શ્રી યુગાદીશ ઋષભદેવની પાદુકા છે, તે મહાસિદ્ધિ આપનારી છે. તે તમારા સર્વનાં સુખને અર્થે થાઓ. તેની ડાબી અને જમણી-બાજુ શ્રી ઋષભદેવ પ્રભુના પ્રથમ ગણધર શ્રીપુંડરીકની બે મૂર્ત્તિ છે, તે તમને બન્ને લોકના સુખને માટે થાઓ. આ પર્વત ઉપર મરુદેવા નામના શિખર ઉપર રહેલા કોટી દેવતાઓએ સેવવાયોગ્ય શ્રીશાંતિનાથ ભગવાન સમસ્ત સંઘની શાંતિને માટે થાઓ.'

'હવે આ તીર્થનો સર્વકાલને માટે શુભકારી અને ચમત્કાર ભરેલો પ્રભાવ સમગ્રપણે કહું છું. શ્રીઆદિનાથપ્રભુ, પુંડરીક ગણધર, રાયણ, પાદુકા અને શ્રીશાંતિનાથ પ્રભુનું જેઓ સૂરિમંત્રવડે મંત્રેલા એવા શુદ્ધ જલથી ભરેલા એક સો ને આઠ કુંભોવડે ગંધ-પુષ્પાદિકસહિત, મંગલિકપૂર્વક સ્નાત્ર કરે છે; તેઓ આ લોકમાં રાજ્ય, બુદ્ધિ, લક્ષ્મી, કીર્ત્તિ, સર્વ પદાર્થોનું સ્વામીપણું, ધનની પ્રાપ્તિ, સ્ત્રી-પુત્રની સંપત્તિ, સૌભાગ્ય, આરોગ્ય, જયલક્ષ્મી, સર્વમનોરથ, અને આનંદને પ્રાપ્ત કરે છે, અને તે લોકોના જે કાંઇ દોષો હોય છે, તે સર્વનો નાશ થાય છે, તેમ જ પરલોકમાં ઉત્તમ સ્વર્ગ-મોક્ષાદિકને તેઓ મેળવે છે. વળી શાકિની, ભૂત, વેતાળ અને વ્યંતરોના દોષ દશ વખતના તે સ્નાત્રજળથી દૂર થાય છે. તેમ જ તે સ્નાત્રજલના સિંચનથી, જ્યેષ્ઠા, અશ્લેષા, મઘા, મૂળ, ભરણી અને ચિત્રા વગેરે કુનક્ષત્રોમાં જન્મેલા પ્રાણીઓના વિકાર પણ દૂર થાય છે. તે જળનો બીજો પણ અનેક પ્રકારનો પ્રભાવ છે, પણ અહિં એકી સાથે સર્વકાલ માટેનો આ મહિમા કહેલો છે.'

'આ નિર્દોષતીર્થ મોક્ષલક્ષ્મીનો સંગમ કરવાના એક ચોકરૂપે પૃથ્વીના લલાટમાં તિલકરૂપ જયવંત વર્ત્તે છે, તથા આદિનાથ પ્રભુરૂપી પ્રૌઢ રત્નની વિસ્તારવાળી શોભાથી યુક્ત છે. આ તીર્થ અનંત કેવલજ્ઞાનની પેઠે સર્વત્ર ઉપકારી છે, અને મુક્તિધામની જેમ સદા સ્થિર, નિર્મળ અને નિરાબાધ છે. તેથી પાપના સમૂહને નાશ કરનારું આ તીર્થ જગત્પતિ ઋષભદેવ પ્રભુને ચિત્તમાં રાખીને સેવવાને યોગ્ય છે.'

'એની પૂર્વદિશામાં આભૂષણરૂપ, નિર્દોષ અને દેવતાઓને પ્રિય એવું સૂર્યોદ્યાન આવેલું છે. જ્યાં રહેલી કલ્પવૃક્ષોની શ્રેણી જાણે ગિરિરાજની લક્ષ્મીની વેણી હોય તેવી શોભે છે. અને તે જિનેશ્વરની સેવાની જેમ સર્વવાંછિતને પૂર્ણ કરવામાં ઉદ્યત છે. ત્યાં આવીને કિન્નર પુરુષો પોતાની સ્ત્રીઓની સાથે જિનમંદિરમાં સંગીત કરી પક્ષીઓને પણ આનંદ આપે છે. જ્યાં તમાલ, હિંતાલ, પલાશ અને તાડનાં પત્રોની પંક્તિ, 'ભમરાઓ અમારા ચિત્રવિચિત્ર પુષ્પોને કેમ ચૂસી જાય છે ?' એમ ધારી જાણે રોષ પામી હોય તેમ ચપળ અને મધુર શબ્દ કરતી ભ્રમરાને ઉડાડી મૂકે છે. જ્યાં નવપલ્લવોના સમૂહથી વ્યાપ્ત અને સૂર્યોનાં કિરણોથી પણ નહિ વિંધાયેલી એવી વનની શ્રેણી જાણે કામદેવે વસંતમાં લજ્જા ધારણ કરી હોય તેવી જણાય છે.'

'જ્યાં કોકિલ 'અગુણ હોય તો પણ સંગથી ગુણી થાય છે' એવી સફળ વાણી વારંવાર કરે છે, અને આમ્રવૃક્ષ ઉપર પંચમસ્વર બોલવાથી સંતોષ આપે છે. જ્યાં રાગી પુરુષોને આનંદના તરંગો રચનારી જે વાણી પક્ષીઓ બોલે છે, તે વાણી અમૃતરસની ધારાની મધુરતાથી પણ વધી જાય છે. લોકોનાં નેત્રોનાં લક્ષ્યમાં નહિં આવતો અને એથી ભય રહિત થયેલો પવન 'મારું નામ તેઓએ વિષમ કર્યું છે' એવા ક્રોધથી જાણે વનોને કંપાવતો હોય તેમ જણાય છે.'

'જ્યાં વૃક્ષના ક્યારાઓમાં પક્ષીઓને પ્રિય અને માર્ગના પર્વતો સાથે લાગવાથી ખળકતું નીકળું નિર્મલ પાણી ચાલ્યું જાય છે. જ્યાં તરુણ સૂર્યની કાંતિના જેવી રાતી પુષ્પકલિકા, મધુપાનમાં લીન થયેલી ભ્રમરાની પંક્તિની કાંતિવડે ધૂમાડાવાળા અગ્નિની તુલ્યતાને પામે છે. જ્યાં કોકિલ પક્ષી આમ્રવૃક્ષની સુંદર મંજરીના સહવાસથી મધુર એવા શબ્દોને બોલી વિયોગી કામીજનોનાં મનમા વિપત્તિ ઉત્પન્ન કરે છે, જ્યાં કેળનાં વૃક્ષો સૂર્યના તાપથી પીડાતા લોકોને પોતાના પત્રોની શ્રેણીના બ્હાને પંખાથી ઉત્તમ સ્ત્રીની પેઠે પવન વીંજે છે, અને જ્યાં વૃક્ષોના સમૂહને હસાવનારી તથા હંમેશાં પોત-પોતાના પુષ્પવિલાસથી શોભતી ઋતુઓ સુખની ઇચ્છાવાળા પુરુષોને અનુપમ સુખ આપે છે.'

'આ પ્રમાણે જિનેશ્વરની દૃષ્ટિરૂપ અમૃતથી સિંચન થયેલી, વિકાસ પામેલા કમળોની શ્રેણીથી શોભતી, અને વિવિધ વૃક્ષોની રચનાથી પ્રકાશમાન એવી આ વનની લક્ષ્મી દેવતાઓને ઘણી સુંદર દેખાય છે. હંસોની પંક્તિઓથી જેમાં માર્ગ પડેલો છે, અને વિકસ્વર કમળરૂપી જેનું મુખ છે, એવું આ શ્રેષ્ઠ સરોવર પ્રાણીઓના અઢાર પ્રકારના કોઢ રોગનો નાશ કરનારું છે. હે ઇંદ્ર! આ શત્રુંજયની પાસે રહેલું, સ્વર્ગ, મૃત્યુ અને પાતાળના લોકોએ સેવેલું અને તારી દિશા-પૂર્વ દિશાના મંડનરૂપ આ વન તથા સરોવર કોને આનંદદાયી નથી?'

(શ્રી ધનેશ્વરસૂરિરચિત શ્રી શત્રુંજય માહાત્મ્યનો ગૂર્જરાનુવાદમાં પ્રથમ સર્ગ સમાપ્ત.)

# બીજો સર્ગ.



**सुरासुरशिरोरत्नरोचिः कंचुकितक्रमः ॥**
**आदिनाथो जगन्नाथः, पातु वः कर्ममाथकृत् ॥ १ ॥**

સુર અસુરના મુગટની કાંતિથી જેમનાં ચરણો ચિત્ર–વિચિત્ર બન્યા છે, એવા કર્મને મથન કરનાર શ્રી આદિનાથ પ્રભુ તમારું રક્ષણ કરો.

**આ** રીતે ભગવંતની વાણી સાંભળીને હર્ષને ધારણ કરતા **સૌધર્મ ઇંદ્ર** પ્રભુની સેવામાં અંજલિને જોડી, તેઓને પ્રણામ કરી વિજ્ઞપ્તિ કરવા લાગ્યાઃ 'હે પ્રભુ! મને પ્રીતિ કરનાર આ તીર્થરાજનો મહિમા આપે કહ્યો, પણ હવે **સૂર્યોદ્યાન**માં રહેલા આ સરોવરની કથા સાંભળવાની મારી ઇચ્છા છે.' એટલે શ્રી **વીર** પ્રભુ સર્વ સભાજનોની યોગ્યતાને જાણી ઇંદ્રના આગ્રહથી તીર્થનાં માહાત્મ્યની વૃદ્ધિ કરનારી વાણી આ રીતે કહેવા લાગ્યાઃ 'હે ઇંદ્ર! આ સંસારરૂપી ખાડાની પીડાને હરનારો **સૂર્યાવર્ત્ત** નામે આ ઉત્તમ કુંડ છે. તેના જળનું સેવન કરવાથી અઢાર પ્રકારના કોઢ રોગ નાશ પામે છે. ભગવંતની પાદુકા ઉપર તેના જલનું સિંચન કરવાથી, તત્ત્વ જાણવાથી જેમ મિથ્યાત્વ ચાલ્યું જાય તેમ સર્વ દોષો ચાલ્યા જાય છે; માટે તેનાં માહાત્મ્યને તું સાંભળ!'

શ્રી **સૌરાષ્ટ્ર** દેશમાં **ગિરનાર** પર્વતની નીચે **ગિરિદુર્ગ** નામે નગર છે. તે વિશાળ કિલ્લાથી શોભિત છે, તેમાં લક્ષ્મીના વિલાસના સ્થાનરૂપ ઘણા લોકો વસે છે. વાવ, કૂવા, સરોવર અને મોટા ઉદ્યાનોથી તે ઘણું સુંદર લાગે છે. દાનશાળા અને પરબોનાં સ્થાનથી તે વ્યાપ્ત છે, અને જિનેંદ્ર ભવનોની શ્રેણીરૂપ મોક્ષની નિઃસરણીથી શોભતું એ નગર ઇંદ્રનગરની ઉપમાને પામેલું છે. તે નગરનિવાસી કોઈ પણ લોક નિર્ધન, મૂર્ખ, અવિવેકી, દીન, અને પરાધીન હતા નહિ. ત્યાં હમેશાં પૂજાથી દેવતા, ભક્તિદાનથી તપસ્વીઓ, ઇચ્છિત દાનથી યાચકો, અનુકંપાદાનથી ગરીબો, રાજસન્માનથી વેપારીઓ, યોગ્ય ઔચિત્યથી કવીશ્વરો અને પ્રસાદદાનથી સેવકો; આ રીતે સર્વ લોકો સુખી હતા. એ નગરમાં **સમુદ્રવિજય** રાજાના વંશમાં **સૂર્યમલ્લ** નામે એક રાજા હતો. તે ઘણી સૌભાગ્ય લક્ષ્મીવાળો અને અર્હંતની તથા મુનિરાજની ભક્તિને કરનારો હતો. રાજા **સૂર્યમલ્લે** શત્રુરૂપ અંધકારને હર્યું હતું, તેમાં આશ્ચર્ય ન હતું, પણ તે [1]કુવલયને વિકાસ કરતો હતો, અને કમલાલય[2] હતો એ

---

૧ કુવલય-ચંદ્રવિકાશી કમળ જે સૂર્યથી સંકોચ પામનારૂં હોય છે. જ્યારે આ રાજા કુ–પૃથ્વીના વલયનો વિકાસ કરનારો હતો. આમ દ્વિ અર્થ શબ્દ હોવાથી અહિં આશ્ચર્ય સૂચવ્યું છે, ૨. કમલોનું સ્થાન, એ રીતે એક અર્થ થાય, છતાં અહિં કમલા–લક્ષ્મીનો આવાસ હતો, એ અર્થ લેવો. પહેલા અર્થમાં અહિં આશ્ચર્ય સૂચવ્યું છે.

મોટું કૌતુક હતું. યાદવવંશના આભૂષણરૂપ એ રાજાએ રણભૂમિમાં પોતાના લાખો શત્રુઓનાં માથાં ઉપર પગ મૂકયો હતો. તેના પ્રતાપરૂપી સૂર્યના તાપથી માખણના જેવી તેના શત્રુની કીર્ત્તિ ગળી ગઈ, તથાપિ તે જડતાને[1] પ્રાપ્ત થયો નહિં. સૂર્યને જેમ કમલિની તેમ કમલિનીનાં જેવા મુખવાળી અને શુભ કાર્યમાં તત્પર રહેનારી શશિલેખા નામે તેને વલ્લભ પટ્ટરાણી હતી. શ્રી નેમિનાથ ભગવંતનાં ચરણકમળને સેવનારી એ શશિલેખા સૂર્યરાજ સૂર્યમલ્લની સ્ત્રી છતાં લોકો તેને અસૂર્યંપશ્યા[2] કહેતા હતા. સુખસમુદ્રમાં નિમગ્ન રહેનારા કૂર્મની (કાચબા) જેમ સુકૃતમાં આદરવંત તથા સૌમ્યસ્વભાવવાળા તેમ જ પરસ્પર પ્રીતિવંત એવા તે રાજા–રાણી, કાળ નિર્ગમન કરતા હતા. એક વખતે રાજા રાણી બન્ને ભગવંતની યાત્રા કરવા ગિરનાર ઉપર ગયા હતા. તે સમયે શશિલેખા રાણીએ એક મયૂરી–ઢેલને પોતાનાં બચ્ચાને રમાડતી જોઈ. આ જોતાં પોતાને કાંઈ પણ સંતાન નથી, એ રીતનો વિચાર મહારાણીને આવ્યો. તેથી તેઓ શોક કરવા લાગ્યા. તે સમયે રાણીનાં શોકનું કારણ જાણી રાજાએ તેને સ્હમજાવીને આશ્વાસન આપ્યું, અને કહ્યું; ' હે પ્રિયે ! સંતાનપ્રાપ્તિને માટે જિનેશ્વરની પૂજા કર. ! ' એ પ્રમાણે કરતાં કેટલાક સમય બાદ, જગત્માતા અંબિકાની કૃપાથી તેમને દેવપાળ અને મહીપાળ નામે બે કુમારો થયા. તેઓ મયૂરની પેઠે કલા–કલાપથી યુક્ત, સત્પક્ષ ( સત્યપક્ષ ) સહિત, મધુરવાણી બોલનારા, ઘન–ઘણા લોકોની ઉન્નતિમાં પ્રીતિવાળા અને અહિતનો નાશ કરવામાં તત્પર એવા થઇ પોતાના ક્ષોણીધર–પૃથ્વીપતિ પિતાનાં હૃદયરૂપી પૃથ્વીમાં સુખરસનું સ્થાન પ્રાપ્ત કરી હમેશાં સદાચારથી વર્ત્તતા હતા.[3] બુદ્ધિના ભંડાર એવા તેઓએ ગુરુને માત્ર સાક્ષીભૂત જ રાખીને સર્વ શાસ્ત્રોનો અભ્યાસ કર્યો. હમેશાં જુદી જુદી જાતના આયુધોનાં અભ્યાસમાં પણ તેઓ નિરંતર પ્રયત્ન કરવા લાગ્યા. ઇચ્છા મુજબ અનેક પ્રકારની ક્રીડા કરતા, સરખી વયના મિત્રોથી વિંટાએલા, અને લોકોને પ્રસન્ન કરતા તેઓ અનુક્રમે યૌવનવયને પ્રાપ્ત થયા. પિતાએ મોટા ઉત્સવ અને હર્ષથી ઘણી રાજકન્યાઓની સાથે તેઓનું પાણિગ્રહણ કરાવ્યું. તે બન્નેમાં મહીપાલકુમાર માન, યશ, તેજ અને વિનયવાળો, તેમજ નીતિની રીતને જાણનારો હોવાથી સર્વ ગુણોવડે દેવપાળ કુમારથી આગળ પડતો થયો.

એકદા મહીપાળ કુમાર રાત્રિ અવશેષ રહી ત્યારે એકાએક જાગ્યો. તે વખતે તેણે શીકારી પ્રાણીઓથી ભરપૂર એવા વનમાં રહેલો પોતાને જોયો. ત્યાં મનની અવ્યવસ્થિત સ્થિતિમાં તેણે કોઈ ઠેકાણે ડુક્કરના ટોળાં, કોઈ ઠેકાણે ગજેંદ્રોની ઘટા અને કોઇ ઠેકાણે સિંહોનો સંચાર જોયો. થોડી વારે સ્વસ્થ થઇને તે વિચારવા લાગ્યો; ' અહો ! આ શું ભ્રમ હશે ? અથવા શું સ્વપ્ન હશે ? કે મારા ચિત્તમાં કાંઇ ફારફેર થયો હશે ? યા શું

---

૧. સૂર્યને જડ માની અહિ ગ્રંથકારે વિરોધાભાસ બતાવ્યો છે. ૨ જે કદિ સૂર્યનું મુખ જોતી નથી, કારણ કે, રાજરાણી નિરંતર અંતઃપુરમા રહેનારી હોય છે ૩ અહિં કુમારોને માટે ગ્રંથકારે યોજેલા વિશેષણો એક અર્થમા મોરને ઘટી શકે, અને એક અર્થમા તેઓને ઘટી શકે. ગ્રંથકારની આ શબ્દ ચમત્કૃતિ જણાય છે.

આ ઇંદ્રજાળ હશે ? કે કોઇ વિચિત્ર દેવકૃત ચરિત્ર હશે ? રાત્રે સંગીતરસના સ્વાદમાં અને કામિનીની ક્રીડામાં મશગૂલ થઈને હું મારા મહેલની અગાશીમાં સૂતો હતો, ત્યાંથી અહિં શી રીતે આવ્યો ? અરે ! આ તો કોઇ ભયાનક વન જણાય છે.' એમ વિચારી તે રાજકુમાર આગળ ચાલ્યો. એટલામાં 'હે મિત્ર ! હું તને હરણ કરીને અહિં લાવ્યો છું, માટે તું ભય પામીશ નહિં.' એવી કોઈની વાણી તેના સાંભળવામાં આવી. આ વાણી ક્યાંથી આવી ? એમ ધારી તેના માર્ગને શોધતો તે એક મહેલમાંથી બીજા મહેલની જેમ, વૃક્ષોની ઘટામાં અત્યંત ખિન્ન થઈને ફરવા લાગ્યો. ફરતાં ફરતાં એ વનના મધ્યભાગમાં એક મોટો મહેલ તેના જોવામાં આવ્યો. એ મહેલ ચંદ્રકાંતમણિનાં કિરણોથી કોઈ ઠેકાણે શરદઋતુના મેઘની કાંતિને ધારણ કરતો હતો, કોઈ ઠેકાણે ઇંદ્રનીલમણિની શ્રેણીરૂપ કેશવેણીથી દીપતો હતો, કોઈ સ્થાને પદ્મરાગમણિઓની પ્રભાથી તે ગૌર લાગતો હતો, કોઇ સ્થાને સુવર્ણના કલશોથી તે કલ્યાણમય જણાતો હતો. જાણે નેત્રો હોય તેવા ગવાક્ષોથી સહસ્ર નેત્રનું તે અનુકરણ કરતો હતો. વજ્ર(હીરા)ના કિરણસમૂહવડે પ્રૌઢપણાથી સર્વ ભૂમિધરનો તે વિજય કરતો હતો. પતાકાઓથી વિંજાતો હતો, અને રત્નોથી તે ઉષ્ણતાનું આચરણ કરતો હતો. આવા મહેલને જોઈને, શીકારી પ્રાણીઓથી ભરપૂર અરણ્યમાં આવો પ્રાસાદ ક્યાંથી ? એમ વિચારતાં મહીપાલકુમાર તે અવસરે આશ્ચર્ય પામ્યો.

એટલે 'આ અવસરે રસ્તામાં રહેલા મહેલને જોઇ લઉં.' આમ વિચારીને દૃષ્ટિના વિનોદ માટે કુમાર તે મહેલ તરફ ચાલવા લાગ્યો. 'આ સુંદર છે, તેનાથી આ વધારે સુંદર છે' એ રીતે દરેક માળ પર નવીનવી વિશેષ સૌંદર્યતા જોતો તે ઉપર-ઉપર ચડવા લાગ્યો. અનુક્રમે એ સાત્વિક શિરોમણિ કુમાર તેની અગાશી ઉપર આવ્યો, ત્યાં પદ્માસન વાળીને બેઠેલ એક યોગીપુરુષ તેના જોવામાં આવ્યો. તે યોગીનાં દર્શનથી 'આ સંસાર જેવા અરણ્યમાં સંસારીની જેમ ભમતા એવા મને આ પ્રસંગે અચાનક જીવન્મુક્ત એવા આ યોગીશ્વરનું દર્શન થયું.' આમ વિચારી પૃથ્વી સાથે મસ્તક લગાડી મહીપાલ રાજકુમારે, તે દયાળુ અને કલ્યાણકારી યોગીને પ્રણામ કર્યો. અહિંસાદિ પાંચ યમોને ધરનાર, દૃઢ આસનમાં રહેલા, મહાપ્રાણાયામ ધ્યાન કરનાર, નિયમમાં આદરવંત, પ્રત્યાહારના નિયોગથી ઇંદ્રિયોને વશ કરીને પવિત્ર ધ્યાનને ધરનાર, સમતાપૂર્વક પાંચ પ્રકારની ધારણા કરનાર, સમાધિથી ત્રણ દંડને અભાવે આર્હંત્ય તેજનું સ્મરણ કરનાર અને દયાના નિધાન એવા તે યોગીપુરુષ મહીપાળને જોઇ ધ્યાનથી મુક્ત થયા. અને તેઓ મહીપાળને કહેવા લાગ્યા; 'હે વત્સ ! તારું સ્વાગત હો ! તું સુખી છે ? તારાં શરીરે નિરબાધા છે ? અહિં તું નિર્વિઘ્ને આવ્યો છે ને ? હે વત્સ ! તું વિસ્મય પામીશ નહિં. તને સદ્‌વિદ્યા આપીને ગુરુના ઋણભારથી મુક્ત થવાને ઇચ્છતો હું તને અહિં લાવ્યો છું. તું ક્ષુધાતુર છે, માટે પ્રથમ જમી લે !' એમ કહી તત્કાળ દિવ્ય શક્તિથી લાવેલી આશ્ચર્યકારી રસોઇથી યોગીએ તેને પ્રીતિપૂર્વક

જમાડયો. કુમારે પણ ભોજનપ્રાપ્તિને પૂર્વ ફળ જાણી જમી લીધું. અને જમ્યા પછી વિનયવડે નમ્ર થઈ યોગી પાસેથી ખડ્ગસિદ્ધિની મહાવિદ્યા તેણે ગ્રહણ કરી. તત્કાળ યોગીએ પદ્માસન ધારણ કરી, મહાસ્નાયુઓના આધારોને સંકોચી; આકાશ ભેદી, પોતાના પ્રાણોને છોડી દીધા. તે વખતે તેની કાંતિથી બધો મહેલ પ્રકાશમાન થઈ ગયો. યોગીંદ્ર સ્વર્ગ લોકમાં ગયા પછી સાર–અસારને જાણનાર કુમારે તે યોગી કે મહેલ એમાંનું કાંઈ જોયું નહીં. ફક્ત વન જ જોવામાં આવ્યું.

આ બનાવથી આશ્ચર્ય પામી કુમાર વિચાર કરવા લાગ્યો; '[1]અહો! યોગનું કેવું સામ્રાજ્ય છે, જેથી જીવતાં આવી લક્ષ્મીઓ મળે છે, અને મૃત્યુ પછી મુક્તિ થાય છે. યોગથી પાપના ઓઘ નાશ પામે છે, યોગથી મુક્તિરમણીનો સંગમ થાય છે, અને યોગથી તેના આશ્રિતોને સર્વ પ્રકારની સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે.' આ પ્રમાણે વિચારી મોટા વૃક્ષવાળા વનમાં તેણે ફરવા માંડયું. એ અવસરે જ્યાં અનેક બગલાઓનો નિવાસ છે, એવો એક વિશાલ પાણીનો મહાકુંડ તેના જોવામાં આવ્યો. ધીરમાં ધુરંધર એવો તે મહીપાળ તે કુંડમાં સ્નાન કરવાની ઇચ્છાથી જેવો પેસે છે, તેટલામાં 'ના, ના,' એવી અલક્ષ્ય વાણી તેના સાંભળવામાં આવી. વારંવાર એ વચન સાંભળી 'આવું અવજ્ઞાવચન મને વારંવાર કોણ સંભળાવે છે?' એ કુતૂહલથી કુંડના તટઉપર તે આવ્યો. પણ તે વાણીનો બોલનાર કોઇ તેના જોવામાં આવ્યો નહિં. મનુષ્યરહિત તે વનને જોવામાં કૌતુકવાળો તે આમતેમ જોઈ રહ્યો છે, તેટલામાં કોઇ વાનર તેની પાસે પ્રગટ થઈ આ પ્રમાણે બોલ્યો; 'હે વીર! તું મને પશુ ધારીને મારાં વચનનો અનાદર કરીશ નહિં, કારણ કે રામ જેવા વીરપુરુષે વાનરના વાકયથી રાક્ષસોને જિત્યા હતા. તું આમ જો! આ પર્વતનાં શિખરોની પેઠે જે હાડકાઓના ઢગલા પડેલા છે, તે આ કુંડમાં રહેલા એક રાક્ષસે મારી નાખેલા પ્રાણીઓનાં છે, પણ તું સુંદર આકૃતિવાળો, ચતુર અને કોઇ રાજપુત્ર છે એમ જણાય છે, તેથી તને હું કહું છું કે, તું અહીંથી ચાલ્યો જા, નહિ તો એ રાક્ષસ તને પણ મારી નાંખશે.' વાનરનું આવું વચન સાંભળી મહીપાળ હસીને બોલ્યો; 'અરે! તું ખરેખર પશુજ છો! જેથી સૂર્યને અંધકારના ભયની પેઠે મને રાક્ષસનો ભય જણાવે છે.' આવી ગર્વભરેલી રાજપુત્રની વાણી સાંભળી કપિરાજ બોલ્યો કે; 'જો તારી શક્તિ હોય તો તું ખુશીથી જા! ત્યાં એક પ્રચંડ કોપવાળો અને અતિકૃષ્ણવર્ણવાળો રાક્ષસ છે.' એમ કહી તે કપિરાજ વનની અંદર અદૃશ્ય થઇ ગયો. પછી રાજપુત્ર વિદ્યાથી વિભૂષિત પેલું યોગીનું આપેલું ખડ્ગ હાથમાં લઇ વેગવડે કુંડની પાસે આવી બકપક્ષીવાળા તે જલાશયમાં પેઠો. અને પાણીને ઉછાળતો જેવો ત્યાં પહોંચ્યો કે તેજ વખતે ક્રોધથી નેત્રને લાલ કરતો એક રાક્ષસ પ્રકટ થઇ તેની સામે દોડ્યો. યુદ્ધમાં કુશળ અને મોટા બલવાળા તેઓ બન્ને પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા. લાંબાકાળ સુધી પરસ્પર પડતા અને પાડતા તે બન્નેના

[1] અહિં 'યોગ' શબ્દનો પારિભાષિક શાસ્ત્રીય અર્થ દર્શન, જ્ઞાન, તથા ચારિત્રરૂપ રત્નત્રયીની સાધના થાય છે.

યુદ્ધથી પૃથ્વી કંપાયમાન થઇ. છેવટે ખડ્ગવિદ્યાના પ્રભાવથી કુમારે રાક્ષસનો પરાભવ કર્યો. અને રાક્ષસે કુમારની સેવા કરવી કબૂલ કરી. ખરેખર પરાક્રમથી શું સિદ્ધ નથી થતું ? પછી પરાભવ પામેલા રાક્ષસે પ્રતિજ્ઞા કરી કે; 'આજથી હું તમારા વૈરીનો વૈરી અને તમારા મિત્રનો મિત્ર છું; તેમજ જ્યારે તમે મારું સ્મરણ કરશો, ત્યારે હું આવીને તમારી સેવામાં હાજર થઈશ.' પછી તેણે વેષને પરાવર્તન કરનારી અને શરીર પરના ઘાને રૂઝાવનારી એવી બે ઔષધિઓ કુમારને આપી. અને તેણે દયા ધર્મનો સ્વીકાર કર્યો. રાજકુમારે તેને રજા આપી એટલે તે અદૃશ્ય થયો.

ત્યારબાદ કુમાર સરોવરમાંથી બહાર આવી તે વનની અખંડ એવી શોભાને જોવા લાગ્યો. કૌતુકવાળા સ્હીપાળે ફરતાં ફરતાં વનને જોવાની ઇચ્છાથી ત્યાં કોઇ ઠેકાણેથી પુષ્પ લીધાં, કોઇ ઠેકાણેથી પલ્લવ લીધાં, અને કોઇ ઠેકાણેથી પાકેલાં ફળો લીધાં. ત્યાંથી શ્રીનિવાસ નામના વનમાં ગયો. ત્યાં સુંદર તોરણવાળું શ્રી નેમિનાથ ભગવંતનું સુંદર મંદિર તેણે દીઠું. કુમાર આનંદપૂર્વક તે જિનમંદિરની અંદર જઇ હર્ષથી પ્રભુને નમસ્કાર કરી, સ્તુતિ કરી, અંતરમાં જિનધ્યાનરૂપ નિધાનને ધારણ કરતો ત્યાં પ્રભુ સન્મુખ બેઠો. તેટલામાં પ્રભુની આગળ એક યોગિની તેના જોવામાં આવી. એ યોગિનીના ગાલરૂપી ફલકની સાથે ચંચળ કુંડલો ઘસાતા હતા, તેણીએ પલાશની પાદુકા પહેરી હતી, એક હાથમાં સુવર્ણ દંડ રાખ્યો હતો, અને બીજા હાથમાં મધુર ફળોથી પરિપૂર્ણ એવું પાત્ર હતું. યોગિનીનાં દર્શન થતાંજ સંભ્રમપૂર્વક ઊભા થઇ રાજપુત્રે તેને નમસ્કાર કર્યા, એટલે તેણીએ " જય પામ અને ઘણું જીવ " એવી આશિષ આપી. રૂપ, લાવણ્ય અને આભરણોથી અલંકૃત એવી એ યોગિનીને જાણે સાક્ષાત્ દેવી હોય તેમ માનતો રાજકુમાર ઘણો ખુશી થયો, અને આદરપૂર્વક કહેવા લાગ્યો કે; 'હે દેવી ! તમે ખરેખર મારા ગોત્ર દેવી જ છો, જેથી શિકારી પ્રાણીઓથી વ્યાપ્ત એવા આ અરણ્યમાં હાલ તમે પ્રગટ થયા છો.' કુમારની એવી અમૃતમય વાણી સાંભળી યોગિનીએ કહ્યું; 'હે વત્સ ! હું માનુષી છું. હું દેવી નથી, પણ તપસ્વિની છું. આજે પુણ્યનું કારણ એવા તમે મારા અતિથિ થયા છો, તેથી મારું વચન વ્યર્થ કરવાને તમે યોગ્ય નથી. હે પુરુષોત્તમ ! જેના ઘરમાંથી ઉત્તમ અતિથિ આદર-સત્કારવિના વ્યર્થ જાય તે અતિથિ, તે ઘરવાળાના પુણ્યનો ક્ષય અને પાપનો ઉદય કરીને જાય છે.' યોગિનીનાં આવા વચનથી કુમારે તેના અતિથિ થવાનું કબુલ કર્યું. એટલે તરત જ એ લાવણ્યવતી તાપસી દંડ અને પાત્ર લઇ જિનમંદિરમાંથી બહાર નીકળી. રાજકુમાર આશ્ચર્યપૂર્વક તેની પાછળ જોઇ રહ્યો છે, તેટલામાં તે પ્રભાવશાળી યોગિનીએ હાથમાં પાત્ર રાખી વૃક્ષો પાસે ફળની યાચના કરી એટલે વૃક્ષોએ, તે તાપસીએ નીચે ધરેલા પાત્રમાં ફળો આપ્યાં. તેથી કલ્પના કરતાં અધિક દાન કરવાથી તે વૃક્ષોએ ખરેખર કલ્પવૃક્ષપણું ધારણ કર્યું. પછી મધુર ફળોએ ભરેલું પાત્ર યોગિનીએ રાજકુમારની પાસે મૂક્યું. કુમારે તેમાંથી કેટલાંએક ફલો લઇને ખાધાં. ત્યારબાદ ત્યાંથી નીકળી નેમિનાથ ભગવંતનાં

જમાડયો. કુમારે પણ ભોજનપ્રાપ્તિને પૂર્વ ફળ જાણી જમી લીધું. અને જમ્યા પછી વિનયવડે નમ્ર થઈ યોગી પાસેથી ખડ્ગસિદ્ધિની મહાવિદ્યા તેણે ગ્રહણ કરી. તત્કાળ યોગીએ પદ્માસન ધારણ કરી, મહાસ્નાયુઓના આધારોને સંકોચી; આકાશ ભેદી, પોતાના પ્રાણોને છોડી દીધા. તે વખતે તેની કાંતિથી બધો મહેલ પ્રકાશમાન થઈ ગયો. યોગીંદ્ર સ્વર્ગ લોકમાં ગયા પછી સાર-અસારને જાણનાર કુમારે તે યોગી કે મહેલ એમાંનું કાંઈ જોયું નહીં. ફક્ત વન જ જોવામાં આવ્યું.

આ બનાવથી આશ્ચર્ય પામી કુમાર વિચાર કરવા લાગ્યો; '[1]અહો! યોગનું કેવું સામ્રાજ્ય છે, જેથી જીવતાં આવી લક્ષ્મીઓ મળે છે, અને મૃત્યુ પછી મુક્તિ થાય છે. યોગથી પાપના ઓઘ નાશ પામે છે, યોગથી મુક્તિરમણીનો સંગમ થાય છે, અને યોગથી તેના આશ્રિતોને સર્વ પ્રકારની સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે.' આ પ્રમાણે વિચારી મોટા વૃક્ષવાળા વનમાં તેણે ફરવા માંડયું. એ અવસરે જ્યાં અનેક બગલાઓનો નિવાસ છે, એવો એક વિશાલ પાણીનો મહાકુંડ તેના જોવામાં આવ્યો. ધીરમાં ધુરંધર એવો તે મહીપાળ તે કુંડમાં સ્નાન કરવાની ઇચ્છાથી જેવો પેસે છે, તેટલામાં 'ના, ના,' એવી અલક્ષ્ય વાણી તેના સાંભળવામાં આવી. વારંવાર એ વચન સાંભળી 'આવું અવજ્ઞાવચન મને વારંવાર કોણ સંભળાવે છે?' એ કુતૂહલથી કુંડના તટઉપર તે આવ્યો. પણ તે વાણીનો બોલનાર કોઇ તેના જોવામાં આવ્યો નહિં. મનુષ્યરહિત તે વનને જોવામાં કૌતુકવાળો તે આમતેમ જોઈ રહ્યો છે, તેટલામાં કોઇ વાનર તેની પાસે પ્રગટ થઈ આ પ્રમાણે બોલ્યો; 'હે વીર! તું મને પશુ ધારીને મારાં વચનનો અનાદર કરીશ નહિં, કારણ કે રામ જેવા વીરપુરુષે વાનરના વાકયથી રાક્ષસોને જિત્યા હતા. તું આમ જો! આ પર્વતનાં શિખરોની પેઠે જે હાંડકાઓના ઢગલા પડેલા છે, તે આ કુંડમાં રહેલા એક રાક્ષસે મારી નાખેલા પ્રાણીઓનાં છે, પણ તું સુંદર આકૃતિવાળો, ચતુર અને કોઇ રાજપુત્ર છે એમ જણાય છે, તેથી તને હું કહું છું કે, તું અહીંથી ચાલ્યો જા, નહિ તો એ રાક્ષસ તને પણ મારી નાંખશે.' વાનરનું આવું વચન સાંભળી મહીપાળ હસીને બોલ્યો; 'અરે! તું ખરેખર પશુજ છો! જેથી સૂર્યને અંધકારના ભયની પેઠે મને રાક્ષસનો ભય જણાવે છે.' આવી ગર્વભરેલી રાજપુત્રની વાણી સાંભળી કપિરાજ બોલ્યો કે; 'જો તારી શક્તિ હોય તો તું ખુશીથી જા! ત્યાં એક પ્રચંડ કોપવાળો અને અતિકૃષ્ણવર્ણવાળો રાક્ષસ છે.' એમ કહી તે કપિરાજ વનની અંદર અદૃશ્ય થઇ ગયો. પછી રાજપુત્ર વિદ્યાથી વિભૂષિત પેલું યોગીનું આપેલું ખડ્ગ હાથમાં લઇ વેગવડે કુંડની પાસે આવી બકપક્ષીવાળા તે જલાશયમાં પેઠો. અને પાણીને ઉછાળતો જેવો ત્યાં પહોંચ્યો કે તેજ વખતે ક્રોધથી નેત્રને લાલ કરતો એક રાક્ષસ પ્રકટ થઇ તેની સામે દોડ્યો. યુદ્ધમાં કુશળ અને મોટા બલવાળા તેઓ બન્ને પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા. લાંબાકાળ સુધી પરસ્પર પડતા અને પાડતા તે બન્નેના

1 અહિં 'યોગ' શબ્દનો પારિભાષિક શાસ્ત્રીય અર્થ દર્શન, જ્ઞાન, તથા ચારિત્રરૂપ રત્નત્રયીની સાધના થાય છે.

યુદ્ધથી પૃથ્વી કંપાયમાન થઇ. છેવટે ખડ્ગવિદ્યાના પ્રભાવથી કુમારે રાક્ષસનો પરાભવ કર્યો. અને રાક્ષસે કુમારની સેવા કરવી કબૂલ કરી. ખરેખર પરાક્રમથી શું સિદ્ધ નથી થતું ? પછી પરાભવ પામેલા રાક્ષસે પ્રતિજ્ઞા કરી કે; 'આજથી હું તમારા વૈરીનો વૈરી અને તમારા મિત્રનો મિત્ર છું; તેમજ જ્યારે તમે મારું સ્મરણ કરશો, ત્યારે હું આવીને તમારી સેવામાં હાજર થઇશ.' પછી તેણે વેષને પરાવર્તન કરનારી અને શરીર પરના ઘાને રૂઝાવનારી એવી બે ઔષધિઓ કુમારને આપી. અને તેણે દયા ધર્મનો સ્વીકાર કર્યો. રાજકુમારે તેને રજા આપી એટલે તે અદૃશ્ય થયો.

ત્યારબાદ કુમાર સરોવરમાંથી બહાર આવી તે વનની અખંડ એવી શોભાને જોવા લાગ્યો. કૌતુકવાળા સ્હીપાળે ફરતાં ફરતાં વનને જોવાની ઇચ્છાથી ત્યાં કોઇ ઠેકાણેથી પુષ્પ લીધાં, કોઇ ઠેકાણેથી પલ્લવ લીધાં, અને કોઇ ઠેકાણેથી પાકેલાં ફળો લીધાં. ત્યાંથી શ્રીનિવાસ નામના વનમાં ગયો. ત્યાં સુંદર તોરણવાળું શ્રી નેમિનાથ ભગવંતનું સુંદર મંદિર તેણે દીઠું. કુમાર આનંદપૂર્વક તે જિનમંદિરની અંદર જઇ હર્ષથી પ્રભુને નમસ્કાર કરી, સ્તુતિ કરી, અંતરમાં જિનધ્યાનરૂપ નિધાનને ધારણ કરતો ત્યાં પ્રભુ સન્મુખ બેઠો. તેટલામાં પ્રભુની આગળ એક યોગિની તેના જોવામાં આવી. એ યોગિનીના ગાલરૂપી ફલકની સાથે ચંચળ કુંડલો ઘસાતા હતા, તેણીએ પલાશની પાદુકા પહેરી હતી, એક હાથમાં સુવર્ણ દંડ રાખ્યો હતો, અને બીજા હાથમાં મધુર ફળોથી પરિપૂર્ણ એવું પાત્ર હતું. યોગિનીનાં દર્શન થતાંજ સંભ્રમપૂર્વક ઊભા થઇ રાજપુત્રે તેને નમસ્કાર કર્યા, એટલે તેણીએ " જય પામ અને ઘણું જીવ " એવી આશિષ આપી. રૂપ, લાવણ્ય અને આભરણોથી અલંકૃત એવી એ યોગિનીને જાણે સાક્ષાત્ દેવી હોય તેમ માનતો રાજકુમાર ઘણો ખુશી થયો, અને આદરપૂર્વક કહેવા લાગ્યો કે; 'હે દેવી ! તમે ખરેખર મારા ગોત્ર દેવી જ છો, જેથી શિકારી પ્રાણીઓથી વ્યાપ્ત એવા આ અરણ્યમાં હાલ તમે પ્રગટ થયા છો.' કુમારની એવી અમૃતમય વાણી સાંભળી યોગિનીએ કહ્યું; 'હે વત્સ ! હું માનુષી છું. હું દેવી નથી, પણ તપસ્વિની છું. આજે પુણ્યનું કારણ એવા તમે મારા અતિથિ થયા છો, તેથી મારું વચન વ્યર્થ કરવાને તમે યોગ્ય નથી. હે પુરુષોત્તમ ! જેના ઘરમાંથી ઉત્તમ અતિથિ આદર-સત્કારવિના વ્યર્થ જાય તે અતિથિ, તે ઘરવાળાના પુણ્યનો ક્ષય અને પાપનો ઉદય કરીને જાય છે.' યોગિનીનાં આવા વચનથી કુમારે તેના અતિથિ થવાનું કબુલ કર્યું. એટલે તરત જ એ લાવણ્યવતી તાપસી દંડ અને પાત્ર લઇ જિનમંદિરમાંથી બહાર નીકળી. રાજકુમાર આશ્ચર્યપૂર્વક તેની પાછળ જોઇ રહ્યો છે, તેટલામાં તે પ્રભાવશાળી યોગિનીએ હાથમાં પાત્ર રાખી વૃક્ષો પાસે ફળની યાચના કરી એટલે વૃક્ષોએ, તે તાપસીએ નીચે ધરેલા પાત્રમાં ફળો આપ્યાં. તેથી કલ્પના કરતાં અધિક દાન કરવાથી તે વૃક્ષોએ ખરેખર કલ્પવૃક્ષપણું ધારણ કર્યું. પછી મધુર ફળોએ ભરેલું પાત્ર યોગિનીએ રાજકુમારની પાસે મૂક્યું. કુમારે તેમાંથી કેટલાંએક ફલો લઇને ખાધાં. ત્યારબાદ ત્યાંથી નીકળી નેમિનાથ ભગવંતનાં

જમાડયો. કુમારે પણ ભોજનપ્રાપ્તિને પૂર્વ ફળ જાણી જમી લીધું. અને જમ્યા પછી વિનયવડે નમ્ર થઈ યોગી પાસેથી ખડ્ગસિદ્ધિની મહાવિદ્યા તેણે ગ્રહણ કરી. તત્કાળ યોગીએ પદ્માસન ધારણ કરી, મહાસ્નાયુઓના આધારોને સંકોચી; આકાશ ભેદી, પોતાના પ્રાણોને છોડી દીધા. તે વખતે તેની કાંતિથી બધો મહેલ પ્રકાશમાન થઈ ગયો. યોગીંદ્ર સ્વર્ગ લોકમાં ગયા પછી સાર-અસારને જાણનાર કુમારે તે યોગી કે મહેલ એમાંનું કાંઈ જોયું નહીં. ફક્ત વન જ જોવામાં આવ્યું.

આ બનાવથી આશ્ચર્ય પામી કુમાર વિચાર કરવા લાગ્યો; '[1]અહો! યોગનું કેવું સામ્રાજ્ય છે, જેથી જીવતાં આવી લક્ષ્મીઓ મળે છે, અને મૃત્યુ પછી મુક્તિ થાય છે. યોગથી પાપના ઓઘ નાશ પામે છે, યોગથી મુક્તિરમણીનો સંગમ થાય છે, અને યોગથી તેના આશ્રિતોને સર્વ પ્રકારની સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે.' આ પ્રમાણે વિચારી મોટા વૃક્ષવાળા વનમાં તેણે ફરવા માંડયું. એ અવસરે જ્યાં અનેક બગલાઓનો નિવાસ છે, એવો એક વિશાલ પાણીનો મહાકુંડ તેના જોવામાં આવ્યો. ધીરમાં ધુરંધર એવો તે મહીપાળ તે કુંડમાં સ્નાન કરવાની ઈચ્છાથી જેવો પેસે છે, તેટલામાં 'ના, ના,' એવી અલક્ષ્ય વાણી તેના સાંભળવામાં આવી. વારંવાર એ વચન સાંભળી 'આવું અવજ્ઞાવચન મને વારંવાર કોણ સંભળાવે છે?' એ કુતૂહલથી કુંડના તટઉપર તે આવ્યો. પણ તે વાણીનો બોલનાર કોઈ તેના જોવામાં આવ્યો નહિં. મનુષ્યરહિત તે વનને જોવામાં કૌતુકવાળો તે આમતેમ જોઈ રહ્યો છે, તેટલામાં કોઇ વાનર તેની પાસે પ્રગટ થઈ આ પ્રમાણે બોલ્યો; 'હે વીર! તું મને પશુ ધારીને મારાં વચનનો અનાદર કરીશ નહિં, કારણ કે રામ જેવા વીરપુરુષે વાનરના વાક્યથી રાક્ષસોને જિત્યા હતા. તું આમ જો! આ પર્વતનાં શિખરોની પેઠે જે હાંડકાઓના ઢગલા પડેલા છે, તે આ કુંડમાં રહેલા એક રાક્ષસે મારી નાખેલા પ્રાણીઓનાં છે, પણ તું સુંદર આકૃતિવાળો, ચતુર અને કોઈ રાજપુત્ર છે એમ જણાય છે, તેથી તને હું કહું છું કે, તું અહીંથી ચાલ્યો જા, નહિ તો એ રાક્ષસ તને પણ મારી નાંખશે.' વાનરનું આવું વચન સાંભળી મહીપાળ હસીને બોલ્યો; 'અરે! તું ખરેખર પશુજ છે! જેથી સૂર્યને અંધકારના ભયની પેઠે મને રાક્ષસનો ભય જણાવે છે.' આવી ગર્વભરેલી રાજપુત્રની વાણી સાંભળી કપિરાજ બોલ્યો કે; 'જો તારી શક્તિ હોય તો તું ખુશીથી જા! ત્યાં એક પ્રચંડ કોપવાળો અને અતિકૃષ્ણવર્ણવાળો રાક્ષસ છે.' એમ કહી તે કપિરાજ વનની અંદર અદૃશ્ય થઇ ગયો. પછી રાજપુત્ર વિદ્યાથી વિભૂષિત પેલું યોગીનું આપેલું ખડ્ગ હાથમાં લઇ વેગવડે કુંડની પાસે આવી બકપક્ષીવાળા તે જલાશયમાં પેઠો. અને પાણીને ઉછાળતો જેવો ત્યાં પહોંચ્યો કે તેજ વખતે ક્રોધથી નેત્રને લાલ કરતો એક રાક્ષસ પ્રકટ થઇ તેની સામે દોડ્યો. યુદ્ધમાં કુશળ અને મોટા બલવાળા તેઓ બન્ને પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા. લાંબાકાળ સુધી પરસ્પર પડતા અને પાડતા તે બન્નેના

૧ અહિં 'યોગ' શબ્દનો પારિભાષિક શાસ્ત્રીય અર્થ દર્શન, જ્ઞાન, તથા ચારિત્રરૂપ રત્નત્રયીની સાધના થાય છે.

યુદ્ધથી પૃથ્વી કંપાયમાન થઇ. છેવટે ખડ્ગવિદ્યાના પ્રભાવથી કુમારે રાક્ષસનો પરાભવ કર્યો. અને રાક્ષસે કુમારની સેવા કરવી કબૂલ કરી. ખરેખર પરાક્રમથી શું સિદ્ધ નથી થતું ? પછી પરાભવ પામેલા રાક્ષસે પ્રતિજ્ઞા કરી કે; ' આજથી હું તમારા વૈરીનો વૈરી અને તમારા મિત્રનો મિત્ર છું; તેમજ જ્યારે તમે મારું સ્મરણ કરશો, ત્યારે હું આવીને તમારી સેવામાં હાજર થઇશ. ' પછી તેણે વેષને પરાવર્તન કરનારી અને શરીર પરના ઘાને રૂઝાવનારી એવી બે ઔષધિઓ કુમારને આપી. અને તેણે દયા ધર્મનો સ્વીકાર કર્યો. રાજકુમારે તેને રજા આપી એટલે તે અદૃશ્ય થયો.

ત્યારબાદ કુમાર સરોવરમાંથી બહાર આવી તે વનની અખંડ એવી શોભાને જોવા લાગ્યો. કૌતુકવાળા અહીંયાળે ફરતાં ફરતાં વનને જોવાની ઇચ્છાથી ત્યાં કોઇ ઠેકાણેથી પુષ્પ લીધાં, કોઇ ઠેકાણેથી પલ્લવ લીધાં, અને કોઇ ઠેકાણેથી પાકેલાં ફળો લીધાં. ત્યાંથી શ્રી-નિવાસ નામના વનમાં ગયો. ત્યાં સુંદર તોરણવાળું શ્રી નેમિનાથ ભગવંતનું સુંદર મંદિર તેણે દીઠું. કુમાર આનંદપૂર્વક તે જિનમંદિરની અંદર જઇ હર્ષથી પ્રભુને નમસ્કાર કરી, સ્તુતિ કરી, અંતરમાં જિનધ્યાનરૂપ નિધાનને ધારણ કરતો ત્યાં પ્રભુ સન્મુખ બેઠો. તેટલામાં પ્રભુની આગળ એક યોગિની તેના જોવામાં આવી. એ યોગિનીના ગાલરૂપી ફલકની સાથે ચંચળ કુંડલો ઘસાતા હતા, તેણીએ પલાશની પાદુકા પહેરી હતી, એક હાથમાં સુવર્ણ દંડ રાખ્યો હતો, અને બીજા હાથમાં મધુર ફળોથી પરિપૂર્ણ એવું પાત્ર હતું. યોગિનીનાં દર્શન થતાંજ સંભ્રમપૂર્વક ઊભા થઇ રાજપુત્રે તેને નમસ્કાર કર્યા, એટલે તેણીએ " જય પામ અને ઘણું જીવ " એવી આશિષ આપી. રૂપ, લાવણ્ય અને આભરણોથી અલંકૃત એવી એ યોગિનીને જાણે સાક્ષાત્ દેવી હોય તેમ માનતો રાજકુમાર ઘણો ખુશી થયો, અને આદરપૂર્વક કહેવા લાગ્યો કે; ' હે દેવી ! તમે ખરેખર મારા ગોત્ર દેવી જ છો, જેથી શિકારી પ્રાણીઓથી વ્યાપ્ત એવા આ અરણ્યમાં હાલ તમે પ્રગટ થયા છો.' કુમારની એવી અમૃતમય વાણી સાંભળી યોગિનીએ કહ્યું; ' હે વત્સ ! હું માનુષી છું. હું દેવી નથી, પણ તપસ્વિની છું. આજે પુણ્યનું કારણ એવા તમે મારા અતિથિ થયા છો, તેથી મારું વચન વ્યર્થ કરવાને તમે યોગ્ય નથી. હે પુરુષોત્તમ ! જેના ઘરમાંથી ઉત્તમ અતિથિ આદર-સત્કારવિના વ્યર્થ જાય તે અતિથિ, તે ઘરવાળાના પુણ્યનો ક્ષય અને પાપનો ઉદય કરીને જાય છે. ' યોગિનીનાં આવા વચનથી કુમારે તેના અતિથિ થવાનું કબુલ કર્યું. એટલે તરત જ એ લાવણ્યવતી તાપસી દંડ અને પાત્ર લઇ જિનમંદિરમાંથી બહાર નીકળી. રાજકુમાર આશ્ચર્યપૂર્વક તેની પાછળ જોઇ રહ્યો છે, તેટલામાં તે પ્રભાવશાળી યોગિનીએ હાથમાં પાત્ર રાખી વૃક્ષો પાસે ફળની યાચના કરી એટલે વૃક્ષોએ, તે તાપસીએ નીચે ધરેલા પાત્રમાં ફળો આપ્યાં. તેથી કલ્પના કરતાં અધિક દાન કરવાથી તે વૃક્ષોએ ખરેખર કલ્પ-વૃક્ષપણું ધારણ કર્યું. પછી મધુર ફળોએ ભરેલું પાત્ર યોગિનીએ રાજકુમારની પાસે મૂક્યું. કુમારે તેમાંથી કેટલાંએક ફલો લઇને ખાધાં. ત્યારબાદ ત્યાંથી નીકળી નેમિનાથ ભગવંતનાં

જમાડયો. કુમારે પણ ભોજનપ્રાપ્તિને પૂર્વ ફળ જાણી જમી લીધું. અને જમ્યા પછી વિનયવડે નમ્ર થઈ યોગી પાસેથી ખડ્ગસિદ્ધિની મહાવિદ્યા તેણે ગ્રહણ કરી. તત્કાળ યોગીએ પદ્માસન ધારણ કરી, મહાસ્નાયુઓના આધારોને સંકોચી; આકાશ ભેદી, પોતાના પ્રાણોને છોડી દીધા. તે વખતે તેની કાંતિથી બધો મહેલ પ્રકાશમાન થઈ ગયો. યોગીંદ્ર સ્વર્ગલોકમાં ગયા પછી સાર–અસારને જાણનાર કુમારે તે યોગી કે મહેલ એમાંનું કાંઈ જોયું નહીં. ફક્ત વન જ જોવામાં આવ્યું.

આ બનાવથી આશ્ચર્ય પામી કુમાર વિચાર કરવા લાગ્યો; '[1]અહો! યોગનું કેવું સામ્રાજ્ય છે, જેથી જીવતાં આવી લક્ષ્મીઓ મળે છે, અને મૃત્યુ પછી મુક્તિ થાય છે. યોગથી પાપના ઓઘ નાશ પામે છે, યોગથી મુક્તિરમણીનો સંગમ થાય છે, અને યોગથી તેના આશ્રિતોને સર્વ પ્રકારની સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે.' આ પ્રમાણે વિચારી મોટા વૃક્ષવાળા વનમાં તેણે ફરવા માંડયું. એ અવસરે જ્યાં અનેક બગલાઓનો નિવાસ છે, એવો એક વિશાલ પાણીનો મહાકુંડ તેના જોવામાં આવ્યો. ધીરમાં ધુરંધર એવો તે મહીપાળ તે કુંડમાં સ્નાન કરવાની ઇચ્છાથી જેવો પેસે છે, તેટલામાં 'ના, ના,' એવી અલક્ષ્ય વાણી તેના સાંભળવામાં આવી. વારંવાર એ વચન સાંભળી 'આવું અવજ્ઞાવચન મને વારંવાર કોણ સંભળાવે છે?' એ કુતૂહલથી કુંડના તટઉપર તે આવ્યો. પણ તે વાણીનો બોલનાર કોઈ તેના જોવામાં આવ્યો નહિં. મનુષ્યરહિત તે વનને જોવામાં કૌતુકવાળો તે આમતેમ જોઈ રહ્યો છે, તેટલામાં કોઇ વાનર તેની પાસે પ્રગટ થઈ આ પ્રમાણે બોલ્યો; 'હે વીર! તું મને પશુ ધારીને મારાં વચનનો અનાદર કરીશ નહિં, કારણ કે રામ જેવા વીરપુરુષે વાનરના વાકયથી રાક્ષસોને જિત્યા હતા. તું આમ જો! આ પર્વતનાં શિખરોની પેઠે જે હાંડકાઓના ઢગલા પડેલા છે, તે આ કુંડમાં રહેલા એક રાક્ષસે મારી નાખેલા પ્રાણીઓનાં છે, પણ તું સુંદર આકૃતિવાળો, ચતુર અને કોઇ રાજપુત્ર છે એમ જણાય છે, તેથી તને હું કહું છું કે, તું અહીંથી ચાલ્યો જા, નહિ તો એ રાક્ષસ તને પણ મારી નાંખશે.' વાનરનું આવું વચન સાંભળી મહીપાળ હસીને બોલ્યો; 'અરે! તું ખરેખર પશુજ છો! જેથી સૂર્યને અંધકારના ભયની પેઠે મને રાક્ષસનો ભય જણાવે છે.' આવી ગર્વભરેલી રાજપુત્રની વાણી સાંભળી કપિરાજ બોલ્યો કે; 'જો તારી શક્તિ હોય તો તું ખુશીથી જા! ત્યાં એક પ્રચંડ કોપવાળો અને અતિકૃષ્ણવર્ણવાળો રાક્ષસ છે.' એમ કહી તે કપિરાજ વનની અંદર અદૃશ્ય થઇ ગયો. પછી રાજપુત્ર વિદ્યાથી વિભૂષિત પેલું યોગીનું આપેલું ખડ્ગ હાથમાં લઇ વેગવડે કુંડની પાસે આવી બકપક્ષીવાળા તે જલાશયમાં પેઠો. અને પાણીને ઉછાળતો જેવો ત્યાં પહોંચ્યો કે તેજ વખતે ક્રોધથી નેત્રને લાલ કરતો એક રાક્ષસ પ્રકટ થઇ તેની સામે દોડ્યો. યુદ્ધમાં કુશળ અને મોટા બલવાળા તેઓ બન્ને પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા. લાંબાકાળ સુધી પરસ્પર પડતા અને પાડતા તે બન્નેના

1 અહિં 'યોગ' શબ્દનો પારિભાષિક શાસ્ત્રીય અર્થ દર્શન, જ્ઞાન, તથા ચારિત્રરૂપ રત્નત્રયીની સાધના થાય છે.

યુદ્ધથી પૃથ્વી કંપાયમાન થઈ. છેવટે ખડ્ગવિદ્યાના પ્રભાવથી કુમારે રાક્ષસનો પરાભવ કર્યો. અને રાક્ષસે કુમારની સેવા કરવી કબૂલ કરી. ખરેખર પરાક્રમથી શું સિદ્ધ નથી થતું ? પછી પરાભવ પામેલા રાક્ષસે પ્રતિજ્ઞા કરી કે; 'આજથી હું તમારા વૈરીનો વૈરી અને તમારા મિત્રનો મિત્ર છું; તેમજ જ્યારે તમે મારું સ્મરણ કરશો, ત્યારે હું આવીને તમારી સેવામાં હાજર થઈશ.' પછી તેણે વેષને પરાવર્તન કરનારી અને શરીર પરના ઘાને રૂઝાવનારી એવી બે ઔષધિઓ કુમારને આપી. અને તેણે દયા ધર્મનો સ્વીકાર કર્યો. રાજકુમારે તેને રજા આપી એટલે તે અદૃશ્ય થયો.

ત્યારબાદ કુમાર સરોવરમાંથી બહાર આવી તે વનની અખંડ એવી શોભાને જોવા લાગ્યો. કૌતુકવાળા અહીંપાળે ફરતાં ફરતાં વનને જોવાની ઇચ્છાથી ત્યાં કોઇ ઠેકાણેથી પુષ્પ લીધાં, કોઈ ઠેકાણેથી પલ્લવ લીધાં, અને કોઇ ઠેકાણેથી પાકેલાં ફળો લીધાં. ત્યાંથી શ્રી-નિવાસ નામના વનમાં ગયો. ત્યાં સુંદર તોરણવાળું શ્રી નેમિનાથ ભગવંતનું સુંદર મંદિર તેણે દીઠું. કુમાર આનંદપૂર્વક તે જિનમંદિરની અંદર જઈ હર્ષથી પ્રભુને નમસ્કાર કરી, સ્તુતિ કરી, અંતરમાં જિનધ્યાનરૂપ નિધાનને ધારણ કરતો ત્યાં પ્રભુ સન્મુખ બેઠો. તેટલામાં પ્રભુની આગળ એક યોગિની તેના જોવામાં આવી. એ યોગિનીના ગાલરૂપી ફલકની સાથે ચંચળ કુંડલો ઘસાતા હતા, તેણીએ પલાશની પાદુકા પહેરી હતી, એક હાથમાં સુવર્ણ દંડ રાખ્યો હતો, અને બીજા હાથમાં મધુર ફળોથી પરિપૂર્ણ એવું પાત્ર હતું. યોગિનીનાં દર્શન થતાંજ સંભ્રમપૂર્વક ઊભા થઇ રાજપુત્રે તેને નમસ્કાર કર્યા, એટલે તેણીએ "જય પામ અને ઘણું જીવ" એવી આશિષ આપી. રૂપ, લાવણ્ય અને આભરણોથી અલંકૃત એવી એ યોગિનીને જાણે સાક્ષાત્ દેવી હોય તેમ માનતો રાજકુમાર ઘણો ખુશી થયો, અને આદરપૂર્વક કહેવા લાગ્યો કે; 'હે દેવી! તમે ખરેખર મારા ગોત્ર દેવી જ છો, જેથી શિકારી પ્રાણીઓથી વ્યાપ્ત એવા આ અરણ્યમાં હાલ તમે પ્રગટ થયા છો.' કુમારની એવી અમૃતમય વાણી સાંભળી યોગિનીએ કહ્યું; 'હે વત્સ! હું માનુષી છું. હું દેવી નથી, પણ તપસ્વિની છું. આજે પુણ્યનું કારણ એવા તમે મારા અતિથિ થયા છો, તેથી મારું વચન વ્યર્થ કરવાને તમે યોગ્ય નથી. હે પુરુષોત્તમ! જેના ઘરમાંથી ઉત્તમ અતિથિ આદર-સત્કારવિના વ્યર્થ જાય તે અતિથિ, તે ઘરવાળાના પુણ્યનો ક્ષય અને પાપનો ઉદય કરીને જાય છે.' યોગિનીનાં આવા વચનથી કુમારે તેના અતિથિ થવાનું કબુલ કર્યું. એટલે તરત જ એ લાવણ્યવતી તાપસી દંડ અને પાત્ર લઇ જિનમંદિરમાંથી બહાર નીકળી. રાજકુમાર આશ્ચર્યપૂર્વક તેની પાછળ જોઇ રહ્યો છે, તેટલામાં તે પ્રભાવશાળી યોગિનીએ હાથમાં પાત્ર રાખી વૃક્ષો પાસે ફળની યાચના કરી એટલે વૃક્ષોએ, તે તાપસીએ નીચે ધરેલા પાત્રમાં ફળો આપ્યાં. તેથી કલ્પના કરતાં અધિક દાન કરવાથી તે વૃક્ષોએ ખરેખર કલ્પ-વૃક્ષપણું ધારણ કર્યું. પછી મધુર ફળોએ ભરેલું પાત્ર યોગિનીએ રાજકુમારની પાસે મૂક્યું. કુમારે તેમાંથી કેટલાંએક ફલો લઇને ખાધાં. ત્યારબાદ ત્યાંથી નીકળી નેમિનાથ ભગવંતનાં

દર્શન કરી સ્વસ્થાને જવાની ઇચ્છા કરતાં મહીપાળને યોગિનીએ પૂછયું; 'હે વત્સ ! તું કયાનો છે ? અને કયાં જવાનો છે ?' સાહસિક એવા કુમારે જવાબ આપતાં કહ્યું; 'હે માતા ! હું સાર્થથી ભ્રષ્ટ થઈ અકસ્માત અહિં આવી ચઢ્યો છું. હવે ભગવંત નેમિનાથને અને તમને નમસ્કાર કરી હું મારા નગરમાં જવા ઇચ્છું છું.' યોગિનીએ દયાપૂર્વક કહ્યું; 'હે વત્સ ! આગળ જે આ વન દેખાય છે, તેમાં મહાકાળ નામે એક યક્ષ વસે છે. તે કાળની પેઠે પ્રાણીઓને હણી નાંખે છે, એ યક્ષે ત્યાં ગયેલા ઘણા લોકોનો સંહાર કર્યો છે, માટે દૂરથી જ એ વન છોડી દઇને તું સુખે ચાલ્યો જજે.' આ રીતે મહીપાળ અને યોગિની પરસ્પર આનંદપૂર્વક વાર્તા કરતાં હતાં, તેટલામાં મહાતપસ્વી કોઈ મુનિ, અચાનક આકાશમાર્ગે ગમન કરતાં ત્યાં નીચે ઉતર્યા. તપથી અને શરીરથી પ્રકાશમાન એવા મુનિને જોઇ તે બન્ને સંભ્રમથી ઊભા થયા. અને જાણે પોતાનું મૂર્તિમંત પુણ્ય હોય તેમ માની તેઓએ તેમણે નમસ્કાર કર્યા. મુનિએ વિઘ્નરૂપી હસ્તિનો વિનાશ કરવામાં કેશરીસિંહ સમાન "ધર્મલાભ"રૂપ આશિષ તેમને આપ્યા. તેઓએ કહ્યુ કે; "હે ભગવન્ ! તમારા જેવા ઉત્તમ પુરુષ આજે અમારા નેત્રનાં અતિથિ થયા છે, તે ત્રણ જગતના પતિ નેમિનાથ ભગવાનનાં ચરણોનાં વંદનનું ફલ અમને મળ્યું છે. હે પ્રભુ ! તમે સાક્ષાત્ સમતા રસના સમુદ્ર અને પુણ્યના રાશિ છો; ભાગ્યહીન પુરુષોને તમારા જેવા મહાત્માનું દર્શન થતું નથી. હે ભગવન્ ! અમને આપ ધર્મોપદેશ આપવાને સમર્થ છો, કારણ કે આપના જેવા પુરુષો નિરંતર પરોપકાર કરવામાં તત્પર હોય છે."

આ રીતે તેમના અમૃતને ઝરતાં વચનો સાંભળી તે મહામુનિએ શ્રી નેમિનાથ ભગવંતના મંદિરમાં જઇ, પાચ દંડકથી[1] પ્રભુ સન્મુખ દેવવંદનની ક્રિયા કરી. ને ત્યારબાદ બન્નેની સમક્ષ ધર્મનો ઉપદેશ આપતાં તેમણે ફરમાવ્યું; "હે વત્સો ! દાન, અધ્યયન, શીલ અને જીવદયાથી જે પુણ્ય થાય છે, તે સર્વપુણ્ય એક જિનસેવા કરવાથી થાય છે. જે પુરુષો જિનપૂજા કરે છે, તેઓને સામ્રાજ્ય, સારી મતિ, પુણ્યની વૃદ્ધિ, પાપનો ક્ષય અને ગ્રહપીડાની શાંતિ થાય છે. જે ઉત્તમ પુષ્પોથી ત્રિકાળ જિનપૂજા કરે છે, તે જ પુરુષ ધન્ય, સુકૃતવાન અને ગુણી કહેવાય છે; માટે વિષાદને આપનાર એવા પ્રમાદને ત્યજી ઉદ્યોગી પુરુષોએ પાપનો નાશ કરનારી ત્રિકાળ જિનપૂજા કરવી જોઇએ."

આ પ્રમાણે તે મુનિવરનાં વચનોને સાંભળીને તે બન્ને આનંદ પામ્યા. પછી તેઓએ મહાકાલ યક્ષની વિચિત્ર ક્રીડા સંબંધી પ્રશ્ન પૂછ્યો; 'હે ભગવન્ ! પોતાના સ્વાર્થથી પરાઙ્મુખ એવો એ યક્ષ ધર્મારાધનથી દેવપણું પામ્યા છતા ધર્મની વૈરિણી એવી હિંસા કેમ કરે છે ? અને સમગ્ર પુણ્યબુદ્ધિને છોડી દઇને તે મનુષ્યનો દ્વેષી કેમ થયો છે ? હે પૂજ્ય ! આ પ્રશ્નનો ઉત્તર અમારા પર કૃપા કરી, અમને વિસ્તારથી કહો.'

---

૧ શક્રસ્તવ (નમુત્થુણં), ચૈત્યસ્તવ (અરિહંતચેઇયાણં), નામસ્તવ (લોગસ્સ), શ્રુતસ્તવ (પુક્ખરવરદી), સિદ્ધસ્તવ (સિદ્ધાણં બુદ્ધાણં), આ પાચ દંડકો જાણવા. દેવવંદન કરવામા એ પાચે દંડકો આવી જાય છે.

આશ્ચર્ય નથી. અહો ! શ્રી જિનેશ્વર ભગવંતનું કેવું માહાત્મ્ય છે કે, જેનાં એક વાર દર્શનમાત્રથી એ તાપસ પાપસમૂહને તોડીને દેવપણાને પ્રાપ્ત થયો. પોતાની પુત્રીનું હરણ થયું ત્યારથી માંડીને તે તાપસ મનુષ્ય ઉપર દ્વેષી થયેલો છે, અને પૂર્વભવના તે અભ્યાસથી આજે પણ તે મનુષ્યોનો નાશ કરે છે."

આ પ્રમાણે યક્ષનો પૂર્વભવ કહી પોતાની દેહપ્રભાથી ભૂમિ અને અંતરિક્ષને પ્રકાશિત કરતા એ મુનિ અન્ય સ્થાને અનેક ચૈત્યોને નમસ્કાર કરવા માટે આકાશમાર્ગે ચાલ્યા ગયા. દિવ્ય પ્રભાવવાળી યોગિની પોતાને ઠેકાણે ગઈ, અને રાજકુમાર પણ શ્રી જિનેશ્વર ભગવંતની પૂજા કરીને તે કાલવન તરફ ચાલ્યો.

ત્યાંથી આગળ ચાલતાં મનુષ્યોના મૃતકોમાંથી ઝરતા પરુ વગેરેનો દુર્ગંધ નાસિકાને ફાડી નાંખતો ફેલાવા લાગ્યો. પરાક્રમી કુમાર હાથમાં ખડ્ગને નચાવતો તે ગંધને અનુસારે ત્યાં આગળ ને આગળ ચાલવા લાગ્યો. એટલામાં કાળ અને કંકાળ નામના બે ભયંકર રાક્ષસો હથિયાર લઈ ક્રોધથી પ્રહાર કરવાને પોતાની સ્હામા આવતા તેણે જોયા. યુદ્ધ કરવા તૈયાર થતાં તે બન્નેની સાથે યુદ્ધ શરૂ થયું. પરંતુ બાહુયુદ્ધમાં કુશળ રાજપુત્રે મુનિ જેમ દુર્ગતિમાં લઈ જનારા રાગદ્વેષ પર વિજય મેળવે તેમ એ બન્ને રાક્ષસોને તત્કાળ જિતી લીધા. એટલે વિજયી રાજપુત્ર ત્યાંથી પેલા યક્ષના ગૃહ તરફ ચાલ્યો. ત્યાં હાથમાં ગદા લઈને તે મહાકાલયક્ષ તેને રોકીને કહેવા લાગ્યો કે, 'હે મનુષ્ય ! તું કોઈ નવો જણાય છે, અને તું કોઈનાં પરાક્રમથી ઉન્મત્ત થયેલો લાગે છે, પણ હવે તારા ઇષ્ટદેવનું તું સ્મરણ કર, કેમકે હમણાં જ તારું મૃત્યુ આવી રહ્યું છે.' યક્ષનું આ વચન સાંભળી રાજકુમાર હિંમતપૂર્વક હસીને બોલ્યો; 'હે યક્ષ ! આવી ઉદ્ધત વાણીથી તું મને શું ક્ષોભ પમાડવા માંગે છે ? તું પ્રસન્ન થા, કોપ છોડી દે ! અને હૃદયમાં વિવેકપૂર્વક વિચાર કર. ક્રોધનું સેવન કરી નિરપરાધી મનુષ્યોને શા માટે તું હણે છે ? પૂર્વપુણ્યથી પ્રાપ્ત થયેલું આ અનુપમ દેવપણું ભોગવ, અને મનુષ્યોના આ વિનાશને તું છોડી દે. ક્રોધથી અંધ થયેલા પુરુષને આ લોકમાં અને પરલોકમાં કાંઈ પણ સુખ થતું નથી. માટે હે ભાગ્યવાન ! ક્રોધ, દયારૂપી વલ્લીમાં દાવાનળ તુલ્ય છે, સંસારરૂપી સમુદ્રને વધારનારો છે, લોકોને દુર્ગતિનો દેનારો છે, અને ધર્મનો વિઘાત કરનારો છે. ક્રોધ અગ્નિની પેઠે તીવ્ર તાપથી પ્રથમ પોતાના સ્થાનને તો બાળે જ છે, અને પછી બીજાને તો બાળે કે ન પણ બાળે, માટે આવા અનર્થોની પરંપરાના કરનાર ક્રોધનો તું ત્યાગ કર !'

આ રીતે દૂધ જેવાં સ્વાદુ રાજપુત્રનાં ઉપદેશ વચનોનું પાન કરવાથી, જ્વરવાનની પેઠે ઊલટો તે યક્ષ ક્રોધથી વધારે પ્રજ્વલિત થયો. પછી હોઠને ફરકાવવાથી અને ભ્રકુટી ચઢાવવાથી ભયંકર લાગતો તે યક્ષ જાણે અંદર રહેલા ક્રોધને બહાર કાઢતો હોય તે રીતે રાજકુમારને કહેવા લાગ્યો; "હે કપટી ! અન્ય કોઈનું શરણ નહિ પામેલો, માટે શરણહીન એવો ધર્મ કેવળ તારામાં જ રહ્યો છે, તો હું તારા ધર્મનું મહાત્મ્ય કેવું છે, એ જોઉં; માટે તું

મારી સાથે યુદ્ધ કરવા તૈયાર થા.' એમ કહી પ્રાણીઓના હર્ષને નાશ કરનાર મુદ્દગર હાથમાં લઇને તે યક્ષ રાજકુમારની ઉપર કાલની પેઠે દોડ્યો. તેને આવતો જોઈ મહાબાહુ તે મહીપાલ કુમાર વિદ્યાથી પવિત્ર એવું પોતાનું ખડ્ગ લઇને ક્રોધપૂર્વક તેની સ્હામે યુદ્ધ કરવા આવ્યો. મોટા મલ્લ જેવા મોટા બાહુવાળા, મહાઉન્નત અને મહાપરાક્રમી એવા તે બન્નેનું પરસ્પર મોટું યુદ્ધ ચાલ્યું. તેઓને યુદ્ધ કરતા જોઈ વનદેવીઓને કૌતુક થયું. પરસ્પર યુદ્ધ કરતાં મહાબલીષ્ટ એવા તેઓ કોઈ વખતે આકાશમાં ફાળ મારતા, કોઈ વખતે પૃથ્વી ઉપર રહેતા અને કોઈ વખત વિચિત્ર રીતે પૃથ્વી પર પરિભ્રમણ કરતા હતા. શક્તિ, મુદ્દગર અને ખડ્ગવડે પરસ્પર વારંવાર પ્રહાર કરતા તેઓ મોટા મલ્લની પેઠે જાણે ક્રીડા કરતા હોય તેમ જણાતા હતા. મહાપરાક્રમી મલ્લની પેઠે મુષ્ટામુષ્ટિ યુદ્ધ કરતા તેઓ પગના પડઘાથી પૃથ્વીને કંપાવતા હતા. એક પડતો પડતો બીજાને પાડે છે, અને પડનાર પાછો તેને પાડે છે, એવી રીતે પરસ્પર પડતા અને પાડતા તે બન્ને આ રીતે યુદ્ધની ક્રીડા કરતા હતા. આ પ્રમાણે યુદ્ધ કરતાં બલવાન મહાકાળ યક્ષના ઘાતથી રાજકુમાર જર્જરિત થઇ ગયો, આથી ક્રોધપૂર્વક તેણે ખડ્ગવિદ્યાનું સ્મરણ કર્યું; એટલે તે-જ અવસરે વિદ્યાથી અધિષ્ઠિત ખડ્ગરત્ન કુમારનાં હાથમાં આવ્યું. યક્ષને મારવાની ઈચ્છાથી તે ખડ્ગ તેણે મ્યાનમાંથી બહાર કાઢ્યું, તે વખતે જાણે પ્રત્યક્ષ કોપાગ્નિ હોય તેમ તેમાંથી બધી તરફ અગ્નિની જ્વાલાઓનો સમૂહ નીકળવા લાગ્યો. અને તેમાંથી તણખાઓનો વિસ્તાર છૂટવા લાગ્યો. તેમજ તડ્તડ શબ્દો થવા લાગ્યા. આવું ભયકંર ખડ્ગ જોઈ યક્ષ ભયભીત થઇ ક્ષોભ પામવા લાગ્યો. તેને ભય પામેલો જોઈ રાજકુમારે કહ્યું; 'હે યક્ષ ! મારા ક્રોધથી તારૂં દેવપણું કેમ છોડી દે છે ? કદિ તને આ ખડ્ગથી ભય લાગતો હોય, તો હવે મારા ચરણકમળની તું સેવા કર. હિંસાને છોડી દયાને ધારણ કર, અને સ્વ-સંપત્તિની પ્રાપ્તિને માટે સર્વ જીવ ઉપર સમતા રાખ.' રાજકુમારનું આવું પ્રબલ શૌર્ય જોઈ, અને તેનાં વચનોમાં આવું પ્રબલ ધૈર્ય અનુભવી, યક્ષ પોતાનાં ચિત્તમાં ચમત્કાર પામી કહેવા લાગ્યો, "હે વીર ! વરદાન માગ ! તેં મને જીતી લીધો છે. હે સુલોચન ! તારા જેવો આ પૃથ્વી ઉપર બીજો કોઈ વીર નથી. વળી ધર્મથી સર્વત્ર જય થાય છે, એવું તેં જે કહ્યું હતું, તે સત્ય છે; કારણ કે હું હિંસા કરનાર છું અને તું સર્વને અભય આપનાર છો, તેથી જ તારો જય થયો છે." યક્ષનાં આવાં વચન સાંભળી કુમારનાં નેત્ર વિકાસ પામ્યાં, તેણે હાથમાંથી ખડ્ગ સંહરી લીધું, અને ધર્મથી સુંદર એવી વાણીવડે તે યક્ષ પ્રત્યે કહેવા લાગ્યો; 'હે યક્ષ ! હું ધારું છું કે તારી પ્રીતિ હવે ધર્મ ઉપર થવા લાગી છે, તેથી ચાલો, આપણે આ મ્હેલ ઉપર ચડી ધર્મસંબંધી કથા કરીએ.'

યક્ષે તે વાતનો સ્વીકાર કર્યો, એટલે પ્રસન્ન થયેલ મહીપાળ કુમાર અને મહાકાળ યક્ષ તે પ્રાસાદ ઉપર જઇ તેના ગોખમાં બેઠા. પછી રાજપુત્ર ધર્મથી સુંદર, મનને પ્રીતિ કરનારી અને ગંભીરાર્થવડે ગૌરવવાળી વાણીથી યક્ષને આ પ્રમાણે કહેવા લાગ્યો; 'હે

દર્શન કરી સ્વસ્થાને જવાની ઇચ્છા કરતાં મહીપાળને યોગિનીએ પૂછયું; 'હે વત્સ! તું ક્યાંનો છે? અને ક્યાં જવાનો છે?' સાહસિક એવા કુમારે જવાબ આપતાં કહ્યું; 'હે માતા! હું સાર્થથી ભ્રષ્ટ થઈ અકસ્માત અહિં આવી ચઢ્યો છું. હવે ભગવંત નેમિનાથને અને તમને નમસ્કાર કરી હું મારા નગરમાં જવા ઈચ્છું છું.' યોગિનીએ દયાપૂર્વક કહ્યું; 'હે વત્સ! આગળ જે આ વન દેખાય છે, તેમાં મહાકાળ નામે એક યક્ષ વસે છે. તે કાળની પેઠે પ્રાણીઓને હણી નાંખે છે, એ યક્ષે ત્યાં ગયેલા ઘણા લોકોનો સંહાર કર્યો છે, માટે દૂરથી જ એ વન છોડી દઇને તું સુખે ચાલ્યો જજે.' આ રીતે મહીપાળ અને યોગિની પરસ્પર આનંદપૂર્વક વાર્ત્તા કરતાં હતાં, તેટલામાં મહાતપસ્વી કોઈ મુનિ, અચાનક આકાશમાર્ગે ગમન કરતાં ત્યાં નીચે ઉતર્યાં. તપથી અને શરીરથી પ્રકાશમાન એવા મુનિને જોઇ તે બન્ને સંભ્રમથી ઊભા થયા. અને જાણે પોતાનું મૂર્ત્તિમંત પુણ્ય હોય તેમ માની તેઓએ તેમણે નમસ્કાર કર્યાં. મુનિએ વિઘ્નરૂપી હસ્તિનો વિનાશ કરવામાં કેશરીસિંહ સમાન "ધર્મલાભ"રૂપ આશિષ તેમને આપ્યા. તેઓએ કહ્યું કે; "હે ભગવન્! તમારા જેવા ઉત્તમ પુરુષ આજે અમારા નેત્રનાં અતિથિ થયા છે, તે ત્રણ જગતના પતિ નેમિનાથ ભગવાનનાં ચરણોનાં વંદનનું ફલ અમને મળ્યું છે. હે પ્રભુ! તમે સાક્ષાત્ સમતા રસના સમુદ્ર અને પુણ્યના રાશિ છો; ભાગ્યહીન પુરુષોને તમારા જેવા મહાત્માનું દર્શન થતું નથી. હે ભગવન્! અમને આપ ધર્મોપદેશ આપવાને સમર્થ છો, કારણ કે આપના જેવા પુરુષો નિરંતર પરોપકાર કરવામાં તત્પર હોય છે."

આ રીતે તેમના અમૃતને ઝરતાં વચનો સાંભળી તે મહામુનિએ શ્રી નેમિનાથ ભગવંતના મંદિરમાં જઇ, પાંચ દંડકથી[1] પ્રભુસન્મુખ દેવવંદનની ક્રિયા કરી. ને ત્યારબાદ બન્નેની સમક્ષ ધર્મનો ઉપદેશ આપતાં તેમણે ફરમાવ્યું; "હે વત્સો! દાન, અધ્યયન, શીલ અને જીવદયાથી જે પુણ્ય થાય છે, તે સર્વપુણ્ય એક જિનસેવા કરવાથી થાય છે. જે પુરુષો જિનપૂજા કરે છે, તેઓને સામ્રાજ્ય, સારી મતિ, પુણ્યની વૃદ્ધિ, પાપનો ક્ષય અને ગ્રહપીડાની શાંતિ થાય છે. જે ઉત્તમ પુરુષો ત્રિકાળ જિનપૂજા કરે છે, તે જ પુરુષ ધન્ય, સુકૃતવાન અને ગુણી કહેવાય છે; માટે વિષાદને આપનાર એવા પ્રમાદને ત્યજી ઉદ્યોગી પુરુષોએ પાપનો નાશ કરનારી ત્રિકાળ જિનપૂજા કરવી જોઇએ."

આ પ્રમાણે તે મુનિવરનાં વચનોને સાંભળીને તે બન્ને આનંદ પામ્યા. પછી તેઓએ મહાકાલ યક્ષની વિચિત્ર ક્રીડા સંબંધી પ્રશ્ન પૂછયો; 'હે ભગવન્! પોતાના સ્વાર્થથી પરાઙ્મુખ એવો એ યક્ષ ધર્મારાધનથી દેવપણું પામ્યા છતાં ધર્મની વૈરિણી એવી હિંસા કેમ કરે છે? અને સમગ્ર પુણ્યબુદ્ધિને છોડી દઇને તે મનુષ્યનો દ્વેષી કેમ થયો છે? હે પૂજ્ય! આ પ્રશ્નનો ઉત્તર અમારા પર કૃપા કરી, અમને વિસ્તારથી કહો.'

---

1 શક્રસ્તવ (નમુત્થુણં), ચૈત્યસ્તવ (અરિહંતચેઇયાણં), નામસ્તવ (લોગસ્સ), શ્રુતસ્તવ (પુક્ખરવરદી), સિદ્ધસ્તવ (સિદ્ધાણં બુદ્ધાણં), આ પાંચ દંડકો જાણવા દેવવંદન કરવામાં એ પાંચે દંડકો આવી જાય છે.

તેઓનો આ પ્રશ્ન સાંભળીને તે મુનિરાજ જ્ઞાનનાં માહાત્મ્યથી, તે યક્ષનું સમગ્ર ચરિત્ર જાણીને અમૃત કરતાં પણ મીઠી એવી વાણીથી આ પ્રમાણે બોલ્યા;

"પૂર્વે આ વનમાં સૂર્યના પ્રકાશ ઉપર ઘૂવડની જેમ જિનેશ્વર ભગવંતનાં શાસન ઉપર ઈર્ષ્યા કરનારો કોઈ એક તાપસ સ્ત્રીસહિત રહેતો હતો. તે માથે જટા રાખી, કંદ, મૂળ અને ફળનું ભક્ષણ કરતો અને બે વલ્કલ વસ્ત્ર પહેરી વને-વન ભટકતો હતો. તે તાપસને કચરામાંથી જેમ પ્રકાશિત રત્ન ઉત્પન્ન થાય તેમ પવિત્ર કાંતિવાળી, અને રૂપનું પાત્ર એવી એક સુલક્ષણા પુત્રી થઈ. મયૂરપીંછના કલાપ જેવા કેશવાળી અને ગુણોથી ઉજ્વળ એવી એ પુત્રી તેને પ્રાણથી પણ પ્રિય હતી. તેનું નામ તેણે શકુંતલા પાડયું હતું. પ્રકૃતિથી જ સૌભાગ્યવાળી અને સુંદર એ બાળા વસંતઋતુને પામીને વનલક્ષ્મીની જેમ યૌવન વય પામીને અધિક શોભવા લાગી. એક વખતે તે વનમાં કામદેવના જેવો સ્વરૂપવાન ભીમ નામે કોઇ રાજા ફરતો ફરતો આવી ચડ્યો. તેણે દેવાંગના સદૃશ એ બાળાને વનમાં ફરતી જોઈ. તે સમયે અતિશય સુગંધમયી તે સુંદરીને જોઈને, અશ્વની લગામ ખેંચી તે રાજા ત્યાં જ ઊભો રહ્યો. જાણે કામદેવનાં તીક્ષ્ણબાણથી સ્ખલના પામ્યો હોય, અથવા અશ્વની ખરીઓના શબ્દથી આ કોમળ બાળાને જાણે પીડા થશે એવી શંકા થઈ હોય તેમ, તે સ્થાને તે સ્થિર થઈ રહ્યો. ક્ષણવાર સંભ્રમ પામ્યા પછી થોડી વારે તેને નિર્ણય થયો કે, 'આ કોઈ મનુષ્ય કન્યા છે.' એટલે યોગી જેમ શાશ્વતી શક્તિનો નિર્ણય કરીને ખુશી થાય તેમ તે ઘણો ખુશી થયો. પછી તે ભીમરાજાએ એ મૃગના જેવા લોચનવાળી બાળાની પાસે આવીને પૂછયું કે; 'હે સુંદરી ! તું પરણી છો કે નહિ ?' એટલે તેણીએ 'હું કુંવારી છું' એમ લજ્જાથી નીચાં નેત્ર કરીને કહ્યું. તત્કાળ છળને જાણનારો તે રાજા તેને ઘોડા ઉપર બેસારી ચાલતો થયો. પુત્રીના વિયોગથી તે તાપસને અત્યંત કલેશ થયો. તે દિવસથી માંડીને પુત્રી વિયોગના પરિતાપથી તેના અંગ ઉપર અસ્થિ-ચર્મમાત્ર અવશેષ રહ્યાં. આ પ્રમાણે તે દુઃખથી દિવસો વીતાવવા લાગ્યો. છેવટે ક્ષીણધાતુ, ઈર્ષ્યાળુ, તથા મરવાને ઈચ્છતા અને ચૈતન્યરહિત એવા એ તાપસને બીજા તપસ્વીઓએ તેનું શ્રેય થાય તે માટે આ જિનમંદિરમાં લાવીને મૂકયો. પણ સ્વભાવથી જૈનમતનો ઈર્ષ્યાળુ એવો તે તાપસ જિનેશ્વરને નમ્યો પણ નહિં. અંતે દેહપીડાથી મૃત્યુ પામીને અરિહંત ઉપર ભક્તિભાવ નહિં છતાં, પણ અંતિમકાલે અરિહંતનાં દર્શનના પ્રભાવથી તે યક્ષપણાને પામ્યો. મિથ્યાત્વથી જેઓનું મન મૂઢ બની ગયું છે, તેઓની પ્રાયઃ નરકગતિ થાય છે. કેમકે વિષના દોષથી વ્યાપ્ત થયેલાને મરણ એ જ ખરેખર શરણ હોય છે. પણ આ તાપસને અંતિમકાલે શ્રી નેમિનાથ ભગવંતનાં દર્શન થયાં, તેથી તેણે નરકસ્થાનને દૂર કરી દેવપણું પ્રાપ્ત કર્યું. જ્યારે ભાવ વિનાનાં દર્શન માત્રથી સદ્ગતિ પ્રાપ્ત થાય છે, ત્યારે જો જિનેશ્વર ભગવંતને સ્વાભાવિક રીતે સંભાર્યા હોય, અવલોકયા હોય, તેઓની સ્તુતિ કરી હોય, પૂજ્યા હોય કે સેવ્યા હોય તો તો તેના પ્રભાવે સ્વર્ગાદિક ઉત્તમ ગતિ, જીવને પ્રાપ્ત થાય તેમાં

આશ્ચર્ય નથી. અહો ! શ્રી જિનેશ્વર ભગવંતનું કેવું માહાત્મ્ય છે કે, જેનાં એક વાર દર્શનમાત્રથી એ તાપસ પાપસમૂહને ભેદીને દેવપણાને પ્રાપ્ત થયો. પોતાની પુત્રીનું હરણ થયું ત્યારથી માંડીને તે તાપસ મનુષ્ય ઉપર દ્વેષી થયેલો છે, અને પૂર્વભવના તે અભ્યાસથી આજે પણ તે મનુષ્યોનો નાશ કરે છે."

આ પ્રમાણે યક્ષનો પૂર્વભવ કહી પોતાની દેહપ્રભાથી ભૂમિ અને અંતરિક્ષને પ્રકાશિત કરતા એ મુનિ અન્ય સ્થાને અનેક ચૈત્યોને નમસ્કાર કરવા માટે આકાશમાર્ગે ચાલ્યા ગયા. દિવ્ય પ્રભાવવાળી યોગિની પોતાને ઠેકાણે ગઈ, અને રાજકુમાર પણ શ્રી જિનેશ્વર ભગવંતની પૂજા કરીને તે કાલવન તરફ ચાલ્યો.

ત્યાંથી આગળ ચાલતાં મનુષ્યોના મૃતકોમાંથી ઝરતા પરુ વગેરેનો દુર્ગંધ નાસિકાને ફાડી નાખતો ફેલાવા લાગ્યો. પરાક્રમી કુમાર હાથમાં ખડ્ગને નચાવતો તે ગંધને અનુસારે ત્યાં આગળ ને આગળ ચાલવા લાગ્યો. એટલામાં કાળ અને કંકાળ નામના બે ભયંકર રાક્ષસો હથિયાર લઈ ક્રોધથી પ્રહાર કરવાને પોતાની સામા આવતા તેણે જોયા. યુદ્ધ કરવા તૈયાર થતા તે બન્નેની સાથે યુદ્ધ શરૂ થયું. પરંતુ બાહુયુદ્ધમાં કુશળ રાજપુત્રે મુનિ જેમ દુર્ગતિમાં લઈ જનારા રાગદ્વેષ પર વિજય મેળવે તેમ એ બન્ને રાક્ષસોને તત્કાળ જિતી લીધા. એટલે વિજયી રાજપુત્ર ત્યાંથી પેલા યક્ષના ગૃહ તરફ ચાલ્યો. ત્યાં હાથમાં ગદા લઈને તે મહાકાલયક્ષ તેને રોકીને કહેવા લાગ્યો કે, 'હે મનુષ્ય ! તું કોઈ નવો જણાય છે, અને તું કોઈનાં પરાક્રમથી ઉન્મત્ત થયેલો લાગે છે, પણ હવે તારા ઇષ્ટદેવનું તું સ્મરણ કર, કેમકે હમણાં જ તારું મૃત્યુ આવી રહ્યું છે.' યક્ષનું આ વચન સાંભળી રાજકુમાર હિમ્મતપૂર્વક હસીને બોલ્યો, 'હે યક્ષ ! આવી ઉદ્ધત વાણીથી તું મને શું હેરાન પમાડવા માગે છે ? તું પ્રસન્ન થા, કોપ છોડી દે ! અને હૃદયમાં વિવેકપૂર્વક વિચાર કર. ક્રોધનું સેવન કરી નિરપરાધી મનુષ્યોને શા માટે તું હણે છે ? પૂર્વપુણ્યથી પ્રાપ્ત થયેલું આ અનુપમ દેવપણું ભોગવ, અને મનુષ્યોના આ વિનાશને તું છોડી દે. ક્રોધથી અંધ થયેલા પુરુષને આ લોકમાં અને પરલોકમાં કાંઈ પણ સુખ થતું નથી. માટે હે આયુષ્યમાન ! ક્રોધ, દયારૂપી વલ્લીમાં દાવાનળ તુલ્ય છે, સંસારરૂપી સમુદ્રને વધારનારો છે, તે કોને દુર્ગતિનો દેનારો છે, અને ધર્મનો વિઘાત કરનારો છે. ક્રોધ અગ્નિની પેઠે તીવ્રતાથી પ્રથમ પોતાના સ્થાનને તો બાળે જ છે, અને પછી બીજાને તો બાળે કે ન પણ બાળે, માટે આવા અનર્થોની પરંપરાના કરનાર ક્રોધનો તું ત્યાગ કર !'

આ રીતે દૂધ જેવાં સ્વચ્છ રાજપુત્રનાં ઉપદેશ વચનોનું પાન કરવાથી, જ્વરવાનની પેઠે ઊતરેલ તે યક્ષ ક્રોધથી વધારે પ્રજ્વલિત થયો. પછી રોષને કારણે ... અને ભ્રકુટી ચઢવવાથી ભયંકર લાગતો તે યક્ષ પોતાનું અંતર ... ક્રોધને બહાર કાઢતો હોય તેમ ફરીને રાજકુમારને કહેવા લાગ્યો, 'હે મૂર્ખ ! અન્ય કોઈનું શરણ નહિ મળે, માટે શાસ્ત્રહીન એવો ધર્મ કોણ ... જ કહી શકે છે, તે તું મારા ધર્મનું મહાત્મ્ય કેવું છે, તે જો. માટે તું

મારી સાથે યુદ્ધ કરવા તૈયાર થા.’ એમ કહી પ્રાણીઓના હર્ષને નાશ કરનાર મુદ્દગર હાથમાં લઇને તે યક્ષ રાજકુમારની ઉપર કાલની પેઠે દોડ્યો. તેને આવતો જોઈ મહાબાહુ તે મહીપાલ કુમાર વિદ્યાથી પવિત્ર એવું પોતાનું ખડ્ગ લઇને ક્રોધપૂર્વક તેની સ્હામે યુદ્ધ કરવા આવ્યો. મોટા મલ્લ જેવા મોટા બાહુવાળા, મહાઉન્નત અને મહાપરાક્રમી એવા તે બન્નેનું પરસ્પર મોટું યુદ્ધ ચાલ્યું. તેઓને યુદ્ધ કરતા જોઈ વનદેવીઓને કૌતુક થયું. પરસ્પર યુદ્ધ કરતાં મહાબલીષ્ટ એવા તેઓ કોઈ વખતે આકાશમાં ફાળ મારતા, કોઈ વખતે પૃથ્વી ઉપર રહેતા અને કોઈ વખત વિચિત્ર રીતે પૃથ્વી પર પરિભ્રમણ કરતા હતા. શક્તિ, મુદ્દગર અને ખડ્ગવડે પરસ્પર વારંવાર પ્રહાર કરતા તેઓ મોટા મલ્લની પેઠે જાણે ક્રીડા કરતા હોય તેમ જણાતા હતા. મહાપરાક્રમી મલ્લની પેઠે મુષ્ટા-મુષ્ટિ યુદ્ધ કરતા તેઓ પગના પડઘાથી પૃથ્વીને કંપાવતા હતા. એક પડતો પડતો બીજાને પાડે છે, અને પડનાર પાછો તેને પાડે છે, એવી રીતે પરસ્પર પડતા અને પાડતા તે બન્ને આ રીતે યુદ્ધની ક્રીડા કરતા હતા. આ પ્રમાણે યુદ્ધ કરતાં બલવાન મહાકાળ યક્ષના ઘાતથી રાજકુમાર જર્જરિત થઇ ગયો, આથી ક્રોધપૂર્વક તેણે ખડ્ગવિદ્યાનું સ્મરણ કર્યું; એટલે તે.જ અવસરે વિદ્યાથી અધિષ્ઠિત ખડ્ગરત્ન કુમારનાં હાથમાં આવ્યું. યક્ષને મારવાની ઈચ્છાથી તે ખડ્ગ તેણે મ્યાનમાંથી બહાર કાઢ્યું, તે વખતે જાણે પ્રત્યક્ષ કોપાગ્નિ હોય તેમ તેમાંથી બધી તરફ અગ્નિની જ્વાલાઓનો સમૂહ નીકળવા લાગ્યો. અને તેમાંથી તણખાઓનો વિસ્તાર છૂટવા લાગ્યો. તેમજ તડ્તડ શબ્દો થવા લાગ્યા. આવું ભયકંર ખડ્ગ જોઇ યક્ષ ભયભીત થઇ ક્ષોભ પામવા લાગ્યો. તેને ભય પામેલો જોઈ રાજકુમારે કહ્યું; ‘હે યક્ષ! મારા ક્રોધથી તારૂં દેવપણું કેમ છોડી દે છે? કદિ તને આ ખડ્ગથી ભય લાગતો હોય, તો હવે મારા ચરણકમળની તું સેવા કર. હિંસાને છોડી દયાને ધારણ કર, અને સ્વ-સંપત્તિની પ્રાપ્તિને માટે સર્વ જીવ ઉપર સમતા રાખ.’ રાજકુમારનું આવું પ્રબલ શૌર્ય જોઈ, અને તેનાં વચનોમાં આવું પ્રબલ ધૈર્ય અનુભવી, યક્ષ પોતાનાં ચિત્તમાં ચમત્કાર પામી કહેવા લાગ્યો, “હે વીર! વરદાન માગ! તેં મને જીતી લીધો છે. હે સુલોચન! તારા જેવો આ પૃથ્વી ઉપર બીજો કોઈ વીર નથી. વળી ધર્મથી સર્વત્ર જય થાય છે, એવું તેં જે કહ્યું હતું, તે સત્ય છે; કારણ કે હું હિંસા કરનાર છું અને તું સર્વને અભય આપનાર છો, તેથી જ તારો જય થયો છે.” યક્ષનાં આવાં વચન સાંભળી કુમારનાં નેત્ર વિકાસ પામ્યાં, તેણે હાથમાંથી ખડ્ગ સંહરી લીધું, અને ધર્મથી સુંદર એવી વાણીવડે તે યક્ષ પ્રત્યે કહેવા લાગ્યો; ‘હે યક્ષ! હું ધારું છું કે તારી પ્રીતિ હવે ધર્મ ઉપર, થવા લાગી છે, તેથી ચાલો, આપણે આ મહેલ ઉપર ચડી ધર્મસંબંધી કથા કરીએ.’

યક્ષે તે વાતનો સ્વીકાર કર્યો, એટલે પ્રસન્ન થયેલ મહીપાળ કુમાર અને મહાકાળ યક્ષ તે પ્રાસાદ ઉપર જઇ તેના ગોખમાં બેઠા. પછી રાજપુત્ર ધર્મથી સુંદર, મનને પ્રીતિ કરનારી અને ગંભીરાર્થવડે ગૌરવવાળી વાણીથી યક્ષને આ પ્રમાણે કહેવા લાગ્યો; ‘હે

યક્ષ ! આ લોકમાં ધર્મથી રાજ્ય પ્રાપ્ત થાય છે, ધર્મથી દેવપણું મળે છે, અને ધર્મથી જ મોક્ષની પ્રાપ્તિ થાય છે; માટે સુજ્ઞપુરુષોએ ધર્મને સેવવો. ધર્મ એક ઉત્કૃષ્ટ મંગળ છે, સ્વર્ગ અને મોક્ષને આપનાર છે, અને આ સંસારરૂપી વિકટ અટવીને ઉલ્લંઘન કરવા માટે માર્ગને બતાવનાર છે. ધર્મ માતાની પેઠે પોષણ કરે છે, પિતાની પેઠે રક્ષણ કરે, મિત્રની પેઠે પ્રસન્ન રાખે છે, અને બંધુની પેઠે સ્નેહ રાખે છે. એવા મહા ઉપકારી ધર્મની માતા જીવદયા છે, અને તે સુરાસુરોને માનવા યોગ્ય છે. તે દયાની પ્રત્યક્ષ વૈરિણી હિંસા છે, માટે સદ્બુદ્ધિવાળા પુરુષે તેનો આદર કરવા યોગ્ય નથી. જે પ્રાણી હિંસાનો ત્યાગ કરતો નથી, તેનાં દાન, તપ, દેવપૂજા, શીલ, સત્ય અને જપ, એ સર્વ નિષ્ફળ બને છે. એક કાંટો માત્ર વાગવાથી પણ આપણને શરીરમાં પીડા થાય છે, તો શસ્ત્રના ઘાતથી બીજા પ્રાણીને મારી નાંખતાં તે કેવી પીડા પામતો હશે ? તેનો સ્વયં વિચાર કરવો ઘટે. જેઓ દયા વિના ધર્મ માને છે, તે મૂર્ખના શિરોમણિ વંધ્યાના પુત્ર જન્મની વાતો કરનારા છે; માટે દયાજ પરમ ધર્મ છે, દયા જ પરમ શાસ્ત્ર છે અને દયા વિના સર્વ ધર્માચરણ નિષ્ફળ છે. હે યક્ષ ! દયા ધર્મનો આવો પ્રભાવ જાણીને સુજ્ઞ પુરુષે કૃતઘ્નપણું છોડી દેવું જોઈએ, અને કૃતજ્ઞપણાનો આદર કરવો જોઈએ. તેથી તમે પણ આવા પરમ ઉપકારી ધર્મને વિષે આદર કરો ! સફલ એવી જીવદયાને આચરીને ધર્મની આરાધના દ્વારા પૂર્વે એક બગલો સ્વર્ગનું સુખ પામી, છેવટે સંસારનાં પરિભ્રમણને ટાળીને મુક્તિ સુખને પામ્યો હતો. તેની કથા આ પ્રમાણે છે—

### ધર્મના મહાત્મ્ય વિષે એક બગલાની કથા,

એક સુંદર વનમાં સુંદર કમળોવાળું અને સ્ફટિકના જેવું સ્વચ્છ જળવાળું સરોવર હતું. ત્યાં પક્ષીઓની શ્રેણીને ત્રાસ આપનાર, મત્સ્યોનો નાશ કરનાર રૌદ્રધ્યાની અને મહાક્રૂર એવો એક બગલો રહેતો હતો. સ્વેચ્છાથી ફરતો એ બગલો ઈંદ્રિયોના વિષયસમૂહની પેઠે તૃષાર્ત્ત થઈને જલપાન કરવાને આવતા કાગડા આદિ પક્ષીઓને મારી નાંખતો હતો. એક વખતે જાણે મૂર્ત્તિમાન ધર્મ હોય તેવા કોઈ કેવળજ્ઞાની મુનિ સર્વ વિશ્વને આત્મવત્ જોતાં ત્યાં આવી ચડ્યા. કેવલજ્ઞાની તે મહર્ષિ આ સરોવરને કાંઠે પધાર્યા, એટલે તે મહર્ષિના પુણ્યપ્રભાવથી મૃગ અને સિંહાદિક પ્રાણીઓ સત્વર ત્યાં આવીને એકઠા થયા. મોટી કાયાવાળો તે બગલો પણ ઘણા બગલાઓનાં ટોળાંથી પરિવરેલો મુનિનાં વચનામૃતનું પાન કરવાને ત્યાં આવ્યો. દયાળુ મુનિએ તે બધા તિર્યંચ જીવોના બોધને માટે તેમની ભાષામાં ધર્મના સામ્રાજ્યથી શોભતી એવી દેશના આપવા માંડી. તેઓએ ફરમાવ્યું; ' હે પ્રાણીઓ ! અવિવેકી એવા તિર્યંચજીવોને પ્રથમ પાંચ ઇંદ્રિયોની સુંદરતા પ્રાપ્ત થવી દુર્લભ છે. કદાપિ તે પ્રાપ્ત થઈ હોય તો જ્ઞાતાપણું દુર્લભ છે, અને તે બન્ને હોય તો પણ ધર્મની પ્રાપ્તિ દુર્લભ છે. પૂર્વે ધર્મની વિરાધના કરવાથી તિર્યંચપણું પ્રાપ્ત થાય છે, તેમાં પણ જો પાપ કરવામાં આવે તો તે પાપ તેઓને નરકમાં લઈ જાય છે. નરકમાં રહેલા તે જીવોનાં અશુભ

કર્મથી ત્યાં નરકપાલ તે જીવોને તપેલા લોઢાની સાથે આલિંગન કરાવે છે. ગરમ કરેલા સીસાના રસનું પાન કરાવે છે. વજ્ર કંટકથી આંકે છે, અને આ રીતે બંધન, છેદન તથા ભેદન વગેરે અનેક પ્રકારનાં ઘોર દુઃખો નરકમાં ભોગવવાં પડે છે. માટે હે પ્રાણીઓ ! તમારે રૌદ્ર અને આર્ત્તધ્યાન નહિ કરવા; પ્રાણીનો વધ નિવારવો, અને સર્વ ચરાચર વિશ્વને આત્મવત્ ચિંતવવું.' આ પ્રકારે કેવળજ્ઞાની મહર્ષિના ઉપદેશથી; સિંહ, વ્યાઘ્રાદિક સર્વ પ્રાણીઓએ બીજા જીવોને પીડા કરવી છોડી દીધી, અને તે બકપક્ષી પણ દયાળુ થયો. તે દિવસથી હિંસાને છોડી દયાળુપણે કાલ નિર્ગમન કરતાં તે બકપક્ષીનો અંતકાળ સમીપ આવ્યો. તે સમયે તેના પવિત્ર ચિત્તમાં ધર્મનું સ્મરણ રહેવાથી કાળ કરીને તે દેવગતિ પામ્યો. ત્યાંથી ચ્યવી કોઈ વ્યવહારીના કુળમાં જન્મ લઈ એકાવતારી થઈ પોતાને હિતકારી ધર્મને આરાધીને તે બગલો અંતે મુક્તિને પામશે."

'માટે હે યક્ષરાજ ! તમે પણ ધર્મથી જ દેવપણું પામ્યા છો, તો હવે ક્રોધથી તે ધર્મનો જ દ્રોહ કરનારી હિંસાને કેમ આચરો છો ? તેથી હવે હિંસા છોડી દો, દયા ધારણ કરો, શાશ્વત સુખને આપનાર ધર્મને સેવો અને પ્રાણીઓની ઉપર ઉપકાર કરો. ઉત્તમ પુરુષોએ ધન, જીવિત, વિદ્યા અને બળવડે આ લોક તથા પરલોકમાં હિતકારી એવો પરોપકાર કરવો જોઈએ. હે યક્ષરાજ ! તમે પૂર્વજન્મનાં ક્રોધનું ફળ જોયેલું છે, માટે હવે તમારા હિતને માટે તે ક્રોધના વૈરી ધર્મની સાથે વૈર કરો મા ! તમને અંતકાલે શ્રી જિનેશ્વરદેવનાં દર્શન થયાં હતાં, તેથી આ દેવપણું પ્રાપ્ત થયેલું છે, માટે આ બાળબ્રહ્મચારી શ્રી નેમિનાથ ભગવાનની આજથી હંમેશાં પૂજા કરતા રહો !'

રાજકુમારનાં તેવાં વચનોવડે ચિંતામણિરત્નની જેવા ઉજ્વળ ધર્મને પામવાથી પ્રસન્ન થયેલા યક્ષે ગુણવાન અને ગુરુતુલ્ય કુમારને પ્રણામ કર્યો. ત્યારબાદ તે યક્ષે રાજકુમારને કહ્યું કે; 'આજથી મારે શ્રી જિનેશ્વરદેવ સુદેવ તરીકે, પરિગ્રહરહિત નિર્ગ્રન્થ મહાત્મા સદ્ગુરુ તરીકે, અને દયાપ્રધાન ધર્મ સદ્ધર્મ તરીકે હંમેશાં હો.' એમ કહીને તેણે શ્રી અરિહંતદેવના કહેલાં સદ્ધર્મને અપવાદ રહિત સ્વીકાર્યો, અને ઉપકારનાં બદલામાં ગુરુપૂજાને અર્થે રાજપુત્રને તેણે એક વિદ્યા આપી. પછી ત્યાંથી ચાલવાને માટે અહીપાળ કુમારે યક્ષની રજા લીધી. તો પણ યક્ષ પછવાડે આવવા લાગ્યો, એટલે તેને પાછો વાળી દયાળુ રાજકુમાર ત્યાંથી ચાલી નીકળ્યો. માર્ગમાં કુમારે વિચાર કર્યો કે, 'મારે મારા નગરમાં પાછાં જવું.' પણ પાછો તે વિચાર તેને યોગ્ય લાગ્યો નહિં, એટલે છેવટે તેણે નિશ્ચય કર્યો કે, 'અચાનક આ પ્રસંગે મારે બહાર નીકળવાનું થયું છે, તો હવે અનેક આશ્ચર્યકારી જુદા જુદા દેશોનું હું અવલોકન કરું. કારણ કે, દેશાટન કરવાથી પોતાની શક્તિની ખબર પડે છે. દેશો-દેશના જુદા જુદા આચારોની પરીક્ષા થાય છે. ઉત્તમ અને અધમની સ્પષ્ટતા થાય છે. જાત-જાતની કલાઓ મેળવાય છે. તથા વિવિધ પુરુષોનો પ્રસંગ થાય છે, અને અનેક તીર્થો

જોવામાં આવે છે. આ માટે જ વિદ્વાન પુરુષો પૃથ્વી પર દેશાટન કરે છે. છતાં ગમે ત્યાં વિચરતો પુરુષ સ્વજન અને પરજન પાસેથી જે માન મેળવે છે, તેનું કારણ પૂર્વનું પુણ્ય જ હોય છે.' એ રીતે વિચારી રાજકુમાર પ્રથમ પૂર્વદિશા તરફ ચાલ્યો. માર્ગમાં અનેક નગર, આરામ અને પર્વતાદિકનું તેણે ઉલ્લંઘન કર્યું. કેટલાયેક દિવસે તે સુંદર નામના એક મોટા શહેર પાસે આવ્યો. તે શહેરની બહાર આવેલા એક વૃક્ષોથી મનોહર ઉદ્યાનમાં તેણે પ્રવેશ કર્યો. ત્યાં ઉદ્યાનમાં અંબિકા દેવીનું ચૈત્ય હતું, તેના ઊંચા ગોખમાં જઈને તે બેઠો. અને રાત્રિનો સમય થયો એટલે દેવ–ગુરુનું સ્મરણ કરી રાજકુમાર નિર્ભય થઈને ત્યાં જ સૂતો. તે અવસરે 'હે પિતા! હે ભાઈ! હે કૃપાલુ દેવતાઓ! આ કાલની જેવા નિર્દય અને પાપી પુરુષથી મારી રક્ષા કરો' એવી કોઈ સ્ત્રીની દીનતા ભરેલી વાણી વારંવાર તેના સાંભળવામાં આવી. આથી મહીપાળ કુમાર તત્કાળ જાગી ઊઠ્યો. પછી આ શબ્દ ક્યાંથી આવે છે? એનો નિર્ણય કરી હાથમાં ખડ્ગ લઈ તે શબ્દને અનુસારે તે આગળ ચાલ્યો.

આગળ ચાલતાં પર્વતની ખીણમાં એક ધ્યાનમાં બેઠેલો પુરુષ, વિહ્વલ થયેલી નારી અને અગ્નિનો કુંડ તેના જોવામાં આવ્યા. 'આ કોઈ મૂઢ પુરુષ કોઈથી ઠગાઈને કાંઈક સાધનાને માટે આ અબલા સ્ત્રીને મારવાને ઇચ્છે છે, એમ જણાય છે. માટે હું આ સ્ત્રીને છોડાવું.' એમ વિચાર કરી રાજકુમારે તે પુરુષને કહ્યું; 'અરે પાપી નરાધમ! તેં આ શું કરવા માંડયું છે? આ બાલાને છોડી દે, જો નહીં છોડે તો હું તને યમગૃહમાં પહોંચતો કરીશ.' આવાં તે કુમારના આક્ષેપયુક્ત વચનો સાંભળીને સંભ્રમ અને ત્રાસ પામી તે વિદ્યાધર પવનને પણ પરાભવ કરે તેવા વેગથી એ સ્ત્રીને પોતાની બે ભુજાઓમાં પકડીને ત્યાંથી પલાયન કરી ગયો. કુમાર પણ તેને છોડાવવાનો નિશ્ચય કરી ખડ્ગને હાથમાં રાખી અત્યંત વેગપૂર્વક તેની પાછળ દોડ્યો. પાછળ આવતા રાજકુમાર ઉપર દૃષ્ટિ કરતો વિદ્યાધર વેગથી જાણે પવનને જિતતો હોય તે રીતે આગળ ચાલ્યો. છતાં પણ કુમાર પાછો વળ્યો નહિં, એટલે છેવટે કોઈપણ રીતે આ સ્ત્રીને મારવી છે, એ નિશ્ચયવાળા તે વિદ્યાધરે વ્યગ્ર બનીને એક નરકકુંડની જેવા ભયંકર કૂવામાં ઝંપાપાત કર્યો. તેની પાછળ દયાળુ અને પરાક્રમી એવા કુમારે પણ ત્રાસ પામેલા તે વિદ્યાધરનો ઉદ્ધાર કરવાની ઇચ્છાથી તે કૂવામાં ઝંપાપાત કર્યો. તાપને આપનારા પોતાના પૂર્વપાપથી જાણે ખેંચાતો હોય, તેમ તે વિદ્યાધર વેગથી દોડીને કુમારના દૃષ્ટિમાર્ગથી દૂર થયો. આ બાજુ કૂવાનો ભયંકર માર્ગ ઓળંગી રાજકુમાર આગળ ચાલ્યો. ત્યાં તેણે પ્રકાશને જોયો, અને કેટલાયેક પર્વતો તથા વૃક્ષોની શ્રેણીઓ તેની દૃષ્ટિએ પડી. તે વનને જોતો જોતો કુમાર આમતેમ પેલા વિદ્યાધરની શોધમાં ભ્રમણ કરે છે, ત્યાં ફરીથી પાછો પેલી સ્ત્રીનો અત્યંત આક્રંદ તેણે સાંભળ્યો. એટલે વૃક્ષની ઘટામાં શરીરને છૂપાવતો છૂપાવતો તે રાજકુમાર મ્યાનમાંથી ખડ્ગ ખેંચી મંદ મંદ ગતિએ જ્યાંથી તે સ્ત્રીનાં રુદનનો સ્વર આવતો હતો ત્યાં આવીને મૌનપણે ઊભો રહ્યો. ત્યાં રક્તચંદન(રતાંજલી)થી વિલેપન કરેલી, રાતા વસ્ત્રને ધારણ કરાવેલી

અને રાતા પુષ્પની માળાથી યુક્ત એવી તે સ્ત્રી અગ્નિના કુંડ પાસે તેનાં જોવામાં આવી. તરત આકારને ગોપવી, ખડ્ગને વસ્ત્રવડે ઢાંકી લીલાથી ચાલતો રાજપુત્ર પેલા પુરુષની આગળ આવ્યો. અને તેની સમક્ષ પ્રકટ થઇ કુમારે તેને કહ્યું; "હે મહાસત્વ ! આ તું શું કરે છે ? તું આ બધું ગુરુના આદેશથી કરે છે યા તારી બુદ્ધિથી કરે છે ? કે તારો આવો કુલક્રમ છે ?" જવાબમાં વિદ્યાધરે કહ્યું; 'હે પ્રવાસી ! તું સ્વેચ્છાએ તારે માર્ગે ચાલ્યો જા, સર્વ લોક પોત-પોતાના કામમાં તત્પર હોય છે. તેમાં તેને બીજાની શિખામણની કાંઇ જરૂર હોતી નથી.' તેટલામાં તે કુમારિકાએ કુમારની સ્હામે દૃષ્ટિ કરી તેને કહ્યું; 'હે પરોપકારી ! ક્રૂર અને મારો વધ કરવામાં ઉદ્યમવાળા આ પાપીથી મારી રક્ષા કરો.' એ બાલિકાનાં આવા દીનતાપૂર્વકનાં વચનોને સાંભળી કરુણાપૂર્વક તે રાજકુમાર સુંદર શબ્દોમાં તે પુરુષને કહેવા લાગ્યો; 'હે મહાસત્વ ! તું ક્ષત્રિયનાં કુલમાં જન્મ પામ્યો જણાય છે, છતાં આ અશરણ અબલાનો વધ કરતાં તારા ચિત્તમાં કેમ લજ્જા આવતી નથી ? સ્ત્રીના વધથી કોઈ પણ વિદ્યા સધાય છે, એવી ભ્રાંતિ તું રાખીશ નહિં. કારણ કે, પાપકારી આરંભથી તો શુભકર્મ વિલય પામે છે. જેણે તને આ દુષ્ટ કાર્ય કરવાનો ઉપદેશ આપ્યો છે, તે કોઈ તારો શત્રુ છે. અને તેણે તારી ઉન્નતિના વિઘાતને માટે આ ઉપાય વિચારી મુગ્ધ એવા તને છેતર્યો છે; માટે હે મુગ્ધ ! તું મારું કહેવું માની આ સ્ત્રીને છોડી દે, અને સ્ત્રીહત્યાના પાપથી ભારે થઈ દુર્ગતિમાં ફોગટ પડ નહિં.' રાજકુમારનાં આવાં વચનોથી વિદ્યાધર ઊલટો વધારે કોપ પામ્યો. ખરેખર તપેલા તેલ ઉપર જલ છાંટવાથી તે વિશેષ પ્રજ્વલિત થાય છે. એટલે વિદ્યાધરે કુમારને કહ્યું; 'અરે ! મારી વિદ્યાની અને મારા ગુરુની તું કેમ નિંદા કરે છે ? તું તારે માર્ગે ચાલ્યો જા, નહિ તો તારાં મસ્તકને હું ફોડી નાંખીશ.' એમ બોલી હાથમાં ખડ્ગ લઇને તે દુષ્ટ વિદ્યાધર સહીપાલ કુમારને મારવા દોડ્યો. તેને સ્હામે આવતો જોઇ પરાક્રમી રાજકુમાર પણ યુદ્ધ કરવા સજ્જ થયો. બન્ને દુર્ધર વીરો ક્ષણવારમાં પરસ્પર ખડ્ગે ખડ્ગે, મુઠ્ઠીએ મુઠ્ઠીએ, અને દંડે દંડે યુદ્ધ કરવા લાગ્યા. થોડીવારમાં બલવાન અને શ્રેષ્ઠ એવા કુમારે ખડ્ગવિદ્યાના પ્રભાવથી તે વિદ્યાધરનો પરાભવ કર્યો. આ રીતે પરાભવ પામેલો વિદ્યાધર ચતુરાઇથી ભરેલી વાણીમાં બોલ્યો; 'હે મહાસત્વ ! વિદ્યા અને અસ્ત્રના પારને પામેલા દેવતાઓથી પણ પૂર્વે હું કોઇ દિવસ જિતાયો નથી, છતાં આજે તમે તમારા પરાક્રમથી મને જિતી લીધો છે. તો કહો તમે કોણ છો ? હું તો પાપકાર્યમાં તત્પર છું, અને તમે પ્રાણીના હિતકારી છો; આ કારણે ધર્મથી જય થાય છે અને અધર્મથી ક્ષય થાય છે, તેમાં કાંઇ પણ સંશય નથી.' આમ કહી વિદ્યાધર વિરામ પામ્યો. એટલે રાજપુત્રે કહ્યું 'મહાનુભાવ ! હવે તમે ખેદ ન કરો અને ધર્મમાં બુદ્ધિ ધારણ કરો. જે સ્ત્રીહત્યાના પાપથી નરકમાં જવાય છે, તે પાપથી તમે વિદ્યારૂપી લતાનું સત્ફળ પામવાને ઇચ્છો છો તે વિરુદ્ધ છે. હે મહામતિ ! હવે બીજા ઉપર દ્વેષ કરવો નહિ. અને સેંકડો સુખની પ્રાપ્તિ માટે શ્રી જિનેશ્વરની આરાધનામાં તત્પર થજો.' રાજકુમારની આવી મધુર

વાણીનું પાન કરી વિદ્યાધરે કુમારને નમસ્કાર કર્યો અને અંજલિ જોડી, શિષ્યની પેઠે તે હિતશિક્ષા તેણે ગ્રહણ કરી.

ત્યારબાદ રાજપુત્રે તે વિદ્યાધરને પૂછયું કે, ' આ કુમારિકા કોણ છે ? ' ત્યારે વિદ્યાધર બોલ્યો: " કાન્યકુબ્જ–કનોજ દેશમાં કલ્યાણકટક નામે એક મોટું નગર છે. તે નગરમાં યાચકોનું જેણે કલ્યાણ કર્યું છે એવા કલ્યાણોની પંક્તિઓથી શોભિત અને ઉત્તમ બુદ્ધિવાળો કલ્યાણસુંદર નામે રાજા રાજ્ય કરે છે. પતિની ભક્તિવડે પવિત્ર, અને શીલરૂપી અલંકારને ધરનારી કલ્યાણસુંદરી નામે તેને પટ્ટરાણી છે. તેની કુક્ષીનું રત્ન અને રૂપલક્ષ્મીથી શ્રેષ્ઠ એવી ગુણસુંદરી નામે આ તેની કન્યા છે. દુર્વિનીત એવો હું મોટી ઇચ્છાથી તેને અહિં હરણ કરીને લાવ્યો છું. આ કુમારિકાને જીવિતનાં દાનથી, અને નરકમાં પડતાં મારો ઉદ્ધાર કરવાથી અમે બન્ને કિંકરની જેમ તમારી શક્તિથી વેચાણ છીએ. આ કમલમુખી બાલાનો એક માસ પછી મોટો સ્વયંવર મહોત્સવ થવાનો હતો, તે દરમ્યાન મેં તેને તેણીના ઘરનો ત્યાગ કરાવ્યો છે. ' આ રીતે કહી તે વિદ્યાધર રાજકુમારનાં મુખરૂપી ચંદ્રની સ્હામે નેત્ર રાખી તેનાં વચનરૂપી ચંદ્રિકાને ચકોરની જેમ પાન કરવાને તત્પર થયો. આ સાંભળીને કુમારે શ્રેષ્ઠ-રસના આશ્રયવાળી રસિક ભાવાથી તે વિદ્યાધરને કહ્યુ કે; ' જો એમ છે તો આ કુમારીને તેના પિતાને ઘેર તત્કાળ પહોંચાડો ! ' આમ કુમારના કહેવાથી તે વિદ્યાધરે પોતાની વિદ્યાશક્તિથી તે બાલાને તત્કાળ તેને ઘેર પહોંચાડી. કુમારિકાનાં દર્શનથી તેના સ્વજનવર્ગને આનંદ થયો. ત્યારબાદ વિદ્યાધરે કુમારને સોળ વિદ્યાઓ આપી, અને કુમારે તેને જૈનધર્મનો ઉપદેશ આપી, ધર્મમાં જોડયો. એટલામાં આમ–તેમ જોતાં કુમારે ત્યાં પૂર્વદિશારૂપી સ્ત્રીના તિલક જેવો એક ઊંચો પ્રાસાદ જોયો. તેથી વિદ્યાધરને પૂછયું કે; ' આ કોનો મહેલ છે ? ' તે પ્રશ્નના ઉત્તરમાં ચિત્તમાં વિચાર કરી વિદ્યાધરે કહ્યું કે; ' હે કૃપાળુ કુમાર ! તે પ્રાસાદ-સંબંધી હું મારી કથા કહું છું, તે આપ સાંભળો ! '

' વૈતાઢ્ય પર્વત ઉપર રત્નપુર નામે એક નગર છે. ત્યાં શત્રુઓને ત્રાસ કરનાર મણિચૂડ નામે રાજા છે. તેને રત્નપ્રભ અને રત્નકાંતિ નામે બે કુમારો થયા. તેઓ પિતાની ભક્તિથી પવિત્ર અને વિદ્યાવિલાસમાં રસિક હતા. કેટલાયેક વર્ષો રાજ્ય કરી છેવટે મણિચૂડ રાજાએ પોતાનું રાજ્ય રત્નપ્રભને આપીને વ્રતને ગ્રહણ કર્યું, અને સર્વ પ્રાણી ઉપર સમચિત્ત રાખી તે રાજા વનમાં ગયો. તે રાજાનો રત્નકાંતિ નામે જે પુત્ર તે હું પોતે જ છું. મારા ભાઈ રત્નપ્રભે બળવડે ઉદ્ધત થઈ રાજ્યના મદથી મને પોતાના નગરમાંથી કાઢી મૂકયો છે. તેના દ્વેષથી અહિં પાતાળમાં મોટા મહેલોની શ્રેણીવડે શોભિત એવું આ નવું નગર વસાવી હું રહ્યો છું. આ નગરના સ્વામી શ્રી શાંતિનાથ ભગવાન છે. તે પ્રભાવિક પ્રભુ આ સિદ્ધાયતનોથી વીંટાયેલા પ્રાસાદમાં બિરાજે છે. હે પ્રતાપી મહીપાલ કુમાર ! તે મારા રત્નપ્રભ બંધુનો વિજય કરવાને હું અહિં કુવિદ્યાનાં સાધનરૂપ ઉપાય કરતો હતો, ત્યાં તમે મને નરકરૂપી કોટરમાં પડતો બચાવ્યો છે. '

પછી 'ચાલો આપણે આ ચૈત્યમાં જઇ જિનપૂજા કરીએ.' એમ કહી તે બન્નેએ ત્યાં જઇ વિધિથી પ્રભુની પૂજા કરી. ત્યાંથી વિનયથી સુંદર એવા વિદ્યાધરે રાજકુમારને માર્ગે ચઢાવી, તે પાતાળવનના મધ્યભાગમાં રહેલા મુનિઓને બતાવ્યા. તેઓમાં કોઇ જાણે પાષાણમાં કોતર્યા હોય તેમ નિશ્ચળપણે ધ્યાન કરતા હતા, અને વિશ્વના તત્ત્વોનું યથાર્થ નિરુપણ કરવાપૂર્વક તેઓ પોતાની જાતનો સર્વજ્ઞપુત્ર તરીકે નિશ્ચય કરાવતા હતા, એવા પવિત્ર મૂર્ત્તિવાળા સર્વ સાધુઓને જોઇ તે રાજકુમાર જાણે મોક્ષસુખનાં નમૂનાને પામ્યો હોય તેવું પરમસુખ પામ્યો. પછી પૂર્ણ ભક્તિમાન એવા રાજપુત્રે વિધિ પ્રમાણે તે સાધુ મહાત્માઓને વંદના કરી, અને તેઓમાં મુખ્ય મુનીશ્વરનાં મુખચંદ્ર ઉપર દૃષ્ટિ રાખીને તે રાજકુમાર તેઓની સમક્ષ બેઠો. તે બન્નેને ભવ્ય જીવ જાણીને સહજ ઉપકારી તે મહર્ષિએ સુંદર વાણીવડે ચંદ્રના જેવા નિર્મળ એવા સદ્ધર્મનો સદુપદેશ તેને આ પ્રમાણે આપ્યો; 'આ જગતમાં કલ્યાણરૂપી વેલના મૂળરૂપ, વિપત્તિરૂપ કમલિનીનો નાશ કરવાને હાથી સમાન અને લક્ષ્મીનું કુલમંદિર એવો એક ધર્મ સદા જયવંત વર્ત્તે છે.' ગુરુમહારાજ આ રીતે ઉપદેશ આપી રહ્યા છે, એટલામાં ચારિત્રથી પવિત્ર, મધુર આકૃતિવાળા અને સુકૃતરૂપ શૃંગારથી યુકત કોઇ બે મુનિઓ ત્યાં પધાર્યા. તેઓ ત્યાં બિરાજમાન ગુરુ મહારાજને વંદના કરીને ત્યાં બેઠા. એટલે રાજપુત્ર **મહીપાળે** તેઓને પૂછયું કે, 'હે ભગવંત! તમે ક્યાંથી આવો છો?' તે મુનિઓએ જવાબમાં કહ્યું; 'હે મહાબાહુ! પુંડરીકગિરિ અને ઉજ્જયંત (ગિરનાર) ગિરિની હર્ષથી યાત્રા કરીને અમે તત્કાળ આંહી આવ્યા છીએ.' તીર્થાધિરાજની યાત્રાની આ વાતને સાંભળી પંડિતોમાં શિરોમણિ **મહીપાલકુમાર** પોતાના આત્માને અતિધન્ય માનવા લાગ્યો. એવી રીતે ધર્મ અને તીર્થમાં આદરવંત કુમારને જોઈ ગુરુમહારાજે એ તીર્થના મહિમાનું ગુણગાન કરવાનો તેના પર હર્ષપૂર્વક અનુગ્રહ કર્યો. અને રાજકુમારને ઉદ્દેશીને કહ્યું; 'હે રાજકુમાર! જેમ સર્વ જિનોમાં **આદિજિન**, સર્વ ચક્રવર્તીમાં **ભરતચક્રી**, સર્વ ભવમાં **મનુષ્યભવ**, સર્વ વર્ણો (અક્ષરો)માં ૐકાર, સર્વ દેશોમાં **સૌરાષ્ટ્ર** અને સર્વ વ્રતોમાં જેમ **શીલવ્રત** મુખ્ય છે, તેમ સર્વ તીર્થોમાં મુખ્ય તીર્થ **શત્રુંજય** કહેવાય છે. જ્યાં આત્માના ભાવ દારિદ્રયનો નાશ કરનાર **સિદ્ધગિરિ** જયવંત વર્તે છે. ત્યાં દુરંત પાપની પીડા કેમ હોય? એ **સિદ્ધગિરિનું** માહાત્મ્ય શ્રીજિનેશ્વર જ જાણે છે, કેમકે સમુદ્રનું ગાંભીર્ય **મંદરાચલ** (મેરુ) શિવાય બીજું કોણ જાણે? એ ગિરિરાજ ત્રણ ભુવનમાં અગ્રતીર્થ છે. જો તે એક વાર જોવામાં આવ્યો હોય, તો તે પ્રાણીના પાપસમૂહનો ઘાત કરે છે. તેના શિખર ઉપર દુર્નિવાર પાપરૂપ અંધકારને તિરસ્કાર કરવામાં સૂર્યસમાન શ્રી**નાભિરાજા**ના પુત્ર યુગાદીશ શ્રી**ઋષભદેવ** ભગવાન બિરાજમાન છે. એ ગિરિરાજ, અને **આદિનાથ** એ બન્ને વિશ્વોત્તર અતિશયથી ભરેલા છે. તેઓનાં દર્શનથી પ્રાણી, સર્વ હત્યાદિક પાપમાંથી મુક્ત થાય છે. તે ઉપર એક કથા હું કહું છું તે તું સાંભળ!'

## શત્રુંજયના પ્રભાવવિષે ત્રિવિક્રમરાજાની કથા.

આ ભરતક્ષેત્રમાં શ્રાવસ્તી નગરીમાં ત્રિશંકુનો પુત્ર ત્રિવિક્રમ નામે એક રાજા હતો. તે એક વખતે ઉદ્યાનમાં જતાં માર્ગમાં આવેલા વડના વૃક્ષ નીચે આરામ કરવા બેઠો હતો. ત્યાં પોતાના મસ્તક ઉપર એક ક્રૂર શબ્દ કરતું પક્ષી તેણે જોયું. તેના કટુશબ્દથી ક્ષોભ પામી રાજાએ તેને ઉડાડવા માંડયું, પણ તે ઊડયું નહિં. ત્યારે ક્રોધ પામીને તે પક્ષીને બાણથી તે રાજાએ વીંધી નાખ્યું. પછી પૃથ્વી ઉપર પડેલાં અને શિથિલ થઈ તડફડતાં તે પક્ષીને જોઇને રાજાને કાંઇક પશ્ચાત્તાપ થયો, અને ત્યાંથી પાછો ફરીને તે પોતાનાં નગરમાં આવ્યો. પેલા પક્ષીનો જીવ આર્ત્તધ્યાનથી મૃત્યુ પામી કોઇ વનમાં ભિલ્લના કુળમાં ઉત્પન્ન થયો, અને તે ભિલ્લકુમાર બાળપણથી જ શિકાર કરવા લાગ્યો. એક વખતે ભાવથી કોમલ એવા ત્રિવિક્રમરાજાએ ધર્મરુચિ નામના મુનિની પાસેથી ભાવસહિત દયામય ધર્મ આ પ્રમાણે સાંભળ્યો; “દયા જ પરમ ધર્મ છે, દયા જ પરમ ક્રિયા છે, અને દયા જ પરમતત્ત્વ છે; માટે હે ભદ્ર! દયાને ભજ! જો દયા ન હોય તો તે વિના દાન, જ્ઞાન, નિર્થંથપણું વ્યર્થ છે. અને યોગચર્યા પણ અયોગ્ય છે.” આવો કાનને અમૃતસમાન ધર્મ સાંભળી રાજાના મનમાં દયાનો ઉદય થયો, અને તેથી પૂર્વે પોતે ક્રૂરતાપૂર્વક મારી નાખેલા પ્રાણીઓને પણ તે પશ્ચાત્તાપ સાથે સંભારવા લાગ્યો; ‘અહો! અજ્ઞાનને વશ થઇને મેં પૂર્વે એવું દુરાચરણ કરેલું છે, કે; જેથી દુઃસહ એવા વિવિધ પ્રકારના અતિશય દુઃખ આપનારાં કષ્ટો, મારે ભવોના ભવો સુધી સહન કરવા પડશે. જયાંસુધી મને આ લોકમાં સંતાપ અને પરલોકમાં નરકગતિ છે, ત્યાંસુધી આ જીવિત અને આ રાજ્યવડે મને શું લાભ છે? માટે કાદવમાંથી કમલ અને મૃત્તિકામાથી સુવર્ણની જેમ આ અસાર દેહમાથી સારરૂપ વ્રત હું ગ્રહણ કરીશ.’ એમ વિચારી ત્રિવિક્રમ રાજાએ મુનિરાજને નમસ્કાર કરી તેણે આદરથી વ્રત લેવાને માટે તે મહર્ષિની પાસે પ્રાર્થના કરી. મુનિએ પણ હર્ષથી તેને દીક્ષા આપી.

અનુક્રમે ત્રિવિક્રમ મુનિ સર્વ સિદ્ધાંતનું અધ્યયન કરી, અને નવતત્ત્વને ધારણ કરી વિધિથી વ્રત પાળવા લાગ્યા. એકદા ગુરુની આજ્ઞા લઇ સૂર્ય જેમ એક વાદળમાંથી બીજા વાદળમાં આવે, તેમ એક સ્થળેથી બીજા સ્થળે એકાકી વિહાર કરતા તેઓ એક અટવીમાં આવી ચડ્યા. પ્રતિમાને ધારણ કરીને રહેલા અને અનુપમ સંયમવાળા તે મહર્ષિને પૂર્વ ભવનો પક્ષીનો જીવ જે હાલ ભિલ્લ થયેલો છે, તેણે આ અટવીમાં જોયા જોતાં જ પૂર્વના વૈરથી તેને ક્રોધ ઉત્પન્ન થયો. તેથી અલ્પબુદ્ધિવાળો તે પોતાના ભાગ્યની જેમ એ મુનિને લાકડી અને મુષ્ટિ વગેરેથી ખૂબ મારવા લાગ્યો. તેણે કરેલી આ ઘોર યાતનાથી પીડા પામેલા મુનિ જો કે શાંત હૃદયવાળા હતા, તોપણ કાષ્ઠસાથે કાષ્ઠ ઘસવાથી જેમ અગ્નિ ઉત્પન્ન થાય છે, તેમ તેમને ક્રોધરૂપી અગ્નિ પ્રગટ થયો. જેથી તરત જ સ્હામો ઘાત કરવાની ઇચ્છાથી તેમણે તે ભિલ્લની ઉપર તેજોલેશ્યા મૂકી, જેનાથી તે જંગલી ભિલ્લ અગ્નિથી જેમ કાષ્ઠ બળે તેમ બળી ગયો. ત્યાંથી મૃત્યુ પામીને તેજ વનમાં તેનો જીવ કેસરીસિંહ થઇને અવતર્યો. આ બાજુ

વિહાર કરતાં કરતાં ત્રિવિક્રમ મુનિ તે જ વનમાં ફરી આવી ચડ્યા. મુનિને જોયા કે તરત જ પૂર્વના વૈરથી તે કેસરીસિંહ તેમની સ્હામે મારવા દોડયો. તેને આવતો જોઈ ધર્મના એક સાધનરૂપ પોતાના દેહને બચાવવાને મુનિરાજ ત્યાંથી ભાગ્યા. જ્યાં જ્યાં તે યતિવર્ય નાસતા જાય છે, ત્યાં ત્યાં જીવની પાછળ જેમ તેનાં પૂર્વકૃત કર્મ જાય, તેમ તે કેસરીસિંહ તે રાજર્ષિની પાછળ પાછળ જવા લાગ્યો. ભયંકર ક્રોધવાળા એ સિંહે જ્યારે તે મહાત્માને ઘણો ત્રાસ આપ્યો, ત્યારે છેવટે દારૂણ ક્રોધને વશ થઈ તેમણે તે સિંહ ઉપર તેજોલેશ્યા મૂકી. તે લેશ્યાથી કેસરીસિંહ તત્કાળ મૃત્યુ પામ્યો, અને પાછો તે વનમાં દીપડા તરીકે ઉત્પન્ન થયો. ફરીથી તે રાજર્ષિ પણ તે વનમાં આવી સ્થિરતાપૂર્વક કાયોત્સર્ગ કરી ઊભા રહ્યા. તે ઠેકાણે તે દીપડો આવ્યો, અને પૂર્વના વૈરથી તેમને મારવાને ધસ્યો. જો કે કષાયોનો વિપાક અતિદારુણ છે, એ જાણવા છતાં પણ કર્મનું બલ દુર્જય્ય છે, એટલે તેને આધીન બનેલા તે ત્રિવિક્રમ રાજર્ષિ કોપને વશ થયા. અખંડ જ્ઞાન સંપત્તિના સ્વામી સાધુ ભગવંતો પણ પોતાનાં ચિત્તમાં અત્યંત ક્રોધને પામે છે, તો અન્ય સામાન્ય જીવોની વાત જ શી કરવી ? કષાયોનો પરાભવ કરવો એ ખરેખર વિકટ કાર્ય છે. એ વખતે પણ મુનિનાં તપરૂપી શસ્ત્રથી–એટલે મુનિએ તે દીપડા પર તેજોલેશ્યા મૂકવાથી–તે મૃત્યુ પામી કોઈ ભયંકર વનમાં સાંઢ થઈને અવતર્યો. દૈવયોગે તે જ વનમાં આવીને મુનિએ કાયોત્સર્ગ કર્યો. તેમને જોઈ પૂર્વના વૈરથી તે સાંઢે અત્યંત ઉપદ્રવ કરવા માંડયો. છેવટે જ્યારે મુનિરાજને પોતાની જિંદગીને માટે પણ સંશય પડવા લાગ્યો, ત્યારે તેમણે પૂર્વની પેઠે એ સાંઢને પણ યમરાજનો અતિથિ કર્યો. ત્યારબાદ એ સાંઢનો જીવ ત્યાંથી મરણ પામીને અવંતિ દેશમાં ઉજ્જયિની નગરીની પાસે રહેલા સિદ્ધ વડની બખોળમાં મહાઝેરી સર્પ થયો. અનુક્રમે વિહાર કરતા–કરતા ત્રિવિક્રમમુનિ ત્યાં આવી તે વડ નીચે જ્યારે કાયોત્સર્ગ ધ્યાને રહ્યા છે, તે અવસરે પૂર્વના વૈરથી મુનિને જોતાં જ તેમના ઉપર સર્પને ઘણો દ્વેષ ઉત્પન્ન થયો. એટલે તત્કાળ એ દુષ્ટ હૃદયવાળો સર્પ ફણા ચડાવી પોતાના પૂર્વના અપકારી મુનિને ડસવા આવ્યો. તેને આવતો જોઈ કોપ પામેલા મુનિએ તે સર્પ પર તેજોલેશ્યા મૂકી. આથી બળીને તે મૃત્યુને પામ્યો. ત્યાંથી અકામનિર્જરાના યોગે કેટલાક કર્મને ખપાવીને તે સર્પનો જીવ કોઈ ગરીબ બ્રાહ્મણને ઘેર પુત્રરૂપે અવતર્યો. જે ગામમાં સર્પનો જીવ બ્રાહ્મણનો પુત્ર થયો હતો, તે ગામમાં વિહાર કરતા કરતા ત્રિવિક્રમરાજર્ષિ પણ આવી ચડયા. ગામની પાસે યોગાભ્યાસમાં તત્પર રહેલા મુનિને જોઈ ત્યાં ફરતો ફરતો આવી ચડેલો પેલો અધમ બ્રાહ્મણ તે મુનિને મારવા દોડયો. મુનિને નિર્દયપણે મુષ્ટીઓ અને લાકડીઓના પ્રહારથી મારતા તે બ્રાહ્મણને કોપના આવેશથી પૂર્વની પેઠે તે રાજર્ષિએ તેજોલેશ્યા મૂકી હણી નાંખ્યો. કાંઈક શુભના ઉદયથી અકામ નિર્જરાવડે કર્મને ખપાવીને એ બ્રાહ્મણનો જીવ વારાણસી નગરીમાં મહાબાહુનામે રાજા થયો. પરમ ઐશ્વર્યની સમૃદ્ધ લીલાઓમાં હંમેશાં આસક્ત ચિત્તવાળા તે રાજાને રાજસુખ ભોગવતાં ઘણો કાલ વ્યતીત થયો.

એક વખત તે મહાબાહુ રાજા પોતાના મહેલના ગોખ ઉપર બેઠો હતો, તે સમયે

રાજરસ્તેથી જતા કોઈ પવિત્ર નિર્ગ્રંથ સાધુને તેણે જોયા. તેથી તરત તેના મનમાં વિચાર થયો કે, 'અહો ! આ કોઈ મહાત્મા વિદ્વાનોને પણ પૂજવા યોગ્ય છે, તથાપિ જાણે મારું હૃદય તેમના ઉપર કાંઈક દ્વેષ કરતું હોય તેમ જણાય છે. છતાં પૂર્વે પણ કોઈ ઠેકાણે આ અથવા આવા કોઈ મહાત્મા મારા જોવામાં આવ્યા છે.' એમ ઘણો વખત વિચાર કરતાં રાજાને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. એટલે ત્રિવિક્રમ રાજર્ષિના કોપરૂપી અગ્નિની જ્વાળામાં જેનું જીવિત ગ્રાસ થયેલું છે, એવા પોતાના પૂર્વના સાત ભવો તેને સાંભરી આવ્યા. તત્કાળ તે ઉપરથી તે એક અર્ધો શ્લોક બનાવીને તે અવસરે બોલ્યો; "विहगः शबरः सिंहो, द्वीपी षण्ढः फणी द्विजः।" "(અર્થ—પક્ષી, ભિલ્લ, સિંહ, દીપડો, સાંઢ, સર્પ અને બ્રાહ્મણ.) આ શ્લોકને બનાવીને, તે મુનિને મળવા માટે મહાબાહુ રાજાએ તે અવસરે પોતાનાં રાજ્યમાં જાહેર કર્યું કે, 'આ અર્ધા શ્લોકની સમસ્યા જે કોઈ વિદ્વાન પૂરશે, તે ચતુરશિરોમણિ પુરુષને હું લાખ સોનામહોર આપીશ.' રાજાનું એ વચન સાંભળીને સર્વે લોકો ધનની ઈચ્છાથી તે ગૂઢ અને પ્રૌઢ રહસ્યવાળી સમસ્યાનો પાઠ કરવા લાગ્યા. એક અવસરે સર્વ દિશામાં વિહાર કરતા કરતા ત્રિવિક્રમ મુનિ ત્યાં આવ્યા. તેવામાં કોઈ પામર પુરુષના મુખમાંથી તે સમસ્યા તેમના સાંભળવામાં આવી, એટલે તત્કાળ ઉત્સુક મન કરી તે સમસ્યાનો સંબંધ જાણી તે શ્લોકનો ઉત્તરાર્દ્ધ તેઓ આ પ્રમાણે બોલ્યા; "येनामी निहताः कोपात्स कथं भविता हहा!" (જેણે આ બધાયને કોપથી માર્યા છે, અહો ! તેનું શું થશે ?) મુનિએ પૂર્ણ કરેલી એ સમસ્યા સત્ય જાણીને તે પામર પુરુષે રાજાની પાસે જઈને તે કહી બતાવી. 'એ સમસ્યાની પૂર્તિ આ પુરુષથી ઘટતી નથી,' એમ જાણી રાજાએ તેને કહ્યું; 'હે બુદ્ધિમાન ! જેણે આ સમસ્યા પૂર્ણ કરી છે તે કોણ છે ?, તે તું મને કહે !' બાદ રાજાના ઘણા આગ્રહથી 'પાપને નાશ કરનાર એક મુનિ વનમાં આવેલા છે, તેઓ આ સમસ્યાના વર્ણરૂપ રત્નોની ખાણ છે' એમ તેણે કહ્યું. એ સાંભળતાં જ તે મુનિને મળવાની અત્યંત ઉત્કંઠાથી પરાક્રમી રાજા પોતાના વિસ્તારવાળા રસાલાની સાથે વનમાં મુનિની પાસે આવ્યો. રાજાએ જાતિસ્મરણથી એ મુનિને ઓળખીને કહ્યું કે, 'હે મુનિરાજ ! મારા તે સર્વ અપરાધોની આપ ક્ષમા કરો. અહો મને ધિક્કાર છે, કે જેથી તે તે ભવોમાં, દર્શનમાત્રથી આવાં રાજ્યને આપવાનું સામર્થ્ય ધરાવનારા મહાઉપકારી એવા આપને મેં પીડિત કર્યા. હે યતિવર્ય ! અજ્ઞાનતાના કારણે પોતાની જાતને નહિ જાણતા એવા મેં વારંવાર આપના તપનો નાશ કર્યો છે, પરંતુ હવે મારે લીધે પ્રાપ્ત થયેલા એ ક્રોધરૂપી ચંડાળને તમે છોડી દો.' રાજાના આવાં વચનરૂપ અંકુશથી જાગૃત થયેલા તે મુનિએ મનરૂપી હસ્તીને તેવા ક્રોધ વ્યાપારરૂપ જંગલમાંથી ખેંચી લીધો. અને પછી તેઓ બોલ્યા કે, "રાજન્ ! મને ધિક્કાર છે, જે હું ક્ષમાશ્રમણ થયો છું, છતાં પાપી એવા મેં તે તે જન્મમાં તને મારી નાખ્યો. અજ્ઞાનથી કરેલા મારા તે અતિદુઃસહ અપરાધની તું ક્ષમા કર ! ખરેખર એવા પાપકાર્યથી મારું બોધરૂપીવૃક્ષ મેં પોતે જ ઉખેડી નાંખ્યું છે."

આ રીતે તે બન્ને પરસ્પર આલાપ-સંલાપ કરતા હતા, તે સમયે આકાશમાં દુંદુભિનો

શબ્દ તેઓનાં સાંભળવામાં આવ્યો. ' આ દુંદુભિ કેમ વાગે છે ? ' એમ વિચારી તેઓએ આકાશ સ્હામે જોયું. એટલે દેવોના કહેવાથી ' વનમાં એક કેવળજ્ઞાની મુનિ પધાર્યા છે. ' એમ તેઓનાં જાણવામાં આવ્યું. તત્કાળ તેમનાં દર્શનની ઇચ્છાથી આદર સહિત ત્રિવિક્રમ રાજર્ષિ, તથા મહાબાહુ રાજાએ વનમાં જઇ, મનના સંશયને નાશ કરનારા અને દેવતાઓએ પૂજેલા તે કેવલી મુનિને પ્રણામ કર્યો. કેવલીમુનિ તે બન્નેનાં હૃદયના ભાવને જાણીને પાપનો નાશ કરનાર એવા જીવદયામય શ્રી અરિહંતપ્રભુના ધર્મનો તેમને ઉપદેશ આપવા લાગ્યા; " આ સંસારમાં દેવપણાના પદથી શ્રેષ્ઠ એવું ધર્મરૂપી નિર્મળ જળ ક્રોધના સંબંધથી ઉત્પન્ન થયેલી હિંસાની કાળાશથી ખરેખર દૂષિત થાય છે. આત્મારૂપ ભીંત પર રચેલી ચારિત્રરૂપ ચિત્રની રચના, ક્રોધરૂપ કૂચડાદ્વારા હિંસારૂપ કાજળ લાગવાથી મલિન થાય છે. જે જીવ અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા અવિવેકને આધીન બની મુનિને પીડા કરે છે, તેના કરતાં અન્ય કોઈ પાપી નથી. તીવ્રતપસ્યા કરતો એવો પણ મુનિ જો મૂર્ખ થઇને ક્રોધ કરે છે, તો તે ચારિત્રરૂપ વૃક્ષને બાળીને તેની ભસ્મ પોતાના આત્મા ઉપર નાંખે છે. માટે હે રાજા ! તેં પૂર્વભવમાં આ મુનિને કોપ કરાવ્યો છે, અને પૂર્વકાલીન શુભ કર્મને નહીં જાણતા એવા તેં આ મુનિનો અને તારા આત્માનો ઘાત કર્યો છે. ઘણું કરીને જે આક્રોશ કરનાર કે વધ કરનાર હોય છે, તે પોતાનાં હિતકારી કર્મોનો નાશ કરે છે, પણ તેં અજાણે આ મુનિની હિંસા કરી છે, માટે સર્વ પાપનો નાશ કરનારા શત્રુંજય તીર્થે તું જા; ત્યાં તપશ્ચર્યા કરવાથી અને શ્રી અરિહંત પરમાત્માનાં ધ્યાનથી તને જ્ઞાન અને સિદ્ધિ પ્રાપ્ત થશે. આ મુનિના ઘાતથી બાંધેલું ગાઢ કર્મ, કષ્ટને આપનારા શીલ પ્રમુખ ધર્મને સેવ્યા છતાં પણ શત્રુંજય તીર્થની સ્પર્શના વિના નિર્જરા પામશે નહિ; માટે હે રાજા ! આ ત્રિવિક્રમરાજર્ષિને આગળ કરી અનેક લોકોની સાથે શત્રુંજયાદિ તીર્થોની સમાધિપૂર્વક તું યાત્રા કર. યાત્રા કર્યા પછી સર્વવિરતિ અંગીકાર કરી આત્મસ્વરૂપમાં લીન બની એ મુનિ સાથે તું ત્યાં ઉત્તમ તપ કરજે. હે રાજા ! જેમ ટંકણખારથી સુવર્ણ અને જળથી લૂણ ઓગળી જાય છે, તેમ શત્રુંજય તીર્થનાં સ્મરણમાત્રથી કર્મરૂપી કાદવ ગળી જાય છે. જેમ સૂર્યથી અંધકાર અને પુણ્યથી દારિદ્રય નાશ પામે છે, તેમ શત્રુંજયનાં સ્મરણથી દુષ્કર્મ નાશ પામે છે. જેમ વજ્રથી પર્વત અને સિંહથી મૃગ ભેદાય છે, તેમ શત્રુંજય મહાતીર્થનાં સ્મરણથી કર્મ ભેદાય છે. જેમ અગ્નિથી સર્વ વસ્તુ અને લોઢાથી સર્વ ધાતુ ક્ષીણ થાય છે. તેમ શત્રુંજયના સ્મરણથી સર્વ અજ્ઞાન નાશ પામે છે. "

આ રીતે કેવલી ભગવંતે કહેલો ઉપદેશ હૃદયમાં ધારણ કરીને તે ત્રિવિક્રમ મુનિ અને મહાબાહુ રાજા પ્રસન્ન થઈ, ભક્તિથી તેમને નમસ્કાર કરી, સંઘ કાઢી, અનેક લોકોને સાથે લઇ શત્રુંજય તીર્થની યાત્રા કરવા ગયા. ત્યાં નવા નવા મહોત્સવોથી સર્વ લોકોને પ્રસન્ન કરી, અંતે તીવ્ર તપ તપી, સુકૃત સંપાદન કરીને તેઓ મુક્તિસુખને પામ્યા. '



આ પ્રમાણે રાજકુમાર મહીપાલને તે મુનિરાજે ઉપદેશ આપીને કહ્યું; 'હે મહીપાલ! તે રીતે આ શત્રુંજય તીર્થને વિષે મોટા હત્યાદિ પાપો પણ અતિ વેગથી વિલીન થઈ જાય છે.' આ રીતે શ્રી ઋષભદેવપ્રભુએ કહેલો ધર્મ ગુરુમહારાજનાં મુખેથી સાંભળી પોતાના આત્માને કૃતાર્થ માનતો રાજકુમાર વિદ્યાધરની સાથે ત્યાંથી ઉભો થયો. અને તેની સાથે શાશ્વત ચૈત્યોનાં વંદન-પૂજનમાં, અને સાધુઓની સેવામાં કેટલોક કાલ ત્યાં તેઓ સુખપૂર્વક રહ્યા. વિદ્યાધરે પણ તેની ઘણા પ્રકારે સેવા કરી. પછી વિદ્યાધરની રજા લઇ, સાથે ખડ્ગ રાખી, મહીપાલ કુમાર માર્ગમાં કૌતુક જોતો કલ્યાણકટક નગર તરફ ચાલ્યો. આકાશગામિની વિદ્યાવડે આકાશમાં ચાલતો તે સ્વયંવર જોવાની ઈચ્છાથી તત્કાળ તે નગરે આવી પહોંચ્યો. કૌતુકી એવા કુમારે ત્યાં જુદી જુદી ભાષાઓને જાણનારા અને જુદા જુદા વેષને ધરનારા, અનેક દેશોથી આવેલા રાજાઓને જોયા. તેઓને બેસવા માટે કરેલી ઊંચી માંચાની શ્રેણીઓ જાણે તે રાજાઓની સંકડાશથી ધામવાળી થઇ હોય અને તેથી ફરફરતી પતાકાઓથી વીંજાતી હોય એમ જણાતું હતું. આખા નગરમાં ફોરો કામ કરવાને માટે અનેક લોકો આકુલવ્યાકુલ થઈને ફરતા હતા, અને દરેકની વાણીમાં ઉત્સુકતાના ઉચ્ચારો હોવાથી તેનો અર્થ જાણવામાં આવતો ન હતો. મહીપાલ કુમાર નગરમાં આમતેમ ફરતો હતો, તેવામાં સૈન્યથી પરિવરેલો પોતાનો જ્યેષ્ઠ બંધુ દેવપાલ ત્યાં આવેલો તેના જોવામાં આવ્યો. એ પરાક્રમી કુમાર તત્કાળ વેષનું પરિવર્તન કરી પોતાના બંધુ પાસે આવી અજાણ્યો થઇ તેને પૂછવા લાગ્યો કે; 'હે મિત્ર! અહિં ઘણા રાજાઓનાં સૈન્યો કેમ એકઠા થયાં છે? આ ઊંચા માંચડાઓ કેમ માંડ્યા છે? અને આ તરફ લોકો ઉત્સુક થઈ કેમ દોડાદોડ કરે છે? હું પરદેશી છું એટલે આમાંનું કાંઇ પણ હું જાણતો નથી, તેથી આ નગરનું સર્વવૃત્તાંત મારી આગલ અન્યથપણે તમે મને કહો!' આ સાંભળી, તેના જવાબમાં દેવપાલે કહ્યું, 'હે મહાસત્ત્વ! આનું સર્વવૃત્તાંત તમે સાંભળો. આ કલ્યાણકટક નામે સમૃદ્ધિવાળું નગર છે. અહિં કલ્યાણસુંદર નામે રાજા છે. તેને ગુણસુંદરી નામે એક કુમારી છે. તેનો આવતી કાલે આશ્ચર્યકારી સ્વયંવર મહોત્સવ થવાનો છે. જુઓ, આ જ્વાલાની પંક્તિથી આકુલ એવો અગ્નિકુંડ જણાય છે. તેમાં ઘણી શાખાઓથી વીંટાયેલું એક અગ્નિવૃક્ષ છે. તે વૃક્ષની શિખા, શાખા અને ફળોને જે ગ્રહણ કરશે તે સાહસિક પુરુષને એ કન્યા પરણશે.' એવી રીતે પોતાના બંધુ દેવપાલનાં વચનો સાંભળી, ચિત્તમાં નિશ્ચય કરી યોગ્યતાવાળો મહીપાલકુમાર મંચના કોઇ એક ભાગમાં જઈને બેઠો.

બીજે દિવસે લગ્નનો સમય નજીક આવ્યો. તે વખતે પાલખીમાં બેઠેલી રાજકન્યા ગુણસુંદરી હાથમાં સ્વયંવરમાલા લઇને રાજસભામાં દાખલ થઇ. તેણીએ ઘણાં અમૂલ્ય આભૂષણો પહેર્યાં હતાં. વિચિત્રરત્નોની કાંતિઓના સમૂહથી તે આકાશના અવકાશને પૂરતી હતી. તેનાં ચંચલનેત્રોની કાંતિથી કર્ણના આભૂષણરૂપ કમળો પરોવાયેલાં હતાં. ચલાયમાન કુંડલોથી તેના મણિદર્પણ જેવા ગાલ ઘસાતા હતા. મનોહર મોતીના હારની કાંતિથી તે

ચંદ્રિકાસહિત ચંદ્રની કલા જેવી લાગતી હતી. ફેલાતા કિરણોવાલા કંકણોથી વલયને જાણે તે દર્શાવતી હતી. કેશવેણીમાં ગૂંથેલા મલ્લિકાના પુષ્પોની સુગંધથી મદ પામતા ભ્રમરાઓ તેને સેવી રહ્યા હતા. સેંકડો સખીઓએ લાવેલા સુગંધી દ્રવ્યમાં તે આદર બતાવતી હતી, અને પ્રકટ ચંદ્ર જેવા બે શ્વેત વસ્ત્ર તેણીએ ધારણ કર્યાં હતાં. આવી સુંદર રાજકુમારીને જોઇને બલવાન કામદેવનાં તીવ્ર બાણોવડે જાણે પીડિત થયા હોય, તેમ સર્વે રાજાઓ ક્ષોભ પામ્યા. જગતનો જય કરવાને માટે શરીરવાળી થયેલી જાણે કામદેવની શક્તિ હોય તેવી તે રાજબાલાને ખેચરપુરુષો અગ્નિકુંડ પાસે લઈ ગયા.

તે સમયે પર્વતની પેઠે મોટા ગર્વવડે દુર્ધર એવા વિદ્યાધરોના પરાક્રમી રાજકુમારો ત્યાં આવ્યા. પણ અગ્નિવૃક્ષનાં ફલાદિને ગ્રહણ કરવાની કુશલતા તો એક તરફ રહી, પરંતુ અગ્નિકુંડની પાસે જવાને પણ તેઓ શક્તિમાન થયા નહિં. તે વિદ્યાધરોએ ઘણા ઉપાયો કર્યા પણ મિથ્યાત્વી જેમ કલેશ સહન કરવા છતાં પણ દુલભ એવી મુક્તિને પામે નહિ, તેમ તેઓ અગ્નિવૃક્ષનાં ફલને પ્રાપ્ત કરી શકયા નહિં. વિદ્યાધર રાજાઓ આ રીતે જ્યારે ખેદ પામ્યા અને લોકો 'હવે શું કરવું ?' એવા વિચારમાં જડ થઈ ગયા, ત્યારે મહીપાલ કુમાર ઊભો થઈ પોતાની ભુજાને હાથથી થાબડતો, અગ્નિકુંડ પાસે આવ્યો. તેણે ઊંચા હાથ કરી મોટા સ્વરથી કહ્યું કે; "પરાક્રમી અને વિદ્યા તથા સંપત્તિથી શોભનારા હે રાજપુત્રો ! તમે સર્વે હું કહું છું તે સાંભળો ! જેમ સાંખ્ય મતવાળા નિત્ય વિદ્યમાન એવા મોક્ષને યોગથી મેલવવવામાં અકુશલ થાય છે, તેમ તમે નેત્રથી જોઇ શકાય અને હાથથી મેલવી શકાય તેવા આ વૃક્ષનાં ફલને ગ્રહણ કરવામાં કેમ અસમર્થ બન્યા છો ? જો કદાપિ તમારી શકિત ન હતી, તો તમે વિચાર્યા સિવાય સહસા કેમ આવ્યા ? વિચાર વિના કરેલું કાર્ય સુખને માટે થતું નથી. જો હજુ પણ પુરુષાર્થને પ્રગટ કરનારી તમારામાં શકિત હોય તો તે પ્રગટ કરો ! કેમકે હજુ અવસર છે. નહિ તો તે વૃક્ષના ફલની લુંબને તમારા સૌની સમક્ષ, કોઇપણ જાતના બહારના આડંબર વિનાનો હું ગુણસુંદરી સહિત ગ્રહણ કરીશ." મહીપાલકુમારનાં આવાં વચનો સાંભળીને વિદ્યાધરોના રાજાઓ લજ્જાથી નીચું જોઈ રહ્યા, અને બીજા લોકો કૌતુકથી ઊંચા મસ્તક કરી જોવા લાગ્યા. તે સમયે કુમારે ખેચરી વિદ્યા સંભાળી લીલામાત્રથી તે વૃક્ષની પાસે જઈ તે ફલોની શ્રેણીને હાથવડે લઇ રાજકન્યાને આનંદપૂર્વક અર્પણ કર્યાં.

તે સમયે કૌતુકથી લોકોએ જય જય શબ્દ કર્યો, જેથી સર્વ રાજાઓનાં મુખકમલ સંકોચ પામ્યાં. સુંદરીઓ હાથોહાથ તાળીઓ આપી હસવા લાગી, અને નરવર્માદિક રાજાઓના ચિત્તમાં કોપની સ્ફુરણા થઇ. તે વખતે રાજકુમારી ગુણસુંદરીએ રોમાંચની શોભાવાળા હાથવડે વરમાલા લીધી, તેથી જાણે પોતાના ચિત્તમાં ભર્ત્તાનો પ્રવેશ થવાથી તે તોરણને રચતી હોય તેમ જણાવા લાગી. પછી ગૂંજારવ કરતા ભ્રમરાઓથી શોભતી એ વરમાળા પ્રેમના બંધન સાથે કુમારના કંઠમાં તેણે આરોપણ કરી. આ અવસરે કલ્યાણસુંદર

રાજા કુમારની પાસે આવવા તૈયાર થયો. ને કુમારને વિરૂપ નેત્રવાળો અને વક્ર અંગવાળો જોઇ તે મનમાં વિચારવા લાગ્યો કે, 'જૂઓ ! જગતને પ્રકાશ કરનારા તેજવાળું ઉત્તમ રત્ન જેમ ભસ્મવડે ઢંકાયેલું હોય, તેમ આ કુમાર જોવામાં દૃષ્ટિને વિરૂપ લાગે છે, પણ ચરિત્રથી અનેક લોકોનાં પરાક્રમને ઉલ્લંઘન કરનાર છે. તેના ગુણોથી એનો વંશ પણ જગતમાં વંદન કરવા યોગ્ય હશે ? એમ હું ધારું છું. વાદળમાં ઢંકાઈ ગયેલા સૂર્યનું તેજ તર્કથી કોણ ન જાણી શકે ? પૂર્ણ પ્રતિજ્ઞાવાળી આ મારી કન્યા આ વરને વરી છે, અને કુલીન કન્યાઓનો એ આચાર સર્વ પ્રકારે જાગૃત છે, પણ કુલ અને શીળથી શોભિત એવા આ રાજાઓની નજરે, જેના કુલ, શીલ જાણ્યા નથી; તેવા પુરુષને આ કન્યા આપવી તે મને લજ્જા ઉત્પન્ન કરે છે. માટે હું આ કુમારને આદરથી કુલાદિક પૂછું કે, જેથી મારાં મનનો તેટલો ખેદ પણ દૂર થાય.' એમ વિચારી કુમારની નજીક જઈ બુદ્ધિના ભંડારરૂપ રાજાએ સ્નિગ્ધ અને ગંભીરવાણીથી આ પ્રમાણે મહીપાલ કુમારને પૂછ્યું;

'હે ઉત્તમ ! ગુણ, વિનય અને શક્તિથી તમારું જાતિ, કુલ વગેરે; સમગ્ર લોકથી અધિક છે એમ હું જાણું છું, પણ ઘણું કરીને લોકો બાહ્યરંગના રાગી હોય છે. જેમ ભીંત અંદર તેવી ન હોય પણ તેની બહાર સારી શોભા કરાય છે; માટે હે કુમાર ! તમે વિદ્યાધર છો ? કોઈ દેવતા છો ? વા વરદાનને મેળવનાર કોઇ મનુષ્ય છો ? કે કોઈ નાગકુમાર છો ? તમે કોણ છો ? તે કહીને મારા કાનને પવિત્ર કરો.' રાજાએ એમ કહ્યું એટલે પ્રૌઢ પ્રભાવવાળા મહીપાળે ક્ષણવારમાં સાપની કાંચળીની પેઠે પોતાનો કૃત્રિમ નઠારો વેષ છોડી દીધો. આમ જ્યારે તેણે બનાવટી રૂપ ત્યજી દીધું, તે વખતે વાદળામાંથી મુક્ત થયેલા સૂર્યની જેમ, ધૂમાડાવિનાના અગ્નિની જેમ, મળરહિત થયેલા મણિની જેમ, લાંછનવિનાના ચંદ્રની જેમ અને છીપમાંથી મુક્ત થયેલા મોતીની જેમ તે શોભવા લાગ્યો. અને પોતાની મનોહર કાંતિથી તેણે શુદ્ધ એવા સુવર્ણને જિતી લીધું. તે સમયે લોકોમાં ચોમેરથી જયજય શબ્દ થયો, અને વરરાજા મહીપાલકુમાર પર આકાશમાંથી પુષ્પોની વૃષ્ટિ થઇ. દેવપાળ પોતાના લઘુ બંધુનું મૂલસ્વરૂપ જોઇ સંભ્રમથી ઉભો થયો, અને તેને હર્ષથી ગાઢ આલિંગન કર્યું. અને તેના પરિવારના લોકોએ કૌતુકથી લોચનને પ્રફુલ્લિત કરી દંડની પેઠે પૃથ્વીપર પડી મહીપાલકુમારને પ્રણામ કર્યાં. ત્યાં ત્રણે પ્રકારના વાજિંત્રોના ઊંચા નાદો થવા લાગ્યા. લોકો હર્ષથી નાચવા લાગ્યા, અને સુંદરીઓના મુખમાંથી ધવળમંગળના ધ્વનિ નીકળવા લાગ્યા.

શરૂઆતમાં મહીપાળે ત્યાં તે અવસરે કહેલાં વચનોથી જેઓને ક્રોધ ઉત્પન્ન થયેલો હતો, એવા સર્વે રાજાઓ એકઠા થઇ નરવર્મ રાજાને કહેવા લાગ્યા કે, "આ મહીપાળે હાથવડે અગ્નિવૃક્ષનાં ફળ લીધાં, તેમાં કાંઇપણ આશ્ચર્ય પામવા જેવું નથી; કારણ કે ઇંદ્રજાળની વિદ્યાને શું અસાધ્ય છે ? એ કુમારને લક્ષણરહિત ધારીને તેના પિતાએ પૂર્વે ઘરમાંથી કાઢી મૂક્યો છે. તેણે કોઈ ઠેકાણેથી ચમત્કાર મેળવીને આ કામ કર્યું છે,

તેમાં તેનું શું બળ છે ? સ્ત્રીઓ તો સ્વભાવથી જ નીચગામિની હોય છે, તો આ અતિજડ(મૂર્ખ) એવી રાજકન્યાએ તેના પર વરમાળા આરોપી, તેથી શું તે શ્રેષ્ઠ થઈ ગયો ? માટે આ અયોગ્ય કાર્યને અમે કોઇ રીતે સહન કરીશું નહિં. અને રંકના ઘરમાંથી રત્ન લઇ લેવાની પેઠે આ રાજકન્યાને તેની પાસેથી અમે પડાવી લઈશું " આ રીતનું તે રાજાઓનું કહેવું સાંભળી, કાંઇક વિચાર કરીને નરવર્મા રાજાએ ગંભીર વાણીથી તે બધાયને કહ્યું; " હે રાજાઓ ! તમે થોડો વખત રાહ જૂઓ ! હાલ આ વખતે અહિં રોષ કરવો યોગ્ય નથી. કારણ કે કલ્યાણસુંદર રાજા મારો ઇષ્ટમિત્ર છે. અત્યારે આપણે ક્રોધનો દેખાવ ઢાંકીને જાણે તેમને અનુકૂલ હોઈએ તેમ વર્ત્તી, પરમ પ્રીતિથી આ પાણિગ્રહણનો મહોત્સવ થવા દેવો. કારણ કે, આ સૌરાષ્ટ્રનો રાજા થોડા સૈન્યના બળવાળો છે, એ આપણે જાણીએ છીએ. તેથી જલના પ્રવાહને જેમ પર્વત રોકે તેમ, આપણે તેના માર્ગને રોકીને રહીશું; માટે હાલ આ બાબતમાં કાંઇપણ કરવાજેવું નથી, અને હમણાં આપણે આનો કાંઈ વિચાર કરવો નહિં. કેમકે, જ્યારે સૂર્યનું બિંબ ઉદય પામશે ત્યારે અંધકાર કેમ રહી શકશે ? " આ પ્રમાણે પરસ્પર વિચાર કરીને તે રાજાઓ સૂર્યમણિની પેઠે બહારથી મધુર બોલનારા અને અંદરથી ગૂઢહૃદયી તથા ઇર્ષ્યાવાળા થઈને વર્ત્તવા લાગ્યા.

આ બાજુ દેવપાળકુમાર પોતાના બંધુને મળવાથી અત્યંત હર્ષ પામ્યો, અને પોતાની પાસે રહેલા મહીપાળને સ્નેહપૂર્વક તે આ પ્રમાણે કહેવા લાગ્યો; " ભાઇ મહીપાળ ! તમારા જવા પછી વિયોગ પામેલા આપણાં માતા-પિતા માત્ર દેહ ધરીને રહ્યાં છે. તેમનું જીવિત તો તમારામાં જ આસક્ત થઇ સર્વ ઠેકાણે તમારી સાથે જ સંચાર કર્યા કરે છે. હું સ્વયંવરની સ્પૃહાથી અહીં આવ્યો નથી, પણ આ મહોત્સવમાં તમારા આવવાનો સંભવ હોવાથી તે બ્હાને હું અહિં ખાસ આવ્યો છું. હે વત્સ ! આપણા રાજમહેલને છોડીને નીકળ્યા ત્યારથી અહીં આવ્યા સુધીનું તમે જે કાંઇ અનુભવ્યું હોય, તે તમારું વૃત્તાંત તમે મને કહેવાને યોગ્ય છો. " આ પ્રમાણે પોતાના વડિલ બંધુની પ્રીતિરૂપ અમૃતથી પૂર્ણ એવી વાણીને સાંભળીને મહીપાળે પોતાનું અત્યારસુધીનું સર્વ વૃત્તાંત તેમની સમક્ષ વિસ્તારથી કહ્યું. ઉલ્લાસ પામતી પ્રીતિરૂપ વેલને પલ્લવિત કરવામાં મેઘસમાન તે દેવપાલ પોતાના લઘુ ભાઇનું આશ્ચર્યકારી આ ચરિત્ર સાંભળીને અત્યંત આનંદ પામ્યો.

ત્યારબાદ કલ્યાણસુંદર રાજાએ તે વર-વધૂનો વાજિંત્રોના નાદોથી સુંદર એવો વિવાહ મહોત્સવ પ્રવર્ત્તાવ્યો. હસ્તમેલાપ વખતે વર કન્યાની સરખી જોડ જોઇ આનંદ પામેલા રાજાએ હાથી, ઘોડા, રથ અને રત્નો મહીપાળકુમારને આપ્યાં. તે પછી ચારણ તથા ભાટોની સ્તુતિઓથી મહીપાળના જાણવામાં આવ્યું કે, ' અહિં સ્વયંવર ઉત્સવમાં પોતાના વિદ્યાધર મિત્ર રત્નકાંતિનો ભાઇ રત્નપ્રભ આવેલ છે. એટલે મહીપાલ કુમાર તત્કાળ રત્નપ્રભને મળવાને માટે તેના આવાસમાં ગયો. રત્નપ્રભ વિદ્યાધરે મહીપાલ કુમારનો અતિશય આદર કર્યો. મહીપાળે પોતાનું અને (રત્નપ્રભના લઘુ બંધુ) [1]રત્નકાંતિનું પૂર્વે બનેલું

[1] પૃષ્ઠ ૪૨ થી ૪૪ સુધી રત્નકાંતિ વિદ્યાધરનું વૃત્તાંત પૂર્વે આવ્યું છે.

વૃત્તાંત તેની આગળ કહી જણાવ્યું. બુદ્ધિના બળથી મહીપાળે જાણ્યું કે, 'રત્નપ્રભને તેના ભાઇ ઉપર સ્નેહ છે.' એટલે તે બન્નેની પરસ્પરની પ્રીતિને દૃઢ કરવા માટે તેણે રત્નપ્રભને કહ્યું કે, "ભાઇ રત્નપ્રભ ! આ જગતમાં પૂર્વના પુણ્યથી જ સહોદર-બંધુનું દર્શન થાય છે. સુખને ઇચ્છનારા પુરુષોએ સહોદર ભાઇને પોતાના બીજા હાથની પેઠે પાળવો જોઈએ. સંપત્તિઓ અને સ્રીઓ જ્યાં જઈએ ત્યાં પ્રાપ્ત થાય છે, પણ માતાના ઉદરવિના સહોદર ભાઇનું દર્શન થતું નથી. જે મૂર્ખ આત્માઓ રાજ્યલક્ષ્મીને માટે પોતાના સહોદર-ભાઈ પર દ્વેષ કરે છે, તે ભાગ્યહીન પુરુષો શ્વાનની ઉપમાને પામે છે. જે અભાગી જીવો રાજ્યાદિકને માટે સહોદર ભાઈઓને હણે છે, તે પોતાની જ પાંખને છેદનારા છે, એમ હું માનું છું. જેઓ એક [1]ગ્રાસના ભાગનો ગર્વ ધરી પોતાના ભાઇઓને છેતરે છે, તેઓને બીજા સાથે સંપ કરીને ગ્રાસ-કોળિયો લેનારા કાગડાઓ પણ હસે છે."

આ પ્રમાણે અમૃતથી ભરેલી મહીપાળકુમારનાં મુખચંદ્રથી ઝરતી વાણી સાંભળીને રત્નપ્રભનાં નેત્રરૂપ ચંદ્રકાંત મણિમાંથી અશ્રુબિંદુરૂપ ઘણું પાણી ઝરવા લાગ્યું. નિશ્વાસથી અને ગળતા અશ્રુઓથી જેનો કંઠ રુંધાઇ ગયો છે, એવો તે રત્નપ્રભ વિદ્યાધર મહીપાળની આગળ ગદ્ગદ્ વાણીથી કહેવા લાગ્યો; 'હે પરમ બંધુ ! એ મારો નાનો ભાઈ રત્નકાંતિ મૂળથી ઉદ્ધત છે. તેને મેં કોઇ દિવસ રીસાવ્યો નથી. તે પોતાની મેળેજ કાંઇક વિકલ્પ કરી ચિત્તમાં અવળું વિચારીને ચાલ્યો ગયો છે. હિતકારી એવા વાક્યામૃતવડે મંત્રીઓએ તેને વાર્યો, અને મેં પણ આગ્રહથી અટકાવ્યો. તે છતાં તે અવળું સમજી ચાલ્યો ગયો હતો. હે ભાઇ ! તેના વિના સુખ આપનારું રાજ્ય મને અત્યારે દુઃખ આપી રહ્યું છે. એથી આ રાજાપણું મારા માટે વિષમિશ્રિત અમૃત જેવું હું જાણું છું.' આ પ્રમાણે રત્નપ્રભવિદ્યાધરનું કથન સાંભળીને મહીપાળે કહ્યું; "હે ભાઇ ! હવે તમે તેનો ખેદ કરો નહિં; દેહ અને દેહી( પ્રાણી )નો સંગમ જેમ કર્મ કરાવે છે, તેમ તમારા બન્ને ભાઈઓનો સંગમ હું કરાવીશ." એ રીતે કુમારનું વચન સાંભળી તેનો સ્વીકાર કરી સ્વચ્છ મનવાળો રત્નપ્રભ પોતાના અનુજ-ન્હાના બંધુને જોવામાં ઉત્સુક થઇને ત્યાં રહ્યો.

મહીપાળ કુમારે રાજપુત્રીની સાથે સંગીત શાસ્રના આનંદમાં અને ઇષ્ટજનોના સંગમમાં કેટલાક દિવસો ત્યાં ગાળ્યા. એટલામાં અકસ્માત પૂર્વકર્મના ઉદયથી મહીપાળ કુમારને જ્વરની પીડા થઈ, અને તેની સાથેજ તેના અંગ ઉપર ચારે બાજુ ફોલ્લા ઉઠી આવ્યા. તલના દાણા મૂકયા હોય તોપણ ફૂટી જાય તેવો દુઃસહ તાપ કરનાર મહાજ્વર મહીપાળનાં અંગમાં તે વખતે વિસ્તાર પામ્યો. તેના તાપની શાંતિને માટે જે કાંઇ પણ શીત ઉપચારો કરવામાં આવે, તો પણ તેનાથી કમળના જેવા કોમળ કુમારના દેહમાં ઊલટી વધારે બળતરા થવા લાગી. અમૃત જેવા ઔષધોથી જેમ જેમ તે રોગને નિવારવા

[1] 'ગ્રાસ' શબ્દના બે અર્થ ઘટે છે. મનુષ્યના પક્ષમાં 'રાજ્ય ભાગ' અર્થ થાય છે કાગડાના પક્ષમાં ગ્રાસનો અર્થ 'કોળિયો' થાય છે.

પ્રયત્ન થાય છે, તેમ તેમ શાંતિના વચનોવડે દુર્જનની જેમ તે વ્યાધિ વધારે પ્રકોપ પામે છે. તે વ્યાધિનો નાશ કરે તેવા કોઇ વૈદ્યો, તેવી કોઈ વિદ્યાઓ કે તેવો કોઈ પ્રતીકાર પૃથ્વીમાં કોઈ સ્થાને પ્રાપ્ત થયા નહિ. મોટા વૈદ્યોએ આવી આવીને વિવિધ પ્રકારની ઔષધિઓ વડે અનેક જાતના ઉપાયો એક માસ સુધી સતત કર્યાં, તોપણ મહીપાળ તે રોગથી કિંચિત્ પણ મુક્ત થયો નહિ. છેવટે તેનાં વ્યાધિથી દુઃખી થયેલા કલ્યાણસુંદર રાજાની સમ્મતિ મેળવી, પિતાની પેઠે શોક કરતા તેમને તેમજ બીજા સ્વજન વર્ગને મધુર વચનોથી શાંત કરી, સેંકડો વિદ્યાધરોવડે અને પુષ્કળ સૈન્યવડે પરિવરેલો કુમાર પોતાના પૂજ્ય પિતાને મળવાની ઉત્કંઠાથી સ્વદેશ તરફ ચાલ્યો. ગુણસુંદરી પણ વૃદ્ધજનોની શિક્ષા મેળવી, અને માતપિતાનાં ચરણોમાં નમસ્કાર કરી પોતાના પતિની પાછળ જવા તૈયાર થઇને નીકળી.

આ બાજુ પૂર્વે સ્વયંવરમંડપમાં જે રાજાઓ ઇર્ષ્યાળુ બન્યા હતા, તેઓ માલવ દેશના સીમાડા પર કુમારને માર્ગમાંજ રોકીને કહેવા લાગ્યા; ' હે રાંક ! અમારા જેવા રાજાઓના જોતાં આ સ્ત્રીરત્નને લઇને તું કયાં જાય છે ? હમણાંજ તને તારી એ છળ વિદ્યાનું ફળ મળી જશે. જે પ્રાણી અતિ ચપળતાથી પોતાની મર્યાદા કરતાં અધિક કાર્ય કરે છે, તે તેનું ફળ પ્રત્યક્ષપણે ભોગવે છે; એથીજ હાલ તને આ કોઢ થયો છે. તેમજ સ્વયંવર વખતે લોકોને જોઈને જે તું ઊંચાં નીચાં વચનો બોલ્યો હતો, તેનું ફળ પણ તું હવે અમારા હાથથી ભોગવ." આમ કહી મહાક્રોધથી દુર્ધર એવા તે રાજાઓ સર્વ બળથી એકઠા મળીને મહીપાળ કુમારને ચોમેરથી ઘેરી વળ્યા. શત્રુઓને માટે કાળરૂપ એવો મહીપાળ કુમાર શત્રુઓનાં મુખમાંથી નીકળેલાં ઉપરનાં વચનોને સાંભળીને, રોગની પીડાને જાણે ભૂલી ગયો હોય તેમ તે વખતે તે સાવધાન થઈ ગયો, અને હાથમાં તેણે ખડ્ગ લીધું. તત્કાળ ગજેંદ્રોની સાથે દંતાદંતિ, રથિકોની સાથે બાણા–બાણી, પાયદળની સાથે ખડ્ગા–ખડ્ગિ અને ઘોડેસ્વારોની સાથે ભાલા–ભાલી એ રીતે પરસ્પર બન્ને સૈન્યોની વચ્ચે મોટું યુદ્ધ શરૂ થયું. યુદ્ધ કરવામાં દીનતા રહિત એવા તે બન્ને મહાસૈન્યના લોકોને યુદ્ધના રસમાં પોતાની પાસે રહેલો ' આ પોતાનો છે કે પારકો છે ' એવો વિચાર પણ રહ્યો નહિ. રુધિર તથા માંસના સમૂહથી ઢંકાયેલી અને મહીપાળના યશથી વ્યાપ્ત એવી પૃથ્વીને જોઇ તે યશને સ્વર્ગમાં વિસ્તારવાને મહીપાળનાં સૈન્યના બાણો આકાશમાં ગયા. ત્યાં પણ કિન્નરો તેના યશના ગાન ગાતા હતા. એ સાંભળી તેને નહિ વખાણનારા શત્રુઓની ઉપર એ સ્વામિભક્ત બાણો આવીને પડ્યાં. થોડીક વારમાં ઉછળતા તરંગોવાળા સમુદ્રો જેમ કિનારા ઉપર ઉપદ્રવ કરે, તેમ દુશ્મનોના સમૂહે કોપથી મહીપાળના સૈન્યનો પરાભવ કર્યો. એ સમયે દેવપાળ, મહીપાળ અને રત્નપ્રભ તથા અન્યાન્ય મહાપરાક્રમી વીરો શત્રુઓની સાથે વિશેષ પ્રકારે યુદ્ધ કરવા લાગ્યા. નવીન મેઘ સમાન મહીપાલકુમારના એ વીરોએ બાણની ધારારૂપ વૃષ્ટિદ્વારા રુધિરથી પૃથ્વીનું સિંચન કરી શત્રુઓનો દુષ્કાળ કર્યો. રવૈયા જેવા મહીપાલના વીરપુરુષોએ શત્રુની સેનારૂપી દહિંને વલોવીને જગતના તાપનો નાશ કરનારું પોતાના યશરૂપી માખણ ઉતાર્યું.

આ રીતે સતત યુદ્ધ ચાલતાં જગતમાં સારરૂપ મહીપાળનાં સૈન્યનાં બાણોને સહન કરવા માટે અસમર્થ એવા શત્રુઓ પોતપોતાના સૈનિકોની સાથે ચોમેર દશે દિશાઓમાં નાશી ગયા. તત્કાળ યાદવસૈનિકોએ જય જય શબ્દ કર્યો. અને દેવતાઓએ આકાશમાંથી પુષ્પની વૃષ્ટિ કરી. 'મહાપરાક્રમી પુરુષો કયારે પણ તૃણ ઉપર કોપ કરતા નથી.' એમ ધારીને નરવર્માદિક રાજાઓએ મુખમાં તૃણ ધારણ કર્યું. 'આ મહીપાળ પૃથ્વીમાં હર્ષ ઉત્પન્ન કરનાર છે.' એમ ધારી તેની આગળ આળોટતા તે રાજાઓ તે બ્હાને તેનાં ચરણનાં રજકણોથી પોતાના શરીરને વિલેપન કરવા લાગ્યા. તે વખતે સ્વામી તરીકે પોતાનાં કર્તવ્યને જાણતા મહીપાળે પોતાનાં ચરણ પાસે પડતાં નમ્ર એવા એ રાજાઓની પીઠ ઉપર લક્ષ્મીના નિવાસરૂપ કમળ જેવો પોતાનો હાથ મૂક્યો. તે પછી ત્યાં જ રાજા નરવર્માએ રૂપથી દેવકન્યાનો પણ તિરસ્કાર કરનારી વનમાળા નામની પોતાની કન્યા દેવપાળને આપી. એ પ્રમાણે સર્વ રાજાઓને જિતી, જાણે મૂર્તિમાન જયલક્ષ્મી હોય તેવી વનમાલાને સાથે લઈ મહીપાળ પોતાના નગર તરફ ચાલ્યો, અને નરવર્માદિક રાજાઓ તેની આજ્ઞા લઈ, યાદવોનાં શૌર્યથી ચમત્કાર પામતા પોત-પોતાનાં સ્થાને ચાલ્યા ગયા.

આ બાજુ પોતાનાં નગર તરફ પરિવારની સાથે આગળ વધતાં મહીપાળને જેમ જેમ વનમાં પવન વાવા લાગ્યો, તેમ તેમ આયુષ્યને નાશ કરનારો રોગરૂપી સર્પ તેના દેહમાં વધવા લાગ્યો. દુષ્ટ પવનની પીડાઓથી અઢાર પ્રકારના કોઢાએ લક્ષ્મીના ઘરરૂપ તેનાં દેહને અત્યંત દૂષિત કરી દીધો. આ રોગની પીડાના તાપથી તે વનની ભૂમિ તેને નરકભૂમિ જેવી જણાવા લાગી. કમલસહિત નદીનું જલ તેને ભય આપવાવાળું લાગ્યું. વાજિંત્રોના અવાજ કાલના નાદ જેવા તેને લાગવા લાગ્યા. તેના શરીરમાંથી સ્રવતા વસા (પરુ) વગેરેની દુર્ગંધથી તેનો સમસ્ત પરિવાર તેનાથી આઘો રહેવા લાગ્યો. તેને ભોજન પણ કાલકૂટ વિષસમાન લાગવા માંડ્યું. પાણી તેને તપેલા સીસાના રસ જેવું લાગવા માંડ્યું. કર્પૂર વગેરે સુગંધી વસ્તુઓ દુઃખના પૂર જેવી જણાવા લાગી. અને ગાયન દુર્વાક્ય જેવું તેને લાગવા માંડ્યું. નૃત્ય સર્પના નૃત્ય જેવું ભાસવા લાગ્યું. અને પુષ્પો યમરાજના બાણ જેવા લાગવા માંડ્યા. આ રીતે નરકથી પણ અધિક વેદનાથી પીડિત એવો તે મહીપાલ; લોકોની સાથે, સ્વજનોની સાથે કે એકાંતમાં કોઈ ઠેકાણે રતિ-આનંદને પામતો નહોતો. આમ કરતાં આગળ વધતાં-વધતાં કેટલાક દિવસો બાદ મહીપાળ પુષ્પોથી પરિપૂર્ણ એવી મનોહર અટવીમાં આવ્યો. ત્યાં દેહના રોગથી મૂંઝાયેલા તેણે પોતાના સૈન્ય સાથે પડાવ નંખાવ્યો. જેમ પ્રાણીને પૂર્વનું શુભા-શુભ કર્મ સ્વયમેવ ઉદય પામે છે, તેમ પરોપદેશ વિના સારી કે નરસી, યા શુભ કે અશુભ બુદ્ધિ પણ સ્વાભાવિક રીતે પ્રવર્તે છે. આ સંસારમાં કર્મથી પ્રેરાયેલો આ જીવ સર્વ સ્થાને કુલાલ ચક્રની પેઠે સ્વભાવથીજ ભમ્યા કરે છે. અહીં મહીપાલકુમાર તે ઉદ્યાનના ખુલ્લા પ્રદેશમાં ચંદ્રની કાંતિના પૂરથી વ્યાપ્ત એવી રાત્રિમાં સુખની ઈચ્છાથી સૂતો.

એ અવસરે ચૈત્રીપૂર્ણિમાના મહાપવિત્ર દિવસે શ્રી શત્રુંજય ગિરિરાજની યાત્રા કરવા અને

શ્રી આદિનાથ પ્રભુનાં ચરણકમલની સેવા કરવા ચારે તરફથી અનેક વિદ્યાધરો જતા હતા. ત્રણ લોકમાં જેટલા તીર્થો છે, તેની યાત્રાથી જે ફલ થાય તેટલું ફળ પુંડરીકગિરિની એક યાત્રા કરવાથી પ્રાપ્ત થાય છે. ચૈત્રમાસની પૂર્ણિમાને દિવસે શ્રી પુંડરીકગિરિને નમસ્કાર કરવામાં આવે, તો સ્વર્ગ અને મોક્ષના સુખો પ્રાપ્ત થાય છે. તેથી અનેક વિદ્યાધરોએ તે દિવસે પોતાની શક્તિવડે નંદન વનમાંથી લાવેલા વિચિત્ર પુષ્પોથી આદિનાથ પ્રભુની પૂજા કરી, અને ત્યારપછી પ્રસન્ન ચિત્તથી ચતુર ચાલવાળું તથા નાનાપ્રકારના અભિનયથી શોભતું ત્યાં ગિરિરાજ પર શ્રી ઋષભદેવ પ્રભુની સન્મુખ સંગીત કર્યું, અને ત્યારબાદ તેઓએ વિચિત્ર અર્થવાળા, ચતુર ભાષામય અને સંવેગગર્ભિત સ્તોત્રોથી ભગવંતની ચૈત્રીપૂર્ણિમાના પવિત્ર દિવસે આરાધના(સ્તુતિ) કરી.

આ રીતે ચૈત્રીપૂર્ણિમાની યાત્રા કરી શ્રી પુંડરીકગિરિ ઉપરથી ઉતર્યા પછી, નામના સામ્યથી પ્રિય એવા પુંડરીક પર જેઓએ પોતાની દૃષ્ટિ રાખી છે, એવા તે વિદ્યાધરો, પોતપોતાના સ્થાન તરફ વિદાય થયા. તે અવસરે ચંદ્રચૂડનામના એક વિદ્યાધરને તેની પ્રિયાએ મધુરવાણીથી કહ્યું કે; "હે નાથ! બીજા સૌ ભલે જાય પણ આપણે તો અહિં રહીશું. જગત્પતિ આદિનાથ ભગવંતે મારા ચિત્તમાં એવો વાસ કર્યો છે, કે જેથી હું સ્વર્ગ અને મોક્ષાદિકને પણ તેની પાસે તૃણસમાન માનું છું. હે નાથ! આ પુંડરીકગિરિ ઉપર બીજા આઠ દિવસ રહેવાનો મારા ઉપર પ્રસન્ન થઇને તમે નિર્ણય કરો, જેથી હું નિર્વૃત્તિથી પ્રભુની સ્તુતિ અને પૂજા કરું." પોતાની પ્રિયાની આ રીતની અતિ સ્નેહપૂર્વકની પ્રાર્થનાથી તે તીર્થમાં ભક્તિવાળો ચંદ્રચૂડ વિદ્યાધર શ્રી પુંડરીકગિરિરાજની નિશ્રામાં ત્યાં રહ્યો. 'ઇષ્ટજને કરેલા ઇષ્ટ ઉપદેશની કોણ ઉપેક્ષા કરે?' એ રીતે ઘણી ઉત્કંઠાથી જગત્પતિને પૂજી, આઠ દિવસની સ્થિરતા કરવા છતાં પણ પ્રભુભક્તિમાં અતૃપ્ત એવા તે દંપતીએ ત્યાંથી જવાની ઇચ્છા કરી. એટલે મોટા પ્રમાણવાળા વિમાનમાં બેસી તેઓ ચાલવા લાગ્યા. તે સમયે પૂર્વદિશામાં રહેલું સૂર્યોદ્યાન તેમના જોવામાં આવ્યું. નંદનવનને તિરસ્કાર કરનારૂં અને ઘણા પુષ્પોવાળું એ સુંદર ઉદ્યાન જોઈ સ્ત્રીએ પોતાના હૃદયેશ્વર ચંદ્રચૂડવિદ્યાધરને કહ્યું; 'હે નાથ! શત્રુંજયગિરિરાજથી દૂર રહેલાં આ વિશાળ વનને જૂવો! જે વન વિકસિત પુષ્પોથી દિવસે પણ તારા સહિત આકાશના ભ્રમને આપે છે. તેમાં રહેલા કમલના સમૂહથી શોભતો અને નિર્મળ જળરૂપી અમૃતથી પૂર્ણ એવો આ કુંડ આપણી નજીકજ છે. તે કુંડને કાંઠે ચલાયમાન પોતાની ધજાઓના છેડાથી દેવલોકના દેવતાઓને જાણે વીંજતા હોય તેમ અર્હંત ભગવંતના ઉજ્જવલ પ્રાસાદો કેવા શોભે છે? તે જૂઓ, હે નાથ! આ ગિરિરાજની સીમા પર રહેલી આ વનની લક્ષ્મી મારાં નેત્રોને સુખ આપે છે. જો આપની પ્રસન્નતા હોય તો ક્ષણવાર આપણે અહિં રોકાઈએ.' આ પ્રમાણે પોતાની પ્રિયાનાં મુખકમળમાંથી ઝરતી શ્રવણને પ્રિય એવી વાણીરૂપ

સુધાનું પાન કરી ચંદ્રચૂડે પોતાનું વિમાન તે ઉદ્યાનમાં ઉતાર્યું, અને તેણે પોતાની પ્રિયાને કહ્યું; 'હે મૃગાક્ષી ! આ સૂર્યોદ્યાનનામે મહાપ્રભાવવાળું વન છે. અહિં સર્વ કાર્યમાં ઉપયોગી એવી અનેક દિવ્ય ઔષધિઓ થાય છે આ સૂર્યાવર્તનામે કુંડ છે. તે સર્વ રોગની પીડાનો નાશ કરે છે. એના જળના એક બિંદુમાત્રથી અઢાર પ્રકારના કોઢ ક્ષય પામે છે.'

આ પ્રમાણે સૂર્યાવર્ત કુંડનો તથા સૂર્યોદ્યાન વનનો પ્રભાવ કહેતો તે ચંદ્રચૂડ વિદ્યાધર પોતાની પ્રિયા સાથે ત્યાં મનોહર લતાગૃહમાં આરામ કરવા લાગ્યો, પોતાની પ્રિયાના ચંચલ નેત્રના કટાક્ષથી પ્રસન્ન થયેલા તે વિદ્યાધરે કમળના સમૂહથી વ્યાપ્ત તે કુંડના જળમા ઘણી વાર સુધી જલક્રીડા કરી. પછી તેમાથી કમળના પુષ્પો લઇ અને સ્વચ્છ-ઉજ્જ્વળ વસ્ત્ર પહેરી ચંદ્રચૂડે પોતાની પ્રિયાસહિત સિદ્ધાયતન( દેરાસર )માં જઈ ભગવંતની પૂજા અને સ્તુતિ કરી. તે પછી ભગવંતનાં ચરણોથી પવિત્ર થયેલું, અને અનેક રોગોનો નાશ કરનારું, સૂર્યાવર્તકુંડનું જળ લઇ તે દંપતી વિમાનમાં બેસી ત્યાંથી ચાલતા થયા.

આગળ ચાલતા ત્યા રાત્રીના સમયે ચંદ્રની કાંતિના યોગથી જ્યાં અનેક ધોળા તંબૂઓ ચોમેર વસેલા જણાતા હતા, એવી મહીપાળની સેના વિમાનમાં બેઠા બેઠાં તેઓના જોવામાં આવી. સર્વ તરફ ઘોડા, હાથી, રથ અને પાયદલની ઘણી સંખ્યા જોઇને તે વિદ્યાધરની સ્ત્રીએ પોતાના સ્વામીને, પૂછ્યું; " હે નાથ ! આવા વનમાં આટલા બધા મનુષ્યો કેમ રહ્યા છે ? અને જ્યાં દૃષ્ટિ નાખીએ છીએ ત્યાં પુષ્કળ હાથી અને ઘોડા જ કેમ નજરે પડે છે ? જૂઓ, આ કોઇ પુરુષ રોગથી પીડાયેલાની જેમ ઘણા માણસોથી વીંટાએલો હોય એમ જણાય છે. તે તરફથી દુર્ગંધ આવે છે, તેથી તેને કોઢ થયો હોય, એમ મને લાગે છે. હે હૃદયેશ્વર ! આપણી પાસે કોઢને હરનારું ઉત્તમ જલ છે. તે જો તમારી આજ્ઞા હોય તો હું તેના દેહ ઉપર છાંટું–તેના ઉપર સિંચન કરું. " તે વિદ્યાધરે તેને અનુજ્ઞા આપી, એટલે તે દયાળુ સુંદરીએ વિમાનમા જ રહીને નીચે રહેલા મહીપાલ પર સૂર્યાવર્ત્ત કુંડના પાણીનો છંટકાવ કર્યો. તે પવિત્ર જલના સંપર્કથી તત્કાળ મહીપાળને પૂર્વે નહિં થયેલી એવી પ્રીતિ પ્રાપ્ત થઈ, અને ગ્રીષ્મઋતુમાં સૂકાએલું વૃક્ષ જેમ વર્ષાઋતુમાં નવપલ્લવ થાય તેમ મહીપાલ કુમારનું શરીર નવપલ્લવ થઇ ગયું. પ્રકાશિત અને દિવ્ય કાંતિવાળો મહીપાળનો દેહ થયેલો જોઇ તે વિદ્યાધર, મહીપાલની પત્ની ગુણસુંદરી, વડિલ બંધુ દેવપાલ, અને સર્વ સૈનિકો અત્યંત હર્ષ પામ્યા. પછી રાજાના અંગમાંથી જુદા પડેલા તે કુષ્ટરોગો આકાશમા, રહીને કહેવા લાગ્યા કે; 'હે રાજા ! હવે તું જય પામ ! અમોએ તને મુક્ત કર્યો છે. આજથી સાત ભવ સુધી અમોએ તને સેવ્યો હતો, પણ આ સૂર્યાવર્ત્ત કુંડનું જલ આવ્યું, એટલે અમારું સ્થાન હવે રહ્યું નથી.' એમ કહી કૃષ્ણવર્ણવાળા, અને ભયંકર રૂપવાળા એ મહારોગો કોલાહલ કરતા કોઇ ઠેકાણે ચાલ્યા ગયા. ત્યારબાદ મહીપાલનો રોગ જવાથી, અપાર સુખોને પામેલા અને નિર્મલ બુદ્ધિવાળા દેવપાલે,

તે રાત્રી વ્યતીત થયા પછી, હર્ષપૂર્વક સવારે મહોત્સવ કર્યો. પોતાનાં દેહનાં આરોગ્યની વાર્તાથી ખુશી કરવાને પોતાના પૂર્વમિત્ર રત્નકાંતિને વિદ્યાધર મોકલીને મહીપાળે ત્યાં પોતાની પાસે બોલાવ્યો. મહીપાળનું નામ સાંભળતાં જ રત્નકાંતિ અતિહર્ષ પામી વિમાનોના સમૂહથી પરિવરેલો સત્વર ત્યાં આવ્યો. પ્રેમની લાલસાવાળા મહીપાળે, એક દેહ કરવાને ઈચ્છતો હોય તેમ પોતાનાં નીરોગી અંગોવડે તેનું આલિંગન કર્યું. પછી તેણે રત્નકાંતિ અને રત્નપ્રભનો ત્યાં મેલાપ કરાવ્યો, અને પોતાની મૈત્રીને તેમજ પોતે કહેલાં વચનોને તેણે સફળ કર્યાં. ત્યારથી તે બન્ને ભાઈઓ પણ જેમ એક જ વૈતાઢ્ય પર્વત ઉપર જુદા જુદા રાજ્યના અધિપતિ હતા, તેમ દેહથી જૂદા હોવા છતાં પણ મિત્રતાથી તો પરસ્પર તેઓ એક આત્માવાળા થઈ ગયા.

જ્યારે સૂર્ય આકાશના મધ્યભાગમાં આવ્યો, તે મધ્યાહ્ન સમયે ત્યાં મહીપાલના આવાસમાં માસોપવાસના પારણાને માટે કોઈ બે મુનિઓ આવી ચડ્યા. મૂર્તિમાન જાણે ધર્મ અને શર્મ હોય તેવા તે બન્ને મહાત્માઓને જોઈ, ઘણી ભક્તિવાળા મહીપાળે સંભ્રમથી ઉઠી તેમને નમસ્કાર કર્યો, અને મોટી ભક્તિથી શુદ્ધ અન્ન, વસ્ત્ર તથા જલાદિ વસ્તુઓથી તેમની ભાવપૂર્વક ભક્તિ કરી. અને પોતાને થયેલા રોગનું મૂલ કારણ તેણે પૂછ્યું; તે બન્ને મહર્ષિઓએ ધર્મલાભ આપી કોમલ વાણીથી તેને કહ્યું; 'હે રાજન્! આ વનમાં અમારા જ્ઞાનવાન ગુરુ મહારાજ પધારેલા છે, માટે તમને કાંઇ પણ સંદેહ હોય, અથવા કોઈ પ્રકારના ધર્મકર્મમાં તમારી ઇચ્છા હોય તો હે સ્વચ્છ હૃદયવાળા કુમાર! તમે ત્યાં આવી ગુરુમહારાજને તે વિષે પૂછો.' આ પ્રમાણે મહીપાળને કહીને ત્યાં બધાયે જેમણે વંદન કર્યું છે, એવા તે મુનિઓએ ત્યાં ગુરુમહારાજ પાસે આવી જે બન્યું હતું, તે યથાર્થ કહી સંભળાવ્યું. ત્યાર પછી દેવપાળ, મહીપાળ, રત્નપ્રભ, રત્નકાંતિ અને બીજા ઘણા લોકો ગુરુમહારાજને વંદન કરવા માટે ત્યાં ગયા. ત્યાં આત્માવડે આત્માનું ધ્યાન કરતા, આનંદથી વ્યાપ્ત થયેલા, નાદબિંદુની કલાના સ્પર્શથી પ્રગટ થયેલા તેજવડે અંધકારના સમૂહનો નાશ કરતા, આધારચક્રના પદ્મને સંકોચી શક્તિથી હૃદયમાં સ્થાપન કરી બ્રહ્મસ્થાનમાં રહેલા પરમજ્યોતિનું ધ્યાન કરતા, સર્વ ઉપર સમતા રાખતા અને એક મુક્તિ પ્રત્યે જવાની જ ઇચ્છા કરનારા એવા ગુરુમહારાજને જોઇ તેઓ અનિર્વાચ્ય આનંદને પામ્યા. પછી મન, વચન અને કાયાની શુદ્ધિપૂર્વક ત્રણ પ્રદક્ષિણા દઇ ઉત્તરાસંગ કરીને તેઓએ જ્ઞાનનિધિ એવા મુનીશ્વરને હર્ષથી નમસ્કાર કર્યો. એ અવસરે ધ્યાન અને સમાધિને છોડી ધર્મના વ્યાપારને કરનારા મુનીશ્વરે તેઓના બોધને માટે આ પ્રમાણે ધર્મદેશના ફરમાવી; "અહો! ભવ્ય પ્રાણીઓ! આર્યદેશ, મનુષ્યપણું, દીર્ઘ આયુષ્ય, નિરોગીપણું, ઉત્તમ કુલ અને ન્યાયોપાર્જિત દ્રવ્ય આ બધી સામગ્રી પુરુષોને પુણ્યની પ્રાપ્તિના મૂલ હેતુરૂપ છે." ઇત્યાદિ ગુરુના મુખચંદ્રથી ઝરતા દેશનારૂપ અમૃતનું પાન કરી, તેઓએ પૂછ્યું; 'હે ભગવન! આ મહીપાળના શરીરમાંથી જુદા પડીને રોગોએ કહ્યું કે, "અમે આના શરીરમાં સાત ભવથી રહ્યા હતા,

પણ જ્યાં એ તીર્થસંબંધી કુંડનું જલ પ્રાપ્ત થયું, એટલે હવે અહિં સ્થિર રહી શકતા નથી, તેથી અમે જઇએ છીએ." આવી તેમની વાણી કેમ થઈ? તે કહો ' એ સાંભળીને જ્ઞાનથી તેનો (મહીપાલનો) પૂર્વભવ જાણીને શાંતચિત્તે ગુરુમહારાજ બોલ્યા કે; ' હે મહીપાળ! તેં પૂર્વે જે દુષ્ટ કર્મ બાંધ્યું છે તે તું સાંભળ!'

' આ ભરતક્ષેત્રમાં શ્રીપુરનામે એક નગર છે. ત્યાં ગુણીજનોની મર્યાદારૂપ શ્રીનિવાસ નામે રાજા હતો. તે પિતાની જેમ પ્રજાને પાળતો હતો. યમરાજની પેઠે શત્રુઓને મારતો હતો, અને દાન આપવામાં કામધેનુ, ચિંતામણિ રત્ન અને કલ્પવૃક્ષ કરતાં પણ અધિક હતો; પરંતુ શીલાદિ ગુણથી સંપન્ન છતાં એ રાજામાં શિકાર કરવાનો મોટો દુર્ગુણ હોવાથી તે કલંકયુક્ત ચંદ્ર જેવો હતો. એક વખતે અશ્વ ઉપર આરૂઢ થઇ, હાથમાં ધનુષ લઈ શિકાર કરવાને માટે તે વનમાં ગયો. ત્યાં ત્રાસ પામેલા એક મૃગના ટોળાની પછવાડે તેણે વેગવાળા પોતાના ઘોડાને દોડાવ્યો, અને તેની ઉપર મેઘની જેમ અવિચ્છિન્ન બાણોની વૃષ્ટિ કરી. જેમ જેમ તે મૃગનું ટોળું આગળ ચાલ્યું, તેમ તેમ ઘોડાના વેગથી જે દૂર હતું તેને પાસે કરતો અને પાસે રહેલાને દૂર કરતો તે રાજા શિકારના વ્યસનની આસક્તિથી પોતાની સેનાથી ભ્રષ્ટ થયો. આગળ જતાં એક ગાઢ વૃક્ષનું ઝુંડ આવ્યું, તેની અંદર કોઇ જીવ હશે એમ ધારી, તેને હણવાને તે વૃક્ષના ઝુંડમાં તેણે તીક્ષ્ણ બાણો છોડ્યાં. તે સમયે ત્યાંથી "નમોઽર્હદ્‌ભ્યઃ" એવી શાંત ગદ્‌ગદ્ વાણી તેના સાંભળવામાં આવી તરત જ તે શબ્દની ઉત્પત્તિનું સ્થળ જાણવાને જેવી તેણે દૃષ્ટિ નાંખી, તેવા જ કાયોત્સર્ગે રહેલા કોઇ મુનિને પોતાના બાણથી વિંધાઇને પૃથ્વી ઉપર પડતા તેણે જોયા. એ મહર્ષિને હણાયેલા જોઇ જાણે પોતાનું પુણ્યરૂપ વૃક્ષ મૂળમાથી છેદાણું હોય તેમ જાણતો તે શ્રીનિવાસરાજા ત્યાં ઘણો શોક કરવા લાગ્યો, અને પશ્ચાત્તાપ કરતો તે આ રીતે એ મહર્ષિની સમક્ષ બોલવા લાગ્યો; "હે નાથ! અતિશય પાપી એવા મેં આ શું કર્યું? અરે! મહાકષ્ટવડે ઉપાર્જન કરેલું બોધિબીજ મેં દુષ્કર્મરૂપી અગ્નિથી બાળી નાખ્યું. મારા જીવિતને ધિક્કાર છે કે, મને પુણ્યનો છેડો લાવનારું અને પાપને વધારનારું આ નિરપરાધી પ્રાણીને મારવાનું વ્યસન આ રીતે લાગુ પડ્યું. એક જીવને મારવાથી પણ, ઘણા ભયંકર નરકમાં પડવારૂપ તેનું ફળ પ્રાણીને મળે છે. અહો! દુરાત્મા એવા મેં આ નઠારું વ્યસન એટલે હદે વધાર્યું કે તેની વૃદ્ધિથી આખરે ઋષિહત્યાનું પાપ મને લાગ્યું. જે ધર્મજ્ઞ પુરુષો થઇને મને આવા [illegible] આપતા હતા, તેઓને; અને આવા નિરપરાધી જીવોને દુઃખ આપનાર [illegible] છે. જેઓ ' રાજાઓને શિકાર કરવામાં પાપ નથી ' એમ કહે છે, [illegible] તત્ત્વવૃત્તિ બન્ને ક્ષય પામો. અહા! ઉદ્ધત પાપીઓ, માત્ર [illegible] નિરપરાધી પ્રાણીઓને તીક્ષ્ણ બાણથી મારી નાંખે છે, એ કેવી ખેદની [illegible] શરીરધારી પુણ્યરાશિ હોય તેવા આ મહાયોગી મુનિ [illegible] એવા મ

હવે હું ક્યાં જઉં અને શું કરું ? " આ પ્રમાણે કહીને ખેદ પામેલા તે રાજાએ પોતાના જન્મને નષ્ટ કરનાર અને પાપના મૂલરૂપ પોતાના ધનુષબાણને તે જ વખતે ભાંગી નાખ્યા. ત્યાર પછી શીઘ્ર ઘોડા ઉપરથી ઉતરી મુનિની પાસે આવી, જાણે પોતાના પાપનું પ્રાયશ્ચિત્ત કરતો હોય તેમ તેણે તેમને નમસ્કાર કર્યો, અને જેમનો માત્ર થોડો શ્વાસ ચાલતો હતો, એવા મુનિનાં ચરણકમલને હાથમાં લઈને પોતાના નમેલા મસ્તક ઉપર તેણે મુગટરૂપ કર્યા. પછી પોતાનાં કુકર્મને નિંદતો અને આજુબાજુ રહેલા મૃગ પક્ષીઓને પણ રોવરાવતો તે રાજા મુક્તકંઠે વિસામો લીધા વિના રુદન કરવા લાગ્યો. છેવટે બોલ્યો કે; " હે દેવ ! મૃગયાના વ્યસનવાળા મેં દુરાત્માએ આ મહાદુષ્કર્મ કર્યું છે. હવે આજ્ઞા કરો હું શું કરું ? હે નાથ ! મારા નિર્મળ કુળને મેં કલંક લગાડયું છે. અને મહાપ્રકાશમાન પુણ્યરૂપી પ્રાસાદને કાજલનો કૂચડો આપ્યો છે. જો કુલમાં દુરાચારી અને મૂર્ખ પુત્ર થાય તો પૂર્વજના પુણ્યરૂપી વૃક્ષમાં પણ દાવાનળ લાગ્યો એમ મનાય છે. આવું મહાભયંકર દુષ્કર્મ કરવાથી કલંકી અને તિર્યંચ તથા નરકના અતિથિ એવા મને તમારાં આ ચરણરજ માત્ર શરણરૂપ છે. " એમ કહી પોતાના આત્માને નિંદતો અને જેનાં નેત્રો અશ્રૂવડે વ્યાપ્ત થયેલાં છે, એવો રાજા મુનિનાં ચરણોમાં વારંવાર નમસ્કાર કરવા લાગ્યો. આ અવસરે તે મહર્ષિએ પણ શ્રી અરિહંતભગવંતોનાં ચરણોનું સ્મરણ કરતાં કર્મની પેઠે જાણે બાણે ખેંચ્યા હોય તેમ ક્ષણમાં પોતાના પ્રાણોને છોડી દીધા. તત્કાલ એ મુનિના વધરૂપી ખડ્ગવડે જેનું હૃદય ફાટી ગયું છે, એવા તે રાજાએ ફરીને દુઃખપૂર્વક પોકાર કર્યો, અને તે મુનિરાજના ગુણસમૂહનું ધ્યાન કરતો તે મૂર્છા પામ્યો.

આ તરફ સૈનિકો જે જુદા પડી ગયા હતા, તે ત્યાં આવી પહોંચ્યા. અને રાજાને દુઃખપૂર્વક પશ્ચાત્તાપ તથા શોક કરતો જોઇ, તે લોકોએ રાજાને નીતિયુક્ત વચનોની યુક્તિવડે બોધ આપી કાંઇક દુઃખમાંથી નિવૃત્ત કર્યો. પછી મુનિનાં દેહનો અગ્નિસંસ્કાર કરી મનમાં ઘણું દુઃખ પામતો રાજા પોતાનાં સ્થાને ગયો, અને મુનિહત્યાના પાપની શાંતિને માટે તે વનમાં શ્રી શાંતિનાથભગવંતનો ચાર દ્વારવાળો એક જિનપ્રાસાદ તેણે કરાવ્યો. ભક્તિથી શોભિત એવો તે રાજા ત્યારથી સર્વ પાપને હરનાર શુદ્ધ અન્નવસ્ત્રાદિકનાં દાનથી મુનિ-મહાત્માઓની નિત્ય નિયમપૂર્વક ભક્તિ કરવા લાગ્યો. એ રીતે સાધુભગવંતોની ભક્તિથી ભૂષિત, તેમજ મન, વચન, કાયાની શુદ્ધિપૂર્વક ધર્મને આચરવા છતાં પણ એ રાજા ઋષિહત્યાનાં પાપથી મુક્ત થયો નહિં. અંતે તે દુઃખરૂપ શલ્યથી જ અતિ પીડા પામતો **શ્રી નિવાસ**-રાજા મહારોગને ભોગવી મૃત્યુ પામીને સાતમી નરકે ગયો. ત્યાં બંધન અને છેદન વગેરેનું મોટું દુઃખ ચિરકાળ અનુભવી, ત્યાંથી નીકળીને તે તિર્યંચના ભવને પ્રાપ્ત થયો. એ ભવમાં શીત, આતપ, મહારોગ, તાડન, ક્ષુધા અને તૃષા વગેરેનું અજ્ઞાનપણે મહાદુઃખ ભોગવી ફરી પાછો નરકમાં ગયો. એ રીતે તિર્યંચ અને નરક ગતિમાં અનેક ભવો સુધી પરિ-ભ્રમણ કરી, પછી છ ભવ સુધી મનુષ્ય થઇને કોઢ રોગથી જ તે રાજાનો જીવ મૃત્યુ પામ્યો.

પણ જ્યાં એ તીર્થસંબંધી કુંડનું જલ પ્રાપ્ત થયું, એટલે હવે અહિં સ્થિર રહી શકતા નથી, તેથી અમે જઈએ છીએ." આવી તેમની વાણી કેમ થઈ? તે કહો.' એ સાંભળીને જ્ઞાનથી તેનો (મહીપાલનો) પૂર્વભવ જાણીને શાંતચિત્તે ગુરુમહારાજ બોલ્યા કે; 'હે મહીપાળ! તેં પૂર્વે જે દુષ્ટ કર્મ બાંધ્યું છે તે તું સાંભળ!'

'આ ભરતક્ષેત્રમાં શ્રીપુરનામે એક નગર છે. ત્યાં ગુણીજનોની મર્યાદારૂપ શ્રીનિવાસ નામે રાજા હતો. તે પિતાની જેમ પ્રજાને પાળતો હતો. યમરાજની પેઠે શત્રુઓને મારતો હતો, અને દાન આપવામાં કામધેનુ, ચિંતામણિ રત્ન અને કલ્પવૃક્ષ કરતાં પણ અધિક હતો; પરંતુ શીલાદિ ગુણથી સંપન્ન છતાં એ રાજામાં શિકાર કરવાનો મોટો દુર્ગુણ હોવાથી તે કલંકયુક્ત ચંદ્ર જેવો હતો. એક વખતે અશ્વ ઉપર આરૂઢ થઈ, હાથમાં ધનુષ લઈ શિકાર કરવાને માટે તે વનમાં ગયો. ત્યાં ત્રાસ પામેલા એક મૃગના ટોળાની પછવાડે તેણે વેગવાળા પોતાના ઘોડાને દોડાવ્યો, અને તેની ઉપર મેઘની જેમ અવિચ્છિન્ન બાણોની વૃષ્ટિ કરી. જેમ જેમ તે મૃગનું ટોળું આગળ ચાલ્યું, તેમ તેમ ઘોડાના વેગથી જે દૂર હતું તેને પાસે કરતો અને પાસે રહેલાને દૂર કરતો તે રાજા શિકારના વ્યસનની આસક્તિથી પોતાની સેનાથી ભ્રષ્ટ થયો. આગળ જતાં એક ગાઢ વૃક્ષનું ઝુંડ આવ્યું, તેની અંદર કોઈ જીવ હશે એમ ધારી, તેને હણવાને તે વૃક્ષના ઝુંડમાં તેણે તીક્ષ્ણ બાણો છોડ્યાં. તે સમયે ત્યાંથી "નમોઽર્હદ્ભ્યઃ" એવી શાંત ગદ્ગદ્ વાણી તેના સાંભળવામાં આવી. તરત જ તે શબ્દની ઉત્પત્તિનું સ્થળ જાણવાને જેવી તેણે દૃષ્ટિ નાંખી, તેવા જ કાયોત્સર્ગે રહેલા કોઈ મુનિને પોતાના બાણથી વિંધાઈને પૃથ્વી ઉપર પડતા તેણે જોયા. એ મહર્ષિને હણાયેલા જોઈ જાણે પોતાનું પુણ્યરૂપ વૃક્ષ મૂળમાંથી છેદાણું હોય તેમ જાણતો તે શ્રીનિવાસરાજા ત્યાં ઘણો શોક કરવા લાગ્યો, અને પશ્ચાત્તાપ કરતો તે આ રીતે એ મહર્ષિની સમક્ષ બોલવા લાગ્યો; "હે નાથ! અતિશય પાપી એવા મેં આ શું કર્યું? અરે! મહાકષ્ટવડે ઉપાર્જન કરેલું બોધિબીજ મેં દુષ્કર્મરૂપી અગ્નિથી બાળી નાખ્યું. મારા જીવિતને ધિક્કાર છે કે, મને પુણ્યનો છેડો લાવનારું અને પાપને વધારનારું આ નિરપરાધી પ્રાણીને મારવાનું વ્યસન આ રીતે લાગુ પડ્યું. એક જીવને મારવાથી પણ, ઘણા ભયંકર નરકમાં પડવારૂપ તેનું ફળ પ્રાણીને મળે છે. અહો! દુરાત્મા એવા મેં આ નઠારું વ્યસન એટલે હદે વધાર્યું કે તેની વૃદ્ધિથી આખરે ઋષિહત્યાનું પાપ મને લાગ્યું. જે ધર્મજ્ઞ પુરુષો થઈને મને આવા વ્યસનમાં ઉત્સાહ આપતા હતા, તેઓને; અને આવા નિરપરાધી જીવોને દુઃખ આપનારા મને પણ ધિક્કાર છે. જેઓ 'રાજાઓને શિકાર કરવામાં પાપ નથી' એમ કહે છે, તેઓની વિદ્વત્તા અને તત્ત્વવૃત્તિ બન્ને ક્ષય પામો. અહો! ઉદ્ધત પાપીઓ, માત્ર તૃણ–જલથી તૃપ્ત રહેનારા નિરપરાધી પ્રાણીઓને તીક્ષ્ણ બાણથી મારી નાંખે છે, એ કેવી ખેદની વાત છે? જાણે શરીરધારી પુણ્યરાશિ હોય તેવા આ મહાયોગી મુનિને ભાગ્યહીન એવા મેં મારી નાખ્યા.

હવે હું ક્યાં જઉં અને શું કરું ? " આ પ્રમાણે કહીને ખેદ પામેલા તે રાજાએ પોતાના જન્મને નષ્ટ કરનાર અને પાપના મૂલરૂપ પોતાના ધનુષબાણને તે જ વખતે ભાંગી નાખ્યા. ત્યાર પછી શીઘ્ર ઘોડા ઉપરથી ઉતરી મુનિની પાસે આવી, જાણે પોતાના પાપનું પ્રાયશ્ચિત્ત કરતો હોય તેમ તેણે તેમને નમસ્કાર કર્યો, અને જેમનો માત્ર થોડો શ્વાસ ચાલતો હતો, એવા મુનિનાં ચરણકમલને હાથમાં લઈને પોતાના નમેલા મસ્તક ઉપર તેણે મુગટરૂપ કર્યાં. પછી પોતાનાં કુકર્મને નિંદતો અને આજુબાજુ રહેલા મૃગ પક્ષીઓને પણ રોવરાવતો તે રાજા મુક્તકંઠે વિસામો લીધા વિના રુદન કરવા લાગ્યો. છેવટે બોલ્યો કે; " હે દેવ ! મૃગયાના વ્યસનવાળા મેં દુરાત્માએ આ મહાદુષ્કર્મ કર્યું છે. હવે આજ્ઞા કરો હું શું કરું ? હે નાથ ! મારા નિર્મળ કુળને મેં કલંક લગાડયું છે. અને મહાપ્રકાશમાન પુણ્યરૂપી પ્રાસાદને કાજલનો કૂચડો આપ્યો છે. જો કુલમાં દુરાચારી અને મૂર્ખ પુત્ર થાય તો પૂર્વજના પુણ્યરૂપી વૃક્ષમાં પણ દાવાનળ લાગ્યો એમ મનાય છે. આવું મહાભયંકર દુષ્કર્મ કરવાથી કલંકી અને તિર્યંચ તથા નરકના અતિથિ એવા મને તમારાં આ ચરણરજ માત્ર શરણરૂપ છે. " એમ કહી પોતાના આત્માને નિંદતો અને જેનાં નેત્રો અશ્રૂવડે વ્યાપ્ત થયેલાં છે, એવો રાજા મુનિનાં ચરણોમાં વારંવાર નમસ્કાર કરવા લાગ્યો. આ અવસરે તે મહર્ષિએ પણ શ્રી અરિહંતભગવંતોનાં ચરણોનું સ્મરણ કરતાં કર્મની પેઠે જાણે બાણે ખેંચ્યા હોય તેમ ક્ષણમાં પોતાના પ્રાણોને છોડી દીધા. તત્કાલ એ મુનિના વધરૂપી ખડ્ગવડે જેનું હૃદય ફાટી ગયું છે, એવા તે રાજાએ ફરીને દુઃખપૂર્વક પોકાર કર્યો, અને તે મુનિરાજના ગુણસમૂહનું ધ્યાન કરતો તે મૂર્છા પામ્યો.

આ તરફ સૈનિકો જે જુદા પડી ગયા હતા, તે ત્યાં આવી પહોંચ્યા. અને રાજાને દુઃખપૂર્વક પશ્ચાત્તાપ તથા શોક કરતો જોઇ, તે લોકોએ રાજાને નીતિયુક્ત વચનોની યુક્તિવડે બોધ આપી કાંઇક દુઃખમાંથી નિવૃત્ત કર્યો. પછી મુનિનાં દેહનો અગ્નિસંસ્કાર કરી મનમાં ઘણું દુઃખ પામતો રાજા પોતાનાં સ્થાને ગયો, અને મુનિહત્યાના પાપની શાંતિને માટે તે વનમાં શ્રી શાંતિનાથભગવંતનો ચાર દ્વારવાળો એક જિનપ્રાસાદ તેણે કરાવ્યો. ભક્તિથી શોભિત એવો તે રાજા ત્યારથી સર્વ પાપને હરનાર શુદ્ધ અન્નવસ્ત્રાદિકનાં દાનથી મુનિ-મહાત્માઓની નિત્ય નિયમપૂર્વક ભક્તિ કરવા લાગ્યો. એ રીતે સાધુભગવંતોની ભક્તિથી ભૂષિત, તેમજ મન, વચન, કાયાની શુદ્ધિપૂર્વક ધર્મને આચરવા છતાં પણ એ રાજા ઋષિહત્યાનાં પાપથી મુક્ત થયો નહિં. અંતે તે દુઃખરૂપ શલ્યથી જ અતિ પીડા પામતો **શ્રી નિવાસ**-રાજા મહારોગને ભોગવી મૃત્યુ પામીને સાતમી નરકે ગયો. ત્યાં બંધન અને છેદન વગેરેનું મોટું દુઃખ ચિરકાળ અનુભવી, ત્યાંથી નીકળીને તે તિર્યંચના ભવને પ્રાપ્ત થયો. એ ભવમાં શીત, આતપ, મહારોગ, તાડન, ક્ષુધા અને તૃષા વગેરેનું અજ્ઞાનપણે મહાદુઃખ ભોગવી ફરી પાછો નરકમાં ગયો. એ રીતે તિર્યંચ અને નરક ગતિમાં અનેક ભવો સુધી પરિભ્રમણ કરી, પછી છ ભવ સુધી મનુષ્ય થઇને કોઢ રોગથી જ તે રાજાનો જીવ મૃત્યુ પામ્યો.

આ સાતમે ભવે હે મહીપાળ ! તે રાજાનો જીવ તું થયો છે. તને જે કોઢ રોગ થયો હતો, તે તેં પૂર્વભવમા જે સંયમી મહાત્માની હત્યા કરી હતી, તે ઘોર પાપકર્મ ભોગવતાં–ભોગવતાં જે બાકી રહ્યું હતું, તેના ઉદયથી તને એ ભયંકર રોગ થયો હતો.'

"હે રાજપુત્ર ! હાસ્યથી પણ જો મુનિને વિરાધ્યા હોય તો તે દુઃખના સમૂહને આપનાર થાય છે, તો મત્સર કરીને વિરાધના કરવાથી તો નરકગતિને આપે તેમાં શું કહેવું ? યતિને માત્ર કોપાવ્યાથી એક જન્મનું કરેલું પુણ્ય ક્ષય થઈ જાય છે, અને યતિનો ઘાત કરવાથી સાતમી નરકમાં વાસ થાય છે. ઋષિહત્યારૂપ મહાવેલડી; દુઃખ, દુર્ગતિ, દુર્યોનિ અને દૌર્ભાગ્ય વગેરે ફળોથી આ લોક અને પરલોકમાં ફળ્યા કરે છે. મન, વચન, કાયાની શુદ્ધિપૂર્વક આરાધના કરેલા મુનિ સર્વ પ્રકારનાં સુખોને આપે છે, અને વિરાધના કરવાથી નરક તિર્યંચાદિગતિમાં ઘણી પીડાઓ પ્રાપ્ત થાય છે. મહાસત્વવાળા અને વ્રતધારી મુનિરાજ તો એક તરફ રહ્યા, પણ ક્રિયારહિત અને ગુણને નહીં જાણનારા મુનિની પણ કોઈ વખત વિરાધના કરવી નહિં. જેવા તેવા પણ સાધુના વેષવાળા સંયમી મુનિને ગૃહસ્થે પુણ્યપ્રાપ્તિની ઇચ્છાથી ગૌતમસ્વામીની પેઠે ભક્તિથી પૂજવા. મુનિનો વેષ વંદન કરવા યોગ્ય છે, શરીર વંદન કરવા યોગ્ય નથી; તેથી સુકૃતવાન પુરુષે તે સંયમીના વેષને જોઈને સેવા કરવી. (તેથી મોક્ષની ઇચ્છાવાળા પુરુષે મુનિનું શુદ્ધ આચરણ જોઈને વિશેષ પ્રકારે તેમની પૂજા કરવી.) ક્રિયારહિત સાધુની પણ વિવેકપૂર્વક જો ભક્તિ થાય, તો તે લજ્જાથી પણ પોતાનાં વ્રતમાં સ્થિર બને છે. અને સત્ક્રિયાવાળો સાધુ હોય પણ જો તેની અવજ્ઞા કરવામાં આવે તો અવસરે તે વ્રતપાલનમાં શિથિલ આદરવાળો થઈ જાય છે. જે મનુષ્યો સંયમી તથા સુપાત્ર સાધુઓને જોઈને નમતા નથી; તેઓનાં દાન, દયા, ક્ષમા અને શક્તિ એ સર્વ અલ્પ ફળને આપનારાં થાય છે. તેથી એ શ્રી જિનેશ્વરદેવનાં શાસનમાં રહેલા જૈન શ્રમણ ભગવંતોની મન, વચન અને કાયાની શુદ્ધિથી આરાધના કરવી. સ્વાર્થનો ઘાત કરનારી તેઓની નિંદા સર્વથા કરવી નહિં. હે મહીપાળ ! તને દુષ્ટ રોગ થવાનું આ કારણ મેં સ્ફુટ રીતે કહ્યું છે. તેથી તારે હવે કોઈ દિવસ ક્રોધને વશ બની મુનિની વિરાધના કરવી નહિં."

'હે મહીપાળ ! હવે સૂર્યાવર્ત્તકુંડના જલ સંબંધી વૃત્તાંત કહું છું, તે તું સાંભળ ! "શત્રુંજયગિરિની નીચે પૂર્વ દિશા તરફ એક મોટું સૂર્યવન છે. ત્યાં સૂર્ય વૈક્રિયરૂપ ધરીને જિનેશ્વરની સેવા કરવા માટે સાઠ હજાર વર્ષ સુધી રહ્યો હતો. તેથી તે સૂર્યોદ્યાન કહેવાય છે. તેની અંદર સૂર્યાવર્ત્ત નામે કુંડ છે, જેનું જળ ઋષભદેવ ભગવંતની દૃષ્ટિરૂપ અમૃતવડે વ્યાપ્ત થયેલું છે. હત્યાદિ દોષને નાશ કરનારું અને સર્વ પ્રકારના કોઢ રોગોને હરનારું તે જલ, પોતાની સુગંધથી મદોન્મત્ત હાથીના મદની સુગંધને પણ જિતી જાય છે. (આ જલનો ભક્તિવડે જિન ભગવંતના સ્નાત્રકાર્યમાં ઘણી વાર ઉપયોગ થાય છે.) મણિચૂડ (ચંદ્રચૂડનું બીજું નામ) નામનો વિદ્યાધર પોતાની પ્રિયા સાથે ચૈત્રી પૂર્ણિમાના ઉત્સવ ઉપર

શ્રી વિમલાચલ તીર્થે યાત્રા કરવા આવ્યો હતો. તે યાત્રા કરી ભગવંતને નમી સૂર્યોદ્યાનમાં આવ્યો. ત્યાં પણ એ બુદ્ધિમાન વિદ્યાધરે શ્રી ઋષભદેવની પ્રતિમાને નમસ્કાર કર્યો, અને તે કુંડનું પવિત્ર જલ લઈ પોતાના નગર તરફ તે ચાલ્યો. તેની પ્રિયા જે વિમાનમાં તેની સાથે હતી, તેણે તારી મહાદુઃખી સ્થિતિ જોઈ તેથી તેના હૃદયમાં તારા પ્રત્યે તેને કરુણા જાગી ને દયા આવી. એટલે પોતાના પતિની આજ્ઞા લઈ તેણે તારા દેહ ઉપર તે કુંડનું જળ છાંટયું. તે જળના સિંચનથી તારા દેહમાં રહેલા સર્વે વ્યાધિઓ દૂર થયા અને 'અમે હવે તારા શરીરમાં રહેવાને સમર્થ નથી' એમ કહી તે રોગો ચાલ્યા ગયા. હે રાજકુમાર ! ઘણું કરીને સર્વ પ્રકારની હત્યા નરકાદિ દુઃખને આપનારી છે. તેમાં પણ યતિહત્યા તો સર્વ રીતે ભવ-ભ્રમણનું કારણ છે. પોતાનું હિત ઈચ્છનાર કોઈ પણ જીવે, નિર્દોષ એવા મુનિને વાણીથી ક્રોધ કરાવવો નહિં; કેમકે, પ્રાયઃ પરનિંદા મોટા દુઃખસમૂહને આપનારી છે. (તેથી જ મહર્ષિઓ પરનિંદા, પરદ્રોહ અને પરદ્રવ્યનું હરણ એ ત્રણ મોટાં પાપ કહે છે.) લિંગધારી મુનિ હંમેશાં વંદના કરવાને યોગ્ય છે, તેથી તેની ક્રિયા વગેરે જોવું નહિં. કેમકે, જેવો તેવો પણ એ સંયમીનો આકાર વંદના કરવા યોગ્ય છે."

આ પ્રમાણે કહી એ મહર્ષિ વિરામ પામ્યા, એટલે મહીપાળે તેઓની સેવામાં વિનમ્ર-પણે આ પ્રમાણે કહ્યું; "હે ભગવન્ ! મને આપ જંગમ તીર્થરૂપ પ્રાપ્ત થયા છો. સર્વ તીર્થના ઉપદેશથી અને ધર્મરૂપી નેત્રનો પ્રકાશ આપવાથી આપ જ મારા માટે અનન્ય તીર્થ-રૂપ થયા છો, તેથી હું મારા આત્માને ધન્ય માનું છું. સંસારી જીવોને આપ સેવવા યોગ્ય, પૂજવા યોગ્ય અને ધ્યાન કરવા યોગ્ય છો. કેમકે, ગુરુ વિના બુદ્ધિમાન પુરુષ પણ ધર્મનાં તત્ત્વને જાણી શકતો નથી. રસસિદ્ધિ, કલા, વિદ્યા, ધર્મતત્ત્વ અને ધનનું ઉપાર્જન એ સર્વે ગુરુના ઉપદેશવિના વિચક્ષણ પુરુષને પણ સાધ્ય થતા નથી. ઉપકારી માતા, પિતા, અને ભાઈ વગેરે સર્વના ઋણમાંથી પ્રાણી કાંઇક મુક્ત થઇ શકે છે, પણ ધર્મદાતા ગુરુના ઋણમાંથી અનેક ઉપાયોવડે પણ મુક્ત થઈ શકાતું નથી. પિતા, માતા વગેરે સંબંધીઓ તો ભવોભવ સંસારમાં જીવને મળે છે, પણ ધર્મદાતા સદ્ગુરુ તો પુણ્યના યોગે કવચિત જ મળે છે: હે ભગવન ! પ્રમાદને આધીન જેનું ચિત્ત છે, એવા મને આ ભવસાગરમાં અનંત કાળથી ભમતાં આજે ચિંતામણિ રત્ન જેવા અમૂલ્ય આપ મળ્યા છો. હે પ્રભુ ! જો આપ મને તે શ્રી શત્રુંજય મહાતીર્થની યાત્રામાં માર્ગદર્શક બનશો, હું ધન્યવંત પુરુષોમાં ધન્ય અને પુણ્યવાનોમાં પણ પુણ્યવાન બનીશ. જો ગુરુ સાક્ષી હોય તો જ સર્વ ક્રિયાઓમાં યથાર્થ પ્રવૃત્તિ થઈ શકે છે, અન્યથા નહિં; કારણ કે, નેત્રવાળો મનુષ્ય પણ સૂર્ય હોય તો જ સર્વ વસ્તુને જોઇ શકે છે." આ રીતે ભક્તિ તથા ભાવનાવાળા મહીપાલકુમારની પ્રાર્થનાથી, પોતે તીર્થયાત્રાની ભાવનાવાળા ગુરુમહારાજ કુમારની સાથે સિદ્ધગિરિ મહાતીર્થ બાજુ પ્રયાણ કરવા સમ્મત થયા. એટલે તત્કાળ રાજકુમાર આનંદ પામી ઊભો થયો, અને ભેરીના નાદથી દિશાઓના સમૂહને સંભ્રમ પમાડતા તે બધા પરાક્રમી પુરુષો, સર્વમાં શ્રેષ્ઠ એવા

ગુરુમહારાજની સાથે તીર્થયાત્રા માટે આગળ ચાલ્યા. સતત પ્રયાણ કરતાં કરતાં તેઓ થોડા દિવસોમાં સૂર્યવનમાં આવ્યા. ત્યાં જાતજાતના વૃક્ષોની છાયા નીચે સૈન્યનો પડાવ નંખાવ્યો. ત્યારબાદ ગુરુમહારાજે કહેલ વિધિ પ્રમાણે ઉત્સાહપૂર્વક મહીપાલકુમારે પરિવારની સાથે સૂર્યકુંડમાં અને ચૈત્યમાં અર્હંત ભગવંતની પૂજા કરી અને મહોદય પ્રાપ્ત કર્યો. તે સમયે ત્યાં વિદ્યાધરોએ વિદ્યાના બળથી ધ્વજાઓથી શોભતા રત્નમય વિમાનો વિકુર્વ્યાં. તે વિમાનોના સમૂહથી આકાશને આચ્છાદાન કરતાં સિદ્ધિરૂપી મહેલની અથવેદિકારૂપ શ્રીશત્રુંજયગિરિ ઉપર તેઓ આવી પહોંચ્યા. ત્યાં જિનપ્રાસાદોની ઉપર યાત્રિક લોકોના પુણ્યથી ભરેલા જાણે પૂર્ણકુંભો હોય તેવા સુવર્ણ કલશોની શ્રેણીને જોઈને તેઓ ઘણો હર્ષ પામ્યા. પર્વતની છેક ઉપર આવી ત્રણ ભુવનમાં ઉત્તમ એ તીર્થનાં, તથા આદીશ્વર પ્રભુનાં તેઓએ દર્શન કર્યાં. જેથી મોક્ષસુખને આપનારું પવિત્રપણું તેઓને પ્રાપ્ત થયું. તરત જ તેઓએ વિમાનમાંથી ઉતરી હર્ષપૂર્વક રાયણનાં વૃક્ષને પ્રદક્ષિણા કરી, અને જગત્પતિ પ્રભુનાં પગલાંને નમસ્કાર કર્યાં. ત્યાંથી પ્રભુના મુખ્ય મંદિર પાસે તેઓ આવ્યા. તેને જોઈને પ્રીતિવડે પૂર્ણ અંગવાળા તેઓ આદરથી ઊંચા હાથ કરીને ત્યાં નાચવા લાગ્યા. શ્રીઆદિનાથ પ્રભુનાં દર્શનથી પોતાના આત્માની સ્તવના કરતા તેઓએ જે પુણ્ય પ્રાપ્ત કર્યું તે વચનથી કહી શકાય તેવું નથી. પ્રથમ તેમણે શ્રેષ્ઠ કિરણોવાળાં રત્નોથી પ્રભુને વધાવ્યાં. પછી પુણ્યના ભારથી ઉન્નત એવા તેઓ ભગવંતની સમક્ષ પૃથ્વી ઉપર આલોટી ભગવંતને નમસ્કાર કરવા લાગ્યા. ત્યાંથી શત્રુંજયા નદીએ જઈ તેમાં સ્નાન કરી અંદર અને બહારથી તેઓ શુદ્ધ થયા અને સદ્‌ગુણી એવા તે બધાએ પોતાનાં યશ જેવાં ઉજ્જ્વલ વસ્ત્રો ત્યાં ધારણ કર્યાં. પછી વિદ્યાના બલવડે નંદનવનમાંથી લાવેલા પુષ્પોથી ત્રૈલોકયમાં તિલકરૂપ પ્રભુની પૂજા કરી. એવી રીતે મનમાં હર્ષથી અને ગુરુમહારાજના આદેશથી તેઓએ ગિરિરાજ પર ધર્મના સર્વસ્વરૂપ શર્મ–સુખને આપનારું સર્વ કૃત્ય આચર્યું. છેવટે અતિ હર્ષથી પવિત્ર અને વિચિત્ર પદવાળા અર્થયુક્ત સ્તવનોથી પ્રભુની સ્તુતિ કરીને ઉત્પન્ન થયો છે હર્ષ જેઓને, એવા તે મહીપાળકુમાર આદિ સર્વ રાજાઓ પાપરહિત થયા. તેમ જ શ્રીસિદ્ધગિરિની નિશ્રામાં ગુરુમહારાજની શુદ્ધ ઉપકરણોથી તેઓએ ભક્તિ કરી, તથા અનુકંપાદાન આપી અનેક દીન લોકોને તેઓએ આનંદિત કર્યાં.

એ શુભ પ્રસંગે, ગુરુ મહારાજે મહીપાળને કહ્યું કે, 'જિન ભગવંતની પૂજા કરવામાં જે પુણ્ય છે, તેનાથી પ્રભુની પ્રતિમા અને ચૈત્ય કરાવવાથી સેંકડો અને હજારોગણું વધારે પુણ્ય છે. અર્હંત ભગવાનની પ્રતિમા અને ચૈત્ય કરાવનારો પુરુષ સ્વર્ગનું ફલ પામે છે. અને પાપી લોકોથી તીર્થની રક્ષા કરવાવડે તે કરતાં અનંતગણું પુણ્ય પ્રાપ્ત થાય છે.' આ રીતે ગુરુમહારાજનાં વચનો સાભળી ઘણી ભક્તિવાળા મહીપાળે પ્રતિમાસહિત એક ઉંચું જિનમંદિર ત્યા કરાવ્યું. ત્યાં અષ્ટાન્હિક ઉત્સવ કરી વિમાનોના સમૂહથી પરિવરેલા તેઓ ત્યાંથી રૈવતાચલ પર (ગિરનાર) ગુરુમહારાજના માર્ગની પાછળ પાછળ આવ્યા.

શ્રીનેમિનાથપ્રભુનાં ચરણની પૂજામાં તત્પર એવા તેઓએ મોટા ઉત્સાહથી ત્યાં પણ અષ્ટાન્હિકા મહોત્સવ કર્યો. ત્યાં રહેલા સૂર્યમલ્લરાજાના સાંભળવામાં આવ્યું કે, 'પોતાના પુત્રો મહોદય મેળવી સ્ત્રીસહિત અહીં આવેલા છે.' એટલે તરત જ તે હર્ષ પામી તેઓની સન્મુખ આવ્યો. જંગમ તીર્થ સદૃશ પિતાને જોઈ ભક્તિથી ભરપૂર એવા તેઓ આદરથી પિતાનાં ચરણો આગળ પૃથ્વી ઉપર આળોટી નમી પડ્યા. રાજાએ પોતાની જાણે ન્યાય અને ધર્મરૂપ બે પાંખો હોય તેવા પૃથ્વી પર પડેલા તે ગુણવાન પુત્રોને પોતાના બે હાથથી ઉભા કર્યા. પછી પ્રીતિથી ભરપૂર એવા તેઓ પરસ્પર આલિંગન કરવા લાગ્યા. એ સમયે તે બધાયને જે હર્ષ ઉત્પન્ન થયો તે વચનથી કહી શકાય તેમ નથી. ત્યારબાદ પોતાના પુત્રોની સાથે હાથી ઉપર બેસી યાચકોને દાન આપતાં આપતાં સૂર્યમલ્લ રાજાએ નગરમાં પ્રવેશ કર્યો. તે સમયે ગિરિદુર્ગ નગરનાં સ્થાને સ્થાને ગોઠવેલાં ધ્વજા સહિત ઊંચા માંચડાઓ, સુંદર તોરણો અને અનેક પ્રકારના સંગીતોને જોતાં જોતાં તેઓ રાજમંદિરમાં આવ્યા. પછી રત્નકાંતિ અને રત્નપ્રભ વિદ્યાધરનો સુવર્ણ, હાથી અને ઘોડા વગેરે આપવાવડે સત્કાર કરીને, તેઓએ પરિવાર સાથે પ્રીતિપૂર્વક પોતાને સ્થાને જવા માટે તેમને વિદાય કર્યા. તે જ દિવસે વયથી મોટા દેવપાળે 'તું ગુણથી મોટો છું.' એમ કહી સંમતિ આપી એટલે સૂર્યમલ્લ રાજાએ પોતાના લઘુપુત્ર મહીપાળકુમારને રાજ્યગાદી ઉપર સ્થાપન કર્યો.

મહીપાલ કુમાર ગુણથી ઉત્તમ રાજ્યને પામીને ન્યાયવડે પ્રજાને પાળવા લાગ્યો. અને એ રીતે તેણે અખંડિત એવો યશરૂપી ભંડાર ભર્યો. જ્યારથી મહીપાળ રાજ્ય ઉપર આવ્યો ત્યારથી પૃથ્વી ઉપર અન્યાય, શત્રુનો ભય, દુષ્કાળ કે રોગનો સંભવ તદ્દન નાશ પામી ગયો. એનાં રાજ્યમાં મેઘો વાંછિત વૃષ્ટિ કરવા લાગ્યા. પવન તાપનો નિગ્રહ કરવા લાગ્યો. અને વૃક્ષો પૂર્ણ રીતે ફળ આપવા લાગ્યાં. પોતાની પ્રિયાને સાથે લઇ આકાશગામિની વિદ્યાવડે મહીપાળ રાજા શાશ્વત અને અશાશ્વત ચૈત્યોમાં જઈ જિનેશ્વરની પૂજા કરવા લાગ્યો. શત્રુંજય અને ઉજ્જયંત વગેરે તીર્થસ્થાનોમાં તથા અનેક નગર, ગામ અને ઉદ્યાનોમાં તેણે નવીન જિનમંદિરો કરાવ્યાં. એ રીતે મહીપાળ રાજા ચોરાશી કિલ્લાબંધ નગરો, તેટલાં જ બંદરો તથા એક લાખ અને બત્રીશ હજાર ગામોનો સ્વામી બન્યો. અને સાત લાખ ઘોડા, સાતસો હાથી અને તેટલા જ રથનો તે પ્રભુ થયો. એવી રીતે ચારસો વર્ષ સુધી રાજ્યસમૃદ્ધિ ભોગવી છેવટે સંસારથી વિમુખ થઇ પોતાના પુત્ર શ્રીપાળને તેણે રાજ્ય ઉપર બેસાર્યો, અને પોતાના ભાઇ દેવપાળના પુત્ર વનપાળને ધાન્યના નિધાનરૂપ, જળદુર્ગવાળો સિંધુદેશ આપ્યો. આ પ્રમાણે મહીપાળ રાજા વિવેકપૂર્વક પુણ્યના સમૂહને સંપાદન કરી, પોતાની સ્ત્રી સહિત શ્રી શત્રુંજય ગિરિરાજ પર આવી, શ્રીકીર્ત્તિમહર્ષિ મુનિવર્યપાસે વ્રત ગ્રહણ કરી, તેમની કૃપાથી પ્રાપ્ત નિર્મલ કેવલજ્ઞાનથી પ્રકાશિત થઇ આયુષ્યનો ક્ષય થતાં તે જ ભવમાં મુક્તિપદને પામ્યો.

' [1]હે ઇંદ્ર ! તેના વંશમાં યશ અને સુકૃતનો સંચય કરનાર તથા શુદ્ધચિત્તવાળો આ રિપુમલ્લ રાજા થયેલો છે. પવિત્ર એવો આ રાજા આ રૈવતાચલની પાસે નિવાસ કરી રહેલો છે, તેથી અદ્‌ભુત લક્ષ્મીવાળો આ રાજા ત્રણ ભવ કરી મુક્તિલક્ષ્મીને પામશે. હે સુરરાજ ! સ્મરણ કરવાથી પણ સર્વ ઇચ્છિત ફલને આપનારું એવું આ શાશ્વત અને આદિ તીર્થ જય પામે છે. આ તીર્થના મહિમાને સારા રહસ્યને જાણનારા જ્ઞાનીઓ પણ કહી શકવાને સમર્થ નથી. આ તીર્થની પૂર્વ દિશામાં નાના પ્રકારના વૃક્ષોવાળું સૂર્યોદ્યાન આવેલું છે. સિદ્ધ ભગવંતોની તથા અરિહંત પ્રભુની પ્રતિમાઓને નમન અને સ્મરણ કરનારા પુરુષોના સર્વ અશુભો જ્યાં નાશ પામે છે, એવા આ સૂર્યોદ્યાનમાં અપાર સુગંધના ભારથી ભરપૂર નિર્મલ જલ શોભી રહેલું છે, આવો સર્વ પ્રકારના કુષ્ટ રોગને નાશ કરનારો સૂર્યાવર્ત્ત-નામે આ પ્રભાવિક કુંડ છે.'

(આચાર્યશ્રી ધનેશ્વરસૂરિવિરચિત શ્રી શત્રુંજય મહાત્મ્યનો બીજો સર્ગ સમાપ્ત.)



૧ ભગવાન શ્રી મહાવીરદેવ ઇંદ્ર મહારાજની સમક્ષ સૂર્યાવર્તકુંડનો પ્રભાવ આ સર્ગની શરૂઆતથી વર્ણવી રહ્યા છે, તેનો સબંધ ચાલુ છે

# ત્રીજો સર્ગ.



જેઓનાં હાથમાં જલથી ભરેલા કમલપત્રના પડીયાઓ રહેલા છે, એવા યુગલિકોએ શ્રી આદિનાથ પ્રભુને રાજ્યાભિષેક કરવાના સુઅવસરે, પ્રભુનાં ચરણોને કમલ જેવાં જોઇ, જલમાંથી થયેલા કમલ પણ પૃથ્વી ઉપર જલ વિના રહેલાં છે, એમ જાણીને, તેમજ પ્રભુનાં શરીરે દેવેન્દ્રે કરેલા અંગરાગથી ચકિત થઇને, પ્રભુનાં શરીર પર જલ સિંચન ન કરતાં જેઓનાં ચરણોમાં જલનો અભિષેક કર્યો. એવા શ્રી ઋષભદેવ પ્રભુનાં ચરણકમલ હંમેશાં ભવ્ય જીવોના સંસારતાપનો નાશ કરનારા થાઓ!

હે ઇંદ્ર! આ તીર્થનો મહિમા મેં સંક્ષેપથી આ રીતે તને કહ્યો. પણ હવે વિસ્તારથી હું કહું છું. આ ગિરિરાજનો જે અનેક પ્રકારે પ્રભાવ વિસ્તર્યો છે, તે કઇ રીતે ઉત્પન્ન થયો છે? તેને તું સાંભળ! આ તીર્થ અનંત કાલથી થયેલું છે, અને અવિનાશી છે; પણ આ અવસર્પિણી કાલમાં તે જેવી રીતે થયેલું છે, તેની કથાને તું સાંભળ! આ જંબૂદ્વીપના દક્ષિણ ભરતાર્દ્ધમાં ગંગા અને સિંધુ નદીના મધ્ય પ્રદેશમાં આ અવસર્પિણીના પહેલા ત્રણે આરામાં યુગલિકો રહેતા હતા. તેઓમાં ત્રીજા આરાના અંતે વિમલ હાથી ઉપર બેસવાથી જેનું વિમલવાહન એવું નામ પડયું હતું, એવો સુવર્ણના જેવી કાંતિવાળો આદ્ય કુલકર થયો. તેનો પુત્ર ચક્ષુષ્માન થયો. તેનો પુત્ર યશસ્વી નામે થયો. તેનો અભિચંદ્ર, તેનો પ્રસેનજિત્, તેનો મરુદેવ અને તેનો નાભિ નામે પુત્ર સાતમો કુલકર થયો. એ નાભિ નીતિથી ઉજ્વલ હતો. તેને સરલતાના ગુણથી મનોહર એવી મરુદેવી નામે એક સ્ત્રી હતી. અવસર્પિણીકાલના ત્રીજા આરાના પર્યંતે જગત્પતિ આદિનાથ પ્રભુ, સર્વાર્થસિદ્ધ વિમાનમાંથી ચ્યવીને નાભિકુલકરના પત્ની મરુદેવીનાં ઉદરમાં અવતર્યા. ઉદય પામતા સૂર્યની સાથે જેમ ઉદ્યોત આવે, તેમ મતિ, શ્રુત ને અવધિ એ ત્રણ જ્ઞાન પ્રભુની સાથે આવ્યાં. અષાઢ માસની કૃષ્ણ ચતુર્થીના પુણ્ય દિવસે, ઉત્તરાષાઢા નક્ષત્રમાં ચંદ્રનો યોગ થતાં, રાત્રીના શેષ ભાગે શ્રી મરુદેવી માતાએ ચૌદ સ્વપ્નો જોયાં. જે વૃષભ, હસ્તી, સિંહ, લક્ષ્મી, પુષ્પમાલા, ચંદ્ર, સૂર્ય, ધ્વજ, કુંભ, પદ્મસરોવર, વિમાન, ક્ષીરસાગર, રત્નરાશિ અને નિર્ધૂમઅગ્નિ, એ રીતે હતા. જે સમયે પ્રભુ ગર્ભમાં આવ્યા, તે સમયે ત્રણ જગતમાં ઉદ્યોત થઇ રહ્યો. ક્ષણવાર નરકમાં રહેલા આત્માઓને નારકમાં પણ સુખ થયું. તરતજ મરુદેવા માતાએ જાગીને જાણે પ્રગટપણે જોતાં હોય તેમ તે સ્વપ્નો કોમળ વચનોથી નાભિકુલકરને સંભળાવ્યાં. એ સાંભળી સરલ ગુણવાળા નાભિરાજાએ તેને અંગે વિચાર કરીને કહ્યું; 'હે પ્રિયા! આ સ્વપ્નોના પ્રભાવથી તારી કૂખે અદ્‌ભુત

પુત્ર થશે.' આ બાજુ ઇંદ્રનું આસન કંપ્યું, એટલે પ્રભુભક્તિથી પ્રેરાઇને ઇંદ્રમહારાજ ત્યા આવ્યા, અને મરુદેવા માતાને નમી તેઓની સ્તુતિ કરી પુત્રની પ્રાપ્તિરૂપ સ્વપ્નનું ફલ તેઓની સમક્ષ તેમણે વિસ્તારથી જણાવ્યું.

તે દિવસથી મૃતિકાના ગંધથી સુંદર એવી સુભગ અગ્રભાગવાળી પૃથ્વી જેમ રત્નને ધારણ કરે, તેમ મનોહર મુખવાળા મરુદેવાએ ઉત્તમ ગર્ભ ધારણ કર્યો. જગતના આધાર, જગતમાં સાર અને જગતના ગુરુ શ્રીજિનેશ્વરદેવને ગર્ભમા વહન કરતા મરુદેવા જાણે પ્રાણી ઉપર દયા ધરતા હોય તેમ મંદમંદ ચાલવા લાગ્યા. ઇંદ્રની આજ્ઞાથી વૈશ્રમણ, જૃંભક દેવતાઓને આદેશ કરી ઇચ્છિત વસ્તુઓથી તેમનું ઘર ભરપૂર કરી તેમના હર્ષમા વૃદ્ધિ કરવા લાગ્યો. ગર્ભ સમય પૂર્ણ થયો ત્યારે ચૈત્ર માસની કૃષ્ણ અષ્ટમી( ફાગણ વદિ. ૮ )ના પવિત્ર દિવસે ચંદ્ર ઉત્તરાષાઢામા આવ્યો હતો, અને ઘણા ગ્રહો ઉચ્ચના થઈ રહ્યા હતા, તે સમયે મધ્યરાત્રીની વેળાયે મરુદેવા માતાએ પીડારહિતપણે રોગરહિત યુગલિક પુત્ર-પુત્રીને જન્મ આપ્યો.

તે સમયે પવન સુખાકારી વાવા લાગ્યો નારકીઓ હર્ષ પામ્યા. ત્રણ જગતમા ઉદ્યોત થઇ રહ્યો, અને આકાશમા દુંદુભિના નાદો થવા લાગ્યા. તપેલાં સુવર્ણના જેવી કાંતિવાળા, વૃષભના ચિહ્નથી અંકિત અને સર્વ લક્ષણ સંયુક્ત પ્રભુ જાણે દેવપણાની કાયાને સાથે લાવ્યા હોય તેમ સૂતિકાગૃહમા પ્રકાશી રહ્યા.

એ સમયે પોતાનું આસન ચલાયમાન થવાથી ભગવંતના જન્મને જાણીને છપ્પન દિક્કુમારીઓ અત્યંત હર્ષપૂર્વક સૂતિકાગૃહમા આવી. તેઓ પ્રભુને અને પ્રભુની માતાને નમસ્કાર કરી, ભક્તિપૂર્વક સ્તવી, પોતાના આત્માને ધન્ય માનતી પ્રભુના ગુણ ગાતી ગાતી નૃત્ય કરવા લાગી. તેઓએ અનુક્રમે સંવર્ત્ત વાયુ, મેઘ, આરીસો, ઝારી, પંખા, ચામર અને દીપક અંગે પોત-પોતાના આચાર મુજબ ઉચિત કર્યું. તથા રક્ષાદિક જે પોતાનું કર્ત્તવ્ય હતું તે કર્યું.[1] તે પછી આસનના કંપથી અવધિજ્ઞાનવડે પ્રભુના જન્મને જાણી સર્વે દેવતાઓ વિમાનોના સમૂહથી આકાશને શોભાવતા ત્યા આવ્યા તે સમયે વૈક્રિયરૂપવાળા સૌધર્મેંદ્ર ભક્તિવડે સૂતિકાગૃહમા જઈ, દેવીને અને ભગવંતને આદરથી નમ્યા. પછી માતાને અવસ્વાપિની નિદ્રામા રાખી, આજ્ઞા લઇ, ભગવંતનું પ્રતિબિંબ તેમની પડખે મૂકી તેણે પ્રભુને હાથમા લીધા પ્રભુને લેવા, છત્ર ધરવા, વજ્ર લઇને ચાલવા અને બે બાજુ ચામર ધારણ કરવાને માટે ભક્તિભાવથી પૂર્ણ હૃદયના ઇંદ્ર

---

૧ (૧) આઠ કુમારિકાઓએ સંવર્ત વાયુ વિકુર્વી યોજનપ્રમાણ ભૂમિ શુદ્ધ કરી, (૨) આઠે સુગંધી જળ વરસાવ્યુ, (૩) આઠે દર્પણ, (૪) આઠે કળશ, (૫) આઠે ચામર ધારણ કર્યા (૬) આઠે પંખા લીધા, અને (૭) ચાર દીપક લઇને ઉભી રહી તેમજ (૮) અન્ય ચારેએ તમામ પ્રકારનું સૂતિકાકર્મ કર્યું. એ રીતે ૫૬ દિક્કુમારિકાઓનો આચાર નિયત છે.

મહારાજે પાંચ રૂપ વિકુર્વ્યાં હતાં. પછી વિમાનના રત્નોથી આકાશને ચિત્રમય કરતા, ચંદ્રના જેવી કાંતિને ધારણ કરતા અને નાદવડે જગતને ફોડતા તે બધા મેરુગિરિ પર આવ્યા. ત્યાં રહેલા પાંડુક નામના વનમાં અર્ધ ચંદ્રની આકૃતિવાળી અતિપંડુકંબલા નામની શિલા ઉપર ઇંદ્ર આવ્યા. તે સમયે ઇંદ્રની આજ્ઞાથી આભિયોગિક દેવતાઓએ; રુપાના, સુવર્ણના, રત્નના, રત્ન અને સુવર્ણના, રત્ન અને રુપાના, સુવર્ણ અને રુપાના રત્ન સુવર્ણ ને રુપાના અને મૃત્તિકાના કલશો વિકુર્વ્યા. ત્યાં દિવ્ય સિંહાસન ઉપર પૂર્વ દિશા તરફ મુખ રાખી, અદ્ભુત કાંતિવાળા પ્રભુને ખોળામાં લઇને સૌધર્મ ઇંદ્ર બેઠા. પછી દેવતાઓએ લાવેલા; સમુદ્ર, નદી, કુંડ, સરોવર અને દ્રહની શ્રેણીઓના જળવડે ઇંદ્રોએ પ્રભુનો જન્મ મહોત્સવ સ્નાત્રદ્વારા ઉજવ્યો. ત્યારબાદ ચંદનનું વિલેપન, પુષ્પ, અક્ષત, ફળ, વસ્ત્ર, આભરણ અને પત્ર વગેરે મહામૂલ્ય વસ્તુઓથી તેઓએ પ્રભુની પૂજા કરી. પછી ઉત્તરાસંગ કરી આરતી ઉતારીને ભક્તિયુક્ત ચિત્તવાળા સર્વ ઇંદ્રો પ્રભુની હર્ષવડે આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા;

"હે સ્વામિન્ ! હે યુગાદીશ ! હે [1]અનીશ ! હે જગદ્ગુરુ ! હે અર્હન્ ! હે ધ્યાન કરવા યોગ્ય ! હે અવ્યક્ત ! હે નિરંજન ! આપ જય પામો. અંધકારના સમૂહને નાશ કરવામાં સૂર્ય સમાન હે સ્વામિન્ ! જે ક્ષેત્રમાં રહેલા પ્રાણીઓ અઢાર કોટાકોટિ સાગરોપમથી ધર્મ રહિત હતા, તેમનો ઉદ્ધાર કરનારા એવા આપ જય પામો. આ ભરતક્ષેત્રમાં સંસારના શ્રેયકારી એવા વ્યવહારના પ્રથમ દેશક, અને સર્વ સુખના ગૃહરૂપ એવા હે અપાર ચૈતન્યરૂપ સ્વામી ! આપ જય પામો. હે પ્રભુ ! પૂર્વે અર્હંતોને જોનારા પુણ્યવંત ઇંદ્રો જે થઇ ગયા તેઓમાં હું પણ એક પુણ્યવંત છું, કારણ કે મને આપનું પવિત્ર દર્શન થયું છે. હે નાથ ! વૃક્ષ, પાષાણ, પર્વત અને નદીઓ સહિત પૃથ્વીનો ઉદ્ધાર કરનાર કદાચિત્ કોઇ ઉત્પન્ન થાય, પણ ધર્મથી ભ્રષ્ટ થતા લોકોના સમૂહનો ઉદ્ધાર કરનાર તો આપ જ ઉત્પન્ન થયા છો. રાગાદિક શત્રુઓથી ક્લેશ પામનારા જીવોને અભય આપનારા, મુક્તિરૂપી સ્ત્રીના દૂતરૂપ અને વર્તમાન અવસર્પિણી-કાલમાં આદિ–નવીન ધર્મના રાજા એવા હે પ્રભુ ! જય પામો. હે નાથ ! બાહ્ય અને અંતર શત્રુઓથી પીડાએલા જનસમૂહનો જીવરક્ષાદિના ઉપદેશ દ્વારા આપ જ ઉદ્ધાર કરશો. જેઓ પિંડસ્થ વગેરે અવસ્થાઓથી આપનું ધ્યાન કરે છે, હે ઇશ ! તેઓને તેનાં અષ્ટ કર્મોનો ક્ષય કરી આપ પોતાના સ્થાનમાં લઇ જાવ છો. હે ભગવન્ ! આપની કૃપાથી જ્યાંસુધી શિવસુખની પ્રાપ્તિ થાય ત્યાંસુધી હંમેશાં આપના ચરણોની સેવા મને શરણરૂપ થાઓ."

આ પ્રમાણે ભગવંતની સ્તુતિ કરી કૃતાર્થ થયેલા ઇંદ્રે, ઉત્સવસહિત પ્રભુને ત્યાંથી લઇને માતાની પાસે સ્થાપન કર્યા; અને બે કુંડલ, દિવ્ય વસ્ત્રો, હાર તેમજ મુગટ ભગવંતને ઓશીકે મૂકી માતાની નિદ્રા હરી લીધી. 'આજે 'સુપર્વ' છે. તેથી અમે આનંદ પામ્યા.'

---

૧ જેનાથી અધિક કોઇ ઇશ–દેવ નથી એવા.

પુત્ર થશે.' આ બાજુ ઇંદ્રનું આસન કંપ્યું, એટલે પ્રભુભક્તિથી પ્રેરાઈને ઇંદ્રમહારાજા ત્યા આવ્યા, અને મરુદેવા માતાને નમી તેઓની સ્તુતિ કરી પુત્રની પ્રાપ્તિરૂપ સ્વપ્નનું ફલ તેઓની સમક્ષ તેમણે વિસ્તારથી જણાવ્યું.

તે દિવસથી મૃતિકાના ગંધથી સુંદર એવી સુભગ અગ્રભાગવાળી પૃથ્વી જેમ રત્નને ધારણ કરે, તેમ મનોહર મુખવાળા મરુદેવાએ ઉત્તમ ગર્ભ ધારણ કર્યો. જગતના આધાર, જગતમા સાર અને જગતના ગુરુ શ્રીજિનેશ્વરદેવને ગર્ભમા વહન કરતા મરુદેવા જાણે પ્રાણી ઉપર દયા ધરતા હોય તેમ મંદમંદ ચાલવા લાગ્યા. ઇંદ્રની આજ્ઞાથી વૈશ્રમણ, જૃંભક દેવતાઓને આદેશ કરી ઇચ્છિત વસ્તુઓથી તેમનું ઘર ભરપૂર કરી તેમના હર્ષમા વૃદ્ધિ કરવા લાગ્યો ગર્ભ સમય પૂર્ણ થયો ત્યારે ચૈત્ર માસની કૃષ્ણ અષ્ટમી(ફાગણ વદિ. ૮)ના પવિત્ર દિવસે ચંદ્ર ઉત્તરાષાઢામા આવ્યો હતો, અને ઘણા ગ્રહો ઉચ્ચના થઈ રહ્યા હતા, તે સમયે મધ્યરાત્રીની વેળાયે મરુદેવા માતાએ પીડારહિતપણે રોગરહિત યુગલિક પુત્ર-પુત્રીને જન્મ આપ્યો.

તે સમયે પવન સુખાકારી વાવા લાગ્યો. નારકીઓ હર્ષ પામ્યા. ત્રણ જગતમાં ઉદ્યોત થઇ રહ્યો, અને આકાશમા દુંદુભિના નાદો થવા લાગ્યા. તપેલા સુવર્ણના જેવી કાંતિવાળા, વૃષભના ચિહ્નથી અંકિત અને સર્વ લક્ષણ સંયુક્ત પ્રભુ જાણે દેવપણાની કાયાને સાથે લાવ્યા હોય તેમ સૂતિકાગૃહમા પ્રકાશી રહ્યા.

એ સમયે પોતાનું આસન ચલાયમાન થવાથી ભગવંતનાં જન્મને જાણીને છપ્પન દિક્કુમારીઓ અત્યંત હર્ષપૂર્વક સૂતિકાગૃહમા આવી. તેઓ પ્રભુને અને પ્રભુની માતાને નમસ્કાર કરી, ભક્તિપૂર્વક સ્તવી, પોતાના આત્માને ધન્ય માનતી પ્રભુના ગુણ ગાતી ગાતી નૃત્ય કરવા લાગી. તેઓએ અનુક્રમે સંવર્ત્ત વાયુ, મેઘ, આરીસો, ઝારી, પંખા, ચામર અને દીપક અંગે પોત-પોતાના આચાર મુજબ ઉચિત કર્યું. તથા રક્ષાદિક જે પોતાનું કર્ત્તવ્ય હતુ તે કર્યું.[૧] તે પછી આસનના કંપથી અવધિજ્ઞાનવડે પ્રભુના જન્મને જાણી સર્વે દેવતાઓ વિમાનોના સમૂહથી આકાશને શોભાવતા ત્યા આવ્યા તે સમયે વૈક્રિયરૂપવાળા સૌધર્મેંદ્ર ભક્તિવડે સૂતિકાગૃહમા જઈ, દેવીને અને ભગવંતને આદરથી નમ્યા. પછી માતાને અવસ્વાપિની નિદ્રામા રાખી, આજ્ઞા લઇ, ભગવંતનું પ્રતિબિંબ તેમની પડખે મૂકી તેણે પ્રભુને હાથમા લીધા પ્રભુને લેવા, છત્ર ધરવા, વજ્ર લઇને ચાલવા અને બે બાજુ ચામર ધારણ કરવાને માટે ભક્તિભાવથી પૂર્ણ હૃદયના ઇંદ્ર

---

૧ (૧) આઠ કુમારિકાઓએ સંવર્ત વાયુ વિકુર્વી યોજનપ્રમાણ ભૂમિ શુદ્ધ કરી (૨) આઠે સુગંધી જળ વરસાવ્યુ, (૩) આઠે દર્પણ, (૪) આઠે કળશ, (૫) આઠ ચામર ધારણ કર્યા (૬) આઠે પંખા લીધા, અને (૭) ચાર દીપક લઇને ઉભી રહી તેમજ (૮) અન્ય ચારેએ તમામ પ્રકારનું સૂતિકાકર્મ કર્યું. એ રીતે ૫૬ દિક્કુમારિકાઓનો આચાર નિયત છે,

મહારાજે પાંચ રૂપ વિકુર્વ્યાં હતાં. પછી વિમાનના રત્નોથી આકાશને ચિત્રમય કરતા, ચંદ્રના જેવી કાંતિને ધારણ કરતા અને નાદવડે જગતને ફોડતા તે બધા મેરુગિરિ પર આવ્યા. ત્યાં રહેલા પાંડુક નામના વનમાં અર્ધ ચંદ્રની આકૃતિવાળી અતિપંડુકંબલા નામની શિલા ઉપર ઇંદ્ર આવ્યા. તે સમયે ઇંદ્રની આજ્ઞાથી આભિયોગિક દેવતાઓએ; રુપાના, સુવર્ણના, રત્નના, રત્ન અને સુવર્ણના, રત્ન અને રુપાના, સુવર્ણ અને રુપાના રત્ન સુવર્ણ ને રુપાના અને મૃત્તિકાના કલશો વિકુર્વ્યા. ત્યાં દિવ્ય સિંહાસન ઉપર પૂર્વ દિશા તરફ મુખ રાખી, અદ્ભુત કાંતિવાળા પ્રભુને ખોળામાં લઇને સૌધર્મ ઇંદ્ર બેઠા. પછી દેવતાઓએ લાવેલા; સમુદ્ર, નદી, કુંડ, સરોવર અને દ્રહની શ્રેણીઓના જળવડે ઇંદ્રોએ પ્રભુનો જન્મ મહોત્સવ સ્નાત્રદ્વારા ઉજવ્યો. ત્યારબાદ ચંદનનું વિલેપન, પુષ્પ, અક્ષત, ફળ, વસ્ત્ર, આભરણ અને પત્ર વગેરે મહામૂલ્ય વસ્તુઓથી તેઓએ પ્રભુની પૂજા કરી. પછી ઉત્તરાસંગ કરી આરતી ઉતારીને ભક્તિયુક્ત ચિત્તવાળા સર્વ ઇંદ્રો પ્રભુની હર્ષવડે આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યા;

" હે સ્વામિન્ ! હે યુગાદીશ ! હે [1]અનીશ ! હે જગદ્‌ગુરુ ! હે અર્હન્ ! હે ધ્યાન કરવા યોગ્ય ! હે અવ્યક્ત ! હે નિરંજન ! આપ જય પામો. અંધકારના સમૂહને નાશ કરવામાં સૂર્ય સમાન હે સ્વામિન્ ! જે ક્ષેત્રમાં રહેલા પ્રાણીઓ અઢાર કોટાકોટિ સાગરોપમથી ધર્મ રહિત હતા, તેમનો ઉદ્ધાર કરનારા એવા આપ જય પામો. આ ભરતક્ષેત્રમાં સંસારના શ્રેયકારી એવા વ્યવહારના પ્રથમ દેશક, અને સર્વ સુખના ગૃહરૂપ એવા હે અપાર ચૈતન્યરૂપ સ્વામી ! આપ જય પામો. હે પ્રભુ ! પૂર્વે અર્હંતોને જોનારા પુણ્યવંત ઇંદ્રો જે થઇ ગયા તેઓમાં હું પણ એક પુણ્યવંત છું, કારણ કે મને આપનું પવિત્ર દર્શન થયું છે. હે નાથ ! વૃક્ષ, પાષાણ, પર્વત અને નદીઓ સહિત પૃથ્વીનો ઉદ્ધાર કરનાર કદાચિત્ કોઇ ઉત્પન્ન થાય, પણ ધર્મથી ભ્રષ્ટ થતા લોકોના સમૂહનો ઉદ્ધાર કરનાર તો આપ જ ઉત્પન્ન થયા છો. રાગાદિક શત્રુઓથી ક્લેશ પામનારા જીવોને અભય આપનારા, મુક્તિરૂપી સ્ત્રીના દૂતરૂપ અને વર્તમાન અવસર્પિણીકાલમાં આદિ–નવીન ધર્મના રાજા એવા હે પ્રભુ ! જય પામો. હે નાથ ! બાહ્ય અને અંતર શત્રુઓથી પીડાએલા જનસમૂહનો જીવરક્ષાદિના ઉપદેશ દ્વારા આપ જ ઉદ્ધાર કરશો. જેઓ પિંડસ્થ વગેરે અવસ્થાઓથી આપનું ધ્યાન કરે છે, હે ઇશ ! તેઓને તેનાં અષ્ટ કર્મોનો ક્ષય કરી આપ પોતાના સ્થાનમાં લઇ જાવ છો. હે ભગવન્ ! આપની કૃપાથી જ્યાંસુધી શિવસુખની પ્રાપ્તિ થાય ત્યાંસુધી હંમેશાં આપના ચરણોની સેવા મને શરણરૂપ થાઓ. "

આ પ્રમાણે ભગવંતની સ્તુતિ કરી કૃતાર્થ થયેલા ઇંદ્રે, ઉત્સવસહિત પ્રભુને ત્યાંથી લઇને માતાની પાસે સ્થાપન કર્યા; અને બે કુંડલ, દિવ્ય વસ્ત્રો, હાર તેમજ મુગટ ભગવંતને ઓશીકે મૂકી માતાની નિદ્રા હરી લીધી. ' આજે ' સુપર્વ ' છે. તેથી અમે આનંદ પામ્યા.'

૧ જેનાથી અધિક કોઇ ઇશ–દેવ નથી એવા

આમ તે સમયે દેવો બોલ્યા. ત્યારથી દેવો ત્રણ જગતમાં 'સુપર્વ'ના નામથી સદા પ્રસિદ્ધ થયા. પછી દેવોનો પતિ ઇંદ્ર, અપ્સરાઓને પ્રભુની ધાત્રી( ધાવમાતા ) તરીકે ત્યાં સ્થાપી નંદીશ્વર દ્વીપે અઠ્ઠાઈ મહોત્સવ કરી પોતાના સ્વર્ગમાં ગયો.

પ્રાતઃકાલે પુત્રનાં જન્મનું વૃત્તાંત સાંભળી પોતાનાં અનુમાનથી તે સમયે ઉત્પન્ન થઇ છે વિચારદૃષ્ટિ જેને એવા નાભિ રાજાએ જન્મ મહોત્સવ ઉજવ્યો. પ્રભુના ઉરૂસ્થલ–સાથળમાં વૃષભનું ચિન્હ હતું, તેમ જ સ્વપ્નમાં પણ માતાએ પ્રથમ વૃષભ જોયો હતો, તેથી માતાપિતાએ પુત્રનું 'ઋષભ' એવું નામ પાડયું. ઇંદ્રે મૂકેલા અમૃતવાળા અંગૂઠામાંથી પડેલા બિંદુ હોય તેવા પ્રભુના મુખમાં ઉજ્વલ દાંત યોગ્ય સમયે પ્રાપ્ત થયા. કારણ કે કારણને અનુસરીને કાર્ય થાય છે. પ્રભુનાં ચરણોમાં રહેલા ઇંદ્રમણિના ઘુઘરાવાલા ઝાંઝર, જાણે ચરણરૂપ કમલમાં આવીને શબ્દ કરતા ભમરા હોય તેવા શોભતા હતા. પાંચ સમિતિવડે જેમ સંયમ વૃદ્ધિ પામે, તેમ પાંચ દેવાંગનારૂપ ધાવથી લાલન–પાલન પામતા પ્રભુ વધવા લાગ્યા. વયથી સરખા પણ ગુણોથી સરખા નહિ એવા ચાર પ્રકારના દેવો પ્રભુની સાથે ક્રીડા કરવા લાગ્યા. સ્વામી જે જે પ્રકારે કૌતુકવડે રમવાની ઇચ્છા કરે તે તે રૂપ કરીને દેવતાઓ તેમની આગળ રમતા હતા. એવી રીતે પ્રભુ એક વર્ષના થયા ત્યારે વંશની સ્થાપના કરવા માટે ઇંદ્ર ઇક્ષુ( શેરડી ) દંડ લઇ પ્રભુની પાસે આવ્યા. તે વખતે પ્રભુ પિતાના ખોળામાં બેઠેલા હતા. ઇંદ્રનો સંકલ્પ જાણીને પ્રભુએ તે ઇક્ષુલતા ગ્રહણ કરી, તેથી પ્રભુનો વંશ ઇક્ષ્વાકુવંશના નામથી પ્રસિદ્ધ થયો. આ પ્રમાણે ઇંદ્ર તરીકેના પોતાના આચારનું પાલન કરી સ્વામીના વંશની સ્થાપના કરીને ઇંદ્ર ત્યારબાદ પોતાનાં સ્થાને ગયા. પ્રભુની અંગૂઠાનું પાન કરવાની અવસ્થા જ્યારે પૂર્ણ થઈ, ત્યારે દેવોએ લાવેલા ઉત્તરકુરૂ ક્ષેત્રમાંથી કલ્પવૃક્ષના ફળોનો આહાર પ્રભુ કરવા લાગ્યા. જન્મથી પ્રભુને એક પૂર્વ વ્યતીત થયે દેવો પ્રભુની પાસે શબ્દશાસ્ત્રનો અભ્યાસ કરતા હતા, તે કારણે તેઓ 'લેખશાલી' તરીકે પ્રખ્યાત થયા. એ રીતે ક્રમપૂર્વક વૃદ્ધિ પામતા અને કલ્પવૃક્ષની સ્પર્ધા કરતા પ્રભુ સૌભાગ્યરૂપી રાજાના ભવનરૂપ યૌવન વયને પ્રાપ્ત થયા. તેમના શરીરની કાંતિ તપેલા સુવર્ણ જેવી છે. [1]જન્મથી ચાર અતિશયોની શોભાથી તેઓ ઉજ્જવલ છે. અને પ્રભુનું સારાં લક્ષણોવાલું શરીર પાંચસો ધનુષ પ્રમાણ ઊંચું હતું. ત્યારબાદ યોગ્ય સમયે ઇંદ્રે આવી પ્રભુની સેવામાં પ્રાર્થના કરી કે, "આપને આ વિશ્વનો વ્યવહાર પ્રકાશ કરવો યોગ્ય છે. જો કે આપ નિઃસંગ, સંસારથી ઉદ્વેગ પામેલા અને મુક્તિના સુખને પ્રાપ્ત કરવામાં તત્પર છો, તો પણ હે દયાના સ્થાનરૂપ પ્રભુ ! આપના પાણિગ્રહણના મહોત્સવને કરવાનો આદેશ ફરમાવી મને આનંદ આપો !" આ પ્રમાણે ઇંદ્રના આગ્રહથી પ્રભુએ તે વાત અંગીકાર કરી. આથી

---

૧ દરેક તીર્થંકરદેવને જન્મથી ચાર અતિશયો આ પ્રમાણે હોય છે. ( ૧ ) દેહ સુગંધયુક્ત, શરીરે સ્વેદ, મળ તેમજ રોગ ન હોય. ( ૨ ) શ્વાસો–શ્વાસ સુગંધી. ( ૩ ) લોહી શ્વેત, માંસ શ્વેત, દુર્ગંધ વિનાનું અને અબિભત્સ ( ૪ ) આહાર–નિહાર અદૃશ્ય.

ત્યાશી લાખ પૂર્વપર્યંત પોતાને ભોગ ફળવાળાં કર્મોનો ઉદય છે, એમ અવધિજ્ઞાનવડે જાણીને પ્રભુ શક્રે કરેલા ઉત્સવપૂર્વક, રતિ અને પ્રીતિ જેવી સુમંગલા અને સુનંદા નામની બે સ્ત્રીઓને ઉત્તમ વાજિંત્રોના નાદથી તેજસ્વી સ્વરો જેમાં સ્ફુરાયમાન થઈ રહેલા છે, એવા મહોત્સવ સહિત પરણ્યા. ત્યારથી ત્રણ જગતના સ્વામી દ્વારા આ રીતે પ્રકાશમાં આવેલો પાણિગ્રહણનો વ્યવહાર અદ્યાપિ લોકમાં પ્રવર્ત્તે છે. ત્રણે લોકના સ્વામી પ્રભુને છ પૂર્વ પૂર્ણ થયે સુમંગલા દેવીએ ભરત અને બ્રાહ્મી નામે બે સંતાનોને જન્મ આપ્યો ત્યાર પછી કેટલાક સમય બાદ પરસ્પર એક બીજાના રૂપની સ્પર્ધા કરનારા બીજા ઓગણપચાશ પુત્ર–પુત્રીના યુગલોને સુમંગલાદેવીએ જન્મ આપ્યો. સુનંદાદેવીએ વિશ્વનો ઉદ્ધાર કરવામાં સમર્થ બાહુબલિ અને સુંદરી નામે બે સુંદર પુત્ર પુત્રી–યુગલને જન્મ આપ્યો. તે સમયે આદિનાથ પ્રભુના અતિશય દાનથી જાણે લજ્જા પામ્યા હોય તેમ કલ્પવૃક્ષો નિષ્ફલ થઇ અનુક્રમે અલક્ષ્ય બનતા ગયા, તેથી તે સંબંધી જ્યારે યુગલિકોમાં પરસ્પર કલહ થવા લાગ્યો ત્યારે તેઓ તેને અંગે પ્રભુની પાસે નિવેદન કરવા આવ્યા. તેઓને પ્રભુએ કહ્યું કે; “ જલથી લોકોએ અભિષેક કરેલો જે પુરુષ હોય, તે રાજા થઈને લોકોને શિક્ષા કરી શકે. તો તમે અમને અભિષેક કરવાનો યત્ન કરો, એટલે હું તમારી ફરિયાદ સાંભળી ન્યાય આપીશ. ” આવાં પ્રભુનાં વચનોને સાંભળીને તેઓ જલ લેવા માટે સરોવરમાં ગયા. આ સમયે આસનનાં કંપથી પ્રભુનો રાજ્યાભિષેકનો અવસર ઇંદ્રોના જાણવામાં આવ્યો. તેથી તત્કાલ ત્યાં આવી તેઓએ ભવ્ય મંડપ વિકુર્વ્યો. તેની મધ્યમાં મણિમય પીઠ કરીને તેની ઉપર એક સિંહાસન રચ્યું. તે સિંહાસન ઉપર પ્રભુને બેસારી ઇંદ્રોએ હર્ષસહિત જન્માભિષેકની જેમ વિધિપૂર્વક પ્રભુનો રાજ્યાભિષેક કર્યો. પછી પ્રત્યેક અંગે યોગ્ય આભૂષણોથી તેમને અલંકૃત કર્યા, અને દેવતાઓ ચંદ્ર જેવી કાંતિવાળું છત્ર અને બે ચામર ધારણ કરી પ્રભુની આગળ ઊભા રહ્યા. પછી સર્વ ઇંદ્રો એકઠા થઇ અમાત્ય તથા મંડલિક વગેરેના સર્વ અધિકાર યથાયોગ્ય ધારણ કરી પ્રભુની પાસે તે સર્વે પોત–પોતાને યોગ્ય સ્થાનકે બેઠા. આ બાજુ યુગલિકો પણ જલ્દીથી કમલપત્ર પર જલને લઇને ત્યાં આવ્યા. પણ ત્યાં આ રીતે સર્વ ઐશ્વર્યથી અલંકૃત પ્રભુને તેઓએ જોયા. દેહની કાંતિથી દેવતાઓની શોભાને પણ જિતતા અને જાણે જંગમ પ્રતાપજ હોય તેવા, ચર્મદૃષ્ટિ મનુષ્યોને દુર્દશ્ય અને આભૂષણ, વિલેપન, વસ્ત્ર અને માલાથી સુશોભિત, એવા પ્રભુને જોઈ તત્કાલ ઉત્પન્ન થયેલા વિવેકથી યુગલિકો ચિંતવવા લાગ્યા કે, ‘ જો આપણે પ્રભુના મસ્તક ઉપર અભિષેક કરશું, તો ચિત્રના વર્ણની જેમ પ્રભુના શરીર પર કરેલ અંગરાગ વિનાશ પામી જશે. ’ આ રીતે વિચારીને તેઓએ પાદપીઠના અધિદેવતારૂપ પ્રભુના બે ચરણોમાં પોતે લાવેલાં જલથી અભિષેક કર્યો. આ સમયે તે યુગલિકોનો આવો અનુપમ વિવેક જોઈ દેવતાઓ પણ આશ્ચર્ય પામ્યા.

ત્યારબાદ શક્રઇંદ્ર તે યુગલિકોને પ્રભુના રાજ્યરૂપી મોટા મહેલના દૃઢસ્તંભ જેવા

અધિકારીઓ કર્યા. તથા યુગલિકોને આ રીતે સ્વયમેવ આ સ્થાને વિનય ઉત્પન્ન થયેલ હોવાથી અહિં વિનીતા નામે નગરી રચવાની કુબેરને આજ્ઞા કરીને સૌધર્મ ઇંદ્ર પોતાના દેવલોકમાં ગયા. પ્રભુના રાજ્યસમયે ઇંદ્રના આદેશથી કુબેરે રત્ન તથા સુવર્ણના સમૂહથી તે સ્થાને નવી નગરીની રચના કરી. એ નગરી બાર યોજન લાંબી, નવ યોજન વિસ્તારવાળી, આઠ દરવાજાથી શોભતી, મોટા કિલ્લાવાળી અને રત્નમય તોરણોથી ઊજ્વલ બનાવી. તેની આસપાસ બારસો ધનુષ્ય ઊંચો, આઠસો ધનુષ તળિયે ઊંડો અને એકસો ધનુષ પહોળો, અને ફરતી મોટી ખાઈવાળો કિલ્લો રચ્યો. એ સુવર્ણના કિલ્લા ઉપર મણિમય કાંગરાની શ્રેણી, સુવર્ણગિરિ પર રહેલા નક્ષત્રોની પંક્તિની જેવી રચવામાં આવી. નગરીના મધ્યભાગમાં ચોરસ, ત્રિકોણ, વર્તુલાકાર, તેમજ સ્વસ્તિક(સાથીઆ)ના આકારવાળા અને સર્વતોભદ્ર આકૃતિના એક માલથી માંડીને સાત માલ સુધીના સાધારણ રાજાઓને માટે રત્નસુવર્ણમય ક્રોડો પ્રાસાદો રચવામાં આવ્યા. ઇશાનદિશામાં નાભિરાજાને માટે સાત માલનો અને ચારે બાજુ કોટ તથા ખાઈવાળો એક સુવર્ણમય ચોરસ મહેલ રચવામાં આવ્યો. પૂર્વદિશામાં સર્વતોભદ્ર જાતિનો વર્તુલાકારવાળો સાત ભૂમિનો એક મોટો મહેલ ભરતને માટે કર્યો. અગ્નિદિશામાં તેના જેવો જ એક મહેલ બાહુબલિ માટે કર્યો, અને તે બે મહેલોની વચ્ચે બીજા કુમારોના મહેલો રચવામાં આવ્યા. તે સર્વની વચમાં આદિનાથ પ્રભુનો એકવીશ માલનો 'ત્રૈલોક્યવિભ્રમ' નામે એક મોટો મહેલ ઇંદ્રે રત્નોની શ્રેણીથી તૈયાર કર્યો. એ મહેલ ચોતરફ મોટી ખાઈવાળો, સુવર્ણના કલશોથી રમણીય અને ચલાયમાન ધ્વજાઓના બ્હાનાથી જાણે નૃત્ય કરતો હોય, તેવો દેખાવા લાગ્યો. તે મહેલમાં એક હજાર ને આઠ મણિમય જાળીઓ હતાં, તે જાણે તેનો યશ કહેવાને માટે મુખો હોય તેવાં દેખાતા હતાં. સર્વે મહેલો કલ્પવૃક્ષોથી વીંટાએલા, હાથી અને ઘોડાઓના નિવાસસ્થાન સહિત, મોટા કિલ્લાવાળા, મોટા દ્વારવાળા અને પતાકાઓની માલાને ધારણ કરનારા હતા. આદિનાથ પ્રભુના મહેલની આગલ, ઇંદ્રની સુધર્મા સભા જેવી એક 'સર્વપ્રભા' નામે મનોહર રત્નમય સભા રચવામાં આવી. એ સભાસ્થાનની ચારે દિશાઓમાં મણિમય તોરણોની માલાઓ રચવામાં આવી હતી. તે માલાઓ પંચવર્ણી પ્રભાના અંકુરોથી આકાશને વ્યાપ્ત કરતી હતી. તે નગરીની મધ્યમાં એક હજાર ને આઠ મણિમય જિનબિંબોથી વિભૂષિત, બે કોશ ઊંચો, મણિ, રત્ન અને સુવર્ણમય, વિવિધ જાતની ભૂમિકા અને ગોખવાળો, અને વિચિત્ર મણિમય વેદિકાવાલો એક સુંદર શ્રી જિનેશ્વરદેવનો પ્રાસાદ(દેરાસર) ઇંદ્રના આદેશથી કુબેરે રચ્યો. સામંત અને મંડલિક રાજાઓને માટે વિશ્વકર્માએ નંદ્યાવર્તાદિક આકૃતિવાળા બીજા કેટલાયેક વિવિધ જાતના મહેલો બનાવ્યા. ઊંચી ધ્વજાઓના અગ્રભાગથી સૂર્યના ઘોડાઓને ક્ષોભ કરે તેવા અન્ય એક હજાર ને આઠ સુંદર જિનભવનો-મંદિરો કરવામાં આવ્યા, અને તે નગરીના ચોરાશી ચૌટાઓમાં શ્રેષ્ઠ સુવર્ણના કલશવાળા અર્હંત ભગવંતના ચોરાશી પ્રાસાદો રચવામાં આવ્યા.

નગરીની અંદર ઉત્તર દિશામાં હિરણ્ય અને રત્નમય, મેરુપર્વતની જેવા ઊંચા, ધ્વજાપતાકા સહિત વ્યાપારી વર્ગના નિવાસ માટે પ્રાસાદો કર્યા. દક્ષિણ દિશામાં ક્ષત્રિયો માટે મહેલો, તેમજ તેઓનું એકત્ર થયેલ જાણે તેજ હોય તેવા તે ક્ષત્રિય લોકોનાં શસ્ત્રાગારો રચવામાં આવ્યા. તે નગરીના ગઢની અંદર ચારે દિશાઓમાં છૂટા છૂટા દેવતાઓના વિમાન જેવી શોભાવાલા, પૌરજનો માટે કોટિ સંખ્યામાં મહેલો રચવામાં આવ્યાં. કિલ્લાની બહાર ચારે દિશામાં સામાન્ય કારીગરોના નિવાસ માટે ધનાદિથી સમૃદ્ધ ક્રોડો મકાનો કરવામાં આવ્યાં. દક્ષિણ અને પશ્ચિમમાં એક માળથી માંડીને ત્રણ માળ સુધી ઊંચાં, ત્રિખૂણાં શૂદ્રાદિકના નિવાસને સારુ ઘરો કર્યાં. આ પ્રમાણે એક અહોરાત્રિમાં વિનીતા નગરી વસાવીને કુબેરે તેમાં સુવર્ણ, રત્ન, ધાન્ય, વસ્ત્ર અને આભૂષણોની વૃષ્ટિ કરી. તેમજ તે ઉપરાંત અનેક સરોવરો, વાપિકાઓ, કૂવાઓ, ક્રીડાવાપિકાઓ અને દેવાલયો તથા બાકીનું સર્વ કુબેરે તે અહોરાત્રીમાં તૈયાર કર્યું. સિદ્ધ એવી અર્થલક્ષ્મીના નિવાસરૂપ તે નગરની ચારે દિશાઓમાં જાણે પુષ્પોના આકરરૂપ નંદનવન હોય તેવા ઘણા સુંદર ઉદ્યાનો કુબેરે ત્યાં બનાવ્યા. તે પ્રત્યેક ઉદ્યાનમાં પવને ઉડાડેલાં પુષ્પોની શ્રેણીવડે જાણે વૃક્ષોએ પણ પૂજેલા હોય, તેવા સુવર્ણમય જિનચૈત્યો શોભી રહેલા હતા. નગરીની પૂર્વ દિશામાં અષ્ટાપદ, દક્ષિણમાં મહાશૈલ, પશ્ચિમમાં સુરશૈલ અને ઉત્તરમાં ઉદયાચલ એમ ચારે પર્વતો કલ્પવૃક્ષોની શ્રેણીથી શોભિત, મણિરત્નોની ખાણવાળા, અને જિનેશ્વરદેવોના મંદિરોથી પવિત્ર હતા.

આ પ્રમાણે ઇંદ્રની આજ્ઞાથી જેનું બીજું નામ અયોધ્યા છે, એવી તે વિનીતા નગરી જાણે ઇંદ્રપુરી હોય તેવી કુબેરે બનાવી. એ નગરીમાં વસનારા લોકો દેવ, ગુરુ અને ધર્મમાં આદરવાલા, સ્થૈર્ય, ધૈર્ય ઈત્યાદિ ગુણોથી યુક્ત. સત્ય, શૌચ અને દયાથી સહિત, કલાકલાપમાં કુશલ, સત્સંગમાં તત્પર, નિર્મલ હૃદયવાળા, સ્વભાવે શાંત, અહમિંદ્ર અને મોટા ઉદયવાળા હતા.

સુર અને અસુરોના સમૂહથી પૂજિત, અને ભરતક્ષેત્રરૂપ જગતનાં વ્યવહારનું સર્જન કરનારા. શ્રી ઋષભદેવ ભગવાન વિશ્વનું રંજન કરતા, એ નગરીમાં રહીને રાજ્યનું પાલન કરવા લાગ્યા. પ્રભુના કહેવાથી અયોધ્યાનગરીની આજુબાજુ તેમણે શિખવેલા કારીગરોએ બીજાં કેટલાં નગરો રચ્યાં. ભગવંતે વીશ લાખ પૂર્વ સુધી કુમારપણામાં રહ્યા પછી, ત્રણ જગતનો ઉદ્ધાર કરવાને માટે રાજ્યસ્થિતિ ધારણ કરી. રાજ્યના સાત અંગ, શત્રુઓને નિગ્રહ કરવાના છ ગુણ, રાજ્યસ્થિતિના પાંચ કરણ, સૈન્યના ચાર અંગ, ફલગ્રહણ કરવાની ત્રણ શક્તિ, નીતિના બે અંગ અને ત્રણ લોકમાં પોતાનું એક છત્ર, આ બધું પ્રભુએ નિર્માણ કર્યું. પ્રભુનાં જન્મપૂર્વે તે વેળાએ આ ક્ષેત્રમાં એ કાળની અપેક્ષાએ મેઘ, અગ્નિ, વિદ્યા, કલા કે બીજો કાંઇપણ વ્યવહાર હતોજ નહિં. તેઓની આજ્ઞાથી પૃથ્વી ઉપર મેઘ

વૃષ્ટિ કરતો હતો. પૃથ્વી બીજાદિકને ધારણ કરતી હતી અને અગ્નિ અન્નાદિકને પકવતો હતો. એ વેળાયે લોકોના હિતને માટે પ્રભુએ, કૃષી કરનાર, સેવક, કુંભાર, વેપારી, અધિકારી, ક્ષત્રિય, સુથાર, સલાટ, સ્વર્ણકાર, ચિત્રકાર અને મણિયાર વગેરેની વ્યવસ્થા કરી. એટલે જેની જેવી યોગ્યતા જણાઇ, તેને તે પ્રકારની કળા–શિલ્પાદિ શિખવ્યું. પ્રભુએ પોતાના જ્યેષ્ઠ પુત્ર ભરતને બ્હોંતેર કળાઓ ભણાવી અને ભરતે પોતાના અન્ય બંધુઓને તે કળાઓ શિખવી. પ્રભુએ ત્યારબાદ બાહુબલિને ગજ, અશ્વ, સ્ત્રી અને પુરુષનાં લક્ષણો શિખવ્યાં. સુંદરીને ગણિત શિખવ્યું અને બ્રાહ્મીને જગતને હિતકારી, જ્યોતિરૂપ અઢાદશ લિપીઓ જમણા હાથે શિખવી.

આ પ્રમાણે માયારહિત પ્રભુએ વિશ્વની સ્થિતિનું નિર્માણ કરી અને યથાયોગ્ય કાર્યમાં પ્રેરનાર પ્રભુએ સર્વ લોકોને વિવિધ કાર્યોમાં જોડી દીધા. કોઇવાર અદ્ભૂત ઉદ્યાનોમાં, કોઇવાર સમુદ્રને તીરે, કોઇવેળા ક્રીડાગિરિમાં, કોઇવાર વિચિત્ર મંદિરોમાં, કોઇવાર સ્ત્રીઓના રાસડા જોવામાં, કોઇવાર કિંનરસ્ત્રીઓના ગીતને શ્રવણ કરવામાં, અને કોઇવાર ઇંદ્રની આજ્ઞાથી દેવીઓએ ભજવેલા નાટક જોવામાં ભાગ લેતા પ્રભુ કર્મનિર્જરા કરતા કાલ વ્યતીત કરતા હતા. આ પ્રમાણે કાલ નિર્ગમન કરતાં પૂર્વ (પ્રથમ) રાજા એવા ભગવંતે, પૂર્વ (પહેલા જંબૂ) દ્વીપમાં, પૂર્વક્ષેત્રની (ભરતક્ષેત્રમાં) પૂર્વ દિશામાં રહેલી પૂર્વ (નવી રચેલી) નગરી વિનીતામાં રહી ત્રેસઠ લાખ પૂર્વ સુધી રાજ્યસ્થિતિ ચલાવી. એક સમયે જાણે લજ્જા યુક્ત હોય તેમ, પ્રભુ ઉદ્યાનમાં ક્રીડા કરતા હતા, તેવામાં તેમના ભાવને અનુસરીને પોતાની સ્થિતિને જાળવનારા લોકાંતિક દેવતાઓએ, જયજય એવા શબ્દો ઉચ્ચારતાં તથા પ્રણામ કરતાં ત્યાં આવીને 'હે પ્રભુ! મુક્તિમાર્ગ બતાવો' એવી વિજ્ઞપ્તિ કરી. આમ કહીને તે દેવતાઓ પોતાનું કૃત્ય કરીને પોતાનાં સ્થાને ગયા. ત્યારબાદ જગતપ્રભુ ભગવાન, પૂર્વ જિનેશ્વરોની સ્થિતિનું સ્મરણ કરી ક્રીડાનું વિસર્જન કરીને પોતાનાં સ્થાનકે આવ્યા. પ્રભુએ રાજ્યથી વિરક્ત થઈ સ્વયં જ્યેષ્ઠપુત્ર ભરતને સન્નીતિરૂપ અમૃતથી શાંત કરી વિનીતાના રાજ્યનો ભાર તેને સોંપ્યો. તેમ જ બીજા બાહુબલિ વગેરે પુત્રોને પોતપોતાના નામથી અંકિત એવા દેશો વહેંચી આપ્યા. આ રીતે રાજ્યના ભારનો ત્યાગ કરીને જગતને ઋણભાર–દેવામાંથી મુક્ત કરવાના કારણરૂપ સાંવત્સરિક દાન આપવાનો ત્યારથી ઋષભદેવ પ્રભુએ આરંભ કર્યો. ઇંદ્રની આજ્ઞાથી કુબેરે ચૌટા વગેરેમાં રહેલું, પરંપરાના ઉચ્છેદવાળું અને ધણીવગરનું દ્રવ્ય લાવી–લાવીને પૂરું પાડયું. હમેશાં જગત્પતિ સભામાં આવી યાચકોને સુવર્ણ, રત્ન અને ધન તેમની ઇચ્છાપ્રમાણે આપતા હતા. એ રીતે પ્રભુ સૂર્યના ઉદયથી માંડીને ભોજનવેળા સુધી એક ક્રોડ અને આઠ લાખ સુવર્ણનું વાંછિત દાન આપતા હતા. આમ એક વર્ષમાં ત્રણસો અઠયાશી ક્રોડ અને એંશી લાખ સુવર્ણનું દાન પ્રભુએ આપ્યું. ત્યારથી માંડીને સર્વ પ્રાણીઓને હિતકારી દાનધર્મ આ જગતમાં પ્રવર્ત્યો છે. કેમકે "જેમ અર્હંતપ્રભુ પ્રવર્તે છે, તેમ લોક પણ તે પ્રવૃત્તિની

સન્મુખ થાય છે!" ત્યારબાદ પવિત્ર ચૈત્ર વદી અષ્ટમીના દિવસે[૧], ચંદ્ર ઉત્તરાષાઢા નક્ષત્રમાં આવતાં, અપરાહ્‌ણકાલ સમયે કચ્છ, મહાકચ્છ ઇત્યાદિ ચાર હજાર રાજાઓની સાથે, દેવતાએ પૂજેલા એવા પ્રભુએ શકટોદ્યાનમાં વ્રતસામ્રાજ્યને–સર્વવિરતિસામાયિકને ગ્રહણ કર્યું. તે અવસરે સર્વ સંજ્ઞી પ્રાણીઓના મનના પર્યાયોને સૂચવનારું મનઃપર્યય નામે ચોથું જ્ઞાન જગત્પતિને ઉત્પન્ન થયું. રાગ, દ્વેષ, મદ અને અભિમાનરૂપી શત્રુઓએ આ સંસારમાં પૂર્વે ચિરકાલ ક્લેશ પમાડ્યો હતો, તેથી તેમની ઉપર કોપ કરીને તેના વધનો ઉપાય કરતા પ્રભુ ત્યારબાદ સંયમી બનીને પૃથ્વી પર વિચરવા લાગ્યા; અને નાસિકા ઉપર પોતાનાં બે નેત્રોને સ્થાપન કરી તથા સર્વ ઇંદ્રિયોનો રોધ કરી, જાણે ચિત્તમાં કાંઇક વિચાર કરતા હોય, તેમ નિરંતર મૌનપણે તેઓ રહેવા લાગ્યા. એ પ્રમાણે પોતાના દેહમાં પણ સ્પૃહારહિત એવા પ્રભુ સર્વ જંતુઓની ઉપર કૃપાભાવથી ઇર્યાસમિતિયુક્ત પૃથ્વી પર વિહાર કરતા હતા.

આ બાજુ, ભરત ચક્રવર્તી શુભ કાર્યમાં તત્પર થઇ શત્રુઓથી અયોધ્યા એવી અયોધ્યાપુરીમાં પિતાનું આપેલું રાજ્ય ચલાવવા લાગ્યા. પૃથ્વીના આભૂષણરૂપ એ ભરતરાજા સૂર્યની જેમ તેજનો રાશિ, નિત્ય ઉદયને ધારણ કરનાર, સ્થિર અને શત્રુરૂપ અંધકારને હરનાર હતો, તોપણ તે [૨]કલાકરને વસુ આપતા, એ આશ્ચર્ય હતું. એ રાજા સમુદ્રની જેવો ગંભીર, સિંહની જેવો શૂરવીર, ચંદ્રની જેવો કલાધારી, મેઘની જેમ વિશ્વને જીવન આપનાર, કલ્પવૃક્ષની જેવો દાનેશ્વરી, કલહંસની જેવો સારાસારનો વિવેકી, ચૈત્યની જેવો ઉન્નત, કોકીલની જેવો મધુર સ્વરવાલો, પવનની ઊર્મિથી મેરુની જેમ અચલિત, પ્રભાત કાલની જેમ મિત્રનો[૩] ઉદય કરવાવાલો અને વસુને [૪]વધારનાર, શેષનાગની જેમ સદ્‌ભોગથી લાલિત અને પૃથ્વીના ભારને ધારણ કરનાર, નંદનવનની જેમ હંમેશા સુમનસ્ શ્રેણીથી[૫] યુક્ત, હારની જેમ ગુણ સહિત, મુક્તાફલની જેમ શુભવૃત્તવાલો[૭] અને ક્ષિતિમંડળના ભૂષણરૂપ હતો. જેનો પ્રતાપરૂપ સૂર્ય જગતને [૮]અદોષાકર કરતો હતો, તે છતાં કમલા–લક્ષ્મીની ક્રીડાને ધારણ કરનાર હતો, એ [૯]આશ્ચર્ય હતું. જેના પ્રતાપથી ત્રાસ પામેલો સૂર્ય, ખગ (આકાશમાં ગતિ કરનાર) થયો અને તે આકાશગમનના અભ્યાસથી, અદ્યાપિ તેને કોઈ ઠેકાણે નિશ્ચળ સ્થાન મળતું નથી. સૂર્યાદિક ગ્રહોનો તો તાપ કહેવાય છે, અને ભરતનો પ્રતાપ કહેવાય

---

૧ વર્તમાન વ્યવહાર પ્રમાણે ફાગણ વદિ ૮. ૨ સૂર્ય, કલાકર (ચંદ્ર)ને વસુ (કિરણ) આપતો નથી એ રીતે અહિં એક પક્ષ. જ્યારે બીજો અર્થ એ કે, ભરતરાજા સૂર્યસમાન હતા, છતાં કલાકર–એટલે કલાકાર માણસોને વસુ એટલે દ્રવ્ય આપતા હતા. ૩ ભરતરાજાના પક્ષે મિત્ર–સ્નેહીઓનો ઉદય અને પ્રાતઃકાળના પક્ષે મિત્ર એટલે સૂર્યનો ઉદય. ૪ ભરતને પક્ષે વસુ–દ્રવ્ય અને સૂર્યને પક્ષે વસુ–કિરણો તેને વધારનાર. ૫ ભરતપક્ષે સૂમનસ્ એટલે પંડિતજનો અને નંદન વનને પક્ષે સુમનસ્ એટલે દેવતાઓ અને પુષ્પો. ૫ ભરતપક્ષે ગુણ–ધૈર્યૌદાર્યાદિ અને હારપક્ષે ગુણ એટલે દોરો. ૬ ભરતપક્ષે શુભવૃત્ત એટલે શુભ આચરણ અને મુક્તાફળ પક્ષે શુભવૃત્ત એટલે શ્રેષ્ટ ગોળભાગ ૮ દોષોના સમૂહથી દૂર કરતો એ અર્થ પ્રતાપના પક્ષમાં, સૂર્યના પક્ષમાં દોષાકર એટલે ચંદ્ર રહિત કરતો એ અર્થ ઘટે છે. ૯ કમલા–લક્ષ્મીની ક્રીડારૂપ કલાને ધારનાર–ચંદ્ર હતો, એ અર્થમાં અહિં આશ્ચર્ય દર્શાવ્યું છે.

છે. કારણ કે, જે( પ્રતાપ )નાથી દગ્ધ થયેલા શત્રુરૂપી વૃક્ષો ફરી વાર ઊગી શકતા નથી. એવો નીતિમાન, વિનયવાળો, સુંદર દૃષ્ટિવાળો, સદ્‌વિચાર કરનાર, કલાધર અને નિર્દોષ ભરતરાજા સર્વ રાજાઓમાં શ્રેષ્ઠ હતો.

આ અવસરે આદિનાથ પ્રભુ, આઠ પ્રકારના કર્મોનો નાશ કરવામાં તત્પર, સર્વ પ્રાણીઓના હિતને માટે યુગમાત્ર પૃથ્વીને ઇર્યાસમિતિપૂર્વક જોતા, દેશ–દેશાંતર વિહાર કરતા હતા. તે સમયે મુગ્ધ મનુષ્યો નિર્દોષ આહાર–પાણી આપવાની વિધિને જાણતાં નહિ હોવાથી એક વર્ષ સુધી પ્રભુ નિરાહારપણે રહ્યા. પ્રભુને જોઇ કેટલાક લોકો ભદ્રિકતાથી રથ, અશ્વ, હસ્તી, કન્યા, સુવર્ણ, વસ્ત્ર ઇત્યાદિ પ્રભુની આગળ ધરતા હતા પણ સર્વ ઉપર સમાન દૃષ્ટિ કરનારા જે પ્રભુએ, રાજ્ય, સૈન્ય, કોશ અને દેશ પોતાની ઇચ્છાથી ત્યજી દીધા હતા તે પ્રભુ થૂંકેલાની પેઠે ફરી પાછા તેનું ગ્રહણ કરતા ન હતા, વ્રતને ગ્રહણ કર્યાં બાદ આ રીતે નિરાહારપણે એક વર્ષ વીત્યા પછી, એકદા સુર–નરોથી પૂજિત પ્રભુ મૌનપણે વિચરતા વિચરતા હસ્તિનાપુર પધાર્યા.

ત્યાં બાહુબલિના પૌત્ર શ્રેયાંસકુમાર કે જે શ્રેયનો એક ભંડાર હતો. તેને પ્રભુનાં દર્શનથી પોતાના પૂર્વજન્મનું સ્મરણ થયું. જાતિસ્મરણથી પૂર્વભવમાં પોતે પ્રભુનો અનુચર હતો, એ વાત જાણતાં, તત્કાલ નિર્દોષ આહારના દાનમાં અને પાત્રના વિવેકમાં તે ચતુર થયો. તે વખતે તરતજ આવેલો નિર્મલ ઇક્ષુરસ અને પ્રભુ જેવું ઉત્તમ પાત્ર પ્રાપ્ત થયેલ જોઇ, તેને દાન આપવાની ઇચ્છા થઇ. પ્રભુની પાસે આવી તેણે કહ્યું કે; 'સ્વામી ! પ્રસન્ન થઈ આ નિર્દોષ રસને ગ્રહણ કરો.' ભગવંતે કલ્પ્ય ભિક્ષા જાણીને બંને હાથ લાંબા કર્યા. પ્રભુની ભક્તિમાં રસિક શ્રેયાંસકુમારે પ્રભુના તે સમયે મહાન એવા પણ હસ્તમાં ઇક્ષુરસ અર્પણ કર્યો. તેણે પુષ્કળ ઇક્ષુરસ પ્રભુના હાથમાં વહોરાવ્યો, તો પણ પ્રભુના હાથમાં રહેલાં તે રસની શિખા થઈ, પણ નીચે ઢળી પડ્યો નહિ; કારણ કે, "પ્રભુની સેવા કરનારની અધોગતિ થાય જ નહિ." વિશ્વને જાણનારા પ્રભુએ અમૃત રસની જેવા તે રસનો આહાર કરીને, તપના તાપથી તપેલી પોતાની સાત ધાતુઓને તૃપ્ત કરી. પ્રભુએ પારણું કરવાથી શ્રેયાંસનાં મંદિરમાં તત્કાલ સુગંધી જલ, સુવર્ણ તથા પુષ્પોની વૃષ્ટિ, દુંદુભિનો નાદ, અને વસ્ત્રોનો ઉત્ક્ષેપ એ પાંચ દિવ્ય પ્રકટ થયા. શ્રેષ્ઠ ભક્તિવાળા શ્રેયાંસકુમારે પ્રભુએ જ્યાં પારણું કર્યું છે, એ પૃથ્વી ઉપર 'બીજો કોઇ આ પૃથ્વીનો સ્પર્શ કરો નહિ' એ માટે એક રત્નમય ઉજ્જ્વલ પીઠિકા બંધાવી. આવું અક્ષયસુખને આપનારું સુપાત્રદાન વૈશાખમાસની શુક્લ તૃતીયાના પુણ્યદિવસે થયું, તેથી એ પર્વ અક્ષયતૃતીયાના નામથી અદ્યાપિ પ્રવર્તે છે. જેમ જગતની સર્વ વ્યવહારક્રિયા પ્રભુથી આ લોકમાં પ્રથમ પ્રવર્તી, તેમ સત્પાત્ર દાનની વિધિ શ્રેયાંસકુમારથી જગતમાં આ રીતે પ્રથમ વિસ્તારને પામી. જગતનો ઉદ્ધાર કરનાર પ્રભુ આ રીતે શ્રેયાંસનો ઉદ્ધાર કરી, કર્મનો છેદ કરવાને માટે પુનઃ પૃથ્વી ઉપર છદ્મસ્થપણે વિહાર કરવા લાગ્યા.

ભરતરાજા પ્રતિદિન અદ્‌ભુત શોભા પ્રાપ્ત કરી પોતાનાં કુલનો ઉદ્યોત કરતા કરતા ધર્માનુશાસનથી પોતાનાં રાજ્યનું પાલન કરતા હતા. પોતાના પિતાનાં ચરણ-કમલોની સેવામાં રસિક એવા ભરતમહારાજા પોતાના પિતામહી—બાપની મા ભગવતી મરુદેવી પાસે જઈને દરરોજ ભક્તિપૂર્વક તેમનાં ચરણોમાં નમસ્કાર કરતા હતા. રાજ્ય મળ્યા બાદ એક હજાર વર્ષ વીત્યા પછી એક દિવસે પ્રાતઃકાલે ભરતરાજા ભક્તિથી નિરંતર પોતે જેની ઉપાસના કરે છે, તે મરુદેવી માતાને નમસ્કાર કરવા ગયા. પોતાના પુત્ર ઋષભના વિરહનાં દુઃખનું નિત્ય સ્મરણ કરવાથી જેમનાં નેત્રોમાંથી અસ્ખલિત અશ્રુ-પ્રવાહ વહેતો હતો, એવા મરુદેવી માતાને પોતાનું નામ જણાવીને ભક્તિવડે ભરતે પ્રણામ કર્યો. સર્વ રાજાઓમાં મુકુટરૂપ ભરતે ભ્રમરની ભ્રાંતિને ધારણ કરનારા પોતાના કેશથી માતુશ્રીના ચરણકમલોનું પરિમાર્જન કર્યું. ભરતને આવેલો જાણી કાંઈક આંખોમાંના આંસુઓ લૂંછી હૃદયના શોકનો ઉચ્ચાર કરતા માતા મરુદેવી આશિષપૂર્વક ભરતને કહેવા લાગ્યા; "હે વત્સ ! જો. મારો પુત્ર ઋષભ, તને, મને અને બીજા પુત્રોને તથા સર્વને એકી સાથે ત્યજી દઈને વનમાં પરિભ્રમણ કરતો મૃગસમૂહનો સાથી થયો છે; અને ક્ષુધા, તૃષા, શીત, આતપ અને ગ્લાનિથી પીડિત એવા દેહને ધરનારો એ મારો પુત્ર વાયુની પેઠે વનોમાં ભમ્યા કરે છે. મોતી અને રત્નોથી સુશોભિત ચંદ્રના જેવું સુંદર તેનું છત્ર ક્યાં ? અને દાવાનલથી ઉગ્ર એવું સૂર્યના આતપનું મંડલ ક્યાં ? કિન્નર સ્ત્રીઓના ગીતના ઝંકારથી સુંદર સંગીત ક્યાં ? અને વનની અંદર સંચરતા મચ્છર—ડાંસોના થતા અવાજ ક્યાં ? ગજરાજ ઉપર બેસી નગરની અંદર ફરવું ક્યાં ? અને કઠોર પથ્થરોથી દુઃખદાયક પર્વતોમાં ભટકવું ક્યાં ? આવા આવા પુત્રના દુઃખસમૂહને સાંભળું છું, તો પણ જેને માગવા છતાં મરણ પણ આવતું નથી એવી હું હજુયે જીવું છું. એવા જનનિંદિત મારા જીવિતને ધિક્કાર છે. હે વત્સ ! માત્ર ભોગની જ એક લાલસાવાળો, તું રાજ્યસુખથી ખીંચાયેલો છો, તેથી અરણ્યમાં રખડતા મારા પુત્રની કુશલતાના સમાચાર પણ પૂછતો નથી." આ પ્રમાણે દીનપણે બોલતા જેની આંખોમાંથી આંસુની ધાર વહી રહી છે, એવા પોતાના દાદીમા મરુદેવી માતાને ભરતે હોઠમાં કાંઈક હસતાં હસતાં કહ્યું; "હે માતા ! ત્રૈલોક્યના અધિપતિ, ધીર અને ગંભીર એવા પ્રભુનાં તમે માતા થઈ આવા કાયરને ઉચિત વચનો વારંવાર બોલો નહિ. આ ઘોર સંસારસાગરમાં શિલાની જેવા અમારો ઉદ્ધાર કરવાની ઈચ્છાથી અમારા પિતાજી શ્રીઋષભદેવ પ્રભુનો અમે કઈ રીતે આદર કરીએ ? પરમાનંદ પદની સ્પૃહા કરનારા અમારા પિતા આ નાશવંત સંસારસુખનો પરિહાર કરવાને સ્વેચ્છાથી તપસ્યા કરે છે. જેની સેવામાં ઇંદ્રાદિક દેવતાઓ કિંકરોની જેમ ફર્યા કરે છે, તેવા પ્રભુની મારા જેવા શું સેવા કરી શકવાના છે ? હે માતાજી ! ત્રણ લોકના અધિપતિ એવા તમારા પુત્રની જ્યારે તમે લક્ષ્મી જોશો, ત્યારે તપસ્યાનું ફળ ખરેખરું છે, એમ તમે પણ સ્વીકારશો."

આ પ્રમાણે બે હાથ જોડીને માતૃભકિતવાલા ભરતરાજા કહેતા હતા, તેટલામાં દ્વારપાલે આવી પૃથ્વી પર મસ્તક નમાવીને તેઓની સેવામાં નિવેદન કર્યું કે "હે વિભુ! યમક અને શમક નામના બે પુરુષો આપને કાંઈક કહેવાને દ્વાર ઉપર આવીને ઊભા છે, તેઓને શી આજ્ઞા છે?" રાજાએ ભ્રકુટીરૂપ પલ્લવને જરા ચલાયમાન કરી સંમતિ આપી. એટલે દ્વારપાલે જય જય શબ્દને ઉચ્ચારતા એ બંને પુરુષોને ત્યાં દાખલ કર્યા. તેઓમાંથી પ્રથમ શમકે પ્રણામ કરી કહ્યું; "હે દેવ! પિતાજીને કેવલજ્ઞાન ઉત્પન્ન થયું છે, તેની આપને વધામણી આપવા હું આવ્યો છું. પુરિમતાળ પુરના શકટાનન નામના વનમાં ઇંદ્રોએ મળીને પ્રભુનું સમવસણ રચેલું છે, અને નર, નારી,- દેવ અને દેવીઓ પોતાની સમૃદ્ધિથી પરસ્પર સ્પર્દ્ધા કરતા, સર્વ દિશાઓમાંથી ત્યા આવી રહ્યા છે." આ રીતે શમકે પોતાના આવવાનું પ્રયોજન કહ્યા પછી, યમક નામનો પુરુષ પોતાના સ્વામી ભરતમહારાજાને પ્રણામ કરીને આનંદપૂર્વક બોલ્યો; "હે દેવ! સૂર્યના બિંબ જેવું સ્ફુરાયમાન પ્રભાથી પ્રકાશતું સહસ્ર આરાવાળું, અગ્નિના તણખાઓની શ્રેણીથી શોભિત, અને શસ્ત્રશાળાનાં અધિષ્ઠાયક દેવરૂપ ચક્રરત્ન ઉત્પન્ન થયેલું છે, તેની આપને હું વધામણી આપું છું." આ રીતે બંનેની વધામણી સાંભળી તેઓને યથાયોગ્ય દાન આપી ભરતરાજાએ તે બંનેને સંતુષ્ટ કર્યા, અને વચનથી કહી શકાય નહિ એવા હર્ષને તેઓ પામ્યા.

આ બન્ને પ્રસંગો એકકાલે—એક સાથે પ્રાપ્ત થતાં ભરતને વિચાર આવ્યો કે, 'હું શું પ્રથમ કેવલજ્ઞાનનો મહોત્સવ કરું કે ચક્રરત્નનો કરું?' આ પ્રમાણે તેમનું ચિત્ત ક્ષણવાર ચલિત થયું, પણ તરતજ તેઓના મનમાં વિચાર આવ્યો કે; 'સર્વ જીવોને અભયદાન આપનાર પિતાજી ક્યાં? અને વિશ્વમાત્રને ભય કરનારું ચક્ર ક્યાં? અહો! આ વખતે મેં જે આ પૂજાના ક્રમનો વિચાર કર્યો, તે નિરર્થક છે. માટે સહુ પહેલાં શ્રી ઋષભદેવભગવંતના કેવલજ્ઞાનનો જ મહોત્સવ કરવો જોઇએ' આ પ્રમાણે નિશ્ચય કરી ભરતે મરુદેવીમાતાને વિનંતિ કરી કે, 'માતાજી! તમે હંમેશાં મને કહો છો કે મારો પુત્ર દુઃખી છે, તે એકલો વનોમાં ફરે છે, અને ક્ષુધા, તૃષા, તથા તાપનાં દુઃખોથી તે પીડિત રહે છે, પણ હવે આજે સુર–અસુરોએ સેવેલા એ તમારા પુત્રની ત્રણ લોકના લોકોને આશ્ચર્ય કરનારી લક્ષ્મીને જોવા ચાલો, કે જે લક્ષ્મી તેમના ઉત્તમ પ્રકારનાં તપનાં ફળરૂપ છે.' આ પ્રમાણે કહી, તેમની આજ્ઞા મેળવી, ભરતે કહેલી વાત સાંભળી હર્ષ પામેલા મરુદેવા માતાને વિજ્ઞ પુરુષોમાં શિરોમણિ સમાન ભરતે હાથી ઉપર બેસાડ્યા. અને ભરતરાજા, મોટા ઘોડા, શોભિત અને સજ્જ કરેલા હાથીઓ, રથો તથા પાયદળ ઇત્યાદિ ઇષ્ટ અર્થને પ્રાપ્ત કરનારા સૈનિકોના સમૂહથી પરિવરેલો ભગવંતને વંદન કરવાને માટે નીકળ્યો. તે સમયે સુવર્ણ, વૈડૂર્ય અને માણિક્યના તેજસ્વી કિરણોથી વિચિત્ર તથા પ્રકાશમાન ક્રોડો શસ્ત્રોથી ચમકતું એ સૈન્ય, વિદ્યુતના ભ્રમને કરતું હતું. વિવિધ પ્રકારના ઉત્સવોથી ઉત્સાહી થયેલા નગરજનોથી પરિવરેલા ભરતરાજા, મરુદેવીમાતાને સાથે લઇ નગરબહાર નીકળ્યા. 'હું પહેલો હું પહેલો' એ

રીતે પ્રભુને વંદન કરવાની ત્વરાવાળા કેટલાક પુરુષો આગળ ચાલનારા હાથી વગેરેને પ્રેરણા કરવા લાગ્યા. પ્રભુની પાસે જનારા તે લોકોને જે અમાર્ગ હતો, તે પણ માર્ગ થઈ પડ્યો. કારણ કે, પ્રભુની ભક્તિવાળાને મુક્તિનો માર્ગ પણ અસ્ખલિત થઇ જાય છે. તે અવસરે પિતા પુત્રની, બંધુ બાંધવની, સ્વામી સેવકની અને સેવક સ્વામીની સ્હેજ પણ રાહ જોતા નહોતા. જેમાં વેગવાળા ઘોડા છે, એવા શૌર્યયુક્ત સૈન્યોની સાથે શોભતા ભરતે આગલ ચાલતાં અર્હંતપણાને સૂચવનારો રત્નમય ધ્વજ દૂરથી જોયો. સમવસરણના ત્રણ કિલ્લાઓના ચલાયમાન તેજસ્વી કિરણોથી ભરતને ધર્મરૂપી આદિત્યના ઉદયને સૂચવનાર પ્રાતઃકાલની ભ્રાંતિ થવા લાગી. અનુક્રમે સમવસરણની નજીક આવ્યા, એટલે અત્યંત હર્ષવાળા હાથી પર બિરાજમાન થયેલા ભરતે માતા મરુદેવીને કહ્યું કે 'હે માતા! ત્રૈલોક્યવાસી દેવતાઓએ રત્નશ્રેણીઓથી રચેલું અને ઉદય પામતા કિરણોના સમૂહથી દિવ્ય સૂર્યોની શ્રેણીના જેવું સુંદર, આ તમારા પુત્ર( પ્રભુ શ્રી ઋષભદેવસ્વામી )નું સમવસરણ તમે જૂઓ! આ એક તરફ સેવા કરવાને આવેલા દેવતાઓનો શ્રોતાઓના શ્રવણને પ્રિય લાગે તેવો 'જય જય' કાર ધ્વનિ સંભળાઇ રહ્યો છે. બીજી બાજુ પંચવર્ણી રત્નોની પ્રભારૂપ પાંચ આંગળીઓવાલો આ રત્નધ્વજ 'જગતમાં તાત જ એક પ્રભુ છે,' એમ જણાવવાને જાણે ધર્મે પોતાનો હાથ ઊંચો કર્યો હોય, તેવો જણાય છે અને જાણે પિતાશ્રીના ગુણોને કહેતો હોય તેવો ઉત્તમ નાદથી આનંદ આપતો આ દુંદુભિ આકાશમાં સંભલાય છે. પ્રભુના ગુણોવડે રક્ત અને મંજરીઓથી પીતવર્ણ બનેલું આ કિંકિલ્લિવૃક્ષ જાણે પોતાના પલ્લવોથી નાચતું હોય, તેમ જણાય છે.' આ પ્રમાણે પોતાના પૌત્ર–ભરતનાં વચનો સાંભળી મરુદેવીને પ્રથમ દુઃખનાં અશ્રુથી જે નેત્રો ઉપર નીલિકા (પડલ) વળી ગયાં હતાં, હર્ષનાં અશ્રુઓથી તે બધાં ધોવાઇ જતાં તેઓનાં નેત્રો સ્વચ્છ થયાં અને ઉઘડી ગયાં. જેમ જેમ આનંદથી વ્યાપ્ત દેવતાઓ દ્વારા કરાતી પોતાના પુત્ર (ઋષભદેવ પ્રભુ)ની સ્તવના સંભળાય છે, તેમ તેમ માતા મરુદેવા ઘણો ઉલ્લાસ પામે છે. સર્વ અતિશયોથી સંપૂર્ણ પોતાના પુત્ર એવા ભગવંતનું પુત્રપ્રેમથી પણ ધ્યાન કરતાં મરુદેવામાતા તે સમયે તન્મય બની ગયા. અને સર્વ સાંસારિક વ્યાપારને ભૂલી જઇ ભગવંતનું ચિંતન કરતાં ક્ષણવારમાં તેઓ જાણે તદ્રૂપ થયા. શિવસુખના કારણરૂપ ભગવંતને હૃદયમાં, દૃષ્ટિઆગળ, પડખે, પાછલ અને વચનમાં–એમ સર્વત્ર તેઓ જોવા લાગ્યા. પછી તત્કાલ કર્મને ખપાવનારી ક્ષપકશ્રેણી પર આરૂઢ થઈ, નાનાશ્રુતવિચાર, એકશ્રુતવિચાર, સૂક્ષ્મક્રિય અને સમુચ્છિન્નક્રિય, એમ અનુક્રમે શુકલધ્યાનના ચારે પાયાને પ્રાપ્ત થયા, અને અંતકૃત્કેવલીપણે ઘાતી–અઘાતી સર્વ કર્મોનો એકસાથે ક્ષય કરી કેવલજ્ઞાનની ઉત્પત્તિની સાથે જ મરુદેવીમાતા મોક્ષસુખને પામ્યા. ખરેખર કદિ ઉત્તમ ધર્માંરાધનના ન કરી હોય, પણ જો અંતકાલે ભાવપૂર્વક અર્હંત પ્રભુનું સ્નેહથી પણ સ્મરણ કરવામાં આવે તો મરુદેવા માતાની જેમ મોક્ષસુખની પ્રાપ્તિ થાય છે. આ બાજુ, મરુદેવામાતા નિર્વાણ પામ્યાના સમાચાર મળતાં જ

સમવસરણમાંથી ઇંદ્રોએ આવીને માતાના શરીરનો સત્કાર કરી, તેને ક્ષીરસમુદ્રમાં પધરાવ્યું; પછી તેઓ સર્વ કોઇની સમક્ષ ઉચ્ચસ્વરે બોલ્યાં કે, ' આ અવસર્પિણીકાળમાં મરુદેવા માતા પ્રથમ કેવલી અને પ્રથમ સિદ્ધ થયા છે. ' આ પ્રમાણે ઘોષણા કરીને દેવતાઓને આગળ કરી ઇંદ્રો અશ્રુઓથી વ્યાપ્ત નેત્રવાળા ભરતને પ્રભુની પાસે લઇ ગયા. ત્યાં પ્રભુની તીર્થંકરપણાની લક્ષ્મીને જોઇને, તેમજ દેવતાના વચનથી શોકનો ત્યાગ કરી, ઉદારચિત્તવાળા ભરતરાજા પ્રભુને નમવામાં ઉત્સુક થયા. અને છત્ર, ચામર, ઇત્યાદિ રાજ્યચિહ્નોને ત્યજીને ઉત્તરાસંગ કરી, ભક્તિવડે શ્રીઋષભદેવસ્વામીની પાસે જવા ચાલ્યા. પ્રથમ વાપિકામાં સ્નાન કરી, સ્વચ્છ વસ્ત્રોને પહેરી, તેમણે પૂર્વદ્વારથી સમવસરણમાં પ્રવેશ કર્યો. અને સર્વ પ્રથમ વિશ્વગુરુને વિધિપૂર્વક કલ્યાણકારી પ્રદક્ષિણા દઇ, પૃથ્વી ઉપર મસ્તક મૂકીને તેઓનાં ચરણોમાં ભરતે વંદન કર્યું. પછી ભક્તિથી જેમનાં શરીરે રોમરાજિ વિકસ્વર થઇ છે, એવા પ્રફુલ્લિત નેત્રવાળા ભરતરાજા, પોતાનાં હૃદયરૂપ આવાસમાં નહિ સમાતા હર્ષને જાણે બહાર પ્રગટ કરતાં હોય તે રીતે વાણીદ્વારા આ પ્રમાણે પ્રભુની સ્તુતિ કરવા લાગ્યા;

"હે ત્રણ લોકમાં તિલકરૂપ સ્વામી ! યુગાદીશ, જિનેશ્વર, અનંત, અવ્યક્ત ચૈતન્યરૂપ અને યોગીશ્વર એવા આપને હું નમસ્કાર કરું છું. હે નાથ ! એકાંત હિતકારી એવા આપે આ સંસારમાં અવતરીને પ્રથમ વિશ્વની વ્યવસ્થાનો માર્ગ બહુરૂપે પ્રવર્તાવ્યો. ત્યારબાદ હે જગત્પ્રભુ ! આપે આ સંસારસમુદ્રમાંથી અમારો ઉદ્ધાર કરવાની ઇચ્છાથી મુક્તિમાર્ગ બતાવવાને માટે સંયમને ગ્રહણ કર્યું. હે પ્રભુ ! આપ વિશ્વપતિ, દયાળુ અને પ્રાણીઓને શરણ આપનાર છો, આપને મારે શું કહેવું ? આપ પોતાની મેળે જ અમને તારવાની પ્રવૃત્તિ કરી રહ્યા છો, માટે આપનાથી અમે સનાથ છીએ." આ પ્રમાણે પ્રભુની સ્તુતિ કરી ભરતરાજા જરા પાછા ખસી ઇંદ્રને આગળ કરી પ્રભુની સન્મુખ બેઠા. એટલે તત્ત્વના જ્ઞાતા, અનંતકરુણાકર પ્રભુએ યોજનગામિની સર્વ ભાષામય અને ક્લેશનાશક દેશના ભવ્યજનોના લાભને માટે આ પ્રમાણે ફરમાવી;

**"ધર્મમાં પ્રીતિ કરવી અને પાપમાં વિરક્તિ રાખવી—આ પ્રકારે પ્રાણીઓને જેમાં ઉપદેશ આપવાનો હોય છે, તેનું નામ દેશના કહેવાય છે.** જિનેશ્વરની પૂજા, સદ્ગુરુની સેવા, સ્વાધ્યાય, ઉજ્જવલ વૃત્તિયુક્ત તપ, દાન અને દયા એ ષટ્કર્મ ગૃહસ્થીએ પ્રતિદિન કરવા યોગ્ય છે. વળી માતા, પિતા, નિર્મલ ધર્મ બતાવનાર, અભયને આપનાર, ખાન-પાન આપનાર અને કળા શીખવીને ઉપકાર કરનાર, આ બધાયનાં ચરણકમલની સેવા કરીને નિત્ય કલ્યાણ સંપાદન કરવું. સર્વ પ્રાણી પર દયા, શુભપાત્રમાં દાન, દીન પ્રાણીઓનો ઉદ્ધાર કરવાની બુદ્ધિ, અને ઔચિત્યપૂર્વક સર્વ જનોની ઉપર ઉપકાર કરવો—એ પ્રકારનો ધર્મ સંસારમાંથી તારનારો છે. જ્ઞાન, અભય, ઔષધ, સ્થાન અને વસ્ત્રનું દાન, અર્હંતની પૂજા, સમતાધારી મુનિઓને નમસ્કાર, પોતાની સ્ત્રીમાં સંતોષ અને પરસ્ત્રીમાં પરાઙ્મુખપણું—એ આ બધા સદાચારો પુરુષોના

અક્ષય આભૂષણો છે. પિશુનતા ( દુર્જનવૃત્તિ ), મત્સર, પરધનનું હરણ, હિંસા, નિંદા, રાત્રિભોજન, અને કન્યા વગેરે સંબંધી અલીક ( અસત્ય ભાષણ ) આ પાપો જરૂર ત્યજવાં. કેમ કે, આના જેવું બીજું કોઇ પાપનું કારણ નથી. પાપને નાશ કરનાર રત્નત્રયીરૂપ ( સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્ર ) જલથી જેઓ વિવેકપૂર્વક હૃદયને નિર્મલ કરે છે, તે શુદ્ધભાવવાળા સત્પુરુષો ત્રણ ભવમાં સુખપૂર્વક સિદ્ધિસુખને પામે છે. "

આ પ્રમાણે ભવ્યજીવોરૂપ ભૂમિ ઉપર વિશાળ ફલની પ્રાપ્તિના ઉપકારને કરનાર વચનામૃતની વૃષ્ટિ કરીને, પવિત્ર મેઘરૂપ પ્રભુ ઉત્તમ સમૃદ્ધિનાં ( મોક્ષપ્રાપ્તિના લાભને માટે ) બીજરૂપ ઉત્તમ રત્નસમૂહને વાવતા હતા. ત્યારબાદ પ્રભુની દેશના સાંભળીને ભરતના પુત્ર ઋષભસેને ઊભા થઇને પ્રભુને વિજ્ઞપ્તિ કરી કે; ' હે સ્વામી ! આ સંસારરૂપ અરણ્યમાં ભ્રમણ કરતા મૂઢચિત્ત એવા મને આપના જેવા સાર્થપતિ, પૂર્વના પુણ્યસમૂહથી અકસ્માત્ પ્રાપ્ત થયા છે, તો વિષયોથી વિરક્ત થયેલા એવા મારે રાજ્યની કાંઈ જરૂર નથી; કારણ કે, ત્યાં તો રાગાદિક શત્રુઓ પ્રાણીના પુણ્યરૂપી ભંડારને બલાત્કારે હરી લે છે. આ ઘોર સંસારરૂપ સાગરમાં વિષયસુખના ગ્રાસને માટે લોલુપ થઇને ફરતા એવા ( એક પક્ષે માચ્છીમાર જેવા ) બુદ્ધિથી શ્રેષ્ઠ પંડિતો પણ ભાઈ–પિતા–પુત્રાદિરૂપ જાળમાં બંધાઇ જાય છે. ( તે આશ્ચર્ય છે. ) તેથી હે શરણદાયક ભગવન્ ! વ્રતનું દાન કરીને મારી રક્ષા કરો; નહિતર આ વિષયો પાછા મને છલ કરીને ફરી–ફરી છેતરશે. '

આ પ્રમાણે કહીને ઋષભસેન કુમારે મોટી ભક્તિથી સંસારના તાપની શાંતિને માટે પ્રભુના ચરણકમલને પોતાનાં મસ્તક પર ધારણ કર્યા. પછી ' આ ભવ્ય પ્રાણી છે ' એમ જાણીને પ્રભુએ વ્રતનું દાન કરી તેના પર અપાર અનુગ્રહ કર્યો. ' કારણ કે, **સત્પુરુષો હંમેશાં પરનો ઉદ્ધાર કરનારા જ હોય છે.** ' તેમની પાછળ ભરતમહારાજાના ચારસો ને નવાણુ પુત્રોએ અને સાતસો પુત્રના પુત્રોએ પણ એ સમયે ચારિત્ર ગ્રહણ કર્યું. તે સમયે ક્રોડો દેવતાઓથી પ્રભુને સેવાતા જોઇ, ભરતના પુત્ર મરીચિએ પણ ત્યાં પ્રભુની પાસે દીક્ષા લીધી. ઉજ્વલ શીલને ધારણ કરનાર બ્રાહ્મીએ પણ ભરતની આજ્ઞા લઇ ઘણી રાજકન્યાઓની સાથે તત્કાલ વ્રતને અંગીકાર કર્યું. તે જોઇને સુંદરીને પણ વ્રત લેવાની ઉત્કટ ઇચ્છા થઈ, પરંતુ ભરતરાજાએ તેને તેમ કરતાં અટકાવી, એટલે તે સુંદરી પ્રભુના ચતુર્વિધ સંઘમાં પ્રથમ શ્રાવિકા થઈ. આ અનુપમ અવસરે ભરતરાજાએ પ્રભુની પાસે સમ્યક્ત્વ ગ્રહણ કર્યું. કારણ કે, ફળ ભોગવ્યા વગર અર્હંતોનું પણ ભોગકર્મ નિર્વૃત્ત થતું નથી. વિદ્યાધરોમાંથી પણ કેટલાકોએ વ્રતો સ્વીકાર્યાં, કેટલાકોએ શ્રાવક વ્રત સ્વીકાર્યું. અને કેટલાક જીવો ભદ્રક ભાવને પામ્યા.

પૂર્વે ભગવંતની સાથે દીક્ષા લેનાર કચ્છ મહાકચ્છાદિ ચાર હજાર રાજપુત્રો, જેઓ તાપસ થયા હતા. તેઓમાંથી કચ્છ અને મહાકચ્છ સિવાય બાકીના બધાએ તાપસોએ

સમવસરણમાંથી ઇંદ્રોએ આવીને માતાના શરીરનો સત્કાર કરી, તેને ક્ષીરસમુદ્રમાં પધરાવ્યું; પછી તેઓ સર્વ કોઇની સમક્ષ ઉચ્ચસ્વરે બોલ્યાં કે, 'આ અવસર્પિણીકાળમાં મરુદેવા માતા પ્રથમ કેવલી અને પ્રથમ સિદ્ધ થયા છે.' આ પ્રમાણે ઘોષણા કરીને દેવતાઓને આગળ કરી ઇંદ્રો અશ્રુઓથી વ્યાપ્ત નેત્રવાલા ભરતને પ્રભુની પાસે લઇ ગયા. ત્યાં પ્રભુની તીર્થંકરપણાની લક્ષ્મીને જોઇને, તેમજ દેવતાના વચનથી શોકનો ત્યાગ કરી, ઉદારચિત્તવાળા ભરતરાજા પ્રભુને નમવામા ઉત્સુક થયા. અને છત્ર, ચામર, ઇત્યાદિ રાજ્યચિહ્નોને ત્યજીને ઉત્તરાસંગ કરી, ભકિતવડે શ્રીઋષભદેવસ્વામીની પાસે જવા ચાલ્યા. પ્રથમ વાપિકામાં સ્નાન કરી, સ્વચ્છ વસ્ત્રોને પહેરી, તેમણે પૂર્વદ્વારથી સમવસરણમા પ્રવેશ કર્યો. અને સર્વ પ્રથમ વિશ્વગુરુને વિધિપૂર્વક કલ્યાણકારી પ્રદક્ષિણા દઇ, પૃથ્વી ઉપર મસ્તક મૂકીને તેઓનાં ચરણોમાં ભરતે વંદન કર્યું. પછી ભક્તિથી જેમનાં શરીરે રોમરાજિ વિકસ્વર થઇ છે, એવા પ્રફુલ્લિત નેત્રવાળા ભરતરાજા, પોતાના હૃદયરૂપ આવાસમાં નહિ સમાતા હર્ષને જાણે બહાર પ્રગટ કરતાં હોય તે રીતે વાણીદ્વારા આ પ્રમાણે પ્રભુની સ્તુતિ કરવા લાગ્યા;

"હે ત્રણ લોકમાં તિલકરૂપ સ્વામી! યુગાદીશ, જિનેશ્વર, અનંત, અવ્યક્ત ચૈતન્યરૂપ અને યોગીશ્વર એવા આપને હું નમસ્કાર કરું છું. હે નાથ! એકાંત હિતકારી એવા આપે આ સંસારમાં અવતરીને પ્રથમ વિશ્વની વ્યવસ્થાનો માર્ગ બહુરૂપે પ્રવર્ત્તાવ્યો. ત્યારબાદ હે જગત્પ્રભુ! આપે આ સંસારસમુદ્રમાંથી અમારો ઉદ્ધાર કરવાની ઇચ્છાથી મુક્તિમાર્ગ બતાવવાને માટે સંયમને ગ્રહણ કર્યું. હે પ્રભુ! આપ વિશ્વપતિ, દયાળુ અને પ્રાણીઓને શરણુ આપનાર છો, આપને મારે શું કહેવું? આપ પોતાની મેળે જ અમને તારવાની પ્રવૃત્તિ કરી રહ્યા છો, માટે આપનાથી અમે સનાથ છીએ." આ પ્રમાણે પ્રભુની સ્તુતિ કરી ભરતરાજા જરા પાછા ખસી ઇંદ્રને આગળ કરી પ્રભુની સન્મુખ બેઠા. એટલે તત્ત્વના જ્ઞાતા, અનંતકરુણાકર પ્રભુએ યોજનગામિની સર્વ ભાષામય અને ક્લેશનાશક દેશના ભવ્યજનોના લાભને માટે આ પ્રમાણે ફરમાવી;

**"ધર્મમાં પ્રીતિ કરવી અને પાપમાં વિરક્તિ રાખવી–આ પ્રકારે પ્રાણીઓને જેમાં ઉપદેશ આપવાનો હોય છે, તેનું નામ દેશના કહેવાય છે.** જિનેશ્વરની પૂજા, સદ્ગુરુની સેવા, સ્વાધ્યાય, ઉજ્જવલ વૃત્તિયુક્ત તપ, દાન અને દયા એ ષટ્કર્મ ગૃહસ્થોએ પ્રતિદિન કરવા યોગ્ય છે. વળી માતા, પિતા, નિર્મલ ધર્મ બતાવનાર, અભયને આપનાર, ખાન–પાન આપનાર અને કળા શીખવીને ઉપકાર કરનાર, આ બધાયના ચરણકમલની સેવા કરીને નિત્ય કલ્યાણ સંપાદન કરવું. સર્વ પ્રાણી પર દયા, શુભપાત્રમાં દાન, દીન પ્રાણીઓનો ઉદ્ધાર કરવાની બુદ્ધિ, અને ઔચિત્યપૂર્વક સર્વ જનોની ઉપર ઉપકાર કરવો–એ પ્રકારનો ધર્મ સંસારમાથી તારનારો છે. જ્ઞાન, અભય, ઔષધ, સ્થાન અને વસ્ત્રનું દાન, અર્હંતની પૂજા, સમતાધારી મુનિઓને નમસ્કાર, પોતાની સ્ત્રીમાં સંતોષ અને પરસ્ત્રીમાં પરાઙ્મુખપણું–એ આ બધા સદાચારો પુરુષોના

અક્ષય આભૂષણો છે. પિશુનતા ( દુર્જનવૃત્તિ ), મત્સર, પરધનનું હરણ, હિંસા, નિંદા, રાત્રિભોજન, અને કન્યા વગેરે સંબંધી અલીક ( અસત્ય ભાષણ ) આ પાપો જરૂર ત્યજવાં. કેમ કે, આના જેવું બીજું કોઇ પાપનું કારણ નથી. પાપને નાશ કરનાર રત્નત્રયીરૂપ ( સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્ર ) જલથી જેઓ વિવેકપૂર્વક હૃદયને નિર્મલ કરે છે, તે શુદ્ધભાવવાળા સત્પુરુષો ત્રણ ભવમાં સુખપૂર્વક સિદ્ધિસુખને પામે છે. ”

આ પ્રમાણે ભવ્યજીવોરૂપ ભૂમિ ઉપર વિશાળ ફલની પ્રાપ્તિના ઉપકારને કરનાર વચનામૃતની વૃષ્ટિ કરીને, પવિત્ર મેઘરૂપ પ્રભુ ઉત્તમ સમૃદ્ધિનાં ( મોક્ષપ્રાપ્તિના લાભને માટે ) બીજરૂપ ઉત્તમ રત્નસમૂહને વાવતા હતા. ત્યારબાદ પ્રભુની દેશના સાંભળીને ભરતના પુત્ર ઋષભસેને ઊભા થઇને પ્રભુને વિજ્ઞપ્તિ કરી કે; ‘ હે સ્વામી! આ સંસારરૂપ અરણ્યમાં ભ્રમણ કરતા મૂઢચિત્ત એવા મને આપના જેવા સાર્થપતિ, પૂર્વના પુણ્યસમૂહથી અકસ્માત્ પ્રાપ્ત થયા છે, તો વિષયોથી વિરક્ત થયેલા એવા મારે રાજ્યની કાંઈ જરૂર નથી; કારણ કે, ત્યાં તો રાગાદિક શત્રુઓ પ્રાણીના પુણ્યરૂપી ભંડારને બલાત્કારે હરી લે છે. આ ઘોર સંસારરૂપ સાગરમાં વિષયસુખના ગ્રાસને માટે લોલુપ થઇને ફરતા એવા ( એક પક્ષે માચ્છીમાર જેવા ) બુદ્ધિથી શ્રેષ્ઠ પંડિતો પણ ભાઈ-પિતા-પુત્રાદિરૂપ જાળમાં બંધાઇ જાય છે. ( તે આશ્ચર્ય છે. ) તેથી હે શરણદાયક ભગવન્! વ્રતનું દાન કરીને મારી રક્ષા કરો; નહિતર આ વિષયો પાછા મને છલ કરીને ફરી-ફરી છેતરશે. ’

આ પ્રમાણે કહીને ઋષભસેન કુમારે મોટી ભક્તિથી સંસારના તાપની શાંતિને માટે પ્રભુના ચરણકમલને પોતાનાં મસ્તક પર ધારણ કર્યા. પછી ‘ આ ભવ્ય પ્રાણી છે ’ એમ જાણીને પ્રભુએ વ્રતનું દાન કરી તેના પર અપાર અનુગ્રહ કર્યો. ‘ કારણ કે, **સત્પુરુષો હંમેશાં પરનો ઉદ્ધાર કરનારા જ હોય છે.** ’ તેમની પાછળ ભરતમહારાજાના ચારસો ને નવાણુ પુત્રોએ અને સાતસો પુત્રના પુત્રોએ પણ એ સમયે ચારિત્ર ગ્રહણ કર્યું. તે સમયે ક્રોડો દેવતાઓથી પ્રભુને સેવાતા જોઇ, ભરતના પુત્ર મરીચિએ પણ ત્યાં પ્રભુની પાસે દીક્ષા લીધી. ઉજ્વલ શીલને ધારણ કરનાર બ્રાહ્મીએ પણ ભરતની આજ્ઞા લઇ ઘણી રાજકન્યાઓની સાથે તત્કાલ વ્રતને અંગીકાર કર્યું. તે જોઇને સુંદરીને પણ વ્રત લેવાની ઉત્કટ ઇચ્છા થઇ, પરંતુ ભરતરાજાએ તેને તેમ કરતાં અટકાવી, એટલે તે સુંદરી પ્રભુના ચતુર્વિધ સંઘમાં પ્રથમ શ્રાવિકા થઈ. આ અનુપમ અવસરે ભરતરાજાએ પ્રભુની પાસે સમ્યક્ત્વ ગ્રહણ કર્યું. કારણ કે, ફળ ભોગવ્યા વગર અર્હંતોનું પણ ભોગકર્મ નિર્વૃત્ત થતું નથી. વિદ્યાધરોમાંથી પણ કેટલાકોએ વ્રતો સ્વીકાર્યાં, કેટલાકોએ શ્રાવક વ્રત સ્વીકાર્યું અને કેટલાક જીવો ભદ્રક ભાવને પામ્યા.

પૂર્વે ભગવંતની સાથે દીક્ષા લેનાર કચ્છ મહાકચ્છાદિ ચાર હજાર રાજપુત્રો, જેઓ તાપસ થયા હતા. તેઓમાંથી કચ્છ અને મહાકચ્છ સિવાય બાકીના બધાએ તાપસોએ

ભગવંતની પાસે આવી ફરીને હર્ષપૂર્વક વ્રત ગ્રહણ કર્યું. પછી ભગવંતે 'પુંડરીક વગેરે મુનિઓ, બ્રાહ્મી આદિ સાધ્વીઓ, શ્રેયાંસ પ્રમુખ શ્રાવકો અને સુંદરી વિગેરે શ્રાવિકાઓ એ પ્રકારે ચતુર્વિધ સંઘની સ્થાપના કરી. જે સંઘ આજે પણ જગન્નાથના જેવા સામ્રાજ્યવાળો પ્રભાવવંતો વર્ત્તે છે. તે સંઘની આજ્ઞાનું ઉલ્લંઘન થઈ શકતું નથી. વળી એ સંઘ, અર્હંતોને પણ માન્ય, પુણ્યવંતોને પણ પૂજ્ય, અને સુર-અસુરના અધિપતિઓને પણ સેવવા યોગ્ય છે અને સર્વદા જયવંતો વર્ત્તે છે. તે સમયે ગણધર નામકર્મને ધરનારા અને સદ્બુદ્ધિવાળા ઋષભસેન વગેરે ચોરાશી મુનિઓને ગણધરપદે સ્થાપવાનો મહોત્સવ, ભગવંતની આજ્ઞાને અનુસરીને ઈંદ્ર મહારાજા તથા ભરતચક્રવર્તી વગેરેએ મળી યથાયોગ્ય રીતે કર્યો. પછી તે ગણધરોએ ભગવંતનાં શ્રીમુખેથી ત્રિપદીને પ્રાપ્ત કરીને બુદ્ધિની અતિશયતાથી તત્કાલ દ્વાદશાંગીની રચના કરી. યુગાદીશ શ્રીઋષભદેવ પ્રભુની કહેલી તે વ્યવસ્થા અદ્યાપિ તે જ રીતે પ્રવર્ત્તે છે; કારણ કે, **વિવેકી જનોને અર્હંતની આજ્ઞા દુર્લંઘ્ય છે.**

ત્યારબાદ દેવ, ગંધર્વ, વિદ્યાધર અને નરેશ્વરો પ્રભુને પ્રણામ કરીને પ્રભુની દેશનાનું સ્મરણ કરતા કરતા પોત-પોતાનાં સ્થાનકે ગયા. અને ચોત્રીશ અતિશયવાળા ભગવાન આદિનાથ પ્રભુ ભવ્ય પ્રાણીઓને બોધ કરતા કરતા પૃથ્વી પર વિહાર કરવા લાગ્યા. 'એક **ઠેકાણે સ્થિતિ કરવાથી પરોપકાર થઇ શકતો નથી**' એમ જાણીને ત્રણ લોકના સ્વામી પ્રભુએ એક ઠેકાણે સ્થિતિ કરી નહિ.

આ તરફ; પુણ્યથી ભરપૂર અને લોકોથી સદ્ભાવપૂર્વક નમસ્કાર કરાતા ભરતરાજા પોતાના પરિવારની સાથે જેમાં મહાસુંદર મહેલો શોભી રહ્યા છે, એવી અયોધ્યા નગરીમાં આવ્યા. ત્યાર બાદ શસ્ત્રાગારમાં પ્રગટ થયેલા ચક્રરત્નને જોવાની ઇચ્છાથી, ઉલ્લસાયમાન વૈભવવાળા ભરતે શસ્ત્રગૃહમાં પ્રવેશ કર્યો. ત્યાં કિરણોની શ્રેણીથી સૂર્યના બિંબની જેમ આખાયે શસ્ત્રગૃહમાં પ્રકાશ પાથરતું ચક્રરત્ન તેઓના જોવામાં આવ્યું. ચક્રનું દર્શન થતાં જ તેઓએ પંચાંગ પ્રણામ કર્યો. કારણ કે, ક્ષત્રિયોનું પરમદૈવત શસ્ત્ર છે. પછી આનંદમગ્ન થયેલા ભરતે પવિત્ર જલવડે સ્નાન કરી, સુગંધી અને ઉજ્જવલ વસ્ત્ર ધારણ કર્યાં, અને શસ્ત્રગૃહમાં આવી ચક્રને જાણે ઉત્તેજિત કરતા હોય તેમ હાથમાં લઈ તેનું પરિમાર્જન કર્યું. પછી હજાર આરાવાળા એ ચક્રને સુવર્ણમય પીઠિકાની ઉપર સ્થાપિત કર્યું. તે વખતે તેનાં તેજથી ઉદયાચળના શિખર ઉપર રહેલા સૂર્યનાં બિંબનું સ્મરણ થઈ આવ્યું. પછી ભરત રાજાએ નિર્મલ જલથી પોતાનાં હાથે તેને સ્નાન કરાવ્યું. તે અવસરે ભરતરાજાના શત્રુઓના સમૂહ માટે, સમુદ્રમાંથી નીકળતા વડવાનળ જેવું તે ચક્રરત્ન જણાવા લાગ્યું. તેની ઉપર જાણે જયલક્ષ્મીના કૉલ હોય તેવા ચંદન, અગરુ, કપૂર, કસ્તૂરી અને કંકુ (કેસર)ના થાપા મારવામાં આવ્યા. પછી પંચવર્ણી કુસુમોથી ચક્રીએ

તેનું પૂજન કર્યું કેમ કે તે ચક્ર તેથી (પંચવર્ણી ફૂલોથી) બમણી દિશાઓ( દશ )નું ઈશ-પણું તેને આપનાર છે. ત્યાર પછી તેની પાસે અખંડ અને ઉજ્વળ અક્ષતોથી તેણે અષ્ટ-માંગલિકોને આળેખ્યાં, જે તેને ચક્રવર્ત્તીપણાની મંગળમાળાના આપનાર થશે. પછી વજ્ર, વૈડૂર્ય, માણિક્ય, મોતી અને કર્કેતન ઈત્યાદિ રત્નોથી તેની આગળ પોતાનું સ્વસ્તિ–કલ્યાણ કરનારો સ્વસ્તિક ( સાથીઓ ) તેઓએ પૂર્યો. અને તેની મંગળ દીપિકા સહિત નીરાજના ( આરતિ ) ઉતારી કે જેથી એ નીરાજના કરનાર ભરતરાજા વિના સર્વ પૃથ્વી નીરાજતા-( રાજાપણાથી રહિત દશા )ને પ્રાપ્ત થશે. ( અર્થાત્ સર્વના રાજા એક ભરત ચક્રી જ થશે એમ એ દ્વારા સૂચન થયું. ) ત્યાર પછી તે આયુધના અધિપતિ ચક્રરત્નને ' ક્ષત્રિયોના પ્રત્યક્ષ દેવ અને ગુરુને નમસ્કાર હો ' એ પ્રમાણે કહીને ભરત રાજાએ તેને પ્રણામ કર્યો.

આ પ્રમાણે આઠ દિવસ સુધી નવ–નવા મનોહર ભેટણાઓથી ચક્રવર્ત્તીએ તેનું પૂજન કર્યું. પછી એક હજાર યક્ષોએ અધિષ્ઠિત કરેલું, દિવ્ય શક્તિવાળું, એક હજાર આરાવાળું, જાજ્વલ્યમાન જ્વાળાઓની માળાથી તેજસ્વી, વર્તુલાકાર, આકાશમાં ચાલનારું અને દુષ્ટ દૈત્યોરૂપ શત્રુઓનો સંહાર કરનારું, એ ચક્ર જાણે ભરત મહારાજાનો પ્રતાપ હોય તેમ પ્રકાશવા લાગ્યું. પછી વિજય સ્નાન કરવાને માટે દેવતાઓએ અને મનુ-ષ્યોએ રચેલા મણિમયપીઠ ઉપર ભરતરાજા પૂર્વાભિમુખ બેઠા. તે અવસરે તેમને સ્નાન કરાવવાને અનેક સુંદરીઓ એકઠી થઈ. રૂપથી રંજિત થયેલી કોઈ સ્ત્રી પોતાના કટાક્ષના જલ સાથે મલવાથી જાણે દ્વિગુણ થયા હોય તેવા મણિમય કુંભના જલથી સ્નાન કરાવવા લાગી. કોઈ પોતાના સ્તનકુંભની વચમાં કલશને રાખતી, ' આ લઘુકલશ મારા સ્તન પાસે યોગ્ય નથી ' એવું ધારી તેને નચાવવા લાગી. કોઇ સુંદર નેત્રવાલી રમણી પોતાના કર-કમળવડે કર્ણિકાના આકાર જેવા કળશને ગ્રહણ કરી ભરતરાજાની ઉપર ઢાળવા લાગી. અને ' આ કલશનું મસ્તક ચરણનો સ્પર્શ કરતું નથી; પણ તેનામાં રહેલું જળ ભરત-રાજાના મસ્તકનો સ્પર્શ કરે છે, માટે કલશની કાંઈ જરૂર નથી. ' એમ ધારી કોઇ સ્ત્રીએ કળશને પોતાના મસ્તક ઉપર ધારણ કર્યો. તે વખતે વાજીંત્રોના નાદ સાથે મિશ્ર થયેલા ધવળ મંગળનો ધ્વનિ મંડપને પૂરીને દિશાઓના મુખમાં વ્યાપ્ત થઈ ગયો.

આ પ્રમાણે જયજય શબ્દપૂર્વક સ્નાન કરીને શુદ્ધ થયેલા ભરતરાજા પોતાની કાંતિથી સૂર્યના બિંબને અનુસરવા લાગ્યા. પછી સુવર્ણના જેવી કાંતિવાળા ભરત, ધોળાં વસ્ત્રોને ધારણ કરવાથી, મેખલાસુધી આવેલા શરદઋતુના વાદળાથી વિંટાયેલા સુવર્ણગિરિ-( મેરુ ) ની જેવા દેખાવા લાગ્યા, અને પ્રત્યેક અંગે ઘણાં આભૂષણોથી ભૂષિત થયેલા એ ભરત રાજા જાણે પૃથ્વી ઉપર ફરતુ જંગમ કલ્પવૃક્ષ હોય, તે રીતે જણાવા લાગ્યા. ત્યારબાદ ભક્તિથી પ્રેરાયેલા તેમણે પુષ્પ, અક્ષત અને સ્તુતિપ્રમુખ પૂજનસામગ્રીથી આદિનાથ ભગવંતની મૂર્ત્તિની પૂજા–આરાધના કરી. ત્યારબાદ યાચકોને દાન આપી, ભોજન કરી,

મુખમાં તાંબૂલ ધરી, ગર્વરહિત તેઓ સભાસ્થાનમાં આવ્યા. ત્યાં છત્રથી આચ્છાદિત થયેલા અને પડખે બે ચામરોથી ઢાંકી દીધો છે, સૂર્યને જેમણે એવા ભરતમહારાજા વર્ષાઋતુમાં બે ઝરણાઓથી શોભતા પર્વતની જેમ દેખાવા લાગ્યા. તથા હંમેશાં પાસે રહેનારા અને પ્રૌઢ પરાક્રમવાળા સોળ હજાર ભક્તિમાન યક્ષોથી પરિવરેલા તેઓ ઉત્કૃષ્ટ પુણ્યનાં ફ્લને તે વેળા ભોગવતા હતા.

તે સમયે જેની એક હજાર યક્ષો રક્ષા કરે છે એવું ચક્રરત્ન, પૂર્વદિશા બાજુના પ્રયાણને સૂચવતું શસ્ત્રાગારમાંથી બહાર નીકળીને આકાશમાં રહ્યું શોભવા લાગ્યું. તત્કાળ પ્રાતઃકાલમાં જ શુભ મુહૂર્તે અંગ પરનાં લક્ષણોથી સંપત્તિને આકર્ષણ કરનાર ભરતરાજા પોતાની કીર્તિ જેવા ઉજ્વળ હસ્તીરત્ન ઉપર શુભ લગ્નારો આરૂઢ થયા. ઉત્કટમદની ધારાથી જાણે બીજો ઝરણાંવાળો પર્વત હોય, તેવા તે જાતિવંત ગજરત્ને તત્કાળ મોટી ગર્જના કરી. તેની સાથે જ જાણે આકાશને વ્યાપ્ત કરતા હોય તેમ પોત–પોતાની સૂંઢોને ઊંચી કરતા બીજા હસ્તીઓએ સમકાળે જયનાદ કર્યો. તે સમયે દશે દિશાઓમાં તથા આકાશ અને ભૂમિના મધ્યભાગમાં વ્યાપતો પ્રયાણનો દુંદુભિ નાદ ગાજી ઉઠ્યો. સમસ્ત ભુવનના ઉદરને ક્ષોભ કરતો અને સર્વ દિશાઓમાં પ્રસરતો માંગલ્ય વાદ્યનો ઘોષ, દૂતની જેમ સૈનિકોને બોલાવવા લાગ્યો. ઝરણાના પ્રવાહવાળા જાણે પર્વતો હોય તેવા ગજેંદ્રો, સમુદ્રના ઉછળતા જાણે તરંગો હોય તેવા ચપળ તુરંગમો, ચાલતા જાણે મહેલો હોય તેવા ધ્વનિ કરતા રથો અને શત્રુઓનો ઘાત કરવાની શક્તિને સ્ફુરાવતા ભક્તિવાળા પાયદલો–આ પ્રમાણે ચતુરંગ સૈન્યને સાથે લઈ ઇંદ્રના જેવા પરાક્રમી ભરતરાજા સૈન્યના ચાલવાથી ઊડતી રજવડે સૂર્યને ઢાંકી દેતાં પ્રથમ પૂર્વદિશા તરફ ચાલ્યા. હાથમાં દંડરત્નને લઈને અશ્વરત્ન ઉપર બેઠેલો સુષેણ નામે સેનાપતિરત્ન, ચક્રરત્નની પેઠે સર્વ સૈન્યની આગળ ચાલ્યો. વિઘ્નોને નાશ કરવામા જાણે મૂર્ત્તિમાન શાંતિમંત્ર હોય તેવા પુરોહિતરત્ને ભક્તિથી જિનપૂજન કરીને ચક્રીની સાથે ચાલવા માડયું. જાણે ચાલતી સત્રશાળા–દાનશાળા હોય, તેવું ક્ષણમાત્રમા દિવ્ય અન્નને ઉત્પન્ન કરનારું, સૈન્યના ખરેખર આશ્રયભૂત ગૃહીરત્ન પણ સાથે ચાલ્યું. ત્યારબાદ સ્કંધાવાર–સૈન્યનો પડાવ વગેરે રચવામાં પરિપૂર્ણ પરાક્રમવાળું, વિશ્વકર્માના જેવું વર્દ્ધકીરત્ન આગળ થયું. તે સિવાય ચર્મરત્ન, છત્રરત્ન, ખડ્ગરત્ન, મણિરત્ન અને કાકિણીરત્ન પણ ચક્રવર્ત્તીની સાથે ચાલવા લાગ્યા.

'આ પૃથ્વી કોઈ કોઈ વાર બીજા રાજાઓના હાથમા જવાની પણ ઉત્કંઠા રાખે છે', એમ જાણવાથી જાણે ક્રોધ આવ્યો હોય, તેમ ભરતરાજાએ સૈન્યના નિર્ઘાતથી પૃથ્વીને, ક્ષોભ પમાડવા માંડી. પોતાના સૈન્યોથી અસ્થિરને સ્થિર તથા અચળને ચલિત કરતા ભરતરાજાએ તે વેળા વેગથી પ્રયાણ કર્યું. ચક્રની પછવાડે ચાલતાં, તેઓ હંમેશા એક યોજન-પ્રમાણ શત્રુઓના પ્રાણને પ્રયાણ કરાવનારું પ્રયાણ કરતા હતા. જ્યા સૈન્યનો પડાવ કરતા,

ત્યાં વર્દ્ધકીરત્ન પોતાની દિવ્યશકિતથી મોટા નગરની જેમ તત્કાળ સર્વને માટે નિવાસ સ્થાન રચી આપતું હતું. એ છાવણીમાં અયોધ્યા નગરીની જેમ ચૌટા, ત્રણ માર્ગ, શિલ્પીશાળા અને દુકાનોની શ્રેણી રચવામાં આવતી હતી. માર્ગમાં દેશદેશના રાજાઓ હસ્તિ ઘોડા વગેરેની ભેટો લઈ વિનયવડે નમ્ર થઇને તેઓ દેવતાઓએ સેવેલા ભરત ચક્રી પાસે આવી તેને નમતા હતા. આ પ્રમાણે સૈન્યના મર્દનથી ભૂમિ અને આકાશને ક્ષોભ કરતા ભરતરાજા કેટલાયેક દિવસે માગધ નામના તીર્થે આવી પહોંચ્યા. ત્યાં પૂર્વ સાગરને કાંઠે નવ યોજન પહોળી અને બાર યોજન લાંબી તેઓએ છાવણી નાંખી. તેમાં વર્દ્ધકી રત્ને અયોધ્યા નગરીની જેમ સૈન્યના નિવાસો અને રત્નની શ્રેણીથી જડેલી એક વિશાળ પૌષધશાળા રચી. પછી ઉદયાચલ ઉપરથી જેમ સૂર્ય અને પર્વતના શિખરથી જેમ કેસરી સિંહ ઉતરે તેમ રાજકુંજર ભરતરાજા હાથી ઉપરથી ઉતર્યા. તત્કાળ પોતાના કાર્યમાં કુશળ એવા ચક્રીએ કાર્યારંભને માટે પૌષધશાળામાં દર્ભમય સંથારો કર્યો. પછી શરીર પરથી સર્વ આભૂષણ, માળા અને પટ્ટ દુકૂલો( વસ્ત્રો )નો ત્યાગ કરી, ફક્ત બે શ્વેત વસ્ત્રોને ધારણ કરી, ભરત ચક્રીએ માગધ દેવને ઉદ્દેશીને પૌષધ ગ્રહણ કર્યો. મુનિની પેઠે સર્વ સાવદ્ય કારણોનો ત્યાગ કરી, શુદ્ધ સંથારા ઉપર બેસીને તેણે અઠ્ઠમનો તપ કર્યો. અઠ્ઠમનો તપ પૂર્ણ થયે પૌષધ પારીને શરદઋતુના વાદળામાંથી જેમ સૂર્ય નીકળે તેમ અધિક કાંતિને ધારણ કરી, તે પૌષધાગારની બહાર નીકળ્યા. પછી યથાવિધિ સ્નાન કરી, ભગવંતની પૂજા કરીને ક્ષુદ્ર દેવતાઓને પ્રસન્ન કરવાને માટે તેણે બલિદાન આપ્યું. પછી ફરકતી પતાકાવાળા, દિવ્ય અસ્ત્રોની શ્રેણીવડે જાણે શસ્ત્રાગાર હોય તેવા જણાતા, ઘંટાના નાદથી દશ દિશાઓની લક્ષ્મીને બોલાવતા અને શત્રુઓના ગર્વરૂપ સર્પને ગળનારા જાણે ગરુડ હોય તેવા, લગામવડે મુખથી ખેંચાએલા ઘોડાવાળા એવા તે રથ ઉપર ચક્રવર્ત્તી આરૂઢ થયા. ઇંદ્રને જેમ માતલિ, અને સૂર્યને જેમ અરુણ તેમ તેમનો સુંગર નામે તેમના ભાવને જાણનારો સારથિ તે રથ ઉપર બેઠો. જરાક લગામને હલાવી એટલામાં તો તે ઘોડા સૂર્યને જેમ તેના અશ્વો ઉદય માટે લઇ જાય તેમ રાજાને પૂર્વ સાગર પાસે લઇ ગયા. પછી જેમાં કિનારા પરના વૃક્ષોના પત્રો પડતા હતા, અને રથના નિર્ઘોષથી જેમાંના જલજંતુઓ ત્રાસ પામી રહ્યા હતા એવા સમુદ્રજળમાં, તે રથ, ચક્રની નાભિસુધી[1] ઊંડો ગયો. વડવા( ઘોડી )ના પુત્રોના વેગથી અને તેના નિર્ઘોષથી વડવાનલની શંકા કરતો સમુદ્ર તે અવસરે ક્ષોભ પામી ગયો. ભરતચક્રીએ તે અવસરે મધ્યમાં કુબેરથી અને બે ખૂણાના ભાગમાં ઇંદ્રથી આશ્રિત થયેલા ધનુષને પણચ ચડાવી તેને પંચમીના ચંદ્ર જેવું કર્યું. પછી તેને જરા ખેંચી, શત્રુઓના પ્રાણને પ્રયાણ કરાવવાને માટે પટહ ધ્વનિ જેવો અને ધનુર્વેદના ઓંકાર જેવો, લવણ સમુદ્રને ક્ષોભ કરનાર, રેતીના પર્વતોને તોડનાર અને જલજંતુઓને ત્રાસ આપનાર ધનુષ્યનો ટંકાર કર્યો. મંદરાચળે અમંદપણે મંથન કરેલા સમુદ્રના ધ્વનિ જેવા એ ધનુષ્ય-

૧ પૈડાંનો મધ્ય ભાગ સમુદ્રમાં ઊંડો ગયો.

ના ટંકારને સાંભળી, ત્રણ જગતનાં મન ત્યારે ક્ષોભ પામી ગયાં. તે ટંકારથી ત્રાસ પામેલા સૂર્યના ઘોડા ઉન્માર્ગે ચાલવાથી તેના રથનું એક ચક્ર અદ્યાપિ ભાંગી ગયેલું છે. વળી તે ટંકારના શબ્દે શેષનાગ સર્પોના કાનમાં એવું બધિરપણું પ્રાપ્ત કર્યું, કે જેથી અદ્યાપિ તેઓ, 'ચક્ષુઃશ્રવા' એવા નામથી વિખ્યાત થયા છે.

ત્યારબાદ સુર અસુરને ક્ષોભ કરનારું, એક ભયંકર, બાણુ ભરતરાજાએ રાફડામાંથી સર્પની જેમ ભાથામાંથી બહાર ખેંચ્યું. અને શત્રુઓની શ્રેણિ ઉપર વજ્રદંડની જેમ તે બાણને સિંહકર્ણિકા મુષ્ટિવડે પણુચ સાથે તેઓએ સાંધ્યું. તે વખતે વીરપુરુષના આભૂષણરૂપ અને શત્રુરૂપ સરોવરને બાણરૂપ કિરણોવડે શોષણ કરનાર, ભરતરાજા, મેરુપર્વત પર સૂર્યની જેમ રથ ઉપર શોભવા લાગ્યા. પછી નખોના કિરણોરૂપ કવચથી શોભિત, છેડે પીછા સહિત અને શત્રુઓના મુખમાં પ્રવેશ કરનાર તે બાણ ભરતરાજાએ પોતાનાં કાન પાસે આણ્યું. તે વખતે એક ચરણ સંકોચીને રહેલા, બંને તરફ બાંધેલા ભાથાવડે બે પાંખોવાળા જણાતા અને તીક્ષ્ણ બાણુના અગ્રભાગવડે ચાંચવાળા દેખાતા એ વીર ભરત, જાણે ગરૂડપક્ષી હોય તેવા દેખાતા હતા. આ સ્થિતિમા રહેલા ભરતમહારાજાને જોઇને 'શું આ મારું શોષણ કરશે, અથવા શું મને અહીંથી ફેરવી નાખશે' એવી સમુદ્રને શંકા થવા લાગી. ચક્રવર્તીનાં બાણુના સામર્થ્યને નહીં જાણતી એવી પૂર્વદિશારૂપ મુગ્ધા સ્ત્રીએ તેને જોઇ ભય પામીને પૂર્વગિરિને વચમાં રાખ્યો. બહાર, અગ્રે અને મધ્યમાં નાગ, અસુર અને ગરૂડ દેવતાઓએ આશ્રિત કરેલું, અને પર્વતથી પણ સ્ખલિત ન થાય તેવું તે બાણ ભરતે વેગથી છોડયું. તે બાણને જોઇને તે વખતે સમુદ્રે જે ખળભળાટ કર્યો, તેના અભ્યાસથી અદ્યાપિ ચપળ તરંગોવડે તેનું સ્મરણ કર્યા કરે છે 'શું ક્રોધ પામેલા ઇંદ્રના હાથમાંથી વજ્ર પડે છે?' એવી જલમાં રહેલા પર્વતોને, તેને જોઇને શંકા થવા લાગી. સમુદ્રના જલને ઉછાળતું, અતિ વેગથી આકાશગામી વિદ્યાધરોને ત્રાસ આપતું, નીલ ગગનમાં પોતાના સુવર્ણપણાની કસોટીને જાણે કરાવતું હોય તેવું, અને ઉગ્ર વિદ્યુદ્દંડ જેવું એ બાણ, પૃથ્વીના ઇંદ્ર ભરતે છોડેલું બાર યોજન માર્ગને ઉલ્લંઘી માગધેશ્વરની સભામાં હૃદયનાં શલ્યની જેમ તત્કાલ આવીને પડયું.

અકસ્માત્ બાણ પડવાથી થયેલા સંઘટ્ટનવડે માગધેશ્વરનાં રત્નસિંહાસનમાંથી સર્વત્ર તણખાને વિસ્તારતો અગ્નિ ઉઠયો. જે અગ્નિએ તેના ક્રોધાગ્નિને સળગાવવાનું કામ કર્યું, અને દેવતાઓને 'તેના રાજ્યરૂપ વૃક્ષના મૂલમાં આ અગ્નિ પડ્યો' એવી શંકા થઈ. તે બાણને જોઈને ક્ષણવાર માગધેશ્વરની સર્વ સભા ચિત્રવત્ સ્થિર થઈ ગઈ. અને તે બાણની પાંખોનાં વાયુથી તેનો ચિત્તરૂપ દીપક ચલિત થયો. ત્યાં તરત જ નાસિકાને નચાવતા, ચણોઠીના પુંજની જેવાં અરુણ નેત્રને કરતા, ભ્રકુટીને ભમાવવાથી કોપરૂપ વૃક્ષને પલ્લવવાળું કરતા, ત્રણ પ્રકારે (મન વચન કાયાથી) કોપને સૂચવતી ત્રિવલીને લલાટ પર ધારણ કરતા, અને

ઓષ્ટપુટને ફફડાવતા માગધેશ્વરે મ્યાનમાંથી તે સમયે પોતાનાં આયુધને બહાર ખેંચ્યું, અને ગર્વથી ઉત્કટ થયેલો તે માગધેશ્વર દેવ કોપરૂપ અગ્નિની જ્વાળાને અનુસરતી, વિષસમાન વાણીથી આ પ્રમાણે બોલ્યો;

'અરે! પોતાના હાથથી અગ્નિ લેવાને, દિગ્ગજના દાંત ખેંચી કાઢવાને અને શેષનાગના મસ્તક પરથી મણિ લેવાને આ કોણ તૈયાર થયું છે? અરે! તીક્ષ્ણ અગ્રભાગવાળા ભાલાથી પોતાનાં નેત્રને ખજવાળવા આ કોણ ઇચ્છે છે? કેસરી સિંહના કેશ ખેંચી લેવાને આજે આ કોણ ઉત્સુક છે? અને ફરતા રેંટમાં પગ નાખવાને કોણ ઇચ્છે છે? કે જે દુર્બુદ્ધિવાળાએ મારી સભામાં આ રીતે પોતાનું બાણ નાખ્યું છે?' આ પ્રમાણે કહીને એ મહાવીર્ય તેમ જ અત્યંત રોષ કરતો માગધપતિ અત્યંત કોપવડે પોતાનાં ડાબા હાથને શત્રુના કપોળની જેમ આસન પર પછાડી, સર્પની જેમ ફુંફાડા મારતો અને અંગને મરડતો એકદમ પોતાનાં સિંહાસન પરથી ઊભો થયો. તેની પાછળ કોપથી બળતો તેનો પરિવાર પણ અવારિતપણે ઉઠ્યો. કેમ કે સૂર્યની પાછળ તેનો કિરણસમૂહ ચાલે જ છે. તે પરિવારમાં કેટલાક લોકો કોપરૂપ વૃક્ષના જાણે પલ્લવ હોય તેવા ખડ્ગને નચાવવા લાગ્યા. કેટલાક શત્રુના હૃદયને માટે જાણે શલ્ય હોય તેવા ભાલાને ઉછાળવા લાગ્યા. કેટલાકો આકાશને જાણે ઉખેડતા હોય તેમ મુદ્ગરોને ભમાવવા લાગ્યા. કેટલાક યમરાજની જાણે ભ્રકુટિ હોય તેવા ધનુષ્ય પર પણછ ચઢાવવા લાગ્યા. કેટલાક જાણે ક્રોધના ગુચ્છ હોય તેવા વજ્રોને પકડવા લાગ્યા. કેટલાક આકાશને દાંતવાળું કરતા હોય તેમ ત્રિશૂલોને ઉપાડવા લાગ્યા, કેટલાક આકાશ તેમજ ભૂમિના મધ્યભાગને ફોડે એવો ભુજાસ્ફોટ કરવા લાગ્યા. અને કેટલાકો મેઘનાદની જેવો સિંહનાદ કરવા લાગ્યા. વળી કેટલાક 'મારો, મારો પકડો, પકડો, આ દુર્વિનીત, સૂર્યની સામે ઘૂવડની જેમ આપણા પ્રભુની સામે દ્વેષ કરે છે' એમ બોલવા લાગ્યા. આ પ્રમાણે માગધેશ્વરના પરિવારે કરેલો મોટો કોલાહલ પ્રલયકાળમાં ઉછળતા સમુદ્રના ધ્વનિ જેવો તે કાલે જણાતો હતો.

તે વખતે માગધેશ્વરના મંત્રીએ ભરતનું બાણ લઈ, ક્રોધરૂપ સર્પને શમાવવાના મંત્રની જેમ તેની ઉપર લખેલા અક્ષરો વાંચ્યા. તેમાં લખેલું હતું કે, 'જો તમારે રાજ્ય કે જીવિત સાથે કાર્ય હોય તો હે દેવો! તમે તમારું પોતાનું સર્વસ્વ અર્પણ કરી અમારી સેવા કરો; આ પ્રમાણે સુર, અસુર અને નરના સ્વામી એવા શ્રીઋષભદેવ ભગવંતના પુત્ર ભરતચક્રવર્ત્તી તમને આજ્ઞા કરે છે.' આવા અક્ષરો વાંચી, અવધિજ્ઞાનથી તેની હકીકત જાણીને તે બાણ પોતાના સ્વામીને બતાવતાં મંત્રીએ ઊંચે સ્વરે કહ્યું; 'અરે સુભટો! સાહસ કાર્ય કરનારા તમને ધિક્કાર છે. કેમ કે પોતાના સ્વામીનું હિત કરવા જતાં તમે અહિત કરવાને ઉદ્યત થયા છો. આ ભરતક્ષેત્રમાં પ્રથમ તીર્થંકરના પુત્ર ભરત શત્રુરૂપી ચંદ્રને માટે રાહુરૂપ પહેલા ચક્રવર્ત્તી થયા છે. કદિ મેરુ તોળી શકાય, પૃથ્વી ઉપાડી શકાય અને સમુદ્રનું શોષણ કરી શકાય પણ ચક્રવર્તી જિતી શકાય નહિં. તે ચક્રવર્ત્તી ભરત, ઇંદ્રના જેવા પ્રચંડ શાસનથી તમારી પાસે દંડ માગે છે, અને દેવ તથા અસુરોએ

માનવા યોગ્ય પોતાની આજ્ઞા તમારી ઉપર પ્રવર્ત્તાવવાને ઇચ્છે છે. જેમ સર્વ દેવોમાં શ્રીસર્વજ્ઞ જિનેશ્વર જ દેવ છે, અન્ય નહિં. તેમ મનુષ્યોમાં પોતાની શક્તિવડે ઇંદ્ર જેવાં એક ચક્રવર્ત્તી જ છે. એવા ચક્રવર્ત્તીની સાથે નીતિવંત પુરુષોને વિનય કરવો તે જ ઉચિત છે. કાળરાત્રીની પેઠે યુદ્ધની તો વાર્ત્તા જ કરવા યોગ્ય નથી. હે સ્વામી ! અલ્પમતિવાળા અને ચપળ એવા આ લોકોને નિવારો કે જે સૂર્ય ઉપર ખજુવાની જેમ ચક્રવર્ત્તી ઉપર ક્રોધ લાવીને દ્વેષ કરે છે. વળી જે દંડ આપવો હોય તે તૈયાર કરો, અને ચક્રવર્ત્તીની પાસે નમ્ર થઇને જાઓ. કેમ કે **" હૃદયને બાળનારો ગર્વ અંતે સર્વસ્વનો નાશ કરે છે. "**

આ પ્રમાણે મંત્રીની વાણી સાંભળીને તેમજ બાણ પરના અક્ષરો જોઈને, પરમેષ્ઠી ભગવંતનાં પુણ્ય સ્મરણથી પાપનો જેમ લય થાય, તેમ માગધેશ્વરનો કોપ તત્કાલ શાંત થઈ ગયો. પછી ભેટ અને તે બાણ લઈ મંત્રીસહિત માગધપતિ ભરત ચક્રીની પાસે આવ્યો, અને ચક્રવર્તીને પ્રણામ કરી તેણે વિજ્ઞપ્તિ કરી કે; ' હે સ્વામી ! ચિરકાલના તૃષાતુર ચાતકને મેઘના જલની જેમ, સેવકજનવત્સલ એવા તમે આજે અમારાં સદ્ભાગ્યે અહિં દૃષ્ટિમાર્ગમાં પ્રાપ્ત થયા છો. તમારી જેવા નાથનો ઉદય થતાં આજે અમે સનાથ થયા છીએ. કેમ કે, સૂર્યનો ઉદય થવાથી પદ્માકરો( સરોવરો )ની સંપત્તિનું પોષણ થાય છે. પ્રમાદી માણસ પાસે કર્ત્તવ્ય જણાવવાને જેમ છડીદાર મોકલવામાં આવે તેમ તમે આ દુર્વિનીત ભક્ત પાસે પ્રથમ આ બાણ મોકલ્યું તે ઘણું સારું કર્યું. જેમ સૂર્યના જેવો તેજસ્વી, વાયુના જેવો વેગવાળો, અને મેરુના જેવો પર્વત અન્ય નથી; તેમ તમારા જેવો વીર અન્ય કોઇ નથી. પ્રમાદનાં કારણે મેં સત્વર આવીને તમારી સેવા કરી નહિં, તે માટે મારી ઉપર આપ પ્રસન્ન થાઓ. ' કારણ કે, " સત્પુરુષો વિનીત એવા ભક્તજનો પર વત્સલ જ હોય છે. " હે નાથ ! હવેથી હું તમારા ચરણકમલમાં ભ્રમરરૂપ થઇને જિનેશ્વરની આજ્ઞાની પેઠે તમારી આજ્ઞા મસ્તક પર ધારણ કરીશ. વળી હે સ્વામી ! આ માગધતીર્થમાં તમારાથી સ્થાપિત થયેલો હું પૂર્વદિશાના જયસ્તંભની જેમ તમારો પ્રથમ ભક્ત થઇને રહીશ. અમે સર્વે, આ રાજ્ય, આ સેવકો અને આ લક્ષ્મી તમારી જ છે, માટે પૂર્વદિશાના તમારા સેવક–દ્વારપાળ જેવા મને શી આજ્ઞા છે, તે ફરમાવો ! '

આ પ્રમાણે કહીને માગધદેવે હાર, મુગટ, કુંડલ, બાણ, માગધતીર્થનું જલ, અને પૂર્વે એકઠા કરેલા રત્ન, મોતી, મણિ અને બીજી દિવ્યવસ્તુઓ ભરતરાજાને અર્પણ કરી. અને ભરતેશ્વરે સેવક એવા માગધદેવને પ્રસાદ દાન આપી ભૃત્યપણાનો અનુગ્રહ કરીને તેને વિદાય કર્યો. પછી ભરતરાજા ત્યાંથી રથ પાછો વાળી, ઇંદ્ર જેમ સ્વર્ગમાં આવે તેમ પોતાનાં સૈન્યમાં આવ્યા. ત્યાં રથ ઉપરથી ઉતરી વિધિથી સ્નાન કરી પરિવાર સાથે તેમણે અઠ્ઠમતપનું પારણું કર્યું. પછી માગધતીર્થની સમૃદ્ધિ જાણે બતાવતા હોય, તેમ ચક્રીએ ત્યાં ચક્રરત્નનો અઠ્ઠાઈ ઉત્સવ કર્યો. ઉત્સવ પૂર્ણ થયો એટલે સૂર્યના બિંબની પેઠે ચોતરફ તેજથી દેદી-

પ્યમાન એવું ચક્ર આકાશમાર્ગે ચાલ્યું. તેની પાછળ યોજન યોજન પ્રમાણનું પ્રયાણ કરતા ચક્રવર્તી પોતાની દિવ્યશકિતનાં સામર્થ્યથી ઉન્નતને નમાડતા, નમ્રને પાછા સ્થાને સ્થાપતા, ગર્વિષ્ઠને શિક્ષા કરતા, દીનનો ઉદ્ધાર કરતા અને તેઓની પાસેથી ભેટણા લેતા લેતા દક્ષિણસમુદ્રના કિનારા પર આવ્યા. ઇલાયચી, લવીંગ, ચારોળી, કંકોળ અને સોપારીનાં જ્યાં અનેક વનો છે, એવા દક્ષિણસમુદ્રના તીર ઉપર મહારાજાએ પોતાની છાવણી નાંખી. તે ઠેકાણે પણ પૂર્વની જેમ વાર્દ્ધકીરત્ને સ્કંધાવારના નિવાસગૃહો રચ્યાં અને ઉત્તમ પૌષધશાળા રચી. ચક્રવર્તીએ પોતાનાં મનમાં વરદામદેવને ધારી પૌષધ સહિત અર્થસાધક એવો અઠ્ઠમનો તપ કર્યો. અઠ્ઠમના અંતે બલિની વિધિને કરી, સોનાના રથ પર આરૂઢ થઈ, હાથમાં પ્રચંડ ધનુષ લઈને ચક્રવર્તી સમુદ્રના તીરે આવ્યા. રથના પૈડાના મધ્યભાગ સુધી સમુદ્રજળમાં રથને લઇ જઈ, કર્ણપર્યંત ધનુષ્યને ખેંચી તેમણે ત્યાંથી એક દિવ્યબાણ છોડયું. દિશાઓના ભાગને પ્રકાશિત કરતું અને સુવર્ણના અક્ષરને ધારણ કરતું એ બાણ બાર યોજન સુધી જઈને વરદામ દેવની સભામાં પડયું. અકસ્માત્ બાણના પડવાથી, પ્રચંડ ઘાતવડે સર્પની જેમ વરદામદેવ કોપ પામ્યો, અને સમુદ્રની પેઠે તેણે મોટી ગર્જના કરી. તેને ક્રોધ કરતો જોઈને જાણે તેના અંશ હોય તેવા તેના વિશાલ પરિવારે પણ ક્રોધ કરીને આયુધો તૈયાર કર્યાં, પણ જ્યારે બાણ ઉપરના અક્ષરો તેના જોવામાં આવ્યા, એટલે ચક્રવર્ત્તી અહિં આવ્યા છે, એમ જાણી ભેટણું અને બાણ લઈને તે ભરતેશ્વરની સમીપે આવ્યો. વરદામના આવા વિનયથી ભરતરાજા ખુશી થયા. '**ઘણું કરીને મહાન પુરુષોનો સ્હામા માણસ પર નમસ્કાર સુધી જ કોપ હોય છે.**' પછી તેને તે સ્થાનમાં જ સ્થાપિત કરી ચક્રવર્ત્તી જે માર્ગે ગયા હતા તે જ માર્ગે, સિંહની જેમ માનથી પૂર્ણ થઇને પાછા વળ્યા, અને ચક્રની પાસે આવી તપનું પારણું કર્યું. તેમ જ પૂર્વની પેઠે ત્યાં પણ ચક્રરત્નનો તેમણે અઠ્ઠાઇ ઉત્સવ કર્યો.

ક્રોતરાને પવન ઉડાડે તેમ શત્રુઓને ઉડાડતો અને સર્વજ્ઞની પેઠે સુર, અસુરોદ્વારા નમસ્કાર કરાવાતો ભરતરાજા, વરુણદેવની[1] જેમ જગતને જીવન આપતો આપતો પશ્ચિમ-દિશાના સમુદ્રને તીરે આવી પહોંચ્યો. ત્યાં પૂર્વની પેઠે તપ આદરી, રથમાં બેસી તેણે પ્રભાસ-દેવને ઉદ્દેશીને બાણ મૂક્યું, જે બાણ પ્રભાસપતિની સભામાં પડયું. બાણના અક્ષર વાંચી ક્રોધરહિત થયેલો પ્રભાસપતિ ભેટ અને તે બાણ લઇ ભરતની પાસે આવી વિજ્ઞપ્તિ કરવા લાગ્યો; 'હે પ્રભુ ! સ્વામી વગરના એવા મેં આજે પૂર્વ પુણ્યથી સ્વામીને દીઠા છે. તો હવે તમારાં શાસનથી હું તમારો સામંત થઇને અહિં રહીશ.' આ પ્રમાણે કહી બાણ, મુગટ, ઉરમણિ( હાર ), કડા અને કટીસૂત્ર તેણે ભરતપતિને ભેટ કર્યાં. તે સમયે પ્રભાસ-પતિના હાથમાં સુવર્ણકુંભમાં રાખેલું જલ જોઇને ભરતેશ્વરે પૂછયું કે 'અરે પ્રભાસપતિ !

---

૧ વરુણદેવના પક્ષે જીવનનો અર્થ જલ થાય છે.

તમે જીવની પેઠે શું આ ગોપવીને રાખેલું છે ?' પ્રભાસેશ્વરે નમ્રતાથી તેના ઉત્તરમાં ભરતેશ્વરને કહ્યું; 'હે સ્વામી ! એનું વૃત્તાંત હું કહું છું તે આપ સાંભળો !'

'સૌરાષ્ટ્રદેશમાં શત્રુંજયનામે મહાતીર્થ છે. તે અનંત મહિમાથી પૂર્ણ છે, અનંત સુકૃતનું સ્થાન છે, અને વિવિધરત્ન, ઔષધિ, કુંડ તથા રસકૂપિકા વગેરેથી તે સમૃદ્ધિવાળું છે. તેનાં દર્શનથી, શ્રવણથી, સ્પર્શથી અને કીર્ત્તનથી પણ પાપનો નાશ થાય છે. તે ક્ષણમાત્રમાં પ્રાણીઓને સ્વર્ગ અને મોક્ષનાં સુખ આપે છે. જે જે બીજા તીર્થરૂપ નગર, આરામ, નદી અને દેશની ભૂમિઓ છે, તેમાં શત્રુંજયના જેવું ત્રણ લોકને પવિત્ર કરનારું કોઇ તીર્થ નથી. અન્ય તીર્થોમાં સેંકડો યાત્રા કરવાથી જેટલું પુણ્ય થાય છે, તેટલું શત્રુંજય મહાતીર્થમાં એક વાર યાત્રા કરવાથી થાય છે. શત્રુંજયના દક્ષિણપ્રદેશમાં 'શત્રુંજયા' નામે એક નદી છે, તે પ્રભાવિક જલથી પૂર્ણ અને અર્હંત્ ચૈત્યોથી મંડિત છે. તે શત્રુંજયા નદી એ મહાતીર્થની નિશ્રામાં રહેલી હોવાથી વિશેષ પવિત્ર છે. અને ગંગા તેમજ સિંધુ નદીનાં દિવ્યજળથી પણ અધિક ફલ આપનારી છે. તેમાં સ્નાન કરનારાઓના સર્વ પાપોને તે હણે છે. કમળપુષ્પનાં સમૂહથી એ નદી પવિત્ર શત્રુંજય તીર્થની જાણે વેણી હોય તેવી જણાય છે. વળી તે નદી ગંગાની પેઠે પૂર્વવાહિની, અપૂર્વ સુકૃતની ભૂમિરૂપ, વિવિધ દ્રહોવડે પ્રભાવવાળી અને બહુ આશ્ચર્ય ઉત્પન્ન કરનારી છે. હે પ્રભુ ! શત્રુંજયા, જાન્હવી, પુંડરિકિણી, પાપંકષા, તીર્થભૂમિ અને હંસી એવા વિવિધનામથી તે પ્રખ્યાત છે. તેમાં કદંબગિરિ અને પુંડરિકગિરિ નામે શિખરની મધ્યમાં 'કમળ' નામે એક મહાપ્રભાવિક દ્રહ છે, શત્રુંજયાના જલથી આ દ્રહની મૃત્તિકાનો પિંડ કરીને જો નેત્ર ઉપર બાંધવામાં આવે, તો તે રાત્રિઅંધત્વ અને નીલિકા વગેરે નેત્ર-રોગોનો નાશ કરે છે. હે સ્વામી ! કાંતિ અને કીર્ત્તિને આપનારું તે દ્રહનું આ જળ છે. આ જળના પ્રભાવથી, શાકિની, ભૂત, વેતાળ અને વાતપિત્તાદિ દોષ વિનાશ પામે છે. વળી તેનાથી થયેલા સર્વ ઉપસર્ગો આ જળના સ્પર્શમાત્રથી હણાઇ જાય છે. આ દ્રહના જળમાં જીવની ઉત્પત્તિ થતી નથી. એ પુંડરીક તીર્થમાં હું પ્રતિવર્ષ જાઉં છું અને મારા ઘર દેરાસરમાં રહેલા પ્રભુને સ્નાત્ર કરાવવાને માટે તે દ્રહમાંથી હું જલ લાવું છું. સર્વ શત્રુઓનો વિનાશ કરવામાં સમર્થ એવું આ જલ મેં રાખેલું હતું, પણ જે વસ્તુ વિશેષ પ્રીતિકારી હોય તે સ્વામીને આપવી જોઇએ, એવું ધારીને આ જળ આપના માટે ભેટ કરવા સારુ હું લાવ્યો છું; તેને આપ યતનાથી રાખો. આ જળ આપને દિગ્વિજય યાત્રામાં સર્વ દોષને હરનારું થઈ પડશે.'

આ પ્રમાણે પ્રભાસપતિનાં વચનોને સાંભળીને શત્રુંજયતીર્થની યાત્રા માટે ઉત્સુક થયેલા ભરતચક્રવર્ત્તી, પ્રભાસદેવે રચેલાં વિમાનમાં બેસી તરત જ શત્રુંજય ગિરિની યાત્રાએ આવ્યા. ત્યાં શત્રુંજયા નદીમાં સ્નાન કરી, તીર્થનો સ્પર્શ કરીને વેગવાળા વિમાનમાં તરત જ ચક્રવર્ત્તી પાછા પોતાની છાવણીમાં આવ્યા. ત્યારબાદ પ્રીતિથી પ્રભાસપતિને આશ્વાસન આપી યોગ્ય સ્થાન ઉપર વૃક્ષની જેમ તેને તે સ્થાને સ્થાપિત કર્યો. તે પછી ત્યાં કલ્પવૃક્ષની ઉપમા જેવા દિવ્ય ભોજ્યપદાર્થોથી ગૃહીરત્ને તે સમયે ભરતચક્રવર્ત્તીને પારણું કરાવ્યું, અને

અષ્ટાહ્નિકા મહોત્સવ કરીને સૂર્યની પાછળ પ્રકાશની જેમ ચક્રની પાછળ ત્યાંથી તેઓ આગળ ચાલ્યા.

અનુક્રમે સિંધુ અને મહાસિંધુના દક્ષિણ તટે જઇ તેઓએ પૂર્વાભિમુખે ત્યાં પોતાનો પડાવ નખાવ્યો, અને ચિત્તમાં સિંધુદેવીને ધારીને ચક્રીએ ત્યાં અઠ્ઠમનો તપ કર્યો; તેથી ચપળ પવનથી જલતરંગની જેમ સિંધુદેવીનું સિંહાસન ચલિત થયું. અવધિજ્ઞાનથી ચક્રવર્ત્તીને આવેલા જાણી સિંધુદેવી ભેટણું લઇને તેમને પ્રસન્ન કરવા ત્યાં આવી. આકાશમાં રહી જયજય શબ્દવડે આશીષ આપીને તે બોલી કે, 'હે સ્વામી ! હું તમારી દાસી છું, માટે કહો મને શી આજ્ઞા છે ?' આ પ્રમાણે કહી, મોટા તેજવડે અંધકારની રાશિનો તિરસ્કાર કરે એવા એક હજાર ને આઠ રત્નકુંભ, દિવ્યરત્ન, સિંહાસન, મુકુટ, બાજુબંધ-કડાં, હાર અને કોમલ વસ્ત્રો તેણે ચક્રીને અર્પણ કર્યા. તે સર્વ સ્વીકારીને ચક્રીએ સિંધુદેવીને અનુજ્ઞા આપી. પછી રાજેશ્વર ભરત ચક્રીએ અઠ્ઠમ તપનું પારણું કર્યું. ત્યાં સિંધુદેવીનો અષ્ટાહ્નિક ઉત્સવ કરી ચક્રરત્ને બતાવેલા માર્ગે તેઓ આગળ ચાલ્યા.

ત્યાંથી ઇશાન દિશા તરફ ચાલતાં અનુક્રમે બંને ભરતાર્દ્ધની વચ્ચે રહેલા વૈતાઢ્ય ગિરિ પાસે તેઓ આવ્યા; એટલે પચીશ યોજન ઊંચો અને પચાસ યોજન પહોળો રૂપામય વૈતાઢ્યગિરિ તેઓના જોવામાં આવ્યો. જિનચૈત્યોથી, મોટા ઉદ્યાનોથી, વિદ્યાધર અને દેવતાઓના નિવાસોથી, જલાશયોથી તથા લાખો ગામોથી એ પર્વત ઘણો શોભાયમાન લાગતો હતો. ત્યાં આવીને તેના દક્ષિણ નિતંબમાં ભરતે સ્કંધાવાર-પડાવ નાખ્યો, અને તેના અધિષ્ઠાયક દેવને મનમાં ધારીને અઠ્ઠમનો તપ કર્યો. તપના પ્રભાવથી વૈતાઢ્યપતિનું આસન કંપાયમાન થયું, એટલે અવધિજ્ઞાનથી તેણે ચક્રવર્ત્તીને આવેલા જાણ્યા અને તત્કાલ ત્યાં આવી આકાશમાં રહીને તે વૈતાઢ્યપતિદેવે ભરતેશ્વરને કહ્યું કે, 'હે સ્વામી ! જય પામો, હું તમારો કિંકર છું, મને પૂર્વ ભક્તોની જેમ તમારો સેવક માની આજ્ઞા આપો.' આ પ્રમાણે કહી, મણિ રત્નના અલંકારો, ભદ્રાસનો અને દેવદૂષ્ય વસ્ત્રો ભરતેશ્વરને તેણે ભેટ કર્યાં. રાજાએ તે સ્વીકારી, પ્રીતિદાનથી તેને આશ્વાસન આપી, તેને ત્યાં જ સ્થાપિત કર્યો. પછી અઠ્ઠમના તપનું પારણું કરીને ચક્રીએ વૈતાઢ્યપતિના નિમિત્તે અઠ્ઠાઈ ઉત્સવ કર્યો. ત્યાંથી ચક્રની પાછળ ચાલતા ભરતચક્રી તમિસ્રાગુફા પાસે આવ્યા, અને તેના મનોહર પ્રદેશમાં પોતાનાં સૈન્યનો પડાવ તેમણે કરાવ્યો. પછી તે ગુફાના અધિષ્ઠાયક કૃતમાલ દેવને મનમાં ધારીને તેમણે અઠ્ઠમનો તપ કર્યો, તેથી તે દેવનું આસન કંપાયમાન થયું. અવધિજ્ઞાનથી ચક્રવર્ત્તીને આવેલા જાણીને તે રત્નસમૂહથી તેનું પૂજન કરવા આવ્યો; અને નમસ્કાર કરી તેણે ચક્રવર્ત્તીને કહ્યું કે 'હે સ્વામી ! આ તમિસ્રાગુફાના દ્વારમાં હું તમારા દ્વારપાલની જેમ રહું છું.' આ પ્રમાણે કહીને દિવ્ય આભૂષણોનો સમૂહ તથા સ્રીરત્નને યોગ્ય ચૌદ તિલકો, દિવ્યમાળાઓ અને દિવ્યવસ્ત્રો જાણે પ્રથમથી જ તેને માટે રાખી મૂક્યાં

હોય તેમ તેણે ચક્રવર્ત્તીને અર્પણ કર્યાં. ત્યારબાદ ચક્રીએ કૃપાપૂર્વક તે દેવને વિદાય કર્યો, એટલે તે ગયો. પછી અન્ય નૃપતિઓની સાથે ભરતેશ્વરે પારણું કર્યું.

પછી ભરતેશ્વરે પોતાના સેનાનીરત્ન સુષેણને આજ્ઞા કરી કે, ' તું સિંધુ નદી, સાગર અને વૈતાઢ્યગિરિના મધ્યમાં રહેલા સિંધુનિષ્કૂટને સાધી આવ. ' આ પ્રમાણે આજ્ઞા થતાં સુષેણે અડધા સૈન્યને સાથે લઇને ચર્મરત્નથી સિંધુનદી ઉતરીને, બર્બર, ભિલ્લ, સિંહલ, ટંકણ, જવન, કાલમુખ, જોનક અને અન્ય અનેક જાતના મ્લેચ્છોને અને બીજા પણ ત્યાં રહેલા કેટલાકોને લીલામાત્રમાં જીતી લીધા, અને તેઓની પાસેથી રત્નરાશિ, અશ્વો, રથો અને ગજેંદ્રો લઈ આવીને તેણે ચક્રવર્ત્તીને અર્પણ કર્યાં. પછી કેટલાક દિવસો ત્યાં રહીને એકદા ચક્રવર્ત્તીએ સેનાપતિને કહ્યું કે, ' તમિસ્રાગુફાના બે દ્વારોને ઉઘાડો. ' તે પ્રમાણે સ્વામીની આજ્ઞા થતાં તરત જ સૈન્યથી પરિવરેલો સુષેણ સેનાપતિ તે ગુફાના દ્વાર પાસે આવ્યો. ત્યાં ( અઠ્ઠમનો ) તપ કરીને અંતે સ્નાન કરી, શુદ્ધ વસ્ત્ર પહેરી, હાથમાં સુવર્ણનું ધૂપિયું રાખીને તે ગુફાની પાસે આવ્યો. ગુફાનું દર્શન થતાં જ તેણે પ્રણામ કર્યો. પછી ત્યાં અઠ્ઠાઈ ઉત્સવ કરી, શુદ્ધ અક્ષતોથી અષ્ટમંગલિકોને આલેખી, તેણે હાથમાં દંડરત્ન ગ્રહણ કર્યું. તે દંડરત્નથી ગુફાદ્વારની ઉપર ઘા કરવાની ઇચ્છાથી, સાત આઠ પગલાં પાછા વળી વેગથી દંડરત્નવડે ગુફાના કમાડ ઉપર તેણે ત્રણ વાર પ્રહાર કર્યાં. દંડના ઘાથી ઉઘડતા એવા એ કમાડમાંથી ' તડતડ ' એવો શબ્દ થયો, તેથી જાણે ઘા વાગવાથી તે આક્રંદ કરતાં હોય તેમ જણાવા લાગ્યા. પછી સેનાપતિએ આવીને ચક્રવર્ત્તીને વિજ્ઞપ્તિ કરી, એટલે ભરતેશ્વર ગજરત્ન પર બેસી તમિસ્રાગુફાની પાસે આવ્યા, અને જેના સાનિધ્યથી પ્રહાર સંબંધી પીડા, અંધકાર અને ભૂતાદિકના ઉપસર્ગ થતા નથી એવું ચાર આંગળનું મણિરત્ન તેમણે ગ્રહણ કર્યું. તે રત્ન, ગજેંદ્રના કુંભસ્થળ પર મૂકી ભરત મહારાજાએ ચતુરંગ સેનાસહિત ચક્રની પાછળ ગુફાનાં દ્વારમાં પ્રવેશ કર્યો. પછી આઠ કર્ણિકાવાળું, આઠ સુવર્ણના પ્રમાણવાળું અને બાર યોજન સુધીમાં અંધકારરૂપ શત્રુનો નાશ કરનારું કાકિણી રત્ન તેમણે હાથમાં લીધું. યક્ષોના સમૂહથી આશ્રિત એવાં તે રત્નવડે અનુક્રમે બંને બાજુએ એક એક યોજનને આંતરે મંડલોને આળેખતા આળેખતા ભરતરાજા આગળ ચાલ્યા. તેના પ્રકાશથી સાવધાનપણે ચાલતાં જાણે આજ્ઞાની રેખા કરી હોય તેવી નિમ્નગા અને ઉન્નિમ્નગા નામે બે ગંભીર નદીઓ પાસે તેઓ આવી પહોંચ્યા. તેમાં નિમ્નગા નદીમાં શિલાની જેમ તુંબીફલ–તુંબડી પણ ડૂબી જાય છે અને *ઉન્નિમ્નગા નદીમાં શિલા પણ તુંબીફલ–તુંબડીની* પેઠે ઉપર તરે છે. તે બંને નદીઓ ઉપર વર્દ્ધકિરત્ને તત્કાળ પૂલરૂપ પાજ બાંધી દીધી, એટલે તેની ઉપર થઇને ચક્રવર્ત્તી સૈન્યસહિત આગળ ચાલ્યા. ત્યાંથી ઉત્તર તરફ ચાલતાં ગુફાના ઉત્તર દ્વાર પાસે તેઓ આવી પહોંચ્યા. તે વખતે જાણે પ્રથમનું દ્વાર ઉઘાડવાથી તેને ભય થયો હોય તેમ, તે દ્વારના કમાડ પોતાની મેળે જ ઉઘડી ગયાં. આ રીતે પચાશ યોજનના વિસ્તારવાળી વૈતાઢ્યની ગુફાનું ઉલ્લંઘન કરી ભરતરાજા ઉત્તરાર્દ્ધ ભરતનો વિજય કરવા માટે તે ગુફામાંથી બહાર નીકળી આગળ ચાલ્યા.

---

જ્યારે યમરાજની જેમ ભરતચક્રીએ ઉત્તર ભરતાર્દ્ધ પર ચઢાઈ કરી ત્યારે ત્યાંના નિવાસી મ્લેચ્છોમાં ઉત્પાત થવા લાગ્યા. કાલચક્ર, કાલદંષ્ટ્ર, કરાળ, કાલદારૂણ, વડવામુખ અને સિંહ એ છ સર્વ મ્લેચ્છોના અધિપતિઓ હતા. તે પ્રત્યેકને પાંચ પાંચ ક્રોડ અશ્વ, દશ ક્રોડ રથ, એક ક્રોડ હાથી અને પચાશ ક્રોડ પાયદળ આ રીતનું વિશાલ, મહાબલવાન સૈન્ય હતું. જ્યારે તેઓ યુદ્ધમાં બલથી ઉદ્ધત બની સજ્જ થતા ત્યારે દેવતાઓ પણ તેઓને સહન કરી શકતા નહિં. સર્વ સૈન્ય એકત્ર કરીને તે મદોન્મત્ત મ્લેચ્છો, શત્રુ સૈન્યને જોયા વગર ચક્રવર્તીની ઉપર ગુસ્સે થયા, તથા મદથી દુર્મત્ત એવા તેઓ સર્વ જગતને તૃણસમાન ગણતા, શસ્ત્રો ધારણ કરી અને બખ્તરો પહેરીને સત્વર ભરતચક્રીની સન્મુખ યુદ્ધ કરવાને દોડ્યા. મહાબલવાન એવા તેઓ પ્રલય કાળના મેઘની જેમ શરવૃષ્ટિ કરતા, પ્રથમ ભરતરાજાના અગ્ર સૈન્યની સાથે યુદ્ધ કરવા લાગ્યા. ઊંચે છલંગ મારતા, ગર્જના કરતા અને ભુજાસ્ફોટ કરતા તે મ્લેચ્છોના સુભટો નટની જેમ રણાંગણમાં શોભવા લાગ્યા. કોપથી વિકરાળ નેત્રોવાળા કેટલાયેક સાક્ષાત્ રુધિરને વર્ષાવતા જાણે શત્રુરૂપ ક્ષેત્રમાંથી ક્ષાત્રતેજને આકર્ષતા હોય તેવા દેખાવા લાગ્યા. ઘોડાના ખોંખારાથી, ગજોની ગર્જનાથી, રથોના ચિત્કારથી અને સુભટોના સિંહનાદથી તે અવસરે સર્વ ભુવન ભયથી ક્ષોભ પામી ગયું. પોત-પોતાનો વિજય મેળવવા ઇચ્છતા કેટલાયેક વીરો પર્વતોનાં શિખરોથી, વૃક્ષોથી અને લોહમય અસ્ત્રોથી રોષસહિત સ્હામ-સ્હામી યુદ્ધ કરવા લાગ્યા. કેટલાયેક ઉદ્દંડ દંડપાતથી, મુદ્ગરથી, બાણોથી, પરશુથી અને ખડ્ગથી, એમ અનેક પ્રકારનાં શસ્ત્રાસ્ત્રોથી શત્રુઓની સાથે લડવા લાગ્યા. કેટલીક વાર સુધી આ પ્રમાણે યુદ્ધ ચાલવાથી ક્રૂર આશયવાળા મ્લેચ્છોએ મોટા વાયુવડે વનની જેમ અને દુર્જનોવડે સજ્જનની જેમ ચક્રવર્તીનાં સૈન્યને ઉપદ્રવ કરવા માંડ્યો. તે દૈત્યોનાં અસ્ત્રોથી ચક્રવર્તીનો સેનાપરિવાર ત્રાસ પામતો, ભ્રષ્ટ થતો, પડી જતો, મૂર્છા પામતો અને સર્વ તરફ ચકિત દૃષ્ટિએ જોતો જાણે દિગ્મૂઢ થયો હોય તેવો દેખાવા લાગ્યો. હાથીઓને પોકાર કરતા, રથોને ભાંગતાં અને ઘોડાઓને ત્રાસ પામતા જોઈ સેનાપતિ સુષેણને ઘણો ક્રોધ ચડ્યો; તેથી રણ કરવામાં મહાપ્રવીણ સુષેણ સેનાપતિ તેઓની સ્હામે આવ્યો. તે અવસરે મ્લેચ્છ સૈનિકો એવા ત્રાસ પામ્યા કે તેઓ દશે દિશામાં ભાગી ગયા અને સ્હામે જોવાને પણ સમર્થ થઇ શક્યા નહિં. એટલે કાગડાની પેઠે એક ઠેકાણે એકઠા થઈ, ક્ષણવાર વિચારી, પીડિત બાલકો જેમ માતા પાસે આવે, તેમ તેઓ મહાનદી સિંધુની પાસે આવ્યા. ત્યાં નગ્નપણે નદીની રેતીમાં ચત્તા સૂઇ જઇને તેઓ પોતાના દેવ મેઘકુમાર પ્રમુખને સંતુષ્ટ કરવા લાગ્યા. તત્કાલ મેઘકુમાર દેવોનાં આસન ચલિત થવાથી તેઓ ત્યાં આવ્યા, અને પોતાના યવન ભક્તોને ચક્રવર્તીએ રુંધેલા જોઈ આકાશમાં રહીને તેમણે તે લોકોને કહ્યું કે, 'અરે! તમે શું કાર્યને માટે અમને આરાધના કરીને અહીં બોલાવ્યા છે? તે તમે કહો!' આ પ્રમાણે દેવોનાં વચનને સાંભળીને તેઓએ કહ્યું કે, 'અરે! ખેદની વાત છે કે, હે દેવો! અમારા દેશનો પૂર્વે કોઇએ

હોય તેમ તેણે ચક્રવર્તીને અર્પણ કર્યાં. ત્યારબાદ ચક્રીએ કૃપાપૂર્વક તે દેવને વિદાય કર્યો, એટલે તે ગયો. પછી અન્ય નૃપતિઓની સાથે ભરતેશ્વરે પારણું કર્યું.

પછી ભરતેશ્વરે પોતાના સેનાનીરત્ન સુષેણને આજ્ઞા કરી કે, 'તું સિંધુ નદી, સાગર અને વૈતાઢ્યગિરિના મધ્યમાં રહેલા સિંધુનિષ્કૂટને સાધી આવ.' આ પ્રમાણે આજ્ઞા થતાં સુષેણે અરધા સૈન્યને સાથે લઈને ચર્મરત્નથી સિંધુનદી ઉતરીને, બર્બર, ભિલ્લ, સિંહલ, ટંકણ, જવન, કાલમુખ, જોનક અને અન્ય અનેક જાતના મ્લેચ્છોને અને બીજા પણ ત્યાં રહેલા કેટલાકોને લીલામાત્રમાં જીતી લીધા, અને તેઓની પાસેથી રત્નરાશિ, અશ્વો, રથો અને ગજેંદ્રો લઈ આવીને તેણે ચક્રવર્તીને અર્પણ કર્યાં. પછી કેટલાક દિવસો ત્યાં રહીને એકદા ચક્રવર્તીએ સેનાપતિને કહ્યું કે, 'તમિસ્રાગુફાના બે દ્વારોને ઉઘાડો.' તે પ્રમાણે સ્વામીની આજ્ઞા થતાં તરત જ સૈન્યથી પરિવરેલો સુષેણ સેનાપતિ તે ગુફાના દ્વાર પાસે આવ્યો. ત્યાં (અઠ્ઠમનો) તપ કરીને અંતે સ્નાન કરી, શુદ્ધ વસ્ત્ર પહેરી, હાથમાં સુવર્ણનું ધૂપિયું રાખીને તે ગુફાની પાસે આવ્યો. ગુફાનું દર્શન થતાં જ તેણે પ્રણામ કર્યો. પછી ત્યાં અઠ્ઠાઈ ઉત્સવ કરી, શુદ્ધ અક્ષતોથી અષ્ટમંગલિકોને આલેખી, તેણે હાથમાં દંડરત્ન ગ્રહણ કર્યું. તે દંડરત્નથી ગુફાદ્વારની ઉપર ઘા કરવાની ઇચ્છાથી, સાત આઠ પગલાં પાછા વળી વેગથી દંડરત્નવડે ગુફાના કમાડ ઉપર તેણે ત્રણ વાર પ્રહાર કર્યાં. દંડના ઘાથી ઉઘડતા એવા એ કમાડમાંથી 'તડતડ' એવો શબ્દ થયો, તેથી જાણે ઘા વાગવાથી તે આક્રંદ કરતાં હોય તેમ જણાવા લાગ્યા. પછી સેનાપતિએ આવીને ચક્રવર્તીને વિજ્ઞપ્તિ કરી, એટલે ભરતેશ્વર ગજરત્ન પર બેસી તમિસ્રાગુફાની પાસે આવ્યા, અને જેના સાનિધ્યથી પ્રહાર સંબંધી પીડા, અંધકાર અને ભૂતાદિકના ઉપસર્ગ થતા નથી એવું ચાર આંગળનું મણિરત્ન તેમણે ગ્રહણ કર્યું. તે રત્ન, ગજેંદ્રના કુંભસ્થળ પર મૂકી ભરત મહારાજાએ ચતુરંગ સેનાસહિત ચક્રની પાછળ ગુફાનાં દ્વારમાં પ્રવેશ કર્યો. પછી આઠ કર્ણિકાવાળું, આઠ સુવર્ણના પ્રમાણવાળું અને બાર યોજન સુધીમાં અંધકારરૂપ શત્રુનો નાશ કરનારું કાકિણી રત્ન તેમણે હાથમાં લીધું. યક્ષોના સમૂહથી આશ્રિત એવાં તે રત્નવડે અનુક્રમે બંને બાજુએ એક એક યોજનને આંતરે મંડલોને આળેખતા આળેખતા ભરતરાજા આગળ ચાલ્યા. તેના પ્રકાશથી સાવધાનપણે ચાલતાં જાણે આજ્ઞાની રેખા કરી હોય તેવી નિમ્નગા અને ઉન્નિમ્નગા નામે બે ગંભીર નદીઓ પાસે તેઓ આવી પહોંચ્યા. તેમાં નિમ્નગા નદીમાં શિલાની જેમ તુંબીફલ–તુંબડી પણ ડૂબી જાય છે અને ઉન્નિમ્નગા નદીમાં શિલા પણ તુંબીફલ–તુંબડીની પેઠે ઉપર તરે છે. તે બંને નદીઓ ઉપર વર્દ્ધકિરત્ને તત્કાળ પૂલરૂપ પાજ બાંધી દીધી, એટલે તેની ઉપર થઈને ચક્રવર્તી સૈન્યસહિત આગળ ચાલ્યા. ત્યાંથી ઉત્તર તરફ ચાલતાં ગુફાના ઉત્તર દ્વાર પાસે તેઓ આવી પહોંચ્યા. તે વખતે જાણે પ્રથમનું દ્વાર ઉઘાડવાથી તેને ભય થયો હોય તેમ, તે દ્વારના કમાડ પોતાની મેળે જ ઉઘડી ગયાં. આ રીતે પચાસ યોજનના વિસ્તારવાળી વૈતાઢ્યની ગુફાનું ઉલ્લંઘન કરી ભરતરાજા ઉત્તરાર્દ્ધ ભરતનો વિજય કરવા માટે તે ગુફામાંથી બહાર નીકળી આગળ ચાલ્યા.

---

જ્યારે યમરાજની જેમ ભરતચક્રીએ ઉત્તર ભરતાર્દ્ધ પર ચઢાઇ કરી ત્યારે ત્યાંના નિવાસી મ્લેચ્છોમાં ઉત્પાત થવા લાગ્યા. કાલચક્ર, કાલદંષ્ટ્ર, કરાળ, કાલદારૂણ, વડવામુખ અને સિંહ એ છ સર્વ મ્લેચ્છોના અધિપતિઓ હતા. તે પ્રત્યેકને પાંચ પાંચ ક્રોડ અશ્વ, દશ ક્રોડ રથ, એક ક્રોડ હાથી અને પચાશ ક્રોડ પાયદળ આ રીતનું વિશાલ, મહાબલવાન સૈન્ય હતું. જ્યારે તેઓ યુદ્ધમાં બલથી ઉદ્ધત બની સજ્જ થતા ત્યારે દેવતાઓ પણ તેઓને સહન કરી શકતા નહિં. સર્વ સૈન્ય એકત્ર કરીને તે મદોન્મત્ત મ્લેચ્છો, શત્રુ સૈન્યને જોયા વગર ચક્રવર્તીની ઉપર ગુસ્સે થયા, તથા મદથી દુર્મત્ત એવા તેઓ સર્વ જગતને તૃણસમાન ગણતા, શસ્ત્રો ધારણ કરી અને બખ્તરો પહેરીને સત્વર ભરતચક્રીની સન્મુખ યુદ્ધ કરવાને દોડ્યા. મહાબલવાન એવા તેઓ પ્રલય કાળના મેઘની જેમ શરવૃષ્ટિ કરતા, પ્રથમ ભરતરાજાના અગ્ર સૈન્યની સાથે યુદ્ધ કરવા લાગ્યા. ઊંચે છલંગ મારતા, ગર્જના કરતા અને ભુજાસ્ફોટ કરતા તે મ્લેચ્છોના સુભટો નટની જેમ રણાંગણમાં શોભવા લાગ્યા. કોપથી વિકરાળ નેત્રોવાળા કેટલાયેક સાક્ષાત્ રુધિરને વર્ષાવતા જાણે શત્રુરૂપ ક્ષેત્રમાંથી ક્ષાત્રતેજને આકર્ષતા હોય તેવા દેખાવા લાગ્યા. ઘોડાના ખોંખારાથી, ગજોની ગર્જનાથી, રથોના ચિત્કારથી અને સુભટોના સિંહનાદથી તે અવસરે સર્વ ભુવન ભયથી ક્ષોભ પામી ગયું. પોત-પોતાનો વિજય મેળવવા ઇચ્છતા કેટલાયેક વીરો પર્વતોનાં શિખરોથી, વૃક્ષોથી અને લોહમય અસ્ત્રોથી રોષસહિત સ્હામ-સ્હામી યુદ્ધ કરવા લાગ્યા. કેટલાયેક ઉદ્દંડ દંડપાતથી, મુદ્ગરથી, બાણોથી, પરશુથી અને ખડ્ગથી, એમ અનેક પ્રકારનાં શસ્ત્રાસ્ત્રોથી શત્રુઓની સાથે લડવા લાગ્યા. કેટલીક વાર સુધી આ પ્રમાણે યુદ્ધ ચાલવાથી ક્રૂર આશયવાળા મ્લેચ્છોએ મોટા વાયુવડે વનની જેમ અને દુર્જનોવડે સજ્જનની જેમ ચક્રવર્તીનાં સૈન્યને ઉપદ્રવ કરવા માંડ્યો. તે દૈત્યોનાં અસ્ત્રોથી ચક્રવર્તીનો સેનાપરિવાર ત્રાસ પામતો, ભ્રષ્ટ થતો, પડી જતો, મૂર્ચ્છા પામતો અને સર્વ તરફ ચકિત દૃષ્ટિએ જોતો જાણે દિગ્મૂઢ થયો હોય તેવો દેખાવા લાગ્યો. હાથીઓને પોકાર કરતા, રથોને ભાંગતાં અને ઘોડાઓને ત્રાસ પામતા જોઈ સેનાપતિ સુષેણને ઘણો ક્રોધ ચઢ્યો, તેથી રણ કરવામાં મહાપ્રવીણ સુષેણ સેનાપતિ તેઓની સ્હામે આવ્યો. તે અવસરે મ્લેચ્છ સૈનિકો એવા ત્રાસ પામ્યા કે તેઓ દશે દિશામાં ભાગી ગયા અને સ્હામે જોવાને પણ સમર્થ થઇ શક્યા નહિં. એટલે કાગડાની પેઠે એક ઠેકાણે એકઠા થઈ, ક્ષણવાર વિચારી, પીડિત બાલકો જેમ માતા પાસે આવે, તેમ તેઓ મહાનદી સિંધુની પાસે આવ્યા. ત્યાં નગ્નપણે નદીની રેતીમાં ચત્તા સૂઇ જઇને તેઓ પોતાના દેવ મેઘકુમાર પ્રમુખને સંતુષ્ટ કરવા લાગ્યા. તત્કાલ મેઘકુમારદેવોનાં આસન ચલિત થવાથી તેઓ ત્યાં આવ્યા, અને પોતાના યવન ભક્તોને ચક્રવર્તીએ રુંધેલા જોઈ આકાશમાં રહીને તેમણે તે લોકોને કહ્યું કે, ' અરે ! તમે શું કાર્યને માટે અમને આરાધના કરીને અહીં બોલાવ્યા છે ? તે તમે કહો ! ' આ પ્રમાણે દેવોનાં વચનને સાંભળીને તેઓએ કહ્યું કે, ' અરે ! ખેદની વાત છે કે, હે દેવો ! અમારા દેશનો પૂર્વે કોઇએ

પણ પરાભવ કર્યો નથી, પણ હમણાં કોઈ નવીન પુરુષે આવીને અમોને ભગ્ન કર્યા છે.' તેઓની વાણી સાંભળીને મેઘકુમારોએ તે દુરાગ્રહી મ્લેચ્છોને કહ્યું કે 'અરે મ્લેચ્છો! એ તો યુગાદિમાં થયેલા આદીશ્વર પ્રભુના પુત્ર મહાપરાક્રમી ભરત નામે આ ભરત ક્ષેત્રમાં પ્રથમ ચક્રવર્તી થયા છે; તે ભરતેશ્વર મંત્ર, તંત્ર, વિષ, શસ્ત્ર, અગ્નિ અને વિદ્યાઓથી અગોચર છે, તથાપિ તમારા આગ્રહથી અમે તેને ઉપસર્ગ કરીશું.' આ પ્રમાણે કહીને તેઓ અંતર્ધાન-અદૃશ્ય થઈ ગયા.

ત્યાર બાદ થોડી જ વારમાં ત્યાં મષી જેવા શ્યામ મેઘો સર્વ આકાશને વ્યાપ્ત કરતા ચડી આવ્યા. વિદ્યુત્‌વડે ઝબકારા કરતા તે મેઘો ક્રૂરધ્વનિથી ગર્જના કરવા લાગ્યા, અને મુશલ-સાંબેલા જેવી જળધારાઓથી અંધકારના પરમાણુઓની જેમ સર્વ પૃથ્વીમાં વિસ્તાર પામી ગયા. વૃક્ષના મૂલને ઉખેડી નાખતા અને પર્વતોના શિખરોને પાડતા, તે મેઘો મોટા મોટા ખાડાઓને પણ પૂરી દેવા લાગ્યા. રાત્રીએ અંધકારની જેમ, કલિકાલમાં પાપીની જેમ, અને દુષ્ટ રાજાનાં રાજ્યમાં અન્યાયની જેમ સર્વ પૃથ્વીમાં તે મેઘોનું પાણી વ્યાપી ગયું.

આ રીતનો ઉપદ્રવ થવાથી સૈન્યની રક્ષાને માટે ચક્રવર્તીએ ચર્મરત્ન હાથમાં ગ્રહણ કર્યું. ચક્રવર્તીના કરસ્પર્શથી તે ચર્મરત્ન એટલું બધું વિસ્તાર પામ્યું કે, જેમ પોતાના પિતા-ઋષભદેવે આ જગતનો ઉદ્ધાર કર્યો તેમ, તે ચર્મરત્નથી સર્વ સૈન્યનો ઉદ્ધાર થયો; એટલે કે સર્વ સૈન્યને તે ચર્મરત્નની ઉપર ચડાવી દીધું. પછી છત્રરત્ન હાથમાં લેવાથી તે પણ તેટલું જ વિસ્તાર પામ્યું, અને પારાના બે (લવ)કણની જેમ ચર્મરત્નની સાથે ઉપરથી તે મળી ગયું. સમુદ્રમાં જેમ વહાણ હોય તેમ તે ચર્મરત્ન જલમાં તરવા લાગ્યું, અને છત્રરત્ને ઉપરથી પડતા મેઘના જળને રોક્યું. ભરતચક્રવર્તીએ સૈન્યથી યુક્ત તે ચર્મરત્નને નવાં બ્રહ્માંડની જેમ ત્યાં સ્થાપિત કર્યું. કાકીણી રત્નથી તથા ચક્રરત્નથી તેમનો અંધકાર દૂર કર્યો અને ગૃહપતિરત્નવડે તત્કાળ ઉત્પન્ન થયેલા ધાન્યથી સર્વ સેના તેમાં સુખે રહેવા લાગી. આ બાજુ; કલ્પાંત કાલની જેમ એ મેઘકુમારોને વર્ષતા વર્ષતા સાત અહોરાત્ર વીતી ગયા, એટલે 'આ કોણ પાપી મને આવો ઉદ્વેગ કરવાને ઉદ્યત થયેલ છે?' આ પ્રમાણે ભરતરાજાનાં મનમાં વિચાર ઉત્પન્ન થયો. તેમના આ ભાવને યક્ષનાયકોએ જાણ્યો, તેથી ચક્રવર્તીના અંગરક્ષક સોળ હજાર યક્ષો કોપ કરી શસ્ત્રો બાંધી મેઘકુમારો પાસે આવી તેમને કહેવા લાગ્યા કે 'અરે વરાકો! આ ચક્રવર્તીને કોપ કરાવવાનો ઉદ્યમ કરનારા તમે કોણ છો? અરે જડલોકો! શું આ ભરતપતિ ચક્રવર્તીને તમે જાણતા નથી? હવે તમે સત્વર ચક્રવર્તી પાસે આવી તેમનાં ચરણોનો આશ્રય કરો! તેઓનાં શરણે જવાથી તે તમારા આ મોટા દુર્નયને પણ સહન કરશે. આમ છતાં હજુ પણ જો તમે નહિ માનો તો અમે તેમના સેવકો છીએ અને બળાત્કારે તમને અમે હણીશું.' આવાં તેમનાં વચનોને સાંભળી, તત્કાળ મેઘકુમારોએ આકાશમાંથી વાદળાં સંહરી લીધાં; અને યક્ષોને સાથે લઈ જાણે પોતાના અપરાધોનું પ્રાયશ્ચિત્ત કરવાને

ઇચ્છતા હોય, તેમ ચક્રવર્ત્તી પાસે આવી તે મેઘકુમારોએ તેમનાં ચરણોમાં નમસ્કાર કર્યો. એટલે ચક્રીએ તેમનું સન્માન કરીને રજા આપી. પછી તેઓએ મ્લેચ્છો પાસે આવીને કહ્યું કે; 'આ ચક્રવર્ત્તી મહારાજા અમારાથી પણ અજય્ય છે, માટે તમે શીઘ્ર તેમની પાસે જઇને તેમને પ્રણામ કરો!' પોતાનાં શરણરૂપ તે દેવોના આ કથનથી મ્લેચ્છરાજાઓએ મુખમાં તૃણ લઈ તરતજ ભૂમિ પર આલોટતા, ચક્રવર્ત્તી પાસે આવીને નમસ્કાર કર્યો. અને રત્નનો રાશિ, ઘોડા, હાથી અને મેરુ જેવડો સુવર્ણનો ઢગલો, ચક્રવર્ત્તીના ચરણપીઠ પાસે ભેટ ધર્યો. પછી ભક્તિગર્ભિત એવા ઘણા ચાટુવચનોને બોલતા એ દૈત્યનાયકો ભરતે વિસર્જન થવાની અનુજ્ઞા આપ્યા પછી પોત-પોતાને સ્થાનકે ગયા. પરંતુ સન્માન આપ્યા છતાં પણ અંતરમાં મત્સરભાવને ધરાણ કરનારા તેઓએ ચક્રવર્ત્તીનાં સૈન્યમાં ક્ષુદ્ર મંત્રોની સાધનાથી અનેક પ્રકારના રોગો ઉત્પન્ન કર્યા.

આ પ્રમાણે ઉપદ્રવ થવાથી સુબુદ્ધિ નામના મંત્રીએ રાજાને પ્રણામ કરી પોતાના મુકુટના અગ્રભાગથી ચક્રીનાં ચરણકમલનું ઘર્ષણ કરી વિજ્ઞપ્તિ કરી કે; 'હે સ્વામી! આપણા સૈન્યમાં હાથી, ઘોડા અને પાયદલોમાં અદ્ભુતજાતની રોગપીડા ઉત્પન્ન થયેલી છે, તે વૈદ્યોના દિવ્યશકિતવાળા ઔષધોથી પણ અગમ્ય છે. હે સ્વામિન્! હું ધારું છું કે, આ ત્રિદોષજનિત વ્યાધિ નથી, પણ કોઇ આંગતુક મંત્ર-તંત્રજન્ય દોષથી ઉત્પન્ન થયેલો વ્યાધિ છે.' આ પ્રમાણે એ મંત્રીશ્રેષ્ઠ કહેતો હતો, તે સમયે આકાશને પ્રકાશિત કરતા બે અતિ તેજસ્વી વિદ્યાધરો આકાશપટ પરથી ત્યાં ઉતર્યા. સૈન્યના લોકોએ ઊંચી ગ્રીવા કરી આદરથી જોયેલા તે બંને વિદ્યાધરો મહારાજા ભરતને પ્રણામ કરી તેની આગળ બેઠા. ભદ્રઆકૃતિ અને મહાતેજસ્વી તે બન્નેને જોઈ, 'તમે કોણ છો?' એમ ચક્રવર્ત્તીએ આદરપૂર્વક તેઓને પૂછ્યું. ચક્રવર્ત્તીની મૂર્ત્તિ અને વાણીથી રંજિત થયેલા તે બે વિદ્યાધરો નમસ્કાર કરી પ્રસન્નવદને ચક્રવર્ત્તીને કહેવા લાગ્યા; 'હે સ્વામી! અમે વાયુગતિ અને વેગગતિ નામના બે વિદ્યાધરો છીએ, અમે તમારા પૂજ્ય પિતાશ્રી ઋષભદેવ ભગવંતને વંદન કરવાને ગયા હતા. ત્યાં શ્રીયુગાદીશ ઋષભદેવ પ્રભુનાં મુખથી શત્રુંજયગિરિનું માહાત્મ્ય સાંભળીને ત્યાંથી અમે તે ઉત્તમ તીર્થની સ્પર્શના કરવાને ગયા હતા. ત્યાં આનંદથી સુંદર એવો અઠ્ઠાઇ ઉત્સવ કરીને તે પ્રભુના પુત્ર ચક્રવર્ત્તી એવા તમને જોવાને અમે અહીં આવ્યા છીએ. '**સ્વામીની પેઠે સ્વામીના પુત્ર સાથે પણ વર્ત્તવું જોઇએ.**' એવો ક્રમ છે. તેથી તમે પણ શ્રી યુગાદીશની પેઠે અમારે સેવ્ય છો. તેથી પૂછીએ છીએ કે,-'હે પ્રભુ! આ તમારું સૈન્ય મંદતેજવાળું કેમ જણાય છે? સૂર્ય છતાં કમળનો સંકોચ કેમ સંભવે?' ચક્રવર્ત્તીએ કહ્યું:-'હે ભાઇઓ! આ મારા સૈન્યમાં મંત્રૌષધિથી પણ અસાધ્ય એવા વિવિધ વ્યાધિઓ અકસ્માત ઉત્પન્ન થયેલા છે, તેથી સર્વ પ્રાણીઓને ગ્લાનિ થઇ ગઈ છે.' એટલે વિદ્યાધરો બોલ્યા કે-'હે ચક્રવર્ત્તીરાજા! શત્રુંજયગિરિ ઉપર એક રાજાદની (રાયણ)નું શાશ્વત વૃક્ષ છે. તે શાકિની, ભૂત અને દુષ્ટદેવોના દોષને હરનારું છે. તેનો પ્રભાવ શ્રી યુગાદીશ પ્રભુની પાસેથી

અમે ઘણીવાર સાંભળ્યો છે. તે વૃક્ષના સ્તંભ, મૃત્તિકા, શાખા અને પત્રાદિક અમારી પાસે તૈયાર છે, તેનાં જલનું સિંચન કરવાથી આપનું સર્વ સૈન્ય રોગરહિત થશે.' એટલે ચક્રવર્તીની અનુમતિથી તે વિદ્યાધરોએ તરતજ તે જલનું સિંચન કર્યું, જેથી સર્વ સૈન્ય તત્કાળ નિરોગી થયું. પછી ભરતરાજાનું સન્માન મેળવી તે બન્ને વિદ્યાધરો ક્ષણવારમાં પોતાનાં સ્થાનકે ચાલ્યા ગયા.

પોતાના સૈન્યને નીરોગી થયેલું જોઈ ભરતપતિ હર્ષ પામ્યા અને હર્ષવડે પ્રફુલ્લિત મનવાળા તેઓ પોતાનાં શિરકમલને ધૂણાવવા લાગ્યા. પછી તે પ્રીતિને જાણે બહાર કાઢી બતાવતા હોય તેમ વાણીથી કહેવા લાગ્યા કે, ' અહો ! આ તીર્થાધિરાજ શ્રી શત્રુંજયગિરિવરનો મહિમા વચનથી અગોચર છે. ત્રણ જગતમાં આ તીર્થ જેવું બીજું એકેય તીર્થ નથી કે જેના ચિંતનમાત્રથી ઉભય લોકનું સુખ પ્રાપ્ત થાય છે. પૂર્વે પ્રભાસદેવે એ તીર્થનો અતિશય પ્રભાવ મને કહ્યો હતો, ત્યારે હું એ તીર્થે તેની સાથે જ યાત્રાર્થે ગયો હતો, તથાપિ દિગ્વિજય કર્યા પછી જ્યારે સંઘસહિત જઈને એ તીર્થની યાત્રા કરીશ ત્યારે મારા જન્મનું ફલ મને પ્રાપ્ત થશે. ' આ પ્રમાણે સભામાં સભ્યજનો સમક્ષ અમૃત જેવાં વચનોને કહેવાથી ભરતરાજા સર્વને પરમ પ્રીતિના હેતુરૂપ થયા.

તે અવસરે ચક્રીએ ક્રોધ પામીને ફરીવાર દૈત્યરાજાઓની ઉપર પોતાનું ચક્ર મૂક્યું, એટલે તેના અધિષ્ઠાયક દેવતાઓ તેઓને વેગથી બાંધીને ત્યાં લાવ્યા. પછી દીન મુખવાળા અને દીન વચન બોલતા તેઓને જોઇ, સત્વર ગજ, અશ્વ અને રત્નાદિક તેમની પાસેથી લઈ શિક્ષા આપીને પુનઃ તેમને છોડી મૂક્યા. આ બાજુ ભરતમહારાજાની આજ્ઞાથી સુષેણ સેનાપતિ, ગિરિ અને સમુદ્રની મધ્યમાં રહેલા સિંધુના ઉત્તર નિષ્કૂટ[1]ને સાધીને આવ્યો, એટલે તે સ્થાને પડાવ નાંખીને પાછા સુખભોગ ભોગવતા ચક્રવર્ત્તી ઘણો કાળ રહ્યા.

એકદા આયુધશાળામાંથી ચક્રરત્ન બહાર નીકળ્યું એટલે તેની પાછળ ચાલતા ચક્રવર્ત્તી અનુક્રમે ક્ષુદ્રહિમાલયના દક્ષિણ નિતંબ પાસે આવ્યા. તેના તટ ઉપર( તળેટીમાં ) છાવણી નાખી ચક્રીએ અઠ્ઠમનો તપ કર્યો. પછી રથમાં બેસી વેગપૂર્વક ક્ષુદ્રહિમાલયની સમીપે તેઓ આવ્યા. અને રથના અગ્રભાગવડે મોટા આટોપપૂર્વક તેને ત્રણ વાર તાડન કર્યું તેમજ પોતાના નામથી અંકિત એક બાણ તે હિમાલયની તરફ છોડયું. આકાશમાર્ગે ઉછળતું તે બાણ વેગથી બહોંતેર યોજન સુધી જઈને હિમવાન દેવની સભામાં તેને કોપ ઉત્પન્ન કરવા માટે પડયું. તેની ઉપર લખેલા અક્ષરો વાંચતાં જ કોપને છોડી, હાથમાં ભેટ લઇને, તે દેવે ત્યાં આવીને ભરતચક્રીને પ્રણામ કર્યો. અને ચક્રવર્ત્તીની આરાધના કરી, તેમનાથી સન્માન મેળવી તે ક્ષુદ્રહિમવાન દેવ સ્વસ્થાને ગયો, એટલે ભરત પણ પોતાના સૈન્યમાં પાછા આવ્યા. ત્યાંથી ઋષભકૂટ પર્વત તરફ જઈ ત્રણ વાર રથના અગ્ર-

---

૧ લવણસમુદ્ર, વૈતાઢય, ચૂળહિમવંત ને સિંધુ નદીના મધ્યમાં રહેલ ખંડ.

ભાગથી તેને તાડના કરી અને કાકિણી રત્નવડે ત્યાં અક્ષરો લખ્યા કે ' આ અવસર્પિણીના ત્રીજા આરાના પ્રાંતે શ્રીયુગાદીશપ્રભુનો પુત્ર હું ભરત લક્ષ્મીથી ઇંદ્ર જેવો ચક્રવર્ત્તી થયેલો છું. ' પછી ત્યાંથી છાવણી ઉઠાવી, જે માર્ગે તેઓ આવ્યા હતા તે જ માર્ગે પાછા ભરતક્ષેત્રની મધ્યમાં રહેલા વૈતાઢ્યગિરિની સમીપે આવ્યા.

પૂર્વકાલમાં રાજ્ય કરતા એવા શ્રીઋષભદેવ પ્રભુએ કચ્છ અને મહાકચ્છના નમિ અને વિનમિ નામના બે પુત્રોને કોઈ કાર્ય માટે કોઇ સ્થાને મોકલેલા હતા. તેઓ તે કાર્ય સાધી પાછા આવ્યા, ત્યાં તો પ્રભુને સંયમરૂપ સામ્રાજ્યને સ્વીકારીને રહેલા જોયા. એટલે ' હવે પ્રભુ મમતારહિત થયેલા છે ' એવું નહિં જાણતા તે બન્ને વીરો ' હે તાત ! હે તાત ! ' એમ બોલતા, પુત્રની પેઠે પ્રભુની પાસે રાજ્યભાગ માગવા લાગ્યા અને ' અમે હવે ભરતરાજાની સેવા કરીશું નહિં ' એવી પ્રતિજ્ઞા કરીને તેઓ પ્રભુના બંને પડખે હાથમાં ખડ્ગ રાખીને નિત્ય સેવા કરવા લાગ્યા. એક દિવસ પાતાળલોકના સ્વામી ધરણેંદ્ર, ભગવંત પાસે આવ્યા; તેમણે તે બન્ને પ્રભુના પૌત્રો નમિ વિનમિની પરીક્ષા કરી, તો પૂજ્ય પ્રભુ ઉપર અતિ ભક્તિવાળા તેઓ જણાયા. તેથી તેમની ભક્તિથી પ્રસન્ન થયેલા ધરણેંદ્રે તેમને સોળ હજાર વિદ્યાઓ આપી અને વૈતાઢ્ય પર્વત ઉપર આવેલી દક્ષિણ અને ઉત્તર શ્રેણીનાં રાજ્યો આપ્યાં. તે દિવસથી તે બન્ને ભાઇઓ સૂર્ય ચંદ્રની જેમ ઉદ્યોત કરતા, આનંદ સહિત વૈતાઢ્યગિરિ ઉપર રાજ્ય કરતા હતા. ભરતરાજા રથમાં બેસી તે ગિરિના દક્ષિણ તટ પાસે આવ્યા, અને ત્યાંથી તેમણે તે બન્નેની ઉપર પોતાનાં નામથી અંકિત બાણ નાખ્યું. તે બાણને જોઇને તે બન્ને પરસ્પર વિચારવા લાગ્યા કે, ' જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં આ ભરત, પ્રથમ ચક્રવર્ત્તી થયેલા છે, તેથી પોતાના ભુજ-પરાક્રમવડે ગર્વિત થઈ તેણે પોતાનું નામ પોતાની મેળે ઋષભકૂટ પર જઇને લખેલું છે. વિચાર વગરનો ઉન્મત્ત ભરત આપણી પાસેથી પણ દંડ યાચે છે, એ કેવી તેની ઉદ્ધતાઈ! ' આ પ્રમાણે વિચારી તે બન્ને કોપથી રાતા થઇને યુદ્ધ કરવા તૈયાર થયા. તેમની આજ્ઞાથી બીજા વિદ્યાધરોના અધિપતિઓ પણ મોટા સૈન્યોથી પરિવરેલા, આકાશને પૂરી નાંખતા વૈતાઢ્યગિરિ ઉપર તેમની પાસે આવ્યા. તેઓમાં કોઇ વિમાનોથી આકાશને સેંકડો સૂર્ય-વાળું કરતા હતા, કોઈ જાણે સૂર્યના રથમાંથી લાવ્યા હોય તેવા ઘોડાઓથી અશ્વમય કરતા હતા, ઝરતા મદવાળા ગજેંદ્રોથી કોઈ જંગમ પર્વતમય કરતા હતા, અને કોઈ બહુ પાયદળ સૈન્યથી પુરુષમય કરતા હતા. એ પ્રમાણે અનેક વિદ્યાધરો હાથમાં અનેક પ્રકારનાં શસ્ત્રો લઇને પોતે ગાજતા અને દુંદુભિના ધ્વનિથી વૈતાઢ્ય પર્વતને ગજાવતા આકાશમાર્ગે ત્યાં આવ્યાં. પછી વિમાનોથી દિવસે પણ આકાશને જ્યોતિશ્ચક્રમય બનાવતા, કોપાક્રાંત થયેલા વિદ્યાધરોએ યુદ્ધ કરવાનો આરંભ કર્યો. તે અવસરે તે વિદ્યાધરોની સાથે ક્યારેક યક્ષોએ રચી આપેલા વિમાનોમાં બેસીને અને ક્યારેક રથ, હાથી કે અશ્વ ઉપર

બેસીને ચક્રવર્તીનું સૈન્ય યુદ્ધ કરવા લાગ્યું. થોડીવારમાં તો વિમાને વિમાન, ઘોડે ઘોડા, હાથીએ હાથી, પાળે પાળા, રથે રથ, ધનુષ્યે ધનુષ્ય અને ખડ્ગે ખડ્ગ, એમ પરસ્પર બન્ને સૈન્યોની વચ્ચે સમાનપણે મોટું યુદ્ધ પ્રવર્ત્યું. વિદ્યાધરો વિદ્યાથી પોતાના સૈન્યમાં જે જે નવીન ઉપદ્રવ કરતા હતા, તેનું ચક્રીના અંગરક્ષક યક્ષો તરતજ નિવારણ કરતા હતા. આ પ્રમાણે બાર વર્ષ સુધી તેમની સાથે યુદ્ધ ચાલ્યું. છેવટે ચક્રવર્તીના સૈન્યથી પરાભવ પામેલા નમિ વિનમિ બંને ભરત પાસે આવી પ્રણામ કરીને કહેવા લાગ્યા કે, 'મેરુથી મોટો કયો પર્વત છે ? વાયુથી વિશેષ વેગવાન કોણ છે ? વજ્રથી વિશેષ તીક્ષ્ણ કયું શસ્ત્ર છે ? તે રીતે ચક્રવર્ત્તી એવા તમારાથી વિશેષ શૂરવીર કોણ છે ? અર્થાત્ કોઈ નથી; માટે હે સ્વામી ! તમારું દર્શન થતાં આજે અમે સાક્ષાત્ પ્રભુને જ દીઠા છે. આજથી દક્ષિણ અને ઉત્તર ભરતાર્દ્ધની વચ્ચે રહેલા વૈતાઢ્યની બન્ને બાજુએ તમારા દુર્ગપાલ-આરક્ષકની જેમ અમે તમારી આજ્ઞામાં રહીશું, અને અમે શ્રી યુગાદિ ભગવંતની પેઠે તમારાં શાસનને માથે ચઢાવશું' આ પ્રમાણે કહી, વિનીત એવા વિનમિ રાજાએ, નમસ્કાર કરીને, સર્વ અંગમા તારુણ્યથી શોભાયમાન; નેત્ર, મુખ, હાથ, હૃદય અને ચરણરૂપ કમલોથી તથા ઝળકી રહેલ કાંતિરૂપ અમૃતસમૂહથી પૂર્ણ એવી જાણે મદન રાજાનું સરોવર હોય તેવી દેખાતી, નિત્યે જાણે નવીન નવીન થતી હોય તેવી, સર્વ રોગોને શમાવનારી, દિવ્ય જલની પેઠે ઇચ્છાનુકૂલ શીતોષ્ણ સ્પર્શવાળી, સર્વ લક્ષણોએ સંપૂર્ણ અને સર્વ અવયવોમા પ્રકાશિત એવી સુભદ્રા નામે પોતાની પુત્રી ભરત ચક્રવર્તીને સ્રીરત્ન તરીકે અર્પણ કરી. બીજા વિદ્યાધરોએ પણ પોતપોતાની ગુણગર્વિત હજારો પુત્રીઓ, વિદ્યાસહિત ચક્રવર્તીને આપી પછી ચક્રવર્તીએ વિદાય કરેલા તે નમિ વિનમિએ વિરક્ત થઈ, પોતાના પુત્રોને રાજ્ય સોપી, શ્રી ઋષભદેવ ભગવંતની પાસે જઇને વ્રત ગ્રહણ કર્યું.

મહારાજા ભરતચક્રવર્તી ત્યાંથી ચક્રને અનુસરીને ચાલતાં ગંગા નદીને કાંઠે આવ્યા. ત્યાં ગંગા નદીથી અતિ દૂર નહિ તેમ અતિ નજીક પણ નહિં તે રીતે તેઓએ છાવણી નાખી. રાજાની આજ્ઞાથી સેનાપતિ, સિંધુની પેઠે ગંગાને ઉતરી ગંગાના ઉત્તર નિષ્કૂટને સાધીને પાછો આવ્યો. ચક્રવર્તીએ કરેલા અઠ્ઠમના તપથી ગંગાદેવી સિદ્ધ થઈ અને તેણે ચક્રવર્તીને બે સુવર્ણના સિંહાસન અને તે ઉપરાંત એક હજાર ને આઠ રત્નકુંભ, હાર, બાજુબંધ, મુગટ, ઉત્તમ શય્યા, દિવ્યવસ્ત્રો અને દિવ્ય પુષ્પો ભેટ કર્યાં. તે સમયે લાવણ્ય અને પવિત્ર સૌંદર્યથી કામદેવને પણ દાસ કરનારા એવા ભરત ચક્રવર્તીનું સ્વરૂપ જોઇને તેની સાથે ક્રીડા કરવાની ઇચ્છાથી એ ગંગાદેવી ચિત્તમાં ચિંતવવા લાગી કે, 'અહા ! શું આ ઇંદ્ર છે ? શું કુબેર છે ? કે શું રવિ છે ? પણ નિર્નિમેષ એવા દેવોને આવું રૂપ કયાંથી ? આ તો શ્રી યુગાદીશ ઋષભદેવપ્રભુના પુત્ર અને જગતના સ્વામી ભરતરાજા છે. 'રત્નાકર વિના રત્ન બીજે થાય જ નહિં' આ પ્રમાણે

કામરસમાં વ્યગ્ર થઈ, કટાક્ષ નાખતી તે ગંગાદેવી ભરતની પાસે આવીને તેને પ્રાર્થના કરવા લાગી. ભરતરાજાએ તેનો સ્વીકાર કરીને તેને પોતાનાં ક્રીડામંદિરમાં રાખી. અને તેની સાથે વિવિધ ભોગો ભોગવતાં ચક્રવર્ત્તીએ એક દિવસની પેઠે એક હજાર વર્ષ ત્યાં વ્યતીત કર્યાં. એકદા ઇંદ્ર જેમ દેવતાઓની સાથે સુધર્માસભાને અલંકૃત કરે, તેમ ભરતરાજા સભા અલંકૃત કરીને બેઠા હતા, તે અવસરે મૂર્ત્તિમાન જાણે સૂર્ય ચંદ્ર હોય તેવા સૌમ્ય કાંતિવાળા બે ચારણ મહર્ષિઓ આકાશમાંથી ત્યાં ઉતર્યા. તેમને જોઈ ભરતરાજા ભક્તિથી સંભ્રમયુક્ત બની ઊભા થયા અને જાણે સાક્ષાત્ વિવેક અને વિનય હોય તેવા તે બન્ને મુનિઓને તેમણે પ્રણામ કર્યા. ત્યારબાદ તે બન્ને મહર્ષિઓમાંથી વડિલ મુનિવરને સિંહાસન ઉપર બેસારી ભરતચક્રી હાથ જોડી તેમની સામે બેઠા. શ્રીયુગાદિજિનના પુત્ર અને તે જ ભવે સિદ્ધિને પામનારા એવા ભરતને જાણીને ગંભીરવાણીથી તે મહામુનિ આ પ્રમાણે તેમને ઉપદેશ આપવા લાગ્યા; 'મૈત્રી આદિ ચાર ભાવનામાં, તથા અષ્ટાંગયોગના અભ્યાસમાં પ્રીતિ; અને ધૈર્ય, પરિષહ તથા ઉપસર્ગોની સહનશીલતા, સરલપણું, વિષય, કષાય અને આરંભનો ત્યાગ, પ્રમાદરહિતપણું, પ્રસન્નતા, કોમળતા, અને સમતા–આટલા મુક્તિના માર્ગો છે.' આ પ્રમાણે દેશના આપ્યા પછી ભરતે તેઓને પૂછ્યું કે, 'હે ભગવંત ! પરોપકારમાં તત્પર એવા આપ અહિં ક્યાંથી પધાર્યા છો ? રાગદ્વેષથી મુક્ત અને દેહમાં પણ મમતારહિત એવા આપ મને પવિત્ર કરવાને માટે જ અહિં પધાર્યા છો, એમ હું ધારું છું.' ભરતનાં આવા વચનોને સાંભળી, મુનિવર બોલ્યા કે, 'હે રાજા ! અમે યુગાદીશ્વર શ્રીઋષભદેવ સ્વામીને વંદન કરવાને ગયા હતા. ત્યાં તેમનાં મુખેથી પુંડરીકગિરિનું ઉજ્વલ માહાત્મ્ય સાંભળીને તે ગિરિરાજની સ્પર્શના કરવાને અમે આકાશમાર્ગે તે તરફ ગયા હતા, ત્યાં તે સમયે શ્રી શત્રુંજયગિરિરાજ ઉપર ઇશાન દેવલોકનો સ્વામી દેવતાઓથી પરિવરેલો બેઠો હતો. તેણે અમને જોઇને ચિત્તમાં હર્ષ પામી મસ્તકને ધૂણાવતાં કહ્યું; "હે મુનિઓ ! આ ગિરિરાજનું મહાત્મ્ય અતિ આશ્ચર્યકારી છે, જેથી નરકગામી એવો હું અત્યારે સ્વર્ગપતિ થયેલો છું તે વાર્તા આપ સાંભળો."

"વિદેહ ક્ષેત્રમાં પશુગ્રામને વિષે સુશર્મા નામે એક બ્રાહ્મણ રહેતો હતો. તે દુઃખ-દારિદ્રયના ગૃહરૂપ અને મૂર્ખમાં શિરોમણિ હતો. એક સમયે તેણે આખા ગામમાં ફરીને ભિક્ષા માગી, તોપણ તેને કાંઇ મળ્યું નહિં. ફક્ત હાથમાં ખાલી પાત્રે તે ઘેર પાછો ફર્યો. તેને ખાલી પાત્રે આવતો જાણી તેની પત્ની આક્રોશ કરતી હાથમાં મુશલ લઈ ક્રોધથી તેની સામી દોડી. સુશર્મા ઘણા દિવસથી દરિદ્રતાની પીડાએ ખેદ પામી રહ્યો હતો, તેમાં આ વખતે પોતાની સ્ત્રીના આક્રોશથી તે વિશેષ ક્રોધાતુર થયો. તેણે પોતાની સ્ત્રીને વારવા માંડી, તોપણ જ્યારે તે ક્રોધાતુર સ્ત્રી શાંત થઇ નહિં, ત્યારે સુશર્માએ જોરથી તેના ઉપર એક પાષાણનો ઘા કર્યો. તે પાષાણનો ઘા મર્મસ્થળમાં વાગવાથી સ્ત્રી તરતજ મૂર્છા પામીને પડી ગઇ, અને ક્ષણવારમાં તેના પ્રાણો ચાલ્યા ગયા. તે વખતે તે બ્રાહ્મણના પુત્રે ક્રોધથી

કહ્યું કે ' અરે દ્વિજકુલાધમ ! તેં આ શું કર્યું ? ' પુત્રના વચનથી ક્રોધ પામેલા વિપ્રે પૂર્વના પાપોદયથી તે પુત્રને અને તે સાથે રુદન કરતી પુત્રીને પણ મારી નાખ્યાં. પછી સર્વ ઇંદ્રિયોમાં ક્ષોભ પામી એ ભયાતુર વિપ્ર આગળ ચાલ્યો, ત્યાં વચમાં ભડકેલી ગાયે તેને સ્ખલિત કર્યો. એટલે તેણે તે ગાયને પણ મારી નાંખી. આ રીતે ઘોર કૃત્ય કરવાથી તેને પકડવા તેની પાછળ દોડ્યા આવતા રાજપુરુષોથી ભય પામીને એ આગળ નાઠો. તે સમયે તેનાં નેત્રો ભયભ્રાંત થઈ ગયેલા હોવાથી કોઈક નરક જેવા કૂવામાં તે પોતાના પાપથી જ પડી ગયો. ' અહો ! **ક્રોધને ધિક્કાર છે, કે જેના આશ્રયથી લોકો કાંઈપણ જોઈ શકતા નથી અને છેવટે કૃત્યાકૃત્યમાં મૂઢ થઈ નરકરૂપ મહાખાડામાં પડે છે.** ' તે કૂવામાં પડતાં જ તેના કટકે કટકા થઈ ગયા. અને ત્યાં તે અતિવ્યથા ભોગવી, મરણ પામીને દારૂણ દુઃખોને આપનારી સાતમી નરકમાં ગયો.

ત્યાં તે બંધન, છેદન, તાપ, તાડન અને ખડ્ગ છેદાદિકવડે મહાદુઃખોને ભોગવી મૃત્યુ પામીને કોઈક વનમાં સિંહ થયો. તે ભવમાં પણ નિરપરાધી એવા ઘણા જંતુઓને મારીને પુનઃ તે મહાપીડાકારી એવી ચોથી નરકમાં ગયો. ત્યાંથી નીકળી ચંડાલયોનિમાં આવ્યો. ત્યાં અતિ ક્રૂરકર્મ કરી પુનઃ પૂર્વની જેમ સાતમી નરકમાં ગયો. ત્યાં મહાદુઃખોને ભોગવી, નીકળીને ત્યાંથી તે દ્રષ્ટિવિષ સર્પ થયો. એક વખતે તેણે પોતાના રાફડાની પાસે મહાવ્રતધારી મુનિઓને જોયા. એટલે ફુંફાડા મારતો અને ત્રણ ફણા ધારણ કરતો તે તેઓને કરડવા દોડ્યો, પણ તેઓને ભયવગરના જોઈ તેના મનમાં વિચાર થયો કે, ' આ શાંતમૂર્તિ મનુષ્યો મારાથી કેમ ત્રાસ પામતા નથી ? આ કોણ હશે ? ' એ પ્રકારના વિચારથી એ સર્પ તેમની પાસે મંદ મંદ ગતિએ આવ્યો. તે અવસરે તે મુનિઓને વિદ્યાધરોની પાસે ઉજ્વલ ધર્મ અને શત્રુંજયના મહાત્મ્યને કહેતા તેણે સાંભળ્યા. તે તીર્થનું મહાત્મ્ય સાંભળવાથી કર્મની લઘુતાના કારણે તત્કાલ તેને જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું, જેથી તેણે પોતાના પૂર્વભવોને સંભાર્યા. પછી તે સર્પે બીલમાંથી પૂરેપૂરા બહાર આવીને કુંડલાકારે થઈ, પોતાને સંપત્તિ પ્રાપ્ત થવાના કારણભૂત તે મુનિઓનાં ચરણોમાં તેણે નમસ્કાર કર્યો. પ્રણામ કરી રહ્યા પછી તેના ભાવને જાણનારા મુનિએ તેને અનશન કરાવ્યું, અને વિદ્યાધરો તેને પુંડરીકગિરિ ઉપર લઈ ગયા ત્યાં તે મૃત્યુ પામ્યો. હે ચારણમુનિઓ ! જૂઓ, આ તે સર્પ અહિં પડેલો છે, અને તેનો જીવ આ હું અત્યારે ઈશાન દેવલોકનો આવા સ્વરૂપવાળો ઇંદ્ર થયો છું. હે મુનિઓ ! હું એમ માનું છું કે, આ ભૂમિતલ ઉપર બીજાં અનેક તીર્થો છે, પણ આ શત્રુંજયગિરિ જેવું પાપ હરનારું બીજું કોઈ તીર્થ નથી. "

(તે ચારણશ્રમણ મુનિ ભરત ચક્રવર્ત્તીને આ કથા કહી રહ્યા છે.) " હે ભરતરાજા ! મોટી સમૃદ્ધિવાળા તે ઇંદ્રે આ પ્રમાણે કહીને ચંદન અને કર્પૂરના કાષ્ઠોવડે તે મૃત સર્પને અગ્નિસંસ્કાર કર્યો, અને તે દાહભૂમિ ઉપર એક રત્નમય પીઠ કરી. પછી તે મહાતીર્થને પ્રણામ કરી સ્વસ્થાને જઈ ઈશાનેંદ્ર પોતાના રાજ્યનું પાલન કરવા લાગ્યો. હે ચક્રીશેખર ! શ્રી શત્રુંજય

તીર્થનું આવું પ્રત્યક્ષ માહાત્મ્ય જોઈ, અમે તે તીર્થની વારંવાર ભક્તિથી સ્પર્શના કરી. ત્યાબાદ હમણાં ત્યાંથી જ પાછા વળીને અમે અન્યત્ર જતા હતા, ત્યાં તમારું મહાસૈન્ય અમારા જોવામાં આવ્યું. 'તમે અમારા ગુરુના પુત્ર છો' એમ ધારીને અમે આકાશ-માર્ગેથી અહિં ઉતર્યા અને તમને આદરપૂર્વક અમે જોયા. હવે વિશેષ રીતે તીર્થોની યાત્રા માટે અમે જઈએ છીએ, તો અમને તમે સમ્મતિ આપો. કારણ કે, અન્ય સર્વ લોકોના વિનય તથા વિવેકને લંઘી જાય તેવો તમારો વિનય અને વિવેક અમારા જોવામાં આવ્યો છે.' આ પ્રમાણે કહી, ચક્રવર્તીએ કરેલું વંદન સ્વીકારી તે બન્ને ચારણશ્રમણ મુનિઓ અન્ય સ્થાને ગયા.

તે સમયે ચક્રવર્તી પોતાના મનમાં મનોરથ કરવા લાગ્યા કે 'તે દિવસ, તે ક્ષણ અને તે રાત્રિ ક્યારે આવશે કે, જ્યારે હું સંઘસહિત શ્રી શત્રુંજય તીર્થની યાત્રા કરીશ ?' પછી ભરતે ગંગાદેવીને સમજાવીને આજ્ઞા મેળવીને ખંડપ્રપાતા નામની ગુફા તરફ પ્રબલ સૈન્ય સાથે પ્રયાણ કર્યું. તે ગુફાદ્વાર પાસે આવીને ભરતે અઠમનો તપ કર્યો. તેના પ્રભાવથી તે ગુફાના અધિષ્ઠાયકનું આસન ચલિત થયું. એટલે તરત જ તે નાટ્યમાલ નામે દેવ, ભેટ લઈને ત્યાં આવ્યો. અનેક પ્રકારનાં આભૂષણો ભેટ ધરીને તે દેવ ચક્રવર્તીની સેવામાં તત્પર થયો, એટલે ભરતેશ્વરે તેને બહુમાનથી વિદાય કર્યો. ત્યારબાદ તે પોતાનાં સ્થાનકે ગયો. પછી ચક્રવર્તીની આજ્ઞાથી સુષેણે તમિસ્રાની જેમ તે ગુફાનાં કમાડો ઉઘાડ્યાં. એટલે ભરત ચક્રીએ હાથી ઉપર બેસી તેનાં સ્કંધ ઉપર મણિરત્ન મૂકી ગુફાની અંદર પ્રવેશ કર્યો. ત્યારબાદ ચક્રીની પાછળ તેનું સર્વ સૈન્ય ચાલ્યું. પૂર્વની જેમ અહિં પણ કાકિણી-રત્નથી ગોમૂત્રાકૃતિએ બંને પડખે ચક્રીએ માંડલા કર્યા, અને પૂર્વની પેઠે નિમ્નગા અને ઉન્નિમ્નગા નદીઓ ઉતરી, ગુફાને છેડે આવ્યા. એટલે ગુફાનું દક્ષિણદ્વાર ક્ષણવારમાં પોતાની મેળે જ ઉઘડી ગયું. એટલે ચક્રવર્તીએ તે ગુફાદ્વારમાંથી નીકળીને ગંગાના પશ્ચિમતીર ઉપર પોતાનાં સૈન્યનો પડાવ કરાવ્યો. ત્યાં નવ નિધિને ઉદ્દેશીને ચક્રીએ અઠ્ઠમનો તપ કર્યો. તપને અંતે નવનિધિ પ્રત્યક્ષ થયા. તે પ્રત્યેક નિધિ એક એક હજાર યક્ષોવડે રક્ષણ કરાયેલા હોય છે. તે નૈસર્પ, પાંડુક, પિંગલ, સર્વરત્નક, મહાપદ્મ, કાલ, મહાકાલ, માણવ અને શંખક એ પ્રમાણે નામવાળા છે. અને તે દરેક આઠ યોજન ઊંચા, નવ યોજનના વિસ્તારવાળા અને બાર યોજન લાંબા છે. તેના નામ પ્રમાણે નામવાળા તેના અધિષ્ઠાયક એક પલ્યોપમના આયુષ્યવાળા નાગકુમારના દેવો છે. તેઓએ ત્યાં આવીને ચક્રવર્તીને પ્રણામ કરીને કહ્યું કે, 'હે મહાભાગ ! અમે ગંગાના મુખ પાસે માગધતીર્થના નિવાસી છીએ, અને તમારા ભાગ્યથી વશ થઈને અહીં આવ્યા છીએ. હે ચક્રવર્તી રાજા ! તમારા ભાગ્યની પેઠે અમારો પણ કદાપિ ક્ષય થતો નથી, માટે જેમ ઈચ્છા આવે તેમ દાન આપો અને અમારો નિરંતર ઉપભોગ કરો.' આ પ્રમાણે નવનિધિ વશ થયા પછી ચક્રવર્તીએ ત્યાં અઠ્ઠાઈ ઉત્સવ કર્યો, અને કલ્પવૃક્ષને પણ અલ્પ કરી ઇચ્છા પ્રમાણે દાન આપ્યું.

ત્યારબાદ ચક્રવર્તીની આજ્ઞાથી સુષેણ સેનાપતિ ગંગાનદીનું દક્ષિણ નિષ્કૂટ લીલામાત્રમાં સાધીને પોતાના સ્થાનકે પાછો આવ્યો. ત્યાં કેટલીક કાલ હર્ષથી ચક્રવર્ત્તી રહ્યા પછી ત્યાંથી ચક્રરત્ન અયોધ્યા તરફ આકાશમાર્ગે ચાલ્યું. સુર-અસુર અને મનુષ્યોના સમૂહથી પરિવરેલા છ ખંડ પૃથ્વીના પતિ ભરત નરેશ્વર, અખંડ આજ્ઞા પ્રવર્તાવતા કેટલાએક દિવસો બાદ અયોધ્યાની નજીકમાં આવી પહોંચ્યા. ચોરાશી લાખ હાથી, તેટલા જ ઘોડા, તેટલા જ રથ અને છન્નુ ક્રોડ સુભટોના પરિવારની સાથે પ્રથમ પ્રયાણદિવસથી સાઠ હજાર વર્ષે ચક્રવર્ત્તી પોતાનાં નગરમાં પાછા આવ્યા. અયોધ્યાની નજિકમાં ભરતે સેનાનો પડાવ કર્યો. પછી તે નગરીની અધિષ્ઠાયક દેવીને ઉદ્દેશીને તેમણે અઠ્ઠમનો તપ કર્યો. તપના અંતે વાદળામાંથી જેમ સૂર્ય નીકળે તેમ પૌષધાગારમાંથી નીકળી ભરતપતિએ સર્વ સંપત્તિનું કારણભૂત પારણું કર્યું. ભરતના આવવાથી અયોધ્યામાં ઘેર ઘેર તોરણો બંધાણાં. લોકો કાશ્મીરી કેસર(કુંકુમ)ના જલનો પૃથ્વી પર છંટકાવ કરવા લાગ્યા. ભરતનાં ચરિત્રોનાં ચિત્રો ગૃહની ભીંતો પર ચિતરવામાં આવ્યાં, ચારે બાજુ મંગલધ્વનિ પ્રસરી રહ્યો, લોકો હર્ષથી વસ્ત્રાભરણોને પહેરીને ફરવા લાગ્યા, સર્વ સ્થાને સુવર્ણ સ્તંભો સાથે માંચડાઓને લોકોએ ઊભા કર્યા, અને પ્રત્યેક માંચડા પર રત્નમય પાત્રો અને તોરણો ગોઠવવામાં આવ્યાં, અને તે જાણે પૃથ્વી પર સૂર્યનાં બિંબો ચક્રીને જોવા આવ્યાં હોય, તેવા જણાવા લાગ્યા. ઊંચે ઊડતા જલયંત્રોના જળથી જાણે અકસ્માત્ ચક્રીનાં દર્શનથી અયોધ્યાનગરી સ્વેદવાળી થઈ હોય, તેમ દેખાવા લાગી. વિચિત્ર પતાકાઓથી ચિરકાલે પ્રાપ્ત થયેલા પતિને જોઈ ઉત્સુક થયેલી અયોધ્યાનગરી જાણે પોતાની ઘણી ભુજાઓથી આલિંગન કરવાને ઇચ્છતી હોય તેમ જણાવા લાગી. ઠેકાણે ઠેકાણે ધૂપઘટીઓમાંથી ધૂમાડા નીકળતા હતા, તેને નગરજનોએ અયોધ્યાનો ચિરકાલનો પોતાના સ્વામીનો વિરહ જાણે ચાલ્યો જતો હોય એમ માન્યું. અયોધ્યાનગરીમાં પ્રવેશ કરવાની ઇચ્છાવાળા ભરતચક્રવર્તી શુભમુહૂર્તે ઐરાવત જેવા ગજરત્ન ઉપર આરૂઢ થયા. તે સુઅવસરે જગતમાં આ એક જ પતિ છે, એવું સૂચવતા અને તેમની કીર્ત્તિના સમૂહ જેવા ઉજ્જવલ એક છત્રથી મહારાજા શોભતા હતા. તેઓની બંને બાજુએ ચક્રવર્તીનાં વીંજાતા ચામરો, જાણે કમલથી પણ વિશેષ એવા ચક્રવર્તીના મુખકમળને માનસસરોવરથી મળવા આવેલા બે હંસો હોય, તેવા દેખાતા હતા. પોતપોતાના કિરણોથી પરસ્પર યુદ્ધ કરતા હોય તેવાં તેજસ્વી રત્નોથી અલંકૃત ભરતરાજા ઇચ્છાનુસાર દાન દેવાથી જાણે જંગમ કલ્પવૃક્ષ હોય તેવા જણાતા હતા. દિગ્વિજયમાં થયેલા વિચિત્ર ચરિત્રોની વાતોથી ચારણભાટની જેમ સુર-અસુરો સ્થાને સ્થાને તેમની સ્તવના કરતા હતા. આ પ્રમાણે ઠેકાણે ઠેકાણે નગરજનોનાં નમનને સ્વીકારતા ભરતચક્રવર્તી ગુણોથી લોકોનાં ચિત્તમાં અને દેહથી નગરીમાં પેઠા નગર વચ્ચે થઈને ચાલતાં અનુક્રમે તેઓ પોતાના પિતાના મહેલ પાસે આવ્યા. એ મહેલ જાણે લાખો નેત્રોવાળો હોય તેવા લાખો જાળીઆંઓથી ઉત્સુક થઈને મહારાજાને જોતો હોય તેમ દેખાતો હતો. અને આસપાસ આવેલી ઊડની પતાકાઓવડે જાણે હર્ષથી નૃત્ય કરતો હોય, તેમ લાગતો

હતો. કોઇ ઠેકાણે ઇંદ્રમણિથી શ્યામ, કોઇ ઠેકાણે સ્ફટિક મણિથી શ્વેત, કોઇ ઠેકાણે પદ્મરાગ મણિથી રક્ત અને કોઇ ઠેકાણે સુવર્ણથી પીત—એમ વિચિત્રવર્ણનો અને એકવીશ ભૂમિકા( માળ )વાળો એ મહેલ સ્વર્ગભવનની જેવો દેખાતો હતો. મહેલ પાસે આવતાં વેદિકા ઉપર પોતાનાં ચરણોને મૂકી, પર્વતના ઉત્સંગથી કેસરીની જેમ ભરતેશ્વર હાથી ઉપરથી નીચે ઉતર્યા. તે સાથે બીજાઓ પણ પોતપોતાના વાહનો પરથી નીચે ઉતર્યા. ત્યાં જેઓ ભેટો ધરતા હતા તેમની ભેટોને લઇ, તેઓનાં પ્રણામને સ્વીકાર્યા પછી તેમની સાથે પ્રીતિથી ભાષણ કરતા મહારાજા ક્ષણવાર ત્યાં જ ઊભા રહ્યા. પ્રથમ પોતાના સોળ હજાર અધિષ્ઠાયક દેવતાઓને યથોચિત પૂજા કરીને વિદાય કર્યા. પછી બત્રીશ હજાર રાજાઓને, પુરોહિત રત્નને, ગૃહપતિ રત્નને અને વર્દ્ધકિ રત્નને વિસર્જન કર્યા. પછી જેમ ખીલે બાંધવાને ગજાદિકને રજા આપે તેમ ત્રણસો ને ત્રેસઠ રસોઇઆઓને પોત–પોતાના સ્થાને જવાની ભરતેશ્વરે દૃષ્ટિથી જ આજ્ઞા આપી. ઉત્સવ થયા પછી મહેમાનોને જેમ જવાની અનુજ્ઞા આપવામાં આવે છે, તેમ શ્રેષ્ઠિઓને, અઢાર શ્રેણિ પ્રશ્રેણીને, દુર્ગપાલોને અને સાર્થવાહોને પણ ભરતેશ્વરે જવાની સમ્મતિ આપી. પછી ઇંદ્રાણી સહિત ઇંદ્રની જેમ, સ્ત્રીરત્ન સુભદ્રા સહિત બત્રીશ હજાર રાજવંશી રાણીઓથી અને તેટલી જ દેશના અગ્રણી પુરુષોની કન્યાઓના સમૂહથી પરિવરેલા અને તેટલા જ બત્રીશબદ્ધ નાટકોથી સેવાતા, મહારાજા ભરત ચક્રવર્તીએ કુબેર જેમ કૈલાસમાં પેસે, તેમ મણિરત્નમય શિલાની શ્રેણીઓથી નેત્રને આનંદ આપનારા એ મહેલમાં પ્રવેશ કર્યો. પ્રથમ પિતાની મૂર્ત્તિને પ્રણામ કરી તેઓ સ્નાનપીઠ પર ગયા; ત્યાં સ્નાન કરીને આવ્યા પછી પુષ્પ, ધૂપ અને અક્ષતાદિકવડે ભક્તિપૂર્વક પ્રભુની તેઓએ પૂજા કરી અને ત્યાંથી રાજાઓના સમૂહની સાથે ચક્રવર્તી ચંદ્રશાળામાં આવ્યા. ત્યાં આશ્ચર્યકારી અને મનગમતા વિવિધ ભોજ્ય પદાર્થોનું ભોજન કર્યું, પછી તાંબૂલ લઇ, ચંદનનું વિલેપન કરી, પુષ્પમાલા, ઉજ્વલ વસ્ત્રો અને અલંકારોથી અલંકૃત થઇને મહારાજા ઇંદ્રની પેઠે શોભાયમાન થયા. એ પ્રમાણે દિવ્ય સંગીત, નાટક, સ્ત્રીઓના વિલાસ અને અનેક પ્રકારે સુખભોગોથી સમૃદ્ધ ભરતેશ્વર આ રીતે તે બધાયના ભોગમાં કેટલોક સમય વ્યતીત કરતા હતા.

તે અવસરે દેવતાઓએ અને રાજાઓએ આવીને વિજ્ઞપ્તિ કરી કે, ‘ મહારાજ ! સર્વ શત્રુઓનો નાશ કરીને તમે છ ખંડ ભરતના અધિપતિ થયા છો, તેથી અમને મહારાજ્યાભિષેક કરવાની રજા આપો; કેમ કે, જિનેશ્વરનો રાજ્યાભિષેક જેમ ઇંદ્રો કરે છે, તેમ આપનો રાજ્યાભિષેક કરવાનો અમારો આચાર છે. ’ આ પ્રમાણે સાંભળીને ભરતેશ્વરે આજ્ઞા આપી એટલે તરત જ અનેક રાજાઓ, વિદ્યાધરો અને યક્ષો ત્યાં એકઠા થઇ ગયા. યક્ષોએ રત્નસમૂહવડે ઈશાન દિશામાં મહાશોભાયમાન એક મંડપ રચ્યો. પછી પવિત્ર એવા અનેક દ્રહો, નદી, સમુદ્ર અને તીર્થોમાંથી જલ, મૃત્તિકા અને વાલુકા તેઓ લાવ્યા. ભરતનરેશ્વરે પૌષધશાળામાં જઇને અઠ્ઠમનો તપ કર્યો. **કારણ કે, તપથી મેળવેલું રાજ્ય તપવડે જ આબાદ થાય છે.** તપ પૂર્ણ થયા પછી પૌષધ પાળીને નાટ્યરસમાં ભરપૂર

મનવાળા ભરતરાજા ઉત્તમ વસ્ત્રોને પહેરીને અંતઃપુરની સ્ત્રીઓ સહિત દિવ્ય મંડપમાં આવ્યા. તે મંડપના મધ્ય ભાગમાં રચેલા મણિમય સ્નાનપીઠને અને સિંહાસનને, મેરુશિખરની ફરતા સૂર્યની જેમ તેમણે પ્રદક્ષિણા કરી. પછી તે ઉત્તમ રત્નસિંહાસનની ઉપર, પૂર્વ પગથિયેથી ચડીને, પૂર્વાભિમુખે સ્ત્રીરત્ન સહિત ભરતચક્રવર્તી બેઠા. ત્યાર પછી ઉત્તર દિશાના સોપાનથી ચડીને બત્રીશ હજાર ભક્તિવાળા રાજાઓ આવીને બેઠા. સેનાપતિ, ગૃહપતિ, વર્દ્ધકિ અને પુરોહિત રત્ન તથા અન્ય શ્રેષ્ઠી પ્રમુખ દક્ષિણ સોપાનથી ચડીને પોત-પોતાનાં યોગ્ય આસનો ઉપર બેઠા. ત્યારબાદ બીજાઓ પણ ભરતની ઇચ્છાથી કરકમલ જોડીને પોત-પોતાને યોગ્ય આસનો ઉપર બેઠા. પ્રથમ [1]ચારણશ્રમણોએ ઋષભદેવના પુત્ર ભરતને જૈનોક્ત વિધિથી મંત્રસ્નાન કરાવ્યું. પછી ઇંદ્રો જેમ પ્રભુને અભિષેક કરે, તેમ ચક્રવર્તીના આભિયોગિક દેવતાઓએ તીર્થોમાંથી લાવેલા શુદ્ધ જલવડે તેમનો અભિષેક કર્યો. પછી શુભ મુહૂર્તે બત્રીશ હજાર રાજાઓ, ગોત્રવૃદ્ધો અને સેનાપતિ આદિએ ભરતમહારાજાને અભિષેક કર્યો. ત્યાર પછી અંગ ઉપર જેને ચંદનનું વિલેપન કરેલું છે, એવા ભરતેશ્વર ચન્દ્રજ્યોત્સ્ના જેવાં નિર્મલ વસ્ત્રોને પહેરીને શરદ ઋતુના વાદળાંથી વીંટાએલા મેરુગિરિની જેવા દીપવા લાગ્યા. દેવતાઓએ, ઇંદ્રે આપેલો ઋષભદેવ ભગવંતનો મુકુટ ચૈત્ય ઉપર કલશની જેમ ભરતનરેશનાં મસ્તક પર તે વેળા સ્થાપન કર્યો-(પહેરાવ્યો) અને શુદ્ધ મોતીનો ગુંથેલો હાર તેમના કંઠમાં પહેરાવ્યો. એ રીતે અન્ય સર્વ અલંકારોનો સમૂહ તેમના અંગ-ઉપાંગ પર પહેરાવ્યો. પછી તે હારની કઠિનતાને પણ ભેદે તેવી પારિજાતના પુષ્પોની અમ્લાન અને સુગંધી માલા ભરતચક્રવર્તીના કંઠમાં તેઓએ આરોપણ કરી.

આભૂષણો ધારણ કર્યા પછી ભરતેશ્વર તે રત્નમય સિંહાસન ઉપરથી ઊભા થયા. તે વખતે જાણે તેમના પ્રતિબિમ્બો જ હોય તેમ અન્ય સર્વે પણ તેઓની સાથે જ ઊભા થયા. પછી પોત-પોતાના ચડવાના માર્ગેથી સર્વે પાછા ઉતર્યા, ત્યાર પછી જાણે જંગમ મહેલ હોય, તેવા ગજેંદ્ર ઉપર ચક્રી આરૂઢ થયા. ત્યાંથી ફરીવાર સ્નાનગૃહમાં જઈ સ્નાન કરીને જિનાર્ચન કર્યા પછી પૃથ્વીપતિએ અઠ્ઠમનું પારણું કર્યું. વિવિધ દેશોમાંથી આવેલા રાજાઓએ, દેવોએ અને વિદ્યાધરોએ ભરતચક્રવર્તીનો બાર વર્ષ સુધી રાજ્યાભિષેક મહોત્સવ કર્યો. આ રીતે અયોધ્યા નગરીના લોકોને માટે એ અભિષેક સમય એકાંત સુષમાકાલ જેવો સુખકારી થયો. ચન્દ્રના જેવો સૌમ્ય, શત્રુઓમાં સૂર્યના જેવો તીક્ષ્ણ, કુબેરની જેવો ધનપતિ અને ઇશ્વર, વરુણની પેઠે ભુવનનો સ્વામી, અગ્નિના જેવો તેજસ્વી, ધર્મ અધર્મની જેમ કૃપા અને દંડને સ્વયં કરનાર, કામદેવ જેવો સ્વરૂપવાન, સૂર્યવિકાશી કમળ જેવો પ્રફુલ્લવદની, ક્ષીરસમુદ્રની જેમ દેવતાઓથી પણ જેનું મધ્ય અલક્ષ્ય છે એવો ગંભીર, ઇંદ્રની જેમ આજ્ઞા પ્રમાણે અમલ કરાવવામાં સમર્થ અને મેઘની જેમ હંમેશાં સર્વ

1 આ ચારણશ્રમણો મહાવ્રતધારી નહિ પણ બ્રહ્મચર્યવ્રતધારી મહાત્માઓ સમજવા

પ્રાણીને જીવન( જલ ) આપનાર, એવો એ ભરત નરેશ્વર તારાઓમાં સૂર્યની જેમ સર્વ વિદ્યાધરોમાં અને ભરતક્ષેત્રના સર્વ દેવોને વિષે, તેમજ સર્વ રાજાઓમાં [1]અદ્વિતીય થયો.

ચૌદ મહારત્નોથી તે શોભતો હતો. નવનિધિ તેના ચરણકમળમાં આવીને રહેલા હતા. હંમેશાં સોળ હજાર યક્ષો અને પરિવાર સહિત બત્રીશ હજાર રાજાઓ તેની ઉપાસના કરતા હતા. બત્રીશ હજાર રાજકન્યાઓ અને તેટલી જ જનપદની કન્યાઓ મળી ચોસઠ હજાર સ્ત્રીઓ અને ત્રણસો ને સાઠ રસોઇઆ તેને સેવતા હતા. ચોરાશી લાખ રથ, તેટલા જ ઘોડા અને છન્નું ક્રોડ ગામ, તેટલી જ પાયદલ સેના તેની પાસે હાજર રહેતી હતી. બત્રીશ હજાર દેશ, બોંતેર હજાર ઉત્તમ નગરો, નવાણું હજાર દ્રોણમુખ, અડતાળીશ હજાર પત્તન( પાટણ ) અને ચોવીશ હજાર આડંબરવાળા કર્બટ તથા મડંબનો તે શાસન કરનાર અધિપતિ હતો. વીશ હજાર આકરો( ખાણો )નો તે કર લેનાર હતો. સોળ હજાર ખેટ ( ખેડા ) ઉપર તેનું શાસન ચાલતું હતું. ચૌદ હજાર સંબાધનો તે પ્રભુ હતો. છપ્પન અંતરદ્વીપનો પણ તે અધિપતિ હતો. છત્રીશ હજાર તટનો તે અધીશ્વર હતો. ઓગણ-પચાસ કુરાજ્યોનો તે નાયક હતો. તે સિવાય ભરતક્ષેત્રમાં બીજા પણ સર્વની ઉપર તેનું શાસન ચાલતું હતું. અર્થાત્ સ્વર્ગખંડ ઉપર ઇંદ્રની જેમ આ ભરતક્ષેત્રની સમગ્ર પૃથ્વી પર તેનું અખંડ રાજ્ય હતું. આદિનાથ પ્રભુએ ઉપદેશ કરેલી ઊંચી નીતિને જાણનારા વિશ્વંભર, શ્રીધર, સુબુદ્ધિ અને બુદ્ધિસાગર નામે તેના મુખ્ય મંત્રીઓ હતા. તે સિવાય જાણે તેના અંશ હોય, તેવા બીજા પણ એકસો ને આઠ ઉત્તમ મંત્રીઓ હતા, અને એ ભરતેશ્વરને તે સિવાય અન્ય ત્રણ ક્રોડ સચિવો પણ હતા. સુષેણ, શ્રીષેણ, દુર્જય અને જગજ્જય નામે વિશ્વમાં એક જ વીર એવા ચાર સેનાપતિઓ તેને હતા. જીવાનંદ, મહાનંદ, સંજીવન અને સુજીવિત, એ ચાર મુખ્ય નરવૈદ્યો હતા, અને બીજા પણ સાડાત્રણ લાખ નરવૈદ્યો હતા. જાંગલ, કૃતમાલ, વિશાલ અને વિમલ એ ચાર મુખ્ય અને અન્ય તેના જેવા લાખ ગજવૈદ્યો હતા. મયૂર, ગરુડ, શકુનિ અને સારસ–એ ચાર મુખ્ય વૈદ્યો અને બીજા ત્રણ લાખ અશ્વવૈદ્યો હતા. વિશ્વરૂપ, પરબ્રહ્મ, હંસ અને પરમ-હંસ–એ ચાર અને બીજા સાત લાખ મુખ્ય પંડિતો હતા. શ્રીકંઠ, વૈકુંઠ, ભ્રૂકુટિ અને ધૂર્જટિ–એ ચાર મુખ્ય અને બીજા પણ અનેકો તેઓનાં અંશ જેવા ધનુર્વેદમાં જાણનારા હતા. બીજા પણ અનેક જ્યોતિઃશાસ્ત્રમાં જાણનારા, અનેક ધર્મના અંગ જાણનારા અને અનેક દંડ નીતિને જાણનારા હતા. તેઓમાંના કેટલાકને તો પ્રભુએ પોતે ભણાવેલા હતા–જેઓ શબ્દ બ્રહ્મમય તેજનો ભરત રાજાને ઉપદેશ કરતા હતા.

એકદા હર્ષથી ક્રીડા કરતા ભરતને સાઠ હજાર વર્ષના વિયોગવાળા પોતાનાં સ્વજનોનું સ્મરણ થયું. એટલે રાજપુરુષોએ નામગ્રહણપૂર્વક સૌને બોલાવી–બોલાવીને ભરતનરેશ્વરની

૧ જેની જેવો બીજો નહીં એવો.

સમક્ષ બતાવ્યા; અને ભરતે અત્યન્ત પ્રીતિથી તે દરેકને આદર સહિત સન્માનિત કરી તેમનું કુશલ પૂછ્યું. અનુક્રમે દિવસે ચન્દ્રની રેખા હોય તેવી કાંતિરહિત અને હિમથી કરમાએલી કમલિનીના જેવી, રૂપના વિપર્યયવાળી બાહુબલિની બ્હેન સુંદરીને સેવકોએ તેઓને બતાવી. તેને જોઈ રાતા નેત્રવડે ચિત્તમાં રહેલા કોપની વર્ણિકા( વાનકી ) જાણે બતાવતા હોય તેમ ક્રોધ કરી ભરત રાજા પોતાના પાર્શ્વસ્થજનોને કઠિન વચનોથી કહેવા લાગ્યા કે; ' અરે સેવકો ! શું આપણે ઘેર કાંઇ પણ ખાવાનું નથી ? તમે બધા શું નિમકહરામ બન્યા, છો કે તમે આ સુંદરી તરફ શું નિરાદરવાળા છો ? યા રોગની પીડાથી વ્યાપ્ત અંગવાળી આ સુંદરી શું ભોજન કરતી નથી ? અને જો તેમ હોય તો શું વૈદ્યવિદ્યાને જાણનારા વૈદ્યલોકો ક્ષય પામી ગયા છે ? અરે સેવકો ! કહો, આ સુંદરી મદરહિત હાથિણીની જેમ કેમ આ રીતે ગ્લાનિ પામી ગઇ છે ? આ ઉપરથી તમે મારા બીજો પણ વિનાશ કર્યો હશે એમ નિશ્ચયરૂપે મને જણાય છે. ' આ પ્રમાણે બોલતા એવા ચક્રવર્તીને પ્રણામ કરીને તે સેવકો અંજલિ જોડીને કહેવા લાગ્યા, ' હે નાથ ! ચક્રવર્તી ભરતના મંદિરમા સર્વ લક્ષ્મી છે. શું સુરેન્દ્રના ઘરમાં કદિ પણ દરિદ્રતા સ્ફુરે ? તેમજ આ સુંદરી દેવી અમારે મન કુલદેવીની પેઠે સદા પૂજ્ય છે, અને મૃત્યુ પામેલાના પણ ઉપાયો કરી શકે તેવા ઘણા રાજવૈદ્યો અહિં હાજર છે; પણ જે દિવસથી આપે દિગ્વિજય કરવાને માટે અહિંથી પ્રયાણ કર્યું છે, તે દિવસથી કેવળ પ્રાણમાત્રને ધારણ કરનારી આ સુંદરીદેવી આચામ્લ ( આંબિલ ) તપ કરે છે. તે વખતે વ્રતની ઈચ્છાવાળી સુંદરીને તમે અટકાવી હતી, તેથી તે ભાવસાધ્વીપણું ગ્રહણ કરીને માત્ર ગૃહસ્થપણાનો વેષ જ રાખીને અત્યારસુધી અહિં રહેલ છે ' આવા સેવકોનાં વચનોને સાંભળીને ભરતરાજાએ આદરપૂર્વક સુંદરીદેવીને પૂછ્યું કે; " કેમ તારી વ્રત ગ્રહણ કરવાની ઇચ્છા છે ? " આ સાંભળીને તે વાતથી ઉચ્છ્વાસ ધરતી અને બોલવાને અશક્ત છતાં સુંદરીએ જવાબમાં હા પાડી. એટલે ભરતનરેશ્વર બોલ્યા કે, ' હે સુંદરી ! તને ધન્ય છે, કે તું આ સંસારથી વિમુખ થઇ છો. ભગવાનશ્રી ઋષભદેવ પિતાના સંતાનોએ આમ કરવું એ જ ઉચિત છે. અને સુખનું સ્થાન તે જ છે. અમે તે પિતાના સંતાન હોવા છતા પણ અમને તો વિષયરૂપ ચોરોએ લૂંટી લીધા છે; અને તેથી આ તુચ્છ સુખવાળા રાજ્યમા અમે સ્પૃહા રાખીએ છીએ; માટે હે મહાસત્વા ! તમને જેમ યોગ્ય લાગે તે તમે સુખેથી આત્મકલ્યાણને કરો. ' આ પ્રમાણે ચક્રવર્તીની આજ્ઞા થતાં સુંદરી હૃદયમા ઉલ્લાસ ધારણ કરીને પરમ પ્રીતિને પામી.

તે અવસરે ત્રણ જગતના પતિ શ્રી ઋષભદેવ ભગવાન પણ ભવ્ય પ્રાણીઓ ઉપર અનુકંપા કરી પૃથ્વી પર વિહાર કરતાં કરતા અષ્ટાપદ પર્વત પર પધાર્યા. તે સમયે સર્વ ઇંદ્રોએ ત્યાં આવી રત્નશ્રેણિઓવડે પ્રભુનું સમવસરણ રચ્યું. આ વધામણી લઇ, ઉદ્યાનપાળ જય જય નાદ કરતો અને વાનરની જેમ કૂદતો ભરતની પાસે આવ્યો. પૃથ્વી પર મસ્તક મૂકી વનપાલે મહારાજાને કહ્યું, ' હે દેવ ! કલ્યાણ વાર્તાથી આપને આજે આનંદપૂર્વક હું

વધાવું છું. આપના પૂજ્ય પિતાજી અત્યારે અષ્ટાપદ પર્વતને પવિત્ર કરે છે, અને ત્યાં દેવતાઓએ આવીને સમવસરણ રચેલું છે.' આવા આનંદજનક સમાચાર સાંભળી ચક્રવર્તીએ મનમાં વિસ્મય પામી તે વધામણી કહેનાર વનપાલકને સાડાબાર ક્રોડ સુવર્ણ આપ્યું. તે સમયે સુંદરીને ભરતે કહ્યું કે, 'બ્હેન! તમારો મનોરથ હવે પૂર્ણ થયો છે.' આ પ્રમાણે કહી ભરતે અંતઃપુરની સ્ત્રીઓની પાસે તીર્થજલવડે તેને સ્નાન કરાવ્યું. પછી સુંદરીને તેઓએ શરીર ઉપર વિલેપન કરી પોતાના હૃદય જેવા બે પવિત્ર અને શ્વેત વસ્ત્રો પહેરાવ્યાં. ત્યારબાદ છત્ર, ચામર સહિત એક શિબિકામાં બેસીને સુંદરી પોતાના ભાઈ ભરતની પાછળ મહોત્સવપૂર્વક અષ્ટાપદગિરિ પર આવી. ત્યાં સંસાર-તાપથી કલેશ પામેલા પોતાના ચિત્તરૂપ કદળી વૃક્ષને શરણરૂપ પ્રભુનું પવિત્ર સમવસરણ તેના જોવામાં આવ્યું. પછી ભરત અને સુંદરીએ વાહન ઉપરથી ઉતરી, પ્રભુને પ્રદક્ષિણા કરી, ભક્તિથી ભરપૂર ચિત્તે પ્રણામ કર્યા. સાઠ હજાર વર્ષે પ્રભુનાં ચરણોનાં દર્શન કરીને ભરત રાજાએ મુક્તિસુખના જેવો આનંદ તે સમયે પ્રાપ્ત કર્યો. પછી અંતરમાં રહેલા તે આનંદના જાણે બહાર નીકળતા ઉદ્‌ગાર-ઓડકાર હોય, તેમ ત્રણ જગતને સ્તુતિ કરવા યોગ્ય એવા પ્રભુની આ રીતે ભરત નરેશ્વરે સ્તુતિ કરવાનો આરંભ કર્યો;

'હે પ્રભુ! આપ સર્વને ધ્યાન કરવા યોગ્ય છો. આપ મહાન દેવેંદ્રોને પણ પૂજ્ય છો. આપને કોઈ ધ્યેય નથી, આપને કોઈ પૂજ્ય નથી. આપ જગતના આદિ છો. આપની કોઇ આદિ નથી. આપ જગતના ઇશ્વર હોવાથી સ્તુત્ય છો. આપને કોઇ સ્તુત્ય નથી. આપ સર્વને શરણ કરવા યોગ્ય છો, આપને કોઇ શરણ્ય નથી. આપ સર્વ વિશ્વના પ્રભુ છો, કોઈ આપને પ્રભુ નથી. હે નાથ! મુક્તિનું સુખ આપને આધીન છે; સંસારમાં અન્ય કોઇ તે સુખને આપવાને સમર્થ નથી. આપ પરથી પણ પર છો. કોઈ આપનાથી પર (ઉત્કૃષ્ટ) નથી. આપ અનાદિ અને અનંત છો, વિદ્વાનો આપનું જ્યોતિઃસ્વરૂપે ધ્યાન કરે છે. ત્રણ જગત આપનાથી પોતાને ધન્ય માને છે. આ સંસારરૂપ સમુદ્રમાં વહાણરૂપ આપને અમારાં નમસ્કાર છે. હે ભક્તવત્સલ! આપની પાસેથી હું મોક્ષસુખના આનંદની જ પ્રાર્થના કરું છું. હે નાથ! હું આપનો દાસ છું, અને મારા આપ નાથ રહો, તેની હું આપની પાસે યાચના કરું છું. હે જગતને શરણ કરવા યોગ્ય પ્રભુ! મારી આપ રક્ષા કરો અને મારી ઉપર આપ પ્રસન્ન થાઓ.' આ પ્રમાણે રાજશિરોમણિ ભરત નરેશ્વરે ભગવાન શ્રી ઋષભદેવ પ્રભુની સ્તુતિ કરી. ત્યારબાદ પ્રભુનાં મુખરૂપી ચંદ્રથી નીકળેલી અમૃત સમાન ધર્મદેશનાનું ભરત નરેશ્વરે પાન કર્યું. દેશનામાં પ્રભુએ ફરમાવ્યું કે, 'શીલ વ્રત પાળવાથી સૌભાગ્ય પ્રાપ્ત થાય છે, સત્પાત્રમાં દાન આપવાથી ભોગની પ્રાપ્તિ થાય છે, દેવાર્ચન કરવાથી સામ્રાજ્ય પ્રાપ્ત થાય છે, અને તપ કરવાથી કર્મનો ક્ષય થાય છે; પણ જો એક ભાવના સારી રીતે સેવી હોય તો તે ક્ષણવારમાં આ સર્વને આપે છે; અને અનુક્રમે તે ભાવના ચૈતન્ય સ્વરૂપને પ્રાપ્ત થઇને આત્માને મુક્તિની પ્રાપ્તિનું કારણ બને છે.' દેશનાને અંતે

સુંદરીએ પ્રભુને કહ્યું 'હે નાથ ! મારી ઉપર આપ પ્રસન્ન થાઓ અને દીક્ષાનાં દાનવડે આ સંસારમાંથી મારો ઉદ્ધાર કરો.' આવા તેના આગ્રહથી પ્રભુએ તેને હર્ષથી દીક્ષા આપી. તેથી સુંદરી પોતાના આત્માને સર્વને વિષે અત્યંત ધન્ય માનવા લાગી. મહા ઉજ્વલ મનવાળા ભરતરાજા સુંદરીનોઃદીક્ષા મહોત્સવ કરી, પ્રભુને નમીને પોતાની નગરીમાં પાછા આવ્યા.

એકદા ભરતરાજાએ દર્શનની ઉત્કંઠાથી દિગ્વિજયમાં પણ સાથે નહિં આવેલા પોતાના ન્હાના બંધુઓનું સ્મરણ કર્યું. અને તેમને પ્રીતિથી બોલાવવાને માટે દૂતોને મોકલ્યા. 'રાજાઓ **ઘણું કરી દૂતોથી** જ વ્યવહાર કરે છે.' દૂતોએ વેગથી ત્યાં જઇ તે ૯૮ ભરતના ભાઈઓને સમતાયુક્ત વચનોથી સમજાવ્યા, તથાપિ જ્યારે તેઓએ માન્યું નહિં ત્યારે કઠોર વચનોથી તે દૂતોએ તેઓને કહ્યું કે; 'જો તમારે જીવિતથી કે રાજ્યથી કામ હોય તો સર્વદા ભરતરાજાની સેવા કરો.' દૂતનાં મુખેથી આવાં કટુ વચનોને સાંભળીને તેઓ મનમાં અતિશય-માન ધરી અષ્ટાપદગિરિ પર પ્રભુની પાસે આ વૃત્તાંત કહેવાને આવ્યા. પ્રભુને નમસ્કાર કરીને સ્તુતિ કર્યાં પછી નેત્રોમાં કાંઈક અશ્રૂને લાવીને પોતાના પરાભવને ચિંતવતા તે અઠ્ઠાણુ પ્રભુના પુત્રોએ પ્રભુને આ પ્રમાણે કહ્યું; 'પૂજ્ય પિતાજી ! જ્યારે આપે દીક્ષા લીધી ત્યારે આપની ઇચ્છા મુજબ આપે અમને અને ભરતને યોગ્યતા પ્રમાણે રાજ્ય વહેંચી આપ્યાં હતાં. તેમાં બીજાની ઉન્નતિ નહિં સહન કરનારા વડિલ બંધુ ભરતે દાવાનલની જેમ અખંડ એવા છ ખંડનો ગ્રાસ કર્યો છે, અને અમે તો તમારા આપેલાં રાજ્યથી જ સંતોષ માની તમારી ભક્તિમાં રક્ત થઇ દિવસો નિર્ગમન કરીએ છીએ. તથાપિ એ જ્યેષ્ઠ બંધુ ભરત અમારા રાજ્યને પણ લેવા ઈચ્છે છે, તો હવે પૂર્વની પેઠે હિતૈષી બની અમને યથાયોગ્ય આદેશ આપો.' આવાં તેઓનાં વચનોને સાંભળીને જગતના હિતકારી પ્રભુએ તેઓને કહ્યું; 'વત્સો ! ક્ષાત્રતેજવાળા ક્ષત્રિયોએ શત્રુઓને મારવા જ જોઈએ; અને રાગ દ્વેષ એ બે તમારા મોટા શત્રુ છે. તેઓ શત્રુતામા પરાયણ થઈ, તમારી પાસે જ રહીને તમારાં પુણ્યરૂપ સર્વસ્વને હણી નાંખે છે. આ સંસારરૂપ સાગરમાં રાગ એ શિલાઓના સમૂહ જેવો છે, અને દ્વેષ બોધિરૂપ કલ્પવૃક્ષને મૂલમાંથી બાળનાર અગ્નિ જેવો છે; માટે હે વત્સો ! વ્રતરૂપ સામ્રાજ્યને મેળવી, અતિદારૂણ એવા તપરૂપ અસ્ત્રવડે એ રાગ-દ્વેષરૂપ મહાશત્રુનો તમે તમારા સામ્રાજ્યને અખંડિત રાખવાને માટે વિનાશ કરો.' આ પ્રમાણે પ્રભુનાં વચનોને સાંભળવાથી, સમકિતને પ્રાપ્ત કરી, વૈરાગ્ય પામેલા તેઓએ અક્ષય સુખ મેળવવાની ઇચ્છાથી ત્યાં પ્રભુની પાસે વ્રત ગ્રહણ કર્યું. તેમનું કરેલું આવું સાહસ જોઈ જેમના અંગમાં રોમાંચ થયેલા છે, એવા દૂતોએ આવી એ વૃત્તાંત ભરત ચક્રવર્ત્તીને જણાવ્યો. પછી સર્વ તેજને પોતામાં મેળવનાર સૂર્યની જેમ અને સર્વ જલને પોતામાં મેળવનાર સાગરની જેમ તેમનાં સર્વ રાજ્યોને ભરતે ગ્રહણ કર્યાં. અને તેમના પુત્રોને પોતાને સ્વાધીન કરી તેમના પિતાનાં રાજ્ય ઉપર તેઓને બેસાર્યા. કેમકે '**નરેન્દ્રોને તો આજ્ઞા એ જ સર્વ શાસ્ત્ર છે.**'

જાણે સૂર્યનો પ્રકાશ હોય, સમુદ્રનું પૂર હોય, ચિત્તનો સંચાર હોય, અને પવનનું આગમન

હોય તેમ સર્વ ઠેકાણે સંચરતો ભરત ચક્રવર્તીનો નિત્ય ઉલ્લાસ પામતો તીક્ષ્ણ પ્રતાપ, બીજાના ઉગ્ર વીર્યને પણ તિરસ્કાર કરે તેવા મોટા શત્રુઓથી પણ સહન થઈ શક્યો નહિં.

જેણે પોતાનાં હાથે કરેલાં દાનથી યાચકોના દારિદ્રયને, અને ધર્મરૂપ સૂર્યથી મિથ્યાત્વરૂપ અંધકારને, ચક્રથી શત્રુઓનાં કુલોને નાશ કરેલાં છે, એવા શ્રી ભરત રાજા જય પામો. એ ભરત ચક્રવર્તીએ સકલ ભૂમિ ઉપર ગર્જના કરતો ધર્મ એવી રીતે સાંભળ્યો કે, જેના ધ્વનિથી તેના પાપ અને સર્વ શત્રુઓ નિષ્ફલ થઈ લય પામી ગયા. નમતા એવા રાજાઓના મુકુટોનાં કિરણોથી જેનું ચરણપીઠ વ્યાપ્ત છે, અને જે લોકોનાં તાપને હરનારા છે, એવા ભરત ચક્રવર્તીરૂપી ચન્દ્રે, પોતાના ગુણરૂપ કિરણોથી શત્રુઓની કીર્ત્તિરૂપી તારાઓને ત્રાસ પમાડ્યો એ આશ્ચર્ય છે.[1]

(આચાર્યશ્રી ધનેશ્વરસૂરિવિરચિત શત્રુંજયમહાત્મ્યના ગુજરાતી અનુવાદનો ત્રીજો સર્ગ સમાપ્ત થયો)



[1] તારા ચન્દ્રની સ્ત્રી છે, તે છતાં ચંદ્રે તેને ત્રાસ પમાડયો, એ આશ્ચર્ય જાણવું. આ વિરોધાભાસ અલંકાર છે.

# ચતુર્થ સર્ગ.

જેઓના અનુગ્રહથી સુર, અસુર અને મનુષ્યો સંપત્તિવાળા થાય છે, તથા મેઘ, સમુદ્ર, ચંદ્ર અને સૂર્ય પોત–પોતાની જગત પર ઉપકાર કરવાની પ્રવૃત્તિઓ આચરી રહ્યા છે અને જેના આદેશમા કામધેનૂ, કલ્પવૃક્ષ, દક્ષિણાવર્ત્ત શંખ અને ચિંતામણિ રત્ન વગેરે પ્રભાવશાલી પદાર્થો રહેલા છે, તે શ્રીઆદીશ્વર ભગવંત હમેશા અમારું રક્ષણ કરો.

ત્યારબાદ ભગવાન શ્રી [1]મહાવીરસ્વામી ઇંદ્રને કહે છે કે; 'હે ઇંદ્ર ! શત્રુઓને આક્રમણ કરનારું એવું ચક્રવર્ત્તી ભરતરાજાનું પરાક્રમ અને ઉત્તમ આશ્ચર્યથી શોભિત એવા તીર્થનો પ્રભાવ તું હવે સાંભળ. એક સમયે ભરતરાજા સુવર્ણના કુંડળથી શોભિત થઈ મેરુપર્વત પર ઇંદ્રની જેમ સિંહાસન પર બેઠા હતા; જાણે વિદ્યુતોનો સમૂહ હોય, તેવા બત્રીશ હજાર રાજાઓના મુગટમણિના કિરણોથી તેમની સભા પ્રકાશી રહી હતી, અને સામાનિક દેવતાઓથી જેમ ઇંદ્ર શોભે, તેમ સમાન વસ્ત્રાલંકારોને ધારણ કરવાવાળા માંડલિક અને સામંત રાજાઓથી ભરતપતિ શોભતા હતા. તે વખતે પૃથ્વી પર મસ્તક નમાવી સુષેણ સેનાપતિએ બે હાથ જોડીને તેઓને વિજ્ઞપ્તિ કરી કે; 'હે સ્વામી ! આપની આજ્ઞા સુખેથી જ્યાં જ્યાં સંચરે છે, ત્યાં ત્યાં જિનાજ્ઞાની પેઠે સર્વ રાજાઓ તેને મસ્તક પર ધારણ કરે છે; આપનું ચક્રરત્ન ઉદય પામતાં સર્વ ક્ષુદ્ર લોકો ક્ષય પામી ગયા છે. રવિનું બિંબ પ્રકાશિત થતાં શું અંધકાર રહે ? આપે પૃથ્વી પર બે રીતે હાથનું[2] દાન દેતાં દારિદ્રય અને શત્રુસમૂહ બંને ક્ષય પામી ગયા છે, તથાપિ જેમ અભવ્ય પુરુષના માનવાળા ગૂઢ હૃદયમાં જિનેશ્વર ભગવંતનો બોધ પ્રવેશ કરતો નથી, તેમ ચક્રરત્ન શસ્ત્રાગારમા પ્રવેશ કરતું નથી.' આ પ્રકારનાં સેનાપતિનાં વચનોને સાંભળી, ભરતેશ્વરે મંત્રીશ્વરના મુખ સામું જોયું; કારણ કે 'રાજાઓ પ્રાયઃ મંત્રીમુખ હોય છે.' પછી વિશ્વંભર નામના મુખ્ય મંત્રીએ અંજલિ જોડી પ્રણામ કરી વિનયનમ્ર થઈ આદરપૂર્વક ભરતચક્રવર્ત્તીને કહ્યું; 'હે મહારાજ ! ત્રણ લોકમાં ફેલાતા આપના પ્રતાપને સ્ખલિત કરવાને સુર કે નરોમાં કોઈ પણ સમર્થ રહ્યો નથી. કદિ કોઇ ઘંટીમાં દળતા રહી ગયેલા આખા દાણા જેવો રહેલો હોય તો પર્વતની અંદર પડેલા પથ્થરના કટકાની જેમ તેને કોણ ગણે ? પરંતુ આ ભરત ભૂમિ ઉપર પોતાના આત્માને વીર માનનાર અને ઘરમાં રહી ગર્જના કરનાર કોઈક દુર્વિનીત હશે કે, જે આપની આજ્ઞા નહિં માનતો હોય ! અથવા

---

૧ ગ્રંથના પહેલા સર્ગથી જ ઇંદ્રને ઉદ્દેશીને પ્રભુ શ્રી મહાવીર ભગવંત ફરમાવી રહ્યા છે, તે સબંધ હજુ ચાલુ છે. ભગવાન શ્રી ઋષભદેવસ્વામીના જીવનચરિત્રનું વર્ણન ૩ જા સર્ગથી અહિ શરૂ થયુ છે તેનો સબંધ ચાલે છે

૨ યાચકોને હાથથી ધનનું દાન કરતા, અને શત્રુઓને યુદ્ધમા હાથથી ચપેટા દાન કરતાં.

મારા જાણવા પ્રમાણે આપનો અનુજ બંધુ મહાબળવાન બાહુબલિ એક અવશેષ રહેલ છે. કે જે સર્વ જિતાયેલા રાજાઓમાં ગર્વના પર્વત સમાન છે. મોટા બળવાળો ઇંદ્ર પણ રણભૂમિમાં જેનાં બાહુબળને સહન કરવાને સમર્થ નથી, એવો તે બળવાન છે. વળી ઇંદ્રના વજ્ર જેવા તેના ભુજાદંડના આઘાતથી મેરુ જેવા પર્વતો પણ ચૂર્ણ થઇ જાય છે. હે સ્વામી ! જ્યાં સુધી તે બાહુબલિને તમે જીત્યો નથી, ત્યાં સુધી તમે દિગ્વિજયના બ્હાને કરીને માત્ર દિશાઓનું જ અવલોકન કર્યું છે. વળી તે આપનો સહોદર (ભાઇ) છે, એવું ધારીને આપે તેની ઉપેક્ષા કરવી ઘટિત નથી. કેમકે દેહમાંથી ઉત્પન્ન થયેલો પણ અહિતકારી વ્યાધિ શું મૂલમાંથી ઉચ્છેદન કરવા યોગ્ય નથી ? રાજાઓના રાજ્યને વિદ્વાનો આજ્ઞાપ્રધાન જ કહે છે. બાકી જે માત્ર પેટભરા રાજાઓ હોય છે, તેની કીર્તિ ક્યાંથી હોઈ શકે ?'

આવા મંત્રીનાં વચનોને સાંભળી ભરતરાજા સ્નેહ તથા કોપને વશ થયા. ત્યારબાદ કાંઈક વિચાર કરી આદરથી તેઓ પોતાના મુખ્ય મંત્રી પ્રત્યે કહેવા લાગ્યા; 'એક તરફ એ મારો અનુજ બંધુ છે, તેથી મારા મનમાં તેને અંગે કાંઈ પણ અપ્રિય કરતાં શંકા થાય છે. અને એક તરફ તે મારી આજ્ઞા માનતો નથી તેથી કોપ થાય છે. એક રીતે પોતાના બંધુની સાથે યુદ્ધ કરવું તેથી મનમાં લજ્જા આવે છે, પણ બીજી બાજુ સર્વ શત્રુઓને જીત્યા વગર આ ચક્ર શસ્ત્રાગારમાં પ્રવેશ કરતું નથી, એનો વિચાર મને મૂંઝવે છે. વળી જેની આજ્ઞા પોતાના ઘરમાં ચાલે નહિં, તેની બહાર શી રીતે ચાલે ? એ અપવાદનો હેતુ છે, અને અનુજ બંધુની સાથે યુદ્ધ કરવું તે પણ અપવાદનું કારણ છે, એમ બંને તરફ અપવાદ–લોકનિંદા છે.' આ પ્રમાણે ભરત ચક્રવર્તીનાં વચનોને સાંભળીને તેમના ભાવને જાણનારા મંત્રીએ સમય જોઇને કહ્યું કે; 'હે રાજન્ ! આપના લઘુ બંધુ બાહુબલિ જ સ્વયં આવતા આ અપવાદના સંકટને દૂર કરશે; કારણ કે, **વડિલ જે જે આજ્ઞા કરે, તે તે લઘુજને કરવી જોઇએ, એવો સામાન્ય ગૃહસ્થોનો પણ આચાર પ્રવર્તે છે;** માટે પ્રથમ દૂતદ્વારા આપના નાના ભાઈ બાહુબલિને આપની આજ્ઞા માનવાનું કહેવરાવો ! હું ધારું છું કે હાથી કમલના બંધનને ગણકારે નહિં, તેમ તે આપની આજ્ઞા માનશે નહિં, એટલે તેના અવિનયથી આપ તેની ઉપર જે પ્રતીકાર કરશો, તેથી વિજય મેળવવાની ઇચ્છાવાળા એવા આપને માટે લોકાપવાદ લાગશે નહિં.' આ પ્રમાણે મંત્રીનાં વચનોને સાંભળીને ભરતરાજાએ રાજનીતિના જાણકાર અને બોલવામાં કુશળ એવા સુવેગ નામના દૂતને શિખામણ આપીને બાહુબલિની પાસે મોકલ્યો.

પોતાના સ્વામીની શિક્ષાને ગ્રહણ કરીને જાણે રાજાનો મૂર્તિમાન ઉત્સાહ હોય, તેવો સુવેગ દૂત વેગવાળા રથ ઉપર આરૂઢ થઇ વેગથી ત્યાંથી બાહુબલિના દેશ ભણી ચાલ્યો. સારસાર સૈન્યને સાથે લઇને માર્ગમાં ચાલતાં સુવેગે શત્રુઓની જેમ માર્ગમાં થતાં અપશુકનોને જરા પણ ગણ્યા નહિં. કાર્યસિદ્ધિમાં વિપરીત એવો ગધેડો ડાબો થઇ રાખના સ્થાનમાં રહી દિશાના મુખને દગ્ધ કરતો ભૂંકવા લાગ્યો, અને જતા એવા સુવેગનાં પોતાનાં મુખમાં ધૂળ

નાખતો પવન સામો વાવા લાગ્યો, તથા કાળદંડના જેવો ઉદ્દંડ કૃષ્ણસર્પ તેની આડો ઉતર્યો. આવાં અપશુકનોને જાણતો એવો દૂત વેગથી આગળ ચાલ્યો. કેમકે, તેવા પુરુષો પ્રભુના કાર્યમાં કદિપણ વિલંબ કરતા નથી. જડ પુરુષના ચિત્તની પેઠે તેનો રથ સમાન માર્ગમાં પણ સ્ખલના પામવા લાગ્યો, અને તેનું વામલોચન વામપણું સૂચવતું ફરકવા લાગ્યું. આ રીતે થતાં અશુભ શુકનોએ પગલે પગલે વાર્યા છતાં પણ તે સુવેગે ક્ષુદ્ર પ્રાણીગણથી વ્યાપ્ત એવા અરણ્યમાં અનુક્રમે પ્રવેશ કર્યો.

કોઈ ઠેકાણે યમરાજની જેવા દંડને ધારણ કરનારા કિરાત લોકોને, કોઈ ઠેકાણે હસ્તિઓનો નાશ કરીને ઉન્મત્ત બનેલા ચણોઠીની જેવા રાતા લોચનવાળા સિંહોને, કોઈ ઠેકાણે હસ્તીઓએ ઉખેડીને ભાંગી નાખેલા પર્વતના બાહુ જેવા વૃક્ષોને, કોઈ ઠેકાણે વિચિત્ર કાયાવાળા ચિત્તાને અને ડુક્કરના ટોળાઓને, અને કોઈ ઠેકાણે ખુંખારવ કરતા, પરસ્પર યુદ્ધ કરતા અને સાત્વિકોને પણ ભય આપતા દુષ્ટ પ્રાણીઓને, જોતા જોતા સુવેગે કાલરાત્રિની ભ્રાંતિ કરનાર, અને જાણે મૃત્યુનું લીલાગૃહ હોય તેવાં, તેમ જ વૃક્ષોની ગાઢતાથી સૂર્યપ્રકાશને ઢાંકી દેનારા તે વનને ઉલંઘ્યું. ત્યાંથી આગલ ચાલતાં ભરતક્ષેત્રના છ ખંડથી જાણે જુદો ખંડ હોય તેવા, અને અખંડ લક્ષ્મીના સ્થાનરૂપ તેમ જ ઇંદ્રના નિવાસ જેવા બહુલિ દેશમાં સુવેગ પોતાના પરિવારની સાથે આવ્યો.

ત્યાં સ્થાને સ્થાને સુંદર ગોપીઓએ ગાયેલા શ્રીયુગાદિ પ્રભુના ગુણગણ તેણે ગામેગામ સાંભળ્યા. નગર અને ગામના સીમાડામાં વર્ણન થતું બાહુબલિનું ત્રણ ભુવનમાં સર્વથી શ્રેષ્ઠ એવું બળ તે સુવેગનાં સાંભળવામાં આવ્યું. બાહુબલિ સિવાય જગતમાં બીજા રાજાને નહિં જાણનારા અને લક્ષ્મીથી કુબેર જેવા તેમ જ શરીરે મહાશોભાયમાન લોકોને તેણે જોયા. વળી જાણે પર્વતનાં શિખરો હોય તેવા ધાન્યના રાશિને અને સર્વત્ર ફૂલ-ફૂલવાળાં સુંદર વૃક્ષોને જોઈને તે સુવેગ હૃદયમાં ચમત્કાર પામ્યો. અનુક્રમે વેગથી બહુલિદેશના ત્રણ લાખ ગામોનું ઉલ્લંઘન કરી સુવેગ દૂત બાહુબલિની નગરી તક્ષશિલામાં આવી પહોંચ્યો. એ નગરી અર્હંત પ્રભુના અને ધનાઢ્ય લોકોના અતિ ઊંચા મંદિરોની ધજાઓરૂપ બાહુઓથી-વીંજાઈ રહી હતી. ત્યાં રહેલી લક્ષ્મીને ગરમી લાગવાથી જાણે તેના પરસેવાના બિંદુઓ હોય તેમ મુક્તાફળની શ્રેણિ જ્યાં ત્યાં રહેલી શોભતી હતી. અને કુબેરની જેવા સામંત લોકોની લીલાવડે તે મનોહર હતી. એવી અક્ષીણ સંપત્તિવાળી એ નગરી જાણે ઇંદ્રપુરી હોય તેવી તેના જોવામાં આવી. અશ્વ ખેલાવવામાં ખેદ વગર પ્રવર્ત્તતા ક્ષત્રિયોને જોતા સુવેગનાં નેત્રો હર્ષ અનુભવતા હતા, અને તેનું હૃદય ભય પામવા લાગ્યું. ચૌટામાં રહેલા અહમિંદ્ર સમાન વ્યાપારીઓના પુત્રોને જોતો જોતો સુવેગ અનુક્રમે બાહુબલીનાં સિંહદ્વાર પાસે આવ્યો. ત્યાં રત્નોનાં કિરણોથી યત્નવગર આકાશને ચિત્ર-વિચિત્ર કરતો, કૃત્રિમ અને અકૃત્રિમ સિંહોની અને હાથીઓની મૂર્ત્તિઓથી ભયંકર લાગતો, આયુધ ખેંચી હાથમાં રાખીને નિરંતર સજ્જ રહેનારા તેમ જ બીજાનો પડછાયો દેખીને પણ આદર આપનારા

એવા દ્વારપાલોથી આશ્રય કરાયેલો. કોઈ કોઈ ઠેકાણે કસ્તૂરીની જેમ ઝરતા મૃગમદથી વિચિત્ર લાગતો, કોઇ ઠેકાણે ઘોડાઓની ખરીઓથી શત્રુઓના વક્ષસ્થળની પેઠે ખૂંદાએલો અને સ્વર્ગ-મંડપના જેવા મંડપોથી મંડિત, અતિ સુંદર રાજપ્રાસાદ તેના જોવામાં આવ્યો. સુવેગ તે રાજમહેલની નજીક આવ્યો, એટલે દ્વારપાળોએ ક્ષણવાર તેને અટકાવ્યો. પછી રાજાની આજ્ઞા મેળવી આવેલા છડીદારની સાથે આશ્ચર્યને ધારણ કરતા તેણે રાજસભામાં પ્રવેશ કર્યો. ત્યાં સિંહાસન પર બેઠેલો બાહુબલિ તેના જોવામાં આવ્યો. ત્યાં હજારો મુકુટબદ્ધ તેજસ્વી રાજાઓ, મેરુપર્વતની ફરતા શિખરોની જેમ તેની ઉપાસના કરતા હતા. કિરણોથી સૂર્યની જેમ ઉત્તમ શૃંગાર ધરનારા અને જાણે મૂર્ત્તિમાન્ ઉત્સાહ હોય તેવા કુમારોથી, વીર વ્રતની જેમ તે પરિવરેલો હતો. તે બાહુબલિ રત્નમય ભીંતના મણિમય સ્તંભોમાં તેનું પ્રતિબિંબ પડવાથી એક શરીરમાં બલ નહિં સમાવાથી જાણે મંત્રીઓ અને સૈન્યના સમૂહથી અનેક રૂપવાળો થયો હોય તેમ (તે) અદ્ભુત દેખાતો હતો. મુખરૂપ કમળની ઉપર સુવર્ણ કમળની શંકાથી જાણે બે હંસ આવ્યા હોય, તેવા બે ચામરો, સ્વર્ગની સ્ત્રીઓ જેમ ઇંદ્રને વીંજે તેમ વારાંગનાઓ તેને વીંજતી હતી. સુંદર વેષવાળા અને સુવર્ણની છડીને ધરનારા છડીદારો તેની પાસે નમન કરતાં રાજાઓનું નામ લઈ લઇને તેમની ઓળખાણ કરાવતા હતા. એ રીતે પોતાના તેજથી સર્વ જગતને તે તૃણસમાન ચિંતવતો ત્યાં રાજસભામાં બેઠો હતો.

આવા અપૂર્વ ક્ષાત્રતેજવાળા બાહુબલીને જોઈ પ્રથમથી જ ક્ષોભ પામી ગયેલા સુવેગે આકૃતિ સંકોચીને બાહુબલિને પ્રણામ કર્યો. પછી બે હાથ જોડી મસ્તકે લગાડી તેનાં મુખ તરફ દૃષ્ટિ નાંખી એટલે બાહુબલીએ જ સંજ્ઞાથી તેને આસન બતાવ્યું, અને તેણે બતાવેલા આસન ઉપર સુવેગ બેઠો. પછી પ્રતિધ્વનિથી સભાની દીવાલોને શબ્દાયમાન કરતો બાહુબલિ ગંભીર વાણીથી સુવેગની પ્રત્યે આ પ્રમાણે બોલ્યો; ' હે દૂત ! મારા પિતાસમાન પૂજ્ય એવા આર્ય ભરતને કુશળ છે ? અમારી કુલનગરી અયોધ્યામાં સર્વત્ર અત્યંત શાંતિ છે ? પિતાશ્રીએ ચિરકાલ લાલનપાલન કરેલી સર્વ પ્રજાને કુશળ છે ને ? આર્ય ભરત છખંડ ભરતનો વિજય કરવામાં અખંડિત રહ્યા છે ? ચોરાશી લાખ રથ, હાથી અને ઘોડાઓ દિગ્વિજયમાં અબાધિત રહ્યા છે ને વારુ ? સર્વ રાજાઓ નિર્વિઘ્નપણે કુશલમય છે ? તેમજ પૃથ્વી પર બીજા કોઇને કોઇ પ્રકારની પીડા તો થયેલી નથી ને ? ' આ પ્રમાણે કુશલવાર્તા પૂછીને બાહુબલિ મૌન રહ્યા, એટલે તેમની વાણીથી ક્ષોભ પામ્યો હોય તેમ સુવેગ કાંઈક વિચાર કરીને બાહુબલિને પ્રણામ કરીને બોલ્યો;—' જેની કૃપાથી બીજાઓનાં ઘેર પણ કુશલતા થાય છે, તેવા તમારા જ્યેષ્ઠ બંધુ ભરતની કુશલતાનું પૂછવું જ શું ? વળી જિનવાણીમાં જેમ સંશય ન હોય, તેમ વિનીતા નગરીમાં લેશ માત્ર વિઘ્ન કયાંથી હોય ? જેના શત્રુઓને ચક્રરત્ન પોતાની મેળે ભેદી નાખે છે, તેવી વિનીતા નગરીની પ્રજાનું સર્વદા કુશલ જ સંભવે છે. છ ખંડ વિજય કરવામાં એ ભરતરાજાની સામે ઊભું રહેવાને પણ કોણ સમર્થ હતું ? તેમજ

સુર, અસુર અને મનુષ્યો સર્વ જેમની સેવા કરે છે. તેમના અશ્વ, રથ અને હસ્તીઓને પણ કોણ વિઘ્ન કરી શકે ? કારણ કે, ત્રણ લોકનો વિજય કરવામાં સમર્થ એવા ભરતરાજા તેઓનું રક્ષણ કરનાર બેઠા છે. આ પૃથ્વી પર રહેલા સર્વ જનો કે, જેના અધિપતિ ભરતરાજા છે, તેઓને સૂર્ય છતાં કમલની જેમ ગ્લાનિ થવી કેમ સંભવે ? હે મહારાજ ! લાખો યક્ષો, રાજાઓ, વિદ્યાધરો અને દેવતાઓથી તે ભરતનરેશ્વર સર્વદા સેવાય છે, તથાપિ પોતાના બાંધવ બાહુબલિ વિના તેઓને આનંદ નથી.

સર્વ દેશોમાં ભમતાં તેમણે કોઈ પણ ઠેકાણે જ્યારે પોતાના બંધુઓને જોયા નહિં, ત્યારે તેઓ વિશેષ ઉત્કંઠાથી પોતાના બંધુઓને ચહાવા લાગ્યા. દિગ્વિજયમાં અને બાર વર્ષ સુધી થયેલા રાજ્યાભિષેક મહોત્સવમાં પણ નહિં આવેલા પોતાના બંધુઓને મળવા માટે તેઓ ઘણી ઇચ્છા કરતા હતા, તેવામાં બીજા બંધુઓએ તો કાંઈક ચિત્તમાં વિચારીને પૂજ્ય પિતાશ્રીની પાસે નિઃસંગપણું પ્રાપ્ત કરવા માટે વ્રત ગ્રહણ કર્યું, અને તેઓ તો નિઃસ્પૃહ બની પોતાના શરીરમાં પણ અપેક્ષા રહિત થઈ જેમ આત્માને સુખ ઉપજે તેમ વર્ત્તવા લાગ્યા. તેથી હવે કેવળ તમને મળવાની ઉત્કંઠા ધરીને ભરતેશ્વરે મને અહિં મોકલ્યો છે, માટે તમે સત્વર ત્યાં પધારીને તમારા સમાગમનું સુખ તમારા વડિલ બંધુ ભરતેશ્વરને આપો; કારણકે, બંધુવગરનું રાજ્યસુખ દુઃખ જેવું છે. તેમજ કુલીન પુરુષોને પોતાના જ્યેષ્ઠ બંધુ પિતાસમાન પૂજ્ય છે. તેથી તેઓને નમવાથી તમારા માનની સિદ્ધિ ઊલટી વિશેષ રીતે થશે. તેમની સેવા કરતાં તમને જરા પણ લજ્જા પ્રાપ્ત થાય તેમ નથી; કારણ કે, તે ભરત ચક્રવર્ત્તીના ચરણોને દેવતાઓ પણ નમસ્કાર કરે છે. ' વળી આટલા દિવસ સુધી હું આવ્યો નહિં અને હવે કેવી રીતે જવાય ? ' એવી શંકા જરા પણ તમે કરશો નહિં, કારણ કે, એ જ્યેષ્ઠ બંધુ ભરતેશ્વર કનિષ્ઠ બંધુ તમારા અપરાધને સહન કરશે. અને હે વિભુ ! તમારા સમાગમનાં સુખથી અને તમારી ઉપરના વાત્સલ્યભાવથી તેઓ તમને વિશેષ રાજ્યસમૃદ્ધિ આપશે. વળી સર્વ પ્રકારના કષ્ટથી તેઓ તમને બચાવશે. પછી ઇંદ્ર અને ઉપેંદ્રની જેમ તથા બે અશ્વિની-કુમારોની જેમ તમે બંને ભાઈઓ મળીને શત્રુઓનાં હૃદયમાં શલ્યરૂપ થઈ સાથે રાજ્ય કરજો. હે રાજા ! ' એ મારો બંધુ છે ' એમ ધારી તમે નિઃશંક થશો નહિ, કારણ કે, અવિનિતને શિક્ષા કરનારો રાજધર્મ અતિ ભયંકર છે. વળી તમારા આવવાની ચાડી કરનાર દુષ્ટ પુરુષોનાં વચનો, જેમ વૃષ્ટિ થવાથી દુષ્ટ સ્ત્રીઓએ કહેલ અનુચિત વચન વ્યર્થ થાય છે, તેમ વ્યર્થ થઈ જશે. તે ભરતનું બીજું સૈન્ય તો એક તરફ રહ્યું, પણ તેનો સુષેણ નામનો એક સેનાપતિ છે, તે જ્યારે હાથમાં દંડરત્ન લઈ રણભૂમિમાં આવશે ત્યારે તેને કોણ સહન કરી શકે તેમ છે ? પાંખોવાળા પર્વતોની પેઠે તેમના ચોરાશી હજાર હાથીઓ જ્યારે રણમાં આવે, ત્યારે તે કોનાથી સહન થઈ શકશે ? તેટલા જ ઘોડાઓ જ્યારે સમુદ્રના તરંગની જેમ ઉદ્ધત થઈ રણભૂમિમાં દોડી જશે ત્યારે તેને સ્ખલિત કરવાને કોણ સમર્થ

થશે ? તે ભરતમહારાજાનાં સૈન્યની તો શી વાત કરવી ? પણ માત્ર એકલા ભરતચક્રીના યુદ્ધને સહન કરવાને બલવાન ઇંદ્ર પણ સમર્થ નથી. વળી ઇંદ્ર પણ જેને પોતાનું અર્ધ આસન આપે છે, એવા જ્યેષ્ઠ બંધુ ભરતને નમન કરતાં તમને શી લજ્જા આવે છે ? હે રાજેંદ્ર ! વધારે શું કહું ? પણ જો તમારે રાજ્ય અને જીવિતની ઇચ્છા હોય તો ત્યાં આવી ભરતરાજાના ચરણકમળોની સેવાનો તમે સ્વીકાર કરો.'

સુવેગનાં આવાં વચનોને સાંભળી બળવાન બાહુબલી, પોતાના ખભા ઉપર દૃષ્ટિને નાંખી અને આંખોને લાલ કરી, આ પ્રમાણે બોલ્યો; 'રે દૂત ! તું વાચાળ અને પોતાના સ્વામીનું કાર્ય કરનાર છો તે સત્ય છે. કારણ કે, તું પરસ્થાને આવીને પણ આ પ્રમાણે બોલી શકે છે. એ ભરતરાજા મારે સેવ્ય છે, તેમાં કાંઇપણ સંશય નથી. જ્યેષ્ઠ બંધુ પિતાની જેમ પૂજ્ય છે, એવો કુલીન પુરુષોનો ક્રમ છે, તે પણ ખરી વાત છે; પણ જે મોટો હોય તે મોટાઇપૂર્વક વર્ત્તે તો ન્હાના માણસને તે સેવવા યોગ્ય છે, પણ જ્યારે વડિલ પોતાનાં મોભા પ્રમાણે ન વર્તે તો તેની સેવા કરવી યોગ્ય નથી. જે ભરતે છલ કરી પોતાના લઘુ બંધુઓનાં રાજ્યો પડાવી લીધાં, તે ભરતનું મોટાભાઇપણું કેવું ? અને તેનો એ કેવો મહાન સ્નેહરસ ? તે મારા અઠ્ઠાણું ભાઇઓ કાંઈ ભીરુ નહોતા, પણ જ્યેષ્ઠ બંધુની સાથે કલહ કરવાને તેઓ લજ્જા પામતા હતા. 'જ્યેષ્ઠ બંધુને તો લજ્જા નથી આવતી, પણ આપણુને લજ્જા આવે છે.' એવું ધારીને તેઓએ પૂજ્ય પિતા શ્રી ઋષભદેવ ભગવંતની પાસે દીક્ષા ગ્રહણ કરી છે. વળી જે રાજાઓ ભરતની સેવા કરે છે, તે બધાય તો અધિક રાજ્યની તૃષ્ણાથી તેમ કરે છે. પણ પિતાશ્રીના આપેલાં રાજ્યથી હું તો સંતુષ્ટ છું, તો હું તેની શા માટે સેવા કરું ? તેમ જ આ રીતે રહેલા મારો પિશુન લોકો કયો દોષ તેની પાસે સૂચવશે ? કેમકે ઊલટું પોતાના ન્હાના ભાઇઓનાં રાજ્યો ગ્રહણ કરતાં તે ભરતની મેં ઉપેક્ષા કરી છે. મેં શું તેનાં કોઇ ગામ વગેરે ભાંગ્યા છે, કે જેથી તે મારા અપરાધની ક્ષમા કરશે. વળી તે, પિતાજી શ્રી ઋષભદેવ ભગવંતનો જ્યેષ્ઠ પુત્ર છે, એવું ધારીને ઇંદ્ર તેને અરધું આસન આપે છે, તેમાં કાંઇ ભરતનો પ્રભાવ નથી. અને જ્યારે હું રણભૂમિમાં આવું ત્યારે તેનું સૈન્ય, સુષેણ, ચક્રરત્ન અને ભરત—એ સર્વ કોણ માત્ર છે ? મારી પાસે એ સર્વનું બલ વ્યર્થ છે. પૂર્વે બાલ્યાવસ્થામાં અશ્વક્રીડા કરવા માટે અમે ગંગાને કાંઠે ગયા હતા, તે સમયે મેં તેને આકાશમાં ઊછાલ્યો હતો, અને દયા આવવાથી પાછો મેં ઝીલી લીધો હતો. તે બધું હમણાં રાજ્યમદથી તે કદાચ ભૂલી ગયો હશે ? તેથી જ તે દુરાશયે તારા જેવા દૂતને મારી પાસે મોકલ્યો છે. જ્યારે હું યુદ્ધ કરવા આવીશ, ત્યારે મૂલ્યથી ખરીદ કરેલા સર્વ સૈનિકો નાશી જશે, અને કેવળ ભરતને જ મારા ભુજદંડના બળની વ્યથા સહન કરવી પડશે; માટે અરે દૂત ! તું અહીંથી શીઘ્ર ચાલ્યો જા ! કેમકે નીતિનાં જ એક પાલનને ઇચ્છતા રાજાઓને માટે ગમે તેવો પણ દૂત અવધ્ય છે, માટે તે ભરત જ ભલે અહિં આવીને પોતાના આ દુર્નયનું ફળ ભોગવો.'

આવી ગભીર અને ઉગ્ર વાણીથી અત કરણમા ચમત્કાર પામેલો સુવેગ દૂત માત્ર પોતાનુ જીવિત લઇને તે સભામા આસન પરથી હળવે હળવે ઊભો થયો ‘ કઇ દિશામા જઉં ? ’ એમ ચપળ દૃષ્ટિએ જોતો જોતો તે ભયવડે પગે ભરાએલા વસ્ત્રથી સ્ખલના પામવા લાગ્યો ઊંચા ઉગામેલા અસ્ત્રોવાળા સભામા બેઠેલા કુમારો અને રાજાઓથી કદાચ પોતાનો વધ થાય એ શકાથી તે ધીમે ધીમે સભામાથી બહાર નીકળ્યો, અને ભય પામેલો વાનર જેમ વૃક્ષ પર ચડી જાય તેમ જીવિતનો જાણે શરીરધારી મનોરથ હોય તેવા પોતાના રથ ઉપર તે એકદમ ચડી ગયો તે વખતે લોકો આ પ્રમાણે વાતો કરવા લાગ્યા કોઇએ કહ્યુ, ‘ આ કોઇ નવો માણસ સભામાથી નીકળ્યો જણાય છે, હુ ધારુ છુ કે, તે ભરત રાજાનો દૂત હશે ’ ત્યારે બીજાએ પૂછ્યુ, ‘ શુ બાહુબલી સિવાય બીજો કોઇ પૃથ્વીમા રાજા છે ખરો ? ’ એટલે અન્ય કોઇએ ઉત્તર આપ્યો કે, ‘હા, બાહુબલીના જ્યેષ્ઠ બધુ અને ઋષભદેવસ્વામીના પુત્ર ભરત નામે રાજા છે ’ ત્યારે કોઇ બોલ્યુ કે, ‘ત્યારે તે આટલો વખત થયા કયા દેશમાં ગયો હતો ? ’ અન્ય કોઇએ કહ્યુ કે, ‘ તે ચક્રવર્તી હોવાથી છ ખડ ભરતનો વિજય કરવાને માટે ગયો હતો ’ એટલે વળી કોઇ ત્રીજાએ પૂછ્યુ કે, ‘ તેણે બાહુબની પાસે આ દૂત શા માટે મોકલ્યો હશે ? ’ જવાબમા ત્યા રહેલા અન્યે કહ્યુ, ‘ પોતાની સેવા કરવાનુ કહેવા માટે ભરતે આ દૂતને મોકલ્યો હશે ? ’ ત્યારે અન્ય કોઇ બોલ્યુ કે, ‘ શુ તેને એક ઉંદર જેવો મત્રી નહિ હોય કે જે આવુ કામ કરતા ભરતને રોકતો નથી ? ’ એટલે પેલાએ તેને કહ્યુ કે, ‘ તેને સેકડો મત્રીઓ છે, પણ ભરતને સર્વે ઉલટી સલાહ આ કામમા આપે છે ’ આ સાભળી એક જણે ત્યા એમ કહ્યુ, ‘ ભાઈ! આ તો સૂતેલા સિહને દડના ઘાતથી જગાડવા જેવુ તે કરે છે **ખરેખર બુદ્ધિ પ્રાયઃ ભાગ્યને અનુસરે છે.** ’ આ પ્રમાણે નગરજનોના મુખોમાથી નીકળતા વાર્તાલાપોને સાભળતો સુવેગ વેગવાળા રથવડે તક્ષશિલા નગરીની બહાર એકદમ નીકળી ગયો સુભટોના ભુજાના આસ્ફોટથી, વિવિધ આયુધોના નચાવવાથી અને વીર લોકોના સિહનાદથી તેના રથના ઘોડાઓ ભડકવા લાગ્યા એ પ્રમાણે પરિવારની સાથે જ્યારે તે સુવેગ નગરની બહાર આવ્યો, ત્યારે સિહના જૂથમાથી મુક્ત થયેલા અને કઈ દિશામા જવુ એમ સભ્રમ પામી ગયેલા મૃગની પેઠે તેને કાઇક જીવિતની આશા ઉત્પન્ન થઇ શહેરેશહેર અને ગામડે ગામડે ભરત અને બાહુબલીના પરસ્પરના વૈરની વાર્તાને સાભળીને તે વાતનો આદર કરતા, ભુજાના મદથી ગર્વ ધરતા અને શસ્ત્રોને ઉગામતા વીરપુરુષોને જોઇને તેમજ રણની ઉત્કઠાથી હાથમા શસ્ત્રોને લઇને યુદ્ધ કરવાને સજ્જ થતા બાળકોને જોઇને સુવેગ પોતાના મનમા વિચાર કરવા લાગ્યો કે, ‘ અહિ આવા બાલકો પણ યુદ્ધ કરવાની સ્પૃહા કરે છે, તો શુ આ ભૂમિનો તે ગુણ હશે કે બાહુબલીના પરાક્રમનો ગુણ હશે ? મને તો એમ જણાય છે કે **જેવા રાજા હોય છે તેવી પ્રજા થાય છે** તેથી પોતના સ્વામીના બળના માહાત્મ્યથી જ આ સર્વે ઉત્સાહ ધરે છે ’ આગળ ચાલતા પોતાના સ્વામી બાહુબલીના

બળના અતિશયપણાથી બીજાની અવજ્ઞા કરનારા લોકો પાસેથી ભરત રાજાની સાથે થનારા વિગ્રહની હાંસી થતી તેણે સાંભળી. વળી કેટલાએકને પોતાના રાજાના તેજની જેમ હથિયારોને તેજ કરતા, કેટલાએકને અશ્વોને દોડાવતા, કેટલાએકને રથોને સજ્જ કરતા, કેટલાએકને જંગમ મહેલની જેવા તંબુઓને તૈયાર કરતા અને કેટલાએકને કવચો તથા શિરસ્ત્રાણને દૃઢ કરતા જોયા. આ પ્રમાણે જોતો તથા બાપેમાર્યું વૈર હોય તેમ ત્યાંના લોકોનાં તિરસ્કારભર્યાં નેત્રોના કટાક્ષોથી તિરસ્કારપૂર્વક જોવાતો તે સુવેગ દૂત ચાલતો ચાલતો અનુક્રમે એક ભયંકર અટવીમાં આવ્યો. ત્યાં પણ પર્વતના રાજાઓ બાહુબલી ઉપર ભક્તિવાળા, યુદ્ધ માટે સજ્જ થતા અને શસ્ત્રોને ઉગામતા તેના જોવામાં આવ્યા. તેવું જોઈ લોકાપવાદથી ભીરુ એવો તે દૂત તે બન્ને ભાઈઓનું પરસ્પર વૈર થવાના હેતુને હૃદયથી નિંદવા લાગ્યો, અને આ પ્રમાણે વિચાર કરવા લાગ્યો; 'અહો ! ચક્રવર્તીને શી ન્યૂનતા છે કે, જે આ બાહુબલી પાસેથી સેવાને ઇચ્છે છે. અમોએ પણ કેસરી સિંહની જેમ બાહુબલીને ફોકટ આ રીતે ચીડાવ્યા છે.' આ પ્રમાણે વિચારતો સુવેગ વેગવાળા રથવડે કેટલાએક દિવસે પોતાના સ્વામીના દેશની નજીક સુખપૂર્વક આવી પહોંચ્યો. તે વખતે ત્યાંના લોકોમાં થતી આ પ્રમાણેની વાતો તેણે સાંભળી કે; 'હે લોકો ! સર્વે પોતપોતાના સ્ત્રી, પુત્ર વગેરેને લઈને તૈયાર થઈને સત્વર કિલ્લામાં જાઓ; કેમ કે, વિઘ્ન આવ્યા પહેલાં ચેતી જવું સારું છે. ધાન્ય અપકવ હોય, તો પણ તેને લણી લ્યો અને તેને પૃથ્વીની અંદર દાટી રાખો. કારણ કે, તેમ કરવાથી હમણાં સર્વથા નાશ તો નહિં થાય. અથવા પુત્રાદિ પરિવારની શી ચિંતા કરવી ? અત્યારે તો આત્મરક્ષા કરવી મુશ્કેલ છે; કેમ કે બાહુબલી ક્રોધ પામતાં કિલ્લાનું બળ પણ શું કામનું છે ?' આવી લોકવાર્ત્તા સાંભળીને સુવેગ વિચારમાં પડ્યો કે, 'શું આ વાર્ત્તા મારાથી પણ ઉતાવળી અગાઉથી અહિં આવી પહોંચી, કે જેથી આ લોકો બાહુબલીના સૈન્યનો આટલો બધો ભય રાખે છે.'

આ પ્રમાણે વિચારતો સુવેગ બાહુબલીનાં વચનોને સંભારતો વેગથી અયોધ્યામાં આવ્યો, અને તરત જ ભરતચક્રવર્તીની પાસે આવી તેણે તેમને પ્રણામ કર્યો. પછી ભક્તિથી બે હાથ જોડી સંદેશાને લાવનારા નૈગમેષી દેવની જેમ તેમની આગળ તે આવીને ઊભો રહ્યો. ચક્રવર્તીએ હસતાં હસતાં સુવેગને સ્નેહપૂર્વક પૂછ્યું કે; 'સુવેગ ! તું વેગથી કેમ આવ્યો ? મારો બંધુ બાહુબલી તો કુશલ છે ને ? એ મારો બંધુ મદગંધી હાથીની પેઠે બીજાની આજ્ઞાને સહન કરતો નથી. મેં બાલ્યાવસ્થામાં ક્રીડા કરતાં ઘણી વાર તેની એ રીતે પરીક્ષા કરી છે.' આ પ્રમાણે ભરતેશ્વરનાં વચનોને સાંભળીને સુવેગ પ્રણામ કરીને બોલ્યો; 'સ્વામી ! આ પૃથ્વીમાં બાહુબલીનું અકુશલ કરવાને કોણ સમર્થ છે ? પ્રથમ મેં તેમને સામનીતિનાં વાક્યોથી હિત સમજાવ્યું, પછી બીજા ઉપાયો પણ કહી બતાવ્યા, તથાપિ તેણે કાંઈ પણ મારું માન્યું નહિ. જ્યારે ષટ્ખંડના વિજયને પ્રસંગે સુષેણ સેનાપતિ, સૈન્ય અને ચક્રરત્ન વગેરેનું વર્ણન કર્યું,

આવી ગંભીર અને ઉગ્ર વાણીથી અંતઃકરણમાં ચમત્કાર પામેલો સુવેગ દૂત માત્ર પોતાનું જીવિત લઇને તે સભામાં આસન પરથી હળવે હળવે ઊભો થયો ' કઇ દિશામાં જઉં ? ' એમ ચપળ દૃષ્ટિએ જોતો જોતો તે ભયવડે પગે ભરાએલા વસ્ત્રથી સ્ખલના પામવા લાગ્યો. ઊંચા ઉગામેલા અસ્ત્રોવાળા સભામાં બેઠેલા કુમારો અને રાજાઓથી કદાચ પોતાનો વધ થાય એ શંકાથી તે ધીમે ધીમે સભામાંથી બહાર નીકળ્યો, અને ભય પામેલો વાનર જેમ વૃક્ષ પર ચડી જાય તેમ જીવિતનો જાણે શરીરધારી મનોરથ હોય તેવા પોતાના રથ ઉપર તે એકદમ ચડી ગયો તે વખતે લોકો આ પ્રમાણે વાતો કરવા લાગ્યા કોઇએ કહ્યું, ' આ કોઇ નવો માણસ સભામાંથી નીકળ્યો જણાય છે, હું ધારું છું કે, તે ભરત રાજાનો દૂત હશે ' ત્યારે બીજાએ પૂછ્યું, ' શું બાહુબલી સિવાય બીજો કોઇ પૃથ્વીમાં રાજા છે ખરો ? ' એટલે અન્ય કોઇએ ઉત્તર આપ્યો કે, ' હા, બાહુબલીના જ્યેષ્ઠ બંધુ અને ઋષભદેવસ્વામીના પુત્ર ભરત નામે રાજા છે ' ત્યારે કોઇ બોલ્યું કે, ' ત્યારે તે આટલો વખત થયા કયા દેશમાં ગયો હતો ? ' અન્ય કોઇએ કહ્યું કે, ' તે ચક્રવર્તી હોવાથી છ ખંડ ભરતનો વિજય કરવાને માટે ગયો હતો ' એટલે વળી કોઇ ત્રીજાએ પૂછ્યું કે, ' તેણે બાહુબલી પાસે આ દૂત શા માટે મોકલ્યો હશે ? ' જવાબમાં ત્યાં રહેલા અન્યે કહ્યું; ' પોતાની સેવા કરવાનું કહેવા માટે ભરતે આ દૂતને મોકલ્યો હશે ? ' ત્યારે અન્ય કોઇ બોલ્યું કે, ' શું તેને એક ઉંદર જેવો મંત્રી નહિં હોય કે જે આવું કામ કરતાં ભરતને રોકતો નથી ? ' એટલે પેલાએ તેને કહ્યું કે, ' તેને સેંકડો મંત્રીઓ છે, પણ ભરતને સર્વે ઉલટી સલાહ આ કામમાં આપે છે. ' આ સાંભળી એક જણે ત્યાં એમ કહ્યું, ' ભાઈ! આ તો સૂતેલા સિંહને દંડના ઘાતથી જગાડવા જેવું તે કરે છે **ખરેખર બુદ્ધિ પ્રાયઃ ભાગ્યને અનુસરે છે.** ' આ પ્રમાણે નગરજનોના મુખોમાંથી નીકળતા વાર્તાલાપોને સાંભળતો સુવેગ વેગવાળા રથવડે તક્ષશિલા નગરીની બહાર એકદમ નીકળી ગયો સુભટોના ભુજાના આસ્ફોટથી, વિવિધ આયુધોના નચાવવાથી અને વીર લોકોના સિંહનાદથી તેના રથના ઘોડાઓ ભડકવા લાગ્યા એ પ્રમાણે પરિવારની સાથે જ્યારે તે સુવેગ નગરની બહાર આવ્યો, ત્યારે સિંહના જૂથમાંથી મુક્ત થયેલા અને કઈ દિશામાં જવું એમ સંભ્રમ પામી ગયેલા મૃગની પેઠે તેને કાંઇક જીવિતની આશા ઉત્પન્ન થઇ શહેરેશહેર અને ગામડે ગામડે ભરત અને બાહુબલીના પરસ્પરના વૈરની વાર્તાને સાંભળીને તે વાતનો આદર કરતા, ભુજાના મદથી ગર્વ ધરતા અને શસ્ત્રોને ઉગામતા વીરપુરુષોને જોઇને તેમજ રણની ઉત્કંઠાથી હાથમાં શસ્ત્રોને લઇને યુદ્ધ કરવાને સજ્જ થતા બાળકોને જોઇને સુવેગ પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે, ' અહિં આવા બાલકો પણ યુદ્ધ કરવાની સ્પૃહા કરે છે, તો શું આ ભૂમિનો તે ગુણ હશે કે બાહુબલીના પરાક્રમનો ગુણ હશે ? મને તો એમ જણાય છે કે **જેવા રાજા હોય છે તેવી પ્રજા થાય છે.** તેથી પોતાના સ્વામીના બળના માહાત્મ્યથી જ આ સર્વે ઉત્સાહ ધરે છે ' આગળ ચાલતા પોતાના સ્વામી બાહુબલીના

બળના અતિશયપણાથી બીજાની અવજ્ઞા કરનારા લોકો પાસેથી ભરત રાજાની સાથે થનારા વિગ્રહની હાંસી થતી તેણે સાંભળી. વળી કેટલાએકને પોતાના રાજાના તેજની જેમ હથિયારોને તેજ કરતા, કેટલાએકને અશ્વોને દોડાવતા, કેટલાએકને રથોને સજ્જ કરતા, કેટલાએકને જંગમ મહેલની જેવા તંબુઓને તૈયાર કરતા અને કેટલાએકને કવચો તથા શિરસ્ત્રાણને દૃઢ કરતા જોયા. આ પ્રમાણે જોતો તથા બાપેમાર્યું વૈર હોય તેમ ત્યાંના લોકોનાં તિરસ્કારભર્યાં નેત્રોના કટાક્ષોથી તિરસ્કારપૂર્વક જોવાતો તે સુવેગ દૂત ચાલતો ચાલતો અનુક્રમે એક ભયંકર અટવીમાં આવ્યો. ત્યાં પણ પર્વતના રાજાઓ બાહુબલી ઉપર ભક્તિવાળા, યુદ્ધ માટે સજ્જ થતા અને શસ્ત્રોને ઉગામતા તેના જોવામાં આવ્યા. તેવું જોઈ લોકાપવાદથી ભીરુ એવો તે દૂત તે બન્ને ભાઈઓનું પરસ્પર વૈર થવાના હેતુને હૃદયથી નિંદવા લાગ્યો, અને આ પ્રમાણે વિચાર કરવા લાગ્યો; ' અહો ! ચક્રવર્તીને શી ન્યૂનતા છે કે, જે આ બાહુબલી પાસેથી સેવાને ઇચ્છે છે. અમોએ પણ કેસરી સિંહની જેમ બાહુબલીને ફોકટ આ રીતે ચીડાવ્યા છે. ' આ પ્રમાણે વિચારતો સુવેગ વેગવાળા રથવડે કેટલાએક દિવસે પોતાના સ્વામીના દેશની નજીક સુખપૂર્વક આવી પહોંચ્યો. તે વખતે ત્યાંના લોકોમાં થતી આ પ્રમાણેની વાતો તેણે સાંભળી કે; ' હે લોકો ! સર્વે પોતપોતાના સ્ત્રી, પુત્ર વગેરેને લઈને તૈયાર થઈને સત્વર કિલ્લામાં જાઓ; કેમ કે, વિઘ્ન આવ્યા પહેલાં ચેતી જવું સારું છે. ધાન્ય અપક્વ હોય, તો પણ તેને લણી લ્યો અને તેને પૃથ્વીની અંદર દાટી રાખો. કારણ કે, તેમ કરવાથી હમણાં સર્વથા નાશ તો નહિં થાય. અથવા પુત્રાદિ પરિવારની શી ચિંતા કરવી ? અત્યારે તો આત્મરક્ષા કરવી મુશ્કેલ છે; કેમ કે બાહુબલી ક્રોધ પામતાં કિલ્લાનું બળ પણ શું કામનું છે ? ' આવી લોકવાર્ત્તા સાંભળીને સુવેગ વિચારમાં પડ્યો કે, ' શું આ વાર્ત્તા મારાથી પણ ઉતાવળી અગાઉથી અહિં આવી પહોંચી, કે જેથી આ લોકો બાહુબલીના સૈન્યનો આટલો બધો ભય રાખે છે. '

આ પ્રમાણે વિચારતો સુવેગ બાહુબલીનાં વચનોને સંભારતો વેગથી અયોધ્યામાં આવ્યો, અને તરત જ ભરતચક્રવર્તીની પાસે આવી તેણે તેમને પ્રણામ કર્યો. પછી ભક્તિથી બે હાથ જોડી સંદેશાને લાવનારા નૈગમેષી દેવની જેમ તેમની આગળ તે આવીને ઊભો રહ્યો. ચક્રવર્તીએ હસતાં હસતાં સુવેગને સ્નેહપૂર્વક પૂછ્યું કે; ' સુવેગ ! તું વેગથી કેમ આવ્યો ? મારો બંધુ બાહુબલી તો કુશલ છે ને ? એ મારો બંધુ મદગંધી હાથીની પેઠે બીજાની આજ્ઞાને સહન કરતો નથી. મેં બાલ્યાવસ્થામાં ક્રીડા કરતાં ઘણી વાર તેની એ રીતે પરીક્ષા કરી છે. ' આ પ્રમાણે ભરતેશ્વરનાં વચનોને સાંભળીને સુવેગ પ્રણામ કરીને બોલ્યો; ' સ્વામી ! આ પૃથ્વીમાં બાહુબલીનું અકુશલ કરવાને કોણ સમર્થ છે ? પ્રથમ મેં તેમને સામનીતિનાં વાક્યોથી હિત સમજાવ્યું, પછી બીજા ઉપાયો પણ કહી બતાવ્યા, તથાપિ તેણે કાંઈ પણ મારું માન્યું નહિ. જ્યારે ષટ ખંડના વિજયને પ્રસંગે સુષેણ સેનાપતિ, સૈન્ય અને ચક્રરત્ન વગેરેનું વર્ણન કર્યું,

આવી ગંભીર અને ઉગ્ર વાણીથી અંતઃકરણમાં ચમત્કાર પામેલો સુવેગ દૂત માત્ર પોતાનું જીવિત લઇને તે સભામાં આસન પરથી હળવે હળવે ઊભો થયો. 'કઇ દિશામા જઉં?' એમ ચપળ દૃષ્ટિએ જોતો જોતો તે ભયવડે પગે ભરાએલા વસ્ત્રથી સ્ખલના પામવા લાગ્યો. ઊંચાં ઉગામેલા અસ્ત્રોવાળા સભામાં બેઠેલા કુમારો અને રાજાઓથી કદાચ પોતાનો વધ થાય એ શંકાથી તે ધીમે ધીમે સભામાથી બહાર નીકળ્યો, અને ભય પામેલો વાનર જેમ વૃક્ષ પર ચડી જાય તેમ જીવિતનો જાણે શરીરધારી મનોરથ હોય તેવા પોતાના રથ ઉપર તે એકદમ ચડી ગયો. તે વખતે લોકો આ પ્રમાણે વાતો કરવા લાગ્યા. કોઇએ કહ્યુ, 'આ કોઇ નવો માણસ સભામાથી નીકળ્યો જણાય છે, હું ધારું છું, કે, તે ભરત રાજાનો દૂત હશે.' ત્યારે બીજાએ પૂછયું; 'શું બાહુબલી સિવાય બીજો કોઇ પૃથ્વીમા રાજા છે ખરો?' એટલે અન્ય કોઇએ ઉત્તર આપ્યો કે, 'હા, બાહુબલીના જ્યેષ્ઠ બંધુ અને ઋષભદેવસ્વામીના પુત્ર ભરત નામે રાજા છે.' ત્યારે કોઇ બોલ્યું કે, 'ત્યારે તે આટલો વખત થયા કયા દેશમા ગયો હતો?' અન્ય કોઇએ કહ્યું કે, 'તે ચક્રવર્તી હોવાથી છ ખંડ ભરતનો વિજય કરવાને માટે ગયો હતો.' એટલે વળી કોઇ ત્રીજાએ પૂછયું કે, 'તેણે બાહુબલી પાસે આ દૂત શા માટે મોકલ્યો હશે?' જવાબમા ત્યા રહેલા અન્યે કહ્યું; 'પોતાની સેવા કરવાનું કહેવા માટે ભરતે આ દૂતને મોકલ્યો હશે!' ત્યારે અન્ય કોઇ બોલ્યું કે; 'શું તેને એક ઉંદર જેવો મંત્રી નહિં હોય કે જે આવું કામ કરતા ભરતને રોકતો નથી?' એટલે પેલાએ તેને કહ્યું કે; 'તેને સેંકડો મંત્રીઓ છે, પણ ભરતને સર્વે ઉલટી સલાહ આ કામમા આપે છે.' આ સાભળી એક જણે ત્યા એમ કહ્યું; 'ભાઈ! આ તો સૂતેલા સિંહને દંડના ઘાતથી જગાડવા જેવું તે કરે છે. **ખરેખર બુદ્ધિ પ્રાયઃ ભાગ્યને અનુસરે છે.**' આ પ્રમાણે નગરજનોના મુખોમાથી નીકળતા વાર્ત્તાલાપોને સાભળતો સુવેગ વેગવાળા રથવડે તક્ષશિલા નગરીની બહાર એકદમ નીકળી ગયો. સુભટોના ભુજાના આસ્ફોટથી, વિવિધ આયુધોના નચાવવાથી અને વીર લોકોના સિંહનાદથી તેના રથના ઘોડાઓ ભડકવા લાગ્યા એ પ્રમાણે પરિવારની સાથે જ્યારે તે સુવેગ નગરની બહાર આવ્યો, ત્યારે સિંહના જૂથમાથી મુક્ત થયેલા અને કઈ દિશામા જવું એમ સંભ્રમ પામી ગયેલા મૃગની પેઠે તેને કાઇક જીવિતની આશા ઉત્પન્ન થઇ. શહેરેશહેર અને ગામડે ગામડે ભરત અને બાહુબલીના પરસ્પરના વૈરની વાર્તાને સાંભળીને તે વાતનો આદર કરતા, ભુજાના મદથી ગર્વ ધરતા અને શસ્ત્રોને ઉગામતા વીરપુરુષોને જોઇને તેમજ રણની ઉત્કંઠાથી હાથમા શસ્ત્રોને લઇને યુદ્ધ કરવાને સજ્જ થતા બાળકોને જોઇને સુવેગ પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે; 'અહિં આવા બાલકો પણ યુદ્ધ કરવાની સ્પૃહા કરે છે, તો શું આ ભૂમિનો તે ગુણ હશે કે બાહુબલીના પરાક્રમનો ગુણ હશે? મને તો એમ જણાય છે કે **જેવા રાજા હોય છે તેવી પ્રજા થાય છે.** તેથી પોતાના સ્વામીના ભુજાના માહાત્મ્યથી જ આ સર્વે ઉત્સાહ ધરે છે' આગળ ચાલતા પોતાના સ્વામી બાહુબલીના

ભારથી તેના દેશની પૃથ્વી-ધરા નમશે નહિં, ત્યાંસુધી માનવડે ઉન્નત થયેલા એ બાહુબલિની કંધરા પણ નમશે નહિં. તો આ કાર્યમાં આપે જરા પણ વિલંબ કરવો ઘટિત નથી, છતાં જો આપને શંકા હોય તો નીતિનાં વચનોની ઉક્તિઓથી તેના જાણકાર આ બધાં મંત્રી-મુખ્યોને આપ પૂછી જુઓ!' તે વખતે તત્કાળ જાણે સુષેણનાં વચનોના પડઘા હોય તેમ મંત્રીઓ પણ રાજાને ઉત્સાહિત કરવાને સુષેણ સેનાપતિ કરતાં પણ વિશેષ રીતે ભરત-નરેશ્વરને બાહુબલીની સામે યુદ્ધ કરવા માટે કહેતા હતા. તેથી ભરતનરેશ્વરે યુદ્ધપ્રયાણ સૂચવવામાં સફલ એવી ભંભાનો નાદ કરાવ્યો. તેના નાદથી સર્વ રાજાઓ તત્કાળ એકઠા થઈ ગયા. પછી શુભ દિવસે ચક્રવર્તીએ સ્નાન કરી, શુદ્ધ ઉજ્વલ વસ્ત્રોને પહેરી, ઉત્તમ પુષ્પો-વડે શ્રીયુગાદિપ્રભુની ભક્તિભાવપૂર્વક પૂજા કરી. ત્યારબાદ વાંછિત અર્થની સિદ્ધિને માટે પૌષધાગારમાં રહેલા મુનિઓની પાસે જઇ ભરતનરેશે તેમને વંદના કરી. કારણ કે, તેમની ધર્મલાભરૂપ આશિષ અધિક સિદ્ધિને આપનારી છે. તે પછી સારા વેષવાળા, આનંદી અને પુરુષાર્થમાત્રના આભૂષણવાળા ચક્રવર્તીએ નગરની બહાર પર્યંત ભાગે છાવણી નાંખી. લોહચુંબકથી ખેંચાઈને લોહમય પદાર્થ જેમ તેની પાસે આવે તેમ ભંભાનાદથી ખેંચાઈને તે અવસરે સર્વ દેશના અને ગામના અધિપતિઓ આવી આવીને ત્યાં અયોધ્યામાં ભરતેશ્વરની સેવામાં આવ્યા. જાણે જંગમ પર્વત હોય તેવા હાથીઓ અને ઘોડાઓ મનુષ્યોનાં સૈન્યરૂપ સાગરના જાણે તરંગો હોય તેવા તે સમયે દેખાવા લાગ્યા. જાણે જંગમ પર્વતોનો પ્રવાહ ચાલતો હોય તેમ પોત-પોતાના સૈન્યસમૂહ સહિત તેના અધિકારીઓ ભુવન-લોકના નાથ એવા ભરતેશ્વરનરેશની પાસે આવવા લાગ્યા. પછી પ્રયાણ સમયે પતિ-પુત્રવાળી રમણી-ઓએ અને કુલીન કન્યાઓએ અખંડ અક્ષતોથી મંગળિકને માટે આદરપૂર્વક ચક્રવર્તીને વધાવ્યા. ભાટ-ચારણ-બંદિજનો તે અવસરે સ્તુતિ કરવા લાગ્યા, અને દેવતાઓ સેવા કરવા લાગ્યા. કુલ સ્ત્રીઓ મંગળ ગીત ગાવા લાગી, અને મહાજનો તેમનું દર્શન કરવા લાગ્યા. એ રીતે મંગલિકોથી કૃતાર્થ થયેલા ભરતરાજા રણયાત્રાનો આરંભ કરવાને માટે પ્રાતઃકાળમાં સૂર્ય જેમ પૂર્વાચલ પર ચડે તેમ પ્રાતઃકાળમાં જ સુરગિરિ નામના ગજેંદ્ર ઉપર ચડ્યા. એ ગજરત્ન ઘણો ઊંચો હતો. ચક્રવર્તીનાં યશની જેવો તે ઉજ્વલ હતો. તેની બન્ને બાજુએ ઝરતા મદવડે કસ્તૂરીની પત્રવલ્લિ રચાયેલી હતી. પર્વત, સમુદ્ર અને નદીઓને લીલાવડે ઉલ્લંઘન કરવાને તે હાથી સમર્થ હતો, અને એક હજાર યક્ષો તેની રક્ષા કરતા હતા. ભરતચક્રી હસ્તી પર આરૂઢ થયા પછી જાણે તેના અંશ હોય, તેવા અનેક વીર પુરુષો ..ર અને શસ્ત્રને ધારણ કરી; હાથી, ઘોડા, રથ અને ઉંટ ઉપર તે સમયે આરૂઢ ..યા. તે વખતે સંપૂર્ણ ચંદ્રના જેવું, કલ્યાણ કલશથી અલંકૃત અને એક હજાર નાગ-..તાઓવડે રક્ષા કરાતું, જયનામનું છત્રરત્ન, બીજા છત્રોને ત્રાસ કરતું ચક્રવર્તીના ..તકની ઉપર શેષનાગના મસ્તક પર મણિની જેમ તત્કાળ વિકાસ પામ્યું; અને સુંદર ..નાઓ ચામર વીંજવા માંડી. પછી ભરતરાજાએ પગના અંગૂઠાવડે ગજરત્નને પ્રેરણા

ત્યારે તો તેણે અવજ્ઞાથી જાણે સાંભળ્યુ જ ન હોય તેવો ભાવ બતાવ્યો. છેવટે તેણે પોતાના ખભા ઉપર દૃષ્ટિ કરી મને તિરસ્કારપૂર્વક કહ્યું કે, " હે દૂત ! ચાલ્યો જા, અને તારા સ્વામીને રાજ્ય તથા જીવિતના લાભને માટે અહીં મોકલ. " હે વિભુ ! વિશેષ શું કહું ? તેના રાજ્યના સીમાડામા વસતા સર્વ લોકો પણ તેની ઉપર સંપૂર્ણ અનુરાગી છે, અને તેઓ પોતાનું જીવિત આપીને પણ તેની રાજ્યલક્ષ્મીની રક્ષા કરવા ઈચ્છે છે. તમારી સાથે વૈરની વાર્તા સાંભળીને યુદ્ધ કરવા માટે તેનાં રાજ્યપ્રદેશમાં રહેનાર પ્રત્યેક મનુજન વિશેષ ઉત્સાહ ધરે છે. ખરેખર પોતાના સ્વામીની શક્તિથી ઉત્પન્ન થયેલા ગુણો તેવા જ હોય છે. ' આ પ્રમાણેના દૂતના વચનોને સાંભળીને ભરતરાજાએ કહ્યું કે, ' મારો નાનો ભાઇ બાહુબલિ શત્રુરૂપ તૃણમા અગ્નિરૂપ છે, એ હું જાણું છું. હું તેની સાથે યુદ્ધ કરવારૂપ કઠોર એવો વિરોધ કરીશ નહિં; કારણ કે, સર્વ દેશોમા ફરીએ તો પણ પોતાનો બંધુ કોઈ ઠેકાણે મળતો નથી. પુરુષો સંપત્તિ, રાજ્ય અને બીજું બધું સર્વ ઠેકાણે મેળવે છે, પણ ભાગ્યવિના સહોદર( બંધુ ) ક્યાંયે પણ મળતો નથી જેવુ દાનવગરનું ધન, નેત્રવગરનું સુખ અને અમાત્યવગરનું રાજ્ય વૃથા છે, તેવી રીતે બંધુવગરનું આ વિશ્વ બધું વૃથા છે જે ધન કે જીવિત, બંધુના ઉપકારને માટે કે રક્ષણને માટે ઉપયોગી થતું નથી, તે ધન નિધન( મરણરૂપ ) છે, અને જીવિત અજીવિત છે. જે ઘરમાં ગોત્ર ઘાતથી પ્રાપ્ત થયેલી લક્ષ્મી વિલાસ કરે છે, તે લક્ષ્મીનો પતિ પતિત છે, અને તે રાજતેજ પણ શોભતું નથી ' આ નિસત્વ છે ' એમ લોકો કદિ મને હસે, તો ભલે હસો, તથાપિ હું એ મારા નાના ભાઈ બાહુબલીની સાથે યુદ્ધ કરીશ નહિં. '

આવા ભરતચક્રવર્તીના વચનોને સાભળી સુષેણ સેનાપતિ કે જે બાહુબલિએ કરેલી પોતાની નિંદાથી અંતરમા ક્રોધ પામેલો હતો, તે મહાઉત્સાહવાળો, થઈને ધીર અને ગંભીર વાણીથી આ પ્રમાણે ભરતેશ્વરને કહેવા લાગ્યો; હે સ્વામી ! જો કે, શ્રીયુગાદિપ્રભુના પુત્ર થઇને તમને ક્ષમા કરવી ઘટે છે વળી આવી રીતે ક્ષમા કરવાથી તમારો બાંધવસ્નેહ પણ અપૂર્વ જણાઈ આવે છે, તથાપિ અત્યારે તો તમારો સ્નેહ એક હાથે તાળી પાડ્યા જેવો જણાય છે, કારણ કે તમે તેની ઉપર સ્નેહ ધરાવો છો, અને તે તમારી ઉપર દ્વેષ રાખે છે હે નરેશ્વર ! પોતાનો સહોદર( બંધુ ) હોય પણ જો તે આજ્ઞાનો ભંગ કરતો હોય, તો રાજાએ તેની ઉપેક્ષા કરવી નહિં, કારણ કે રાજાઓને જ્યોત્સ્નાની જેમ પોતાની આજ્ઞા જ સર્વત્ર તેજને કર નારી છે પોતાના રાજ્યથી કૃતાર્થ થયેલા હોય, તો પણ જે રાજાઓ દિગ્વિજય કરે છે, તે લોભથી નથી કરતા, પણ માત્ર પોતાના તેજની વૃદ્ધિને માટે જ કરે છે શુભ પરિણામને ઇચ્છનારા પુરુષે બંધુરૂપી શત્રુની પણ ઉપેક્ષા કરવી નહિં કેમકે રોગ પોતાના અંગથી ઉત્પન્ન થયેલો હોય છે, તો પણ તે વધી જવાથી મૃત્યુનું નિમિત્ત બને છે, માટે હે સ્વામી ! જ્યાસુધી આપણા સૈન્યની રજથી સૂર્યમંડલ નિસ્તેજ થશે નહિં, ત્યાંસુધી એ બાહુબલિ નિસ્તેજ થઈ પોતાના દેશને છોડશે નહિં. જ્યાંસુધી આપના હસ્તિસૈન્યના

ભારથી તેના દેશની પૃથ્વી-ધરા નમશે નહિં, ત્યાંસુધી માનવડે ઉન્નત થયેલા એ બાહુબલિની કંધરા પણ નમશે નહિં. તો આ કાર્યમાં આપે જરા પણ વિલંબ કરવો ઘટિત નથી, છતાં જો આપને શંકા હોય તો નીતિનાં વચનોની ઉક્તિઓથી તેના જાણકાર આ બધાં મંત્રી-મુખ્યોને આપ પૂછી જુઓ !' તે વખતે તત્કાળ જાણે સુષેણનાં વચનોના પડઘા હોય તેમ મંત્રીઓ પણ રાજાને ઉત્સાહિત કરવાને સુષેણ સેનાપતિ કરતાં પણ વિશેષ રીતે ભરત-નરેશ્વરને બાહુબલીની સામે યુદ્ધ કરવા માટે કહેતા હતા. તેથી ભરતનરેશ્વરે યુદ્ધપ્રયાણ સૂચવવામાં સફલ એવી ભંભાનો નાદ કરાવ્યો. તેના નાદથી સર્વ રાજાઓ તત્કાળ એકઠા થઈ ગયા. પછી શુભ દિવસે ચક્રવર્તીએ સ્નાન કરી, શુદ્ધ ઉજ્વલ વસ્ત્રોને પહેરી, ઉત્તમ પુષ્પો-વડે શ્રીયુગાદિપ્રભુની ભક્તિભાવપૂર્વક પૂજા કરી. ત્યારબાદ વાંછિત અર્થની સિદ્ધિને માટે પૌષધાગારમાં રહેલા મુનિઓની પાસે જઈ ભરતનરેશે તેમને વંદના કરી. કારણ કે, તેમની ધર્મલાભરૂપ આશિષ અધિક સિદ્ધિને આપનારી છે. તે પછી સારા વેષવાળા, આનંદી અને પુરુષાર્થમાત્રના આભૂષણવાળા ચક્રવર્તીએ નગરની બહાર પર્યંત ભાગે છાવણી નાંખી. લોહચુંબકથી ખેંચાઈને લોહમય પદાર્થ જેમ તેની પાસે આવે તેમ ભંભાનાદથી ખેંચાઈને તે અવસરે સર્વ દેશના અને ગામના અધિપતિઓ આવી આવીને ત્યાં અયોધ્યામાં ભરતેશ્વરની સેવામાં આવ્યા. જાણે જંગમ પર્વત હોય તેવા હાથીઓ અને ઘોડાઓ મનુષ્યોનાં સૈન્યરૂપ સાગરના જાણે તરંગો હોય તેવા તે સમયે દેખાવા લાગ્યા. જાણે જંગમ પર્વતોનો પ્રવાહ ચાલતો હોય તેમ પોત-પોતાના સૈન્યસમૂહ સહિત તેના અધિકારીઓ ભુવન-લોકના નાથ એવા ભરતેશ્વરનરેશની પાસે આવવા લાગ્યા. પછી પ્રયાણ સમયે પતિ-પુત્રવાળી રમણી-ઓએ અને કુલીન કન્યાઓએ અખંડ અક્ષતોથી મંગળિકને માટે આદરપૂર્વક ચક્રવર્તીને વધાવ્યા. ભાટ-ચારણ-બંદિજનો તે અવસરે સ્તુતિ કરવા લાગ્યા, અને દેવતાઓ સેવા કરવા લાગ્યા. કુલ સ્ત્રીઓ મંગળ ગીત ગાવા લાગી, અને મહાજનો તેમનું દર્શન કરવા લાગ્યા. એ રીતે મંગલિકોથી કૃતાર્થ થયેલા ભરતરાજા રણયાત્રાનો આરંભ કરવાને માટે પ્રાતઃકાળમાં સૂર્ય જેમ પૂર્વાચલ પર ચડે તેમ પ્રાતઃકાળમાં જ સુરગિરિ નામના ગજેંદ્ર ઉપર ચડ્યા. એ ગજરત્ન ઘણો ઊંચો હતો. ચક્રવર્તીનાં યશની જેવો તે ઉજ્વલ હતો. તેની બન્ને બાજુએ ઝરતા મદવડે કસ્તૂરીની પત્રવલ્લિ રચાયેલી હતી. પર્વત, સમુદ્ર અને નદીઓને લીલાવડે ઉલ્લંઘન કરવાને તે હાથી સમર્થ હતો, અને એક હજાર યક્ષો તેની રક્ષા કરતા હતા. ભરતચક્રી હસ્તી પર આરૂઢ થયા પછી જાણે તેના અંશ હોય, તેવા અનેક વીર પુરુષો બખ્તર અને શસ્ત્રને ધારણ કરી; હાથી, ઘોડા, રથ અને ઉંટ ઉપર તે સમયે આરૂઢ થયા. તે વખતે સંપૂર્ણ ચંદ્રના જેવું, કલ્યાણ કલશથી અલંકૃત અને એક હજાર નાગ-દેવતાઓવડે રક્ષા કરાતું, જયનામનું છત્રરત્ન, બીજા છત્રોને ત્રાસ કરતું ચક્રવર્તીના મસ્તકની ઉપર શેષનાગના મસ્તક પર મણિની જેમ તત્કાળ વિકાસ પામ્યું; અને સુંદર વારાંગનાઓ ચામર વીંજવા માંડી. પછી ભરતરાજાએ પગના અંગૂઠાવડે ગજરત્નને પ્રેરણા

કરી એટલે તે પોતાની ગર્જનાના ધ્વનિથી દિશાઓને બહેરી કરતો આગળ ચાલ્યો. તેજ વખતે ભંભાના નાદવડે બ્રહ્માંડને ગર્જાવતા, માંગલિક વાદ્યોના ઘોષથી ગજેંદ્રના શબ્દોને પોષણ કરતા અને કિરણોવડે સૂર્યની જેમ સૈન્યવડે પરવરેલા ભરતચક્રવર્તીએ પ્રયાણ કર્યું. સૂર્યમંડળના જેવું પ્રકાશમાન ચક્રરત્ન સહસ્ર આરાને ધારણ કરતું તે સમયે સૈન્યની આગળ ચાલવા લાગ્યું. તે વખતે બંદીજનો બોલવા લાગ્યા કે 'દિગ્ગજો ! દંતાગ્રને દૃઢ કરજો, કુલપર્વતો ! સ્થિરતા રાખજો, શેષનાગ ! સારા થાંભલા જેવા બીજા નાગોની સહાય લેજો, દિશાઓ ! તમે દૂર જજો, પૃથ્વી ! તું વિશાળ થજે, આકાશ ! સત્વર અવકાશ આપજે, નહિં તો આજે આ ભરતરાજા સૈન્યના ભારથી અને દુંદુભિના ધ્વનિથી તમને ફાડી નાંખશે.' આ પ્રમાણે બંદીજનોથી બોલાતા પોતાનાં બિરુદોને સાંભળતા અને રથચક્રના ચીત્કારથી દિશાઓને શબ્દમય કરતા ભરતરાજા અવિચ્છિન્નપ્રયાણે ચાલવા લાગ્યા. અનુક્રમે સૈન્યના તેજથી સૂર્યને ખજવા જેવો કરતા, સ્થિર એવા પર્વતાદિકને અસ્થિર કરતા, માર્ગમાં આવતી નદીઓનું શોષણ કરતા, સરોવરને સ્થળ જેવા કરી નાખતા અને ગજોના મદથી પાછા નવા સરોવરો નીપજાવતા, નીચી જમીનને સમાન કરતા અને અમાર્ગમાં માર્ગ કરતા, ભરતેશ્વર નિત્ય યોજન–યોજનનું પ્રયાણ કરતા કેટલાક દિવસે બહુલી દેશની નજીકમાં આવી પહોંચ્યા. તે સમયે ભરતરાજાએ પોતાનાં સૈન્યને માટે આવાસ કરવાને કેટલાએક પુરુષોને આગળ મોકલ્યા હતા, તેઓએ ભરતની પાસે આવીને હર્ષથી વિજ્ઞપ્તિ કરી કે; 'સ્વામી ! આપ જય પામો. અહિંથી ઉત્તર દિશામાં ગંગા નદીને કાંઠે વૃક્ષોની શાખાઓથી સૂર્યને ઢાંકી દેનારું એક મોટું વન છે, અને તે વનમાં સુવર્ણ તથા મણિરત્નમય અને હૃદયમનોહર તેવો પૂજ્ય પિતાશ્રી ઋષભદેવ ભગવંતનો એક સુંદર પ્રાસાદ છે. તે પ્રાસાદમાં ઉત્તમ બુદ્ધિવાળા કોઈ સંયમી, ત્યાગી મુનિરાજ વિદ્વાનોના સમૂહમાં અલંકારરૂપ હૃદયમાં ધ્યાન ધરતા ત્યાં બિરાજમાન થયા છે.' આવાં તે સેવકોનાં વચનોને સાંભળી, સુકૃતમા પ્રથમ આદર કરનાર ભરતરાજા, શ્રી આદીશ્વરપ્રભુને વંદના કરવા માટે તરતજ તે વનમાં ગયા; અને વિધિપ્રમાણે જિનેશ્વરને નમીને તથા ભક્તિથી પ્રભુનું પૂજન કરી તેઓ રત્નમય વેદિકા ઉપર ત્યા બેઠા. ત્યાં બેસીને આમતેમ જોતાં ભરતેશ્વરે ત્યાં ધ્યાનસ્થિત, પ્રશાત અને તપસ્વી એવા એક મુનિને દીઠા. એટલે તેમને પ્રણામ કરીને અને તેમને ઓળખીને નર્મોક્તિસહિત સુંદર વાણીમાં ભરતરાજાએ તે મહાત્માને કહ્યું; 'હે ભગવન્ ! તમે વિદ્યાધર હતા, અને મારી સાથે યુદ્ધ કરવાને માટે ઉત્સુક થઈને નમિ વિનમિની સાથે આવ્યા હતા તે આપને યાદ આવે છે ? છતાં હમણાં સર્વ પ્રાણી ઉપર આપને આવી કરુણાવાળી વૃત્તિ થઈ છે, તો આ પ્રકારનાં વૈરાગ્યનું કારણ આપને શું બન્યું છે ? તે કૃપા કરીને આપ મને ફરમાવો !' તે વખતે પોતાના વૈરાગ્યનો હેતુ જાણવાની ઇચ્છાવાળા ભરતનરેશ્વરને મુનિએ કહ્યુ કે, 'જ્યારે હું તમારી સાથે યુદ્ધ કરવા આવ્યો હતો, તે વખતે નમિ, વિનમિ અને હું તમારાથી જિતાયા હતા. તેથી વૈરાગ્ય પામીને તરત જ મારા પુત્રને રાજ્ય આપી મેં પ્રભુની પાસે જઇ ચારિત્રને ગ્રહણ કર્યું છે. ત્યારથી આજ દિન સુધી

શ્રીયુગાદિ પ્રભુની હું નિત્ય સેવા કરું છું. ઉભયલોકમાં સામ્રાજ્ય આપનાર એ દેવાધિદેવ પ્રભુને કોણ ન સેવે ?' એ રીતે વિદ્યાધર મુનિવરે કહ્યું, એટલે ભરતચક્રવર્તીએ તેઓને પૂછ્યું; 'ભગવન્ ! હમણાં પિતાશ્રી ઋષભદેવ ભગવંત ક્યાં બિરાજે છે ?' જવાબ આપતાં તેમણે ફરમાવ્યું કે, 'તે સંબંધમાં એક કૌતુક બન્યું છે તે તમે સાંભળો ! અનેક દેવતાઓએ સેવેલા શ્રીયુગાદિપ્રભુ હાલ શ્રીપ્રભ ઉદ્યાનમાં પધાર્યા છે. ત્યાં હું પણ સાથે હતો. એક દિવસ અનંત નામના નાગકુમારદેવની સાથે ધરણેંદ્ર ત્યાં આવ્યો અને જગદ્ગુરુને નમીને તેણે પ્રશ્ન કર્યો કે, " ભગવન્ ! સર્વ દેવોમાં આ અનંતના દેહની કાંતિ આટલી અધિક કેમ છે ? " આ પ્રશ્ન સાંભળી પ્રભુશ્રીએ ફરમાવ્યું કે, " આજથી પૂર્વે ચોથા ભવે અનંતદેવ આભીર જાતિમાં ઉત્પન્ન થયો હતો. અને તે અવસ્થામાં ઉત્કૃષ્ટ પાપનું પોષણ કરવા માટે જાણે ન હોય તેમ તે નિરંતર મુનિઓને દુઃખ આપતો હતો. ત્યાંથી મૃત્યુ પામી, નરકમાં વિવિધ વેદનાઓને ભોગવી તે સુગ્રામ નામના ગામમાં કોઢ-રોગથી પીડિત બ્રાહ્મણ થયો. એક વખતે તેણે સુવ્રત નામના સારા શિષ્ય મુનિને પોતાનાં દેહમાં કોઢ થવાનું કારણ પૂછ્યું. ત્યારે તેમણે કહ્યું કે, " પૂર્વભવે મુનિરાજને પીડા કરવાથી તું કોઢીયો થયો છે. **ઉત્તમ પુરુષોને મુનિ મહાત્માઓ આરાધના કરવા યોગ્ય છે.** કદિ પણ મુનિરાજની વિરાધના કરવી યોગ્ય નથી. મુનિ તો ક્ષમાવાન હોવાથી ક્ષમા કરે, તથાપિ તેઓને દુઃખ આપનારને તો તે પાપની પરંપરા ભોગવવી પડે છે. સન્માન કરેલા મુનિ સ્વર્ગાદિક ઉત્તમ ગતિને આપે છે, અને અપમાન કરવાથી મૂળમાં લાગેલા અગ્નિની જેમ તે અનંત કુલોને બાળી નાંખે છે." સુવ્રત મુનિએ આ પ્રમાણે કહ્યા પછી તે બ્રાહ્મણે પોતાના કોઢરોગના નાશનો ઉપાય પૂછ્યો, ત્યારે મુનિએ કહ્યું કે " તું ભાવનાપૂર્વક શત્રુંજયગિરિની સેવા કર. તે તીર્થમાં રાગ–દ્વેષરહિત અને સમતારસ યુક્ત થઈને રહેવાથી તું પાપકર્મનો ક્ષય કરીને રોગથી મુક્ત થઈશ. જેમ ગાઢ તપશ્ચર્યાના પ્રભાવે વજ્રલેપ થયેલા કર્મોથી પ્રાણી મુક્ત થાય છે, તેમ શ્રી પુંડરીકગિરિરાજની ભાવપૂર્વકની સેવાથી પણ આત્મા પાપકર્મોથી મુક્ત થાય છે. એ તીર્થનાં માહાત્મ્યથી ત્યાં રહેનારા તિર્યંચો પણ પ્રાયઃ પાપમુક્ત અને નિર્મળ હૃદયવાળા થઈને સારી ગતિને પામે છે. એ ગિરિરાજનાં સ્મરણથી સિંહ, અગ્નિ, સમુદ્ર, સર્પ, રાજા, વિષ, યુદ્ધ, ચોર, શત્રુ અને મહામારીના ભયો પણ નાશ પામે છે. ઉગ્ર તપ અને બ્રહ્મચર્યથી જે પુણ્ય થાય છે, તે શત્રુંજયગિરિની નિશ્રામાં વિવેકપૂર્વક યતનાથી રહેનારને પ્રાપ્ત થાય છે. શ્રી વિમલાચલનાં પુણ્ય દર્શન થવાથી આ ત્રણ લોકમાં જે કોઈ તીર્થ છે, તે સર્વનાં દર્શન થઈ જાય છે."

આ પ્રમાણે સુવ્રત મુનિનાં મુખથી સાંભળીને એ બ્રાહ્મણ પુંડરીકગિરિરાજની યાત્રાએ ગયો. ત્યાં મુનિના કહેવા પ્રમાણે વર્ત્તવાથી અનુક્રમે તે રોગરહિત થઈ ગયો. છેવટે વિશેષ વૈરાગ્યથી અનશન વ્રતવડે મૃત્યુ પામી તે બ્રાહ્મણનો જીવ અદ્ભુત કાંતિને ધારણ કરનાર

આ અનંત નામનો નાગકુમાર દેવ થયેલ છે. વળી તીર્થસેવાના પ્રભાવથી આ ભવથી ત્રીજે ભવે આ દેવ સર્વ કર્મોનો ક્ષય કરી અનંતચતુષ્ટય પ્રાપ્ત કરીને મુક્તિસુખને પામશે."

આ પ્રમાણે સાંભળીને તે અનંતનાગ કુમારદેવે શત્રુંજયગિરિ પર ગયો, અને હું પણ તેના આગ્રહથી તેની સાથે જ તે તીર્થની યાત્રાએ ગયો હતો. ત્યાં અષ્ટાહ્નિક મહોત્સવ કરીને ભક્તિવડે તીર્થનું સ્મરણ કરતો તે દેવ પોતાનાં સ્થાને ગયો. "અહો ! આ ત્રણ ભુવનમાં શત્રુંજય જેવું કોઈ ઉત્તમ તીર્થ નથી, કે જેના સ્પર્શમાત્રથી વિપત્તિઓ દૂર જાય છે." અનંતદેવના ગયા પછી સર્વત્ર તીર્થોની યાત્રા માટે ફરતો હું પ્રભુના દર્શન કરવાને માટે આ પ્રાસાદમાં આવ્યો છું. અહીં પ્રસંગે તમારો પણ મને યોગ થયો. શ્રી બાહુબલિના પુત્ર સોમયશાએ આ યુગાદિપ્રભુનો પ્રાસાદ રચાવ્યો છે. શ્રીયુગાદિ ભગવાન ત્રણ લોકના સ્વામી છે, તેમના તમે પુત્ર છો તેથી તમને જોવાથી મારે આજ સારું થયું".

તે વિદ્યાધર મુનિરાજની આવી વાણી સાંભળીને શત્રુંજયગિરિનું અને ઋષભદેવ સ્વામીનું સ્મરણ કરી નિર્વેદ(ખેદ) પામેલા ભરત નરેશ્વરે તે મુનિવરને પ્રણામ કર્યો. એટલે મુનિ ધર્મલાભરૂપ આશીષ આપીને ત્યારબાદ ત્યાંથી અન્યત્ર વિહાર કરી ગયા. પછી ભરતે સુંદર વૃક્ષોની ઘટાવડે રમણીય એવા તે પ્રદેશમાં જ સૈન્યનો પડાવ કરાવ્યો.

આ બાજુઃ બહુલિ દેશના અધિપતિ બાહુબલિએ ભરતને આવેલા સાંભળી પોતાના સિંહનાદ સાથે ભંભાનો નાદ કરાવ્યો. તે નાદને સાંભળીને સૈન્ય સહિત ભરતને 'હું જીતીશ, હું જીતીશ' એમ પરસ્પર સ્પર્ધા કરતા વીર પુરુષો વેગથી એકઠા થયા. પોતાનું અંતર્ગત તેજ ઊંચા પ્રકારે બતાવતા તે વીરો શસ્ત્રોને ઉછાળવાથી આકાશને દાંતવાળું કરતા પ્રકાશવા લાગ્યા. બાહુબલિના પક્ષના સર્વ સુભટો તે કઠોર રણસંગ્રામને જાણે ઉત્સવ આવ્યો હોય તે રીતે ઉત્સાહથી માનવા લાગ્યા. ઉદાર શૃંગારવાળા અને જાણે મૂર્ત્તિમાન વીરરસ હોય તેવા ચતુરંગ સૈન્ય સહિત ત્રણ લાખ પુત્રોથી વીંટાએલા, ભંભાના ધ્વનિથી દિશાઓને શબ્દાયમાન કરતા, અને છત્ર ચામરથી વિભૂષિત બાહુબલિ રાજા, શુભ દિવસે મંગળ કરી પોતાને ભદ્ર કરનારા એવા ભદ્રકરણ નામના ઉત્તમ હસ્તી ઉપર આરૂઢ થયા. મોટા અને શોભીતા પરિવાર સાથે ત્યાંથી ચાલી બાહુબલિએ સ્વદેશના પર્યંત ભાગે પોતાની છાવણી નાંખી. પ્રાત:કાલે બાહુબલિએ, સર્વ રાજાઓની સંમતિથી પોતાના સિંહરથ નામના પુત્રને સેનાપતિ કર્યો, અને પોતે તેના મસ્તક પર રણપટ્ટ બાંધ્યો. જેથી તે વૃદ્ધિ પામેલા તેજવડે દેવતાની જેવો શોભવા લાગ્યો.

મહારાજા ભરતે પણ સર્વ રાજાઓની સંમતિથી પોતાના સૈન્યમાં શત્રુની સેનાને મર્દન કરનાર સુષેણને સેનાપતિ કર્યો. પછી સૈન્યમાં દૂતને મોકલીને સર્વ રાજાઓને અને સૂર્યયશા વગેરે સવા ક્રોડ પુત્રોને પોતાની પાસે બોલાવ્યા. પછી એક એકનું નામ લઈ, બહુમાનપૂર્વક બોલાવી, વૈમાનિક દેવોને ઇંદ્ર શિખામણ આપે તેમ તેઓને તેમણે શિખામણ આપવા માંડી; 'હે વીર પુરુષો ! તમે દિગ્વિજયમાં સર્વ રાજાઓ, વિદ્યાધરો, દૈત્યો અને દુર્દમ એવા કિરાતોને જિતી લીધા છે, પણ તેમાં આ બાહુબલિના એક સામંત જેવો

પણ કોઇ બલવાન હતો નહિં. આ બાહુબલિની પાસે રણકર્મમાં કઠોર એવા ઘણા વીરો છે. જેમ બીજાઓની સેનામાં પરાક્રમથી મંડિત એક જ પુરુષ હોય છે, તેમ આ બાહુબલિની સેનામાં સર્વે વીરો શત્રુઓના મંડલને ભેદનારા છે. તેનો સોમયશા નામે પૂર્ણ પરાક્રમી એક જ્યેષ્ઠ પુત્ર છે, તે એક લાખ હાથી તથા ત્રણ લાખ રથ અને ઘોડાની સાથે એકલો યુદ્ધ કરે તેવો છે. તેનો કનિષ્ટ બંધુ સિંહરથ, બલવાન; સહારથી અને દિવ્ય શસ્ત્રથી ભુજાને પવિત્ર કરનારો છે. તેનાથી નાનો સિંહકર્ણ, ક્ષોભ પામેલા સમુદ્ર જેવા ધ્વનિવાળો અને એક હાથના બળથી મોટા પર્વતોને પણ ઉપાડે તેવો છે. તેનાથી નાનો સિંહવિક્રમ, સમસ્ત વિશ્વમાં રહેલા વીર પુરુષોથી પણ અજેય છે. તેનાથી નાનો સિંહસેન, રિપુ સૈન્યનો ક્ષય કરવામાં સમર્થ છે. તેના ત્રણ લાખ કુમારોમાં સર્વથી નાનો પુત્ર પણ દુર્દમ છે, અને એકલો એક અક્ષૌહિણી સેનાને જીતવાને સમર્થ છે, એમ સંભળાય છે. હે રાજાઓ! તમે દિગ્વિજયનું બ્હાનું કરીને કેવલ દિશાઓનું જ અત્યારસુધી અવલોકન જ કર્યું છે, બાકી યુદ્ધ તો હવે બાહુબલિની સાથે જ થવાનું છે. તેથી તમારે અનેક પ્રવાહો જેમ સમુદ્રને અનુસરે, તેમ સર્વ વાહનોને લઇને સુષેણ સેનાપતિને અનુસરવું.' આવી ભરતચક્રીની આજ્ઞા થતાં પોતાના સ્વામીના ઋણમાંથી મુક્ત થવાને ઇચ્છતા, સર્વ વીરો હર્ષ પામતા પામતા પોત-પોતાનાં સ્થાનકે ગયા. પછી વજ્ર, મુદ્ગર, ચક્ર, તલવાર, ભાલા, બાણ અને ધનુષ્ય વગેરેનું તેમણે વિવિધ પુષ્પાદિક સામગ્રીથી પૂજન કર્યું, કારણ કે તે ક્ષત્રિયોનું દૈવત છે. અસ્ત્રોની આગળ જય લક્ષ્મીનાં આરંભની પેઠે તે રાજાઓ નૃત્યપૂર્વક મંગળતૂર્યોને વગાડવા લાગ્યા. વળી તેમની આગળ અક્ષતો તથા રત્નોથી તેમણે અષ્ટમાંગલિકોને આલેખ્યાં. તે જાણે આઠ દિશાઓમાંથી લક્ષ્મીને આકર્ષણ કરવાને કૉલરૂપે હોય, તેમ જણાતાં હતાં. બંને સૈન્યોમાં પ્રાતઃકાલે યુદ્ધની ઇચ્છા કરી સૂતેલા વીરોને [1]ત્રિયામા રાત્રિ [2]શતયામા જેવી દુર્લંઘ્ય થઈ પડી. 'ક્યારે પ્રાતઃકાળ થશે?' એમ ચિંતવતા ચિંતવતા વારંવાર ઊઠી ઊઠીને બન્ને સૈન્યના સૈનિકો અસ્તાચળ પર્વતને અનુસરતા ચંદ્રને જોવા લાગ્યા. વીરજનોનાં મનને સત્વર રણની ઇચ્છાવાળા જોઇને ચક્ષુઓ તેને અનુસરતી થવાથી જાણે ભય પામી હોય, તેમ નિદ્રા આવી નહિં; એટલામાં તો જાણે ઋષભદેવસ્વામીના બે પુત્રોનું પરસ્પરનું યુદ્ધ જોવાને ઇચ્છતો હોય, તેમ સૂર્ય સત્વર ઉદયાચળની ચૂલિકા પર આવ્યો. તે અવસરે એક સાથે થયેલા દશ લાખ નિશાનડંકાના દઢ શબ્દોવડે સર્વ દિગ્ગજો નિઃશબ્દ અને નિશ્ચેષ્ટ હોય તેવા થઈ ગયા. ભરતનાં સૈન્યમાં અઢાર લાખ દુંદુભિઓ એક સાથે વાગવા માંડી તે ચંદ્રના મૃગને અને રવિના રથના અશ્વોને ભયંકર થઈ પડી. ચક્રવર્તીનાં સૈન્યમાં શત્રુના પ્રાણોને હરનારા સોળ લાખ રણવાજીંત્રો નાદ કરવા લાગ્યા. કાહલ જાતના વાજીંત્રોના કોલાહલથી મહાવરાહ ગાજી ઊઠ્યા. ભેરીના ભેંકાર શબ્દવડે સર્વ ભૂતળ વિદીર્ણ થઇ ગયું. વાજીંત્રોના પડઘાથી તારામંડળ ત્રાસ પામ્યું. વીર પુરુષોના સિંહનાદથી સર્વ જગત નાદમય થઇ

૧ ત્રણ પહોરની. ૨ જાણે કે સોપહોરવાળી હોય તેવી.

ગયું.' વીર જનો ! સજ્જ થાઓ, ઘોડાને બખ્તરથી તૈયાર કરો, શસ્ત્રનો સંચય સજ્જ કરો, અને રથાદિકને તૈયાર કરાવો, હમણાં યુદ્ધનો આરંભ થશે !' આ પ્રમાણે વારંવાર બોલતા રાજપુરુષો બંને સૈન્યોમાં ફરવા લાગ્યા. કોઇ સંગ્રામ શૂરવીરો રાજાના આદેશથી રણરસવડે ઉલ્લાસ પામેલા રોમોદ્ગમથી અંગમાં નહિ માતા એવા બખ્તરોને ધારણ કરવા લાગ્યા. કોઇ ખોંખારતા એવા પોતાના અશ્વોને બખ્તરથી તૈયાર કરતાં, 'ઘોડાનો હેષારવ પોતાના જયને માટે થાય' એવું ધારીને તેમને હર્ષથી પૂજવા લાગ્યા. કોઈ શૂરવીરો રણવાજિંત્રના શબ્દથી ચંચળ થયેલા પોતાના ઘોડાઓને મધુર વચનોથી આશ્વાસન આપીને બખ્તર પહેરાવવા લાગ્યા. કોઈ ઘોડાઓ બંને પડખે તીક્ષ્ણ ભાલાઓ બાંધેલાં હોવાથી અને બખ્તરથી જાણે પાંખ તથા ચાંચોવાળા ગરુડ હોય તેવા દેખાવા લાગ્યા. કેટલાક સિંહમુખી, ગરુડમુખી અને ગજમુખી અશ્વો જાણે શત્રુસમૂહનો ગ્રાસ કરવાને ઘણા મુખવાળા થયા હોય, તેમ જણાતા હતા. બખ્તરવાળા અને ગર્જના કરતા ગજેંદ્રો શિખર પર વૃક્ષવાળા જાણે જંગમ પર્વતો હોય તેવા શોભતા હતા. કોઈ વીરો હાથીની સુંઢમાં મુદ્ગર, ફરશી અને ભાલાં વગેરે શસ્ત્રો રાખતા હતા, અને દાંતને લોઢાના વલયો પહેરાવતા હતા. કોઈ દુંદુભિના શબ્દોથી અત્યંત ત્રાસ પામતા ઘોડાઓને લગામવડે ખેંચી ઘણા યત્નથી રથની સાથે જોડતા હતા. કોઈ ક્રોધી યોદ્ધાઓ ઉતાવળથી ધનુષ્ય અને બાણના ભાથાને લઇ કૂદીને ચાલતા રથમાં ચડી જતા હતા.

આ તરફ બાહુબલિ, સ્નાન વિલેપન કરી, શુભ્ર વસ્ત્ર ધારણ કરી શ્રી જિનેશ્વરદેવની પૂજા કરવા ગયા. ત્યાં શ્રી આદિનાથ પ્રભુની પ્રતિમાને જલથી અભિષેક કરીને વિવિધ અક્ષત તથા પુષ્પોથી તે પ્રભુપ્રતિમાની પૂજા કરીને તેમણે સ્તુતિ કરી. ત્યારબાદ તે દેવમંદિરમાંથી બહાર નીકળી બાહુબલિએ વજ્રમય બખ્તર અને શિરસ્ત્રાણ ધારણ કર્યું, તેથી ઉત્સાહથી તે બમણો થયો હોય તેમ દેખાવા લાગ્યો. ત્યારબાદ લોહબાણથી પૂર્ણ બે ભાથા તેણે ધારણ કર્યા, તેથી જાણે ચાર ચાર હાથવાળો હોય, તેવો તે દેખાવા લાગ્યો. વામ ભુજામાં કાલપૃષ્ઠ નામે એક એવું ધનુષ્ય તેણે ધારણ કર્યું કે જેનો ટંકાર માત્ર સાંભળવાથી આકાશ પરથી તારાઓ પણ ખરી પડે. પછી મદની નદીઓ ઝરવાથી પર્વત જેવા અને જાણે મૂર્તિમાન જંગમ ઉત્સાહ હોય તેવા મહાભદ્ર નામના ગંધહસ્તીની ઉપર બાહુબળિ આરૂઢ થયા. આ પ્રમાણે તૈયાર થઇને પોતાના બળથી રણાંગણમાં નૃત્ય કરતા બાહુબલિ, પોતાની સિંહના ચિહ્નવાળી ધજાના બ્હાનાથી જાણે સર્વ વિશ્વને તૃણ સમાન ગણતા હોય, તેમ ઉત્સુક થઇને તેઓ રણભૂમિ તરફ ચાલ્યા. તે વખતે શત્રુઓના સમૂહનો રોધ કરવાને માટે બાહુબલિનો મુખ્ય પુત્ર સોમયશા, નીલ અશ્વવાળા અને ચંદ્રના ચિહ્નવાળી ધજાવાળા ઈન્દ્ર રથ પર આરૂઢ થઈને પોતાના પિતા બાહુબલિની આગળ ચાલ્યો. તેની સાથે યમરાજની જેવો દુઃપ્રેક્ષ્ય મહાવીર મહાયશા સિંહ જેવા અશ્વોથી જોડેલા અને કાચબાના ચિહ્નવાળી ધજાવાળા રથમાં બેસી હાથમાં ભાલું લઇને નીકળ્યો. મહારથી સિંહરથ અનેક શસ્ત્રોને




ધારણ કરી સિંહના ચિહ્નવાળી ધજાવાળા જગજ્જય નામના રથમાં બેસી તેની આગળ ચાલ્યો. ત્યારબાદ મયૂરની ધજાવાળો સિંહકર્ણ, સમુદ્રની જેવો ધ્વનિ કરતો કાલદંષ્ટ્ર નામના રથમાં બેસી રણભૂમિમાં આવ્યો. સિંહની જેવા પરાક્રમવાળો, સર્વ શત્રુઓને દુર્જય અને હંસના ચિહ્નવાળી ધજાવાળો રકતકાંતિવાળો મહાબલ મોટા સૈન્ય સાથે રથમાં બેસીને આવ્યો. રણમાં સર્વ શત્રુનો વિજય કરનાર અને નોળીયાની ધજાવાળો સિંહસેન કુમાર કાળાર્ગલ નામના રથમાં બેસી સર્વનો અગ્રેસર થઈ રણભૂમિમાં આવ્યો.

આ પ્રમાણે બાહુબલિના પુત્રો અને રાજાઓ વિવિધ વાહનોમાં બેસી અનેક પ્રકારના શસ્ત્રો અને અસ્ત્રોને ધારણ કરી ઉત્સાહથી રણભૂમિમાં આવ્યા.

આ બાજુ, ભરત નરેશ્વર પણ પ્રાતઃકાલમાં સ્નાન કરી, ધોયેલાં શુદ્ધ વસ્ત્રોને પહેરીને દેવાલયમાં ગયા. **સત્પુરુષો ક્યારે પણ સાંસારિક કાર્યમાં મોહ પામી ધર્મકાર્યને ભૂલી જતા નથી.** ગૃહચૈત્યમાં ભરતચક્રીએ શ્રી આદિનાથ પ્રભુની પ્રતિમાને અભિષેક કરીને પોતાના યશવડે પૃથ્વીની જેમ યક્ષ કર્દમથી વિલેપન કર્યું. પ્રભુનું સુગંધી પુષ્પોથી અર્ચન કરી, ધૂપનું દહન કરીને સંપૂર્ણ ભક્તિવાળા ભરતરાજાએ ત્યારબાદ પ્રભુની સ્તુતિ કરી. પછી ચૈત્યમાંથી નીકળી વજ્રથી પણ ન ભેદાય તેવા જગજ્જય નામના કવચને અને ઉત્તમ શૃંગારરૂપ શિરસ્ત્રાણને ધારણ કર્યા. તથા લોહમય બાણોથી ભરેલા પૂર્ણજય અને પરાજય નામના બે અક્ષય ભાથા વાંસા ઉપર ધારણ કર્યા. વામભુજામાં દેવતાના સમૂહે આશ્રય કરેલા મહાભયંકર ટંકાર શબ્દવાળા ત્રૈલોક્યદંડ નામના ધનુષ્યને ભરતનરેશે ધારણ કર્યું. અને શત્રુઓનો નાશ કરનાર દૈત્યદાવાનળ નામના ખડ્ગને અને બીજા દિવ્ય અસ્ત્રોને ચક્રવર્તીએ પોતાના હાથથી સ્પર્શ કર્યો. પછી ઐરાવત હાથીની જેવા મદ ઝરતા સુરગિરિ નામના હાથી ઉપર જેઓની ધજામાં ઇંદ્રનું ચિહ્ન છે, એવા ભરતરાજા આરૂઢ થયા. ત્યારબાદ સુષેણ સેનાપતિ સિંહની ધજાવાળા પવનંજય નામના રથ ઉપર બેઠો, અને તેનો અનુજ બંધુ ગરૂડ નામના રથ ઉપર બેઠો. સેનાપતિએ કાળાનળ નામે ખડ્ગ અને અગ્નિમુખ નામે વિદ્યુત્ જેવું તેજસ્વી ભાલું હાથમાં ગ્રહણ કર્યું. પરાક્રમી અને પ્રત્યક્ષ ક્ષાત્રધર્મરૂપ સવાક્રોડ ભરતચક્રવર્તીના કુમારો સજ્જ થઈને તત્કાળ રણભૂમિમાં આવ્યા. તેઓમાં સર્વથી જ્યેષ્ઠ, ત્રણ લોકનો વિજય કરવાને સમર્થ અને દિવ્ય આયુધવડે દુર્ધર સૂર્યયશા સર્વની આગળ થઈને રણભૂમિમાં આવ્યો. તેણે સૂર્યહાસ નામે ખડ્ગ, ઇંદ્રધનુ નામનું ધનુષ્ય અને સુરસંમોહ નામે બખ્તર ધારણ કરેલ હોવાથી તે વિશેષ શોભતો હતો, તે સૂર્યની ધજાવાળા તથા નીલ ઘોડાવાળા ગરૂડનામના રથ પર આરૂઢ થઈને રણમાં આવ્યો હતો. તેની પાછળ સિંહની ધજાવાળો અને દેવતાઓને પણ યુદ્ધમાં અજેય એવો દેવયશા નામે રાજકુમાર શ્વેત ઘોડાવાળા રથ પર આરૂઢ થઇ રણભૂમિમાં આવ્યો. તેનો કનિષ્ઠબંધુ વીરયશા ગરૂડની ધજાવાળા રથમાં બેસી, ધનુષ્ય લઈ, દઢ કવચ પહેરી રણમાં આવ્યો. ત્યાર પછી સુયશા નામનો ભરતચક્રવર્તીનો પુત્ર કપિના

ગયું.' વીર જનો ! સજ્જ થાઓ, ઘોડાને બખ્તરથી તૈયાર કરો, શસ્ત્રનો સંચય સજ્જ કરો, અને રથાદિકને તૈયાર કરાવો, હમણાં યુદ્ધનો આરંભ થશે !' આ પ્રમાણે વારંવાર બોલતા રાજપુરુષો બંને સૈન્યોમાં ફરવા લાગ્યા. કોઇ સંગ્રામ શૂરવીરો રાજાના આદેશથી રણરસવડે ઉલ્લાસ પામેલા રોમોદ્ગમથી અંગમાં નહિ માતા એવા બખ્તરોને ધારણ કરવા લાગ્યા. કોઇ ખોંખારતા એવા પોતાના અશ્વોને બખ્તરથી તૈયાર કરતાં, 'ઘોડાનો હેષારવ પોતાના જયને માટે થાય' એવું ધારીને તેમને હર્ષથી પૂજવા લાગ્યા. કોઈ શૂરવીરો રણવાજિંત્રના શબ્દથી ચંચળ થયેલા પોતાના ઘોડાઓને મધુર વચનોથી આશ્વાસન આપીને બખ્તર પહેરાવવા લાગ્યા. કોઈ ઘોડાઓ બંને પડખે તીક્ષ્ણ ભાલાઓ બાંધેલાં હોવાથી અને બખ્તરથી જાણે પાંખ તથા ચાંચોવાળા ગરુડ હોય તેવા દેખાવા લાગ્યા. કેટલાક સિંહમુખી, ગરુડમુખી અને ગજમુખી અશ્વો જાણે શત્રુસમૂહનો ગ્રાસ કરવાને ઘણા મુખવાળા થયા હોય, તેમ જણાતા હતા. બખ્તરવાળા અને ગર્જના કરતા ગજેંદ્રો શિખર પર વૃક્ષવાળા જાણે જંગમ પર્વતો હોય તેવા શોભતા હતા. કોઈ વીરો હાથીની સુંઢમાં મુદ્દગર, ફરશી અને ભાલાં વગેરે શસ્ત્રો રાખતા હતા, અને દાંતને લોઢાના વલયો પહેરાવતા હતા. કોઇ દુંદુભિના શબ્દોથી અત્યંત ત્રાસ પામતા ઘોડાઓને લગામવડે ખેંચી ઘણા યત્નથી રથની સાથે જોડતા હતા. કોઈ ક્રોધી યોદ્ધાઓ ઉતાવળથી ધનુષ્ય અને બાણના ભાથાને લઇ કૂદીને ચાલતા રથમાં ચડી જતા હતા.

આ તરફ બાહુબલિ, સ્નાન વિલેપન કરી, શુભ્ર વસ્ત્ર ધારણ કરી શ્રી જિનેશ્વરદેવની પૂજા કરવા ગયા. ત્યાં શ્રી આદિનાથ પ્રભુની પ્રતિમાને જલથી અભિષેક કરીને વિવિધ અક્ષત તથા પુષ્પોથી તે પ્રભુપ્રતિમાની પૂજા કરીને તેમણે સ્તુતિ કરી. ત્યારબાદ તે દેવમંદિરમાંથી બહાર નીકળી બાહુબલિએ વજ્રમય બખ્તર અને શિરસ્ત્રાણ ધારણ કર્યું, તેથી ઉત્સાહથી તે બમણો થયો હોય તેમ દેખાવા લાગ્યો. ત્યારબાદ લોહબાણથી પૂર્ણ બે ભાથા તેણે ધારણ કર્યા, તેથી જાણે ચાર ચાર હાથવાળો હોય, તેવો તે દેખાવા લાગ્યો. વામ ભુજામાં કાલપૃષ્ઠ નામે એક એવું ધનુષ્ય તેણે ધારણ કર્યું કે જેનો ટંકાર માત્ર સાંભળવાથી આકાશ પરથી તારાઓ પણ ખરી પડે. પછી મદની નદીઓ ઝરવાથી પર્વત જેવા અને જાણે મૂર્ત્તિમાન જંગમ ઉત્સાહ હોય તેવા મહાભદ્ર નામના ગંધહસ્તીની ઉપર બાહુબળિ આરૂઢ થયા. આ પ્રમાણે તૈયાર થઇને પોતાના બળથી રણાંગણમાં નૃત્ય કરતા બાહુબલિ, પોતાની સિંહના ચિહ્નવાળી ધજાના બ્હાનાથી જાણે સર્વ વિશ્વને તૃણ સમાન ગણતા હોય, તેમ ઉત્સુક થઇને તેઓ રણભૂમિ તરફ ચાલ્યા. તે વખતે શત્રુઓના સમૂહનો રોધ કરવાને માટે બાહુબલિનો મુખ્ય પુત્ર સોમયશા, નીલ અશ્વવાળા અને ચંદ્રના ચિહ્નવાળી ધજાવાળા ઇન્દ્ર રથ પર આરૂઢ થઇને પોતાના પિતા બાહુબલિની આગળ ચાલ્યો. તેની સાથે યમરાજની જેવો દુઃપ્રેક્ષ્ય મહાવીર મહાયશા સિંહ જેવા અશ્વોથી જોડેલા અને કાચબાના ચિહ્નવાળી ધજાવાળા રથમાં બેસી હાથમાં ભાલું લઇને નીકળ્યો. મહારથી સિંહરથ અનેક શસ્ત્રોને

ધારણ કરી સિંહના ચિહ્નવાળી ધજાવાળા જગજ્જય નામના રથમાં બેસી તેની આગળ ચાલ્યો. ત્યારબાદ મયૂરની ધજાવાળો સિંહકર્ણ, સમુદ્રની જેવો ધ્વનિ કરતો કાલદંષ્ટ્ર નામના રથમાં બેસી રણભૂમિમાં આવ્યો. સિંહની જેવા પરાક્રમવાળો, સર્વ શત્રુઓને દુર્જય અને હંસના ચિહ્નવાળી ધજાવાળો રક્તકાંતિવાળો મહાબલ મોટા સૈન્ય સાથે રથમાં બેસીને આવ્યો. રણમાં સર્વ શત્રુનો વિજય કરનાર અને નોળીયાની ધજાવાળો સિંહસેન કુમાર કાળાર્ગલ નામના રથમાં બેસી સર્વનો અગ્રેસર થઈ રણભૂમિમાં આવ્યો.

આ પ્રમાણે બાહુબલિના પુત્રો અને રાજાઓ વિવિધ વાહનોમાં બેસી અનેક પ્રકારના શસ્ત્રો અને અસ્ત્રોને ધારણ કરી ઉત્સાહથી રણભૂમિમાં આવ્યા.

આ બાજુ, ભરત નરેશ્વર પણ પ્રાતઃકાલમાં સ્નાન કરી, ધોયેલાં શુદ્ધ વસ્ત્રોને પહેરીને દેવાલયમાં ગયા. **સત્પુરુષો ક્યારે પણ સાંસારિક કાર્યમાં મોહ પામી ધર્મકાર્યને ભૂલી જતા નથી.** ગૃહચૈત્યમાં ભરતચક્રીએ શ્રી આદિનાથ પ્રભુની પ્રતિમાને અભિષેક કરીને પોતાના યશવડે પૃથ્વીની જેમ યક્ષ કર્દમથી વિલેપન કર્યું. પ્રભુનું સુગંધી પુષ્પોથી અર્ચન કરી, ધૂપનું દહન કરીને સંપૂર્ણ ભક્તિવાળા ભરતરાજાએ ત્યારબાદ પ્રભુની સ્તુતિ કરી. પછી ચૈત્યમાંથી નીકળી વજ્રથી પણ ન ભેદાય તેવા જગજ્જય નામના કવચને અને ઉત્તમ શૃંગારરૂપ શિરસ્ત્રાણને ધારણ કર્યા. તથા લોહમય બાણોથી ભરેલા પૂર્ણજય અને પરાજય નામના બે અક્ષય ભાથા વાંસા ઉપર ધારણ કર્યા. વામભુજામાં દેવતાના સમૂહે આશ્રય કરેલા મહાભયંકર ટંકાર શબ્દવાળા ત્રૈલોક્યદંડ નામના ધનુષ્યને ભરતનરેશે ધારણ કર્યું. અને શત્રુઓનો નાશ કરનાર દૈત્યદાવાનળ નામના ખડ્ગને અને બીજા દિવ્ય અસ્ત્રોને ચક્રવર્તીએ પોતાના હાથથી સ્પર્શ કર્યો. પછી ઐરાવત હાથીની જેવા મદ ઝરતા સુરગિરિ નામના હાથી ઉપર જેઓની ધજામાં ઇંદ્રનું ચિહ્ન છે, એવા ભરતરાજા આરૂઢ થયા. ત્યારબાદ સુષેણ સેનાપતિ સિંહની ધજાવાળા પવનંજય નામના રથ ઉપર બેઠો, અને તેનો અનુજ બંધુ ગરૂડ નામના રથ ઉપર બેઠો. સેનાપતિએ કાળાનળ નામે ખડ્ગ અને અગ્નિમુખ નામે વિદ્યુત્ જેવું તેજસ્વી ભાલું હાથમાં ગ્રહણ કર્યું. પરાક્રમી અને પ્રત્યક્ષ ક્ષાત્રધર્મરૂપ સવાક્રોડ ભરતચક્રવર્તીના કુમારો સજ્જ થઈને તત્કાળ રણભૂમિમાં આવ્યા. તેઓમાં સર્વથી જ્યેષ્ઠ, ત્રણ લોકનો વિજય કરવાને સમર્થ અને દિવ્ય આયુધવડે દુર્ધર સૂર્યયશા સર્વની આગળ થઈને રણભૂમિમાં આવ્યો. તેણે સૂર્યહાસ નામે ખડ્ગ, ઇંદ્રધનુ નામનું ધનુષ્ય અને સુરસંમોહ નામે બખ્તર ધારણ કરેલ હોવાથી તે વિશેષ શોભતો હતો, તે સૂર્યની ધજાવાળા તથા નીલ ઘોડાવાળા ગરૂડનામના રથ પર આરૂઢ થઈને રણમાં આવ્યો હતો. તેની પાછળ સિંહની ધજાવાળો અને દેવતાઓને પણ યુદ્ધમાં અજેય એવો દેવયશા નામે રાજકુમાર શ્વેત ઘોડાવાળા રથ પર આરૂઢ થઈ રણભૂમિમાં આવ્યો. તેનો કનિષ્ઠબંધુ વીરયશા ગરૂડની ધજાવાળા રથમાં બેસી, ધનુષ્ય લઈ, દૃઢ કવચ પહેરી રણમાં આવ્યો. ત્યાર પછી સુયશા નામનો ભરતચક્રવર્તીનો પુત્ર કપિના

ચિહ્નવાળી ધજાવાળા દુર્જય નામના રથમાં બેસીને મહાબળવાન હોવાથી પૃથ્વીને કંપાવતો રણભૂમિમાં આવ્યો. ત્યાર પછી પોતાના નાદવડે પૃથ્વીને તથા આકાશના મધ્યભાગને નાદયુક્ત કરતો મત્સ્યની ધજાવાળો મહાપરાક્રમી મેઘનાદ નામનો કુમાર ધનુષ્ય ધારણ કરીને રણભૂમિમાં આવ્યો. તેની પાછળ મેઘની પેઠે બાણધારાને વર્ષાવતો કાલમેઘ કુમાર ગજની ધજાવાળા રથ પર બેસી સર્વ પ્રકારના અસ્ત્રોને લઈને રણમાં આવ્યો. શત્રુઓનું મર્દન કરનાર મહાકાળ નામનો વીરકુમાર કપિલવર્ણી અશ્વથી જોડેલા ઘૂવડની ધજાના ચિહ્નવાળા રથ ઉપર બેસી યુદ્ધ કરવામાં ઉત્સુક થઈને રણભૂમિમાં આવ્યો. પાંચ અક્ષૌહિણી પ્રમાણ સેનાનો વિજય કરનાર વૈરિસિંહ કૃષ્ણ અશ્વોવડે જોડેલા અશ્વના ચિહ્નવાળી ધજાવાળા રથ ઉપર બેસી રણાંગણમાં આવ્યો. પોતાના આત્માને વીર માનનાર વીરસેન કુમાર હાથમાં ગદા લઈ નીલ અશ્વોથી જોડેલા હંસના ચિહ્નવાળી ધજાવાળા રથ ઉપર બેસી રણ કરવાને ઉત્સુક થઈ રણભૂમિમાં આવ્યો. એ રીતે ચક્રવર્તીના બલવાન પુત્રો અને અનેક રાજાઓ વિવિધ પ્રકારનાં વાહનો ઉપર બેસીને યુદ્ધ કરવા માટે ત્યાં રણભૂમિમાં આવ્યા

પ્રૌઢ પરાક્રમવાળો સુષેણ સેનાપતિ રથના ધ્વનિથી ગર્જના કરતો, ક્રોડો સુભટોથી વીંટાઈને સૈન્યની આગળ આવીને ઊભો રહ્યો. બીજા કેટલાક પૂર્ણરથી અને અર્દ્ધરથી રાજાઓ અને કુમારો હાથી, ઘોડા અને રથના વાહનો ઉપર આરૂઢ થયા. કેટલાક રણરસમાં નટરૂપ સુભટો પ્રથમથી જ રણમાં પરિભ્રમણ કરતા હતા. તેઓને રાજાની આજ્ઞાથી છડીદારે આવીને વેગથી અટકાવ્યા. તે વેળાએ રણભૂમિ પર ચાલતા બંને સૈન્યોના પગના આઘાતથી સ્થિર એવી પૃથ્વી શેષનાગની ફણાને નમાવતી કંપવા લાગી. બંને સૈન્યના વીર પુરુષોના અતિશય બલથી રંજિત થઈને જાણે મસ્તક ધૂણાવતા હોય, તેમ મોટા મોટા પર્વતો કંપાયમાન થયાં. પ્રલયકાળના આરંભ વખતે ક્ષોભ પામતા સમુદ્રની જેમ ઊદ્વેલ થઈને નાદ કરતા બંને સૈન્યો, બળના અતિશયપણાથી પરસ્પર એકઠા મળ્યા. દુંદુભિના શબ્દોના ધ્વનિથી સર્વ ત્રિલોક ચલા-ચલ થઈને તે અવસરે ક્ષોભ પામવા લાગ્યું. ઘોડેસ્વારે ઘોડેસ્વાર, ગજસ્વારે ગજસ્વાર, રથીએ રથી, પાયદલે પાયદલ, ખેચરે ખેચર, રાજાએ રાજા, સુભટે સુભટ, સામંતે સામંત અને ભીલે ભીલ-એમ સર્વ સૈનિકો સમાનપણે એક-બીજાને સામ-સામા મળ્યા. રણભૂમિમાં આવેલા હસ્તીઓના પરસ્પર મળવાથી સામ-સામા મળી ગયેલા દંતશૂળો બંને વીરોની જય લક્ષ્મીને રહેવાના પલંગ જેવા જણાવા લાગ્યા. બાણની ધારારૂપ વૃષ્ટિથી દિશાઓને આચ્છાદન કરતા, ઇંદ્રધનુષ્યની જેમ વિચિત્ર ધનુષ્યોને ધારણ કરતા, સિંહનાદવડે ગર્જના કરતા, ભાલા, ખડ્ગ અને સંપાવડે વિજળીની પેઠે આકાશને પ્રકાશતા, પતાકારૂપ બંગલીઓને ફરકાવતા, ધૂળવડે વાદળોને વિસ્તારતા, કીર્તિરૂપ લતાની વૃદ્ધિને માટે રુધિરરૂપ જલથી પૃથ્વીને સિંચતા, પોતાની પાછળ અનુસરનાર શીયાળ, ગીધ વગેરેને ચાતકની જેમ જીવિતદાન આપવાવડે પોષણ કરતા અને પોતાનાં વાહનોને આકાશમાં રાખી ભૂમિનો સ્પર્શ નહિં કરતા તથા આમતેમ ફરતા તે બન્ને સૈન્યોના વીરપુરુષો પ્રલયકાળના મેઘની જેવા તે સમયે દેખાતા

હતા. તે વીરોની સેનારૂપ સાગરમાં તરંગની જેમ ઊછળતા સૈનિકો ક્રોધ પામી; અશ્વ, રથ કે હસ્તી કોઇની પણ પરવા કરતા નહોતા. કોઇએ હાથીને સૂંઢવડે પકડી, આકાશમાં ભમાડી અશ્વ અને યોદ્ધાઓ સહિત રથને પક્ષીના માળાની પેઠે કયાંઇ ફેંકી દીધો. ઉત્કટ યુદ્ધના સમારંભમાં કોઇ દંભ વગરનો સાહસિક વીર પુરુષ, ' હાથીના કુંભસ્થલો પોતાની પ્રિયાના સ્તન સાથે સ્પર્ધા કરે છે ' એમ માનીને જાણે તેના ઉપર વૈર લાવીને તેને તાડન કરવા લાગ્યો. આમ ચિરકાલ યુદ્ધ થતાં પોતાનું સૈન્ય કાંઇક મંદ પડયું છે, એવું જોઇને સુષેણ સેનાપતિ ક્રોધ પામી હાથમાં અસ્ર લઇ પ્રલય કાળના અગ્નિની જેમ અશ્વરત્ન ઉપર બેસી રણભૂમિ પર આગળ આવ્યો. જ્યારે સુષેણ તૃણની પેઠે સુભટસમૂહનું ઉન્મૂલન કરવા લાગ્યો, ત્યારે કોઇ પણ સુભટ તેની આગલ ઊભો રહી શકયો નહિં. એ વખતે વિદ્યાધરોનો અગ્રણી અનિલવેગ નામનો સુભટ બાહુબલિના ચરણોમાં પ્રણામ કરી પવનવેગે ત્યાં દોડી આવ્યો. તેણે આવીને કહ્યું કે, ' અરે સુષેણ ! તું તો ભરત ચક્રવર્તીનો સેનાપતિ છો, અને હું તો બાહુબલિનો માત્ર પાયદલ સૈનિક છું, તે છતાં મારી ભુજાનું પરાક્રમ જો. ' આવાં તેનાં વચનોને સાંભળી તેની સામું જોઇને પરાક્રમી સુષેણે મથન થતા સમુદ્રની જેવા ધ્વનિવડે ભૂમિ અને અંતરીક્ષને ગજાવી ગર્જના કરી. પછી તે બંનેનું યુદ્ધ ચાલતાં પરસ્પર સમાનવીર્યને લીધે બંને વીરોએ હર્ષના રોમાંચવડે પોતાના બખ્તરોને તોડી નાખ્યા. સર્પોને વિકુર્વતા વાદીની જેમ બાણોને વિકુર્વતા તે બન્ને મહાવીરો; દેવતાઓને પણ જગતના પ્રલયની શંકા કરાવવા લાગ્યા. આકાશમાં રહીને યુદ્ધ જોનારા દેવતાઓનાં વિમાનોને તેમણે બાણવૃષ્ટિરૂપ શ્યેન પક્ષીઓથી ત્રાસ પમાડી દીધો. બે હાથીની જેમ પરસ્પર વધ કરવાને ઇચ્છતા અને ગર્જના કરતા તે બન્ને વીરો કોપથી રાતા લોચન કરતા બન્ને સૈન્યોને માટે દુઃખે કરીને જોઇ શકાય તેવાં થઇ પડયા. પ્રલયકાલમાં ચળ પર્વત જેમ અચળ પર્વતની સાથે અથડાય તેમ, પરસ્પર અથડાઇ–અથડાઇને અનિલવેગે સુષેણ સેનાપતિને નિવૃત્ત કરી દીધો. તે વખતે મેઘની જેમ ક્રૂરતાથી વિપુલ ધ્વનિ કરતા વિદ્યાધર શિરોમણિ અનિલવેગે મોટો સિંહનાદ કર્યો. તે સિંહનાદના જાણે પડછંદા હોય તેમ બાહુબલિના સૈનિકોએ હર્ષથી ગર્જના કરી. તે જોઇને સુષેણ સેનાપતિ કોપથી રાતો, વિકરાળ નેત્રવાળો અને સાક્ષાત્ કાલાગ્નિની જેવો ઉગ્ર થઇ હાથમાં ખડ્ગ રત્ન લઇને તત્કાલ તેને મારવા દોડયો. તે વખતે ' શું આ વિશ્વનો સંહાર કરશે, શું પર્વતોને છેદી નાંખશે, અથવા શું આ પૃથ્વીને ફાડી નાંખશે ? ' એ રીતે સર્વના મનમાં તર્ક–વિતર્કો થવા લાગ્યા. સુષેણને તે રીતે કોપાયમાન થયેલો જોઇ બાહુબલીનો સેનાપતિ તે સમયે સિંહરથ વાયુવેગી ઘોડા ઉપર બેસી દોડતો આવીને વચમાં ઊભો રહ્યો. સમુદ્રના ચડી આવતા તરંગોને જેમ કિનારા પરનો પર્વત સ્ખલિત કરે, ( રોકે ) તેમ સુષેણને તેણે વચમાં સ્ખલિત કર્યો. તે વખતે તેઓના યુદ્ધનો સાક્ષી સૂર્ય, વીરોના વારંવાર આવી પડતા બાણોથી જાણે ત્રાસ પામ્યો હોય, તેમ અસ્તાચલ તરફ ગયો. એટલે બંને રાજાઓની આજ્ઞાથી પૂર્વ તથા પશ્ચિમ સમુદ્રની વેલની જેમ બંને સૈન્યો તે અવસરે યુદ્ધથી નિવૃત્તિ પામ્યા.

તે રાત્રિને જેમ તેમ વ્યતીત કરી પ્રાતઃકાલ થતાં, સર્વ રણસાક્ષી વીરો પાછા પરાક્રમ બતાવતા નાચવા લાગ્યા. ફરીવાર પોત–પોતાનાં શસ્ત્રોથી પવિત્ર થઈ, કવચો પહેરી, સજ્જ કરેલા પોતપોતાના હાથી, ઘોડા અને રથ ઉપર તેઓ આરૂઢ થયા. તે સમયે વાજિંત્રો અને નિશાનડંકાના પ્રતિધ્વનિને અનુસરીને ચાલતા સર્વ શૂરવીરો બંને સૈન્યોની મધ્યમાં રહેલ રણભૂમિ ઉપર આવ્યા. સૌ સૌની પ્રસિદ્ધ ધજાઓના ચિહ્નોથી ઓળખી, તેમના કુળ વગેરે વર્ણવી પરસ્પર એક–બીજાને બોલાવતા વીરો બાણોની પરંપરાને તે વખતે વર્ષાવવા લાગ્યા. પોતપોતાના સ્વામીની કૃપારૂપ સમુદ્રના પારને પામવાને ઇચ્છતા તે સુભટો તીક્ષ્ણ મુખવાળા બાણોને પણ ગણકારતા ન હતા. બાણે બાણના સંઘટ્ટથી અગ્નિને વર્ષાવતા વીરો યુદ્ધ જોનારા દેવતાઓને પણ ભય ઉત્પન્ન કરવા લાગ્યા. દેવતાની દૃષ્ટિને જોવામા વિઘ્ન કરતા રાજવીરોએ તૃણસમૂહવડે દરિદ્રીના ઘરની જેમ બાણોના સમૂહથી આકાશને ઢાંકી દીધું. આવું મહાભયંકર યુદ્ધ જોઈ કાયરપુરુષો ત્રાસ પામી ગયા, અને વીરપુરુષો જેમજેમ મોટો ઘાત થાય તેમતેમ બમણા ઉત્સાહવાળા થવા લાગ્યા રુધિરવડે સિંચન કરેલી, અને અશ્વોની ખરીઓથી ખેડાએલી ભૂમિઓમા સુભટોએ હસ્તીઓના કુંભસ્થલને વિદારીને તેમાંથી નીકલતા મુક્તાફલરૂપ બીજ વાવ્યા એ રીતે એમાથી જાણે અંકુરોના સમૂહથી તેઓનું યશરૂપી વૃક્ષ ઉત્પન્ન થઇ, અનેક શાખાઓથી ત્રણ જગતમા વ્યાપ્ત થઈને અક્ષયપણે રહેશે.

પછી બાહુબલિના સેનાપતિ સિંહરથે કોપ કરીને સર્વ અસ્ત્રોથી સ્ફુરણાયમાન થઈ પોતાનો રથ ચક્રવર્ત્તીની સેના તરફ વેગથી ચલાવ્યો. સર્વને સંહાર કરવામા સમર્થ એવો સિંહકર્ણ અગ્નિની સાથે મહાવાયુની જેમ સિંહરથને સહાય કરવા માટે તેની પાછળ ચાલ્યો. તે બંને વીરોએ મળીને ક્ષણવારમા ચક્રવર્ત્તીની સેનાને ક્ષોભ પમાડી દીધી. અને પૃથ્વીને કંપાવવાથી તે બંને વીરો દેવતાઓને પણ દુષ્પ્રેક્ષ્ય થઈ પડયા તેમની બાણવૃષ્ટિના પાતને જોઇ પણ ન શકતા સૈનિકો નિર્લજ્જની પેઠે ક્ષણવાર નેત્રોને મીંચવાની ક્રીડાને અનુભવવા લાગ્યા તેઓ સંગ્રામમા એવા રસિક થઈ ગયા, કે તે સમયે હાથી, ઘોડા, રથ, પાયદળ કે રાજા તેનો કાંઇ પણ વિચાર નહિ કરતા યુદ્ધ જ કરવા લાગ્યા. આ પ્રમાણે સ્વચ્છંદી રીતે વિચરતા તે બને વીરોના રથોને ગાઢ શસ્ત્રોથી મૃત્યુ પામેલા પ્રાણીઓના કલેવરો માર્ગમા અંતરાય કરનારા થઈ પડ્યા તે વખતે વિવિધ પ્રકારના આયુધોને લઈ ભરતચક્રવર્ત્તીનો સુષેણ સેનાપતિ અનિલવેગનો વધ કરવાને માટે માત્સર્યપૂર્વક પ્રલયકાળના સમુદ્રની જેમ વેગથી દોડ્યો અને બોલવા લાગ્યો કે, 'મારો, મારો, ઉપેક્ષા કરવાથી આ દુષ્ટ આપણને હણે છે.' તે વખતે તેને 'પકડો, પકડો'–એમ અન્ય રાજાઓએ સ્હામેથી કહ્યુ. ક્ષણ વારમા સુષેણે બાહુબલિની શ્રેષ્ઠ સેનાને એવી ડોળી નાખી કે, જેથી કોઈ પણ પુરુષ તેની સામે ઊભો રહ્યો નહિં. તેવામા ગર્જના કરતા સુષેણે તે અનિલવેગ વિદ્યાધરને જોઇ ત્રણ જગતને ક્ષોભ કરે તેવો ટંકાર કર્યો અને કહ્યું કે, 'ગઈ કાલે તો સિંહરથે પોતાના રથને વચ્ચે લાવીને તને બચાવ્યો હતો, પણ હવે

આજે તને બચાવનાર કોણ છે ?' આવા તેનાં વચનોને સાંભળીને અનિલવેગ અતિવેગથી તેની સામે યુદ્ધ કરવાને આવ્યો, પણ તેને સુષેણે અસ્ત્રોથી અટકાવી પાછો વાળ્યો. એટલે તે અનિલવેગ વિદ્યાધર વેગવડે ત્યાંથી ઉછળી ચક્રવર્ત્તીની વિશાલ ગજસેનામાં પેઠો. અને ત્યાં રહેલા ભરતના હાથીઓને દડાની પેઠે ગગનમાં ઉછાળવા માંડ્યો. આકાશમાંથી ઉછળીને પાછા પડતા એવા તેમની ઉપર દૃઢ મુષ્ટિના ઘા કરી કરીને તેઓને તે હણવા લાગ્યો. ત્યાંથી કોઇ વાર આકાશમાં, કોઇ વાર ભૂમિ ઉપર, કોઇ વાર તિરછાપણે ભમતો અને કોઇવાર ચતુરંગ સેનામાં જુદે જુદે ઠેકાણે ઉપદ્રવોને કરતો બધાયના જોવામાં તે આવતો હતો. ગજેંદ્રના પૃષ્ઠભાગ ઉપર બેઠેલા ચક્રવર્ત્તીએ તેને આ પ્રમાણે સૈન્યની કદર્થના કરતો જોઇ, ઇંદ્ર જેમ વજ્ર મૂકે તેમ, કોપથી તે અનિલવેગ ઉપર ચક્ર મૂક્યું. હજાર આરામાંથી ઉત્પન્ન થયેલી જ્વાળાની માળાવડે આકુળ એવું તે ચક્ર જોઇને સૂર્યબિંબથી ઘૂવડની જેમ અનિલવેગ ભય પામ્યો. 'હવે અહિંથી પલાયન કરવામાં જ શ્રેય છે' એવું ધારી, ડોકને પાછળ વાળી વારંવાર ચક્રને જોતો જોતો તે ત્યાંથી ભાગ્યો. સુમેરુ પર્વત ઉપર, ગુફાઓમાં, સમુદ્રમાં, રૂચકોને વિષે તેમજ અન્ય દ્વીપોમાં અને પાતાળમાં તે જ્યાં જ્યાં ગયો, ત્યાં ત્યાં પૂર્વોપાર્જિત કર્મની પેઠે ચક્રને પોતાની પાછળ આવતું દેખીને તેણે તત્કાળ એક વજ્રપંજર બનાવ્યું. તેને તેવી રીતે રહેલો જોઇને ચક્રના અધિષ્ઠાયક યક્ષો હસીને કહેવા લાગ્યા કે, 'અરે રંક ! ચક્રવર્ત્તીની સાથે તેં આ શું આરંભ્યું ? ચક્રવર્ત્તીનો રોષ થયા પછી દેવતાઓમાં પણ તારી રક્ષા કરનાર કોણ છે ? અરે મૂર્ખ ! પક્ષીની પેઠે તેં શામાટે આ પાંજરું કર્યું છે ?' આ પ્રમાણે કહીને ચક્રસહિત તેઓ ત્યાં જ રહ્યા. જ્યારે અનિલવેગ પોતાના વજ્રપંજરમાંથી છ માસે બહાર નીકળ્યો, સમયે ચક્રે તેનું મસ્તક છેદી નાંખ્યું, અને ત્યાંથી પાછું વળી ચક્રવર્ત્તીના હાથમાં તે ચક્રરત્ન આવ્યું. તે વખતે ચક્રીના સૈનિકોએ વારંવાર જયનાદ કર્યો.

આ બાજુ : યુદ્ધભૂમિ ઉપર બાહુબલિના પુત્રો સિંહરથ અને સિંહકર્ણને પોતાની સેનામાં પરાક્રમ કરતા જોઈને, ચક્રવર્ત્તી ભરતેશ્વરના પુત્રો મેઘનાદ અને સિંહનાદ તેઓની સાથે યુદ્ધ કરવાને સ્હામે દોડી આવ્યા. તે ચારે વીરો પરસ્પર એવું યુદ્ધ કરવા લાગ્યા, કે, જેથી દેવતાઓને ચારે દિશાના પ્રલયકાળના આરંભની ભ્રાંતિ થઇ પડી. ત્રણ જગતને ક્ષોભ કરતા એ મહાબલી વીરો વજ્રની સાથે વજ્રની જેમ પરસ્પર સંઘર્ષણ પામવા લાગ્યા. તેઓના આવા રણોત્કર્ષથી જાણે પોતાના અશ્વો ત્રાસ પામ્યા હોય, તેમ સૂર્ય અસ્તાચળ પર ચાલ્યો ગયો અને રાત્રી પડવાથી તે બન્નેનાં સૈન્યો પોતપોતાની છાવણીમાં પાછાં વળ્યાં. રાત્રિમાં પુરોહિતરત્ને કાકિણીરત્નના જલનાં (સિંચનથી) સામર્થ્યથી ચક્રવર્ત્તીની સેનાને શત્રુઓની શસ્ત્રપીડાથી દૂર કરીને જાણે નવી હોય તેમ સજ્જ કરી દીધી. ચંદ્ર પાસેથી પ્રાપ્ત કરેલી દિવ્ય વિદ્યાના યોગથી ચંદ્રયશાએ બાહુબલિની સેનાને પણ શલ્ય રહિત કરી.

બીજે દિવસે પ્રાતઃકાળ થતાં પોતાની ધ્વજાઓથી આકાશને ઉલ્લેખતા, અને અંતરમાં મત્સર રાખતા તે બંને સૈન્યના વીરો સર્વ પ્રકારના અસ્ત્રોને સાથે લઇ ફરી પાછા રણભૂમિમાં આવ્યા. પછી પહાડનાં જેવા મસ્તકવાળો અને સર્વ વિદ્યાધરોનો અગ્રેસર રત્નારિ નામનો મહાપરાક્રમી વિદ્યાધર બાહુબલિના ચરણોમાં નમી તેમની આજ્ઞાને પ્રાપ્ત કરી, પોતાનાં હાથમાં એક લાખ ભારની લોઢાની ગદાને ઉછાળતો વંટોળીઆની જેમ વેગવડે ગર્જના કરતો ભરતની સેના તરફ દોડયો. હાથમાં ગદા ધરનારો, યમરાજના જેવો ભયંકર, તાડવૃક્ષના જેવો ઊંચો, પીળા નેત્રને પ્રજ્વલિત કરતો, ઊગતા સૂર્યની જેવા મુખવાળો, વૃક્ષની શાખા જેવી ભુજાવાળો, અંગે કપિલવર્ણી, શિલાતલના જેવી વિસ્તીર્ણ અને દૃઢ છાતીવાળો, અનેક વિદ્યાધરોથી વીંટાએલો, દારૂણથી દારૂણ અને ભયંકરથી ભયંકર તથા બલવાનથી પણ બલવાન એવો તે રત્નારિ વિદ્યાધર ભરતનાં સૈન્યમાં આવ્યો. તેને જોઇને ભરતેશ્વરના સર્વ સૈનિકો કંપી ગયા. તે વિદ્યાધર પોતાની ગદાના ઘાતથી હાથીઓને કાંકરાની જેમ, ઘોડાઓને પતંગીઆની જેમ, રથોને પક્ષીના માળાની જેમ અને પાયદલોને ક્ષુદ્રકીડાની જેમ મારવા લાગ્યો. મેઘના જેવી ગર્જના કરતો એ વિદ્યાધર પ્રલયકાળના અગ્નિની જેમ ચક્રવર્તીનાં સૈન્યને દુષ્પ્રેક્ષ્ય થઇ પડયો. આ પ્રમાણે પરાક્રમ બતાવતા તે વિદ્યાધરને જોઇ માહેંદ્રચૂડ નામનો બલવાન વિદ્યાધર ભરત ચક્રવર્તીનાં ચરણોમાં નમી, હાથમાં દારૂણ મુદ્ગરને ભમાવતો ભમાવતો ક્રોધથી તે રત્નારિની સ્હામે દોડયો, અને તેણે વજ્રની જેવા દૃઢ મુદ્ગરવડે મોટા પર્વત જેવા રત્નારિને પણ પૃથ્વી પર પાડી દીધો. તે દીર્ઘ શરીરવાળા રત્નારિના પડવાથી જાણે ભય પામ્યો હોય તેમ સૂર્ય પણ પશ્ચિમ સમુદ્રમા જઈને વેગથી પડયો.

રાત્રિ પડતાં બાહુબલિનું સૈન્ય કમળની પેઠે કરમાઈ ગયું, પરંતુ પુનઃ પ્રભાતકાલે ક્ષણવારમાં પાછું વિકસ્વર થયું. રત્નારિને હણાયેલો સાંભળીને ક્રોધવડે બળતો બાહુબલિનો અમિતકેતુ નામનો વિદ્યાધર હાથમાં ધનુષ્ય અને ફરશી લઇને બાહુબલિની સેનામાંથી નીકળ્યો. શત્રુઓના સમૂહમાં બાણની ધારાથી દુર્દિન કરતા તે પરાક્રમી વિદ્યાધરે ભરતની સેનાના બે ભાગ પાડી દીધા. અને મેઘની વૃષ્ટિથી કમળોની જેમ ભરતનાં સૈનિકોનાં મુખકમલોને નમાવી દીધાં. આ રીતે પોતાનાં સૈન્યનો પરાભવ જોઇને મહાવીર સૂર્યયશા, ક્ષીરસાગરની જેમ ગાજતો, પ્રલયકાળના સૂર્યની જેમ અદ્ભુત તેજથી તપતો, અને શત્રુઓના સમૂહને ચંદ્રની જેમ દોષાકાર અને કલંકિત કરતો, તેમજ તેઓને વિષે અતિ ખેદને કરાવતો, રથમાં બેસીને રણભૂમિમાં આવ્યો. સૂર્યયશાના નાદથી ચક્રવર્તીના બીજા સૈનિકો પણ બમણો ઉત્સાહ ધરીને રણમાં આવ્યા. અતિવેગથી સ્હામા આવતા સૂર્યયશાની ધ્વજને અમિતકેતુએ અર્ધ ચંદ્ર બાણથી છેદી નાખી. પોતાની ધ્વજાના ભંગથી ધૂમકેતુની જેમ ઉદય પામેલા સૂર્યયશાએ અર્દ્ધચંદ્રબાણ મૂકીને અમિતકેતુનું મસ્તક છેદી નાખ્યું. તત્કાળ ચક્રવર્તીની સેનામાં જયનાદ થયો, અને સૂર્યયશાની ઉપર આકાશમાંથી પુષ્પોની વૃષ્ટિ થઇ.

આ પ્રમાણે રવૈયાની પેઠે બાહુબલિની સેનાનું મંથન કરીને સૂર્યયશા પોતાના

અનુચરવર્ગને પ્રફુલ્લિત કરતો પોતાનાં સૈન્યમાં પાછો આવ્યો. તે વખતે બાહુબલિએ પોતાના રાજાઓને બોલાવ્યા એટલે વીશ ક્રોડ પાયદલ, ઘોડા, રથ અને હાથીઓનો સ્વામી અને વૈતાઢ્ય પર્વતની દક્ષિણ શ્રેણિનો નાયક સુગતિ નામનો પરાક્રમી વિદ્યાધર બાહુબલિની પાસે આવી, તેને નમસ્કાર કરી આજ્ઞા લઈને વેગથી રણભૂમિમાં આવ્યો. તેને આવેલો જોઈને જાણે સાક્ષાત્ ક્ષાત્રધર્મ હોય તેવો અને શાર્દૂલ( સિંહ )ના જેવો પરાક્રમી શાર્દૂલ નામે ચક્રવર્ત્તીનો પુત્ર વીરરસવડે વ્યાપ્ત થઇ સિંહનાદ કરતો હાથી ઉપર બેસીને તે સુગતિની સ્હામે રણભૂમિમાં આવ્યો. તેણે જ્યારે ધનુષ્યમાંથી બાણ છોડવા માંડ્યા, ત્યારે તે બાણો, ભાથામાંથી ખેંચતાં, ધનુષ્ય સાથે જોડતાં કે મૂકતાં કોઈના જોવામાં આવતા નહોતા પણ જ્યારે શત્રુ ઉપર પડતાં હતા ત્યારે જ જોવામાં આવતા હતા. તે વખતે જોનારા લોકો તર્ક કરવા લાગ્યા કે 'સૂર્યના કિરણોની પેઠે આની મુષ્ટિ શું અમોઘ હશે યા આ ધનુષ્ય મેઘના જેવું થઇ બાણને વર્ષાવતું હશે ? કે ધર્મીપુરુષના મનોરથની જેમ ઇચ્છા પ્રમાણે બાણો ઉત્પન્ન થતા હશે ?'

આ પ્રમાણે લોહમય શસ્ત્રથી દુર્જય એવા ભરતેશ્વરના પુત્ર શાર્દૂલને જોઈ સુગતિએ દેવતાથી પણ દુર્ભેદ્ય એવા દિવ્ય શસ્ત્રો તેના ઉપર મૂકવા માંડ્યા. અને સત્વર પ્રેમપાશવડે જંતુની જેમ નાગપાશવડે શાર્દૂલને બાંધી લીધો. જેથી તે જરા માત્ર હાલવા ચાલવાને પણ શક્તિમાન થયો નહિં. થોડીકવાર તે પીડાને સહન કરીને પોતાના પરાક્રમથી ઉચ્છ્વાસ લેતાં તે શાર્દૂલે સૂર્યની પાસેથી પ્રાપ્ત થયેલી વિદ્યાનું, જેમ તે પ્રત્યક્ષ હોય તેમ ધ્યાન કર્યું. તે વિદ્યાના પ્રભાવથી જેમ હાથી કમલિનીને અને યોગી કુકર્મોને તોડે તેમ તડતડ શબ્દોના ઉચ્ચારપૂર્વક તેણે નાગપાશને તોડી નાંખ્યો. તે વખતે તત્કાળ વાદળામાંથી નીકળેલા સૂર્યની જેમ તેની કાંતિ અધિક પ્રકાશિત થઇ. પછી ખડ્ગ ઊગામીને ક્રોધથી તે સુગતિ પ્રત્યે દોડ્યો. વેગથી હાથીને છોડી દઇને તે શાર્દૂલે, પર્વત પર શાર્દૂલ પ્રહાર કરે તેમ સુગતિનાં મસ્તકમાં કોપથી ખડ્ગનો ઘા કર્યો. તે ઘાવડે સુગતિ વિદ્યાધર કાચા માટીના પાત્રની જેમ દ્વિધા થઈ ગયો અને રણભૂમિમાં શાર્દૂલનો પ્રતાપ પણ દ્વિધા( બમણો ) થઇ ગયો. તે વખતે કમલપતિ સૂર્ય પણ કમલના સંકોચને સહન કરતો ન હોય, અથવા કઠોર રણથી ત્રાસ પામ્યો હોય, તેમ પશ્ચિમ સમુદ્રમાં ચાલ્યો ગયો.

બીજે દિવસે સવારમાં શત્રુરૂપ કમલનો નાશ કરનાર બાહુબલિનો પુત્ર સોમયશા તેજથી જાજ્વલ્યમાન થઇને ચક્રવર્તીની સેનાની સ્હામે આવ્યો. તે અવસરે અક્રૂર, સર્વને જીતનાર, કાલદારૂણ, નાલ જેવી ભુજાનું પરાક્રમ દર્શાવનારા, ભરતનાં સૈન્યમાં રહેલા મહાવીર પુરુષો એકઠા થઇને બહુરોષવાળા તેમણે સર્વ શસ્ત્રોને વર્ષાવવા માંડ્યા. અને સૂર્યની સ્હામે અંધકારની જેમ તે સોમયશા સ્હામે તેઓએ યુદ્ધ કરવા માંડયું. તે સમયે તેને જે જે સ્હામે જૂએ છે, તે તે અદ્ભુત શક્તિથી તેને અનેક રૂપવાલા જણાય છે. અને સ્વયં એક રૂપવાળો હોવા છતાં અનેક રૂપવાળો બની સોમયશા તે

વખતે મૃગલાની સાથે સિંહની જેમ સર્વની સાથે સર્વ અસ્ત્રોથી યુદ્ધ કરવા લાગ્યો. ક્ષણવારમાં ચક્રવાલ( વંટોલીયા )ની જેમ તેણે ચક્રવર્તીની સેનાને જલકણ જેવા પુરુષોથી ઉન્માર્ગવાહિની કરી દીધી. સોમયશાને એવી રીતે પરાક્રમ કરતો જોઇને ભરતના પુત્ર સૂર્યયશાનો પુત્ર સુરરાજ બલથી ઉદ્ધત થઇને તેની તરફ દોડ્યો. પરસ્પર વિજયને ઇચ્છનારા તે બંને વીરો એકઠા મળતાં લોકોનાં મનમાં ક્ષણવાર પ્રલયકાળની શંકા થઇ. તે વખતે જાણે તેનાથી ભય પામ્યો હોય તેમ સૂર્ય ઘણા કિરણોને ધારણ કરનાર છતાં પણ અસ્ત થઈ ગયો, અને ફરીથી તેમને જોવાના કૌતુકથી પાછો બીજે તે દિવસે ઉદય પામ્યો. તે વખતે શબ્દબંધુ અને વીરબંધુ, મહાબાહુ ને સુબાહુ, ધૂપઘટ ને ધૂમકેતુ, જયવીર અને મહાજય, ચાલુક ને ત્રિલોક અને કામભોજ ને ચંદ્રક, એમ ચક્રવર્તી ભરત અને બાહુબલિના વીરો ઘોર રણભૂમિમાં પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા. એ રીતે પોતપોતાના સ્વામીના દેખતાં બીજા પણ કેટલાક સુભટો રણભૂમિ પર સ્હામ-સ્હામા યુદ્ધ કરતાં જય અને પરાજય પામવા લાગ્યા. આ પ્રકારે ભરતચક્રવર્તી તથા બાહુબલિના સૈન્યોને સ્હામ-સ્હામાં લડતાં-લડતાં બારવર્ષ સુધી મહાભયંકર યુદ્ધ ચાલ્યું.

બાર વર્ષના અંતે એક દિવસે પ્રાતઃકાલે વાજિંત્રોના શબ્દોને સાંભળીને સર્વ સૈનિકો ફરી ક્રોધથી શસ્ત્રોને વર્ષાવતા રણભૂમિમાં યુદ્ધ કરવાને માટે આવ્યા. ભરતરાજાના પુત્રો કાલસેન અને વૈરિસેન અને બાહુબલિના પુત્રો મહાયશ અને સિંહસેન; તેમ જ ભરત-ચક્રવર્તીના પુત્રો કાલમેઘ અને મહાકાલ અને બાહુબલિના પુત્ર સિંહ ને વિક્રમ આ બધા રણભૂમિમાં સ્હામ-સ્હામા યુદ્ધ કરવા આવ્યા. આ રીતે તે બધાયને સ્હામ-સ્હામા યુદ્ધ કરતાં તેઓના રથના ચીત્કારોથી પૃથ્વીતલ કંપાયમાન થયું. તેમના બાણના પ્રહારોથી આકાશમાં રહેલા દેવતાઓ પણ ત્રાસ પામ્યા. તેમના સિંહનાદથી સિંહાદિ પ્રાણીઓ પણ મૃગની પેઠે ત્રાસથી દૂર થઇ ગયા, અને તેમના ભુજાના આસ્ફોટથી પર્વતો પણ ફાટી ગયા. એ વખતે ભરતરાજાના મોટા પુત્ર સૂર્યયશાએ પ્રલયકાળમાં ક્ષોભ પામતા સમુદ્રની જેમ મોટા શબ્દે ગર્જના કરી અને પછી હાસ્ય કરતા એવા એ વીરે પોતાના હાથમાં ધનુષ્ય લઇ બાણવૃષ્ટિ કરવા માંડી, તેમ કરીને બાહુબલિની સર્વ સેનાને તેણે મૂર્ચ્છામાં નાંખી દીધી. પછી વેગવાળા વાયુથી પર્વતોની જેમ હાથીઓને પાડી દેતો, મૂર્તિમાન યમરાજ હોય તેમ સુભટસમૂહનો સંહાર કરતો, અનેક રથોને ભાંગતો, ઘોડાઓને ઘૂમા-વતો, રથચક્રના નિર્ઘોષથી પૃથ્વીને ક્ષોભ કરતો, અને રણભૂમિમાં મૃત્યુ પામેલા વીરજનોના કલેવરોથી ગીધ અને શીયાળોને લોભાવતો, સર્વને દુઃસહ એવા પરાક્રમથી પોતાના સ્વામીને ખુશી કરતો, મોટા રાજાઓનું ઊન્મૂલન કરતો અને જે આગલ આવે તેને ભસ્મ કરતો ભરતચક્રવર્તીનો પુત્ર સૂર્યયશા; બાહુબલિનાં સૈન્ય ઉપર રણભૂમિમાં આ પ્રકારે દોડયો. આથી પોતાની સર્વ સેનાનો સંહાર કરનાર સૂર્યયશાને જોઇને બાહુબલિ ક્રોધ કરીને પોતે રણભૂમિમાં આવ્યા. તેમણે ક્ષણવારમાં ભૂમિપીઠને રુંડમુંડમય, આકાશતળને અસ્રમય

અને દિક્ચક્રને રુધિરમય કરી દીધા, અને તેમણે ભરતના પુત્ર સૂર્યયશાને સંભળાવ્યું કે; 'હે વત્સ! તારા કંઠમાં હજુ દૂધ છે, તે છતાં તું મારી મોટી સેનાનું અવગાહન કરે છે, તેથી હું ખુશી થયો છું; તારા જેવા પુત્રથી આ વંશ ઉન્નત છે. પરંતુ આ ત્રણલોકમાં કોઇ એવો નથી કે, જે મારા ક્રોધને સહન કરી શકે, માટે હવે તું મારી દૃષ્ટિથી દૂર ખસ! કેમ કે તું મારા કુમાર સોમયશા સરખો છે.' આ પ્રમાણે સૂર્યયશાનો તિરસ્કાર કરતો હોય, તે રીતે બળવાન બાહુબલિએ ઉત્સાહપૂર્વક ગંભીર વાણીથી સૂર્યયશાને કહ્યું, એટલે તે સાંભળી સૂર્યયશા બોલ્યો; 'હે કાકા! આજે મારે માંગલિક દિવસ છે, અને તમે મારા પિતા તુલ્ય છો, તેથી હું ભક્તિથી આપને નમું છું. પરંતુ જ્યારે મારા પિતા દિગ્વિજય કરવા ગયા તે વખતે મને અયોધ્યા નગરીમાં મૂકી ગયા હતા, તેથી મેં રણસંગ્રામ જરાપણ જોયો નથી. માટે પ્રસન્ન થઈ આપ આ પુત્રની ભુજાનું પરાક્રમ જુઓ!' આ પ્રમાણે કહી તત્કાળ તેણે ધનુષ્યનો ટંકાર કર્યો. તે વખતે આકાશમાં ત્રણ લોકના પ્રલયની શંકાથી દેવતાઓ સંભ્રમ પામી ઉપરા-ઉપર પડવા લાગ્યા. આમ ઘોર સંગ્રામ ચાલતો જોઇને તત્કાળ દેવોએ વિચાર કર્યો કે, 'શ્રી ઋષભસ્વામીના પુત્રોનું એક જ અંગના બે હાથની જેમ સ્હામ-સ્હામું યુદ્ધ થવું ન જોઇએ' આથી તેઓ નીચે આવી બંને સૈન્યોના સુભટોને કહેવા લાગ્યા કે, 'અરે સુભટો! અમે જઇને તમારા બન્નેના સ્વામીને સમજાવીએ, ત્યાં સુધી જે કોઇ યુદ્ધ કરે તેને શ્રીયુગાદિપ્રભુની આણ છે.' આ રીતે દેવો તરફથી પ્રભુની આણ થતાં સર્વ યોદ્ધાઓ જાણે ચિત્રલિખિત હોય, તેમ ત્યાં યુદ્ધભૂમિ પર ઊભા થઈ રહ્યા. પછી દેવતાઓ ભરતચક્રવર્ત્તીની પાસે આવ્યા. અને 'ષટ્ખંડ ભરતના અધિપતિ ચક્રવર્ત્તીઓમાં શિરોમણિ એવા હે ભરતરાજા! તમારો જય થાઓ' આવી આશિષ આપીને તે દેવતાઓએ તેમને કહ્યું કે; 'હે રાજેંદ્ર! તમે ષટ્ખંડ પૃથ્વીનો જય કર્યો, તે સારું કર્યું. દેવતાઓમાં પણ તમારા જેવો કોઇ થયેલ નથી. તો તમે બન્ને શ્રીઋષભદેવસ્વામીના પુત્ર થઇ, પોતાનાં હાથે પોતાના હાથનો વધ કરવાનો કેમ આરંભ કરો છો? તમારા પિતાએ આ સૃષ્ટિ નિર્માણ કરી છે, અને તેમના પુત્ર થઇને તમે તેનો સંહાર કરો છો તે તમને શોભે છે? તમારો નાનો ભાઇ બાહુબલિ, તમે યુદ્ધભૂમિ પર આવ્યા છો; તો તે આવ્યો છે, અને તમારા જવાથી તે ચાલ્યો જશે. કારણ કે, **હંમેશાં કારણથી જ કાર્ય થાય છે.** માટે હે ક્ષિતિપતિ! જગતનો આમ અકાલે સંહાર કરનારા આ રણસંગ્રામમાંથી તમે પાછા હઠો! તમારા જેવા મહાપુરુષનો ઉદય જગતના હર્ષને માટે હોય છે.' આ પ્રમાણે કહીને તે દેવતાઓ વિરામ પામ્યા એટલે ભરતચક્રવર્ત્તી બોલ્યા; 'હે દેવતાઓ! રણનું કારણ જાણીને તમે આમ બોલો છો કે જાણ્યા વગર બોલો છો? તમે અમારા પિતાના ભક્ત છો, ને અમે તેમના પુત્રો છીએ તેથી ઘટિત અઘટિત વિચારીને જે યથાર્થ હોય તે અમને ફરમાવો. હું બલવાન છું એવા ગર્વથી, લોભથી કે માત્સર્યથી રણની ઇચ્છા હું કરતો નથી. પણ શસ્ત્રાગારમાં ચક્રરત્ન પ્રવેશ કરતું નથી, તેથી મેં આ યુદ્ધનો આરંભ કર્યો છે. સાઠ

હજાર વર્ષ સુધી દિગ્વિજય કરીને હું ઘેર આવ્યો, તે વખતે કોઈ મારા બંધુઓ મને મળવા આવ્યા નહોતા, તેથી મેં માણસોને તેમની પાસે મોકલીને તેમને બોલાવ્યા. તેઓમાંથી મારા અઠ્ઠાણું બંધુઓ તો કાંઈક વિચારીને પિતાના માર્ગને અનુસર્યા. માત્ર આ બાહુબલિ એક જ મારે વિષે દુર્વિનીત થયો છે. તે પણ પ્રથમ તો વિનયથી પિતાની જેમ મારી આરાધના કરતો હતો, પણ દૈવયોગે અત્યારે તે મારી આજ્ઞા પણ માનતો નથી. એક તરફ એ મારો લઘુભ્રાતા મારો અંશ હોય તેવો છે, અને બીજી તરફ ચક્રરત્ન પોતાનાં સ્થાનમાં પેસતું નથી, માટે એ મારો ભાઈ મનસ્વી છે, તે છતાં પણ એક વાર મારી પાસે આવે અને પછી તે સત્વર મારા હાથી, ઘોડા, રથ અને દેશ ભલે ગ્રહણ કરે. હે દેવતાઓ ! હું આવા સંકટમાં પડ્યો છું; માટે તમે નીતિરૂપ નેત્રથી વિચારીને મને ન્યાયપૂર્વક શિક્ષા કરો. તમે દેવસમૂહના અગ્રણી હોવાથી તમે જે કહો તે મારે માટે પ્રમાણ છે."

ભરતચક્રવર્તીનાં આવા વચનોને સાંભળીને તે દેવતાઓ ફરી આ પ્રમાણે બોલ્યા; "હે મહીપતિ ! જો ચક્રનો પ્રવેશ થાય નહિં તો તમને આ યુદ્ધથી વારવા યોગ્ય નથી. અને જો બાહુબલિ યુદ્ધ જ કરવાનું કહે, તો તમારે બન્નેએ દ્વંદ્વયુદ્ધ કરવું, કે જેથી જગતમાં પરસ્પરનો ક્ષય ન થાય. તે યુદ્ધમાં દૃષ્ટિયુદ્ધ, વાગ્યુદ્ધ, મુષ્ટિયુદ્ધ અને દંડયુદ્ધ એ ચાર યુદ્ધથી તમારે યુદ્ધ કરવું, જેથી તમારું માન સચવાય અને નિષ્કારણ જીવોની હિંસા ન થાય.' આ પ્રમાણે દેવતાઓએ કહ્યું. તે વસ્તુને ભરતચક્રવર્તીએ સ્વીકારી. એટલે દેવતાઓ ત્યારબાદ બાહુબલિનાં સૈન્યમાં આવ્યા. ત્યાં મૂર્તિથી પણ ઉગ્ર એવા બાહુબલિને તેઓએ જોયો. 'શ્રી યુગાદિ પ્રભુના પુત્ર બાહુબલિ તમે જય પામો અને આનંદમાં રહો.' એવી આશિષ આપીને તે દેવતાઓ બોલ્યા; 'મહારાજ બાહુબલિ ! ભુજાની ખરજ મટાડવાના બ્હાને જગતના સંહારનું કારણ એવું આ તમે શું આરંભ્યું છે ? તમે યશના અર્થી અને વડિલના ભક્ત છો, તે છતાં આ રીતે વડિલ બંધુની સાથે યુદ્ધનો સમારંભ કેમ કર્યો છે ? માટે હે ભૂપતિ ! ચાલો, અને ભરત જેવા વડિલ બંધુને પ્રણામ કરો. ગુરુજનની સેવાથી તમને ઊલટું વિશેષ માન મળશે. અને તેમ કરીને સ્વોપાર્જિત ધનની પેઠે છ ખંડ ભરતને તમે ભોગવો. તેથી સર્વ રીતે તમે પ્રશંસાને પામશો. બાકી બીજી રીતનું અભિમાન તો અજ્ઞાન આત્માઓને આશ્રયીને જ રહેલું છે.' આમ કહીને દેવતાઓ વિરામ પામ્યા, એટલે બાહુબલિ બોલ્યા; 'હે દેવતાઓ ! તમે પિતાશ્રીના અતિ ભક્ત હોવાથી સરલ હૃદયવાળા છો, પણ પૂર્વે પિતાશ્રીએ અર્થીઓને સંપદા આપી તેમ, અમને અને ભરતને રાજ્યસંપત્તિ વહેંચી આપેલી છે. અમે તો પિતાની આજ્ઞાથી તેટલા જ રાજ્યવડે સંતુષ્ટ થઈ રહેલા છીએ. અને અસંતોષી ભરતે તો સર્વ ભરતખંડને પોતાને આધીન કરી લીધો છે. તેમ છતાં અપૂર્ણ આશાવાળા તેણે ભાઈઓનાં રાજ્ય પણ લઈ લીધાં છે, અને પોતાની ગુરૂતા કેવી છે ! તે તેણે બતાવી દીધું છે. તથાપિ મિથ્યાત્વથી મૂઢ મનવાળો જેમ અતત્ત્વમાં તત્ત્વબુદ્ધિ રાખે

તેમ એ ભરત હવે વૃથા પિતાના જેવી પોતાની મોટાઇ માને છે. અને છેવટે તે મારા રાજ્યને પણ અત્યારે અન્ય બુદ્ધિથી હરવાને ઇચ્છે છે, પણ તે જાણતો નથી કે, “ બાહુબલિ તેનું સર્વસ્વ હરી લેશે. ” તો આવા પોતાની મોટઈમાં નહિં રહેનારા એ બંધુને હું ગુરુબુદ્ધિથી વૃથા કેમ નમું ? બાકી આ પૃથ્વીને તે પોતાની ક્ષાત્રવૃત્તિથી ગ્રહણ કરે તો ભલે કરે. હે દેવતાઓ ! જે યુદ્ધ કરે નહિં, તેની સ્હામે કોઇ યુદ્ધ કરતું નથી, તેથી મારી ઉપેક્ષાથી એ જેમ અહિં આવ્યો છે, તેમ ક્ષેમકુશળ ભલે તે ચાલ્યો જાય. એનું આપેલું ભરતક્ષેત્ર હું ભોગવીશ, એવું તમે ક્યાંથી સાંભળ્યું ? જેને પિતાના આપેલાથી તૃપ્તિ થઇ નહિં, તેને અન્ય શીરીતે તૃપ્તિ થાય ? માટે હે દેવતાઓ ! જો તમે તેનું હિત ઇચ્છતા હો તો તે લોભાંધને જઇને સમજાવો. હું તેના જેવો લોભી નથી. ’ આવી બાહુબલિની વાણીને સાંભળીને અંતરથી આશ્ચર્ય પામેલા દેવતાઓએ બાહુબલિને કહ્યું કે; ‘ જ્યાં સુધી ચક્ર પ્રવેશ કરે નહિં ત્યાં સુધી ભરતરાજાને શીરીતે યુદ્ધથી અટકાવી શકાય ? અને તે યુદ્ધ કરે તો તમારે યુદ્ધ કરવું, એ નિશ્ચય છે. એટલે તમને પણ અટકાવી શકાય નહિ, માટે તમારે બન્નેએ જ કેવળ ઉત્તમ યુદ્ધથી યુદ્ધ કરવું પણ અધમ યુદ્ધથી નહિં. ’ આ વાત બાહુબલિએ પણ સ્વીકારી, એટલે સર્વ દેવતાઓ યુદ્ધભૂમિની નજિક આકાશમાર્ગે તે બન્નેનાં યુદ્ધને જોવા માટે ઊભા.

પછી બાહુબલિના છડીદારે હાથી ઉપર ચડી; ઊંચો હાથ કરીને મોટા ધ્વનિવડે પોતાના સૈન્યના સર્વ સુભટોને કહ્યું; ‘ હે રાજવીરો ! તમે આ આપણા વાંછિત યુદ્ધ સમારંભથી નિવૃત્ત થાઓ. અને ગજ, અશ્વ વગેરે વાહનોને પાછા લઈ જાઓ, આપણા મહારાજા બાહુબલિ હવે દેવતાઓની પ્રાર્થનાથી પોતે ઘણા વખતથી ઇચ્છેલા દ્વંદ્વયુદ્ધને કરવાનો આરંભ કરે છે, તેથી તમે દૂર રહીને તે યુદ્ધને જુઓ ! ’ આ પ્રમાણે બાહુબલિ દ્વારા તેના છડીદારે કહેલાં વચનોને સાંભળીને પોતાના બાહુ વૃથા વૃદ્ધિ પામેલા છે, એમ માનતા સર્વ સુભટો રાજાની આજ્ઞાથી પોતે ઇચ્છેલા રણમાંથી દૂર ખસી ગયા. તે જ પ્રમાણે યુદ્ધ કરવાથી નિવૃત્ત થયેલા ભરત ચક્રવર્તીના સુભટો પણ ચિંતા કરવા લાગ્યા કે, ‘ આપણે વિદ્યમાન છતાં આપણા સ્વામી દ્વંદ્વયુદ્ધ કેમ કરતા હશે ? જ્યારે સૈન્ય સઘળું મૃત્યુ પામે કે ભાગી જાય ત્યારે રાજાને પોતાની જાતે યુદ્ધ કરવું પડે છે. કારણ કે, તે રાજા સર્વદા સૈન્યો તથા સમૃદ્ધિથી રક્ષણીય છે. આ ત્રણ લોકમાં આપણા સ્વામી સમાન કોઈ બલવાન નથી, પણ તેનાથી આ એક બાહુબલિ બળમાં વધે તેમ જણાય છે. તેથી આપણને શોક થયા કરે છે. ’ આ પ્રમાણે એકઠા થઈ–થઈને ચિંતા કરતા પોતાના સુભટોને દેખી, ભરતનરેશ્વરે પોતાનું બળ બતાવવા માટે તેઓને બોલાવીને આજ્ઞા કરી કે, ‘ હે સુભટો ! મારી આજ્ઞાથી તમે સર્વે એક મોટો ખાડો ખોદો ’ એમ કહી તેમની પાસે મોટો વિસ્તારવાળો ખાડો તેમણે ખોદાવ્યો. પછી સાંકળોવડે પોતાની ડાબી ભુજાને બાંધીને બળવાન ભરત રાજા તે ખાડાની નજિક બેઠા. તે સમયે સેંકડો સાંકળોથી આખા શરીરે વીંટાયેલા

ભરતનરેશ્વર વડવાઇઓથી વીંટાયેલા વડની જેવા અને કિરણોથી વીંટાયેલા સૂર્યની જેવા દેખાવા લાગ્યા. પછી ભરતે આજ્ઞા કરી કે; 'તમે સર્વે તમારા સર્વ વાહનોથી અને બલથી મને ખેંચીને આ ખાડામાં પાડી નાંખો, કે જેથી તમને મારા બળનો નિશ્ચય થશે. પછી તમને મારા બળની સત્યતા જણાતાં ખોટી આશંકાનું સ્વપ્ન પણ તત્કાળ વ્યર્થ થઇ જશે.' આ પ્રમાણે સર્વ રાજાઓના મુકુટ સમાન ભરતનરેશ્વરે આજ્ઞા કરી, એટલે સર્વ રાજાઓએ તે રીતે કરીને ભરતનરેશ્વરને વારંવાર ખેંચવા છતાં પણ ભરતચક્રવર્તી પોતાનાં સ્થાનેથી જરા પણ ચલિત થયા નહિં. પછી ચક્રવર્તીએ પોતાનો હાથ છાતી પર લેપ કરવાના બ્હાને જરાક પાછો ખેંચ્યો ત્યાં તો સર્વ વીરો, વાહન તથા પરિવાર સહિત લતા પર પક્ષીઓની પેઠે તે સાંકળ સાથે ખાડા ઉપર લટકી રહ્યા.

પોતાના સ્વામીનાં બળનું આવું માહાત્મ્ય જોઇ પ્રસન્ન થયેલા તે બધા સુભટો ત્યારબાદ પોતાના સ્વામીની આજ્ઞાથી રણસંગ્રામથી પરાઙ્મુખ થઇ સાક્ષીની જેમ તે બન્નેના યુદ્ધની નજીક ઊભા રહ્યા. આ બાજૂ દેવતાઓએ રણભૂમિ પર સુગંધી જલનો છંટકાવ કર્યો, અને પંચવર્ણી પુષ્પોની શ્રેણિ વરસાવી. પછી ભરત અને બાહુબલિ પોત-પોતાના હાથી ઊપરથી ઉતરીને રણભૂમિમાં આવ્યા. તેઓ બન્ને પ્રથમ દૃષ્ટિયુદ્ધની પ્રતિજ્ઞા લઈ એક બીજાની સન્મુખ ઊભા રહ્યા. અનિમેષ દૃષ્ટિએ સામ-સામું જોઈ રહેલા તે બન્ને વીરો જાણે પરસ્પર ચિરકાળ સુધી અવલોકન ન્હોતું કર્યું, તેના દોષને ટાળતા હોય, તેમ દેખાતા હતા. પર્વતના જેવા ઉન્નત તે બંને સામ-સામા નેત્રોને પ્રસારીને અને લાલ મુખ કરીને રહેલા હતા, તેથી જાણે કામદેવનો ગ્રાસ કરતા હોય તેમ તેઓ ભયંકર જણાતા હતા. એમ જોતાં-જોતાં ઊદય પામતા સૂર્યના જેવી આકૃતિવડે અતિ રૌદ્ર એવા બાહુબલિનું મુખ જોતાં ભરતચક્રવર્તીનાં નેત્રો અશ્રુયુક્ત થઇને મીંચાઈ ગયાં. આ જોઇને ભરતના સૈન્યે નીચું જોયું, અને બાહુબલિના સૈન્યે સ્પર્ધાથી ઊંચું જોયું. પછી ભરતને નીચું જોઈ રહેલ જોઈ બાહુબલિ બોલ્યા:; 'હે બંધુ! ઉદ્વેગ કેમ પામો છો? હવે મારી સાથે વાગ્યુદ્ધ આચરો.' બાહુબલિનાં આ પ્રમાણેનાં વચનોથી પગના આઘાતથી સર્પની જેમ ક્રોધ કરીને ભરત મહારાજા બોલ્યા; 'અરે આત્માને વ્યર્થ વિજયી માનનાર! હું વાગ્યુદ્ધ કરવાને તૈયાર છું.' આ પ્રમાણે કહી, આકાશમાંથી તારા, ગ્રહ અને નક્ષત્રોને ખેરવતો તેમજ ત્રાસ આપતો, મંદરાચળે ક્ષોભ કરેલા સમુદ્રના ધ્વનિ જેવો, ઐરાવણના નાદ જેવો અને કલ્પાંત કાળના મેઘના ગર્જારવ જેવો મહા ઘોર સિંહનાદ ભરત ચક્રવર્તીએ તે અવસરે કર્યો. તે સિંહનાદથી કુલપર્વતોના શિખરો કંપાયમાન થઇ ગયાં. સમુદ્રના જલ ગગનાંગણ સુધી ઉછલવા લાગ્યાં. મોટા સર્પો પાતાળમાંથી પણ પાતાળમાં પેસી ગયા. સિંહાદિક દુષ્ટ પ્રાણીઓ ગુફામાંથી બીજી ગુફામાં સંતાઈ ગયા. ઘોડાઓએ દુષ્ટ માણસ જેમ સદ્બુદ્ધિને ગણે નહિં તેમ લગામને પણ ગણી નહિં. જેમ વાતુલ-(વાયડા) પુરુષો તીવ્રપણાને ન ગણે તેમ હાથીઓએ અંકુશના પ્રહારોને પણ ગણ્યા નહિં. જેમ

પિશુન પુરુષો સદ્વાણીને અવગણે તેમ રથના ઘોડાઓએ રાશને માની નહિં. જાણે ભૂત વળગ્યા હોય તેમ ખચ્ચરોએ ચાબૂકના મારને ગણકાર્યો નહિં, અને સર્વ સૈનિકો જાણે ઘોરતા હોય, મૂર્છા પામ્યા હોય, અચેતન થયા હોય અથવા સર્વસ્વથી ભ્રષ્ટ થયા હોય તેવા થઇ ગયા. ભરતના સિંહનાદ પછી બાહુબલિએ ક્રોધ પામીને પોતાનાં તેજનો ગર્વ ધરીને બ્રહ્માંડને ફોડે તેવો સિંહનાદ કર્યો. તે નાદથી પોતાને મથન કરનારા મંદર પર્વતના ધ્વનિની શંકાથી ત્રાસ પામેલા સમુદ્રના જલજંતુઓ જાણે ભ્રાંતિથી અંદર પેસી ગયા. ફરીને ઇંદ્રે છોડેલા વજ્રના ધ્વનિના ભ્રમથી પોતાનો ક્ષય થવાની શંકા કરતા કુલપર્વતો જાણે કંપી ગયા, અને ત્રણે લોક જાણે રોગાર્ત્ત હોય અથવા અંદર કોઇ શલ્ય પેઠું હોય તેમ ચેતન રહિત થઇ ગયું. બાહુબલિના સિંહનાદ પછી થોડીવાર બાદ દેવતાની સ્ત્રીઓએ ભયથી પોતાના પતિનાં વક્ષસ્થળનું જાણે શરણ લેવું પડે, તેવી સ્થિતિ ઉત્પન્ન કરનારો અને કઈ દિશામાં જવું તેવો સંભ્રમ કરતો દુઃસહ સિંહનાદ ફરીથી ભરત રાજાએ કર્યો. એટલે શ્રવણેંદ્રિયમાં અતિશય બધિરપણું અને સ્થિરમાં ચલિતપણું કરતો એવો સિંહનાદ બાહુબલિએ કર્યો. એમ વારંવાર સિંહનાદ કરતાં દુર્જનનાં સ્નેહની અને સર્પની કાયાની જેમ અનુક્રમે ભરતનો સિંહનાદ ઉત્તરોત્તર હીન થવા લાગ્યો; અને નદીના પ્રવાહની તેમ જ સજ્જનની પ્રીતિની જેમ બાહુબલિનો સિંહનાદ ઉત્તરોત્તર વધવા લાગ્યો. શાસ્ત્રના વાદની જેમ પરસ્પર વાગ્યુદ્ધ કરતાં છેવટે બાહુબલિએ સર્વની સાક્ષીએ વડિલ બંધુ ભરતને જિતી લીધો. એટલે બાહુબલિના બલથી અંતરમાં ચમત્કાર પામેલા દેવતાઓએ પ્રશંસાપૂર્વક તેના ઉપર પુષ્પવૃષ્ટિ કરી.

પછી બાહુબલિએ કહ્યું; 'હે જગત્પતિ મહાભુજ! તમે જરા પણ ખેદ કરશો નહિં, હું કાકતાલી ન્યાયથી જિત્યો છું, એમ માનીને હવે મુષ્ટિયુદ્ધ કરવા તત્પર થાઓ.' આવાં બાહુબલિનાં વચનોથી ભરતને યુદ્ધ કરવાનો ઉત્સાહ આવ્યો. એટલે તત્કાળ તેણે મુષ્ટિયુદ્ધ કરવાને ભુજાસ્ફોટ કર્યો. કટી ઉપર વસ્ત્ર બાંધી પૃથ્વીને ઊંચી નીચી કરતા એ બન્ને વીરકુંજરો પોતાનાં ચરણોને મૂકવાનાં વિલાસને કરવા લાગ્યા. વાયુવેગથી વૃક્ષની જેમ ઊંચા થતા અને નીચા નમતા તેઓ આકાશ–ભૂમિને ગજાવે તેવો સિંહનાદ કરતા હતા. ઉછળી ઉછળીને ચરણોવડે પૃથ્વી પર વારંવાર તાડન કરવાથી કૂર્મરાજને જાણે તેઓ પ્રાણસંદેહરૂપ સંકટમાં પાડતા હતા. સમીપ રહેલા બે વૃક્ષોની જેમ પરસ્પર ભુજાઓથી વારંવાર તેઓ પરસ્પર મળતા હતા, અને પાછા જુદા થતા હતા. તેઓનાં ચરણપ્રહારથી પોતાનો ક્ષય થવાની શંકા રાખતી પૃથ્વી, નહિ સહન થવાથી જાણે પોકાર કરતી હોય તેમ ગાજતી હતી.

આ પ્રમાણે થોડી વાર ચાલ્યા પછી ક્રોધ પામેલા બાહુબલિએ ભરતચક્રીને હાથમાં લઇને એક દડાની માફક વેગથી આકાશમાં ઉછાળ્યા. તે વખતે 'છ ખંડ પૃથ્વીને

જિતીને શું આ ભરત સ્વર્ગને જિતવા જાય છે' એમ ક્ષણવાર આકુલવ્યાકુલપણે દેવતાઓ કૌતુકથી તેને જોવા લાગ્યા. આકાશને પ્રકાશિત કરતા ભરતરાજા આકાશનું જાણે ઉલ્લંઘન કરીને યોગીની પેઠે તે વેળાએ મનુષ્યોને અદૃશ્ય થઈ ગયા. તે સમયે બન્ને સૈન્યોમાં હાહાકાર થઈ ગયો. આકાશમાં રહેલા દેવતાઓ ગ્લાનિ પામી ગયા, અને બાહુબલિ વિચારવા લાગ્યા કે 'મારા બળને તેમજ સાહસને ધિક્કાર છે. અવિવેકી એવા મને પણ ધિક્કાર છે. રાજ્યલોભને અને અમારા મંત્રીઓને પણ ધિક્કાર છે. પરંતુ હવે શોચ શું કરવો ? જ્યાંસુધી વડિલ બંધુ આર્ય ભરત પૃથ્વી પર પડી વિશીર્ણ થઇ ન જાય ત્યાં સુધીમાં તેમને હું અદ્ધરથી જ ઝીલી લઉં.' આવો વિચાર કરીને બાહુબલિ શય્યાને આકારે ભુજા કરી ચરણના અગ્રભાગથી ભૂમિનો સ્પર્શ કરી, આકાશ તરફ દૃષ્ટિ પ્રસારીને તે અવસરે ઊભા રહ્યા; અને વિદ્યુતના દંડની જેમ ગગન–સાગરને પ્રકાશતા ભરતને ભૂમિ પર પડતાં અદ્ધરથી જ બાહુબલિએ પોતાની બે ભુજાઓવડે ઝીલી લીધા. તરત જ ક્રોધ પામી ક્રૂર મુષ્ટિને ઉગામીને દેવતાઓને અને વિદ્યાધરોને ભય કરતા ભરત નરેશ્વર તે વેળા બાહુબલિ ઉપર દોડી આવ્યા, અને ગાઢપણે બાહુબલિના મસ્તક પર તેમણે પ્રહાર કર્યો. ભરતની તે મુષ્ટિવડે મસ્તકમાં આઘાત પામેલા બાહુબલિ જાણે કાંઇક સ્મરણ કરતા હોય, તેમ ક્ષણવાર નેત્રોને મીંચીને રહ્યા. બાદ થોડીવારે પાછા સ્વસ્થ થઈ બાહુબલિએ વજ્રવડે પર્વતના શિખરની જેમ ભરતની છાતીમાં મુષ્ટિનો પ્રહાર કર્યો. તે પ્રહારથી જાણે પૃથ્વીનો પોતાના તરફનો રાગ જાણવાને ઇચ્છતા હોય તેમ ભરત, આખા શરીરથી સ્પર્શ કરતા સતા પૃથ્વી પર સપાટ પડી ગયા. આ રીતે ભરતને જોઇને પોતાના સ્વામીના દુઃખથી દુઃખી થયેલા સર્વ સૈનિકો તત્કાળ મૂર્છા પામ્યા. **'મહાન પુરુષોની આપત્તિથી કોને દુઃખ ન થાય ?'** તે વખતે 'અહા ! દુર્મદ એવા મેં કુલનો નાશ કરનારું આ શું કાર્ય આરંભ્યું છે ? જો આ જ્યેષ્ઠ બંધુ ભરત નહિં જીવે તો હું પણ, નહિં જીવું.' આવી રીતે ચિંતા કરતા બાહુબલિ ભૂમિ પર પડેલા ભરતની પાસે આવી, અશ્રુવાળાં નેત્રોથી સેવકની જેમ પોતાના ઉત્તરીય વસ્ત્રવડે તેમને પવન નાંખવા લાગ્યા.

ક્ષણવાર પછી સંજ્ઞા પ્રાપ્ત કરીને ચક્રવર્તીએ જોયું તો સેવકની જેમ પોતાની આગળ રહેલા લઘુબંધુને તેમણે જોયા, સાથે તેનાથી સંતાપિત પોતાની સ્થિતિ તેમને જણાઇ. એટલે તત્કાળ ઊભા થઇ ક્રોધથી લોહદંડ હાથમાં લઇને તેને ભમાડતા ભમાડતા ભયંકર રૂપે તેઓ બાહુબલિ તરફ દોડ્યા; અને મત્તગજેંદ્ર જેમ પોતાનાં દંતૂશળથી દરવાજાના કમાડોને ઘાત કરે, તેમ ચક્રવર્તીએ ક્રોધ કરીને તે દંડવડે બાહુબલીના મસ્તક પર ઘા કર્યો. ચક્રવર્તીના દંડઘાતવડે બાહુબલિનાં મસ્તકમાં મોટો ધ્વનિ થયો, અને જીર્ણ ભાંડની પેઠે તેનો મુકુટ ભાંગીને ભૂક્કો થઈ ગયો. તેની પીડાથી બાહુબલિએ પોતાનાં નેત્રોને મીંચી દીધાં, અને તેના દુઃસહ ધ્વનિથી લોકોએ હાથવડે પોત–પોતાનાં કાનોને ઢાંકી દીધા. તે પીડાને અવગણીને તરત જ બાહુબલિએ લોઢાનો દંડ ગ્રહણ કર્યો; અને જાણે દેવતાઓની

સાથે વૈર કરતો હોય તેમ સ્વેચ્છાએ તેને ભમાડ્યો. જ્યારે તેમણે દંડ ભમાડ્યો તે વખતે 'શું આ પર્વતોના શિખરોને તોડી નાંખશે? અથવા શું પૃથ્વીને ફાડી નાંખશે?' એવી દેવતાઓને શંકા થવા લાગી. તે દંડવડે ગજેન્દ્ર જેમ પોતાના દૃઢ દંતૂશળવડે દરવાજા પર પ્રહાર કરે તેમ બાહુબલિએ ભરતના હૃદય પર પ્રહાર કર્યો. જેથી ભરતનું મજબૂત બખ્તર તૂટી ગયું, અને આકાશમાંથી ભ્રષ્ટ થયેલા સૂર્યની જેમ ભરતચક્રવર્તીનું કાંતિવાળું શરીર પ્રકટ દેખાવા માંડયું. પછી કલ્પાંત મેઘની જેમ વિદ્યુદ્દંડથી પર્વતને મારે, તેમ ભરતે દંડથી બાહુબલિનાં મસ્તક ઉપર ઘા કર્યો. તે વખતે તે દંડ લોઢાનો છતાં બાહુબલિનાં શરીરના આઘાતથી, જાણે પોતે કરેલા અપરાધને લીધે બાહુબલિનો તેને ભય લાગ્યો હોય તેમ તે ભાંગી ગયો. તે દંડના આઘાતથી બાહુબલિ જાનુ સુધી પૃથ્વીમાં મગ્ન થઈ ગયા, અને લય પામેલા યોગીની જેમ ક્ષણવાર કાંઈ પણ જાણી શકયા નહિં, પણ પાછા કાદવમાં મગ્ન થયેલા હાથીની જેમ પોતાના અંગને કંપાવી બહાર નીકળ્યા, અને પોતાનો લોહદંડ તે અવસરે બાહુબલિએ પોતાના હાથમાં ગ્રહણ કર્યો. તે વખતે આ દંડવડે 'શું તારાઓને સ્થાનભ્રષ્ટ કરીને પાડી નાંખશે? કે શું પર્વતોને ચૂર્ણ કરશે? કે શું પક્ષીના માળાની જેમ આકાશમાંથી વિમાનોને પાડી નાંખશે?' આ પ્રમાણે શંકા કરતા લોકો બાહુબલિની સ્હામે જોઇ રહ્યા. એટલામાં તો બાહુબલિએ પોતાના બલવડે ચક્રવર્તીના મસ્તક ઉપર તે દંડનો ઘા કર્યો. બાહુબલિએ કરેલા તે દંડના ઘાથી ભરત ચક્રવર્તી કંઠ સુધી પૃથ્વીમાં પેસી ગયા. તે વખતે તેમના મુખનો દેખાવ રાહુએ ગ્રસેલા ચન્દ્રના જેવો દેખાતો હતો. તે જોઇ 'હે પૃથ્વી! તું અમારા સ્વામીની પેઠે અમને પણ વિવર આપ.' આમ કહેતા ચક્રવર્તીના સર્વ સૈનિકો મૂર્છા પામ્યા, અને 'અહા! ભ્રાતાના વધથી મને મોટું દુઃસહ પાપ લાગ્યું. કુપુત્ર એવા મારાથી પિતાનો વંશ કલંકિત થયો.' આ પ્રમાણે બાહુબલિ પણ સ્વયં શોક કરવા લાગ્યા, તેવામાં તો તે વ્યથાનો ત્યાગ કરી, સૂર્યના જેવા તેજસ્વી ભરત ચક્રવર્તી પૃથ્વીમાંથી બહાર નીકળ્યા.

ત્યારબાદ ભરત ચક્રવર્તી વિચાર કરવા લાગ્યા કે, 'જેમ દેવતાઓથી ઇંદ્ર, મૃગલાઓથી કેશરી અને તારાઓથી ચંદ્ર જિતાય નહિં, તેમ રાજાઓથી ચક્રવર્તી જિતાય નહિં. તે છતાં આ શું થયું? વળી સાઠ હજાર વર્ષસુધી જે રીતે ષટ્ખંડ પૃથ્વીનો મેં વિજય કર્યો. તે શું આ બાહુબલિને માટે? કે જે અત્યારે મારો વધ કરવાને આ રીતે ઉદ્યત થયો છે. જેમ એક કાલે બે વાસુદેવ ન થાય, તેમ એક કાલે એક ક્ષેત્રમાં બે ચક્રવર્તી પણ ઉત્પન્ન ન થાય, તેવી શ્રીજિનાગમોમાં ભગવંતની વાણી છે. તે વ્યર્થ પણ કેમ થાય? ત્યારે શું પૃથ્વીમાં આ બાહુબલિ જ ખરો ચક્રવર્તી હશે? શું હું ચક્રવર્તી નહીં હોઉં? અને મેં જે દિગ્વિજય કર્યો, તે શું બાહુબલિના સેનાપતિ તરીકે કર્યો કે?' આ પ્રમાણે ભરત ચક્રવર્તી હૃદયમાં ચિંતવન કરતા હતા, તેવામાં તો અગ્નિના તણખાઓને છોડતું અને સૂર્યના જેવું તેજસ્વી ચક્રરત્ન તેઓનાં હાથમાં આવ્યું. ચક્રના આવવાથી જેઓનાં મનમાં

જિતીને શું આ ભરત સ્વર્ગને જિતવા જાય છે' એમ ક્ષણવાર આકુલવ્યાકુલપણે દેવતાઓ કૌતુકથી તેને જોવા લાગ્યા. આકાશને પ્રકાશિત કરતા ભરતરાજા આકાશનું જાણે ઉલ્લંઘન કરીને યોગીની પેઠે તે વેળાએ મનુષ્યોને અદૃશ્ય થઈ ગયા. તે સમયે બન્ને સૈન્યોમાં હાહાકાર થઇ ગયો. આકાશમાં રહેલા દેવતાઓ ગ્લાનિ પામી ગયા, અને બાહુબલિ વિચારવા લાગ્યા કે 'મારા બળને તેમજ સાહસને ધિક્કાર છે. અવિવેકી એવા મને પણ ધિક્કાર છે. રાજ્યલોભને અને અમારા મંત્રીઓને પણ ધિક્કાર છે. પરંતુ હવે શોચ શું કરવો ? જ્યાંસુધી વડિલ બંધુ આર્ય ભરત પૃથ્વી પર પડી વિશીર્ણ થઇ ન જાય ત્યાં સુધીમાં તેમને હું અદ્ધરથી જ ઝીલી લઉં.' આવો વિચાર કરીને બાહુબલિ શય્યાને આકારે ભુજા કરી ચરણના અગ્રભાગથી ભૂમિનો સ્પર્શ કરી, આકાશ તરફ દૃષ્ટિ પ્રસારીને તે અવસરે ઊભા રહ્યા; અને વિદ્યુતના દંડની જેમ ગગન-સાગરને પ્રકાશતા ભરતને ભૂમિ પર પડતાં અદ્ધરથી જ બાહુબલિએ પોતાની બે ભુજાઓવડે ઝીલી લીધા. તરત જ ક્રોધ પામી ક્રૂર મુષ્ટિને ઉગામીને દેવતાઓને અને વિદ્યાધરોને ભય કરતા ભરત નરેશ્વર તે વેળા બાહુબલિ ઉપર દોડી આવ્યા, અને ગાઢપણે બાહુબલિના મસ્તક પર તેમણે પ્રહાર કર્યો. ભરતની તે મુષ્ટિવડે મસ્તકમાં આઘાત પામેલા બાહુબલિ જાણે કાંઇક સ્મરણ કરતા હોય, તેમ ક્ષણવાર નેત્રોને મીંચીને રહ્યા. બાદ થોડીવારે પાછા સ્વસ્થ થઈ બાહુબલિએ વજ્રવડે પર્વતના શિખરની જેમ ભરતની છાતીમાં મુષ્ટિનો પ્રહાર કર્યો. તે પ્રહારથી જાણે પૃથ્વીનો પોતાના તરફનો રાગ જાણવાને ઈચ્છતા હોય તેમ ભરત, આખા શરીરથી સ્પર્શ કરતા સતા પૃથ્વી પર સપાટ પડી ગયા. આ રીતે ભરતને જોઇને પોતાના સ્વામીના દુઃખથી દુઃખી થયેલા સર્વ સૈનિકો તત્કાળ મૂર્છા પામ્યા. **'મહાન પુરુષોની આપત્તિથી કોને દુઃખ ન થાય ?'** તે વખતે 'અહો ! દુર્મદ એવા મેં કુલનો નાશ કરનારું આ શું કાર્ય આરંભ્યું છે ? જો આ જ્યેષ્ઠ બંધુ ભરત નહિં જીવે તો હું પણ નહિં જીવું.' આવી રીતે ચિંતા કરતા બાહુબલિ ભૂમિ પર પડેલા ભરતની પાસે આવી, અશ્રુવાળાં નેત્રોથી સેવકની જેમ પોતાના ઉત્તરીય વસ્ત્રવડે તેમને પવન નાંખવા લાગ્યા.

ક્ષણવાર પછી સંજ્ઞા પ્રાપ્ત કરીને ચક્રવર્ત્તીએ જોયું તો સેવકની જેમ પોતાની આગળ રહેલા લઘુબંધુને તેમણે જોયા, સાથે તેનાથી સંતાપિત પોતાની સ્થિતિ તેમને જણાઇ. એટલે તત્કાળ ઊભા થઇ ક્રોધથી લોહદંડ હાથમાં લઇને તેને ભમાડતા ભમાડતા ભયંકર રૂપે તેઓ બાહુબલિ તરફ દોડ્યા; અને મત્તગજેંદ્ર જેમ પોતાનાં દંતૂશળથી દરવાજાના કમાડોને ઘાત કરે, તેમ ચક્રવર્ત્તીએ ક્રોધ કરીને તે દંડવડે બાહુબલીના મસ્તક પર ઘા કર્યો. ચક્રવર્ત્તીના દંડઘાતવડે બાહુબલિનાં મસ્તકમાં મોટો ધ્વનિ થયો, અને જીર્ણ ભાંડની પેઠે તેનો મુકુટ ભાંગીને ભૂકો થઈ ગયો. તેની પીડાથી બાહુબલિએ પોતાનાં નેત્રોને મીંચી દીધાં, અને તેના દુઃસહ ધ્વનિથી લોકોએ હાથવડે પોત-પોતાનાં કાનોને ઢાંકી દીધા. તે પીડાને અવગણીને તરત જ બાહુબલિએ લોઢાનો દંડ ગ્રહણ કર્યો; અને જાણે દેવતાઓની

સાથે વૈર કરતો હોય તેમ સ્વેચ્છાએ તેને ભમડ્યો. જ્યારે તેમણે દંડ ભમાડ્યો ને વખતે 'શું આ પર્વતોના શિખરોને તોડી નાંખશે ? અથવા શું પૃથ્વીને ઉખેડી નાંખશે ?' એવી દેવતાઓને શંકા થવા લાગી. તે દંડવડે ગજેંદ્ર જેમ પોતાના દૃઢ દંતૂશળવડે દરવાજા પર પ્રહાર કરે તેમ બાહુબલિએ ભરતના હૃદય પર પ્રહાર કર્યો. જેથી ભરતનું મજબૂત બખ્તર તૂટી ગયું, અને આકાશમાંથી ભ્રષ્ટ થયેલા સૂર્યની જેમ ભરતચક્રવર્ત્તીનું કાંતિવાળું શરીર પ્રકટ દેખાવા માંડ્યું. પછી કલ્પાંત મેઘની જેમ વિદ્યુદ્દંડથી પર્વતને મારે, તેમ ભરતે દંડથી બાહુબલિનાં મસ્તક ઉપર ઘા કર્યો. તે વખતે તે દંડ લોઢાનો છતાં બાહુબલિનાં શરીરના આઘાતથી, જાણે પોતે કરેલા અપરાધને લીધે બાહુબલિનો તેને ભય લાગ્યો હોય તેમ તે ભાંગી ગયો. તે દંડના આઘાતથી બાહુબલિ જાનુ સુધી પૃથ્વીમાં મગ્ન થઈ ગયા, અને લય પામેલા યોગીની જેમ ક્ષણવાર કાંઈ પણ જાણી શકયા નહિં, પણ પાછા કાદવમાં મગ્ન થયેલા હાથીની જેમ પોતાના અંગને કંપાવી બહાર નીકળ્યા, અને પોતાનો લોહદંડ તે અવસરે બાહુબલિએ પોતાના હાથમાં ગ્રહણ કર્યો. તે વખતે આ દંડવડે 'શું તારાઓને સ્થાનભ્રષ્ટ કરીને પાડી નાંખશે ? કે શું પર્વતોને ચૂર્ણ કરશે ? કે શું પક્ષીના માળાની જેમ આકાશમાંથી વિમાનોને પાડી નાંખશે ?' આ પ્રમાણે શંકા કરતા લોકો બાહુબલિની સ્હામે જોઇ રહ્યા. એટલામાં તો બાહુબલિએ પોતાના બલવડે ચક્રવર્ત્તીના મસ્તક ઉપર તે દંડનો ઘા કર્યો. બાહુબલિએ કરેલા તે દંડના ઘાથી ભરત ચક્રવર્ત્તી કંઠ સુધી પૃથ્વીમાં પેસી ગયા. તે વખતે તેમના મુખનો દેખાવ રાહુએ ગ્રસેલા ચન્દ્રના જેવો દેખાતો હતો. તે જોઇ 'હે પૃથ્વી ! તું અમારા સ્વામીની પેઠે અમને પણ વિવર આપ.' આમ કહેતા ચક્રવર્ત્તીના સર્વ સૈનિકો મૂર્ચ્છા પામ્યા, અને 'અહા ! ભ્રાતાના વધથી મને મોટું દુઃસહ પાપ લાગ્યું. કુપુત્ર એવા મારાથી પિતાનો વંશ કલંકિત થયો.' આ પ્રમાણે બાહુબલિ પણ સ્વયં શોક કરવા લાગ્યા. તેવામાં તો તે વ્યથાનો ત્યાગ કરી, સૂર્યના જેવા તેજસ્વી ભરત ચક્રવર્ત્તી પૃથ્વીમાંથી બહાર નીકળ્યા.

ત્યારબાદ ભરત ચક્રવર્ત્તી વિચાર કરવા લાગ્યા કે, 'જેમ દેવતાઓથી ઇંદ્ર, મૃગલાઓથી કેશરી અને તારાઓથી ચંદ્ર જિતાય નહિં, તેમ રાજાઓથી ચક્રવર્ત્તી જિતાય નહિં. તે છતાં આ શું થયું ? વળી સાઠ હજાર વર્ષસુધી જે રીતે ષટ્ખંડ પૃથ્વીનો મેં વિજય કર્યો. તે શું આ બાહુબલિને માટે ? કે જે અત્યારે મારો વધ કરવાને આ રીતે ઉદ્યત થયો છે. જેમ એક કાલે બે વાસુદેવ ન થાય, તેમ એક કાલે એક ક્ષેત્રમાં બે ચક્રવર્ત્તી પણ ઉત્પન્ન ન થાય, તેવી શ્રીજિનાગમોમાં ભગવંતની વાણી છે. તે વ્યર્થ પણ કેમ થાય ? ત્યારે શું પૃથ્વીમાં આ બાહુબલિ જ ખરો ચક્રવર્ત્તી હશે ? શું હું ચક્રવર્ત્તી નહીં હોઉં ? અને મેં જે દિગ્વિજય કર્યો, તે શું બાહુબલિના સેનાપતિ તરીકે કર્યો કે ?' આ પ્રમાણે ભરત ચક્રવર્ત્તી હૃદયમાં ચિંતવન કરતા હતા, તેવામાં તો અગ્નિના તણખાઓને છોડતું અને સૂર્યના જેવું તેજસ્વી ચક્રરત્ન તેઓનાં હાથમાં આવ્યું. ચક્રના આવવાથી જેઓનાં મનમાં

પોતાનાં ચક્રવર્તીપણાની પ્રતીતિ થઇ છે, એવા તેઓએ ચક્રને ભમાડતા ભમાડતા ક્રોધ કરીને પોતાના લઘુબંધુ બાહુબલિને ઉદ્દેશીને કહ્યું; 'અરે બાહુબલિ! અદ્યાપિ કાંઇ બગડી ગયું નથી. હજુ પણ માન છોડી દઇને દેવતાઓએ માનવા યોગ્ય એવી મારી આજ્ઞાને તું માન્ય કર. તું મારો અનુજ બંધુ છો, તેથી તારા આજ પહેલાંના સવ અપરાધોને હું સહન કરીશ કે જેથી તારો વધ કરવાથી થનારું ભ્રાતૃહત્યાનું પાપ મને ન લાગે. સર્વ તિર્યંચો જેમ હાથીને વશ રહે છે, તે રીતે હાથી જેમ સિંહને અને સિંહ અષ્ટાપદને, અને તે સર્વ શું રાજાઓને વશ નથી? અનુક્રમે સર્વ બલવાન રાજાઓ પણ પોતાનાથી અધિક બળવાન રાજાને વશ રહે છે. તો હે બાહુબલિ! તારે તારા બાહુબલનો ગર્વ કરવો યોગ્ય નથી, કારણ કે, સર્વ બલવાન રાજાઓ પણ ચક્રવર્તીની આજ્ઞાને અંગીકાર કરે છે.' આ પ્રમાણે ભરતચક્રવર્તીનાં વચનોને સાંભળીને પોતાના ખભા ઉપર દૃષ્ટિ નાંખતો બાહુબલિ, ધીર અને ગંભીર વાણીથી નિર્ભયપણે બોલ્યો; 'હે આર્ય! તારામાં આપણા પિતાનું પુત્રપણું શોભતું નથી. કારણ કે ક્ષાત્રધર્મને જાણવા છતાં દ્વંદ્વ યુદ્ધની પ્રતિજ્ઞાથી ચલિત થઇને તું આ દ્વંદ્વ યુદ્ધમાં પણ ચક્રનું ગ્રહણ કરે છે. અરે! ગુણથી પોતાને વ્યર્થ જ્યેષ્ઠ માનનાર જ્યેષ્ઠ બંધુ! બાહુબલિના બલની પાસે તારા આ લોહનો ટુકડો શું કરનાર છે? તે તો ઊલટું સૂર્ય પાસે ખદ્યોતની જેમ તે તને લજવે છે. અત્યાર સુધી તેં તારા બાહુનું બળ તો જોયું, હવે આ ચક્રનું બળ પણ જો. આ મારો ભ્રાતા થાય છે એવી શંકા રાખીશ નહિં, કેમ કે ક્ષત્રિયોનો એવો આચાર છે કે, રણસંગ્રામમાં સંબંધ જોવાતો નથી.' બાહુબલિનાં આવાં વચનોને સાંભળીને ક્રોધ પામેલા ભરત ચક્રવર્તીએ તે ક્ષણે પોતાનાં હાથમાં રહેલાં ચક્રને આકાશમાં ભમાડી, સર્વ પ્રેક્ષકોને ભય ઉત્પન્ન કરનારું તે પોતાની પાસેથી બાહુબલિની પ્રત્યે તત્કાલ છોડયું. તે ચક્રને જોઇને બાહુબલિ વિચારવા લાગ્યા કે 'દંડવડે હણીને મૃત્તિકાના પાત્રની જેમ શું આને હું ચૂર્ણ કરી દઉં? યા દડાની જેમ આકાશમાં લીલાવડે આને હું ઉડાડી નાખું? અથવા યશરૂપ વૃક્ષને માટે બીજની જેમ તેને હું પૃથ્વીમાં દાટી દઉં? ચપળ એવા ચકલાના બચ્ચાંની જેમ તેને હાથમાં પકડી લઉં? મુષ્ટિથી હણીને તેને બીજી દિશામા ફેંકી દઉં? અથવા ભલે હું આ ચક્રરત્નનાં સામર્થ્યને પ્રથમ જોઉં, પછી જે કરવું હશે તે હું કરીશ.' આ પ્રમાણે બાહુબલિ ચિંતવતા હતા, તેવામાં તો તે જાજ્વલ્યમાન ચક્ર બાહુબલિની સમીપે આવ્યું, અને તેને પ્રદક્ષિણા કરીને પાછું ચક્રવર્તીના હાથમાં પ્રાપ્ત થયું; કારણ કે, 'ચક્રવર્તીનું ચક્ર તેના સમાન ગોત્રના કુટુંબી પર પ્રવર્તતું નથી, તો તદ્‌ભવસિદ્ધિવાળા બાહુબલિ જેવા મહાપુરુષ પર તો કેમ જ પ્રવર્તે?' આથી બાહુબલિએ અત્યંત ક્રોધાયમાન થઇને

ચિંતવ્યું કે; ' આ ચક્રને, તેના રક્ષક એક હજાર યક્ષોને અને આ અન્યાય કરનારા તેના અધિપતિ ભરતને હવે તો એક મુષ્ટિના મારથી ચૂર્ણ કરી નાખું. આવું ચિંતવી કલ્પાંતકાળે ઉઠેલા ઇંદ્રના વજ્ર જેવી ક્રૂર મુષ્ટિ ઉગામી, બાહુબલિ પોતાના ભાઈ ભરત ઉપર દોડ્યા. પરંતુ સમુદ્ર જેમ મર્યાદા ભૂમિમાં આવીને અટકી જાય, તેમ બાહુબલિ પોતાના વડિલ ભાઈ ચક્રવર્ત્તી ભરતનરેશ્વરની પાસે આવતાં અટકી ગયા, અને સ્થિર થઈને વિચાર કરવા લાગ્યા કે; ' અહો! ક્ષણવિનશ્વર એવા રાજ્યને માટે આ ભવનો અને આગામી ભવનો—એ રીતે બન્ને ભવોનો નાશ કરે તેવા આ ભ્રાતૃવધનો હું આરંભ કરું છું તે કેવી વાત? ગુરુજનને હણીને અને લઘુજનને છળથી છેતરીને કદી મહાન રાજ્યસુખ મળે તેમ હોય, તો પણ મારે તેનું ગ્રહણ કરવું નથી જ. ઉપરના દેખાવ માત્રથી સુખને આપનાર પૌદ્‌ગલિક પદાર્થોના મોહથી ભ્રમિત્ થએલા અધમ પુરુષો નરકાગારના કારણમાં જ જ્યાં ત્યાં પ્રવર્ત્તે છે. જો તેમ ન હોય તો તેવા રાજ્યને પિતા શ્રી ઋષભદેવ ભગવંત કેમ છોડી દે? માટે હું પણ આજે તો તે પૂજ્ય પિતાના માર્ગનો જ પથિક થાઉં.' આ પ્રમાણે મનમાં વિચારીને એ મહાવિવેકી બાહુબલિ પશ્ચાત્તાપથી પોતાનાં નેત્રોમાંથી નીકળતા કિંચિત્ ઉષ્ણ આંસુરૂપ જલથી પૃથ્વીને સિંચન કરતા પોતાના વડિલ બંધુ ભરત નરેશ્વરને કહેવા લાગ્યા; ' હે જ્યેષ્ઠ બંધુ ભરત! મેં તમને રાજ્યને માટે બહુ ખેદ કરાવ્યો છે, તો હવે મારા તે દુશ્ચરિત્રને માટે મને ક્ષમા કરો. હું પિતાશ્રીના માર્ગનો પથિક થઈશ. મને હવે રાજ્યસંપત્તિની સ્પૃહા નથી.' એમ કહી તે જ મુષ્ટિવડે તેમણે પોતાના કેશનો લોચ કર્યો. તત્કાલ ' સાધુ સાધુ ' એવા શબ્દો બોલતા દેવતાઓએ આનંદથી તે બાહુબલિ રાજર્ષિ ઉપર પુષ્પોની વૃષ્ટિ કરી. ત્યારબાદ મહાવ્રતોને સ્વીકારનાર બાહુબલિએ ચિંતવ્યું કે, ' અહિંથી જ અનંત સુખના કારણ એવા પિતાશ્રીનાં ચરણોની સેવા માટે હું તેઓની પાસે જાઉં, અથવા તો અહિં જ રહું. કારણ કે, ત્યાં જવાથી મારા પહેલાં વ્રતને ગ્રહણ કરનારા અને કેવળજ્ઞાનને પામેલા એવા મારા લઘુબંધુઓમાં મારી લઘુતા થશે; માટે અહિં જ રહી ધ્યાનરૂપ અગ્નિથી ઘાતીકર્મોને બાળી, કેવળજ્ઞાનને પ્રાપ્ત કરીને પછી હું પ્રભુની પર્ષદામાં જઈશ.' આ પ્રમાણે ચિંતવીને વ્રતમાં રહેલા બાહુબલિ પોતાની બે ભુજાઓ લાંબી કરી ત્યાં જ કાયોત્સર્ગે ધ્યાને ઊભા રહ્યા.

આ પ્રમાણે કાયોત્સર્ગ ધ્યાને ઊભા રહેલા બાહુબલિને જોઈને તથા પોતાના અઘટિત કાર્યોથી લજ્જિત થયેલા ભરત ચક્રવર્ત્તી જાણે પૃથ્વીમાં પેસી જવાને ઇચ્છતા હોય, તેમ તેઓ નીચું મુખ કરીને ત્યાં બાહુબલિની સ્હામે ઊભા રહ્યા. અને તેમનાં નેત્રોમાંથી અશ્રુનો પ્રવાહ વહેવા લાગ્યો. એ રીતે પોતાના લઘુબંધુને તેમણે પ્રણામ કર્યો. અને પછી પોતાની નિંદા અને

પોતાનાં ચક્રવર્તીપણાની પ્રતીતિ થઇ છે, એવા તેઓએ ચક્રને ભમાડતા ભમાડતા ક્રોધ કરીને પોતાના લઘુબંધુ બાહુબલિને ઉદ્દેશીને કહ્યું; 'અરે બાહુબલિ! અદ્યાપિ કાંઇ બગડી ગયું નથી. હજુ પણ માન છોડી દઇને દેવતાઓએ માનવા યોગ્ય એવી મારી આજ્ઞાને તું માન્ય કર. તું મારો અનુજ બંધુ છો, તેથી તારા આજ પહેલાંના સર્વ અપરાધોને હું સહન કરીશ કે જેથી તારો વધ કરવાથી થનારું ભ્રાતૃહત્યાનું પાપ મને ન થાઓ. સર્વ તિર્યંચો જેમ હાથીને વશ રહે છે, તે રીતે હાથી જેમ સિંહને અને સિંહ અષ્ટાપદને, અને તે સર્વ શું રાજાઓને વશ નથી? અનુક્રમે સર્વ બલવાન રાજાઓ પણ પોતાનાથી અધિક બળવાન રાજાને વશ રહે છે. તો હે બાહુબલિ! તારે તારા બાહુબલનો ગર્વ કરવો યોગ્ય નથી, કારણ કે, સર્વ બલવાન રાજાઓ પણ ચક્રવર્તીની આજ્ઞાને અંગીકાર કરે છે.' આ પ્રમાણે ભરતચક્રવર્તીનાં વચનોને સાંભળીને પોતાના ખભા ઉપર દૃષ્ટિ નાંખતો બાહુબલિ, ધીર અને ગંભીર વાણીથી નિર્ભયપણે બોલ્યો; 'હે આર્ય! તારામાં આપણા પિતાનું પુત્રપણું શોભતું નથી. કારણ કે ક્ષાત્રધર્મને જાણવા છતાં દ્વંદ્વ યુદ્ધની પ્રતિજ્ઞાથી ચલિત થઇને તું આ દ્વંદ્વ યુદ્ધમાં પણ ચક્રનું ગ્રહણ કરે છે. અરે! ગુણથી પોતાને વ્યર્થ જ્યેષ્ઠ માનનાર જ્યેષ્ઠ બંધુ! બાહુબલિના બલની પાસે તારા આ લોહનો ટુકડો શું કરનાર છે? તે તો ઊલટું સૂર્ય પાસે ખદ્યોતની જેમ તે તને લજવે છે. અત્યાર સુધી તેં તારા બાહુનું બળ તો જોયું, હવે આ ચક્રનું બળ પણ જો. આ મારો ભ્રાતા થાય છે એવી શંકા રાખીશ નહિં, કેમ કે ક્ષત્રિયોનો એવો આચાર છે કે, રણસંગ્રામમાં સંબંધ જોવાતો નથી.' બાહુબલિનાં આવાં વચનોને સાંભળીને ક્રોધ પામેલા ભરત ચક્રવર્તીએ તે ક્ષણે પોતાનાં હાથમાં રહેલાં ચક્રને આકાશમાં ભમાડી, સર્વ પ્રેક્ષકોને ભય ઉત્પન્ન કરનારું તે પોતાની પાસેથી બાહુબલિની પ્રત્યે તત્કાલ છોડયું. તે ચક્રને જોઇને બાહુબલિ વિચારવા લાગ્યા કે 'દંડવડે હણીને મૃત્તિકાના પાત્રની જેમ શું આને હું ચૂર્ણ કરી દઉં? યા દડાની જેમ આકાશમાં લીલાવડે આને હું ઉડાડી નાખું? અથવા યશરૂપ વૃક્ષને માટે બીજની જેમ તેને હું પૃથ્વીમાં દાટી દઉં? ચપળ એવા ચકલાના બચ્ચાંની જેમ તેને હાથમાં પકડી લઉં? મુષ્ટિથી હણીને તેને બીજી દિશામાં ફેંકી દઉં? અથવા ભલે હું આ ચક્રરત્નનાં સામર્થ્યને પ્રથમ જોઉં, પછી જે કરવું હશે તે હું કરીશ.' આ પ્રમાણે બાહુબલિ ચિંતવતા હતા, તેવામાં તો તે જાજ્વલ્યમાન ચક્ર બાહુબલિની સમીપે આવ્યું, અને તેને પ્રદક્ષિણા કરીને પાછું ચક્રવર્તીના હાથમાં પ્રાપ્ત થયું; કારણ કે, 'ચક્રવર્તીનું ચક્ર તેના સમાન ગોત્રના કુટુંબી પર પ્રવર્ત્તતું નથી, તો તદ્ભવસિદ્ધિવાળા બાહુબલિ જેવા મહાપુરુષ પર તો કેમ જ પ્રવર્ત્તે?' આથી બાહુબલિએ અત્યંત ક્રોધાયમાન થઇને

ચિંતવ્યું કે; ' આ ચક્રને, તેના રક્ષક એક હજાર યક્ષોને અને આ અન્યાય કરનારા તેના અધિપતિ ભરતને હવે તો એક મુષ્ટિના ઘાથી ચૂર્ણ કરી નાખું. આવું ચિંતવી કલ્પાંતકાળે છોડેલા ઇંદ્રના વજ્ર જેવી ક્રૂર મુષ્ટિ ઉગામી, બાહુબલિ પોતાના ભાઈ ભરત ઉપર દોડ્યા. પરંતુ સમુદ્ર જેમ મર્યાદા ભૂમિમાં આવીને અટકી જાય, તેમ બાહુબલિ પોતાના વડિલ ભાઈ ચક્રવર્ત્તી ભરતનરેશ્વરની પાસે આવતાં અટકી ગયા, અને સ્થિર થઈને વિચાર કરવા લાગ્યા કે; ' અહો ! ક્ષણવિનશ્વર એવા રાજ્યને માટે આ ભવનો અને આગામી ભવનો—એ રીતે બન્ને ભવોનો નાશ કરે તેવા આ ભ્રાતૃવધનો હું આરંભ કરું છું તે કેવી વાત ? ગુરુજનને હણીને અને લઘુજનને છળથી છેતરીને કદી મહાન રાજ્યસુખ મળે તેમ હોય, તો પણ મારે તેનું ગ્રહણ કરવું નથી જ. ઉપરના દેખાવ માત્રથી સુખને આપનાર પૌદ્ગલિક પદાર્થોના મોહથી ભ્રમિત્ થયેલા અધમ પુરુષો નરકાગારના કારણમાં જ જ્યાં ત્યાં પ્રવર્ત્તે છે. જો તેમ ન હોય તો તેવા રાજ્યને પિતા શ્રી ઋષભદેવ ભગવંત કેમ છોડી દે ? માટે હું પણ આજે તો તે પૂજ્ય પિતાના માર્ગનો જ પથિક થાઉં.' આ પ્રમાણે મનમાં વિચારીને એ મહાવિવેકી બાહુબલિ પશ્ચાત્તાપથી પોતાનાં નેત્રોમાંથી નીકળતા કિંચિત્ ઉષ્ણ આંસુરૂપ જલથી પૃથ્વીને સિંચન કરતા પોતાના વડિલ બંધુ ભરત નરેશ્વરને કહેવા લાગ્યા; ' હે જ્યેષ્ઠ બંધુ ભરત ! મેં તમને રાજ્યને માટે બહુ ખેદ કરાવ્યો છે, તો હવે મારા તે દુશ્ચરિત્રને માટે મને ક્ષમા કરો. હું પિતાશ્રીના માર્ગનો પથિક થઈશ. મને હવે રાજ્યસંપત્તિની સ્પૃહા નથી.' એમ કહી તે જ મુષ્ટિવડે તેમણે પોતાના કેશનો લોચ કર્યો. તત્કાલ ' સાધુ સાધુ ' એવા શબ્દો બોલતા દેવતાઓએ આનંદથી તે બાહુબલિ રાજર્ષિ ઉપર પુષ્પોની વૃષ્ટિ કરી. ત્યારબાદ મહાવ્રતોને સ્વીકારનાર બાહુબલિએ ચિંતવ્યું કે, ' અહિંથી જ અનંત સુખના કારણ એવા પિતાશ્રીનાં ચરણોની સેવા માટે હું તેઓની પાસે જાઉં, અથવા તો અહિં જ રહું. કારણ કે, ત્યાં જવાથી મારા પહેલાં વ્રતને ગ્રહણ કરનારા અને કેવળજ્ઞાનને પામેલા એવા મારા લઘુબંધુઓમાં મારી લઘુતા થશે; માટે અહિં જ રહી ધ્યાનરૂપ અગ્નિથી ઘાતીકર્મોને બાળી, કેવળજ્ઞાનને પ્રાપ્ત કરીને પછી હું પ્રભુની પર્ષદામાં જઈશ.' આ પ્રમાણે ચિંતવીને વ્રતમાં રહેલા બાહુબલિ પોતાની બે ભુજાઓ લાંબી કરી ત્યાં જ કાયોત્સર્ગે ધ્યાને ઊભા રહ્યા.

આ પ્રમાણે કાયોત્સર્ગ ધ્યાને ઊભા રહેલા બાહુબલિને જોઈને તથા પોતાના અઘટિત કાર્યોથી લજ્જિત થયેલા ભરત ચક્રવર્ત્તી જાણે પૃથ્વીમાં પેસી જવાને ઇચ્છતા હોય, તેમ તેઓ નીચું મુખ કરીને ત્યાં બાહુબલિની સ્હામે ઊભા રહ્યા. અને તેમનાં નેત્રોમાંથી અશ્રુનો પ્રવાહ વહેવા લાગ્યો. એ રીતે પોતાના લઘુબંધુને તેમણે પ્રણામ કર્યો. અને પછી પોતાની નિંદા અને

બાહુબલિની પ્રશંસાવાળી વાણીથી તેઓ બોલ્યા, ' હે બાંધવ ! જે લોભ અને મત્સરથી ગ્રસ્ત થયેલા છે, તેઓમાં હું મુખ્ય છું. અને તમે દયાળુ અને ધર્મીજનોમાં મુખ્ય છો. હે ભ્રાતા ! તમે પ્રથમ યુદ્ધમાં મને જિતી લીધો, અને ત્યારબાદ વ્રતરૂપી શસ્ત્રવડે આ રાગાદિક ભાવ શત્રુઓને પણ જિતી લીધા. તેથી આ જગતમાં તમારાથી અધિક કોઈ બલવાન–વીર નથી. હે બાંધવ ! મારા અપરાધને ભૂલીને તમે મારી સાથે બોલો; તમે મારી સામું પણ જોતા નથી, તો શું પૂર્વની પેઠે તમે દયાળુ નથી ? તમે જ આપણા પિતાશ્રી ઋષભદેવ ભગવંતના ખરેખરા પુત્ર છો, કે; જે પિતાના માર્ગે આ રીતે પ્રવર્ત્યા છો. અને હું તો જાણું છું તે છતાં પણ રાગદ્વેષથી કદર્થના પામું છું; માટે હે ભગવન્ ! મારા પર પ્રસન્ન થાઓ, અને મારું સર્વ પૃથ્વીનું રાજ્ય તમે ગ્રહણ કરો. અને હું તમારું સંયમ સામ્રાજ્ય ગ્રહણ કરીશ '.

આ પ્રમાણે રાજર્ષિ બાહુબલિની પાસે બાલકની જેમ વિલાપ કરતા ભરત ચક્રવર્તીને શુદ્ધ બુદ્ધિવાળા મંત્રીઓએ નિર્મળ વાણીથી બોધ આપીને સમજાવ્યા. એટલે ભરત ચક્રવર્તી બાહુબલિના પુત્ર સોમયશાને આગળ કરી જિનમંદિરોથી અલંકૃત એવી તક્ષશિલા નગરી તરફ જવા માટે તેઓ બધા ત્યાંથી નીકળ્યા. માર્ગમાં એક ઉદ્યાનને વિષે વિચિત્ર મણિ ઓથી રચેલું અને સહસ્ર આરાવાળું ધર્મચક્ર એક પ્રાસાદમાં સ્થાપન કરેલું તેમણે દીઠું. તેને નમસ્કાર કરીને બાહુબલિના પુત્ર સોમયશાએ ભરતનરેશ્વરને કહ્યું; ' પૂર્વે પાપનો નાશ કરનાર શ્રીઋષભદેવસ્વામી પૃથ્વીમાં છદ્મસ્થપણે વિહાર કરતા એક રાત્રીએ અહિં પધાર્યા હતા. આ ખબર મારા પિતા બાહુબલિને થતાં તેમણે પ્રતિજ્ઞા કરી કે " કાલે પ્રાતઃકાલે સર્વ રાજાઓ અને પ્રજાવર્ગની સાથે મોટા ઉત્સવ સહિત જઈ હું પિતાના ચરણોમાં નમસ્કાર કરીશ. " પછી તેમણે આજ્ઞા કરીને માંચા, અટારીઓ, દુકાનો, શેરીઓ અને ચોકને કર્પૂર ચંદનના જલથી છંટાવી, કસ્તૂરીના મંડલોવડે મંડિત કરાવ્યા; તેમજ પુષ્પમાળા, વસ્ત્રમાળા અને રત્નમાળાઓવડે અલંકૃત કરાવ્યા. આ પ્રમાણે કરાવી પ્રાતઃકાલે પવિત્ર અંગવાળા થઈને મારા પિતા સર્વ સમૃદ્ધિ સાથે પ્રજાલોક અને પરિવાર સહિત અહિં આવ્યા. અહિં આવીને તેઓ જ્યાં જુવે છે તો જેવું સૂર્યવગરનું આકાશ, પુત્રરહિત કુલ, અને જીવવગરનું શરીર હોય તેવું આ ઉદ્યાન પિતા શ્રી ઋષભદેવ ભગવંત વગરનું તેમણે જોયું. તેથી મનમાં દુઃખરૂપ ખીલાવડે પીડિત એવા મારા પિતા આજુબાજુના વૃક્ષોને પણ રોવરાવતા ઊંચે સ્વરે રુદન કરવા લાગ્યા. " અરે ! વિલંબ કરનારા અને ધર્મનો ઘાત કરનારા એવા મને ધિક્કાર છે, કે જેણે રાત્રીએ જઈને પિતાનાં ચરણકમળોને વાંદ્યા નહિં. હે ભગવન્ ! આપ જ ખરેખર આ સંસારમાં એક જ વીતરાગ છો, અન્ય કોઈ નથી કે જે પુત્ર ઉપર પણ લેશ માત્ર રાગવાન થયા નહિં, તેમજ લેશ પણ મમતા રાખી નહિં. " આ પ્રમાણે પોકાર

કરી રુદન કરતા મારા પિતા બાહુબલિને મુખ્ય મંત્રીઓએ સમજાવ્યા. એટલે ત્યારબાદ પૃથ્વી પર પડેલી પ્રભુનાં ચરણોની સ્થાપનાને નમસ્કાર તેમણે કર્યો. ત્યારબાદ હે ભરતેશ્વર ! 'પિતાશ્રીના ચરણકમળને બીજું કોઇ સ્પર્શ કરો નહિં.' એવું ધારી તેમણે આ પવિત્ર સ્થાને આ પ્રાસાદ સહિત મહાઉન્નત ધર્મચક્ર કરાવ્યું છે. મોટું કે નાનું કાંઈ પણ ધર્મકૃત્ય જો આરંભ્યું હોય તો સદ્‌બુદ્ધિવાળા પુરુષે પ્રયત્નથી અવિલંબે કરવું. **ધર્મના કાર્યમાં વિસ્તારે કરવાને માટે પણ વિલંબ કરવો નહિં.** જુવો, બાહુબલિરાજાએ એક રાત્રીનો આ રીતે વિલંબ કર્યો તો તેઓ પ્રભુને વંદન કરી શક્યા નહિં." આ પ્રમાણે સોમયશાનાં મુખથી સાંભળીને ભરત ચક્રવર્તી તે ધર્મચક્રને નમસ્કાર કરી, તક્ષશિલા નગરીમાં આવ્યા. ત્યાં અનેક રાજાઓ દ્વારા મહોત્સવ કરાવીને ભરત મહારાજાએ સોમયશાનો તક્ષશિલાનાં રાજ્ય પર અભિષેક કરાવ્યો. ત્યારથી અનેક પુરુષરત્નોની ઉત્પત્તિનું કારણ અને સેંકડો શાખાઓ-વડે યુક્ત એવો પૃથ્વીમાં સોમ(ચંદ્ર)વંશ પ્રવર્ત્યો. શ્રી સોમયશાને રૂપવતી અને કુલીન સુવ્રતા વગેરે ચોવીશ હજાર સ્ત્રીઓ હતી. તેનાથી જગતમાં પ્રખ્યાત પરાક્રમવાળા શ્રેયાંસ વગેરે બોંતેર હજાર પુત્રો, બત્રીશ લાખ ગામ, સો પત્તન અને ત્રણસો નગરનું રાજ્ય સોમયશા રાજા તક્ષશિલાનગરીમાં રહીને કરવા લાગ્યો. તેને ચુંમાળીશ લાખ રથ, એક લાખ હાથી, પાંત્રીશ લાખ સૂર્યના અશ્વો જેવા ઘોડા, અને સવા કરોડ પાયદળની સેના હતી, અને સાતસો રાજાઓ તેની આજ્ઞાને ધારણ કરનારા હતા. પછી સોમયશાએ, તેમજ સર્વ રાજાઓએ અને સર્વજનોએ પૂજેલા ભરત ચક્રવર્તી તક્ષશિલાથી પાછા ફરીને પોતાના નગર તરફ ચાલ્યા. માર્ગમાં કાઉસગ્ગ મુદ્રાએ રહેલા બાહુબલિનાં ચરણોમાં પ્રણામ કરી ભરત નરેશ્વર મોટા ઉત્સવથી શોભતી અયોધ્યાપુરીમાં આવ્યા. ત્યાં સુર, અસુર અને મનુષ્યોના સમૂહે સેવાયેલા ભરતરાજા સુખકારી પિતાની જેમ પ્રજાનું પાલન કરવા લાગ્યા.

અહીં બહુલી દેશના રાજા બાહુબલિ રાજર્ષિ બનીને સર્વ સાવદ્ય કર્મથી રહિત અને સર્વ પ્રાણીઓને હિતકારી થઇ કર્મને ખપાવવાને માટે કાયોત્સર્ગ ધ્યાને રહ્યા હતા. ત્યાં નિશ્ચળ અંગવાળા તે મુનિચંદ્ર બાહુબલિને જોઇ દેવતાઓ તર્ક કરતા હતા કે 'શું આ ધ્યાનાધિરૂઢ રત્નમૂર્ત્તિ હશે યા પૃથ્વીમાંથી કોતરેલી પ્રતિમા હશે ? અથવા આકાશમાંથી અવતરેલા કોઇ દેવ હશે ?' બાહુબલિ મુનીશ્વર તે સમયે નાસિકાના અગ્રભાગ ઉપર દૃષ્ટિ રાખી, શ્રી જિનેશ્વર ભગવંતની નિર્મલ જ્યોતિનું ચિંતવન કરતા હતા. તેઓ મેરુ-પર્વતની પેઠે કંપ રહિત રહેવાથી, નેત્રની કીકીને પણ નહીં ચલાવવાથી જાનુ સુધી બે ભુજા લંબાયમાન કરીને રહેલા હોવાથી, સર્વ આશ્રવોનો નિરોધ કરવાથી, અને ચિત્તના પ્રાણવાયુને ગોપવવાથી વિશેષપણે શોભતા હતા. એ બાહુબલિ રાજર્ષિ પર્વતની પેઠે સર્વ ઋતુના દોષથી અદૂષિત હતા. રાગ અને દ્વેષવડે યોગી જેમ અલિપ્ત રહે તેમ ટાઢ, તડકો અને જલથી તેઓ નિર્લેપ હતા. પરસ્પર જાત્યાદિ વૈર ધરાવનારા જીવો પણ સહોદરની પેઠે તેઓની નિશ્રામાં એકઠા થઇ તેઓના આશ્રિત થઇને રહેતા હતા. તેમનાં મસ્તક, દાઢી, મૂછ અને

ભુજા વગેરેમાં પક્ષીઓએ માળા કર્યા હતા. એ મુનીશ્વર કર્મલતાથી મુક્ત થઈને અરણ્ય-લતાથી વીંટાયેલા હતા. મેરુગિરિની જેમ વનના સમૂહથી યુક્ત, અધિક કાંતિવાળા અને મધ્ય-ભાગે તેઓ અલક્ષ્ય હતા.[1] સજ્જનનાં મનને જેમ દુર્જન પુરુષ ભેદી નાંખે તેમ તીક્ષ્ણ મુખવાળા દર્ભાંકુરો, જલથી વૃદ્ધિ પામી તેઓનાં ચરણતળમાં પેસીને તેમનાં શરીરને ભેદી નાખતા હતાં; રાગ અને દ્વેષને જિતનાર અને સર્વ પર સમાન ભાવ રાખનાર એ મુનિપતિએ હૃદયકમળમાં શ્રી જિનેશ્વર ભગવાનનું ધ્યાન ધરીને મત્સરબુદ્ધિનો ત્યાગ કરી, એક વર્ષ સુધી કાયોત્સર્ગે રહીને પોતાનાં ઘાતીકર્મોને દગ્ધ જેવા કરી દીધાં હતા.

આ રીતે કર્મો ક્ષીણપ્રાયઃ થવાથી બાહુબલિરાજર્ષિને કેવળજ્ઞાન થવાનો સમય આવ્યો છે; છતાં પણ તેઓને માન નામનો કષાય, કેવલજ્ઞાનની પ્રાપ્તિમાં વિક્ષેપ કરનાર છે, એમ જાણીને ભગવાન શ્રીયુગાદિપ્રભુએ તેમના બોધને માટે અન્ય શિષ્યાઓની સાથે મહાસાધ્વીશ્રી બ્રાહ્મી અને સુંદરીને એકાંત અને પરસ્પરના વૈરથી મુક્ત પ્રાણીઓવાળા તે વનમાં મોકલ્યાં. તે બંને મહાસાધ્વીઓ અનુક્રમે ત્યાં આવ્યા, અને વાદળામાં ઢંકાયેલા સૂર્યની પેઠે લતા અને વલ્લીઓથી વીંટાયેલા તે બાહુબલિરાજર્ષિને જાણીને તેઓએ તેમને વંદના કરી. પછી પ્રભુનાં વચનોને આદરપૂર્વક ઊંચે સ્વરે તેઓ બાહુબલિને ઉદ્દેશીને કહેવા લાગ્યા; 'હે ભાઈ! જગત્પતિ ભગવંતે પોતાના પ્રતિબોધની જેમ અમારા મુખે તમને કહેવરાવ્યું છે કે "જે પુરુષો ગજેંદ્ર ઉપર ચડે તેઓને શું જ્ઞાન પ્રાપ્ત થાય? માટે પોતાના વૈરી જેવા તે ગજેંદ્રનો તમે ત્યાગ કરો." તે માટે અમે પણ તમને કહીએ છીએ કે, 'હે યુગાદિ પ્રભુના પુત્ર બાહુબલિ! આ તરુણ ગજેંદ્ર ઉપરથી તમે ઊતરી જાઓ. હે બાંધવ! તમે મોહ કેમ પામો છો? મોહને દૂર કરો અને બોધિને પ્રાપ્ત કરો.'"

આ પ્રમાણે કહીને તે બન્ને મહાસાધ્વીઓ પ્રભુની પાસે ગયા. આ બાજુ, તેઓનાં વચનોને સાંભળીને બાહુબલિરાજર્ષિ તે વચનોનાં તત્ત્વને વિચારવા લાગ્યા. 'આ સાધ્વીઓ મારી સહોદરા(બ્હેનો) છે, અને શ્રીયુગાદિ પ્રભુની શિષ્યા છે. તે કદિ પણ અસત્ય બોલે નહિં. પણ અહિં ગજેંદ્ર ક્યાં છે? સાત અંગવાળું સમસ્ત રાજ્ય છોડીને હું અહિં કાઉસગ્ગ ધ્યાને રહ્યો છું. તો મારે ગજેંદ્રની પ્રાપ્તિ ક્યાંથી હોય? અહો! મારા જાણવામાં આવ્યું કે, મારામાં જે માન છે, તે ગજેન્દ્ર છે. મને પહેલાં વિચાર થયો હતો કે, "મારાથી લઘુ એવા બંધુઓને હું પ્રભુની પાસે જઈને કેમ વંદન કરું?" અહો! મારું આવું દુશ્ચરિત વૃથા થાઓ. હું મારાથી સંયમમાં વડિલ તે મારા બંધુઓને નમસ્કાર કરું છું. માન ધરવાથી, પુણ્ય, કીર્તિ, યશ, લક્ષ્મી, સ્વર્ગ અને અદ્ભુત સામ્રાજ્ય—સર્વ નાશ પામે છે અને દુર્ગતિ પ્રાપ્ત થાય છે. આત્મિક ગુણોની હાનિ કરનાર, મોટા ગુણોને હરનાર, ધર્મરૂપ લક્ષ્મીને ચોરનાર, નીચ ગોત્રરૂપ વૃક્ષને સીંચવામાં મેઘસમાન, સૌભાગ્યની શોભાનો

૧ ફરતી વીંટાયેલી લતાઓથી વન જેવા, દેહવડે કાંતિવાળા અને ગંભીર હોવાથી મધ્યભાગે (હૃદયે) અલક્ષ્ય હતા.

નાશ કરનાર, કીર્ત્તિને વિદારવામાં મુદ્‌ગર તુલ્ય, મોક્ષસુખરૂપ ઉદ્યાનને બાળનાર અને સુકૃતશ્રેણિરૂપ રાત્રિનો નાશ કરવામાં સૂર્યરૂપ[1] એવા માનને સત્પુરુષો ત્યજી દે છે. તેથી હવે હું માનને છોડી દઈને મારા પહેલાં ચારિત્રરત્નને ગ્રહણ કરનારા મારા લઘુ બંધુઓને પિતાશ્રીની પેઠે હું નમસ્કાર કરીશ.' આ પ્રમાણે મનમાં વિચારીને બાહુબલિ રાજર્ષિ જેવા પિતાની પાસે જવા તૈયાર થયા, તે જ વખતે માન છોડનારા બાહુબલિની ઉપર જાણે પ્રથમથી બહુ રાગ ધરી રહેલી કેવળજ્ઞાનરૂપ લક્ષ્મી, સર્વ જગતના ભાવને સમકાલે બતાવતી તેઓને પ્રગટ થઈ. ત્યારબાદ દેવી દ્વારા [2]વ્રતીના વેષને પ્રાપ્ત કરી, ઉત્તમ જ્ઞાનવડે શુદ્ધતત્ત્વના જ્ઞાતા, તે બાહુબલિ રાજર્ષિ પ્રભુ પાસે જઇ પ્રભુને પ્રદક્ષિણા કરીને તે દક્ષ રાજર્ષિ કેવળજ્ઞાનીઓની પર્ષદામાં બેઠા.

એવી રીતે બલવાનમાં પણ બલવાન એવા બાહુબલિ રાજર્ષિએ એક સાથે ભરતચક્રવર્ત્તીનો અને કર્મના સમૂહનો વિજય કરીને, અંતે પોતાના માનને પણ જીતી લીધું.

(આચાર્ય શ્રી ધનેશ્વરસૂરિરચિત શ્રીશત્રુંજયમાહાત્મ્યનો ગુર્જરાનુવાદમાં ચોથો સર્ગ સમાપ્ત થયો.)



---

૧ સૂર્ય ઊગવાથી જેમ રાત્રિનો વિનાશ થાય છે, તેમ માનથી સુકૃતશ્રેણિનો વિનાશ થાય છે.

૨ શ્રી બાહુબલિ રાજર્ષિને દેવતાઓએ કેવલજ્ઞાનની પ્રાપ્તિ પછી, મુનિવેષ આપ્યો હોય તેમ આ ઉલ્લેખ પરથી જણાય છે.

# પાંચમો સર્ગ.



[1]જેના ચાર અક્ષરોથી કમલ જાતિનું નામ થાય છે, પહેલા અક્ષર વિના ત્રણ અક્ષરોથી આભૂષણનું નામ થાય છે. પહેલા એક અક્ષરથી પૃથ્વીનું નામ થાય છે. તેમજ પહેલા બે અક્ષરોથી પક્ષીનું નામ થાય છે, વચલા બે અક્ષરોથી પ્રાણને આપનાર ( બલ ) નામ થાય છે, તેમજ જુદા જુદા અક્ષરોને મેળવવાથી ગોત્ર, અશ્વ, અને જલ અર્થ થાય છે, અને પ્રાંતભાગના બે અક્ષરોથી વિનાશ અર્થ નીકળે છે. આ પ્રમાણે ચમત્કારવાળા જેના નામમા અક્ષરો રહેલા છે, તેને જે કોઇ આ પૃથ્વીમા વિદ્વાન મુનીશ્વરો-વિચક્ષણ પુરુષો જાણી શકે છે, તેમનો હું સદાને માટે દાસ છું

શ્રી શત્રુંજયરૂપી ઐરાવતમાંથી ઉત્પન્ન થયેલ મુક્તામણિરૂપ, ઉત્તમ લક્ષ્મીની શ્રેણી સમાન, પવિત્ર સૂર્ય સમાન, તેમજ ઉજ્વળ કીર્ત્તિની વેણીરૂપ, ત્રણ લોકના ગુરુ, શ્રી નાભિરાજાના વંશમા મણિરૂપ અને સમસ્ત કુવલય( પૃથ્વી )ને બોધ કરવામા ચંદ્રરૂપ યુગાદિ પ્રભુ શ્રી ઋષભદેવ ભગવંત અમને અખંડિત સુખ આપનાર થાઓ.

[2]શ્રી શ્રમણભગવાન મહાવીર પ્રભુ ત્યારબાદ ઇંદ્રને કહે છે, 'હે ઇંદ્ર! ભરત ચક્રવર્તીએ જેમ બાહ્યશત્રુનો જય કર્યો, તેમ હવે તેણે અંતર શત્રુઓનો જય પણ કેવી રીતે કર્યો અને આ તીર્થાધિરાજ શ્રી શત્રુંજય મહાતીર્થની પ્રસિદ્ધિ કેવી રીતે થઈ તે હું કહું છું, તેને તું હવે સાંભળ!'

અતિશયરૂપ કિરણોથી પ્રકાશિત શ્રી ઋષભદેવપ્રભુ ચક્રવાક પક્ષીઓથી સૂર્યની જેમ ત્રણ જગતના લોકોથી સેવાતા, વસુધાને પવિત્ર કરતા અને ભવ્ય પ્રાણીરૂપ કમળને વિકસ્વર કરતા સૂર્ય જેમ પૂર્વાચળ પર આવે તેમ તેઓ શત્રુંજયગિરિ પર પધાર્યા. એ ગિરિરાજ કલ્પવૃક્ષ, પારિજાત, સંતાનક, હરિચંદન, લવીંગ, ચારોળી, આંબા, ચંબેલી, અને આસોપાલવનાં વૃક્ષોથી શોભી રહ્યો હતો. આસપાસ રહેલા નાલીયેર, નાગરવેલ, સોપારી, કદલીકેળ,સલ્લકી, શાલ્મલી અને શાલનાં વૃક્ષોથી તેનો દેખાવ સુંદર લાગતો હતો. તે સર્વ પર્વતોનો રાજા હોવાથી ચમરીમૃગોના પુંછના ચામરથી વીંજાતો હતો. જિનમંદિરોનાં ઊંચા શિખરો ઉપર રહેલા કલશરૂપ છત્રોથી તે વીંટાયેલો હતો. હજારો ઊંચાં શિખરોથી તેના મસ્તક પર મુગટની શોભા સ્પષ્ટરીતે જણાતી હતી. વિચિત્ર મણિરત્નોનાં

---

૧ આ શ્લોકમા સમસ્યા બતાવી છે. આ શબ્દ 'कुवलय' થાય છે એક અક્ષરના પક્ષમા 'कु' એટલે પૃથ્વી અર્થ થાય, બે અક્ષરના પક્ષે 'कुव' એટલે પક્ષી અર્થ થાય. વચલા બે અક્ષરના પક્ષે 'वल' એવો અર્થ થાય. અને સંસ્કૃત व ને ब સરખા છે પહેલો અક્ષર ન હોય તો 'वलय' એટલે ભૂષણ અર્થ થાય છે જુદા જુદા અક્ષર જોડવાથી ગોત્ર, અશ્વ અને જલ અર્થ થાય અને છેવટના બે અક્ષર જુદા કરવા 'लय' એટલે વિનાશ એવો અર્થ થાય.

૨ ગ્રંથના પ્રારંભથી જ શત્રુંજય ગિરિરાજ પર ભ૦ શ્રી મહાવીર દેવ ઇંદ્ર મહારાજાને ઉદ્દેશીને તીર્થાધિરાજનું માહાત્મ્ય ફરમાવી રહ્યા છે, એટલે એ સંબંધ અહિં ચાલ્યો આવે છે

કિરણસમૂહથી તે આકાશને વિચિત્ર રંગવાળું કરી દેતો હતો. નદી, દ્રહ, કુંડ અને વાવડીઓની સુંદર શોભાને તે ગિરિરાજ ધરતો હતો, અને જળાશયોમાં રહેલાં વિકસ્વર કમળોથી તે સ્વર્ગને પણ હસતો હતો. કિંનર સ્ત્રીઓ કલ્પવૃક્ષની ગાઢ છાયામાં બેસી પોતાના સ્વામીની સાથે શ્રી ઋષભદેવ ભગવંતના ગુણોની શ્રેણિનું ગાન કરતી હતી. દર્શનથી વિશ્વને પવિત્ર કરતો અને સ્પર્શથી પાપસમૂહને હરતો એવો તે ગિરિરાજ ભવ્યજીવોનાં નેત્રનું એક રસાંજનરૂપ હતો. અનેક સિદ્ધ, ગંધર્વ, વિદ્યાધર, મનુષ્ય, સુર, અસુર, સર્પ અને સિંહાદિ પ્રાણીઓ તથા મુમુક્ષ જીવો, તેને સેવતા હતા. અનંત સિદ્ધોનું સ્થાન અને અનંત સુખને આપનાર એ ગિરિવર પ્રાણીઓને અનંત ભવરૂપ સાગરમાં દ્વીપરૂપ હતો. આસપાસ રહેલા બત્રીશ હજાર ગામોથી તે વિભૂષિત હતો. નિરંતર નીકળતા સમુદ્રના રત્નોથી તેની મેખલા બંધાયેલી હતી. છત્ર જેવા છાયાદાર વૃક્ષોથી તેમાં મધ્યાન્હકાલે પણ તાપ જણાતો ન હતો, અને સૌરાષ્ટ્રનિવાસી સુંદરીઓના ગીતના મધુર નાદથી ત્યાં રહેલા દેવતાઓ, માનવો અને નાગકુમારો પ્રસન્ન થતા હતા. તે ગિરિરાજ મૂલમાં પચાશ યોજન પહોળો, શિખરે દશ યોજન પહોળો અને ઉંચાઇમાં આઠ યોજન હતો.

આવા ઉત્તમ ગિરિરાજ પર પ્રભુએ આરોહણ કર્યું. તેમની પાછળ જાણે સદ્ગતિની નિસરણી હોય તેવા તે ગિરિ પર પુંડરીક વગેરે મહર્ષિઓ, અને સુંદરી પ્રમુખ સાધ્વીઓ, પણ તે શત્રુંજય ગિરિવર પર ચઢતા હતા. વિશેષ રીતે તે તીર્થને પવિત્ર કરતા હોય, તેમ પ્રભુ રાત્રિએ રાજાદની( રાયણ ) વૃક્ષની નીચે સમવસર્યા. આસનકંપથી પ્રભુનાં આગમનને જાણી દેવતાઓએ પ્રાતઃકાળે ત્યાં આવી સંસારનો ભય ધરનારા પ્રાણીઓને શરણરૂપ સમવસરણ રચ્યું. સમવસરણમાં બિરાજમાન થઇ પ્રભુએ એક પોરષી સુધી દેશના ફરમાવી. પછી પ્રભુનાં ચરણપીઠ પર બેસી, ત્યારબાદ શ્રી પુંડરીક ગણધરે આ પ્રમાણે દેશના ફરમાવી; "તીર્થ, જિન, અને ગુરુ પર ભક્તિ, ધર્મશાસ્ત્રો વિષે રુચિ, દયા, સુપાત્રદાન, પ્રિયવચન અને વિવેક" આ આઠ આસ્તિકપણાનાં લક્ષણો છે. "આર્યદેશ, મનુષ્યપણું, દીર્ઘ આયુષ્ય, ક્ષમા, કુલીનતા, અને ન્યાયોપાર્જિત વિત્ત" આ બધાં આત્માને પુણ્યાનુબંધી પુણ્યનું ઉપાર્જન કરવામાં હેતુરૂપ છે. મનુષ્યપણું પ્રાપ્ત થયા પછી આર્યદેશમાં ઉત્પન્ન થયેલા આત્મામાં દુષ્ટ કૃત્યોને કરવાની પ્રવૃત્તિ કરતાં હૃદયમાં લજ્જા, તેમજ ધર્મશાસ્ત્ર સાંભળવાનો યોગ, કાર્યાકાર્યનો વિચાર કરવામાં પ્રીતિવાળી બુદ્ધિ, ગુરુની સેવા, અપયશથી ભય, કરેલા પાપને દૂર કરવાની ઇચ્છા અને સદ્ધર્માચરણમાં પ્રીતિ; આ બધા ગુણો પ્રાયઃ હોય છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ–એ ચાર પુરુષાર્થ જેની પ્રાપ્તિથી સાધી શકાય, તેવા મનુષ્યભવની મહત્તાનું વર્ણન કરવાને કોણ સમર્થ છે ? જેમ ન્યાયમાર્ગથી ઉપાર્જન કરેલી સંપત્તિ પણ જો દાનશીલ આત્માને પ્રાપ્ત થઈ હોય તો તે સંપત્તિ સફળ બને છે, તેમ કદિ આર્યદેશમાં મનુષ્યપણું પ્રાપ્ત થયું હોય, પણ તે જો વિવેકથી ઉજ્વલ એવા સત્કુળમાં જન્મ હોય તો જ પ્રશંસનીય થાય છે. જો ઉદ્યોગી

# પાંચમો સર્ગ.



[1]જેના ચાર અક્ષરોથી કમલ જાતિનુ નામ થાય છે, પહેલા અક્ષર વિના ત્રણ અક્ષરોથી આભૂષણનુ નામ થાય છે. પહેલા એક અક્ષરથી પૃથ્વીનું નામ થાય છે. તેમજ પહેલા બે અક્ષરોથી પક્ષીનું નામ થાય છે, વચલા બે અક્ષરોથી પ્રાણને આપનાર (બલ) નામ થાય છે, તેમજ જુદા જુદા અક્ષરોને મેળવવાથી ગોત્ર, અશ્વ, અને જલ અર્થ થાય છે, અને પ્રાંતભાગના બે અક્ષરોથી વિનાશ અર્થ નીકળે છે. આ પ્રમાણે ચમત્કારવાળા જેના નામમા અક્ષરો રહેલા છે, તેને જે કોઇ આ પૃથ્વીમા વિદ્વાન મુનીશ્વરો-વિચક્ષણ પુરુષો જાણી શકે છે, તેમનો હુ સદાને માટે દાસ છુ

શ્રી શત્રુંજયરૂપી ઐરાવતમાથી ઉત્પન્ન થયેલ મુક્તામણિરૂપ, ઉત્તમ લક્ષ્મીની શ્રેણી સમાન, પવિત્ર સૂર્ય સમાન, તેમજ ઉજ્વળ કીર્તિની વેણીરૂપ, ત્રણ લોકના ગુરુ, શ્રી નાભિરાજાના વંશમા મણિરૂપ અને સમસ્ત કુવલય( પૃથ્વી )ને બોધ કરવામા ચંદ્રરૂપ યુગાદિ પ્રભુ શ્રી ઋષભદેવ ભગવત અમને અખંડિત સુખ આપનાર થાઓ.

[2]શ્રી શ્રમણભગવાન મહાવીર પ્રભુ ત્યારબાદ ઇંદ્રને કહે છે, 'હે ઇંદ્ર! ભરત ચક્રવર્તીએ જેમ બાહ્યશત્રુનો જય કર્યો, તેમ હવે તેણે અંતર શત્રુઓનો જય પણ કેવી રીતે કર્યો અને આ તીર્થાધિરાજ શ્રી શત્રુંજય મહાતીર્થની પ્રસિદ્ધિ કેવી રીતે થઈ તે હું કહું છું, તેને તું હવે સાભળ!'

અતિશયરૂપ કિરણોથી પ્રકાશિત શ્રી ઋષભદેવપ્રભુ ચક્રવાક પક્ષીઓથી સૂર્યની જેમ ત્રણ જગતના લોકોથી સેવાતા, વસુધાને પવિત્ર કરતા અને ભવ્ય પ્રાણીરૂપ કમળને વિકસ્વર કરતા સૂર્ય જેમ પૂર્વાચળ પર આવે તેમ તેઓ શત્રુંજયગિરિ પર પધાર્યા. એ ગિરિરાજ કલ્પવૃક્ષ, પારિજાત, સંતાનક, હરિચંદન, લવીંગ, ચારોળી, આંબા, ચંબેલી, અને આસોપાલવનાં વૃક્ષોથી શોભી રહ્યો હતો. આસપાસ રહેલા નાલીયેર, નાગરવેલ, સોપારી, કેદલીકેળ,સલ્લકી, શાલ્મલી અને શાલનાં વૃક્ષોથી તેનો દેખાવ સુંદર લાગતો હતો તે સર્વ પર્વતોનો રાજા હોવાથી ચમરીમૃગોના પુંછના ચામરથી વીંજાતો હતો. જિનમંદિરોના ઊંચા શિખરો ઉપર રહેલા કલશરૂપ છત્રોથી તે વીંટાયેલો હતો. હજારો ઊંચાં શિખરોથી તેના મસ્તક પર મુગટની શોભા સ્પષ્ટરીતે જણાતી હતી. વિચિત્ર મણિરત્નોનાં

---

૧ આ શ્લોકમા સમસ્યા બતાવી છે. આ શબ્દ 'कुवलय' થાય છે એક અક્ષરના પક્ષમા 'कु' એટલે પૃથ્વી અર્થ થાય, બે અક્ષરના પક્ષે 'कुव' એટલે પક્ષી અર્થ થાય. વચલા બે અક્ષરના પક્ષે 'वल' એવો અર્થ થાય. અને સસ્કૃત व ને ब સરખા છે પહેલો અક્ષર ન હોય તો 'वलय' એટલે ભૂષણ અર્થ થાય છે જુદા જુદા અક્ષર જોડવાથી ગોત્ર, અશ્વ અને જલ અર્થ થાય અને છેવટના બે અક્ષર જુદા કરતા 'लय' એટલે વિનાશ એવો અર્થ થાય.

૨ ગ્રંથના પ્રારભથી જ શત્રુજય ગિરિરાજ પર ભ૦ શ્રી મહાવીરદેવ ઇદ્ર મહારાજાને ઉદ્દેશીને તીર્થાધિરાજનુ માહાત્મ્ય ફરમાવી રહ્યા છે, એટલે એ સંબધ અહિં ચાલ્યો આવે છે

કિરણસમૂહથી તે આકાશને વિચિત્ર રંગવાળું કરી દેતો હતો. નદી, દ્રહ, કુંડ અને વાવડીઓની સુંદર શોભાને તે ગિરિરાજ ધરતો હતો, અને જળાશયોમાં રહેલાં વિકસ્વર કમળોથી તે સ્વર્ગને પણ હસતો હતો. કિંનર સ્ત્રીઓ કલ્પવૃક્ષની ગાઢ છાયામાં બેસી પોતાના સ્વામીની સાથે શ્રી ઋષભદેવ ભગવંતના ગુણોની શ્રેણિનું ગાન કરતી હતી. દર્શનથી વિશ્વને પવિત્ર કરતો અને સ્પર્શથી પાપસમૂહને હરતો એવો તે ગિરિરાજ ભવ્યજીવોનાં નેત્રનું એક રસાંજનરૂપ હતો. અનેક સિદ્ધ, ગંધર્વ, વિદ્યાધર, મનુષ્ય, સુર, અસુર, સર્પ અને સિંહાદિ પ્રાણીઓ તથા મુમુક્ષ જીવો, તેને સેવતા હતા. અનંત સિદ્ધોનું સ્થાન અને અનંત સુખને આપનાર એ ગિરિવર પ્રાણીઓને અનંત ભવરૂપ સાગરમાં દ્વીપરૂપ હતો. આસપાસ રહેલા બત્રીશ હજાર ગામોથી તે વિભૂષિત હતો. નિરંતર નીકળતા સમુદ્રના રત્નોથી તેની મેખલા બંધાયેલી હતી. છત્ર જેવા છાયાદાર વૃક્ષોથી તેમાં મધ્યાન્હકાલે પણ તાપ જણાતો ન હતો, અને સૌરાષ્ટ્રનિવાસી સુંદરીઓના ગીતના મધુર નાદથી ત્યાં રહેલા દેવતાઓ, માનવો અને નાગકુમારો પ્રસન્ન થતા હતા. તે ગિરિરાજ મૂલમાં પચાશ યોજન પહોળો, શિખરે દશ યોજન પહોળો અને ઊંચાઇમાં આઠ યોજન હતો.

આવા ઉત્તમ ગિરિરાજ પર પ્રભુએ આરોહણ કર્યું. તેમની પાછળ જાણે સદ્‌ગતિની નિસરણી હોય તેવા તે ગિરિ પર પુંડરીક વગેરે મહર્ષિઓ, અને સુંદરી પ્રમુખ સાધ્વીઓ, પણ તે શત્રુંજય ગિરિવર પર ચઢતા હતા. વિશેષ રીતે તે તીર્થને પવિત્ર કરતા હોય, તેમ પ્રભુ રાત્રિએ રાજાદની( રાયણ ) વૃક્ષની નીચે સમવસર્યા. આસનકંપેથી પ્રભુનાં આગમનને જાણી દેવતાઓએ પ્રાતઃકાળે ત્યાં આવી સંસારનો ભય ધરનારા પ્રાણીઓને શરણરૂપ સમવસરણ રચ્યું. સમવસરણમાં બિરાજમાન થઇ પ્રભુએ એક પોરષી સુધી દેશના ફરમાવી. પછી પ્રભુનાં ચરણપીઠ પર બેસી, ત્યારબાદ શ્રી પુંડરીક ગણધરે આ પ્રમાણે દેશના ફરમાવી; “ તીર્થ, જિન, અને ગુરુ પર ભક્તિ, ધર્મશાસ્ત્રો વિષે રુચિ, દયા, સુપાત્રદાન, પ્રિયવચન અને વિવેક ” આ આઠ આસ્તિકપણાનાં લક્ષણો છે. “ આર્યદેશ, મનુષ્યપણું, દીર્ઘ આયુષ્ય, ક્ષમા, કુલીનતા, અને ન્યાયોપાર્જિત વિત્ત ” આ બધાં આત્માને પુણ્યાનુબંધી પુણ્યનું ઉપાર્જન કરવામાં હેતુરૂપ છે. મનુષ્યપણું પ્રાપ્ત થયા પછી આર્યદેશમાં ઉત્પન્ન થયેલા આત્મામાં દુષ્ટ કૃત્યોને કરવાની પ્રવૃત્તિ કરતાં હૃદયમાં લજ્જા, તેમજ ધર્મશાસ્ત્ર સાંભળવાનો યોગ, કાર્યાકાર્યનો વિચાર કરવામાં પ્રીતિવાળી બુદ્ધિ, ગુરુની સેવા, અપયશથી ભય, કરેલા પાપને દૂર કરવાની ઇચ્છા અને સદ્ધર્માચરણમાં પ્રીતિ; આ બધા ગુણો પ્રાયઃ હોય છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ–એ ચાર પુરુષાર્થ જેની પ્રાપ્તિથી સાધી શકાય, તેવા મનુષ્યભવની મહત્તાનું વર્ણન કરવાને કોણ સમર્થ છે? જેમ ન્યાયમાર્ગથી ઉપાર્જન કરેલી સંપત્તિ પણ જો દાનશીલ આત્માને પ્રાપ્ત થઈ હોય તો તે સંપત્તિ સફળ બને છે, તેમ કદિ આર્યદેશમાં મનુષ્યપણું પ્રાપ્ત થયું હોય, પણ તે જો વિવેકથી ઉજ્વલ એવા સત્કુળમાં જન્મ હોય તો જ પ્રશંસનીય થાય છે. જે ઉદ્યોગી

પુરુષો આયુષ્યનો એક ક્ષણ ભાગ પણ પ્રમાદથી નિષ્ફળ ગુમાવતા નથી, અને ચિરકાળ સુધી શ્રદ્ધાપૂર્વક ધર્મની આરાધનાની પ્રવૃત્તિઓમાં જ આયુષ્ય ગાળે છે, તે પુરુષો પૃથ્વી પર સદ્વિવેકી ગણાય છે. આવી ઉત્તમ સામગ્રીનો યોગ મલવો દુર્લભ છે; કારણ કે, મનુષ્યદેહ મળ્યા પછી પણ જેઓ કાસ, શ્વાસ, સંગ્રહણી, અર્શ, રક્તપિત્ત અને જ્વરાદિક રોગોથી નિત્ય પીડિત છે, તેઓ ધર્મારાધના દ્વારા પુણ્યાનુબંધી પુણ્યને કઇ રીતે મેળવે ? માટે પુણ્યથી પ્રાપ્ત થયેલા શુભયોગોને સફલ કરવા જોઇએ. સત્વશીલ આત્માએ આ બધી શુભ પ્રવૃત્તિઓમાં ઉદ્યમી બનવું જોઇએ. કારણ કે, પ્રાયઃ સત્વ દીનતાને માટે, શૌર્ય પરાભવને માટે, ઉદ્યોગ દુઃસ્થિતિને માટે અને ઉજ્વલ કુલ પાપને માટે હોતા નથી. ”

આ પ્રમાણે શ્રી પુંડરીક ગણધરે દેશના ફરમાવી. તેઓની દેશના પૂર્ણ થયા પછી પ્રભુ શ્રી ઋષભદેવ ભગવંતે પુંડરીક ગણધરને કહ્યું કે, ‘ આ તીર્થરાજ શત્રુંજયગિરિ મોક્ષનો નિવાસ છે. આ ગિરિરાજ પર આરોહણ કરનારા પ્રાણીઓ અતિદુર્લભ લોકાગ્રને પણ સત્વર મેળવી શકે છે, તેથી આ ગિરિરાજ શાશ્વત તીર્થેશ્વર છે. આ અનાદિ તીર્થ ઉપર અનંત તીર્થંકરો અને અનંત મુનિવરો પોતાના કર્મસંચયને ખપાવીને સિદ્ધ થયા છે. અહિં જે ક્ષુદ્ર અને હિંસક પ્રાણીઓ છે, તે પણ ત્રણ ભવમાં ઉત્તમ સિદ્ધિપદને પામે છે. જે અભવ્ય અને પાપી જીવો છે, તે આ પર્વતને જોઇ શકતા નથી. કદિ રાજ્યાદિક મેળવી શકાય, પણ આ તીર્થ મળવું દુર્લભ છે. જ્યારે તીર્થંકરો મુક્તિ પામશે, અને આ પૃથ્વી પરથી વિશિષ્ટ જ્ઞાન ચાલ્યું જશે, તે સમયે પણ ભવ્યજીવો આ ગિરિરાજના ગુણોની સ્તવના કરીને તેમજ તેનાં માહાત્મ્યને સાંભળીને પણ તરી જશે. જ્યારે દુષમકાલ આવશે, કેવલ-જ્ઞાન ચાલ્યું જશે અને ધર્મ શિથિલ થશે તે સમયે આ તીર્થ જગતને હિતકારી થશે. જેમ જિનેશ્વરોમાં હું ( શ્રી ઋષભદેવ ભગવંત ), પર્વતોમાં સુમેરુ, અને દ્વીપોમાં જંબૂદ્વીપ મુખ્ય છે, તેમ સર્વ તીર્થોમાં આ તીર્થ મુખ્ય છે. આ તીર્થનાયને પોતાના સમગ્ર જન્મમાં પણ જેઓ જોતા નથી, તે મનુષ્યરૂપે પશુના પણ પશુ છે અનંત તીર્થંકરો અને કેવલ-જ્ઞાનીઓ અહિં આવીને મોક્ષે ગયા છે, અને આગળ જશે. ભૂતકાલમાં થયેલા જે જે તીર્થંકરો આ ગિરિરાજ પર આવ્યા છે, તેઓ આ રાજાદની વૃક્ષની નીચે જ સમવસર્યા છે, અને આગામી કાળે જેઓ આવશે તેઓ અહિં જ સમવસરશે. પ્રથમ તીર્થ સુરાષ્ટ્ર દેશ, ત્યારબાદ શત્રુંજય ગિરિ, અને પછી આ રાજાદની વૃક્ષ અને તે પછી વર્ત્તમાન જિન તીર્થ છે. દુષમ કાળમાં સમુદ્રમાં વડવાનળની જેમ આ તીર્થનો પ્રભાવ અધિક અધિક રીતે વધે છે, તેથી આ તીર્થ મોટું છે. આ તીર્થમાં શ્રી અરિહંત પ્રભુની પુષ્પ અને અક્ષતાદિકથી પૂજા, અને સ્તુતિ કરી હોય, તો તે પૂજક પ્રાણીનાં સર્વ ભવનાં કરેલાં પાપો નાશ પામે છે. અન્ય તીર્થમાં કરેલી પ્રભુની પૂજા કરતાં અહિં કરેલી શ્રી જિનેશ્વરદેવની પૂજા અનંતગુણી થાય છે. અહિં એક પુષ્પમાત્રથી પણ જિનપૂજન કર્યું હોય તો તેથી સ્વર્ગ અને મોક્ષ દુર્લભ થતાં નથી. જે પુરુષ આ તીર્થમાં શ્રી જિનેશ્વર દેવની અષ્ટપ્રકારી પૂજા કરે છે, તે

આ લોકમાં નવનિધાનને પ્રાપ્ત કરી છેવટે તે પૂજક શ્રી અરિહંત સમાન થાય છે. શ્રી અરિહંત દેવની પૂજા, ગુરુની ભક્તિ, શ્રી શત્રુંજય મહાતીર્થની સેવા અને ચતુર્વિધ સંઘનો સમાગમ આ ચાર વસ્તુની સાધના કરવાથી ભાગ્યવાન પુરુષ સુકૃતનો સહભાગી ગણાય છે. મન, વચન, કાયાથી આ તીર્થમાં જો ગુરુની આરાધના થાય, તો તે તીર્થંકરના પદની પ્રાપ્તિનું કારણ બને છે. આ તીર્થમાં જો સામાન્ય મુનિઓની આરાધના કરી હોય, તો પણ તેથી ચક્રવર્તીની લક્ષ્મી પ્રાપ્ત થાય છે. જેઓ અહિં આવીને પોતાનાં દ્રવ્યથી ગુરુની પૂજા, ભક્તિ કરતા નથી, તેમનો જન્મ અને સર્વ સંપત્તિ નિષ્ફળ છે. શ્રી તીર્થંકરોને પણ પૂર્વભવે બોધિબીજના હેતુભૂત ગુરુમહારાજ છે, તેથી બુદ્ધિમાન્ પુરુષને ગુરુમહારાજ વિશેષ રીતે પૂજનીય છે. આ મહાતીર્થમાં ધર્મ સંબંધી સર્વ ક્રિયા ગુરુની સાથે કરવી; કારણ કે, ગુરુવિના સર્વ ક્રિયા નિષ્ફલ થાય છે. તેથી અનૃણી થવાને ઈચ્છતા પુરુષે ધર્મદાયક ગુરુમહારાજની આ પવિત્ર તીર્થમાં વસ્ત્ર, અન્ન, પાન વગેરેનાં દાનથી વિશેષ પ્રકારે સેવા–ભક્તિ કરવી. આ ગિરિરાજ પર ગુરુને વસ્ત્ર, અન્ન અને જલનું દાન કરવાથી અને ભાવપૂર્વક ભક્તિ કરવાથી આ લોક અને પરલોકમાં સર્વ સંપત્તિઓ પ્રાપ્ત થાય છે. શત્રુંજયગિરિરાજ અને શ્રી જિનપ્રતિમા તે સ્થાવર તીર્થ કહેવાય છે. અને સુવિહિત નિર્ગ્રન્થ ગુરુમહારાજ તે જંગમ તીર્થ છે, માટે આ તીર્થ પર તેઓ અતિશય પૂજ્ય છે. અભયદાન, અનુકંપાદાન, પાત્રદાન, ઉચિતદાન અને કીર્તિદાન, તથા અન્નદાન, જ્ઞાનદાન, ઔષધદાન, અને જલદાન–એ સર્વ દાનો આ મહાતીર્થમાં વિશેષ રીતે ફલદાયક છે, એમ બુદ્ધિમાન પુરુષોએ જાણવું. જેઓ આ મહાતીર્થમાં દીન અને અનાથ વગેરેને અવારિત ભોજન આપે છે, તેને ઘેર નિરંતર અવારિત લક્ષ્મી નાચે છે. આ તીર્થમાં મહાબુદ્ધિશાલી પુરુષે મહાસિદ્ધિનું નિદાન એવું દાન આપવું. કેમકે દાન આપ્યા વિના પ્રાણીઓ ભવસાગરને તરતા નથી. આ તીર્થમાં આવીને ગુણસમૂહને સર્વદા આપનારું, સર્વ દુઃખને હરનારું અને મોક્ષસુખનાં સ્થાનરૂપ શીલ મન, વચન, કાયાની શુદ્ધિથી પાળવું. પોતાની મેળે પોતાના આત્માનો ઘાત કરનાર જે પુરુષ આ તીર્થ પર આવીને શીલનો ભંગ કરે છે, તેની કોઈ પણ સ્થાને શુદ્ધિ થતી નથી અને તે ચંડાળથી પણ અધમ છે. આ સ્થાને કરેલો તપ નિકાચિત કર્મનો લોપ કરે છે. આ તીર્થમાં જો એક દિવસનો તપ કર્યો હોય, તો તે પણ સમથ જન્મમાં કરેલાં પાપોનો નાશ કરે છે. અને છઠ્ઠ, અઠ્ઠમ વગેરે તપ કરવાથી આ તીર્થમાં ઉત્તમ ફલ મળે છે. તેથી સર્વ વાંછિતને આપનાર તપ આ તીર્થમાં વિશેષપણે કરવો. જો આ તીર્થમાં અષ્ટાન્હિકા(અઠ્ઠાઈ) તપ કરે તો તે પ્રાણી કર્મરહિત થઈને ન ઈચ્છે તો પણ સ્વર્ગ અને મોક્ષનું સુખ મેળવે છે. સુવર્ણની ચોરી કરનાર પુરુષ ચૈત્રી પૂનમના આ તીર્થમાં એક ઉપવાસ કરવાથી અને વસ્ત્રની ચોરી કરનાર શુદ્ધ ભાવનાથી જો સાત આયંબિલો કરે તો તે આ તીર્થમાં શુદ્ધ થાય છે. રત્નની ચોરી કરનારા આ તીર્થમાં સારી ભાવનાપૂર્વક દાન આપી કાર્તિક માસમાં સાત દિવસનાં તપથી સ્પષ્ટ રીતે શુદ્ધ

થઈ જાય છે. રૂપું, કાંસુ, તાંબું, લોઢું અને પીત્તળ ચોરનાર પુરુષ અહિં સાત દિવસ પરિશુદ્ધનો તપ કરવાથી તે પાપથી મુક્ત થાય છે. મોતી અને પરવાળાનો ચોરનાર ત્રિકાલ જિનપૂજા કરી અહિં પંદર દિવસપર્યંત આયંબિલ કરીને નિઃસ્નેહ ભોજન કરે તો તે પાપમુક્ત થાય છે. ધાન્યનો ચોર અને જલનો ચોર પાત્રદાનથી શુદ્ધ થાય છે. રસ પદાર્થનો ચોરનાર અહિં યાચના પ્રમાણે યાચકોને મહાદાન આપવાથી તેનાં પાપથી મુક્ત બને છે. વસ્ત્રાભરણનો હરનાર શુદ્ધ ભાવનાથી આ તીર્થમાં જિનપૂજન કરીને પોતાના આત્માનો ખાડાની જેમ સંસારમાંથી ઉદ્ધાર કરે છે. ગુરુદ્રવ્ય અને દેવદ્રવ્યને ચોરનાર આ મહાતીર્થની નિશ્રામાં સદ્ધ્યાન તથા પાત્રદાનમાં પરાયણ થઇ શ્રી જિનેશ્વર દેવને પૂજન કરે તો તે પોતાનાં પાપને નિષ્ફલ કરે છે. કુમારિકા, દીક્ષિતા, પતિતા( વેશ્યા ), સધવા, વિધવા, ગુરુપત્ની અને અગમ્યા સ્ત્રીનો સંગ કરનાર, આ તીર્થ પર જો છ માસપર્યંત અહર્નિશ જિનભગવંતનાં ધ્યાનમાં મનને રોકી છ માસનો તપ કરે, તો તે પુરુષ કે સ્ત્રી તત્કાળ તે પાપમાંથી મુક્ત થઈ જાય છે. ગાય, મહિષી, હાથી, પૃથ્વી અને મંદિરનો ચોરનાર, આ તીર્થમાં ભક્તિથી શ્રી જિનેશ્વર ભગવંતનું ધ્યાન ધરે, અને તે તે વસ્તુઓનું આ તીર્થમાં જો તે દાન કરે તો તે પાપમુક્ત બને છે. અન્યનાં ચૈત્ય, ગૃહ, આરામ, પુસ્તક અને પ્રતિમા વગેરેમાં પોતાનું નામ નાખી, ' આ મારું છે ' એવું જે દુષ્ટ પુરુષ કહે તે પુરુષ આ પુણ્યસત્ર તીર્થક્ષેત્રમાં શુભ આશયવાળો થઇ છ માસના સામાયિકથી પવિત્ર તપવડે તે પાપોના સમૂહથી શુદ્ધ થાય છે. પરમેષ્ઠી ભગવંતનું આ સ્થાને ધ્યાન, દેવાર્ચન અને દયાદિક ગુણોથી યુક્ત એવો સમદૃષ્ટિ શ્રાવક આ તીર્થભૂમિમાં સર્વ પાપથી મુક્ત થાય છે. તેવું કોઈ પાપ નથી કે જે અહિં અર્હંતનું ધ્યાન કરવાથી ન જાય. આ તીર્થમાં જે કોઇ આત્માએ ઉત્તમ પુણ્યકાર્યો ન કર્યા હોય પણ પોતાના ચિત્તમા શુભ ભાવથી માત્ર ચિંતવ્યાં હોય, તોપણ તે આત્માને શુભ ભાવનાના યોગે આ ક્ષેત્રના પ્રભાવથી તેનો લાભ પ્રાપ્ત થાય છે; માટે અહિં સદા શુભ ધ્યાન ચિંતવવું. સર્વ શુભાશુભ પ્રવૃત્તિઓનું મુખ્ય કારણ મનોવ્યાપાર છે, અને તે જ મનુષ્યને સ્વર્ગમા અને નરકમા લઈ જાય છે; તેથી આ તીર્થમાં કૃષ્ણા, નીલા અને કાપોતિકા લેશ્યાના અધ્યવસાયો કરવા નહિં, પણ તેજ, પદ્મ અને શુક્લ લેશ્યાના અધ્યવસાયો રાખવા. કારણ કે, શુભ અધ્યવસાયો કર્મનો ક્ષય કરે છે. સૂક્ષ્મજીવોનો પણ મન વચનથી આ તીર્થક્ષેત્રમા દ્રોહ કરવો નહિં, કારણ કે, જીવહિંસા ધર્મરૂપી વૃક્ષમા દાવાનલરૂપ છે. આવી પવિત્ર તીર્થભૂમિમાં આવીને જે અધમ પુરુષો કુંથુવા જેવા જીવને પણ દુષ્ટ અધ્યવસાયથી હણે છે, તેઓની સાતમી નરક સિવાય બીજી ગતિ નથી; માટે નરકની દૂતી જેવી હિંસા આ તીર્થભૂમિ પર સર્વથા કરવી નહિં. કારણ કે, પરને પીડા કરનાર પુરુષની પાસે ધર્મરાજ તો આવતો જ નથી. અનંત કાળના ભવવાસથી સર્વજંતુઓ પરસ્પર બંધુ છે, કોઇપણ શત્રુ નથી, આમ માનીને તેમની આત્મવત્ રક્ષા કરવી.

પ્રાણનો નાશ થાય તોપણ સદ્બુદ્ધિવાળા પુરુષે આ પવિત્ર ગિરિરાજ પર અસત્ય બોલવું નહિં. જે મનુષ્ય અસત્ય બોલે છે, તે ખરેખરો અપવિત્રથી પણ અપવિત્ર છે.

અસત્ય બોલનાર પુરુષના મુખમાં ફોડલી, પરુ અને જીવડાવાળા વ્યાધિઓ અને બીજા પણ અતિદારૂણ વ્યાધિઓ ઉત્પન્ન થાય છે. એક જલની અંજલિ–ખોબો પણ અદત્ત વસ્તુ (ચોરી કરીને) અહિં લેવી નહિં. અદત્તાદાનથી જીવો નિર્ધન થાય છે. સુજ્ઞ પુરુષે અદત્તાદાન કદિ પણ ગ્રહણ કરવું નહિં. કારણ કે, પ્રાણીઓને ધન છે તે પ્રાણ છે, પ્રાણના નાશ કરતાં પણ ધનરૂપ પ્રાણનો નાશ અતિદારૂણ છે. આ તીર્થમાં સત્પુરુષોએ પોતાની સ્ત્રી પણ સેવવી નહિં, તો બંને લોકનો ઘાત કરનાર પરસ્ત્રીસેવનનું તો પાપ કઇ રીતે આચરાય? પરદ્રવ્યની ચોરી, પરસ્ત્રીસેવન, પારકી ચાડી અને પારકો દ્વેષ–તે ઘણા પાપને માટે થાય છે. આ સંસારરૂપ ઘોર સાગરમાં પરિગ્રહનો ભાર વિશેષ થવાથી વહાણની પેઠે પ્રાણી ડૂબી જાય છે, તેથી તે પરિગ્રહ હંમેશા અલ્પ રાખવો. તેમજ અનુક્રમે અલ્પથી પણ અલ્પ કરવો; કારણ કે, તેમ કરવાથી અતિદારૂણ લોભરૂપ પિશાચ છળી શકતો નથી. પોતાના આત્માની પેઠે સર્વ પ્રાણીઓ ઉપર સમભાવ રાખવો. સામાયિક (સમભાવ) વિના સર્વ ક્રિયા નિષ્ફલ થાય છે. સામાયિકમાં તત્પર એવા પુરુષને ત્રૈલોક્ય વશ થાય છે, અને દેવતા પણ તેનો પરાભવ કરવાને જરાપણ સમર્થ થતા નથી. પૌષધ પ્રતિમાને પ્રાપ્ત થયેલો પુરુષ ક્ષણવારમાં કર્મને ખપાવે છે, અને ચારિત્રધારીની પેઠે તે દેવ અને મનુષ્યોને વંદનીય થાય છે. આ તીર્થમાં જેઓ પૌષધ ધારણ કરે છે, તેઓને માસક્ષપણનું અતુલ પુણ્ય અને કેવળજ્ઞાન પણ પ્રાપ્ત થાય છે. મોક્ષના સંવિભાગરૂપ અતિથિઓને જે સંવિભાગ આપે છે, તે તેના પુણ્યની શક્તિથી નારકી અને તિર્યંચની ગતિનો સંક્ષેપ (વિનાશ) કરે છે. આ તીર્થમાં ભોજન અવસરે પ્રાપ્ત થયેલા મુનિઓને દાન દેવાનો યોગ થવાથી શિવસામ્રાજ્ય દૂર રહેતું નથી, તો રાજ્યસુખની શી વાત કરવી? સુપાત્ર ગુરુદેવોની ભક્તિનાં કાર્યમાં ઉપયોગી બન્યા પછી ઉપભોગમાં લેવાય, તે જ ભોજન છે. બાકી બીજું તો પશુગ્રાસની પેઠે કેવળ દેહને પોષણ કરવા માત્ર છે. દેવદ્રવ્ય અને ગુરુદ્રવ્યનો ઉપભોગ સાત પેઢી સુધીના પુરુષોને બાળે છે, તે માટે બુદ્ધિમાન પુરુષને અંગારાની પેઠે તેનો સ્પર્શ કરવો પણ યોગ્ય નથી. દેવદ્રવ્યથી જે વૃદ્ધિ પામવું અને ગુરુદ્રવ્યથી જે ધનવાન થવું, તે ધન વિષની પેઠે પ્રથમ કદિ સ્વાદિષ્ટ લાગે તો પણ પછી અતિતીવ્ર દુઃખને આપે છે. જેઓ પ્રતિદિન દેવદ્રવ્ય અને ગુરુદ્રવ્ય ખાય છે, તેઓની સર્વ તીર્થનો આશ્રય કરવાથી પણ શુદ્ધિ થતી નથી. જે લોભાંધ ચિત્તવાળો પુરુષ દેવદ્રવ્ય અને ગુરુદ્રવ્યનો ઉપભોગ કરે છે, તે દુઃખ, દુર્ભાગ્ય, તિર્યંચ અને નરકની સ્થિતિને પામે છે. એકેંદ્રિય પ્રમુખ પ્રાણીઓને જે ફોગટ પીડા આપવી, તે અનર્થદંડ કહેવાય છે, માટે પ્રયત્નપૂર્વક તેવા અનર્થદંડની વિરતિ કરવી. અનર્થદંડ કરવાથી આ સંસારરૂપ સમુદ્રમાં પ્રાણી શરણરહિત થઈને મોટા જળજંતુઓ જેવાં કર્મોવડે પીડાય છે. કલ્યાણની ઈચ્છાવાળા પુરુષે આ તીર્થમાં આવીને કોઈપણ વૃક્ષનાં શાખા, પત્ર, ફૂલ અને અંકુરોને છેદવા નહિં. આ શત્રુંજય ગિરિવર ઉપર સર્વ ઠેકાણે દેવતાનો નિવાસ છે; તેથી તેમાં રહેલા પથ્થર, તૃણ અને વૃક્ષાદિ

કદિ પણ છેદવા નહિં. યશ છે ધન જેનું એવા સત્પુરુષોએ આ તીર્થ પર આવીને શિવ-સુખમય આનંદના કારણરૂપ અને સર્વ ધર્મમાં સંમત પોતાના પ્રાણોથી પણ પરોપકાર કરવો. પરોપકારથી પ્રાપ્ત થયેલું પુણ્ય ભવે ભવે વૃદ્ધિને પામે છે, તેથી તે તે આત્મા સદ્‌ગતિમાં અસ્ખલિતપણે વિચરે છે. અહિં આવીને જે પ્રાણી જ્ઞાનીની અને પુસ્તકોની વસ્ત્ર, અન્ન અને ચંદનાદિકથી પૂજા કરે છે, તે પૂજા સૂર્યની કાંતિની જેમ તેની જડતાનો નાશ કરે છે. જ્ઞાનની પૂજા કરવાથી જ્ઞાનાવરણીય કર્મ છેદાય છે, અને મુક્તિસુખનું કારણ કેવલજ્ઞાન પ્રાપ્ત થાય છે. શત્રુંજય ગિરિરાજ પર જિનેશ્વર ભગવંતની પેઠે જો પ્રાણી જ્ઞાનની પૂજા કરે છે, તો તે પૂજા અધિક અધિક ફળ આપતાં યાવત્ લોકાગ્રનું ફલ આપે છે. આ તીર્થમાં આવીને જે મનુષ્ય રાત્રિભોજન કરે છે, તે ગીધ, ઘૂવડ વગેરેના ભવો પામી દુઃખસમૂહથી ચૂર્ણિત થઈ નરકમાં જાય છે. રાત્રિભોજન કરનાર અને એ રીતે સદા અપવિત્ર એવા પ્રાણીનો આ તીર્થને સ્પર્શ પણ યોગ્ય નથી. અહિં રહીને જે સમ્યક્ત્વમાં સ્થિરતાપૂર્વક વ્રતોને પાળે છે, તેનાથી અન્ય કોઈ ધન્ય નથી, અને તે પ્રાણી ક્રમશઃ મુક્તિને પામે છે. બીજા તીર્થમાં જપ, તપ અને દાન કરવાથી જે ફલ થાય, તેનાથી કોટિગણું પુણ્ય આ તીર્થનાં સ્મરણમાત્રથી થાય છે. અહિં આવીને જે મનુષ્ય રથ, અશ્વ, પૃથ્વી, હાથી, સુવર્ણ, રૂપું અને મણિનું દાન આપે છે, તે હર્ષપૂર્વક ચક્રવર્તી અને ઇંદ્રનું પદ ભોગવે છે. આ તીર્થમાં જે ઈંદ્રોત્સવાદિ પ્રભાવનાનાં કાર્યો કરે છે, તે સર્વ ભોગને ભોગવી નિશ્ચયથી મુક્તિને પામે છે. આ ગિરિવર સર્વ તીર્થોમાં તીર્થરાજ છે, અને સર્વ પર્વતોમાં ઉત્તમ છે, તેથી મુક્તિને આપનાર આ ગિરિરાજને હે ભવ્ય જીવો! તમે મારી જેમ સારી પેઠે ભજો. હે પુંડરીકમુનિ[1]! આ અવસર્પિણીને વિષે જેમ મારાથી વિશ્વસ્થિતિ પ્રવર્તી છે, તેમ તમારાથી આ તીર્થરાજનો મહિમા પ્રસિદ્ધ થશે; માટે બળાત્કાર અથવા અનભ્યાસથી નહિ, પણ સ્વાભાવિક સંયમથી ઇંદ્રિયોને વશમાં લાવી, મનને પ્રાણ સાથે જોડી દઈને આ તીર્થક્ષેત્રમાં પરમપદને વિષે તત્પર થાવ. આ તીર્થમાં ત્રણ પ્રકારના ધ્યાનથી સ્ફટિકમણિ જેવા નિર્મલ આત્માનું ચિંતવન રાખી તથા આશ્રવનાં પરિણામને રૂંધી અન્ય કાંઈ પણ ચિંતવશો નહિં. જેથી નિર્વિકલ્પ લયને પામી, સ્વસંવેદ્ય સુખને અનુભવતા, પાંચ હ્રસ્વાક્ષરના ઉચ્ચાર જેટલા કાલવડે, શુભાશુભ કર્મનો નાશ કરી, ઘાતીકર્મને બાળી, કેવળજ્ઞાન પ્રાપ્ત કરી, આ ક્ષેત્રના માહાત્મ્યથી તમે મુક્તિના વલ્લભ થશો.'

આ પ્રમાણે મહામુનિ શ્રી પુંડરીકગણધરને અનુશાસન આપી ભગવાન ઋષભદેવે ત્રૈલોક્યના હિતની ઇચ્છાથી ત્યાંથી અન્યત્ર વિહાર કર્યો. તે સમયે ત્યાં રહેલા ત્રણ લોકના નિવાસી પ્રાણીઓ આ પ્રમાણે શ્રી સર્વજ્ઞ ભગવંતની આત્મકલ્યાણકર ધર્મદેશના સાંભળીને તીર્થના અનુરાગી થઈ આનંદથી પોત-પોતાનાં સ્થાનકે ગયા. ચંદ્રની જેમ સૌમ્ય રસવાળા પુંડરીક-ગણધર ત્યારબાદ પાંચ ક્રોડ મુનિઓ સહિત ત્યાં જ રહ્યા. તે અવસરે તેઓએ પોતાની સાથે

---
[1] ... શ્રી ઋષભદેવસ્વામી શ્રી પુંડરીક ગણધરને ઉદ્દેશીને શત્રુંજય ગિરિરાજનો મહિમા વર્ણવી રહ્યા છે.

રહેલા પુણ્યવાન મુનિઓનાં હિતને માટે પરમસંવેગરૂપ અમૃતવડે ભરપૂર એવી વાણીવડે આ પ્રમાણે કહ્યું: ' આ ગિરિવર ક્ષેત્રના પ્રભાવથી સિદ્ધિસુખનું સ્થાન છે, અને વિજય કરવા ઇચ્છનારાને દુર્ગની[1] જેમ કષાયરૂપ શત્રુને સાધવાનું સ્થાન છે. અહિં આપણે હમણાં મુક્તિનું કારણ એવી સંલેખના કરવી યોગ્ય છે. તે સંલેખના દ્રવ્ય અને ભાવથી બે પ્રકારની છે. સર્વ ઉન્માદ તથા મહારોગના નિદાનરૂપ ધાતુઓને શોષણ કરનારી દ્રવ્ય-સંલેખના કહેવાય છે, અને મોહમાત્સર્યયુક્ત રાગ, દ્વેષાદિ કષાયોનો સમાધિથી જે ઉચ્છેદ કરવો, તે ભાવસંલેખના કહેવાય છે. '—આ પ્રમાણે કહીને પુંડરીક ગણધરે પોતાની સાથે રહેલા પાંચ ક્રોડ સાધુઓની સાથે તે વેળાએ સર્વ પ્રકારના સર્વ સૂક્ષ્મ તથા બાદર અતિ-ચારોને આલોચ્યા અને પોતાનાં મહાવ્રતોને ફરી દૃઢ કર્યાં; કારણ કે, વારંવાર દીધેલો અગ્નિનો તાપ સુવર્ણની શુદ્ધિને માટે થાય છે. પછી તેઓએ આ પ્રમાણે અરિહંતાદિનું શરણ સ્વીકાર્યું; ' ચોત્રીશ અતિશયોથી યુક્ત અને મુક્તાફલના(મોતી) સમૂહના જેવી પ્રભાવાળા ત્રૈલોક્યસ્વામી સર્વે જિનેશ્વરભગવંતનું મારે શરણ થાઓ. અનંત અને અક્ષયસ્થાનને પ્રાપ્ત થયેલા અને પરવાળા જેવી કાંતિવાળા, પન્નર પ્રકારથી યુક્ત એવા સિદ્ધ ભગવંતનું મારે શરણ હો. મહાવ્રતધારી, ધીર, સવ સાવદ્ય કર્મનો ત્યાગ કરનારા અને ઇંદ્રનીલ-મણિના જેવી કાંતિવાળા સર્વ મુનીશ્વરો મારા શરણ હો. કેવલી ભગવંતોએ યથાર્થ રીતે કહેલો અને જીવદયાથી વ્યાપ્ત એવા સ્ફાટિકમણિના જેવો શુદ્ધ-નિર્મલ શ્રીધર્મ મારું શરણ થાઓ. ચોરાશી લાખ જીવાયોનિમાં મારું પુનઃ ક્રિયારહિત સર્વ દુષ્કૃત મિથ્યા થાઓ. મન, વચન અને કાયાની શુદ્ધિવડે, અજ્ઞાનપણે કરેલા અઢાર પાપસ્થાનકોને હું તજી દઉં છું. એકેંદ્રિયાદિ સર્વ સૂક્ષ્મ જંતુઓ વૈરરહિત એવા મારે વિષે ક્ષમા કરો. કર્મથી સંસારમાં ભમતા એવા સર્વ પ્રાણીઓ સાથે મારે મિત્રતા છે. હું એકલો જ છું. અર્હંતને શરણે રહેલા એવા મારું આ સંસારમાં અન્ય કોઈ નથી. ' આ પ્રમાણે આરાધના કરી, તેમણે સવ મુનિઓ સાથે નિરાગાર અને દુષ્કર એવું અંતિમ ભવસંબંધી અનશન ગ્રહણ કર્યું. ક્ષપકશ્રેણિ પર આરૂઢ થયેલા એવા શ્રી પુંડરીક ગણધરનાં ઘાતીકર્મ જીર્ણ રજ્જુની પેઠે તે અવસરે તૂટી ગયાં. તેમજ તેઓની સાથે રહેલાં પાંચ ક્રોડ સાધુઓનાં પણ ઘાતી-કર્મ તે વેળા તત્કાલ તૂટી ગયાં; કેમકે તપનું ફલ તો સર્વને વિષે એકસરખું-સાધારણ છે.' તપથી રાજ્ય મળે છે, તપથી સ્વર્ગસંપત્તિ પ્રાપ્ત થાય છે, અને તપથી મોક્ષસુખ મળે છે; તેથી તપ ત્રણ લોકને વશ કરનાર છે. આ રીતે એક માસને અંતે ચૈત્રમાસની પૂર્ણિમાના પવિત્રતમ દિવસે શ્રી ઋષભદેવ ભગવંતના પ્રથમ ગણધર પુંડરીક-સ્વામી કેવલજ્ઞાન પામ્યા અને અન્ય મહાત્માઓને પણ કેવલજ્ઞાન ઉત્પન્ન થયું. ત્યારબાદ તરતજ શુકલધ્યાનના ચોથા ભેદને પામી તેઓ ક્ષણવારમાં બાકીનાં સર્વ અઘાતી કર્મોનો

૧ કિલ્લાની.

ક્ષય કરી મોક્ષપદવીને પામ્યા. એટલે તત્કાળ દેવતાઓએ આવી મોટા ઉત્સાહથી મરુદેવીમાતાની જેમ તેમનો નિર્વાણ મહોત્સવ ઉજવ્યો.

આ અવસર્પિણીમાં જેમ શ્રી ઋષભદેવસ્વામી પ્રથમ તીર્થંકર થયા, તેમ પુંડરીક સ્વામી વગેરેના નિર્વાણથી ત્યારબાદ આ તીર્થ પ્રસિદ્ધ થયું. જ્યાં માત્ર એક મુનિ સિદ્ધ થાય, તે પણ તીર્થ કહેવાય છે, તો શ્રી શત્રુંજયગિરિ પર આટલા બધા મુનિવરો સિદ્ધ થયા, તેથી તે તીર્થોત્તમ તીર્થ કહેવાય છે. ભગવાન ઋષભદેવસ્વામી ફાલ્ગુન માસની શુકલ અષ્ટમીના મહાપવિત્ર દિવસે શત્રુંજયગિરિરાજ ઉપર પધાર્યા હતા, તેથી જગતમાં તે ફાગણ સુદિ આઠમનો દિવસ મહાપર્વ તરીકે પ્રસિદ્ધ થયો. તેમજ પ્રાણીને આગામી ભાવના શુભાશુભ આયુષ્યનો બંધ કરવાનું કારણ હોવાથી તે અષ્ટમી અને ચૈત્રીપૂર્ણિમા બન્ને આ તીર્થભૂમિ પર પર્વ તરીકે પ્રખ્યાત થયાં. એ બન્ને પર્વોને વિષે આ તીર્થમાં ભક્તિવડે જો અલ્પ પણ દાન આપ્યું હોય તો તે સારા ક્ષેત્રમાં વાવેલા બીજની જેમ બહુ ફલને આપે છે. જો અષ્ટમીપર્વમાં દાન, શીલ અને આરાધના થાય તો જિનભક્તિની જેમ આ તીર્થ પર તે પ્રાણીઓનાં અષ્ટકર્મને ભેદી નાંખે છે. ચૈત્રીપૂર્ણિમાને દિવસે પાંચ ક્રોડ મુનિઓની સાથે પુંડરીક સિદ્ધ થયા, તેથી જગતમાં ત્યારથી ચૈત્રીપૂર્ણિમાનું પર્વ પ્રસિદ્ધ થયું, અને આ તીર્થ પણ પુંડરીક ગિરિરાજના નામે પ્રખ્યાત થયું. આ ચૈત્રીપૂર્ણિમાના પવિત્ર દિવસે પુંડરીકગિરિ પર રહેલા પુંડરીક ગણધરની જે સંઘસહિત યાત્રા કરીને પૂજા કરે, તે લોકોત્તર સ્થિતિ પ્રાપ્ત કરે છે. નંદીશ્વરાદિ દ્વીપોમાં રહેલા શાશ્વતા પ્રભુનાં પૂજનથી જેટલું પુણ્ય થાય, તેનાથી શત્રુંજય ગિરિરાજ ઉપર ચૈત્રીપૂર્ણિમાએ પૂજન કરવાથી અધિક પુણ્ય થાય છે. અન્ય દિવસે દાન, શીલ, તપ અને પૂજા કરવાથી જે પુણ્ય થાય તેનાથી ચૈત્રીપૂર્ણિમાના દિવસે પુંડરીકગિરિ પર જિનેશ્વરદેવની પૂજા કરવાથી કોટિગણું પુણ્ય થાય છે. ચારિત્ર, ચન્દ્રપ્રભ પ્રભુ, ચૈત્રીપૂર્ણિમા, શત્રુંજય ગિરિ, અને શત્રુંજયા નદી–આ પાંચ વસ્તુઓ પુણ્ય વિના કદિ પણ પ્રાપ્ત થતાં નથી. જે ભવ્ય આત્મા, ચૈત્રીપૂર્ણિમાના દિવસે જિનાલયમાં શાંતિકકર્મ કે ધ્વજારોપણ કરે છે, અને આરતિ ઉતારે છે, તે ઉત્તરોત્તર કર્મરજ રહિત સંસારસ્થિતિને પ્રાપ્ત કરે છે. ચૈત્રી પૂર્ણિમાએ કદિ અન્ય સ્થાને રહીને પણ જે સંઘપૂજા કરે છે, તે પણ સ્વર્ગનાં સુખોને પ્રાપ્ત કરે છે, તો વિમલાચલ તીર્થ પર કરવામાં આવે એના ફલનું વર્ણન શું કરવું ? ચૈત્રીપૂર્ણિમાએ વસ્ત્ર તથા અન્નપાનાદિકવડે જો મુનિની ભક્તિ કરી હોય તો તેના યોગે તે આત્મા, ચક્રવર્તી અને ઇંદ્રનું પદ પામી, ઉત્તરોત્તર મોક્ષને પામે છે. સર્વ પુણ્યને વધારનારું ચૈત્રીપૂર્ણિમાનું પર્વ સર્વપર્વોમાં ઉત્તમ અને શ્રેષ્ઠ છે. પુંડરીકગિરિ ઉપર જો તેની આરાધના કરી હોય તો તે પ્રૌઢ ફલને આપે છે. જો ચૈત્રીપૂર્ણિમાએ અષ્ટાન્હિકા મહોત્સવ પૂર્ણ થાય તો તે પર્વ અષ્ટમહાસિદ્ધિને આપનારું કહેવાય છે, તેથી તે સર્વથી અધિક પર્વ છે. દેવતાઓ પણ નંદીશ્વરદ્વીપમાં આ દિવસે ગિરિ પર જઈને

ભક્તિથી જિનપૂજાદિકવડે આ પર્વનું નિત્ય આરાધન કરે છે; માટે ધર્મબુદ્ધિવાળા ભવ્યપ્રાણીએ ચૈત્રીપૂર્ણિમાના મંગલકારી દિવસે પ્રમાદના હેતુરૂપ વિકથા, કલહ, ક્રીડા અને અનર્થદંડ વગેરે કાંઇ પણ પાપ આચરવાં નહિં; માત્ર ધર્મકાર્યમાં જ રતિ કરવી. તેમ જ ચૈત્રીપર્વને વિષે અક્ષયસિદ્ધિને માટે જૈનશાસનની પ્રભાવના અને જિનચૈત્યની, સિદ્ધાંતની, તથા સુપાત્ર ગુરુમહારાજની ભક્તિ કરવી.

એક અવસરે વિહાર કરી પૃથ્વીતલને પવિત્ર કરતા શ્રી આદિનાથ પ્રભુ અનુક્રમે વિનીતા નગરીની નજીકના પ્રદેશમાં આવેલા સિદ્ધાર્થ ઉદ્યાનમાં પધાર્યા. શ્રી આદિનાથ ભગવંત પ્રત્યેની ભક્તિથી પ્રેરાઇને આકાશમાર્ગે વિશાલ ઇંદ્રાદિક દેવતાઓ તત્કાળ ત્યાં આવ્યા. તેમણે ત્રણ ભુવનના પ્રભુનું ત્રણ ગઢવાળું સમવસરણ એક યોજનપ્રમાણ પૃથ્વીમાં રચ્યું. ઉદ્યાનપતિએ આવી ભરતચક્રવર્તીને પ્રભુના આવાગમનની વધામણી દીધી. તે અવસરે ભરત ચક્રવર્તીએ હર્ષથી તેને બાર ક્રોડ સુવર્ણ દક્ષિણામાં આપ્યું. બાદ પાયદલ, ઘોડા, હાથી, રથો, પુત્રો, સામંતો, સેનાપતિઓ, અને અંતઃપુરથી પરવરેલા, અને રાજાઓ તથા શ્રેષ્ઠીઓ, સાર્થવાહો, ચારણો, બંદીજનો અને ગંધર્વોએ સર્વ પ્રકારે સેવેલા, આકાશને છત્રમય ને દિશાઓને ચામર તથા ધ્વજમય કરતા અને સૈન્યથી પૃથ્વીને પૂરતા ભરતનરેશ્વર પ્રભુને વંદન કરવાને નીકળ્યા. ક્રમશઃ તેઓ પ્રભુના સમવસરણ પાસે આવ્યા. પછી પૂર્વદ્વારથી સમવસરણમાં પ્રવેશ કરી પ્રભુને પ્રદક્ષિણા કરી ભરત ચક્રવર્ત્તીએ ભાવપૂર્વક ભગવાન શ્રી ઋષભદેવસ્વામીની આ પ્રમાણે સ્તુતિ કરી;

'શ્રી જિનોના અધીશ, કરુણાના સાગર અને સંસારરૂપ અરણ્યમાંથી નિસ્તાર કરનાર હે જગતવત્સલ સ્વામી! તમે જય પામો. ચિરકાળ થયા ઉત્કંઠિત એવા મને આપ આજે દૃષ્ટિગોચર થયા, તેથી હું ધારું છું કે, પૂર્વે કરેલું મારું શુભ કર્મ આજે મને ફળ્યું. વીતરાગ એવા આપના ચિત્તમાં હું રહું, તે વાર્ત્તા તો કેમ સંભવે? પણ આપ મારા ચિત્તમાં રહો, એટલે પછી મારે અન્ય કશાની જરૂર નથી. સુખમાં, દુઃખમાં, નગરમાં, અરણ્યમાં, જલમાં, અગ્નિમાં, રણમાં, દિવસ કે રાત્રિમાં આપનાં ચરણો મારાં ચિત્તમાં સદા રહો.' આ પ્રમાણે પ્રભુની સ્તુતિ કરી અને પ્રભુને પંચાંગ પ્રણામ કરી ભરતચક્રવર્ત્તી જાણે ઇંદ્રના અનુજબંધુ હોય, તેમ તેની પછવાડે પ્રભુનાં સમવસરણમાં બેઠા. ત્યારબાદ પ્રભુએ સર્વ ભાષાને અનુસરતી અને એક યોજન સુધી પહોંચે તેવી સુધામધુર વાણીમાં ધર્મદેશના ફરમાવી;

'સુપાત્રમાં દાન, શ્રીસંઘની પૂજા, શાસનની મહાપ્રભાવના, મહોત્સવવડે કરેલી તીર્થયાત્રા, શ્રુતજ્ઞાન–સિદ્ધાંતનું લેખન, સાધર્મિકવાત્સલ્ય, ગુરુઆગમનનો મહોત્સવ, સમદૃષ્ટિ અને શુભધ્યાન,–આ બધાં પુણ્ય કાર્યોની પ્રાપ્તિના સ્થાનો છે. અને આત્માને અનંત સુકૃતની ઉત્પત્તિ કરાવનારાં સ્થાનો છે.' આ પ્રમાણે પ્રભુની દેશના થયા પછી ભરતચક્રવર્ત્તીએ ભાવપૂર્વક મસ્તકવડે પ્રણામ કરી ગંભીરસ્વરના નિર્ઘોષથી સમુદ્રને લજાવે તેવી મધુરવાણીથી પ્રભુ શ્રી ઋષભદેવસ્વામીને પૂછ્યું;

'ભગવન્! આપે સંઘપતિનાં પદનું બહુ વર્ણન કરેલું છે, તો તે પદ ઉત્તમ પ્રકારે કેવી રીતે પ્રાપ્ત થાય? અને તેનાથી શું શુભફલ પ્રાપ્ત થાય? તે કૃપા કરીને ફરમાવો' તે સાંભળી પ્રભુએ સુમધુર વાણીમાં ભરતનરેશ્વરને કહ્યું: 'રાજન્! જેવું તીર્થંકર પદ છે, તેવું સંઘપતિ પદ છે, તે વિષે હું જે કહું છું તે તું સાંભળ. જેમ સંપત્તિ છતાં પણ ભાગ્યવિના પુંડરીકગિરિરાજનાં દર્શન પ્રાપ્ત થતાં નથી, તેમ ભાગ્યવિના સંઘપતિનું પદ પણ પ્રાપ્ત થતું નથી. ઇંદ્રનું પદ અને ચક્રવર્તીનું પદ શ્લાઘ્ય છે, પરંતુ તે બંનેથી પણ વિશેષ સુકૃતથી પ્રાપ્ત થતું હોવાથી સંઘપતિનું પદ અતિશય શ્લાઘ્ય છે. સંઘપતિ ઉત્તમ દર્શનશુદ્ધિને પ્રાપ્ત કરીને અતિ દુર્લભ એવા તીર્થંકરનામગોત્રને ઉપાર્જન કરે છે. શ્રીસંઘ અરિહંતને પણ સર્વદા માન્ય અને પૂજ્ય છે, તેથી તેનો જે પતિ થાય; તે તો લોકોત્તર સ્થિતિવાળો થાય છે. જે ચતુર્વિધ સંઘની સાથે શુભ ભાવનાપૂર્વક ચાલીને રથમાં જિનબિંબસહિત દેવાલય રાખીને મોટા ઉત્સવો કરતો જાય છે, અને પ્રાર્થનાને પૂરનાર કલ્પવૃક્ષની જેમ પાંચ પ્રકારનાં દાનને જે નિરંતર આપતો રહે છે, તથા માર્ગમાં ગામે ગામે શ્રી જિનચૈત્યોમાં ધ્વજારોપણ જે કરતો રહે છે, આ બધાં સુકૃતોને આચરતો અને શુદ્ધ દર્શનવાળો એવો જે પુણ્યવાન આત્મા શત્રુંજય, રૈવતગિરિ, વૈભાર, અષ્ટાપદ અને સંમેતશિખર વગેરે સર્વ તીર્થોની અથવા તેમાંથી એક તીર્થની ગુરુના આદેશમાં તત્પર થઈ યાત્રા તથા પૂજા અને ઇંદ્ર મહોત્સવાદિ ધર્મકૃત્ય કરે છે, તે સંઘપતિ કહેવાય છે. સર્વદા આરાધ્ય એવા ગુરુમહારાજની ધર્મનાં પુણ્ય કાર્યોમાં આરાધના કરવી સુવર્ણની સાથે સુગંધ અને ચંદ્રની સાથે નિષ્કલંકતા જેવી ઉત્તમ છે. યાત્રાનું (શ્રેષ્ઠ) ફલ ઈચ્છનારા સંઘપતિએ મિથ્યાત્વી લોકોનો સંસર્ગ અને તેમના વચનોમાં આદર કરવો નહિં, તેમ-જ સંઘપતિએ પરધર્મીઓની નિંદા કે સ્તુતિ કરવી નહિં, અને મન, વચન, કાયાની શુદ્ધિવડે યાવજ્જીવ સમ્યગ્દર્શનમાં સ્થિર રહેવું. જે પુણ્યવાન સંઘયાત્રા કરે, તેણે સાધર્મીસહિત સાધુઓની વસ્ત્રાન્ન, દાન અને નમસ્કાર વગેરેથી પ્રતિવર્ષ ભક્તિ કરવી તથા સરલતાપૂર્વક પાક્ષિક વગેરે પર્વદિવસોમાં દાનાદિક ધર્મનું આરાધન અને શ્રી સંઘપૂજા વિશેષ પ્રકારે કરવી. આ પ્રમાણે કરનાર સંઘપતિ દેવતાઓને પણ પૂજ્ય થાય છે અને કોઈ તે ભવમાં અને કોઈ ત્રીજે ભવે સિદ્ધ થાય છે.'

ભગવાન શ્રી ઋષભદેવ સ્વામીનાં શ્રીમુખેથી, તેમજ ઇંદ્રના મુખથી, આવો સંઘપતિનો અપાર મહિમા સાંભળીને ભરતનરેશ્વરે ભગવાનનાં ચરણોને નમસ્કાર કરી, ભક્તિપૂર્વક કહ્યું કે, 'હે ત્રણ જગતને આરાધવા યોગ્ય સ્વામી! હે તારક! આપ મારી ઉપર પ્રસન્ન થાઓ કે જેથી હું સંઘપતિનું નિર્મલપદ પ્રાપ્ત કરું.' તે સાંભળીને પ્રભુએ ઇંદ્રાદિકદેવ અને સંઘની સાથે ઊઠી ભરતનરેશ્વર ઉપર અક્ષત સહિત વાસચૂર્ણનો નિક્ષેપ કર્યો. તે સમયે શક્રેંદ્રે દિવ્યમાલા મંગાવીને ભરતનરેશ્વર અને તેની પત્ની સુભદ્રાના કંઠમાં તે માળાને પહેરાવી. પછી ભરતમહારાજા સર્વ સામંતોની સાથે માર્ગમાં અનેક રાજાઓથી પૂજાતા પૂજાતા અયોધ્યાનગરીમાં પાછા આવ્યા. ત્યાં આવીને બહુમાનપૂર્વક સર્વ સ્થાનો-

માંથી શ્રીસંઘોને ભરતનરેશ્વરે આમંત્રણ કરીને બોલાવ્યા અને પાપરૂપ શત્રુઓ પર ચડાઇ કરવાને સારુ ભંભાનાદ કરાવ્યો. સંઘયાત્રાના પ્રારંભમાં અયોધ્યાનગરીનાં જિનચૈત્યોમાં અષ્ટાન્હિકા મહોત્સવ તેમણે કરાવ્યો અને અનેક સ્થાનોએથી જે જે સંઘો આવવા લાગ્યા તેમને ભરતનરેશ્વર માન આપવા લાગ્યા. પછી પોતાનાં ઘેર ગણધર ભગવંતોને ભક્તિપૂર્વક આમંત્રણ આપીને ભાવપૂર્વક તેમણે સન્માન આપ્યું. સર્વ વિઘ્નોનો નાશ કરવાને પ્રથમ શાંતિકર્મ કરાવ્યું. ગણધરદેવોના મંત્રોથી પ્રત્યક્ષ થયેલા દેવતાઓએ નિર્વિઘ્ને યાત્રા કરાવવાને પોતપોતાનાં આવાગમનને અંગીકાર કર્યું. તે સમયે ઇંદ્રે આવીને સુવર્ણના દેવાલય સાથે શ્રી આદિનાથ પ્રભુની પ્રતિમા ભરતને અર્પણ કરી. તે વખતે ભરતનરેશ્વરે શક્રેંદ્રને પૂછ્યું કે, 'શ્રી આદિનાથ પ્રભુ પોતે સાવદ્યરહિત, સર્વજ્ઞ અને સર્વકર્મથી મુક્ત છે, તે છતાં તેમણે સાવદ્ય ક્રિયાવાળા સંઘપતિના પદનો મને કેમ ઉપદેશ કર્યો? આરંભના ઉદયથી પુણ્યસિદ્ધિ કેમ થાય? તેનું સમાધાન તમે મને કહો.' તે સાંભળીને શક્રેંદ્ર બોલ્યા, 'ભરતેશ્વર! તેનું કારણ તમે સાંભળો! જે કર્મ અતિશય શુદ્ધભાવનું કારણ હોય તે બહુ પુણ્યવાળા; તેમ જ અલ્પ સાવદ્યવાળા કર્મનો આદર કોણ ન કરે? પ્રાયઃ ગૃહસ્થોને પૂજાદિક સર્વ ધર્મકાર્ય સાવદ્યવાળું હોય છે, અને સંયમી સાધુ મુનિવરોને તે નિરવદ્ય હોય છે. જેવી રીતે સુવર્ણસહિત મૃત્તિકા અને જેવી રીતે પ્રથમ કટુ અને પરિણામે મિષ્ટ ઔષધ, તે રીતે સાવદ્ય ક્રિયાવાળા ધર્મકૃત્યોથી પરિણામે [illegible] મહાન લાભ પ્રાપ્ત થાય છે. કેમકે, તેમાં પાપ તો લવમાત્ર હોય છે; પરંતુ દાન, [illegible], અભય, પ્રભાવના અને ભાવના વગેરેથી મહાપુણ્ય થાય છે. આ રીતે શાસનની [illegible] જે આત્મા સરલતાપૂવક સર્વ પ્રકારનાં સાધનોથી કરે છે, તે આત્મા પણ [illegible] મોક્ષનું સુખ ઉપાર્જન કરે છે. તીર્થયાત્રા અને પ્રતિષ્ઠાદિ કર્મ જો કે [illegible] પરંતુ તે સાવદ્યનો લેશ પણ બહુ પુણ્યને માટે થાય છે.'

આ પ્રમાણે શક્રેંદ્ર સંઘપતિ ભરતચક્રવર્તીને તેમનાં મનની [illegible] દ્વારા ધર્મશિક્ષા આપીને તેમની અનુજ્ઞા લઇ પોતાનાં સ્થાનકે ગયા. [illegible] શુભ દિવસે પ્રયાણ કરીને વર્દ્ધકિરત્ને કરેલા મણિરત્ન [illegible] આવાસમાં સંઘ સાથે જઇને નિવાસ કર્યો. સંઘના આવાસોની [illegible] મય દેવાલય જંબૂદ્વીપની વચમાં નક્ષત્રમંડિત મેરુગિરિની [illegible] દક્ષિણ બાજુએ વર્દ્ધકિએ ક્ષણવારમાં રચેલા પૌષધશાળા [illegible] મુનિગણ સહિત રહ્યા હતા. અને ડાબી તરફ ચક્રવર્તી [illegible] સ્થાન કરેલું હતું, તેની આસપાસ બીજા યાત્રિકોના [illegible] માર્ગમાં દરેક મુકામે અદ્ભુત શક્તિવાળા વર્દ્ધકિ [illegible] થતો હતો. જાણે સંઘપતિ ભરતનરેશ્વરનાં નિર્મલ [illegible] રત્નમય પ્રભુ સુવર્ણનાં દેવાલયમાં શોભતા હતા. [illegible]

પુત્ર ગગનવલ્લભ વિદ્યાધર, પ્રાચીદિશાનો સ્વામી વજ્રનાભ અને કલ્યાણકેતુ–એ ચારે રાજાઓને ગણધરોએ સૂરિમંત્રથી જિનાલયની રક્ષાને માટે મહાધર તરીકે પ્રતિષ્ઠિત કરેલા હતા. તે સિવાય ધર્મના ભારને વહન કરનારા બીજા પણ હજારો રાજાઓ ભરતના સંઘમાં રહેલા હતા. વનમાળાથી વિભૂષિત જંગમ કલ્પવૃક્ષ હોય તેમ ભરત ચક્રવર્ત્તી વિકસિત પુષ્પમાળા ધરનારાં સ્ત્રીરત્ન સુભદ્રાદેવીથી શોભતા હતા, આરંભમાં જ સાધર્મિક વાત્સલ્ય, સંઘપૂજા અને જિનેશ્વરદેવોની પૂજાને કરીને ભરતચક્રવર્ત્તીએ વિનીતાનગરીથી શુભ મુહૂર્તે પ્રસ્થાન કર્યું. શ્રેષ્ઠ મુહૂર્ત્તે હાથી ઉપર ચડી, છત્ર ચામરોથી મંડિત થઇ, ચારણ-શ્રમણોએ પ્રથમ જેને માંગલિકો કર્યાં છે, એવા ભરત ચક્રવર્ત્તી સંઘ લઇને યાત્રા કરવા ચાલ્યા. સામાનિક દેવતાઓથી ઇંદ્રની જેમ ચારે દિશાઓમાં રહેલા રાજાઓથી વિંટાએલા, અને પોતાની આગળ થતું અપ્સરાઓનું .સંગીત જોતા તેઓ આગળ પ્રયાણ કરવા લાગ્યા. ચારણ તથા બંદીની જેમ તે અવસરે દેવતાઓ 'હે ભરતરાજા ! જય પામો, ઘણું જીવો અને આનંદ પામો' એવી આશીષો આપી હર્ષપૂર્વક સ્તુતિ કરતા હતા. સામંતો, મંડલિકરાજાઓ, કુમારો, બીજા રાજાઓ, મંત્રીઓ, યાત્રિકો, ચતુરંગ સેનાના નાયકો, પર્વત સરખા ગજેંદ્રો, જળકલ્લોલ જેવા ઘોડાઓ, ઘર જેવા રથો, મૂર્ત્તિમાન્ ઉત્સાહ જેવા પાયદલો, અણુવ્રતધારી શ્રાવકો અને શ્રાવિકાઓ, બાહુબલિ વગેરે ક્રોડો સાધુઓ, નમિવિનમિ આદિથી પરિવરેલા જ્ઞાની ગણધરદેવો, અને શીલગુણથી અલંકૃત સાધ્વીઓ ઇત્યાદિ વિશાળ પરિવાર તેમની સાથે ચાલતો હતો. ગંધર્વો, ગાયકો, બંદીજનો, કૌતુકીઓ, નટો અને નૃત્ય કરતી નર્ત્તકીઓ વગેરેનો સમૂહ પણ સાથે ચાલતો હતો. સુવર્ણના રથ ઉપર રાખેલું મણિમય દેવાલય પ્રભુના મણિમય બિંબથી જાણે આકાશમાં ભામંડલ હોય .તેવું શોભતું હતું. તેની ઉપર પૂર્ણિમાના ચંદ્રબિંબની જેવા ત્રણ છત્રોથી અને ચામરના વીંજાવાથી તે ત્રણ જગતના ઐશ્વર્યને જાણે સૂચવતું હતું. માર્ગમાં સૈનિકોનાં પગની રજથી રવિ-મંડલને આચ્છાદન કરતા, શ્રીસંઘના ચરણન્યાસથી પૃથ્વીને પવિત્ર કરતા, એવા ભરતેશ્વર આગળ આગળ પ્રયાણ કરતા હતા. તે સંઘમાં અંતઃપુરની સ્ત્રીઓ ધવલમંગળ ગાતી અને સૌભાગ્યવતી સ્ત્રીઓ લૂણ ઊતારતી હતી, તથા ચક્રવર્ત્તી ભરત સ્થાને સ્થાને અને નગર નગરે દેવગુરુની પૂજા કરતા હતા, અને શ્રીજિનચૈત્યનો ઉદ્ધાર કરતા પ્રયાણ કરતા હતા. દેશેદેશમાં પોતાના વાવેલા વૃક્ષોની જેમ રાજાઓની, રત્નસુવર્ણથી મોટા મૂલ્યવાળી વિવિધ પૂજાઓને ગ્રહણ કરતા ભરતરાજા એક એક યોજનપ્રમાણ પ્રયાણ કરતા અનેક દેશોને લંઘતા અનુક્રમે સૌરાષ્ટ્ર દેશમાં આવ્યા.

ભરતરાજાને સંઘપતિ તરીકે આવતા જાણી સૌરાષ્ટ્ર દેશનો અધિપતિ શક્તિસિંહ કે જે સુરાષ્ટ્ર રાજાનો પુત્ર અને ભરતચક્રવર્ત્તીના ભાઇનો પુત્ર થાય, તે ભરતની સન્મુખ આવ્યો. પૃથ્વી પર આળોટતા શક્તિસિંહને ચક્રવર્ત્તીએ હાથથી બેઠો કરી સર્વાંગના સંગથી સુભગ એવું આલિંગન કરી, તેને આ પ્રમાણે કહ્યું, 'આ દેશનું 'સુરાષ્ટ્ર' એવું નામ સફલ

છે, કારણ કે જ્યાં અન્ય દેશવાસીઓને દુષ્પ્રાપ્ય એવું મહાપવિત્ર શત્રુંજય તીર્થ છે. સદાકાલ આ તીર્થની સેવા કરનાર એવા તમને ધન્ય છે. જ્યારે અમારા જેવા દૂરવાસી તો તેને વારંવાર જોઇ શકતા પણ નથી.' આ રીતે કહી પ્રીતિપૂર્વક તેને બોલાવી ભરતે દૃષ્ટિદાન, હસ્તદાન તથા આભરણાદિકથી તેનું સન્માન કર્યું. પછી ઊંચા શિખરોરૂપ કમળોથી યાત્રિકોનો જાણે અતિ ઉચ્ચ યશઃકોશ હોય, સંસારથી ભય પામેલા પ્રાણીઓને રહેવાનો જાણે કિલ્લો હોય, પૃથ્વીરૂપી ભામિનીનું જાણે મસ્તકનું અમૂલ્ય આભૂષણ હોય અને મુક્તિરૂપી સુંદરીનો જાણે ક્રીડા કરવાનો કન્દુક હોય તેવો જણાતો, અને રત્નની કાંતિથી આકાશને ચિત્રવિચિત્ર કરતો પુંડરીકગિરિ દૂરથી ભરતના જોવામાં આવ્યો. તેને જોઇ રોમાંચકંચુક ધારણ કરતા અને પ્રેમથી મસ્તકને ધૂણાવતા ભરતેશ્વરે સોમયશાને કહ્યું: 'આ સૌરાષ્ટ્ર દેશના સુકૃતશાલી લોકોને ધન્ય છે, કે જેઓ સદા પુંડરીકગિરિની પાસે રહે છે. આ ગિરિરાજની છાયાનો અને તે તરફના પવનનો જો સ્પર્શ થયો હોય તો તે ચન્દ્રના કિરણની જેમ જગતને પાપ અને તાપથી રહિત કરે છે. પુંડરીક કમળજેવા ઉજ્વળ આ પુંડરીકગિરિરાજને જેઓ જૂએ છે, તેઓ પુણ્યામૃતવડે પવિત્ર થઈને પાપપંકને ત્યજી દે છે. આ ગિરિને જોતાં જ મારું મન એવું આનંદ પામે છે, કે, જેથી હું ધારું છું કે–તે (કર્મ) મલમુક્ત થવાથી લઘુ (હલકું) થઈ ગયેલું છે. તેમજ મારો આત્મા પ્રસન્ન થવાથી મને એમ નિશ્ચય થાય છે કે, આ તીર્થ અવશ્ય પાપપંકથી રહિત છે; કારણ કે, કાર્યથી કારણનું અનુમાન થાય છે. આ સુંદર વૃક્ષો નેત્રને આનંદકારક લાગવાથી મને અતિહર્ષ આપે છે, અને જેના (ઉપરનો ભાગ) મસ્તકો કંપી રહ્યા છે, એવા આ વૃક્ષો જાણે પોતાનો આ ભૂમિ ઉપર વાસ હોવાથી નાચતા હોય તેવા જણાય છે. જે પક્ષીઓ અહીં વસે છે, તેઓ પણ પુણ્યવાન છે, અને અમે ચક્રવર્ત્તીના પદને પ્રાપ્ત થયા છીએ તથાપિ અમારો દૂર વાસ હોવાથી અમે તેવા પુણ્યવાન નથી.' આ પ્રમાણે કહી ચક્રવર્ત્તી પોતાનાં ગજેન્દ્રરત્ન ઉપરથી નીચે ઉતર્યા, અને હર્ષથી ગણધર મહારાજાને તથા મુનિઓને તેમણે વંદન કર્યું. ત્યારબાદ ધર્મમાર્ગને બતાવનારા મહર્ષિઓને ભક્તિથી સંઘપતિ ભરતનરેશ્વરે પૂછ્યું કે; 'આ પર્વતની કેવી રીતે પૂજા કરવી ? અને અહિં કઇ ક્રિયા કરવી ? હે ભગવંત ! કૃપા કરીને મને કહો !' ભરતનરેશ્વરની આ વાત સાંભળીને ગણધરોમાં મુખ્ય એવા શ્રીનાભગણધરે અવધિજ્ઞાનથી જાણીને ભરતને કહ્યું; 'હે નરેશ્વર ! જ્યારે આ ગિરિરાજ દૃષ્ટિમાં પડે, ત્યારે પ્રથમ તેને નમસ્કાર કરવો. જે કોઈ ગિરિરાજનાં પ્રથમ દર્શનની વાર્ત્તા જણાવે, તેને જે કાંઈ આપીએ, તે પુણ્યની વૃદ્ધિને માટે થાય છે. જ્યારે આ ગિરિરાજનું દર્શન થાય, ત્યારે પ્રથમ પુણ્યલાભને માટે નવીન ચન્દ્રની જેમ આ ગિરિને સુવર્ણથી અને મણિરત્નાદિકથી વધાવી લેવો. પછી વાહનનો ત્યાગ કરી, પૃથ્વી પર આલોટી, અને પંચાંગ નમસ્કાર કરી પ્રભુનાં ચરણોની જેમ ગિરિની સેવા કરવી. પછી ત્યાં સંઘનો પડાવ કરી સદ્ભક્તિવડે શોભતા સંઘપતિએ મહાધરોની સાથે તે દિવસે ઉપવાસ કરવો; અને સ્નાન કરી

વસ્ત્રાલંકાર ધારણ કરી, પત્નીસહિત સંઘપતિએ દેવાલયમાં આવીને મનોહર સ્નાત્રપૂજા કરવી. સંઘના પડાવની બહારનાં પવિત્ર પ્રદેશ ઉપર શ્રી શત્રુંજયગિરિની સન્મુખ પોતાના હૃદયના આવાસ જેવો ઉત્તમ આવાસ કરાવવો. પછી સંઘની સાથે સુવર્ણનું ધૂપધાણું ધારણ કરી, મંગલ ધ્વનિસહિત ધવલગીતોનાં ઉચ્ચાર કરવાપૂર્વક યાચકોને હૃદયમાં ઉલ્લાસ લાવી દાન આપતાં, તીર્થની સન્મુખ થોડું ચાલી ત્યાં સુગંધથી પ્રકાશિત યક્ષકર્દમવડે ભૂમિ ઉપર વિલેપન કરી, સંઘનું બહુપ્રકારે સ્વસ્તિ–કલ્યાણ કરનાર એવો મોતીનો કે ચોખાનો એક સ્વસ્તિક કુંકુમમંડલ ઉપર કરવો. પછી સર્વ કોલાહલ શાંત કરાવી ગણધરમહારાજને આગલ કરી તેમની પાછલ સંઘપતિએ પૂજાનો ઉત્સવ કરવો. ભુંજેલા, રાંધેલા કે તૈયાર કરેલા નૈવેદ્યોથી, રૂપા તથા સુવર્ણથી, અને વસ્ત્રાલંકાર તથા પુષ્પમાલાથી પ્રથમ પૂજન કરવું. પછી અનંતઃફલને આપનાર, સાધર્મિકવાત્સલ્ય, સંઘપૂજા અને દેવાલયમાં સંગીત અતિભક્તિથી કરવાં. તે સમયે મહાધરોએ અને બીજા પણ શુભ ભાવનાવાળા આત્માઓએ વસ્ત્રાલંકાર અને પુષ્પમાલાઓથી પત્નીસહિત સંઘપતિને બહુમાનપૂર્વક પૂજવા. તે દિવસે સર્વ સંઘવાસીઓએ મિષ્ટભોજન જમી ધર્મસંબંધી કથા અને ગુરુસેવા કરતાં ત્યાં જ રહેવું.'

આ પ્રમાણે **શ્રી**નાભગણધર પાસેથી સાંભળી અત્યંત આનંદ પામેલા ભરતચક્રવર્ત્તીએ ત્યાં તે અવસરે સિદ્ધાચલગિરિરાજના સમીપ ભાગમાં સંઘનો પડાવ કરાવ્યો. પછી પત્નીસહિત ચક્રવર્ત્તી સ્નાનથી શુદ્ધ થઇ, બલિદાન આપી, શુભવસ્ત્રોને ધારણ કરી, મહાધરોની સાથે દેવાલયમાં આવ્યા. ત્યાં તેઓએ ગણધરની સાક્ષીએ પુષ્પો, અક્ષત તથા સ્તુતિવડે પ્રભુની પૂજા કરી, અને પ્રભુની સન્મુખ સંગીત કર્યું. ત્યારબાદ ગણધર ભગવંતે ફરમાવેલ વિધિ પ્રમાણે ભરતે એક પવિત્ર પ્રદેશ પર યક્ષકર્દમવડે મંડલ કરી તે ઉપર મોતીનો સ્વસ્તિક કર્યો. સુવર્ણનાં પાત્રોમાં રહેલો પકવાન્નોનો વિશાલ સમૂહ નૈવેદ્યરૂપે ત્યાં મૂકયો. જાણે પર્વતનાં શિખરો ચક્રવર્ત્તીની સામે આવ્યા હોય તેમ તે પ્રભુની સન્મુખ મૂકેલો પકવાન્નનો ઢગલો જણાતો હતો. તેમ જ રોહણાચલના સર્વસ્વને જીતનાર એવો રત્નરાશિ, અને મેરુગિરિના મોટા પાષાણ હોય તેવો સુવર્ણરાશિ પણ ત્યાં તેઓએ કર્યા. એ પ્રમાણે ગુરુમહારાજે ઉપદેશેલ માર્ગે પ્રવર્ત્તતા રાજાએ સંઘસહિત પુંડરીકગિરિની પૂજા કરી. પછી ભક્તિના ભારથી નમી જતા હોય તેમ ભરતે પંચાંગ પ્રણામવડે પૃથ્વીને સ્પર્શ કરી તીર્થની આ પ્રમાણે સ્તુતિ કરવાનો પ્રારંભ કર્યો;

"પાતાળવાસી ધરણેંદ્ર પ્રમુખ નાગકુમાર દેવતાઓ જે તીર્થરાજને સદા સેવે છે, તે તીર્થરાજને નમસ્કાર હો, ચમરેંદ્ર અને બલીંદ્ર વગેરે સર્વે ભવનવાસી દેવો જેની નિત્ય સેવા કરે છે, તે તીર્થરાજને નમસ્કાર હો, કિન્નર તથા કિંપુરુષ વગેરે કિન્નરોના ઇંદ્રો જેની નિત્ય સેવા કરે છે, તે તીર્થરાજને નમસ્કાર હો, રાક્ષસોના અને યક્ષોના ઇદ્રો પરિવારસહિત જેની નિત્ય સેવા કરે છે, તે તીર્થરાજને મારાં નમસ્કાર હો, અણુપન્ની અને પણુપન્ની વગેરે વ્યંતરોની નિકાયના નાયકો જેની સેવા કરે છે, તે તીર્થરાજને નમસ્કાર હો, જ્યોતિષી-

ना ઇંદ્ર સૂર્ય, ચંદ્ર અને અન્ય આકાશચારી જ્યોતિષીઓ જેની સેવા કરે છે, તે તીર્થરાજને અમારા નમસ્કાર હો ! ઇંદ્ર, ઉપેંદ્ર, સિદ્ધ અને વિદ્યાધરો જેની નિત્ય સેવા કરે છે, તે તીર્થરાજને નમસ્કાર હો ! ગ્રૈવેયક અને અનુત્તર વિમાનમાં રહેલા દેવતાઓ મનવડે જેની સેવા કરે છે, તે તીર્થરાજને નમસ્કાર હો. આ રીતે ત્રણે લોકમાં રહેલા નાગકુમારાદિક ત્રણે પ્રકારના દેવતાઓ અને મનુષ્યો જેની સેવા કરે છે, તે તીર્થરાજને નમસ્કાર હો, જે તીર્થ અનંત, અક્ષય, નિત્ય અને અનંત ફલને આપનારું અનાદિકાલથી છે, તે તીર્થને નમસ્કાર હો, જ્યાં અનંત તીર્થંકરો સિદ્ધ થયા અને સિદ્ધ થશે, તેમજ જે મુક્તિનું ક્રીડાગૃહ છે, તે તીર્થરાજને નમસ્કાર હો. આ પ્રમાણે પુંડરીકગિરિની સ્તુતિ જે પોતાનાં સ્થાનમાં રહીને કરે છે, તે પણ તેની યાત્રાનું ઉત્તમ ફળ મેળવે છે." ભરત ચક્રવર્ત્તીએ ગિરિરાજની આ પ્રમાણે સ્તુતિ કરીને પછી ભક્તિથી ગણુસહિત બિરાજમાન શ્રીનાભગણધરને નમસ્કાર કર્યો. નમન કરતા ભરતનરેશ્વરની પીઠ ઉપર ગણધરે પોતાનો હાથ મૂક્યો; જે હાથ મેરુપર્વત ઉપર જાણે કર્મરૂપી હાથીને ભેદવાને કેશરી સિંહ જેવો શોભતો હતો. ગુરુવાક્યરૂપ અમૃતનાં સિંચનથી મનમાં સંતોષ પામીને ભરતરાજાએ ધર્મધ્યાનમાં પરાયણ રહી તે દિવસ ત્યાં જ પૂર્ણ કર્યો.

ત્યારબાદ બીજે દિવસે પ્રાતઃકાલે સંઘસહિત ચૈત્યમાં જઇ તીર્થંકર ભગવંતને અને ગુરુદેવ ગણધર ભગવંતને વંદન કરીને ભરતેશ્વરે પુણ્યના કારણભૂત પારણું કર્યું. પછી વર્દ્ધકીરત્નની પાસે પુંડરીકગિરિની નજીક વિનીતાનગરી જેવું એક નગર રચાવ્યું. ગિરિરાજને જોવાને માટે જાણે નિમેષરહિત નેત્રસમૂહ રહ્યા હોય તેવા તે નગરીના વિશાલ મહેલોમાં ક્રોડોની સંખ્યામાં [1]ગવાક્ષો શોભતા હતા. તે મહેલોની અનેક મણિમય અટારીઓને જોનારા માનવો અમાવાસ્યાને દિવસે પણ સહસ્ર ચંદ્રની ભ્રાંતિને ધારણ કરતા હતા. ત્યાં આવેલા સુવર્ણમય પ્રાસાદના શિખરોને જોઇને લોકો મેરુગિરિને તેના નીકળેલા કચરાનો જાણે એક ઢગલો હોય તેમ માનતા હતા. ત્યાં આવી ચડેલા દૂર દેશના લોકો ત્યાંની બજારમાં સમુદ્રમાં જલની જેમ પૃથ્વીની સર્વ પ્રકારની વસ્તુઓ જોતા હતા. જેના વિશાળ કિલ્લાની આકાશ સુધી ઊંચી ગયેલી શિખા ક્ષણવાર આકાશમાં સૂર્યના ઘોડાઓની શ્રેણીઓને વિઘ્ન કરતી હોય તેમ જણાતી હતી. જેના રત્નજાલની કાંતિ પ્રસરેલી છે, એવા દ્વારરૂપ મુખવડે તે નગરી પોતાની શોભાથી જાણે સ્વર્ગપુરીને પણ હસી કાઢતી હોય તેમ દેખાતી હતી. તે નગરીની મધ્યમાં નિર્મલકાંતિવાળું શ્રી યુગાદીશ પ્રભુનું સુંદર, વિશાલ મંદિર હતું. તે દેવમંદિર શિખરોથી શાખાવાળો, ધ્વજાઓથી પત્રવાળો, સુધા-ચુનાના રંગથી પુષ્પ સહિત, કલશોથી ફલ ધરનારો અને નિર્વાણસુખને આપનાર હોવાથી રસથી ભરપૂર એવો ભરતરાજાનો

---

૧ ગોખો.

જાણે અક્ષય યશનો કંદ હોય તેવો જણાતો હતો. જ્યાં વાપી, કૂપ, સરોવર, દીર્ઘિકા તથા હોજ વગેરે જળાશયો અને મનોહર ઉદ્યાનો સુંદર રીતે શોભી રહ્યા હતા, આવાં તે નગરને જોવાથી સાક્ષાત્ આનંદનો ઉદય થતો હતો તેથી તેનું આનંદપુર એવું નામ ભરતેશ્વરે રાખ્યું. સૌરાષ્ટ્રદેશના પ્રદેશમાં આવેલું હોવાથી ભરતે એ નગર શક્તિસિંહને અર્પણ કર્યું. તે અવસરે તીર્થયાત્રા કરવામાં ઉત્સુક એવા ભરતનરેશ્વર, ગણધરોમાં મુખ્ય એવા શ્રીનાભગણધરની પાસે આવ્યા, એટલે તત્કાલ ગણધરમહારાજ સર્વ મુનિઓની સાથે આગળ ચાલ્યા. એમની પાછળ ભરતરાજા ચાલ્યા. ત્યારબાદ વિકસિત નેત્રે ઊર્ધ્વમુખ કરી ગિરિરાજને જોતો સર્વ સંઘ જાણે પુણ્યની સેના હોય તેમ ભરતેશ્વરની પાછળ ચાલતો હતો. તેઓની પાછળ કસુંબાનાં વસ્ત્ર પહેરેલા હોવાથી જાણે લોકોને તીર્થ પર રાગ બતાવતી હોય તેવી યુવતીઓ ઊંચે સ્વરે ધવલમંગલ ગાતી ચાલવા લાગી. તે વખતે ભંભા, નિશાન, કાંસી, તાળ, વીણા અને મૃદંગના ધ્વનિઓથી સર્વ જગતમાં એક [1]આકાશગુણ-(શબ્દ)જ વ્યાપી રહેલો હતો. સર્વ સંઘલોક ઊંચું મુખ રાખીને ગિરિરાજ પર ચડતાં જાણે મુક્તિમંદિરની મનોહરતાને જોતા હોય તેમ જણાતા હતા. મહારાજા ભરત ઉત્તર બાજુના માર્ગે ચડતા હતા અને બીજા સર્વે પોતપોતાની શક્તિપ્રમાણે જુદે જુદે માર્ગે કૌતુકથી ચડતા હતા, તે વખતે [2]સુધર્મા ગણધરના ચિલ્લણ નામે ઉત્કટ તપસ્વી શિષ્ય લોકોથી વીંટાઇને પશ્ચિમ માર્ગથી ગિરિ પર ચડતા હતા. સર્વ શ્રાવકો દશ યોજન સુધી ચડ્યા, ત્યારે તેમને ઘણી તૃષા લાગી; તેથી તેઓએ ચિલ્લણમુનિને કહ્યું કે, 'હે મહારાજ! પ્રાણને હરી લે તેવી અમોને તૃષા લાગી છે. આ તૃષાને લીધે જલ વિના અમારા પ્રાણ ભગવંતનાં દુર્લભ ચરણકમલોનાં પુણ્ય દર્શન વિના-જોયા વિના અત્યારે જ ચાલ્યા જશે.' આ પ્રમાણે યાત્રિક લોકોને ગ્લાન થયેલા જોઇ તે તપસ્વી મુનિએ તેમને પાણીનું સ્થાન બતાવ્યું. તે સમયે તેઓ બોલ્યા; 'હે સ્વામી! આટલાં જલથી અમારી સૌની તૃષા હણાય તેમ નથી; માટે તપની લબ્ધિથી તમે તેટલું જલ નિષ્પન્ન કરો, કે જેથી સર્વે સદા સુખી રહે.' તે સાંભળી સંઘલોકનું સદા સાન્નિધ્ય ઇચ્છતા તે ચિલ્લણમહર્ષિએ તે પાણીવડે તપોલબ્ધિથી ત્યાં એક સુંદર સરોવર ઉત્પન્ન કર્યું. મંદ મંદ પવનની લહરીથી જેનું જલ મનોહર જણાય છે, એવું તે સરોવર જોઇ લોકોનું મન વિશ્રાંત થયું. તે સરોવરનાં નિર્મલ જલનો વારંવાર સ્વાદ લેતા યાત્રિકો રસ વગરના પણ તે જળથી એવા આનંદને પામ્યા કે સુધાસ્વાદમાં પણ તેવો આનંદ પામતા નહિં. સંઘલોકોનાં આગ્રહથી ચિલ્લણમુનિએ તપશક્તિથી એ સરોવર બનાવ્યું, તેથી તે સરોવરનું ચિલ્લણસરોવર એવું નામ પ્રખ્યાત થયું. આ તીર્થમાં સંઘ લોકોના આગ્રહથી પ્રૌઢ તપસ્વી ચિલ્લણમહર્ષિએ એ સર્વોપકારી સરોવર કરેલું છે, તેથી તે ઘણું પવિત્ર ગણાય છે. એ સરોવરનાં દર્શનથી, સ્નાનથી, પાનથી

---

૧ ન્યાય દર્શનમા શબ્દને આકાશનો ગુણ માન્યો છે. અહિં તે ઉત્પ્રેક્ષા કરવામા આવી છે.

૨ ભગવાન શ્રીઋષભદેવસ્વામીના ગણધર

અને તે જલવડે પ્રભુને સ્નાત્રાભિષેક કરવાથી સર્વ પાપોનો નાશ કરનારી શુદ્ધિ થાય છે. એનાં જળથી સ્નાન કરી જે પ્રભુનાં ચરણોનું પ્રક્ષાલન કરે છે, તે:પુરુષ એકાવતારી થઈ મુક્તિને પામે છે. પછી તેનાં જલનું પાન કરી સાવધાન થયેલો અને તેના શીતલ પવનવડે વિશ્રાંતિ પામેલો જનસમૂહ સુખેથી પ્રથમ શિખર ઉપર ચઢ્યો.

આ બાજુઃ ઉત્તર તરફના માર્ગેથી ગિરિરાજ ઉપર ચડતાં ચડતાં ભરતચક્રવર્તીને પથિકજનોના પરિતાપને હરનાર, વૃક્ષોથી શોભિત અને એક યોજન લાંબું, વાપિકા અને કુંડથી મંડિત લક્ષ્મીવિલાસ નામનું નંદનવન જેવું એક વન જોવામાં આવ્યું. ઉત્તરદિશાના મુખની શોભા માટે કસ્તૂરીના તિલક જેવું તે સુંદર ઉદ્યાન જોઈ સૌરાષ્ટ્રનાં રાજા શક્તિસિંહે ભરતચક્રવર્તીને કહ્યું; 'સ્વામી! જૂવો, આ અંધકારની શ્રેણી જેવો નીલવૃક્ષોનો સમૂહ જાણે તીર્થાધિરાજ શત્રુંજયગિરિની ઈંદ્રનીલમણિની કટિમેખલા હોય તેવો સુંદર જણાય છે. વળી નજીકમાં રહેલી આ વૃક્ષશ્રેણી પુષ્પોને ગુણયોગ્ય અને નિર્મલ જાણી પોતાના મસ્તક પર ધારણ કરતી હોય તેવી દેખાય છે. બલાકાયુક્ત વર્ષાકાળના મેઘની જેમ પુષ્પોની શ્રેણીયુક્ત આ વન કોનાં તાપને નથી હરતું? નરેશ્વર! જૂઓ' આ વન પોતાના શ્વેત પુષ્પોના ગુચ્છોથી આકાશને જાણે સેંકડો ચંદ્રયુક્ત કરતું હોય તેવું જણાય છે. આ વનમાં રહેલા ભમરાના સમૂહે તેને શબ્દમય કરી દીધું છે. મોતીવડે ગુંથેલો ગિરિવરની લક્ષ્મીનો જાણે કેશપાશ હોય તેવું નીલવર્ણી ઉદ્યાન ખીલેલા પુષ્પોથી શોભી રહેલું છે. હે સ્વામી! આ બાજુ જુઓ! આ કલ્પવૃક્ષો પાંથજનોને મનોવાંછિત દાન આપવાથી અને આ છાયાવૃક્ષો છાયા આપવાથી પોતાનાં નામને સાર્થક કરે છે. આ તરફ કદલી–કેળનાં વૃક્ષો સૂર્યનાં કિરણોવડે તાપથી સંતાપ પામેલા યાત્રિકજનોને ઝરણાંનાં જલથી ભરેલા પોતાના પાંદડાઓથી જાણે વીંજે છે. મૂલથી માંડીને શાખાપર્યંત ફૂળેલા આ પનસના ઝાડ લોકોને તીર્થસેવાનું ફલ બતાવતા હોય તેવા જણાય છે. આ નાગરવેલથી વીંટાએલા સોપારીના વૃક્ષો કિંનરોને લતા વીંટવાની કલા શીખડાવે છે. અશોક, આંબા, જાતિ, ચંપક, ગુલાબ, લવીંગ, ચંગ અને નારંગી વગેરેના આ વિવિધ વૃક્ષો કેવા શોભે છે? સ્વામી! આમ જૂઓ, આ દેવ, કિંનર, ગંધર્વ અને વિદ્યાધરની કુલીન સ્ત્રીઓ શ્રીયુગાદિ પ્રભુના ગુણોને ગાઈ પોતાનાં પાપોને હરે છે. તમાલ, હિંતાલ અને તાલની માળાવડે વ્યાપ્ત એવા આ વનમાં સંઘલોકનું મન ક્ષણવાર વિશ્રાંત થાય છે; તેથી આ સરિતાના ચપળ તરંગોથી સંકુલ એવા કાંઠા ઉપર આદરથી બેસીને સર્વ સંઘના લોકો પોતાના માર્ગતાપને ભલે દૂર કરે. મધુપાનવડે વિલાસ કરતી ભમરીઓના સંગીતવડે સુંદર એવા આ પર્વત ઉપર સંઘની મૃગાક્ષીઓને–સ્ત્રીઓને ક્ષણવાર આનંદથી ક્રીડા કરવા દો! હે પ્રભુ! અત્યારે ગગનમણિ–સૂર્ય આકાશના મધ્યભાગે આવેલો છે, તેથી તાપની પીડાને દૂર કરનાર આ ઉદ્યાનનો પવન ક્ષણવાર આપ પણ આદરથી સેવો. હે મહારાજા! ચિત્તને સ્થિર કરી અહીં વિશ્રામ કરો; કારણ કે, માર્ગનો પરિશ્રમ પાંથજનોને પીડા કરે છે.'

શક્તિસિંહના આવા ભક્તિગર્ભિત મધુર વચનને સાંભળી ક્ષણવાર મનમાં વિચારી ભરત રાજાએ વર્ધકીરત્ન પાસે ત્યાં સંઘનો પડાવ કરાવ્યો. તે વખતે કેટલાક યાત્રિકો ત્યાં મૃગાક્ષી–સ્ત્રીઓની સાથે પુષ્પ ચુંટવા લાગ્યા; કોઈ વળી વાનર જેવા સ્વભાવના લોકો આમ્રફળને ગ્રહણ કરવા લાગ્યા; કોઈ માર્ગશ્રમને દૂર કરવા મૃગાલોચનાનાં કટાક્ષ જેવા ચંચળ સરિતાના જલમાં સ્નાન કરવા લાગ્યા; કોઈ પુષ્પોવડે શયન તૈયાર કરવા લાગ્યા; કોઇ વનનાં સૌન્દર્યનું વર્ણન કરવા લાગ્યા; ચંપકના પુષ્પ જેવા ગૌર અંગવાળી કોઈ રમણીઓ રંગપૂર્વક ગોળાકાર–મંડલાકાર થઈ ક્ષણવાર રાસડા લેવા લાગી; અને કોઈ સ્ત્રી પોતાનો પતિ નજીક આવતાં તેને હિંચકાવવાની કલાનો અભ્યાસ કરાવવા-પૂર્વક પોતાના મુખની શોભાથી દિવસે પણ ચંદ્રનો ભ્રમ બતાવવા લાગી. આ પ્રમાણે તે વનમાં સર્વ યાત્રિકો હર્ષથી ખેલતા હતા, તે સમયે ભરતચક્રવર્તી પણ શકિતસિંહને સાથે લઈ તે લક્ષ્મીવિલાસ વનની મધ્યમાં ગયા. તે પ્રદેશના જાણકાર શકિતસિંહે ત્યાં તે અવસરે નામ લઈ લઈને બતાવેલી વનની રમણીયતા સ્થાને સ્થાને જોતાં ભરત નરેશ્વર આગલ ને આગલ ચાલતા હતા. તે વખતે મોતીના ચૂર્ણ જેવા ઉજ્વલ જળવડે પૂર્ણ ભરેલો અને નેત્રને રમણીય લાગે તેવો એક કુંડ ભરતની દૃષ્ટિ સન્મુખ જોવામાં આવ્યો. તે કુંડ શતપત્ર વગેરે વિવિધ જાતિના સુવર્ણસમાન કમલોથી અને કલહંસની પાંખોના ધ્વનિઓથી ઘણો મનોહર લાગતો હતો. ત્યાં મંદ મંદ ગર્જારવને સાંભળીને આનંદ પામેલા ચક્રવર્તીએ હર્ષથી શકિતસિંહને કહ્યું; ' હે શકિતસિંહ ! તમે અહિં રહેવાથી સર્વ વાતના જાણકાર છો; માટે આ મનોહર કુંડના પ્રભાવની વાર્તારૂપ અમૃતનાં સિંચનથી મારાં શ્રવણને પવિત્ર કરો. ' ભરતચક્રવર્તીની તેવી વાણીને સાંભળીને શકિતસિંહે કહ્યું; ' સ્વામી ! એક વખતે આપના પૂજ્યપિતા શ્રી ઋષભદેવ ભગવંત અહિં પધાર્યા હતા. તે શુભ અવસરે તેઓને વંદન કરવાને હું પણ અહિં આવ્યો હતો. તે સમયે પ્રભુને મેં પૂછ્યું, એટલે ઇંદ્રે પાપરૂપી શત્રુઓનો નાશ કરવામાં શસ્ત્રરૂપ, અને પરમ પવિત્રતાને કરનારી આ ગિરિરાજના પ્રભાવની વિસ્તાર યુકત કથા મને કહી હતી. તેમાં આ કુંડનું જે મહાત્મ્ય મને કહ્યું હતું તે હું આપને કહું છું, તે આપ સાંભળો; " આ મહાકુંડ સર્વતીર્થાવતાર એવા નામથી પ્રખ્યાત છે. પૂર્વે ઉત્સર્પિણીકાલમાં આ ગિરિ ઉપર કેવળજ્ઞાની નામના પહેલા તીર્થંકરની પાસે સૌધર્મપતિ ઇંદ્ર આવ્યા હતા, તે અવસરે ઇંદ્રે તે તીર્થંકર દેવની ભકિતને માટે આ કુંડમાં ગંગા, સિંધુ અને પદ્મહૃદ વગેરે તીર્થોનાં જળ નિર્માણ કર્યાં હતાં." તેથી આ કુંડનાં જલથી પ્રભુનો સ્નાત્રાભિષેક કરવાથી સર્વ તીર્થના સ્નાનજલનું ફલ પ્રાપ્ત થાય છે, અને આ કુંડના જલથી પ્રભુનો સ્નાત્રાભિષેક કરવાથી પાપ નાશ પામે છે. અને મુકિતફળની પ્રાપ્તિ થાય છે. પ્રભુનાં ચરણને પ્રક્ષાલન કરવાથી પવિત્ર થયેલા આ કુંડનાં જલથી અતિ દારૂણ ત્રિવિધ વિષની પીડા થઈ હોય તો તે પણ નાશ પામી જાય છે. જેના જલમાં સ્નાન કરવાથી કોઢ વગેરે સર્વ પ્રકારના વ્યાધિઓ તથા અનેક પ્રકારની આધિ ક્ષય પામે

છે. અને કાંતિ, કીર્ત્તિ, બુદ્ધિ અને ધૃતિ વૃદ્ધિ પામે છે. જો કે ઘણો કાલ થવાથી આ સર્વતીર્થાવતાર કુંડ જીર્ણ થયો છે, અને તેની શિલાઓ શિથિલ થઈ તૂટી ગયેલી જણાયે છે; તથાપિ તેનો પ્રભાવ અદ્યાપિ વિશેષપણે વધતો જાય છે, આ પ્રમાણે શક્તિસિંહ પાસેથી તે કુંડનો પ્રભાવ જાણીને સુંદર ભાવનાવાલા ભરતચક્રવર્તી અતિ હર્ષ પામ્યા. પછી ભરતે વર્ધકીરત્ન પાસે તે કુંડને સજ્જ કરાવ્યો, અને એ રીતે આવા પ્રભાવશાલી કુંડનો જીર્ણોદ્ધાર કરીને પુણ્યના સમૂહથી પોતાનું ભવપિંજર ( ભવનું બંધન ) તેમણે શિથિલ કર્યું. કુંડનો જીર્ણોદ્ધાર થતાં વૈડૂર્ય, હીરા, માણેક અને પદ્મરાગમણિ વગેરેની કાંતિઓથી વિચિત્ર થયેલા જલતરંગોવડે મંડિત થઈ તે કુંડ વિશેષ શોભવા લાગ્યો. નદી, હ્રદ અને સરોવરના સ્રોત જેમાં સ્રવે છે, એવો તે પ્રભાવિક કુંડ ત્યારથી ભરતકુંડ એવા નામથી વિખ્યાત થયો.

ત્યાં તે દિવસની તે રાત્રિને એક પ્રહરની જેમ નિર્ગમન કરી પ્રાતઃકાલે ભરતે પાંથજનોને બોલાવવા માટે દૂતિકારૂપ ભંભા વગડાવી. પછી તેઓ પોતાની મુખ્ય પટ્ટરાણી સુભદ્રાની સાથે, તે કુંડમાં સ્નાન કરી રમણીય વસ્ત્રોને પહેરીને આગળ ચાલતા ભરતેશ્વર પહેલા શિખર ઉપર આવ્યા. તે વખતે ભક્તિરંગથી તથા ભરત પર સ્નેહથી પ્રેરાયેલા સૌધર્મપતિ ઇંદ્ર વિમાનમાં બેસીને સંઘને જોવાની ઇચ્છાથી ત્યાં આવ્યા. જાણે પોતાના ભિન્ન ભિન્ન દેહની ઐક્યતા કરતા હોય તેમ ભરત અને ઇંદ્ર પરસ્પર તે સમયે ત્યાં આનંદથી ભેટી પડ્યા. શ્રીનાભગણધરની સાથે તે બંનેએ સૂર્ય ચંદ્રની જેવી પ્રીતિથી ગિરિરાજના મુખ્ય શિખરની સ્પર્શના કરી. ભરતે ઇંદ્રની સાથે પુષ્કર મેઘની પેઠે દૂધને વર્ષાવતા રાજાદની ( રાયણ ) વૃક્ષને હર્ષથી પ્રદક્ષિણા દીધી. તે વૃક્ષની નીચે મણિમય મંડલ ઉપર ભગવાન શ્રી ઋષભદેવ સ્વામીની પાદુકા ઇંદ્રે પોતે જે કરાવેલી હતી તે બતાવી. એટલે ભરતે પાદુકાને નમસ્કાર કર્યો. વિશાલ ભક્તિપૂર્વક અનંત યક્ષકર્દમ( ચંદન-બરાસ )વડે પાદુકા પર વિલેપન કરી પારિજાત અને ગુલાબના પુષ્પોથી તેની પૂજા કરી. પછી સાક્ષાત અનંતજ્ઞાનથી ઉજ્વલ શ્રી ઋષભદેવ પ્રભુને મનમાં ચિંતવી તે પ્રભુનાં ચરણના પ્રતિરૂપકને તે સ્થાને ભરતેશ્વરે પ્રણામ કર્યો. પછી ઇંદ્રે માધુર્યથી અમૃતને પણ જીતી જાય તેવી, અને ચંદ્રના સૌમ્ય કિરણો જેવી વાણીથી ભરતચક્રવર્ત્તીને આનંદ સહિત કહ્યું કે; 'કાલના વશથી મનુષ્યો ઉત્તરોત્તર હીનગુણવાળા થતા જાય છે, તેથી આ ગિરિ પર પ્રભુની મૂર્તિ વિના કોઈ કદિ પણ શ્રદ્ધા કરશે નહિં, પ્રભુનાં ચરણથી પવિત્ર થયેલો એવો આ ગિરિરાજ સ્વયં તીર્થરૂપ છે, તો પણ લોકોની ભાવનાની વિશેષ પ્રકારે શુદ્ધિને માટે અહિં શ્રી જિનેશ્વરનો એક ભવ્ય, વિશાલ પ્રાસાદ થવો જોઈએ. જે જે તીર્થંકરો જે જે કાલમાં વિદ્યમાન હોય, તે તે કાલે તે તે તીર્થંકરોની મૂર્ત્તિઓ પ્રતિષ્ઠિત થાય છે. તેથી હાલ શ્રીઋષભદેવસ્વામી જયવંતા વર્તે છે, માટે તેઓની મૂર્ત્તિસહિત આ તીર્થાધિરાજ પર વિનીતા નગરીનાં ચૈત્ય જેવું એક જિનમંદિર તમે કરાવો. અથવા જેમ બાહુબલીએ તક્ષશિલાપુરી

વસાવી, ત્યારે ચોરાશી મંડપથી મંડિત એવો જેમ મહાન જિનપ્રાસાદ કરાવ્યો છે, તેવો અહીં એક જિનપ્રાસાદ કરાવો.' ઇંદ્રના આવાં વચનોને સાંભળીને ભરત ચક્રવર્તીનાં હૃદયમાં વિશેષ રીતે શુદ્ધભાવના પ્રગટ થઈ. તેથી તત્કાળ સોમયશાએ બતાવેલ પ્રમાણે એક ચૈત્ય કરવાને વર્દ્ધકીરત્નને ચક્રવર્તીએ આજ્ઞા કરી. દિવ્ય શક્તિવાળા વર્દ્ધકીએ સ્વલ્પ સમયમાં ભરતનરેશ્વરની આજ્ઞાથી મણિરત્નોના સમૂહથી શોભતો ત્રૈલોક્યવિભ્રમ નામે એક પ્રાસાદ બનાવ્યો. તેની પૂર્વદિશામાં ભુવન પ્રમાણે વિસ્તારવાળાં જાણે છત્ર હોય તેવા સિંહનાદ પ્રમુખ એકવીશ મંડપો તે મંદિરમાં શોભતા હતા. દક્ષિણ દિશામાં ભદ્રશાલ પ્રમુખ, પશ્ચિમ દિશામાં મેઘનાદ પ્રમુખ, અને ઉત્તર દિશામાં શ્રીવિશાળ પ્રમુખ એકવીશ એકવીશ મંડપો ત્યાં રહ્યા હતા. તે ચોરાશી મંડપો રત્નમાણિક્યના કિરણોના સમૂહથી આકાશને ચિત્ર-વિચિત્ર કરતા હતા. તે પ્રાસાદ એક કોશ ઊંચો, બે કોશ લાંબો, અને એક હજાર ધનુષ્ય પહોળો હતો. ભરત ચક્રવર્તીના યશથી પૂર્ણ એવી દિશાઓના હાસ્ય હોય તેવી મણિમય તોરણની માળાઓ ચારે દિશાઓમાં ત્યાં શોભી રહી હતી. લાખો ગોખો, રત્નમયી વેદિકાઓ, જાળીઓ અને અનેક અટારીઓ તેની આસપાસ શોભી રહી હતી. તેની મધ્યમાં પ્રભુની ચતુર્મુખવાળી રત્નમય મૂર્ત્તિ સેંકડો સૂર્યની પ્રભાનો જાણે રાશિ હોય, તેવી તેજસ્વી હતી. પ્રભુની પ્રતિમાની બંને બાજુએ ગણધર :ભગવાન શ્રીપુંડરીક સ્વામીની અદ્ભુત મૂર્ત્તિઓ ગુરુ અને શુક્રના તારાની જેમ ત્યાં બિરાજિત કરેલી હતી. તથા કાયોત્સર્ગે રહેલી પ્રભુ શ્રી ઋષભદેવસ્વામીની મૂર્ત્તિ અને તેના બંને પડખે ખડ્ગ ખેંચીને રહેલી નમિ અને વિનમિની મૂર્ત્તિ પણ ભરતેશ્વરે બિરાજમાન કરાવી. અને તે મંદિરમાં એક બાજુ ત્રણ પ્રાકાર( ગઢ )ની મધ્યમાં રહેલા કેવળજ્ઞાની ચતુર્મુખ પ્રભુ ધર્મતત્ત્વની દેશના આપતા હોય તેવી મૂર્ત્તિ કરી ત્યાં બિરાજમાન કરી. તેમની આગળ શ્રીયુગાદિ પ્રભુ ઉપર દૃષ્ટિ રાખી, અંજલિ જોડી, ઊભેલી પોતાની મૂર્ત્તિ ભરતે ;શિલ્પી પાસે ત્યાં તૈયાર કરાવી. તે સિવાય શ્રીનાભિ રાજા, મરુદેવા માતા અને બીજા પૂર્વજોની પણ રત્નમય મૂર્ત્તિઓ ભરતનરેશ્વરે ભરાવીને જુદા પ્રાસાદ કરાવી તેમાં પ્રતિષ્ઠિત કરાવી. તેમજ તે રત્નમય ચૈત્યમાં સુનંદા અને સુમંગલાની મણિ-રત્નમય મૂર્ત્તિ સૂર્યથી મંડિત દીપિકાની જેમ શોભતી હતી. સર્વ જ્ઞાનમય બ્રાહ્મીની અને સર્વ સંપત્તિને આપનારી સુંદરીની મૂર્ત્તિઓ પણ ત્યાં નિધાનની જેમ ભરતનરેશ્વરે ત્યાં બિરાજમાન કરાવી હતી. ત્યારબાદ ત્યાં અન્ય નવીન મંદિરો કરાવીને તેમાં ભાવી અજિતનાથ સ્વામી આદિ ત્રેવીશ તીર્થંકરોનાં બિંબોને પોતપોતાના વર્ણ, અને દેહમાન પ્રમાણે શાસનદેવતા સહિત સ્થાપિત કર્યા હતા. તેમ જ ભરતે પોતાનાં બીજા બંધુઓની પણ મણિ-રત્નમય મૂર્ત્તિઓ કરાવીને નવા પ્રાસાદમાં ગોઠવી હતી, જે ત્યાં ઘણી શોભા આપતી હતી.

આ પ્રમાણે તીર્થાધિરાજ શત્રુંજય તીર્થમાં વિવિધ પ્રકારનાં ચૈત્યોની શ્રેણી કરાવીને કાર્ય પૂર્ણ થયે ભરત ચક્રવર્તીએ તે કાર્ય કરનારા, શિલ્પીઓ, ચિત્રકારો, રક્ષકો અને પૂજકોનું સન્માન

કર્યું. શ્રીજિનેશ્વરાદિકની નિત્યપૂજાને માટે ઝારી, સ્થાળ, કલશ, છત્ર, ચામર, દીપક, આભૂષણ અને આરતી વગેરે સર્વ પ્રકારની સુંદર સામગ્રી ત્યાં દરેક ચૈત્યમાં તેઓએ મૂકી. હાથીના વાહનવાળો, બે દક્ષિણ ભુજામાં વરદાન અને અક્ષમાલા અને બે વામ ભુજામાં બીજોરું અને પાશ ધારણ કરનારો અને તપેલા સુવર્ણના જેવા વર્ણવાળો ગોમુખનામનો યક્ષ તે શત્રુંજય તીર્થનો રક્ષક થયો. તેમજ સુવર્ણની જેવા વર્ણવાળી, ગરુડ પર બેસનારી, ચાર દક્ષિણ ભુજાઓમાં વરદાન, અક્ષમાળા, ચક્ર અને પાશ તથા ચાર વામ ભુજાઓમાં ધનુષ્ય, વજ્ર, ચક્ર અને અંકુશ ધરનારી અપ્રતિચક્રા( ચક્રેશ્વરી ) નામે શાસનદેવી તે તીર્થની રક્ષણ કરનારી થઇ. પછી શુભ દિવસે બાહુબલિ મુનિ, શ્રીનાભગણધર, નમિ, વિનમિ અને આચાર્યદેવો, તેમજ ઇંદ્રાદિક દેવતાઓનો સમૂહ ત્યાં એકત્ર થયો. પછી ગુરૂમહારાજે સૂચવેલાં ( પ્રાણપ્રતિષ્ઠા·) અંજનશલાકા વિધિમાં જોઇતા સર્વ ઉપકરણો [1]ઇંદ્રની આજ્ઞાથી આભિયોગિક દેવોએ ભક્તિપૂર્વક સત્વર ત્યાં હાજર કર્યાં. એટલે મહર્ષિઓએ દ્વાદશાંગમાં નિર્દિષ્ટ કરેલ વિધિપ્રમાણે શાંતિકર્મપૂર્વક ચૈત્યોમાં પ્રતિમાઓની પ્રતિષ્ઠા કરી, અને સૂરિમંત્રથી અભિમંત્રિત કરેલ પવિત્ર વાસપૂર્વકના અક્ષતનો, ધ્વજાદંડ અને પ્રતિમા ઉપર હર્ષથી નિક્ષેપ કર્યો. તે સાથે સંઘે પણ વાસ-ચૂર્ણનો ક્ષેપ કર્યો. તે સમયે સર્વ વાજિંત્રોના ધ્વનિસાથે મળેલો ધવલ મંગલનો ધ્વનિ ઉલ્લાસ કરતો સર્વનાંક ર્ણોને પવિત્ર કરવા લાગ્યો. આ પ્રમાણે ભરત ચક્રવર્ત્તીએ કરેલા પ્રતિષ્ઠાના મહોત્સવથી સર્વ અધિષ્ઠાયક દેવોએ પ્રત્યક્ષપણે ત્યાં આવીને પોતાનો નિવાસ કર્યો. ત્યાર પછી ચક્રવર્ત્તીએ મંત્રોચ્ચારપૂર્વક સુવર્ણ રત્નમય કલશોવડે જન્મસ્નાત્રની જેવો પ્રભુનો સ્નાત્રમહોત્સવ કર્યો. અને સુગંધી કપૂર, અગરૂ, કક્કોલ, કસ્તૂરી અને ચંદનાદિથી તેઓએ પ્રભુની પ્રતિમાને વિલેપન કર્યું. ત્યારબાદ તે સમયે આ પ્રકારની ઉત્તમ પ્રભુભક્તિથી ચક્રવર્તીએ પોતાની કીર્ત્તિથી જાણે સમગ્ર વિશ્વને સુવાસિત કર્યું. પૂજન વખતે ભરતે જ્ઞાનથી ગુરુ એવા ગુરુમહારાજ શ્રી ગણધર ભગવંત આદિ મહર્ષિઓને પોતાની જમણી બાજુ અને સર્વ સાધ્વીઓને તથા અંતઃપુરીઓને ડાબી બાજુમાં રાખ્યા. પછી વિચિત્ર સુગંધથી ભ્રમરોને આકર્ષણ કરતા એવા ચંપક, મંદાર, સંતાન, હરિચંદન, કલ્પવૃક્ષ, પારિજાત, મલ્લિકા, બોરસલ્લી, કમલ, કેતકી, માલતી, જુઈ, કરવીર, શતપત્ર, જાસુદ, જાઇ અને કલ્હાર વગેરેનાં સુગંધિત પુષ્પોથી સર્વ ઇંદ્રોએ અને ચક્રવર્ત્તી વગેરેએ પ્રભુની પૂજા કરી. ત્યારબાદ અક્ષત, ફળ, ધૂપ, દીપ, વિચિત્ર પ્રકારના નૈવેદ્યો અને જળ વગેરેનો સમૂહ પ્રભુની આગળ ધર્યો. પછી કાંતિવડે જેનું મુખ વ્યાપ્ત થયેલું છે, એવા ભરતેશ્વર હાથમાં આરતી લઈને પ્રભુની સન્મુખ ઊભા રહ્યા. તે વખતે દિવસના આરંભમાં જેવો સૂર્ય શોભે તેમ શુભ આરંભ છે, જેનો એવા તેઓ શોભવા લાગ્યા. શક્રાદિક દેવોએ અને રાજાઓએ તે વખતે ચક્રવર્ત્તીનાં શરીર ઉપર ચંદનના તિલકોની શ્રેણી કરી. જે તેના સાંસારિક તાપને ભેદનારી થઈ પડી. પુષ્પોની વૃષ્ટિને

---

૧ પ્રતિષ્ઠાદિકમાં જોઇતી સર્વ વસ્તુઓ; ઉપકરણો, વિગેરે.

વસાવી, ત્યારે ચોરાશી મંડપથી મંડિત એવો જેમ મહાન જિનપ્રાસાદ કરાવ્યો છે, તેવો અહીં એક જિનપ્રાસાદ કરાવો. ' ઇંદ્રના આવાં વચનોને સાંભળીને ભરત ચક્રવર્તીનાં હૃદયમાં વિશેષ રીતે શુદ્ધભાવના પ્રગટ થઈ. તેથી તત્કાળ **સોમયશાએ** બતાવેલ પ્રમાણે એક ચૈત્ય કરવાને વર્દ્ધકીરત્નને ચક્રવર્તીએ આજ્ઞા કરી. દિવ્ય શક્તિવાળા વર્દ્ધકીએ સ્વલ્પ સમયમાં ભરતનરેશ્વરની આજ્ઞાથી મણિરત્નોના સમૂહથી શોભતો ત્રૈલોક્યવિભ્રમ નામે એક પ્રાસાદ બનાવ્યો. તેની પૂર્વદિશામાં ભુવન પ્રમાણે વિસ્તારવાળાં જાણે છત્ર હોય તેવા **સિંહનાદ** પ્રમુખ એકવીશ મંડપો તે મંદિરમાં શોભતા હતા. દક્ષિણ દિશામાં **ભદ્રશાલ** પ્રમુખ, પશ્ચિમ દિશામાં **મેઘનાદ** પ્રમુખ, અને ઉત્તર દિશામાં **શ્રીવિશાળ** પ્રમુખ એકવીશ એકવીશ મંડપો ત્યાં રહ્યા હતા, તે ચોરાશી મંડપો રત્નમાણિક્યના કિરણોના સમૂહથી આકાશને ચિત્ર-વિચિત્ર કરતા હતા. તે પ્રાસાદ એક કોશ ઊંચો, બે કોશ લાંબો, અને એક હજાર ધનુષ્ય પહોળો હતો. ભરત ચક્રવર્તીના યશથી પૂર્ણ એવી દિશાઓના હાસ્ય હોય તેવી મણિમય તોરણની માળાઓ ચારે દિશાઓમાં ત્યાં શોભી રહી હતી. લાખો ગોખો, રત્નમયી વેદિકાઓ, જાળીઓ અને અનેક અટારીઓ તેની આસપાસ શોભી રહી હતી. તેની મધ્યમાં પ્રભુની ચતુર્મુખવાળી રત્નમય મૂર્ત્તિ સેંકડો સૂર્યની પ્રભાની જાણે રાશિ હોય, તેવી તેજસ્વી હતી. પ્રભુની પ્રતિમાની બંને બાજુએ ગણધર :ભગવાન શ્રીપુંડરીક સ્વામીની અદ્ભુત મૂર્ત્તિઓ ગુરુ અને શુક્રના તારાની જેમ ત્યાં બિરાજિત કરેલી હતી. તથા કાયોત્સર્ગે રહેલી પ્રભુ શ્રી ઋષભદેવસ્વામીની મૂર્ત્તિ અને તેના બંને પડખે ખડ્ગ ખેંચીને રહેલી **નમિ** અને **વિનમિની** મૂર્ત્તિ પણ ભરતેશ્વરે બિરાજમાન કરાવી. અને તે મંદિરમાં એક બાજુ ત્રણ પ્રાકાર( ગઢ )ની મધ્યમાં રહેલા કેવળજ્ઞાની ચતુર્મુખ પ્રભુ ધર્મતત્ત્વની દેશના આપતા હોય તેવી મૂર્ત્તિ કરી ત્યાં બિરાજમાન કરી. તેમની આગળ **શ્રીયુગાદિ** પ્રભુ ઉપર દૃષ્ટિ રાખી, અંજલિ જોડી, ઊભેલી પોતાની મૂર્ત્તિ ભરતે શિલ્પી પાસે ત્યાં તૈયાર કરાવી. તે સિવાય **શ્રીનાભિ** રાજા, **મરુદેવા** માતા અને બીજા પૂર્વજોની પણ રત્નમય મૂર્ત્તિઓ ભરતનરેશ્વરે ભરાવીને જુદા પ્રાસાદ કરાવી તેમાં પ્રતિષ્ઠિત કરાવી. તેમજ તે રત્નમય ચૈત્યમાં **સુનંદા** અને **સુમંગલાની** મણિ-રત્નમય મૂર્ત્તિ સૂર્યથી મંડિત દીપિકાની જેમ શોભતી હતી. સર્વ જ્ઞાનમય બ્રાહ્મીની અને સર્વ સંપત્તિને આપનારી **સુંદરીની** મૂર્ત્તિઓ પણ ત્યાં નિધાનની જેમ ભરતનરેશ્વરે ત્યાં બિરાજમાન કરાવી હતી. ત્યારબાદ ત્યાં અન્ય નવીન મંદિરો કરાવીને તેમાં ભાવી અજિતનાથ સ્વામી આદિ ત્રેવીશ તીર્થંકરોનાં બિંબોને પોતપોતાના વર્ણ, અને દેહમાન પ્રમાણે શાસનદેવતા સહિત સ્થાપિત કર્યા હતા. તેમ જ ભરતે પોતાનાં બીજા બંધુઓની પણ મણિ-રત્નમય મૂર્ત્તિઓ કરાવીને નવા પ્રાસાદમાં ગોઠવી હતી, જે ત્યાં ઘણી શોભા આપતી હતી.

આ પ્રમાણે તીર્થાધિરાજ શત્રુંજય તીર્થમાં વિવિધ પ્રકારનાં ચૈત્યોની શ્રેણી કરાવીને કાર્ય પૂર્ણ થયે ભરત ચક્રવર્તીએ તે કાર્ય કરનારા, શિલ્પીઓ, ચિત્રકારો, રક્ષકો અને પૂજકોનું સન્માન

સુખમય મોક્ષમાં નિવાસ કરેલો છે, જેઓ અનંત જ્ઞાનસ્વરૂપ હોવાથી (ચિદ્રૂપપણાથી) સર્વ જગતનો સ્વભાવ જાણે છે, અને જેઓ લોકાતિશય અર્હંત પ્રભુરૂપ મોતીને ધરવામાં છીપ જેવા છે, તે ભગવતી યોગિનીરૂપ મરુદેવાને મન, વચન, કાયાથી હું નમસ્કાર કરું છું. જગતમાં જેના જેવી કોઇ બીજી પરમયોગપરાયણ નારી નથી, કે જેણે ગજેંદ્ર પર બેસીને પોતાના અંતઃશત્રુઓને હણ્યા, અને જે બહુ વાત્સલ્યભાવને લીધે પોતાના પુત્રનું સુખ જોવાને માટે અગ્રેસર થઈ મોક્ષમાં પધાર્યા છે, તે માતાને હું પ્રણામ કરું છું. હે માતા! ભૂમિનું આભૂષણ, સર્વ વસ્તુના ભાવને જાણનારા અને યોગીશ્વરી એવા આપ જો ન થયાં હોત તો આ ઋષભદેવ પ્રભુ ક્યાંથી હોત? આ જગતનો વ્યવહાર ક્યાંથી હોત? અને બોધિનો લાભ, કેવલજ્ઞાન, મોક્ષની પ્રાપ્તિ તેમજ અંતર્વૈરીનો નાશ શી રીતે થાત? હે દેવિ! તમારા ચરણનખનાં કિરણોથી મારો સર્વ અજ્ઞાનરૂપ અંધકાર નાશ પામી જાઓ. હે માતા! આદ્ય વિશ્વગુરુ શ્રી આદિનાથ પ્રભુની ઉત્પત્તિના પણ આપ કારણ છો, તેથી હું આપને સ્તવું છું, નમું છું અને ચિંતવું છું. દેવતાઓએ સેવેલા, યોગિની અને જગદીશ્વરી, તથા જગદીશ જનની હે મરુદેવા માતા! આપ નિત્ય મને મંગલરૂપ હો.'

આ પ્રમાણે મરુદેવામાતાની સ્તુતિ કરી, મહામનવાળા ભરતનરેશ્વર ત્યારબાદ બ્રાહ્મીના ચૈત્યમાં આવ્યા. ત્યાં તેઓની પૂજા કરી આ પ્રમાણે તેમની સ્તુતિ કરી; 'જે સર્વ વિશ્વની સ્થિતિને જાણનારા છે, જે યોગિઓથી પણ ધ્યાન કરવા યોગ્ય છે. જે સ્થિરસ્વભાવી, ભવભયને હણનારા અને નમન કરનારાઓને તારનારા છે, જે દિવ્યરૂપ છે અને દિવ્ય શક્તિવાળા છે, તથા સુર-નરસમૂહથી પૂજિત તેમજ જેનું રૂપ મંત્રસ્વરૂપી છે, તેવા વિશ્વમાતા શ્રી યુગાદીશ પુત્રી બ્રાહ્મી મને સુખ આપો. મનુષ્ય, હાથી, પક્ષી અને સર્પાદિના કુલમાં ઉત્પન્ન થતાં જીવોને વિષે જે શ્વાસોશ્વાસરૂપના બહાનાથી જીવકલાથી જે રહેલા જણાય છે અને જેનાથી આ જગતના સર્વ પદાર્થો જાગ્રત છે, તે જગદીશપુત્રી બ્રાહ્મીને હું નમસ્કાર કરું છું. પરમ સમાધિપરાયણ યોગીઓ ડોલરના પુષ્પ જેવા જેમને પોતાનાં હૃદયકમલમાં રાખી નિરંતર સ્મરણ કરવાદ્વારા પાપસમૂહને દૂર કરી તત્ત્વને જાણે છે, તે ઉજ્વલ શીલધારી ભારતીને હું નમસ્કાર કરું છું. સુર, અસુર અને નરોએ વંદન કરવા યોગ્ય, શ્રી યુગાદીશના અંગથી ઉત્પન્ન થયેલા અને શબ્દબ્રહ્મને પ્રસવ કરનારા બ્રાહ્મી મારા વિઘ્નસમૂહની શાંતિને માટે થાઓ.'

આ પ્રમાણે સ્તુતિપૂર્વક પ્રણામ કરી ભરતનરેશ્વર, ત્યાંથી નીકળીને સુંદરીનાં ચૈત્યમાં વ્યા. ત્યાં સુંદરીની પ્રતિમાની પૂજા કરી, આ પ્રકારે તેમણે સ્તુતિ કરી. 'હે સુંદરી! પૃથ્વીના આભૂષણરૂપ અને લક્ષણવાળા આત્માઓને માટે નિત્ય સ્વરૂપે છો, દેવિ! માટે આ જગત બહુ પ્રકારે તપ કરે છે, અને તમને માને છે. કાંકરા, અસ્થિ છે મુખ્ય જેમાં એવા પદાર્થો રત્ન, શંખ અને કાળી ચિત્રાવેલીપણાને પામે છે.

ગ્રહણ કરી સર્વ અંધકારને હણનારી નીરાજનાને ( આરતી ) દક્ષિણ બાજુથી ઉતારતા ભરત રાજા તે સમયે સુંદર પ્રકારે શોભવા લાગ્યા. પછી ભરતે પોતાના હાથમાં એક શિખાવાલો માંગલ્ય દીપક લીધો, જે ' આ જગતમાં દીપકરૂપ પ્રભુ એક જ છે ' એમ સૂચવતો હોય તેમ જણાતો હતો. હર્ષથી ભાવિત થયેલા ભરતે તે સમયે હૃદયના ભાવપૂર્વક જે જે અર્પણ કર્યું, તેનાથી ભાવિમાં તેઓને પ્રાપ્ત થનારી ફલપ્રાપ્તિને જ્ઞાની પુરુષો જ જાણી શકે; ત્યારપછી ભક્તિના ભારથી શરીર સાથે પોતાના કર્મને પણ નમાડતા ભરત મહારાજાએ ભગવાન શ્રી ઋષભદેવપ્રભુની સમક્ષ મંગળદીપક ઉતાર્યો. મંગલના સ્થાનરૂપ અને સંસારની જડતાને હણનાર તે મંગલ દીપનો તે સમયે કોણે કોણે સ્પર્શ નહોતો કર્યો ? અર્થાત્ સર્વેએ તે સમયે સ્પર્શ કર્યો આ રીતે અંગ તથા અગ્ર પૂજાના ઉપચારને પરમ ભક્તિપૂર્વક કરી પરમ હર્ષને પામેલા, અને તે હર્ષ શરીરમાં નહિ સમાતો હોવાથી જાણે રોમાંચ કંચુક ધારણ કરતાં, તેમજ હર્ષાશ્રુ વર્ષાવતાં ભરતનરેશ્વરે બે હાથ જોડી શ્રી ઋષભદેવ ભગવંતની ભાવપૂજારૂપ સ્તુતિ કરવાનો આ પ્રમાણે પ્રારંભ કર્યો;

' હે નાથ ! બુદ્ધિરૂપ ધનથી રહિત હું ક્યાં ? અને ગુણના સાગર આપ ક્યાં ? તથાપિ આપની ભક્તિથી વાચાલ થયેલો હું યથાશક્તિ આપની સ્તવના કરું છું. હે જગત્પૂજ્ય ! આપ અનંત, અનાદિ અને અરૂપી છો. યોગીઓ પણ આપના યથાર્થ સ્વરૂપને જાણતા નથી. હે સ્વામી ! આત્માના સ્વાર્થનો ઘાત કરનારા, અને અન્યોથી સર્વથા દુર્જય એવા શત્રુઓને આપે તપરૂપ અસ્ત્રથી જીતી લીધા છે. જે બીજા દેવાભાસ છે, તેઓને રાગાદિ શત્રુઓએ વિડંબના પમાડેલા છે, તેથી તેઓ આંતર શત્રુઓને છોડી બહારના શત્રુઓ જ જુએ છે. અનંત જ્ઞાનરૂપ મહાત્મ્યના સાગર, ચારિત્રમાં ચતુર અને જગતમાં દીપકરૂપ એવા હે નાભેય પ્રભુ ! આપને અમારાં નમસ્કાર હો, હે નાથ ! આપે યોગના આઠ અંગ એવાં રચેલાં છે કે જે અષ્ટ કર્મોનો નાશ કરવાને પ્રવર્તે છે. શત્રુંજયતીર્થના શિરોરત્ન, શ્રી નાભિરાજાના કુળમાં સૂર્યરૂપ અને સ્વર્ગ તથા મોક્ષપ્રાપ્તિના વ્યાપારના મૂલકારણભૂત હે વિભુ ! આપને નમસ્કાર છે. હે નાથ ! જેમ રત્નથી સુવર્ણ અને તેજથી સૂર્ય અલંકૃત છે, તેમ આપે આ શત્રુંજયતીર્થને અલંકૃત કરેલું છે. હે અર્હન્ ! હું સ્વર્ગસુખને, મોક્ષને કે માનવલક્ષ્મીને માંગતો નથી, પણ આપનાં ચરણકમલો સદા મારા હૃદયમાં વસો, એવી આપની પાસે હું યાચના કરું છું. '

આ પ્રમાણે ભક્તિથી પ્રભુની સ્તુતિ કરી ભરતચક્રવર્તીએ મુગટથી ભૂમિપીઠનો સ્પર્શ કરી પંચાંગ પ્રણામ કર્યો. પછી ઋષભદેવ ભગવંતની માતા અને આ અવસર્પિણી કાલમાં પ્રથમ સિદ્ધ થયેલા શ્રી મરુદેવાની પૂજા કરી ભરતે તેમની આ પ્રમાણે સ્તુતિ કરવા માંડી; ' જે કૃપા તત્પર માતાએ પ્રથમ અવતાર લઈ આ વિશ્વને અંતરંગ શત્રુઓથી પરાભવ પામતું જોઇ સર્વ જગતને અભય આપનાર જગત્પતિ ઋષભદેવ ભગવંતને પોતાનાં ઉદરમાં ધારણ કર્યાં, તે માતા મરુદેવાને હું અનેકવાર નમસ્કાર કરું છું. જેમણે અક્ષય

સુખમય મોક્ષમાં નિવાસ કરેલો છે, જેઓ અનંત જ્ઞાનસ્વરૂપ હોવાથી (ચિદ્રૂપપણાથી) સર્વ જગતનો સ્વભાવ જાણે છે, અને જેઓ લોકાતિશય અર્હંત પ્રભુરૂપ મોતીને ધરવામાં છીપ જેવા છે, તે ભગવતી યોગિનીરૂપ મરુદેવાને મન, વચન, કાયાથી હું નમસ્કાર કરું છું. જગતમાં જેના જેવી કોઇ બીજી પરમયોગપરાયણ નારી નથી, કે જેણે ગજેંદ્રપર બેસીને પોતાના અંતઃશત્રુઓને હણ્યા, અને જે બહુ વાત્સલ્યભાવને લીધે પોતાના પુત્રનું સુખ જોવાને માટે અગ્રેસર થઈ મોક્ષમાં પધાર્યા છે, તે માતાને હું પ્રણામ કરું છું. હે માતા! ભૂમિનું આભૂષણ, સર્વ વસ્તુના ભાવને જાણનારા અને યોગીશ્વરી એવા આપ જો ન થયાં હોત તો આ ઋષભદેવ પ્રભુ ક્યાંથી હોત? આ જગતનો વ્યવહાર ક્યાંથી હોત? અને બોધિનો લાભ, કેવલજ્ઞાન, મોક્ષની પ્રાપ્તિ તેમજ અંતર્વૈરીનો નાશ શી રીતે થાત? હે દેવિ! તમારા ચરણનખનાં કિરણોથી મારો સર્વ અજ્ઞાનરૂપ અંધકાર નાશ પામી જાઓ. હે માતા! આદ્ય વિશ્વગુરુ શ્રી **આદિનાથ** પ્રભુની ઉત્પત્તિના પણ આપ કારણ છો, તેથી હું આપને સ્તવું છું, નમું છું અને ચિંતવું છું. દેવતાઓએ સેવેલા, યોગિની અને જગદીશ્વરી, તથા જગદીશ જનની હે મરુદેવા માતા! આપ નિત્ય મને મંગલરૂપ હો.'

આ પ્રમાણે **મરુદેવામાતાની** સ્તુતિ કરી, મહામનવાળા **ભરતનરેશ્વર** ત્યારબાદ **બ્રાહ્મીના** ચૈત્યમાં આવ્યા. ત્યાં તેઓની પૂજા કરી આ પ્રમાણે તેમની સ્તુતિ કરી; 'જે સર્વ વિશ્વની સ્થિતિને જાણનારા છે, જે યોગિઓથી પણ ધ્યાન કરવા યોગ્ય છે. જે સ્થિરસ્વભાવી, ભવભયને હણનારા અને નમન કરનારાઓને તારનારા છે; જે દિવ્યરૂપ છે અને દિવ્ય શક્તિવાળા છે, તથા સુર-નરસમૂહથી પૂજિત તેમજ જેનું રૂપ મંત્રસ્વરૂપી છે, તેવા વિશ્વમાતા શ્રી યુગાદીશ પુત્રી **બ્રાહ્મી** મને સુખ આપો. મનુષ્ય, હાથી, પક્ષી અને સર્પાદિના કુલમાં ઉત્પન્ન થતાં જીવોને વિષે જે શ્વાસોશ્વાસરૂપના બહાનાથી જીવકલાથી જે રહેલા જણાય છે અને જેનાથી આ જગતના સર્વ પદાર્થો જાગ્રત છે, તે જગદીશપુત્રી **બ્રાહ્મીને** હું નમસ્કાર કરું છું. પરમ સમાધિપરાયણ યોગીઓ ડોલરના પુષ્પ જેવા જેમને પોતાનાં હૃદયકમલમાં રાખી નિરંતર સ્મરણ કરવાદ્વારા પાપસમૂહને દૂર કરી તત્ત્વને જાણે છે, તે ઉજ્વલ શીલધારી **ભારતીને** હું નમસ્કાર કરું છું. સુર, અસુર અને નરોએ વંદન કરવા યોગ્ય, શ્રી યુગાદીશના અંગથી ઉત્પન્ન થયેલા અને શબ્દબ્રહ્મને પ્રસવ કરનારા **બ્રાહ્મી** મારા વિઘ્નસમૂહની શાંતિને માટે થાઓ.'

આ પ્રમાણે સ્તુતિપૂર્વક પ્રણામ કરી **ભરતનરેશ્વર**, ત્યાંથી નીકળીને **સુંદરીનાં** ચૈત્યમાં આવ્યા. ત્યાં **સુંદરીની** પ્રતિમાની પૂજા કરી, આ પ્રકારે તેમણે સ્તુતિ કરી. 'હે સુંદરી! તમે પૃથ્વીના આભૂષણરૂપ અને લક્ષણવાળા આત્માઓને માટે નિત્ય સ્વરૂપે છો, દેવિ! તમારા માટે આ જગત બહુ પ્રકારે તપ કરે છે, અને તમને માને છે. કાંકરાં, અસ્થિ અને ઘાસ છે મુખ્ય જેમાં એવા પદાર્થો રત્ન, શંખ અને કાળી ચિત્રાવેલીપણાને પામે છે.

તેમાં હે સુંદરી લક્ષ્મી ! તમારી દૃષ્ટિનો જ પ્રભાવ છે. હે ભગવતિ ! નીચવંશમાં ઉત્પન્ન થયેલો પુરુષ પણ તમારા લેશમાત્ર આશ્રયથી કુલીન, બુદ્ધ અને વૃદ્ધ જનને સેવવા યોગ્ય થઈ જાય છે. હે દેવિ ! તમારી કૃપાથી આ જગત સર્વ મનોરથનું પૂરનાર અને સર્વ જનને સેવ્ય થાય છે. હે લક્ષ્મી ! લોકોના મનમાં જે ધર્મનો આદર થાય છે, તેનું કારણ તમારા આશ્રિત જનોની સંપત્તિને જોવી તે છે.[1] જગતને હિતકારી અને આદિનાથ પ્રભુના સાગરમાંથી ઉત્પન્ન થયેલી લક્ષ્મીરૂપ હે દેવી સુંદરી! તમે જ બુદ્ધિરૂપ, ધૃતિરૂપ અને મતિરૂપ છો; તેથી તમારી અમે સ્તુતિ કરીએ છીએ.'

આ પ્રમાણે સુંદરીની સ્તુતિ કરીને ભક્તિભારથી ઉન્નત એવા ભરત ચક્રવર્તી સુંદરીની પ્રતિમાને પ્રણામ કરીને જિનેશ્વર દેવની પૂજામાં તત્પર થયા. બધા પ્રાસાદો ઉપર ગણધરદેવોએ પ્રતિષ્ઠિત કરેલી સુવર્ણ, રૂપ્ય અને વજ્રમય ધજાઓ તેમણે ચડાવી. પછી ઉત્તરાસંગ કરીને ભરત ચક્રવર્તી ગુરુમહારાજની પાસે આવ્યા અને તેઓને પ્રદક્ષિણા દઈને તેઓનાં ચરણની પણ પૂજા કરી. એ રીતે ભરત ચક્રવર્તીએ ચંદનથી ગુરુના ચરણોને ચર્ચિત કર્યાં. તે અવસરે પછી ભરત ચક્રવર્તીને ચંદનનું તિલક કરતા શ્રીનાભગણધર હર્ષપૂર્વક બોલ્યાઃ 'હે રાજા ! સૂરિમંત્રથી પ્રતિષ્ઠિત, દૃષ્ટિદોષને દૂર કરનારું અને ગુરુના કરકમલથી થયેલું આ તિલક તને મંગલને આપો.' આ પ્રમાણે કહી શ્રીનાભ ગુરુએ હર્ષથી ભરતના લલાટ ઉપર મુક્તિ સ્ત્રીના વશીકરણ માટે ઔષધરૂપ તિલક કર્યું. પછી 'इच्छामि क्षमाश्रमण वंदिउं' એમ કહી તેમની આજ્ઞા મેળવી ભરત ચક્રવર્તીએ શ્રીનાભગુરુને પંચાંગ પ્રણામ કર્યા. એટલે ગુરુએ સર્વ લક્ષ્મીને વશ કરવાને માટે ઔષધસમાન, વિપત્તિરૂપ સર્પને માટે ગરૂડ તુલ્ય, તેમજ સંસારથી તારનાર ધર્મલાભ આપ્યો. પછી તેમના મુખરૂપ ચંદ્રથકી નીકળતી વાણીરૂપ સુધાનું પાન કરવાને ભરતરાજા ચકોરની જેમ તેઓની આગલ પ્રસન્નતાપૂર્વક બેઠા. ચક્રવર્તીના મુખરૂપ ચંદ્રના ઉદયથી શ્રીગુરુના અંતરમાં રહેલો શ્રુતસમુદ્ર એટલો બધો વૃદ્ધિ પામ્યો કે અંદર ન સમાવાથી દેશનાના બ્હાને જાણે બહાર નીકળવા લાગ્યો. તે સમયે ભરતેશ્વર તથા અન્ય સંઘ સમક્ષ શ્રીનાભગણધરે દેશના આપતાં ફરમાવ્યું;

"જેઓ આ લોકમાં શ્રીજિનેશ્વર ભગવંતને પૂજે છે, તે મનુષ્યો જ ધન્ય છે, તેઓ જ કૃતાર્થ છે અને તેમનાથી જ આ ભૂમિ વિભૂષિત છે. વેગવાળા ઘોડાઓ, ઉન્મત્ત ગજેંદ્રો, સર્વ સંપત્તિ, અનુરાગી સેવકો, શ્વેત છત્ર, અને ચામર, સિંહાસન, મહાશય્યા, સુશીલ અંતઃપુરની સ્ત્રીઓ, સંગીત, સુગંધી વસ્તુઓ, વારાંગનાના વિલાસો, છત્રીશ રાજપાત્રો, તેમનાથી થતા વિનોદો અને અનેક રમણીય પદાર્થો જેનાથી પ્રાપ્ત થાય છે એવું રાજ્ય પણ જિનપૂજાથી જ આત્માને મળે છે. જે દધિ, ઘૃત, ઘી, સાકર અને ચંદન એ પંચામૃતવડે શ્રી અર્હંત પ્રભુને સ્નાત્ર કરાવે છે, તે (અમૃતનું ભોજન કરનાર) દેવ પદવીને

૧ લક્ષ્મીવાનને જોઇને બીજા પ્રાણીઓ તેવી સંપત્તિ પ્રાપ્ત કરવા માટે પણ ધર્મનો આદર કરે છે.

પ્રાપ્ત થાય છે. જેઓ શ્રી જિનાધીશને સ્વયં પૂજે છે અને સેવે છે; તેઓ જગતના સર્વ આત્માઓ કરતાં વિશેષ વૈભવવાળા થાય છે. જે એક દિવસે માત્ર એક વાર શ્રી જિનપૂજા કરે છે, તે ક્ષણવારમાં અનેક ભવના સંચય કરેલા પાપનો નાશ કરે છે. પ્રાતઃકાલે કરેલું જિનેશ્વર ભગવંતનું દર્શન નિશાનું પાપ હણે છે. મધ્યાહ્નકાલે કરેલું જિનદર્શન, દિવસનું પાપ હણે છે અને રાત્રિએ કરેલું જિનદર્શન; એક જન્મમાં ઉપાર્જિત કરેલું પાપ હણે છે. જે ચતુર પુરુષ શ્રી જિનચરણમાં ચાર વખત પુષ્પાંજલિ મૂકીને તીર્થોદકવડે સ્નાત્ર કરાવે છે, તે પુરુષ ચાર ગતિમાં પરિભ્રમણ કરતો નથી. જલ, પુષ્પ, અક્ષત, ધૂપ, ફલ, નૈવેદ્ય, દીપ અને સ્તુતિવડે તેમજ પત્રાદિકવડે પણ શ્રીજિનેશ્વર દેવની ભક્તિથી પૂજા કરવી. શ્રીજિનેશ્વર ભગવંતની આજ્ઞાપૂર્વક અષ્ટપ્રકારે જેઓ જિનપૂજા કરે છે, તેઓની પાસે સદા અષ્ટ સિદ્ધિ પ્રત્યક્ષપણે રહે છે. જે પ્રાણી શુભાશયવડે સાત ક્ષેત્રમાં સદ્દ્રવ્યરૂપી બીજ વાવી સમયે સમયે ભાવનારૂપ જલવડે આદરપૂર્વક તેનું સિંચન કર્યા કરે છે, તે સમાધિવડે ચૌદ રાજલોકને પાર કરીને અનુપમ કેવલજ્ઞાનને પામી લોકાગ્રને પ્રાપ્ત કરે છે. તે સાત ક્ષેત્રોમાં (૧) પ્રથમ મણિરત્નાદિકથી, સોના રૂપાથી, પાષાણાદિકથી કે કાષ્ઠથી શ્રી જિનેશ્વર દેવનો પ્રાસાદ કરાવવો જેઓ શ્રીજિનેશ્વર ભગવંતને માટે માત્ર ઘાસનો પણ આવાસ કરે છે, તેઓ દેવતા થઈને અખંડિત વિમાનોને મેળવે છે, તો જેઓ સુંદર રત્ન, સુવર્ણાદિકથી હે ભરતેશ્વર ! તમારી જેમ જિનપ્રાસાદ કરાવે છે, તે પુણ્યપ્રધાન પુરુષોને જે ઉત્તમ ફલ પ્રાપ્ત થાય છે, તેને કોણ જાણી શકે ? જે કાષ્ઠાદિકથી જિનમંદિર કરાવે છે તે પુરુષ તે કાષ્ઠાદિકમાં જેટલા પરમાણુઓ હોય છે, તેટલા લાખ પલ્યોપમ સુધી સ્વર્ગના સુખોને ભોગવનારો થાય છે. નવીન જિનમંદિર કરાવવાથી જે ફલ પ્રાપ્ત થાય છે, તેનાથી આઠગણું પુણ્ય વિવેકી આત્માઓને જીર્ણોદ્ધાર કરવાથી થાય છે. શત્રુંજયાદિ તીર્થોમાં જેઓ જિનમંદિરો અને પ્રતિમાઓને કરાવે છે, તે આત્માઓ જે પુણ્ય ઉપાર્જન કરે છે, તે જ્ઞાની ભગવંત જાણી શકે. તેમજ (૨) શ્રીઅર્હંતનાં બિંબો શુદ્ધિપૂર્વક મણિ, રત્ન, સુવર્ણ, રૂપું, કાષ્ઠ, પાષાણ અને મૃત્તિકાના કરાવવા. જે એક અંગૂઠાથી માંડીને સાતસો અંગૂઠા સુધીના જિનબિંબો ભરાવે છે, તેને મુક્તિરૂપ લક્ષ્મી વશ થઈને રહે છે. જે એક અંગૂઠા પ્રમાણ પણ જિનેશ્વરદેવનું બિંબ કરાવે છે, તે ભવાંતરમાં એકછત્ર સામ્રાજ્યને મેળવે છે. જેમ મેરુથી અન્ય કોઈ મહાન ગિરિ નથી, કલ્પવૃક્ષથી બીજું ઉત્તમ વૃક્ષ નથી, તેમ જિનબિંબ કરાવવાની જેવો બીજો ઉત્તમ ધર્મ નથી. શ્રી જિનબિંબને ભાવપૂર્વક ભરાવ્યા પછી દુર્ગતિઓથી કોણ ભય પામે ? સિંહની પીઠ ઉપર બેસનારને શિયાળ શું કરી શકે ? જેઓ ગુરુમહારાજે કહેલ વિધિ પ્રમાણે જિનેશ્વરદેવનાં બિંબોને ભરાવે છે, તેમના ગૃહાંગણમાં ત્રૈલોક્યની સંપત્તિઓ દાસી થઈને રહે છે. જે સૂરિમંત્રથી અર્હંતની પ્રતિષ્ઠા કરાવે છે, તે અર્હત્પ્રતિષ્ઠાને (તીર્થંકરપણાને) પ્રાપ્ત કરે છે; 'જેવું વાવે, તેવું ફલ મલે છે.' કારણ કે, અન્ય આત્માઓ જેટલા હજારો વર્ષ સુધી જિનબિંબની પૂજા કરે છે, તેટલા

હજારો વર્ષ સુધી તે જિનબિંબની પૂજાના ફલનો અંશ તેના ભરાવનારને પ્રાપ્ત થાય છે. પ્રતિષ્ઠિત કરેલા જિનબિંબોનાં પ્રથમ દર્શન કરવાથી જે ઉભય લોકહિતકારી ફલ થાય છે, તેને કેવલી ભગવંત જાણે છે. કોઇ પણ શુભ કે અશુભ કાર્ય કરનાર, કરાવનાર, અનુમોદન કરનાર અને તેમાં સાહાય્ય આપનાર દરેકને તે શુભ કે અશુભ કાર્યનું સરખું ફલ પ્રાપ્ત થાય છે, એમ શ્રી જિનેશ્વર ભગવંતે કહેલું છે. જે જે દેશમા કે નગરમાં શ્રી જિનેશ્વર પ્રભુની પ્રતિષ્ઠા થાય, તે તે દેશમાં કે નગરમાં રોગ, દુર્ભિક્ષ કે વૈરભાવ ઉત્પન્ન થતા નથી. જે સ્ત્રી શ્રીજિનનાયક પ્રભુને સ્નાત્ર કરવાને માટે માથે જળની ગાગર ભરીને લાવે છે, તે સ્ત્રી શુભચિત્તને વશ થવાથી ચક્રવર્ત્તીની ગૃહિણીનું પદ મેળવી પ્રાંતે મુક્તિના શાશ્વત સુખોને પામે છે. જેમ જીવ વગરનું શરીર, વિદ્યા વગરનો સત્પુત્ર, નેત્ર વિનાનું મુખ, પુત્ર વગરનું સારું કુલ, જલવર્જિત સરોવર અને સૂર્યરહિત આકાશ શોભતું નથી, તેમ વિધિપૂર્વકની પ્રતિષ્ઠા વગરનું શ્રીજિનેશ્વરદેવનું બિંબ શોભાને પ્રાપ્ત થતું નથી.

(૩)[1]સમ્યગ્જ્ઞાન વિના સંસારમાં આત્મા પરિભ્રમણ કરે છે, અને સમ્યગ્જ્ઞાનથી આત્મા મોક્ષસુખને પામે છે. તે સમ્યગ્જ્ઞાન શ્રી જિનેશ્વરદેવના આગમ-સિદ્ધાંતની આરાધનાથી પ્રાપ્ત થાય છે, અને તે આરાધના દ્રવ્યથી અને ભાવથી એમ બે પ્રકારે થાય છે. તેમાં શ્રુતજ્ઞાનની દ્રવ્ય આરાધના, શ્રુતની સ્થાપના જેમાં છે તે શ્રુતજ્ઞાનના પુસ્તકોને સારાં પોથી બંધનો, સારાં પાઠા, સુંદર દોરી, પાનાની રક્ષા થાય તેવું વીંટણું (કવળી) વગેરે કરવાથી, તેમજ જ્ઞાનની સમીપે દીપકનો પ્રકાશ, ધૂપ, ચંદનના છાંટા, સંગીત, અષ્ટમાંગલ્ય, ફલ, પુષ્પ અને અક્ષત ધરવા, ઇત્યાદિ રીતે પુસ્તકની જે પૂજા કરવી તે જ્ઞાનનું દ્રવ્ય આરાધન કહેવાય છે સમ્યગ્જ્ઞાન સાંભળવું, તે પર શ્રદ્ધા રાખવી, ભણવું, ભણાવવું અને જ્ઞાન ભણનારાઓની ભક્તિ કરવી એ જ્ઞાનનું ભાવઆરાધન કહેવાય છે. હે ભરતેશ્વર! આ પ્રમાણે કરેલી જ્ઞાનની આરાધના સંસારની જડતાને નાશ કરનારી અને કેવળજ્ઞાનને આપનારી થાય છે. શ્રી જિનેશ્વર દેવના પ્રરૂપેલા સમ્યગ્જ્ઞાનની આરાધનાથી પ્રાણી ચક્રવર્ત્તી અને ઇંદ્ર વગેરેના ઉત્તમ ભાવોને પામી, છેવટે તીર્થંકરપદ અને કેવલજ્ઞાન પામી મોક્ષે જાય છે. (૪-૭) ચતુર્વિધ સંઘની પૂજા અને ઉપાસના, લોકોત્તર સુખને આપનારી છે. આ ચાર ક્ષેત્રોની ભક્તિ અચિંત્ય લાભનું કારણ છે. જેને ઘેર સંઘ આવે, તેના હાથમાં ચિંતામણી રત્નની પ્રાપ્તિ થઈ છે, તેને આંગણે કલ્પવૃક્ષ છે, અને તેની આગલ કામધેનુ રહેલી છે એમ સમજવું. જેના આંગણામાં ચતુર્વિધ સંઘ આવે છે, તેનું કુલ નિષ્કલંક થાય છે, તેની માતા ભાગ્યની ભૂમિરૂપ છે, અને લક્ષ્મી તેના હાથમાં રહેલી છે. સંઘના ચરણની રજ જેનાં મસ્તકનો સ્પર્શ કરે છે, તે પવિત્ર પુરુષને તીર્થસેવાનું ફલ મળે છે. પાપના સમૂહરૂપ ગ્રીષ્મને માટે મેઘ જેવો, દારિદ્રયરૂપ રાત્રિમાં સૂર્યસમાન, અને કર્મરૂપ

---

[1] સાત ક્ષેત્રનું વર્ણન ચાલુ છે, તેમા શ્રી જિનમદિર અને જિનમૂર્તિના વર્ણન પછી જિનાગમરૂપ ત્રીજા ક્ષેત્રનું નિરૂપણ શરૂ થાય છે.

હાથીઓમાં સિંહતુલ્ય એવો શ્રી ચતુર્વિધ સંઘ સદા જયને પામો. ફુલ, તાંબૂલ, વસ્ત્ર, ભોજન, ચંદન અને પુષ્પોથી જેણે સંઘની પૂજા કરી છે, તેણે આ માનવજન્મનું ફલ પ્રાપ્ત કરેલું છે. હે ભરતચક્રવર્ત્તી ! આ સાત ક્ષેત્રો જૈન શાસનરૂપ રાજ્યમાં સદા ફલદાયક છે. તેમાં જો ભક્તિપૂર્વક પોતાની સંપત્તિના દાનરૂપ બીજ વાવેલું હોય તો તેમાંથી નિર્વિઘ્ને ઉદયકારી ફલ પ્રાપ્ત થાય છે.'

આ પ્રમાણે શ્રીનાભ ગણધર મહારાજાનાં શ્રીમુખેથી દેશના અમૃતને સાંભળી–સાંભળીને ભરતેશ્વર જાણે અતૃપ્ત થયા હોય તેમ અંતરમાં ચમત્કાર પામી મસ્તકને ભાવપૂર્વક ધૂણાવવા લાગ્યા. પછી ગુરુમહારાજનાં ચરણોને નમસ્કાર કરીને તેમજ અન્ય મુનીશ્વરોને પણ વંદન કરીને ગણધર ભગવંતની વાણીને સ્મરણ કરતા તેઓ પોતાનાં સ્થાનકે આવ્યા. ત્યાં ષટ્‌રસવાળી રસવતી જમી આનંદ પામેલા ચક્રવર્ત્તી ક્ષણવાર ઉત્તમ ભદ્રાસન પર સૂઇ રહ્યાં. પછી ત્યાંથી ઊઠી સોમયશા, શક્તિસિંહ અને સુષેણ વગેરેના પરિવારની સાથે શક્ર ઇંદ્રના આવાસમાં આવ્યા. પૃથ્વીના ઇંદ્ર ભરતચક્રવર્ત્તીને પોતાનાં સ્થાનમાં આવતા જોઇ શક્ર દેવેંદ્ર ચિત્તમાં હર્ષ પામી પોતાનાં આસન ઉપરથી ઊભા થયા. ત્યારબાદ શક્ર અને ભરતચક્રવર્ત્તી બન્ને એક આસન ઉપર બેઠા. તે વખતે તેમના પરસ્પર પડતાં પ્રતિબિંબો મહોદય યુક્ત અત્યંત શોભવા લાગ્યાં. તે બન્નેની વચ્ચે અનેક પ્રાસંગિક વાતો ચાલતાં સમય જોઇ ઇંદ્રમહારાજે આનંદ યુક્ત થઇને ભરતને કીધું કે, 'ભગવાન શ્રી ઋષભદેવ સ્વામી અમારા પૂજ્ય છે, તેમના અમે સેવકો છીએ, અને તે પ્રભુના પુત્ર તમે ચક્રવર્ત્તી છો, ચરમશરીરી છો, તીર્થનો ઉદ્ધાર કરનારા, તથા સંઘના અધિપતિ છો, તેથી તમે મારા અનુજ બંધુ તુલ્ય, અથવા સમાન અને સર્વથા પૂજનીય છો. તમે કરેલી જિનપૂજાને લોકો પણ અનુસરશે તેથી વિશેષ પ્રકારે મારી કરેલી જિનપૂજાને તમે અનુસરો.' એ રીતે ઇંદ્રના કહેવાથી ભરતનરેશ્વરે પોતાની સમ્મતિ દર્શાવી. ત્યારબાદ દેવતાઓની સાથે ઇંદ્રે વિવિધ પુષ્પાદિકવડે વિધિપૂર્વક જિનેશ્વરદેવની પૂજા કરી, અને વિવિધ દ્રવ્યસમૂહની વૃદ્ધિથી કરેલી, પ્રભુની શેષારૂપ માળાને લઈને હર્ષથી શક્ર ઇંદ્રે પોતાનાં કંઠમાં ધારણ કરી. ત્યારબાદ ઇંદ્રમહારાજા દેવતાઓના સમૂહ સાથે વિવિધ ઉત્સવ સહિત વાહનમાં બેસી જલના કલશોને ભરવાને માટે તત્કાલ ક્ષીરસાગરે ગયા. ત્યાંથી કલશોમાં જલ ભરી લાવી હર્ષપૂર્વક તે જલથી તેઓએ પ્રભુનો અભિષેક કર્યો. તે સમયે લોકોના ચિત્તને હરનારા ઇંદ્ર મહારાજાએ પાત્રોને વિષે દાન આપ્યું. ત્યારથી અદ્યાપિ લોકોમાં ઇંદ્રમહોત્સવ પ્રવર્ત્તે છે. **મહાન્ પુરુષો જેમ પ્રવર્તે છે, તેમ લોકો પણ તેને અનુસરે છે.** આ રીતે ભરતચક્રવર્ત્તીએ ભક્તિથી કરેલી અને શક્ર ઇંદ્રે ભાવપૂર્વક આદરેલી શ્રીજિનપૂજા ત્યારથી અનેક પ્રકારના ઉદયને કરવાવાળી વિવિધ પ્રકારે પ્રવર્ત્તવા લાગી. ત્યારબાદ ઇંદ્રની આજ્ઞાથી અપ્સરાઓએ અને હાહા, હુહુ ઇત્યાદિ ગણોએ પ્રભુની પાસે લોકોને હર્ષદાયક સંગીત કર્યું. ખરેખર ગીત ત્રૈલોકયને વશ કરે છે, સ્વર્ગાદિ સુખને આપે

છે, સર્વ જનને આનંદ પમાડે છે, અને સર્વ અર્થને સાધે છે. ગીત, સુખ અને દુઃખમાં દ્રાક્ષ અને ઈક્ષુરસથી પણ વિશેષ મધુર છે. તે ગીત જો જિનપૂજામાં ભાવપૂર્વક થયું હોય તો તે સર્વ પાપને હરે છે. ત્યારબાદ જાણે સુવર્ણને સુગંધયુક્ત કરવા ઇચ્છતા હોય તેમ ભરત ચક્રવર્તીએ તે તીર્થને વિષે શુદ્ધ અન્ન, વસ્ત્ર અને પાનાદિકથી સંયમી મુનિવરોની ભક્તિ કરી. સુવર્ણ, રૂપ્ય, રત્ન, જલ, અન્ન અને વસ્ત્રાદિકનાં દાન કરી યાચકોનાં દારિદ્રયને ફરીથી ન આવે તે રીતે ચૂરી નાખ્યું. અને તે શ્રીશત્રુંજય તીર્થની પૂજાને માટે ભરતનરેશ્વરે સમગ્ર સુરાષ્ટ્રદેશ અર્પણ કર્યો. ત્યારથી પૃથ્વીમંડલમાં તે દેશ દેવદેશ એવા નામથી વિખ્યાત થયો.

એક વખતે ભરતનરેશ્વર અને શક્ર ઇંદ્ર એક આસન ઉપર બેસી પરસ્પર કથામૃતના રસમાં પ્રીતિપૂર્વક મગ્ન થઈને રહેલા હતા. તે સમયે કુલીન સ્ત્રીના જેવી સુંદર શત્રુંજયી નદી ભરત ચક્રવર્તીની દૃષ્ટિએ પડી. તે સરિતાને મોટા દ્રહના આવર્ત્ત ( જલભમરી )-રૂપ નાભિ હતી, વિકસ્વર કમલરૂપ મુખ હતું, કિનારા( કાંઠા )રૂપ જઘનભાગથી તે રમણીય હતી, મધ્યમાં રહેલાં અંતર્દ્વીપ( બેટ )રૂપ સ્તન હતા, ફરતા અનેક હંસો-રૂપ ઉજ્વલ વસ્ત્રો હતાં, તાડવૃક્ષરૂપ કેશવેણી હતી, વૃક્ષોની ઘટાથી સૂર્યને પણ જોતી નહોતી; વળી શુભ કરનારી, પવિત્ર સંગવાળી, પૂર્વસાગરરૂપ પતિ સાથે મળેલી, તરંગરૂપ ત્રિવલ્લીવાળી, ચકોર પક્ષીરૂપ નેત્રને ધારણ કરનારી અને શુભ ભૂભૃત ( નદી પક્ષે પર્વત અને સ્ત્રી પક્ષે રાજા ) થી ઉત્પન્ન થયેલી હતી. તે નદી ચકોર, ચાસ, ચક્રવાક, હંસ અને સારસ પક્ષીઓથી શોભતી હતી. તેના તરંગોવડે કમલો ચપલ થતાં હતાં, તેથી તેમાં ભમરીઓનું સંગીત થતું હતું. વિમલગિરિનાં બન્ને શિખરોની મધ્યમાં મર્યાદાની જેમ મળેલી પવિત્ર શત્રુંજયી નદીને જોઇ ભરતનરેશ્વરે શક્ર ઇંદ્રિને પૂછયું કે; ' આ કઈ નદી છે ?' જવાબમાં ઇંદ્રે કહ્યું; ' હે ચક્રવર્ત્તી ! આ શત્રુંજયા નામે નદી છે, અને શત્રુંજયગિરિરાજના આશ્રયથી લોકમાં આ નદી ગંગાથી પણ અધિક ફલ આપનારી છે. આ નદીના દ્રહોનું જે માહાત્મ્ય જુદું જુદું કહેવામાં આવે તેનું યથાર્થ વર્ણન કરવામાં ખરેખર બ્રહસ્પતિને પણ સો વર્ષ ચાલ્યાં જાય. પૂર્વે ગઇ ચોવીશીમાં કેવલજ્ઞાની નામે પ્રથમ તીર્થંકર થઇ ગયા છે, તેમનો સ્નાત્ર મહોત્સવ કરવાને માટે ઈશાનપતિએ ગંગા-નદી પ્રગટ કરી હતી. તે વૈતાઢ્ય પર્વતથી માંડીને આ પૃથ્વીની અંદર ગુપ્તરૂપે વહેતી હતી. પછી કેટલાક કાલ બાદ તે નદી શત્રુંજયગિરિની પાસે પ્રગટ થવાથી-આવવાથી તે શત્રુંજયાના નામે પ્રસિદ્ધ થયેલ છે. તેના જલસ્પર્શથી કાંતિ, કીર્ત્તિ, લક્ષ્મી, બુદ્ધિ, ધૃતિ, પુષ્ટિ તેમજ સમાધિ પ્રાપ્ત થાય છે, અને સિદ્ધિઓ વશ થાય છે. હંસ, સારસ અને ચક્રવાક વગેરે જે પક્ષીઓ તેનાં જલનો સ્પર્શ કરે છે, તે પક્ષીઓને પણ પાપના મળ સ્પર્શ કરતા નથી. તે નદીના જલમાં ઉત્પન્ન થયેલી કમલિનીઓ ' અમારું ઊર્ધ્વગમન થશે અને તમારું અધઃપતન થશે ' એમ વિકસ્વર પોતાના કમલરૂપ મુખદ્વારા

સ્વર્ગંગામાં રહેલી કમલીનીઓને જાણે કહેતી હોય તેમ હસે છે. આ સરિતાની મૃત્તિકા વિલેપન કરવાથી અંગના મોટા રોગોને હણે છે, અને કાદંબ જાતની ઔષધિ સાથે અગ્નિમાં ધમવાથી તે માટી સુવર્ણરૂપ થઈ જાય છે. તે આ પવિત્ર નદીના તીરનાં વૃક્ષોનાં ફળનો જે સ્વાદ લે છે, અને છ માસ સુધી આ નદીનું જેઓ જલ પીએ છે, તે લોકો વાત, પિત્ત અને કુષ્ઠાદિક રોગોનો ક્રીડામાત્રમાં નાશ કરી પોતાનું શરીર તપેલા સુવર્ણ જેવું કાંતિયુકત કરે છે. જેના જળમાં સ્નાન કરવાથી શરીર ( આત્માના )માંથી પાપ પણ ચાલ્યાં જાય, તો ઔષધથી સાધ્ય એવા વાતપિત્તાદિકની તો શી વાત કરવી ? સ્પર્શમાત્રથી સર્વપાપને હરનારી આ **શત્રુંજયા** નદી પ્રાણીઓને સર્વ તીર્થના ફળની પ્રાપ્તિ કરાવવામાં સમર્થ બાંહેધરીરૂપ છે. હે **ભરતેશ્વર** ! આ નદીના દ્રહના પ્રભાવ તથા માહાત્મ્યને અંગે હું કહું છું તે કથા તમે સાંભળો ! આ દ્રહનાં પ્રભાવશાળી જલનાં સ્પર્શથી **શાંતનુ** રાજાના પુત્રો સુખને પામ્યા હતા. તેની કથા આ પ્રમાણે છે.

આ ભરતક્ષેત્રમાં **શ્રીપુર** નામે નગર છે, તેમાં શત્રુને ત્રાસ આપનાર **શાંતન** નામનો રાજા હતો. તેને **સુશીલા** નામની રાણી હતી. એક વખતે સુશીલાએ સ્વપ્નમાં ધૂસરવર્ણી ધૂમકેતુ જોયો. તે સ્વપ્નવાર્ત્તા પોતાના પ્રિયપતિ **શાંતન**ને કહી. અનુક્રમે તે સ્વપ્નને અનુરૂપ એવો શ્યામવર્ણવાળો પુત્ર થયો. તે પુત્રનો જન્મ થતાં જ રાજ્યલક્ષ્મીનું મુખ્ય અંગ હાથીઓનું સૈન્ય ક્ષય પામી ગયું. પુનઃ દુઃસ્વપ્નને અનુસારે તેને બીજો પુત્ર થયો. તેની ગર્ભોત્પત્તિથી જ અશ્વસેનાનો ક્ષય થઇ ગયો. તેવી રીતે ત્રીજો પુત્ર થતાં જીવવધથી ધર્મની જેમ અને લોભથી સર્વ ગુણની જેમ તે રાજાની સર્વ સંપત્તિનો નાશ થઇ ગયો. ચોથા પુત્રની વાર્ત્તા સાંભળતાં જ તેના શત્રુઓએ અપાર સૈન્યથી **શ્રીપુર**નગરને ઘેરી લીધું. તે વખતે જેના કોશદંડ ( રાજભંડાર આદિ ) ક્ષીણ થઇ ગયેલા છે, એવો **શાંતન** રાજા રાણી **સુશીલા** અને પુત્રોને લઇ કોઇ સ્થાને નાશી ગયો. **નીલ**, **મહાનીલ**, **કાલ** અને **મહાકાલ** એવા નામનાં તે ચારે પુત્રો સાતે વ્યસનમાં વ્યગ્રમનવાળા હતા. " દ્યૂત–જુગાર, માંસ, મદિરા, વેશ્યા, ચોરી, મૃગયા–શિકાર અને પરસ્રીમાં પ્રીતિ " એ સાત વ્યસન કહેવાય છે. અન્ય વ્યસનોનું મૂળ એક જુગાર છે. જુગારમાંથી સઘળા વ્યસનો ઉત્પન્ન થાય છે, માટે બંને લોકનું અહિત કરનારા જુગારના વ્યસનને વિવેકી આત્માઓએ ત્યજી દેવું. દ્યૂતથી ધન, યશ, ધર્મ, બંધુવર્ગ અને કુલનો ક્ષય થાય છે, તેમજ દુઃખના સમૂહને આપનારી તિર્યંચ અને નરક ગતિની પ્રાપ્તિ થાય છે. જે શીઘ્રતાથી નરકમાં જવા ઇચ્છતો હોય, ' स ' એટલે તે પ્રાણી ' मां ' એટલે મને ભજો, એ પ્રમાણે જે ' मांस ' શબ્દ પોતાના નામથી જ પોતાનો અર્થ કહે છે, તે માંસનો દૂરથી જ ત્યાગ કરવો. જે દુષ્ટ બુદ્ધિવાલા માનવો જિહ્વાસ્વાદના રસથી સદા માંસભક્ષણ કરે છે, તે અધમ જીવો શિયાળ, શ્વાન અને પિશાચ જેવા મનુષ્યો છે, અને માંસભક્ષણના પાપથી તેઓ નરકગામી બને છે. મતિ, શાંતિ તથા યશને હરનારું મદ્ય નામનું વ્યસન અનર્થોનું

મૂળ છે; અને માતા કે ભાર્યાનું ભાન પણ ભૂલાવનારું છે. તેવા મદ્યને કયો દક્ષ પુરુષ સેવે ? એ લોકનો વિઘાત કરનાર પરસ્ત્રીની પ્રીતિ ત્યાગ કરવા યોગ્ય છે. વળી નિરંતર પાપને વશ રહેનારી વેશ્યા તો જરા પણ પ્રીતિ કરવા યોગ્ય નથી. આ લોકમાં પ્રત્યક્ષ રીતે વધ, બંધનાદિકને કરનારી અને પરલોકમાં નરકને આપનારી ચોરી સદ્બુદ્ધિવાળા પુરુષે ત્યજી દેવી જોઇએ. ચોરી કરવાથી આ લોકમાં કર્ણ, નાસિકા, નેત્ર અને હાથ-પગને પીડાઓ પ્રાપ્ત થાય છે. અર્થાત્ રાજા વગેરે ચોરી કરનારને કાન, નાક કે હાથ પગ કપાવી નાખવારૂપ દંડ કરે છે, અને પરલોકમાં ચંડાળ કુળમાં જન્મ થાય છે. ધર્મરૂપ વૃક્ષમાં અગ્નિરૂપ, કીર્ત્તિરૂપ ઉજ્વળ મહેલમાં મષીનાં છાંટા જેવું અને સર્વ વિદ્વાન પુરુષોને નિંદનીય, શિકારની વાર્ત્તા પણ સાંભળવી નહિં. પાપર્દ્ધિ એટલે શિકાર કરવામા કુશલ એવા જે પુરુષો નિરપરાધી જંતુઓની હિંસા કરે છે, તે લોકો દુઃખ, દારિદ્રય, દુષ્ટ પીડા અને દુર્ગતિના કુલાશ્રયરૂપ થાય છે.”

આ પ્રકારે સર્વ રીતે નિંદનીય અને નીચ એવા સાત વ્યસનોરૂપ મહાદોષના એક સ્થાનરૂપ શાંતન રાજાના તે ચારે પુત્રો અનુક્રમે તે પાપકર્મના ઉદયથી કોઢ રોગવાળા થયા. કદ્રૂપા, ક્રૂર બુદ્ધિવાળા અને કુસંગમા તત્પર એવા તેઓ વક્ર થયેલા ક્રૂર ગ્રહોની જેમ[1] તેઓથી પરિવરેલો રાજા રાજ્યને ત્યજીને નીકળ્યો. અને વનેવન ભમતો તે દુષ્ટ ગ્રહો જેવા તે કુપુત્રોથી કોઇપણ સ્થાને સુખ પામ્યો નહિં. નિત્ય અતિ ભોજન કરનારા છતા પણ રોગગ્રસ્ત થયેલા તે પુત્રોના કારણે દુઃખી બનેલા રાજાના ચિત્તમાં આ પ્રમાણે ચિંતા ઉત્પન્ન થઇ; ‘ દારિદ્રયથી પીડિત, શત્રુઓથી ઉપદ્રવિત અને પરને આધારે જીવનારા પુરુષો જે જીવિતની આશા કરે છે, તે કેવળ ક્લેશને માટે જ છે; માટે હું આ મારી સ્ત્રીને અને પુત્રોને કોઇ રીતે છેતરીને થોડા કાલમાં મારા આયુષ્યનો અંત લાવું.’ આ પ્રમાણે વિચારી તે શાંતન એક મોટા પર્વત ઉપર ચડ્યો. ત્યાં તેની તલાટીની ભૂમિમાં એક મોટું જિનાલય તેના જોવામાં આવ્યું. જાણે પ્રાણને પ્રયાણ કરાવવાના પ્રસ્થાનમા કાંઇક ભાતું ઈચ્છતો હોય તેમ તે રાજા, તરત તે પર્વત ઉપરથી ઉતરીને પોતાના કુટુંબ પરિવારની સાથે તે [2]સંપ્રતિ જિનના ચૈત્યમાં ગયો. ત્યાં અદ્ભુત આકૃતિવાળો અને સર્વ તેજનો સાર હોય તેવો એક ઉત્તમ પુરુષ પ્રભુના ચરણમાં નમસ્કાર કરતો તેણે જોયો. તેનું દર્શન થતા રાજાના હૃદયમાં વિશેષ રીતે શુભ ભાવના પ્રગટ થઈ. પછી જાણે તે મંદિરમાં બિરાજમાન જિનેશ્વરદેવ સાથે પોતાના આત્માનું ઐક્ય કરતો હોય તેમ તેણે પ્રભુને પ્રણામ કર્યા. ‘ શુદ્ધ મનથી કદિ અલ્પ માત્ર પણ જિનભક્તિ કરી હોય તો તે પરલોકની જેમ આ લોકમાં પણ ઉત્તમ સુખને આપે છે.’ તે રીતે રાજાએ કરેલા

---

૧ ૨ ગ્રહો-વક્રી થઇ જેમ રાજા એટલે ચદ્રને એક રાશિમા મલે છે, તેની જેમ.

૨ ગઇ ચોવીશીના આ ભરતક્ષેત્રમા થઈ ગયેલા ૨૪ મા તીર્થંકર

ભગવંતને નમસ્કાર માત્રથી તે સમયે ત્યાં હાજર રહેલા ધરણેંદ્રે તુષ્ટમાન થઈ તે શાંતનરાજાને કહ્યું કે 'હું ધરણેંદ્ર નાગકુમારનો ઈંદ્ર છું અને તારી જિનભક્તિથી સંતુષ્ટ થયો છું, માટે હે શ્રેષ્ઠ આકૃતિવાળા ભદ્ર! તું ઇચ્છિત વર માગ.' આ પ્રમાણે ધરણેંદ્રનાં વચનથી પ્રસન્ન થયેલા રાજાએ નાગપતિને નમસ્કાર કર્યો, અને કહ્યું: 'હે પુણ્યાત્મા! તમારું દર્શન જ મને સંપત્તિનું દર્શક થયેલું છે. હું વરદાન પછી માંગીશ. પણ હમણાં તો જેમ જેમ મારે પુત્રો થતા ગયા તેમ તેમ અનુક્રમે મારી સર્વ સંપત્તિનો નાશ થતો ગયો, તેનું શું કારણ? તે મને જ્ઞાનથી જાણીને કહો.' અવધિજ્ઞાનનો ઉપયોગ મૂકી તેના પૂર્વભવને જાણી તે સમયે ધરણેંદ્રે શાંતનુરાજાને કહ્યું; "પૂર્વભવમાં આ તારો મોટો પુત્ર કોઈ મહાઅટવીમાં ક્ષય નામે ભીલ હતો. ક્રૂર હૃદયવાળો, અશુભ ધ્યાન ધરનારો અને પ્રાણીઓની હિંસા કરનારો તે ભીલ એક વખતે કોઇ તીર્થે જતા સંઘને લૂંટીને પાછો વળી, માર્ગમાં કાન સુધી ધનુષ્ય ખેંચીને આગળ ગયેલા મૃગને શોધવા લાગ્યો. તેવામાં ધ્યાનથી સ્થિર અંગ કરીને રહેલા શ્રીસંયમ નામના મુનિ તેના જોવામાં આવ્યા. એટલે તેણે મહર્ષિને જોઇને પૂછ્યું કે, 'અહિંથી હરણ ક્યાં ગયું?' પણ તે દયાળુ મુનિ તે ભીલના પ્રશ્નના જવાબમાં કાંઇ બોલ્યા નહિં, ત્યારે 'તે મૃગ તું જ છો' એમ કહી તે ભીલે તેમની ઉપર બાણ છોડયું. એટલે '**अर्हद्भ्यो नमः**' એમ બોલતા તે શાંત મહર્ષિ તે બાણની પીડાથી તત્કાળ પ્રાણરહિત થયા. ત્યાંથી આગળ ભટકતાં તે ક્ષય ભીલને તે જ દિવસે કોઇ સિંહે માર્ગમાં મારી નાખ્યો. સિંહે પાડીને મારી નાંખેલા તે ભીલને તે અવસરે પોતાના પાપનો પશ્ચાત્તાપ થયો કે, 'અરે! મેં પાપીએ નિરપરાધી મુનિને મારી નાંખ્યા, તેનું આ ફળ મળ્યું.' આ પ્રમાણે ચિંતવતો ભીલ મૃત્યુ પામ્યો. અને મુનિઘાતના મહાપાપથી તે સાતમી નરકે ગયો. ત્યાં તેણે તેત્રીશ સાગરોપમ સુધી અધિક દુઃખો સહન કર્યાં. ત્યારબાદ તે સાતમી નરકમાંથી નીકળીને સિંહ, વ્યાઘ્ર વગેરેના અનેક ભવો કરી, તે કુકર્મકારી ભીલ ફરીને નરકનો અતિથિ થયો. ભીલના ભવમાં મરણકાલે મુનિવધના દુષ્કૃત્યની તેણે નિંદા કરી હતી, તેથી તે પુણ્યવડે ક્ષય ભીલનો જીવ તે નરકમાંથી નીકળીને તારો આ નીલ નામે પુત્ર થયો છે. હે રાજા! મુનિનો વધ પરિણામે ભયંકર છે. મુનિની નિંદા અતિ દુસ્તર છે, અને મુનિની ઉપેક્ષા પણ મહાદુષ્કૃતનું કારણ થાય છે. તે ક્ષય ભીલે મરણ વખતે પોતે કરેલા મુનિના વધનો પશ્ચાત્તાપ કર્યો હતો, તેથી તે તારા કુળમાં જન્મ પામ્યો, પણ તેણે પૂર્વે કરેલા મુનિવધના ઘોર દુષ્કૃતનું ફળ અવશિષ્ટ રહેલું હતું તેથી તેના યોગે તારા રાજ્યમાં ગજસંપત્તિની તને હાનિ થઈ.'

'આ મહાનીલ પૂર્વે શૂર નામે ક્ષત્રિય હતો. કંકા નામે નગરીના રાજા ભીમનો અલ્પ ધનવાળો તે સેવક હતો. એક વખતે મંત્રીઓના વિપરીતપણાથી તેને પોતાનો

મૂળ છે; અને માતા કે ભાર્યાનું ભાન પણ ભુલાવનારું છે. તેવા મદ્યને કયો દક્ષ પુરુષ સેવે ? બે લોકનો વિઘાત કરનાર પરસ્ત્રીની પ્રીતિ ત્યાગ કરવા યોગ્ય છે. વળી નિરંતર પાપને વશ રહેનારી વેશ્યા તો જરા પણ પ્રીતિ કરવા યોગ્ય નથી. આ લોકમા પ્રત્યક્ષ રીતે વધ, બંધનાદિકને કરનારી અને પરલોકમા નરકને આપનારી ચોરી સદ્બુદ્ધિવાળા પુરુષે ત્યજી દેવી જોઇએ ચોરી કરવાથી આ લોકમા કર્ણ, નાસિકા, નેત્ર અને હાથ-પગને પીડાઓ પ્રાપ્ત થાય છે અર્થાત્ રાજા વગેરે ચોરી કરનારને કાન, નાક કે હાથ પગ કપાવી નાખવારૂપ દંડ કરે છે, અને પરલોકમા ચંડાળ કુળમા જન્મ થાય છે. ધર્મરૂપ વૃક્ષમા અગ્નિરૂપ, કીર્ત્તિરૂપ ઉજ્વળ મહેલમા મષીનાં છાટા જેવું અને સર્વ વિદ્વાન પુરુષોને નિંદનીય, શિકારની વાર્તા પણ સાભળવી નહિં. પાપર્દ્ધિ એટલે શિકાર કરવામા કુશલ એવા જે પુરુષો નિરપરાધી જંતુઓની હિંસા કરે છે, તે લોકો દુઃખ, દારિદ્રય, દુષ્ટ પીડા અને દુર્ગતિના કુલાશ્રયરૂપ થાય છે."

આ પ્રકારે સર્વ રીતે નિંદનીય અને નીચ એવા સાત વ્યસનોરૂપ મહાદોષના એક સ્થાનરૂપ શાંતન રાજાના તે ચારે પુત્રો અનુક્રમે તે પાપકર્મના ઉદયથી કોઢ રોગવાળા થયા. કદ્રૂપા, ક્રૂર બુદ્ધિવાળા અને કુસંગમા તત્પર એવા તેઓ વક્ર થયેલા ક્રૂર ગ્રહોની જેમ[1] તેઓથી પરિવરેલો રાજા રાજ્યને ત્યજીને નીકળ્યો. અને વનેવન ભમતો તે દુષ્ટ ગ્રહો જેવા તે કુપુત્રોથી કોઇપણ સ્થાને સુખ પામ્યો નહિ. નિત્ય બલિ ભોજન કરનારા છતા પણ રોગગ્રસ્ત થયેલા તે પુત્રોના કારણે દુખી બનેલા રાજાના ચિત્તમા આ પ્રમાણે ચિંતા ઉત્પન્ન થઇ, 'દારિદ્રયથી પીડિત, શત્રુઓથી ઉપદ્રવિત અને પરને આધારે જીવનારા પુરુષો જે જીવિતની આશા કરે છે, તે કેવળ કલેશને માટે જ છે, માટે હું આ મારી સ્ત્રીને અને પુત્રોને કોઇ રીતે છેતરીને થોડા કાલમા મારા આયુષ્યનો અંત લાવું.' આ પ્રમાણે વિચારી તે શાંતન એક મોટા પર્વત ઉપર ચઢ્યો ત્યા તેની તલાટીની ભૂમિમાં એક મોટું જિનાલય તેના જોવામા આવ્યું. જાણે પ્રાણને પ્રયાણ કરાવવાના પ્રસ્થાનમા કાઈક ભાતું ઇચ્છતો હોય તેમ તે રાજા, તરત તે પર્વત ઉપરથી ઉતરીને પોતાના કુટુંબ પરિવારની સાથે તે [2]સંપ્રતિ જિનના ચૈત્યમા ગયો ત્યા અદ્ભુત આકૃતિવાળો અને સર્વ તેજનો સાર હોય તેવો એક ઉત્તમ પુરુષ પ્રભુના ચરણમા નમસ્કાર કરતો તેણે જોયો. તેનું દર્શન થતા રાજાના હૃદયમા વિશેષ રીતે શુભ ભાવના પ્રગટ થઈ. પછી જાણે તે મંદિરમા બિરાજમાન જિનેશ્વરદેવ સાથે પોતાના આત્માનું ઐકય કરતો હોય તેમ તેણે પ્રભુને પ્રણામ કર્યા 'શુદ્ધ મનથી કદિ અલ્પ માત્ર પણ જિનભક્તિ કરી હોય તો તે પરલોકની જેમ આ લોકમા પણ ઉત્તમ સુખને આપે છે' તે રીતે રાજાએ કરેલા

---

૧ ૨ ગ્રહો-વક્રી થઇ જેમ રાજા એટલે ચંદ્રને એક રાશિમા મલે છે, તેની જેમ.

૨ ગત ચોવીશીના આ ભરતક્ષેત્રમા થઈ ગયેલા ૨૪ મા તીર્થંકર

ઉચિત છે ’ આ પ્રમાણે વિચારી તેના પિતાએ તેને નગરમાંથી બહાર કાઢી મૂકાવ્યો. એટલે તે યૂથમાંથી છૂટા પડેલા મૃગલાની જેમ વનમાં ભટકવા લાગ્યો. છેવટે કરોળીઆ અને સુખપાકના રોગની વેદનાવડે મૃત્યુ પામી છઠ્ઠી નરકે જઇ, ત્યાંથી ચ્યવીને તે આ કાલ નામે તારો પુત્ર થયો છે.’

‘આ ચોથો પુત્ર મહાકાલ પૂર્વ ભવે એક બ્રાહ્મણનો પુત્ર હતો, અને નિત્ય ભિક્ષા માંગીને આજીવિકા કરતો હોવાથી તે હંમેશા દુઃખોનું પાત્ર હતો. પોતાના દુષ્પૂર ઉદરને પૂરવાને માટે તે દેશોદેશ ભટકતો હતો. એકદા કોઈ ગામમાં કોઇ જિનપૂજકના ઘરમાં તે ચાકર થઇને રહ્યો. એક સમયે લાગ જોઈ શ્રીજિનેશ્વર ભગવંતનાં આભૂષણોને ચોરીને તે કોઇ ઠેકાણે ચાલ્યો ગયો. તેવા નિંદ્ય વ્યવસાયથી અર્થને પ્રાપ્ત કરવામાં તેનું ચિત્ત લુબ્ધ થઇ ગયું હતું, તેથી બીજી વખત વળી તે અધમ બ્રાહ્મણે મુનિનાં ઉપકરણો ચોરી લીધાં અને વ્યસનમાં આસક્ત એવા તેણે તે સર્વ વેશ્યાને આપી દીધું. દેવદ્રવ્ય અને ગુરુદ્રવ્યનું અપહરણ, સાત પેઢી સુધી આત્માનાં સુખોનો નાશ કરે છે. દેવદ્રવ્ય, તેલ સાથે મિશ્ર કરીને ખાધેલા ઝેર જેવું છે. દેવદ્રવ્યનો અપહાર કરનારો સાત દિવસમાં અને ગુરુદ્રવ્યનો અપહાર કરનારો ત્રણ દિવસમાં નરકને પામે છે. જેમ અન્ન સાથે વિષનો સંસર્ગ, અને દૂધ સાથે કાંજીનો સંસર્ગ દૂષિત ગણાય છે, તે રીતે પોતાનાં ધનની સાથે ગુરુદ્રવ્યનો સંસર્ગ પણ દોષદુષ્ટ છે, એટલે કે બન્નેને ભેગા કરીને ઉપયોગમાં લેવામાં પણ મહાદોષ છે. અર્થાત્ તે દ્રવ્ય પોતાના દ્રવ્યનો પણ વિનાશ કરે છે. જે માણસ દેવ અને ગુરુના દ્રવ્યવડે આજીવિકાદ્વારા જીવવાની આશા રાખે છે, તે ધત્તૂરાના રસ સાથે વિષનો સ્વાદ કરીને જીવવાની આશા જેવી છે.

આ પ્રમાણે ઘોર પાપકર્મને કરતો તે નીચ બ્રાહ્મણ કોઢ રોગની પીડાથી કેટલાક દિવસો સુધી રીબાઇને અંતે મૃત્યુ પામી નરક અને ચાંડાલના ભવોમાં ભટકી અંતે આ તારો ચોથો પુત્ર થયો છે. આ ચાર પુત્રો મુનિઘાત, પ્રિયાઘાત–સ્ત્રીહત્યા, દેવગુરુની નિંદા અને દેવ–ગુરુનાં દ્રવ્ય હરનારા છતાં, તારા રાજકુલમાં અવતર્યા, તેનું કારણ તું સાંભળ! ‘ક્ષય ભીલ મુનિના સ્મરણથી, શૂર ક્ષત્રિય નવકારના સ્મરણથી, નિંદા કરનાર ઇભ્ય પુત્ર સત્કુલમાં ઉત્પન્ન થયેલ હોવાથી, અને ચોરી કરનાર બ્રાહ્મણ શ્રીજિનેશ્વરનાં દર્શનથી રાજકુળને પામ્યા છે.’ તેઓનું પાપ હજુ બાકી રહેલું હતું, તેથી હે રાજા! તેઓ તારા કુલમાં આવવાથી તું રાજ્યથી ભ્રષ્ટ થયો; માટે હવે તું આ રીતે સંસારનું સ્વરૂપ જાણી, મરણનો વિચાર કર નહિં, અને આ પાપોનો નાશ કરવા માટે તું અહીંથી સુરાષ્ટ્રદેશમાં આવેલા મહાતીર્થ શત્રુંજયની નજીકમાં રહેલી સર્વ દોષોનો નાશ કરનારી શત્રુંજયા નદી છે, તેને ભજ. તેના તીર ઉપર જે વૃક્ષો છે, તેમના ફલોનું આસ્વાદન કર, તેના જલમાં સ્નાન કર અને તે ગિરિરાજનો સ્પર્શ કર. તે નદીના તીર ઉપર પૂર્વે સૂર્ય દેવે નિર્માણ કરેલું સર્વ પાપહારી જિનમંદિર છે. તે મંદિરમાં રહેલા જિનેશ્વરની મન, વચન અને કાયાની શુદ્ધિવડે વિધિપૂર્વક પાપની શાંતિને માટે તું પૂજા કર અને સદા સર્વ જંતુઓની રક્ષા કર. આ નીલ

નિયમિત ગરાસ મળ્યો નહિં, એટલે દારિદ્રયથી પીડિત થઇ તે ત્યાંથી પોતાના ઘેર આવ્યો. ઘેર ભોજન વખતે તેની સ્ત્રીએ તૈયાર કરેલી રસોઇને તે સારી નઠારી કરવા લાગ્યો, ત્યારે તેની સ્ત્રીએ કહ્યુ કે, 'સ્વામી! ઘરમાં સારી વસ્તુ મને મળતી નથી, એટલે હું શું કરું? જો પતિ સારા અન્ન, ઘી વગેરે લાવે તો સ્ત્રી સારી રસોઇ કરે છે, આપણા ઘરમાં આજે તો આવા પદાર્થો જ હતા, તો તેમાં હું શું કરું?' પોતાની સ્ત્રીનાં આવાં વચન સાંભળીને તે શૂર ક્ષત્રિયને કોપરૂપી દાવાનલ પ્રજ્વલિત થયો. તરત જ તેણે ક્રોધના આવેશમાં એક પથ્થરનો સ્ત્રી ઉપર ઘા કર્યો, તેથી તે સ્ત્રી મૂર્ચ્છિત થઇને તત્કાળ મૃત્યુ પામી. તેને એક પુત્રી હતી. તેણે તે વખતે મોટો કોલાહલ કર્યો. તે સાંભળી નગરનો કોટવાળ ત્યાં આવી પહોચ્યો અને તત્કાળ તેને બાધીને રાજાની પાસે લઇ ગયો. રાજાએ તેને અપરાધી જાણીને શૂલીએ ચઢાવવાની આજ્ઞા આપી, એટલે કોટવાળે તરત જ તેને શૂળીએ ચડાવ્યો. તેણે શૂલીની વેદના સહન કરતાં કરતાં કોઇ મુનિને મુખેથી બોલાતો નવકાર મંત્ર આદરબુદ્ધિથી સાભળ્યો. ત્યાથી મૃત્યુ પામી તે છઠ્ઠી નરકે ગયો. ત્યાં સ્ત્રી હત્યાથી બાધેલુ પોતાનુ કર્મ ભોગવી, નવકાર મંત્રના શ્રવણથી હે રાજા! તારે ઘેર આ બીજા પુત્રપણે મહાનીલ નામે અવતર્યો છે; માટે શરણ રહિત અને સદા ભીરુ એવી અબળાને કોઇ દિવસ મારવી નહીં. કારણ કે, મારવાથી કોપાયમાન થયેલી સ્ત્રી (અર્થાત્ સ્ત્રીહત્યાનું પાપ) આ લોક અને પરલોકના નાશને માટે થાય છે.'

'આ તારો ત્રીજો પુત્ર કાલ, પૂર્વજન્મમાં એક શ્રેષ્ઠીનો પુત્ર હતો. તે કામાંધ, અગમ્ય સ્ત્રી સાથે ગમન કરનારો, દેવ તથા ગુરુનો નિંદક, અને ધર્મનો ઘાતક હતો. ધન અને યૌવનના ગર્વથી તે માતાપિતાની આજ્ઞાને માનતો ન હતો, દેવ અને ધર્મ-તત્ત્વના પરમાર્થથી કારણરૂપ સદ્ગુરુ છે, તેવા અનન્ય ઉપકારી ગુરુની જે નિંદા કરે છે, તેણે તે ત્રણેય દેવ, ગુરુ તથા ધર્મની ઘોર અવજ્ઞા કરી ગણાય છે. જે દેવ, ગુરુ અને ધર્મની નિંદા કરે છે, તે ચંડાલનો ભવ પામીને છેવટે નરકનો અતિથિ થાય છે. દેવ નિંદામાં પરાયણ એવા પુરુષને બોધિબીજ, મુક્તિ, સ્વર્ગ, સત્કુલ અને શુદ્ધ દ્રવ્યની લબ્ધિ વગેરે પ્રાપ્ત થતાં નથી. શ્રીજિનેશ્વર ભગવંતની નિંદા કરવાથી મૂંગાપણું, કાહલપણું, કરોલીયા અને કુષ્ઠાદિ દોષજનિત રોગો અને સડસઠ પ્રકારના અન્ય રોગો ઉત્પન્ન થાય છે. ગુરુનિંદાથી અપયશ, અકાલમરણ, દુઃખ, મુખમાં દુર્ગંધ, કરોલીયા અને તંતુ પ્રમુખ દોષો (રોગો) ઉત્પન્ન થાય છે. ધર્મની નિંદા કરનારો મનુષ્ય વારંવાર નરક અને તિર્યંચના ભવોમાં પરિભ્રમણ કરે છે. અને તે જીવ, મનુષ્યભવને પ્રાપ્ત કરતો નથી. આ રીતે દેવ, ગુરુ અને ધર્મ–એ ત્રણની જે નિંદા કરે છે, તે ઘોર પાતકી છે. તેના સંસર્ગ-માત્રથી બીજા પણ મલિન થઇ જાય છે.

એક વખતે 'આ પુત્ર દુષ્ટ આચારોમા પ્રવર્ત્તતો હોવાથી મારા કુળને કલંકભૂત છે, માટે ઘરમાંથી કચરાને બ્હાર નાંખી દેવામાં આવે છે, તેમ તેને સર્વથા તજી દેવો એ જ

સંપૂર્ણ વૈભવવાળી ઐંદ્રી નામે નદી છે. ઈશાનમાં ઇંદ્રની સ્પર્ધાથી સૌધર્મ ઇંદ્રે જિન-ભક્તિવડે આ નદીને મનોહર પદ્મદ્રહમાંથી અહિં આણી લાવેલ છે. સ્પર્ધા અને જિનભક્તિવડે આ નદીને અહિં લાવેલ હોવાથી તે શત્રુંજયાથી કાંઈક ન્યૂન પ્રભાવવાળી, છતાં દુષ્ટજનના દોષોને હરનારી છે. જે આ નદીની મૃત્તિકાનો કળશ કરી, તેમાં તેનું જ જળ ભરી શ્રી જિનેશ્વરદેવના અંગ ઉપર ભક્તિથી અભિષેક કરે છે, તે શુદ્ધ હૃદયવાળો ભક્તિભાવિત આત્મા મુક્તિને વશ કરે છે. વળી આ પૂર્વદિશાના આભૂષણરૂપ જે નદી છે, તેને પાતાળપતિ ધરણેંદ્રે ભક્તિથી પાતાળમાંથી અહીં આણેલી છે. પ્રખ્યાત પ્રભાવ-યુક્ત આ નદી ઉત્તર દિશામાં ઉત્પન્ન થઇ દક્ષિણ દિશામાં જઈ સૂર્યોદ્યાનને આશ્રિત થયેલી શોભે છે. નાગેંદ્રે શ્રીજિનેંદ્રને સ્નાન કરવાને તે આણેલી હતી, તેથી સર્વ પ્રકારના પાપરૂપ અંધકારને હણનારી આ નદી નાગેંદ્રી એવા નામથી વિખ્યાત થયેલી છે. વળી આ યમલહૃદા નામની નદી, જે હૃદયથી શોભાયુકત છે તે સર્વ સુર અસુરોએ શ્રીઆદિનાથ પ્રભુને માટે ઉત્પન્ન કરેલી છે. આ નદીના જલમાં જે સ્નાન કરે છે કે પ્રભુને સ્નાન કરાવે છે, તે મનુષ્ય જન્મરૂપ વૃક્ષનું ફળ મેળવે છે. હે ભરત ! આ રીતે શ્રીજિનેશ્વરનાં સ્નાત્ર અભિષેકના નિમિત્તથી પવિત્ર એવી ચૌદ મહાનદીઓ આ શત્રુંજય તીર્થ સમીપે રહેલી શોભે છે; માટે એ ચૌદ મહાનદીઓમાંથી, મોટા કુંડોમાંથી, ક્ષીરસમુદ્રમાંથી અને પદ્મદ્રહાદિક દ્રહોમાંથી જલ લાવીને આ તીર્થે શ્રી તીર્થપતિ જિનેશ્વર ભગવંતનો અભિષેક કરવો. જે શ્રાવકો સંઘપતિ થઇને અહીં આવે છે, તેમનો નિત્ય સ્થિર એવો આ આચાર છે, ક્રમ છે, અને તે આચાર, ચક્રી અને ઇંદ્રના પદને યાવત્ તીર્થંકરપણું આપે છે. આ શુભ જળવાળી અને શ્રેય કરનારી સર્વ સરિતાઓ-

ઓ છે, તે વિવિધ પ્રભાવથી સંપૂર્ણ અને સર્વ તીર્થોમાં વિભૂષિત છે. જેઓ તેનાં સ્પર્શ કરે છે, તેમને સત્કીર્ત્તિ, વિપત્તિની હાનિ, શુભોદય અને સ્વર્ગાદિ સુખની સ્વાધીન બને છે. જે આત્મા આ નદીઓનાં જલમાં સ્નાન કરે છે, તેમજ તેનાં ...થી શ્રી જિનેશ્વર ભગવંતનો સ્નાત્રાભિષેકાદિ કરે છે, તેને નવ નિધિનું હંમેશા ...હે છે, કામધેનુ તેના આંગણામાં વસે છે, ત્રણ લોક તેને વશ થાય છે, તે સદા ...છે. ભૂત, પ્રેત કે પિશાચ તેને ઉપદ્રવ કરવા સમર્થ થઈ શકતા નથી. દુષ્ટ ... તેના અંગે ઉત્પન્ન જ થતા નથી. દેવતાઓ તેના કિંકર થાય છે, અને ... તેના ઘરમાં આવીને રહે છે. તેમજ હે ભરતેશ્વર ! ચંદ્ર, સૂર્ય ... કરેલા અન્ય પણ ઘણા જળાશયો આ તીર્થમાં રહેલા છે.'

...નોને સાંભળીને ચક્રવર્તી ભરતેશ્વર મનમાં અતિ હર્ષ પામ્યા, ...ઈ શક્ર ઇંદ્રની સાથે તેમણે તે શત્રુંજયા સરિતામાં સ્નાન કર્યું, ...નાં પુષ્પો તથા નદીમાંનાં કમળોને ગ્રહણ કરી તેમજ તેનાં ... શ્રી જિનેશ્વર ભગવંતની ભાવપૂર્વક પૂજા કરી. પછી પૂર્વ

શત્રુંજયામાં, મહાનીલ ઐંદ્રી નદીમાં, કાલ નાગેંદ્રી નદીમાં અને મહાકાલ તાલધ્વજી નદીમાં સ્નાન કરીને એ સર્વ વિધિ કરે. એવી રીતે વિધિપૂર્વક કરવાથી એક, ત્રણ, ચાર અને છ માસે અનુક્રમે તેઓ નિરોગી થઇ સુખને પ્રાપ્ત કરશે. પૂર્વકૃત કુકર્મથી મુક્ત થઇ દેવતાના જેવું શરીર પામી, પ્રથમ પોતાનાં રાજ્યના સ્વામી બની અંતે સ્વર્ગ રાજ્યના પણ ભોક્તા થશે." આ પ્રમાણે ધરણેંદ્રનાં વચનોને સાંભળીને હર્ષ પામેલા શાંતનુ રાજાએ પોતાના સ્ત્રી અને પુત્રોના પરિવાર સાથે ધરણેંદ્રનાં ચરણોમાં નમસ્કાર કર્યાં. ફરી ધરણેંદ્રે શાંતન રાજાને કહ્યું કે, 'રાજા આ રીતે વિધિપૂર્વક છ માસ સુધી ત્યાં રહ્યા પછી તમે મને ત્યાં યાદ કરજો એટલે હું આવીને તમારા શત્રુઓને જીતી તમને તમારું રાજ્ય અખંડપણે આપીશ.' આ પ્રમાણે કહી ધરણેંદ્ર સ્વસ્થાનકે ગયો, અને રાજા તેને નમસ્કાર કરી હૃદયમાં તેનું વચન ધારણ કરતો તે જ માર્ગે પાછો વળ્યો. પૃથ્વીને લંઘતા અનુક્રમે તે સૌરાષ્ટ્ર દેશમાં આવ્યો. ત્યાં તેણે વિસ્મયસહિત શત્રુંજયગિરિ જોયો. તે પર્વતની તળેટીમાં શત્રુંજયા નદીના કાંઠે તેણે તૃણની પર્ણકુટી (ઝુંપડી) બનાવી અને તેમાં પોતાના કુટુંબ સહિત તે રાજાએ ત્યાં નિવાસ કર્યો. તે પવિત્ર નદીના જળમા તે સર્વે ત્રિકાળ સ્નાન કરતા હતા. તેની મૃત્તિકાથી અંગને વિલેપન કરતા હતા, તે તીર્થ તથા તીર્થપતિને તેઓ સદા ત્રિકાલ વંદન કરતા હતા, અને તે નદીના કિનારા ઉપર ઊગેલા પ્રાસુક વૃક્ષોનાં ફલોનો તેઓ આહાર કરતા હતા. એ પ્રમાણે એક માસ થયો એટલામાં તો રાજાએ પોતાના પુત્રોને સુવર્ણના જેવી કાંતિવાળા થયેલા જોયા, તથાપિ ધરણેંદ્રની આજ્ઞાથી તે છ માસ સુધી ત્યાં રહ્યો. છ માસ થયા પછી ધરણેંદ્રનું સ્મરણ કરવાથી ધરણેંદ્ર ત્યાં આવ્યો. સૌને વિમાનમા બેસારી સાથે લઇને તેમના પૂર્વ રાજ્ય ઉપર તેમને બેસાર્યા. પછી શાંતન રાજા પુત્રો સહિત નિરંતર જિનયાત્રા અને જિનપૂજન કરવા લાગ્યો. પોતાના ચિત્તની પેઠે પોતાના દેશની સર્વ પૃથ્વી જિનમંદિરોથી તેણે મંડિત કરી દીધી. આ પ્રમાણે ચોસઠ લાખ વર્ષ સુધી રાજ્યવૈભવનું સુખ ભોગવી પછી સ્ત્રી અને પુત્રોના પરિવારની સાથે તે શાંતનરાજાએ સંયમ ગ્રહણ કર્યું. છેવટે તેઓ શત્રુંજય મહાતીર્થ ઉપર અનશન કરીને કેવલજ્ઞાન પામી સર્વ કર્મોનો ક્ષય કરીને મોક્ષે ગયા."

આ પ્રમાણે શક્રઇંદ્રે ભરતચક્રવર્તીની આગળ શત્રુંજયા નદીના પ્રભાવનું વર્ણન કરતાં શાંતનરાજાનું વૃત્તાંત જણાવીને કહ્યું કે, 'આ પ્રમાણે આ શત્રુંજયા નદી અનેક પ્રભાવોથી ભરપૂર છે. જો શત્રુંજયા નદી સેવી હોય તો એક લીલામાત્રમાં રાજ્યભ્રષ્ટને રાજ્ય, સુખભ્રષ્ટને સુખ, અને વિદ્યાભ્રષ્ટને વિદ્યા આપે છે, તેમજ કાંતિ, કીર્ત્તિ, બુદ્ધિ, લક્ષ્મી અને સ્વર્ગના સુખને પણ આપે છે. હે ભરતરાજા ! જેમ સર્વ દેવોમા શ્રીયુગાદીશ પ્રભુ મુખ્ય છે, અને જેમ સર્વ તીર્થોમાં શ્રીશત્રુંજયગિરિ મુખ્ય તીર્થ છે, તેમ તીર્થરૂપ સર્વ નદીઓમાં આ શત્રુંજયા નદી મુખ્ય છે; માટે તેની તમે પણ અધિક આરાધના કરો. વળી આમ ઉત્તર દિશામાં પવિત્ર જલવડે પૂર્ણ એવી જે આ સરિતા જણાય છે, તે

સંપૂર્ણ વૈભવવાળી ઐંદ્રી નામે નદી છે. ઈશાનમાં ઇંદ્રની સ્પર્ધાથી સૌધર્મ ઈંદ્રે જિનભક્તિવડે આ નદીને મનોહર પદ્મદ્રહમાંથી અહિં આણી લાવેલ છે. સ્પર્ધા અને જિનભક્તિવડે આ નદીને અહિં લાવેલ હોવાથી તે શત્રુંજયાથી કાંઈક ન્યૂન પ્રભાવવાળી, છતાં દુષ્ટજનના દોષોને હરનારી છે. જે આ નદીની મૃત્તિકાનો કળશ કરી, તેમાં તેનું જ જળ ભરી શ્રી જિનેશ્વરદેવના અંગ ઉપર ભક્તિથી અભિષેક કરે છે, તે શુદ્ધ હૃદયવાળો ભક્તિભાવિત આત્મા મુક્તિને વશ કરે છે. વળી આ પૂર્વદિશાના આભૂષણરૂપ જે નદી છે, તેને પાતાળપતિ ધરણેંદ્રે ભક્તિથી પાતાળમાંથી અહીં આણેલી છે. પ્રખ્યાત પ્રભાવયુક્ત આ નદી ઉત્તર દિશામાં ઉત્પન્ન થઇ દક્ષિણ દિશામાં જઈ સૂર્યોદ્યાનને આશ્રિત થયેલી શોભે છે. નાગેંદ્રે શ્રીજિનેંદ્રને સ્નાન કરવાને તે આણેલી હતી, તેથી સર્વ પ્રકારના પાપરૂપ અંધકારને હણનારી આ નદી નાગેંદ્રી એવા નામથી વિખ્યાત થયેલી છે. વળી આ યમલહૃદા નામની નદી, જે હૃદયથી શોભાયુકત છે તે સર્વ સુર અસુરોએ શ્રીઆદિનાથ પ્રભુને માટે ઉત્પન્ન કરેલી છે. આ નદીના જલમાં જે સ્નાન કરે છે કે પ્રભુને સ્નાન કરાવે છે, તે મનુષ્ય જન્મરૂપ વૃક્ષનું ફળ મેળવે છે. હે ભરત ! આ રીતે શ્રીજિનેશ્વરનાં સ્નાત્ર અભિષેકના નિમિત્તથી પવિત્ર એવી ચૌદ મહાનદીઓ આ શત્રુંજય તીર્થ સમીપે રહેલી શોભે છે; માટે એ ચૌદ મહાનદીઓમાંથી, મોટા કુંડોમાંથી, ક્ષીરસમુદ્રમાંથી અને પદ્મદ્રહાદિક દ્રહોમાંથી જલ લાવીને આ તીર્થે શ્રી તીર્થપતિ જિનેશ્વર ભગવંતનો અભિષેક કરવો. જે શ્રાવકો સંઘપતિ થઇને અહીં આવે છે, તેમનો નિત્ય સ્થિર એવો આ આચાર છે, ક્રમ છે, અને તે આચાર, ચક્રી અને ઈંદ્રના પદને યાવત્ તીર્થંકરપણું આપે છે. આ શુભ જળવાળી અને શ્રેય કરનારી સર્વ સરિતાઓ–નદીઓ છે, તે વિવિધ પ્રભાવથી સંપૂર્ણ અને સર્વ તીર્થોમાં વિભૂષિત છે. જેઓ તેનાં જળનો સ્પર્શ કરે છે, તેમને સત્કીર્ત્તિ, વિપત્તિની હાનિ, શુભોદય અને સ્વર્ગાદિ સુખની સંપત્તિ સ્વાધીન બને છે. જે આત્મા આ નદીઓનાં જલમાં સ્નાન કરે છે, તેમજ તેનાં પવિત્ર જળથી શ્રી જિનેશ્વર ભગવંતનો સ્નાત્રાભિષેકાદિ કરે છે, તેને નવ નિધિનું હંમેશા સાંનિધ્ય રહે છે, કામધેનુ તેના આંગણામાં વસે છે, ત્રણ લોક તેને વશ થાય છે, તે સદા પવિત્ર રહે છે. ભૂત, પ્રેત કે પિશાચ તેને ઉપદ્રવ કરવા સમર્થ થઈ શકતા નથી. દુષ્ટ કુષ્ટ વગેરે દોષો તેના અંગે ઉત્પન્ન જ થતા નથી. દેવતાઓ તેના કિંકર થાય છે, અને સર્વ સંપત્તિઓ તેના ઘરમાં આવીને રહે છે. તેમજ હે ભરતેશ્વર ! ચંદ્ર, સૂર્ય અને વ્યંતરોએ કરેલા અન્ય પણ ઘણા જળાશયો આ તીર્થમાં રહેલા છે.'

આવાં ઈંદ્રના વચનોને સાંભળીને ચક્રવર્તી ભરતેશ્વર મનમાં અતિ હર્ષ પામ્યા, અને તત્કાળ ઉદ્યમવંત થઈ શક્ર ઈંદ્રની સાથે તેમણે તે શત્રુંજયા સરિતામાં સ્નાન કર્યું, અને તેના તીર પર રહેલા વૃક્ષોનાં પુષ્પો તથા નદીમાંનાં કમળોને ગ્રહણ કરી તેમજ તેનાં જળથી કળશ ભરી લઈ તે વડે શ્રી જિનેશ્વર ભગવંતની ભાવપૂર્વક પૂજા કરી. પછી પૂર્વ

દિશામાં પૂર્વ દિશાના આભૂષણરૂપ તીર્થ આનપુર અને દક્ષિણ દિશામાં સ્વર્ગપુરી જેવું અદ્ભુત ભરતપુર નગર વસાવ્યું. તે બન્ને નગરમાં વર્દ્ધકિરત્ને અનેક તળાવો તથા વનશ્રેણીવડે વિભૂષિત એવો શ્રી યુગાદીશ ઋષભદેવ ભગવંતનો ભવ્ય તથા મહાન પ્રાસાદ કર્યો. તે સ્થાને ભરતચક્રવર્તીના પુત્ર બ્રહ્મર્ષિ મુનિગણ સાથે સિદ્ધિપદ પામ્યા, તેથી તે બ્રહ્મગિરિ નામે તીર્થ વિખ્યાત થયું. ત્યાં તે તીર્થમાં પાપનો નાશ કરનારો સુરવિશ્રામ નામનો ભગવાન શ્રી ઋષભદેવ પ્રભુનો ઊંચો પ્રાસાદ ભરતે કરાવ્યો. પછી દુંદુભિના નાદ, અને ધવલમંગલના ધ્વનિપૂર્વક ગુરુમહારાજને આગળ કરી સંઘપતિ ભરત, શક્ર ઇંદ્ર, રાજાઓ, ભરતેશ્વરનું સર્વ અંતઃપુર તથા સર્વ સ્ત્રીપરિવાર અને બીજા સંઘલોકોને સાથે લઈ વિવિધ શિખરો પર રહેલા ચૈત્યોની પૂજા કરવા ચાલ્યા. ' આ તીર્થમાં કપર્દી નામે યક્ષ અધિષ્ઠાયક થશે, ' એવું ધારી એક શિખર ઉપર ઇંદ્રે તેના નામથી એક અર્હંત પ્રભુનો પ્રાસાદ યક્ષમૂર્તિ સહિત કરાવ્યો. માઘમાસની પૂર્ણિમાએ એ શિખર ઉપર ગુરુમહારાજનાં વચનથી ચક્રવર્તીએ ત્રિજગતના ગુરુની માતા મરુદેવાને સ્થાપિત કર્યાં. ત્યારથી સર્વ લોકોએ શિખર ઉપર આવીને માઘમાસની પૂર્ણિમાએ આદરથી નામવડે પાપને હરનારાં મરુદેવા માતાને પૂજવા લાગ્યા. તે દિવસે જે નર કે નારી આદિયોગીનીસ્વરૂપ માતા મરુદેવા સ્વામીનીને પૂજે છે, તે મુમુક્ષુ જીવો સર્વ સામ્રાજ્યવડે સુભગ થઇ મોક્ષની ઇચ્છા કરે છે. સ્ત્રીઓ સૌભાગ્યવતી, પુત્રવતી અને ચક્રવર્તી તથા ઇંદ્રને ઘેર સૌભાગ્યનું પાત્ર થઇ અર્થાત્ ચક્રવર્તીની સ્ત્રીપણું કે ઇંદ્રાણીપણું પામી અનુક્રમે મુક્તિને પામે છે.

ત્યાંથી બે યોજન મૂકીને આગળ ચાલતાં તિર્યંચોને પણ સ્વર્ગસુખ આપનાર એક યોજનપ્રમાણ પર્વત આવ્યો. ત્યાં ભરતે તે ગિરિને નમસ્કાર કર્યો અને તેની ઉપર અધિષ્ઠાયક દેવતાએ સેવેલો એવો એક યોજન ઊંચો યુગાદિ પ્રભુનો ભવ્ય પ્રાસાદ ભક્તિથી તેમણે કરાવ્યો. ત્યાંથી આગળ ચાલતાં બીજા શિખરની નજીકમાં આવતા પોતાના એક હજાર ને આઠ સંયમી પુત્રોને જ્ઞાનસાગર બાહુબલિએ કહ્યું કે, ' આ તીર્થના માહાત્મ્યથી પુંડરીક મુનિની પેઠે તમોને જ્ઞાનોત્પત્તિથી આઠ કર્મનો ક્ષય થતાં તત્કાલ અહીં સિદ્ધિસુખ પ્રાપ્ત થશે માટે તમે અહીં રહીને નિર્યામણા કરો. ' આ પ્રમાણે પોતાના પિતા બાહુબલિનાં વચનોને સાંભળી તેઓ બાહુબલિની સાથે સમાધિયુક્ત થઈ ત્યાં જ રહ્યા. ત્યારબાદ તે મહર્ષિઓને ઘાતી કર્મોનો ક્ષય થતાં કેવલજ્ઞાન ઉત્પન્ન થતાં તેઓ તે શિખર પર મોક્ષે ગયા. ત્યારબાદ તે શિખર ' બાહુબલિ ' એ નામથી પ્રસિદ્ધ થયું. તેની ઉપર રહીને બાહુબલિએ પણ અનેક પ્રકારનો તપ કર્યો. તે સમયે પ્રીતિવાળા ભરતેશ્વરે ઇંદ્રને પૂછ્યું કે, ' સર્વ તીર્થમય એવા આ પર્વત ઉપર આ મુનિઓને અગ્નિસંસ્કાર ક્યાં કરવો ઉચિત છે ? ' જ્ઞાનથી જાણીને જાણે સર્વ જનને આચાર પ્રવૃત્તિ જણાવતાં હોય તેમ ઇંદ્રે તેના જવાબમાં ભરતને કહ્યું, ' હે રાજા ! મરુદેવાથી આરંભીને પુંડરીક ગણધર સુધી જે સિદ્ધ થયા તેમનાં શરીરોને મેં

ક્ષીરસમુદ્રમાં નાંખેલાં છે. પણ હવેથી આ આચાર શ્રેષ્ઠ ગણાશે નહિં, તેથી આ સિદ્ધ થયેલા મુનિઓનાં દેહનો અગ્નિસંસ્કાર કરવો. શ્રી આદિનાથ ભગવંતના ચરણથી સિંચન થયેલું અને સર્વ દેવતાના સમૂહવડે સુંદર એવું આ શત્રુંજયનું મુખ્ય શિખર સર્વત્ર તીર્થમય છે, તેથી ત્યાં અગ્નિસંસ્કાર વગેરે કરવું યોગ્ય નથી. કેમકે તેથી તીર્થની આશાતના અને જિનાજ્ઞાનું ખંડન થાય છે. માટે મુખ્ય શિખરથી નીચે ફરતી બે બે યોજન પૃથ્વી છોડી દઇને સ્વર્ગ નામના ગિરિશિખર ઉપર અગ્નિસંસ્કાર કરવો, અને ત્યાં તેમની પાષાણમય મૂર્ત્તિઓની પ્રતિષ્ઠા કરવી. કારણ કે, તેમ કરવાથી બીજાઓને પણ તે સત્કાર્યમાં આચાર થાય.' ઇંદ્રનાં આવાં યુક્તિવાળાં વચનોને સાંભળીને સુકૃત ઉપર આદર કરનારા ભરતે તે મુનિઓના દેહનો તે સ્થાને અગ્નિસંસ્કાર કર્યો. અને તે શિખર ઉપર પૂર્વદિશારૂપી સ્ત્રીના મુખનું જાણે રત્નતિલક હોય તેવો એક જિનપ્રાસાદ કરાવ્યો. સોમયશાએ પણ હર્ષથી પોતાના બંધુઓના અને પિતાના પ્રાસાદો વર્દ્ધકિ પાસે કરાવ્યા. પછી રાજાએ તાલધ્વજ શિખર ઉપર જઇને જેના હાથમાં ખડ્ગ, ઢાલ, ત્રિશૂલ અને સર્પ રહેલા છે એવા તાલધ્વજ દેવને ત્યાં સ્થાપિત કર્યો. પછી ત્યાંથી કોદંબગિરિ (કદંબગિરિ) પર જઇને ભરતે શ્રીનાભ ગણધર ભગવંતને પૂછ્યું કે, 'ભગવન્! આ બહુ પ્રખ્યાત ગિરિનો શો પ્રભાવ છે?' ભરતેશ્વરના પ્રશ્નનો જવાબ આપતાં તેમણે ફરમાવ્યું; 'હે ભરત! આ પર્વતનો પ્રભાવ અને તેનું કારણ વિસ્તારથી હું કહું છું તે તમે સાંભળો!'

'ગઇ ઉત્સર્પિણીમાં સંપ્રતિ નામે ચોવીશમા તીર્થંકર થયા હતા. તેમને કદંબ નામના ગણધર હતા. તે ક્રોડ મુનિઓની સાથે આ ગિરિ પર સિદ્ધિપદ પામ્યા હતા, તેથી આ ગિરિ કોદંબગિરિને નામે ઓળખાય છે. અહિં પ્રભાવિક દિવ્યઔષધિઓ, રસકૂપિકા, રત્નની ખાણો અને કલ્પવૃક્ષો રહેલા છે. દીપોત્સવીને દિવસે, શુભ વારે, સંક્રાંતિએ કે ઉત્તરાયણમાં જો અહિં આવી મંડળની સ્થાપના કરવામાં આવે, તો દેવતાઓ પ્રત્યક્ષ થાય છે. તે ઔષધિઓ, તે રસકુંડો અને તે સિદ્ધિઓ પૃથ્વીમાં નથી કે જે આ ગિરિમાં નહિં હોય. જેમાં સર્વ સિદ્ધિનું સ્થાન કોદંબગિરિ રહેલો છે, એવી આ સૌરાષ્ટ્ર દેશની ભૂમિમાં લોકો દારિદ્રયથી કેમ પીડાય? આ કોદંબગિરિવડે જેનું દારિદ્રય વૃક્ષ છેદાયું નથી, તે અતિ નિર્ભાગી છે, તેને રોહણાચલ પણ કાંઈ આપી શકશે નહિં. જેની ઉપર આ ગિરિ સંતુષ્ટ થયો તેની ઉપર કામધેનુ, કલ્પવૃક્ષ અને ચિંતામણિ વગેરે સર્વ પ્રસન્ન થયા સમજવા. આ સ્થાન પર રાત્રીના સમયે પોતાનાં તેજરૂપ દીપકના સમૂહથી પ્રકાશી રહેલી ઔષધિઓ નિર્ભાગીના ઘરમાંથી દારિદ્રયની જેમ અંધકારને હરી લે છે. રુચકાદ્રિની જેમ અહીં શાશ્વત છાયાદાર કલ્પવૃક્ષો છે, તે સર્વ પ્રકારના વાંછિત સંકલ્પને પૂર્ણ કરે છે. પણ અનુક્રમે કાલની હાનિને લીધે વર્ષાકાલમાં મેઘથી આચ્છાદન થયેલા સૂર્યના કિરણોની જેમ તે વૃક્ષો મનુષ્યોને દષ્ટિગોચર થશે નહિં. આ શિખર પણ મુખ્ય શિખરની જેમ

સર્વ પાપને નાશ કરનારું છે. અને તે ઇહલોક અને પરલોક એ બે ભવમાં ઉપકારી હોવાથી અતિ ખ્યાતિને પામેલું છે.'

આ પ્રમાણે કાદંબગિરિનો મહિમા શ્રીનાભ ગણધરની પાસેથી સાંભળી ભક્તિભાવિત ભરત ચક્રવર્તીએ, ઇંદ્રની સંમતિપૂર્વક તે ગિરિ ઉપર અનેક વૃક્ષોથી વ્યાપ્ત એવા ધર્મોદ્યાનમાં ભાવી તીર્થંકર ચોવીશમા શ્રીવર્દ્ધમાનસ્વામીનો એક મોટો પ્રાસાદ વર્દ્ધકિ પાસે કરાવ્યો. તે કાદંબગિરિના પશ્ચિમ શિખર ઉપર શત્રુંજયા નદીને તીરે ચક્રવર્ત્તી ભરતની કેટલીક હાથી અને અશ્વ વગેરેની સેના રહી હતી. તેમાંથી કેટલાક હસ્તી, અશ્વ, વૃષભ અને પાયદલ રોગની પીડાથી મુક્ત થઈ અવિવેકી છતાં પણ તે તીર્થના યોગથી સ્વર્ગે ગયા. તેઓ સ્વર્ગમાંથી આવીને ભરત રાજાને પ્રણામ કરી તીર્થના પ્રભાવથી પોતાને સ્વર્ગ પ્રાપ્ત થયાની વાત કહેવા લાગ્યા. અને તે દેવોએ મહિમાવંત એવા તે સ્થાને પોતાની મૂર્ત્તિ સહિત જિનપ્રાસાદો કરાવ્યા, ત્યારથી તે ગિરિ હસ્તિસેન નામે પ્રખ્યાત થયો. આ પ્રમાણે ભરત ચક્રવર્તીએ ગુરુના આદેશથી શત્રુંજયગિરિના સર્વ શિખરો ઉપર જિનાલયો કરાવ્યાં અને મુખ્ય શિખરને પ્રદક્ષિણા કરી. ત્યારબાદ તેઓએ પુનઃ પોતાના સ્થાનમાં આવીને આદિનાથ ભગવંતને નમસ્કાર કર્યો. પછી તેમણે મુખ્ય શૃંગની નીચે પશ્ચિમભાગે એક સુવર્ણ ગુફામાં રહેલી ભૂત, ભાવી અને વર્ત્તમાન એ રીતે ત્રણેય ચોવીશીઓના તીર્થંકર દેવોની રત્નમય મૂર્ત્તિઓની અતિભાવપૂર્વક પૂજા કરી. એ પ્રમાણે ગિરિરાજની પૂજા-ભક્તિ તથા બહુમાનના માર્ગની વિધિને કહેનારું શક્ર ઇંદ્રનું સર્વ કથન સંઘપતિ ભરતેશ્વરે ત્યાં ઉચિત રીતે આચર્યું. ત્યાંથી ભરતનરેશ્વરે ઉજ્જયંતગિરિની યાત્રા માટે પ્રયાણ કર્યું. તે વખતે નમિ વિનમિરાજર્ષિએ મધુર વચનોવડે તેમને કહ્યું, 'હે રાજા! અમે બે ક્રોડ મુનિઓની સાથે આ તીર્થની નિશ્રામાં જ રહીશું, કારણ કે, એ સર્વ મુનિઓની સાથે અમો આ ગિરિરાજ ઉપર સિદ્ધિપદને પામનાર છીએ. અમારી મુક્તિ અહિં થશે.' તેઓનાં આ વચનને સાંભળીને ભરતેશ્વરે તેમને અને તેમની સાથે રહેનારા બીજા મુનિઓને નમસ્કાર કર્યો, અને તેમની પાસેથી ધર્મલાભરૂપ આશિષ પ્રાપ્ત કર્યાં. અનુક્રમે ફાલ્ગુન(ફાગણ) માસની શુક્લ(સુદિ)દશમીએ તે નમિ વિનમિરાજર્ષિ બીજા મુનિઓની સાથે તે જ ગિરિ ઉપર પુંડરીકગણધરની જેમ કેવળજ્ઞાન પ્રાપ્ત કરી સિદ્ધિપદને પામ્યા. આ પવિત્ર દિવસે ગિરિરાજ ઉપર અલ્પદાન આપ્યું હોય અને અલ્પ તપ કર્યું હોય, તો પણ તે અવસરે વાવેલા સારા બીજની પેઠે ઘણું ફલ આપે છે. ફાલ્ગુન(ફાગણ)માસની દશમીએ જે વિમલાચલતીર્થની સ્પર્શના કરે છે, તે પોતાનાં પાપોને દૂર કરી શાશ્વતસુખ-મોક્ષનો ભોક્તા બને છે. ત્યારબાદ ભરતચક્રવર્તીએ અને દેવતાઓએ તેઓનો નિર્વાણ મહોત્સવ કર્યો. અને તે ઠેકાણે તેમની રત્નમય મૂર્ત્તિઓને સ્થાપિત કરી બે માસ રહીને ત્યાંથી બધા આગળ ચાલ્યા. ત્યાં પશ્ચિમ દિશાના ચોથા શિખર ઉપર ભરતે મહાબલવાન નંદી નામના દેવને તીર્થરક્ષાને માટે દૃઢપણે સ્થાપિત કર્યો. ત્યારથી તે શિખરનું નાંદીગિરિ એવું નામ પ્રસિદ્ધ

થયું. 'જે સ્થાનનો જે સ્વામી થાય, તેનાં નામથી તે સ્થાન પ્રસિદ્ધ થાય છે.' નમિ વિદ્યાધરની કનકા અને ચર્ચા આદિ ચોસઠ પુત્રીઓ વ્રત ધારણ કરી ત્યાં અન્ય શિખર ઉપર જઈને રહી હતી, તેઓ ચૈત્ર માસની કૃષ્ણ (વદિ) ચતુર્દશીની અર્દ્ધરાત્રિએ ત્યાં સમાધિપૂર્વક મૃત્યુ પામી. તે બધી પુત્રીઓ એક સાથે ત્યાં સ્વર્ગગતિને પામી, તેથી તે મહાન શિખર ચર્ચગિરિના નામે પ્રસિદ્ધ થયું. તે દેવીઓ દેવલોકમાં રહીને પણ **આદિ**નાથ પ્રભુનાં ચરણકમલના ભક્તોને વાંછિત આપે છે, અને તેમના વિઘ્નસમૂહને હરે છે.

ત્યાંથી સર્વ યાત્રિકો પશ્ચિમ દિશા બાજુ વૃક્ષોની વિસ્તાર પામેલી શાખાઓના અગ્રભાગથી સૂર્યનાં કિરણોનો રોધ કરનારા **ચંદ્રોદ્યાન**માં આવ્યા. તે રમણીય વનમાં તેઓ અનેક વૃક્ષોની છાયામાં વિશ્રાંત થયેલી કિન્નરીઓના મનોહર અને લોકોને પ્રીતિને આપનારા શ્રી અરિહંત ભગવંતોના ગીતોનો ઝંકાર સાંભળવા લાગ્યા. મધુર ફળોનો અને સ્વાદુ જળનો સ્વાદ લઈ સર્વજનો વૃક્ષોની છાયા નીચે વિશ્રાંતિ લઈ સુખપૂર્વક શ્રમરહિત થઈ ગયા. ત્યાં આગલ વહેતી બ્રાહ્મી નદીના મનોહર કલ્લોલોવડે સુંદર એવા કાંઠા ઉપર સંઘના લોકોનું ચિત્ત અતિ હર્ષ પામ્યું. તે વનની રમણીયતા જોવામાં જેનું મન ખેંચાયેલું છે, એવો કુમાર **સોમયશા** સમાન વયના બીજા કુમારોની સાથે તે વનમાં ફરવા ગયો. 'આ રમણીય છે, આ રમણીય છે' એમ આકુળમને આગળ ચાલતા કુમારે બ્રાહ્મી નદીના કાંઠા ઉપર કેટલીક પર્ણકૂટીઓનો સમૂહ જોયો. કૌતુકથી રાજકુમાર જેવો આગળ ચાલ્યો તેવામાં અંગ ઉપર ભસ્મલેપનવાળા અને જિતેંદ્રિય જટાધારી તાપસો તેના જોવામાં આવ્યા. મૂર્ત્તિથી શાંત હૃદયવાળા અને દેહની કાંતિથી અદ્ભુત વૈભવવાળા તેઓને જોઈ **સોમયશા**એ વિનયપૂર્વક તેઓને તેમનો આચાર પૂછ્યો. જવાબમાં તે તાપસોએ કહ્યું; 'અમે વૈતાઢ્યગિરિના નિવાસી વિદ્યાધરો છીએ. અમારામાંના કેટલાક હત્યાદિકના પાપથી અને કેટલાક દુસ્તર રોગોથી ગ્રસ્ત થઈ ગયા હતા. તે પીડાની શાંતિનો ઉપાય **ધરણેંદ્ર** પાસેથી સાંભળીને અમે આ **શત્રુંજય**ગિરિની નજીક **ચંદ્રોદ્યાન**નો આશ્રય કરીને રહ્યા છીએ. હે રાજા! સર્વ પ્રકારના દોષો અને રોગોને હરનારી આ **બ્રાહ્મી નદીને,** અને આ પવિત્ર ક્ષેત્રને સેવવાથી અમે રોગ અને દોષથી મુક્ત થઈ ગયા છીએ. ત્યારબાદ **કચ્છ** અને **મહાકચ્છ** તાપસ પાસેથી આવું તાપસ વ્રત લઇ કંદફલ ખાઈને ભક્તિથી શ્રી**આદિ**નાથપ્રભુનું સ્મરણ કરતાં અહિં રહ્યા છીએ. હે રાજા! આ સ્થાને આ **અવસર્પિણી** કાલના આઠમા ભાવી તીર્થંકર શ્રી**ચંદ્ર**પ્રભસ્વામીનું સમવસરણ થવાનું છે, તેને લીધે અમે અહીં સ્થિર થઈને રહ્યા છીએ.' તે સાંભળી ચિત્તમાં હર્ષ પામી **સોમયશા** પાછો વળ્યો અને તે સર્વ વૃત્તાંત તેણે **ભરતચક્રવર્તી**ને કહ્યો. તે સાંભળી **ભરતચક્રવર્તી** અતિહર્ષ પામ્યા. ત્યાં ભાવી આઠમા તીર્થંકર **ચંદ્ર**પ્રભસ્વામીનું સમવસરણ થશે, એવું જાણી **ભરતે** વર્દ્ધકિની પાસે શ્રી**ચંદ્ર**પ્રભ પ્રભુના પ્રાસાદવાળું વિશાલ નગર ત્યાં વસાવ્યું અને ત્યાં

તીર્થની પ્રતિષ્ઠા કરી. ત્યારબાદ ત્યાંથી વિશેષ લાભને પ્રાપ્ત કરવાની ઇચ્છાથી શ્રી સંઘ લોકોની સાથે સંઘપતિ ભરતેશ્વર રૈવતાચલ તીર્થની યાત્રાએ ગિરનાર તરફ ચાલ્યા.

તે રસ્તે આગળ પ્રયાણ કરતાં સુવર્ણ, મણિ, માણિક્યની કાંતિવડે આકાશને ચિત્ર-વિચિત્ર કરતો ઊંચો રૈવતાચલગિરિ દૂરથી તેઓના જોવામાં આવ્યો. ઇંદ્રનીલ મણિ સાથે મળેલા સ્ફટિકમણિની કાંતિથી જાણે પૃથ્વીરૂપી સ્ત્રીનો મલ્લીનાં પુષ્પોએ ગુંથેલો કેશપાશ હોય તેવો તે દેખાતો હતો. વચમાં વચમાં સુવર્ણ રેખાઓ અને સર્વ ભાગમાં નીલ (શ્યામ) વર્ણની શિલાઓ દેખાતી હતી, તેથી વિદ્યુત્ શિખાવાળા કૃષ્ણમેઘના જેવો તે રૈવતગિરિ ઉન્નત જણાતો હતો. ગિરિ ઉપર ક્રીડા કરતા કિન્નરોના બાલકોએ ઉછાળેલા રત્નના દડા દિવસે પણ આકાશમાં તારાઓનો ભ્રમ ઉત્પન્ન કરતા હતા. રાત્રિએ ચંદ્રકાંત મણિના શિખરમાંથી ઝરતી અમૃતની નીકવડે જ્યાં વનનાં વૃક્ષોનો સમૂહ યત્ન વગર નિરંતર લીલાં રહેલાંનો દેખાવ આપતાં હતાં. જ્યાં પંચવર્ણી મણિઓની કાંતિવાળાં વિચિત્ર વૃક્ષો પવનના હલાવવાથી પ્રેક્ષક જનોને મયૂરનૃત્યનો ભ્રમ કરાવતા હતા. સર્વ સ્થાને નીલશિલા-વાળો અને મધ્ય મધ્યમાં ઉજ્જવળ પાષાણવાળો તે ગિરનાર ગિરિવર સ્ફુરણાયમાન તારાવાળો ગગનમાર્ગ હોય તેવો જણાતો હતો. ઊંચી સુવર્ણની ચૂલિકાવાળો અને ચોતરફ વૃક્ષોથી વીંટાઇ રહેલો તે ગિરિ પૃથ્વીદેવીનો રક્ષામણિ હોય તેવો લાગતો હતો. જેમાં રહેલા રસકુંડો અમારા સિવાય 'ધર્મનો જામીન કોણ છે? લક્ષ્મીનું સ્થાન કોણ? અને હવે દારિદ્રય કયાં રહેશે?' એ રીતે પોતાની મહત્તા જાણે બોલી રહ્યા છે. તેમ જ જે ગિરનાર પર્વત ફલવાળાં કદલી–કેળનાં વૃક્ષોથી, આંબાનાં તોરણોથી, અને વિદ્યાધરોની પ્રિયાઓના ગાનથી સદા ઉત્સવ ધરનારો જણાય છે. દિવસે જાજ્વલ્યમાન સૂર્યકાંત મણિ-ઓથી, અને રાત્રીમાં પ્રદીપ્ત ઔષધિઓરૂપ દીપકોથી તથા કલ્પી વૃક્ષરૂપ ધ્વજાપતાકાઓથી જાણે અનંત સંપત્તિનો સ્વામી હોય તેવો જે દેખાય છે. પોતાના ઊંચા શિખર ઉપર વિકાસ પામેલા ઉગ્રમણિના સમૂહથી જે આકાશને શતચંદ્રવાળું કરે છે. જ્યાં સ્ફટિક મણિની નીકોમાં વહેતું નિર્ઝરણીનું જલ શેષનાગના શરીર પર ચંદનના વિલેપન જેવું અને ચંદ્ર પર ચંદ્રના અર્ચન જેવું દેખાઇ રહ્યું છે. જે પાણીનાં ઝરણાઓનાં ઝંકારથી સર્વત્ર શબ્દમય થઈ રહ્યો છે. અને પાસેની ભૂમિ પર ચાલતા ગજેંદ્રોથી જે જંગમ શિખરવાળો લાગે છે. તેમ જ હાથીઓના મદથી લીંપાએલો અને ચમરી મૃગોએ ચામરોથી વીંજેલો તે ઉન્નતગિરિરાજ શ્રી રૈવતાચલ ખરેખર પર્વતોનો રાજા હોય તેવો જણાતો હતો.

જ્યાં દેવાંગનાઓના ગીતોમાં આસક્ત થયેલા મયૂરો પવને પૂરેલા વેણુથી અને નદીના ઝરણાઓના ધ્વનિથી ખુશી થઈને નૃત્ય કરતા હતા. જેની ગુફાઓમાં મુનિજનો સ્થિર આસન ઉપર બેસીને અને નવરંધ્રોમાં પ્રાણનો નિરોધ કરીને મહાતેજનું ધ્યાન ધરતા હતા. પોતપોતાના અર્થની સિદ્ધિને માટે દેવતાઓ, ગુહ્યકો, યક્ષો, અપ્સરાઓ, વિદ્યાધરો અને ગંધર્વો સદા જેની સેવા કરતા હતા. જ્યાં સૂર્ય અને ચંદ્ર પોતાનાં વાહનને કાંઇક

વિસામો આપી, આનંદ પામી તેની સ્તુતિ કરતા કરતા જાણે ચાલ્યા જતા હોય તેમ જણાતા હતા. અને લવીંગ, ચારોલી, નાગરવેલ, મલ્લિકા, તમાલ, કદંબ, જાંબૂ, આંબા, લીંબડા, અંબક, બિંબ, તાડ, તાલીસ, તિલક, રોહડા, વડ, ચંપક, બોરસલ્લી, અશોક, પીંપળા, પલાશ, પીપર, સાધવ, કદલી, ચંદન, કલ્પવૃક્ષ, કણવીર, બીજોરાં, દેવદારુ, ગુલાબ, તિલ, અંકુશ, જાંબૂ, સુગંધી મેંદી અને કંકોલ ઇત્યાદિ વિવિધ વૃક્ષો, પોતાનાં છાયા, ફૂલ, પત્ર અને પુષ્પોવડે જ્યાં જનસમૂહને પ્રસન્ન કરી રહ્યા હતા. તેમ જ રોહણ, વૈતાઢ્ય અને મેરુગિરિની સંપત્તિથી પણ વિશેષ સમૃદ્ધ એવા શ્રી રૈવતાચલગિરિવરને દૂરથી જોઇ ભરતચક્રવર્ત્તીએ ઉપવાસ કરીને ત્યાં જ આવાસ કર્યો. પછી ગુરુની આજ્ઞાથી શત્રુંજય-તીર્થની જેમ ભરતેશ્વરે સંઘ સાથે હર્ષથી તીર્થપૂજા કરી. ત્યાં તે અવસરે શક્તિસિંહે મનોહર આહારના રસવડે અમૃતનો પણ પરાભવ કરે એવાં ઉત્તમ ભોજનથી ભરતચક્રવર્ત્તી સહિત સર્વ સંઘની ભક્તિ કરી. તે રૈવતાચલગિરિને મહોદયમોક્ષની જેમ દુર્ગમ જાણી તે સમયે હજાર યક્ષોને આદેશ કરીને કેવલજ્ઞાની ભગવંતે જેમ સિદ્ધાંત દ્વારા મોક્ષમાર્ગને સરળ બનાવ્યો, તેમ સુખે આરોહ કરવાને શિલાઓના સમૂહથી દાન, શીલ, તપ અને ભાવના જેવી ઉજ્વલ ચાર પાજનો ભરતનરેશે ત્યાં માર્ગ કરાવ્યો. તે માર્ગની નજીકમાં વાવ, વન, નદી અને ચૈત્યોથી રમણીય, તેમજ યાત્રિક લોકોને વિશ્રાંતિનું સ્થાનરૂપ શ્રેષ્ઠ નગર ભરતનરેશ્વરે કરાવ્યું. તે પાજના માર્ગે સંઘના લોકો સુખપૂર્વક પોતાના મનોરથ જેવા ઉન્નત શ્રી રૈવતાચલ પર આરૂઢ થયા. ત્યાં ભવિષ્યમાં શ્રી નેમિનાથ પ્રભુનાં ત્રણ કલ્યાણકો થશે, એમ જાણીને ભરતેશ્વરે તે સ્થાને શિલ્પી પાસે એક રમણીય, વિશાલ અને ગગનચુંબી જિન-પ્રાસાદ કરાવ્યો. તે જિનાલય ઉપર વિવિધવર્ણવાળા રૈવતાચળ પર રહેલા મણિરત્નનાં કિરણસમૂહથી યત્ન વગર ચિત્રરચના થતી હતી. તે મંદિર પોતાનાં શિખર ઉપર રહેલ ધજાની શોભાથી દેવોના સમૂહરૂપ વ્યાપારી વર્ગને ભરતનરેશ્વરના કીર્તિ-ભંડારનો નમૂનો જાણે બતાવતું હોય તેમ જણાતું હતું. તે સુરસુંદર નામે ઊંચો, ચાર દ્વારવાળો જિનપ્રાસાદ પ્રત્યેક દિશામાં અગિયાર અગિયાર મંડપોથી શોભી રહ્યો હતો. ત્રણ જગતના પતિનો તે પ્રાસાદ સર્વઋતુના ઉદ્યાનોવડે તેમજ [1]બલાનક, ગોખ અને તોરણોથી સુંદર રીતે શોભતો હતો. સ્ફટિક મણિમય તે ચૈત્યમાં શ્રી નેમિનાથ ભગવંતની પાંડુર નેત્રવાળી નીલમણિમય મૂર્ત્તિ શોભતી હતી. મુખ્ય શિખરથી એક યોજન નીચે પશ્ચિમદિશામાં નેમિનાથ પ્રભુનો એ પ્રાસાદ જગતના ખેદને ભેદનારો હતો. ભરતેશ્વરે તે સ્થાને સ્વસ્તિકાવર્તક નામે શ્રી આદિનાથભગવંતનો ભવ્ય જીવોના અજ્ઞાનરૂપ અંધકારને ટાળનારો વિશાલ જિનપ્રાસાદ કરાવ્યો. તેમાં પણ વિમલાચળની જેમ બહારના ભાગમાં સુવર્ણ, રૂપ્ય, માણિક્ય, રત્ન અને ધાતુની જિનપ્રતિમાઓ દીપતી હતી.

ત્યારબાદ ત્યાં અરિહંત પ્રભુની ભક્તિના સમૂહથી ભરતનરેશ્વરે ગણધરોની પાસે

---

૧ એક જાતના ઝલતા ગોખ.

વિવિધ પ્રકારની સામગ્રીથી તેમની પ્રતિષ્ઠા કરાવી. હર્ષથી પ્રેરાએલો ઇંદ્ર ઐરાવણ પર બેસી આકાશમાર્ગે શ્રી નેમિનાથ પ્રભુને વંદન કરવા માટે ત્યાં આવ્યો. ત્યાં ઐરાવણના બલવાન એક ચરણવડે પૃથ્વીને દબાવીને ઇંદ્રે પ્રભુનાં પૂજનને માટે ગજેંદ્રપદ ( હાથીપગલું ) નામે એક કુંડ કર્યો. તે કુંડમાં જેમના પ્રસરતા દિવ્યગંધમાં ભ્રમરાઓ લોભાતા હતા, એવા ત્રણ જગતની નદીઓના અદ્દભુત પ્રવાહો પડવા લાગ્યા જેના જળની આગળ સુધા–અમૃત સુધા થયું, શર્કરા (સાકર) કર્કરા( કાંકરા ) થઇ, અગુરુ ( ધૂપ ) અગુરુ( લઘુ ) થયો, અને કસ્તૂરી સ્તુતિને અયોગ્ય થઇ. તેના સુગંધી જલ પાસે શ્રીખંડ (ચંદન) ખંડિત સુગંધવાળું થયું, સરસ્વતી અરસવતી (રસ વિનાની) થઇ અને સિંધુ બંધુરા (શ્રેષ્ઠ) ન થઇ. તેના સુંદર જળની આગળ ગંગા રંગ( આનંદ ) માટે નથી, ક્ષીરોદ ( ક્ષીરસાગર ) ક્ષોદધારી ( ઉજ્વલ ) નથી અને અચ્છોદ ( નિર્મલ જળવાળું સરોવર ) અચ્છોદ( નિર્મલ જળ )વાળું નથી એમ થયું. બીજા તીર્થોમાં દર્શન, સ્પર્શન અને આસેવન કરવાથી જે ફળ થાય, તે ફળ આ કુંડનાં જળવડે જિનાર્ચન કરવાથી થાય છે. આ કુંડ જ અજરામર પદ આપે છે, બીજા કોઇ આપતા નથી. તેથી દેવતાઓ જે અમૃતકુંડને વર્ણવે છે, તે આ ગજપદકુંડ આગળ વૃથા છે. દિવ્ય તીર્થજળવડે યુક્ત અને દોષથી મુક્ત એવા તે કુંડજળના સ્પર્શથી સવ આધિ તથા વ્યાધિ ક્ષય પામે છે.

ધરણ નામના નાગેંદ્રે નેમિનાથ પ્રભુ ઉપરની ભક્તિથી પોતાના વાહનરૂપ નાગ પાસે અનેક પ્રકારનાં પાણીનાં ઝરણાંઓના ઝંકારવડે ધ્વનિ કરતો એક બીજો કુંડ કરાવ્યો. લાખો નદીઓ અને લાખો હૃદોનાં પવિત્ર જલ જેમાં આવે છે એવો તે કુંડ નાગઝર એવા નામે પ્રખ્યાત થયો. વળી તે સ્થાને નેમિનાથ ભગવાન ઉપર ભક્તિવાળા ચમરેંદ્રે પણ પોતાના વાહન મયૂરની પાસે એક મોટો કુંડ કરાવ્યો. મયૂરના પગલાંવડે પૃથ્વીનું આક્રમણ કરતાં તેમાંથી ઝરણાઓ નીકળવાથી તે કુંડ માયૂરનિર્ઝર એ નામથી પૃથ્વીમાં પ્રખ્યાત થયો. તે સિવાય ત્યાં બીજા સૂર્ય ચંદ્રના કરેલા કુંડો છે, કે જેનો પ્રભાવ વચનથી કહી શકાય તેમ નથી. જેના જલના સ્પર્શમાત્રથી પાપની પેઠે કુષ્ટરોગ પણ ચાલ્યા જાય છે. વળી એક મહાપ્રભાવવાળો મોટો અંબાકુંડ ત્યાં છે કે જેના જલના સેવનથી દુસ્તર એવો હત્યાદોષ નાશ પામે છે. બીજા કેટલાક કુંડો દેવતાઓએ પોતે પોતાના નામથી ત્યાં નિર્માણ કરેલા છે, જેઓના પ્રભાવ અને સિદ્ધિ તે તે દેવતાઓ જ જાણે છે. તે અવસરે ત્યાં ' હું પહેલો, હું પહેલો ' એવી સ્પર્ધા કરતા દેવતાઓએ ભક્તિથી લાવેલા દિવ્ય પુષ્પોથી સૌધર્મ ઇંદ્રે નેમિનાથ પ્રભુની પૂજા કરી.

આ બાજુ ભરતરાજાએ ગજેંદ્રપદ કુંડમાં સ્નાન કરી, સ્વચ્છ વસ્ત્રોને પહેરી, નેમિનાથ પ્રભુની પૂજા કરી અને પૂર્વોક્ત વિધિવડે મંગલદીપ સહિત પ્રભુની દક્ષિણ નીરાજના–આરતી તેઓએ ત્યાં ઉતારી. પછી પ્રભુ સામે દૃષ્ટિ કરી હૃદયમાં નહીં સમાતી હર્ષસંપત્તિને ઉદ્દગારરૂપે બહાર કાઢતા હોય તેમ ભરતેશ્વરે આ પ્રમાણે શ્રી નેમિનાથ પ્રભુની સ્તવના કરવાનો પ્રારંભ કર્યો;

"હે અમેય ગુણરત્નના સાગર, અપાર કૃપાના આધાર અને સંસારતારક, હે શિવાદેવીના પુત્ર નેમિનાથ પ્રભુ ! આપ જય પામો. હે કૃપાલુ સ્વામી ! હું અંધકારમાં મગ્ન થયેલો અને સંસારથી ઉદ્વેગ પામેલો છું; તો આપ આપનાં સહજ તેજથી મારો ઉદ્ધાર કરો. હે દેવ ! પૂર્વે રાગાદિ શત્રુઓને આપે જીતી લીધેલા છે, તેથી તેઓ આપના વિરોધને લીધે મને આપનો આશ્રિત જાણી વિશેષ પીડા કરે છે. આ લોકના સર્વ ભાવોને વિષે સામાન્યપણે ઔદાસીન્ય ધારણ કરનારા આપ જો મારી ઉપેક્ષા કરશો તો આપનું સુસ્વામી-પણું શી રીતે ગણાશે ? હે સ્વામી ! જ્યાંસુધી આપના સ્વરૂપમય ચિન્મય તેજ પ્રાણીઓના અંતઃકરણમાં ઉદય પામતું નથી, ત્યાંસુધી જ પ્રાણીઓના ચિત્તમાં મોહાંધકાર સ્ફૂર્યા કરે છે. હે પ્રભુ ! આ સંસારસાગરમાં મોહરૂપ આવર્ત્ત (જલભમરી)માં રહેલો હું હવે ક્યારે માત્ર આપનાં ધ્યાનરૂપી વહાણનો આશ્રય કરીશ ? હે નાથ ! મારું ચિત્ત સદા કદાગ્રહ કરનારું અને મદવડે ઉદ્ધત રહ્યા કરે છે, તો હવે પ્રસન્ન થઈને એમ કરો કે જેથી તે કદિ સીદાય નહીં. હે સ્વામી ! તૃષ્ણાથી તરલ અને કામજ્વરથી વિહ્વલ એવું આ મારું ચિત્ત જો આપનાં ધ્યાનામૃતમાં મગ્ન રહે તો શાંતિને પામે. હે વિભુ ! જો પ્રાણીઓ સમતાના સારરૂપ આપના માર્ગને ક્ષણવાર પણ અંગીકાર કરે, તો તેઓ કદી પણ ક્રોધના ક્રૂર ઉન્માર્ગમાં ગમન કરે નહીં. હે ભગવન્ ! મધુની સ્પર્ધા કરનારા આપના માર્ગમાં રહીને કરેલું આપનું ધ્યાન અનાહતનાદથી યોગીઓનાં કર્મોને કંપાવે છે. હે અધીશ ! યોગીઓ આપના ઉત્કૃષ્ટ જ્ઞાનને મેળવવા માટે પાર્થિવ્યાદિ સ્ફુરણાયમાન પાંચ પિંડસ્થધ્યાનની ધારણાનો અભ્યાસ કરે છે. વળી મહાત્માઓ પદસ્થધ્યાનની સિદ્ધિને માટે આપના ઉપદેશ પ્રમાણે ચક્રની અંદર અર્હત્બીજ વગેરેની યોજના કરી આપનું ધ્યાન ધરે છે. જે મુનિ, રાગ-દ્વેષથી મુક્ત, યોગયુક્ત, નિરાશ્રય, સ્ફુરાયમાન ઘાતી કર્મનો ઘાત કરનાર, કરુણામાં તત્પર અને કેવલજ્ઞાનના પ્રકાશથી લોકા-લોકને અવલોકન કરનાર-એવા આત્માનું આપનામાં તન્મય બનીને ધ્યાન કરે છે, તે મુનિ રૂપસ્થ ધ્યાનના વેત્તા કહેવાય છે. યોગી લોકો, આત્માનુભવથી નાનાશ્રુતવિચાર, ઐક્યશ્રુતવિચાર, સૂક્ષ્મક્રિય અને સમુચ્છિન્નક્રિય-એવા ચાર પ્રકારના શુક્લધ્યાનને જાણીને પોતાનાં અંતઃકરણમાં ચિન્મય અને અરૂપી એવા આપને જુએ છે.[1] "

"હે દેવ ! પૂર્વે વિવિધ ધ્યાનથી જે ચિત્તવડે આપનું ધ્યાન કરાય છે, તે ચિત્તને અનુક્રમે આત્મામાં પ્રવેશ કરીને આપ હણી નાંખો છો, તે યોગ્ય છે. હે દેવ ! તત્ત્વવેત્તાઓ આપને પરમાર્થ દૃષ્ટિએ નિરાકાર, નિરાધાર, નિરાહાર અને નિરંજન-રૂપે જાણે છે. હે પ્રભુ ! આપનો અકૃત્રિમ પરમ બ્રહ્મમય તેજનો સમૂહ સર્વ વ્યાપક છતાં મારા મોહાંધકારને કેમ નથી હરતો ? હે નાથ ! જ્યારે આપ ચિદાનંદરૂપ ચંદ્ર, દૂર હો છો ત્યારે જ પ્રાણીઓને સંસારરૂપ ગ્રીષ્મઋતુનો તાપ વ્યાપે છે. નિદ્રાવસ્થામાં

૧ આ રૂપાતીત ધ્યાનનું લક્ષણ છે.

વિવિધ પ્રકારની સામગ્રીથી તેમની પ્રતિષ્ઠા કરાવી. હર્ષથી પ્રેરાએલો ઇંદ્ર ઐરાવણ પર બેસી આકાશમાર્ગે શ્રી નેમિનાથ પ્રભુને વંદન કરવા માટે ત્યાં આવ્યો. ત્યાં ઐરાવણના બલવાન એક ચરણવડે પૃથ્વીને દબાવીને ઇંદ્રે પ્રભુનાં પૂજનને માટે ગજેંદ્રપદ ( હાથીપગલું ) નામે એક કુંડ કર્યો. તે કુંડમાં જેમના પ્રસરતા દિવ્યગંધમાં ભ્રમરાઓ લોભાતા હતા, એવા ત્રણ જગતની નદીઓના અદ્‌ભુત પ્રવાહો પડવા લાગ્યા. જેના જળની આગળ સુધા-અમૃત સુધા થયું, શર્કરા (સાકર) કર્કરા( કાંકરા ) થઇ, અગુરુ ( ધૂપ ) અગુરુ( લઘુ ) થયો, અને કસ્તૂરી સ્તુતિને અયોગ્ય થઇ. તેના સુગંધી જલ પાસે શ્રીખંડ ( ચંદન ) ખંડિત સુગંધવાળું થયું, સરસ્વતી અરસવતી ( રસ વિનાની ) થઇ અને સિંધુ બંધુરા ( શ્રેષ્ઠ ) ન થઇ. તેના સુંદર જળની આગળ ગંગા રંગ( આનંદ ) માટે નથી, ક્ષીરોદ ( ક્ષીરસાગર ) ક્ષોદધારી ( ઉજ્વલ ) નથી અને અચ્છોદ ( નિર્મલ જળવાળું સરોવર ) અચ્છોદ( નિર્મલ જળ )વાળું નથી એમ થયું. બીજા તીર્થોમાં દર્શન, સ્પર્શન અને આસેવન કરવાથી જે ફળ થાય, તે ફળ આ કુંડનાં જળવડે જિનાર્ચન કરવાથી થાય છે. આ કુંડ જ અજરામર પદ આપે છે, બીજા કોઇ આપતા નથી. તેથી દેવતાઓ જે અમૃતકુંડને વર્ણવે છે, તે આ ગજપદકુંડ આગળ વૃથા છે. દિવ્ય તીર્થજળવડે યુક્ત અને દોષથી મુક્ત એવા તે કુંડજળના સ્પર્શથી સર્વ આધિ તથા વ્યાધિ ક્ષય પામે છે.

ધરણ નામના નાગેંદ્રે નેમિનાથ પ્રભુ ઉપરની ભક્તિથી પોતાના વાહનરૂપ નાગ પાસે અનેક પ્રકારનાં પાણીનાં ઝરણાંઓના ઝંકારવડે ધ્વનિ કરતો એક બીજો કુંડ કરાવ્યો. લાખો નદીઓ અને લાખો હ્રદોનાં પવિત્ર જલ જેમાં આવે છે એવો તે કુંડ નાગઝર એવા નામે પ્રખ્યાત થયો. વળી તે સ્થાને નેમિનાથ ભગવાન ઉપર ભક્તિવાળા ચમરેંદ્રે પણ પોતાના વાહન મયૂરની પાસે એક મોટો કુંડ કરાવ્યો. મયૂરના પગલાંવડે પૃથ્વીનું આક્રમણ કરતાં તેમાથી ઝરણાઓ નીકળવાથી તે કુંડ માયૂરનિઝર એ નામથી પૃથ્વીમા પ્રખ્યાત થયો. તે સિવાય ત્યાં બીજા સૂર્ય ચંદ્રના કરેલા કુંડો છે, કે જેનો પ્રભાવ વચનથી કહી શકાય તેમ નથી. જેના જલના સ્પર્શમાત્રથી પાપની પેઠે કુષ્ટરોગ પણ ચાલ્યા જાય છે. વળી એક મહાપ્રભાવવાળો મોટો અંબાકુંડ ત્યાં છે કે જેના જલના સેવનથી દુસ્તર એવો હત્યાદોષ નાશ પામે છે. બીજા કેટલાક કુંડો દેવતાઓએ પોતે પોતાના નામથી ત્યાં નિર્માણ કરેલા છે, જેઓના પ્રભાવ અને સિદ્ધિ તે તે દેવતાઓ જ જાણે છે. તે અવસરે ત્યાં ' હું પહેલો, હું પહેલો ' એવી સ્પર્ધા કરતા દેવતાઓએ ભક્તિથી લાવેલા દિવ્ય પુષ્પોથી સૌધર્મ ઇંદ્રે નેમિનાથ પ્રભુની પૂજા કરી.

આ બાજુ ભરતરાજાએ ગજેંદ્રપદ કુંડમાં સ્નાન કરી, સ્વચ્છ વસ્ત્રોને પહેરી, નેમિનાથ પ્રભુની પૂજા કરી અને પૂર્વોક્ત વિધિવડે મંગલદીપ સહિત પ્રભુની દક્ષિણ નીરાજના-આરતી તેઓએ ત્યાં ઉતારી. પછી પ્રભુ સામે દૃષ્ટિ કરી હૃદયમાં નહીં સમાતી હર્ષસંપત્તિને ઉદ્‌ગારરૂપે બહાર કાઢતા હોય તેમ ભરતેશ્વરે આ પ્રમાણે શ્રી નેમિનાથ પ્રભુની સ્તવના કરવાનો પ્રારંભ કર્યો;

પોતાના હાથરૂપ સિંહને સ્થાપન કર્યો. તે સમયે વિચિત્ર વર્ણવાળા રત્નોથી ચિત્રકારી હોય તેમ ભૂમિ અને આકાશને રંગબેરંગી કરતી રૈવતાચલગિરિવરની શોભા તેઓના જોવામાં આવી. એક જીભે આ ગિરિનું યત્કિંચિત્ વર્ણન થઇ શકે તેમ નથી, એવું ધારી ભક્તિમાં પોતાના સમાન શક્તિસિંહની આગળ ગિરિવર પ્રત્યેની ભક્તિથી તેનું આ પ્રમાણે તેઓ વર્ણન કરવા લાગ્યા;

"આ ગિરિ આગળ મેરુગિરિ મારા મનને આલ્હાદ આપતો નથી. વિંધ્યાચળ વંધ્ય જેવો લાગે છે, અને હિમાલય વ્યર્થ છે; કારણ કે, કોઇ પર્વત આ રૈવતાચલની સમાનતાને પામતો નથી. આ ગિરિરાજ લક્ષ્મીનો ક્રીડા પર્વત છે, મહાસિદ્ધિ( મોક્ષ )નું સ્થાન છે, અને આ ગિરિમાં રત્નો, રસકૂપિકાઓ અને કલ્પવૃક્ષો રહેલાં છે. આ મનોહર અદ્રિ ( પર્વત ) બરાબર સમવસરણની શોભાને ધારણ કરે છે, કારણ કે, તેની મધ્યમાં ચૈત્યવૃક્ષ જેવું મુખ્ય શિખર જણાય છે. અને ગઢ જેવા આજુ–બાજુ અન્ય પર્વતો આવેલા છે. ઝરણાંઓ જેમાં વહી રહ્યાં છે, એવા ચારે દિશામાં રહેલા પર્વતો ચાર દ્વારરૂપ ધરનારા છે; નિત્ય શત્રુભાવે વર્ત્તનારા પ્રાણીઓ પણ અહીં મિત્રની જેમ રહેલા છે, અને તેઓ પરસ્પરનાં વૈરને ત્યજીને હંમેશાં એક બીજાના અંગને ચાટે છે. ખરેખર આ ગિરિરાજને જોતાં જ મારું ચિત્ત આનંદ પામે છે, તેથી હું ધારું છું કે, આ ગિરિરાજ શ્રીરૈવતાચલતીર્થ વિશેષપણે પાપરૂપ અંધકારથી મુક્ત તેમ જ પવિત્રતમ છે."

આ પ્રમાણે રૈવતાચલ-ગિરનારના પ્રભાવનું ભાવપૂર્વક વર્ણન કરી, ભરતેશ્વર ચક્રવર્ત્તી વિરામ પામ્યા. એટલે તે અવસરે પ્રતિધ્વનિથી ગુહાઓને ગજાવતો શક્તિસિંહ શિર નમાવી ભરતચક્રવર્તીની સમક્ષ આ પ્રમાણે બોલ્યો; 'હે સ્વામી ! આ રૈવતગિરિને શ્રી જિનેશ્વર ભગવંતે શત્રુંજયનું પંચમજ્ઞાનને આપનારૂં પાંચમું શિખર કહેલું છે. ઉત્સર્પિણીકાલમાં અનુક્રમે આ ગિરિની ઊંચાઇનું માન પહેલા આરામાં સો ધનુષ્યનું, બીજા આરામાં બે યોજનનું, ત્રીજામાં દશ યોજનનું, ચોથામાં સોળ યોજનનું, પાંચમામાં વીશ યોજનનું અને છઠ્ઠા આરામાં છત્રીશ યોજનનું કહેલું છે. તેવી જ રીતે અવસર્પિણીકાલમાં તે પ્રમાણે તે હીન હીન થતો જાય છે.[1] તેથી આ શાશ્વતગિરિ સર્વ પાપને હરનારો છે. તે તે આરામાં કૈલાસ,[2] ઉજ્જયંત, રૈવત, સ્વર્ણગિરિ, ગિરનાર અને નંદભદ્ર–એ અનુક્રમે તેનાં નામો ગણાય છે. દિવ્ય ઔષધિઓથી યુક્ત તેમજ પુણ્યથી અને ફલથી મહાન આ તીર્થરાજને જોઇને કોને પ્રીતિ ન ઉત્પન્ન થાય ? આ ગિરિ પર અનંત તીર્થંકરો આવેલા છે ને આવશે, તેમજ અનેક મુનિઓ સિદ્ધિ પામ્યા છે અને પામશે. તેથી આ તીર્થ

૧ આ અવસર્પિણી કાલ વર્તે છે. તેમાં પહેલા આરામાં ૩૬ યોજન, બીજામાં ૨૦ યોજન, ત્રીજામાં ૧૬ યોજન, ચોથામાં ૧૦ યોજન, પાંચમામાં બે યોજન અને છઠ્ઠામાં સો ધનુષ્યનું માન સમજવું.

૨ એટલે પહેલા આરામાં કૈલાસ, બીજા આરામાં ઉજ્જયંતઃ ત્રીજા આરામાં રૈવત, ચોથા આરામાં સ્વર્ણગિરિ, પાંચમા આરામાં ગિરનાર, અને છઠ્ઠા આરામાં નંદભદ્ર.

શૂન્યતા થાય છે, અને જાગ્રત અવસ્થામાં ઘણા સંકલ્પો થયા કરે છે. તેથી વિદ્વાનો આપનું સ્થાન, (ધ્યાન) આ બન્ને અવસ્થાને ઉલ્લંઘન કરનારું છે એમ કહે છે. હે વિભુ! જ્યારે ધ્યેયવસ્તુ રૂપે આપ હો ત્યારે ધ્યાતા અને ધ્યાન બન્ને વિલય પામે છે, અર્થાત્ ધ્યાતા ધ્યેયમાં એકતા પામી જાય છે, તેથી બહિર્મુખ લોકો આપનાં ધ્યાનથી વિમુખ રહે છે. હે દેવ! જે તત્ત્વવેત્તાઓનું ચિત્ત કલ્પનાતીત થયેલું હોય છે, તેઓ ધ્યાતા, ધ્યેય અને ધ્યાન એ ત્રણ ભેદને જુદા જુદા સ્વરૂપે જરા પણ જાણતા નથી. એ કારણે તેઓ ત્રણેયની એકતાનો અનુભવ કરે છે. જેઓનું મન ઉદાસીન પદમાં સ્થિર થયું ન હોય, તેઓને જ 'આ ધ્યેય, આ ધ્યાન અને હું ધ્યાતા' એવી બુદ્ધિ રહે છે. જે સર્વ કર્મથી રહિત, નિઃસંગ, નિત્યતૃપ્ત, નિરંજન અને સદાનંદમય છે, તેજ આપ છો અને આપનું જ તે અભિન્ન સ્વરૂપ છે, એમ હું માનું છું. હે નાથ! જેઓ આપને જાણનારા છે, તેઓ શત્રુ અને મિત્રમાં, મૂર્ખ ને વિદ્વાનમાં અને સુખ ને દુઃખમાં સમચિત્તવાળા હોય છે. હે પ્રભુ! જે દ્વારા આપના સ્વરૂપની ઓળખ ન થાય, તે તપ, શ્રુત, વિનય અને જપ શા કામનાં છે? પાપકર્મને પ્રલય કરનારા હે નાથ! આપ એવું કરો કે જેથી વિષયોરૂપી ગ્રહને વળગનારા મારા સંકલ્પો અલ્પ થઈ જાય. હે જગત્પતિ! આપની કૃપાથી પરમ આનંદસ્વરૂપ હૃદમાં નિમગ્ન થઈ રહેલા મને વેદ્ય–વેદકના ભેદની શૂન્યતા પ્રાપ્ત થાઓ."

"હે પ્રભુ! આપની પાસે હું અન્ય કાંઈ પ્રાર્થના કરતો નથી, માત્ર એટલું જ માગું છું કે, આપની કૃપાથી મારાં ચિત્તમાં પરમતેજ પ્રકાશો. હે યાદવપતિ શ્રીનેમિનાથપ્રભુ! જે પુણ્યવાન આત્મા; કર્ણમાં અમૃત જેવા આ સ્તોત્રનો ત્રિકાલ પાઠ કરે છે, તે આપનાં સ્વરૂપને જાણનારો થાય છે. જ્યાં સુધી આ પૃથ્વી ઉપર સૂર્યચંદ્રનાં કિરણોનો સમૂહ પ્રકાશે છે, ત્યાંસુધી આપનું આ સ્તવન–સ્તોત્ર, સદા પૃથ્વી ઉપર આનંદને પામો-વિસ્તાર પામો."

આ પ્રમાણે શ્રીનેમિનાથપ્રભુની ભાવપૂર્વકની સ્તુતિ કરીને ભરતનરેશ્વરે પોતાના દેહ સાથે કર્મના ભારને નમાવતાં હર્ષથી પ્રભુનાં ચરણોમાં નમસ્કાર કર્યો. ગુરુભક્તિવડે જેનું અંગ પવિત્ર છે, એવા ભરતમહારાજાએ ત્યારબાદ યાચકોને, સ્વર્ગસંપત્તિના કારણરૂપ દાન આપ્યું. પછી ષટ્ખંડ ભરતના અધિપતિ ભરતચક્રવર્તીએ પરિવાર સાથે પોતાના આવાસમાં આવી, ઉત્તમ આહાર કર્યો. ત્યાર પછી ક્ષણવાર તેઓ નિદ્રાને આધીન થયા. 'આ નિદ્રા ઇંદ્રિયોને મુદ્રણ કરનારી અને તમ–અંધકાર સ્વરૂપ છે' તે પ્રકારનો તે અવસરે વિવેકરૂપ દીપક તેઓનાં ચિત્તમાં પ્રકાશિત થયો એટલે, ભરતેશ્વરે નિદ્રાને દૂર કરી. પોતાનાં નેત્રરૂપ કમલ જરા જરા મીંચાતા જોઈ તે ઉપર શુદ્ધ જલનું તેમણે સિંચન કર્યું, આથી નિદ્રા જતી રહી અને પોતે જાગ્રત થયા. ત્યારબાદ પોતાના હૃદયમાં રહેલા સ્ફુરાયમાન રંગને બહાર બતાવતા હોય તેમ તેના પ્રતીકરૂપ મુખરંગને માટે તેમણે તાંબૂલ ગ્રહણ કર્યું. પછી દાનશાળામાં યાચકોને દાન આપતા ભરત ચક્રવર્તીએ યાચકોના દારિદ્રયરૂપ હાથી ઉપર

'હે અસુર ! તેં જે જીવવધરૂપ વૃક્ષનો અંકુર વાવેલ છે, તે પાપરૂપ વૃક્ષને માત્ર પુષ્પ ઊગવાનો જ હજુ સમારંભ થયો છે, બાકી તેનું ફલ તો તને નરકમાં મળશે. માટે હે દુર્મતિ ! અદ્યાપિ તું જીવહિંસા છોડી દે, અને મારી આજ્ઞા માન ! તો તને અભયદાન આપીને હું છોડાવું, તેમાં તું કાંઈ પણ સંશય રાખીશ નહીં.' આવાં તેનાં વચનોને સાંભળીને તે રાક્ષસે શક્તિસિંહને કહ્યું; 'હે સ્વામી ! આજથી તમારાં શાસનને હું મારા મસ્તકનો અલંકાર કરીશ.' એટલે શક્તિસિંહે તેને ભરત ચક્રવર્ત્તી પાસેથી છોડાવ્યો. પછી હર્ષને વર્ષાવતા તે બરટ રાક્ષસે પોતાના ગિરિ ઉપર આદિનાથ પ્રભુ અને અરિષ્ટનેમિ પ્રભુનાં મેરુ જેવા ઊંચા બે ભવ્ય પ્રાસાદો કરાવ્યા. અને તેના તટ ઉપર શત્રુંજયા નદી સાથે સ્પર્ધા કરે તેવી પ્રભાવશાલી અને શુભ એવી એક પૂર્વદિશામાં વહેતી નદી કરી. જે લોકો ભગવંત આદિનાથ અને નેમિનાથ સ્વામીને નમસ્કાર કરે છે, તેઓનાં શુભ હૃદયવાળો બરટાસુર ઇચ્છિત મનોરથ પૂરે છે, તેથી તે પર્વત કામદતીર્થ એવા નામથી ત્યારથી પ્રસિદ્ધ થયો. જેઓ સાંસારિક સુખના કામી હોય છે, તેઓને એ તીર્થ ઇચ્છિત આપે છે, અને જેઓ કોઇ પણ પ્રકારની કામનાથી રહિત નિષ્કામ હોય છે, તેઓને એ તીર્થ અત્યુત્તમ મોક્ષલક્ષ્મી આપે છે. તે અવસરે ભરતચક્રવર્ત્તી તે પર્વત ઉપર તે રાક્ષસને સ્થાપન કરી પોતે શ્રીનેમિનાથ ભગવંતની પૂજા કરવાને માટે પોતાનાં કરાવેલાં જિનપ્રાસાદમાં આવ્યા. તે સમયે પાંચમા દેવલોકના સ્વામી બ્રહ્મેંદ્ર ક્રોડો દેવતાઓની સાથે ભરતે કરાવેલા શ્રીનેમિનાથપ્રભુનાં ચૈત્યમાં આવ્યા. નેમિનાથપ્રભુની પૂજા કરવામાં તત્પર અને ભક્તિથી અતિ ઉજ્વલ એવા, ભરતને સરલ મનવાળા બ્રહ્મેંદ્રે સ્નેહયુક્ત વાણીથી તે પ્રસંગે આ પ્રમાણે કહ્યું;

'શ્રીયુગાદિ પ્રભુના પુત્ર, ભરતક્ષેત્રનું આભૂષણ અને ચરમદેહી એવા હે ભરતનરેશ્વર ! તમે સદાકાલ જયને પામો. જેમ પ્રથમ તીર્થનાયક શ્રીઋષભદેવસ્વામી છે, તેમ પ્રથમ તીર્થપ્રકાશક સંઘપતિ તમે થયા છો. તમારા યશનો ક્ષીરસાગર સર્વે ભુવનના વિસ્તારને પૂરી પોતાના તરંગોવડે અમને પણ તેનું વર્ણન કરવા ત્વરા કરાવે છે. અનુકૂળ પવન જેમ વિશ્વોપકારી મેઘને પ્રગટ કરે તેમ આ વિશ્વોપકારી શત્રુંજયગિરિરાજને તમે પ્રગટ કર્યો છે. આ ઉજ્જયંત(ગિરનાર) ગિરિ ઉપર તમે શ્રીનેમિનાથસ્વામીનું નવીન મંદિર કરાવ્યું છે, તેથી તમે મારે વિશેષ માન્ય છો; તેનું કારણ હું કહું છું તે તમે સાંભળો ! "પૂર્વે ગઇ ઉત્સર્પિણીમાં થયેલા **સાગર** નામે અર્હંતપ્રભુનાં મુખકમલથી મારી અગાઉ થઇ ગયેલા એક બ્રહ્મેંદ્રે આ પ્રમાણે સાંભળ્યું હતું કે, 'આવતી અવસર્પિણીમાં બાવીશમા ભાવી તીર્થંકર શ્રીનેમિનાથના ગણધર પદને પામીને તમે મોક્ષે જશો.' તે સાંભળી હર્ષ પામેલા પોતાના કલ્પમાં નેમિનાથપ્રભુની મૂર્ત્તિ કરાવી હતી, તે મૂર્ત્તિનું ત્યારથી અમે પૂજન છીએ. ભાવી બાવીશમા તીર્થંકર શ્રીનેમિનાથ પ્રભુનાં ત્રણ કલ્યાણકો અહીં થવાના છે, પૂર્વાપરના અનુક્રમથી અમે સદા અહીં આવીએ છીએ. અમે સર્વે આર્હંત

મોટું છે અને આ તીર્થમાં કુંડો, ચિંતામણિરત્નો અને કલ્પવૃક્ષો તેમજ ચિત્રાવેલી રહેલી છે, તેથી આ રૈવતાચલ બંને ભવના સુખનો સ્વાદ આપનાર છે. આ ગિરિ પર આવેલી નદીઓના નીરથી સિંચન થયેલા ઉદ્યાનના વૃક્ષો જાણે એ તીર્થની શિક્ષાને ધારણ કરતા હોય તેમ સર્વ ઋતુઓમાં ફળે છે. આ ગિરિરાજની ચારે બાજુ શ્રીદગિરિ, સિદ્ધગિરિ, વિદ્યાધરગિરિ અને દેવગિરિ એ ચાર પર્વતો રહેલા છે. મહાસિદ્ધિનાં સુખને આપનાર આ રૈવતાચલને વીંટાઇને તે ગિરિઓ ઉત્તમ સ્વામીની જેમ તેની સેવા કરે છે. આ પર્વતોમાંથી જિનેશ્વરદેવનાં સ્નાત્ર માટેનાં જલને ધારણ કરનારા મોટા હ્રદોવાળી, અને પ્રભાવશાલી પવિત્ર નદીઓ વહે છે. પૂર્વદિશામાં શ્રીદગિરિ અને સિદ્ધગિરિની વચ્ચે જેમાં દેવતાઓનો સમૂહ ક્રીડા કરે છે, એવી ઉદયંતી નામે વિખ્યાત નદી છે. દક્ષિણદિશામાં મોટા દ્રહોથી શોભિત, ઘણા પ્રભાવને ઉત્પન્ન કરનારી અને દુષ્ટ દોષોને ટાલનારી ઉજ્જયંતી નામે નદી છે. પશ્ચિમદિશામાં મનોહર દ્રહોના સમૂહથી અતિ શુદ્ધિને આપનારી સુવર્ણરેખા નામે યથાર્થ નામવાળી ઉજ્જવલ નદી છે. ઉત્તર દિશામાં ઉછળતા કલ્લોલ અને કમલોવાળી તેમજ તીર્થસંગથી દીનજનની દીનતાને હરનારી લોલા નામે નદી છે. આ બધી મનોહર દ્રહોવડે ઉજ્વલ એવી નદીઓ પૂર્વોક્ત પર્વતોમાંથી પ્રગટ થયેલી છે. તે સિવાય અન્ય પણ નદીઓ અને દ્રહો ત્યાં રહેલા છે. તેમ જ વિદ્યાધરો, દેવતાઓ, કિન્નરો, અપ્સરાઓ અને યક્ષો પોત–પોતાની ઇષ્ટસિદ્ધિને પ્રાપ્ત કરવાની ઇચ્છાથી અહિં નિવાસ કરે છે."

આ પ્રમાણે શક્તિસિંહે ભરતનરેશ્વરની સમક્ષ રૈવતગિરિનું વર્ણન કર્યા પછી, 'આ વાયવ્ય દિશામાં કયો ગિરિ શોભે છે ?' એમ ભરતેશ્વરે જ્યારે શક્તિસિંહને પૂછ્યું, ત્યારે શક્તિસિંહ બોલ્યો; 'એક કુમતિવાળો બરટ નામનો વિદ્યાધર રાક્ષસી વિદ્યા સાધી તે પર્વત પર રહેલો છે. તે ક્રૂર રાક્ષસથી અધિષ્ઠિત થયેલો આ પર્વત તેના[1] નામથી જ વિખ્યાત થયો છે. ભયંકર રાક્ષસોથી પરવરેલો અને આકાશગામિની વિદ્યાવડે ગગનમાં ફરતો એ દુર્દાંત રૌદ્ર રાક્ષસ અદ્યાપિ મારી આજ્ઞાને પણ માનતો નથી. તે દુષ્ટ આ દેશને ઉદ્વેગકારી થઇ પડયો છે. ' શક્તિસિંહનાં આવાં વચનોને સાભળી ભરતે ક્રોધાતુર થઇ તરત જ તેને જિતવાને માટે પોતાના સેનાપતિ સુષેણને વિમાન માર્ગે જવાની આજ્ઞા કરી. એટલે સુષેણ સેનાપતિ ભરતચક્રવર્તીનાં શાસનને પોતાનાં માથે ધરી પોતાના વિમાનની ગતિથી રવિને જાણે માન રહિત સ્થિતિ પમાડતો તે બરટના સ્થાને આવ્યો. તેને સ્હામે આવતો જાણી બરટાસુર ઘણા રાક્ષસો સહિત યુદ્ધ કરવાને સજ્જ થયો. ક્ષણવાર અસુરોની સાથે યુદ્ધ કરી સેનાપતિએ બરટને પકડીને પોતાના વિમાનમાં નાંખ્યો, એટલે બીજા સર્વ અસુરો નાશી ગયા. સુષેણ વિજયી થઇ સત્વર રૈવતાચલે આવ્યો, અને વેગથી તે રાક્ષસને ચક્રવર્તીનાં ચરણ આગળ નમાડ્યો. દીન, મ્લાનમુખવાળો અને તીવ્ર બંધનના કારણે જેના શરીરમાંથી ચરબી નીકળી રહી છે, એવા તે રાક્ષસને જોઇ શક્તિસિંહ દયા લાવી બોલ્યો;

1 [illegible] તેની આજુ–બાજુના ડુંગરાઓ 'બરડા'ના નામથી ઓળખાય છે.

નિર્ધન રહે છે, તે દુઃખી પ્રાણીઓના ત્રણે ભવ નિષ્ફલ છે એમ હું માનું છું. જે સૌરાષ્ટ્રવાસી થઈને બીજા દેશની સ્પૃહા કરે છે, તેઓ કલ્પવૃક્ષને છોડીને ધત્તુરો લેવાનો આગ્રહ કરે છે. આ દેશમાં રહ્યા છતાં પણ હત્યાદિ દોષોથી જેઓ મુક્ત થતા નથી, તેઓ બીજા તીર્થોમાં તપ કરવાથી પણ કેમ શુદ્ધ થઈ શકશે ? જે દેશમાં દુર્ભિક્ષનો ભય નથી, પાપનો સંચય થતો નથી અને કૂટબુદ્ધિ કે દ્રોહ જોવામાં આવતા નથી, અને જ્યાં સર્વલોકો સરળ પ્રકૃતિના છે એવો આ દેશ છે.' આ પ્રમાણે કહેતા ભરત નરેશ્વર શ્રીશત્રુંજયગિરિને પ્રદક્ષિણા કરીને કેટલાક દિવસે આનંદપુરમાં આવ્યા. ત્યાં શક્તિસિંહને પોતાની પાસે બોલાવીને ભરત-નરેશ્વરે નમ્ર એવા તેમની પીઠ પર હર્ષથી હાથ મૂક્યો અને કહ્યું; 'હે વત્સ ! મારી આજ્ઞાથી તારે સદા અહીં રહેવું, અને અહીંના સામ્રાજ્યને ભોગવતાં તારે આ બન્ને તીર્થોની રક્ષા કરવી. પવિત્રપણાથી તીર્થરૂપ એવા આ સૌરાષ્ટ્ર દેશનો તું રાજા છો, તેથી તું ધન્યથી પણ ધન્ય અને બીજા સર્વ રાજાઓને પૂજવા યોગ્ય છો. આ શત્રુંજય મહાતીર્થની જે સેવા કરવી, તે પૂજ્ય પિતાની સેવા કરવા બરાબર છે. અને જે સ્થાન પિતાશ્રી દ્વારા અધિષ્ઠિત છે, તે પિતાના જેવું જ છે.' આ પ્રમાણે કહી ભરતચક્રવર્તીએ 'બે તીર્થભૂમિના પ્રદેશ પર આનું શાસન છે.' આ વસ્તુને સૂચવતાં બે છત્રો શક્તિ-સિંહને ભેટ આપ્યાં, અને હારાદિક અલંકારો, હાથી, ઘોડા, રથ, રત્ન અને દ્રવ્યથી સન્માન કરી શક્તિસિંહને વિદાય કર્યો. શક્તિસિંહ પુણ્યાનુબંધી પુણ્યને પ્રકાશ કરતો અને જિનેશ્વરદેવની આરાધના કરતો સૌરાષ્ટ્રના લોકોનું પાલન કરવા લાગ્યો.

ત્યાંથી ભરતચક્રવર્તી અર્બુદાચળ( આબુ ) ગયા. ત્યાં ભૂત, ભવિષ્ય અને વર્ત્ત-માન કાલના અર્હંત પ્રભુના પ્રાસાદો ગુરુની આજ્ઞાથી તેમણે કરાવ્યાં. સર્વ ઠેકાણે પોત-પોતાના દેશથી ભરતેશ્વરને મળવા તેમના ભાઈઓના પુત્રો આવતા હતા, તેઓને જોઈને હર્ષ પામતા ચક્રવર્તી ભરતે તેઓને ઘણા દાનથી પ્રસન્ન કર્યા. ત્યાંથી અનવિચ્છિન્ન–ધીરે ધીરે પ્રયાણ કરતાં અને આગળ માર્ગ લંઘતા, સર્વ તીર્થને નમતા, સ્થાને સ્થાને મહોત્સવ કરતાં, દીનજનોનો ઉદ્ધાર કરતા, મુનિજનની પૂજા કરતા અને સર્વની આશીષ લેતા તેઓ અનુક્રમે મગધ દેશમાં આવ્યા. તે દેશમાં પણ પોતાના બંધુ મગધનો પુત્ર માગધ-નામનો ભ્રાતૃવ્ય–ભત્રીજો રાજ્ય કરતો હતો. ભરતચક્રવર્તીનાં આગમનને સાંભળીને તે સર્વ સમૃદ્ધિવડે ઉત્સવથી તેમની સન્મુખ આવ્યો. સૂર્ય જેમ પોતાના રથમંદિરમાં અરુણને બેસાડે તેમ ભરતે વિનયથી નમ્ર એવા તે માગધરાજાને રથમાં પોતાની આગળ બેસાર્યો, અને પછી મંગલિક શબ્દો જેમાં થઈ રહ્યા છે, ધ્વજાઓ જ્યાં મહોત્સવપૂર્વક ફરકી રહેલી છે, એવા રાજગૃહ નગરમાં તેમણે પ્રવેશ કર્યો. ત્યાં માગધરાજાનો ભોજનાદિક સત્કાર ગ્રહણ કરી ચક્રવર્તી ત્યાંથી પ્રયાણ કરીને તીર્થયાત્રાને માટે વૈભારગિરિ ઉપર આવ્યા. ત્યાં પણ શત્રુંજય તીર્થપર કરાવ્યું હતું, તેવું ભાવી ચોવીશમા તીર્થંકર શ્રીમહાવીરસ્વામીનું એક ઉત્તમ મંદિર વર્દ્ધકિ પાસે તેમણે કરાવ્યું. એ રીતે શત્રુંજય, રૈવતાચળ, સંમેતશિખર અને

(અર્હંતના માર્ગાનુગામી) છીએ અને વિશેષપણે શ્રીનેમિનાથપ્રભુના સેવક છીએ. આજે શ્રી ઋષભદેવ અર્હંતના પુત્ર અને ચક્રવર્તી એવા તમને જોવાથી અમારે મંગલિક થયું છે." આ પ્રમાણે ભરતચક્રવર્તીને કહી નેમિનાથ પ્રભુને ભક્તિથી નમી અને સંઘની આરાધના કરી બ્રહ્મેંદ્ર પોતાના કલ્પમાં ગયા. પછી તીર્થભક્તિની અત્યંત ભાવનાવાળા સૌધર્મપતિ પણ પ્રીતિથી ભરતની રજા લઇ તેના ગુણ અને તીર્થને સંભારતા પોતાનાં સ્થાને ગયા.

ભરતરાજા તીર્થનો ઉદ્ધાર, જિનેશ્વરની પૂજા અને ઇંદ્રોત્સવાદિક સત્કૃત્યોને કરીને તે સમયે ત્યાં હર્ષપૂર્વક દાન આપવામાં તેઓ ઉત્સુક થયા. ત્યાં યાચકોને ભરતે એવાં દાન આપ્યાં કે નવનિધિ વિના તે બધાં દ્રવ્યને તે પ્રમાણે પૂરવાને માટે બીજું કોઈ સમર્થ થાય નહીં. પછી એક માસને અંતે ભરતચક્રવર્તી પોતાનાં મનને ત્યાં મૂકી, આનંદપૂર્વક દેવ તથા મનુષ્યોના સમૂહની સાથે તે સ્વર્ણગિરિના શિખર ઉપરથી નીચે ઉતર્યા. તે વખતે શક્તિસિંહે ભરતચક્રીની આગળ આવી પ્રણામ કરી, અંજલિ જોડીને વિનયપૂર્વક આ પ્રમાણે વિજ્ઞપ્તિ કરી; 'હે સ્વામી! આ સેવકની વિજ્ઞપ્તિ ધ્યાનમાં લઇને આ મારા ગિરિદુર્ગપુરને પવિત્ર કરો.' શક્તિસિંહના આવા આગ્રહથી ભરતરાજાએ વિવિધ લોકોથી ભરપૂર અને સમૃદ્ધિવડે સ્વર્ગપુરી જેવા તે નગરમાં પ્રવેશ કર્યો. તે પુરના જિનપ્રાસાદમાં ભરતે વૃષભપ્રભુની પૂજા કરી અને પોતાના ભત્રીજાની ભક્તિથી ત્યાં અઠ્ઠાઈ ઉત્સવ કર્યો. પછી બાહ્ય અને અંતરંગ શત્રુસમૂહને એક સાથે જિતવામાં ઉદ્યોગી થયેલા ભરતે ચતુરંગ સેના અને સંઘસહિત ત્યાંથી પ્રયાણ કર્યું. તે સમયે હાથીઓની ગર્જના, અશ્વોના હેષારવ, રથના ચીત્કાર અને સુભટોના સિંહનાદથી સર્વત્ર શબ્દાદ્વૈત થઈ ગયું. જ્યારે ચક્રવર્તી અપાર સૈન્યને લઇને ચાલ્યા ત્યારે તેના ભારથી ક્ષોભ પામેલી પૃથ્વીને પર્વતો ધારણ કરવા લાગ્યા, આથી જ જાણે તેમનું નામ 'મહીધર' તરીકે ત્યારથી પ્રસિદ્ધિને પામ્યું. માર્ગે આગળ ચાલતાં ચાલતા પણ ભરતચક્રવર્તી પોતાની ડોકને વાંકી વાળીને રૈવતાચલગિરિને જોવા લાગ્યા, અને મસ્તક ધૂણાવીને આ પ્રમાણે તે ગિરિરાજની સ્તુતિ કરવા લાગ્યા;

'અહા! આ પર્વત મેરુ, રોહણ અને વૈતાઢ્યગિરિના સારથી જ નિર્મેલો હોય એમ લાગે છે; નહિ તો તે સુવર્ણમય, રત્નમય અને રૂપ્યમય ક્યાંથી હોય? આ ગિરિરાજના શિખર પર રહેલા કલ્પવૃક્ષો યાચકોનાં ઇચ્છિતને પૂરે છે, તે આ ગિરિનો જ મહિમા છે. આ દેશનું સુરાષ્ટ્ર એવું જે નામ છે, તે યુક્ત જ છે; કારણ કે શત્રુંજય અને ઉજ્જયંત વગેરે ઉત્કૃષ્ટ તીર્થો અહીં જ રહેલા છે. અહીં રહેલ ગિરિઓ, નદીઓ, વૃક્ષો, કુંડો અને ભૂમિઓ સર્વે અન્ય સ્થાને રહેલા એક તીર્થની જેમ તીર્થપણાને પામે છે, અર્થાત્ સર્વ તીર્થમય છે. સર્વ દેશોમાં ઉત્તમ દેશ અને સર્વ તીર્થોમાં ઉત્તમ તીર્થ એવો સુરાષ્ટ્ર દેશ માતાની જેમ શરણે આવેલાને રક્ષણ આપનાર છે. ષટ્ખંડમેદિનીના મધ્યમાં સર્વ ઋતુવડે સદા શોભિત સુરાષ્ટ્ર જેવો બીજો સર્વ તીર્થમય કોઇ દેશ નથી. આ દેશમાં જે પુણ્યરહિત પ્રાણીઓ પૂર્વકૃત કર્મથી

નિર્ધન રહે છે, તે દુઃખી પ્રાણીઓના ત્રણે ભવ નિષ્ફલ છે એમ હું માનું છું. જે સૌરાષ્ટ્રવાસી થઈને બીજા દેશની સ્પૃહા કરે છે, તેઓ કલ્પવૃક્ષને છોડીને ધત્તુરો લેવાનો આગ્રહ કરે છે. આ દેશમાં રહ્યા છતાં પણ હત્યાદિ દોષોથી જેઓ મુક્ત થતા નથી, તેઓ બીજા તીર્થોમાં તપ કરવાથી પણ કેમ શુદ્ધ થઈ શકશે ? જે દેશમાં દુર્ભિક્ષનો ભય નથી, પાપનો સંચય થતો નથી અને કૂટબુદ્ધિ કે દ્રોહ જોવામાં આવતા નથી, અને જ્યાં સર્વલોકો સરળ પ્રકૃતિના છે એવો આ દેશ છે.' આ પ્રમાણે કહેતા ભરત નરેશ્વર શ્રીશત્રુંજયગિરિને પ્રદક્ષિણા કરીને કેટલાક દિવસે આનંદપુરમાં આવ્યા. ત્યાં શક્તિસિંહને પોતાની પાસે બોલાવીને ભરત-નરેશ્વરે નમ્ર એવા તેમની પીઠ પર હર્ષથી હાથ મૂક્યો અને કહ્યું; 'હે વત્સ ! મારી આજ્ઞાથી તારે સદા અહીં રહેવું, અને અહીંના સામ્રાજ્યને ભોગવતાં તારે આ બન્ને તીર્થોની રક્ષા કરવી. પવિત્રપણાથી તીર્થરૂપ એવા આ સૌરાષ્ટ્ર દેશનો તું રાજા છો, તેથી તું ધન્યથી પણ ધન્ય અને બીજા સર્વ રાજાઓને પૂજવા યોગ્ય છો. આ શત્રુંજય મહાતીર્થની જે સેવા કરવી, તે પૂજ્ય પિતાની સેવા કરવા બરાબર છે. અને જે સ્થાન પિતાશ્રી દ્વારા અધિષ્ઠિત છે, તે પિતાના જેવું જ છે.' આ પ્રમાણે કહી ભરતચક્રવર્તીએ 'બે તીર્થભૂમિના પ્રદેશ પર આનું શાસન છે.' આ વસ્તુને સૂચવતાં બે છત્રો શક્તિ-સિંહને ભેટ આપ્યાં, અને હારાદિક અલંકારો, હાથી, ઘોડા, રથ, રત્ન અને દ્રવ્યથી સન્માન કરી શક્તિસિંહને વિદાય કર્યો. શક્તિસિંહ પુણ્યાનુબંધી પુણ્યને પ્રકાશ કરતો અને જિનેશ્વરદેવની આરાધના કરતો સૌરાષ્ટ્રના લોકોનું પાલન કરવા લાગ્યો.

ત્યાંથી ભરતચક્રવર્તી અર્બુદાચળ( આબુ ) ગયા. ત્યાં ભૂત, ભવિષ્ય અને વર્ત્ત-માન કાલના અર્હંત પ્રભુના પ્રાસાદો ગુરુની આજ્ઞાથી તેમણે કરાવ્યાં. સર્વ ઠેકાણે પોત-પોતાના દેશથી ભરતેશ્વરને મળવા તેમના ભાઈઓના પુત્રો આવતા હતા, તેઓને જોઈને હર્ષ પામતા ચક્રવર્તી ભરતે તેઓને ઘણા દાનથી પ્રસન્ન કર્યા. ત્યાંથી અનવિચ્છિન્ન-ધીરે ધીરે પ્રયાણ કરતાં અને આગળ માર્ગ લંઘતા, સર્વ તીર્થને નમતા, સ્થાને સ્થાને મહોત્સવ કરતાં, દીનજનોનો ઉદ્ધાર કરતા, મુનિજનની પૂજા કરતા અને સર્વની આશીષ લેતા તેઓ અનુક્રમે મગધ દેશમાં આવ્યા. તે દેશમાં પણ પોતાના બંધુ મગધનો પુત્ર માગધ-નામનો ભ્રાતૃવ્ય-ભત્રીજો રાજ્ય કરતો હતો. ભરતચક્રવર્તીનાં આગમનને સાંભળીને તે સર્વ સમૃદ્ધિવડે ઉત્સવથી તેમની સન્મુખ આવ્યો. સૂર્ય જેમ પોતાના રથમંદિરમાં અરુણને બેસાડે તેમ ભરતે વિનયથી નમ્ર એવા તે માગધરાજાને રથમાં પોતાની આગળ બેસાર્યો, અને પછી મંગલિક શબ્દો જેમાં થઈ રહ્યા છે, ધ્વજાઓ જ્યાં મહોત્સવપૂર્વક ફરકી રહેલી છે, એવા રાજગૃહ નગરમાં તેમણે પ્રવેશ કર્યો. ત્યાં માગધરાજાનો ભોજનાદિક સત્કાર ગ્રહણ કરી ચક્રવર્તી ત્યાંથી પ્રયાણ કરીને તીર્થયાત્રાને માટે વૈભારગિરિ ઉપર આવ્યા. ત્યાં પણ શત્રુંજય તીર્થપર કરાવ્યું હતું, તેવું ભાવી ચોવીશમા તીર્થંકર શ્રીમહાવીરસ્વામીનું એક ઉત્તમ મંદિર વર્દ્ધકિ પાસે તેમણે કરાવ્યું. એ રીતે શત્રુંજય, રૈવતાચળ, સંમેતશિખર અને

વૈભારગિરિ ઉપર શ્રીઅર્હંતના પ્રાસાદો થયા ભરત ચક્રવર્તીએ આ પ્રમાણે ત્યા પાપને હરનારું તીર્થ સ્થાપીને પૂર્વ સ્થાનની જેમ પૂજન, ઉત્સવ અને દાનાદિક ધર્મ કાર્યો અતિ હર્ષથી કર્યા વૈભારગિરિ પર જનારા પ્રાણીઓને હમેશા ચક્રવર્તીપણાની અને ઇંદ્રની લક્ષ્મીઓ દાસી થઇને ઘરના આંગણામા રમે છે અને મુક્તિસુખ પણ તેનાથી દૂર રહેતુ નથી વૈભારગિરિનું તીર્થ, ઋણ વગેરે અનર્થને હરનારુ, ભવવારિધિથી તારનારુ અને અનેક તીર્થોની યાત્રાના ફલને આપનારું છે આ રીતે સંઘપતિને યોગ્ય એવુ સર્વ કાર્ય કરી ભરતચક્રવર્તીએ માર્ગમા સાથે આવેલા માગધ રાજાને વિદાય કર્યા અને પોતે સુર, અસુર અને ચતુર્વિધસંઘની સાથે પ્રયાણ કરતા કેટલાક

પણ ભરતરાજાની આજ્ઞાથી વીશ તીર્થંકર દેવોનમાં કરેલી તૈયાર થઈ તે અવસરે ત્યાં પૂર્વ, તીભગવંતોની, તથા મુનિઓની પૂજા કરીને યાત્રા સમ્મેતશિખરનું તીર્થ સર્વ પાપને ભેદનારું છે શ્રેષ્ઠ—સર્વ શ્રેષ્ઠ એવા પદ–મોક્ષને તે આપે છે

નગરીનું સ્મરણ થતા પવિત્ર દિવસે સૈન્ય સહિત ભરતેશ્વર વિનીતા નગરી તરફ ચાલ્યા.

અનુક્રમે કેટલાક દિવસે ભરતચક્રી અયોધ્યાની પાસેના નંદનવન જેવા ઉદ્યાનમા આવી પહોંચ્યા શ્રીભરતેશ્વરને આવેલા સાંભળીને સૂર્યયશા હર્ષથી અશ્વની ગતિને પણ લઘી જાય તેવા વેગથી દોડીને ભરતચક્રવર્તીની સામે આવ્યો, અને ચક્રવર્તીના દર્શન થતા તેમના ચરણકમલમા તે આળોટીને પડયો તેને બેઠો કરીને ભરતે સ્નેહવડે આલિંગન કર્યું। ત્યારબાદ સૂર્યયશાની સાથે આવેલા પુરજનોમાથી કોઇને સ્મરણથી, કોઇને વાણીથી અને કોઇને દૃષ્ટિથી ભરતે અભિનંદન કર્યું નગરની અંદર ચંદન અને કેશરના છંટકાવ થવા લાગ્યા, અને તેના ચોકમા વિચિત્ર પુષ્પોના ઢગલા થયા હતા ઘેર ઘેર ફળવડે ઉજ્જ્વલ કેળના થંભો રોપાણા અને કલ્પદ્રુમના કોમળ પલ્લવોના તોરણો બંધાણા જાણે નિધિઓ પોતાના સ્વામીને પ્રાપ્ત થઇ અધિક રૂપવંત થયેલ હોય, તેમ રાજમહેલના શિખર ઉપર સુવર્ણમય કળશો ચળકવા લાગ્યા પ્રત્યેક દીવાલ ઉપર રહેલા ચંદ્રમંડળ જેવા દર્પણોથી જાણે વિનીતાનગરી પોતાના સ્વામીને હજારો મુખે જોતી હોય તેમ જણાવા લાગ્યુ મહારાજા ભરતના આવવાથી વિનીતાનગરી અદ્‌ભુત ઉલ્લોચ, ચંદરવા, માંચા અને ફૂવારાઓ, તથા વિચિત્ર કિરણોની શોભાથી જાણે સ્વર્ગપુરી હોય તેવી દેખાવા લાગી પછી સૂર્ય જેમ પૂર્વાચલ પર આરૂઢ થાય તેમ રત્નની કાંતિના સમૂહથી તેજસ્વી ભરતચક્રવર્તી બહુ ઉત્સાહથી હસ્તિરત્ન પર આરૂઢ થયા તે અવસરે તેમના મસ્તક પર મૂર્તિમાન જાણે પુણ્યનો અંકુર સ્ફુરાયમાન થતો હોય તેવુ પૂર્ણ ચંદ્રમંડલ જેવુ છત્રરત્ન શોભવા લાગ્યુ, જાણે તેમના મુખચંદ્રની સેવાને માટે બે ચકોર પક્ષી મળ્યા હોય તેમ ગંગાનદીના તરંગ જેવા ઉજ્જ્વલ અને ચંચલ ચામરો તેમને વીંજાવા લાગ્યા જયજય ધ્વનિ કરતા સુભગો અને ચામરાગ

ના રંગથી પવિત્ર રીતે ગાયન કરતા ગાયકો આગળ ચાલતા હતા. પાછળ કુલસ્ત્રીઓ ધવલ મંગલ ગાતી ચાલવા લાગી અને આગળ જાણે મૂર્ત્તિમાન સુકૃત હોય તેવા ગણધરો ચાલ્યા. સર્વ શોભાવાળા જિનાલયની પાછળ ચક્રવર્ત્તી ભરતે સુર, અસુર અને સંઘની સાથે વિનીતાનગરીમાં પ્રવેશ કર્યો. પ્રવેશ કરીને નગરની અંદર રહેલા મુખ્ય ચૈત્યોમાં જઈ પ્રથમ પ્રભુશ્રી આદીશ્વર ભગવંતને વંદન કરીને પછી ગુરુ મહારાજાને નમસ્કાર કરી, ભરતેશ્વર પોતાના આવાસમાં આવ્યા. જેમ આત્મા દેહમાં, ચંદ્ર આકાશમાં, જલ મેઘમાં, સ્વર્ગપતિ સ્વર્ગમાં, સૂર્ય દિવસમાં, કવિત્વ સારા અર્થમાં, દેવ ચૈત્યમાં, સુગંધ પુષ્પમાં અને સદ્‌ગુણ કુલવાનમાં પ્રવેશ પામતા શોભા પામે, તેમ ભરતેશ્વરે અનેક પ્રકારના ઉત્સવવાળા તે રાજપ્રાસાદમાં પ્રવેશ કરી તે આવાસને શોભાવ્યો. તે સમયે મહેલના મધ્યભાગમાં રહેલા ચંદ્રરત્નના કિરણોમાં જેનો ઉજ્જવલ મુખચંદ્ર સ્ફુરી રહ્યો છે, અને હારના આધારભૂત સુંદર મોતીરૂપ નક્ષત્રોવડે જે વિરાજિત છે, એવા તે ભરતચક્રવર્ત્તીને, દેવતાઓનો સમૂહ જેમ ઇંદ્રને નમે તેમ, યક્ષો, રાજાઓ, ખેચરો અને અન્ય શ્રેષ્ઠી વગેરે પરિવાર પોતાની કુશલતાને માટે હર્ષથી નમસ્કાર કરવા લાગ્યો.

(આચાર્ય શ્રી ધનેશ્વરસૂરિ વિરચિત-શ્રી શત્રુંજય મહાત્મ્ય ગ્રંથના ગૂર્જરાનુવાદમાં 'ભરતનરેશ્વરકૃત તીર્થયાત્રા-તીર્થોદ્ધાર વર્ણન' નામનો પાંચમો સર્ગ પૂર્ણ થયો.)

# છઠ્ઠો સર્ગ



'જે અનંત, અવ્યક્ત મૂર્તિવાળા, જગતના સર્વ ભૂત, ભવિષ્ય અને વર્તમાન અર્થથી યુક્ત, સર્વજ્ઞ, સર્વદર્શી, સર્વ જનોથી નમસ્કાર કરાયેલા, સાધુસમૂહે સ્તુતિ કરેલા, ક્ષય નહિ પામનારા, સર્વ કર્મનો ક્ષય કર્યો છે જેમણે, અને વાણીમાંથી જેનું સ્વરૂપ દૂર છે, તથા જેઓ પ્રયત્નપૂર્વકથી પ્રાપ્ત થાય છે; એવા શ્રીમાન આદિનાથ પ્રભુ તમારું સદા મંગલ કરો.'

[1]હે ઇંદ્ર! હવે ભરતચક્રવર્તી જે રીતે નિર્વાણ પદને પામે છે તે પ્રસંગનું સુંદર ચરિત્ર જે કર્ણને માટે અમૃત સમાન છે, તેને તું સાંભળ!

ત્યારબાદ તે અવસરે સોમયશા વગેરેને પૃથક્ પૃથક્ દેશની સોંપણી કરીને આશ્રિતોને વિષે સારું વાત્સલ્ય ધારણ કરનાર ભરતેશ્વરે સ્નેહથી સત્કારપૂર્વક તે બધાયને વિદાય કર્યા. અને ભોજનવસ્ત્રાદિકથી સર્વ સંઘનું સન્માન કરી ભરત રાજાએ પૃથ્વીનો ભાર પોતાની ભુજા પર ધારણ કર્યો. તે અરસામાં ભગવાન શ્રી આદિનાથ પ્રભુ વિહાર કરતા કરતા અષ્ટાપદ ગિરિ ઉપર સમવસર્યા. એ શુભ સમાચાર ઉદ્યાનપતિ પાસેથી સાંભળીને ભરતચક્રવર્તી પ્રભુને વંદન કરવાની ઇચ્છાથી ત્યાં અષ્ટાપદ ઉપર આવ્યા. શ્રીસર્વજ્ઞપ્રભુનાં મુખકમલથી દાન ધર્મનો મહિમા અને તેનું મહાન ફલ સાંભળીને ચક્રવર્તીએ પ્રભુનાં ચરણોમાં વિજ્ઞપ્તિ કરી કે; 'આ સંયમી મુનિઓ મારાં દાનને ગ્રહણ કરે તેમ આપ ફરમાવો.' ભરતનાં તે વચનોને સાંભળીને પ્રભુ બોલ્યા કે; 'નિર્દોષ રાજપિંડ પણ મુનિઓને કલ્પતો નથી! માટે તેની પ્રાર્થના કરવાથી સર્યું' આ સાંભળીને ભરતે કહ્યું; 'સ્વામી! આ જગતમાં મહાપાત્રરૂપ તો સંયમી મુનિવરો છે. જ્યારે તેમને મારું દાન કલ્પે નહીં, તો મારે શું કરવું?' તે અવસરે ઇંદ્રે ભરતેશ્વરને કહ્યું; 'હે રાજા! જો તમારે દાન આપવું હોય તો ગુણોથી ઉત્તર સાધુભગવંતો પછી પાત્ર તરીકે ગણાતા સાધર્મિક શ્રાવકોને તમે દાન આપો.' પ્રભુએ નહિ નિષેધ કરેલું ઇંદ્રનું તે કથન સાંભળીને ભરત અયોધ્યામાં આવી નિત્ય સાધર્મિક શ્રાવકોને ભક્તિથી ભોજન કરાવવા લાગ્યા.

આવું મહાભોજન થતું સાંભળીને ઘણા લોકો ભોજન કરવા એકઠા થવા લાગ્યા. તેઓની મોટી સંખ્યા જોઈ મુગ્ધપણાથી રસોઇયાઓએ ભરત રાજાને કહ્યુ કે; "સ્વામી! 'આ શ્રાવક છે કે, આ શ્રાવક નથી' એવો ભેદ અમારાથી થઈ શકતો નથી." તે સાંભળી ચક્રવર્તીએ શ્રાવકોના કંઠમાં કાકિણીરત્નથી રત્નત્રયીની[2] નિશાની તરીકે દક્ષિણોત્તર

---

૧ પ્રભુશ્રી મહાવીર ભગવંત ઇંદ્રને ઉદ્દેશીને પ્રથમ સર્ગથી શત્રુંજયનો મહિમા વર્ણવી રહ્યા છે, તેના અનુસંધાનમાં વર્ણન આગળ વધે છે. ૨ સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્રરૂપ રત્નત્રયી.

ત્રણ રેખાઓ કરી. 'તમે જીતાયા છો, અને ભય વર્તે છે, માટે હણો નહીં, હણો નહીં,[1]' એમ દરરોજ પ્રાતઃકાલે તે શ્રાવકોને ભરત ચક્રવર્ત્તી પોતાને સૂચના કરવા માટે કહેતા, તે મુજબ તે શ્રાવકો નિરંતર ભરતેશ્વરને જાગ્રત કરતા હતા. તે સાંભળીને તેનાં રહસ્યનો વિચાર કરીને ચક્રવર્ત્તીએ પોતાની પ્રમાદિતાનો ત્યાગ કરવા માંડ્યો. ત્યારથી તેઓ ત્રણ રેખાઓથી અંકિત થયેલા માહણ–બ્રાહ્મણના નામથી પૃથ્વીતલમાં પ્રખ્યાત થયા. ત્યારબાદ ભરતે અર્હંત, યતિ અને શ્રાવકધર્મના ગુણસમૂહથી યુક્ત ચાર વેદો તે શ્રાવકોને ભણાવ્યા. ભગવંત આદિનાથથી જેમ ધર્મ પ્રવર્ત્યો, તેમ ભરતરાજાથી સાધર્મિકવાત્સલ્યનો ક્રમ ત્યારથી પ્રવર્ત્યો.

આ બાજુ; શ્રી ઋષભદેવ ભગવાને પૃથ્વી પર વિહાર કરતાં ચતુર્વિધ સંઘની સ્થાપના કરી. એક લાખ, પંચાશી હજાર, અને સાડા છસો મુનિઓ (૧૮૫૬૫૦), ત્રણ લાખ સાધ્વીઓ (૩૦૦૦૦૦), ત્રણ લાખ અને પચાશ હજાર (૩૫૦૦૦૦) શુદ્ધ સમ્યક્ત્વધારી શ્રાવકો, અને પાંચ લાખ, ચોપન હજાર શ્રાવિકાઓ (૫૫૪૦૦૦)–આ પ્રમાણે શ્રીઋષભદેવ પ્રભુનો કેવળજ્ઞાન ઉત્પન્ન થયા પછી તેઓના ઉપદેશથી પ્રતિબોધ પામેલા ચતુર્વિધ સંઘનો પરિવાર હતો. ત્રણ જગતના પ્રભુ શ્રી ઋષભદેવસ્વામી એક લાખ પૂર્વ સુધી વ્રત પાળ્યા પછી, પોતાનો મોક્ષકાલ સમીપ જાણી અષ્ટાપદ પર્વત ઉપર પધાર્યા. ત્યાં શુદ્ધ પ્રદેશમાં દશ હજાર મુનિઓની સાથે જગત પ્રભુએ અનશન વ્રત ગ્રહણ કર્યું. આ સમાચાર ઉદ્યાનપતિએ કંઠ રૂંધાવાથી અસ્ફુટ શબ્દોમાં ભરતરાજા પાસે જઈને કહ્યા. 'પ્રભુએ અનશન ગ્રહણ કર્યું છે' તે સાંભળીને ખેદ પામેલા ભરતરાજા વાહન તથા પરિવારને મૂકીને પગે એકદમ ચાલી નીકળ્યા. પોતાની પાછળ દોડતા સેવકોને પણ દૂર છોડતા, અને અશ્રુને વર્ષાવતા, તથા કાંટા વગેરેથી વ્યાપ્ત થતા, ભરત; તેવી અવસ્થાવાળી સ્ત્રીઓના સમૂહની સાથે શોક સહિત ઊંચા મકાનની જેમ અષ્ટાપદ પર્વત ઉપર આવ્યા. ત્યાં પર્યંકાસન વાળી સર્વ ઇંદ્રિયોના આશ્રવને રૂંધીને રહેલા શ્રીઋષભદેવ પ્રભુને જોઇને અશ્રૂજલથી યુક્ત ભરતે પ્રભુને વંદન કર્યું. તે સમયે આસન ચલિત થવાથી સર્વ ઇંદ્રોએ પણ શોકથી આકુળ બનીને ત્યાં આવી પ્રભુને પ્રદક્ષિણા કરી નમન કર્યું.

આ અવસર્પિણી કાળના સુષમદુષમ નામના ત્રીજા આરાનાં નેવ્યાશી પખવાડીઆ અવશેષ રહેતાં, માઘમાસની કૃષ્ણત્રયોદશી (વર્તમાનમાં પોષ વદી–૧૩)ના પૂર્વાહ્નકાલે, ચંદ્ર અભિજિત નક્ષત્રમાં આવતાં, પર્યંકાસને રહેલા પ્રભુ શ્રીઋષભદેવસ્વામી સ્થૂલ કાય, વાક્ અને ચિત્તના યોગને ત્યજીને, સૂક્ષ્મ કાયયોગથી બાદરયોગને રૂંધી સૂક્ષ્મક્રિય નામના શુક્લધ્યાનના ત્રીજા ભેદને પ્રાપ્ત થયા. પછી સૂક્ષ્મ કાયયોગને પણ છોડી દઇ ઉચ્છિન્નક્રિય નામે ચોથું શુક્લધ્યાન પામી પ્રભુ લોકાગ્રપદને–મોક્ષને પામ્યા. તે સમયે બાહુબલિ વગેરે મુનિઓ પણ વિધિપૂર્વક શુક્લધ્યાનનો આશ્રય કરી તે જ ક્ષણે અવ્યયપદને પ્રાપ્ત થયા.

---

૧ 'તમે કામક્રોધાદિ શત્રુઓથી જીતાયા છો, તમારા માથા પર કર્મરાજાનો મહાભય વર્ત્તી રહ્યો છે, માટે તમે તમારા આત્માને મા હણો ! મા હણો !' એ રીતે શ્રાવકો ભરતેશ્વરને નિરંતર પ્રતિબોધ કરે છે.

# છઠ્ઠો સર્ગ



'જે અનંત, અવ્યક્ત મૂર્તિવાળા, જગતના સર્વ ભૂત, ભવિષ્ય અને વર્તમાન અર્થથી યુક્ત, સર્વજ્ઞ, સર્વદર્શી, સર્વ જનોથી નમસ્કાર કરાયેલા, સાધુસમૂહે સ્તુતિ કરેલા, ક્ષય નહિ પામનારા, સર્વ કર્મનો ક્ષય કર્યો છે જેમણે, અને વાણીમાર્ગથી જેનું સ્વરૂપ દૂર છે, તથા જેઓ પ્રબળ પુણ્યથી પ્રાપ્ત થાય છે; એવા શ્રીમાન આદિનાથ પ્રભુ તમારું સદા મંગલ કરો.'

[1]હે ઇંદ્ર! હવે ભરતચક્રવર્તી જે રીતે નિર્વાણ પદને પામે છે તે પ્રસંગનું સુંદર ચરિત્ર જે કર્ણને માટે અમૃત સમાન છે, તેને તું સાંભળ!

ત્યારબાદ તે અવસરે સોમયશા વગેરેને પૃથક્ પૃથક્ દેશની સોંપણી કરીને આશ્રિતોને વિષે સારું વાત્સલ્ય ધારણ કરનાર ભરતેશ્વરે સ્નેહથી સત્કારપૂર્વક તે બધાયને વિદાય કર્યા. અને ભોજનવસ્ત્રાદિકથી સર્વ સંઘનું સન્માન કરી ભરત રાજાએ પૃથ્વીનો ભાર પોતાની ભુજા પર ધારણ કર્યો. તે અરસામાં ભગવાન શ્રી આદિનાથ પ્રભુ વિહાર કરતા કરતા અષ્ટાપદ ગિરિ ઉપર સમવસર્યા. એ શુભ સમાચાર ઉદ્યાનપતિ પાસેથી સાંભળીને ભરતચક્રવર્તી પ્રભુને વંદન કરવાની ઇચ્છાથી ત્યાં અષ્ટાપદ ઉપર આવ્યા. શ્રીસર્વજ્ઞપ્રભુનાં મુખકમલથી દાન ધર્મનો મહિમા અને તેનું મહાન ફલ સાંભળીને ચક્રવર્તીએ પ્રભુનાં ચરણોમાં વિજ્ઞપ્તિ કરી કે; 'આ સંયમી મુનિઓ મારાં દાનને ગ્રહણ કરે તેમ આપ ફરમાવો.' ભરતનાં તે વચનોને સાંભળીને પ્રભુ બોલ્યા કે; 'નિર્દોષ રાજપિંડ પણ મુનિઓને કલ્પતો નથી! માટે તેની પ્રાર્થના કરવાથી સર્યું' આ સાંભળીને ભરતે કહ્યું; 'સ્વામી! આ જગતમાં મહાપાત્રરૂપ તો સંયમી મુનિવરો છે. જ્યારે તેમને મારું દાન કલ્પે નહીં, તો મારે શું કરવું?' તે અવસરે ઇંદ્રે ભરતેશ્વરને કહ્યું; 'હે રાજા! જો તમારે દાન આપવું હોય તો ગુણોથી ઉત્તર સાધુભગવંતો પછી પાત્ર તરીકે ગણાતા સાધર્મિક શ્રાવકોને તમે દાન આપો.' પ્રભુએ નહિ નિષેધ કરેલું ઇંદ્રનું તે કથન સાંભળીને ભરત અયોધ્યામાં આવી નિત્ય સાધર્મિક શ્રાવકોને ભક્તિથી ભોજન કરાવવા લાગ્યા.

આવું મહાભોજન થતું સાંભળીને ઘણા લોકો ભોજન કરવા એકઠા થવા લાગ્યા. તેઓની મોટી સંખ્યા જોઈ મુગ્ધપણાથી રસોઇયાઓએ ભરત રાજાને કહ્યું કે; "સ્વામી! 'આ શ્રાવક છે કે, આ શ્રાવક નથી' એવો ભેદ અમારાથી થઇ શકતો નથી." તે સાંભળી ચક્રવર્તીએ શ્રાવકોના કંઠમાં કાકિણીરત્નથી રત્નત્રયીની[2] નિશાની તરીકે દક્ષિણોત્તર

---

૧ પ્રભુશ્રી મહાવીર ભગવંત ઇંદ્રને ઉદ્દેશીને પ્રથમ સર્ગથી શત્રુંજયનો મહિમા વર્ણવી રહ્યા છે, તેના અનુસંધાનમાં વર્ણન આગળ વધે છે. ૨ સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્રરૂપ રત્નત્રયી.

પધરાવ્યાં. એટલે અગ્નિકુમાર અને વાયુકુમાર દેવોએ તત્કાલ તે શરીરોને પ્રજ્વલિત કર્યાં. પછી મેઘકુમારોએ બાકી રહ્યાં છે અસ્થિઓ જેમાં એવા તે શરીરોને જળધારાથી ઠાર્યાં. એટલે સર્વ દેવતાઓએ પ્રભુનાં અને બીજા મુનિઓનાં દાંત અને અસ્થિ પોત–પોતાનાં વિમાનોમાં પૂજા કરવા માટે પોત–પોતાની યોગ્યતા પ્રમાણે ગ્રહણ કર્યાં, અને ઇંદ્રોએ પ્રભુની દાઢાઓ ગ્રહણ કરી. કેટલાક શ્રાવકોએ માગણી કરવાથી દેવતાઓએ ત્રણ કુંડનો અગ્નિ તેઓને આપ્યો. ત્યારથી તે શ્રાવકો અગ્નિહોત્રી માહણ (બ્રાહ્મણ) કહેવાયા. કેટલાકોએ તે ચિતાની ભસ્મને ભક્તિથી વંદન કર્યું, અને શરીરે લગાવી તે કારણે ભસ્મથી શોભતા શરીરવાળા તેઓ તાપસો કહેવાયા.

ત્યારબાદ તે ચિતાસ્થાનમાં ત્રણ મોટા સ્તૂપોને કરીને સર્વ ઇંદ્રોએ નંદીશ્વર દ્વીપે જઈ હર્ષથી પ્રભુનાં નિર્વાણ કલ્યાણકને અનુલક્ષીને અષ્ટાન્હિક ઉત્સવ કર્યો. ત્યાંથી પોત–પોતાનાં સ્થાને આવી, તે સર્વે દેવો, હૃદયમાં પ્રભુનું સ્મરણ કરતા વિઘ્નની શાંતિને માટે ભગવંતના અસ્થિનું પૂજન કરવા લાગ્યા. અહીં ચિતાની નજીકની ભૂમિ પર ભરતરાજાએ વર્દ્ધકિ રત્નની પાસે એક સુંદર પ્રાસાદ કરાવ્યો. ત્રણ કોશ ઊંચા અને એક યોજન લાંબા પહોળા તે પ્રાસાદને તોરણોથી મનોહર ચાર દ્વાર રચાવ્યાં. તે ચારે દ્વારની પાસે સ્વર્ગમંડપ જેવા મંડપો કર્યા. તેની અંદર પીઠિકા, દેવછંદ અને વેદિકા બનાવ્યાં. તેમાં સુંદર પીઠિકા પર કમલાસન પર રહેલી અને આઠ પ્રાતિહાર્યસહિત રત્નમય ચાર શાશ્વતા અર્હંતોની પ્રતિમાઓ ભરતનરેશ્વરે સ્થાપન કરી. અને દેવછંદ ઉપર પોતપોતાના માન, લંછન તથા વર્ણ સહિત ચોવીશ પ્રભુની મણિરત્નમય પ્રતિમાઓ ભરાવી. ત્યાં પ્રત્યેક પ્રતિમાની ઉપર ભરતેશ્વરે ત્રણ છત્રો, ચામરો, ધ્વજાઓ તેમજ તે પ્રભુની આરાધના કરનારા યક્ષો અને કિન્નરોને ત્યાં સ્થાપિત કર્યા. ત્યારબાદ ત્યાં ભરતે પોતાના પૂર્વજોની, બંધુઓની, તેમજ બ્રાહ્મી અને સુંદરીની, તથા ભક્તિથી નમ્ર એવી પોતાની મૂર્તિને ભાવથી ત્યાં સ્થાપન કરી.

તે વિશાળ મંદિરની ચોમેર ભરતેશ્વરે ચૈત્યવૃક્ષો, કલ્પવૃક્ષો, સરોવરો, દીર્ઘિકાઓ, તથા ઊચા વિશ્રાંતિસ્થાનો, ત્યાં કરાવ્યાં. મૂલમંદિરની બહાર પ્રભુ શ્રીઋષભદેવસ્વામીનો ઊંચો સ્તૂપ તેમણે કરાવ્યો. તેની આગળ પોતાના બંધુમુનિઓના તેમ જ અન્ય મુનિઓના મણિસમૂહમય સ્તૂપો તે અવસરે ભરતનરેશ્વરે કરાવ્યા. એની ચોમેરે ભૂચર મનુષ્યોથી દુર્લંઘ એવા લોખંડના દ્વારપાલો કર્યા. અને ત્યાં ભરતચક્રવર્ત્તીની આજ્ઞાથી મંદિરની રક્ષાને માટે અધિષ્ઠાયક દેવતાઓ અધિષ્ઠિત થયા. આ પ્રમાણે સિંહનિષદ્યા પ્રાસાદને ત્યાં અષ્ટાપદ પર્વત પર વિધિપૂર્વક કરાવીને ભરતેશ્વરે તેમાં ઉત્સવપૂર્વક સાધુ-મુનિવરોના સમૂહની પાસે પ્રતિમાઓનો પ્રતિષ્ઠા સમારોહ કરાવ્યો. ત્યારબાદ પવિત્ર તથા શ્વેત વસ્ત્રોને ધારણ કરીને ભરત મહારાજાએ મંદિરમાં પ્રવેશ કર્યો. અને ત્રણ વખત નિસ્સિહી કહીને, મંદિરમાં પ્રભુની ત્રણ વાર પ્રદક્ષિણા કરી. મંદિરમાં રહેલ પ્રભુ પ્રતિમા-

તે કાળે પ્રભુના નિર્વાણ કલ્યાણકના સમયે ક્ષણવાર નારકીઓને પણ સુખ થયું, અને ત્રણ જગત્‌મા ઉદ્યોત થઈ રહ્યો. પંચત્વ પામીને પાંચમી ગતિને પ્રાપ્ત થયેલા પ્રભુને જોઈ ભરતરાજા અપાર દુઃખના ભારથી મૂર્છા પામી પૃથ્વી પર પડી ગયા. થોડીવારે સાવધાન થઈ તેમણે આક્રંદ કરવા માડ્યું કે; 'અહો! ત્રણ જગતના ત્રાતા પ્રભુ, બાહુબલિ વગેરે અનુજ બંધુઓ, બ્રાહ્મી અને સુંદરી બહેનો, પુંડરીક વગેરે પુત્રો, અને શ્રેયાંસ વગેરે પૌત્રો કર્મરૂપ શત્રુઓને હણી લોકાગ્રને પામ્યા; તથાપિ જીવિતમા પ્રીતિવાળો હું ભરત અદ્યાપિ જીવું છું.' આ પ્રમાણે આક્રંદ કરતા ભરતને જોઇ ઇંદ્રે શોકથી રુદન કરવા માડ્યું. એટલે ત્યારથી રુદન 'સંક્રન્દન' નામથી પ્રખ્યાત થયું, ત્યારબાદ ઇંદ્રની પાછળ દેવતાઓએ પણ રુદન કરવા માડ્યું. તે જોઇ ભરતરાજા રુદનક્રિયામા કુશળ થયા. ત્યારથી માડીને શોકગ્રંથિને ભેદનાર તથા હૃદય અને નેત્રને શોધનાર પૂર્વે નહીં દીઠેલો, રુદનનો વ્યવહાર પ્રવર્ત્યો. ભરતના મોટા શબ્દપૂર્વકના રુદનથી ભૂમિ અને આકાશનો ભાગ પણ જાણે શોકાકુલ થઈ ગયો અને પર્વતના પથ્થર તૂટવા લાગ્યા. તેમ જ ઝરણાઓ જલરૂપી આસુઓના પ્રવાહને વ્હેતા કરવા લાગ્યા.

અતિ શોકવડે આક્રંદ થયેલા હોવાથી જાણે મરવાને ઇચ્છતા હોય તેવા ભરતને જોઇ તેમને બોધ કરવાને માટે ઇદ્ર પવિત્ર વાણીથી આ પ્રમાણે તેમને કહેવા લાગ્યા; "ત્રણ જગતના સ્વામીના પુત્ર હે ભરતચક્રવર્ત્તી! સ્વાભાવિક ધૈર્યને છોડીને અજ્ઞજનની પેઠે શોકથી આમ રુદન કેમ કરો છો? જે સ્વામી જગતના આધાર, જગતની સ્થિતિના કરનાર, અને અહર્નિશ જગતને નમવા યોગ્ય હતા, તે પ્રભુનો શોક કરવાનો કેમ હોય? અર્થાત્ તે પ્રભુ કેમ શોચનીય હોય? જેણે અનુપમ કાર્યો સાધ્યા છે અને કર્મોના બંધનનો જેઓએ ત્યાગ કર્યો છે, એવા મુમુક્ષુ આત્માઓને માટે વિશેષ રીતે આ પ્રસંગ અખંડ મહોત્સવરૂપ ગણાય છે, તેમ જ હર્ષ ને શોક બંને, સ્વાર્થનો ઘાત કરનારા અને પાપબંધનને કરાવનારા છે, માટે બુદ્ધિવાન એવા તમે, તેને છોડી દો અને પુનઃ ધૈર્યને ધારણ કરો."

આ પ્રમાણે ભરતચક્રવર્ત્તીને આશ્વાસન આપી ઇંદ્રે પ્રભુના અંગનો સંસ્કાર કરવા માટે ગોશીર્ષ ચંદનના કાષ્ઠો દેવતાઓની પાસે મંગાવ્યા. પછી દેવતાઓએ પ્રભુને માટે પૂર્વ દિશામા ગોળ, બીજા ઇક્ષ્વાકુવંશી મુનિઓને માટે દક્ષિણ દિશામા ત્રિખૂણી અને બાકીના સર્વ મુનિઓ માટે ચાર ખૂણાવાળી ચિતા રચી પ્રભુના શરીરને ઇંદ્રે ક્ષીરસમુદ્રના જલથી સ્નાન કરાવી અને વસ્ત્રાભરણથી શોભાવી શિબિકામા પધરાવ્યું બીજા દેવતાઓએ ઇક્ષ્વાકુવંશના મુનિવરોના શરીરો ભક્તિથી બીજી શિબિકામા અને બાકીના સર્વ મુનિઓના શરીરોને ત્રીજી શિબિકામા મૂક્યા. કેટલાક તે અવસરે વાજીંત્રોને વગાડતા હતા, કેટલાક પુષ્પવૃષ્ટિ કરતા હતા, કેટલાક ઉચ્ચસ્વરે ગીત ગાતા હતા અને કેટલાક નૃત્ય કરતા હતા આ રીતે ઉત્સવ પ્રવર્તી રહ્યો હતો, તે સમયે દેવોએ, પૂર્વ નિર્મિત ચિતાઓમા તે શરીરોને

પૃથ્વીને લંઘતા, રજોગુણરહિત ભરત મહારાજા ક્રમે વિનીતાનગરીમાં આવ્યા. રાજધાનીમાં તે સમયે ભરતેશ્વરનું ચિત્ત ગીતમાં કે મનોરમ કવિતારસમાં, સુંદર સ્ત્રીઓમાં કે વાવડીઓમાં લાગતું ન હતું. નંદનવનોમાં, પુત્ર-પરિવારમાં કે ચંદનમાં તેમને આનંદ થતો ન હતો. મનોહર હારમાં કે આહાર-પાણીમાં પણ પિતા શ્રીઋષભદેવસ્વામીનાં નિર્વાણથી ભરતેશ્વરને આનંદ ઉપજતો ન હતો. તેમનું ચિત્ત હંમેશા ઉદ્વેગ પામતું હતું. બેસતાં, સૂતાં, ચાલતાં તેમજ સમગ્ર કાર્યમાં પોતાના ચિત્તમાં કેવલ પ્રભુનું જ ધ્યાન ધરતા પોતાના સ્વામી ભરતચક્રવર્તીને સર્વ મંત્રીઓએ શિખામણ આપતાં આ પ્રમાણે કહ્યું:

'હે નરેશ્વર ! જે પ્રભુને દેવોએ મેરુપર્વત પર અભિષેક કર્યો, જેઓને આશ્રયીને ઈક્ષ્વાકુવંશ પ્રગટ થયો, જેમણે રાજાઓનો આચાર દર્શાવ્યો, જેમના પર પ્રજા સંતોષ ધારણ કરતી હતી, જેઓએ ધર્મતીર્થની સ્થાપના કરી છે, જેમનું ચારિત્ર ઉજવલ છે, જેમનામાં વિશુદ્ધજ્ઞાન રહેતું હતું. એવા શ્રીઋષભદેવપ્રભુનો શોક કરવાનો કેમ[1] હોય ? તે સ્વામી ખરેખર સ્તુતિને યોગ્ય છે, માટે રાજન્ ! ભક્તિપૂર્વક તેમને તમે પૂજો, તેમનાથી તમે નાથવાન બનો તેમના વિષે તમારાં ચિત્તને તમે જોડો. અને ચિંતાને ત્યજીને તે પ્રભુના ગુણસમૂહનો આશ્રય કરો ! પ્રભુના વિરહને યાદ કરી તમે મૂંઝાવ નહિ, તેઓ તો કૃતકૃત્ય બનીને પરમપદમાં લીન થયા છે.'

આ રીતે મંત્રીઓએ કહેલું સાંભળીને ભરતચક્રવર્તીએ સુદારુણ એવો પ્રભુવિરહનો શોક મનને સમજાવીને મુશ્કેલીએ કોઈ રીતે ત્યજી દીધો. અને તેઓ રાજ્યકાજની પ્રવૃત્તિઓમાં ત્યારબાદ પ્રવર્ત્યા. ધીરે ધીરે પ્રભુના શોકને ભૂલીને ભરતેશ્વર સ્વસ્થ તથા આનંદયુક્ત બનીને લોકોની સાથે ઊંચા મહેલની મધ્યમાં બેસી ક્રીડા કરવા લાગ્યા. ક્ષણવાર સભામંડપોમાં, ક્ષણવાર સ્ત્રીઓને વિષે વિલાસની લાલસાવાળા અને એ કારણે અન્ય પ્રવૃત્તિઓમાં કાંઈક મંદ એવા ભરતચક્રવર્તી ધીરે ધીરે પ્રીતિને પ્રાપ્ત કરવા લાગ્યા. વનહાથીની જેમ સ્વેચ્છાએ ક્રીડાવનમાં તથા સરોવરનાં જલમાં સુખપૂર્વક પોતાના અંતઃપુરની સ્ત્રીઓની સાથે કોઇક વેળા ભરતેશ્વર ક્રીડા કરતા હતા. કોઈ વેળા મહોત્સવના પ્રસંગે ક્રીડા કરતી સ્ત્રીઓની સાથે આનંદિત મનવાળા ભરતેશ્વર લક્ષ્મીનાં ઘરરૂપ પોતાનાં શરીર પર અલંકારોને ધારણ કરતા હતા. કોઈ વાર વળી હંસગતિવાળી બાળાઓના સમૂહ સાથે હંસની જેમ હંસવાળી નદીઓમાં આનંદપૂર્વક પોતાનાં અંગથી તરતા-તરતા તેઓ શોભતા હતા.

કોઇ વાર કામદેવ જેવા ભરતેશ્વર સર્વ અંગોમાં પુષ્પોનાં અલંકારોને ધારણ કરી વસંતઋતુમાં સુંદર વૃક્ષોવાળાં વનમાં ક્રીડા કરતા કરતા આનંદ ભોગવતા હતા. કોઇ વેળા અશ્વક્રીડામાં અને કોઇ વેળા રણક્રીડામાં તેમ જ કોઇક અવસરે રથાદિ વાહનોની સાથે

---

1 પાઠાંતર પ્રમાણે 'આવા પ્રભુનાં નિર્વાણનો શોક કેમ ન હોય ? તો પણ તેઓ તો સ્તુતિ કરવા યોગ્ય છે'

ઓનો ભરતેશ્વરે પવિત્ર એવા જલથી અભિષેક કર્યો. કોમળ વસ્ત્રોથી જાણે સૂર્યબિંબને તેજસ્વી કરતા હોય તેમ પ્રભુપ્રતિમાઓનું ભરત મહારાજાએ અંગલૂંછન કર્યું. ત્યારબાદ સુગંધમય જાણે સુંદર જ્યોત્સના સમૂહ હોય તેવા ચંદનથી ભરતનરેશ્વરે પ્રભુજીને પોતાના યશથી પૃથ્વીને વિલેપન કરતા હોય તેમ વિલેપન કર્યું. તેમ જ સુગંધી એવા વિવિધ પ્રકારના પુષ્પોથી તેમણે પ્રભુપૂજન કર્યું.

આ રીતે અંગપૂજા કર્યા બાદ ભરતેશ્વરે પ્રભુપ્રતિમા સમક્ષ જાણે કસ્તૂરીની વેલ કરતા હોય તેવી રીતે ધૂપ કર્યો. ત્યારબાદ પ્રભુજીથી દૂર જઈને સન્મુખ રહેલા મણિપીઠ પર શુદ્ધ તંદુલો–અક્ષતોથી અષ્ટમાંગલિકોને ભરતચક્રવર્તીએ આલેખ્યાં. અને ફલોનો સમૂહ ત્યાં તેમણે પ્રભુજી સમક્ષ મૂક્યો. ત્યારબાદ ચોમેર રહેલા અજ્ઞાનરૂપ અંધકારના સમુદાયને પોતાના દીવાઓની કાંતિથી જાણે અપહાર કરતા હોય તેવા મંગલદીવાની સાથે ભરતેશ્વરે ત્યાં આરતી ઉતારી.

ઉપરોક્ત દ્રવ્યપૂજા કર્યા બાદ ભક્તિના સમૂહથી જેની રોમરાજી ઉલ્લસિત થઈ છે, એવા પરમ શ્રદ્ધાળુ ભરતચક્રવર્તીએ હર્ષાશ્રુરૂપ મોતી અને વાણીરૂપ સૂત્રથી ગૂંથેલા હારરૂપ પ્રભુસ્તુતિને આ પ્રમાણે કરી; ' હે ત્રણ જગતના આધાર ! ધર્મના ઉદ્ધારને ધારણ કરનારી અને સ્વર્ગ તથા નરકની સીમાસમાન આ પૃથ્વીને ત્યજીને આપે દુર્ગમ એવા લોકાગ્રને પ્રાપ્ત કર્યો છે. જો કે આપ તો આ ત્રિલોકને એકદમ ત્યજીને ચાલ્યા ગયા છો, છતાં તે ત્રિલોક બલાત્કારે આપને સ્પષ્ટપણે પોતાનાં હૃદયમાં ધારી રાખશે. આપનાં ધ્યાનરૂપ દોરીને અવલંબીને રહેલા મારા જેવા આત્માઓ આપનાથી દૂર હોવા છતાં પણ આપની પાસે જ છે, તો પછી હે નાથ ! અમને ત્યજીને આપ પહેલાં કેમ ચાલ્યા ગયા ? અશરણ એવા અમને અહિં જ મૂકીને એકદમ આપ જેમ અહિંથી ચાલ્યા ગયા, તેમ અમે જ્યાંસુધી આપની પાસે ન પહોંચીએ, ત્યાં સુધી અમને ત્યજીને આપ અમારાં ચિત્તમાંથી ચાલ્યા ન જતાં.' આ પ્રમાણે ભગવાન શ્રીઋષભદેવસ્વામીની સ્તુતિ કરીને તેમ જ નમ્રતાપૂર્વક ત્યાં બિરાજમાન અન્ય અરિહંત પ્રભુની નવીન ઉક્તિ તથા યુક્તિઓથી નમસ્કાર કરીને ભરતેશ્વરે સ્તવના કરી.

આ રીતે અષ્ટાપદ તીર્થ પર શ્રીભરતેશ્વરે જિનમંદિર બંધાવ્યા પછી, તેમણે વિચાર કર્યો કે, 'કાલના પ્રભાવથી જેઓનું સત્ત્વ ક્ષીણ થયું છે, એવા મનુષ્યો દ્વારા આ રત્નમય જિનપ્રાસાદની આશાતના ન થાઓ.' આમ જાણીને તેમણે તે પર્વતના શિખરોને તોડી નાંખી, એક–એક યોજનના અંતે દંડરત્નથી આઠ પગથિયાંઓ કર્યાં, ત્યારથી તે પર્વત ' અષ્ટાપદ 'ના નામથી પ્રસિદ્ધ થયો. આ પ્રમાણે સઘળું કરીને ભ૦ શ્રીઋષભદેવસ્વામીનાં નિર્વાણથી અતિશય દુઃખને ધારણ કરતા ભરતેશ્વર માત્ર દેહને લઈને, મન ત્યાં રાખી અષ્ટાપદ પર્વત પરથી નીચે ઉતર્યાં. ભગવાનનાં નિર્વાણથી શોક કરતા લોકોએ મૂકેલાં આંસુથી રજરહિત થયેલી

તેમજ સંપત્તિ આદિ કોઈ પણ ભવકૂપમાં ડૂબતા આત્માનો ઉદ્ધાર કરવામાં કોઈ રીતે સમર્થ નથી. હે જગત્ત્રાતા પિતાશ્રી ઋષભદેવસ્વામી ! બાહુબલી આદિ પુત્રોનું જેમ આપે રક્ષણ કર્યું, તેમ મને પણ આપ તારો ! અથવા ભગવાનને ઉપાલંભ આપવાથી સર્યું ! કારણ કે, એમાં એમનો શો દોષ ? હું અયોગ્ય પુત્ર હોવાથી તેઓએ મને યાદ કર્યો નથી. હું કોઈનો નથી. આ સંપત્તિ, શરીર, ઘર, અંતઃપુર વગેરે કાંઇ પણ મારું નથી. અને સમતારૂપ આનંદના અમૃત જલમાં જેણે ડૂબકી મારી છે, એવો હું એકલો છું.'

આ પ્રમાણે વૈરાગ્યપૂર્વક શુભ ભાવનામાં રહેલા ભરતચક્રવર્ત્તી તે અવસરે ઉપાધિ-રહિત, શાંત, તથા બાહ્ય ક્રિયાથી મુક્ત અને અનંત એવા શ્રેષ્ઠ ચિદાનંદ—જ્ઞાનાનંદ તત્ત્વમાં લીન બની ગયા. ખરેખર શુભ ભાવનાનો પ્રભાવ અચિંત્ય છે. રૌદ્ર ધ્યાનથી, અસત્યા-ચરણથી, પરદ્રોહથી, તથા કુકર્મથી જે કાંઈ તીવ્ર પાપ આત્માએ બાંધ્યું હોય, તે સઘળું શુભ ભાવનાના યોગે ક્ષય પામે છે. દેહરૂપ માટીનાં પાત્રમાં રહેલ, અને ધ્યાનરૂપ અગ્નિથી સુસ્થિર થયેલ, પારારૂપી મનને યોગી ભરતેશ્વરે તે સમયે કલ્યાણ—સુવર્ણની સિદ્ધિને માટે બાંધ્યું. સ્વાધીન બનાવ્યું. ત્યારબાદ શ્રેષ્ઠ આશયવાળા, યોગી એવા તેઓએ ઉપશમના ક્રમથી ક્ષપકશ્રેણી ઉપર આરૂઢ થઇને કર્મોને ખપાવી કેવલજ્ઞાનને પ્રાપ્ત કર્યું. તે સમયે ઇંદ્રના આદેશથી દેવતાઓએ આપેલા વ્રતના ચિહ્નરૂપ વેશને તેઓએ ગ્રહણ કર્યો. અને સર્વવિરતિ દંડક કરેમિભંતે સૂત્રનો તેઓએ ઉચ્ચાર કર્યો. ભરતમહારાજાની પાછળ દશ હજાર રાજાઓએ તે સમયે વ્રતને અંગીકાર કર્યું; કારણ કે, તેવા પ્રકારના સ્વામીની સેવા પરલોકના પણ સુખને કરનારી બને છે. શ્રેષ્ઠ એવી લોકોત્તર સ્થિતિને પામેલા એવા ભરતરાજર્ષિને સ્વયં કેવલજ્ઞાની હોવાથી કોઇને વંદન કરવાનું હતું નહી, જ્યારે તેઓની સેવામાં સુર, અસુર અને મનુષ્યો ભક્તિપૂર્વક વંદન કરતા હતા.

ત્યારબાદ પૃથ્વીના ભારને ઉપાડવામાં સમર્થ એવા ભરતચક્રવર્તીના પુત્ર સૂર્ય-યશાનો વિનીતાના રાજ્યસિંહાસન પર ઇંદ્ર મહારાજાએ રાજ્યાભિષેક કર્યો. આ બાજુ કેવલજ્ઞાનની પ્રાપ્તિ પછી ભરતરાજર્ષિ ભગવાન શ્રી ઋષભદેવસ્વામી જેમ ગામ, આકર, નગર, અરણ્ય, પર્વત, દ્રોણમુખ વગેરે સ્થળોમાં રહેલા ભવ્ય જીવોને ધર્મદેશના દ્વારા પ્રતિબોધ આપતાં પોતાના પરિવારની સાથે એક લાખ પૂર્વ વર્ષ સુધી વિચર્યા. ત્યારબાદ [illegible]ઓએ અષ્ટાપદ પર્વત ઉપર જઇને ચાર પ્રકારના આહારનું વિધિપૂર્વક પચ્ચક્ખાણ [illegible] એક માસના અંતે શ્રવણ નક્ષત્રમાં ભરતરાજર્ષિ અઘાતીકર્મોને ખપાવી અનંતજ્ઞાન, [illegible]ર્શન, અનંતવીર્ય અને અનંતસુખના સ્વામી બની, શાંત એવા તેઓ શાશ્વત [illegible]મ સિદ્ધિપદને પામ્યા. એ ક્રમપૂર્વક અન્ય પણ સાધુઓ મોક્ષે ગયા. ઋષભદેવ જેમ તેમના પુત્ર ભરત રાજર્ષિનો પણ નિર્વાણ મહોત્સવ તે સમયે ઇંદ્રોએ ઉજવ્યો અને તે સ્થાને ચૈત્યોને કરાવ્યા.

ભરતેશ્વરને રથાદિ વાહનોમાં રહેલા લોકો જોતા હતા. કોઈવાર સંગીતમાં લોકોથી ગવાતા, કોઈવાર કાવ્યોમાં પ્રશંસાને પામેલા, કોઈક વેળા નાટકમાં સ્તુતિ કરાતા, ભરતચક્રવર્તી જાણે સવરસનો આશ્રય હોય તેમ જણાતા હતા. ચંદ્ર જેવી મનોહર મુખકાંતિથી ભરતેશ્વર, કાંતામાં જેણે વાસ કર્યો છે, એવા કામદેવને જાણે જીવિતદાન આપતા હતા. આ રીતે સુખનાં સમુદાયથી જેનું હૃદય પૂર્ણ છે, એવા અનંતરસના આશ્રયરૂપ ભરતચક્રવર્તી અનેક રસોથી પૂર્ણ એવી પ્રજાનું પુણ્યથી નિરંતર પાલન કરતા હતા.

એક વખતે સ્નાનથી સ્વચ્છ થઈ ભરતચક્રવર્તી આનંદપૂર્વક સર્વ અંગોમાં આભૂષણોને ધારણ કરી આરિસાભવનમાં આવ્યા. તે અવસરે સુંદર શરાણથી સ્વચ્છ કરેલા પોતાનાં શરીર પ્રમાણ રત્નમય આરિસામા લીલાપૂર્વક ભરતેશ્વરે પોતાનું રૂપ જોયું. ઉત્સાહવાળા તેઓ પોતાના પ્રત્યેક અંગને જોતા મુદ્રિકારહિત પોતાની આંગળીને હિમથી બળેલી વૃક્ષની શાખા જેવી જોઈ આ પ્રમાણે વિચારવા લાગ્યા; 'મારી આંગલીને વિષે મુદ્રિકાથી જે શોભા છે, તે કેવળ કૃત્રિમ છે. તે જ રીતે મસ્તક આદિ શરીરના અંગોની ભૂષણોથી જે શોભા છે, તે પણ કૃત્રિમ છે, એમ હું માનું છું.' આ વિચારપૂર્વક પ્રશાંત હૃદયવાળા, વૈરાગ્યવાસિત ભરતેશ્વરે પોતાના માથા પરથી મુકુટ દૂર કર્યો, કાન પરથી કુંડલોને કાઢ્યા, કંઠ પરથી કંઠાભરણ, છાતી પરથી હાર, બે ભુજાઓ પરથી કડાઓ, હાથ પરથી વીરવલયો, આગળીઓ પરથી મુદ્રિકાઓનો સમૂહ તે અવસરે શરીર પરના ભારની જેમ તેમણે દૂર કર્યું. ફાગણ મહિનામા પત્ર, ફલ તથા પુષ્પ વિનાના વૃક્ષની જેમ અલંકાર રહિત પોતાનાં શરીરને જોઈને ભરતચક્રવર્તીએ પોતાનાં મનમાં આ રીતે વિચાર કર્યો;

'ભૂષણોરૂપ અનેક પ્રકારનાં ચિત્રોથી યુક્ત આ કાયારૂપ ભીંત, અનિત્યતારૂપ જલથી ભીંજાયેલી અંદર રહેલી અસારતાના કારણે પડી જાય છે. અહો! પવનના ઝપાટાથી ખરી પડતા પાકેલા પાંદડાની જેવા રોગથી પડી જનારા આ શરીર પર સંસારી લોકોને કેવો દુસ્ત્યજ મોહ છે? સંસારી જનોના આ શરીરમાં સાર જો કોઈ હોય તો આ બહાર દેખાતી ચામડી છે, જ્યારે તેને ચંદનના લેપ કરવા છતા પણ તે પોતાની મલિનતાને મૂકતી નથી જે શરીરના મોહથી લોક દુષ્કર્મથી પ્રેરાઈને પાપકર્મને આચરે છે, તે દેહ કમલિની પત્ર પર રહેલા જલબિંદુ જેવો ચંચલ છે. શૃંગારરસથી મલિન અને દુર્ગંધમય આ સંસારરૂપ આલયમા જાણતા છતાં લોકો ઉકરડામા ભૂંડની જેમ પડયા રહે છે. આ શરીરની ખાતર ૬૦ હજાર વર્ષો સુધી પૃથ્વીતલ પર ભમી-ભમીને મેં મારું જીવન નિરર્થક વીતાવ્યું, કરવા યોગ્ય મેં કાંઈ ન કર્યું. ખરેખર મારાં તે અકૃત્યને ધિક્કાર હો! વીર એવા બાહુબલિને તેમ જ અન્ય પણ મારા બાંધવોને ધન્ય હો! જેઓએ અસાર એવા આ સંસારને ત્યજીને મુક્તિપદને પ્રાપ્ત કર્યું. જ્યાં વિશાલ રાજ્ય ક્ષણવિનશ્વર છે. યૌવન ચંચલ છે. લક્ષ્મી પણ અસ્થિર છે. એવા આ સંસારમાં કઈ વસ્તુ સ્થિર હોઈ શકે? માતા, પિતા, સ્ત્રી પરિવાર, બંધુજનો તથા પુત્રો

પ્રિયા હતી. જેની રાધાવેધની પ્રતિજ્ઞાને પૂરીને તેની સાથે તેણે પાણિગ્રહણ કર્યું હતું. આ સિવાય વિદ્યાધરોની તથા રાજાઓની પુત્રીઓ મળીને કુલ ૩૨ હજાર પવિત્ર–કુલીન સ્ત્રીઓ તેના અંતઃપુરમાં હતી. તે રાજા; બે આઠમ, બે ચૌદશ,–આ રીતે ચતુઃપર્વીમાં વિશેષરીતે પ્રત્યાખ્યાન તથા પૌષધાદિ તપ દ્વારા આરાધનાને કરતો હતો. સૂર્યયશાને જીવિતના આદર કરતાં પણ પર્વોની આરાધનાનો આદર પ્રિય હતો. માટે વિચાર કરવો જોઇએ કે, જીવિતથી પણ પર્વની રક્ષા થઇ શકતી નથી. કારણ કે, પર્વની આરાધના પ્રાણ કરતાં પણ વિશેષ છે. સાંભલ્યો છે, તથા જાણ્યો છે, શ્રી તીર્થંકરદેવનો ધર્મ જેઓએ એવા બાલકો, સ્ત્રીઓ, તથા પક્ષીઓ અને જંગલમાં વસનારા પ્રાણીઓ પણ તે દિવસે એટલે પર્વના દિવસોએ નિયમોને ધારણ કરીને નિશ્ચિતપણે અન્નને ગ્રહણ કરતા નથી.

એક અવસરે સૌધર્મસભામાં બેઠેલા ઇંદ્ર મહારાજા, અવધિજ્ઞાનથી સૂર્યયશા રાજાના પર્વની આરાધના માટેના દૃઢ નિશ્ચયને દેખીને હૃદયના આદરભાવથી આશ્ચર્યને દર્શાવતા હતા. તે સમયે, સહસા ઇંદ્ર મહારાજાએ માથું કંપાવ્યું, એટલે જગતને વશ કરવાને માટે મુખ્ય ઔષધરૂપ ઉર્વશીએ ઇંદ્ર મહારાજાને પૂછયું; 'સ્વામી! અત્યારે કવિ યુક્તિપૂર્વક કોઇ પ્રકારના કાવ્યોને બોલતા નથી. તેમજ બૃહસ્પતિ–ગુરુ મનોહર એવા પદ્યોને કહેતા નથી. રંભા અપ્સરા ભરતે કહેલા નાટ્યશાસ્ત્રના નૃત્યોને કરતી નથી. તેમ જ આ અવસરે હૂ હૂ હા હા વગેરે ગાંધર્વો મધુર ગીતગાનનો પ્રબંધ કરતા નથી. અને તે સિવાય, એવું હર્ષના પ્રકર્ષને સૂચવનારું અન્ય કાંઇ અત્યારે નથી, તો આપે આ રીતે અતિ પ્રસન્ન થઇને માથું શા માટે ધૂણાવ્યું ?'

જવાબમાં સૂર્યયશા રાજાનાં સત્ત્વનો વિચાર કરતા ઇંદ્રે કહ્યું: 'હે ઉર્વશી! તું સાંભળ! અત્યારે ભૂલોકમાં હું અવધિજ્ઞાનનો ઉપયોગ મૂકી રહ્યો છું, તેથી સાત્ત્વિકોમાં શિરોમણિ એવા શ્રી ઋષભદેવ ભગવંતના પૌત્ર અને ભરતચક્રવર્તીના પુત્ર સૂર્યયશા રાજા જે હાલ અયોધ્યા નગરીમાં રાજ્યનું પાલન કરી રહ્યા છે, તેઓને હું જોઉં છું. તેઓ અષ્ટમી અને ચતુર્દશીના પર્વની તપ આદિની આરાધનાના નિશ્ચયથી અનેક પ્રકારના પ્રયત્નોવાળા દેવોથી પણ ચલિત ન થાય તેવા છે. અહો! સૂર્ય કદાચ પૂર્વદિશાને લંઘીને પશ્ચિમમાં ઉદયને પામે, પવનના સમૂહથી મેરુ કંપે, સાગર કદાચ મર્યાદા મૂકે, કલ્પવૃક્ષ નિષ્ફલ બને, તો પણ આ સૂર્યયશા રાજા પોતાના પ્રાણો કંઠે આવે છતાં જિનેશ્વરદેવની આજ્ઞાની જેમ પોતાના નિશ્ચયને કદિ પણ નહિ મૂકે.'

આ રીતે ઇંદ્રમહારાજાએ કહેલાં વચનોને સાંભળીને, મનમાં હસતી અને પોતાના સ્વામીને કોઇ પણ જાતનો ઉત્તર આપવાને માટે અસમર્થ એવી તે ઉર્વશી આ પ્રમાણે વિચારવા લાગી; 'અહો! આ સ્વામીપણું કેમ પ્રશંસા કરવા યોગ્ય ન કહેવાય? કારણ કે માલિકપણાના કેવલ અભિમાનથી આજે દેવતાઓના ઇંદ્ર આટ–આટલા યુક્તિઓના

ભરતરાજર્ષિ કુમારપણામાં ૭૭ લાખ પૂર્વ, મંડલિકપણામાં એક હજાર વર્ષ, ચક્રવર્તીપણામાં એક હજાર વર્ષ ન્યૂન ૬ લાખ પૂર્વ, અને કેવલજ્ઞાનીપણામાં ૧ લાખ પૂર્વ-આ રીતે ચોરાશી ૮૪ લાખ પૂર્વનું સર્વ આયુષ્ય પરિપૂર્ણ કરીને નિર્વાણપદને પામ્યા. ભગવાન ઋષભદેવસ્વામી, ભરતરાજર્ષિ આદિનાં નિર્વાણસ્થાન શ્રી અષ્ટાપદતીર્થનો મહિમા અપાર છે. શુભ ભાવનાવાળો પ્રાણી અષ્ટાપદતીર્થ પર આઠ કર્મોને ભેદી, અષ્ટપ્રકારની શુભ સિદ્ધિઓને પ્રાપ્ત કરી, પરમપદને પ્રાપ્ત કરે છે. અષ્ટાપદ તીર્થ પર બિરાજમાન આઠ પ્રાતિહાર્ય સહિત શ્રી જિનેશ્વરદેવને અષ્ટપ્રકારી પૂજાથી જે પૂજ્યા હોય, તો ભવ્ય આત્મા, આઠ કર્મોના ક્ષયથી આઠ ગુણોના સ્થાનને પ્રાપ્ત કરે છે. આ ગિરિ પર ઉત્તમ હૃદયવાળો પ્રાણી પ્રસન્ન વદને શુભ ભાવનાથી વાસિત બની ઉત્કૃષ્ટ તપને આચરનારો થાય, તો તે સંસારના કષ્ટથી મુક્ત બને છે. પવિત્ર ભાવનાવાળો જે પ્રાણી, આ અષ્ટાપદતીર્થમાં યાત્રાને કરે છે, તે ત્રણ ભવ અથવા સાત ભવમાં શિવમંદિરને પ્રાપ્ત કરે છે. ખરેખર શાશ્વત જિનમંદિરની ઉપમા જેવા પુણ્યરાશિ, ઉજ્વલ મહાતીર્થ શ્રી અષ્ટાપદગિરિરાજ ત્રણેય ભુવનોને સારી રીતે પવિત્ર કરે છે.

ત્યારબાદ શોક વ્યાપ્ત એવા સૂર્યયશા રાજાએ અષ્ટાપદ તીર્થ પર આવીને નિર્વિકાર હૃદયે ત્યાં ગગનચુંબી અનેક પ્રાસાદોને કર્યાં. પોતાના પિતા ભરતેશ્વરનાં નિર્વાણથી શોકગ્રસ્ત સૂર્યયશા રાજાને મુખ્ય મંત્રીઓએ નીતિયુક્ત વચનોથી બોધ આપીને ત્યારબાદ ધીરેધીરે શાંત કર્યા, એટલે પિતાના શોકને જેણે ત્યજી દીધો છે, એવા સૂર્યયશારાજાએ પોતાનાં બાહુબલથી રાજ્યપ્રવૃત્તિઓનો ભાર ઉપાડ્યો. રાજ્ય પર શાસન કરતા તેમણે પોતાના પ્રતાપથી શત્રુઓને આક્રાંત કર્યા, અને ચંદ્ર જેવા ઉજ્વલ યશથી કુવલયની જેમ પૃથ્વીને ભરી દીધી. છ ખંડ ભરતના સ્વામી ભરતચક્રવર્તીના પુત્ર, અને ત્રણ ખંડ પૃથ્વીના શાસક તથા અખંડ શાસનને કરનારા તેમણે નીતિપૂર્વક અન્યાય આચરનારા દુષ્ટો પર શાસન કર્યું. આકાશમાં જેમ સૂર્ય અને ચંદ્ર બન્નેનો પ્રકાશ દીપે છે, તેમ પૃથ્વી પર એક જ એવા આ સૂર્યયશા રાજાનો પ્રતાપ દીપતો હતો. ઇંદ્ર મહારાજાએ પ્રભુનાં મસ્તક પર રાજ્યારોહણના સમયે મૂકેલો મુકુટ સૂર્યયશાનાં મસ્તક પર જ્યારે મૂકાયો, ત્યારે તેનો પ્રભાવ દ્વિગુણ ઉદયને પામ્યો. તે મુકુટના જ પ્રભાવથી આદિત્યયશા રાજા, શત્રુઓના સમૂહ પર જય મેળવીને પ્રભુની જેમ દેવતાઓથી દરરોજ સેવા કરવાને યોગ્ય બન્યા. જે રાજાનો પ્રતાપ, તેના શત્રુઓના મહેલોમાં પ્રવેશ પામીને તેઓના યશરૂપ જલને સૂકવી નાંખતો વિશેષપણે પ્રજ્વલિત થઇને આશ્ચર્ય છે કે, તે શત્રુઓના મહેલોમાં ઘાસ ઉગાડતો હતો. અર્થાત્ સૂર્યયશા રાજાના શત્રુઓનો સમૂહ, તેના પ્રભાવથી પોત-પોતાના મહેલોને મૂકીને નાસી-ભાગી ગયો. જેથી શૂન્ય બનેલા તેઓના મહેલોમાં ઘાસ ઊગી ગયું.

સર્વ સ્રીઓમાં શિરોરત્ન એવી કનક વિદ્યાધરની પુત્રી જયશ્રી સૂર્યયશા રાજાની

તેમજ સંપત્તિ આદિ કોઈ પણ ભવકૂપમાં ડૂબતા આત્માનો ઉદ્ધાર કરવામાં કોઈ રીતે સમર્થ નથી. હે જગત્ત્રાતા પિતાશ્રી ઋષભદેવસ્વામી! બાહુબલી આદિ પુત્રોનું જેમ આપે રક્ષણ કર્યું, તેમ મને પણ આપ તારો! અથવા ભગવાનને ઉપાલંભ આપવાથી સર્યું! કારણ કે, એમાં એમનો શો દોષ? હું અયોગ્ય પુત્ર હોવાથી તેઓએ મને યાદ કર્યો નથી. હું કોઇનો નથી. આ સંપત્તિ, શરીર, ઘર, અંતઃપુર વગેરે કાંઇ પણ મારું નથી. અને સમતારૂપ આનંદના અમૃત જલમાં જેણે ડૂબકી મારી છે, એવો હું એકલો છું.'

આ પ્રમાણે વૈરાગ્યપૂર્વક શુભ ભાવનામાં રહેલા ભરતચક્રવર્ત્તી તે અવસરે ઉપાધિ-રહિત, શાંત, તથા બાહ્ય ક્રિયાથી મુક્ત અને અનંત એવા શ્રેષ્ઠ ચિદાનંદ–જ્ઞાનાનંદ તત્ત્વમાં લીન બની ગયા. ખરેખર શુભ ભાવનાનો પ્રભાવ અચિંત્ય છે. રૌદ્ર ધ્યાનથી, અસત્યા-ચરણથી, પરદ્રોહથી, તથા કુકર્મથી જે કાંઈ તીવ્ર પાપ આત્માએ બાંધ્યું હોય, તે સઘળું શુભ ભાવનાના યોગે ક્ષય પામે છે. દેહરૂપ માટીનાં પાત્રમાં રહેલ, અને ધ્યાનરૂપ અગ્નિથી સુસ્થિર થયેલ, પારારૂપી મનને યોગી ભરતેશ્વરે તે સમયે કલ્યાણ–સુવર્ણની સિદ્ધિને માટે બાંધ્યું. સ્વાધીન બનાવ્યું. ત્યારબાદ શ્રેષ્ઠ આશયવાળા, યોગી એવા તેઓએ ઉપશમના ક્રમથી ક્ષપકશ્રેણી ઉપર આરૂઢ થઇને કર્મોને ખપાવી કેવલજ્ઞાનને પ્રાપ્ત કર્યું. તે સમયે ઇંદ્રના આદેશથી દેવતાઓએ આપેલા વ્રતના ચિહ્નરૂપ વેશને તેઓએ ગ્રહણ કર્યો. અને સર્વવિરતિ દંડક કરેમિભંતે સૂત્રનો તેઓએ ઉચ્ચાર કર્યો. ભરતમહારાજાની પાછળ દશ હજાર રાજાઓએ તે સમયે વ્રતને અંગીકાર કર્યું; કારણ કે, તેવા પ્રકારના સ્વામીની સેવા પરલોકના પણ સુખને કરનારી બને છે. શ્રેષ્ઠ એવી લોકોત્તર સ્થિતિને પામેલા એવા ભરતરાજર્ષિને સ્વયં કેવલજ્ઞાની હોવાથી કોઇને વંદન કરવાનું હતું નહી, જ્યારે તેઓની સેવામાં સુર, અસુર અને મનુષ્યો ભક્તિપૂર્વક વંદન કરતા હતા.

ત્યારબાદ પૃથ્વીના ભારને ઉપાડવામાં સમર્થ એવા ભરતચક્રવર્તીના પુત્ર સૂર્ય-યશાનો વિનીતાના રાજ્યસિંહાસન પર ઇંદ્ર મહારાજાએ રાજ્યાભિષેક કર્યો. આ બાજુ કેવલજ્ઞાનની પ્રાપ્તિ પછી ભરતરાજર્ષિ ભગવાન શ્રી ઋષભદેવસ્વામી જેમ ગામ, આકર, નગર, અરણ્ય, પર્વત, દ્રોણમુખ વગેરે સ્થળોમાં રહેલા ભવ્ય જીવોને ધર્મદેશના દ્વારા પ્રતિબોધ આપતાં પોતાના પરિવારની સાથે એક લાખ પૂર્વ વર્ષ સુધી વિચર્યા. ત્યારબાદ તેઓએ અષ્ટાપદ પર્વત ઉપર જઇને ચાર પ્રકારના આહારનું વિધિપૂર્વક પચ્ચક્ખાણ કર્યું. એક માસના અંતે શ્રવણ નક્ષત્રમાં ભરતરાજર્ષિ અઘાતીકર્મોને ખપાવી અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતવીર્ય અને અનંતસુખના સ્વામી બની, શાંત એવા તેઓ શાશ્વત સુખનાં ધામ સિદ્ધિપદને પામ્યા. એ ક્રમપૂર્વક અન્ય પણ સાધુઓ મોક્ષે ગયા. ઋષભદેવ સ્વામીની જેમ તેમના પુત્ર ભરત રાજર્ષિનો પણ નિર્વાણ મહોત્સવ તે સમયે ઇંદ્રોએ સારી રીતે ઉજવ્યો અને તે સ્થાને ચૈત્યોને કરાવ્યા.

ભરતેશ્વરને રથાદિ વાહનોમાં રહેલા લોકો જોતા હતા. કોઈવાર સંગીતમાં લોકોથી ગવાતા, કોઈવાર કાવ્યોમાં પ્રશંસાને પામેલા, કોઈક વેળા નાટકમાં સ્તુતિ કરાતા, ભરતચક્રવર્તી જાણે સવરસનો આશ્રય હોય તેમ જણાતા હતા. ચંદ્ર જેવી મનોહર સુખકાંતિથી ભરતેશ્વર, કાંતામાં જેણે વાસ કર્યો છે, એવા કામદેવને જાણે જીવિતદાન આપતા હતા. આ રીતે સુખનાં સમુદાયથી જેનું હૃદય પૂર્ણ છે, એવા અનંતરસના આશ્રયરૂપ ભરતચક્રવર્તી અનેક રસોથી પૂર્ણ એવી પ્રજાનું પુણ્યથી નિરંતર પાલન કરતા હતા.

એક વખતે સ્નાનથી સ્વચ્છ થઈ ભરતચક્રવર્તી આનંદપૂર્વક સર્વ અંગોમાં આભૂષણોને ધારણ કરી આરિસાભવનમાં આવ્યા. તે અવસરે સુંદર શરાણથી સ્વચ્છ કરેલા પોતાનાં શરીર પ્રમાણ રત્નમય આરિસામાં લીલાપૂર્વક ભરતેશ્વરે પોતાનું રૂપ જોયું. ઉત્સાહવાળા તેઓ પોતાના પ્રત્યેક અંગને જોતા મુદ્રિકારહિત પોતાની આંગળીને હિમથી બળેલી વૃક્ષની શાખા જેવી જોઈ આ પ્રમાણે વિચારવા લાગ્યા; 'મારી આંગલીને વિષે મુદ્રિકાથી જે શોભા છે, તે કેવળ કૃત્રિમ છે. તે જ રીતે મસ્તક આદિ શરીરના અંગોની ભૂષણોથી જે શોભા છે, તે પણ કૃત્રિમ છે, એમ હું માનું છું.' આ વિચારપૂર્વક પ્રશાંત હૃદયવાળા, વૈરાગ્યવાસિત ભરતેશ્વરે પોતાના માથા પરથી મુકુટ દૂર કર્યો, કાન પરથી કુંડલોને કાઢ્યા, કંઠ પરથી કંઠાભરણ, છાતી પરથી હાર, બે ભુજાઓ પરથી કડાઓ, હાથ પરથી વીરવલયો, આંગળીઓ પરથી મુદ્રિકાઓનો સમૂહ તે અવસરે શરીર પરના ભારની જેમ તેમણે દૂર કર્યું. ફાગણ મહિનામાં પત્ર, ફલ તથા પુષ્પ વિનાના વૃક્ષની જેમ અલંકાર રહિત પોતાનાં શરીરને જોઈને ભરતચક્રવર્તીએ પોતાનાં મનમાં આ રીતે વિચાર કર્યો;

'ભૂષણોરૂપ અનેક પ્રકારનાં ચિત્રોથી યુક્ત આ કાયારૂપ ભીંત, અનિત્યતારૂપ જલથી ભીંજાયેલી અંદર રહેલી અસારતાના કારણે પડી જાય છે. અહો! પવનના ઝપાટાથી ખરી પડતા પાકેલાં પાંદડાની જેવા વેગથી પડી જનારા આ શરીર પર સંસારી લોકોને કેવો દુસ્ત્યજ મોહ છે? સંસારી જનોનાં આ શરીરમાં સાર જો કોઈ હોય તો આ બહાર દેખાતી ચામડી છે, જ્યારે તેને ચંદનના લેપ કરવા છતાં પણ તે પોતાની મલિનતાને મૂકતી નથી. જે શરીરના મોહથી લોક દુષ્કર્મથી પ્રેરાઈને પાપકર્મને આચરે છે, તે દેહ કમલિની પત્ર પર રહેલાં જલબિંદુ જેવો ચંચલ છે. શૃંગારરસથી મલિન અને દુર્ગંધમય આ સંસારરૂપ આલયમા જાણતાં છતાં લોકો ઉકરડામાં ભૂંડની જેમ પડયા રહે છે. આ શરીરની ખાતર ૬૦ હજાર વર્ષો સુધી પૃથ્વીતલ પર ભમી-ભમીને મેં મારું જીવન નિરર્થક વીતાવ્યું, કરવા યોગ્ય મેં કાંઈ ન કર્યું. ખરેખર મારા તે અકૃત્યને ધિક્કાર હો! વીર એવા બાહુબલિને તેમ જ અન્ય પણ મારા બાંધવોને ધન્ય હો! જેઓએ અસાર એવા આ સંસારને ત્યજીને મુક્તિપદને પ્રાપ્ત કર્યું. જ્યાં વિશાલ રાજ્ય ક્ષણવિનશ્વર છે. યૌવન ચંચલ છે. લક્ષ્મી પણ અસ્થિર છે. એવા આ સંસારમાં કઈ વસ્તુ સ્થિર હોઈ શકે? માતા, પિતા, સ્ત્રી પરિવાર, બંધુજનો તથા પુત્રો

તેમજ સંપત્તિ આદિ કોઈ પણ ભવકૂપમાં ડૂબતા આત્માનો ઉદ્ધાર કરવામાં કોઈ રીતે સમર્થ નથી. હે જગત્ત્રાતા પિતાશ્રી ઋષભદેવસ્વામી ! બાહુબલી આદિ પુત્રોનું જેમ આપે રક્ષણ કર્યું, તેમ મને પણ આપ તારો ! અથવા ભગવાનને ઉપાલંભ આપવાથી સર્યું ! કારણ કે, એમાં એમનો શો દોષ ? હું અયોગ્ય પુત્ર હોવાથી તેઓએ મને યાદ કર્યો નથી. હું કોઈનો નથી. આ સંપત્તિ, શરીર, ઘર, અંતઃપુર વગેરે કાંઇ પણ મારું નથી. અને સમતારૂપ આનંદના અમૃત જલમાં જેણે ડૂબકી મારી છે, એવો હું એકલો છું.'

આ પ્રમાણે વૈરાગ્યપૂર્વક શુભ ભાવનામાં રહેલા ભરતચક્રવર્ત્તી તે અવસરે ઉપાધિ-રહિત, શાંત, તથા બાહ્ય ક્રિયાથી મુક્ત અને અનંત એવા શ્રેષ્ઠ ચિદાનંદ-જ્ઞાનાનંદ તત્ત્વમાં લીન બની ગયા. ખરેખર શુભ ભાવનાનો પ્રભાવ અચિંત્ય છે. રૌદ્ર ધ્યાનથી, અસત્યા-ચરણથી, પરદ્રોહથી, તથા કુકર્મથી જે કાંઈ તીવ્ર પાપ આત્માએ બાંધ્યું હોય, તે સઘળું શુભ ભાવનાના યોગે ક્ષય પામે છે. દેહરૂપ માટીનાં પાત્રમાં રહેલ, અને ધ્યાનરૂપ અગ્નિથી સુસ્થિર થયેલ, પારારૂપી મનને યોગી ભરતેશ્વરે તે સમયે કલ્યાણ-સુવર્ણની સિદ્ધિને માટે બાંધ્યું. સ્વાધીન બનાવ્યું. ત્યારબાદ શ્રેષ્ઠ આશયવાળા, યોગી એવા તેઓએ ઉપશમના ક્રમથી ક્ષપકશ્રેણી ઉપર આરૂઢ થઇને કર્મોને ખપાવી કેવલજ્ઞાનને પ્રાપ્ત કર્યું. તે સમયે ઇંદ્રના આદેશથી દેવતાઓએ આપેલા વ્રતના ચિહ્નરૂપ વેશને તેઓએ ગ્રહણ કર્યો. અને સર્વવિરતિ દંડક કરેમિભંતે સૂત્રનો તેઓએ ઉચ્ચાર કર્યો. ભરતમહારાજાની પાછળ દશ હજાર રાજાઓએ તે સમયે વ્રતને અંગીકાર કર્યું; કારણ કે, તેવા પ્રકારના સ્વામીની સેવા પરલોકના પણ સુખને કરનારી બને છે. શ્રેષ્ઠ એવી લોકોત્તર સ્થિતિને પામેલા એવા ભરતરાજર્ષિને સ્વયં કેવલજ્ઞાની હોવાથી કોઇને વંદન કરવાનું હતું નહી, જ્યારે તેઓની સેવામાં સુર, અસુર અને મનુષ્યો ભક્તિપૂર્વક વંદન કરતા હતા.

ત્યારબાદ પૃથ્વીના ભારને ઉપાડવામાં સમર્થ એવા ભરતચક્રવર્તીના પુત્ર સૂર્ય-યશાનો વિનીતાના રાજ્યસિંહાસન પર ઇંદ્ર મહારાજાએ રાજ્યાભિષેક કર્યો. આ બાજુ કેવલજ્ઞાનની પ્રાપ્તિ પછી ભરતરાજર્ષિ ભગવાન શ્રી ઋષભદેવસ્વામી જેમ ગામ, આકર, નગર, અરણ્ય, પર્વત, દ્રોણમુખ વગેરે સ્થળોમાં રહેલા ભવ્ય જીવોને ધર્મદેશના દ્વારા પ્રતિબોધ આપતાં પોતાના પરિવારની સાથે એક લાખ પૂર્વ વર્ષ સુધી વિચર્યા. ત્યારબાદ તેઓએ અષ્ટાપદ પર્વત ઉપર જઇને ચાર પ્રકારના આહારનું વિધિપૂર્વક પચ્ચક્ખાણ કર્યું. એક માસના અંતે શ્રવણ નક્ષત્રમાં ભરતરાજર્ષિ અઘાતીકર્મોને ખપાવી અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતવીર્ય અને અનંતસુખના સ્વામી બની, શાંત એવા તેઓ શાશ્વત સુખનાં ધામ સિદ્ધિપદને પામ્યા. એ ક્રમપૂર્વક અન્ય પણ સાધુઓ મોક્ષે ગયા. ઋષભદેવ સ્વામીની જેમ તેમના પુત્ર ભરત રાજર્ષિનો પણ નિર્વાણ મહોત્સવ તે સમયે ઇંદ્રોએ સારી રીતે ઉજવ્યો અને તે સ્થાને ચૈત્યોને કરાવ્યા.

ભરતરાજર્ષિ કુમારપણામાં ૭૭ લાખ પૂર્વ, મંડલિકપણામાં એક હજાર વર્ષ, ચક્રવર્તીપણામાં એક હજાર વર્ષ ન્યૂન ૬ લાખ પૂર્વ, અને કેવલજ્ઞાનીપણામાં ૧ લાખ પૂર્વ–આ રીતે ચોરાશી ૮૪ લાખ પૂર્વનું સર્વ આયુષ્ય પરિપૂર્ણ કરીને નિર્વાણપદને પામ્યા. ભગવાન ઋષભદેવસ્વામી, ભરતરાજર્ષિ આદિનાં નિર્વાણસ્થાન શ્રી અષ્ટાપદતીર્થનો મહિમા અપાર છે. શુભ ભાવનાવાળો પ્રાણી અષ્ટાપદતીર્થ પર આઠ કર્મોને ભેદી, અષ્ટપ્રકારની શુભ સિદ્ધિઓને પ્રાપ્ત કરી, પરમપદને પ્રાપ્ત કરે છે. અષ્ટાપદ તીર્થ પર બિરાજમાન આઠ પ્રાતિહાર્ય સહિત શ્રી જિનેશ્વરદેવને અષ્ટપ્રકારી પૂજાથી જો પૂજ્યા હોય, તો ભવ્ય આત્મા, આઠ કર્મોના ક્ષયથી આઠ ગુણોના સ્થાનને પ્રાપ્ત કરે છે. આ ગિરિ પર ઉત્તમ હૃદયવાળો પ્રાણી પ્રસન્ન વદને શુભ ભાવનાથી વાસિત બની ઉત્કૃષ્ટ તપને આચરનારો થાય, તો તે સંસારના કષ્ટથી મુક્ત બને છે. પવિત્ર ભાવનાવાળો જે પ્રાણી, આ અષ્ટાપદતીર્થમાં યાત્રાને કરે છે, તે ત્રણ ભવ અથવા સાત ભવમાં શિવમંદિરને પ્રાપ્ત કરે છે. ખરેખર શાશ્વત જિનમંદિરની ઉપમા જેવા પુણ્યરાશિ, ઉજ્વલ મહાતીર્થ શ્રી અષ્ટાપદગિરિરાજ ત્રણેય ભુવનોને સારી રીતે પવિત્ર કરે છે.

ત્યારબાદ શોક વ્યાપ્ત એવા સૂર્યયશા રાજાએ અષ્ટાપદ તીર્થ પર આવીને નિર્વિકાર હૃદયે ત્યાં ગગનચુંબી અનેક પ્રાસાદોને કર્યાં. પોતાના પિતા ભરતેશ્વરનાં નિર્વાણથી શોકગ્રસ્ત સૂર્યયશા રાજાને મુખ્ય મંત્રીઓએ નીતિયુક્ત વચનોથી બોધ આપીને ત્યારબાદ ધીરેધીરે શાંત કર્યા, એટલે પિતાના શોકને જેણે ત્યજી દીધો છે, એવા સૂર્યયશારાજાએ પોતાનાં બાહુબલથી રાજ્યપ્રવૃત્તિઓનો ભાર ઉપાડ્યો. રાજ્ય પર શાસન કરતા તેમણે પોતાના પ્રતાપથી શત્રુઓને આક્રાંત કર્યાં, અને ચંદ્ર જેવા ઉજ્વલ યશથી કુવલયની જેમ પૃથ્વીને ભરી દીધી. છ ખંડ ભરતના સ્વામી ભરતચક્રવર્તીના પુત્ર, અને ત્રણ ખંડ પૃથ્વીના શાસક તથા અખંડ શાસનને કરનારા તેમણે નીતિપૂર્વક અન્યાય આચરનારા દુષ્ટો પર શાસન કર્યું. આકાશમાં જેમ સૂર્ય અને ચંદ્ર બન્નેનો પ્રકાશ દીપે છે, તેમ પૃથ્વી પર એક જ એવા આ સૂર્યયશા રાજાનો પ્રતાપ દીપતો હતો. ઇંદ્ર મહારાજાએ પ્રભુનાં મસ્તક પર રાજ્યારોહણના સમયે મૂકેલો મુકુટ સૂર્યયશાનાં મસ્તક પર જ્યારે મૂકાયો, ત્યારે તેનો પ્રભાવ દ્વિગુણ ઉદયને પામ્યો. તે મુકુટના જ પ્રભાવથી આદિત્યયશા રાજા, શત્રુઓના સમૂહ પર જય મેળવીને પ્રભુની જેમ દેવતાઓથી દરરોજ સેવા કરવાને યોગ્ય બન્યા. જે રાજાનો પ્રતાપ, તેના શત્રુઓના મહેલોમાં પ્રવેશ પામીને તેઓના યશરૂપ જલને સૂકવી નાંખતો વિશેષપણે પ્રજ્વલિત થઇને આશ્ચર્ય છે કે, તે શત્રુઓના મહેલોમાં ઘાસ ઉગાડતો હતો. અર્થાત્ સૂર્યયશા રાજાના શત્રુઓનો સમૂહ, તેના પ્રભાવથી પોત–પોતાના મહેલોને મૂકીને નાસી–ભાગી ગયો. જેથી શૂન્ય બનેલા તેઓના મહેલોમાં ઘાસ ઊગી ગયું.

સર્વ સ્ત્રીઓમાં શિરોરત્ન એવી કનક વિદ્યાધરની પુત્રી જયશ્રી સૂર્યયશા રાજાની

પ્રિયા હતી. જેની રાધાવેધની પ્રતિજ્ઞાને પૂરીને તેની સાથે તેણે પાણિગ્રહણ કર્યું હતું. આ સિવાય વિદ્યાધરોની તથા રાજાઓની પુત્રીઓ મળીને કુલ ૩૨ હજાર પવિત્ર-કુલીન સ્ત્રીઓ તેના અંતઃપુરમાં હતી. તે રાજા; બે આઠમ, બે ચૌદશ,-આ રીતે ચતુઃપર્વીમાં વિશેષરીતે પ્રત્યાખ્યાન તથા પૌષધાદિ તપ દ્વારા આરાધનાને કરતો હતો. સૂર્યયશાને જીવિતના આદર કરતાં પણ પર્વોની આરાધનાનો આદર પ્રિય હતો. માટે વિચાર કરવો જોઇએ કે, જીવિતથી પણ પર્વની રક્ષા થઇ શકતી નથી. કારણ કે, પર્વની આરાધના પ્રાણ કરતાં પણ વિશેષ છે. સાંભળ્યો છે, તથા જાણ્યો છે, શ્રી તીર્થંકરદેવનો ધર્મ જેઓએ એવા બાલકો, સ્ત્રીઓ, તથા પક્ષીઓ અને જંગલમાં વસનારા પ્રાણીઓ પણ તે દિવસે એટલે પર્વના દિવસોએ નિયમોને ધારણ કરીને નિશ્ચિતપણે અન્નને ગ્રહણ કરતા નથી.

એક અવસરે સૌધર્મસભામાં બેઠેલા ઈંદ્ર મહારાજા, અવધિજ્ઞાનથી સૂર્યયશા રાજાના પર્વની આરાધના માટેના દૃઢ નિશ્ચયને દેખીને હૃદયના આદરભાવથી આશ્ચર્યને દર્શાવતા હતા. તે સમયે, સહસા ઈંદ્ર મહારાજાએ માથું કંપાવ્યું, એટલે જગતને વશ કરવાને માટે મુખ્ય ઔષધરૂપ ઉર્વશીએ ઈંદ્ર મહારાજાને પૂછ્યું; 'સ્વામી! અત્યારે કવિ યુક્તિપૂર્વક કોઇ પ્રકારના કાવ્યોને બોલતા નથી. તેમજ બૃહસ્પતિ-ગુરુ મનોહર એવા પદ્યોને કહેતા નથી. રંભા અપ્સરા ભરતે કહેલા નાટ્યશાસ્ત્રના નૃત્યોને કરતી નથી. તેમ જ આ અવસરે હૂ હૂ હા હા વગેરે ગાંધર્વો મધુર ગીતગાનનો પ્રબંધ કરતા નથી. અને તે સિવાય, એવું હર્ષના પ્રકર્ષને સૂચવનારું અન્ય કાંઇ અત્યારે નથી, તો આપે આ રીતે અતિ પ્રસન્ન થઈને માથું શા માટે ધૂણાવ્યું ?'

જવાબમાં સૂર્યયશા રાજાનાં સત્ત્વનો વિચાર કરતા ઈંદ્રે કહ્યું: 'હે ઉર્વશી! તું સાંભળ! અત્યારે ભૂલોકમાં હું અવધિજ્ઞાનનો ઉપયોગ મૂકી રહ્યો છું, તેથી સાત્ત્વિકોમાં શિરોમણિ એવા શ્રી ઋષભદેવ ભગવંતના પૌત્ર અને ભરતચક્રવર્તીના પુત્ર સૂર્યયશા રાજા જે હાલ અયોધ્યા નગરીમાં રાજ્યનું પાલન કરી રહ્યા છે, તેઓને હું જોઉં છું. તેઓ અષ્ટમી અને ચતુર્દશીના પર્વની તપ આદિની આરાધનાના નિશ્ચયથી અનેક પ્રકારના પ્રયત્નોવાળા દેવોથી પણ ચલિત ન થાય તેવા છે. અહો! સૂર્ય કદાચ પૂર્વદિશાને લંઘીને પશ્ચિમમાં ઉદયને પામે, પવનના સમૂહથી મેરુ કંપે, સાગર કદાચ મર્યાદા મૂકે, કલ્પવૃક્ષ નિષ્ફલ બને, તો પણ આ સૂર્યયશા રાજા પોતાના પ્રાણો કંઠે આવે છતાં જિનેશ્વરદેવની આજ્ઞાની જેમ પોતાના નિશ્ચયને કદિ પણ નહિ મૂકે.'

આ રીતે ઈંદ્રમહારાજાએ કહેલાં વચનોને સાંભળીને, મનમાં હસતી અને પોતાના સ્વામીને કોઇ પણ જાતનો ઉત્તર આપવાને માટે અસમર્થ એવી તે ઉર્વશી આ પ્રમાણે વિચારવા લાગી; 'અહો! આ સ્વામીપણું કેમ પ્રશંસા કરવા યોગ્ય ન કહેવાય? કારણ કે માલિકપણાના કેવલ અભિમાનથી આજે દેવતાઓના ઈંદ્ર આટ-આટલા યુક્તિઓના

જાણકાર હોવા છતાં અજાણની જેમ મનુષ્ય માત્રને માટે કેવી નિશ્ચયપૂર્વકની વાત કરે છે ? જે મનુષ્યનો દેહ સાત ધાતુઓથી બનેલો છે, અન્નથી જે જીવે છે તે પણ દેવોથી અચલ રહી શકે, દૃઢ રહી શકે, આવી વાતને કોણ માને ? આમાં શ્રદ્ધા પણ કઈ રીતે રહે ? બીજું બધું ગમે તેમ હોય; પણ મારા મધુર કંઠથી નીકળેલા ગીતના રસના પૂરમાં રજકણોની જેમ અહો કોના વિવેક આદિ ગુણો ન તણાઈ જાય ? માટે ઇંદ્રના આ વિચાર વિનાનાં બોલાયેલાં વચનોને હું ખોટા કરીશ. અને પર્વત પરથી ધસારાબંધ દોડી જતી નદી જેમ શિલાઓને પાડી દે છે, તેમ હું તે સૂર્યયશાને તેના નિશ્ચયથી ભ્રષ્ટ કરીશ.'

આ રીતની પ્રતિજ્ઞાને નિશ્ચિત કરીને તે વખતે રંભાની સાથે ઉર્વશી હાથમાં વીણાને ધારણ કરતી, દેવલોકમાંથી પૃથ્વી પર આવી.

ત્યારબાદ તે બન્નેએ મોહને ઉપજાવનારું પોતાનું રૂપ વિકુર્વીને અયોધ્યા નગરીની નજીકમાં રહેલા શ્રી ઋષભદેવ ભગવંતના ચૈત્યમાં પ્રવેશ કર્યો. અને ત્યાં પ્રભુની સમક્ષ તેઓ સુંદર પ્રકારની રાગ-રાગિણીઓથી પ્રભુના ગુણોની સ્તવના કરવા લાગ્યા. તેઓના મધુર નાદની મૂર્છનાઓને વિષે મૂર્છિત થયેલા ત્યા વૃક્ષોની શાખાઓ પર બેઠેલા પક્ષીઓ પણ ક્ષણવારમાં પોતાની જાતને પણ ભૂલી ગયા. ને ઉદ્યાનમાં રહેલા સર્પ, નોળીયા, આદિ પ્રાણીઓ આ ગીતોને સાંભળીને જાણે ચિત્રમાં આલેખાયેલા હોય તેમ પોતપોતાનાં સ્થાનોને ત્યજી-ત્યજીને ત્યાં નિશ્ચલ વૃત્તિવાળા થયા. એ જ રીતે રંભા અને ઉર્વશીના ગીતમાં મોહ પામેલાં હરણાઓ મુખમાં અર્ધા આવેલાં ઘાસને રાખી પોતાનાં નેત્રોને સ્થિર કરીને જાણે પત્થરમાં ઘડ્યાં હોય તે રીતે ત્યાં નિશ્ચલ બનીને ઉભા રહ્યાં.

આ અવસરે સૂર્યયશા રાજા અશ્વક્રીડાના રસનો આસ્વાદ કરીને પોતાના પરિવાર સાથે ત્યાંથી પાછો ફરી રહ્યો છે, ત્યાં માર્ગમાં તે બન્નેના ગીતના મધુર અને અપૂર્વ શબ્દો તેના સાંભળવામાં આવ્યા. તેના પરિવારમા તે સમયે આ સંગીતને સાંભળતાં ઘોડાઓ, વેગથી વિમુખ બની ગયા. હાથીઓ ચાલવાને માટે તત્પર બન્યા નહિ. અને પાયદળો એક ડગલું પણ ત્યાંથી આગળ વધવાને માટે તૈયાર ન થયા. આ પ્રમાણે પોતાના સૈન્યને પોત-પોતાનું કર્તવ્ય કરવાને અસમર્થ બનેલું જોઇને સૂર્યયશા રાજાએ પોતાનાં મંત્રીને નિર્મળ વાણીથી આ પ્રમાણે કહ્યું: 'અહો મંત્રીશ્વર ! મોહરસના સાગરની ભરતીથી અટકી ગયેલા પક્ષીઓની જેમ આ સૈનિકો ચાલવાને માટે કેવા અસમર્થ બની ગયા છે ? બીલોમાં-દરોમાં રહેનારા સર્પ આદિ, માળામાં રહેનારા પક્ષીઓ, હરણાઓ, હાથીઓ ઇત્યાદિ તથા આ વૃક્ષો પણ નાદના રસથી કેવા સુનિશ્ચલ બનીને ઉભા છે ? ખરેખર અનંતસુખના કારણરૂપ એવા નાદથી પણ જેઓ મોહ પામતા નથી, તેઓને કોની ઉપમા આપવી ? કારણ કે, પશુઓ પણ નાદને જાણનારા હોય છે. નાદ એ અનંતસુખનો આધાર છે, નાદ એ દુઃખના સમૂહનો નાશક છે. જેની પાસે નાદ રહેલો છે, તે પવિત્ર તેમજ વિશ્વથી પૂજિત ગણાય

છે. પોતાના પ્રાણોને પણ જોખમમાં મૂકીને જે હરણ નાદના રસાસ્વાદને ગ્રહણ કરે છે, તેને ચંદ્રે ખરેખર પોતાના ખોળામાં સ્થાન આપીને સત્કાર્યો છે. સંગીતના નાદથી દેવતાઓ પણ પ્રસન્ન થાય છે. ધર્મ પણ નાદથી ઉત્પન્ન થાય છે. નાદથી રાજા-મહારાજાને અર્થની પ્રાપ્તિ થાય છે અને નાદથી સ્ત્રીઓ પણ વશમાં આવે છે. યોગ્ય ગુરુની નિશ્રાને પામીને જો આ નાદને અનંત બનાવ્યો હોય, તો તે ક્રીડામાત્રમાં પરમાનંદના સુખસમૂહને આપે છે, માટે મંત્રીશ્વર ! ચાલો આપણે મંદિરમાં જઈએ, અને શ્રીયુગાદીશ્વર ભગવંત ઋષભદેવસ્વામીને નમસ્કાર કરીએ, તેમજ મધુર એવું સંગીત સાંભળીએ.' આ રીતે મંત્રીશ્વર સાથે વિચાર કરી રાજા મંત્રી તથા સૈનિકોની સાથે તે બન્નેના ગીતમાં હૃદયથી મોહિત થયેલો ત્યાં જિનમંદિરમાં ગયો.

મંદિરમાં પ્રવેશ કર્યા બાદ સ્ફૂરાયમાન તેજસ્વી કાંતિવાળી, નાદરૂપી અમૃતની નદી સમાન, અને વીણા જેના હાથમાં છે, અને જાણે કામદેવની સ્ત્રીઓ રતિ તથા પ્રીતિ સાક્ષાત અહિં આવી હોય તેવી તે કુમારિકાઓ જણાતી હતી, તે બન્નેને સ્નેહ યુક્ત ચક્ષુથી જોઈને કામદેવના બાણોથી વિંધાયેલો એવો તે સૂર્યયશા રાજા પોતાનાં ચિત્તમાં વિચાર કરવા લાગ્યો; ' અહો ! આ બન્નેના કુંડરૂપ કંઠથી આ કેવો સુધાના સ્વાદ જેવો નાદ નીકળી રહ્યો છે ! અથવા શું બ્રહ્માએ આ બન્નેને નાદરૂપ અમૃતથી બનાવી છે ? આ બન્ને સુંદરીઓનું આવું અનુપમ રૂપ અને અમૃતના ઝરણાઓ જેવું આવું ગીત, કયા પુણ્યવાન પુરુષના ભોગને માટે થશે ? ' આ પ્રમાણે વિચારતા અને વારંવાર તે બન્ને રમણીઓનાં રૂપને જોતા, રાજાએ ઇચ્છિતને આપનાર ભગવંત શ્રી ઋષભદેવસ્વામીનાં ચરણોમાં નમસ્કાર કર્યો. પ્રભુનાં દર્શન કર્યા બાદ રાજા પાછો ફર્યો અને ત્યાં જિન-મંદિરના બહારના ઓટલા પર તે બેઠો. તે સમયે તેણે પોતાના મંત્રીને આ બન્નેના કુલ આદિકને જાણવા માટે આદેશ કર્યો. મંત્રી પણ પોતાના સ્વામીની આજ્ઞાને પામીને તે બન્નેની પાસે જઈને અમૃત જેવી મધુર વાણીથી તે બન્નેને બોલાવીને આ પ્રમાણે કહે છે; ' તમે બન્ને કોણ છો ? આ ત્રણ લોકમાં તમારો નિવાસ કયાં છે ? તમારો સ્વામી કોણ છે ? અને તમે બન્ને અહિં કેમ આવ્યા છો ? હે સુંદરીઓ ! આ બધી હકીકત તમે મને કહો ! ' મંત્રીશ્વરનાં આ વચનને સાંભળીને તે બેમાંથી એકે મંત્રીને જવાબ આપતાં કહ્યું; ' અમે વિદ્યાધરપતિ મણિચૂડની પુત્રીઓ છીએ. બાલ્યકાલથી કલાની સાથે જ અમારું મન આદરવાળું બનેલું છે. હમેશાં અમારું ચિત્ત વીણામાં તથા પુસ્તકોમાં રમે છે. જ્યારે અમે યૌવન વયને પામ્યા ત્યારે અમારા પિતાનાં ચિત્તમાં યૌવન વયના વધવા સાથે અમારા માટે " આ કન્યાઓ કોને આપવી " તે સંબંધી ચિંતા પણ વૃદ્ધિને પામવા લાગી. આ જગતમાં અમારે અનુરૂપ પતિ અમને મલ્યો નહિ, એટલે અમે બન્ને અમારા માતા-પિતાને તે ચિંતા સાગરથી નિર્વૃત્ત કરતા આ બાજુ નીકલ્યા છીએ. હે મંત્રી !

ત્યારથી સ્થાને સ્થાને શ્રી અરિહંત પ્રભુનાં ચૈત્યોની યાત્રા કરતા અમે અમારાં માનવ જન્મને સફલ કરી રહ્યા છીએ. આવો મનુષ્યભવ ફરી ક્યાંથી ? શ્રી જિનેશ્વરદેવનાં ચરણોથી પવિત્ર એવી આ અયોધ્યા નગરી તીર્થરૂપ છે, તે કારણથી આ ભરતનરેશ્વરનાં કરાવેલાં જિનચૈત્યમાં અહિં ભગવાન શ્રી ઋષભદેવસ્વામીને અમે નમસ્કાર કરી રહ્યા છીએ.'

આ પ્રમાણે તે બન્ને કહી રહેલ છે, તે અવસરે મંત્રી, તેમને કહેવા લાગ્યા; 'આ સૂર્યયશા રાજાની સાથે તમારો સંયોગ શ્રેષ્ઠ છે. સૂર્યયશા રાજા શ્રી ઋષભદેવ સ્વામીના પૌત્ર અને ભરતચક્રવર્તીના પુત્ર છે. અનેક પ્રકારની કલાઓથી તેઓ યુક્ત છે. તેમજ તેઓ સૌમ્ય, સદ્‌ગુણી તથા બલવાન છે; માટે ખરેખર તમારા ઉપર ભગવાન ઋષભદેવ સ્વામી તુષ્ટમાન જ થયા છે જે કારણે સૂર્યયશા જેવા સ્વામી આમ સહસા લાંબાકાળે પણ તમને પ્રાપ્ત થયા. જેમ ચંદ્ર, કૌમુદી અને રજનીથી શોભે છે, તેમ સૂર્યયશા રાજાની સાથે તમે સદૃશપણાથી શોભો, તેમ જ સુખને પામો' આમ મંત્રીચંદ્રે કહ્યું, એટલે તેમણે જવાબ આપ્યો; 'મંત્રી ! અમે અમારા આધીન એવા પતિ સિવાય કોઇનો આશ્રય ઇચ્છતા જ નથી.' એટલે મંત્રીએ આ બાબતમાં રાજાની અનુમતિ મેળવીને તેઓને કહ્યું; 'રાજા તમારા કહ્યા પ્રમાણે રહેશે, અને તમારી વાણીને જ્યારે એ ન માને ત્યારે મારે તેને નિષેધ કરીને રોકવો.'

તે સમયે પરસ્પરની અનુમતિથી સર્વ લોકોની દૃષ્ટિને પ્રીતિ આપનાર એવો તે બન્નેનો પાણિગ્રહણનો મહોત્સવ શ્રીયુગાદીશ્વર પ્રભુની સમક્ષ થયો. તે બન્નેના પ્રીતિરસમાં ખીંચાયેલો રાજા પોતાની ચેષ્ટાથી સંસારમાં કામદેવ તથા તેની સ્ત્રી રતિને જ સ્પષ્ટપણે સાર માનવા લાગ્યો ધર્મ અને અર્થને બાધ કરવાપૂર્વક કામને અધિકપણે સેવનારો તે રાજા, બલપૂર્વક જાણે એક પૈડાથી પુરુષાર્થરૂપી રથને હાંકતો હતો.

એક સમયે રાજા, સંધ્યાકાલે જેમ સ્હવાર અને સાંજની સંધ્યા સાથે દિવસ પરિવરેલો હોય, તેમ તે બન્ને પત્નીઓથી શોભતો મહેલના ગોખમાં બેઠો છે. ત્યાં તેઓનાં કાને આ મુજબ પડહની ઉદ્‌ઘોષણા સાંભળવામા આવી; 'આવતી કાલે આઠમ છે તો હે લોકો ! તેની આરાધના કરવાને માટે તમે સજ્જ રહેજો ! આદરપૂર્વક તૈયાર થજો !' આ ઉદ્‌ઘોષણાને તે બન્ને કપટી સ્ત્રીઓએ સાંભળી, એટલે અવસર આવ્યો છે, માનીને-જાણીને તે વખતે રંભાએ અજાણી બનીને ઉદ્‌ઘોષણાનું કારણ રાજાને આદરપૂર્વક પૂછયું. રાજાએ જવાબ આપ્યો; 'હે રંભા ! આ ઉદ્‌ઘોષણાનું કારણ તું સાંભળ ! પિતાશ્રીએ કહેલ ચતુર્દશી તથા અષ્ટમીના પર્વદિવસોમા અમને વ્રતારાધના કરવાનો સંકલ્પ છે. વર્ષમાં બે શાશ્વત અઠ્ઠાઈ, ત્રણ ચાતુર્માસી તથા વાર્ષિક પર્યુષણાપર્વ, આ બધા પર્વો વર્ષના સમગ્ર પાપનો નાશ કરે છે. રત્નત્રયીમાં જ્ઞાન એ પહેલું રત્ન છે. તેની આરાધના હે હરિણાક્ષી ! પંચમીના દિવસે થાય છે આ બધા અનેક પ્રકારના મહાપ્રભાવથી પવિત્ર એવા

પર્વો શ્રી જિનેશ્વર દેવની આજ્ઞાથી સત્ પુણ્યના કારણ છે, માટે હે શુભમુખી ! હંમેશા આરાધેલું ધર્મકાર્ય ખરેખર તો જ સ્વર્ગ તથા મોક્ષસુખને આપનારું બને છે. કે જો અષ્ટમી અને પાક્ષિક પર્વની આરાધના ખંડિત ન થઈ હોય. આ ચતુઃપર્વીમાં પ્રિયે ! દેવ અને નરકગતિનાં કારણરૂપ શુભ અને અશુભ કર્મોને જીવ તે તે પ્રકારનાં અધ્યવસાયથી બાંધે છે, માટે આ ચતુષ્પર્વીમાં સંસાર વૃક્ષના બીજરૂપ સઘળી ગૃહ વ્યાપારાદિક સાંસારિક પ્રવૃત્તિઓને ત્યજીને શુભ કર્મ કરવા જોઈએ. ચતુષ્પર્વીમાં સ્નાન ન કરવું. મૈથુનનો ત્યાગ કરવો. કલેશ, જુગાર, હાસ્યાદિ ન કરવાં તેમજ માત્સર્ય, ક્રોધ પણ ન કરવાં. કષાયનો સ્હેજ પણ સંગ ન કરવો. પ્રિય પદાર્થો વિષે મમતા ન કરવી. યથેચ્છ ક્રીડા તથા પ્રમાદાદિ કાંઈ પણ ન કરવું. આ પર્વોમાં પુરુષે ધર્મ પર રુચિ રાખવાપૂર્વક સતત તત્પર રહેવું જોઈએ. તેમજ શુભ ધ્યાનયુક્ત બનીને પરમેષ્ઠીનાં સ્મરણમાં રહેવું જોઈએ. સામાયિક, પૌષધ, છટ્ઠ, અઠ્ઠમ ઇત્યાદિક તપ કરીને આરાધના કરવી. તથા આ ચતુષ્પર્વીમાં શ્રીજિનેશ્વરદેવની પૂજા, અને નિયમો વગેરે કરવાં જોઈએ. ગુરુમહારાજનાં ચરણોની સમીપમાં રહેનારો અને પરમેષ્ઠીસ્તુતિને સ્મરણ કરનાર મનુષ્ય આ ચતુષ્પર્વીમાં આરાધના કરીને આઠ પ્રકારના કર્મોને ખપાવીને શુભ પુણ્યોને ઉપાર્જન કરે છે; માટે હે સુંદરી ! તેરસ તેમજ સાતમના દિવસે મારી આજ્ઞાથી આ પટહોદ્ઘોષણા લોકોને જણાવવા માટે થાય છે. ચૌદશ અને આઠમનું આ પર્વ હે દેવી ! ત્રણ લોકમાં દુર્લભ છે. આ પર્વોની જે ભક્તિપૂર્વક આરાધના કરે છે, તે પરમપદને પ્રાપ્ત કરે છે.'

સૂર્યયશા રાજાએ કહેલી આ હકીકતને સાંભળીને, રાજાના નિશ્ચયથી ચમત્કારને પામેલી અને માયાપૂર્વકની વાણીનો વિસ્તાર કરવામાં કુશલ એવી તે ઉર્વશી, સૂર્યયશા રાજાને સંબોધીને આ પ્રમાણે કહેવા લાગી; 'હે સ્વામી ! આ મનુષ્યપણું, સુંદર રૂપ અને અખંડિત એવું રાજ્ય, આ બધાયની તપના કલેશથી ચિરકાલપર્યંત શા માટે વિડંબના કરો છો ? માટે હે નાથ ! યથેચ્છપણે સુખોને ભોગવો. આ માનવભવ ક્યાં ફરી મલશે ? આ રાજ્ય ક્યાં ? અને આવો સુંદર ભોગવિલાસ ક્યાં ? તેથી આજે એનો ભોગ કરી લો, જેથી તમને પશ્ચાત્તાપ ન થાય !' તપેલાં તાંબાના રસને કાનમાં નાંખવા જેવાં ઉર્વશીનાં આ પ્રમાણેનાં વચનોને સાંભળીને પોતાનાં હૃદયમાં ઉત્પન્ન થયેલા દાહને વ્યક્ત કરનારી વાણીમાં રાજાએ કહ્યું; 'રે ધર્મનિંદાથી મલિન અધમ સ્ત્રી ! તારી આ વાણી વિદ્યાધરકુલના આચારને સ્હેજ પણ ઉચિત નથી. જે જિનપૂજા, તપ, આદિ ઉત્તમ આચારોનો તું અપલાપ કરે છે, તારી એ સઘળી હોશિયારીને ધિક્કાર હો ! તારાં રૂપને, કુલને અને યૌવનવયને પણ ધિક્કાર હો ! માનવજન્મ, રૂપ, આરોગ્ય, તથા રાજ્ય; એ સઘળું તપથી પ્રાપ્ત થાય છે. તે તપધર્મને કોણ કૃતજ્ઞકુલમાં શણગારરૂપ પુરુષ ન આરાધે ? ધર્મની આરાધના કરવાથી દેહની વિડંબના નથી થતી, પણ તેની સફલતા છે.

પરંતુ ધર્મવિના વિષયોથી તો દેહની કેવલ વિડંબના થાય છે; માટે જ યથેચ્છપણે ધર્મ આચરવો જોઈએ. ફરીથી આ માનવભવ ક્યાં મળવાનો છે? આ રાજ્ય ક્યાંથી? અને આ ભોગ ક્યાંથી? એટલે ધર્મ કરનાર એવા મને પાછળથી પશ્ચાત્તાપ કરવાનો ક્યાં રહે છે? આઠમ તથા પાક્ષિક( ચતુર્દશી )માં પક્ષીઓ, હરણો, સિંહ, સર્પ અને ન્હાના બચ્ચાંઓ પણ આહારને ગ્રહણ કરતા નથી. તો હે પ્રિયે! હું કઇ રીતે આહારને ગ્રહણ કરું? જેઓ ધર્માચરણનાં કારણરૂપ પર્વારાધના કરતા નથી; તેઓનાં જ્ઞાનીપણાને ધિક્કાર હો, તથા તેઓનું મનુષ્યપણું ફોગટ છે. શ્રીયુગાદિપ્રભુ ભગવંત ઋષભદેવસ્વામીએ ફરમાવેલા આ ઉત્તમપર્વને મારા પ્રાણો કંઠે આવી જાય તો પણ તપ વિના હું નિષ્ફલ નહિ કરું! માટે હે બાલા! ભલે મારું રાજ્ય જાઓ, મારા પ્રાણનો નાશ થાઓ, પણ હું પર્વનાં તપની આરાધનાથી ભ્રષ્ટ નહિ બનું.' આ રીતે રાજાનાં ક્રોધથી આકુલ વચનને સાંભળીને ઉર્વશી ત્યારબાદ મોહપૂર્વક માયાને કરતી ફરીથી રાજાને કહેવા લાગી; 'સ્વામી! પ્રેમરસમાં અતિશય મગ્ન એવી મેં તમને જે કાંઈ કહ્યું છે, તે કેવલ આ તમારા શરીરને ક્લેશ ન થાઓ એમ માનીને. તેમાં આ રીતે ક્રોધ કરવાનો અવસર નથી. પિતાના વાક્યથી વિમુખ બનેલી અમે બન્નેએ સંસારમાં આવા પ્રકારની વિટંબનાના કારણથી અત્યારસુધી સ્વચ્છંદાચારી પતિની સાથે પાણિગ્રહણ નહોતું કર્યું. તે છતાં પૂર્વકર્મના પરિપાકથી હમણાં તમને અમે પરણ્યા અને અમારું સંસારસુખ, શીલ બધું ત્યારથી એક સાથે ચાલ્યું ગયું. પુરુષ અને સ્ત્રીનો પરસ્પરનો યોગ જો સ્વાધીન હોય, તો જ તે દંપતીને કામસંબંધી સુખ રહે છે. નહિતર દિવસ–રાત્રીના યોગની જેમ કેવલ વિડંબનારૂપ તે રહે છે. વળી હે સ્વામી! પહેલાં તમે શ્રીઋષભદેવસ્વામીની સમક્ષ મારું કહેલું બરાબર રીતે કરવાની હા પાડી છે, અને જે કબૂલાત આપી છે, તેની એક વખત પરીક્ષા કરવાને માટે મેં તમારી પાસે આ યાચના કરી. એટલામાં તો આવા ન્હાના કામમાં તમે ક્રોધને આધીન બન્યા. હા! હું તો શીલથી તથા સુખથી એમ બન્ને રીતે ભ્રષ્ટ થઇ. હવે તો ચિતાના અગ્નિમાં પડીને મરવું એ જ મારે કલ્યાણકર છે.'

ઉર્વશીનાં આ કથનને સાંભળીને તે વિષેના વિચારમાં મગ્ન મનવાળો સૂર્યયશા રાજા પોતાનાં વચનને યાદ કરતો તેને સ્પષ્ટપણે આ પ્રમાણે કહેવા લાગ્યો; 'હે માનિની! મારા પિતામહે જે ફરમાવ્યું છે, અને મારા પિતાએ જે આચર્યું છે, તેને હું તેઓનો પુત્ર થઈને કઈ રીતે લોપું? માટે પર્વની આરાધનાનો હું નાશ કેમ કરું? હે હરિણાક્ષી! સુવર્ણસમૂહને, આ સમગ્ર પૃથ્વીને, હાથીઓ તથા ઘોડાઓને તું ગ્રહણ કર! હે ગજગામિની! મારો સમસ્ત ભંડાર તું પોતે ગ્રહણ કર! પણ હે કૃશાંગી! જે કરવામાં મારું કલ્યાણ નથી કે ધર્મ નથી, તે વસ્તુને હે શુભમુખી! તું મારી પાસે ન કરાવ!' સૂર્યયશાનાં આ વચનોને સાંભળીને કાંઇક હસીને ત્યારબાદ કોમલ વાણીથી તે બોલી: 'હે રાજન્! તમારા જેવાઓ માટે તો સત્ય બોલવું એ મોટું વ્રત છે. જે પાપી આત્માએ

પોતે અંગીકાર કરેલાનો નાશ કર્યો છે, તે અપવિત્ર છે. તેવાના ભારથી પૃથ્વી અતિશય ખેદને પામે છે. હે નાથ ! તમારાથી આટલું પણ થઇ શકતું નથી, તો રાજ્ય આપવાનું કઈ રીતે બની શકશે ? હે પૃથ્વીમંડન ! તમારા માટે મેં મારા પિતાનાં વિદ્યાધરનાં ઐશ્વર્યને પણ ન ગણકાર્યું, તો આજે આ રાજ્યાદિકને હું શું કરું ? જ્યાં મારી સ્વતંત્રતા ન રહેતી હોય તે સંપત્તિથી મારે શું ? છતાં પણ જો પર્વભંગ કરવાને તમે હે રાજન્ ! ઇચ્છતા ન હો તો મારી સમક્ષ યુગાદીશ શ્રી ઋષભદેવનાં પ્રાસાદને ભાંગી નાંખો !' ઉર્વશીએ કહેલાં આ વચનોને સાંભળતાં જ તે સમયે વજ્રથી હૃદયમાં હણાયેલાની જેમ ચૈતન્ય જેનું ચાલી ગયું છે એવો તે રાજા મૂર્ચ્છિત થઇને પૃથ્વી પર ઢળી પડ્યો.

તે સમયે તરતજ મંત્રીના આદેશથી આકુલ એવા પરિજનોએ શીતલ ચંદનરસનો લેપ કરીને રાજાને ચૈતન્યયુક્ત કર્યો. એટલે ચેતનાને પામેલા અને ક્રોધથી જેનું મુખ લાલ તાંબાં જેવું થયું છે, એવા સૂર્યયશા રાજાએ સ્હામે રહેલી કાલમુખી રાત્રી જેવી તે ઉર્વશીને ઉદ્દેશીને કહ્યું; 'રે અધમ ! તારો આચાર મારી સમક્ષ તારી આ વાણી દ્વારા તારા કુલની અધમતાને જણાવે છે; કારણ કે, "જેવું ભોજન તેવો ઓડકાર હોય છે." તું વિદ્યાધરની પુત્રી નથી, પણ ચાંડાલની પુત્રી છો. મેં મણિના ભ્રમથી કાચના ટુકડાને ગ્રહણ કર્યો છે. જે ત્રણ લોકના નાથ અને ત્રણ લોકના લોકોથી પૂજિત છે, એવા પ્રભુના પર્વનો અને પ્રાસાદનો કોણ ભંગ કરે ? હે ભામિની ! તો પણ વચનથી બંધાયેલા મને ઋણમુક્ત કરવાને તું મારી પાસે ધર્મના લોપ સિવાય જે કાંઇ માંગવું હોય તે માંગી લે, મારાં આ રાજ્ય, અશ્વો, હાથીઓ, રત્નો વગેરે સર્વે ચાલ્યા જાઓ, હે પ્રિયે ! કદાચ પ્રાણનો પણ નાશ થાય છતાં હું પર્વની આરાધનાને તો નહિ મૂકું. અને પર્વની વિરાધના કદિ નહિ કરું' એટલે આ સાંભળતાં હસીને ઉર્વશીએ રાજાને કહ્યું; 'હે નાથ ! આ નહિ, આ નહિ, એમ કહીને તમે તમારાં વચનને પાછું ઠેલો છો, જો આ પણ કરવાને તૈયાર ન હો, અને તમે તમારાં અંગીકાર કરેલાં વચનને પાળવા ઈચ્છતા હો, તો તમે તમારા પુત્રનું માથું છેદીને મને જલ્દી આપો.' જવાબમાં રાજાએ વિચાર કરીને કહ્યું; 'રે સુલોચના ! પુત્ર પણ મારો છે, તો પુત્ર કરતાં હું તને મારું શિર છેદીને હાથમાં સોંપું છું' આમ કહીને ચતુર એવો તે રાજા જેટલામાં પોતાના હાથે પોતાનાં મસ્તકને છેદવા માટે શૌર્યપૂર્વક તલવારને મ્યાનમાંથી બહાર કાઢે છે, તેટલામાં તો ઉર્વશીએ રાજાની તલવારની તીક્ષ્ણ ધારને બાંધી લીધી. પણ સર્વરીતે તેનો ઉદય કરનારી રાજાના સત્ત્વની ધારા તે ન બાંધી શકી.

તલવારના બંધનથી વિલખો થયેલો સૂર્યયશા રાજા, તે સમયે પોતાના કંઠરૂપ નાલને છેદવા માટે નવાં-નવાં ખડ્ગોને ગ્રહણ કરે છે. આ રીતે પોતાનાં સત્ત્વથી રાજા સ્હેજ પણ જ્યારે ડગતો નથી, તે અવસરે તે બન્ને-ઉર્વશી તથા રંભા-અપ્સરાઓ પોતાનાં મૂલસ્વરૂપને પ્રગટ કરીને 'જય પામો જય પામો' એ પ્રમાણે સૂર્યયશારાજાને

વધાવવાપૂર્વક આ પ્રમાણે કહેવા લાગી· ' વૃષભદેવસ્વામીના કુલમાં ચંદ્ર સમાન તમે જય પામો ! હે સત્ત્વવાન પુરુષોમાં શ્રેષ્ઠ તમે જય પામો ! હે ભરતચક્રવર્તીના પુત્ર તમે ચિરકાલ જય પામો ! અહો તમારું સત્ત્વ, અહો તમારું ધૈર્ય, અહો તમારા મનનો નિશ્ચય ખરેખર અદ્વિતીય છે. જે કારણે પોતાનો ઘાત કરવા તમે સજ્જ થયા, પણ પોતાનું વ્રત કદેજ પણ ન ત્યજ્યું. હે રાજા ! દેવલોકમાં દેવતાઓની સમક્ષ ઇંદ્રમહારાજે તમારા અતુલ એવા સત્ત્વના માહાત્મ્યની વિશેષ રીતે પ્રશંસા કરી હતી. તે સાંભળીને અહિં આવી, અમે બન્નેએ નદીઓથી મેરુની જેમ તમને તમારા સત્ત્વયુક્ત નિશ્ચયથી ડગાવવા માટે આ બધો પ્રયત્ન આરંભ્યો. પણ જો સમુદ્ર મર્યાદા મૂકે, પવન જો બંધાય અને મેરુ જો ચલિત થાય, તો તમારા સત્ત્વનો કદાચ નિર્ણય પામી શકાય. હે જગત્પ્રભુ શ્રીઋષભદેવસ્વામીના કુલનાં આભૂષણ ! હે વીર અને ધીર ! તમારાથી આ પૃથ્વી ખરેખર અમૃતના સ્થાનરૂપ ' રત્નપ્રસવા ' એવું નામ ધારણ કરે છે. ' આ પ્રમાણે તે બન્ને દેવાંગનાઓ સૂર્યયશા રાજાની સ્તુતિ કરતી હતી, તેવામાં હર્ષથી પુષ્પોની વૃષ્ટિને કરતા અને આનંદના ઉત્કર્ષથી જય-જય શબ્દને કહેતાં ઇંદ્ર મહારાજા સ્વયં ત્યાં આવ્યા. તેમણે ભ્રષ્ટ પ્રતિજ્ઞાવાળી ઉર્વશીની સ્હામે ઉપહાસપૂર્વક જોયું. એ અવસરે રોમરાજી જેની વિકસ્વર બની છે, એવી ઉર્વશીએ સૂર્યયશા રાજાના ગુણોને ઇંદ્રની સમક્ષ વર્ણવ્યાં. શક્ર ઇંદ્ર પણ તે સૂર્યયશા રાજાને મુકુટ, બે કુંડલો, બે બાહુભૂષણો, અને હાર આપીને તથા સ્તુતિ કરીને પોતાના દેવપરિવારની સાથે ત્યારબાદ દેવલોકમાં ગયા.

અન્યાયરૂપ અંધકારનો નાશ કરનાર અને શત્રુઓરૂપ તારાઓને ધારણ કરવાને સમર્થ, તેમ જ સત્ય પ્રતિજ્ઞાવાળા તે સૂર્યયશા રાજા પોતાની પૃથ્વીનું પાલન કરતા હતા. ભરતચક્રવર્તીની જેમ તે રાજા પૃથ્વીને શ્રી જિનમંદિરોથી અલંકૃત કરીને તથા શ્રી સંઘયાત્રા કરી પોતાનાં જન્મને પવિત્ર કરતો હતો. પર્વારાધના દ્વારા પ્રાપ્ત થતાં સુખ જેણે અનુભવેલ છે, એવો તે રાજા ચતુર્દશી તથા અષ્ટમી પર્વને શ્રી યુગાદીશ ભગવાન ઋષભદેવસ્વામીના ચરણકમલની જેમ નિત્ય આરાધતો હતો. તે જ્ઞાન, દર્શન તથા ચારિત્રને ધારણ કરનારા શ્રાવકોને ઓળખી, ઓળખીને ભક્તિપૂર્વક પોતાના આવાસમાં જમાડતો હતો. ભરત મહારાજાએ જેમ કાકિણી રત્નની રેખાઓથી વ્રતધારી શ્રાવકોને અંકિત કર્યા હતા. તે રીતે સૂર્યયશાએ સુવર્ણના ઉપવીત-કંદોરાથી શ્રાવકોને અંકિત કર્યા. તે પછીના મહાયશા આદિ રાજાઓએ રૂપાના ઉપવીતથી, તે પછી કેટલાક રાજાઓએ પટ્ટસૂત્રથી અને છેવટે બીજા રાજાઓએ સૂત્ર-સૂતરથી સાધર્મિક બંધુઓને અંકિત કર્યા. સૂર્યયશાને ઉદારચરિત્રવાળા, પરાક્રમી એવા મહાયશા આદિ સવા લાખ કુમારો હતા. જેમ ઋષભદેવસ્વામીથી ઇક્ષ્વાકુ વંશની ઉત્પતિ થઇ તે રીતે સૂર્યયશા રાજાથી આ પૃથ્વી પર સૂર્યવંશ પ્રસિદ્ધ થયો. એક અવસરે સૂર્યયશા ભરત ચક્રવર્તીની જેમ આરિસાભવનમાં રત્નમય દર્પણમાં પોતાના રૂપને જોતાં, સંસારની અસારતાને ચિંતવતા

કેવલજ્ઞાનને પામ્યા. મુનિવેશને ધારણ કરી મુનીશ્વર એવા તેઓ વિહાર કરતા, ભવ્યજીવોને પ્રતિબોધ આપતા ક્રમશઃ શેષ અઘાતી કર્મરૂપ રોગ પર વિજય પ્રાપ્ત કરીને મુક્તિનાં શાશ્વત સુખનાં સ્વામી બન્યા. આ રીતે ભરતના પુત્ર સૂર્યયશા, તેમના પુત્ર મહાયશા, તેમના અતિબલ, તેમના બલભદ્ર, તેમના બલવીર્ય, તેમના કીર્તિવીર્ય, તેમના જલવીર્ય અને તેમના પુત્ર દંડવીર્ય આઠમી પેઢીએ થયા. આ આઠ રાજાઓ સુધી ભરતેશ્વરની રાજ્ય–પુત્રપરંપરામાં સાધર્મિક બંધુઓની પૂજા–ભક્તિ ચાલી. આ આઠે ય રાજાઓ આરિસા ભવનમાં રત્નમય આરિસામાં પોતાનાં રૂપને જોતાં, કેવળજ્ઞાન પામીને મોક્ષને પામ્યા છે. આ રાજાઓએ અર્ધ ભરતક્ષેત્ર પર રાજ્ય કર્યું છે. તેમ જ તેઓએ શક્ર ઈંદ્રે પૂર્વે ભગવાન ઋષભદેવ સ્વામીનાં મસ્તક પર મૂકેલો મુકુટ પોતાનાં મસ્તક પર ધારણ કર્યો હતો. ત્યારપછીના ભરતની પાટ પર થયેલા રાજાઓ તે મુકુટ પ્રમાણમાં મોટો હોવાથી ધારણ કરવાને શક્તિમાન ન થયા; કારણ કે હાથીનો ભાર હાથીઓ જ ઉપાડી શકે. બીજાઓ તેને ઉપાડવાને માટે સમર્થ નહોય. ભરતેશ્વર પછી તેઓની પુત્રપરંપરામાં શ્રી અજિતનાથ ભગવાન સુધીના બધા ભરતવંશના રાજાઓ મોક્ષમાં તથા અનુત્તર દેવલોકમાં ગયા છે. અને તે બધા ભરતવંશમાં થયેલા રાજાઓ સંઘપતિ થયા છે. તે સર્વ રાજાઓએ શ્રી જિનપ્રાસાદો કરાવ્યાં છે, તીર્થોદ્ધારો કર્યાં છે અને તે સઘળાએ અખંડ પ્રતાપ તથા ઐશ્વર્યથી શોભતા હતા.

જે આત્મા સૂર્યયશા રાજાની જેમ શ્રી સર્વજ્ઞ ભગવંતે કહેલા ધર્મની આરાધનાથી એક અંશ માત્ર પણ ચલિત થતો નથી તે ઉત્કૃષ્ટ ઋદ્ધિને પ્રાપ્ત કરે છે.

આ પ્રમાણે ક્રોડો શાખાઓમાં લક્ષ્મીના ઉદયવાળો, કીર્તિના આધાર અને નિર્મલ ચારિત્રવાળા પુત્રપરિવારરૂપ મોતીઓના આવાસભૂત, ત્રિભુવન ગુરુ ભગવાન શ્રી ઋષભદેવ સ્વામીનો વંશ કે જે ત્રણ લોકના આત્માઓને માટે સુંદર પ્રકારનાં આલંબનરૂપ છે, તે મહાન વંશ મોક્ષરૂપ લક્ષ્મીનાં સુખનો વિલાસ કરાવવા દ્વારા સર્વને અત્યંત આનંદરૂપ બનો!

[ આ પ્રમાણે આચાર્ય શ્રી ધનેશ્વરસૂરિરચિત શ્રી શત્રુંજય માહાત્મ્યનો 'શ્રી ઋષભદેવ સ્વામી અને શ્રી ભરતચક્રવર્તીના નિર્વાણ, અષ્ટાપદ તીર્થનો ઉદ્ધાર તથા શ્રી સૂર્યયશાનુ ચરિત્ર' ના વર્ણનરૂપ છઠ્ઠા સર્ગનો ગૂર્જરાનુવાદ પૂર્ણ થયો. ]



# સર્ગ સાતમો

શ્રી ઋષભદેવસ્વામીના સો પુત્રોમાં દ્રવિડ નામનો એક પુત્ર હતો. તેનાં નામથી ઘણાં ધાન્યની ઉત્પત્તિવાળો દ્રવિડ દેશ પ્રખ્યાત થયો. દ્રવિડ રાજાને દ્રાવિડ અને વાલિખિલ્લ નામના બે પુત્રો હતા. તેઓ વિનીત અને પરસ્પર સ્નેહ યુક્ત તથા યશ અને લક્ષ્મીના સ્થાનરૂપ હતા. નિર્મલ ભાવનાવાળા દ્રવિડ રાજાએ જે સમયે ભગવાન શ્રી ઋષભદેવસ્વામી પાસે દીક્ષા ગ્રહણ કરી, ત્યારે તેણે દ્રાવિડને મિથિલાનું રાજ્ય આપ્યું. અને 'આ બન્ને ભાઇઓને એક રાજ્યના કારણે પરસ્પર વેર-વૈમનસ્ય ન થાઓ' આમ સમજીને દ્રવિડ-રાજાએ વાલિખિલ્લને ઉત્તમ એવા એક લાખ ગામો આપ્યા. આ રીતે બન્નેની ઉચિત વ્યવસ્થા કરી દ્રવિડરાજાએ દીક્ષા ગ્રહણ કરી. ત્યારબાદ ક્રમશઃ કીર્તિ તથા લક્ષ્મીથી વૃદ્ધિને પામતા પોતાના ન્હાના ભાઇ વાલિખિલ્લને જોઇને દ્રાવિડ તેના પર કાંઇક અસૂયા રાખવા લાગ્યો. વાલિખિલ્લ પણ પોતાના મોટા ભાઈને પોતાના ઉપર ક્રુદ્ધ જાણીને ન્યાયવર્જિત એવો તે દ્રાવિડનાં રાજ્યને લેવા માટે લુબ્ધ થયો. દુઃખના ભાજનરૂપ એવા લોભને ધિક્કાર હો! લોભથી ઘેરાયેલો આત્મા, ભૂત-ગ્રહથી વ્યાપ્ત થએલાની જેમ ખરેખર પોતાના પિતા, માતા, બંધુ, મિત્ર, ભાર્યા, પુત્ર તેમજ ગુરુજનની અવજ્ઞા કરે છે. પરસ્પર અત્યંત દ્વેષવાળા અને પ્રીતિ રહિત એવા તે બન્ને પોતાનાં મનમાં વિષથી મિશ્રિત દૂધની જેમ અવિશ્વા-સથી રહેતા હતા. અને આમ કેટલોક કાલ ગયા બાદ દુર્જનોનાં વચનોથી પ્રેરાયેલા તથા જુદા મનવાળા તે બન્ને એક-બીજાની પ્રત્યે અવિશ્વાસના કારણે છલની શંકા કરવા લાગ્યા.

એકદા પોતાના નગરમાં આવાસ કરીને રહેલા વાલિખિલ્લને દ્રાવિડે અનેક અનર્થ-રૂપ દાવાનલને ઉત્પન્ન કરનારું એવું આ પ્રમાણેનું વચન કહ્યું; 'અનુજ વાલિખિલ્લ! તારે આજથી મારું નગર છોડી દેવું. અને તારા પોતાનાં સ્થાનમાં રહેવું.' પોતાના વડિલભાઇનું આ વચન સાંભળીને ક્રોધરૂપી મહાયોદ્ધાથી જાણે રૂંધાઇ ગયો હોય, તે રીતે હૃદયમાં શલ્યને રાખતો તે વાલિખિલ્લ તત્કાલ પોતાના નગરમાં ચાલ્યો ગયો. ત્યાં ગયા બાદ તેણે અભિમાનથી પોતાના સૈનિકોને, તથા ગામ અને દેશના નાયકોને ભેગા કરીને મોટાભાઈ દ્રાવિડની સ્હામે યુદ્ધ કરવાની તૈયારી કરી. ન્હાનો ભાઇ વાલિખિલ્લ યુદ્ધ કરવાને આવી રહ્યો છે, એ સાંભળી, દ્રાવિડરાજા પણ અત્યંત ઉત્સાહવાળો બનીને યુદ્ધને માટે સત્વર ભંભા-યુદ્ધભેરીને આડંબરપૂર્વક વગડાવતો હતો. એ રીતે હાથી, ઘોડા, રથ, પાયદળ વગેરેના મોટા પરિવારથી પરિવરેલા દ્રાવિડે વિશાલ પૃથ્વીને પણ જાણે સાંકડી કરતો હોય, તેમ યુદ્ધ માટે પ્રયાણ કર્યું. દ્રાવિડનાં પ્રયાણથી પૃથ્વી પણ એટલી બધી કંપી ગઈ, કે

આજે પણ એ તેનું સ્મરણ કરીને ઉપદ્રવની શંકાથી જાણે કોઈ કોઈ વખતે [1]કંપે છે. દ્રાવિડનાં સૈન્યના ભારથી તે અવસરે સમુદ્રો એટલા બધા મર્યાદા મૂકીને ઉછળ્યા કે, આજે પણ તે હંમેશા ભરતીરૂપે ઉછલ્યા કરે છે. સૈન્યના ચાલવાથી ઊડેલી ધૂળ [2]નિગોદના ગોળાઓની જેમ આકાશ તથા પૃથ્વીમાં ચોમેર વ્યાપી ગઈ. ઘોડેસ્વારોએ લગામથી ખેંચીને પકડી રાખેલા હોવા છતાં તે વખતે ઘોડાઓ, ગુરુના ઉપદેશને પામવા છતાં જેમ સ્વેચ્છાચારી જડપુરુષો કુમાર્ગથી રોકાય નહિ, તેમ અંકુશમાં આવતા ન હતા. એટલે તે ઘોડાઓ ઊભા રહેતા ન હતા. આ રીતે પૃથ્વીતલને ઘેરી લેતો, સાગરોને ક્ષોભ પમાડતો, દિગ્ગજોને અત્યંત દોષિત કરતો દ્રાવિડ સેનાથી પરિવરેલો આગળ ચાલ્યો. પોતાના પ્રદેશના સીમાડે આવતા દ્રાવિડ રાજાને સાંભળીને વાલિખિલ્લ પણ સૈન્યોથી પરિવરેલો વેગપૂર્વક તેની સ્હામે ચાલ્યો. પરસ્પર યુદ્ધના અભિલાષી તે બન્ને રાજાઓ પોત-પોતાના સૈન્યની વચ્ચે પાંચ-પાંચ યોજનનું અંતર રાખીને તેઓ પોતાના પડાવો નાંખતા હતા. આ અવસરે પોત-પોતાના રાજાઓને પૂછ્યા વિના એ બન્ને સેનાઓમાં રહેલા મુખ્ય પુરુષોએ સંધિ કરવાને માટે સ્હામ-સ્હામા દૂતો મોકલ્યા. પણ દ્રાવિડ તથા વાલિખિલ્લ તે દૂતોનાં સામ, દામ તથા ભેદ નીતિયુક્ત વાક્યોથી સંતોષ પામ્યા નહિ. કેવળ યુદ્ધ કરવાનો નિર્ણય કરીને યુદ્ધના પ્રારંભ દિવસની ઉત્સુકતાપૂર્વક તેઓ રાહ જોવા લાગ્યા. વાલિખિલ્લે દ્રાવિડ રાજાના કેટલાક સૈનિકોને દ્રવ્યદાન આપીને પોતાને આધીન કર્યા, કારણ કે, દ્રવ્યદાન એ સર્વને વશ કરે છે. બન્ને સૈન્યોમાં તે સમયે દશ ક્રોડ પાયદળ, દશ લાખ રથો, દશ લાખ હાથીઓ, પચાશ લાખ ઘોડાઓ તથા સંખ્યાબંધ રાજાઓ હતા. આ પ્રમાણે બન્ને સૈન્યોની સમાનતા ખરેખર ત્રણ લોકમાં ભયને કરનારી થઈ. ત્યારબાદ યુદ્ધનો દિવસ જ્યારે આવ્યો, એટલે સારા કુલમાં ઉત્પન્ન થયેલા, રોમાંચરૂપ કંચુકને ધારણ કરનારા, પ્રચંડ ભુજાબલથી મંડિત સર્વ પ્રકારની શસ્ત્રવિદ્યામાં અભ્યાસવાળા, યુદ્ધમાં દૃઢ બુદ્ધિ યુક્ત, કબાટ જેવી વિશાલ છાતીને ધારણ કરનારા, પોતાના સિંહનાદથી દિગ્ગજોને ત્રાસ આપનારા, ઉદાર, સ્વામીભક્ત, અનેક મહાયુદ્ધો જેઓએ કર્યાં છે તેવા પરાક્રમી, દેહને વિષે મમત્વ વિનાના પણ કેવળ યશમાં જેઓને લોભ છે, એટલા જ માટે જેઓને પોતાનાં ઘર વિષે ઉત્સુકતા નથી, પણ રણમાં ઉત્સુકતા રહેલી છે. આવા બન્ને સૈન્યોના સૈનિકો ક્ષણે ક્ષણે વાગી રહેલા વાંજિત્રોના નાદથી ઉલ્લાસ પામતી વીરતાને ધારણ કરતા અને પોતાના પરાક્રમથી જગતને તૃણ સમાન ગણતા યુદ્ધભૂમિ તરફ ચાલવા લાગ્યા. તે રીતે સાત પ્રકારે મદ જેઓને ઝરી રહ્યો છે એવા તેમજ સર્વ લક્ષણોથી લક્ષિત, મહાસૂંઢરૂપ દંડને ઉછાળનારા, ઉચ્ચ સ્વરે ગર્જનાને કરતા તથા તીક્ષ્ણ અગ્ર ભાગવાળા દાંતરૂપ મુશલોથી શત્રુઓનો નાશ કરવામાં કુશલ હાથીઓ પણ યોદ્ધાઓની સાથે આગળ

---

૧ ધરતીકંપ જે થાય છે, તેની કવિ આ સ્થાને ઉત્પ્રેક્ષા કરે છે. ૨ જૈન સિદ્ધાંત પ્રમાણે નિગોદના અસંખ્યાતા ગોળાઓ ચૌદ રાજલોકમાં વ્યાપીને રહેલા છે, તેની અહિં ઉપમા આપી છે.

ચાલવા લાગ્યા. ત્યારબાદ તરંગ જેવા ચપલ, ઊંચા, સરળ, વિશાલ સ્કંધવાળા, પોતાના અંગ પર લાગતા પવન પર પણ દ્વેષ કરતા, ત્વરાવાળા, તેજસ્વી, પ્રત્યેક અંગ પર પ્રગટ છે અનેક શ્રેષ્ઠ સુલક્ષણો જેમને, શુદ્ધ જાતમાં ઉત્પન્ન થએલા એવા ઘોડાઓ પણ વેગથી આગળ ચાલવા લાગ્યા. તે રીતે ઘોડાઓની પાછળ સ્વામી યુક્ત પૃથ્વીના મસ્તક પર ગાજતા ચક્રો-પૈડાઓ દ્વારા જાણે સેંથો ભરતાં હોય એવા; સુવર્ણના બાણોથી સુરક્ષિત, દોડતા ઘોડાઓ જેને ખેંચી રહ્યા છે, અને જાણે ચાલતાં ઘરો હોય તેવા, દૃઢ અને બખ્તરને ધારણ કરનારા મહાયોદ્ધાઓ જેમાં બેઠા છે; આવા રથો યુદ્ધભૂમિ તરફ ચાલતા હતા.

યુદ્ધભૂમિમાં આ પ્રમાણે સૈન્યો ભેગા થયા એટલે પોત-પોતાના સૈનિકોને યુદ્ધ માટે પ્રેરણા આપવાને માટે બન્ને સૈન્યોના છડીદાર પુરુષો સૈન્યોની આગળ ચાલવા લાગ્યા, અને આ મુજબ કહેતા હતા; 'હે વીર પુરુષો ! તમે રણમાં શૂર છો, આપણા સ્વામી અમારા દ્વારા તમને આદેશ આપે છે કે, "આજે યુદ્ધમાં તમે જયલક્ષ્મીને પ્રાપ્ત કરી લાવો ! પૂર્ણ પરાક્રમથી શોભતા, અને અનેક ગુણોથી યુક્ત તથા સારા કુલમાં ઉત્પન્ન થયેલા તમે બધા જરૂર વિજયલક્ષ્મીને ધારણ કરશો, એમ હું જાણું છું; માટે તમે બધા હવે યુદ્ધભૂમિ પર દુશ્મનોની સાથે લડવામાં એવી પ્રવીણતા બતાવો કે જેથી તમારું શ્રેષ્ઠ કુલ, તમારા સ્વામી, અને તમારી વીરતા લજ્જા ન પામે." આ મુજબ પોત-પોતાનાં સ્વામીનાં વચનોને છડીદારોનાં મુખેથી સાંભળીને બન્ને સૈન્યોના સુભટો યુદ્ધને માટે અત્યંત ઉત્સુક બન્યા. આ અવસરે ક્ષુબ્ધ થયેલા સાગરની જેમ કેટલાકો ગર્જના કરવા લાગ્યા. કોઈ મહાપરાક્રમી યોદ્ધાઓ ઉત્સાહમાં આવી જઈને પોતાની ભુજાઓ પર એવી રીતે હાથો પછાડવા લાગ્યા કે જાણે જીર્ણ વાસણની જેમ તેના ઘાતથી આકાશ-પૃથ્વી ફાટી જતી હોય તેમ જણાવવા લાગ્યું, કેટલાક તેજસ્વી સુભટો કોપરૂપી અગ્નિના ખીલા જેવા અનેક પ્રકારના શસ્ત્રોને ઉછાળવા લાગ્યા, કે જેથી દેવલોકમાં રહેલા દેવતાઓને પણ તેઓ ભયરૂપ બન્યા. તે વેળા કોઇ બખ્તરવાળા ઘોડાઓ ઉપર, કોઈ હાથીઓ ઉપર, કોઈ રથો ઉપર, કોઇ ખચ્ચરો ઉપર, અને કોઇ સુભટો ઊંટો ઉપર ચઢવા લાગ્યા. કેટલાક સ્વયં નિર્બળ છતાં બલવાન બનીને આગળ ચાલ્યા. તેમજ કેટલાકો શરીરની સ્ફૂર્તિપૂર્વક સજ્જ બનીને સૈન્યમાં યુદ્ધ કરતા સુભટોની રક્ષા કરવા માટે ચાલતા હતા. ધનુર્ધારી સુભટો ત્યાં પોતાનાં ધનુષ્યના ટંકારોથી શત્રુઓને શબ્દ રહિત કરતા, અને ઘડીમાં ઊંચા થતા, ઘડીમાં નીચા થતા ચોમેર ચાલવા લાગ્યા. તે અવસરે બન્ને સૈનિકોની સેનાએ આ પૃથ્વીને એવી રીતે ભરી દીધી કે, એક તલ પણ ત્યાં પડ્યો હોય તો તે કોઇ સ્થાને સમાઇ શકે તેમ ન રહ્યું. અશ્વોએ ત્યાં ખરેખર વિશ્વમાં ફેલાવાદ્વારા પોતાનું નામ સફળ કર્યું, તેમજ તે વેળા તેની પાછળ ચાલવાવાળા રથો ત્યાં ચોમેર ફેલાઈ ગયા. અંકુશના ઘાતથી રોષપૂર્વક લાલ નેત્ર તથા મુખવાળા બખ્તર-

ધારી હાથીઓ જાણે પાંખવાળા પર્વતો હોય, તે રીતે ચાલતા હતા. તે સમયે રણભૂમિ પર નિશાનડંકાના ગડ-ગડાટથી દિગ્ગજો જાણે નાશી ગયા. અને રણભેરીઓના ભાંકાર અવાજોથી જગત ભયને પામ્યું. તેમજ તાંસાઓના ત્રહત્-ત્રહત્ કોલાહલોથી આદિ [1]વરાહના ટોળાઓ ધીરતાને મૂકીને ત્રાસ પામ્યા. તે સમયે રણવાજિંત્રો વાગવા માંડ્યાં જેથી રણ કરવામાં અત્યંત ઇચ્છા રાખનારા સુભટોનાં હૃદયો દરેક પ્રકારે ઉલ્લાસને પામ્યા. રણભેરીઓનો નાદરૂપ અપૂર્વ સાગર તે વેળા એવી રીતે પ્રકટ થયો કે તેણે પૃથ્વી અને આકાશની મર્યાદાને ત્યજી દીધી. આ પ્રસંગે વીરપુરુષો વિશેષપણે વીરતાને ધારણ કરવા લાગ્યા. જ્યારે કાયરો કાયરતા યુક્ત બન્યા અને ઘોડાઓ ચપલતાને પામ્યા. બન્ને સૈન્યોના પાદાઘાતોથી અને નિશાન ડંકાઓના અવાજોથી આકાશ-પૃથ્વી જાણે ત્રુટત્-ત્રુટત્ શબ્દો કરવા લાગ્યા. વિશાલ સૈન્યના ચાલવાથી પૃથ્વી ચગદાઇને ધૂળરૂપ બની, અને સૈન્યોથી ઘેરાયેલી તે એક-બીજાની સન્મુખ પડવા લાગી પણ ઘોડા વગેરેના ફૂત્કારોથી ઊડીને તે ધૂળ આકાશમાં ગઇ, અને ત્યાં પણ તે માતી નહિ હોવાથી છેવટે લોકોની આંખોમાં તે પડતી હતી.

હવે યુદ્ધભૂમિ પર ઘોર સંગ્રામનો પ્રારંભ થવા લાગ્યો, એટલે પોત-પોતાના ગોત્ર તથા સ્વામીના પરાક્રમોનું વર્ણન કરવામાં તત્પર એવા આગળ રહેલા વીર સુભટો સ્હામ-સ્હામા બાણોને ફેંકતા હતા. સર્વ પ્રકારના વાજિંત્રોના શબ્દોની સાથે દરેક પ્રકારની તૈયારીપૂર્વક બન્ને સૈન્યોના સૈનિકો સર્વ રીતે ઉત્સાહથી એક-બીજાની સ્હામે આવી ગયા. વડવાનલની જેમ ત્યાં હાથીઓની સામે હાથીઓ, પાયદળોની સ્હામે પાયદળો, રથોની સામે રથો ત્યાં યુદ્ધ કરતા હતા. તે વેળા કોઈ ઘોડેસ્વારે હાથી ઉપર રહેલા કોઈ સૈનિકને વ્યાકુળ મનવાળો જોઇને વેગવાળા ઘોડાની સાથે ત્યાં જઇને હાથીના દાંત પર ઘોડાને ભીડાવ્યો, અને એકદમ ત્વરાથી તરવારને હાથમાં લઇને તે સુભટ વીરવૃક્ષ-કણેરનાં વૃક્ષ પર રહેલા ફૂલની જેમ શત્રુનાં મસ્તકને કાપીને વારંવાર નાચતો હતો. કોઇ ખડ્ગધારી સુભટ બાણોથી વ્યાકુળ બનીને અવાજ કરતો અને ઢાલને ધરતો તે પાંજરામાં રહેલા પોપટની જેમ જણાતો હતો. કોઈ ખડ્ગધારી સુભટે પોતાના ઉપર પડતા બાણોના ઘાને ગણકાર્યા વિના સ્હામા ધનુર્ધારી શત્રુને:કમલનાલની જેમ પોતાના સ્વામીનાં દેખતાં જ કાપી નાંખ્યો. કોઇ શસ્ત્રરહિત સુભટ હાથીનાં મુખ પર રહેલા દાંતોને ખેંચીને શત્રુનો નાશ કરવા દ્વારા પોતાના સ્વામીની કૃપાના ઋણથી મુક્ત બન્યો. કોઇ વીર, દુશ્મનનાં શરીરમાંથી નીકળી રહેલા લોહીના બિંદુઓ પોતાના શરીર પર પડતા હોવાથી, જાણે સંગ્રામલક્ષ્મીના રાગની છટારૂપ શોભાને ધારણ કરતો હતો. કોઇ સુભટ શત્રુઓનાં શરીરના માંસથી, ગીધ, શિયાળ, વેતાલ, શાકિની, પ્રેત અને રાક્ષસોને અનેક રીતે લોભાવતો હતો. આવું ઘોર યુદ્ધ ચાલતાં તે યુદ્ધભૂમિ પર સ્થલ હોવા છતાં પણ ઘોડાપૂર ઉછળતા અને દોડતા કલ્લોલોવાળો

[1] લોક વ્યવહારમાં એવી કલ્પના કરવામાં આવી છે કે, પૃથ્વીને ધારણ કરનાર આદિ વરાહો છે.

અને હાથીઓરૂપ પર્વતોવાળો લોહીનો મહાસાગર થયો. આ પ્રમાણે સાત મહિના સુધી અતિઘોર સંગ્રામ ચાલ્યો, અને તેમાં બન્ને સૈન્યોના મળીને દશ ક્રોડ મનુષ્યોનો નાશ થયો. ત્યારબાદ રાજાઓના બાણોને, અને હાથીઓની ગર્જનાઓને જાણે ગ્રહણ કરીને તેના જેવી ઘોર ગર્જના કરતો કાજળના જેવો શ્યામ મેઘ આકાશમાં ચઢી આવ્યો. એ અવસરે જેઓ યુદ્ધમાં ધીર અને શૂર હતા, અને કોઈ પણ વખતે યુદ્ધભૂમિમાંથી પરાઙ્મુખ બન્યા નથી, તેવા સુભટો પણ વર્ષાદ આવવાથી યુદ્ધથી પાછા હઠ્યા મુશલના જેવી ધારાઓથી પીડાયેલા, અને અન્ય કોઈ રક્ષણ વિનાના, વીર સુભટો તે સમયે પોતાના રક્ષણને માટે બખ્તરોને તથા ઢાલોને તૈયાર કરતા હતા આ સ્થિતિમાં પોતપોતાના રાજાઓની આજ્ઞાથી તે બન્ને સેનાઓ યુદ્ધથી ક્ષણમાં પાછી હઠી ત્યારબાદ ઊંચી જગ્યા પર ઘાસની ઝૂંપડીઓ કરીને તે બન્ને સેનાના સૈનિકોએ મુકામ કર્યો

વરસાદ અતિશય પ્રમાણમાં ત્યાં આવ્યો, કે જેથી પાણીના સતત વહનથી કાદવ દૂર થતાં પૃથ્વી એવી ધોવાઈ ગઈ કે જેથી દુર્વાંકુરો ફરી ત્યાં ઊગી શક્યા નહિ મેઘરૂપ-પતિના મેળાપથી પૃથ્વી જાણે રાગના ઉન્માદથી રોમાંચ અનુભવતી હોય તેમ લીલોતરીરૂપી નીલરંગી સાડી તેણે સજી લીધી વરસાદે વ્યાપક જળવડે ઊંડા ખાડા, ખીણ, નદી, દ્રહ અને તળાવોને થોડા સમયમાં ભરપૂર કરી દીધા જે વરસાદનું પાણી જળ આપનાર અને નહિ આપનાર બન્ને સ્થળો પર ફરી વળ્યું, કારણ કે, પાત્ર અથવા અપાત્રનો વિચાર જડને હોતો નથી, જેમ રાગ-દ્વેષાદિ શત્રુઓ ધર્મીને અને દુર્જનો સાધુપુરુષોને ઉપદ્રવ પમાડે, તેમ મચ્છર, ડાંસ આદિ જંતુઓ પોતાના ડંખથી સૈનિકોને પીડા કરવા લાગ્યા જેમજેમ મેઘ રાત્રે અત્યંત ગર્જવા લાગ્યો, તેમ તેમ કામદેવ વિરહી યોદ્ધાઓ પ્રત્યે કોપ કરવા માંડ્યો ગાજતા વરસાદથી સીંચાયેલો પણ તે કામદેવ, વિરહીઓના હૃદયમાં તપેલ તેલને ફૂંકવાથી જેમ તે પ્રજ્વલિત બને તેમ ખૂબ જ પ્રજ્વલિત બન્યો. કોઈ સુભટ સભાની મધ્યમાં ઘણા માણસોની વચ્ચે પોતાની પ્રિયાને યાદ કરી રોવા લાગ્યો એ અવસરે ગર્જારવ કરતા મેઘે જાણે તેનો અનુવાદ કર્યો જે સુભટો તીક્ષ્ણ શસ્ત્રોના ઘાને કોમળ કમળ જેવા ગણતા હતા, તેમને પણ કામદેવના પુષ્પસમ બાણો તે સમયે અસહ્ય નિવડ્યા નીલરંગી વાદળારૂપ કાંચળીથી સજ્જ અને ઊંચા મેઘરૂપ પયોધરવાળી અંતરીક્ષ સ્ત્રીને જોઈને યોદ્ધાઓ પોતાની તેવી જ નીલરંગી સાડી પહેરેલી અને ઉન્નત સ્તનવાળી પ્રિયતમાઓને યાદ કરવા લાગ્યા અને 'હે પ્રિયા ! વરસાદ જેમ ગાજે છે તેમ મારા વિરે કંપ વધે છે રોમાંચ સમા તૃણાંકુરોથી વ્યાપ્ત ભૂમિ કાંટાની જેમ ખૂંચે છે હે ભામિની ! આ પવનનો વંટોળ અગ્નિના જેવો જીવનને હરનારો અસહ્ય બને છે આ વર્ષાઋતુ વિદ્યુતરૂપી ખડ્ગથી મને ભયભીત કરે છે મેઘનું જળ અમને દાહ કરે છે અને કામદેવ બાણોથી પીડા કરે છે; આમ છતાં હે સારંગ ! તું સ્વાધીન બની શા માટે વૃથા કોપ કરે છે ?' આ પ્રકારે કોઈ ગુર્જર રાત્રે સ્વપ્નમાં આવેલી પોતાની પત્નીને તેના સાથે વચ્ચે

આંખમાં અશ્રુપૂર્વક ઉપાલંભ આપતો હતો. પ્રિયતમાથી વિયોગ પામેલો વિરહી યોદ્ધો પિયુ પિયુ ! એવા શબ્દો ચાતક પક્ષીના મુખથી નીકળતાં સાંભળીને પોતાની સ્ત્રીના 'પિયુ પિયુ !' વચનોને યાદ કરતો હતો. મેઘની ગર્જના થતાં સર્વવિરહી સૈનિકો આ પ્રકારની અવસ્થાને પ્રાપ્ત થયા. દૈવની ચેષ્ટાને ધિક્કાર હો !

વર્ષાઋતુ વીત્યા પછી પૃથ્વીને કમળથી શોભા આપતી શરદ ઋતુ પ્રાપ્ત થઈ. જેમ સજ્જન પુરુષોનાં ચિત્તને સન્મતિ–સદ્‌બુદ્ધિ પ્રસન્ન કરે છે, તેમ જળના સ્થાનો પ્રસન્નતાને ધારણ કરવા લાગ્યાં. જેમ ભાવરૂપ લહરીથી ઉદ્‌ભવતા સત્કર્મો શુભ ફલને આપનારાં બને છે, તેમ પવનની લહેરથી વૃદ્ધિને પામેલાં ધાન્યો આનંદ આપવા લાગ્યાં. ઉભય કુલને અજવાળતી એવી સન્મતિવાળી સ્ત્રીઓની પેઠે સરિતાઓ અંતરથી પ્રસન્ન થતી યોગ્ય માર્ગે વહવા લાગી. શરદઋતુમાં ચંદન, ચંદ્રના કિરણો, રમ્ય ચિનાઇ વસ્ત્રો તેમજ ગાયોના દૂધ અને સરિતા લોકોને સુખ કેમ ન આપે ? વર્ષા ઋતુમાં સંચિત થયેલો એવો કામજન્ય વિરહાનલ અને સૂર્યનો તાપ અત્યારે અત્યંત પ્રદિપ્ત બની વિરહી સૈનિકોનાં દેહને અતિશય દાહ દેનારો બન્યો. કર્મપંક દૂર થતાં યોગમાર્ગ વિશુદ્ધ બને તેમ પૃથ્વીનો માર્ગ કાદવ રહિત બની આ અવસરે સ્વચ્છ થયો. વીતરાગની દૃષ્ટિની જેમ દિશાઓ સર્વત્ર પ્રસન્ન થઇ. આ ઋતુમાં હાથીના મદ જેવા સુગંધી સપ્તચ્છદના વૃક્ષોએ પોતાનાં પુષ્પ રસવડે મદની સમાનતા પ્રાપ્ત કરી. જૈન ધર્મની નિર્મળતા જેવું આકાશ અતિશય સ્વચ્છ બન્યું અને કૂપના કાંઠાની પેઠે અહિં યુદ્ધભૂમિમાં આવેલા રાજાઓનાં મનનું કલુષિતપણું પણ દૂર થયું.

આ સમયે વિમળબુદ્ધિ નામના મંત્રીશ્વરે આવી પ્રણામ કરી પોતાના સ્વામી દ્રાવિડ રાજાને વિજ્ઞપ્તિ કરી; મહારાજ ! શ્રીવિલાસ નામના અહિં નજીકના વન પાસે કેટલાક તાપસો પાપની શાંતિ માટે શ્રેષ્ઠ તપસ્યા કરે છે. તેઓ જીર્ણ વલ્કલનાં વસ્ત્રો પહેરે છે, અને કંદમૂળ ફળાદિ ખાય છે. જો આપનો આદેશ હોય તો આપણે તેમને વંદન કરવા જઇએ; આ પ્રમાણે સાંભળીને દ્રાવિડ રાજા પણ મંત્રીનાં વચનોને પ્રોત્સાહન આપતો સૈન્ય સહિત ત્યાંથી નીકળીને તે તાપસો પાસે આવી પહોંચ્યો. ત્યાં એક મુખ્ય તપસ્વી તેઓના જોવામાં આવ્યા. તે તપસ્વીએ વલ્કલનાં વસ્ત્રો પહેર્યાં હતાં, તે પર્યંકાસને બેઠેલા હતા. જપમાળા ફેરવવાના ધ્યાનમાં તેઓનું મન નિમગ્ન હતું. ગંગાજીની માટીથી સર્વ અંગ પર વિલેપન કર્યું હતું. જટાના સમૂહથી શોભી રહ્યા હતા, અને તેઓએ પોતાના નેત્રરૂપ ભ્રમરને શ્રી આદિનાથ પ્રભુના ચરણકમળમાં જોડી દીધાં હતાં. અન્ય તપસ્વીઓ તથા બીજા ધર્માર્થી લોકો તેમની સેવા-ભક્તિ કરતા હતા. તેઓ યોગ્ય સમયે હાથરૂપી પાત્રમાં ફળ-ફળાદિનો આહાર કરતા હતા. સુવલ્ગુ એવું એ તાપસનું નામ જાણી દ્રાવિડ રાજાએ ભક્તિથી ભરેલા મનવડે નામ ગ્રહણપૂર્વક તેમને પ્રણામ કર્યાં. સુવલ્ગુ ઋષિએ પણ તે સમયે ધ્યાનને મૂકીને જાણે સુકૃતરૂપ સ્ત્રીઓની વેણીને ઊંચી કરતાં હોય

અને હાથીરૂપ પર્વતોવાળો લોહીનો મહાસાગર થયો. આ પ્રમાણે સાત મહિના સુધી અતિઘોર સંગ્રામ ચાલ્યો, અને તેમાં બન્ને સૈન્યોના મળીને દશ ક્રોડ મનુષ્યોનો નાશ થયો. ત્યારબાદ રાજાઓના બાણોને, અને હાથીઓની ગર્જનાઓને જાણે ગ્રહણ કરીને તેના જેવી ઘોર ગર્જના કરતો કાજળના જેવો શ્યામ મેઘ આકાશમાં ચઢી આવ્યો. એ અવસરે જેઓ યુદ્ધમાં ધીર અને શૂર હતા, અને કોઈ પણ વખતે યુદ્ધભૂમિમાંથી પરાઙ્મુખ બન્યા નથી, તેવા સુભટો પણ વર્ષાદ આવવાથી યુદ્ધથી પાછા હઠ્યા. મુશલના જેવી ધારાઓથી પીડાયેલા, અને અન્ય કોઈ રક્ષણ વિનાના, વીર સુભટો તે સમયે પોતાનાં રક્ષણને માટે બખ્તરોને તથા ઢાલોને તૈયાર કરતા હતા. આ સ્થિતિમાં પોતપોતાના રાજાઓની આજ્ઞાથી તે બન્ને સેનાઓ યુદ્ધથી ક્ષણમાં પાછી હઠી. ત્યારબાદ ઊંચી જગ્યા પર ઘાસની ઝૂંપડીઓ કરીને તે બન્ને સેનાના સૈનિકોએ મુકામ કર્યો.

વરસાદ અતિશય પ્રમાણમાં ત્યાં આવ્યો, કે જેથી પાણીના સતત વહનથી કાદવ દૂર થતાં પૃથ્વી એવી ધોવાઇ ગઇ કે જેથી દુર્વાંકુરો ફરી ત્યાં ઊગી શકયા નહિ. મેઘરૂપ-પતિના મેલાપથી પૃથ્વી જાણે રાગના ઉન્માદથી રોમાંચ અનુભવતી હોય તેમ લીલોતરીરૂપી નીલરંગી સાડી તેણે સજી લીધી. વરસાદે વ્યાપક જળવડે ઊંડા ખાડા, ખીણ, નદી, દ્રહ અને તળાવોને થોડા સમયમાં ભરપૂર કરી દીધાં. જે વરસાદનું પાણી જળ આપનાર અને નહિ આપનાર બન્ને સ્થળો પર ફરી વળ્યું; કારણ કે, પાત્ર અથવા અપાત્રનો વિચાર જડને હોતો નથી, જેમ રાગ-દ્વેષાદિ શત્રુઓ ધર્મીને અને દુર્જનો સાધુપુરુષોને ઉપદ્રવ પમાડે, તેમ મચ્છર, ડાંસ આદિ જંતુઓ પોતાના ડંખથી સૈનિકોને પીડા કરવા લાગ્યા. જેમજેમ મેઘ રાત્રે અત્યંત ગર્જવા લાગ્યો, તેમ તેમ કામદેવ વિરહી યોદ્ધાઓ પ્રત્યે કોપ કરવા માંડ્યો. ગાજતાં વરસાદથી સીંચાયેલો પણ તે કામદેવ, વિરહીઓનાં હૃદયમાં તપેલ તેલને ફૂંકવાથી જેમ તે પ્રજ્વલિત બને તેમ ખૂબ જ પ્રજ્વલિત બન્યો. કોઈ સુભટ સભાની મધ્યમા ઘણા માણસોની વચ્ચે પોતાની પ્રિયાને યાદ કરી રોવા લાગ્યો. એ અવસરે ગર્જારવ કરતા મેઘે જાણે તેનો અનુવાદ કર્યો. જે સુભટો તીક્ષ્ણ શસ્ત્રોના ઘાને કોમળ કમળ જેવા ગણતા હતા, તેમને પણ કામદેવના પુષ્પસમ બાણો તે સમયે અસહ્ય નિવડ્યા. નીલરંગી વાદળારૂપ કાંચળીથી સજ્જ અને ઊંચા મેઘરૂપ પયોધરવાળી અંતરીક્ષ-સ્થળીને જોઈને યોદ્ધાઓ પોતાની તેવી જ નીલરંગી સાડી પહેરેલી અને ઉન્નત સ્તનવાળી પ્રિયતમાઓને યાદ કરવા લાગ્યા અને 'હે પ્રિયા ! વરસાદ જેમ ગાજે છે તેમ મારા વિષે કંપ વધે છે. રોમાંચ સમા તૃણાંકુરોથી વ્યાપ્ત ભૂમિ કાંટાની જેમ ખૂંચે છે. હે ભામિની ! આ પવનનો વંટોળ અગ્નિના જેવો જીવનને હરનારો અસહ્ય બને છે. આ વર્ષાકાળ વિદ્યુતરૂપી ખડ્ગથી મને ભયભીત કરે છે, મેઘનું જળ અંગને દાહ દે છે અને કામદેવ બાણોથી પીડા દે છે; આમ છતાં હે ચંડિકા ! તું દયાહીન બની શામાટે વૃથા કોપ કરે છે ?' આ પ્રકારે કોઈ સુભટ રાત્રે સ્વપ્નાંમાં આવેલી પોતાની પત્નીને તેનાં ચરણે પડી

હીન, દરિદ્ર કંજુસ અને અતિ દુઃખ આપનારો એવો પણ બંધુ હોય તો તે ઉત્તમ છે. કારણ કે તે પોતાના બીજા જીવની જેમ છે. કદી પોતાનો ભાઈ આકરો કે અતિ ભયંકર હોય તો પણ તેની સાથે સારી રીતે રહેવું એ શ્રેષ્ઠ છે. જુઓ ! કમળ પોતાના તીવ્ર એવા પણ મિત્ર રવિનાં દર્શનથી રાજી થાય છે. ચંદ્ર અમૃતમય છે પણ તેનાં દર્શનથી તેને કદિ આનંદ થતો નથી. જે નિષ્ઠુર પુરુષો રાજ્યાદિકની પ્રાપ્તિ માટે કોપ કરી પોતાના બંધુઓને મારે છે તે પુરુષો અતિ લોલુપતાથી પોતાનાં જ અંગોને કાપીને પોતે જ ખાય છે ! હે નૃપ ! મહાલોભરૂપી પિશાચને આધીન ચિત્તવડે તેં તારી બીજી ભૂજા સમાન તારાં બાંધવ સામે યુદ્ધ શા માટે આરંભ્યું છે ? હવે રાજન્ ! તું રણમાંથી વિરામ પામ, સર્વ સૈનિકો સુખે જીવો, અને દિગ્ગજો ધરણીધર શેષનાગની સાથે વિશ્રાન્તિને પામો ! તું સદ્ધર્મ અને શ્રીયુગાદિતીર્થંકર આરાધના કરે છે, તો તેઓએ દૂર ત્યજી દીધેલી હિંસાને તું કેમ આશ્રય આપીને પાછી લાવે છે ?'

તાપસના મુખેથી આ પ્રમાણેનાં ઉપદેશને સાંભળીને દયાથી આર્દ્રહૃદયવાળો રાજા ધર્મથી વ્યાપ્ત પોતાના આત્માના સમભાવને વ્યક્ત કરનારી વાણીમાં આ પ્રમાણે બોલ્યો : 'હે મહાત્મન્ ! ભરત ચક્રવર્તી, આદિત્યયશા તથા બાહુબલિ આદિ ભગવાન શ્રીઋષભદેવસ્વામીના પુત્રો પણ કારણને વશ થઈ પરસ્પર યુદ્ધ માટે રણમાં આવ્યા હતા. તેઓએ પણ યુદ્ધમાં હાથી, ઘોડા, મનુષ્યો, પાડા, ઇત્યાદિને મોટી સંખ્યામાં હણ્યા હતા, તેઓ આમ કરવા છતાં પણ સ્હેજે દોષિત ન થયા, તેમાં કયું કારણ ઘટે છે ? જ્યારે મારો ભાઇ વાલિખિલ્લ તો કોપથી કલુષિત છે, અને અયોગ્ય માર્ગને પ્રવર્તાવનાર છે, પોતાના સ્વજનોને ગણકાર્યા વિના પોતે રણસંગ્રામમાં આગળ થઇને નીકળ્યો છે. તો પણ એ પોતાનાં રાજ્યને મારી આજ્ઞાથી ભોગવે અને રણસંગ્રામમાંથી પાછો હઠે તો હું પણ યુદ્ધને ત્યજીને મારા દેશમાં જઇશ !' ત્યારબાદ આ પ્રમાણે દ્રાવિડના વચનસમૂહને સાંભળીને તે સુવલ્ગુ તાપસ ધર્મનાં સર્વસ્વથી યુક્ત એવી વાણીમાં આદરમાનથી તેને કહેવા લાગ્યા,

'રાજન્ ! ભરતેશ્વર આદિનું જે દૃષ્ટાંત તેં અહિં કહ્યું, તે કોઇ રીતે આ પ્રસંગે ઘટતું નથી. તેઓની હકીકતને હું કહું છું, તે તું સાંભળ ! તેનું કારણ, એ કે-ભરતે મુનિવરોને દાન દેવાથી ચક્રવર્તીની સંપત્તિ પ્રાપ્ત કરી હતી, અને બાહુબલિએ મુનિ મહાત્માઓની વિશ્રામણા-વૈયાવચ્ચ કરી, તેનાં ફળરૂપે અતિશ્રેષ્ઠ બાહુબલને ઉપાર્જ્યું હતું. ચક્રરત્ન જ્યારે આયુધશાળામાં ન પેઠું, એટલે ભરતને ક્રોધ ઉત્પન્ન થયો. બાહુબલિએ પણ કહેવડાવ્યું કે, 'હું પિતાશ્રી ઋષભદેવસ્વામી સિવાય અન્યને નમસ્કાર નહિ કરું.' એથી તે બે ભાઇઓને પરસ્પર યુદ્ધ થયું. તે બન્ને બુદ્ધિમાન વીરોએ દેવોનાં વચનને માન્ય રાખીને જગતના સંહારના કારણરૂપ રણસંગ્રામને ત્યજીને પરસ્પર શસ્ત્રરહિતપણે બાહુબલથી યુદ્ધ કર્યું. આ રીતે બાહુબલિએ જે કર્યું છે, તથા ભરત ચક્રવર્તીએ જે

તેમ હાથ ઊંચા કરીને રાજાને આશીર્વાદ આપ્યા. તે તપસ્વીનાં વચનોને સાંભળવાની સ્પૃહાવાળો દ્રાવિડ રાજા ભક્તિથી નમ્ર બની પરિવાર સહિત તેમની પાસે યોગ્ય સ્થાને બેઠો. ત્યારબાદ જેમણે યુગાદિ પ્રભુશ્રી ઋષભદેવ ભગવંતની વાણી સાંભળી છે, એવા સુવલ્ગુ ઋષિ સ્ફુરાયમાન ધર્મથી સુંદર એવી નિર્મળ વાણીમાં આ પ્રમાણે દ્રાવિડરાજાને ઉદ્દેશીને બોલ્યા:

'હે રાજન્! આ સંસાર, સાગરની ઊર્મિઓ જેવો અતિ ચંચળ છે. તેમાં વિષયરૂપ જળના વમળોમાં અટવાઇ પ્રાણીજનો ડૂબી જાય છે. દુઃખના સમૂહોને ઉત્પન્ન કરનાર વિષયો સન્માર્ગે ચાલનારા માનવીને પણ પિશાચની જેમ અતિશય છેતરે છે અને ઠગો દે છે. હે રાજન્! વિષયોથી જીતાયેલો જીવ, સ્વચ્છંદપણે પરિભ્રમણ કરતો આ લોક તેમજ પરલોકમાં સંસારમાં તીવ્ર દુઃખોને ભોગવે છે. વિષધર જેવા પાંચે ઇન્દ્રિયોના વિષયોથી એકી સાથે હણાતો દીન પ્રાણી કેવી રીતે કલ્યાણ પ્રાપ્ત કરે ? પ્રથમ પ્રાણીને થોડો સમય કાંઇક સુખમાં લલચાવીને આ દુષ્ટ વિષયો દુષ્ટ રાક્ષસોની જેમ છળે છે. કપટ કળામાં નિષ્ણાત એવા કષાયરૂપ શત્રુઓ પૂર્વભવે સંચિત કરેલ પુણ્યરૂપ પુષ્કળ ધનને ક્ષણવારમાં બધાયના દેખતાં વેગથી હરી લે છે. આ દશામાં ક્રોધરૂપી મહાન યોદ્ધો કોઇથી ગાંજ્યો જાય તેમ નથી, પોતાના સ્થાનને પણ દૂષિત કરતો તે પ્રકૃતિમાં પ્રવેશી જીવને દુઃખી કરે છે. ક્રોધરૂપી અગ્નિ શરીરરૂપી ઘરમાં પ્રવેશ કરતા તે આત્માનાં સર્વ પુણ્ય કર્મોને બાળી નાંખે છે. તે કારણે જ સર્વ કષાયોમાં તેનો મુખ્ય ભાવ વર્ણવ્યો છે. ધર્મરૂપી વૃક્ષનું બીજ દયા છે, ક્રોધથી દયાનો નાશ થાય છે એટલે ક્રોધીને દયા હોતી નથી. આ કારણે ધર્મ અને શુભ ગતિ પણ તેને પ્રાપ્ત થતાં નથી. જો પ્રમાદથી પણ જીવોની હિંસા થાય તો કુયોનિઓમાં જન્મ લેવો પડે છે. અને ક્રોધથી કરેલી હિંસા નરકનું કારણ બને છે. બુદ્ધિમાન આત્માઓએ એકેન્દ્રિય જીવોની હિંસા પણ ત્યજવી જોઇએ. અને ક્રોધથી બેઇંદ્રિયાદિ જીવોની હિંસા થાય તો તે નરકમાં લઇ જાય છે. તેથી તે સર્વથા ત્યજવી જોઇએ. પરનો દ્રોહ તે ધર્મરૂપ વૃક્ષને છેદવાનો કુહાડો છે, બોધિબીજને દહન કરવામાં દાવાનલ છે અને તે નરકના દ્વારને ઉઘાડવાની કૂંચી છે. હિંસા મનમાં માત્ર ચિંતવી હોય તોયે તે દુઃખસમૂહને આપનારી છે. જો તે અત્યંત આચરી હોય તો ક્ષણમાં આત્માને નરકમાં લઇ જાય છે. જે પુરુષો રાજ્યાદિનાં સુખોમાં મૂંઝાઇને અશ્વો, ગજો અને મનુષ્યોને હણે છે, તેઓ અજવાળું કરવાની બુદ્ધિએ પોતાનું ઘર બાળે છે. હે રાજન્! પરિણામે નરકને જ આપનાર રાજ્ય ખાતર તું ભાઇની સાથે વૈર બાંધીને કરોડો જીવોનો સંહાર કેમ કરે છે ? આ દેખાતા શરીરો ક્ષણભંગુર છે, લક્ષ્મી જળના પરપોટા સમાન છે અને પ્રાણો તૃણના અગ્નિ સમાન ક્ષણમાં બૂઝાઇ જાય તેવા છે, તો તેની ખાતર તું હવે પાપને ન આચર. કદિ કોઇ કાર્ય માટે વૈરને ધરણ કરનાર-વૈરીની સાથે સંસારમાં વિરોધ કદાચ સંભવે, પણ ભાઇની સાથે વૈર બાંધવું એ તો પોતાની જ એક આંખ ફોડવા જેવું છે. ગુણ-

ઊભો થયો અને પૃથ્વી પર આલોટી ધૂલિવડે ધૂસર થયેલા વડિલ બંધુનાં ચરણને પોતાના કેશવડે પોતાના દોષને સાફ કરતો હોય તેમ સાફ કર્યાં. પછી તેણે કહ્યું કે; 'મારા પૂર્વ ભવના ઉપાર્જન કરાયેલા ભાગ્યવડે પૂજ્ય એવા તમે મારા ઘેર પધાર્યા છો માટે પ્રસન્ન થાઓ અને આ રાજ્ય ગ્રહણ કરો.' કનિષ્ટ બંધુની ભક્તિથી અતિ હર્ષ પામેલા દ્રાવિડે મુનિએ કહેલા બોધને સ્પષ્ટ કરવાપૂર્વક પવિત્ર સદ્ગુણવાળી વાણી કહી બતાવી. પછી કહ્યું કે, 'હે બંધુ! ઉત્તમ બોધના લાભથી નરકરૂપ વૃક્ષને ઉત્પન્ન કરવામાં મેઘ જેવું મારું રાજ્ય હું છોડી દેવાની ઇચ્છાવાળો છું, તો તમારા રાજ્યનો શીરીતે આદર કરું? આ સાત અંગવાળું રાજ્ય તે ખરેખર સાત નરક જેવું છે. અને ચતુરંગ સૈન્ય દુર્ગતિરૂપ શય્યાના ચાર પાયારૂપ છે. સ્વર્ગગતિમાં જતાં પ્રાણીને વચ્ચે રહેલી રાજ્યલક્ષ્મી છત્રના બહાનાથી સ્વચ્છંદી વેરણની જેમ તે ગતિને ઢાંકી દે છે. ચામર અમર થવાની ઇચ્છાને હણી રાજ્યના તૃષ્ણાતુર નરને તિર્યંચગતિમાં કે નર્કગતિમાં લઈ જાય છે. હાથીઓ કર્ણથી, ઘોડાઓ પુંછડાથી, ખડ્ગો પોતાના કંપારાથી અને વારાંગનાઓ ચામરોથી પણ આ રાજ્યલક્ષ્મીની ચપલતા બતાવે છે. હે ભાઇ! જેમાં સદા ભય, સદા દ્રોહ, સદા અપકીર્તિ, અને કુચેષ્ટાથી સદા ઇર્ષ્યા થયા કરે છે, તેવા આ રાજ્યને ધિક્કાર છે! હે ભ્રાતા! તમને મેં કોપાવ્યા છે, તેથી તમને ખમાવવાને માટે જ હું આવેલો છું. હવે આ રાજ્ય છોડી હું ઉચ્ચ એવા વ્રતસામ્રાજ્યને ગ્રહણ કરીશ.' વડીલબંધુની આવી ધર્મયુક્ત વાણી સાંભળી લઘુ બંધુ વાલિખિલ્લ બોલ્યો. 'પ્રથમની માફક પૂજ્ય એવા વડિલ બંધુનો સેવક એવો હું પણ વ્રતસામ્રાજ્યને જ ગ્રહણ કરીશ.'

એવી રીતે પરસ્પર વિચારણા કરી, પ્રાપ્ત થયો છે સ્નેહ જેને એવા બન્ને રાજા સૈન્ય સહિત, વ્રત લેવાની ઇચ્છાવાળા બનીને સુવલ્ગુ મુનિનાં ચરણ પાસે ગયા. પોતપોતાના રાજ્ય ઉપર પોતાના પુત્રોને બેસારી મંત્રીસહિત દશ ક્રોડ મનુષ્યોની સાથે તેમણે તાપસી દીક્ષા લીધી. જટાને ધારણ કરનારા, કંદમૂળ ફળને ખાનારા, ગંગાની મૃત્તિકાથી લીપ્યું છે અંગ જેણે એવા, સર્વ ઠેકાણે હિતબુદ્ધિવાળા, પ્રતિદિન ધ્યાનમાં લીન, મૃગના બચ્ચાં સાથે વસતા, જપમાલાથી શ્રીયુગાદિપ્રભુને નિરંતર જપતા, પરસ્પર સ્વેચ્છાપૂર્વક ...ના કરતા, દોષથી વર્જિત અને હંમેશા સરલતારૂપ ગુણવાળા તે બધાએ તાપસ...ાં લાખો વર્ષ પસાર કર્યાં.

...કદા નમિ રાજર્ષિના બે વિદ્યાધરમુનિશિષ્યો ઉજ્જ્વળ કિરણોથી આકાશને ...કરતા ત્યાં ઉતર્યા. જાણે મૂર્ત્તિમાન્ ધર્મ અને શાંતરસ હોય તેવા તેઓને જોઇ તાપસોએ તેમની પાસે આવી અત્યંત ભક્તિથી નમસ્કાર કર્યો. પછી તેઓ ...મુનિઓ! તમે ક્યાંથી આવો છો? અને ક્યાં જવાનું છે? અથવા તો ...મન અમોને, પવિત્ર કરવાને થયું છે, એમ અમે જાણીએ છીએ.' ...ઓ તાપસોને ધર્મલાભરૂપ આશીષ આપી આ પ્રમાણે બોલ્યા; 'અમે

કર્યું છે તેને હે રાજન્ ! તું બરાબર યાદ કર ! માટે એ બન્ને મહાપુરુષોને આ પ્રસંગે વચ્ચે લાવીને તું તેઓને શા માટે દૂષિત કરે છે? તે બન્ને ભગવાન શ્રીઋષભદેવસ્વામીના પુત્રો મહાપરાક્રમી, મહાગુણવાળા, ઉદારચારિત્રી, ક્ષણવારમાં કેવળજ્ઞાન પામી મોક્ષે ગયા. તે જ સ્વામીના તમે પૌત્રો થઇને પણ તમો તેમની જેમ કરવા શક્તિમાન હો તો તેમનું દૃષ્ટાંત આપવું તે યોગ્ય છે, નહિંતર નહિં, સુવલ્ગુ તાપસની આ વાણીને સાંભળીને કાંઇક લજ્જાને પામેલા રાજા દ્રાવિડ નવાં ધર્મરહસ્યને જાણીને તે પ્રત્યેના પ્રેમથી પોતાનાં મસ્તકને નમાવતો તે તાપસની સેવામાં આ પ્રમાણે કહેવા લાગ્યો; 'ભગવન્ ! અજ્ઞાનને આધીન થઇને મેં જે શ્રીભરતચક્રવર્તી આદિની સાથે સરખામણી કરી એ ફોગટ છે, ખરેખર પામર જીવ કાચ અને ચિંતામણીને શું એકસ્થાને નથી ગોઠવતો ? એ રીતે મેં કર્યું છે. પણ આવા અકાર્યમાં તત્પર અમારા જેવાને હે તપસ્વી ! ઉચિત હિત-શિક્ષાને આપો ! અને અમારે આલોક તથા પરલોકના ઉપકારી એવા સુખના કારણરૂપ કયા ધર્મ-કર્તવ્યને આચરવું જોઇએ તે ફરમાવો !'

દ્રાવિડ રાજાને આ રીતે ધર્મરક્ત તથા દયાર્દ્ર હૃદયવાળો જાણીને ફરી સુવલ્ગુ તાપસે આનંદયુક્ત મધુસમાન વચનોમાં જણાવ્યું, 'રાજન્ ! કેવળ પાપકર્મના આશ્રયરૂપ લડાઈને હમણાં જ બંધ કર, જે રાજ્યની મમતાના યોગે 'આ બંધુ અને આ વૈરી' એ રીતે જીવને રાગ-દ્વેષ સતત રહ્યા કરે છે, તે રાજ્યને ત્યજ; અને આ બધી સંપત્તિઓ ત્યાં સુધી છે, આ અખંડિત રાજ્ય પણ ત્યાં સુધી છે, કે હંમેશાં પાછળ દોડતું મૃત્યુ જ્યાં સુધી સન્મુખ આવ્યું નથી. મૃત્યુ આવતાં જ આ સઘળું મૂકીને ચાલ્યા જવું પડશે. આ પ્રાણો ક્ષણવિનાશી છે. શરીર રોગનું ઘર છે તથા ચંચળ છે. સંધ્યાના વાદળાં સમાન રાજ્ય છે, માટે તારા આત્માનું હિત ચિંતવ. આત્મા દેહનાં કાર્ય કરે છે, પણ દેહ આત્માનું કાંઈ કરતો નથી; તેથી વિદ્વાન પુરુષ આ અસાર દેહવડે ખરેખર આત્માના કાર્યને કરી લે છે. વિષ્ટા, મૂત્ર, ચરબી, માંસ, મજ્જા અને મેદથી યુક્ત, નવ છિદ્રથી સ્રવતા; રોગરૂપ મલથી સંપૂર્ણ ભરેલો, ચપલથી પણ ચપલ, અને અશુચિથી પણ અ-પવિત્ર એવા દેહને જ્ઞાનીઓએ કહેલ છે. તો તે માટે કયો સુજ્ઞપુરુષ દુર્ગતિદાયક પાપને આચરે ? અસાર અને અનિત્ય દેહથી જો શાશ્વત એવો ધર્મ મેળવાય તો તેથી બુદ્ધિમાન્ પુરુષોએ શું ન મેળવ્યું ગણાય ?'

સુવલ્ગુ તાપસની આવી વાણી સાંભળી બુદ્ધિનો ભંડાર દ્રાવિડ રાજા ઉત્તમ વૈરાગ્યવાસી સુવલ્ગુ મુનિનાં ચરણોમાં નમસ્કાર કરી આ પ્રમાણે કહેવા લાગ્યો; 'હે ભગવન્ ! તમે મારા ગુરુ, તમે મારા દેવ, અને તમે જ આ સંસારસાગરમાંથી મારો ઉદ્ધાર કરનારા છો; માટે હે દયાસાગર ! મારી ઉપર તમે પ્રસન્ન થાઓ અને મને દીક્ષા આપો.' આ પ્રમાણે કહી મુનિના વચનથી પોતાના બંધુને ખમાવવાને વેગથી એકલો જ તેના સૈન્યની અંદર આનંદથી ગયો. પોતાના જ્યેષ્ઠ બંધુને ઉતાવળથી એકલા જ આવતા જોઈ વાલિખિલ્લ પણ તત્કાળ પોતાના આસન ઉપરથી

ઊભો થયો અને પૃથ્વી પર આલોટી ધૂલિવડે ધૂસર થયેલા વડિલ બંધુનાં ચરણને પોતાના કેશવડે પોતાના દોષને સાફ કરતો હોય તેમ સાફ કર્યાં. પછી તેણે કહ્યું કે; 'મારા પૂર્વ ભવના ઉપાર્જન કરાયેલા ભાગ્યવડે પૂજ્ય એવા તમે મારા ઘેર પધાર્યા છો માટે પ્રસન્ન થાઓ અને આ રાજ્ય ગ્રહણ કરો.' કનિષ્ટ બંધુની ભક્તિથી અતિ હર્ષ પામેલા દ્રાવિડે મુનિએ કહેલા બોધને સ્પષ્ટ કરવાપૂર્વક પવિત્ર સદ્ગુણવાળી વાણી કહી બતાવી. પછી કહ્યું કે, 'હે બંધુ ! ઉત્તમ બોધના લાભથી નરકરૂપ વૃક્ષને ઉત્પન્ન કરવામાં મેઘ જેવું મારું રાજ્ય હું છોડી દેવાની ઇચ્છાવાળો છું, તો તમારા રાજ્યનો શીરીતે આદર કરું ? આ સાત અંગવાળું રાજ્ય તે ખરેખર સાત નરક જેવું છે. અને ચતુરંગ સૈન્ય દુર્ગતિરૂપ શય્યાના ચાર પાયારૂપ છે. સ્વર્ગગતિમાં જતાં પ્રાણીને વચ્ચે રહેલી રાજ્યલક્ષ્મી છત્રના બહાનાથી સ્વચ્છંદી વેરણની જેમ તે ગતિને ઢાંકી દે છે. ચામર અમર થવાની ઇચ્છાને હણી રાજ્યના તૃષ્ણાતુર નરને તિર્યંચગતિમાં કે નર્કગતિમાં લઇ જાય છે. હાથીઓ કર્ણથી, ઘોડાઓ પુંછડાથી, ખડ્ગો પોતાના કંપારાથી અને વારાંગનાઓ ચામરોથી પણ આ રાજ્યલક્ષ્મીની ચપલતા બતાવે છે. હે ભાઇ ! જેમાં સદા ભય, સદા દ્રોહ, સદા અપકીર્ત્તિ, અને કુચેષ્ટાથી સદા ઇર્ષ્યા થયા કરે છે, તેવા આ રાજ્યને ધિક્કાર છે ! હે ભ્રાતા ! તમને મેં કોપાવ્યા છે, તેથી તમને ખમાવવાને માટે જ હું આવેલો છું. હવે આ રાજ્ય છોડી હું ઉચ્ચ એવા વ્રતસામ્રાજ્યને ગ્રહણ કરીશ.' વડીલબંધુની આવી ધર્મયુક્ત વાણી સાંભળી લઘુ બંધુ વાલિખિલ્લ બોલ્યો. 'પ્રથમની માફક પૂજ્ય એવા વડિલ બંધુનો સેવક એવો હું પણ વ્રતસામ્રાજ્યને જ ગ્રહણ કરીશ.'

એવી રીતે પરસ્પર વિચારણા કરી, પ્રાપ્ત થયો છે સ્નેહ જેને એવા બન્ને રાજા સૈન્ય સહિત, વ્રત લેવાની ઇચ્છાવાળા બનીને સુવલ્ગુ મુનિનાં ચરણ પાસે ગયા. પોતપોતાના રાજ્ય ઉપર પોતાના પુત્રોને બેસારી મંત્રીસહિત દશ ક્રોડ મનુષ્યોની સાથે તેમણે તાપસી દીક્ષા લીધી. જટાને ધારણ કરનારા, કંદમૂળ ફળને ખાનારા, ગંગાની મૃત્તિકાથી લીપ્યું છે સર્વ અંગ જેણે એવા, સર્વ ઠેકાણે હિતબુદ્ધિવાળા, પ્રતિદિન ધ્યાનમાં લીન, મૃગના બચ્ચાંઓની સાથે વસતા, જપમાલાથી શ્રીયુગાદિપ્રભુને નિરંતર જપતા, પરસ્પર સ્વેચ્છાપૂર્વક ધર્મકથા કરતા, દોષથી વર્જિત અને હંમેશા સરલતારૂપ ગુણવાળા તે બધાએ તાપસપણામાં લાખો વર્ષ પસાર કર્યાં.

એકદા નમિ રાજર્ષિના બે વિદ્યાધરમુનિશિષ્યો ઉજ્જ્વળ કિરણોથી આકાશને પ્રકાશિત કરતા ત્યાં ઉતર્યા. જાણે મૂર્ત્તિમાન્ ધર્મ અને શાંતરસ હોય તેવા તેઓને જોઇ સર્વ મુમુક્ષુ તાપસોએ તેમની પાસે આવી અત્યંત ભક્તિથી નમસ્કાર કર્યો. પછી તેઓ બોલ્યા કે, 'હે મુનિઓ ! તમે કયાંથી આવો છો ? અને કયાં જવાનું છે ? અથવા તો તમારું અહિં આગમન અમોને, પવિત્ર કરવાને થયું છે, એમ અમે જાણીએ છીએ.' તે સાંભળી બંને મુનિઓ તાપસોને ધર્મલાભરૂપ આશીષ આપી આ પ્રમાણે બોલ્યા; 'અમે

શ્રીજિનેશ્વરદેવની સેવાને માટે પુંડરીકગિરિએ જવાની ઇચ્છાવાળા છીએ.' તે પછી તેમણે તે બન્ને મુનિઓને શત્રુંજયગિરિ સંબંધી કથા પૂછી, તેથી તેમના ઉદ્ધારને માટે વિદ્યાધર મુનિએ નીચે પ્રમાણે વૃત્તાંત કહ્યો. ખરેખર તેવા મહાન પુરુષો જગતનું હિત કરવામાં પ્રયત્નવાન હોય છે.

'અનંત સુકૃતનો આધાર, અને સંસારસાગરમાં વ્હાણરૂપ, શાશ્વત એવો સૌરાષ્ટ્ર દેશ જયવંતો વર્તે છે. એ શત્રુંજયગિરિ ઉપર તે તીર્થના યોગથી અર્હંત અને યતિ પ્રમુખ અનંત જીવો સિદ્ધ થયેલા છે, અને ઘણા સિદ્ધો ભાવીમાં થશે. આ શત્રુંજયગિરિ સિદ્ધિલક્ષ્મીનો અદ્ભુત ક્રીડાશૈલ છે. તેથી ત્યાં આવેલા પ્રાણીઓને તે (સિદ્ધિલક્ષ્મી) ક્ષણમાં સુખેથી સ્વસ્થાનમાં લઇ જાય છે. અહિં આવેલા પુરુષો મુક્તિસુખના સ્વાદને અનુભવે છે, કારણ કે, ત્યાં મુક્તિપતિ એવા શાશ્વત યુગાદિ પ્રભુ રહેલા છે. એ ગિરિરૂપ કિલ્લામાં રહેલા પુરુષનો અનંતભવથી સાથે રહેનારા કુકર્મરૂપ ક્રૂર શત્રુઓ પણ પરાભવ કરી શકતા નથી. જેમ સૂર્યનો ઉદય થયે છતે અંધકાર અને સજ્જન મનુષ્યમાં દુર્ગુણો નાશ પામે છે તેમ તે તીર્થમાં ક્ષણવારમાં હત્યાદિક પાપો નાશ પામે છે.' શત્રુંજયગિરિની આવી કથા સાંભળી ત્યાં જતા એવા તે બન્ને મુનિઓની પાછળ તીર્થનું સ્વરૂપ જેને કહેવામાં આવ્યું છે એવા તે તપસ્વીઓ ભક્તિથી તેમની સાથે ચાલ્યા. જીવની જતનાપૂર્વક ચાલતા અને જે મળે તેનો આહાર કરતા તેઓએ આગળ જતા જેની પાળ ઉપર વૃક્ષોની ઘટા આવેલી છે એવું એક સુંદર સરોવર જોયું. ગ્રીષ્મઋતુના ભયંકર સૂર્યના કિરણોવડે ક્લેશ પામેલા અને વિસ્તારવાળા વૃક્ષોની છાયામાં વિસામો પામેલા એવા શિકારી પશુઓવડે સેવાયેલ અને વિકાસ પામેલા કમળોની સુગંધવાળું, તેમ જ ફૂલના રસની સુગંધથી સર્વ દિશામાંથી આવેલા ભમરાઓને ઉત્તમ દાનશાળા સમાન તે સરોવર હતું. તાપસો તાપની શાંતિને માટે તેની પાળ ઉપર ગયા અને જીવ રહિત છે સ્થાન જેનું એવા તેઓ વૃક્ષોની છાયામાં વિસામો લેવા લાગ્યા. ત્યાં કાંઇક ઘૂમી રહ્યા છે નેત્ર જેના, કંપતું શિથિલ છે શરીર જેનું, શ્વાસોશ્વાસવડે ઉછળતું છે પેટ જેનું, ઢીલું છે મુખ જેનું, પીળા રંગના પગોને ફફડાવતા, ગંગાના જળ જેવો ઉજ્જવળ ઉંચો ઢગલો હોય તેવા, બીજા હંસોથી વીંટાઇ મરવા પડેલા એક હંસને તેઓએ જોયો. હવે માણસોના મારી નાંખવાના ભયથી બીજા હંસો તે હંસને છોડી દઇને 'શત્રુંજયના આશ્રયથી પ્રાણીઓના પાપકર્મો ચાલ્યા જાય' તેમ ચાલ્યા ગયા. તે વખતે તેઓમાંથી એક દયાળુ મુનિએ ત્યાં જઇ પોતાના પાત્રમાંથી અમૃતની જેમ જળ લઇને તેના મુખમાં નાખ્યું. તેના મુખમાં તે જળના પડવાથી જાણે તેને મોક્ષાનંદના સુખની વાનકી બતાવતું હોય તેવું સુખ પ્રાપ્ત થયું. પછી હંસને તે મુનિએ અંતિમઆરાધના કરાવતા કહ્યું; 'હે જીવ! ઘણાં દુઃખદાયક આ સંસારરૂપ અરણ્યમાં શરણરહિત ભમતા એવા તને ચાર શરણ પ્રાપ્ત થાઓ. જે જે ભવમાં તેં જે જે જીવોને વિરાધ્યા હોય, તે સર્વ જીવોને તું ખમાવ અને તેઓ તારી ઉપર ક્ષમા કરો. હવે તું શત્રુંજય

તીર્થનું અને શ્રી આદિનાથપ્રભુનું સ્મરણ કર.' આ પ્રમાણે કહી તે મુનિએ તેને વારંવાર નવકાર મંત્ર સંભળાવ્યો.

તે પંચનમસ્કારના સ્મરણથી પીડા રહિત થયેલો હંસ સમાધિવડે મૃત્યુ પામી સૌધર્મ દેવલોકમાં ઉત્તમ દેવ થયો. તે વખતે તે બન્ને મુનિના શુદ્ધ ઉપદેશથી સર્વે તાપસોએ પણ પોતાની મિથ્યાત્વની ક્રિયા છોડીને જિનેશ્વરોક્ત વ્રતને અંગીકાર કર્યું. જે કેશોની પરંપરા માથે જટા વધારવાથી વૃદ્ધિ પામેલી હતી, તેનો મૂળમાંથી નાશ કરવાથી (કેશ લૂંચન કરવાથી) તે જટાના કેશો અપરાધીની જેમ પૃથ્વી પર આળોટવા લાગ્યા. પછી તે વ્રતધારીઓ તે બન્ને મુનિની આગળ મિથ્યાત્વની આલોચના કરી ભવસાગરમાં દુષ્પ્રાપ્ય એવા સમ્યક્ત્વની ભક્તિથી સ્તુતિ કરવા લાગ્યા. પ્રથમથી જ તેઓ જે રીતે આદિજિન ઉપર ભક્તિવાળા હતા તેવી રીતે વ્રતને વિષે પણ તેઓ આસ્થાવાળા થયા. તે બન્ને મુનિઓવડે અનુજ્ઞા કરાયેલા તેઓ શત્રુંજય તરફ ચાલ્યા. માર્ગમાં ભવિજનોને બોધ કરતા, પૃથ્વીતલને પવિત્ર કરતા અને જીવની જતનાપૂર્વક ચાલતા તેઓએ શ્રી સિદ્ધાચલનાં દર્શન કર્યા. શ્રી યુગાદિ પ્રભુરૂપ મુગટરત્નથી મંડિત એવો તે ગિરિ, પૃથ્વીરૂપ સ્ત્રીનું વનરૂપ કેશોવાળું સુંદર મસ્તક હોય, તેવો દેખાતો હતો..જેની ઉપરનાં રત્નકિરણો ઝળકી રહ્યાં છે એવા એકસો ને આઠ સુવર્ણ શિખરો જ્યાં દીવાઓની જેમ શોભતા હતા. જાણે પુણ્યનો રાશિ હોય તેવા વિમલાચળને જોઈ સર્વ મુનિઓ મોક્ષની વર્ણિકા(વાનકી)ની જેમ અમંદ આનંદને પ્રાપ્ત થયા. ગિરિવરનાં દર્શનથી ઉત્સાહ ધરતા અને કર્મરૂપ રોગના ક્ષયથી નિર્મળ થતા તેઓ મુક્તિગૃહના ઊંચા આંગણાંની જેવા તે ગિરિવર પર ચઢ્યા. ઉપર રહેલા શાશ્વત રાજાદની(રાયણ)ના વૃક્ષને ત્રણ પ્રદક્ષિણા કરીને પછી ડોલરનાં પુષ્પ અને કર્પૂર જેવી ગૌર કાંતિવાળા શ્રી આદિનાથ પ્રભુને તેમણે નમસ્કાર કર્યો. ભક્તિના ઉલ્લાસે પ્રેરેલા તેઓ પોતાની શક્તિ પ્રમાણે પ્રભુના અનંત ગુણો હર્ષપૂર્વક ગાવા લાગ્યા.

માસક્ષપણને અંતે બંને જ્ઞાની મુનિઓએ પોતાની સાથેના દશ ક્રોડ સાધુઓને શિક્ષા આપવા માંડી; 'હે સાધુઓ! તમે પ્રથમ આ સંસારમાં અશુભધ્યાનના યોગથી નરકને આપનાર અનંત કર્મો ઉપાર્જન કરેલા છે, તેથી તમારે આ ક્ષેત્રમાં જ રહેવું. આ ઉત્તમ ક્ષેત્રના પ્રભાવથી તમે કેવળજ્ઞાન પામીને મોક્ષે જશો.

આવી રીતે તેમને આદેશ કરી તે બંને દેવર્ષિઓ પોતાની કાંતિથી પૃથ્વી અને આકાશમાં પ્રકાશ કરતા આકાશમાર્ગે ચાલ્યા ગયા. પછી દ્રાવિડ અને વાલિખિલ્લ વગેરે તાપસો તે તીર્થનાં અને શ્રી જિનેશ્વરનાં ધ્યાનમાં તત્પર થઇ, માસોપવાસ કરીને તે ઠેકાણે જ રહ્યા. અનુક્રમે સમસ્ત મોહનીય કર્મનો ક્ષય કરી, પ્રાંતે નિર્યામણા આચરી, મન વચનના યોગે સર્વ પ્રાણીઓને ખમાવી, દુષ્ટ આઠ કર્મના ક્ષયથી નિર્મળ કેવળજ્ઞાનને પ્રાપ્ત કરી અંતર્મૂહૂર્તમાં તે દશ ક્રોડ સાધુઓ મોક્ષપદને પ્રાપ્ત થયા. પેલો હંસ જે સૌધર્મ દેવલોકમાં

દેવતા થયો હતો, તેણે ત્યાંથી આવી ભક્તિપૂર્વક મોટી સમૃદ્ધિથી તેમનો નિર્વાણ મહોત્સવ કર્યો. પછી બીજા લોકને પોતાનું સ્વરૂપ જણાવી ત્યાં હંસાવતાર નામે પવિત્ર તીર્થ સ્થાપીને તે હંસદેવ પાછો દેવલોકમાં ગયો. કાર્તિકમાસની પૂર્ણિમાને દિવસે ચંદ્ર કૃત્તિકા નક્ષત્રમાં આવતાં તે દશ ક્રોડ મુનિઓ શત્રુંજય ગિરિરાજ ઉપર કેવળજ્ઞાન પામીને સિદ્ધિ પામ્યા. જેમ ચૈત્ર માસની પૂર્ણિમાએ પુંડરીક ગણધર મોક્ષે ગયા, તેમ કાર્તિકી પૂર્ણિમાએ દ્રાવિડ વાલિખિલ્લ મુનિઓ મોક્ષે ગયા તેથી આ કાર્તિકી પૂર્ણિમા અને ચૈત્રી પૂર્ણિમા એ બે પર્વો પ્રસિદ્ધ થયા છે. ચાતુર્માસની અવધિ કાર્તિકી પૂર્ણિમાએ થાય છે તેથી તે દિવસે જ દેવતાઓએ તે મુનિઓનો નિર્વાણ ઉત્સવ ત્યાં કર્યો. તે પૂર્ણિમાએ ત્યાં યાત્રા, તપ અને દેવાર્ચન કરવાથી બીજાં સ્થાન અને બીજા દિવસના કરતાં અધિક પુણ્ય થાય છે. કાર્તિક માસમાં માસક્ષમણ કરવાથી જેટલાં કર્મ સેંકડો સાગરોપમ સુધી નરકમાં દુઃખ ભોગવતાં ન ખપે તેટલાં કર્મો ખપી જાય છે. શ્રી સિદ્ધાચલ ગિરિરાજ ઉપર કાર્તિકી પૂર્ણિમાએ માત્ર એક ઉપવાસ કરે તો પણ પ્રાણી બ્રહ્મહત્યા, સ્ત્રીહત્યા અને ગર્ભહત્યાના પાપમાંથી મુક્ત થાય છે. શ્રીઅર્હંત પ્રભુના ધ્યાનમાં તત્પર થઈને જે આ સિદ્ધગિરિ પર કાર્તિકી પૂર્ણિમા કરે છે; તે સર્વ સુખને ભોગવી પ્રાંતે મોક્ષે જાય છે. વૈશાખ, કાર્તિક અને ચૈત્ર માસની પૂર્ણિમાએ જેઓ સંઘને લઈ સિદ્ધાચલ ગિરિરાજ આવી આદરથી દાન અને તપ કરે છે, તેઓ મોક્ષસુખને પામે છે.

તે મુનિઓના પુત્રોએ યાત્રા માટે સિદ્ધાચલે આવી એવી પ્રાસાદની શ્રેણી રચાવી કે જેથી પુણ્યરાશિવડે વધતો આ સિદ્ધાચલ અત્યંત શોભવા લાગ્યો. એવી રીતે ક્રોડો મુનિઓ વિમલાચલ ગિરિરાજ ઉપર મોક્ષને પ્રાપ્ત થયાથી પુણ્યસમૂહથી અતિ પવિત્ર એવું તે તીર્થ ત્રણ જગતમાં વિશેષ પ્રખ્યાત થયું.

હે ઈંદ્ર ! ભરતના મોક્ષ પછી એક પૂર્વકોટી ગઈ ત્યારે તે દ્રાવિડ અને વાલિખિલ્લ પ્રમુખ મુનિઓ મોક્ષે ગયા. આ અવસર્પિણી કાલમાં આ તીર્થનો પ્રથમ ઉદ્ધાર કરનાર ઇંદ્ર તથા ભરત ચક્રવર્તી થયા.

## ( પ્રથમ ઉદ્ધાર સમાપ્ત. )

હવે ત્યારપછીના બીજા સર્વ ઉદ્ધારોની સ્થિતિ કહું છું તે સાંભળ.

અયોધ્યા નગરીમાં શ્રીભરતના વંશને વિષે આઠમો તેજ અને યશનો પતિ દંડવીર્ય નામે રાજા થયો. ત્રિખંડ ભરતનો અધિપતિ તે રાજા, શ્રાવકોની પૂજા કરવારૂપ ભરત રાજાનો આચાર સારી રીતે પાળતો હતો. એક વખત પ્રગટ ભક્તિવાળા સોળ હજાર રાજાઓ સભામાં બેઠા હતા, ત્યારે તે શ્રેષ્ઠ આસન ઉપર શોભતો હતો. ત્યારે ભરતના મોક્ષ પછી છ કોટી પૂર્વ થયા હતા, એ વખતે સૌધર્મપતિ સભામાં બેસી શ્રી આદિનાથ ભગવંતના ગુણો સ્મરણ કરવા લાગ્યો.

પછી જ્ઞાનચક્ષુએ આલોકન કરતાં સ્ફુરાયમાન યશવાળો, પ્રચંડ વીર્યવાળો, સૂર્યની જેમ

નિજવીર્યથી અન્ય રાજાઓનાં રાજતેજને હરતો, ઇંદ્રની જેમ (બાતમીદાર) ચરરૂપ ચક્ષુવડે અનેકને આલોકતો, સહસ્ર બાહુવાળા અર્જુનની જેમ સર્વ દિશાઓમાંથી સંપત્તિઓ ખેંચતો, સહસ્ર જિહ્વાવાળા શેષનાગની જેમ હુકમથી સર્વને વિવિધ કાર્યમાં જોડતો, મસ્તક ઉપર જગપતિ શ્રીઆદિનાથનો મુગટ ધારણ કરતો, સર્વ આભરણના તેજવડે પ્રકાશતો, ઘણા સ્વરૂપવડે પણ પરાભવ ન પામે તેવો પરાક્રમી, નીતિધર્મમાં પરાયણ, શ્રીયુગાદિ પ્રભુ પર દૃઢ ભક્તિવાળો, વિશ્વને પાળવામાં શક્તિમાન્, રાજાઓવડે ગાઢ સેવા કરાતો, ચામરોથી વીંજાતો અને સભા વચ્ચે સુવર્ણના સિંહાસન પર બેસી ધર્મના માહાત્મ્યને કહેતો દંડવીર્ય રાજા સૌધર્મેંદ્રના જોવામાં આવ્યો. તેને જોઇ પ્રભુના વંશમાં ઘણી ભક્તિવાળો શક્રેંદ્ર મનમાં પ્રસન્ન થઇ મસ્તકને ધુણાવવા લાગ્યો. પછી શ્રાવકનો વેષ લઈને ઇંદ્ર અયોધ્યામાં આવ્યો. ઉત્તરાસંગની પેઠે હૃદયપ્રદેશ પર ત્રણ સુવર્ણના સૂત્રથી શોભિત, એક વસ્ત્રને પહેરનાર, બ્રહ્મવ્રતથી પવિત્ર, બારવ્રતધારીના કારણે શરીર પર બાર તિલકને ધારણ કરનાર, અને માથે કાંઇક કપિલવર્ણી શિખા માત્ર કેશને ધારણ કરનાર, અર્હંત, યતિ, શ્રાવક અને ધર્મનાં લક્ષણો જેમાં બતાવ્યા છે, એવા દૂષણ રહિત ભરતચક્રીના રચેલા ચાર વેદ ભણતા અને પતાકાકાર હાથે કરીને શુદ્ધ જલવડે આચમન કરતા એવા તે ઇંદ્રને જોઇને દંડવીર્ય રાજા તેના ઉપર આદરયુક્ત મનવાળો થયો. તત્કાલ તેને ભોજન કરાવવાને માટે રાજાએ રસોઇઆને આજ્ઞા આપી. ઇર્યાપથિકીએ વિચરતો તે શ્રાવક રસોઇઆની સાથે દાનશાળામાં ગયો. ત્યાં કોઇ વેદાંગ અને કોઇ શાંતિપાઠ ભણતા હતા, કોઇ પરબ્રહ્મનો જાપ કરતા હતા, ત્રિકાલ દેવપૂજા માટે મન, વચન અને કાયાની શુદ્ધિપૂર્વક કોઈ સ્નાન કરતા હતા, કોઇ ધ્યાનપરાયણ મુનિને વંદના કરતા હતા, કોઇ કર્મરૂપી ઇંધણને તપરૂપ અગ્નિમાં હોમવાવડે અહિંસા યજ્ઞ કરતા હતા, કોઈ ભગવંતે કહેલી પવિત્ર વાણી બીજાને સંભળાવતા હતા, કોઇ શુદ્ધ મનવાળા થઈ આત્મારામમાં ભાવજલે સ્નાન કરતા હતા. આ પ્રમાણે અનેક શ્રાવકોને જોઇ ઇંદ્ર અદ્‌ભુત આનંદ પામ્યો. આ નવીન શ્રાવકને આવતા જોઇ 'શ્રાવકજી! તમને અભિવાદન કરીએ છીએ' એમ બોલતા કેટલાક શ્રાવકો સામા આવ્યા. પવિત્ર જલનું આચમન લઇ તે શ્રાવકે તેમની સાથે તે દાનઘરમાં પ્રવેશ કર્યો. પછી એ માયાવીના સરખો ઇંદ્ર ક્રોડો શ્રાવકોને માટે તૈયાર કરેલું અન્નપાન દિવ્ય પ્રભાવથી ક્ષણવારમાં એકલો જમી ગયો. તથાપિ તેણે રસોઇયાઓને કહેવા માંડયું; 'અરે! હું ઘણો ક્ષુધાથી આકુળ છું, માટે મને અન્ન પીરસો. હે રસોઇયાઓ! હમણાં દંડવીર્યના પુણ્યને કેમ વ્યર્થ કરો છો!' તેનાં આવાં વચન સાંભળી વિસ્મય પામેલા તે રસોઇયાઓએ રાજાને જણાવ્યું. એટલે રાજા પોતે ત્યાં આવી તેને દુબલ ઉદરવાળો અને ક્ષુધાપીડિત જોયો. દંડવીર્યરાજાને શુદ્ધ શ્રદ્ધાવાળો જાણી તે ઇંદ્રશ્રાવક દીનભાવ જણાવી કઠોર વાણી બોલ્યો; 'હે રાજા! તમે આ શ્રાવકોને ઠગનારા રસોઈઆ રાખેલા જણાય છે. જેઓ ક્ષુધાતુર એવા મને એકલાને પણ હમણાં તૃપ્ત કરી શકતા નથી. એઓ પોતાનું પેટ ભરનારા થઈ બીજા લજ્જાવાળા ભલા

श्रावकोने निरंतर छेतरता होय एम लागे छे.' ते सांभळी जरा कोप पामेला राजाओ पोतानी दृष्टि आगळ सो मण अन्न ते रसोईआओ पासे रंधाव्युं. राजाना जोतां ज ओ मायावी श्रावक इंधणना समूहने अग्नि भस्म करे तेम ते बधुं अन्न क्षणवारमां खाई गयो. पछी ते बोल्यो; 'हे भरतकुलना आभूषणभूत राजा ! तमे सर्व पूर्वजोनी कीर्त्ति वधारो छो, अहिं क्षुधाथी पीडित एवा मने एकने पण तृप्त करी शकता नथी जेथी हे प्रभु ! आ श्रावको पोतपोताने घरे जमनारा तमने पण कीर्त्ति आपनारा थशे ! जो तमे आम करशो तो तमारा जेवा कुलीन पुत्रथी श्रीभरतनी कीर्त्ति अने पुण्य सर्व आ रीते विशेष प्रकारे शुं प्रौढपणाने पामशे ? जे पुत्र पोताना पूर्वजोना कुल, कीर्त्ति अने पुण्यने वधारतो नथी तेवो मात्र माताने क्लेश करनारो पुत्र जन्म पामे तो तेथी शुं थयुं ? तमे जो तेवुं कार्य नथी करी शकता तो भरतना सिंहासन पर शा माटे बेसो छो ? अने भगवंतना मुगटने मस्तक पर धारण करीने शु काम खेद पामो छो ? हे राजा ! आ श्रावकोने जमाडवानी माया छोडी द्यो, तमारुं जे स्वरूप छे तेने ज भजो. दानशाळाना ब्हाने मनुष्योने शा माटे छेतरो छो ?' आवी तेनी कठोर वाणी सांभळीने पण दंडवीर्य राजा कोप पाम्यो नहीं, उलटो पोताना पुण्यनी अपूर्णता मानतो पोतानी निंदा करवा लाग्यो.

राजानो शुभभाव जाणी पवित्र छे वाणी जेनी एवो एक मंत्री ए अवसरे बोल्यो; 'स्वामी ! आ कोई देवता श्रावकरूपे छळ करवाने आवेल छे, माटे जो तमारी श्रावकना वेष उपर भक्ति छे, तो ते करो. जेथी भक्ति पर प्रीतिवाळो ए देव प्रगट थशे.' ए प्रमाणे सांभळी राजा दंडवीर्य तेनी आगळ अगरुचंदन मिश्रित धूप करी भक्तिथी आ प्रमाणे पवित्र वचनने बोल्यो; 'श्रावकनो वेष लई अहीं मने पवित्र करवा तमे कोण आव्या छो ? हे देव ! तेथी मारी उपर कृपा करी आप प्रगट थाओ. हे देव ! हवे मने विशेष खेद पमाडवाने तमे योग्य नथी. जो कोई पण मनुष्य श्रावकनो वेष धरीने आवे तो तेने हुं अवश्य नमस्कार करुं छुं, एवो मारो निश्चय छे. जो श्रीजिनेश्वरमां, धर्ममां, गुरुमां अने तमारामां मारी भक्ति होय तो तमे पोतानुं स्वरूप प्रगट करी मारा पुण्यने सफल करो.' दंडवीर्यनां आवां भक्तिथी भरपूर वचनोने सांभळी इंद्र हृदयमां प्रीति युक्त थयो अने तेनी वारंवार प्रशंसा करवा लाग्यो. पछी तेना मनमां खेद थयेलो जाणी इंद्रे तत्काळ एकदम मायारूप छोडी दीधुं अने पोतानुं सहज स्वरूप धारण कर्युं. इंद्रने जोतां ज दंडवीर्य विस्मय पामी हर्षथी तेने नमी पड्यो. तेने हाथवडे उभो करी इंद्रे स्नेहथी आलिंगन कर्युं. पछी ते बोल्यो; 'हे महासत्त्व ! तमने धन्य छे. तमे चरमशरीरी छो, अने आदिनाथ भगवंतना कुलमां उत्पन्न थयेला एवा तमने जोया थकां ते जगतना नाथने हुं याद करुं छुं. आजे सुधर्मासभामां मने स्वामी अने तेवा प्रकारना गुणना स्थानभूत भरत, सूर्ययशा वगेरे अत्यंत आश्चर्यकारी एवो तेमनो वंश याद आव्यो. गुणोवडे तमारा पूर्वजोथी तमे अधिक छो. पूर्वे अंगीकार करेला कार्यने करनारा छो. तमारा जेवा

કુલપુત્રથી પ્રભુનો વંશ સાંપ્રતકાળે પણ દીપે છે. જે પુત્રો વંશની સ્થિતિને, ગુણને, ધર્મને, કીર્તિને અને અખંડિત રાજ્યલક્ષ્મીને વૃદ્ધિ પમાડે છે, તે જ ખરેખરા પુત્રો છે. તમારા જેવા પુત્રથી ભરતરાજાનું કાર્ય આખું પૂજાય છે, તેથી તમે હવે શત્રુંજયની યાત્રા અને તીર્થોદ્ધાર કરો. હું દેવતાઓની સાથે તમને ત્યાં આવીને સહાય કરીશ, માટે શ્રાવકોના પૂજનની જેમ હવે તીર્થયાત્રાને માટે ત્વરા કરો.

ઈંદ્રનાં આવાં વચન સાંભળી તે સમયે દંડવીર્ય રાજા આનંદથી તે બોલ્યો; 'હે ઇંદ્ર તમે મને બહુ શ્રેષ્ઠ આદેશ કર્યો. તમે મારે માટે ભરતસમાન છો અને તમારા જેવો બીજો કોઈ શ્રીઋષભદેવ સ્વામીનો ભક્ત નથી. વળી ભરતરાજાના ઉપરના સ્નેહવડે તમે અહીં આવ્યા છો. હવે હું યાત્રાને માટે જાઉં છું. આપણો પુનઃ સમાગમ હવે પુંડરીકગિરિ પર થશે.' પછી સંતુષ્ટ થયેલા ઇંદ્રે દંડવીર્ય રાજાને બાણસહિત ધનુષ, દિવ્ય રથ, હાર અને નિર્મલ બે કુંડલ આપ્યા. તેણે તેનો સ્વીકાર કર્યા પછી જગતને પ્રકાશિત કરતો ઇંદ્ર સ્વર્ગમાં ગયો. રાજા દંડવીર્યે યાત્રાને માટે ભંભાનાદ કરાવ્યો. દૂતની જેવા તે ભંભાનાદવડે આકર્ષાયેલા માણસોના સમૂહો પોતપોતાના વાહનો સહિત વેગથી ત્યાં આવ્યા. દંડવીર્યરાજાએ સ્નાનવડે શરીરને પવિત્ર કરી, શુદ્ધ વસ્ત્ર પહેરી, શ્રીઅર્હંત પ્રભુનાં બિંબને નમીને શુભ દિવસે લોકોની સાથે પ્રયાણ કર્યું. વિશાળ પૃથ્વીની વિશાળતાને વિશાળ સેનાથી હરી લેતો, સૈન્યથી ઉડેલી રજથી તેજસ્વી સૂર્યના તેજને ઢાંકતો, ચાર પ્રકારની બુદ્ધિસહિત ચતુર્વિધ ધર્મની વૃદ્ધિને માટે ચતુર્વિધ સંઘ અને ચતુરંગ બળ સહિત, ચાર ગતિનો નાશ કરવાને માટે ચાર કષાયને દૂર કરતો, તે ચાર લોકપાલો સાથે પાંચમો લોકપાલ દંડવીર્યરાજા ચાર પ્રકારના મહાધર, સામંત, મંત્રી અને સેનાપતિઓથી પરિવૃત્ત થઈને માર્ગમાં જતો એવો તે શોભતો હતો. સંઘની આગળ ચાલતા દેવાલયમાં રહેલા જિનબિંબના પ્રભાવથી કોઈ પણ ક્ષુદ્ર દેવતા તેને વિઘ્ન કરવાને સમર્થ થયા નહીં. અનુક્રમે ઘણા દેશોનું ઉલ્લંઘન કરતો તે તે દેશના રાજાઓની પાસેથી ભેટ લેતો કેટલેક દિવસે દંડવીર્ય રાજાના કાશ્મીરદેશમાં આવ્યો. જેટલામાં સવારે સૈન્ય સાથે રાજાએ ગમન કરવાની ઇચ્છા કરી તેટલામાં શૈલ અને મહાશૈલ નામના બે પર્વતોએ માર્ગ રોકેલો જણાયો. તે વખતે રાજાના અગ્રસૈન્યે ભય પામી રાજા પાસે આવી જણાવ્યું કે; 'સ્વામી ! કોઇ બે પર્વતો માર્ગ રૂંધીને આડા પડેલા છે. એ જાણીને રાજા દંડવીર્ય કૌતુકથી તે પર્વતો પાસે ગયો, ત્યાં તો પ્રલયકાલના ગિરિ જેવા તે પર્વતો પરસ્પર અથડાવા લાગ્યા. તેમના આસ્ફાલનથી જે તણખાનો સમૂહ ઉત્પન્ન થયો, તેનાથી જ જાણે વડવાનલ, વજ્ર અને સૂર્ય ઉત્પન્ન થયા હોય એમ જણાવા લાગ્યું અને તત્કાળ તે પર્વતોમાંથી જગતને દહન કરે તેવો અગ્નિ ઉત્પન્ન થયો. જેમ મહામુનિમાંથી ઉત્પન્ન થયેલ તેજોલેશ્યાને કોઇ સહન ન કરી શકે તેમ તે અગ્નિને કોઇ સહન કરી શકયા નહીં. તે સમયે રાજાવડે જોવાયેલો સુમતિ નામે મંત્રી બોલ્યો; 'સ્વામી !

કોઈ દુષ્ટ દેવની આ ચેષ્ટા જણાય છે, માટે હે રાજેંદ્ર! તેની શાંતિ માટે કાંઇક ભક્તિયુક્ત આચરણ કરો, જેથી પ્રસન્ન થયેલો તે પોતાનું રૂપ પ્રગટ કરશે.'

મંત્રીનાં આ પ્રમાણે વચનથી રાજાએ પોતે શુદ્ધ થઈ તેની પૂજા કરી. 'પ્રાયઃ સત્પુરુષો બીજાને સંતુષ્ટ કરે છે.' શાંતિનાં ઘણાં ઉપાયો કર્યાં તથાપિ તે દેવ જરા પણ સંતુષ્ટ થયો નહીં. 'જળથી સિંચન કરેલો વડવાનલ ઊલટો વિશેષ પ્રજ્વલિત થાય છે.' પછી સ્મરણ કરતાં ઇંદ્રે આપેલું શત્રુસંહાર ધનુષ્ય ત્યાં તત્કાળ હાજર થયું. તેની પૂજા કરીને રાજાએ તે હાથમાં લીધું. તે વખતે તેના તેજથી રાજા બખ્તરધારી હોય તેમ શોભવા લાગ્યો, અને શત્રુ દુઃખના અંધકારથી અત્યંત નિસ્તેજ થઇ ગયો. પછી રાજાએ તેને જરા ખેંચી ટંકાર પણ કર્યો તેથી જાણે વજ્રપાતનો ભય લાગ્યો હોય તેમ તે બંને ગિરિ આડેથી ખસી ગયા. તે વખતે વજ્રને વિષે પણ અસ્ખલિત, દેવતાઓથી પણ અવાર્ય અને શત્રુના પ્રાણને હરનારા તે બાણને રાજાએ ધનુષ્ય સાથે જોડયું. બાણને ધનુષ્ય સાથે જોડતા રાજાને જોઇ સમીપ રહેલા લોકોને શંકા થવા લાગી; 'શું આ સૂર્યના બિંબને જીર્ણપત્રની પેઠે ભેદી નાખશે? શું આ તારાઓને કપાસના અસ્થિ (કપાસીયા)ની પેઠે બળથી ઊડાડી દેશે? શું પાત્રના ખંડની જેમ સૂર્યને બળાત્કારે પાડી નાંખશે? શું ચંદ્રને રૂના પૂળાની જેમ દૂર ફેંકી દેશે? અથવા શું કીર્તિનું માપ કરવાને બ્રહ્માંડને ફાડી નાખશે?' આ પ્રમાણે પાસે રહેલા લોકો શંકા કરતા હતા. તેવામાં તેજસ્વી નેત્રવાળો, વિંધ્યગિરિમાં દાવાનલની જેમ દાવાનળ જેવા મસ્તક ઉપર પીળા કેશને ધારણ કરતો, અને ભયંકર ગુફા જેવી નાસિકાનાં કાણામાંથી નિકળતા પવનવડે વૃક્ષોને ભાંગી નાખતો, કચકતા દાંતમાંથી ઉત્પન્ન થયેલ અગ્નિની જ્વાલાવડે વિકરાળ, તાડવૃક્ષની જેમ બાહુદંડવાળો, શિલાસમાન દઢ હૃદયવાળો, અંકુશ સરખા નખના સમૂહવડે ચીરી નાખ્યા છે સિંહોને જેણે એવો, ચપળ જીભવડે નજીક રહેલા હાથીઓને પકડતો એવો વેતાળ 'રક્ષા કરો, રક્ષા કરો' એમ બોલતો પ્રગટ થયો. તેના વચનવડે ખેંચ્યું છે ધનુષ્ય જેણે એવો તે રાજા કલ્પાન્તકાળે મંડળાકાર થયેલા સૂર્યને વિડંબના કરતો હોય તેમ ઊભા રહ્યો. અને તેને કહ્યું; 'અરે ભયંકર વેતાલ! તેં કોના બળથી આ માર્ગ રૂંધ્યો છે? અને તું કોણ છો? તે કહે.'

દંડવીર્ય રાજાના એ શબ્દો સાંભળીને વેતાલ બોલ્યોઃ 'મહારાજ દંડવીર્ય! તમે કૃપાળુ છો, તેથી આ તમારા કિંકર ઉપર ક્રોધ કરશો નહીં. અજ્ઞાની એવા મેં જીર્ણ વસ્ત્રવડે સૂર્યને અને તૃણવડે અગ્નિને રોકવાની જેમ તમારો માર્ગ રોકયો હતો. તેનું કારણ સાંભળો. પૂર્વે વિધુદ્ગતિ નામે હું વિદ્યાધરોનો સ્વામી હતો. તે વખતે હે રાજા! ઘણાં કારણોને લઈને તમે મને રણસંગ્રામમાં જીતી લીધો હતો. તે વખતે આર્ત્તધ્યાનથી અલ્પ આયુષ્યવાળો હું મૃત્યુ પામ્યો હતો. ત્યારપછી કેટલાક ભવમાં ભમીને હાલ કોઈ પુણ્યયોગે આ પર્વતમાં હું વેતાળ થયો છું. વિભંગજ્ઞાનથી પૂર્વના વૈરને લીધે ઇક્ષ્વાકુળના મંડનરૂપ એવા તમને જોઇ દ્વેષબુદ્ધિથી મૂર્ખ એવો હું આ માર્ગ રૂંધીને રહ્યો હતો. તમારા ધનુષ્યના ટંકારથી

ગરુડની પાંખોના ઘાતવડે નાગપાશની જેમ તે પર્વતો તૂટી ગયા. પૂર્વે હું કોઈ પણ રાક્ષસ, દાનવ અને મનુષ્યોથી જીતાયો ન હતો, પણ તમારા બળને સહન કરવાને શક્તિમાન નથી તેથી હમણાં તમારાથી હું પરાજિત થયો છું. હવે તમારી આજ્ઞાથી પૂર્વના સેવકની જેમ હું અહીં રહીશ.' આ પ્રમાણે કહેતા વેતાળને રાજાએ ત્યાં જ સ્થાપિત કર્યો. પછી ત્યાંથી પાછા વળી પોતાનાં સ્થાનકે આવી, કોપ છોડી, સ્નાન કરી, દેવપૂજા કરી, અને આનંદથી ભોજન કર્યા પછી દંડવીર્ય રાજા પરિવાર સાથે ત્યાંથી આગળ ચાલ્યા. અખંડ ગમન કરતા એવા તે પૃથ્વીના ઇંદ્ર કેટલાક દિવસે ભરતની જેમ શત્રુંજયગિરિ સમીપે જલદી આવી પહોંચ્યા. ત્યાં આનંદપુરમાં ભરતચક્રવર્તીની જેમ તેણે જિનપૂજા, તીર્થપૂજા અને સંઘપૂજા વગેરે સર્વ કર્યું. પછી શત્રુંજયી નદીમાંથી, ભરતકુંડમાંથી અને બીજા કુંડોમાંથી તીર્થજળ લઈ તે મહાબળવાન રાજા શત્રુંજયગિરિરાજ ઉપર ચડ્યા. પવિત્ર તીર્થની સેવામાં વિચક્ષણ અને સરલ મનવાળા દંડવીર્ય રાજાએ મુખ્ય શિખરે આવીને તેને ત્રણ પ્રદક્ષિણા કરી. આગળ ચાલતાં જાણે તેમની વિમળ કીર્ત્તિનાં વૃક્ષો હોય તેવા ભરતે કરાવેલા ભગવંતનાં પ્રાસાદો જોઈને દંડવીર્ય રાજા અતિ હર્ષ પામ્યા. તે વખતે અવધિજ્ઞાનથી રાજા દંડવીર્યને ત્યાં આવેલા જાણી અખંડ આજ્ઞાવાળા સૌધર્મ ઇંદ્ર દેવતાઓની સાથે ત્યાં આવ્યા. દંડવીર્યે મુખ્ય શિખર, ચૈત્ય, રાજાદની વૃક્ષ, સમવસરણ અને પ્રભુની પાદુકાની ત્રણ ત્રણ વાર પૂજા કરી. પછી દારિદ્રયરૂપી વૃક્ષ માટે દાવાનળ જેવા દંડવીર્ય રાજાએ ઇંદ્રે કહેલ વિધિથી દેવપૂજા, સંઘપૂજા તથા મહોત્સવ વગેરે શુભ કાર્યો કર્યાં. તેઃગિરિનું મુનિએ કહેલું ઉત્તમ માહાત્મ્ય સાંભળીને તેમણે ત્રણ અઠ્ઠાઈ મહોત્સવ સહિત તીર્થોત્સવ કર્યો. પછી જગત્પ્રભુના જીર્ણ થઈ ગયેલા પ્રાસાદોને જોઈને દુઃખ પામેલા રાજા દંડવીર્યે ઇંદ્રની સંમતિથી તેનો ઉદ્ધાર કર્યો. તેવી જ રીતે ઇંદ્રની સાથે ગિરનાર પર પણ પૂર્વની જેમ ઉત્સવ કરી રૈવતાચળ તીર્થનો પણ ઉદ્ધાર કર્યો. પછી અર્બુદાચળ, વૈભારગિરિ, અષ્ટાપદ અને સંમેતશિખર તીર્થ પર સંઘ સહિત જઈને સર્વત્ર યાત્રા અને ઉદ્ધાર કર્યા. ત્યાર પછી પોતાનાં રાજ્યમાં આવી તીર્થયાત્રાદિના પુણ્યવાળા અને ધર્મધુર્ય એવા દંડવીર્ય રાજાએ બીજા ક્રોડો પ્રાસાદો નવાં કરાવ્યાં. એકદા ભરત નરેશ્વરની જેમ દર્પણમાં શરીરશોભાને જોતાં દંડવીર્ય રાજા ચિત્તમાં તેની અસારતા જાણી શુભધ્યાને ચડતાં કેવળજ્ઞાનની સંપદાને પામ્યા. પછી અર્દ્ધ પૂર્વ સુધી વ્રતપર્યાય પાળી, દંડવીર્ય કેવલી જગતના જીવો ઉપર દેશના દ્વારા ઉપકાર કરતા અંતે મોક્ષલક્ષ્મીને પ્રાપ્ત થયા. હે ઇંદ્ર ! એવી રીતે આ તીર્થરાજનો બીજો ઉદ્ધાર કરનાર શ્રીભરતના વંશમાં પવિત્ર એવા દંડવીર્ય રાજા થયા છે અને ઉદ્ધારના પુણ્યવડે તેઓ મુક્તિસુખને પામ્યા છે.

( ઇતિ દ્વિતીય ઉદ્ધાર )

ત્યારપછી કેટલેક કાળે એક વખતે ઈશાન ઇંદ્ર જિનેશ્વરોને નમવાને માટે જ્યાં અવિચ્છિન્ન અરિહંત અને કેવળજ્ઞાનીઓની સ્થિતિ છે એવા મહાવિદેહ ક્ષેત્રમાં ગયા. ત્યાં સિંહાસન પર બેઠેલા અને ત્રણ છત્રોથી વિરાજિત એવા પ્રભુને નમસ્કાર કરી, સ્તવીને તેમની આગળ તે બેઠા. તે વખતે કેવળજ્ઞાનથી સર્વ જગતને જાણનારા પ્રભુએ સર્વ લોકને આનંદ આપે તેવી વાણીથી દેશના દેવાનો આરંભ કર્યો; 'જેમ સર્વ ભવમાં મનુષ્યભવ અને સર્વ ગ્રહોમાં સૂર્ય, તેમ સર્વ દ્વીપોમાં જંબૂદ્વીપ ગુણવડે સર્વોત્તમ છે. તે જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં સર્વ દેશોમાં ઉત્તમ સૌરાષ્ટ્ર દેશ, સર્વ પર્વતોમાં ઉત્તમ પુંડરીકગિરિ અને ત્યાં કીર્ત્તન કરવાથી પણ પાપને હરનારા એવા સર્વ દેવમાં પ્રથમ શ્રી આદિનાથ ભગવાન છે. તે ભરતક્ષેત્રને ધન્ય છે કે જ્યાં શત્રુંજય તીર્થ છે, અને તેમાં રહેનારા મનુષ્યોને પણ ધન્ય છે કે, જેઓ તે તીર્થની અને શ્રીજિનેશ્વરની પૂજા કરે છે. શ્રીવિમલાચળ તીર્થને હમેશાં હૃદયમાં રાખવાથી પાપની શાંતિ થાય છે; કારણ કે, 'સૂર્ય પાસે હોય તો શું અંધકારની પ્રવૃત્તિ થાય?' જે બોધિબીજ–સમ્યક્ત્વ સંસારમાં ક્રોડો ભવોમાં પણ દુઃખે કરીને પ્રાપ્ત થાય તે શત્રુંજય તીર્થ ઉપર જિનેશ્વરનું ધ્યાન કરવા માત્રથી ક્ષણવારમાં પ્રાપ્ત થાય છે. જેમ સર્વ તત્વોમાં સમ્યગ્દર્શન અને સર્વ દેવમાં જિનેશ્વર દુર્લભ છે, તેવી રીતે સર્વ તીર્થોમાં શત્રુંજયગિરિ દુર્લભ છે.' આ પ્રમાણે ત્રણ જગતના પ્રભુની દેશના સાંભળી ઇશાનપતિ તીર્થયાત્રામાં ઉત્કંઠિત થઈને ક્ષણવારમાં શત્રુંજયગિરિ પર આવ્યા. પ્રભુની સ્તુતિ કરતા, દર્શન કરતા, નમતા અને જિનવાણીનું સમર્થન કરતા ઇંદ્રે દેવતાઓની સાથે ત્યાં અઠ્ઠાઈ મહોત્સવ કર્યો. પછી ત્યાં અર્હંતનાં પ્રાસાદોને કાંઇક જીર્ણ થયેલા જોઇને તે સુરપતિએ દિવ્યશક્તિથી ઉદ્ધાર કરાવતાં પોતાની જિનેશ્વર ઉપરની ભક્તિ જેવા ઉજ્જવળ અને નવીન પ્રાસાદો કર્યાં. દંડવીર્ય રાજાના ઉદ્ધાર પછી સો સાગરોપમ ગયા ત્યારે ઇશાનપતિએ પુંડરીકગિરિ ઉપર ત્રીજો ઉદ્ધાર કર્યો.

## ( ઇતિ તૃતીય ઉદ્ધાર )

એક વખતે ચૈત્રી પૂર્ણિમાને દિવસે સર્વ દેવતાઓ પુંડરીકગિરિ પર શ્રીઋષભદેવપ્રભુની યાત્રા માટે આવ્યા. તે સમયે નજીકમાં આવેલા હસ્તિસેન નામના નગરમાં કોટી દેવીઓના પરિવારવાળી, પડતા કાળબળે મિથ્યાદૃષ્ટિ સુહસ્તિની નામે એક દેવી ઉત્પન્ન થઇ હતી. મહાબલવાળી, ક્રૂર અને જિનધર્મ પર દ્વેષ રાખનારી તે દેવીએ તાલધ્વજ વગેરે પરના ક્ષેત્રપાલોને પોતાને વશ કરી લીધા હતા અને પોતાના ગર્વથી ઉન્મત્ત, સ્વેચ્છાચારી પરદ્રોહ અને મદ્ય–માંસ ખાવાની આશાવાળી એવી સુહસ્તિની દેવીએ બધું તીર્થ અવ્યવસ્થિત કરી નાખ્યું હતું. જ્યારે આ દેવતાઓ શત્રુંજય તીર્થે આવ્યા, ત્યારે તેણીએ માયાથી શત્રુંજય જેવા ઘણા પર્વતો વિકુર્વીને તેમને છેતરવા માંડ્યા. ઘણા શત્રુંજય પર્વતો જોઇ સર્વ દેવતાઓ પોતાના મનમાં અત્યંત આશ્ચર્ય પામીને 'બુદ્ધિ-

શાળી એવા તેઓ પરસ્પર એક બીજાના મુખ સામું જોતા વિચાર કરવા લાગ્યા કે, ' શું પૃથ્વી ઉપર આટલા બધા શત્રુંજયગિરિ છે ? અથવા શું તે એક હોવા છતાં આપણી ભક્તિથી આટલારૂપે થયા છે ? અથવા એક પર્વત ઉપર આપણે આટલા બધા સમાઈ શકીએ નહીં એમ જાણીને એ પ્રભાવિક ગિરિ શું અનેક રૂપે થયો છે ? ' આ પ્રમાણે ચિંતાતત્પર થયા છતાં અવધિજ્ઞાનનો ઉપયોગ મૂક્યા વગર તે દેવતાઓએ સર્વ પર્વતોની ઉપર જુદી જુદી સ્નાત્રપૂજાદિક ક્રિયા કરી. પછી જેવા અઠ્ઠાઈ મહોત્સવ કરીને તે દેવતાઓ ત્યાંથી જવાની ઈચ્છા કરે છે, તે અવસરે શત્રુંજયગિરિ ઉપર એક શિખર પણ તેમના જોવામાં આવ્યું નહીં. તત્કાળ ' આ શું થયું ? ' એમ સંભ્રમ પામી સઘળા દેવતાઓ વિચાર કરવા લાગ્યા કે, ' શું આપણી ભક્તિમાં આશાતના થવાથી આ વિમલગિરિ અદૃશ્ય થયો હશે ? અથવા શું આપણે જ મનથી જવાનું ચિંતવવાથી ત્યાંથી દૂર આવી ગયા ? અથવા એ ગિરિ જેમ બીજાઓને સ્વર્ગમાં લઈ જાય છે, તેમ શું આજે પોતે પણ સ્વર્ગમાં ગયો ? આં ભૂમિ ઉપર વિશ્વને પવિત્ર કરનાર તે એક જ તીર્થ છે, તો આપણે જેને પ્રથમ અનેકરૂપે જોતા હતા, તેને અત્યારે એકરૂપે પણ કેમ જોતા નથી ? ' આ પ્રમાણે ચિંતવી તે દેવતાઓએ અવધિજ્ઞાનનો ઉપયોગ મૂકીને જોયું એટલે પૂર્વોક્ત દેવીનું સર્વ કપટ સ્પષ્ટ રીતે તેમના જાણવામાં આવ્યું.

તે જ વખતે પ્રલયકાલના સૂર્યોદયની જેમ સર્વ દેવતાઓ અત્યંત કોપાયમાન થયા. અને મહાઘોર કોપજવાળા તેમણે તે દેવી ઉપર મૂકી. દેવતાઓના તે કોપાગ્નિથી અત્યંત બળતી તે મિથ્યાત્વી દેવી પરિવાર સહિત અતિ દીનવાણીપૂર્વક તેઓને નમીને કહેવા લાગી કે; ' હે દેવો ! તમે અમારા સ્વામી છો, અમે તમારી દાસીઓ છીએ. અમો કે જે તૃણના જેવી નિર્બળ છીએ, તેમની ઉપર તમારા જેવાને પરાક્રમ બતાવવું ઉચિત નથી. અમે અજ્ઞાનને વશ થઈ આ અવિચારિત કાર્ય કરેલું છે, હવેથી કદી પણ તેવું કામ કરીશું નહીં; માટે અમારો આ એક અપરાધ ક્ષમા કરો. ' એ પ્રમાણે તેણે કહ્યું ત્યારે તે દેવતાઓ બોલ્યા; ' અરે તીર્થઘાતિની દુષ્ટા ! અમારી જેમ બીજાઓને પણ તું આવી રીતે ઠગે છે. હે માંસભક્ષિણિ ! તેં આ તીર્થને મલિન કર્યું. તને તીર્થની રક્ષા કરવાને માટે રાખેલી છે, પણ તું તો ઊલટું તીર્થનો નાશ કરે છે. હે તીર્થનો ધ્વંસ કરનારી દેવી ! ભરતરાજાનું સેવકપણું અંગીકાર કરીને તેં આવું દુષ્કૃત્ય કર્યું, માટે હવે તું હમણાં જ મૃત્યુ પામીશ. ' દેવતાઓનાં આવાં વચન સાંભળી હસ્તિની દેવી ભય પામી શ્રીજિનેશ્વર ભગવંતને શરણે ગઈ. ખરેખર જિનેશ્વર વિના સંસારની જેમ તે દેવતાઓના ક્રોધમાંથી તેને કોણ મુક્ત કરી શકે ? તે દેવીને શ્રીઋષભપ્રભુને શરણે ગયેલી જોઈ સર્વ દેવતાઓ દૂર રહીને કહેવા લાગ્યા કે; ' રે દુષ્ટા ! આ તેં શું કર્યું ? ' પછી દાંતવડે આંગળીના પર્વોને ચાવતી તે હસ્તિની દેવી બોલી; ' હે દેવતાઓ ! મારી ઉપર પ્રસન્ન થાઓ, અને મારા પર વાત્સલ્ય લાવીને ક્રોધ કરવો છોડી દો. હે સ્વર્ગવાસી દેવો ! જો

હવે ફરીવાર આવાં કૃત્યનું હું મનમાં પણ સ્મરણ કરું, તો ત્રણે જગતથી નમસ્કાર કરાયેલા આ શ્રીઆદિનાથપ્રભુનાં ચરણનાં મને શપથ છે. આ માટે જગતમાં સર્વને જોનાર એવા તમે સાક્ષી છો. હે દયાલુ દેવો ! આ મારાં પ્રથમ ચેષ્ટિતને માટે મને ક્ષમા કરો.' આ પ્રમાણે દીનતાભરી વાણીને કહેતી તે દેવીને દેવતાઓએ ત્યારબાદ છોડી મૂકી. સત્પુરુષો અપરાધી છતાં પણ નમેલા પ્રાણીની ઉપર કોપ કરતા નથી. ત્યારથી હસ્તિનીદેવી હસ્તિસેનાપુરમાં ગઇ અને પૂર્વની જેમ આ તીર્થને વિષે રક્ષા કરવામાં ચતુર અને સંઘને વિષે અતિ ભક્તિને ધારણ કરનારી થઇ.

તે પછી ચોથા દેવલોકના પતિ અતિશક્તિવાળા માહેંદ્ર નામના ઇંદ્રે શત્રુંજયગિરિ ઉપર પ્રભુના પ્રાસાદોને કાંઇક જીર્ણ થયેલા જોયા. 'અહો ! આવા જગતહિતકારી તીર્થ ઉપર આવી જીર્ણતા કેમ થઈ હશે ? જરૂર તે દેવીનું જ આ ચેષ્ટિત લાગે છે' એમ મનમાં ચિંતવન કરતાં, માહેન્દ્ર ઇંદ્રે વર્દ્ધકિની પાસે દિવ્યશક્તિવડે પોતાની ભક્તિ જેવા નવીન પ્રાસાદો કરાવ્યા. એ રીતે બાહુબલિ, કદંબ, તાલધ્વજ, રૈવતાદ્રિ અને બીજાં શિખરોનો પણ માહેંદ્ર ઇંદ્રે ઉદ્ધાર કરાવ્યો. આ રીતે ઇશાન ઇંદ્રના ઉદ્ધારને ક્રોડ સાગરોપમ કાલ ગયા પછી શત્રુંજય ઉપર માહેંદ્ર ઇંદ્રે કરેલો ચોથો ઉદ્ધાર થયો.

( ઇતિ ચતુર્થ ઉદ્ધાર )

એક વખતે ઐરવત ક્ષેત્રમાં દેવતાઓ શ્રી જિનજન્મોત્સવ કરી ત્યાંથી આઠમા નંદીશ્વરદ્વીપે ગયા. ત્યાં આઠ દિવસ સુધી શ્રી જિનાર્ચનાદિ મહોત્સવો કરી તેઓ વિમલાચલગિરિરાજ ઉપર પ્રથમ તીર્થંકર શ્રી આદિનાથને વંદન કરવા આવ્યા. ત્યાં આઠ દિવસ સુધી ભક્તિવડે પ્રભુની પૂજા કરતા એવા તેઓએ પુણ્યના મંદિરરૂપ પ્રભુના પ્રાસાદો કાંઈક જીર્ણ થયેલા જોયા. તે જોઇ સર્વ દેવતાઓવડે ઉત્સાહ અપાયલા પાંચમા દેવલોકના ઇંદ્ર બ્રહ્મેંદ્રે ભક્તિવડે ઉત્સાહવાળા થઈ દિવ્યશક્તિવડે શ્રી વિમલાચલને વિષે પ્રાસાદનો ઉદ્ધાર કર્યો માહેંદ્રે કરેલા ઉદ્ધારથી દશ કોટી સાગરોપમ કાળ ગયા પછી શ્રી શત્રુંજયગિરિ ઉપર એ પાંચમો બ્રહ્મદેવે કરેલો ઉદ્ધાર થયો.

( ઇતિ પંચમ ઉદ્ધાર )

ત્યારપછી એક વખતે ચમરેંદ્ર વગેરે ભવનપતિના ઇંદ્રો સ્વેચ્છાથી ભક્તિવડે નંદીશ્વરદ્વીપે ગયા હતા. તેવામા સ્વરૂપથી કામદેવને જિતનારા અને ભવનેંદ્રોથી નમસ્કાર કરાતા બે વિદ્યાધર મુનિરાજો તીર્થયાત્રા કરવા માટે ફરતા ફરતા ત્યાં આવી ચડ્યા. તેમણે અત્યંત પ્રસન્ન થઇ જગતમા શ્રેષ્ઠ અને શ્રવણ કરવાથી પણ પવિત્ર કરે તેવા પુંડરીકગિરિના મહિમાને તેમની પાસે કહ્યો. તે બન્ને મુનિઓથી પ્રેરણા કરેલા તે ભવનપતિ ઇંદ્રો મુખ્ય તીર્થની યાત્રા કરવાને ઉત્કંઠિત થઇ તે બે મુનિઓની સાથે શત્રુંજય ઉપર આવ્યા.

ત્યાં ભક્તિથી યાત્રા, દાન અને પૂજા કરી સર્વ તીર્થો પર રહેલા પ્રાસાદોનો તેમણે ઉદ્ધાર પણ કર્યો. પછી તે દેવતાઓ પોતપોતાનાં સ્થાનકે ગયા. બ્રહ્મેંદ્રના ઉદ્ધાર પછી લાખ કોટી સાગરોપમ ગયા પછી વિમલાચલગિરિ ઉપર ભવનેંદ્રનો છઠ્ઠો ઉદ્ધાર થયો.

( ઇતિ ષષ્ઠ ઉદ્ધાર )

આ પ્રમાણે ગિરિરાજ શત્રુંજય તીર્થની ઉપર આંતરે આંતરે મનુષ્ય અને દેવતાઓથી કરાયેલા પુણ્યના ઉદ્ધારની જેમ ઉદ્ધારો થયા.[1] હે ઇંદ્ર ! એવી રીતે ભરતચક્રવર્તીથી માંડીને સગરચક્રી સુધી આ શત્રુંજય તીથ ઉપર જેમનાં સત્વ દેવેન્દ્રોવડે પ્રશંસા કરવા યોગ્ય છે, એવા છ ઉત્તમ મનુષ્યો અને દેવતાઓ તીર્થોદ્ધાર કરવાથી નિર્મળ કલ્યાણના નિધાનભૂત થઈ, અનુક્રમે સંસારથી રહિત થઇ, ઉત્તમ જ્ઞાનને પ્રાપ્ત કરી નિશ્ચિતપણે મોક્ષસુખનાં ભાજન થયા. શ્રી વર્દ્ધમાન સ્વામીના મુખકમળમાંથી નીકળતા મકરંદસમૂહના સાર જેવા આ પ્રમાણેનાં વચનો સાંભળી શક્રઇંદ્ર એવા પરમ આનંદને પામ્યા કે જાણે મોક્ષસુખને જ પામ્યા હોય તેવા થયા.

[ આ પ્રમાણે આચાર્ય શ્રી ધનેશ્વરસૂરિરચિત શ્રી શત્રુંજય માહાત્મ્યનો 'દ્રાવિડ વાલિખિલ્ય ચરિત્ર અને તીર્થોદ્ધારવર્ણન' નામનો સાતમો સર્ગનો ગૂર્જરાનુવાદ પૂર્ણ થયો ]



૧ આ વર્ણન ભગવાન શ્રીમહાવીરદેવ સૌધર્મ ઇંદ્રને ફરમાવી રહ્યા છે.

હવે ફરીવાર આવાં કૃત્યનું હું મનમાં પણ સ્મરણ કરું, તો ત્રણે જગતથી નમસ્કાર કરાયેલા આ શ્રીઆદિનાથપ્રભુનાં ચરણનાં મને શપથ છે. આ માટે જગતમાં સર્વને જોનાર એવા તમે સાક્ષી છો. હે દયાલુ દેવો ! આ મારાં પ્રથમ ચેષ્ટિતને માટે મને ક્ષમા કરો.' આ પ્રમાણે દીનતાભરી વાણીને કહેતી તે દેવીને દેવતાઓએ ત્યારબાદ છોડી મૂકી. સત્પુરુષો અપરાધી છતાં પણ નમેલા પ્રાણીની ઉપર કોપ કરતા નથી. ત્યારથી હસ્તિનીદેવી હસ્તિસેનાપુરમાં ગઇ અને પૂર્વની જેમ આ તીર્થને વિષે રક્ષા કરવામાં ચતુર અને સંઘને વિષે અતિ ભક્તિને ધારણ કરનારી થઇ.

તે પછી ચોથા દેવલોકના પતિ અતિભક્તિવાળા માહેંદ્ર નામના ઇંદ્રે શત્રુંજયગિરિ ઉપર પ્રભુના પ્રાસાદોને કાંઇક જીર્ણ થયેલા જોયા. 'અહો ! આવા જગત્હિતકારી તીર્થ ઉપર આવી જીર્ણતા કેમ થઇ હશે ? જરૂર તે દેવીનું જ આ ચેષ્ટિત લાગે છે' એમ મનમાં ચિંતવન કરતાં, માહેન્દ્ર ઇંદ્રે વર્દ્ધકિની પાસે દિવ્યશક્તિવડે પોતાની ભક્તિ જેવા નવીન પ્રાસાદો કરાવ્યા. એ રીતે બાહુબલિ, કોદંબ, તાલધ્વજ, રૈવતાદ્રિ અને બીજાં શિખરોનો પણ માહેંદ્ર ઇદ્રે ઉદ્ધાર કરાવ્યો. આ રીતે ઇશાન ઇદ્રના ઉદ્ધારને ક્રોડ સાગરોપમ કાલ ગયા પછી શત્રુંજય ઉપર માહેંદ્ર ઇંદ્રે કરેલો ચોથો ઉદ્ધાર થયો.

(ઇતિ ચતુર્થ ઉદ્ધાર)

એક વખતે ઐરવત ક્ષેત્રમાં દેવતાઓ શ્રી જિનજન્મોત્સવ કરી ત્યાંથી આઠમા નંદીશ્વરદ્વીપે ગયા. ત્યાં આઠ દિવસ સુધી શ્રી જિનાર્ચનાદિ મહોત્સવો કરી તેઓ વિમલાચલગિરિરાજ ઉપર પ્રથમ તીર્થંકર શ્રી આદિનાથને વંદન કરવા આવ્યા. ત્યાં આઠ દિવસ સુધી ભક્તિવડે પ્રભુની પૂજા કરતા એવા તેઓએ પુણ્યના મંદિરરૂપ પ્રભુના પ્રાસાદો કાંઇક જીર્ણ થયેલા જોયા. તે જોઇ સર્વ દેવતાઓવડે ઉત્સાહ અપાયેલા પાંચમા દેવલોકના ઇંદ્ર બ્રહ્મેંદ્રે ભક્તિવડે ઉત્સાહવાળા થઇ દિવ્યશક્તિવડે શ્રી વિમલાચલને વિષે પ્રાસાદનો ઉદ્ધાર કર્યો. માહેંદ્રે કરેલા ઉદ્ધારથી દશ કોટી સાગરોપમ કાળ ગયા પછી શ્રી શત્રુંજયગિરિ ઉપર એ પાંચમો બ્રહ્મદેવે કરેલો ઉદ્ધાર થયો.

(ઇતિ પંચમ ઉદ્ધાર)

ત્યારપછી એક વખતે ચમરેંદ્ર વગેરે ભવનપતિના ઇંદ્રો સ્વેચ્છાથી ભક્તિવડે નંદીશ્વરદ્વીપે ગયા હતા. તેવામાં સ્વરૂપથી કામદેવને જિતનારા અને ભવનેંદ્રોથી નમસ્કાર કરાતા બે વિદ્યાધર મુનિરાજો તીર્થયાત્રા કરવા માટે ફરતા ફરતા ત્યાં આવી ચડ્યા. તેમણે અત્યંત પ્રસન્ન થઇ જગતમાં ધ્યેય અને શ્રવણ કરવાથી પણ પવિત્ર કરે તેવા પુંડરીકગિરિના મહિમાને તેમની પાસે કહ્યો. તે બન્ને મુનિઓથી પ્રેરણા કરેલા તે ભવનપતિ ઇંદ્રો મુખ્ય તીર્થની યાત્રા કરવાને ઉત્કંઠિત થઇ તે બે મુનિઓની સાથે શત્રુંજય ઉપર આવ્યા.

કરવા માટે જે શીલરૂપી પર્વત ઉપર રહેલી હતી. ઉત્તમ વિવેકવાળી તથા જેના બન્ને પક્ષો ( માતાપિતા–પતિ ) હંસીની પાંખો જેવા નિર્મળ છે, તેમ જ હંસી જેમ માનસરોવરમાં રહે છે તેમ તેણીએ પોતાના પતિના નિર્મળ [1]માનસમાં નિવાસસ્થાન કર્યું હતું. જગન્મિત્ર યુવરાજ સુમિત્રને સારાં ચરિત્રોથી યશવાળી યશોમતી નામે પ્રિયા હતી. મંદગતિએ ચાલતી એ બાલાએ તારુણ્યરૂપી અરણ્યમાં ફરતું, અને કામ–તૃષ્ણાથી આતુર એવું પતિનું મનરૂપી મૃગલું પોતાના ગુણવડે બાંધી લીધું હતું.

એક વખતે ચંદ્રશાળામાં કાંઇક જાગતી અને કાંઇક ઊંઘતી અવસ્થામાં સૂતેલી વિજયાદેવીએ રાત્રિને પાછલે પહોરે ચૌદ સ્વપ્નો જોયાં. હાથી, સિંહ, વૃષભ, લક્ષ્મી, પુષ્પની માળા, ચંદ્ર, સૂર્ય, ધ્વજ, કુંભ, સરોવર, સમુદ્ર, વિમાન, રત્નરાશિ અને અગ્નિ એ ચૌદ સ્વપ્નો મુખમાં પ્રવેશ કરતાં તેણે જોયા, અને ઉત્તમ પરમાનંદના સુખની તૃપ્તિને તેઓ પ્રાપ્ત થયા. તે જ વખતે વૈશાખ માસની શુકલ ત્રયોદશીએ, ચંદ્ર રોહિણી નક્ષત્રમાં આવતાં દેવસંબંધી આયુષ્યનો ક્ષય થવાથી વિજય નામના અનુત્તર વિમાનથી ચ્યવીને રાત્રિમાં બીજા તીર્થંકર દેવનો જીવ વિજયાદેવીના ઉદરમાં સમાધિપૂર્વક ઉત્પન્ન થયો. તે સમયે મહાઉદ્યોત થયો અને નારકીઓને પણ સુખ થયું.

આ બાજુ તે જ રાત્રિએ સુમિત્ર યુવરાજની સ્ત્રી યશોમતીએ પણ અત્યંત હર્ષપૂર્વક કાંઇક ઝાંખા તે જ ચૌદ સ્વપ્નો જોયાં. પ્રાતઃકાલે હર્ષ પામી વિજયા અને યશોમતીએ પોતપોતાના પતિને યથાર્થ સ્વપ્નની વાર્ત્તા કહી. તેમણે પણ સ્વપ્નપાઠકોને પૂછયું. વિજયાદેવીમાં તીર્થંકરનો જન્મ અને યશોમતીમાં ચક્રવર્ત્તીનો જન્મ થશે એમ કહેનારા તેઓને રાજાએ અને યુવરાજે હર્ષથી ઘણું ધન આપીને ખુશી કર્યા. ઉત્તમ દોહદવાળી તે બન્ને રાણી ગર્ભના પ્રભાવથી અને સ્વભાવથી જીવોની દયાવડે મન્દગતિવાળી થઈ. નવ માસ અને સાડાસાત દિવસ પૂર્ણ થતાં માઘમાસની શુકલ અષ્ટમીએ ચંદ્ર રોહિણી નક્ષત્રમાં આવતાં અર્ધરાત્રિએ વિજયાદેવીએ ગજના ચિહ્નથી લાંછિત, કનકવર્ણી અને જગતમાં ઉદ્યોત કરનાર એવા એક પવિત્ર પુત્રને જન્મ આપ્યો. તે સમયે આસનકંપથી ( જિનજન્મને જાણીને ) છપ્પન દિક્કુમારીઓએ ત્યાં આવી ભક્તિપૂર્વક સર્વ સ્વકર્મ ( સૂતિકાકર્મ ) કર્યું. પછી ચોસઠ ઇંદ્રો પોતાના આસનકંપથી પ્રભુનો જન્મ જાણીને અત્યંત હર્ષોલ્લાસથી ભરાયેલાં થયાં કર્યાં છે, શણગાર જેને એવા વિમાનોવડે ચાલતા તેઓ પરિવાર સાથે ઘણા દ્વીપોનું ઉલ્લંઘન કરીને વિનીતાનગરીમાં આવ્યા. જિનેશ્વરની માતાને અવસ્વાપિની નિદ્રા આપીને તેમજ તેની પડખે પ્રભુનું પ્રતિબિંબ રાખીને સૌધર્મ ઇન્દ્ર ચંદનરસવડે લીંપેલા અને અંજલિ આકારે કરેલા બે હાથવડે પ્રભુને લઇ શક્રેંદ્ર પાંચ રૂપથી ક્ષણ વારમાં મેરુગિરિ પર આવ્યા. ત્યાં પાંડુક વનમાં અતિ પાંડુકંબલા નામે

૧. મન. હંસપક્ષે માનસરોવર.

# સર્ગ આઠમો

જેમના ચરિત્રમાં ઉત્તમ ચાર આશ્ચર્યો રહેલાં છે, એવા શ્રીમાન્ નાભિરાજાના પુત્ર શ્રીઋષભદેવ ભગવાન્ તમને વાંછિત આપો. તે ચાર આશ્ચર્ય આ પ્રમાણે છે; કોઇના શિખવ્યા વગર સ્વયમેવ પ્રાપ્ત થયેલી વિવેક સંપત્તિ ( ભગવંતને ) એ પ્રથમ આશ્ચર્ય, કુમારવયમાં દાન કરવાની વાસના-( શ્રેયાંસને ) એ બીજું આશ્ચર્ય ભરત-ચક્રવર્તીથી પણ અધિક બલ-( બાહુબલિને ) એ ત્રીજું આશ્ચર્ય અને ભોગના વિસ્તાર-ને ભોગવતાં છતાં કેવલજ્ઞાનની ઉત્પત્તિ-( ભરતચક્રીને ) એ ચોથું આશ્ચર્ય. ભગવાન મહાવીરસ્વામી ઇંદ્રને કહે છે; ' હે ઇંદ્ર ! તીર્થંકરોના સુંદર ચરિત્રોના કીર્તનથી પણ પવિત્ર એવી શત્રુંજયના બીજા સર્વ ઉદ્ધારોની સ્થિતિ હવે તું સાંભળ. ( કર્તા કહે છે. ) કર્મરૂપ શત્રુઓથી નહિ જીતાયેલા અને કામદેવરૂપ શત્રુને જીતનાર એવા બીજા તીર્થંકર અજિતનાથસ્વામીને નમસ્કાર કરીને તેમના જ ગુણનું કીર્તન કરું છું. '

આ જંબૂદ્વીપમાં ભરતક્ષેત્રમાં શત્રુઓનાં સમૂહથી પણ ન જીતી શકાય તેવી અને પીડારહિત પ્રજાથી વસેલી અયોધ્યા નામની પૃથ્વીમાં પ્રખ્યાતિ પામેલી નગરી છે. તે નગરીને જીતવા આવેલા શત્રુઓ નગરીના મણિમય કિલ્લામાં પ્રતિબિંબિત થયેલા પોતાના શરીરોને જ જોઇને ' સામા શત્રુઓ આવ્યા છે. ' એવો ભય ધરીને નાશી જાય છે. તે નગરીના અર્હંતપ્રભુના ચૈત્યોમાં અહર્નિશ થતા નાદથી જાણે ધર્મરાજાની સેનાના વાજિંત્રોનો નાદ હોય તેવા ઘંટાના ટંકારવડે પાપરૂપી રાજા દૂર નાશી જાય છે. આદિનાથ પ્રભુના વંશમાં અસંખ્ય પુરુષો મોક્ષે જાય ત્યારે એક સર્વાર્થસિદ્ધે જાય એમ યાવત્ બીજા તીર્થંકર થયા ત્યાં સુધી ભગવાન ઋષભદેવની પાટે મોક્ષમાર્ગ ચાલ્યો.[1]

તેમજ અનુક્રમે પોતાની પ્રજાઓનું રક્ષણ કરનાર પુત્ર-પૌત્રો થયા છે જેને અને જિનધ્યાનથી વિશુદ્ધ છે બુદ્ધિ જેની એવો ઇક્ષ્વાકુવંશ સત્યાર્થ-કૃતાર્થ કર્યો છે જેણે એવો તે અયોધ્યાનગરીમાં શત્રુઓના સમૂહને જિતનાર અને અનેક ગૌરવતાના ગુણરૂપ માણિક્યરત્નોને ઉત્પન્ન કરવામાં રોહણાચલ સમાન જિતશત્રુ નામે રાજા થયો. દાન આપતા એવા તે રાજાએ શત્રુઓના અને યાચકોના લલાટમાં વિધાતાએ લખેલી અક્ષર-પંક્તિઓને ભૂંસી નાખી હતી. તે જિતશત્રુ રાજાને ગુણથી શ્રેષ્ઠ, બલવાન્, જયેષ્ઠબંધુમાં ભક્તિવાન્ અને લોકમાં મિત્રસમાન સુમિત્ર નામે નાનો ભાઇ યુવરાજપદે હતો. જિતશત્રુ રાજાને મુખની કાંતિથી ચંદ્રની કાંતિને દાસી કરનાર અને વિજય કરવામાં ઉદાહરણરૂપ વિજયા નામે પટરાણી હતી. તે અનેક ગુણોને ધારણ કરવાવાળી અને દુઃખે ગ્રહણ કરી શકાય એવા પતિના હૃદયરૂપ ઘર છે જેનું એવી લોકોના ચિત્તને વશ

---

1 આનો વિસ્તાર સિદ્ધદંડિકાથી જાણવો છે

કરવા માટે જે શીલરૂપી પર્વત ઉપર રહેલી હતી. ઉત્તમ વિવેકવાલી તથા જેના બન્ને પક્ષો ( માતાપિતા–પતિ ) હંસીની પાંખો જેવા નિર્મળ છે, તેમ જ હંસી જેમ માનસરોવરમાં રહે છે તેમ તેણીએ પોતાના પતિના નિર્મળ [1]માનસમાં નિવાસસ્થાન કર્યું હતું. જગન્મિત્ર યુવરાજ સુમિત્રને સારાં ચરિત્રોથી યશવાળી યશોમતી નામે પ્રિયા હતી. મંદગતિએ ચાલતી એ બાલાએ તારુણ્યરૂપી અરણ્યમાં ફરતું, અને કામ–તૃષ્ણાથી આતુર એવું પતિનું મનરૂપી મૃગલું પોતાના ગુણવડે બાંધી લીધું હતું.

એક વખતે ચંદ્રશાળામાં કાંઈક જાગતી અને કાંઇક ઊંઘતી અવસ્થામાં સૂતેલી વિજયાદેવીએ રાત્રિને પાછલે પહોરે ચૌદ સ્વપ્નો જોયાં. હાથી, સિંહ, વૃષભ, લક્ષ્મી, પુષ્પની માળા, ચંદ્ર, સૂર્ય, ધ્વજ, કુંભ, સરોવર, સમુદ્ર, વિમાન, રત્નરાશિ અને અગ્નિ એ ચૌદ સ્વપ્નો મુખમાં પ્રવેશ કરતાં તેણે જોયા, અને ઉત્તમ પરમાનંદના સુખની તૃપ્તિને તેઓ પ્રાપ્ત થયા. તે જ વખતે વૈશાખ માસની શુકલ ત્રયોદશીએ, ચંદ્ર રોહિણી નક્ષત્રમાં આવતાં દેવસંબંધી આયુષ્યનો ક્ષય થવાથી વિજય નામના અનુત્તર વિમાનથી ચ્યવીને રાત્રિમાં બીજા તીર્થંકર દેવનો જીવ વિજયાદેવીના ઉદરમાં સમાધિપૂર્વક ઉત્પન્ન થયો. તે સમયે મહાઉદ્યોત થયો અને નારકીઓને પણ સુખ થયું.

આ બાજુ તે જ રાત્રિએ સુમિત્ર યુવરાજની સ્ત્રી યશોમતીએ પણ અત્યંત હર્ષપૂર્વક કાંઇક ઝાંખા તે જ ચૌદ સ્વપ્નો જોયાં. પ્રાતઃકાલે હર્ષ પામી વિજયા અને યશોમતીએ પોતપોતાના પતિને યથાર્થ સ્વપ્નની વાર્ત્તા કહી. તેમણે પણ સ્વપ્નપાઠકોને પૂછયું. વિજયાદેવીમાં તીર્થંકરનો જન્મ અને યશોમતીમાં ચક્રવર્ત્તીનો જન્મ થશે એમ કહેનારા તેઓને રાજાએ અને યુવરાજે હર્ષથી ઘણું ધન આપીને ખુશી કર્યા. ઉત્તમ દોહદવાળી તે બન્ને રાણી ગર્ભના પ્રભાવથી અને સ્વભાવથી જીવોની દયાવડે મન્દગતિવાળી થઈ. નવ માસ અને સાડાસાત દિવસ પૂર્ણ થતાં માઘમાસની શુકલ અષ્ટમીએ ચંદ્ર રોહિણી નક્ષત્રમાં આવતાં અર્ધરાત્રિએ વિજયાદેવીએ ગજના ચિહ્નથી લાંછિત, કનકવર્ણી અને જગતમાં ઉદ્યોત કરનાર એવા એક પવિત્ર પુત્રને જન્મ આપ્યો. તે સમયે આસનકંપથી ( જિનજન્મને જાણીને ) છપ્પન દિક્કુમારીઓએ ત્યાં આવી ભક્તિપૂર્વક સર્વ સ્વકર્મ ( સૂતિકાકર્મ ) કર્યું. પછી ચોસઠ ઇંદ્રો પોતાના આસનકંપથી પ્રભુનો જન્મ જાણીને અત્યંત હર્ષોલ્લાસથી ભરાયેલાં થયાં કર્યાં છે, શણગાર જેને એવા વિમાનોવડે ચાલતા તેઓ પરિવાર સાથે ઘણા દ્વીપોનું ઉલ્લંઘન કરીને વિનીતાનગરીમાં આવ્યા. જિનેશ્વરની માતાને અવસ્વાપિની નિદ્રા આપીને તેમજ તેની પડખે પ્રભુનું પ્રતિબિંબ રાખીને સૌધર્મ ઇન્દ્ર ચંદનરસવડે લીંપેલા અને અંજલિ આકારે કરેલા બે હાથવડે પ્રભુને લઇ શક્રેંદ્ર પાંચ રૂપથી ક્ષણ વારમાં મેરુગિરિ પર આવ્યા. ત્યાં પાંડુક વનમાં અતિ પાંડુકંબલા નામે

૧. મન. હંસપક્ષે માનસરોવર.

અર્ધચંદ્રાકાર સ્ફટિકમય શાશ્વતી શ્રેષ્ઠ શિલા છે, તે પર રહેલા સુંદર સિંહાસનમાં પ્રભુને ઉત્સંગમા લઈને બેઠેલા સૌધર્મ ઇંદ્ર, સૂર્યને ઉત્સંગમા રાખનાર પૂર્વાચલની જેવા શોભવા લાગ્યા. [ પછી શક્રેંદ્રે પાચ રૂપ કર્યાં ] એકરૂપે છત્ર, બે રૂપે ચામર, એકરૂપે ઉત્સંગમા પ્રભુને ધારણ કર્યા અને એક રૂપે વજ્રને ધારણ કર્યું–આ પ્રમાણે પાચ રૂપને ધરનાર અને જિનેશ્વરને વિષે ભક્તિમા તત્પર એવા તે ઇદ્રે જિનસ્નાત્ર કરવાને માટે બીજા ઇદ્રોને આમંત્રણ કર્યું. ભાવનાથી ભરેલા તે ઇંદ્રોએ માટીના, સુવર્ણના, રૂપાનાં, મણિરત્નના, સોનારૂપાનાં, મણિ ને રૂપાના, મણિસુવર્ણના અને સોનું, રૂપું તથા મણિના તીર્થજલથી ભરેલા પ્રત્યેક એક હજાર ને આઠ અતિ નિર્મલ કલશોવડે પ્રભુનું સ્નાત્ર કર્યું. પછી ગોશીર્ષચંદન, દિવ્ય સુગંધી પુષ્પ, ફલ અને પત્રોથી ભક્તિસહિત શીઘ્રતાથી પૂજા કરી.

ત્યારબાદ પોતે પણ પ્રભુની પૂજા કરી, પૂજા કર્યાં પછી શુભ ભાવનાવાળા સૌધર્મપતિએ થોડા પાછા ખસીને તીર્થપતિની અર્થયુક્ત સ્તુતિવડે આ પ્રમાણે ભાવપૂજા કરી; 'હે તીર્થપતિ અજિતસ્વામી ! ત્રણ લોકના નાયક, દેવાધિદેવ ભગવન્, સર્વ જનો કરતા શ્રેષ્ઠ એવા તમે જય પામો. હે ભગવન્ ! આદિનાથ પ્રભુની પછી પચીશ લાખ કોટી ઇંદ્રો[1] થઈ ગયા પછી આજે તમે મારા સારા ભાગ્યે જ અવતર્યાં છો. હે ભગવન્ ! તમારા અવતારના યોગથી તમારી પૂજા અને તમારી દેશના સાભળવા વગેરે વડે મારો અવતાર પણ હું કૃતાર્થ માનું છું. હે નાથ ! તમારા જેવા સ્વામીથી આ ભરતખંડ પવિત્ર થયો અને અમારા જેવા સુરો, અસુરો અને મનુષ્યો પણ સદ્ધર્મવાળા થયા. હે પ્રભુ ! તમે આ સંસારરૂપ વારિધિમા ડૂબી જતા પ્રાણીઓને તારનાર અને કષાય તથા વિષયરૂપ શત્રુઓના બળને તોડનાર છો. હે જગત્પ્રભુ ! અમેય ગુણના આધાર, અનંત અને અવ્યક્ત, એવા તમે બીજા તીર્થંકર, ધર્મનો ઉદ્ધાર કરવાને માટે ઉદય પામ્યા છો. હે કરુણાકર સ્વામી ! આસન, શયન, ગમન અને ધ્યાન વગેરે સર્વ કર્મમા તમે મારા ચિત્તમાં નિવાસ કરો. હે ભગવાન્ ! તમારું પૂજન, નમન, સ્તવન અને ધ્યાન કરવાના પુણ્યથી તમારા ચરણકમલ દરેક ભવમા પણ મારા હૃદયમા સંતોષ પમાડો.'

આ પ્રમાણે સ્તુતિ કરી પંચાગપ્રણામ કરી સૌધર્મ ઇદ્ર પૂર્વની પેઠે પ્રભુને લઈ વારંવાર તેમને અવલોકતો અને પોતાના આત્માને ધન્ય માનતો દેવતાઓની સાથે હર્ષપૂર્વક જિતશત્રુરાજાને ઘેર આવ્યા. પ્રભુની માતા પાસેથી પ્રતિબિંબ લઈ અને નિદ્રા હરણ કરી ઇંદ્ર પલંગ પર પ્રભુને પધરાવીને નંદીશ્વરદ્વીપે ગયો. ત્યા આઠ દિવસ સુધી સર્વ સુરાસુરો જન્મોત્સવ કરીને જિનધર્મ વિષે તત્પર થઈ પોત–પોતાનાં સ્થાનકે ગયા.

---

૧ ઋષભદેવ પછી અજિતનાથ પચાસ લાખ કોટી સાગરોપમે થયા સૌધર્મેન્દ્રનુ આયુષ્ય બે સાગરોપમનુ હોવાથી તેટલા અતરમા પચીસ લાખ કોટી ઇંદ્રો એક પછી એક થઈ ગયા એમ સમજવુ.

આ બાજુ : સંપૂર્ણ થયા છે દોહદ જેના એવી યશોમતીએ પૂર્ણ સમયે તે જ રાત્રિના અવસરે ઉત્તમ પુત્રને જન્મ આપ્યો. સ્નાત્રોત્સવમાં પ્રભુને જોયા હતા, તથાપિ પુનઃ સ્વામીને જોવાને ઉત્સુક થયેલો સૂર્ય તત્કાલ અતિ ઊંચા ઉદયગિરિ પર આરૂઢ થયો. સૂર્યની સર્વ તરફ પ્રસરતી કિરણોની શ્રેણીએ ભવ્યજીવોના અજ્ઞાનને નાશ કરનાર શ્રીજિનવાણીની જેમ વિશ્વ-વ્યાપી અંધકારને હરી લીધો અને સર્વ ઠેકાણે [1]કમલોદય કર્યો. પ્રાતઃકાલે રાજાએ પુત્ર-જન્મની વધામણી કહેનાર પુરુષોને હર્ષથી ઘણું દાન આપી તેનું જન્મપર્યંતનું દારિદ્રય દળી નાખ્યું. તે સમયે ઇંદ્રના આદેશથી કુબેરે સમગ્ર નગરમાં આષાઢમાસના મેઘની જેમ હિરણ્ય, રત્ન અને વસ્ત્રોની વૃષ્ટિ કરી. કામધેનુ, કલ્પવૃક્ષ, દક્ષિણાવર્ત્ત શંખ અને ચિંતામણિરત્નને પણ વ્યર્થ કરતો મહેંદ્રનો દાનમનોરથ તેટલાથી પણ પૂરાણો નહીં. તે સમયે ધ્વજા, તોરણ, માણિક્ય, સ્વસ્તિક, અગરુ અને માળાઓથી આખા નગરમાં કોઇ મોટો ઉત્સવ થઇ રહ્યો. બીજે દિવસે રાજાએ સ્થિતિ અને પ્રતિસ્થિતિ સંસ્કાર કર્યો. ( કુળની મર્યાદાની શરૂઆત કરી ) ત્રીજે દિવસે ઉત્સવ સાથે બન્ને પુત્રોને ચન્દ્ર-સૂર્યનું દર્શન કરાવ્યું. છટ્ઠે દિવસે ગોત્રજનની સંમતિથી ' આ પુત્ર કર્મથી જિતાશે નહીં ' એમ વિચારી ઉત્સવ-વડે પ્રભુનું **અજિત** એવું નામ પાડયું અને શૂન્ય સહિત સગર( સંગરવ્યૂહ )ને કરનાર એવા તે બીજા ( યશોમતીના ) પુત્રનું ગોત્રમંત્રની વાણીવડે પવિત્ર એવું શૂન્ય રહિત '**સગર**' નામ પાડયું. ઇંદ્રે મોકલેલી પાંચ ધાત્રીઓએ લાલિત થતા પ્રભુ પાંચ સમિતિવડે વ્રતની જેમ વૃદ્ધિ પામવા લાગ્યા. તે પ્રભુ બધા વિશ્વને આલંબન કરવાની યષ્ટિરૂપ છે, તે છતાં પોતે હાથમાં યષ્ટિ( લાકડી )નું આલંબન કરી જાણે ભવસાગરનો તાગ લેતા હોય ( માપ લેતા હોય ) તેમ મંદ મંદ ચાલવા લાગ્યા. કેટલાક દેવતાઓ ઇંદ્રની આજ્ઞાથી મયૂર, ઘોડા અને હાથીનાં રૂપ લઇ પ્રભુને રમાડવા લાગ્યા. પ્રભુ જો કે સંસારથી વિરક્ત હતા, તથાપિ માતાપિતાને અને દેવતાઓને હર્ષ પમાડવા માટે જ બાળકને ઉચિત રમત કરતા હતા. યોગ્ય સમયે સારી બુદ્ધિવાળા સગરકુમાર પણ માતાપિતાની પ્રસન્નતાને માટે ગુરુ પાસેથી ઘણાં સંતોષપૂર્વક અનુક્રમે સર્વકળાઓ શીખ્યા. સુવર્ણ જેવી કાંતિવાળા, પૃથ્વીમાં આભૂષણરૂપ અને વિકસ્વર ઉત્તમ લક્ષણોથી લક્ષિત એવા તે બંને કુમાર યૌવનવયને પ્રાપ્ત થયા. સાડાચારસો ધનુષ ઊંચી કાયાવાળા અને નિઃસીમ-રૂપ લાવણ્યવાળા તેઓ જગતના હર્ષ માટે થયા. પોતાના ભોગ ફળને જાણતા અને માતાપિતાને હર્ષ આપવા માટે પ્રભુ રાજકન્યાઓને પરણ્યા. ' કર્મનું ફળ બળવાન્ છે. તે ભોગવવું પડે છે.' કલાઓના આધાર સગરકુમાર તારાઓમાં કલાધર-ચંદ્રની જેમ પિતાને ખુશી કરવા માટે ઘણી રાજકન્યાઓનો પરણનાર થયો. દેવોની સેવા પ્રાપ્ત કરી છે જેમણે એવા પ્રભુએ અનુક્રમે અઢાર લાખ પૂર્વ કુમારપણામાં ઉલ્લંઘન કર્યાં. પછી પુત્રવત્સલ

૧ સૂર્યપક્ષે કમલ-જિનવાણીપક્ષે ભવ્યજીવરૂપ કમલ.

જિતશત્રુ રાજાએ તેમને પૂર્ણ ગુણવાન્ જાણીને જો કે તેઓ ઇચ્છતા નહોતા તો પણ રાજ્ય પર બેસાર્યા. અને મોટી બુદ્ધિવાળા સુમિત્ર યુવરાજે પણ જિતશત્રુ રાજાની આજ્ઞાથી પોતાના પુત્ર સગરને પોતાની પદવી ઉપર નિમ્યા. પછી રાજા જિતશત્રુએ અને સુમિત્રે તેમજ બીજા અનેક રાજાઓએ ધર્મઘોષ ગુરુની પાસે દીક્ષા લીધી.

સુરાસુરોથી અજિત અને સુરસેવિત અજિતરાજા જગતનું પાલન કરતાં રાજ્ય કરવા લાગ્યા. ત્યારપછી રાજાની આજ્ઞાને અનુસરનારા યુવરાજ સગરકુમાર ઘણા દેશોને સાધી થોડા વખતમાં વિજય મેળવી આવ્યા. પ્રભુ રાજ્ય કરતા હતા, ત્યારે સર્વ દેશોમાં સાત પ્રકારની ત્યારે ઇતિ[1] અને કોઇ પ્રકારની ભીતિ રહી જ નહીં. સુષમાકાલની જેમ લોકો હંમેશા સુખે રહેવા લાગ્યા. પ્રભુએ ત્રેપન લાખ પૂર્વ સુધી જનની ઇચ્છાએ પોતાનું ભોગકર્મ ખપાવતાં રાજ્ય કર્યું.

એક વખતે વસંતઋતુ આવી એટલે વિરાગી પ્રભુ પણ લોકોના આગ્રહથી અંતઃપુરની સ્ત્રીઓ સાથે ઉદ્યાનભૂમિમાં ગયા. તે વખતે એ વન, કોકિલાના કોલાહલથી અને ભ્રમરાઓના ગુંજારવથી જાણે પોતાની શોભા બતાવવાને પ્રભુને બોલાવતું હોય તેમ દેખાતું હતું, વૃક્ષોરૂપી ઊંચા શિખરોથી પ્રભુને જોતું હોય તેમ જણાતું હતું. પ્રભુના દર્શનથી હર્ષવડે ખીલેલી કળિઓવડે હસતું હોય એમ લાગતું હતું અને જ્યારે પ્રભુ નજીક આવ્યા ત્યારે વૃક્ષોની ચલાયમાન શાખારૂપી ભુજાથી પ્રીતિવડે તેમનો સત્કાર કરતું હોય તેવું દેખાતું હતું. એવા તે વનમાં સ્વામી પધાર્યા. પછી વિકાસ પામેલા પુષ્પોની મકરંદવાળા અને તડકા રહિત એવા તે વનમાં છત્રસમાન તે વિશ્વપતિ પ્રભુએ લોકોની સાથે રમવાની ઇચ્છા કરી. તે વખતે કોઇ તરુણ સ્ત્રી પાદાગ્ર ઉપર ઊભા રહી વૃક્ષ ઉપરથી ફલ લેતી હતી, તે સ્તનરૂપ ગુચ્છાવડે શોભતી જંગમ વેલ હોય તેવી દેખાતી હતી. જેનું શરીર વૃક્ષમાં ઢંકાઇ ગયું છે અને તેની અંદરથી જેનું મુખકમલ માત્ર દેખાય છે એવી કોઇ રમણી અન્યજાતિના વૃક્ષમાં અન્યજાતિનું પુષ્પ ઊગ્યાની શંકા કરાવતી હતી, કોઈ ચતુર સ્ત્રી 'મારી પાંચ આંગલી જ પાંચ બાણ છે તેથી આ કામદેવના [ પુષ્પરૂપ ] પાંચ બાણને ધિક્કાર છે' એવો ક્રોધ કરી નખવડે વૃક્ષોના પુષ્પને છેદી નાંખતી હતી. કોઇ તરુણીએ મલ્લિકાના પુષ્પોવડે માળા ગુંથીને પોતાના સ્તન ઉપર મૂકી, તેથી તે માળાનાં પુષ્પો જાણે હાથીના કુંભસ્થળનો વિજય કરીને મેળવેલાં મોતી હોય તેવાં દેખાતાં હતાં. કોઇ વસંતરાગ સાથે પંચમસ્વરથી ગાતી બાળા તત્કાળ સુંદર પુષ્પોને પણ વિરહી સ્ત્રીપુરુષ જેવા કરતી હતી. કોઇ કાંતા કામદેવના ચક્ર હોય, તેવા બોરસલીના પુષ્પો લઇ જાણે કામદેવની શક્તિ હોય તેમ તે પુષ્પોને લીલાવડે પોતાના પતિ તરફ ફેંકતી હતી. અને કોઈ શ્વેત વસ્ત્ર પહેરી પુષ્પવાળા વૃક્ષોથી વીંટળાઇ રહેલી બાળા પોતાના મુખચંદ્રવડે પૂર્ણિમાની રાત્રિ જેવી ઉજ્જવળ શોભતી હતી.

---

1 અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, ઉંદર, તીડ, સુડા, દેશી લોકોનો બળવો અને શત્રુનો હુમલો-એ સાત ઇતિ કહેવાય છે.

તે અવસરે સર્વ અંગમાં પુષ્પાભરણવાળા, પુષ્પના આસન પર બેઠેલા, હાથમાં પુષ્પનો દડો ધારણ કરનાર અને માથે પણ પુષ્પનો મુકુટ ધારણ કરનાર પ્રભુ અતિશય શોભતા હતા. પ્રભુની આગળ મંડળાકારે થઈને રાસડા લેતી કામિનીઓ હાથવડે તાલ લઈને પ્રેક્ષકોના ચિત્તને રંજન કરતી હતી.

આવી રીતે કામીજનો કામરસમાં વ્યગ્ર થયા હતા તે સમયે મનમાં સંકલ્પ કરે છે કે, ' અહીં આ ક્રીડા છે. તેવી બીજે કોઈ ઠેકાણે છે કે નહીં ?' એમ વિચારને કરતા અજિતનાથપ્રભુ પોતાના ઉત્તરોત્તર ચઢતા એવા પૂર્વભવોનું સ્મરણ કરતાં તેઓને મહાઆનંદકારી અનુત્તર સુખનું સ્મરણ થયું. તત્કાળ તે સ્મરણ કરીને શર્કરાનું આસ્વાદન કરનાર પ્રાણી લીંબડાના ફળનો સ્વાદ લેવાથી જેમ વિરામ પામે તેમ પ્રભુ કામરસથી વિરામ પામ્યા; અને ચિંતવવા લાગ્યા કે, ' અહો ! એવું તે લોકોત્તર સુખ ભોગવ્યા છતાં પણ મારું મન હજુ આવા તુચ્છ સુખમાં રમવાને ઇચ્છે છે માટે આ કામચેષ્ટાને ધિક્કાર છે ! ' અજ્ઞાની જીવો અનંત ભવમાં ઘણી વાર સુખોને ભોગવ્યા છતાં પણ પાછાં તે સુખોને ભવોભવમાં નવીન મળતા હોય તેમ ઇચ્છે છે ! પૂર્વે અનંત સુખ ભોગવ્યા છતાં પ્રાણી જરા પણ તૃપ્ત થતો નથી અને એક લવ માત્ર દુઃખ આવી પડે છે, તેમાં તુરત ઉદ્વેગ પામી જાય છે. પુણ્ય કરવાથી ( પ્રાણીને ) અનેક સુખ પ્રાપ્ત થાય છે, છતાં તે પુણ્યમાં પ્રાણીને આદર થતો નથી; અને પ્રમાદથી દુઃખ થાય છે, છતાં પ્રમાદમાં જ તે આદરવાળો થાય છે. મૂર્ખ જીવ સંસારમાં કરે છે બીજું અને તેથી જુદા ફળની ઇચ્છા કરે છે; પરંતુ બીજ લીંબડાનું વાવ્યું હોય તો તેમાંથી શું કલ્પવૃક્ષનો અંકુર ઉત્પન્ન થાય ? આ સંસારરૂપ સમુદ્રમાં વિષયરૂપ આમિષના લોભથી બુદ્ધિવડે શ્રેષ્ઠ એવા માણસો પણ માછલાની જેમ દુઃખરૂપ જાળમાં ફસાય છે. આ સંસારરૂપ ચૌટામાં ભમતા જીવોને વિષયરૂપ સ્વેચ્છાચારી વૈરીઓ જડપુરુષોના પુણ્યરૂપ અનુપમ ચૈતન્યને છળથી હરી લે છે. ભવોભવમાં પુત્ર, મિત્ર અને સ્ત્રી વગેરે રૂપપાશથી બંધાએલો પ્રાણી પક્ષીની જેમ સ્વેચ્છાથી ધર્મમાં રમી શકતો નથી. જેઓ વિષયસંબંધી તુચ્છ સુખના લોભથી પોતાનું પુણ્ય હારી જાય છે, તેઓ પોતાના ચરણ ધોવાને માટે અમૃતને વાપરવા જેવું આચરણ કરે છે. ' આ પ્રમાણે પ્રભુ ચિંતવતા હતા, તેવામાં સ્વર્ગમાંથી ' જય જય ' એવી વાણી ઉચ્ચારતા લોકાંતિક દેવતાઓ તેમની આગળ આવ્યા; અને ' હે સ્વામી ! તીર્થ પ્રવર્ત્તાવો, અજ્ઞજનોની પેઠે મોહને વહન ન કરો ' એમ કહી તેઓ વિનયથી નમસ્કાર કરી પોતાને સ્થાનકે ગયા. પછી પ્રભુએ તત્કાલ ઉદ્યાનક્રીડાદિક સર્વ છોડી દઈ કામધેનુને પણ અલ્પ કરે તેવી રીતે વાર્ષિકદાન આપવાનો આરંભ કર્યો. સાંવત્સરિક દાનમાં તેમણે જે હાથી, ઘોડા, રથ, પૃથ્વી, રત્ન, માણિક્ય અને વસ્ત્રોનું દાન આપ્યું, તેની સંખ્યા પ્રભુ પોતે જ જાણતા હતા, બીજું કોઇ જાણતું નહીં. તે વખતે જ્ઞાનથી પોતાના ભાઈ સગર ભવિષ્યમાં ચક્રવર્તી

થવાનાં છે એવું જાણીને રાજ્યને નહિ ઇચ્છતા એવા યુવરાજ સગરકુમારને બલાત્કારે પ્રભુએ રાજ્ય પર બેસાર્યા.

પછી આસનકંપથી પ્રભુના તે દીક્ષા કલ્યાણકને જાણીને સર્વ ઇંદ્રો પોતપોતાના સ્થાનથી આકાશમાં શ્રેણિ બાંધતા અને પરસ્પર સંઘટ્ટ કરતા ત્યાં આવ્યા. પછી પ્રભુ સ્નાન કરી, દિવ્ય વસ્ત્રાભરણ પહેરી, ગૃહચૈત્યમાં અર્હંતના બિંબની પૂજા કરીને સુર-અસુરોએ રચેલી સુપ્રભા નામની શિબિકામાં પાલકવિમાનમાં ઇંદ્ર આરૂઢ થાય તેમ આરૂઢ થયા. હાથવડે ન્યુંછણા કરતી વૃદ્ધ સ્ત્રીઓએ વધાવેલા પ્રભુ એક હજાર પુરુષોવડે વહન કરાતી શિબિકામાં બેસીને સહસ્રાવનમાં ગયા. ત્યાં અશોકવૃક્ષની નીચે તેઓએ શિબિકા મૂકી એટલે ઉદયાચલ પરથી સૂર્યની જેમ પ્રભુ તેમાંથી ઉતર્યા. પછી પ્રથમ ધારણ કરેલા વસ્ત્રાભરણ અને માલાઓ વગેરે સર્વ ત્યજી દીધું, જેને ઇંદ્રે પોતાના વસ્ત્રના છેડામાં ગ્રહણ કર્યું. પછી કુકર્મોત્પન્ન કલેશની જેમ મસ્તક પરના કેશનો પાંચ મુષ્ટિવડે લોચ કર્યો. તે કેશ-વાળોને ઇંદ્રમહારાજાએ ક્ષીરસમુદ્રમાં પધરાવ્યા. પછી ઇંદ્રે હાથની સંજ્ઞાવડે સર્વ કોલાહલ શાંત કર્યો એટલે પ્રભુએ ત્રિવિધે ત્રિવિધે સામાયિક ઉચ્ચર્યું. એ રીતે એક હજાર રાજાઓની સાથે પ્રભુએ વ્રત ગ્રહણ કર્યું. તે સમયે ઇંદ્રે પ્રભુના સ્કંધ ઉપર એક ઉજ્જવળ દેવદૂષ્ય વસ્ત્ર નાખ્યું. તે સમયે માઘમાસની શુક્લનવમીએ ચંદ્ર રોહિણી નક્ષત્રમાં આવતાં દિવસને પાછલે પહોરે છઠ્ઠ તપવાળા પ્રભુ ચોથા મનઃપર્યવજ્ઞાનને પામ્યા. ત્યારપછી સંગ વિનાના, મૌનને ધારણ કરી પ્રભુએ પૃથ્વીતલ ઉપર વિહાર કર્યો. અને ઇંદ્રાદિક દેવતાઓ નંદીશ્વરદ્વીપે ગયા. બીજે દિવસે અયોધ્યાનગરીમાં બ્રહ્મદત્તને ઘેર પ્રભુએ પરમાન્નથી મહાકલ્યાણનું કારણ એવું પારણું કર્યું. તે સમયે તેના ઘરના આંગણામાં આકાશમાંથી સાડાબાર કોટી સોનૈયાની, પુષ્પોની અને દેવદૂષ્ય વસ્ત્રોની વૃષ્ટિ થઈ, આકાશમાં દેવ-દુંદુભિ વાગી, ચેલોત્ક્ષેપ થયો અને દાતારની પ્રશંસા કરતા દેવતાઓએ જય જય શબ્દનો ઉચ્ચાર કર્યો. 'પ્રભુએ સ્પર્શેલી આ ભૂમિને બીજો કોઇ સ્પર્શ કરે નહીં' એવું વિચારી બ્રહ્મદત્તે તે ઠેકાણે પ્રકટ ધર્મચક્ર કરાવ્યું.

આર્ય-અનાર્ય દેશોમાં મમતારહિત વિહાર કરતા પ્રભુએ ધ્યાનરૂપ અગ્નિથી પોતાના ઘાતીકર્મોને બાળી નાખ્યાં. હાર અને સર્પમાં, મણિ અને પથ્થરમાં, તૃણ અને સ્ત્રીમાં, શત્રુ અને મિત્રમાં અને કાંચન અને કાચમાં પ્રભુ સમદૃષ્ટિવાળા થયા. તેમ જ સુખમાં અને દુઃખમાં, સંસાર અને મોક્ષમાં, જનસંકુલ સ્થાનકમાં અને નિર્જન સ્થાનકમાં, દિવસ, રાત્રિ અને સંધ્યાકાળમાં ભગવાન સમભાવવાળા થયા. કાચબાની પેઠે ઇંદ્રિયોને ગોપવનાર, આકાશની જેમ નિર્લેપ, પૃથ્વીની પેઠે ક્ષમાવાન્ અને સૂર્યની જેમ તેજવડે અદ્ભુત એવા ત્રૈલોક્યપતિ પ્રભુ આ રીતે સર્વ દેશોમાં બાર વર્ષ સુધી વિહાર કરી ફરીને અયોધ્યા સમીપે આવ્યા. ત્યાં સહસ્રાવનમાં સપ્તચ્છદ વૃક્ષની નીચે ગોદોહાસને રહી શુક્લ-ધ્યાનમાં વર્તતા ઘાતીકર્મોનો ક્ષય થવાથી પોષમાસની શુક્લદ્વાદશીએ ચંદ્ર રોહિણીનક્ષત્રમાં

આવતાં દિવસના પાછલા પહોરે પ્રભુને કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. તે સમયે ચૌદ રાજલોક પ્રમાણ બધું જગત્, જીવોની ગતિ-આગતિ અને કર્મોના વિપાક સર્વ હાથમાં રહેલા મણિની પેઠે તેમણે જોયું. તત્કાળ આસનકંપ થતાં, સર્વ ઇંદ્રો રવિના બિંબની સાથે સ્પર્ધા કરે તેવા વિમાનોમાં બેસીને ભકિતપૂર્વક ત્યાં આવ્યા. અને દેવતાઓએ એક યોજનપ્રમાણ પૃથ્વી પર રૂપ્ય, સુવર્ણ અને મણિરત્નવડે ત્રણ પ્રાકારવાળું અને ચાર દ્વારવાળું સમવસરણ રચ્યું.

અહીં (અયોધ્યામાં) સગરરાજા સભામાં સિંહાસન ઉપર બેઠા હતા, તેમને છડીદારે આવીને કહ્યું કે; 'સ્વામી! કોઇ બે પુરુષ દ્વારે આવીને ઊભા છે.' રાજાની આજ્ઞાથી દ્વારપાળવડે સભાની મધ્યમાં પ્રવેશ કરાવાયેલા તે બેમાંથી એક પ્રણામ કરીને બોલ્યો; 'હે રાજન્! વધામણિ છે કે, અજિતનાથ પ્રભુને કેવલજ્ઞાન ઉત્પન્ન થયું છે.' બીજા પુરુષે પ્રણામ કરીને કહ્યું, 'મહારાજા, વધામણિ છે કે, આપણા શસ્ત્રાગારમાં હર્ષનું કારણ એવું ચક્રરત્ન ઉત્પન્ન થયું છે.' તે વખતે 'પ્રથમ ચક્રરત્નનો ઉત્સવ કરવો કે કેવલજ્ઞાનનો કરવો?' બન્નેનો ઉત્સવ કરવા યોગ્ય હોવાથી રાજાનું મન હિંચકા ખાવા લાગ્યું. પછી તેણે નિશ્ચય કર્યો કે, 'આ ત્રણ લોકને અભય આપનાર સ્વામી કયાં? અને વિશ્વને ભય ઉત્પન્ન કરનાર આ ચક્રરત્ન કયાં? એમ ધારી તરત જ સગરરાજા આસન પરથી ઊભા થયા. અને હાથી, ઘોડા, રથ, પુત્ર, પાયદળ, વેપારીઓ અને બીજા લોકોથી પરિવૃત્ત થઇ રાજા સ્ત્રીઓ સાથે વનમાં ગયા. ત્યાં પ્રભુને પ્રદક્ષિણા કરી, નમીને તથા પ્રભુની સ્તુતિ કરીને પછી પ્રભુના મુખમાંથી ઉત્પન્ન થયેલી દેશના તેણે આ પ્રમાણે સાંભળી; "સ્વર્ગ અને મોક્ષનું કારણ એવો ધર્મ સદા સેવ્ય છે. ધર્મ વિના દુઃખ, દુર્ભાગ્ય અને સંસારમાં ગમનાગમન થયા કરે છે. ઉત્તમ બુદ્ધિવાળો પુરુષ આ અસાર દેહમાંથી સારરૂપ ધર્મ ગ્રહણ કરે છે. આ સંસારમાં બીજું સર્વ પામવું સુલભ છે પણ આ ધર્મ પામવો અતિ દુર્લભ છે.' આ પ્રમાણે દેશના સાંભળ્યા પછી સગરરાજાએ અયોધ્યામાં આવી ભક્તિથી ચક્રનો અઠ્ઠાઇ ઉત્સવ કર્યો. 'ક્ષત્રિયોનો એ ક્રમ જ છે.' સર્વ દેવતાઓએ નમેલા અને કૃપાના આધાર એવા પ્રભુએ ચતુર્વિધ સંઘ અને તીર્થની સ્થાપના કરીને પોતે વિહાર કર્યો.

ત્યારપછી સૂર્યના જેવી કાંતિવાળું ચક્ર શસ્ત્રાગારમાંથી બહાર નીકળ્યું, એટલે તે જ દિવસે સગર ચક્રવર્તીએ પ્રયાણ કરવાનો ઉદ્યમ કર્યો. ચોરાશી લાખ હાથી, તેટલા ઘોડા અને રથ તથા ક્રોડો પાયદળ સાથે પ્રથમ પૂર્વ દિશા તરફ સગર ચાલ્યા. લાખ યક્ષોએ અધિષ્ઠિત એવા ગજરત્ન, વાજિરત્ન, છત્રરત્ન, દંડરત્ન, મણિરત્ન, કાકિણીરત્ન, વર્દ્ધકિરત્ન, પુરોહિતરત્ન, ગૃહીરત્ન, ચક્રરત્ન અને ચર્મરત્ન વગેરે રત્નો[1] લઇ સૈન્યવડે વિશ્વને આચ્છાદન કરતા અતુલ પરાક્રમી સગરરાજા ચાલવા લાગ્યા. અનુક્રમે પૂર્વસાગરને કિનારે

---

૧ આમાં ગણાવેલા રત્નો ઉપરાંત સેનાપતિરત્ન અને ખડ્ગરત્ન તો સાથે હોવા જોઇએ. બાકી સ્ત્રીરત્નની પ્રાપ્તિ તો આગળ થવાની છે. આ રત્નો લાખ યક્ષોએ અધિષ્ઠિત કહ્યાં છે, પણ અન્યત્ર એકેક રત્ન હજાર હજાર યક્ષોએ અધિષ્ઠિત હોવાનો ઉલ્લેખ છે.

આ બાજુ ભદ્દિલપુરના રાજાએ તે ખબર સાંભળીને મોટા સૈન્ય સાથે વેગથી આવી તેઓની પલ્લી ઉપર ઘેરો નાંખ્યો. તે મોટા સૈન્યને જોઇ સર્વ લૂંટારા ભિલ્લો ઘણો ભય પામીને નિગોદના જીવોની પેઠે પોતાના કિલ્લામાં ભરાઇ રહ્યા. તે વખતે જાણે તેમનાં કુકર્મોએ પ્રેર્યો હોય તેમ વાયુથી પ્રેરાએલો અગ્નિ તે નગરની અંદર લોકોને બાળતો ઊંચે જવા લાગ્યો. જેમ પુણ્યને ક્રોધ અને સદ્ગુણોને દુર્જન બાળે, તેમ એ અગ્નિ જળથી વારવા છતાં પણ તે પુરને બાળવાને સમર્થ થયો અગ્નિથી બળતા તે ભિલ્લો ધૂમાડાવડે આકુલવ્યાકુલ થઇ કુંભીપાકના દુઃખને સહન કરવા લાગ્યા અને કહેવા લાગ્યા કે, 'પાપી એવા આપણને ધિક્કાર છે કે આપણે આ સંઘને લૂંટ્યો. મહાદારુણ કુકર્મનું આ ફળ શીઘ્ર આપણને મળ્યું. નિર્લોભી અને પુણ્યવાન તે બિચારો કુંભાર આપણને વારતો હતો, તથાપિ કુકર્મી જનો જેમ ઉત્તમ પુરુષને કાઢી મૂકે, તેમ આપણે તેને કાઢી મૂકયો.'

આ પ્રમાણે ધ્યાનમાં તત્પર તે કિરાત લોકો સર્વ પરિવાર સહિત અગ્નિરૂપ શસ્ત્રવડે એકી સાથે મૃત્યુ પામ્યા. '**કર્મની સ્થિતિ એવી જ છે.**' જે સંઘ શ્રી અર્હંતને પણ પૂજ્ય છે અને જે તીર્થનું પણ તીર્થ છે, તેવા સંઘનું જે અહિત કરે છે, તે ખરેખરા નારકો જ છે, માટે સર્વદા સંઘની આરાધના કરવી, કદિ પણ તેની વિરાધના કરવી નહીં. સંઘની આરાધનાથી મુક્તિ પ્રાપ્ત થાય છે અને તેની વિરાધનાથી નરક પ્રાપ્ત થાય છે. જેઓ તીર્થે જતા યાત્રાળુઓને માર્ગમાં પીડે છે, તેઓ ગોત્રસહિત વિનાશ પામે છે અને અવશ્ય કુગતિમાં જાય છે.

અગ્નિથી મરીને પશ્ચાત્તાપની પીડાથી તેઓ નરકમાં ગયા. ત્યાંથી નીકળી સમુદ્રમાં માછલાં થયા. માછીમાર લોકોએ તે સર્વને એક સાથે જાળમાં બાંધી લીધા. ત્યાંથી કર્ણશૃગાલી[1] થયા. ત્યારબાદ આ રીતે ઘણા ભવોમાં ભમીને પાછા પાપર્દ્ધિ(શિકાર)માં તત્પર એવા તેઓ ભિલ્લ થયા. એક વખત વનમાં ફરતાં તે ભિલ્લોએ એક શાંત પ્રકૃતિવાળા મુનિને જોયા. સારી ભાવના ધરીને તેઓએ મુનિને નમસ્કાર કર્યો. જ્ઞાનવાન મુનિએ તેમને ધર્મોપદેશ આપ્યો, તેથી અનીતિથી જાણે શંકાવાળા થયા હોય તેમ તેઓએ ભદ્રિકપણું પ્રાપ્ત કર્યું. આસન્ન ઉદયવાળા તેમને ધર્મનો વિશેષ લાભ આપવાને માટે એ જ્ઞાનધારી મુનિ ચાતુર્માસ તેમના નગરમાં રહ્યા. પ્રથમ માસે તેમણે સાતે ય વ્યસનો છોડી દીધાં, બીજે માસે અનંતકાયનો ત્યાગ કર્યો, ત્રીજે માસે રાત્રિભોજનનો ત્યાગ કર્યો, અને ચોથે માસે અનશન કરી રહેલા તેઓ વિદ્યુત્પાતથી એકસાથે મૃત્યુ પામ્યા. હે ચક્રવર્તી! ત્યાંથી તેઓ તમારે ઘેર પુત્રપણે અવતર્યા. **કર્મની સર્વત્ર પ્રધાનતા છે** જે પેલા કુંભારે સંઘ લૂંટવાને સંમતિ આપી નહોતી, તેણે તે જ ભવમાં મોટી સમૃદ્ધિવાળું રાજ્ય પ્રાપ્ત કર્યું. શુભ ભાવનાથી ઉત્તરોત્તર ઉત્તમ ભવને પ્રાપ્ત કરી છેવટે તમારા જન્હુનો પુત્ર આ મહોદયવાન ભગીરથ થયેલ છે. પૂર્વકર્મના યોગથી, હે રાજા! તમારા પુત્રો એક સાથે મૃત્યુ

1 એક જાતનું જનાવર

પામ્યા છે, માટે આ તત્ત્વ તમે મનમાં ધારણ કરજો કે, 'કોઇ પણ ડાહ્યા માણસે મનથી પણ સંઘની અવજ્ઞા કરવી નહીં; કારણ કે, તે બોધિવૃક્ષને બાળવામાં અગ્નિરૂપ અને કુગતિને આપનાર થઇ પડે છે. વળી જેઓ તીર્થે જનારા લોકોને વસ્ત્ર, અન્ન અને જલ વગેરે આપવાવડે પૂજે છે, તેઓને તીર્થયાત્રાનું મોટું ફળ મળે છે. સંઘ એ જ પ્રથમ તીર્થ છે, અને તે વળી તીર્થયાત્રાએ જતો હોય ત્યારે તો કલ્યાણની ઇચ્છાવાળા પુરુષને વારંવાર વિશેષપણે પૂજવા યોગ્ય છે. હે રાજા! તેથી ધર્મનો દ્રોહ કરનાર આ (પુત્ર મરણ સંબંધી) શોક જરા પણ ન કરવો. ઉપાર્જન કરેલા કર્મોવડે ઉત્પન્ન થયેલા તેઓ (તમારા પુત્રો) વિનાશ પામ્યા છે. હે રાજા! રાજ્યમાં, પુત્રમાં અને કલત્રમાં તમે અદ્યાપિ શા માટે મોહ રાખો છો? આત્મહિત કરો; ફરીવાર મનુષ્યભવ ક્યાંથી મળશે?' આ પ્રમાણે પ્રભુનાં શ્રીમુખથી પોતાના પુત્રના પૂર્વભવને જાણીને સગરરાજા શોકમુક્ત થઇ હૃદયમાં પરમ વૈરાગ્યને પામ્યા. તે સમયે ઇંદ્રે કહ્યું; 'હે ચક્રવર્ત્તી! તમે ભરત ચક્રીની જેમ પૃથ્વીને સાધી છે, તો હવે તેઓની જેમ સંઘપતિ થાઓ.' આ સાંભળી સગર ચક્રી તીર્થયાત્રાને માટે આદરવાળા થયા. એટલે પ્રભુદ્વારા વાસક્ષેપવડે સુસ્થિર કરાયેલા તે પોતાને ઘેર ગયા. સૌધર્મપતિ ઇંદ્રે રાજાને એક શ્રેષ્ઠ દેવાલય આપ્યું જેમાં શ્રી આદિનાથનું રત્નમય બિંબ રહેલું હતું. પછી સ્નાન કરી શુદ્ધ વસ્ત્ર પહેરીને સગર ચક્રવર્ત્તીએ ચતુર્વિધ સંઘ સાથે શુભ દિવસે યાત્રા કરવા પ્રયાણ કર્યું. ગણધરો, મુનિવરો, શ્રાવકો, શ્રાવિકાઓ, મહાધરો, મંડળીક રાજાઓ, ચતુરંગ સેના, ગાયન કરનારા, બિરુદાવલી બોલનારા, નૃત્ય કરનારા અને કૌતુક ઉપજાવવાવાળા પુરુષોની સાથે સગરચક્રવર્ત્તી ચક્રે બતાવેલા માર્ગે રથમાં આરૂઢ થયેલા આગળ ચાલ્યા.

તીર્થમાર્ગમાં પ્રત્યેક પુરે અને પ્રત્યેક ગામે શ્રી જિનેશ્વરની પૂજા કરતા, મુનિજનોને વાંદતા અને દાન આપતા સગરરાજા અનુક્રમે શ્રી સિદ્ધાચલ પાસે આવી પહોંચ્યા. ત્યાં આનંદપુર નગરમાં ચક્રીએ તીર્થની, પ્રભુની તથા સંઘની પૂજા અને સાધર્મિક વાત્સલ્ય મોટા આદરથી ઘણા રાજાઓ સાથે કર્યું. પછી દેવાલયને આગળ કરી સંઘની સાથે મહોત્સવપૂર્વક રાજાએ તે તીર્થને ત્રણ પ્રદક્ષિણા કરી. પછી ચૌદ નદીઓમાંથી તીર્થજળને મેળવી સર્વ ઠેકાણે માર્ગ કરતો સંઘ ગિરિ ઉપર ચડ્યો. પ્રથમ સગર રાજા પૂર્વ તરફથી ગિરિ પર ચડ્યા અને પછી કૌતુકવાળા સર્વ પુરુષો અનેક માર્ગે ગિરિ પર ચડવા લાગ્યા. ચક્રવર્ત્તી ગિરિ ઉપર આવ્યા એટલે ઇંદ્ર પણ પ્રીતિથી ત્યાં આવ્યો. બંને રાજાદનીના વૃક્ષ તળે પરસ્પર મળ્યા.

હવે જન્હુનો પુત્ર ભગીરથ સગર ચક્રવર્ત્તીની આજ્ઞાથી સૈન્યની સાથે અષ્ટાપદગિરિએ પહોંચ્યો. ત્યાં પોતાના પિતા અને કાકાઓની દહન થએલી ભસ્મ જોઇને ભગીરથ અત્યંત દુઃખાકુલ થઇ સૈન્ય સહિત મૂર્છા પામ્યો. ફરીથી મેળવ્યું છે ચૈતન્ય જેણે એવા તે સત્ત્વશાળીએ શોકને છોડી દીધો. અને ભક્તિવડે પૂજાપૂર્વક નાગ(જ્વલનપ્રભ)દેવની આરાધના

કરી. તેની અતિશય ભક્તિથી સંતુષ્ટ થયેલ જ્વલનપ્રભ કાંચનના કુંડલને ચળકાવતો નાગકુમારોની સાથે ત્યાં આવ્યો. ભગીરથે ગંધમાલ્ય અને સ્તુતિથી તેનું પૂજન કર્યું, એટલે હૃદયમાં હર્ષ પામી નાગપતિએ તે રાજકુમારને કહ્યું; 'હે ભગીરથ ! મેં જન્હુકુમાર વગેરેને ખાઈ ખોદવાના કાર્યથી વારવા માંડ્યા, તથાપિ તેઓ વાર્યા રહ્યા નહીં, અને તે કાર્યથી બધા નાગલોકના નાશના ભયથી મેં તેમને બાળીને ભસ્મ કર્યા છે. તેઓએ પૂર્વે તેવું કર્મ ઉપાર્જન કર્યું હતું તો હવે મારી આજ્ઞાથી હે ભગીરથ ! તમે તેમની ઉત્તરદેહક્રિયા કરો. અને પૃથ્વીને ડુબાવતી આ ગંગાનદીને મુખ્ય પ્રવાહમાં લઇ જાઓ.' નાગરાજ પ્રીતિપૂર્વક તેને એ પ્રમાણે શિખામણ આપી પોતાને સ્થાનકે ગયો. પછી ભગીરથે પોતાના વડિલોની તે ભસ્મ ગંગામાં નાંખી, ત્યારથી જગતમાં પિતૃક્રિયામાં તે વ્યવહાર પ્રવર્ત્યો છે. પિતૃઓની ઉત્તરક્રિયા કરી ભગીરથ કુમારે ચાલતી નારીને માર્ગમાં લાવે તેમ ગંગાના ઉન્માર્ગી પ્રવાહને દંડરત્નથી મુખ્ય માર્ગમાં લાવ્યો. ત્યાં લોકોના મુખથી સગર રાજાને શત્રુંજય તીર્થે પધારેલા જાણીને તે ત્યાંથી તે તરફ ચાલી ઉત્તરોત્તર પ્રયાણો કરીને ગિરિરાજ ઉપર આવી પહોંચ્યો. તે વખતે ત્યાં રાયણવૃક્ષની નીચે ઇંદ્ર અને ચક્રવર્તીના પગમા નમન કરતા તે ભગીરથને તે બન્નેએ આલિંગન કર્યું. પછી હર્ષ પામીને તેઓએ ભરતરાજાની જેમ તે તીર્થમાં ભક્તિવડે શ્રી આદિનાથ પ્રભુનો સ્નાત્રપૂજાદિક મહોત્સવ કર્યો. મરુદેવા, તથા બાહુબલિ શિખર ઉપર, તેમજ તાલધ્વજ, કદંબ, હસ્તિસેન ઇત્યાદિ સર્વ શૃંગો ઉપર તેમણે જિનપૂજા કરી. મુનિભક્તિ, અન્નદાન, આરતિ, મહાધ્વજ, તેમજ ઇંદ્રોત્સવ (ઇંદ્રપૂજા કરી તથા છત્ર ચામરોનું મૂકવું,) અને રથ, પૃથ્વી તથા અશ્વોનાં દાન ગુરુમહારાજની વાણીથી તેમણે ત્યા કર્યાં. પછી ભરતના કરાવેલા પ્રાસાદો જોઇ ઇંદ્રે સ્નેહપૂર્વક ધર્મના સાગર સમાન સગરરાજાને કહ્યું, 'હે ચક્રવર્તી ! આ શાશ્વત તીર્થમાં તમારા પૂર્વજ ભરતરાજાનું આ પુણ્યવર્દ્ધન કર્ત્તવ્ય જૂવો. ભવિષ્યમાં કાલના માહાત્મ્યથી વિવેકરહિત, અધર્મી, અતિ લોભાધ, તીર્થનો અનાદર કરનારા, અને મલિન હૃદયવાળા લોકો મણિ, રત્ન, રૂપું અને સુવર્ણના લોભથી આ પ્રાસાદની અથવા પ્રતિમાની કદાપિ આશાતના કરશે, માટે જન્હુની જેમ તમે પણ આ પ્રાસાદની કાંઇક રક્ષા કરો. ત્રણ જગતમાં તમારા જેવો કોઇ સમર્થ પુરુષ સાંપ્રત કાળે નથી.' તે સાંભળી સગરરાજા ચિત્તમાં વિચાર કરવા લાગ્યા કે, 'મારા પુત્રો સાગર સાથે મળેલી ગંગાનદી લાવ્યા; તો હું તેનો પિતા થઇ જો સાગરને લાવું, તો તેમનાથી વિશેષ થાઉં, નહીં તો માનહીન થાઉં' આવા આવેશના વશથી ઇંદ્રનું સહેતુક વચન સંભારીને સગરરાજા ક્ષણવારમાં યક્ષોદ્વારા સાગરને ત્યાં લાવ્યા. ટંકણ, બર્બર, કેશ, ચીણ, ભોટ, સિંહલ ઇત્યાદિ વિવિધ દેશોને ડુબાડતો, મોટા ગિરિઓને ફાડી નાંખતો, ભવનેંદ્રના ભવનોને પ્લાવિત કરતો, અતિ ભયંકર દેખાતો, ઉછળતા મઘર, જૂડ, મત્સ્ય અને શંખલાથી વ્યાપ્ત જણાતો, નાસી જતા જુદાજુદા પ્રકારના દેવતાઓએ ભયથી જોયેલો, વેગના પવનથી અનેક જંતુઓને ઉડાડતો, મહા દુસ્સહ, જંબૂદ્વીપની જગતીના પશ્ચિમ

દ્વારમાંથી નીકળી મોટી ઊર્મિવડે ગર્જના કરતો અને પૃથ્વીમાં વ્યાપતો લવણસમુદ્ર વેગથી શત્રુંજયગિરિની પાસે આવ્યો. તે વખતે લવણસમુદ્રનો અધિષ્ઠાતા દેવ અંદરથી અંજલિ જોડીને ચક્રવર્તીને પ્રણામ કરી સામ વચને બોલ્યો; 'હે ચક્રવર્તી! કહો હું શું કરું?' તે વખતે અવધિજ્ઞાનવડે સ્મરણ કર્યું છે જિનવચન જેણે એવા ઇંદ્રે આકુલવાણી બોલતાં કહ્યું કે, 'હે ચક્રી! વિરામ પામો, વિરામ પામો. જેમ સૂર્ય વિના દિવસ, પુત્ર વિના કુલ, જીવ વિના દેહ, દીપક વિના ગૃહ, વિદ્યા વગર મનુષ્ય, ચક્ષુ વિના મુખ, છાયા વિના વૃક્ષ, દયા વિના ધર્મ, ધર્મ વિના જીવ અને જલ વિના જગત્-તેમ આ તીર્થ વિના બધી ભૂતસૃષ્ટિ નિષ્ફલ છે. અષ્ટાપદ પર્વતનો માર્ગ રૂંધાઈ ગયો હવે આ તીર્થ પ્રાણીને તારનાર છે, પણ જો સમુદ્રના જળથી આ તીર્થનો માર્ગ રૂંધાશે, તો પછી આ પૃથ્વી પર બીજું કોઈ તીર્થ પ્રાણીઓને તારનાર મારા જોવામાં આવતું નથી. જ્યારે તીર્થંકર દેવ, જૈનધર્મ કે શ્રેષ્ઠ આગમ પૃથ્વી પર રહેશે નહીં, ત્યારે માત્ર આ સિદ્ધગિરિ જ લોકોના મનોરથને સફળ કરનારો થશે.' ઇંદ્રની એવી વાણીવડે ચક્રવર્તીએ લવણદેવને કહ્યું કે; 'દેવ! માત્ર નિશાની માટે સમુદ્ર અહિંથી થોડે દૂર રહો અને તમે સ્વસ્થાને જાઓ.' એવી રીતે તેને વિદાય કર્યા પછી પ્રસન્ન થયેલું છે મન જેનું એવા સગરરાજાએ ઇંદ્રને મલિન અધ્યવસાયવાળા પુરુષોથી આ તીર્થની રક્ષાનો ઉપાય પૂછ્યો. ઇંદ્રે કહ્યું; 'હે રાજા! આ રત્નમણિમય પ્રભુની મૂર્ત્તિઓ સુવર્ણગુંફામાં મુકાવી દો. તે ગુંફા દેવતાઓથી પણ ન પામી શકાય તેવો પ્રભુનો એક કોશ(ભંડાર) છે. અને હમણાં સર્વ અર્હંતોની મૂર્ત્તિઓ સોનાની કરાવો તેમજ પ્રાસાદો સુવર્ણ અને રૂપાના કરાવો. પછી પ્રાસાદથી પશ્ચિમ તરફ રહેલી સુવર્ણગુંફા કે જે રસકૂપિકા અને કલ્પવૃક્ષયુક્ત હતી, તે ઇંદ્રે બતાવી. એટલે ત્યાં જઇને પ્રભુની મૂર્ત્તિઓને યત્નથી લઇ જઈને ચક્રવર્તીએ તેમાં પધરાવી અને તેમની પૂજાને માટે યક્ષોને તુરત આજ્ઞા કરી. પછી ઇંદ્રને સાથે રાખી સગરરાજાએ અર્હંતના પ્રાસાદો રૂપદ્ રૌપ્યમય અને મૂર્ત્તિઓ સુવર્ણની કરાવી. સુભદ્ર નામના શિખર ઉપર બીજા તીર્થંકર શ્રી અજિતનાથનો રૂપાનો પ્રાસાદ ઘણા ભાવપૂર્વક કરાવ્યો. ત્યાં જ્ઞાનવાન ગણધરો, શ્રાવકો અને દેવતાઓએ મળીને પૂજાપૂર્વક મોટો પ્રતિષ્ઠામહોત્સવ કર્યો.

આ પ્રમાણે શત્રુંજયતીર્થનો ઉદ્ધાર કરી સગરચક્રવર્તી સુરનરોની સાથે રૈવતાચળના શિખર પર પ્રભુને નમવાને ચાલ્યા. માર્ગમાં આવેલા ચંદ્રપ્રભાસ તીર્થમાં શ્રી ચંદ્રપ્રભપ્રભુને નમી વિમાનમાં બેસીને રૈવતાચળના શિખર પર તેઓ આવ્યા. તે તીર્થને પણ આદરથી ત્રણ પ્રદક્ષિણા કરી ગજેંદ્રપદ(હાથીપગલાં) કુંડનું જલ લઇ જિનાલયમાં ગયા. ત્યાં પૂર્વવત્ ચક્રવર્તીએ પૂજા, નમસ્કાર અને સ્તુતિ કરી અને ભાવપૂર્વક સુપાત્રદાન, અભયદાન, ઉચિતદાન અને અનુકંપાદાન આપ્યાં. પછી શ્રીદાયક સિદ્ધગિરિ, વિદ્યાધરગિરિ, દેવગિરિ, અંબિકાગિરિ અને ઉમાશંભુગિરિ ઇત્યાદિ સર્વ શિખરો ઉપર ગુરુની સાથે જઇ ચક્રવર્તીએ તેમની આજ્ઞા પ્રમાણે વિધિપૂર્વક યાત્રા અને દેવપૂજા કરી. ત્યાંથી પાછા ફરી સગરરાજા

અર્બુદાચલ, સમેતશિખર અને વૈભારગિરિ પર જઈ અર્હંતને અને શ્રમણોને નમસ્કાર કરી પાછા અયોધ્યામાં આવ્યા.

તે સમયે ચરણન્યાસથી પૃથ્વીને પવિત્ર કરતા શ્રી. અજિતનાથ પ્રભુ જાણે તેના પુણ્યથી ખેંચાઈને આવ્યા હોય તેમ ત્યાં પધાર્યા. તેમનાં આગમનની વધામણી કહેનારા પુરુષોને ઘણું ધન આપી ચિરકાળથી ઉત્કંઠિત એવા ચક્રવર્તી મોટા ઉત્સાહથી પ્રભુને વંદના કરવા આવ્યા. પછી પ્રભુને નમસ્કાર કરી ભકિતવડે રોમાંચિત શરીરે સ્તુતિ કરીને પ્રભુના મુખરૂપ ચંદ્રમાંથી ઝરતા વચનામૃતનું પાન કરવાને સગરરાજા આગળ બેઠા. એટલે ચક્રવર્તીને બોધ કરવાને અજિતનાથ પ્રભુએ ક્રોધરૂપી સર્પનું ઝેર ઉતારવામાં ગારુડીમંત્ર સમાન, સુંદર ધર્મક્રિયાને સ્થિર કરવામાં કુશળ એવી પરમ કલ્યાણકારિણી ધર્મદેશના ફરમાવી; 'હે રાજન્ ! રાજ્ય, પુત્ર, કલત્ર, બંધુ, નગર, આવાસ, ધન, દેવવૈભવાદિક અને અન્ય સર્વ રમણિક લાગતી વસ્તુઓ આ સંસારસાગરમાં મોતી, પરવાળા અને અન્ય રત્નોની જેમ મળવાં સુલભ છે, પરંતુ ચિંતામણિ રત્નની પેઠે સર્વ અર્થને સાધનારું જિનેશ્વરોએ કહેલું આ ચારિત્ર અતિ દુર્લભ છે. જો કદિ એક દિવસ પણ શુદ્ધ ચારિત્ર પાળ્યું હોય તો મનુષ્ય કર્મનો સંઘાત ખપાવી પરમપદને પામે છે.' આવો પવિત્ર ચારિત્રનો પ્રભાવ સાંભળી વૈરાગ્યવાળા તે સગરરાજાએ નમસ્કાર કરીને પ્રભુ પાસે તે ચારિત્રની ભાવપૂર્વક પ્રાર્થના કરી. અને ગુણવાન તેમજ રાજ્યને યોગ્ય એવા પોતાના પૌત્ર શૂરવીર ભગીરથને રાજ્ય પર સ્થાપન કર્યો. અને પોતે વ્રત (ચારિત્ર) અંગીકાર કર્યું. ઇંદ્રે જેમનો નિષ્ક્રમણ મહોત્સવ કરેલો છે એવા સગર ચક્રવર્તીએ એક હજાર રાજાઓની સાથે ભગવંતના ચરણકમળની પાસે વ્રત ગ્રહણ કર્યું. 'તું ધન્ય છે. તું પુણ્યશાળી છે. તારી માતા ધન્ય છે અને તારું ઉત્તમ કુળ છે. જે તેં જિનેશ્વરોએ ગ્રહણ કરેલ અતિ ઉજ્જવલ એવું ચારિત્ર પ્રાપ્ત કર્યું, તે ચારિત્ર સંસારરૂપ વારિધિમાં વ્હાણ જેવું અને કુકર્મરૂપ દુષ્ટ જળજંતુઓનો ભેદ કરનારું ક્ષાંતિ વગેરે દશ પ્રકારવાળું અતિ દુષ્કર છે તેથી પ્રયત્નથી પાલન કરવું.' આ પ્રમાણે પ્રભુની હિતશિક્ષા પામીને સ્નેહવડે કોમળ એવા તે સગર મહામુનિ જિનેન્દ્રના ચરણોમાં રહેતા વિહાર કરવા લાગ્યા.

શ્રી અજિતનાથ સ્વામીને જિનની જેવા સત્યવાદી સિંહસેન વગેરે પંચાણું ગણધરો થયા. એક લાખ મુનિઓ, ત્રણ લાખ ને ત્રીશ હજાર સાધ્વીઓ, બે લાખ ને અઠ્ઠાણું હજાર શુભાત્મા શ્રાવકો, અને પાંચ લાખ ને પીસ્તાળીશ હજાર શ્રાવિકાઓ–એ પ્રમાણે ચતુર્વિધ સંઘનો પરિવાર પ્રભુનો થયો. તેમના તીર્થમાં મહાયક્ષ નામે યક્ષ અને અજિતા નામે યક્ષિણી થયા. કુમારપણામાં અઢાર લાખ પૂર્વ, રાજ્યાવસ્થામાં ૫૩ લાખ પૂર્વ, વ્રતમાં ૧ લાખ પૂર્વ અને છદ્મસ્થપણામાં બાર વર્ષ એમ સર્વ મળી બોતેર લાખ પૂર્વનું પ્રભુનું આયુષ્ય હતું.

પ્રાંતે શ્રી અજિતનાથ સ્વામી વિહાર કરતા કરતા એક હજાર મુનિઓની સાથે સંમેતશિખર ગિરિ પર પધાર્યા, અને અનશન ગ્રહણ કર્યું. માસને અંતે ચૈત્રમાસની શુક્લ પંચમીએ રોહિણી નક્ષત્રમાં તે મુનિઓની સાથે અજિતનાથસ્વામી અવ્યયપદને પામ્યા. તે વખતે આસન ચલિત થવાથી ઇંદ્રાદિક સર્વ દેવતાઓએ ત્યાં આવી શ્રીઅજિતનાથ સ્વામીનો નિર્વાણ મહોત્સવ કર્યો. સગર મુનિ પણ અજિતનાથ પ્રભુની જેમ પ્રાણીઓને બોધ કરતા ઘાતિકર્મનો ક્ષય કરી કેવલજ્ઞાન પામ્યા. તેઓ પણ બોંતેર લાખ પૂર્વનું આયુષ્ય પૂર્ણ કરી, અજિતનાથ પ્રભુની જેમ સંમેતશિખર ઉપર મોક્ષે ગયા. આવી રીતે ચક્રવર્તીઓમાં શિરોમણિ શ્રી સગરરાજાએ બીજા તીર્થંકર શ્રીઅજિતનાથસ્વામીના બોધથી અને ઇંદ્રના ઉપદેશથી ભરત રાજાની જેમ સંઘની સાથે હર્ષ સહિત શત્રુંજયગિરિ ઉપર ઉદ્ધાર કર્યો અને અંતે ઘાતીકર્મના સમૂહને ખપાવીને શાશ્વત પદને પ્રાપ્ત થયા.

## ( ઇતિ સગરનો સાતમો ઉદ્ધાર )

હવે ચોથા તીર્થંકર શ્રીઅભિનંદન ભગવાન પોતાના ચરણથી પૃથ્વીને પવિત્ર કરતાં અને દેવતાઓથી સ્તુતિ કરાતા શ્રી શત્રુંજયગિરિ ઉપર આવ્યા. રાજાદની વૃક્ષની નીચે દેવતાઓએ અતિ ભક્તિથી તેમનું સમવસરણ રચ્યું. ત્યાં સિંહાસન પર બેસી ત્રણ છત્રોથી વિરાજિત એવા પ્રભુએ સર્વ ભાષાનુયાયી વાણીવડે આ પ્રમાણે દેશના આપી; ' શત્રુંજયગિરિ કામક્રોધાદિ અભ્યંતર શત્રુઓનો નાશ કરનાર, સર્વ પાપને હરનાર મુક્તિનું લીલાગૃહ છે. અહીં કલ્યાણકુંભ જેવા, સર્વ કલ્યાણનું કારણ અને કલ્યાણ (સુવર્ણ) જેવા વર્ણવાળા સનાતન ભગવાન શ્રી આદિદેવ પ્રભુ રહેલા છે. અરિહંતો મુક્તિ પામ્યે છતે, કેવલજ્ઞાનરૂપી ધર્મ નાશ પામ્યે છતે આ તીર્થ જ સર્વ કલ્યાણને કરનારું થશે. જેઓ આ તીર્થમાં આવી ભક્તિથી ભગવાનનું ધ્યાન અને પૂજન કરે છે, તેઓ અલ્પ કાલમાં પણ અજરામર પુણ્યને ઉપાર્જન કરે છે. જેઓ અહીં પ્રાસાદ, પ્રતિમા, પાત્રદાન અને દીનદાન વગેરે કરે છે, તેઓ તત્કાલ બે ભવ( આ લોક અને પરલોક )ના સુખને પામે છે. ' પ્રભુની આવી દેશના સાંભળી વ્યંતરપતિઓએ તે જ વખતે ભક્તિવડે ભરપૂર થઇ પોતાના ઉત્સાહથી તે તીર્થના પ્રાસાદોનો જાણે નવીનની જેમ ઉદ્ધાર કર્યો. એવી રીતે આ શત્રુંજય તીર્થ ઉપર અમૂલ્ય સુકૃતની ખાણરૂપ એ વ્યંતરેંદ્રોનો કરેલો આઠમો ઉદ્ધાર થયો.

## ( વ્યંતરેન્દ્રોએ કરેલો આઠમો ઉદ્ધાર પૂર્ણ થયો )

## શ્રી ચંદ્રપ્રભસ્વામીનું ચરિત્ર

હવે ચંદ્રના જેવી સુંદર પ્રભાવાળા આઠમા તીર્થંકર શ્રીચંદ્રપ્રભ પ્રભુનું ચરિત્ર અહીં સંક્ષેપમાં કહેવામાં આવે છે. આ જંબૂદ્વીપના ભરત ક્ષેત્રમાં અનેક લોકો જેની સ્તુતિ કરે છે એવી ચંદ્રાનના નામે એક શ્રેષ્ઠ નગરી છે. તે નગરીમાં પ્રજાના રાગથી આવનારા, ગુણની સ્પૃહા કરનાર અને શત્રુઓની મહાસેનાને જિતનાર મહાસેન નામે રાજા હતો.

નિષ્કલંક ચંદ્રના જેવું ઉજ્જવલ શીલ ધારણ કરનારી, સ્વલ્પ પણ દોષ વિનાની અને પરિવારને અતિ સંતોષ પમાડનારી લક્ષ્મણા નામે તેને રાણી હતી. એક વખતે આધિ વ્યાધિએ વર્જિત સુખે શય્યામાં સૂતેલી એ દેવીએ રાત્રિના શેષ ભાગે ચૌદ મહાસ્વપ્નો જોયાં. તે વખતે ચૈત્ર માસની કૃષ્ણ પંચમીએ ચંદ્ર અનુરાધા નક્ષત્રમાં આવતાં વૈજયંત વિમાનથી પ્રભુ તેમની કૂક્ષીમાં અવતર્યા. સમય પૂર્ણ થતાં પોષ માસની કૃષ્ણદ્વાદશીએ અનુરાધા નક્ષત્રમાં લક્ષ્મણા દેવીએ પુત્રરત્નને જન્મ આપ્યો. દિક્કુમારીઓ અને ઈંદ્રોએ જેનો જન્મોત્સવ કરેલો છે એવા પ્રભુ અપ્સરાઓથી લાલન કરાતા અનુક્રમે યૌવન વયને પ્રાપ્ત થયા. ચંદ્રના જેવા ઉજ્જવલ, ચંદ્રનાં લાંછનવાળા, અને દોઢસો ધનુષની કાયાવાળા તે ચંદ્રપ્રભ નામે પ્રભુ લોકોને આનંદકારી થયા. પછી કરાયો છે વિવાહ જેનો એવા પ્રભુએ ચોવીશ પૂર્વાંગયુક્ત સાડા છ લાખ પૂર્વ સુધી પિતાનાં રાજ્યનું પાલન કર્યું. પછી પોષ માસની કૃષ્ણ ત્રયોદશીએ ચન્દ્ર અનુરાધા નક્ષત્રમાં આવતાં અપરાહ્ણ કાલે પ્રભુએ એક હજાર રાજાઓની સાથે વ્રત ગ્રહણ કર્યું. વ્રત લીધા પછી ત્રણ માસ ગયા ત્યારે ફાલ્ગુન શુક્લ સપ્તમીએ અનુરાધા નક્ષત્રમાં પ્રભુ કેવળજ્ઞાન પામ્યા. અવધિજ્ઞાનથી ક્ષણવારમાં તે હકીકત જાણીને ચતુર્વિધ દેવતાઓ કેવળજ્ઞાન કલ્યાણકનો મહોત્સવ કરવાને સત્વર ત્યાં આવ્યા. સમવસરણમાં પ્રભુની દેશના સાંભળી પુનઃ સર્વ દેવતાઓ હર્ષથી પોત-પોતાનાં સ્થાનકે ગયા. પછી શ્રેષ્ઠ અતિશયો સહિત વિહાર કરતા પ્રભુ સર્વ અર્હંતોથી આદર કરાયેલાં શત્રુંજયગિરિ ઉપર આવ્યા. રાજાદની વૃક્ષને પ્રદક્ષિણા કરી ચંદ્રપ્રભ પ્રભુ મુનિઓ સાથે વાણીવડે પુણ્યરૂપી જલને વર્ષાવતા ત્યાં સમવસર્યા. તે તીર્થનો મોટો મહિમા વર્ણવી તેને પ્રદક્ષિણા કરીને ચંદ્રોદ્યાનમાં તેઓ પધાર્યા. સગર રાજાએ લાવેલા સમુદ્રને તીરે બ્રાહ્મી નદીના તટ ઉપર ચન્દ્રોદ્યાનના એક ભાગમાં પ્રભુ સમવસર્યા. દેવતાઓએ આવીને સમવસરણ કર્યું અને લોકોના સમૂહોએ પ્રભુને નમસ્કાર કર્યો. ત્યારબાદ લોકો પ્રભુની સ્તુતિ કરતા તેમની આગળ બેઠા. તે વખતે નજીકમાં રહેલી શશિપ્રભા નગરીનો રાજા ચન્દ્રશેખર, ચન્દ્રપ્રભા રાણી અને ચન્દ્રયશા પુત્રની સાથે ત્વરાથી ત્યાં આવ્યો પ્રભુની સ્તુતિ કરતો તેમના વચનામૃતની નીકનું પાન કરવા માટે પ્રભુ પાસે બેઠો. પ્રભુએ ઉપદેશમાં ફરમાવ્યું; ‘ સર્વ રીતે અસ્થિર એવા આ સંસારમાં શત્રુંજય તીર્થ, અર્હંતનું ધ્યાન અને બે પ્રકારનો ધર્મ–એ જ સાર છે. પુંડરીકગિરિના સેવનથી, શ્રી જિનેશ્વરના ધ્યાનથી અને બે પ્રકારના ધર્મથી શાશ્વત સુખની સિદ્ધિ હાથમાં છે. દેવોમાં જેમ અર્હંત, ધ્યાનમાં જેમ શુક્લધ્યાન અને વ્રતોમાં જેમ બ્રહ્મચર્ય તેમ સર્વ તીર્થોમાં આ તીર્થ મુખ્ય છે. તેમજ સર્વ ધર્મમાં મુનિપણું મુખ્ય ગણાય છે; કારણ કે તેની મુદ્રા વિના મુક્તિરૂપી સ્ત્રી વરને વરતી નથી.’ આ પ્રમાણે પ્રભુના મુખથી દેશના સાંભળીને ચન્દ્રશેખર રાજાએ તત્કાળ બોધ પામી સ્ત્રી સહિત દીક્ષા ગ્રહણ કરી. ત્યાં સમુદ્રના તટ ઉપર પ્રભુના કાયોત્સર્ગને સ્થાને ધરણેંદ્રે ચન્દ્રકાંતમણિના બિંબવાળો એક પ્રાસાદ કરાવ્યો. લોકોની

ઉપર અનુગ્રહ કરવામાં તત્પર એવા ચન્દ્રપ્રભ પ્રભુ ત્યાંથી રૈવતગિરિના શિખરો ઉપર ચારે બાજુ વિચર્યા. ત્યાંથી વિહાર કરી સર્વ વિશ્વને તીર્થમય કરતા પ્રભુ એક હજાર મુનિઓની સાથે સમેતશિખર પર્વતે આવ્યા. ત્યાં ભાદ્રપદ માસની કૃષ્ણસપ્તમીએ ચંદ્ર શ્રવણ નક્ષત્રમાં આવતાં, નિષ્કંપ મનવાળા ચંદ્રપ્રભ પ્રભુ ત્યાં રહ્યા. અને સાડાસાત લાખ પૂર્વનું પૂર્ણ [1]આયુષ્ય પાળી ગ્રહણ કર્યું છે અનશન જેણે એવા સ્વામી અખંડિત પદ(મોક્ષ)ને પ્રાપ્ત થયા. સર્વ ઇંદ્રોએ ત્યાં પૂર્વની જેમ પ્રભુનો નિર્વાણમહિમા કર્યો અને પછી હર્ષથી પોતપોતાનાં સ્થાનકે તેઓ ગયા.

હવે ચન્દ્રશેખર મુનિ વિહાર કરતા કરતા ભગવંતના ચરણથી પવિત્ર એવી ચન્દ્રપ્રભા નગરીમાં આવ્યા. અખંડ આજ્ઞાવાળો તેમનો પુત્ર ચન્દ્રયશા તેમને આવેલા સાંભળી પાંચસો રાજાઓની સાથે વેગથી તેમનાં વંદનને માટે આવ્યો. નમેલા એવા તેને દયાયુક્ત જ્ઞાની મુનિએ 'ધર્મલાભ' આપ્યા પછી ધર્મને અનુસરતી વાણીવડે અનુગ્રહ કર્યો. વળી તે મુનિરાજે તેને કહ્યું; અહીં ચન્દ્રપ્રભ ભગવંત રહેલા છે, તેથી આ ઉત્તમ તીર્થ [2]ચન્દ્રપ્રભાસ નામે પૃથ્વીમાં પ્રખ્યાતિ પામશે. જે સ્થાને સમુદ્રની અંદર પ્રભુ પ્રતિમાવડે સ્થિર રહ્યા હતા તે સ્થાનમાં સમુદ્ર વેલને ઓળંગી જનાર થયો, અને તે પછી ઊંચે ઊંચે જવા લાગ્યો. તેથી લવણ સમુદ્રના અધિષ્ઠાયક લવણદેવે ભક્તિથી ત્યાં છત્રરૂપ થઇ તત્કાલ ચારે બાજુથી તે સમુદ્રને રુંધન કર્યો. અને જે ઠેકાણે ધરણેંદ્રે પ્રભુનો મહાનિર્મળ પ્રાસાદ કરાવ્યો; તેથી તે ઠેકાણે એક પવિત્ર તીર્થ થયું, અને ત્યારથી તે સમુદ્ર પણ પવિત્ર કહેવાયો. પૂર્વે શ્રીયુગાદિપ્રભુના પૌત્ર ચન્દ્રકીર્ત્તિએ પોતાના ભાવથી ચન્દ્રોદ્યાનની પાસે ભાવી તીર્થંકર શ્રીચન્દ્રપ્રભપ્રભુનો પ્રાસાદ પોતાના નગરમાં કરાવ્યો હતો તેથી ત્યારથી માંડી તુલના ન કરી શકાય એવું આ તીર્થ સર્વ રીતે પવિત્ર છે. જે ઠેકાણે એક યોજનમાં ચન્દ્રપ્રભપ્રભુનું સમવસરણ થયેલું હતું, ત્યાં દૈવયોગે મરણ પામેલા માણસો સ્વર્ગમાં જશે. શ્રી તીર્થંકરના ચરણથી પવિત્ર એવા તે પ્રદેશમાં મૃત્યુ પામેલા મનુષ્યદેહમાં દુર્ગંધી ઉત્પન્ન થશે નહીં, કીડા પડશે નહીં અને બદબો થશે નહિ. સર્વ સાવદ્ય કર્મનો ત્યાગ કરી, જિનધ્યાનમાં પરાયણ થઈને જેઓ આ તીર્થમાં તપ કરશે, તેમનાથી મુક્તિરૂપી કામિની દૂર રહેશે નહીં. આ તીર્થે મૃત્યુ પામેલા પ્રાણીઓ નરક કે તિર્યંચ ગતિમાં જતા નથી, પણ તેઓ મનુષ્યગતિ, દેવગતિ અથવા મોક્ષની કલ્યાણ સંપત્તિને ભોગવે છે. સગરરાજાએ આ સાગરને તીર્થની રક્ષાને માટે આકર્ષ્યો અને આઠમા તીર્થંકરના સ્નાત્રજળ સાથે તેનો સ્પર્શ થયો, તેથી તે અતિ પવિત્ર છે. આ ઘણા જલવાળી બ્રાહ્મી નદી પ્રભુને સ્નાત્ર કરાવવાને માટે બ્રહ્મેંદ્ર લાવેલા છે, તેથી તે પવિત્ર છે. અહીં ઘણાં તીર્થોનો સંગમ થયેલો છે, તેથી આ ઉત્તમ તીર્થ સર્વ પાપનો નાશ કરનારું છે. ચાર

---

૧ શ્રીચંદ્રપ્રભપ્રભુનું આયુષ્ય અન્યત્ર દશ લાખ પૂર્વનું કહેલું છે. ૨ વેરાવળ પાસે હાલ પ્રભાસપાટણ છે તે.

શાખાવાળો ધર્મ શુભ ભાવનાપૂર્વક જો અહીં આરાધ્યો હોય, તો તે સેંકડો શાખાદ્વારા વિસ્તાર પામી સર્વ વાંછિતોને આપે છે.

આ પ્રમાણે ધર્મોપદેશ આપી તે સર્વોપકારી મુનિપુંગવે ત્યાંથી અન્યત્ર વિહાર કરવા પ્રયાણ કર્યું. ચંદ્રયશાએ હર્ષથી તે ઠેકાણે પ્રાસાદસહિત ચંદ્રપ્રભ પ્રભુની ચંદ્રકાંતમણિમય મૂર્તિ કરાવી. [ પ્રથમ જે આદિનાથના પૌત્ર ] સોમયશાએ કરાવેલા અર્હંત્પ્રાસાદની નજીક ચંદ્રયશાનો તે પ્રાસાદ તેના જેવો થયો. તેણે પોતાના પિતા ચંદ્રશેખરની પણ એક મણિમય મૂર્તિ કરાવી. ‘પુત્રની ભક્તિ પિતાને વિષે એ પ્રમાણે શોભે છે.’ ચંદ્રપ્રભ ભગવંતને ચંદ્રનું લાંછન છે તેવું પિતાના મસ્તક ઉપર ચંદ્રનું લાંછન( ચિન્હ ) કરાવ્યું, અને જિનસ્નાત્રના જળથી પિતાને સ્નાન કરાવ્યું, તેમજ બંને મૂર્તિનો ઉત્સવ પણ તેણે સરખી રીતે કર્યો; તેથી લોકો પણ રાજભક્તિને વશ થઈ પોતાના પિતાને વિષે પૂજન કરે છે. ત્યારપછી ચંદ્રયશા શુભ દિવસે શુભ ભાવનાપૂર્વક સગરરાજાની જેમ સંઘ સહિત તીર્થયાત્રા કરવા ચાલ્યો. કેટલાક દિવસે ગુરુના કહેલા માર્ગે તીર્થમાં આવી વિધિપૂર્વક તેણે દાન–પૂજન આદિ સર્વ કર્યું. ત્યાં કેટલાંક જીર્ણ થઈ ગયેલા પ્રાસાદોને જોઈ દુઃખી થયેલા, અને ધર્યો છે વિશાળ ગુરુની વાણીનો ભાર જેણે એવા ચંદ્રયશાએ પ્રાસાદનો આદરપૂર્વક ઉદ્ધાર કર્યો. પુંડરીક, રૈવત, આબૂ અને બાહુબલિ વગેરે સર્વ શિખરોમાં તેણે ભક્તિથી ઉદ્ધાર કર્યો. એ પ્રમાણે સર્વ તીર્થની યાત્રા અને ઉદ્ધાર કરી ચંદ્રયશા રાજાએ સદ્ગુરુની પાસે મુક્તિરૂપી સ્ત્રીની સખી જેવી દીક્ષા ગ્રહણ કરી. લાખ પૂર્વ સુધી દીક્ષા પાળી, અષ્ટ કર્મનો ક્ષય કરી, કેવલજ્ઞાન મેળવીને અંતે મોક્ષસુખને પ્રાપ્ત થયા. તેથી હે ઇંદ્ર! એવો આ વિમલાચલ તીર્થનો નિર્મળ પ્રભાવ છે.

( નવમો ઉદ્ધાર )

## શ્રી શાંતિનાથચરિત્ર

દેવતાઓએ સેવેલા અને મલિન ચંદ્રને છોડીને મૃગ જેમનાં ચરણકમળ ભજ્યા કરે છે[1] એવા શ્રી શાંતિનાથ પ્રભુ સંઘને સદા શાંતિ કરનાર થાઓ. આ ભરત ક્ષેત્રમાં હસ્તિનાપુર નગરને વિષે સર્વ જગતની સેનાને જિતનાર વિશ્વસેન નામે રાજા થયા. તેમને અચિરા નામે શીલરૂપ લાલિત્યવડે નિર્મલ એવા પટ્ટરાણી હતા. એકદા રાત્રિના અવશેષ સમયે તેમણે બે વાર ચૌદ સ્વપ્નો જોયાં. તે દિવસે–ભાદ્રપદ માસની શુકલ સપ્તમીએ ભરણી નક્ષત્રમાં સર્વાર્થસિદ્ધ વિમાનથી ચ્યવીને પ્રભુ તેમની કૂક્ષીમાં અવતર્યા. બે વાર ચૌદ સ્વપ્નો જોવાથી અર્હંત અને ચક્રવર્ત્તી બે પદવી ધરાવનાર પુત્રના જન્મનો જેને નિશ્ચય થયેલો છે એવાં અને સારા છે દોહદ જેને એવા દેવીએ રત્નગર્ભા–પૃથ્વીની જેમ ગર્ભ ધારણ કર્યો. સમય પૂર્ણ થતાં જ્યેષ્ઠ માસની શુકલ ત્રયોદશીએ શુભ મુહૂર્તે ચંદ્ર ભરણી

૧ તેમના ચરણમાં મૃગનું લાંછન છે, તેથી કવિએ આવી ઉત્પ્રેક્ષા કરેલી છે.

નક્ષત્રમાં આવતાં દેવીએ એક પુત્રરત્નને જન્મ આપ્યો. દિશાકુમારીઓએ, ઇંદ્રોએ અને રાજાઓ વગેરે સર્વ લોકોએ આદરપૂર્વક પ્રભુનો જન્મોત્સવ કર્યો. પિતાએ હર્ષથી 'શાંતિ' એવું નામ પાડયું. અનુક્રમે યૌવનવય પામતાં સુવર્ણ જેવા વર્ણવાળો અને ચાળીશ ધનુષ ઉંચો જેમનો દેહ છે એવા પ્રભુએ પિતાની આજ્ઞાથી રાજ્યનો ભાર સ્વીકાર્યો. પછી ચક્રરત્નને અનુસરી ષટ્ખંડ ભરતને જીતી સ્વર્ગના રાજ્યને ઇંદ્ર પાળે તેમ સુખે સુખે પોતાના રાજ્યનું તેઓ પાલન કરવા લાગ્યા. [ અનુક્રમે ઘણાં વર્ષોપર્યંત રાજ્ય પાળ્યા પછી ] જ્યેષ્ઠમાસની કૃષ્ણચતુર્દશીએ ભરણી નક્ષત્રમાં ચંદ્ર આવતાં જેમનો દીક્ષામહોત્સવ ઇંદ્રોએ કરેલો છે, એવા પ્રભુએ એક હજાર રાજાઓની સાથે વ્રત ગ્રહણ કર્યું. છદ્મસ્થપણે સર્વ દેશમાં વિહાર કરી ધ્યાનવડે ધીર બુદ્ધિવાળા પ્રભુએ અન્યદા હસ્તિનાપુરની પાસેના વનમાં નિવાસ કર્યો. ત્યાં પૌષમાસની શુકલ નવમીએ ઘાતીકર્મનો ક્ષય થતાં લોકાલોકનો પ્રકાશ કરનારું નિર્મળ કેવળજ્ઞાન તેઓ પામ્યા. પછી ત્યાંથી તે તે પ્રકારના સર્વ અતિશયોએ યુકત અને સર્વ દેવતાઓએ સર્વ પ્રકારથી સેવેલા પ્રભુ શત્રુંજયગિરિની પાસેના સિંહોદ્યાનમાં પધાર્યા.

આ તરફ પૂર્વે પ્રતિષ્ઠાનપુર નામના નગરમાં યજ્ઞકર્મમાં નિષ્ઠાવાળો, અતિ દુષ્ટબુદ્ધિવાળો કોઈ મિથ્યાત્વી બ્રાહ્મણ રહેતો હતો. તે પ્રતિદિન યજ્ઞ કરતો. એકદા કોઇ મુનિ તે બ્રાહ્મણની ભકિતવડે સાધના પામેલા લોકોના સમુદાયવડે પરવરેલા તે બ્રાહ્મણના યજ્ઞસ્થાનમાં આવ્યા. તે સમયે ત્યાં હિંસા થતી જોઇ મુનિ હૃદયમાં કચવાઇને આ પ્રમાણે ઉચ્ચસ્વરે બોલ્યા; 'શુદ્ધ સિદ્ધાંતને દૂષિત કરનારા આ લોકોને ધિક્કાર છે. પૂર્વે ભરતરાજાએ જે ધર્મતત્પર વેદ રચેલા હતા, તેઓને આ ઘાસાંધ[1] પુરુષો પ્રાણીની હિંસાથી દૂષિત કરે છે.'

આવાં તે મુનિનાં વચનોને સાંભળી એ અધમ બ્રાહ્મણને ક્રોધ ચઢયો. તેથી તત્કાળ દુષ્ટબુદ્ધિપૂર્વક તે મુનિને મારવા માટે શ્રવ[2] ઉપાડી વેગથી દોડ્યો. ક્રોધમાં અંધ બનીને દોડતા એ વિપ્રે અતિ ઊંચા યજ્ઞસ્તંભ સાથે અથડાઈને ક્ષણવારમાં પોતાના અપરાધી થયેલા હોય તેવા પ્રાણોને છોડી દીધા. આર્ત્તધ્યાને મૃત્યુ પામીને તે વિપ્ર સિંહોદ્યાનમાં કેશરીસિંહ થયો, પરંતુ પ્રાંતે થયેલા મુનિદર્શનના પુણ્યથી ઉત્તમ તીર્થને પામ્યો. ત્યાં અનેક પ્રાણીઓને ત્રાસ પમાડતો તે ફરતો હતો, તેવામાં તેણે ધ્યાનારૂઢ અને નિદ્રારહિત શાંતિનાથ પ્રભુને જોયા. શાંતિનાથ પ્રભુન દર્શનથી શીતોપચારથી જ્વરની જેમ અને સામ વાકયથી ખલ પુરુષની જેમ તેનો કોપાગ્નિ વિશેષ પ્રજ્વલિત થયો. તેથી મર્મરધ્વનિથી દૂષિત એવી પૃથ્વી પર પૂંછ પછાડી ચણોઠી જેવાં રાતાં નેત્ર કરતો તે પંજો ઉપાડીને પ્રભુ સામે એકદમ દોડ્યો. પ્રભુની પાસે પાંચ હાથ નજીક આવતાં જ એ પાપી સિંહ ભિંત સાથે અફળાવાથી દેફું પાછું પડે તેમ સ્વયમેવ સાત ધનુષ જેટલો પાછો પડ્યો. પોતે

---

૧ ખાવાના રસમાં અંધ થયેલા-માંસ મદિરા ખાવાની ઈચ્છાવાળા.

૨ 'શ્રવ' એ હોમવાનું કાષ્ઠમય પાત્ર થાય છે. તેને ગુજરાતી ભાષામાં 'સરવો' કહે છે.

ફાળ ચૂકયો છે એવું માની અતિ ક્રોધ કરી ઊંચું પુંછ લઇ પાછો તે પ્રભુ ઉપર દોડ્યો, વળી પાછો પડ્યો; એમ વારંવાર સ્ખલના પામવાથી અતિ ક્રોધવાન સિંહ, પોતાને સ્ખલિત થવા જેવું આગળ કાંઇ પણ જોવામાં ન આવ્યું એટલે મનમાં વિચાર કરવા લાગ્યો કે, 'અહીં મને આડું આવે તેવું મારી આંગળ કોઇ જોવામાં આવતું નથી અને મારી ફાળ નિષ્ફળ જાય છે, તેથી આ કોઈ શાંત શરીરને ધારણ કરનાર અસાધારણ પુરુષ લાગે છે.' એવું વિચારી વારંવાર પ્રભુ તરફ જોતાં પૂર્વોક્ત પ્રકારના પાપકર્મવાળા પૂર્વભવનું તેને સ્મરણ થઇ આવ્યું. તપેલા તેલમાં જળ નાંખવાથી ઉલટો દાહ ઉત્પન્ન થાય છે, તેથી જેનો કોપ શાંત થયેલો છે, એવા તેને જાણીને પ્રભુએ તેને કહ્યું; 'હે બ્રાહ્મણ ! તું તારા પૂર્વભવને સંભાર કે જે ભવમાં તેં કરેલાં પાપકર્મથી તું મૃગનો ઘાત કરનાર સિંહ તિર્યંચ થયો છે. અરે ! હમણાં તીર્થંકરનું સાનિધ્ય મળ્યા છતાં અતિ રોષ ધરીને આવી નરકની માતાતુલ્ય હિંસાને કેમ હજુ કરે છે ? હે વિપ્ર ! પૂર્વભવમાં હિતોપદેશ દેનારા મુનિ ઉપર તને ક્રોધ થયો હતો, તેનું ફળ તને તે જ વખતે મૃત્યુપ્રાપ્તિરૂપ થયું હતું, માટે હજુ પણ તું જીવહિંસા છોડી દે, દયા અંગીકાર કર, ધર્મને ભજ, અને ખેદ પામ્યા વિના તીર્થની આરાધના કર.' આ પ્રમાણે તેમને ધર્મવચનથી પ્રતિબોધ કરી પ્રભુ આગળ ચાલ્યા. એટલે જેનું મન શાંત થયેલું છે એવો તે સિંહ પ્રભુની પાછળ ચાલ્યો. સ્વર્ગગિરિ પર આરૂઢ થતાં પ્રભુએ પાછળ આવતા તે સિંહને કહ્યું કે, 'સર્વ પ્રાણી ઉપર સમભાવ ધારણ કરીને તું અહીં રહે. આ ક્ષેત્રના પ્રભાવથી અહીં જ તને સ્વર્ગગતિ મળશે અને પછી એક અવતારે તને મોક્ષની પ્રાપ્તિ થશે.' આવી પ્રભુની આજ્ઞા થતાં એ સિંહ પ્રભુની આજ્ઞાના આરાધનમાં તત્પર થઇ પ્રભુનું જ ધ્યાન કરતો અને મુનિની જેમ શાંત મનવાળો દયામાં દક્ષ થઇને ત્યાં જ સ્થિત થયો. શુભ ધ્યાનપૂર્વક આયુષ્યને અંતે મૃત્યુ પામી તે ઉત્તમ સ્વર્ગગતિને પામ્યો. 'કદિ પણ તીર્થનો પ્રભાવ નિષ્ફળ થતો નથી.' પ્રભુ શાંતિનાથે અજિતનાથસ્વામીની પેઠે અનેક દેવોથી પરવરીને મરુદેવા શિખર ઉપર રહીને ચાર મહિના નિર્ગમન કર્યા. ત્યાં ગંધર્વ, વિદ્યાધર, દેવતા, નાગકુમાર અને મનુષ્યો આવી પ્રીતિથી મસ્તક નમાવી પ્રતિદિન પ્રભુની પૂજા કરતા હતા. ચાતુર્માસ પૂર્ણ થયે શાંતિનાથ ભગવાને વિશ્વને બોધ આપવાને માટે સૂર્યની જેમ ત્યાંથી અન્યત્ર વિહાર કર્યો. પેલા સિંહદેવે સ્વર્ગમાંથી આવી પ્રભુના રહેવાવડે પવિત્ર થયેલા તે મરુદેવા શિખર ઉપર શ્રી શાંતિનાથ જિનનું પ્રતિમાસહિત ચૈત્ય કરાવ્યું. તે સિવાય પોતાની સ્વર્ગગતિના હેતુરૂપ સ્વર્ગગિરિ નામના શિખર ઉપર જિનેશ્વરોની તથા પોતાની પ્રતિમા સાથે બીજા પ્રાસાદો તે દેવે કરાવ્યા. સિંહદેવ અને તેના અનુગામી દેવોવડે અધિષ્ઠિત એવું તે શિખર, શ્રી શાંતિનાથની ભક્તિ કરનારની સર્વ કામના પૂરે છે. અને પૂર્વાભિમુખે રહેલા તે ચૈત્યથી પાંચસો ધનુષ દૂર ઇશાનકોણમાં એક યક્ષ રહેલો છે તે ચિંતામણિરત્નને આપે છે. વળી ત્યાં કલ્પવૃક્ષને અધિષ્ઠિત થઇને સાડાત્રણ ક્રોડ દેવતાઓ રહેલા છે, તેઓ શ્રી શાંતિનાથનું

આરાધન કરનારને સર્વ વાંછિત આપે છે. અતિ પુણ્યવાન પ્રાણીઓને ત્યાં તે તીર્થનો અને તીર્થંકરનો આશ્રય કરવાથી પારલૌકિક સિદ્ધિ થાય છે, તેમાં કાંઈ પણ સંશય નથી.

સર્વ શિખર ઉપર વિહાર કરીને ચરણન્યાસથી પૃથ્વીને પાવન કરતા શ્રી શાંતિનાથ ભગવાન અનુક્રમે હસ્તિનાપુર આવ્યા. શાંતિનાથજીના પુત્ર ચક્રધર પ્રભુને ત્યાં પધારેલા જાણી પરિવાર સાથે સત્વર વાંદવા આવ્યા. નમસ્કાર કરી સ્તુતિ કરીને સર્વ સભ્યો બેઠા એટલે પ્રભુના મુખરૂપ કમળમાંથી મકરંદની જેમ આ પ્રમાણે દેશના ઝરવા લાગી; 'શીલ, શત્રુંજય શૈલ, સમતા, જિનસેવા, સંઘ અને સંઘપતિનું પદ–એ શિવલક્ષ્મીના જામીનરૂપ છે.' આ પ્રમાણેની દેશના સાંભળી ઉત્તમ બુદ્ધિવાળા ચક્રધરે ઊભા થઇ પ્રભુને કહ્યું કે, 'હે પ્રભુ! મને સંઘપતિની પદવી આપો.' તે સાંભળી પ્રભુએ દેવતાએ લાવેલો અક્ષતયુક્ત વાસક્ષેપ માળા સાથે ચક્રધરના મસ્તક પર નાંખ્યો. ચક્રધરે ત્યાં મોટો ઉત્સવ કર્યો. પછી પ્રભુની તે આશિષ લઈને ચક્રધરે સંઘને આમંત્રણ કરીને બોલાવ્યો. ઈંદ્રે આપેલા દેવાલય સાથે શુભલગ્ને કુલ સ્ત્રીઓએ જેનું મંગલ કરેલું છે એવો તે સંઘપતિ સૈન્યના ભારથી વિશ્વને ચલિત કરતો સંઘ સહિત ચાલ્યો. ગામે ગામે જિનપ્રતિમાને અને મુનિઓને નમતો અવિચ્છિન્ન પ્રયાણોથી સૌરાષ્ટ્રદેશમાં આવીને અનુક્રમે તે ચક્રધર રાજા તીર્થની નજીક આવ્યો.

એક વખતે સંઘપતિ ચક્રધર રાજા દેવાલયની પાસે બેઠો હતો, તેવામાં સ્ફુરાયમાન શૃંગારથી આકાશને પ્રકાશિત કરતો કોઇ વિદ્યાધર ત્યાં આવ્યો. તેને દેખતાં જ મર્યાદાપૂર્વક ચક્રધર કાંઇક ઊભો થયો. અને ઉત્તમ આસન પર તે વિદ્યાધરના બેઠા પછી પોતે પણ તે આસન ઉપર બેઠો. પછી તે વિદ્યાધરપતિએ અંજલિ જોડીને રાજાને કહ્યું; 'હે રાજા ચક્રધર! તમે અર્હંતના પુત્ર છો અને ઇક્ષ્વાકુકુલમાં ગિરિરૂપ છો. હું ખેટનગરના પતિ મણિપ્રિય વિદ્યાધરનો કેલાપ્રિય નામે પુત્ર છું. મને ઘણા શત્રુઓએ છળ કરીને ઘેરી લીધો છે. ગોત્રદેવીની આજ્ઞાથી તમારાથી શત્રુનો ક્ષય થશે તેમ જાણવાથી તમને લેવા માટે એકદમ હું આવ્યો છું, તેથી હે પ્રભુ! મારા પર પ્રસન્ન થાઓ.' એ પ્રમાણે કહ્યા પછી ચક્રધરની આજ્ઞા પામીને તે કેલાપ્રિય વિદ્યાધરે તત્કાલ પોતાની અમિતશક્તિથી એક વિમાન રચ્યું. તે વિદ્યાધરની સાથે તેમાં બેસી ચક્રધર ક્ષણવારમાં શત્રુઓએ પીડિત કરેલા ખેટનગરમાં આવ્યા. ચક્રધર આવતાં જ જલકાંતમણિથી જલની જેમ તેના તેજને નહીં સહન કરી શકતા શત્રુઓ તત્કાળ ખસી ગયા. શત્રુઓને નાસી ગયેલા જોઇ હૃદયમાં હર્ષ પામેલા કેલાપ્રિયે પૃથ્વીપતિ ચક્રધર રાજાને આદરપૂર્વક કહ્યું; 'હે રાજન્! પોતાની મેળે જ તમારી ઉપર અનુરક્ત થયેલી આ મારી બેન હું તમને આપું છું, પરંતુ તેથી કાંઇ તમારા ઉપકારનો બદલો વળી શકે તેમ નથી, તથાપિ તે મારી બેનનો આપ સ્વીકાર કરો.' આ પ્રમાણે કહી તેણે ગુણોની માળારૂપ ગુણાવલી નામે પોતાની બ્હેન ચક્રધરને આપી; તેના સંગથી એ રમણી, ચંદ્રના સંગથી ચંદ્રિકાની જેવી શોભવા લાગી. તે સિવાય બીજી

પણ તેમના રૂપથી મોહ પામેલી વિદ્યાધરોની અનેક કન્યાઓ ચક્રધર પરણ્યા. 'સર્વ ઠેકાણે ભાગ્ય તો સરખું જ હોય છે.'

કેલાપ્રિય વિદ્યાધર ચક્રધર રાજાને તીર્થયાત્રાની સ્પૃહાવાળા જાણીને પ્રિયાસહિત વિમાનમાં બેસારી વેગથી ત્યાં લઈ ચાલ્યો. વિમાન ચાલ્યું એટલે તુરત તેમના મનને પ્રસન્ન કરવા માટે વિદ્યાધરોની સ્ત્રીઓએ શાંતિથી સંગીત કરવા માંડયું. વિમાનના ગોખમાં બેસી રાજા વિશ્વના રમ્ય પદાર્થોને જોતો હતો, તેવામાં કોઈક ઠેકાણે એક રમણીય ઉદ્યાન તેમના જોવામાં આવ્યું. તે જોઇ તેણે વિદ્યાધરને કહ્યું, 'આ પુષ્પના મકરંદથી ઉન્મત્ત એવા ભ્રમરાઓના સમૂહવડે આકુલ અને આમ્રવૃક્ષની મંજરીથી હર્ષ પામતી કોયલોવડે ભરેલા આ વનને તું જો. તેથી હે પુણ્યશાળી ! મારું ચિત્ત એ વનમાં ક્રીડા કરવાને ઇચ્છે છે; માટે અહીં જલ્દી વિમાનને ઉતારો; અને તમે પણ આનંદ ભોગવો.' તે સાંભળી ઘણા માર્ગનું પ્રયાણ થયેલું હોવાથી પોતાને પણ પ્રિય લાગતાં તેમનાં ઇષ્ટ વચન સફળ કરવાને તેણે તે વિમાનને તત્કાળ પૃથ્વી પર ઉતાર્યું. વૃક્ષોથી ઢંકાએલા અને નેત્ર પર અમૃતને વર્ષાવતા તે વનમાં કૌતુકી ચક્રધરને કાંતા સાથે ક્રીડા કરવાની ઇચ્છા થઇ, તેથી સુંદર વૃક્ષોની શોભા જોતો અને ફલપુષ્પો લેતો ચક્રધર આગળ ચાલ્યો. ત્યાં આગળ જાણે અમૃતકુંડ હોય તેવું એક સરોવર તેના જોવામાં આવ્યું. મોટી નિર્મલ ઊર્મિઓથી વ્યાપ્ત, અને ચાલતા કમળના પત્રોવડે ભમરાઓને ઉડાડી મૂકતા એવા તે સરોવરને જોઇ ચક્રધરે વિદ્યાધરને કહ્યું.

'પાળ ઉપર રહેલા તાડના વૃક્ષોની નીચે થાકીને આવવાથી બેઠેલા વટેમાર્ગુઓની ગરમીના તાપને હરવામાં ચતુર, પૃથ્વીરૂપી સ્ત્રીનાં કંકણ જેવું, અને વારંવાર નવા નવા ઉછળતા નિર્મળ અને ચપળ કલ્લોલની શ્રેણી સાથે લીલાવડે ખેલતી હંસલીઓના મધુર શબ્દોથી સુંદર એવું આ સરોવર બહુ જ શોભે છે. વળી આ ચતુર મયૂર કાંઇક ચપળ તરંગના આઘાતથી ઉત્પન્ન થયેલા શબ્દો પર મેઘધ્વનિની ભ્રાંતિથી નૃત્યલીલા કરતો મધુર શબ્દો કરે છે. આ ચક્રવાક પક્ષી મંદધ્વનિથી લોભાઈ પોતાની યુવતિની સાથે ગ્રીવા (ડોક) વાંકી કરીને નવીન કમળના બિસતંતુઓને અત્યંત હર્ષ પામતો ખાય છે. આ ભ્રમર પ્રફુલ્લિત થયેલા કમળના ગંધની ગૌરવતાથી જાગ્રત થઇ પોતાની પ્રિયા(ભ્રમરી)ને કમળમાંથી મકરંદ લઇ લઇને અવરાવે છે અને આ હંસપક્ષી તેના જલનું પાન કરી પોતાની ચંચૂને ઊંચી કરી આ તળાવમાંથી જલ લઈ જતા મેઘને હસી કાઢે છે; માટે હે કેલાપ્રિય ! અહીં મારું મન ક્રીડા કરવાની ઇચ્છા ધરાવે છે અને આ સરોવરની પાળને પ્રદક્ષિણા દઇને જોવાની ઇચ્છા થાય છે.'

આ પ્રમાણે કહી તે વિદ્યાધરની સાથે ચક્રધર સરોવરની આસપાસ ફરવા ચાલ્યો. આગળ જતાં વૃક્ષોની શાખાથી ઢંકાએલું એક ચૈત્ય તેના જોવામાં આવ્યું. તે ચૈત્યમાં શ્રી આદિનાથપ્રભુનું નિર્મળ મણિમય બિંબ જોઇ તે હર્ષ પામ્યો. પછી પ્રિયાને લઇને પૂજા કરવા

માટે અંદર ગયો. પુષ્પ, અક્ષત અને સ્તવનાદિકથી મનની એકાગ્રતાપૂર્વક પ્રભુની પૂજા કરીને પછી પ્રાસાદની ઉત્તમ શોભા તે જોવા લાગ્યો. એમ જોતાં જોતાં પ્રાસાદની બહાર આવ્યો એટલે નારીની પેઠે ગોખમાં બેઠેલી એક વિચિત્ર રૂપવાળી વાનરી તેના જોવામાં આવી. 'આ સુંદર છે' એવું ધારી ચક્રધર તેના શરીરને હાથવતી સ્પર્શ કરે છે, તેવામાં તો એ દિવ્ય રૂપવાળી સ્ત્રી થઈ ગઈ. તેને જોઈ રાજા વિસ્મય પામ્યો. પછી રાજા ચક્રધર તેની સાથે કાંઈ બોલવા જતો હતો, તેવામાં તેના પરિચારક બે વિદ્યાધરો આવી હર્ષથી રાજાને કહેવા લાગ્યા; 'રાજન્! આ વાનરીનું રૂપ બદલાઈ જવાથી કાંઈ પણ વિસ્મય ન પામતાં, અહીં બેસીને અમારી વિચિત્ર કથા સાંભળવાને યોગ્ય છો.' તે સાંભળી ચક્રધર ત્યાં બેઠો, એટલે તે બેમાંથી એક જણ આ પ્રમાણે બોલ્યો;

'હે રાજા! અમે વૈતાઢ્યગિરિની ઉત્તર શ્રેણીમાં રહીએ છીએ. પોતાની મનોહર મૂર્ત્તિથી શૃંગારરસને જીવન આપનારી શૃંગારસુંદરી નામે આ મારી પુત્રી છે. અનુક્રમે તે યૌવનવયને પ્રાપ્ત થઈ એટલે એક વખતે વસંતઋતુ આવતાં ઉદ્યાનભૂમિમાં જાણે પ્રત્યક્ષ વસંતલક્ષ્મી હોય તેવી આ સુંદર બાલા સખીઓની સાથે ક્રીડા કરવા ગઈ. તે ઉદ્યાનમાં સ્વેચ્છાથી પુષ્પ, ફલ અને પલ્લવને ગ્રહણ કરતી અને રમતી તે બીજા વનમાં ગઈ. ત્યાં પણ ફલાદિક લેવાની તેની ઇચ્છા થઈ. એટલે ત્યાંથી પુષ્પફલ લેતાં જ તેની એવી ચપળતા જોઈને તે વનની અધીશ્વરી ચક્રેશ્વરી નામે દેવીએ તેને શાપ આપ્યો કે, 'તું વાનરી થઈ જા.' તે સાંભળી ભય પામતી શૃંગારસુંદરીએ અનુગ્રહ માટે વિજ્ઞપ્તિ કરી, એટલે તે દેવી પ્રસન્ન થઈ. '**ઘણું કરીને ઉત્તમ પુરુષો અતિ કોપવાળા હોતા નથી.**' પછી તે દેવીએ કહ્યું કે, 'હે સુલોચના! શ્રી શાંતિનાથ પ્રભુના પુત્ર ચક્રધર રાજા જ્યારે તને કરથી સ્પર્શ કરશે, ત્યારે તું પાછી તારા પોતાના સ્વરૂપમાં આવીશ, અને તે રાજા તારું પાણિગ્રહણ પણ કરશે.' આવો અનુગ્રહ કરી દેવી ચક્રેશ્વરી અંતર્ધાન થઈ ગયા. ત્યારથી આ બાળા વાનરી થઈને આ વનમાં રહેતી હતી. તેના ભાગ્યથી જ અત્યારે તમે અહીં આવ્યા છો. હે રાજા! મનુષ્યપણું આપીને તમે તેને ખરીદ કરી લીધી છે, તો હવે કરનું અવલંબન આપીને કામરૂપી સમુદ્રમાંથી તેનો પુનઃ ઉદ્ધાર કરો.' આવી તેમની પ્રાર્થનાથી અને કલાપ્રિય વિદ્યાધરનાં આગ્રહથી ચક્રધર રાજાએ શ્રી યુગાદિ પ્રભુની સાક્ષીએ તે કન્યાનું પાણિગ્રહણ કર્યું. વિદ્યાધર કલાપ્રિયે અને તે બન્ને વિદ્યાધરોએ ચક્રધરને અનેક નિર્મળ કળાઓ આપી અને દેવીઓએ પ્રત્યક્ષ થઈને શ્રેષ્ઠ વરદાન આપ્યું.

આ પ્રમાણે શૃંગારસુંદરીને પરણીને ચક્રધર તે વનમાં આગળ ફરવા લાગ્યો. થોડે દૂર જતાં એક નદીને તીરે તપ કરતા જટિલ તાપસોના આશ્રમો તેના જોવામાં આવ્યા. તાપસોએ કેટલાક લક્ષણોથી તેને રાજા જાણી એકદમ ઊભા થઈ અર્ઘ્યપાદ્ય લઈને આદરપૂર્વક તેમની કેટલીક શુશ્રૂષા કરી. પછી 'તમે કોણ છો? તમારું શું વ્રત છે? અને તમે કોનું ધ્યાન ધરો છો?' એમ રાજાએ બહુમાનપૂર્વક તેમને પૂછ્યું. એટલે તેઓ

પણ તેમના રૂપથી મોહ પામેલી વિદ્યાધરોની અનેક કન્યાઓ ચક્રધર પરણ્યા. ' સર્વ ઠેકાણે ભાગ્ય તો સરખું જ હોય છે. '

કેલીપ્રિય વિદ્યાધર ચક્રધર રાજાને તીર્થયાત્રાની સ્પૃહાવાળા જાણીને પ્રિયાસહિત વિમાનમાં બેસારી વેગથી ત્યાં લઈ ચાલ્યો. વિમાન ચાલ્યું એટલે તુરત તેમના મનને પ્રસન્ન કરવા માટે વિદ્યાધરોની સ્ત્રીઓએ શાંતિથી સંગીત કરવા માંડ્યું. વિમાનના ગોખમાં બેસી રાજા વિશ્વના રમ્ય પદાર્થોને જોતો હતો, તેવામાં કોઈક ઠેકાણે એક રમણીય ઉદ્યાન તેમના જોવામાં આવ્યું. તે જોઇ તેણે વિદ્યાધરને કહ્યું, ' આ પુષ્પના મકરંદથી ઉન્મત્ત એવા ભ્રમરાઓના સમૂહવડે આકુલ અને આમ્રવૃક્ષની મંજરીથી હર્ષ પામતી કોયલોવડે ભરેલા આ વનને તું જો. તેથી હે પુણ્યશાળી ! મારું ચિત્ત એ વનમાં ક્રીડા કરવાને ઈચ્છે છે; માટે અહીં જલ્દી વિમાનને ઉતારો; અને તમે પણ આનંદ ભોગવો. ' તે સાંભળી ઘણા માર્ગનું પ્રયાણ થયેલું હોવાથી પોતાને પણ પ્રિય લાગતાં તેમનાં ઈષ્ટ વચન સફળ કરવાને તેણે તે વિમાનને તત્કાળ પૃથ્વી પર ઉતાર્યું. વૃક્ષોથી ઢંકાએલા અને નેત્ર પર અમૃતને વર્ષાવતા તે વનમાં કૌતુકી ચક્રધરને કાંતા સાથે ક્રીડા કરવાની ઈચ્છા થઈ, તેથી સુંદર વૃક્ષોની શોભા જોતો અને ફલપુષ્પો લેતો ચક્રધર આગળ ચાલ્યો. ત્યાં આગળ જાણે અમૃતકુંડ હોય તેવું એક સરોવર તેના જોવામાં આવ્યું. મોટી નિર્મલ ઊર્મિઓથી વ્યાપ્ત, અને ચાલતા કમળના પત્રોવડે ભમરાઓને ઉડાડી મૂકતા એવા તે સરોવરને જોઇ ચક્રધરે વિદ્યાધરને કહ્યું.

' પાળ ઉપર રહેલા તાડના વૃક્ષોની નીચે થાકીને આવવાથી બેઠેલા વટેમાર્ગુઓની ગરમીના તાપને હરવામાં ચતુર, પૃથ્વીરૂપી સ્ત્રીનાં કંકણ જેવું, અને વારંવાર નવા નવા ઉછળતા નિર્મળ અને ચપળ કલ્લોલની શ્રેણી સાથે લીલાવડે ખેલતી હંસલીઓના મધુર શબ્દોથી સુંદર એવું આ સરોવર બહુ જ શોભે છે. વળી આ ચતુર મયૂર કાંઇક ચપળ તરંગના આઘાતથી ઉત્પન્ન થયેલા શબ્દો પર મેઘધ્વનિની ભ્રાંતિથી નૃત્યલીલા કરતો મધુર શબ્દો કરે છે. આ ચક્રવાક પક્ષી મંદધ્વનિથી લોભાઈ પોતાની યુવતિની સાથે ગ્રીવા ( ડોક ) વાંકી કરીને નવીન કમળના બિસતંતુઓને અત્યંત હર્ષ પામતો ખાય છે. આ ભ્રમર પ્રફુલ્લિત થયેલા કમળના ગંધની ગૌરવતાથી જાગ્રત થઇ પોતાની પ્રિયા( ભ્રમરી )ને કમળમાંથી મકરંદ લઇ લઇને ખવરાવે છે અને આ હંસપક્ષી તેના જલનું પાન કરી પોતાની ચંચૂને ઊંચી કરી આ તળાવમાંથી જલ લઈ જતા મેઘને હસી કાઢે છે; માટે હે કેલીપ્રિય ! અહીં મારું મન ક્રીડા કરવાની ઇચ્છા ધરાવે છે અને આ સરોવરની પાળને પ્રદક્ષિણા દઇને જોવાની ઇચ્છા થાય છે. '

આ પ્રમાણે કહી તે વિદ્યાધરની સાથે ચક્રધર સરોવરની આસપાસ ફરવા ચાલ્યો. આગળ જતાં વૃક્ષોની શાખાથી ઢંકાએલું એક ચૈત્ય તેના જોવામાં આવ્યું. તે ચૈત્યમાં શ્રી આદિનાથપ્રભુનું નિર્મળ મણિમય બિંબ જોઇ તે હર્ષ પામ્યો. પછી પ્રિયાને લઇને પૂજા કરવા

માટે અંદર ગયો. પુષ્પ, અક્ષત અને સ્તવનાદિકથી મનની એકાગ્રતાપૂર્વક પ્રભુની પૂજા કરીને પછી પ્રાસાદની ઉત્તમ શોભા તે જોવા લાગ્યો. એમ જોતાં જોતાં પ્રાસાદની બહાર આવ્યો એટલે નારીની પેઠે ગોખમાં બેઠેલી એક વિચિત્ર રૂપવાળી વાનરી તેના જોવામાં આવી. 'આ સુંદર છે' એવું ધારી ચક્રધર તેના શરીરને હાથવતી સ્પર્શ કરે છે, તેવામાં તો એ દિવ્ય રૂપવાળી સ્રી થઇ ગઇ. તેને જોઇ રાજા વિસ્મય પામ્યો. પછી રાજા ચક્રધર તેની સાથે કાંઇ બોલવા જતો હતો, તેવામાં તેના પરિચારક બે વિદ્યાધરો આવી હર્ષથી રાજાને કહેવા લાગ્યા; 'રાજન્! આ વાનરીનું રૂપ બદલાઇ જવાથી કાંઇ પણ વિસ્મય ન પામતાં, અહીં બેસીને અમારી વિચિત્ર કથા સાંભળવાને યોગ્ય છો.' તે સાંભળી ચક્રધર ત્યાં બેઠો, એટલે તે એમાંથી એક જણ આ પ્રમાણે બોલ્યો;

'હે રાજા! અમે વૈતાઢ્યગિરિની ઉત્તર શ્રેણીમાં રહીએ છીએ. પોતાની મનોહર મૂર્ત્તિથી શૃંગારરસને જીવન આપનારી શૃંગારસુંદરી નામે આ મારી પુત્રી છે. અનુક્રમે તે યૌવનવયને પ્રાપ્ત થઇ એટલે એક વખતે વસંતઋતુ આવતાં ઉદ્યાનભૂમિમાં જાણે પ્રત્યક્ષ વસંતલક્ષ્મી હોય તેવી આ સુંદર બાલા સખીઓની સાથે ક્રીડા કરવા ગઇ. તે ઉદ્યાનમાં સ્વેચ્છાથી પુષ્પ, ફલ અને પલ્લવને ગ્રહણ કરતી અને રમતી તે બીજા વનમાં ગઈ. ત્યાં પણ ફલાદિક લેવાની તેની ઇચ્છા થઈ. એટલે ત્યાંથી પુષ્પફલ લેતાં જ તેની એવી ચપળતા જોઇને તે વનની અધીશ્વરી ચક્રેશ્વરી નામે દેવીએ તેને શાપ આપ્યો કે, 'તું વાનરી થઈ જા.' તે સાંભળી ભય પામતી શૃંગારસુંદરીએ અનુગ્રહ માટે વિજ્ઞપ્તિ કરી, એટલે તે દેવી પ્રસન્ન થઈ. '**ઘણું કરીને ઉત્તમ પુરુષો અતિ કોપવાળા હોતા નથી.**' પછી તે દેવીએ કહ્યું કે, 'હે સુલોચના! શ્રી શાંતિનાથ પ્રભુના પુત્ર ચક્રધર રાજા જ્યારે તને કરથી સ્પર્શ કરશે, ત્યારે તું પાછી તારા પોતાના સ્વરૂપમાં આવીશ, અને તે રાજા તારું પાણિગ્રહણ પણ કરશે.' આવો અનુગ્રહ કરી દેવી ચક્રેશ્વરી અંતર્ધાન થઈ ગયા. ત્યારથી આ બાળા વાનરી થઇને આ વનમાં રહેતી હતી. તેના ભાગ્યથી જ અત્યારે તમે અહીં આવ્યા છો. હે રાજા! મનુષ્યપણું આપીને તમે તેને ખરીદ કરી લીધી છે, તો હવે કરનું અવલંબન આપીને કામરૂપી સમુદ્રમાંથી તેનો પુનઃ ઉદ્ધાર કરો.' આવી તેમની પ્રાર્થનાથી અને કલાપ્રિય વિદ્યાધરનાં આગ્રહથી ચક્રધર રાજાએ શ્રી યુગાદિ પ્રભુની સાક્ષીએ તે કન્યાનું પાણિગ્રહણ કર્યું. વિદ્યાધર કલાપ્રિયે અને તે બન્ને વિદ્યાધરોએ ચક્રધરને અનેક નિર્મળ કળાઓ આપી અને દેવીઓએ પ્રત્યક્ષ થઈને શ્રેષ્ઠ વરદાન આપ્યું.

આ પ્રમાણે શૃંગારસુંદરીને પરણીને ચક્રધર તે વનમાં આગળ ફરવા લાગ્યો. થોડે દૂર જતાં એક નદીને તીરે તપ કરતા જટિલ તાપસોના આશ્રમો તેના જોવામાં આવ્યા. તાપસોએ કેટલાક લક્ષણોથી તેને રાજા જાણી એકદમ ઊભા થઇ અર્ઘ્યપાદ્ય લઇને આદર-પૂર્વક તેમની કેટલીક શુશ્રૂષા કરી. પછી 'તમે કોણ છો? તમારું શું વ્રત છે? અને તમે કોનું ધ્યાન ધરો છો?' એમ રાજાએ બહુમાનપૂર્વક તેમને પૂછ્યું. એટલે તેઓ

બોલ્યા; 'હે રાજા! અમે [1]કચ્છના વંશના જટાધારી તાપસો છીએ, કંદમૂલનું ભક્ષણ કરીએ છીએ, શ્રી યુગાદિ પ્રભુને નમીએ છીએ, વલ્કલનાં વસ્ત્ર પહેરીએ છીએ, પૃથ્વી પર શયન કરીએ છીએ અને બ્રહ્મચર્ય પાળીએ છીએ.' તેમનાં આવાં વચન સાંભળી ચક્રધર બોલ્યો; 'અરે! તાપસો! તમે મિથ્યાત્વમાં મોહ પામી વિપરીત ધર્મને આચરવાવડે ઠગાયા છો. તમે સંગરહિત, બ્રહ્મચર્યાદિ તપ જપમાં પરાયણ અને યુગાદિ દેવને શરણે રહેનારા છતાં અભક્ષ્યનું ભક્ષણ કેમ કરો છો? જેની નસો ગૂઢ છે, જે છેદવાથી ઊગે છે અને જેનો સરખા ભાગે ભંગ થાય છે એવી વનસ્પતિ અને પલ્લવો અભક્ષ્ય કહ્યા છે; તેને મિથ્યાદૃષ્ટિઓ જાણતા નથી. તીક્ષ્ણ સોયની અણી ઉપર રહે તેટલા કંદમૂળમાં અનંત પ્રાણીઓ ઉત્પન્ન થાય છે અને લય પામી જાય છે, તેથી તે અનંતકાય કહેવાય છે. ઉદુંબર, વડ, પીંપર, કાકોદુંબર અને પીપળો એટલાં વૃક્ષોનાં ફળ નિરંતર કીડાવડે વ્યાપ્ત હોય છે, તેથી તે કદિ પણ ખાવાં નહીં. મદ્ય, માંસ, માખણ અને મધ એ ચાર મહાવિગઈ છે તેનો ત્યાગ કરવો. કારણ કે, તે અનંત દોષને આપનારી છે. બરફ, વિષ, કરા, સર્વ જાતની મૃત્તિકા, તુચ્છ ફળ, રાત્રિભોજન, અનંતકાય, સંધાનક (બોળ અથાણું), વૃતાંક (રીંગણાં), અજાણ્યાં ફળ, વાસી રાખેલ ભાત વગેરે પદાર્થો, (ચલિત રસ) અને બહુબીજ, અને કાચા ગોરસ સાથે મળેલા દ્વિદલ એ સર્વનો ત્યાગ કરવો. આ પ્રમાણે બાવીશ પ્રકારના અભક્ષ્ય શ્રી જિનેશ્વરે કહેલા છે, તેનો ત્યાગ કર્યા વગર શ્રી આદિનાથ પ્રભુ તમારે કેવી રીતે પૂજવા યોગ્ય થાય? તે અભક્ષ્યોનું ભક્ષણ કરવાથી હીન જાતિ, અજ્ઞતા, રોગોત્પત્તિ અને દારિદ્રય પ્રાપ્ત થાય છે. તેમજ મૃત્યુ પામ્યા પછી નરકમાં જવું પડે છે. પ્રભુએ કહેલા આ અભક્ષ્યોને જાણીને તેનો જે ત્યાગ કરે, તે બુદ્ધિમાન પુરુષ પાપરહિત થઇ અનંત સુખ ભોગવી છેવટે મોક્ષે જાય છે.' આ પ્રમાણે ચક્રધરનાં વચન સાંભળી તે સર્વ તાપસો પ્રતિબોધ પામી કહેવા લાગ્યા કે; 'તમે અમારા માર્ગદર્શક છો. હે રાજા! અંધપુરુષ જેમ ચિંતામણિને ગુમાવે, તેમ મિથ્યાત્વપણાથી અમે અમારા જન્મનો આટલો કાળ વ્યર્થપણે ગુમાવ્યો છે.' ચક્રધરે કહ્યું, 'હવે તમે ખેદ કરો નહીં; મારી સાથે શ્રી ઋષભ પ્રભુને નમવાને ચાલો.' આવી રીતે તેમને અતિમાનથી આમંત્રણ કરી વિમાનમાં બેસીને લોકોની દૃષ્ટિને કૌતુક ઉત્પન્ન કરતો ચક્રધર જ્યાં સંઘ હતો ત્યાં આવ્યો. સંઘપતિને વધૂસહિત આવતા જોઈ સંઘના લોકો હર્ષથી વાજિંત્રો વગાડી ધવલ મંગલ ગાવા લાગ્યા. તેમના આગમનથી સંઘમાં એવો અપૂર્વ હર્ષ થયો કે જેથી [illegible] ાં તો સર્વત્ર પરાનંદભાવ પ્રગટ થયા જેવું જણાયું. રાજાના સ[illegible] અનિ[illegible] તાપસો રાજાએ બતાવેલા માર્ગે અનુક્રમે ત્યાં આવ્યા. રાજ[illegible] ંઘની

1 શ્રી ઋષભદેવ પ્રભુની સાથે દીક્ષા લેનારા કચ્છ-મહાકચ્છ આ હતા, તેમાંથી બીજાઓએ પણ મુનિપણું અંગીકાર કર્યું હતું, અને આ તાપસો આવ્યા આવ્યા છે.

પૂજા કરીને પછી પુંડરીકગિરિ ઉપર ચડ્યા. તે સમયે ઈંદ્રે મોટો ઉત્સવ કર્યો. ત્યાં વિધિ પ્રમાણે પૂજા, આરતી, દાન અને ઈંદ્રોત્સવ ઇત્યાદિ તે ચક્રધર રાજાએ આદરસહિત કર્યાં.

તે વખતે પેલા સિંહદેવે ચક્રધરની આગળ પ્રત્યક્ષ થઈને કહ્યું કે: 'તમારા પિતાના પ્રસાદથી હું આટલી સમૃદ્ધિવાળો થયો છું. અનંત ભવ આપનાર તિર્યંચનો ભવ ઉલ્લંઘન કરીને જે હું દેવતા થયો, તે શ્રીજિનેશ્વરની અને આ તીર્થની સેવાનું જ ફળ છે. હે રાજા! અહીં મરુદેવા નામના શિખર ઉપર જગદીશ એવા તમારા પિતાનો એક પ્રાસાદ છે, માટે ત્યાં જઈ હર્ષથી તેમની પૂજા કરો.' તેનાં વચનથી ચક્રધરે ત્યાં જઈ બહુ ભક્તિપૂર્વક શ્રી શાંતિનાથપ્રભુનું પૂજન કર્યું. અને ત્યાં પણ સર્વ ઉચિત કાર્ય પૂર્વવત્ કર્યું. સર્વ તાપસો શ્રીઋષભદેવ પ્રભુનાં દર્શન કરી પોતાનાં જન્મને કૃતાર્થ માની હર્ષ પામ્યા. પછી કેવળી પ્રભુની આજ્ઞાથી સ્વર્ગગિરિથી ઉત્તર દિશાએ એક યોજન નીચે તે બધા તપસ્વીઓ રહ્યા. ત્યાં ઘાતીકર્મનો ક્ષય થવાથી તેઓને એક સાથે કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. પ્રત્યાખ્યાનમાં તત્પર એવા તેઓ અનુક્રમે મુક્તિને પણ પામી ગયા. ઈંદ્રે જેમની સત્ક્રિયા કરેલી છે એવા તે તાપસો જ્યાં સિદ્ધ થયા, તે ઉત્તમ સ્થાન ત્યારથી તાપસગિરિને નામે પ્રખ્યાત થયું.

રાજા ચક્રધરને મુક્તિના ઘર જેવું તે તીર્થ જોઈ આનંદ પામેલા જાણી ઈંદ્ર ગંભીર સ્વરથી પર્વતને ગજાવતા બોલ્યો; 'હે રાજા! તમારા પૂર્વજોનું આ તીર્થ કાળયોગથી જીર્ણ થઈ ગયેલું છે, અને તમે મોટા ગુણવાન પ્રભુના પુત્ર છો, તો આ તીર્થનો તમારે ઉદ્ધાર કરવો જોઈએ. તે સાંભળી ચક્રધરે જીર્ણ જિનપ્રાસાદોને દૃઢ કર્યાં અને તેથી પોતાનું સંસારપંજર જીર્ણ કર્યું. 'તમે આ તીર્થના જીર્ણોદ્ધાર કરનાર થયા' એવી સ્તુતિ કરતા ઈંદ્રે સોના રૂપાની પુષ્પવૃષ્ટિ સહિત તેને હર્ષપૂર્વક વધાવ્યો પૂર્વવત્ તે રાજાએ પુંડરીકગિરિના બધા શિખર ઉપરના પ્રાસાદોમાંથી કેટલાક જીર્ણ પ્રાસાદોનો ઉદ્ધાર કર્યો અને કેટલાક નવા કર્યા. પછી સમુદ્રની પાસે રહેલા ચન્દ્રપ્રભાસ ક્ષેત્રમાં આવી શ્રીચંદ્રપ્રભ પ્રભુનો અઠ્ઠાઈ ઉત્સવ કર્યો. પછી રાજા સંઘના ઘણા લોકોની સાથે વિકાસ પામતી સંપત્તિઓના સ્થાનરૂપ રૈવતગિરિ પર ચડ્યો. ત્યાં કામદેવનું મથન કરનાર, ભાવી તીર્થંકર શ્રીનેમિનાથ પ્રભુની સંઘના લોકોએ હર્ષથી નમસ્કારપૂર્વક પૂજા–ભક્તિ કરી. ત્યાં પણ ચક્રધરે સર્વ શિખર પર રહેલા જિનપ્રાસાદોનો જીર્ણોદ્ધાર કરાવ્યો અને કારીગરો પાસે કેટલાક પ્રાસાદો નવીન પણ કરાવ્યા. એ પ્રમાણે તીર્થનાથને પ્રદક્ષિણા કરી ચક્રધર રાજા સંઘ સાથે નંદીવર્દ્ધનગિરિ પર સંઘ સહિત ચડ્યા. ત્યાં પણ વિધિપૂર્વક પૂજા, અન્નદાન, સંઘભક્તિ અને જીર્ણોદ્ધાર ઇત્યાદિ સત્કર્મો શીઘ્રપણે કર્યાં. પછી સંમેતશિખર પ્રમુખ તીર્થોની ભક્તિથી યાત્રા કરી રાજા ચક્રધર ઉત્સવ સાથે હસ્તિનાપુરમાં આવ્યા.

બલવાન ચક્રધર રાજાએ ત્રિખંડ ભરતના રાજ્યના સમગ્ર વ્યાપારનો ભાર પાછો

બોલ્યા; 'હે રાજા ! અમે [1]કચ્છના વંશના જટાધારી તાપસો છીએ, કંદમૂલનું ભક્ષણ કરીએ છીએ, શ્રી યુગાદિ પ્રભુને નમીએ છીએ, વલ્કલનાં વસ્ત્ર પહેરીએ છીએ, પૃથ્વી પર શયન કરીએ છીએ અને બ્રહ્મચર્ય પાળીએ છીએ ' તેમના આવાં વચન સાંભળી ચક્રધર બોલ્યો; ' અરે ! તાપસો ! તમે મિથ્યાત્વમા મોહ પામી વિપરીત ધર્મને આચરવાવડે ઠગાયા છો. તમે સંગરહિત, બ્રહ્મચર્યાદિ તપ જપમાં પરાયણ અને યુગાદિ દેવને શરણે રહેનારા છતા અભક્ષ્યનું ભક્ષણ કેમ કરો છો ? જેની નસો ગૂઢ છે, જે છેદવાથી ઊગે છે અને જેનો સરખા ભાગે ભંગ થાય છે એવી વનસ્પતિ અને પલ્લવો અભક્ષ્ય કહ્યા છે; તેને મિથ્યાદષ્ટિઓ જાણતા નથી. તીક્ષ્ણ સોયની અણી ઉપર રહે તેટલા કંદમૂળમાં અનંત પ્રાણીઓ ઉત્પન્ન થાય છે અને લય પામી જાય છે, તેથી તે અનંતકાય કહેવાય છે. ઉદુંબર, વડ, પીંપર, કાકોદુંબર અને પીપલો એટલાં વૃક્ષોના ફલ નિરંતર કીડાવડે વ્યાપ્ત હોય છે, તેથી તે કદિ પણ ખાવા નહીં. મદ્ય, માંસ, માખણ અને મધ એ ચાર મહાવિગઈ છે તેનો ત્યાગ કરવો. કારણ કે, તે અનંત દોષને આપનારી છે. બરફ, વિષ, કરા, સર્વ જાતની મૃત્તિકા, તુચ્છ ફળ, રાત્રિભોજન, અનંતકાય, સંધાનક ( બોળ અથાણું ), વૃંતાક ( રીંગણાં ), અજાણ્યા ફળ, વાસી રાખેલ ભાત વગેરે પદાર્થો, ( ચલિત રસ ) અને બહુબીજ, અને કાચા ગોરસ સાથે મળેલા દ્વિદલ એ સર્વનો ત્યાગ કરવો. આ પ્રમાણે બાવીશ પ્રકારના અભક્ષ્ય શ્રી જિનેશ્વરે કહેલા છે, તેનો ત્યાગ કર્યા વગર શ્રી આદિનાથ પ્રભુ તમારે કેવી રીતે પૂજવા યોગ્ય થાય ? તે અભક્ષ્યોનું ભક્ષણ કરવાથી હીન જાતિ, અજ્ઞતા, રોગોત્પત્તિ અને દારિદ્રય પ્રાપ્ત થાય છે. તેમજ મૃત્યુ પામ્યા પછી નરકમાં જવું પડે છે. પ્રભુએ કહેલા આ અભક્ષ્યોને જાણીને તેનો જે ત્યાગ કરે, તે બુદ્ધિમાન પુરુષ પાપરહિત થઇ અનંત સુખ ભોગવી છેવટે મોક્ષે જાય છે.' આ પ્રમાણે ચક્રધરનાં વચન સાંભળી તે સર્વ તાપસો પ્રતિબોધ પામી કહેવા લાગ્યા કે; ' તમે અમારા માર્ગદર્શક છો. હે રાજા ! અંધપુરુષ જેમ ચિંતામણિને ગુમાવે, તેમ મિથ્યાત્વપણાથી અમે અમારા જન્મનો આટલો કાળ વ્યર્થપણે ગુમાવ્યો છે.' ચક્રધરે કહ્યું, ' હવે તમે ખેદ કરો નહીં; મારી સાથે શ્રી ઋષભ પ્રભુને નમવાને ચાલો.' આવી રીતે તેમને અતિમાનથી આમંત્રણ કરી વિમાનમાં બેસીને લોકોની દૃષ્ટિને કૌતુક ઉત્પન્ન કરતો ચક્રધર જ્યા સંઘ હતો ત્યા આવ્યો. સંઘપતિને વધૂસહિત આવતા જોઈ સંઘના લોકો હર્ષથી વાજિંત્રો વગાડી ધવલ મંગલ ગાવા લાગ્યા, તેમના આગમનથી સંઘમા એવો અપૂર્વ હર્ષ થયો કે જેથી ક્ષણવારમા તો સર્વત્ર પરાનંદભાવ પ્રગટ થયા જેવું જણાયું. રાજાના સન્માનથી અતિ હર્ષ પામેલા તાપસો રાજાએ બતાવેલા માર્ગે અનુક્રમે ત્યા આવ્યા. રાજા ચક્રધર ત્યા તીર્થની અને સંઘની

---

૧ શ્રી ઋષભદેવ પ્રભુની સાથે દીક્ષા લેનારા કચ્છ-મહાકચ્છ આદિ ચાર હજાર મુનિઓ જેઓ તાપસ થઇ ગયા હતા, તેમાથી બીજાઓએ પાછું મુનિપણું અંગીકાર કર્યું હતું, અને કચ્છ-મહાકચ્છ તાપસ જ રહ્યા હતા તેના વંશમાં આ તાપસો ચાલ્યા આવ્યા છે.

પૂજા કરીને પછી પુંડરીકગિરિ ઉપર ચડ્યા. તે સમયે ઇંદ્રે મોટો ઉત્સવ કર્યો. ત્યાં વિધિ પ્રમાણે પૂજા, આરતી, દાન અને ઇંદ્રોત્સવ ઇત્યાદિ તે ચક્રધર રાજાએ આદરસહિત કર્યાં.

તે વખતે પેલા સિંહદેવે ચક્રધરની આગળ પ્રત્યક્ષ થઇને કહ્યું કેઃ ' તમારા પિતાના પ્રસાદથી હું આટલી સમૃદ્ધિવાળો થયો છું. અનંત ભવ આપનાર તિર્યંચનો ભવ ઉલ્લંઘન કરીને જે હું દેવતા થયો, તે શ્રીજિનેશ્વરની અને આ તીર્થની સેવાનું જ ફળ છે. હે રાજા! અહીં સ્વર્ગદેવા નામના શિખર ઉપર જગદીશ એવા તમારા પિતાનો એક પ્રાસાદ છે, માટે ત્યાં જઇ હર્ષથી તેમની પૂજા કરો. ' તેનાં વચનથી ચક્રધરે ત્યાં જઈ બહુ ભક્તિ-પૂર્વક શ્રી શાંતિનાથપ્રભુનું પૂજન કર્યું. અને ત્યાં પણ સર્વ ઉચિત કાર્ય પૂર્વવત્ કર્યું. સર્વ તાપસો શ્રીઋષભદેવ પ્રભુનાં દર્શન કરી પોતાનાં જન્મને કૃતાર્થ માની હર્ષ પામ્યા. પછી કેવળી પ્રભુની આજ્ઞાથી સ્વર્ગગિરિથી ઉત્તર દિશાએ એક યોજન નીચે તે બધા તપસ્વીઓ રહ્યા. ત્યાં ઘાતીકર્મનો ક્ષય થવાથી તેઓને એક સાથે કેવળજ્ઞાન ઉત્પન્ન થયું. પ્રત્યાખ્યાનમાં તત્પર એવા તેઓ અનુક્રમે મુક્તિને પણ પામી ગયા. ઇંદ્રે જેમની સત્ક્રિયા કરેલી છે એવા તે તાપસો જ્યાં સિદ્ધ થયા, તે ઉત્તમ સ્થાન ત્યારથી તાપસગિરિને નામે પ્રખ્યાત થયું.

રાજા ચક્રધરને મુક્તિના ઘર જેવું તે તીર્થ જોઈ આનંદ પામેલા જાણી ઇંદ્ર ગંભીર સ્વરથી પર્વતને ગજાવતા બોલ્યો; ' હે રાજા ! તમારા પૂર્વજોનું આ તીર્થ કાળયોગથી જીર્ણ થઈ ગયેલું છે, અને તમે મોટા ગુણવાન પ્રભુના પુત્ર છો, તો આ તીર્થનો તમારે ઉદ્ધાર કરવો જોઇએ. તે સાંભળી ચક્રધરે જીર્ણ જિનપ્રાસાદોને દઢ કર્યાં અને તેથી પોતાનું સંસારપંજર જીર્ણ કર્યું. ' તમે આ તીર્થના જીર્ણોદ્ધાર કરનાર થયા ' એવી સ્તુતિ કરતા ઇંદ્રે સોના રૂપાની પુષ્પવૃષ્ટિ સહિત તેને હર્ષપૂર્વક વધાવ્યો પૂર્વવત્ તે રાજાએ પુંડરીકગિરિના બધા શિખર ઉપરના પ્રાસાદોમાંથી કેટલાક જીર્ણ પ્રાસાદોનો ઉદ્ધાર કર્યો અને કેટલાક નવા કર્યા. પછી સમુદ્રની પાસે રહેલા ચન્દ્રપ્રભાસ ક્ષેત્રમાં આવી શ્રીચંદ્રપ્રભ પ્રભુનો અઠ્ઠાઈ ઉત્સવ કર્યો. પછી રાજા સંઘના ઘણા લોકોની સાથે વિકાસ પામતી સંપત્તિઓના સ્થાનરૂપ રૈવતગિરિ પર ચડ્યો. ત્યાં કામદેવનું મથન કરનાર, ભાવી તીર્થંકર શ્રીનેમિનાથ પ્રભુની સંઘના લોકોએ હર્ષથી નમસ્કારપૂર્વક પૂજા–ભક્તિ કરી. ત્યાં પણ ચક્રધરે સર્વ શિખર પર રહેલા જિનપ્રાસાદોનો જીર્ણોદ્ધાર કરાવ્યો અને કારીગરો પાસે કેટલાક પ્રાસાદો નવીન પણ કરાવ્યા. એ પ્રમાણે તીર્થનાથને પ્રદક્ષિણા કરી ચક્રધર રાજા સંઘ સાથે નંદીવર્દ્ધનગિરિ પર સંઘ સહિત ચડ્યા. ત્યાં પણ વિધિપૂર્વક પૂજા, અન્નદાન, સંઘભક્તિ અને જીર્ણોદ્ધાર ઇત્યાદિ સત્કર્મો શીઘ્રપણે કર્યાં. પછી સંમેતશિખર પ્રમુખ તીર્થોની ભક્તિથી યાત્રા કરી રાજા ચક્રધર ઉત્સવ સાથે હસ્તિનાપુરમાં આવ્યા.

બલવાન ચક્રધર રાજાએ ત્રિખંડ ભરતના રાજ્યના સમગ્ર વ્યાપારનો ભાર પાછો

સ્કંધ ઉપર ધારણ કર્યો. તે અરસામા ઇંદ્રોએ જેમના ચરણની પૂજા કરી છે એવા ભગવાન શાંતિનાથ પ્રભુ અનેક મુનિઓની સાથે સમ્મેતશિખરગિરિએ પધાર્યા. એક લાખ વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી સોળમા તીર્થંકર શ્રી શાંતિનાથ પ્રભુએ નવસો મુનિઓની સાથે અનશન વ્રત ગ્રહણ કર્યું. અનુક્રમે વૈશાખ માસની કૃષ્ણ ત્રયોદશીએ અપરાહ્ન કાલે તે મુનિઓની સાથે પ્રભુ મુક્તિપદને પામ્યા. સર્વ દેવતાઓએ પૂર્વની જેમ ત્યાં પ્રભુનો નિર્વાણ મહિમા કર્યો અને એક ઘણું ઊંચું મણિમય જિનચૈત્ય કર્યું.

શ્રી શાંતિનાથ પ્રભુનું નિર્વાણ સાંભળી રાજા ચક્રધરે વૈરાગ્યથી ગુરુમહારાજની પાસે ચારિત્ર ગ્રહણ કર્યું. દશ હજાર વર્ષ સુધી ખડ્ગધારા જેવું વ્રત પાળી ચક્રધર મુનિ કેવલજ્ઞાન પામ્યા જ્ઞાનરૂપ સૂર્યનાં કિરણોથી સમગ્ર વિશ્વને હાથમાં રહેલા પાણીની જેમ જોતાં, સર્વસ્થાનકે રહેલા ભવ્ય પ્રાણીરૂપ વનને વિકસ્વર કરતા અને શુભધ્યાનથી બાહ્ય અને અભ્યંતર સર્વ અંધકારને દૂર કરતા શ્રી ચક્રધર મુનિ પ્રાંતે સંમેતશિખર ઉપર આવીને મોક્ષે ગયા.

( એ રીતે દશમો ઉદ્ધાર થયો )

[ આ પ્રમાણે આઠ શ્રી ધનેશ્વરસૂરિરચિત શ્રી શત્રુંજયમાહાત્મ્ય
ગ્રંથમાં શ્રી અજિતનાથસ્વામી–શ્રી સગર–શ્રી ચંદ્રપ્રભસ્વામી–
શ્રી શાંતિનાથ પ્રભુ–શ્રી ચક્રધર આદિ મહાપુરુષોએ
કરેલા તીર્થોદ્ધારના વર્ણનરૂપ આઠમા સર્ગનો
ગુજરાતી અનુવાદ પૂર્ણ થયો ]

# સર્ગ ૯ મો

## શ્રી રામચંદ્ર આદિ મહાપુરુષોનાં ચરિત્રો

પોતાના અદ્‌ભુત વૈભવવડે ઉજ્જ્વલ અને સર્વ જનના આ લોક અને પરલોકના અર્થની સિદ્ધિને માટે શુદ્ધ માર્ગને પ્રગટ કરનાર, જગત્પતિ શ્રી યુગાદિદેવ પ્રથમ જિનેશ્વર ભગવંત જય પામે છે. મહાવીર પ્રભુ ઇંદ્રને કહે છે કે, હે ઈંદ્ર! ઈક્ષ્વાકુ વંશના પુરુષરત્નોનું અને આ ગિરિનું પણ, કર્ણને અમૃત સમાન એવું ચરિત્ર હું કહું છું, તેને તું સાંભળ! શ્રી મુનિસુવ્રતસ્વામીનાં તીર્થમાં જન્મ પામેલા લક્ષ્મણ વાસુદેવનું, રામ બળદેવનું અને રાવણ પ્રતિવાસુદેવનું ચરિત્ર હવે હું કહું છું.

અયોધ્યા નગરીમાં સૂર્યયશાના વંશમાં ઘણા રાજાઓ થયા પછી વિજય નામે એક રાજા થયો. તેની હિમચૂલા નામે રાણીથી તેને વજ્રબાહુ અને પુરંદર નામે બે પુત્રો થયા. તેમાં વજ્રબાહુએ પોતાના સાળાએ કરેલા હાસ્યથી દીક્ષા લીધી. વિજયરાજા પણ પોતાના રાજ્ય ઉપર પુરંદરને બેસાડી પોતે દીક્ષા લઈને છેવટ મોક્ષે ગયા. એ પુરંદર રાજાને કીર્તિધર નામે એક પુત્ર થયો અને કીર્તિધરને સુકોશલ નામે પુત્ર થયો. સુકોશલે રાજ્યમાં ગર્ભવતી પત્નીને મૂકીને વ્રત ગ્રહણ કર્યું. તે સુકોશલની માતા સહદેવી આર્ત્તધ્યાનથી મૃત્યુ પામીને વનમાં વાઘણ થઈ. તેણે સંયમી એવા પોતાના પતિ અને પુત્રને દેખીને પૂર્વના ક્રોધથી મારી નાખ્યા. સુકોશલનો પુત્ર હિરણ્યગર્ભ થયો, અને તેનો પુત્ર નઘુષ નામે થયો. તેની ઉપર શત્રુઓ ચડી આવ્યા તે વખતે નઘુષ બીજે ઠેકાણે ગયેલ હોવાથી તેની રાણીએ શત્રુઓનો પરાજય કર્યો. તે કાર્યથી તેના પતિ નઘુષને પોતાની સ્ત્રી અસતી છે એવું ચિંતવન થયું. એટલે તે સ્ત્રીએ પોતાના સતીપણાના પ્રભાવથી પોતાના પતિના દેહમાંથી તીવ્રજ્વરને પોતાના હસ્તસ્પર્શમાત્રથી દૂર કર્યો. તેમનો પુત્ર સોદાસ થયો, તે રાક્ષસની પેઠે મનુષ્યના માંસને ખાનારો થયો. તેથી મંત્રીઓએ તેને રાજ્યથી દૂર કરી તેના પુત્ર સિંહરથને રાજ્ય ઉપર બેસાર્યો. છેવટે સોદાસ પણ કોઈ મુનિ પાસેથી ધર્મ સાંભળી જીવદયા પાળવામાં તત્પર થયો, અને મહાપુર નગરનો રાજા અપુત્ર મરણ પામવાથી ત્યાંનો રાજા થયો. અન્યદા સોદાસે સિંહરથને જીતી બંને રાજ્ય ઉપર પાછો તેને જ સ્થાપન કરીને ગુરુ પાસે પવિત્ર ચારિત્ર ગ્રહણ કર્યું: સિંહરથનો પુત્ર બ્રહ્મરથ રાજા થયો, તેનો પુત્ર ચતુર્મુખ, તેનો પુત્ર હેમરથ, તેનો પુત્ર શતરથ, તેનો ઉદયપૃથુ,[1] તેનો વારિરથ, તેનો ઈન્દુરથ, તેનો આદિત્યરથ, તેનો માંધાતા, તેનો વીરસેન,

---

૧ તેનો ઉદય અને ઉદયનો પૃથુ એમ પણ અન્યત્ર લેખ છે,

તેનો પુત્ર પ્રતિમન્યુ, તેનો પદ્મબંધુ, તેનો રવિમન્યુ, તેનો પુત્ર વસંતતિલક, તેનો કુબેરદત્ત, તેનો કુંથુ, તેનો શરભ, તેનો દ્વિરદ, તેનો સિંહદશન, તેનો હિરણ્યકશિપુ, તેનો પુંજસ્થળ, તેનો કકુત્સ્થ, અને તેનો રઘુ–એ પ્રમાણે રાજાઓ થયા. તેઓમાં કેટલાક મોક્ષે અને કેટલાક સ્વર્ગે ગયા. તે પછી સાકેતપુર નગરમાં અનરણ્ય નામે રાજા થયો. તે પોતાના તેજથી શત્રુઓને ઢાંકી દેનાર લોકોમાં અજ નામે વિખ્યાત થયો. જીત મેળવનાર એવો તે સર્વ દિશાઓને જીતતો પૂર્વકર્મના યોગે એકસો ને સાત વ્યાધિઓવડે પીડાવા લાગ્યો. રોગની પીડાથી દુઃખિત છતાં પણ અંતરમાં પરાક્રમવાળા તે રાજાએ દુઃસાધ્ય એવા સેંકડો રાજાઓને સાધ્યા ( જીત્યા ). અનુક્રમે બળથી અનેક રાજાઓને દબાવી અખંડ આજ્ઞાવાળો તે ત્રિખંડ પૃથ્વીમાં આભૂષણરૂપ એવા સૌરાષ્ટ્ર દેશમાં આવ્યો. સંસારમાં શૃંગારભૂત એ રાજાએ ઉત્તમ ભાવનાથી શત્રુંજયતીર્થે આવી પ્રભુને નમીને દ્વીપનગરને ( હાલ 'દીવ' કહેવાય છે. ) અલંકૃત કર્યું.

તે અરસામાં રત્નસાર નામે એક સાંયાત્રિકશિરોમણિ[1] સમુદ્રના કાંઠેથી અનેક વસ્તુઓનાં વ્હાણ ભરીને સમુદ્રમાં જતો હતો. સારા પવનના યોગથી સુખે સુખે સમુદ્રમાં ચાલતું વ્હાણ ઘણો માર્ગ ઉલ્લંઘન કરીને લોકોને લગભગ સમુદ્રના સામા કિનારા નજીક લઈ ગયું. કિનારા પરના પર્વતો જોવામાં આવ્યા એટલે લોકોને જીવિતની આશા ઉત્પન્ન થઈ. તેવામાં અગ્નિદિશાના મુખમાંથી નાવિકના આયુષ્યને હરે તેવો પ્રતિકૂલ પવન વાવા લાગ્યો. તત્કાળ યોગીની કંથાની જેમ ચડી આવેલા મેઘના વૃંદે સર્વ દિશાઓમાં ફેલાઈ જઈને આકાશને ઢાંકી દીધું. સમુદ્ર પોતાના ઉદ્ધાર દાતારને આવેલો જાણી આલિંગન કરવાને ઇચ્છતો હોય તેમ પોતાના ઊર્મિરૂપ કરવડે અત્યંત ઉછળવા લાગ્યો. તે વખતે વંટોળીયાવડે ભમતા વહાણથી જીવવાની કલ્પના જેની હરાઈ ગયેલ છે એવો નાવપતિ વિચારમાં પડ્યો કે, 'જરૂર હવે મને આ કષ્ટ આવી પડ્યું. ચપળ ચિત્તને ધારણ કરનારા અને બુદ્ધિરહિત એવા મેં દ્રવ્યના લોભથી છેતરીને ઘણા માણસોને વ્હાણમાં બેસાર્યાં, તે ખોટું કર્યું. વાદળાના ભારવાળો જે આ મેઘ જીવન આપનાર છે, તે મારા પાપના ભારથી ભારવાળો બની પવન રાજાનો દાસ થઈ અત્યારે જીવનને હરનાર થઈ પડ્યો છે. આ વહાણ તરંગરૂપ યષ્ટિના પ્રહારવડે હણાવાથી ઊંચા નીચા દોડતા દડાની જેમ અત્યંત ચલાયમાન થયા કરે છે, માટે જ્યાં સુધી આ વ્હાણ તૂટે નહીં અને લોકોનો નાશ થાય નહીં, ત્યાં સુધીમાં હું પોતે સમુદ્રમાં પડીને મારા જીવિતનો નાશ કરું' આવો વિચાર કરી તે નાવના પ્રાંતભાગ ઉપર આવ્યો. તેવામાં શ્રવણને પ્રિય લાગે તેવી અદૃશ્ય આ પ્રમાણે આકાશવાણી થઈ; 'હે ભદ્ર! સાંભળ, સમુદ્રમાં પડવાનું સાહસ કરીશ નહીં, હમણા અહિં તારી આવી દશા મેં કરેલી છે. આ સમુદ્રની અંદર કલ્પવૃક્ષના પાટિયાના સંપુટમાં રહેલી ભાવી તીર્થંકર શ્રી પાર્શ્વનાથપ્રભુની નિર્મલ મૂર્ત્તિ છે. એ પ્રભાવિક પ્રતિમાને પ્રથમ એક લાખ વર્ષ સુધી ધરણેંદ્રે પૂજેલી હતી; પછી છસો

1 સમુદ્રમાર્ગે મુસાફરી કરનારમાં મુખ્ય.

વર્ષ સુધી કુબેરે પૂજી હતી, પછી ભક્તિવાળા વરુણે પ્રાર્થના સહિત તે અદ્ભૂત પ્રતિમાને પોતાનાં સ્થાને લઇ જઇ સાત લાખ વર્ષ સુધી પૂજી હતી, હમણા અજયરાજાના ભાગ્યથી તે પ્રતિમા અહીં આવેલી છે, માટે તેને બહાર કાઢી તે ઇક્ષ્વાકુ રાજાને આપ. તે રાજા હાલ સર્વ દિશાઓને જિતી દ્વીપપત્તનમાં રહેલો છે, માટે ત્યાં જઇ પ્રકાશિત સમૃદ્ધિવાળા તે રાજાને તારે આ પ્રતિમા અર્પણ કરવી. જે વખતે તે રાજા આ પ્રતિમાનું દર્શન કરશે, તે જ વખતે તેના દુષ્ટ કર્મ સાથે રોગો તત્કાળ લય પામી જશે. અને બીજાઓને પણ તેવી રીતે જ ફલ મળશે. એ પ્રતિમાની પાસે રહેનારી પદ્માવતી નામે હું પ્રભાવિક દેવી છું. અને આ બધો દેખાવ મેં જ કરેલો છે.' આવી આકાશવાણી સાંભળી બુદ્ધિના ભંડાર રત્નસારે તત્કાલ પ્રતિમાને માટે નાવિકોને સમુદ્રમાં ઉતાર્યા. જેમ ધર્મને પ્રાપ્ત કરીને જીવ સમાધિપૂર્વક સ્વર્ગલોકમાં આવે તેમ પ્રતિમાનો સંપુટ લઇ તેઓ તરત જ નાવની અંદર આવ્યા. તત્કાળ હળદરના રંગની જેમ, દુર્જનની મૈત્રીની જેમ અને કમલ ઉપરના જલબિંદુની જેમ મેઘનું પટલ દૃષ્ટ–નષ્ટ થઈ ગયું. તે વખતે ક્ષણવારમાં ચિંતાના સમૂહનો ક્ષય થવાથી ચિત્ત જેમ નિર્મળતાનું પોષણ કરે તેમ પવન પ્રાણીઓને ખુશ કરવાથી શ્રેષ્ઠ પ્રસન્નતાનું પોષણ કરતો હતો. અંદર ગંભીર અને બહાર કોમલ એવા જિનાગમની જેમ સમુદ્ર ગંભીર છતાં પ્રસન્ન થઈ ગયો. અનુકૂલ વાયુને યોગે નાવ સહજ સમયમાં દ્વીપનગરે આવી પહોંચ્યું, એટલે એક પુરુષે તત્કાલ આગળ જઇ અજયપાલ-રાજાને વધામણી આપી. પાર્શ્વનાથને આવેલા સાંભળી રાજા અજયપાલ પણ નેત્રને પ્રફુલ્લિત કરતો ઘોડા પર બેસી તત્કાળ સામો આવ્યો. તે પછી ઉત્સવ કરી લોકોએ વહાણમાંથી રાજાના નેત્રકમલને વિકસ્વર કરવાને સૂર્યસમાન એવો તે પ્રતિમાનો સંપુટ કિનારે ઉતાર્યો. પછી અનેક પ્રકારના વાજીંત્રો વાગવા માંડ્યાં, હર્ષથી કેટલાક સુભટો નૃત્ય કરવા લાગ્યા અને ભાટ લોકો બિરુદાવળી બોલવા લાગ્યા. તેમને ઘણાં દ્રવ્યનાં દાન રાજાએ આપવા માંડ્યાં. વળી શહેર બધું ઊંચી ધ્વજાઓથી શોભિત અને કર્પૂર અને અગરુના સુગંધથી સુવાસિત કરી દીધું. એવા મહોત્સવ સહિત રાજાએ તે પ્રતિમાના સંપુટને પોતાના નગરમાં પ્રવેશ કરાવ્યો. પછી રમણીય સિંહાસન ઉપર તે પ્રતિમાનો સંપુટ મૂકી રાજાએ પોતે ભક્તિથી તેની પૂજા કરીને ઝટ તે ઉઘાડ્યો. તેમાં શ્રી પાર્શ્વનાથપ્રભુની સુંદર પ્રતિમા તેના જોવામાં આવી. મસ્તકે શેષનાગની ફણા પર રહેલા મણિરત્નના કિરણોથી અંધકારના સમૂહનો નાશ કરનાર, મસ્તક પર રહેલા ત્રણ છત્રોથી શોભતા અને નાસા સમ દૃષ્ટિ–પદ્માસને બેઠેલ તે પ્રભુની બે પડખે ભુજામાં ચામર લઇ બે પ્રતિમા રહેલી હતી. ધરણેંદ્રે ધારણ કરેલા ઊંચા સિંહાસન પર પ્રભુ બેઠેલા હતા; તેમના નખનાં કિરણોની પ્રભાથી પ્રૌઢ નવ ગ્રહો ત્યાં પ્રાપ્ત થયા હોય તેમ જણાતું હતું. કૃત્રિમ અને સ્વાભાવિક વિઘ્નોને નાશ કરે એવી તે પ્રતિમાના હૃદય ઉપર શ્રીવત્સનું લાંછન હતું. પ્રભાના વિસ્તારથી આવૃત અને સર્વ પ્રકારનાં આભૂષણોથી શોભિત છે શરીર જેનું એવા તે પ્રભુ કલ્પવૃક્ષોનાં પુષ્પોની

સુગંધથી સર્વ જગતને સુવાસિત કરતા હતા. તેમને જોતાં જ પંચાંગવડે પૃથ્વીને સ્પર્શ કરી હર્ષના ભારથી યુક્ત મર્ત્યલોકના સ્વામી એવા તે રાજાએ, પૂર્વનાં સુકૃતોના સંચયથી જ પામી શકાય એવા તે પાર્શ્વનાથ પ્રભુને નમસ્કાર કર્યો. તત્કાલ તેનાં ( અજયપાળ રાજાના ) શરીરમાં આનંદસુધાનું પૂર પસરતાં તેનો રોગરૂપી સર્પ દૂર થઇ ગયો, તેથી તે ચિત્તમાં અત્યંત સંતોષ પામ્યો. પછી ભક્તિથી તે પ્રતિમાનું અર્ચન કરીને પ્રીતિયુક્ત રાજાએ ઉત્સવપૂર્વક રત્નસારની સાથે ઘરે ભોજન કર્યું. તે રાત્રિએ અજયરાજા સ્વેચ્છાએ સૂતો હતો, તે વખતે સર્વ રોગો સ્વપ્નામાં આવી તેને હર્ષથી કહેવા લાગ્યા; 'હે રાજા! તમે પૂર્વભવમાં મુનિને દુભાવ્યા હતા, તેનું ફળ આપવાને અમોએ તમને અહીં ઘણી પીડા કરી છે, તે ક્ષમા કરજો. શ્રી પાર્શ્વનાથપ્રભુનાં દર્શનથી હવે તમારા અંગથી અમે દૂર થયા છીએ, પણ અદ્યાપિ છ માસપર્યંત તમારે તે કર્મ કાંઇક ભોગવવાનું બાકી રહેલું છે; માટે આ શહેરના પરામાં સૂર નામે એક પશુપાલક રહે છે, તેને છાતી, પુંછ અને મુખના ભાગમાં શ્વેતવર્ણવાળી એક બકરી છે, તેના શરીરમાં અમે પૂર્વકર્મથી બંધાઇને તેટલા કાલ સુધી રહીશું, તેથી ત્યા સુધી એ બકરીને તમે તૃણાદિકનો ચારો આપજો; તેમજ ચંદનમિશ્રિત તમારા દેહનું જલમિશ્રિત ઉદ્વર્તન ( ધોવણ ) પણ તેને પીવા આપજો; હે રાજા! તેથી અમે ઘણાં પ્રસન્ન થઇશું. છ માસ પછી શ્રી પાર્શ્વનાથપ્રભુના પ્રભાવથી સુવર્ણના જેવી કાંતિવાળા થઇને તમે બહુકાળ સુધી તમારા રાજ્યનું રક્ષણ કરશો.' એમ રાજાને કહીને તે વ્યાધિઓ કોઇ ઠેકાણે અંતર્ધાન થઇ ગયા. રાજાએ જાગૃત થઇને જોયું તો પોતાનો દેહ નિરોગી થયેલો જોવામાં આવ્યો. પોતાનો રોગ શાંત થવાથી રાજાએ મોટા દાનવડે સર્વ મનુષ્યોને આનંદિત કરીને નગરમાં મોટો ઉત્સવ કર્યો. પછી પોતાના અજય એવા નામથી ઉત્તમ નગર વસાવી, ત્યાં પાર્શ્વનાથપ્રભુનો પ્રાસાદ કરાવ્યો. તેના નિર્વાહને માટે દશ ગામ સહિત તે નગર આપ્યું, અને તેને માટે પૂજારીઓની ગોઠવણ કરી. રાજા પોતે ત્રણે કાળ ત્યાં જઇ શ્રી પાર્શ્વનાથપ્રભુની પૂજા કરવા લાગ્યો, જેથી તેના ઘરમાં પ્રતિદિન કલ્યાણવૃદ્ધિ થવા લાગી. પેલી રોગોએ બતાવેલી બકરીને અજયપાલ રાજા પોતાને ત્યાં લાવ્યો અને તેમણે કહેલા વિધિવડે તેટલા કાળ સુધી તેનું અન્નપાનવડે પ્રતિપાલન કર્યું.

તે સમયમાં સૌરાષ્ટ્રદેશના રાજકુલમાં થયેલો વજપાણિ નામે રાજા ગિરિદુર્ગ નગરથી આવીને પોતાના ગોત્રી અજયરાજાને હર્ષથી મળ્યો. બન્ને તીર્થ પર ધર્મથી શાસન ચલાવનાર એ રાજાને અતુલ પ્રીતિથી બહુ દેશ વગેરે આપીને અજયરાજાએ તેનું સન્માન કર્યું. વજપાણિરાજાના આગ્રહથી અને અતિ ભક્તિથી પ્રેરાએલા રઘુના પુત્ર અજયપાળે ગિરનાર ઉપર આવી શ્રી નેમિનાથપ્રભુને નમસ્કાર કર્યો અને પૂજાભક્તિ કરી પછી પોતાના અજયપુરમાં આવી તેણે કર્મરૂપ પંકનું શોષણ કરવાથી કમળનું પણ ઉલ્લંઘન કરનાર એવા શ્રી પાર્શ્વનાથપ્રભુના ચરણકમળમાં નમસ્કાર કર્યો. તે સમયમાં કોઇ જ્ઞાની મુનિ ત્યાં પ્રભુનાં દર્શન કરવા આવ્યા. રાજાએ તેમને પ્રણામ કરી તે પ્રભુનું ઉજ્જવલ માહાત્મ્ય પૂછ્યું. મુનિ

બોલ્યા; 'હે રાજા ! આ બિંબનો પ્રભાવ હું શું કહું ? પ્રત્યક્ષ લક્ષ્ય થતી વસ્તુમાં કયો ચતુર માણુસ સંદેહ કરે ? આ જગત્પતિ શ્રી પાર્શ્વનાથપ્રભુના દર્શનમાત્રથી, ચિરકાલથી પ્રરૂઢ થયેલા વ્યાધિઓ તમારા અંગમાંથી નાશ પામી ગયા, તેવી જ રીતે જે કોઈ પ્રાણી આ પ્રતિમાનાં દર્શન કરશે; તેમનાં નેત્ર, મુખ અને ઉદર સંબંધી સર્વે રોગો, અન્ય વ્યાધિઓ તેમજ બધી જાતના કુષ્ટ( કોઢ ) નાશ પામી જશે. શ્રીપાર્શ્વનાથપ્રભુનાં સ્મરણથી શાકિની, ભૂત, વેતાળ, રાક્ષસ અને યક્ષ સંબંધી ઉપસર્ગો પણ દૂર થઈ જશે. આ તીર્થમાં જે કોઈ આ તીર્થંકરની સેવા કરશે; તેમના કાલજ્વર, ઝેર, ઉન્માદ અને સંનિપાત પ્રમુખ સર્વ દોષો લય પામી જશે. અહીં શ્રી જગદ્ગુરુનું ધ્યાન કરવાથી વિદ્યા, લક્ષ્મી, સુખ, પુત્ર અને સ્ત્રીની અભિલાષા કરનાર પુરુષોના સર્વે જાતના મનોરથો સિદ્ધ થશે. જે જિનબિંબ એકસો વર્ષ અગાઉનું હોય, તે તીર્થરૂપ ગણાય છે, તો આ પાર્શ્વનાથપ્રભુનું બિંબ તો લાખો વર્ષ સુધી દેવતાઓએ સ્વર્ગમાં અને સમુદ્રમાં પૂજેલું છે, તેથી તે તીર્થ છે; માટે આ બિંબનાં દર્શનથી સર્વ પાપની શાંતિ થશે અને અહિં આપેલું દાન અધિક ફળને આપશે.'

આ પ્રમાણે તે તીર્થનો મહિમા કહી રાજાવડે નમસ્કાર કરાયેલા તે મુનિવર્ય વેગથી આકાશમાં અલક્ષ્ય થઈ ગયા. સૌરાષ્ટ્રપતિ વજ્રપાણી રાજાથી નમસ્કાર કરાએલા અજયરાજાએ છ માસ સુધી ત્યાં રહી પછી સિદ્ધગિરિ પર જઈને પ્રભુની પૂજા કરી. તેમજ સ્નાત્રપૂજા, ઇંદ્રોત્સવ, મહાધ્વજા વગેરે અનેક કૃત્યો કરી પોતાનો જન્મ સફળ કર્યો. પછી પોતાના રાજ્યમાં આવી શ્રી જિનોક્ત ધર્મને આચરી છેવટે વ્રત લઈને તે અજયરાજા સ્વર્ગે ગયા.

તેનો મોટો પુત્ર અનંતરથ હતો, તેણે વ્રત ગ્રહણ કર્યું હતું, તેથી બીજો પૃથ્વી રાણીથી થયેલો દશરથ નામે પુત્ર રાજ્યાધિપતિ થયો. તેને જાણે મૂર્તિમાન લક્ષ્મી હોય તેવી કૌશલ્યા, કૈકેયી, સુમિત્રા અને સુપ્રભા નામે ચાર રાણીઓ હતી. અન્યદા કૌશલ્યાએ ગજ, સિંહ, ચંદ્ર અને સૂર્યના સ્વપ્નોએ સૂચિત એવા રામ અથવા પદ્મનામના બળદેવ પુત્રને જન્મ આપ્યો. ત્યાર પછી સુમિત્રાએ હાથી, સિંહ, ચંદ્ર, સમુદ્ર, લક્ષ્મી, અગ્નિ અને સૂર્યના સ્વપ્નથી સૂચિત લક્ષ્મણ નામના નારાયણ ( વાસુદેવ ) પુત્રને જન્મ આપ્યો; કેકયરાજાની પુત્રી કૈકેયીએ શુભ સ્વપ્નવડે ભરત નામના પુત્રને અને સુપ્રભાએ શત્રુઘ્ન નામના પુત્રને જન્મ આપ્યો. વિદ્યા-વિનયથી સંપન્ન અને ચતુર હૃદયવાળા ચાર પુત્રોવડે દાનાદિક ચાર અંગવડે ધર્મની જેમ દશરથ રાજા શોભવા લાગ્યા. જેવી રીતે પદ્મ ( રામ ) અને નારાયણ પરસ્પર સ્નેહની સાથે રહેવા લાગ્યા તેમ ભરત અને શત્રુઘ્ન પણ પરસ્પર સ્નેહથી સાથે જ રહેવા લાગ્યા.

તે સમયમાં મિથિલાપુરીમાં હરિવંશમાં વાસવકેતુ અને વિપુલા દેવીનો પુત્ર જનક નામે રાજા હતો. તેને વિદેહા નામે રાણી હતી. તેણે સારા સ્વપ્ન જોવાથી હર્ષિત થઈ તેજથી આકાશને પ્રકાશિત કરે તેવા એક પુત્ર અને પુત્રીને જન્મ આપ્યો. તે વખતે

સૌધર્મ દેવલોકમાંથી પિંગલ નામે એક દેવ પૂર્વજન્મના વેરથી ત્યાં આવી વેગથી તેમાંના પુત્રને હરી ગયો. પરંતુ પછી દયા આવવા રહેલા તેને કુંડલાદિક આભૂષણો પહેરાવી વૈતાઢ્યગિરિના વનમાં ધીમેથી મૂકીને ચાલ્યો ગયો. તે વખતે રથનૂપુર નગરનો સ્વામી ચંદ્રગતિ નામે વિદ્યાધર ત્યાં નીકળ્યો. તેણે તે વનમાં રહેલા તે બાળકને હર્ષથી લઈ પોતાની પત્ની પુષ્પવતીને સોંપ્યો. અને નગરમાં એવી આઘોષણા કરાવી કે, ' આજે ચંદ્રગતિને ઘેર પુત્ર અવતર્યો છે.' તે પુત્રના શરીરમાં પ્રભાનું મંડળ હતું, તેથી તેનું ભામંડલ એવું નામ પાડયું. ચંદ્રગતિ અને પુષ્પવતીએ લાલન પાલન કરેલો તે પુત્ર કલ્પવૃક્ષની જેમ અનુક્રમે મોટો થયો.

અહીં મિથિલા નગરીમાં જનક રાજા પુત્રને નહીં જોવાથી ખેદ પામ્યા. સર્વત્ર શોધ કરાવતાં પણ તેનો પત્તો લાગ્યો નહીં. કેટલેક કાળે શોકરહિત થઇ પુત્રીનું સીતા એવું નામ પાડયું. સંપૂર્ણ યૌવનવાળી પુત્રીને વરને યોગ્ય જોઇ, સ્વયંવરના ઉપાયનો નિશ્ચય કરીને જનકરાજા યોગ્ય વરની ચિંતારૂપ સાગરમાં ડૂબ્યા નહીં. તે સમયે આતરંગ વગેરે મ્લેચ્છો દૈત્યની જેમ ક્રોધ કરી ધર્મના સ્થાનો અને લોકોને પીડા કરતા જનકરાજાની પૃથ્વીમાં ઉપદ્રવ કરવા લાગ્યા. જનક રાજાએ મિત્રતાને લીધે આ વૃત્તાંત દૂત મોકલી દશરથ રાજાને જણાવ્યો. તે સાંભળી યુદ્ધ કરવાની ઈચ્છાવાળા પિતા દશરથને ત્યાં જતા નિવારીને રામ પોતે રણભૂમિમાં આવ્યા. રણપ્રિય રામ સાથે યુદ્ધ થતાં જ તે શત્રુરાજાઓ તત્કાળ નાશી ગયા. કેમકે સૂર્યના કિરણની પાસે અંધકારનો સમૂહ રહેવાને સમર્થ થતો નથી. રામના પરાક્રમથી હર્ષ પામેલો જનકરાજા તેમને પોતાના નગરમાં લાવ્યો; અને હર્ષથી તેને પોતાની પુત્રી સીતા આપવાની ઇચ્છા થઇ. તેવા વખતમાં પીળા કેશવાળા અને માથે છત્રી ધરનારા નારદ ત્યાં આવ્યા, તેની ભયંકર મૂર્ત્તિ જોઈ સીતા તત્કાળ ભય પામીને નાશી ગઈ. એટલે સીતાની દાસીઓ કોલાહલ કરતી ત્યાં એકઠી થઇ ગઈ અને કોપ કરી કંઠ અને શિખાથી પકડી નારદને ઘરમાંથી કાઢી મૂકયા. તેથી નારદને કોપ ચઢ્યો, એટલે તેણે સીતાનું રૂપ એક વસ્ત્ર ઉપર ચીતરીને તે ચંદ્રગતિના પુત્ર ભામંડલને બતાવ્યું. ભામંડલ સીતા પોતાની બેન છે, તે જાણયાવગર કામવિહ્વલ થઇ અલ્પ જલમા રહેલા માછલાની જેમ ઉદ્વિગ્ન ચિત્તવાળો થઇ ગયો. ચંદ્રગતિએ ' પોતાના પુત્રના ઉદ્વેગનું કારણ સીતા છે ' એવું જાણીને તત્કાળ ચપલગતિ વિદ્યાધરની પાસે જનકનું હરણ કરાવી પોતાની પાસે તેને બોલાવ્યો, અને પ્રીતિથી તેની પાસે સીતાની માગણી કરી. તેણે કહ્યું કે; ' મેં દશરથના પુત્ર રામને સીતા આપેલી છે. ' તે સાંભળીને ચંદ્રગતિ બોલ્યો; ' હું સીતાને હરવાને સમર્થ છું, તે છતાં સ્નેહની વૃદ્ધિ થાય તેવું ધારી તમને અહિં બોલાવીને મેં સીતાની માંગણી કરી છે. તો હવે મારી પાસે વજ્રાવર્ત્ત અને અર્ણવાવર્ત્ત નામે બે દિવ્ય ધનુષ્યો છે, તેને રામ કે મારો પુત્ર ભામંડલ જે ચઢાવે તે સીતાને પરણે તેવું કરો. ' જનક રાજા તે પ્રમાણે કબૂલ કરીને પોતાની

નગરીમાં આવ્યા અને એક મંડપ કરાવી તેમાં તે બંને ધનુષ્ય મૂકયાં. પછી પ્રત્યેક રાજપુત્રને આમંત્રણ કરતાં 'હું પ્રથમ જઇશ, હું પ્રથમ જઇશ' એમ પ્રૌઢ હર્ષ ધરતા અનેક ભૂચર અને ખેચરો ત્યાં આવવા લાગ્યા. ભામંડલને લઇને ચંદ્રગતિ રાજા ત્યાં આવ્યો અને ચોતરફથી બીજા વિદ્યાધર રાજાઓ પણ ત્યાં આવ્યા. રામાદિ ચાર પુત્રોથી પરિવરેલા, ઉદાર બુદ્ધિ છે જેની એવા દશરથ રાજા હર્ષ ધરી બીજા રાજાઓને સાથે લઇ ત્યાં આવ્યા. જનકે સર્વ રાજાઓને યથાયોગ્ય માન આપ્યું, અને રામાદિકના પિતા દશરથને વિશેષ માન આપ્યું. પછી શુભ દિવસે પ્રાતઃકાલે યથાયોગ્ય સ્થાન પર સર્વ રાજાઓ બેઠા એટલે સીતાકુમારી સુંદર વેષ ધારણ કરી, સુખાસનમાં (મેનામાં) બેસી મંડપમાં આવી. પછી પોતાના બળથી ઉદ્ધત એવા જે રાજકુમારો અને ખેચરો ત્યાં આવેલા હતા, તે સર્વે ધનુષ્યને ઉપાડવામાં જ અસમર્થ થતાં પોતાના મુખકમળને નીચા કરીને રહ્યા. તે વખતે કુમાર શ્રીરામે મંચ ઉપરથી ઉતરી એક લીલામાત્રવડે ધનુષ્યને હાથમાં લઇ નિષ્ઠુર શબ્દ કરતું ધનુષ ઉપર ચડાવ્યું. એટલે તત્કાળ જનક રાજાની કુમારી સીતાએ પુષ્પની વૃષ્ટિ સાથે રામના કંઠમાં વરમાળા આરોપણ કરી. લોકોએ હર્ષથી મહાન કોલાહલ કર્યો. પછી બીજું ધનુષ્ય લક્ષ્મણે ચડાવ્યું, એટલે ત્યાં આવેલા વિદ્યાધરોએ તેમને પોતાની અઢાર કન્યાઓ આપી. શુભ દિવસે રામ અને સીતાનો વિવાહ થયો. ભરતકુમાર કનક રાજાની પુત્રી ભદ્રાને પરણ્યા. પછી જનકની અનુમતિ લઇને દશરથ રાજા ચારે પુત્રોની સાથે પોતાનાં નગરે ગયા, અને બીજા રાજાઓ પણ તે ઉત્સવ જોઇને સ્વસ્થાને ગયા. ઉગ્ર પરાક્રમવાળા, અનન્ય છે શાસન જેનું એવા દશરથ રાજા રામ પ્રમુખ પુત્રો સાથે સમુદ્રપર્યંત પૃથ્વીનું રાજ્ય કરવા લાગ્યા.

એક વખતે દશરથ રાજાએ એક કંચુકીની[1] સાથે પોતાની પટ્ટરાણી સુમિત્રાને[2] (કૌશલ્યા) જિનસ્નાત્રનું જળ મોકલ્યું અને બીજી રાણીઓને હર્ષપૂર્વક દાસીઓની સાથે મોકલાવ્યું. તે દાસીઓ યૌવનવયને લીધે સત્વર સ્નાત્રજળ લાવી એટલે બીજી રાણીઓએ સુમિત્રાની અગાઉ તે સ્નાત્રજળ અભિવંદિત કર્યું. પેલો કંચુકી વૃદ્ધપણાને લીધે સત્વર લાવી શકયો નહીં, એટલે તે હકીકત જાણ્યા વગર સુમિત્રાએ પોતાનું માનભંગ થયેલું જાણીને દુઃખથી કંઠમાં પાશ નાખ્યો. 'અર્હંતના સ્નાત્રજલથી મને પ્રથમ સંભાવિત કરી નહીં' એવું વિચારવાથી કોપ ધરતી સુમિત્રાને જાણી, દશરથ રાજા તેને મનાવવાને આવ્યા. રાણીની તેવી અવસ્થા જોઈ; 'હે ચંડે! આ શું કરે છે?' એમ બોલતા રાજાએ તેનો કંઠપાશ છેદી નાંખ્યો અને તેને પોતાના ઉત્સંગમાં બેસારી. તે વખતે કંચુકી સ્નાત્રજળ લઇને આવ્યો. તેને રાજાએ પૂછ્યું કે, 'કેમ આટલો બધો ધીમો આવ્યો?' એટલે તેણે પોતાનું વૃદ્ધપણું જણાવ્યું. લાળની જાળ પડવાથી વિકરાળ છે મુખ જેનું, ધોળા કેશ-

૧ અંતઃપુરનો રક્ષક વૃદ્ધ પુરુષ. ૨ અન્યત્ર કૌશલ્યાનો ઉલ્લેખ આવે છે.

વાળા, અને મંદગતિવાળા અને કંપતા એવા તે કંચુકીને જોઇને રાજાના મનમાં વૈરાગ્યભાવ ઉત્પન્ન થયો અને તે મનમાં વિચાર કરવા લાગ્યો કે; ' અહા ! જીર્ણ થઇ ગયેલા અને પડતા ઘરની જેમ અસાધ્ય અને અર્ધા ઉખડેલા વૃક્ષની જેમ સ્થિર કરવાને કોઇ ઇંદ્ર જેવા પણ સમર્થ નથી, એવા પ્રકારનું શરીર છે; તેથી જ્યાં સુધી આ મારું શરીર જરાવસ્થાથી હણાઇ ગયું નથી ત્યાં સુધીમાં હું આત્મકલ્યાણ સાધવાને પ્રયત્ન કરીશ. સાંસારિક બીજાં સુખ શા કામનાં છે ? ' આવો વિચાર કરી દશરથ રાજા સભામંડપમાં ગયા.

ત્યારબાદ કેટલોક કાળ નિર્ગમન કરી અન્યદા દશરથ રાજા કોઇ મુનિને વાંદવા ગયા. મુનિને વાંદીને તેમની આગળ બેઠા, તેવામાં અકસ્માત ભામંડલ વિદ્યાધર ફરતો ફરતો ત્યાં આવ્યો. આ જ્ઞાનના ભંડાર મુનિએ, ' સર્વ સુખનું કારણ એક ધર્મ જ છે ' એમ કહ્યું અને પુંડરીકગિરિનું નિર્મળ માહાત્મ્ય સંભળાવ્યું. પછી ' ભામંડલ પોતે સીતાની સાથે યુગલરૂપે જ જન્મેલ છે. ' એ વૃત્તાંત તે મુનિરાજના કહેવાથી જાણીને ભામંડલે સીતાની પાસે જઇ ક્ષમા માંગી પ્રણામ કર્યો. તેણે પણ તેને આશિષ આપી. પછી ભામંડળના આગ્રહથી દશરથ રાજા, ચાર પુત્રો, મંડલિક રાજાઓ, શાહુકારો અને રાણીઓની સાથે પોતાનો જન્મ સફળ કરવા માટે સઘળી તીર્થયાત્રા કરવા ચાલ્યા. માર્ગમાં તેમણે પંચવિધ દાન આપી પુષ્કળ સુકૃત ઉપાર્જન કર્યું. સાથે રાખેલા દેવાલયમા સ્થાપેલ જિનેશ્વરની પૂજામાં તત્પર રહેતા અને સ્થાને સ્થાને નગરના ચૈત્યોને નમતા માર્ગે ચાલ્યા. અનુક્રમે શત્રુંજયગિરિ પર આવી જિનેશ્વરોને નમસ્કાર કર્યો અને ત્યા રાજાએ વિશાળ પ્રાસાદ કરાવ્યો તેમજ ભકિતપૂર્વક ગુરુપૂજન કરી, તેમને દાન આપી યથાવિધિ યાત્રા કરીને દશરથ રાજા સંઘ સાથે પર્વત પરથી નીચે ઉતર્યા.

આગળ ચાલતા ચંદ્રપ્રભાસ નગરમા સીતાએ પોતે કરાવેલાં નવીન ચૈત્યમાં ચંદ્રપ્રભ પ્રભુની સ્થાપના કરી. ગુરુમહારાજ પાસે પ્રતિષ્ઠા કરાવી પૂજાભકિત કરી, ગુરુને પ્રતિલાભી સેંકડો સતીઓએ સ્તુતિ કરેલ સીતા સતીએ તે તીર્થમાં પ્રભાવના કરી. ત્યાંથી રાજા દશરથે રૈવતગિરિ પર જઇ નેમિનાથ પ્રભુની પૂજા કરી અને સુપાત્રે દાન આપી તીર્થોદ્ધાર કર્યો. નજીકમા બરટ ( બરડો ) નામના ગિરિને જોઇ રાણી કૈકેયી ઉત્સુક થઇ પતિની સંમતિથી રામાદિક પુત્રોને લઇ ત્યાં ગઈ તે ગિરિ ઉપર બરડા રાક્ષસે કરાવેલું શ્રી નેમિનાથ પ્રભુનું ચૈત્ય હતું, તેમાં ભકિતપૂર્વક મોટો ઉત્સવ કરી તેણે યાચકોને પુષ્કળ દાન આપ્યું. તે ચૈત્ય જીર્ણ થઇ ગયેલું જોઇ ખેદ પામીને કૈકેયીએ તેનો ઉદ્ધાર કર્યો અને હર્ષથી તેમાં શ્રીનેમિનાથ પ્રભુની પુન: સ્થાપના કરી. ત્યા પણ તેણે મહાતીર્થનું કર્તવ્ય કર્યું. તેથી તે પાપનાશક તીર્થ તેના નામથી જગતમા પ્રખ્યાત થયું. ઢંકાનગરીમા કૌશલ્યાએ મોટું ચૈત્ય કરાવી શ્રી ઋષભદેવ ભગવાનની પ્રતિમા સ્થાપન કરી ગુરુપાસે પ્રતિષ્ઠા કરાવી. પ્રભાવિક સુપ્રભાએ વલ્લભીનગરમા ઘણું ઉન્નત શ્રી શાંતિનાથ પ્રભુનું ચૈત્ય તથા પ્રતિષ્ઠામહોત્સવ કરાવ્યો. કાંપિલ્યનગરમાં રામે અને વામનનગરમા લક્ષ્મણે આદિનાથપ્રભુના ઊંચા પ્રાસાદ કરાવ્યા.

બીજા કુમારોએ, સામંતોએ, સંડલિકોએ અને ભામંડલે ભક્તિપૂર્વક-શ્રી અર્હંતપ્રભુના અનેક ચૈત્યો કરાવ્યા. એ રીતે દશરથ રાજા સર્વ તીર્થોની યાત્રા કરીને હર્ષ સહિત મોટા ઉત્સવવાળા તેઓ પોતાનાં નગરમાં પાછા આવ્યા. પછી સંસારથી ઉદ્વેગ પામી સભામાં આવીને દશરથ રાજાએ રાજ્ય આપવાને માટે પ્રીતિપૂર્વક પોતાના પુત્રોને બોલાવ્યા. એટલે તત્કાળ તેઓએ આવી પિતાને નમસ્કાર કર્યો.

એ સમયે મહાકપટની પેટી સમાન કૈકેયીએ યોગ્ય અવસર જાણી પોતાને પૂર્વે આપેલાં બે વરદાન ભક્તિપૂર્વક રાજા પાસે માગ્યાં. તે એવી રીતે કે; ' હે સ્વામી ! મારા પુત્ર ભરતને રાજ્ય આપો અને કુમાર શ્રીરામને લક્ષ્મણની સાથે ચૌદ વર્ષ સુધી અરણ્યમાં વાસ કરાવો. ' અકાળે વજ્રપાત જેવું આ વચન સાંભળી દશરથ રાજાને મૂર્છા આવી. પછી થોડી વારે સંજ્ઞા મેળવીને ખેદ યુક્ત મનવાળા તેઓ ઊભા રહ્યા. તે ખબર સાંભળીને સીતા અને લક્ષ્મણ સહિત રામે પિતાની પાસે આવી નમસ્કાર કર્યો, અને લોકોએ જેની પ્રશંસા કરી છે, એવા તત્કાળ તેઓ વનવાસ માટે ચાલ્યા. તેમના જવાથી, જેમ મસ્તક વિના શરીર, નાસિકા વિના મુખશોભા, તારા ( કીકી ) વિના નેત્ર, પત્ર વિના લીલી વેલ, જળ વિના તલાવડી, દેવ વગર ચૈત્ય, અધિષ્ઠાયક દેવી વગરની વિદ્યા, સિંહ વિના ગુફા, સૂર્ય કે ચંદ્ર વિના આકાશ, અને મષીરેખા વગર ચિત્રપંક્તિ ન જ શોભે તેમ રામ રહિત અયોધ્યાનગરી શોભા રહિત થઈ ગઈ. ત્યારબાદ પવિત્ર હૃદયવાળા દશરથે પોતાનાં રાજ્ય ઉપર ભરતને બેસારી સત્યભૂતિ મુનિની પાસે વ્રત ગ્રહણ કર્યું.

કર્યા, એટલે દેવતાઓએ આદરથી ત્યાં સુગંધી જલની વૃષ્ટિ કરી. તેની સુગંધ સુંઘવાને જટાયુ નામનો એક પક્ષીરાજ ત્વરાથી ત્યાં આવ્યો. બંને મુનિરાજની પાસેથી સુંદર ધર્મોપદેશ સાંભળી ઉત્પન્ન થયું છે જાતિસ્મરણ જેને એવો જટાયુ સીતાજીની પાછળ ઊભો રહ્યો. તેમને જિનધર્મમાં સ્થિર કરીને તે બંને મુનિ આકાશમાર્ગે શાશ્વત અર્હત્-પ્રતિમાઓને વંદન કરવા ગયા.

રાક્ષસદ્વીપમાં રહેલી લંકાનગરીને વિષે તીર્થંકર ભગવંત શ્રી અજિતનાથ પ્રભુ વિચરતા હતા ત્યારે રાક્ષસવંશમાં ઘનવાહન નામે રાજા થયો હતો. રાક્ષસોના ઇંદ્ર ભીમે પોતાના પૂર્વજન્મના મોટા ભાઇ ઘનવાહનને રાક્ષસી વિદ્યા આપી હતી. તેથી તે રાક્ષસવંશ કહેવાયો હતો. ઘનવાહનનો પુત્ર મહારાક્ષસ નામે શ્રીજિનેશ્વરનાં ચરણકમળમાં ભ્રમર જેવો થયો. તેનો પુત્ર દેવરાક્ષસ થયો. તે દીક્ષા લઇને મોક્ષે ગયો. એવી રીતે તે રાક્ષસવંશમાં ઘણા રાજાઓ થયા. અનુક્રમે શ્રી શ્રેયાંસનાથ તીર્થંકરના તીર્થમાં કીર્તિધવલ નામે રાક્ષસ રાજા થયો. તેણે વૈતાઢ્યગિરિ ઉપરથી શ્રીકંઠ નામના ખેચરને પ્રીતિથી લાવી વાનર દ્વીપમાં વસાવ્યો. ત્યાં ત્રણસો યોજનના વિસ્તારવાળા કિષ્કિંધ નામના પર્વત ઉપર કિષ્કિંધા નામે નગરી તેની ઉત્તમ રાજધાની થઇ. ત્યાં રહેનારા સર્વે લોકો વાનરનું ચિહ્ન રાખતા હતા, અને અનુક્રમે તેઓએ વાનરના જેવું શરીર થાય તેવી વિદ્યા પણ સાધી હતી તેથી તેઓ વાનર કહેવાતા હતા. શ્રીકંઠ ખેચર પછી વજ્રકંઠ ઇત્યાદિ ઘણા રાજાઓ તેના વંશમાં થઈ ગયા. ત્યાં મુનિસુવ્રત પ્રભુના તીર્થમાં ઘનોદધિ નામે એક રાજા થયો. તે વખતે લંકાપુરીમાં તડિત્કેશ નામે રાજા હતો. તે બંને રાજાઓની વચ્ચે પૂર્વની જેમ ગાઢ સ્નેહ બંધાયો. કિષ્કિંધાનગરીમાં ઘનોદધિનો પુત્ર કિષ્કિંધિ નામે થયો અને લંકામાં તડિત્કેશનો પુત્ર સુકેશ નામે રાજા થયો. વિદ્યાધરના રાજા અશનિવેગે તે બન્નેને જીતી લીધા તેથી લંકા અને કિષ્કિંધાના પતિ કિષ્કિંધિ અને સુકેશ પાતાળલંકામાં જતા રહ્યા. ત્યાં (પાતાળલંકામાં) સુકેશને ઇંદ્રાણી નામની સ્ત્રીથી માલી, સુમાલી અને માલ્યવાન નામે ત્રણ પુત્રો થયા. અને કિષ્કિંધીને શ્રીમાળા નામે સ્ત્રીથી આદિત્યરજા અને નક્ષરજા નામે બે મોટી ભુજાવાળા પુત્રો થયા. એકદા કિષ્કિંધિ રાજા મેરુપર્વત પર શાશ્વત અર્હંતની યાત્રા કરીને પાછો ફરતાં મધુપર્વત ઉપર આવ્યો. અને ત્યાં નવી કિષ્કિંધાનગરી વસાવીને સુખપૂર્વક ત્યાં રહેવા લાગ્યો.

પાતાળલંકામાં રહેલા સુકેશના ત્રણે પુત્રોએ ક્રોધથી લંકામાં આવી પૂર્વના વૈરવડે અશનિવેગના સેવક નિર્ઘાતને મારી નાખ્યો. પછી ત્યાં માલી રાજા થયો અને કિષ્કિંધામાં આદિત્યરજા રાજા થયો. તે બંનેને પણ પરસ્પર સ્નેહ થયો. અશનિવેગને સહસ્રાર નામે પુત્ર થયો અને તેને ચિત્રસુંદરી નામે સ્ત્રીથી ઇંદ્ર નામે પુત્ર થયો. તેણે ઇંદ્ર જેમ લોકપાલને સ્થાપિત કરે તેમ પોતાના ચાર લોકપાલ કર્યા અને પાછા હરિઓ અને રાક્ષસોને પરાજિત કરીને પાતાળલંકામાં કાઢી મૂક્યા. ત્યાં રહેતા સુમાલીને રત્નશ્રવા નામે પુત્ર થયો. તેણે

અનેક વિદ્યાઓ સાધી હતી. તેને કૈકસી નામે સ્ત્રી હતી. તે વખતે સો યોજન વિસ્તારવાળી સાત કિલ્લાઓવડે વિંટાયેલી, ૮૦૦ દરવાજાવાળી પાતાલલંકા પ્રસિદ્ધ થઇ. પાતાલલંકામાં કૈકસીને અતિ દુર્મંદ રાવણુ નામે એક પુત્ર થયો. તેણુે પહેરેલા હારમાં મોટાં નવ રત્નો હતાં, તેમાં તેના મસ્તકનું પ્રતિબિંબ પડવાથી તેનું દશમુખ એવું સત્યાર્થ નામ પ્રખ્યાત થયું. ત્યાર પછી કુંભકર્ણુ, સૂર્પણુખા અને વિભીષણુ એ ત્રણુ સંતાનને કૈકસીએ અનુક્રમે જન્મ આપ્યો. પોતાની માતાના મુખથી શત્રુઓથકી થયેલો પૂર્વજોનો તેવો પરાભવ સાંભળી, તે ત્રણે બંધુ વિદ્યા સાધવાને માટે ભીમારણ્યમાં ગયા. ત્યાં રાવણુને એક હજાર મોટી વિદ્યા, કુંભકર્ણુને પાંચ વિદ્યા અને વિભીષણુને ચાર વિદ્યા પ્રાપ્ત થઈ. મય નામના ખેચરેશની હેમવતી નામની સ્ત્રીથી ઉત્પન્ન થયેલી મંદોદરી નામે એક સુંદર સ્ત્રીને રાવણુ પરણ્યો. તે સિવાય તેના ગુણુથી રંજિત થઇને પોતાની મેળે પ્રાપ્ત થયેલી છ હજાર ખેચર રાજાઓની કન્યાઓને તે પરણ્યો. તડિન્માલા ( વિજળીની શ્રેણી ) ને મેઘની જેમ મહોદર રાજાની પુત્રી તડિન્માલાને કુંભકર્ણુ પરણ્યો. અને વીર વિદ્યાધરની પુત્રી પંકજશ્રીને માતાપિતાની આજ્ઞાથી વિભીષણુ હર્ષ સાથે પરણ્યો. અનુક્રમે મંદોદરીએ શુભલગ્ને ઇંદ્રજીત્ અને મેઘવાહન નામના બે કુમારને જન્મ આપ્યો.

એક અવસરે ઇંદ્રરાજાના સેવક વૈશ્રવણુ વિદ્યાધરને જિતીને રાવણુ પુષ્પક વિમાનમાં બેસી પોતાની લંકાનગરીમાં આવ્યો. તથા ઇંદ્રરાજાના સેવક યમને જિતી, તેણુે કરેલા કૃત્રિમ નરકને ભાંગી કિષ્કિંધા નગરી પોતાના મિત્ર આદિત્યરજાને આપી. અને એક નવું ઋક્ષપુર નામે શહેર વસાવી તે ઋક્ષરજાને આપ્યું. આ બાજુ આદિત્યરજાને વાલી નામે એક અતિ બલવાન પુત્ર થયો. ત્યાર પછી બીજો પરાક્રમી સુગ્રીવ નામે પુત્ર અને શ્રીપ્રભા નામે નાની એક પુત્રી થઇ. ઋક્ષરજાને પણુ હરિકાંતા નામની કાંતાથી નલ અને નીલ નામે બે જગદ્વિખ્યાત પુત્રો થયા. આદિત્યરજાએ વાલીને રાજ્ય આપી અને સુગ્રીવને યુવરાજ કરીને પોતે દીક્ષા ગ્રહણુ કરી. એક ખર નામના રાક્ષસે સૂર્પણુખાનું હરણુ કરી, આદિત્યરજાના પુત્ર ચંદ્રોદર રાજાને જિતી પાતાળલંકા કબજે કરી લીધી. તે સાંભળી રાવણુને ક્રોધ ચડ્યો પણુ મંદોદરીના કહેવાથી ક્રોધ છોડી પોતાના બનેવી ખરને દૂષણુ નામના તેના ભાઈ સાથે પાતાળલંકાનાં રાજ્ય ઉપર પોતે જ બેસાર્યો. ચંદ્રોદર મૃત્યુ પામ્યા પછી તેની સ્ત્રી અનુરાધાએ વનમાં રહીને એક વિરાધ નામના ગુણુવાન પુત્રને જન્મ આપ્યો.

એક વખતે વાનરોનો અધિપતિ વાલી ઘણો બલવાન થયો છે, એવું સાંભળી તેને નહીં સહન કરનારા દશમુખે એક દૂત મોકલીને તેને સત્વર પોતાની પાસે બોલાવ્યો. દૂતે ત્યાં જઇ આવી રાવણુને કહ્યું કે; 'વાલી અર્હંત સિવાય બીજા કોઈને નમતો નથી.' તે સાંભળીને તત્કાળ રાક્ષસપતિ રાવણે મોટી સેના લઈને તેના ઉપર ચડાઈ કરી. બલવાન વાલી ઘણાં અસ્ત્રોથી યુદ્ધ કરી છેવટે ચંદ્રહાસ ખડ્ગ સહિત લંકાપતિને પોતાની કાખમાં લઈ ચાર સમુદ્ર સંયુક્ત પૃથ્વી પર ક્ષણુવારમાં ફરી આવ્યો. પછી વૈરાગ્યયુક્ત હૃદયવાળા

વાલીએ રાવણને છોડી દઈ પોતાના રાજય ઉપર સુગ્રીવને સ્થાપન કરીને દીક્ષા લીધી. સુગ્રીવે પોતાની બેન શ્રીપ્રભા રાવણને આપી અને વાલીના પુત્ર ચંદ્રરશ્મિને યુવરાજપદે સ્થાપન કર્યો.

એક વખતે રાવણ વૈતાઢ્યગિરિ ઉપર રત્નવતીને પરણવા માટે આકાશમાર્ગે જતો હતો, તેવામાં અષ્ટાપદ તીર્થ ઉપર તેનું વિમાન સ્ખલિત થયું. તેનું કારણ તપાસ કરતાં નીચે કાયોત્સર્ગ કરી સ્તંભની પેઠે નિશ્ચલ થઇને રહેલા વાલી મુનિને દીઠા. 'હજુ પણ આ વાલી મારી ઉપર ક્રોધ ધરી દંભથી મુનિનો વેષ ધરી રહ્યો છે, માટે તેને આ પર્વત સહિત ઉપાડીને લવણ સમુદ્રમાં નાંખી દઉં.' આ પ્રમાણે વિચારી રાવણ પૃથ્વી ખોદીને પર્વતની નીચે પેઠો, અને અતિગર્વથી પોતાની સહસ્ર વિદ્યાઓનું સ્મરણ કર્યું. પછી જેના પાષાણના સાંધાઓ તૂટી રહ્યા છે, જેની પાસેનો સમુદ્ર ખળભળી રહ્યો છે અને જેની ઉપરનો પ્રાણીસમૂહ ઉદ્ભ્રાંત થઇ ગયો છે એવા તે પર્વતને રાવણે ઉપાડ્યો. તે વખતે 'અરે! મારી ઉપરની અદેખાઈથી આ રાવણ આ મહાતીર્થનો વિનાશ કરે છે, માટે હું નિઃસંગ છતાં પણ તેને શિક્ષા આપવા માટે જરાક બળ બતાવું.' આવો વિચાર કરી વાલી મુનીશ્વરે વામચરણના અંગૂઠાના અગ્રભાગથી અષ્ટાપદ પર્વતના શિખરને જરામાત્ર દબાવ્યું એટલે ગાત્રનો સંકોચ કરતો અને રુધિરનું વમન કરતો રાવણ વિશ્વને રોવરાવતો વિરસ પોકાર કરવા લાગ્યો. તેનો દીન પોકાર સાંભળી દયાળુ વાલી મુનિ તત્કાળ વિરામ પામ્યા; કારણ કે, તેમનું આ કાર્ય શિક્ષાને માટે હતું, કાંઈ ક્રોધથી નહોતું. પછી રાવણ ત્યાંથી નીકળી, વાલી મુનિને ખમાવીને ભરતે કરાવેલા ચૈત્યમાં અરિહંત દેવોની પૂજા કરવા આવ્યો. ત્યાં અંતઃપુર સહિત ભક્તિપૂર્વક પ્રભુની અષ્ટવિધ પૂજા કરી. પછી પ્રભુ પાસે નૃત્ય-ગીત ચલાવતાં વીણાની તાંત તૂટી જવાથી તાનમાં ભંગ ન પડવા માટે પોતાની ભુજામાંથી નસ ખેંચી કાઢીને વીણામાં જોડી દઇ વગાડવા માંડી. તે વખતે ત્યાં આવેલા ધરણેંદ્રે તેની ભક્તિથી હૃદયમાં હર્ષ પામીને અર્હંતના ગુણને ગાનારા રાવણને કહ્યું કે, 'વરદાન માગો.' તેના ઉત્તરમાં 'મારે અર્હંતની ભક્તિ નિરંતર રહો' એવું રાવણે કહેવા છતાં પણ રાવણને અમોઘવિજયા શક્તિ અને અન્ય વિદ્યાઓ આપી ધરણેંદ્ર સ્વસ્થાનકે ગયા. પછી રાવણ તીર્થંકરોને નમસ્કાર કરી નિત્યાલોક નામે નગરમાં ગયો અને ત્યાં રત્નાવલીને પરણીને પાછો લંકામાં આવ્યો.

વાલીમુનિ કર્મના ક્ષયથી કેવળજ્ઞાનને પામી, સુર-અસુરોએ જેની ઉપાસના કરી છે એવા તે અવ્યયપદ( મોક્ષ )ને પ્રાપ્ત થયા. સુગ્રીવ જ્વલનશિખા વિદ્યાધરની પુત્રી તારા કે જેની સાહસગતિ વિદ્યાધરે માગણી કરેલી હતી તેની સાથે પરણ્યો. તારા સાથે ક્રીડા કરતાં સુગ્રીવને અંગદ અને જયાનંદ નામના બે ઉત્તમ પુત્રો થયા. તારાથી ઠગાએલા સાહસગતિ વિદ્યાધરે હિમવંત પર્વત ઉપર જઈ હૃદયમાં તારાનું સ્મરણ કરી વિદ્યા સાધવાનો આરંભ કર્યો.

હવે અહીં રાવણ, ખર વગેરે વિદ્યાધરો અને સુગ્રીવવડે પરિવરેલો વૈતાઢ્યગિરિ ઉપર ઇંદ્રરાજાને જિતવા ચાલ્યો. માર્ગમાં રેવા નદી આવતાં, તેના તીરે બેસીને તે નદીનાં જળ તથા કમળોવડે એક રત્નપીઠ ઉપર પ્રભુને સ્થાપિત કરીને ભક્તિવાળા રાવણે પૂજા કરી. પછી રાવણ ધ્યાનમાં લીન થતાં અકસ્માત્ જળનું પૂર આવ્યું, તેથી પ્રભુની પૂજા ધોવાઇ ગઇ. તત્કાળ રાવણને ક્રોધ ચઢ્યો. એટલામાં કોઇ વિદ્યાધરે કહ્યું કે; 'સ્વામી! માહિષ્મતી નગરીના રાજા સહસ્રાંશુએ રેવાજલમાં સ્નાન કરવાને માટે તેના જલનો રોધ કર્યો હતો, તે એકી સાથે છોડી દેવાને લીધે તમારો આ જિનપૂજાનો ભંગ થયો છે; અને તે જ તમારા ક્રોધનું કારણ છે. એ રાજા સહસ્રાંશુ તેના અનેક આત્મરક્ષક રાજાઓ અને સ્ત્રીઓ સાથે રહેલો છે.' આ ખબર સાંભળી રાવણને ઘણો ક્રોધ ચઢ્યો તેથી તત્કાળ સહસ્રાંશુને જિતવાને માટે કેટલાક રાક્ષસોને મોકલ્યા. તેઓ ત્યાં ગયા ખરા પણ સહસ્રાંશુએ કરેલા તેઓના પરાભવથી તરતજ તેઓ પાછા રાવણની પાસે આવ્યા. એટલે રાવણ પોતે ત્યાં ગયો, અને બળથી સહસ્રાંશુને જિતીને સૈન્યવડે મજબૂત એવી પોતાની છાવણીમાં પકડી લાવ્યો. પછી હર્ષિત થઇ સભા ભરીને બેઠો તેવામાં ત્યાં આકાશમાંથી કોઇ ચારણશ્રમણમુનિ આવ્યા; રાવણે તેની પૂજા કરી. 'આ મારો પુત્ર થાય છે' એવું તે શતબાહુ મુનિએ કહ્યું, એટલે રાવણે તે સહસ્રાંશુને છોડી દીધો. સહસ્રાંશુએ તત્કાળ વ્રત ગ્રહણ કર્યું.

ત્યારપછી મરુત્તરાજા હિંસામય યજ્ઞ કરતો હતો, તે હકીકત નારદના વાક્યથી સાંભળી દયાળુ રાવણે તેને અટકાવ્યો. પછી રાવણની આજ્ઞાથી દુર્લંઘ નગરે ઇંદ્રના દિગ્પાલ નલકૂબરને જિતવાને કુંભકર્ણ વગેરે વેગથી ગયા. તે ખબર સાંભળી નલકુબરે આશાલી વિદ્યાવડે પોતાના નગરની આસપાસ સો યોજનનો એક અગ્નિનો કિલ્લો બનાવ્યો. તેને જોવાને પણ અશક્ત એવા કુંભકર્ણ વગેરેએ કોઈ પણ રીતે પાછા આવીને તે ખબર રાવણને કહ્યા. તે અવસરે નલકુબરની ઉપરંભા નામની પત્નીએ રાવણ પર અનુરાગ ધરીને તેને આશાલિની વિદ્યા આપી. રાવણે તે વિદ્યાવડે અગ્નિનો કિલ્લો સંહરીને દુર્લંઘપુરને કબજે કરી લીધું અને સુદર્શન નામના ચક્રને સંપાદન કર્યું. પછી તે નગર ઉપર તેના અધિપતિ નલકુબરને જ સ્થાપિત કરી 'આ પરસ્ત્રી છે' એથી ભોગવ્યા વિના તેની પ્રિયા ઉપરંભાને રાવણે તેને પાછી અર્પણ કરી. ત્યાંથી રાવણ સૈન્ય લઇને વૈતાઢ્યગિરિ ઉપર ગયો અને રથનૂપુર નગરને ઘેરો નાંખ્યો. તત્કાલ તેનો સ્વામી ઇંદ્ર વિદ્યાધર કોપ કરીને સામો આવ્યો. 'આપણી વચ્ચે વૈર થતાં ફોગટ આ સૈન્યને મારવાથી શું થવાનું છે? માટે આપણે બન્નેએ જ યુદ્ધ કરવું જોઇએ' એવું કહી રાવણે ઇંદ્રને હોકારો કરીને બોલાવ્યો. પછી બન્ને વીરો હસ્તી ઉપર ચડી વિદ્યાસ્ત્રોને વર્ષાવવા લાગ્યા, જેથી પર્વતો કંપાયમાન થયા અને સ્વર્ગવાસીને પણ ભયંકર થઇ પડ્યા. પછી છળને જાણનારો રાવણ પોતાના ગજ ઉપરથી છલંગ મારી ઇંદ્રના ઐરાવણ હાથી ઉપર ચઢ્યો; અને ત્યાં ઇંદ્રને બાંધી ઉપાડીને વિજય મેળવી પાછો પોતાના હાથી ઉપર આવ્યો. તેથી રાક્ષસોના વિજયી સૈન્યમાં હર્ષના કોલા-

હલનો નાદ થયો અને પરાજય થવાથી વિદ્યાધરોનું સૈન્ય ગ્લાનિ પામી ગયું. રાક્ષસ-નાયક રાવણ ત્યાંથી પાછો ફરી લંકામાં આવ્યો અને જેમ પાંજરામાં પક્ષીને પૂરે તેમ ઇંદ્રને કારાગૃહમાં નાંખ્યો. તેના પિતા સહસ્રાર રાજાએ લોકપાલ સહિત રાવણ પાસે આવી નમસ્કાર કરીને પુત્રભિક્ષા માંગી એટલે તેના વિનયથી શાંત થઇ રાવણે કહ્યું; 'જો તે ઇંદ્ર આ મારી નગરીને નિત્ય તૃણકાષ્ઠાદિથી વર્જિત કરી, જલથી અભિષેક કરે અને પુષ્પોથી પૂજે—એવી રીતની ક્રિયાને નિત્ય કરે તો હું તેને છોડી મૂકું.' એ પ્રમાણે કરવાનું કબૂલ કરીને સહસ્રાર રાજાએ પોતાના પુત્રને કારાગૃહમાંથી છોડાવ્યો. ઇંદ્ર રથનુપૂરમાં આવી સંસારથી ખેદ પામી વૈરાગ્યથી વ્રત લઇ, લાંબા સમય સુધી તપ કરીને કર્મના ક્ષયથી મુક્તિને પામ્યો.

એક વખતે રાવણે મુનિની પાસેથી પરસ્ત્રીના સંગથી પોતાનું મરણ જાણી તેઓની પાસે 'જે સ્ત્રી સ્વેચ્છાએ પોતાને ઇચ્છે નહીં, તેનો ત્યાગ કરવાનો' અભિગ્રહ લીધો.

તે અરસામાં આદિત્યનગરમાં પ્રહલાદ નામના રાજાની કેતુમતી નામની સ્ત્રીના ઉદરથી જન્મેલ પવનંજય નામે વિદ્યાધર હતો. તેણે માહેંદ્રનગરના અધિપતિ માહેંદ્ર રાજાની હૃત્સુંદરી નામે રાણીના ઉદરથી જન્મ પામેલી અંજનાસુંદરી નામે કન્યાનો સ્વીકાર કર્યો ( પરણ્યો ). પરંતુ કોઈ પ્રકારના અભિમાનથી દોષની શંકા લાવી તેણે મૂળથી જ તેની સંભાળ લેવી છોડી દીધી. તેથી સતીઓમાં મુખ્ય એવી તે સ્ત્રી દુઃખપૂર્વક કાળ નિર્ગમન કરવા લાગી. એકસમયે વરુણરાજાનો વિજય કરવાને જતા સહાય માટે રાક્ષસપતિ રાવણના દૂતે પ્રહ્લાદરાજા પાસે જઇને આમંત્રણ કર્યું. તે સમયે વિનયથી પિતાને નમસ્કાર કરી પિતાની રજા લઇ પવનંજય માતાને નમવા આવ્યો. ત્યાં પોતાની પ્રિયાને જોઈ. તે ચરણમાં આવીને નમી તો પણ તેની અવજ્ઞા કરી. પવનંજયે સૈન્યસહિત આકાશમાર્ગે ચાલીને એક સરોવરને તીરે પડાવ નાખ્યો. ત્યાં રાત્રિએ એક ચક્રવાકીને વિયોગપીડિત જોઈ, તે વખતે તેવી રીતે સંભાળ વગર દુઃખી થતી પોતાની પ્રિયા તેને સાંભરી આવી. તત્કાલ પ્રહસિત નામના પોતાનાં મિત્રની સાથે વેગથી તેના આવાસમાં ગયો. ત્યાં પોતાની પ્રિયા અંજનસુંદરીને શિથિલ પડેલી જોઈ, મધુર વચનોથી પ્રિયાને આશ્વાસન આપી કામદેવ જેવા પવનંજયે તે રાત્રિને અર્દ્ધક્ષણની જેમ તેની સાથે સુખમાં નિર્ગમન કરી. પ્રાતઃકાલે જ્યારે પવનંજય જવાને તૈયાર થયો, તે વખતે અંજનાસુંદરી બોલી; 'હે નાથ ! આપનાથી જો હું સગર્ભા થઉં તો મારે શો આધાર ? માટે કાંઇ નિશાની આપો.' પવનંજયે તેને અભિજ્ઞાન માટે પોતાની મુદ્રા આપી કહ્યું; 'પ્રિયે ! ભય રાખીશ નહીં.' એમ કહી માનસ-સરોવર ઉપર રહેલી પોતાની છાવણીમાં તે પાછો આવ્યો. કેટલોક કાળ જતાં અંજનસુંદરીના શરીર પર ગર્ભના ચિન્હ સ્ફુટ જોઈ કેતુમતી નામે તેની સાસુ તિરસ્કારથી બોલી; 'અરે ! બંને કુલને કલંક આપનારી અધમ સ્ત્રી ! આ તેં શું કર્યું ? પતિ પરદેશ ગયા છતાં હે પાપિણી તું ગર્ભિણી કેમ થઈ ?' અંજના સતી રોતી રોતી પતિની મુદ્રિકા બતાવીને

પતિની ગુપ્ત રીતે આવ્યાની સર્વ વાર્તા કહેવા લાગી, તથાપિ તેના કહેવા ઉપર વિશ્વાસ નહીં રાખતી ક્રોધવાલી કેતુમતીએ તે માન્યું નહીં; અને તત્કાળ કોટવાળદ્વારા તેને રથમાં બેસાડી મહેંદ્રપુરની પાસે મૂકાવી. તેની વસંતતિલકા નામે એક સખી સાથે રહી હતી. અંજનાના પિતાએ પણ અંજનાને દોષિત ધારી વસંતતિલકા સહિત તેને પોતાના ઘરમાંથી તે જ વખતે કાઢી મૂકી. રાજાના શાસનથી કોઈ ગ્રામાદિકમાં પણ તેને નિવાસસ્થાન ન મળ્યું, તેથી રખડતી રખડતી તે કોઇક અરણ્યમાં ગઇ. ત્યાં ચારણ મુનિને જોઇ હર્ષ પામીને તેણે નમસ્કાર કર્યો. વસંતતિલકા સખીએ પ્રારંભથી તેનો વૃત્તાંત કહી બતાવીને પછી મુનિને તેના તેવા પ્રકારના સઘળાં કર્મના પરિપાક વિષે પ્રશ્ન કર્યો. એટલે મુનિએ તેને કહ્યું કે; 'લાંતક દેવલોકમાંથી ચ્યવીને એક દેવ એના ઉદરમાં પુત્રપણે ઉત્પન્ન થયો છે; તે વિદ્યાધર થઇ તે જ ભવમાં મુક્તિએ જશે. વળી અંજનાના પૂર્વભવનું સ્વરૂપ સાંભળ! પૂર્વે કનકરથ નામના રાજાને લક્ષ્મીવતી અને કનકોદરી નામે બે પત્ની હતી. તેમાં લક્ષ્મીવતી શ્રાવિકા હતી. કનકોદરીએ શોકયના ભાવથી અદેખાઈપૂર્વક એક વખતે તેની અર્હંતની પ્રતિમાનું હરણ કરીને તેની અવજ્ઞા કરી, પણ કોઇ સાધ્વીનાં વાકયથી તે પ્રતિમાજીની પછી તેણે આરાધના કરી. પ્રાંતે ધર્મનો બોધ થવાથી કનકોદરી મૃત્યુ પામીને દેવી થઈ. ત્યાંથી ચ્યવીને આ તારી સખી અંજના થઇ છે. પૂર્વ ભવે કરેલા અરિહંતની પ્રતિમાના દ્વેષથી તે પીડા પામનારી થઇ, પરંતુ હવે તે કર્મ ઘણુંખરું ભોગવી લીધું છે.' આ પ્રમાણે તેને કહીને મુનિ અંજનાને કહેવા લાગ્યા કે; 'હમણા અગણ્ય સુખને માટે તું આર્હંત ધર્મનું ગ્રહણ કર અને કર્મરૂપ શત્રુઓનો નિગ્રહ કર.' આ પ્રમાણે કહીને મુનિના ગયા પછી તે અંજનાસતીએ ગંધર્વપતિ મણિચૂલની આજ્ઞાથી એક ગુફામાં રહીને એક અદ્ભુત પુત્રને જન્મ આપ્યો. ત્યાં દીનપણે રુદન કરતી તેને જોઇને પ્રતિસૂર્ય નામનો એક ખેચર તેને ભાણેજ જાણી પોતાની સાથે વિમાનમાં બેસાડીને તે પોતાના નગરમાં લઇ ચાલ્યો. વિમાન જ્યારે વેગથી ચાલ્યું ત્યારે એ કુમાર માતાના ઉત્સંગમાંથી ઉછળીને નીચે પર્વત ઉપર પડયો, પરંતુ તેના દેહના ભારથી તે પર્વત ચૂર્ણ થઇ ગયો. પ્રતિસૂર્યે વેગથી નીચે આવી ભૂમિ ઉપરથી તે બાલકને લઇ લીધો અને અક્ષત શરીરે રહેવાથી હર્ષ આપનારો તે બાલક પોતાની ભાણેજ અંજનાને અર્પણ કર્યો. પછી પ્રતિસૂર્ય તેને લઇ પોતાના હનુરુહ નામના નગરમાં આવ્યો અને આનંદથી તેના વાંછિત પૂરવા લાગ્યો. 'આ બાલક જન્મ્યા પછી તરત હનુરુહપુરમાં આવ્યો.' તેથી તેના મામાએ તેનું હનુમાન એવું નામ પાડયું. અને તે ત્યાં વૃદ્ધિ પામવા લાગ્યો.

આ બાજુ: પવનંજય વરુણની સાથે સંધિ કરી, લંકેશ રાવણની કૃપા પ્રાપ્ત કરી પોતાના નગરમાં આવ્યો. ત્યાં પ્રિયાનું વૃત્તાંત સાંભળી ઘણો ખેદ પામીને તે સાસરાનાં ઘેર ગયો, પણ ત્યાં પોતાની પ્રિયાને નહીં જોવાથી તેને શોધવા માટે તે વનેવન ભમવા લાગ્યો. તે અંજનાસુંદરીને

નહિ જોવાથી શૂન્ય છે આત્મા જેનો એવા પવનંજયે પોતાના મિત્ર પ્રહસિત મારફત પોતાના માત-પિતાને નમસ્કારપૂર્વક પોતે પ્રિયાના વિરહથી શોકથી નિશ્ચિત મરણ પામશે તેમ કહેવરાવ્યું. તેના પિતા પ્રહ્લાદે પણ તે સમાચાર સાંભળ્યા. પવનંજયને અને અંજનાને શોધવા માટે વિદ્યાધરની સાથે વેગથી પૃથ્વી પર તેઓ પણ ફરવા લાગ્યા. અહીં પવનંજય વિયોગાગ્નિને અતિ દુઃસહ ધારી પ્રજ્વલિત અગ્નિમાં પ્રવેશ કરવા તૈયાર થતો હતો, તે પ્રહ્લાદ રાજાના જોવામાં આવ્યો. એટલે તત્કાળ 'હે વત્સ ! આવું અવિચારી કાર્ય કર નહીં,' એમ તેને પ્રહ્લાદે કહ્યું અને અટકાવ્યો. એટલામાં તો તેના મોકલેલા ખેચરો અંજનાને સાથે લઈને ત્યાં આવ્યા. પછી સર્વે આનંદ પામી પ્રતિસૂર્ય રાજાના આગ્રહથી મહોત્સવ કરતા હનુરુહ નગરમાં આવ્યા. ત્યાંથી બીજા સર્વે રજા લઈને પોતપોતાના નગરમાં અનુત્સુકપણે ચાલ્યા ગયા અને પવનંજય તથા અંજના પુત્રની સાથે ત્યાં જ રહ્યાં. હનુમાનકુમાર ત્યાં રહી લોકોને હર્ષ આપતો વધવા લાગ્યો. અનુક્રમે તેણે સર્વ કળા સંપાદન કરી અને તે યૌવન અવસ્થા પામ્યો. અન્યદા વરુણ સાથેના યુદ્ધમાં હનુમાનનું અદ્‌ભુત બલ જોઈ હર્ષ પામેલા રાવણે તેને પોતાની મહેરબાનીનું પાત્ર કર્યો. વરુણની પુત્રી સત્યવતી, ખર વિદ્યાધરની પુત્રી અનંગકુસુમા અને તે સિવાય બીજી ઘણી કન્યાઓની સાથે હનુમાનકુમાર પરણ્યો. રાવણ રાજા, સૂર્ય વગેરે નવ વિદ્યાધરોને જીતી, તેમને ઇંદ્રની જેમ પોતાના કામ કરનારા કરી સુખે રાજ્ય કરવા લાગ્યો.

અહિં દંડકારણ્યમાં રામચંદ્ર રહેલા છે ત્યાં એક વખતે ક્રીડાને માટે ફરતાં ફરતાં લક્ષ્મણે વનમાં ખડ્ગ જોયું. ક્ષાત્રપણાથી તે ખડ્ગને લઈ તે વડે તેની પાસે વંશજાળ હતી, તેને ઉતાવળા એવા લક્ષ્મણે કમલના નાળની જેમ છેદી નાંખી. તે વાંમાંતો તેની આગળ કોઈનું મસ્તક કપાઈને પડેલું જોવામાં આવ્યું. તે જોઈને 'અહા! કોઈ યુદ્ધ કર્યા વગરના પુરુષને મેં મારી નાંખ્યો.' એવો લક્ષ્મણને પશ્ચાત્તાપ થયો. પછી તે ખડ્ગ લઈ રામચંદ્ર પાસે જઈને લક્ષ્મણે તે વૃત્તાંત રામને કહ્યો. રામે કહ્યું કે, 'તમે આ કાર્ય સારું કર્યું નહિ, આ ચંદ્રહાસ ખડ્ગ છે, અને એ પુરુષ તેનો સાધનાર છે, કે જેને તમે મારી નાંખ્યો છે. પરંતુ આટલામાં તેનો કોઇ ઉત્તરસાધક પુરુષ પણ હોવો જોઈએ.' તેવામાં રાવણની બેન સૂર્પણખા પોતાના પુત્રને આજે વિદ્યા સિદ્ધ થયેલી હશે એમ જાણી ઘણા પૂજોપચાર લઈને ત્યાં આવી, તેવામાં તો પોતાના પુત્રનું મસ્તક છેદાયેલું તેના જોવામાં આવ્યું, એટલે 'હે પુત્ર શંબુક! તને કયા અકાળ શત્રુએ યમદ્વારમાં પહોંચાડ્યો?' એમ પોકાર કરતી ઊંચે સ્વરે તે રાવણની બ્હેન રુદન કરવા લાગી. ત્યાં એટલામાં કોઈ પુરુષના પગલાંની મનોહર પંક્તિ તેના જોવામાં આવી. તેને અનુસારે આગળ જતાં તે રાક્ષસીએ કામદેવની જેવા મનોહર રામચંદ્રને જોયા. રામના સુંદર રૂપથી મોહ પામીને તે પોતાનું વૈર ભૂલી ગઈ, તેથી શોક છોડી દઈને અત્યંત કામી બનેલી એવી તેણે સંભોગને માટે તેમની પાસે યાચના કરી. 'અહો! સ્ત્રીઓને ધિક્કાર છે.' પછી રામે 'હું સ્ત્રી સહિત છું, માટે લક્ષ્મણની પાસે જા' એમ કહ્યું. એ રીતે રામચંદ્રજીએ

હાંકી કાઢવાથી તે લક્ષ્મણ પાસે આવી. એટલે 'માનસિક વિકારથી તું મારી ભોજાઇ થઇ ચૂકી, તેથી હવે મારે ગ્રહણ કરવા યોગ્ય નથી' એમ કહી લક્ષ્મણે પણ તેનો ત્યાગ કર્યો. આ પ્રમાણે ઉભયથી ભ્રષ્ટ થયેલી એ દુષ્ટા રોષથી ત્યાંથી નાશીને મસ્તક કૂટતી કૂટતી પોતાના પતિ પાસે આવી અને પુત્રના વધનો બધો વૃત્તાંત તેની સમક્ષ તેણે કહી સંભળાવ્યો. તે સાંભળતાં જ ચૌદ હજાર વિદ્યાધર સુભટોની સાથે ખરાદિ વીરો તીક્ષ્ણ કોપ કરતા રામની ઉપર ચડી આવ્યા. રામે લક્ષ્મણને કહ્યું; 'વત્સ ! તમે અહીં રહો, હું શત્રુઓને હણું છું. મારા આવતાં સુધી આ તમારી ભાભીનું સ્વસ્થપણે રક્ષણ કરજો.' લક્ષ્મણ બોલ્યા; 'આર્ય ! તમારી આજ્ઞાથી હું તે શત્રુઓને એક લીલામાત્રમાં હણી નાંખીશ, માટે મને તેની સાથે યુદ્ધ કરવા જવાની આજ્ઞા આપો.' રામે કહ્યું; 'વત્સ લક્ષ્મણ ! ત્યારે તમે જાઓ, પરંતુ જો શત્રુઓ તરફથી કાંઇ સંકટ આવે તો સિંહનાદ કરીને શત્રુઓને હણનાર એવા મને જણાવજો.' આ પ્રમાણે રામની આજ્ઞાને મસ્તકવડે નમન કરવાપૂર્વક સ્વીકારીને ધનુષ્યના નાદથી અને ભુજાઓના આસ્ફોટથી શત્રુઓને ત્રાસ ઉત્પન્ન કરતા લક્ષ્મણ યુદ્ધ કરવા ચાલ્યા. શત્રુરૂપી હાથીઓમાં સિંહ જેવા લક્ષ્મણ વીર જ્યારે ક્રોધ કરી રણમાં આવ્યા, તે વખતે દુરાશયા સૂર્પણખા રાક્ષસી પોતાના સ્વામી ખરને મદદ આપવાને માટે રાવણ પાસે જઇને કહેવા લાગી; 'હે બંધુ ! કોઇ દેવતાના જેવા બે પુરુષો દંડકારણ્યમાં આવ્યા છે. તેમણે તપમાં રહેલા તારા ભાણેજ શંબૂકને મારી નાંખ્યો છે. મારા કહેવાથી તારા બનેવી તેમનો વધ કરવા ગયેલા છે અને તે હાલ લક્ષ્મણની સાથે યુદ્ધ કરે છે. તેનો બંધુ રામભદ્ર પોતાના તથા લક્ષ્મણના બળથી તેમજ પોતાની સ્ત્રીના સ્વરૂપથી બધા વિશ્વને અસાર ગણે છે. તેની સુંદર કાંતા સીતાની આગલ ગૌરી તો દૂર થયેલી છે, રંભા માનસસરોવરને છોડનારી હંસી જેવી છે, તવિષી દેવી સખી જેવી છે, ઇંદ્રાણી વિમુખ થઈ ગઇ છે, ઘૃતાચી પ્રાચીન પુણ્યની નિંદા કરે છે, મેનકા યૂથભ્રષ્ટ મૃગલી જેવી છે, તિલોત્તમા તિલમાત્ર પણ ઉત્તમ નથી, સાવિત્રી લજ્જિત થઇ ગઇ છે, નાગકન્યાઓ અધોભૂમિમાં જ ભ્રમણ કરનારી થઇ છે, પ્રીતિ અપ્રીતિને ઉત્પન્ન કરે છે; અને રતિ રતિનું પાત્ર નથી. એ સ્ત્રીએ રૂપના ગર્વથી સર્વ સ્ત્રીઓના સમૂહને હરાવી દીધો છે. એવી એ મનોહર સીતા તમારે જ લાયક છતાં તેને રામ રાખી બેઠેલો છે. જ્યાં સુધી એ રમણી તારા હાથમાં આવે નહીં, ત્યાં સુધી આ તારું રાજ્ય, તારી દિવ્ય સ્ત્રીઓ, તારા સ્વરૂપની અદ્ભુત શોભા અને તારું અપ્રતિમ બળ તે સર્વને હું બહુ માની શકતી નથી.' આવાં સૂર્પણખાના વચન સાંભળી રાવણને સીતા પર અનુરાગ ઉત્પન્ન થયો. તેથી તે રાવણ તત્કાળ પુષ્પક વિમાનમાં બેસીને રામથી પવિત્ર એવા દંડકારણ્યમાં આવ્યો. ગરૂડના તેજવડે સર્પની જેમ રામભદ્રના તેજવડે જેનું અભિમાનરૂપી વિષ હણાઇ ગયું છે, એવા સર્પના જેવો રાવણ આ પ્રમાણે વિચાર કરવા લાગ્યો; 'આ સીતા વિધાતાની સૃષ્ટિનું ઉલ્લંઘન કરી ત્રણ વિશ્વમાં અદ્ભુતપણે રહેલી છે, અને આ રામ દુષ્ટ પુરુષોને

શિક્ષાનો આપનાર છે, તો હવે મારે શું કરવું ?' એવી ચિંતામાં જેનું ચિત્ત દોલાયમાન થયેલું છે એવા રાવણે તરત જ અવલોકિની નામે વિદ્યાનું સ્મરણ કર્યું, એટલે તે વિદ્યા તત્કાળ ત્યાં હાજર થઈ. તેને જાનકીને હરણ કરવાનો ઉપાય રાવણે પૂછ્યો. એટલે તે વિદ્યા બોલી; 'બાહુથી સમુદ્ર તરવો, શરીરથી અગ્નિ સહન કરવો અને કેશરીસિંહના મુખમાં હાથ નાંખવો. એ સર્વ સહેલું છે પણ આ કાર્ય દુષ્કર છે. પરંતુ જો આ રામ તેણે કરેલા સંકેત પ્રમાણે લક્ષ્મણનો સિંહનાદ સાંભળીને ત્યાં જાય, તો પછી સુખેથી સીતાનું હરણ કરી શકાય. તારા માટે હું તેવી યુક્તિ કરું છું.' રાવણે કહ્યું; 'તેમ કરો' એટલે તે વિદ્યાએ બરાબર લક્ષ્મણના જેવો સિંહનાદ કર્યો. તે સાંભળીને સીતાના આગ્રહથી તત્કાલ રામ, લક્ષ્મણને સહાય કરવા દોડ્યા. તે સમયે ચોરના માર્ગને અનુસરતો અધમ રાવણ આકાશમાંથી નીચે ઉતર્યો. અને તેના અવલોકનમાત્રથી ભય પામતી સીતાને તેણે હરી લીધી. તે વખતે સીતા 'હે તાત ! હે કાંત ! હે ભ્રાત ! હે દીયર ! અત્યંત દારુણ એવા આનાથી મારી રક્ષા કરો, રક્ષા કરો' એવો વારંવાર પોકાર કરવા લાગી. સીતાનો આવો આર્ત્તપોકાર સાંભળી ત્યાં રહેલો જટાયુ પક્ષી ક્રોધ કરીને અને સીતાને આશ્વાસન આપી રાવણનાં મુખને નખથી તોડવા લાગ્યો. ક્રોધ પામેલા રાવણે ખડ્ગ ખેંચી જટાયુને મારી નાંખ્યો, તેથી સીતા વિશેષ ભય પામી અને ભામંડલને સંભારવા લાગી. 'હે બંધુ ભામંડલ ! મારી જલદી રક્ષા કર ! રક્ષા કર ! ' આ શબ્દો આકાશમાં જતા ભામંડલના અનુચર રત્નજટી નામના વિદ્યાધરે સાંભળ્યા એટલે તે સીતાને જાણી ત્યાં દોડી આવ્યો. તેને પોતાની પાછળ આક્ષેપ કરતો આવતો જોઇને લંકાપતિ રાવણે પોતાની વિદ્યાથી તેની વિદ્યાઓ હરી લીધી. જેથી તે ભૂમિ ઉપર પડી ગયો. પછી રાવણ નિર્વિઘ્ને ગમન કરી પોતાનાં સ્થાને આવ્યો. અને તેની સ્ત્રી થવાને નહિં ઇચ્છતી તે સીતાને ખેચરીઓની સાથે દેવરમણ ઉદ્યાનમાં તેણે મૂકી.

અહીં લક્ષ્મણ રામને આવેલા જોઇ શત્રુઓને મૂકી દઇ કહેવા લાગ્યા; 'આર્ય ! સીતાને એકલા મૂકી અહીં કેમ આવ્યા ?' રામે કહ્યું; 'તમારો સિંહનાદ સાંભળીને આવ્યો છું.' લક્ષ્મણે કહ્યું; 'મેં સિંહનાદ કર્યો નથી, તેથી જરૂર કોઇએ આપણને છેતરી લીધા જણાય છે, માટે સત્વર પાછા જાવ અને સીતાની રક્ષા કરો; હું શત્રુઓને મારીને હમણાં જ આવું છું.' તત્કાલ રામ માર્ગમાં સ્ખલના પામતા શીઘ્રતાથી પાછા આવ્યા. નિવાસસ્થાને આવીને જોતા રામે જાનકીને દીઠાં નહીં એટલે તેઓ તત્કાળ મૂર્છા પામ્યા. વનના પવનથી ક્ષણ વારે સંજ્ઞા મેળવી અત્યંત રુદન કરવા લાગ્યા. પછી તેને શોધવા માટે આમતેમ ભમતા ભમતા જ્યાં જટાયુ મરવાની તૈયારીમાં હતો ત્યાં આવ્યા. અને તેને નવકારમંત્ર સંભળાવી સ્વર્ગે પહોંચાડ્યો. પછી લક્ષ્મણ ખર, ત્રિશિરા અને દૂષણને સુભટોની સાથે હણી વિરાધ મિત્રને લઇને પાછા વળ્યા. લક્ષ્મણ સ્વસ્થાને આવી કીકી વિનાના લોચનની જેમ, શુદ્ધિ વિનાના અને સીતા વગરના રામને જોઇ નેત્રમાંથી

અશ્રુજળને મૂકતા બોલ્યા, 'જ્યેષ્ઠબંધુ! હું તમારી આજ્ઞાથી શત્રુઓને જિતીને તમને નમવા માટે આવ્યો છું. આ શું છે? મારાં પૂજ્ય ભાભી ક્યાં છે?' એ સાંભળી રામ તેને આલિંગન કરીને બોલ્યા કે, 'સીતાનું હરણ થયું જણાય છે.' લક્ષ્મણે કહ્યું, 'ખરેખર આ (સીતાહરણ) માટે જ કપટી એવા તેનો સિંહનાદ થયો હતો. હે જ્યેષ્ઠબંધુ! હવે કાયરપણું છોડી દો. હું સીતાને સત્વર શોધી લાવીશ.' આ પ્રમાણે આશ્વાસન પામેલા રામ અનુજબંધુ સાથે ત્યાં ભમવા લાગ્યા. પછી વિરાધે પોતાના કેટલાક સેવકોને સીતાની શોધ માટે મોકલ્યા, પરંતુ સીતાને કોઈ ઠેકાણે નહીં જોતાં તેઓ ત્યાં પાછા આવ્યા. તેથી અનુજબંધુ સહિત રામ અને વિરાધ વિશેષ દુઃખી થયા. પછી બન્ને ભાઈ વિરાધ સહિત પાતાલલંકામાં ગયા, ત્યાં ખરના પુત્ર સુંદને હઠથી જિતી લઇ, તે રાજ્ય ઉપર વિરાધને બેસાર્યો.

આ બાજુ: એક વખતે સુગ્રીવ ક્રીડા કરવા ગયો હતો ત્યાં સાહસગતિ નામે ખેચર વિદ્યા સાધીને કિષ્કિંધા નગરીમાં આવ્યો. તે પ્રતારણી વિદ્યાથી સુગ્રીવના જેવો વેષ ધારણ કરી તારાની અભિલાષાથી કામાતુર થઇને અંતઃપુરમાં પેઠો. તેવામાં તો જે સત્ય સુગ્રીવ હતો તે પણ ત્યાં આવ્યો, એટલે દ્વારપાલોએ તેને અટકાવ્યો અને કહ્યું કે; 'સુગ્રીવ તો અંદર ગયેલા છે.' તે વખતે વાલિનો પુત્ર ચંદ્રરશ્મિ ત્યાં હાજર હતો. તેણે માતાની (અંતઃપુરની) રક્ષા કરવા માટે બંને સુગ્રીવોનું સરખાપણું જોઈને અંદર જઈ પેલા માયાવી સુગ્રીવને અંતઃપુરમાં જતાં રોકયો. પછી તે વાતની ખબર પડવાથી સાચા સુગ્રીવની પરાક્રમી વીરોની ચૌદ અક્ષૌહિણી સેના બંનેમાં કોણ સાચો છે તે નહીં સમજવાથી અડધી અડધી બંને સુગ્રીવમાં વહેંચાઇ ગઈ. મોટા યુદ્ધમાં વીરલોકોની સાથે યુદ્ધ કરતાં પેલા જાર સુગ્રીવથી સત્ય સુગ્રીવનાં અસ્ત્રો ક્ષીણ થઈ ગયાં. પછી નગરની બહાર રહી તે સાચો સુગ્રીવ પોતાનાં હૃદયમાં વિચાર કરવા લાગ્યો; 'અતુલબલ ધરનારો અને અક્ષત પરાક્રમવાળો વાલિ ખરેખર સુકૃતી થઇ ગયો કે જે દીક્ષા લઈ સુસંયમી થઈને પરમપદને પામી ગયો. તેના પુત્ર ચંદ્રરશ્મિને પણ ધન્ય છે કે, જે બલવાન વીરે અંતઃપુરમાં દુશ્મનને જતાં અટકાવ્યો, અમારા બન્નેના ભેદને નહિ જાણવાથી તે કોની રક્ષા કરે? અને કોને મારે? અત્યારે મારી સહાય કરનાર તો માત્ર એક ખર વિદ્યાધર હતો તેને પણ પરાક્રમી રામે મારી નાંખ્યો છે, માટે હવે તો વિરાધના ઉપકારી એ રામભદ્રનો જ હું આશ્રય કરું.' આવો વિચાર કરી તેણે પ્રથમ દૂત મોકલી વિરાધને પૂછાવીને તે અનુજબંધુ સહિત રહેલા શ્રી રામને શરણે આવ્યો અને હર્ષથી તેમને નમસ્કાર કર્યો. પછી દયાળુ રામ લક્ષ્મણને સાથે લઇ કિષ્કિંધા નગરીમાં આવ્યા. ત્યાં નગર બહાર રહી પેલા માયાવી સુગ્રીવને યુદ્ધ કરવા પરિવાર સહિત બોલાવ્યો. તે નગર બહાર આવ્યો એટલે બંને સુગ્રીવનું સાદૃશ્ય જોઇ રામ અનભિજ્ઞ થઇ ગયા. (સાચા ખોટાને ઓળખી શકયા નહીં) તેથી તે બન્નેનો ભેદ જાણવા માટે તેમણે વજ્રાવર્ત્ત ધનુષનો વ્યાઘાત

(ટંકાર) કર્યો. તેના નાદથી કપટી સુગ્રીવની વેષ પરાવર્ત્તિની વિદ્યા પલાયન કરી ગઇ. પછી રામે એક બાણથી કપટી સુગ્રીવને પ્રાણ રહિત કરી દીધો. સત્ય સુગ્રીવનો સર્વ પરિવાર એકઠો થયો એટલે રામે તેને તેનાં રાજ્ય ઉપર પુનઃ બેસાર્યો. તે સમયે અવસરને જાણનાર વિરાધ અને અગાધ બલવાળો ભામંડલ પરિવાર સાથે ત્યાં આવ્યા. જાંબુવાન, હનુમાન, નીલ, નિષધ, ચંદન, ગવાક્ષ, રથ અને ભંભ વગેરે બલવાન વીરોને સુગ્રીવે એકઠા કર્યા. પછી કપીશ્વર સુગ્રીવે સીતાને રાવણ હરી ગયો છે, એવા ખબર મેળવીને રામની આજ્ઞાથી તેની ખાત્રી કરવાને માટે તેણે મહાબલવાન અને વિનીત એવા હનુમાનને લંકા બાજુ મોકલ્યો.

નહિ ઇચ્છતી એવી પરસ્ત્રી સાથે ક્રીડા નહિ કરનારો રાવણ પણ પોતાની સ્ત્રીઓ દ્વારા હંમેશા સીતાને સમજાવતો હતો. બિભીષણાદિક સજ્જનોએ અને મંત્રીઓએ રાવણને સારી રીતે વારંવાર સમજાવ્યો, તો પણ તેણે જાનકીને છોડી નહીં; કારણ કે 'ભવિતવ્યતા કદિ પણ ફરતી નથી.'

હવે પવનંજયનો પુત્ર હનુમાન આકાશમાં ચાલતાં માહેંદ્ર પર્વત ઉપર આવ્યો. ત્યાં પોતાના માતામહ મહેંદ્રરાજાનું નગર જોઇ તે વિચાર કરવા લાગ્યો કે; 'આ મહેંદ્રે મારી નિરપરાધી માતાને કાઢી મૂકી હતી, તો તેને કાંઇ પણ મારું બલ બતાવું.' આવો વિચાર કરી હનુમાને ક્રોધથી સિંહનાદ કર્યો. તે સાંભળી મહેંદ્ર રાજાએ કોપથી નગર બહાર નીકળી યુદ્ધને માટે હનુમાનને બોલાવ્યો. ચિરકાલ યુદ્ધ કરીને પ્રાંતે મૂંઝવણ પામેલાં માતામહને નમસ્કાર કરી, પોતાનું સ્વરૂપ જણાવી, હનુમાન પોતાના સ્વામીનું કાર્ય કરવાની શીઘ્રતા હોવાથી ત્યાંથી નીકળ્યો. અનુક્રમે લંકાના પરિસર ભાગમાં આવી આશાળી વિદ્યાને હણી હનુમાને રણમાં આવેલા વજ્રમુખને માર્યો. પછી પવનકુમારે લંકાસુંદરીને પણ જીતી ગાંધર્વવિધિવડે તેની સાથે લગ્ન કર્યું. અને તે રાત્રિ તેની સાથે આનંદમાં નિર્ગમન કરી, પ્રાતઃકાળે તે બિભીષણને ઘેર આવ્યો. હનુમાનનાં વચનથી બિભીષણ રાવણને સમજાવવા ગયો અને હનુમાન ત્યાંથી આકાશમાર્ગે ઊડીને જ્યાં સીતા રહેલાં છે, તે રાક્ષસીઓથી વીંટાએલી, મલિન વસ્ત્રને ધરનારી, અને ક્ષુધાથી ગ્લાનિ પામેલી, સીતા, વનમાં આવ્યો. ત્યાં રામના નામનું રટણ કરતી જોવામાં આવી. તેને જોઇ હનુમાને ખરેખર વિશ્વપાવની સતી છે. આવી રૂપસંપત્તિવાળી સતીને માટે રામ ખેદ કરે છે, વિચાર્યું કે, 'સીતા તે ઉચિત જ છે.' પછી કપિરાજે ગુપ્ત રહી રામની આપેલી મુદ્રા સીતાના ઉત્સંગમાં નાંખી. તે મુદ્રિકા જોઇને સીતા હર્ષથી ઉચ્છ્વાસ પામ્યાં. સીતાને હર્ષ થયેલો જોઇ ત્રિજટા રાક્ષસીએ રાવણ પાસે જઇ તે વાર્ત્તા કહી, એટલે રાવણે દૂતકાર્યમાં પંડિત એવી પોતાની સ્ત્રી મંદોદરીને સીતા પાસે મોકલી. સીતાએ મંદોદરીનો તિરસ્કાર કર્યો, તે જોઇ પવનકુમાર શિંશપાના (શીશમ) વૃક્ષ ઉપરથી નીચે ઉતરી, સીતા પાસે આવી, તેમને પ્રણામ કરીને બોલ્યો; 'માતા ! દુષ્ટ રાવણનો અંત લાવનાર તમારા સ્વામી

રામ અનુજ બંધુ સાથે કુશળ છે. અને હું પવનંજય તથા અંજનાનો પુત્ર હનુમાન નામે તેમનો દૂત છું. તેઓ દંડકારણ્યમાં રહ્યા છે, તેમની આજ્ઞાથી હું અહિં આવ્યો છું.' તે સાંભલતાં જ સીતા ઘણાં ખુશી થયાં અને તેને આશિષ આપી. પછી હનુમાનના આગ્રહથી અને રામભદ્રના સમાચાર સાંભળવાના હર્ષથી એકવીશ દિવસે સીતાએ પારણું કર્યું. પછી સીતાની પાસેથી ચૂડામણિનું (મુકુટ) અભિજ્ઞાન (એંધાણી) લઇ મારૂતી ત્યાંથી ચાલ્યો અને દેવરમણ ઉદ્યાનનાં વૃક્ષો તેણે ભાંગી નાખ્યાં. તે સિવાય વનપાલકોને હણી રાવણના પુત્ર દક્ષકુમારને પણ મારી નાંખ્યો. પછી દશમુખના મુખ્ય પુત્ર ઇંદ્રજીત ત્યાં આવી, નાગપાશવડે હનુમાનને બાંધીને રાવણની પાસે લઇ ગયો.

ત્યારબાદ ત્યાં રાવણની સભામાં રાવણના દુષ્ટ વાક્યથી હનુમાને ક્રોધ કરી નાગપાશ તોડી રાવણના મુગટને ચરણના આઘાતથી ભાંગી નાંખ્યો. પછી તે કપિ લંકાનગરીને ભાંગી, ત્યાંથી વેગવડે આકાશમાં ઊડીને રામની પાસે આવ્યો. અને રામને નમસ્કાર કરીને સીતાનો ચૂડામણિ અર્પણ કર્યો. જાણે સાક્ષાત્ સીતા આવ્યાં હોય તેમ ધારી ચૂડામણિને આલિંગન કરીને રામે પ્રેમથી પવનકુમારની કુશળતા પૂછી. પછી રામની આજ્ઞાથી સુગ્રીવ વગેરે સર્વ કપિવીરોએ યુદ્ધરસમાં આદર કરી સંભ્રમથી પ્રયાણના વાજિંત્રો વગડાવ્યા. રામ લક્ષ્મણ સહિત સુગ્રીવ આદિ રાજાઓએ સર્વ વિદ્યાધરોનાં વિમાનોવડે આકાશને ઢંકાયેલું જોયું, અને આગળ જતાં રાવણના સેતુ અને સમુદ્ર નામે બે સુભટો લડવા આવ્યા. તેમને રામે શરૂઆતમાં સમુદ્રના આંગણામાં જ બાંધી લઇને રાવણની સીતા વિષેની આશાને છેદી નાંખી. પછી સુવેલ પર્વત પર રહેનારા સુવેલ નામના રાજાને જીત્યો. ત્યાર પછી લંકાની નજીકમાં રહેલી ઉપલંકા; તથા હંસદ્વીપમાં રહેનારા હંસરથ રાજાને રામે જિતી લીધો. જ્યારે રામચંદ્ર નજીક આવ્યા, ત્યારે લંકાનગરી ક્ષોભ પામી ગઈ. રાવણે ક્રોધથી રણનાં વાજિંત્રોને વગડાવ્યા. રામને આવેલા જાણી ડાહ્યો બિભીષણ કે જે અનુજ છતાં ગુણવડે શ્રેષ્ઠ હતો, તેણે રાવણ પાસે આવી પ્રણામ કરી કહ્યું; 'હે દેવ! તમે વિચાર્યા વગર પરસ્ત્રીનું હરણ કર્યું છે, તો હવે અભ્યાગતરૂપે આવેલા રામને તે સત્વર પાછી આપી દ્યો. માત્ર એક પરસ્ત્રીને માટે આ રાજ્યનો અને પાપના ભારથી પતન પામતા તમે પરલોક(સ્વર્ગ)નો પણ શા માટે નાશ કરો છો? કદિ આપણા સુભટ સમુદ્ર અને સેતુના બંધનથી તમને પ્રતીતિ ન થતી હોય તો રામના દૂત તરીકે આવેલા તેના એક સેવક હનુમાને જે કરી બતાવેલું છે, તેનું સ્મરણ કરો. જેને કોપ છતાં પણ ક્ષમા છે, બળવાન છતાં પણ નીતિ છે અને જે લઘુ છતાં પણ ઉદયવાળા છે એ રામ સદા વિજયી છે.' શત્રુની પ્રશંસાથી ક્રોધ પામેલા રાવણે બિભીષણને લંકામાંથી કાઢી મૂક્યો. એટલે તેણે આવીને વત્સલ એવા રામનું શરણ લીધું. બિભીષણની પછવાડે રાક્ષસો અને ખેચરોની ત્રીશ અક્ષોહિણી સેના નીકળી, તેને રામે પ્રીતિથી બોલાવી. પછી બિભીષણને લંકાનું રાજ્ય આપવાની કબુલાત આપીને સૈન્યથી પૃથ્વીને કંપાવતા રામે લંકાનગરીને વીંટી લીધી. તે સમયે રાવણના ક્રોડો બળવાન



સુભટો ભુજાસ્ફોટ કરતા કરતા નગરીની બહાર નીકળ્યા. શિલા, વૃક્ષ અને લોહના અસ્ત્રો પરસ્પર ફેંકવાવડે રામ અને રાવણના સૈનિકોની વચ્ચે ઘણા વખત સુધી દારુણ યુદ્ધ ચાલ્યું. બાણ અને પાષાણોના સંપર્કથી ઉઠેલો અગ્નિ વૃક્ષોને બાળતો થકો રણતીર્થે મૃત્યુ પામેલા વીરોના મૃતસંસ્કારને માટે થઈ પડ્યો. તે મોટી લડાઈમાં પરસ્પર જય મેળવવાની ઇચ્છાએ સુભટો અતિ ઉદ્ધત થવાથી જયલક્ષ્મી ડોલાયમાન થવા લાગી. જ્યારે વિજય થવામાં કાંઈક સંદેહ થયો ત્યારે રામે ભ્રકુટીની સંજ્ઞાથી પ્રેરેલા હનુમાન વગેરે સુભટો યુદ્ધ કરવાને માટે નજીક આવ્યા.. તેમનાથી રાક્ષસસૈન્યનો ભંગ થયો એટલે હસ્ત અને પ્રહસ્ત નામે બે વીરો રથમાં બેસી હાથમાં ધનુષ્ય લઈને યુદ્ધ કરવા માટે દોડતા આવ્યા. તેમને આવતા જોઈ નલ અને નીલ નામના બે મહાકપિ રામની સેનામાંથી નીકળી તેની સન્મુખ ઊભા રહ્યા. તેઓએ હસ્ત પ્રહસ્ત સાથે યુદ્ધ કરવા માંડયું. તેમના રથોના નિર્ઘોષને જાણે સહન કરી શકતી ન હોય તેમ પૃથ્વી શબ્દ કરતી ચોતરફથી ફાટવા લાગી. અનુક્રમે નલકપિએ હસ્તને અને નીલકપિએ પ્રહસ્તને મારી નાંખ્યો. તત્કાલ દેવતાઓએ આકાશમાંથી પુષ્પવૃષ્ટિ કરી. હસ્ત અને પ્રહસ્તનું મરણ થયું એટલે રાવણની સેનામાંથી મારીચ, સિંહજઘન, સ્વયંભૂ, સારણ, શુક, ચંદ્રાર્ક, ઊદ્દામ, બીભત્સ, કામાક્ષ, મકરજ્વર, ગંભીર, સિંહરથ અને બીજા કેટલાક રથી વીરો યુદ્ધ કરવા માટે સૈન્યની આગળ આવ્યા. તેમની સામે મદનાંકુર, સંતાપ, પ્રથિત, આક્રોશનંદન, દુરિત, અનઘ, પુષ્પાસ્ત્ર, વિઘ્ન અને પ્રીતિકર આદિ વાનરો યુદ્ધ કરવાને સજ્જ થયા, અને તેમની સાથે યુદ્ધ કરી તે રાક્ષસોને તેમણે મારી નાંખ્યા. તે સમયે સૂર્ય અસ્ત પામ્યો એટલે સર્વ સૈન્ય પોતપોતાના સ્થાનમાં ગયું. જ્યારે પ્રાતઃકાલ થયો ત્યારે રાવણની ભ્રકુટીએ પ્રેરાયેલા અનેક રાક્ષસ યોદ્ધાઓ રામની સેના સાથે યુદ્ધ કરવા આવ્યા. તે વખતે વીરરસવડે ઉદ્ભટ થઈ નટડીની જેમ હાથમાં રહેલી ખડ્ગલતાને નચાવતા રામના સુભટો તૈયાર થઈ ઊભા રહ્યા

આકાશને આચ્છાદન કરતા, શબ્દોથી દિશાઓને ગજાવતા, પગથી પૃથ્વીને ફાડતા, પર્વતોને પણ કંપાવતા, સમુદ્રને ઉદ્વેલ કરતા, વૃક્ષોને ભાંગતા અને ચારે તરફ ઊછળતા અને પડતા સુભટો પરસ્પરને મારવા લાગ્યા. પછી રાવણે હુંકારો કર્યો એટલે તેના પ્રેરેલા રાક્ષસોએ કાંઠે રહેલા વૃક્ષોને જળના કલ્લોલ ભગ્ન કરે તેમ વાનર સુભટોને ભગાડ્યા. પછી યુદ્ધ કરવાને ઉઠેલા સુગ્રીવને અટકાવી વીર હનુમાન કોપ કરી રાક્ષસોની સેનામાં પેઠો, તે વખતે માલી નામનો રાક્ષસ ધનુષ્યને હાથમાં લઈ મોટી ગર્જના કરતો ક્રોધવડે આક્ષેપ કરી હનુમાનની સાથે યુદ્ધ કરવાને આવ્યો. પરસ્પર અસ્ત્રોના સમૂહવડે અસ્ત્રોને તોડી નાંખતા તે બન્ને વીરો ક્રોધવડે પ્રલયકાળના બે સૂર્ય ઉદિત થયા હોય તેમ વિશ્વને દુઃપ્રેક્ષ્ય થઈ પડ્યા. જેટલામાં શ્રીશૈલે (હનુમાને) માલી રાક્ષસને પોતાની હાથચાલાકીથી અસ્ત્રરહિત કરી દીધો, તેવામાં વજ્રોદર નામે એક રાક્ષસ યુદ્ધ કરવા આવ્યો. તે વખતે ગર્જનાથી દિશાઓને બધિર કરતા પવનકુમારે, વરસતાં વાદળાંઓ પર્વતને જળવડે ઢાંકી દે તેમ બાણવડે તેને

ઢાંકી દીધો. તે વખતે ' અહો ! આ બન્ને વીરો પરસ્પર એક બીજાને બાધા કરી શકતા નથી તેથી સરખા છે. ' એવી લોકવાણીને નહીં સહન કરનારા પવનકુમારે તે વજ્રોદરને તત્કાળ મારી નાંખ્યો. વજ્રોદરના વધથી ક્રોધ પામી રાવણના પુત્ર જંબુમાલીએ તિરસ્કારથી હનુમાનને યુદ્ધ કરવા માટે બોલાવ્યો. તત્કાળ હનુમાન સન્મુખ આવ્યો. પછી વીર હનુમાને જંબુમાલીને રથ, ઘોડા અને સારથિ વગરનો કરી મૂકી જેમ લાકડીથી મૂર્ખને મારે તેમ મુદ્ગરથી તેનાં મસ્તક પર ઘા કર્યો. જંબુમાલી મૂર્છા પામ્યો એટલે મહોદર અને બીજા રાક્ષસવીરો હનુમાન ઉપર દોડ્યા આવ્યા. પવનકુમારે બાણવડે કોઈને મુખ પર, કોઈને ભુજાઓમાં, કોઈને હૃદયમાં અને કોઈને કુક્ષિમાં મારવા માંડ્યા. તે વખતે રાક્ષસસેનાનો ભંગ જોઈ તેને નહિં સહન કરનાર કુંભકર્ણ વિકરાળ મુખવાળો થઈ હાથમાં ત્રિશૂલ લઈને માર્ગનાં વૃક્ષોને ભાંગતો દોડી આવ્યો. તેણે ચારે બાજુ વાનરોનો નાશ કરવા માંડ્યો, તે જોઈ કુમુદ, અંગદ અને મહેંદ્રને સાથે લઈ સુગ્રીવ રાજા વેગથી દોડતો આવ્યો, અને ભામંડલ વગેરે વીરો પણ ઘણાં અસ્રોને વર્ષાવવા લાગ્યા. તેઓને કુંભકર્ણે મહાઉદ્ધત સ્વાપશસ્રથી ક્ષણવારમાં નિદ્રાધીન કરી દીધા. પછી સુગ્રીવે પ્રબોધિની વિદ્યાવડે પોતાના સૈન્યને જાગ્રત કરી ગદાવડે શત્રુના રથ અને ઘોડાઓને ભગ્ન કર્યાં. એટલે કુંભકર્ણે પણ રોષથી હાથમાં મુદ્ગર લઈને જીર્ણ ભાંડની પેઠે સુગ્રીવના રથને ચૂર્ણ કરી નાંખ્યો. સુગ્રીવે ફેંકેલી શિલાને તોડી નાખે તેવા મુદ્ગરના ઘાતથી વિદ્યુત્ શસ્રની પેઠે પીડા પામેલો કુંભકર્ણ પૃથ્વી પર પડ્યો. પોતાના ભ્રાતાને મૂર્છા પામેલો જોઈને ક્રોધ પામેલા રાવણને અટકાવી, ઈંદ્રજિત કપિસૈન્યમાં પેઠો. તેણે કપિસૈન્યને ઘણો ઉપદ્રવ પમાડ્યો. તે વખતે ગર્વ કરતા ઈંદ્રજિતને સુગ્રીવે ક્રોધથી યુદ્ધ કરવા બોલાવ્યો. અને તેના નાનાભાઈ મેઘવાહનને ભામંડલે બોલાવ્યો. તે ચારે મહાવીરો પરસ્પર આસ્ફાલન કરતા પૃથ્વી, સાગર, દિગ્ગજ અને પર્વતોને ક્ષોભ કરવા લાગ્યા. પ્રાંતે આયુધ ઉગામીને ક્રોધ પામેલા ઈંદ્રજિત અને મેઘવાહને કપીશ્વર સુગ્રીવ અને ભામંડલને નાગપાશથી બાંધી લીધા.

અહીં થોડીવારે સંજ્ઞા મેળવીને કુંભકર્ણે ગદાવડે હનુમાનને પ્રહાર કરી મૂર્છિત કરી દઈને પોતાની કાખમાં ઉપાડ્યો. તે સમયે અંગદ સુભટે કુંભકર્ણને યુદ્ધ કરવા બોલાવ્યો. તેની સાથે યુદ્ધ કરતાં તેની ભુજા ઊંચી થઈ એટલે તેમાંથી પવનકુમાર વેગવડે બહાર નીકળી ગયો. આ બાજુ બિભીષણ રામને નમી રથમાં બેસી નાગપાશવડે બંધાએલા ભામંડલને અને કપીશ્વર સુગ્રીવને છોડાવવા આવ્યો. ' આ બિભીષણ કાકા-પિતાસમાન હોવાથી તેમની સાથે યુદ્ધ કરવું યુક્ત નથી, ' એવું ધારી ઈંદ્રજીત અને મેઘવાહન રણમાંથી નાશી ગયા.

એવામાં પૂર્વે અંગીકાર કરેલા વરદાનવાળો ગરુડદેવ અવધિજ્ઞાનવડે રામના સ્મરણને જાણવાથી તત્કાળ ત્યાં આવ્યો. રામને સિંહનિનદા વિદ્યા, રથ, હળ અને મુશલ તથા

લક્ષ્મણને ગારૂડીવિદ્યા, રણમાં શત્રુઓનો નાશ કરનારી વિદ્યુદ્દદના ગદા અને બીજાં અસ્ત્રો આપી તે દેવ અંતર્ધાન થઈ ગયો. ગારૂડીવિદ્યાના યોગથી ગરૂડ જેનું વાહન થયેલ છે, એવા લક્ષ્મણને જોવાથી સુગ્રીવ અને ભામંડલના નાગપાશના સર્પો નાશી ગયા. તેથી રામના બધા સૈન્યમાં જયનાદ થયો અને રાક્ષસોનું સૈન્ય ગ્લાનિ પામ્યું. તે સમયે સૂર્ય પણ અસ્ત થઇ ગયો. પ્રાતઃકાલે રાક્ષસવીરોએ કપિસૈન્યને ભગ્ન કર્યું એટલે સુગ્રીવ પ્રમુખ વીરોએ આવીને નિશાચરોને નસાડી મૂક્યા. રાક્ષસસૈન્યનો ભંગ થવાથી ક્રોધ પામેલો રાવણ, ઇંદ્રજિત અને કુંભકર્ણ વગેરે મહાપરાક્રમી વીરોને લઇને પોતે યુદ્ધ કરવા આવ્યો. તે સમયે યુદ્ધ કરવાને તૈયાર થતા રામને અટકાવીને વિભીષણ રાવણની પાસે આવી પ્રીતિવડે તેને નિવારીને બોધ કરવા લાગ્યો; 'હે બંધુ! હજુ પણ મારું વચન માન્ય કરીને જાનકીને છોડી દે, કેમકે યમરાજની જેમ આ રામ તારા કુલનો અંત કરવા આવ્યા છે.' તે સાંભળી રાવણ બોલ્યો, 'હે વિભીષણ! વનમાં ફરતા એવા રામને આશરે ગયેલો તું વધ કરતા એવા મને તેનાથી કેમ બીવરાવે છે?' આ પ્રમાણે કહીને તેણે ધનુષ્યનું આસ્ફાલન કર્યું એટલે બન્ને વીરોએ શસ્ત્રોની વૃષ્ટિ કરતાં મોટું યુદ્ધ આરંભ્યું. તે વખતે રામ કુંભકર્ણની સાથે, લક્ષ્મણ ઇંદ્રજિતની સાથે, નીલ સિંહજઘનની સાથે, દુર્મદ ઘટોદરની સાથે, સ્વયંભૂ દુર્મતિની સાથે, નલ શંભુ સાથે, અંગદ મયની સાથે, સ્કંદ ચંદ્રનખની સાથે અને ચંદ્રોદરનો પુત્ર વિઘ્નની સાથે[1] એવી રીતે કપિઓ અને રાક્ષસોનું પરસ્પર યુદ્ધ ચાલતાં ઇંદ્રજિતે ક્રોધ કરી લક્ષ્મણની ઉપર તામસ નામે એક શસ્ત્ર મૂક્યું. તે અસ્ત્રને લક્ષ્મણે તપનાસ્ત્રવડે નિવારી દીધું. પછી ઇંદ્રજિતને નાગપાશથી બાંધી લક્ષ્મણે પોતાની છાવણીમાં મોકલી દીધો, રામે પણ કુંભકર્ણને નાગપાશથી બાંધી પોતાના સૈન્યમાં મોકલી દીધો અને બીજા રાક્ષસોને પણ રામના વીરોએ બાંધી લીધા. તે જોઇ રાવણે ક્રોધથી વિભીષણનો વધ કરવાને એક ત્રિશૂળ નાખ્યું, તેને લક્ષ્મણે બાણવડે વચમાંથી જ છેદી નાખ્યું. પછી રાવણે ધરણેંદ્રે આપેલી શક્તિ હાથમાં લીધી. અને ધગ્ધગ્ કરતી તે શક્તિને ક્રોધથી આકાશમાં તે ભમાડવા લાગ્યો તે વખતે લક્ષ્મણવીરે રામનો ભાવ જાણી સત્વર વિભીષણની આગળ આવી રાવણને અત્યંત આક્ષેપ કર્યો. રાવણે ગરુડ પર રહેલા લક્ષ્મણને જોઇને કોપથી રાતાં નેત્ર કરી તેની ઉપર કલ્પાંતકાળના વજ્ર જેવી અતિ કાંતિદાર તે શક્તિ મૂકી. શસ્ત્રોના સમૂહને પણ અવગણીને તે શક્તિ લક્ષ્મણની છાતી ઉપર પડી, તેથી લક્ષ્મણ તત્કાળ મૂર્છા પામ્યા, અને તેની છાવણીમાં સર્વત્ર શોક પ્રવર્ત્યો.

તે વખતે રામ મહાક્રોધયુક્ત થઈ પંચાનન રથ પર બેસી હાથીની સાથે સિંહની જેમ રાવણની સાથે યુદ્ધ કરવા આવ્યા. તેમણે પ્રથમ તો રાવણના પાંચ રથ ભાંગી નાંખ્યા,

---

૧ અહિં એક શ્લોક રહી ગયો લાગે છે? "ભામંડળ કેતુની સાથે, જંબુમાલી શ્રીદત્તની સાથે, હનુમાન કુંભની સાથે, સુગ્રીવ સુમાળની સાથે, કુંદ ધૂમની સાથે અને ચંદ્રરશ્મિ સારણ રાક્ષસની સાથે.

એટલે તેના વીર્યને નહિં સહન કરનાર રાવણ પોતાના નગરમાં ચાલ્યો ગયો. પછી સૂર્ય અસ્ત પામતાં રામ લક્ષ્મણની પાસે આવ્યા. અને તેની મૂર્છિત અવસ્થા જોઇ રામ પણ મૂર્છિત થયા. પછી સાવચેત થઈને રામે આ પ્રમાણે વિલાપ કરવા માંડયો; 'હે બંધુ લક્ષ્મણ! શત્રુઓના સમૂહને માર્યા વગર, મને જાનકી સોંપ્યા વગર, અને વિભીષણને પ્રતિજ્ઞાથી આપેલું લંકાનું રાજ્ય આપ્યા વગર અહિં આ એકલા રામને શત્રુઓથી વીંટાઈ રહેલા અને કુલવર્જિત ન મૂક અથવા હે વીર! તેમાં તારો દોષ નથી, મારો પોતાનો જ દોષ છે જેથી હું હજુ જીવું છું. હે સુગ્રીવ! આ મારું કાર્ય સાધ, હે હનુમાન! આગળ થા, હે ચંદ્રરશ્મિ! ઉત્સાહી થા, હે ભામંડલ! ઉદ્યમી થા. પરંતુ અહીં કોઈ મારું નથી કે જે આ મારા અનુજબંધુને સજ્જ કરે.' એવી રીતે રામ શૂન્યમને મૂર્છા પામીને વિલાપ કરવા લાગ્યા. તે વખતે વિભીષણ બોલ્યો; 'હે વિભુ! ધૈર્ય ધરો, કેમકે જે પુરુષ આ શક્તિથી હણાય છે, તે એક રાત્રિ સુધી જ જીવે છે, માટે તેમાં કાંઇ ઉદ્યમ કરો.' એટલે 'બહુ સારું.' એવું રામે કહ્યું, ત્યારબાદ સુગ્રીવ વગેરે વીરોએ વિદ્યાથી રામ અને લક્ષ્મણની આસપાસ ચાર દ્વારવાળા સાત કિલ્લા કર્યા. સ્વામીના દુઃખથી દુઃખી એવા સુગ્રીવ, અંગદ, ચંદ્રાંશુ અને ભામંડલ વગેરે ખેચરો તે કિલ્લાને વીંટાઇ રહ્યા. તે સમયે ભામંડલનો ભાનુ નામે એક મિત્ર કે જે વિદ્યાધરોમાં અગ્રણી હતો, તે ભક્તિવડે હિતેચ્છુ થઇને રામ પાસે આવી કહેવા લાગ્યો; 'અયોધ્યાનગરીથી બાર યોજન ઉપર દ્રોણરાજાથી રક્ષણ કરાતું કૌતુકમંગલ નામે એક મનોહર નગર છે. તે દ્રોણરાજા કૈકેયીના સહોદર બંધુ થાય છે. તેને વિશલ્યા નામે એક પુત્રી છે; તેનો કરસ્પર્શ થવાથી શરીરમાં ગમે તેવું શલ્ય હોય તે પણ નીકળી જાય છે; માટે હે વિભુ! સૂર્યના ઉદય પહેલાં તે વિશલ્યાને જો અહિં લવાય તો આ વીર લક્ષ્મણ સજ્જ થાય અને શત્રુઓને શલ્યસહિત કરે.' તેનું આવું વચન સાંભળી આનંદમાં આવેલા રામે તે જ વખતે અંગદ, ભામંડલ અને હનુમાનને ભરત પાસે જલ્દી જવાની આજ્ઞા કરી. તેઓ વિમાનમાં બેસી તત્કાળ અયોધ્યામાં આવ્યા અને ભરતને જગાડી સીતાના હરણ વગેરેનો સર્વ વૃત્તાંત તેને જણાવ્યો. સ્વામીના કાર્યમાં ઉદ્યમવાળા ભરતે તેઓની સાથે વિમાનમાં બેસી દ્રોણની પાસે આવી વિશલ્યાની માગણી કરી.

દ્રોણરાજાએ એક હજાર કન્યાઓ સહિત વિશલ્યાને આપી. પછી ભરતને અયોધ્યામાં મૂકી ભામંડલ તે કન્યાઓને લઇ રામની પાસે આવ્યો. દૂરથી આવતી વિશલ્યાની કાંતિથી સર્વે સૂર્યના ઉદયની શંકા કરવા લાગ્યા, તેમને હનુમાને પ્રથમ આવી કાર્ય જણાવીને નિઃશંક કર્યા. વિશલ્યાએ આવી લક્ષ્મણને કરસ્પર્શ કર્યો એટલે તેના શરીરમાંથી નીકળી આકાશમાર્ગે જતી તે શક્તિને હનુમાને ઠેકીને કરવડે ક્ષણવારમાં પકડી લીધી. દેવીરૂપ તે શક્તિ બોલી કે, 'હે વીર! હું તો સેવકરૂપ છું, માટે મારો કાંઇ દોષ નથી. આ વિશલ્યાના પૂર્વભવના તપવૈભવથી હું જાઉં છું માટે મને છોડી દ્યો.' પછી પ્રજ્ઞપ્તિવિદ્યાની બેન

લક્ષ્મણને ગારૂડીવિદ્યા, રણમાં શત્રુઓનો નાશ કરનારી વિદ્યુદ્દદના ગદા અને બીજાં અસ્રો આપી તે દેવ અંતર્ધાન થઈ ગયો. ગારૂડીવિદ્યાના યોગથી ગરૂડ જેનું વાહન થયેલ છે, એવા લક્ષ્મણને જોવાથી સુગ્રીવ અને ભામંડલના નાગપાશના સર્પો નાશી ગયા. તેથી રામના બધા સૈન્યમાં જયનાદ થયો અને રાક્ષસોનું સૈન્ય ગ્લાનિ પામ્યું. તે સમયે સૂર્ય પણ અસ્ત થઇ ગયો. પ્રાતઃકાલે રાક્ષસવીરોએ કપિસૈન્યને ભગ્ન કર્યું એટલે સુગ્રીવ પ્રમુખ વીરોએ આવીને નિશાચરોને નસાડી મૂકયા. રાક્ષસસૈન્યનો ભંગ થવાથી ક્રોધ પામેલો રાવણ, ઇંદ્રજિત અને કુંભકર્ણ વગેરે મહાપરાક્રમી વીરોને લઇને પોતે યુદ્ધ કરવા આવ્યો. તે સમયે યુદ્ધ કરવાને તૈયાર થતા રામને અટકાવીને વિભીષણ રાવણની પાસે આવી પ્રીતિવડે તેને નિવારીને બોધ કરવા લાગ્યો; 'હે બંધુ ! હજુ પણ મારું વચન માન્ય કરીને જાનકીને છોડી દે. કેમકે યમરાજની જેમ આ રામ તારા કુલનો અંત કરવા આવ્યા છે.' તે સાંભળી રાવણ બોલ્યો, 'હે વિભીષણ ! વનમાં ફરતા એવા રામને આશરે ગયેલો તું વધ કરતા એવા મને તેનાથી કેમ બીવરાવે છે ?' આ પ્રમાણે કહીને તેણે ધનુષ્યનું આસ્ફાલન કર્યું એટલે બન્ને વીરોએ શસ્રોની વૃષ્ટિ કરતાં મોટું યુદ્ધ આરંભ્યું. તે વખતે રામ કુંભકર્ણની સાથે, લક્ષ્મણ ઇંદ્રજિતની સાથે, નીલ સિંહજઘનની સાથે, દુર્મદ ઘટોદરની સાથે, સ્વયંભૂ દુર્મતિની સાથે, નલ શંભુ સાથે, અંગદ મયની સાથે, સ્કંદ ચંદ્રનખની સાથે અને ચંદ્રોદરનો પુત્ર વિઘ્નની સાથે[1] એવી રીતે કપિઓ અને રાક્ષસોનું પરસ્પર યુદ્ધ ચાલતાં ઇંદ્રજિતે ક્રોધ કરી લક્ષ્મણની ઉપર તામસ નામે એક શસ્ર મૂક્યું. તે અસ્રને લક્ષ્મણે તપનાસ્રવડે નિવારી દીધું. પછી ઇંદ્રજિતને નાગપાશથી બાંધી લક્ષ્મણે પોતાની છાવણીમાં મોકલી દીધો, રામે પણ કુંભકર્ણને નાગપાશથી બાંધી પોતાના સૈન્યમાં મોકલી દીધો અને બીજા રાક્ષસોને પણ રામના વીરોએ બાંધી લીધા. તે જોઇ રાવણે ક્રોધથી વિભીષણનો વધ કરવાને એક ત્રિશૂળ નાખ્યું, તેને લક્ષ્મણે બાણવડે વચમાંથી જ છેદી નાખ્યું. પછી રાવણે ધરણેંદ્રે આપેલી શક્તિ હાથમાં લીધી. અને ધગ્ધગ્ કરતી તે શક્તિને ક્રોધથી આકાશમાં તે ભમાડવા લાગ્યો તે વખતે લક્ષ્મણવીરે રામનો ભાવ જાણી સત્વર વિભીષણની આગળ આવી રાવણને અત્યંત આક્ષેપ કર્યો. રાવણે ગરુડ પર રહેલા લક્ષ્મણને જોઇને કોપથી રાતાં નેત્ર કરી તેની ઉપર કલ્પાંતકાળના વજ્ર જેવી અતિ કાંતિદાર તે શક્તિ મૂકી. શસ્રોના સમૂહને પણ અવગણીને તે શક્તિ લક્ષ્મણની છાતી ઉપર પડી, તેથી લક્ષ્મણ તત્કાળ મૂર્છા પામ્યા, અને તેની છાવણીમાં સર્વત્ર શોક પ્રવર્ત્યો.

તે વખતે રામ મહાક્રોધયુક્ત થઈ પંચાનન રથ પર બેસી હાથીની સાથે સિંહની જેમ રાવણની સાથે યુદ્ધ કરવા આવ્યા. તેમણે પ્રથમ તો રાવણના પાંચ રથ ભાંગી નાંખ્યા,

---

૧ અહિં એક શ્લોક રહી ગયો લાગે છે ? "ભામંડળ કેતુની સાથે, જંબુમાળી શ્રીદત્તની સાથે, હનુમાન કુંભની સાથે, સુગ્રીવ સુમાળની સાથે, કુંદ ધૂમ્રની સાથે અને ચંદ્રારશ્મિ સારણ રાક્ષસની સાથે.

કર્યો. વિભીષણને લંકાનું રાજ્ય આપી છ વર્ષ સુધી રામચંદ્રજી પોતાના પરિવાર સાથે ત્યાં રહ્યા. પછી પોતાની માતાને મળવાને તેઓ ઉત્કંઠિત થયા.

એ અરસામાં વિંધ્યાચળની ભૂમિમાં રહેલા ઇંદ્રજિત્ અને મેઘવાહન સિદ્ધિપદને પામ્યા. ત્યાં મેઘરથ નામે તીર્થ થયું. નર્મદાનદીમાં કુંભકર્ણ સિદ્ધિને પામ્યા, ત્યાં પૃથુરક્ષિત નામે તીર્થ થયું. પછી શુભ દિવસે રામ, સીતા અને લક્ષ્મણ સહિત સુગ્રીવાદિક વડે અનુસરાયેલા પુષ્પકવિમાનમાં બેસી, પૃથ્વી ઉપર સ્થાને સ્થાને અનેક આશ્ચર્યોને જોતાં જોતાં અનુક્રમે ઊંચી કરેલી અનેક ધ્વજાઓથી શોભિત એવા ' અયોધ્યાપુરની પાસે આવ્યા. એ ખબર સાંભળીને ભરતે ગજેંદ્ર ઉપર બેસી શત્રુઘ્નબંધુને સાથે લઇ મોટા ઉત્સવપૂર્વક સામા આવીને રામના ચરણમાં નમસ્કાર કર્યો. રામ અને લક્ષ્મણે વિનયથી બંધુઓને આલિંગન કર્યું. પછી વૃદ્ધ સ્ત્રીઓએ વધાવેલા તેઓએ હર્ષથી અયોધ્યાનગરીમાં પ્રવેશ કર્યો. પ્રથમ બન્ને ભાઈઓ આનંદથી અપરાજિતા ' ( કૌશલ્યા ) પ્રમુખ સર્વ માતૃવર્ગને પગે લાગ્યા. ભરત થાપણની જેમ રામને અયોધ્યાનું રાજ્ય અર્પણ કરી પોતે ભક્તિથી મોહિત થઇ દાસની જેમ વર્ત્તવા લાગ્યા.

એકદા ભરતે દેશભૂષણ નામના મુનિની પાસે પોતાનો પૂર્વભવ સાંભળીને ભાવથી દીક્ષા લીધી. પછી ગુરુના મુખથી શ્રી શત્રુંજયગિરિનો મહિમા સાંભળી એક હજાર મુનિની સાથે ભરતમુનિ યત્નપૂર્વક તે તીર્થ તરફ ચાલ્યા. અનુક્રમે સિદ્ધાચલતીર્થે આવી શ્રી વૃષભપ્રભુને નમી તેમના પ્રભાવનું હૃદયમાં સ્મરણ કરતા ધ્યાનમાં ત્યાં સ્થિત થયા. પ્રાંતે સર્વ કર્મોને ખપાવી, કેવળજ્ઞાન પામી, ભરતઋષિ હજાર મુનિઓની સાથે તે જ સ્થળે અવ્યયપદ( મોક્ષ )ને પ્રાપ્ત થયા.

રામે અને લક્ષ્મણે તે સ્થળે આવી યાત્રા, ઉદ્ધાર તથા ધ્વજાદિક પુણ્યકૃત્ય કરી વારંવાર તે મહાતીર્થના મહિમાને પ્રસિદ્ધ કર્યો.

અન્યદા સીતાએ પોતાના ઉપર આવેલા અપવાદને અગ્નિનું જળ થઈ જવાના દિવ્યવડે દૂર કર્યો. અને પછી તે વ્રત લઇ તપસ્યા આચરીને અચ્યુતેંદ્ર થયા. શ્રીશૈલ ( હનુમાન ) પણ પોતાનું રાજ્ય પુત્રને આપી વૈરાગ્યથી દીક્ષા લઈ તેને ચિરકાલ પાળીને મોક્ષે ગયા. એકદા ભ્રાતૃસ્નેહની પરીક્ષા કરવા માટે બે દેવોએ આવી લક્ષ્મણને રામનાં મરણની વાર્ત્તા કહી. તેના શોકશલ્યથી લક્ષ્મણ તત્કાળ મૃત્યુ પામી ગયા. તે ખબર સાંભળી રામના પુત્ર લવણ અને અંકુશ વૈરાગ્યથી દીક્ષા લઇ અનુક્રમે શિવસંપત્તિને પ્રાપ્ત થયા. જટાયુદેવે કરેલા પ્રતિબોધથી લક્ષ્મણનાં મૃતકર્મને કરી રામે અનંગદેવને રાજ્ય આપ્યું. અને પોતે શત્રુઘ્ન, સુગ્રીવ તથા વિભીષણ પ્રમુખ સોળ હજાર રાજાઓની સાથે દીક્ષા લીધી. વિવિધ અભિગ્રહને કરનારા રામમુનિ સર્વ ઠેકાણે વિહાર કરતા કરતા કોટિશિલાએ આવ્યા. ત્યાં ધ્યાન ધરવાવડે તેઓ કેવળજ્ઞાન પામ્યા. પછી પુંડરીકગિરિ પ્રમુખ તીર્થોમાં વિહાર કરી, તે તીર્થોનો પ્રભાવ વિસ્તારી, પંદર હજાર વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી શ્રી રામ મોક્ષે ગયા.

એ શક્તિને હનુમાને છોડી દીધી એટલે જાણે પોતાના અપરાધથી ભય પામતી હોય તેમ તે ઊછળીને આકાશમાં જતી રહી. પછી વિશલ્યાનાં સ્નાનજળવડે સિંચન થયેલા લક્ષ્મણ, શરીરના વ્રણ સર્વ રૂઝાઇ ગયા એટલે જાણે સૂઇને ઉઠ્યા હોય, તેમ તત્કાળ બેઠા થયા. રામે લક્ષ્મણને આલિંગન કરીને બનેલું સર્વ વૃત્તાંત જણાવ્યું અને એક હજાર કન્યાસહિત વિશલ્યાને તેની સાથે પરણાવી. તેના સ્નાનજલથી બીજા સુભટોના પણ ઘા રૂઝાઇ ગયા. પછી સર્વેએ મળી વિદ્યાધરોની સાથે હર્ષથી મોટો ઉત્સવ કર્યો.

લક્ષ્મણ જીવ્યાના ખબર ચરપુરુષ પાસેથી સાંભળી રાવણે પોતાના હૃદયમાં બહુરૂપા-વિદ્યાના બળનો સારી રીતે નિર્ણય કર્યો. અને તેનો ઉપયોગ કરવાનો તેણે નિશ્ચય કર્યો. પછી સોળમા તીર્થંકર શ્રી શાંતિનાથની અષ્ટપ્રકારી પૂજા કરીને અચળ રાવણે તે વિદ્યા સાધવાનો આરંભ કર્યો. મંદોદરીની આજ્ઞાથી આઠ દિવસ સુધી લંકાના સર્વ લોકો જૈનધર્મમાં જ તત્પર થયા. આઠમે દિવસે રાવણે વિદ્યા સિદ્ધ કરી. પછી પ્રાતઃકાલે મહાઉદ્ભટ રાક્ષસોનાં સૈન્યસહિત ઉત્કંઠિત થઇને તે રણભૂમિમાં આવ્યો. તે વખતે કોડો સુભટોના અંગ પડવાથી જેમાં રથોને સ્ખલના થાય છે, તેવું દારુણ યુદ્ધ ફરી વાર બન્ને સૈન્યોની વચ્ચે પ્રવર્ત્યું. મહાબળવાન લક્ષ્મણ બીજા સર્વ રાક્ષસોને છોડી દઇ સતત રાવણને બાણોવડે વિશેષ તાડના કરવા લાગ્યા. તેથી આકુલવ્યાકુલ થયેલા રાવણે બહુરૂપી વિદ્યાથી ક્ષણવારમાં પોતાનાં ઘણાં ભયંકર રૂપો વિકુર્વ્યાં. ભૂમિ પર, આકાશમાં, પાછળ, આગળ અને સર્વ બાજુએ વિવિધ આયુધોને વર્ષાવતા ઘણા રાવણો લક્ષ્મણના જોવામાં આવ્યા. તે વખતે એક છતાં પણ જાણે અનેક હોય તેમ લક્ષ્મણ ગરુડપર બેસી અર્ણપદને મેઘની જેમ બાણધારાથી તે બહુરૂપી રાવણને મારવા લાગ્યો. બાણોથી વિધુર થયેલા રાવણે ચક્રનું સ્મરણ કર્યું એટલે અર્ધચક્રી (પ્રતિ-વાસુદેવ)ના જીવની જેમ પ્રજ્વલિત થતું તે ચક્ર ત્યાં આવીને હાજર થયું. ક્રોધથી રાતા નેત્રવાળા રાવણે તેને ભમાવીને લક્ષ્મણ ઉપર મૂક્યું. પણ તે પ્રદક્ષિણા કરીને લક્ષ્મણના હાથમાં આવ્યું. પછી ઇંદ્ર જેમ વજ્રને પર્વત ઉપર મારે તેમ લક્ષ્મણે તે ચક્ર રાવણના વક્ષસ્થલમાં માર્યું. ચક્રના ઘાતથી તત્કાલ જ્યેષ્ઠમાસની કૃષ્ણ એકાદશીને દિવસે પાછલે પહોરે મૃત્યુ પામીને રાવણ ચોથી નરકમાં ગયો. તે વખતે જયજયકાર બોલતા દેવતા-ઓએ પ્રીતિથી નારાયણની ઉપર પુષ્પવૃષ્ટિ કરી. બિભીષણે અભયવડે 'કઇ દિશામાં નાશી જવું' એવા સંભ્રમમાં પડેલા રાક્ષસોને પ્રીતિવડે સ્વસ્થ કર્યા. ખરેખર 'સર્વ લોકો સ્વજાતિને માટે પ્રતિપન્ન કરેલા કાર્યમાં સ્થિર રહે છે.'

પછી રામે મુક્ત કરેલા કુંભકર્ણ, ઇંદ્રજિત અને મેઘવાહન વગેરે નિશાચરોએ જઇને રાવણનું પ્રેતકર્મ કર્યું, ખરેખર અને કુંભકર્ણ, ઇંદ્રજિત, મેઘવાહન તથા મંદોદરીએ અપ્રમેયબલ નામના મુનિની પાસે વૈરાગ્યવાસિત બની દીક્ષાને અંગીકાર કરી. આ બાજુ રામે નિષ્કંટક રીતે લઇ વિભીષણે બનાવેલા માર્ગે ઉત્સવસહિત લંકાનગરીમાં પ્રવેશ

કર્યો. વિભીષણને લંકાનું રાજ્ય આપી છ વર્ષ સુધી રામચંદ્રજી પોતાના પરિવાર સાથે ત્યાં રહ્યા. પછી પોતાની માતાને મળવાને તેઓ ઉત્કંઠિત થયા.

એ અરસામાં વિંધ્યાચળની ભૂમિમાં રહેલા ઇંદ્રજિત્ અને મેઘવાહન સિદ્ધિપદને પામ્યા, ત્યાં મેઘરથ નામે તીર્થ થયું. નર્મદાનદીમાં કુંભકર્ણ સિદ્ધિને પામ્યા, ત્યાં પૃથુરક્ષિત નામે તીર્થ થયું. પછી શુભ દિવસે રામ, સીતા અને લક્ષ્મણ સહિત સુગ્રીવાદિક વડે અનુસરાયેલા પુષ્પકવિમાનમાં બેસી, પૃથ્વી ઉપર સ્થાને સ્થાને અનેક આશ્ચર્યોને જોતાં જોતાં અનુક્રમે ઊંચી કરેલી અનેક ધ્વજાઓથી શોભિત એવા ' અયોધ્યાપુરની પાસે આવ્યા. એ ખબર સાંભળીને ભરતે ગજેંદ્ર ઉપર બેસી શત્રુઘ્નબંધુને સાથે લઇ મોટા ઉત્સવપૂર્વક સામા આવીને રામના ચરણમાં નમસ્કાર કર્યો. રામ અને લક્ષ્મણે વિનયથી બંધુઓને આલિંગન કર્યું. પછી વૃદ્ધ સ્ત્રીઓએ વધાવેલા તેઓએ હર્ષથી અયોધ્યાનગરીમાં પ્રવેશ કર્યો. પ્રથમ બન્ને ભાઈઓ આનંદથી અપરાજિતા ' ( કૌશલ્યા ) પ્રમુખ સર્વ માતૃવર્ગને પગે લાગ્યા. ભરત થાપણની જેમ રામને અયોધ્યાનું રાજ્ય અર્પણ કરી પોતે ભક્તિથી મોહિત થઇ દાસની જેમ વર્ત્તવા લાગ્યા.

એકદા ભરતે દેશભૂષણ નામના મુનિની પાસે પોતાનો પૂર્વભવ સાંભળીને ભાવથી દીક્ષા લીધી. પછી ગુરુના મુખથી શ્રી શત્રુંજયગિરિનો મહિમા સાંભળી એક હજાર મુનિની સાથે ભરતમુનિ યત્નપૂર્વક તે તીર્થ તરફ ચાલ્યા. અનુક્રમે સિદ્ધાચલતીર્થે આવી શ્રી વૃષભપ્રભુને નમી તેમના પ્રભાવનું હૃદયમાં સ્મરણ કરતા ધ્યાનમાં ત્યાં સ્થિત થયા. પ્રાંતે સર્વ કર્મોને ખપાવી, કેવળજ્ઞાન પામી, ભરતઋષિ હજાર મુનિઓની સાથે તે જ સ્થળે અવ્યયપદ( મોક્ષ )ને પ્રાપ્ત થયા.

રામે અને લક્ષ્મણે તે સ્થળે આવી યાત્રા, ઉદ્ધાર તથા ધ્વજાદિક પુણ્યકૃત્ય કરી વારંવાર તે મહાતીર્થના મહિમાને પ્રસિદ્ધ કર્યો.

અન્યદા સીતાએ પોતાના ઉપર આવેલા અપવાદને અગ્નિનું જળ થઈ જવાના દિવ્યવડે દૂર કર્યો. અને પછી તે વ્રત લઇ તપસ્યા આચરીને અચ્યુતેંદ્ર થયા. શ્રીશૈલ ( હનુમાન ) પણ પોતાનું રાજ્ય પુત્રને આપી વૈરાગ્યથી દીક્ષા લઈ તેને ચિરકાલ પાળીને મોક્ષે ગયા. એકદા ભ્રાતૃસ્નેહની પરીક્ષા કરવા માટે બે દેવોએ આવી લક્ષ્મણને રામનાં મરણની વાર્ત્તા કહી. તેના શોકશલ્યથી લક્ષ્મણ તત્કાળ મૃત્યુ પામી ગયા. તે ખબર સાંભળી રામના પુત્ર લવણ અને અંકુશ વૈરાગ્યથી દીક્ષા લઇ અનુક્રમે શિવસંપત્તિને પ્રાપ્ત થયા. જટાયુદેવે કરેલા પ્રતિબોધથી લક્ષ્મણનાં મૃતકર્મને કરી રામે અનંગદેવને રાજ્ય આપ્યું. અને પોતે શત્રુઘ્ન, સુગ્રીવ તથા વિભીષણ પ્રમુખ સોળ હજાર રાજાઓની સાથે દીક્ષા લીધી. વિવિધ અભિગ્રહને કરનારા રામમુનિ સર્વ ઠેકાણે વિહાર કરતા કરતા કોટિશિલાએ આવ્યા. ત્યાં ધ્યાન ધરવાવડે તેઓ કેવળજ્ઞાન પામ્યા. પછી પુંડરીકગિરિ પ્રમુખ તીર્થોમાં વિહાર કરી, તે તીર્થોનો પ્રભાવ વિસ્તારી, પંદર હજાર વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી શ્રી રામ મોક્ષે ગયા.

તે કાલે શ્રી ભરતાદિ અનેક રાજાઓ શત્રુંજયગિરિ ઉપર મોક્ષે ગયા, તેથી એ તીર્થ બાધારહિતપણે મુક્તિનું કારણ અને અધિક સેવવા યોગ્ય છે. એવી રીતે આનંદકારી તીર્થના મહિમાથી પવિત્ર પુણ્યના પૂંજવાળી વાણીરૂપ જલ કે જે શંખના જેવી ઉજ્જવલ કીર્ત્તિને આપનારું છે, તેને પુષ્કરાવર્ત્ત મેઘની જેમ શ્રી વીરપ્રભુ ભવ્યજનરૂપી ક્ષેત્રમાં વરસાવીને પછી તેના અંકુરો ઉત્પન્ન થવા દેવા માટે મૌનપણે રહ્યા.

[ એ પ્રમાણે આચાર્યશ્રી ધનેશ્વરસૂરિરચિત શ્રી શત્રુંજય માહાત્મ્ય
ગૂર્જરાનુવાદમાં શ્રી રામચંદ્ર, લક્ષ્મણ, ભરત આદિનાં
વર્ણનરૂપ નવમો સર્ગ પૂર્ણ થયો. ]

[ શત્રુંજય માહાત્મ્યનો પ્રથમ ખંડ પૂર્ણ થયો. ]



# દ્વિતીય ખંડ.

## [ શ્રી ગિરનાર મહાતીર્થ માહાત્મ્ય ]

## દશમો સર્ગ:

શ્રી ગિરિનાર પર્વતના શિખર ઉપર શ્રી નેમિનાથ જિનેશ્વરને નમસ્કાર કરી જે ભવ્ય જીવો પોતાનાં પાપને ધોઇ નાખે છે. તેથી ધારણ કર્યો છે હર્ષ જેણે એવા તેઓને ધન્ય છે.

સર્વજ્ઞ, સર્વદર્શી, સર્વસુખકારી, સર્વસંતાપહારી, સર્વેશ્વરોને પૂજ્ય, મહાગુણવાન, કર્મ-સાક્ષી જેવા, ભાસ્વાન્ ( સૂર્ય ), સોમ ( ચંદ્ર ) રૂપ, કામદેવના વૈરી, નરકને મથન કરનાર, યોગીઓને ધ્યાન કરવા યોગ્ય મૂર્તિવાળા, અનંત, અવ્યક્તરૂપી, અને મૃત્યુરહિત એવા શ્રી વીત-રાગ ભગવાન્ સર્વનું રક્ષણ કરો.

હવે ઈંદ્રે શ્રીમહાવીર પ્રભુને પ્રણામ કરીને મહાભક્તિપૂર્વક આ પ્રમાણે વિજ્ઞપ્તિ કરી કે; ' હે સ્વામી ! અમારો ઉદ્ધાર કરવાને માટે શત્રુંજયગિરિના મુખ્ય શિખર સંબંધી વિસ્તારવાળી જે કથા કહી, તેથી હું પવિત્ર થયો છું. તે સિવાય એ ગિરિના એકસો ને આઠ શિખરો છે, તેમાં આપે એકવીશ શિખરો ઉત્તમ કહ્યા છે, હે પ્રભુ ! તે એકવીશ શિખરોમાં પણ જે શિખરનો મહિમા અધિક હોય, તે મહિમા સર્વ પ્રાણીઓને પવિત્ર કરવાને માટે હું સાંભળવાને ઈચ્છું છું. હે જગતના સ્વામી ! જે સાંભળવાથી સર્વ પાપનો ક્ષય થાય, તેવો મહિમા આપ પ્રસન્ન થઇને કહો. ' ઈંદ્રનાં આવાં વચન સાંભળી ત્રણ જગતના સ્વામી શ્રી મહાવીર પ્રભુએ સર્વ પ્રાણીઓની દયા માટે આ પ્રમાણે કહેવાનો આરંભ કર્યો,—

### શ્રી ગિરનાર મહાતીર્થ માહાત્મ્ય વર્ણન.

હે ઇંદ્ર ! સાંભળ, આ સિદ્ધગિરિનું પાંચમું શિખર રૈવતગિરિ( ગિરનાર ) છે, તે પાંચમા જ્ઞાન( કેવળજ્ઞાન )ને આપવાવાળું છે. સર્વ રાજાઓએ સેવવા યોગ્ય, સર્વ પર્વતોનો પતિ અને આશ્રિતજનોના દુઃખનો હરનાર એ રૈવતગિરિ જયવંત વર્ત્તે છે. એ ગિરિ અનેક અજ્ઞાનરૂપ અંધકારના સમૂહને તિરસ્કાર કરવામાં સૂર્યરૂપ છે, જગતના પાપને દૂર કરનાર છે અને લક્ષ્મીના [1]ઉલ્લાસવડે તેજસ્વી છે. ત્યાં ભક્તિવડે ઉચિત દાન કે અનુકંપા દાન વગેરે આપ્યાં હોય તો તે આલોક અને પરલોકમાં હિતકારક એવાં સર્વે સુખો આપે છે, અને તેના પ્રકાશિત પુણ્યનાં કિરણોથી ક્ષણવારમાં માખણની જેમ ભવભ્રમણથી

[1] દોષાકર—ચંદ્ર કહેવાય છે પણ એ ગિરિ દોષના આકર-ખાણરૂપ નથી. અને સૂર્ય કમલનો ઉલ્લાસ કરે છે, તેમ એ ગિરિ કમલા-લક્ષ્મીનો ઉલ્લાસ કરે છે.

ઉત્પન્ન થયેલો પાપપિંડ પણ ગળી જાય છે. જેઓએ વારંવાર સુકૃત કર્યાં હોય તેવા કૃતાર્થ પ્રાણીઓ જ સર્વ દેવતામય આ ગિરિરાજને દૃષ્ટિવડે દેખે છે. સર્વદા સર્વદાયક એવો એ ગિરિ જાણે સર્વ પર્વતોનો રાજા હોય તેમ જણાવવાને ચમરી ગાયો ચામરથી સર્વકાલ તેને વીંજ્યા કરે છે. જે ગિરિમાં પ્રાણીઓને આપત્તિનો[1] લેશ-આપલ્લવો ફક્ત વૃક્ષોમાં જ હતો, અંધકાર ગુફાઓમાં જ હતો, ( પાણી ) જડતા સરોવરમાં જ હતી, ખરાબ વર્ણ દુર્વર્ણ ધાતુઓમાં જ હતો, દ્વિજિહ્વપણું ( પક્ષે પિશુનપણું ) સર્પમાં જ હતું, કુમુદાકર ( પોયણાનો સમૂહ, પક્ષે કુ-નઠારો હર્ષ. ) જલ( પક્ષે જલ )માં જ હતો, કઠિનતા પાષાણોમાં જ હતી, ઉગ્રપણું તપસ્યામાં હતું, ચપળતા લતાઓમાં જ હતી, પક્ષ ( પક્ષપાત-પાંખો ) પક્ષીઓમાં જ હતો, પ્રદોષ ( સાયંકાલ, પક્ષે ઉત્કૃષ્ટ દોષ, ) રાત્રિના મુખમાં જ હતો અને ભય પાપમાં જ હતો. જે ગિરિમાં આહાર છોડી, શુભ આચાર પાળી, કામદેવને જીતનારા અને મનને હરનારા મુનિઓ અને દેવતાઓ નિત્ય શ્રી નેમિનાથ પ્રભુને નમે છે; જ્યાં કોઈ જગ્યાએ અપરિમિત ધ્યાનવડે માનને ગ્લાનિ કરતા અને જ્ઞાનના ઉદયથી શોભતા એવા મુનિઓ નિત્ય મહાન અર્હંત પ્રભુનાં તેજનું ધ્યાન કરે છે; પવનનો પવિત્ર આહાર કરતા અને વિષમમાર્ગે ચાલતા એવા યોગીઓ જ્યાં અર્હંતપદની ઉપાસના કરતા કોઇ ઠેકાણે દૃષ્ટિએ પડે છે; અપ્સરાઓના ગણ, ગંધર્વો, સિદ્ધપુરુષો, વિદ્યાધરો અને નાગકુમારો નિર્મલ હૃદયથી જ્યાં સદા શ્રી નેમિનાથ પ્રભુની સેવા કરે છે; જે પવિત્ર પર્વત ઉપર માર્જાર અને મૂષક, સિંહ અને હાથી, સર્પ અને મયૂર; પરસ્પરના જાતિવૈરને શાંત કરીને રહેલા છે; જ્યાં મણીઓની કાંતિવડે જ સૂર્ય ચંદ્ર વિના પણ પ્રકાશના સંચારવાળા સર્વ પ્રદેશો છે. જ્યાં સર્વ ગ્રહો નજીક ઉદયના મિષથી શ્રી નેમિનાથ પ્રભુની આરાધના કરવા માટે હંમેશા ભ્રમણ કરે છે. જ્યાં વસંતાદિ છએ ઋતુઓ શ્રી નેમિનાથ પ્રભુને નમવાને માટે એક એકની સ્પર્ધા કરતી હોય, તેમ આકુલતાથી પોતાનો ક્રમ છોડી સદૈવ પ્રવર્તે છે, ચંદ્રકિરણોના સ્પર્શથી ઝરતા ચંદ્રકાંત મણિના જલવડે મનોહર દ્રહોને ઉલ્લાસતી નદીઓ જ્યાં શોભે છે; સૂર્યનાં કિરણોવડે પ્રકાશિત સૂર્યકાંત મણિમાંથી ઉત્પન્ન થયેલા અગ્નિવડે જ્યાં પ્રાણીઓ ગાઢ કર્મરૂપ ઇંધણાઓને જાણે બાળી નાખે છે. પોલા વાંસના વાદ્યથી, કિંનરીઓના ગીતથી અને ઝરણાંના ઝંકારથી પોતાની મેળે ઉત્પન્ન થયેલું ત્રણ પ્રકારનું સંગીત હંમેશાં જેની સેવા કરે છે; જેની ચોતરફ ચારે દિશાઓમા ચાર ગતિરૂપ ભવદુઃખથી રક્ષા કરવામાં ચતુર એવા પર્વતો શોભી રહ્યા છે; જેની ચારે દિશાઓમાં ઉલ્લાસ પામતા સ્વચ્છ જલવડે પાપરૂપ મોટી આપત્તિને છેદનારી ચાર મહાનદીઓ રહેલી છે; જ્યા હાથીપગલાં વગેરે પવિત્ર કુંડો દેવતાઓએ અમરપણા માટે જાણે અમૃતથી ભરેલા હોય તેવા પરિપૂર્ણ શોભે છે; પોતાની પાસે યાચનાર પ્રાણીઓનાં દુઃખને હણવાને અને મોક્ષદાનનો અભ્યાસ કરવા

---

૧ આપત્ત-વિપત્તિનો લવ-ભાગ-એવો પદશ્લેષ કરવા વિપત્તિનો ભાગ કોઈ પ્રાણીઓમા હતો નહી, બીજો અર્થ. વૃક્ષોમા જ આપલ્લવ-ચારે બાજુ પલ્લવો હતા.

માટે હોય તેમ કલ્પવૃક્ષો જ્યાં પોતે આવીને નિવાસ કરી રહેલા છે; સુવર્ણસિદ્ધિ કરનારી અને સર્વ ઇચ્છિતફલને આપનારી પણ પુણ્યહીન પ્રાણીઓને નહીં દેખાતી રસકૂપિકા જ્યાં રહેલી છે; જ્યાં પવિત્ર જળના ભ્રમવડે સરોવરો, પ્રાણીઓનાં મોટાં પાપકર્મોને ક્ષણમાં ક્ષય કરે છે અને સુખનાં સ્થાનોને આપે છે; જ્યાં કમલોનાં ઉદયના મિષથી કમલા–લક્ષ્મીનો ઉદય કરનારા મનોહર જલના દ્રહો કમલોના વિકાશથી અતિહર્ષ આપે છે; જ્યાંના દ્રહો રાજહંસ–પદ માટે ઉપાસવા યોગ્ય છે, રાજહંસપદ( સિદ્ધિપદ )ને આપનારા છે અને તેઓમાં રાજહંસપદની પ્રાપ્તિ કરનાર કુમુદ ( કમળો ) વિકાશી રહેલા છે–એવો એ સિદ્ધગિરિના શિખર ઉપર રૈવતગિરિ સ્મરણ કરવાથી સુખ આપે છે. દર્શનથી કષ્ટ હરે છે અને સ્પર્શ કરવાથી ઇષ્ટવસ્તુને આપે છે. શ્રીમાન્ નેમિનાથ પ્રભુ બીજા પર્વતોને છોડી, જેનો સર્વદા આશ્રય કરીને રહેલા છે, તે રૈવતગિરિનું વિશેષ શું વર્ણન કરવું ? અર્થાત્ તેના મહિમાનું વર્ણન કરવું અશકય છે. જેવી રીતે શત્રુંજય પર દાન આપવાથી અને તપશ્ચર્યા કરવાથી સુખની પ્રાપ્તિ થાય છે, તેવી રીતે અહિં પણ તે કરવાથી સુખની પ્રાપ્તિ થાય છે. સમુદ્રની રેતીના રજકણની સંખ્યા કરવાને સમર્થ એવી બૃહસ્પતિની જિહ્વા પણ જેના લોકોત્તર ગુણગ્રામને કહેવા સમર્થ નથી. હે ઇંદ્ર ! સર્વ પર્વતોના રાજા આ રૈવતગિરિનું કષ્ટહારી, સર્વકર્મવિદારી, અને આશ્ચર્યકારી એવું પવિત્ર ચરિત્ર તું સાંભળ !

પૂર્વે માહેંદ્ર કલ્પના માહેંદ્ર નામે ઇંદ્ર, દેવતાઓના ગણથી પરિવરેલ ચૈત્રી પૂર્ણિમાએ સિદ્ધાચલની યાત્રા કરવા આવ્યા હતા, ત્યાં યાત્રા કરીને તે વિશુદ્ધાત્મા વૈશાખી પૂર્ણિમાએ આદરથી શ્રી નેમિનાથ પ્રભુને નમવા રૈવતગિરિ પર આવ્યા. કુંડો, નદીઓ અને સરોવરોમાંથી જલ લઈ પ્રભુને સ્નાત્ર કરી તેઓને પૂજીને પ્રાસાદની બહાર નીકલ્યા, તે અવસરે કોઇ દેવતાએ આવી માહેંદ્રને કહ્યું કે; ‘ સ્વામી ! જ્ઞાનશિલા ઉપર કોઇ મુનિ બિરાજેલા છે. તે ક્ષમાવાન્ મુનિ અનેક મુનિઓ અને લાખ્ખો યક્ષોએ સેવેલા છે, અને એ મૂર્તિમાન્ મહાશય સર્વ પાપનો નાશ કરે તેવું તીવ્ર તપ ક્ષમાસંયુક્ત આચરે છે. ’ તે સાંભળતાં જ માહેંદ્ર ઊભા થઈ શ્રી જિનેશ્વરને નમી તે જ્ઞાનશિલા પાસે આવ્યા. અને મુનિને નમસ્કાર કરીને તેમની આગળ બેઠા. તે વખતે સર્વ દેવતાઓએ ત્યાં બેઠેલા ઇંદ્રને પૂછયું; ‘ હે સ્વામી ! આ મુનિ કોણ છે ? અને આવું ઉગ્ર તપ કેમ કરે છે ? ’ પછી માહેંદ્રે અવધિજ્ઞાનથી મુનિનું સર્વ વૃત્તાંત જાણીને કહ્યું કે; ‘ હે દેવતાઓ ! આ મહાશયનું અદ્ભુત ચારિત્ર તમે સાંભળો. ’

આ જંબૂદ્વીપમાં ભરતક્ષેત્રને વિષે શ્રાવસ્તી નામે એક શ્રેષ્ઠ નગરી છે. ત્યાં વજ્રસેન નામે એક અતિ ભાગ્યવાન્ ભૂપતિ હતો. એ રાજા હંમેશા જિનાર્ચનમાં તત્પર, લોકરંજનનું વ્રત ધરનાર, સર્વ ગુણોથી અતિ શ્રેષ્ઠ, અને સર્વ રાજાઓમાં જ્યેષ્ઠ હતો. તેની સુભદ્રા નામે રાણીથી આ ભીમસેન નામે પુત્ર હતો. જે ઘણો ભયંકર અને ઘતાદિ

કુવ્યસનમાં તત્પર થયો. અન્યાયનું ઘર, અને લોકોને નિરંતર સંતાપકારી એ કુલક્ષણી કુમાર હંમેશાં ગુરુ, દેવ અને પિતા વગેરે વડીલોનો દ્વેષ કરતો હતો. અનુક્રમે પિતા વજ્રસેને તેવા અપલક્ષણવાળા ભીમસેનને રાજ્યપદથી પણ મનોહર એવું યુવરાજપદ આપ્યું. જ્યારે તેને યુવરાજપણાની લક્ષ્મી પ્રાપ્ત થઇ ત્યારે અનીતિના ગૃહરૂપ તે કુમારે પરસ્ત્રી અને પરદ્રવ્ય હરણ કરી પ્રજાને પીડવા માંડી. એક વખતે સર્વ પ્રજાલોકે આવી ભીમસેનની દુર્નીતિથી દુઃખી થઇને રાજાને વિજ્ઞપ્તિ કરી કે; 'હે રાજા! જો કે રાજકુમારની વિરુદ્ધ અમારે વિજ્ઞપ્તિ (અરજી) કરવી ન જોઈએ, તથાપિ અમે મનમાં કેટલું દુઃખ રાખી શકીએ? હે પ્રજાપાળ! અમે સર્વ પ્રજા એના અન્યાયથી કંઠ સુધી દુઃખમાં ડૂબી ગયેલ છીએ, માટે તેનો વિચાર કરીને જેમ યોગ્ય લાગે તેમ કરો.' તે સાંભળી રાજાએ સામવચનથી તેમનું સાંત્વન કરી, કાંઇક પ્રસાદ આપી સર્વ પ્રજાને પોતપોતાના સ્થાન તરફ વિદાય કરી. પછી રાજાએ ભીમસેન કુમારને બોલાવીને આ પ્રમાણે શિક્ષા આપી; 'હે વત્સ! લોકનું આરાધન કરીને જગતમાં દુર્લભ એવી કીર્તિ મેળવ. રાજાઓએ પરસ્ત્રી અને પરદ્રવ્યનું કદી પણ હરણ કરવું નહીં, માતાપિતા, ગુરુ અને જિનેશ્વરને વિષે ભક્તિ રાખવી, મંત્રીની સલાહ પ્રમાણે ચાલવું, હંમેશાં ન્યાયને સ્વીકારવો, અનીતિને દૂર ત્યજી દેવી, વાણીવડે પ્રતિષ્ઠા મેળવવી, ધીરતા કેળવવી, ધર્મમાર્ગે ચાલવું અને સાત વ્યસનોને છોડી દેવાં. રાજાઓનો પ્રાયઃ આ જ ઉત્તમ ધર્મ છે, તે ધર્મના આશ્રયથી લક્ષ્મી, કીર્તિ, યશ અને સ્વર્ગ પ્રાપ્ત થાય છે.' આવી રીતે વારંવાર રાજા શિખામણ આપતો, તથાપિ એ ભીમસેને અમૃતને પાન કરનાર સર્પ જેમ વિષને છોડે નહીં, તેમ પોતાનું દુરાચરણ છોડ્યું નહિ.

આવી રીતે શિક્ષા દેતાં પણ તે કુમાર વિનીત બનવાને અશક્ય જણાયો એટલે રાજાએ પુષ્પના જેવા મૃદુ શરીરવાળા કુમારને કારાગૃહમાં નાંખ્યો. કેટલોક કાલ કેદમાં રહી એક વખત અવસર પામી પોતાનાં જેવાં મિત્રોની ખરાબ શિખામણથી દોરાઈ કુમારે ક્રોધવડે માતા–પિતાને મારી નાંખ્યા. અને પોતે રાજ્ય ઉપર બેસી કુમિત્રોના પરિવારથી પરિવારિત થઇ, મદ્યાદિક વ્યસનોમાં આસક્ત રહી નિત્ય લોકોને પીડા કરવા લાગ્યો.

તેના અત્યાચારથી કાયર થઇને સર્વ સામંતોએ, મંત્રીઓએ અને તેના પરિવારે મળી વિચારીને તે પાપીને પકડીને ક્ષણવારમાં દેશનિકાલ કરી દીધો. પછી સર્વ શાસ્ત્રોમાં અને ન્યાયમાં ચતુર એવા જિનવલ્લભ નામના તેના અનુજ બંધુનો મંત્રીઓએ શુભ મુહૂર્ત્તમાં રાજ્ય ઉપર અભિષેક કર્યો. દેશનિકાલ કરેલા ભીમસેને બીજા દેશોમાં જઇને પણ ચોરી કરવા માંડી. ખરેખર વ્યસન છોડવું અશક્ય છે. માર્ગમાં ભાગું લેવાને માટે તે પથિકોને અત્યંત મારવા લાગ્યો અને વેશ્યાદિકના વ્યસનથી નિત્ય પોતાના મનને વિશેષ કલુષિત કરવા લાગ્યો. આ પ્રમાણે નિત્ય ઘણો અન્યાય કરનારા એ ભીમસેનને લોકો પકડીને મારતા, પીડતા તથાપિ તેને મૃત્યુ પમાડતા નહિ. તેનાથી છૂટીને યથેચ્છાએ ભમ-

ગામ ફરતો તે ભીમસેન અનુક્રમે મગધદેશના પૃથ્વીપુર નગરમાં આવી ચડ્યો. ત્યાં કોઇ માળીને ઘેર સેવક થઇને તે રહ્યો; ત્યાં પણ પત્ર, પુષ્પ અને ફલાદિક ચોરીને વેચવા લાગ્યો. ત્યાંથી પણ તેને કાઢી મૂક્યો. એટલે તે કોઇ શેઠની દુકાને વાણોતર થઇને બેઠો; તથાપિ તેણે પોતાનું વધતું જતું દુવ્યસન છોડ્યું નહિ. ત્યાં રહીને પણ દુકાનની સર્વ વસ્તુઓ તેણે ચોરી ચોરીને વેચવા માંડી. માણસને પડેલા સ્વભાવનો ત્યાગ કરવો ઘણો મુશ્કેલ છે. તેની ચોરી જાણવામાં આવતાં તે શેઠે તેને કાઢી મૂક્યો. ત્યાંથી નીકળીને તે ઈશ્વરદત્ત નામના કોઈ વ્યાપારીને ઘેર નોકર રહ્યો. એક વખતે દ્રવ્યનો લોભી ભીમસેન તે ઇશ્વરદત્તની સાથે નાવમાં બેસીને ત્વરાથી જલમાર્ગે ચાલ્યો. એક માસ સુધી સમુદ્રમાં ચાલતું નાવ એક વાર રાત્રિમાં પરવાળાના અંકુરોની કોટિ સાથે સ્ખલિત થયું. નાવિકોએ ઘણા ઉપાય કર્યા પણ તે નાવ જરા પણ આઘું કે પાછું ફર્યું નહીં; કેટલેક કાળે અન્નોદક પણ ખૂટી ગયું. પછી ચતુઃશરણનું ઉચ્ચારણ કરી, અઢાર પાપસ્થાનનો ત્યાગ કરી, સર્વ જીવોને મન વચન કાયાથી મિથ્યા દુષ્કૃત આપી, શુભ ભાવનાએ પંચપરમેષ્ઠી નમસ્કારનું સ્મરણ કરી જેવામાં ઇશ્વરદત્ત વ્યવહારી મરવાની ઇચ્છાએ સમુદ્રમાં ઝંપાપાત કરવા જતા હતો, તેટલામાં કેશુડાની કાંતિ જેવા મુખવાળો અને તમાલના જેવો નીલવર્ણી કોઇ શુકપક્ષી તત્કાળ ત્યાં આવી માનુષવાણીમાં આ પ્રમાણે બોલ્યો; 'હે ઇશ્વરદત્ત વ્યવહારી ! આ અપંડિત ( બાળ ) મૃત્યુનો તું ત્યાગ કર, ત્યાગ કર, અને મારા વચનને વિષે આદરવાળો એવો તું સર્વનાં જીવિતનો ઉપાય સાંભળ. હું કોમલ શરીરવાળો પક્ષી છું, એમ જાણશો નહીં. હું આ નગરનો અધિષ્ઠાતા અગ્રણી દેવ છું અને તમને જીવિતનો ઉપાય કહેવાને તેમજ મરણથી અટકાવવાને હું અહિં આવ્યો છું, માટે તે સર્વ ઉપાયને સાંભળો. તમારામાંથી એક જણ જે સાહસિક અને દયાળુ હોય તે મરવાને તૈયાર થઈ, સમુદ્રને તરીને આ પર્વત ઉપર જાઓ, અને ત્યાં જઇને ભારંડ પક્ષીઓને ઉડાડો એટલે તેમની પાંખોના ઝપાટાનો પવન તમારા વહાણને ચલાવશે, તેનાથી બાકીના સર્વને જીવિત પ્રાપ્ત થશે.'

આ પ્રમાણે તેનાં વચનને આદરથી સાંભળીને ઇશ્વરદત્તે વહાણમાં બેઠેલા સર્વ લોકોને ત્યાં જવાને માટે પૂછવા માંડ્યું, પણ કોઇએ હા પાડી નહીં, પછી જ્યારે ત્યાં જવાનો લોભ બતાવ્યો, ત્યારે પેલો ભીમસેન નિર્લજ્જ થઇ સો દીનારના લોભથી સાગરને તરીને પર્વત ઉપર ગયો. તેણે ત્યાં જઇ ભારંડ પક્ષીઓને ઉડાડ્યા, એટલે તેની પાંખોના પવનથી પરવાલાના આવર્ત્તમાંથી મુક્ત થઇ તે વહાણ આગળ ચાલ્યું. પર્વત પર રહેલો ભીમસેન પોતાના મનમાં જીવિતનો ઉપાય વિચારતાં કાંઇ ન સૂઝવાથી પેલા સુંદર વચનવાળા શુક પક્ષીને શોધવા લાગ્યો. એટલામાં તે નજરે પડવાથી તત્કાળ ભીમસેને તે પોપટને કહ્યું; 'હે મહાપુણ્ય ! મને પણ વહાણની જેમ અહિંથી નીકળવાનો ઉપાય બતાવો.' એ પ્રમાણે સાંભળી શુકપક્ષી બોલ્યો; 'હે ભીમસેન ! તું જઇને આ સમુદ્રમાં પડ, એટલે તને આ જલમાં રહેલ કોઈ મહામત્સ્ય ગળી જશે; અને તે કાંઠે નીકળશે, પછી જ્યારે તે

કુંફાડા કરે ત્યારે લે આ ઔષધી તેના ગળામાં નાંખજે, એટલે તેના મુખનું વિવર મોટું થઈને ઉઘાડું થશે. જ્યારે મગર તેમ કરે એટલે તું કાંઠા ઉપર નીકળી જજે. આ પ્રમાણે તારો જીવવાનો ઉપાય છે, તે સિવાય નથી.' આવી રીતે શુકે કહ્યું, એટલે અતિ સાહસિક ભીમસેન તે ઉપાય કરીને તત્કાળ સિંહલદ્વીપને કાંઠે નીકળ્યો. સ્વસ્થ થઈને કાંઠા ઉપર તેણે ફરવા માંડયું, તે અવસરે ત્યાં જલાશય અને વૃક્ષોને જોઈ જલપાન કરીને તે વિશ્રાંત થયો. પછી ભીમસેન ત્યાંથી કોઈ દિશા ધારીને આગળ ચાલ્યો. કેટલાક ગાઉ ઉલ્લંઘન કરી ગયા પછી એક ત્રિદંડી સંન્યાસી તેના જોવામાં આવ્યો. તેને તેણે નમસ્કાર કર્યો, એટલે આશીર્વાદ દઈને તે સંન્યાસીએ તેને હર્ષથી પૂછયું; 'હે ભદ્ર! તું કોણ છો? અને આવા ગહન વનમાં કેમ ફરે છે? તું દુઃખી હોય તેમ જણાય છે, માટે સ્વસ્થ થા, અને તારે જે દુઃખ હોય તે કહે.' તેના વચનથી પ્રસન્ન થયેલા ભીમસેને કહ્યું; 'મુનિવર્ય! શું કહું? હું સર્વથા મંદભાગ્યવાળો છું, આ સંસારમાં જેટલા મહા-દુઃખી, સૌભાગ્યરહિત અને નિર્ભાગી પુરુષો છે, તે સર્વમાં હું પ્રથમ છું, એમ તમારે જાણી લેવું. હું જ્યાં જેને માટે જાઉં, ત્યાં તે વસ્તુ સિદ્ધ થતી નથી; જો તૃષાતુર થઈને સમુદ્ર પાસે જાઉં, તો પણ જળ મળતું નથી. હું મંદભાગી જતાં લાખો વૃક્ષો ઉપરથી ફળો, સેંકડો નદીઓમાંથી પાણી અને રોહણગિરિમાંથી રત્ન પણ અદૃશ્ય થાય છે. મારે ભ્રાતા, માતા, કાંતા કે પિતા કોઈ નથી, તો પણ મારું પેટ પણ હું ભરી શકતો નથી.'

આ પ્રમાણેનાં તેનાં દીન વચનો સાંભળી એ માયાના ગૃહરૂપ તાપસ અમૃતના સાર જેવું મધુર વચન બોલ્યો; 'અરે ભદ્ર! હવે ખેદ કર નહિ, પરાભવને છોડી દે, હું મળતાં હવે તારું દારિદ્ર ગયું જ એમ સમજ. અમે હંમેશાં પરોપકાર કરવાને માટે જ આમતેમ વિચરીએ છીએ. અમારે કાંઇ પણ સ્વાર્થ નથી. માટે હવે તું શા માટે દુઃખ ધરે છે? સૂર્ય નિત્ય પ્રકાશે છે, મેઘ જલ આપે છે, વૃક્ષો ફલે છે, ચંદ્ર અમૃત વર્ષાવે છે, ચંદનવૃક્ષ ઊગે છે, મલયાચળનો વાયુ વાય છે, અને સજ્જનો ફરે છે, તે સર્વ પરોપકારને માટે જ છે. આ શ્રેષ્ઠ સિંહલદ્વીપમાં મારી સાથે ચાલ, ત્યાં તને રત્નની ખાણમાંથી સુખે રત્નો આપીશ.' આવા ત્રિદંડીનાં વચન સાંભળી, ભીમસેન તેની સાથે ચાલ્યો. **પ્રાયઃ મુનિવેષ પ્રાણીઓને વિશ્વાસ પમાડે છે.** પોતાની પાસેની સો સુવર્ણ મહોરનું માર્ગમાં ખાવા માટે પાથેય લઇ તેઓ બન્ને કેટલેક દિવસે હર્ષથી એક રત્નની ખાણ પાસે આવ્યા. પછી કૃષ્ણ ચતુર્દશીના દિવસે એ કપટી સંન્યાસીએ ભીમસેનને ખાણમાં ઉતારી જલ્દી રત્નો બહાર કઢાવવા માંડ્યાં. સર્વ રત્નો લઈ લીધા પછી તે દુષ્ટ તાપસે તુરત દોરડું છેદી નાંખીને તેના અધિષ્ઠાતા દેવને માટે ભીમસેનને ખાણમાં પડતો મૂકયો. દેવના બલિને માટે ભીમ સેન નામના તે પૂજ્યપુરુષને આપી ત્રિદંડી ત્યાંથી ઉત્સુક થઇ બીજે રસ્તે ચાલતો થયો. ભીમસેન પીડિત થઇને ખાણમાં આમતેમ ફરવા લાગ્યો. તેવામાં અત્યંત પીડિત અને કૃશ થઇ ગયેલો એક ત્યાં પુરુષ તેના જોવામાં આવ્યો. ભીમસેનને જોઇ દયા લાવીને તે

પુરુષ બોલ્યો; 'વત્સ ! યમરાજનાં સુખ સરખા આ સ્થાનમાં તું કેમ આવ્યો છે? શું તને પણ મારી જેમ પેલા પાપી તાપસે રત્નનો લોભ બતાવીને છેતર્યો છે?' 'હા તેમજ થયું છે.' એમ કહીને ભીમસેને તેને પૂછ્યું કે; 'અહિંથી નિકલવાનો ઉપાય હોય તો બતાવો.' તે બોલ્યો; 'જીવિતનો એક ઉપાય છે, તે સાંભળ. આવતી કાલે સ્વર્ગમાંથી કેટલીક દેવીઓ પોતપોતાનાં અધિષ્ઠિત રત્નોનો ઉત્સવ કરવા માટે અહિં આવશે. તેઓ શુભ ભાવનાથી આ ખાણના અધિષ્ઠાતા રત્નચંદ્ર નામના દેવની વિવિધ ગીત-નૃત્યના ઉપચારથી પૂજા કરશે. તે વખતે એ રત્નચંદ્ર દેવનું ચિત્ત તેમના સંગીતમાં લાગતાં તેના સેવકો સાથે તું બહાર નીકળી જજે, બહાર નીકળેલા તને દેવતા પણ કાંઇ કરી શકશે નહિ.' આવી રીતે ભીમસેનને આશ્વાસન આપી તે પુરુષે વિચિત્ર વાણીવડે વાર્ત્તાલાપ કરી તેની સાથે આખો દિવસ નિર્ગમન કર્યો. બીજે દિવસે પ્રાતઃકાલે મૃદંગનો ધ્વનિ કરતી કેટલીક દેવીઓ વિમાનમાં બેસીને મહોત્સવપૂર્વક ત્યાં આવી. જ્યારે અધિષ્ઠાયક દેવનું મન સંગીતમાં મગ્ન થયું, ત્યારે તે દેવના સેવકોની સાથે ભીમસેન તત્કાલ ખાણની બહાર નીકળી ગયો. પછી મંદ મંદ માર્ગનું ઉલ્લંઘન કરતો ભીમસેન કેટલાક દિવસે સિંહલદ્વીપના મુખ્ય નગર ક્ષિતિમંડનપુરમાં આવ્યો. ત્યાં સર્વ સુલભ વસ્તુઓથી સંપૂર્ણ એવી કોઈ વ્યાપારીની ભાંડશાળા (વખાર) ઉપર સેવક થઇને રહ્યો. ભયંકર દર્શનવાળા અને પરને ઠગવામાં ચતુર એવા અનાચારી ભીમસેને તે વ્યાપારીના ઘરમાંથી પણ ઘણીવાર ચોરી કરી.

એક વખતે કોટવાળોના જાણવામાં આવ્યું કે, 'આ ચોર છે' એટલે એને અપરાધી ગણી બધે ફેરવીને શૂલીએ ચઢાવવા લઇ ગયા. તેટલામાં ઈશ્વરદત્ત શેઠે તેને જોયો. પોતાનો ઉપકારી જાણી તત્કાળ રાજાની પાસે વિજ્ઞપ્તિ કરી તેને છોડાવ્યો. ત્યાંથી નાવમાં બેસી કેટલેક દિવસે એ મહાપરાક્રમી ભીમસેન પૃથ્વીપુર નગરમાં આવ્યો. વહાણમાંથી ઉતરીને ત્યાં આગળ કોઇ પરદેશીને જોઇ તેણે પોતાનો વૃત્તાંત જણાવ્યો. તેનું વૃત્તાંત સાંભળી 'તું ખેદ કરીશ નહીં' એમ કહેતો તે ભીમસેનને સાથે લઇ રોહણાચળ તરફ ચાલ્યો. ઉતાવળે ચાલતાં માર્ગમાં એક તાપસનો આશ્રમ તેમના જોવામાં આવ્યો. તેમાં એક જટિલ નામના વૃદ્ધ મુનિ હતા. તેમને તેઓએ હર્ષથી નમસ્કાર કર્યો. એ વખતે જાંગલ નામનો એક શિષ્ય આકાશમાર્ગે આવ્યો. તેણે વિનયથી ગુરુને પ્રણામ કર્યો. નિર્મળ આશયવાળા જટિલે પોતાના શિષ્ય જાંગલને પૂછ્યું; 'વત્સ ! હમણાં તું ક્યાંથી આવ્યો ? તે તું મને કહે !' જવાબમાં જાંગલ બોલ્યો, 'સ્વામી ! હું સુરાષ્ટ્ર દેશમાં ગયો હતો, ત્યાં શત્રુંજય અને ગિરનાર ઉપર જિનપૂજન કરીને અહીં આવ્યો છું. એ બંને તીર્થનો મહિમા મારા જેવાથી કહી શકાય તેમ નથી. તે મહિમાને કોઇ માણસ જાણી શકે તેમ પણ નથી, તેનો મહિમા માત્ર કેવલી જ જાણે છે. જેની ઉપાસના કરવાથી લોકોને આ લોક અને પરલોકનું સુખ પ્રાપ્ત થાય છે, એવા ઉજ્જયંત (ગિરનાર) ગિરિનો મહિમા

કુંફાડા કરે ત્યારે તે આ ઔષધી તેના ગળામાં નાંખજે, એટલે તેના મુખનું વિવર મોટું થઈને ઉઘાડું થશે. જ્યારે મગર તેમ કરે એટલે તું કાંઠા ઉપર નીકળી જજે. આ પ્રમાણે તારો જીવવાનો ઉપાય છે, તે સિવાય નથી.' આવી રીતે શુકે કહ્યું, એટલે અતિ સાહસિક ભીમસેન તે ઉપાય કરીને તત્કાળ સિંહલદ્વીપને કાંઠે નીકળ્યો. સ્વસ્થ થઈને કાંઠા ઉપર તેણે ફરવા માંડયું, તે અવસરે ત્યાં જલાશય અને વૃક્ષોને જોઈ જલપાન કરીને તે વિશ્રાંત થયો. પછી ભીમસેન ત્યાંથી કોઈ દિશા ધારીને આગળ ચાલ્યો. કેટલાક ગાઉ ઉલ્લંઘન કરી ગયા પછી એક ત્રિદંડી સંન્યાસી તેના જોવામાં આવ્યો. તેને તેણે નમસ્કાર કર્યો. એટલે આશીર્વાદ દઈને તે સંન્યાસીએ તેને હર્ષથી પૂછયું; 'હે ભદ્ર! તું કોણ છો? અને આવા ગહન વનમાં કેમ ફરે છે? તું દુઃખી હોય તેમ જણાય છે, માટે સ્વસ્થ થા, અને તારે જે દુઃખ હોય તે કહે.' તેનાં વચનથી પ્રસન્ન થયેલા ભીમસેને કહ્યું; 'મુનિવર્ય! શું કહું? હું સર્વથા મંદભાગ્યવાળો છું, આ સંસારમાં જેટલા મહાદુઃખી, સૌભાગ્યરહિત અને નિર્ભાગી પુરુષો છે, તે સર્વમાં હું પ્રથમ છું, એમ તમારે જાણી લેવું. હું જ્યાં જેને માટે જાઉં, ત્યાં તે વસ્તુ સિદ્ધ થતી નથી; જો તૃષાતુર થઈને સમુદ્ર પાસે જાઉં, તો પણ જળ મળતું નથી. હું મંદભાગી જતા લાખો વૃક્ષો ઉપરથી ફળો, સેંકડો નદીઓમાંથી પાણી અને રોહણગિરિમાંથી રત્ન પણ અદૃશ્ય થાય છે. મારે ભ્રાતા, માતા, કાંતા કે પિતા કોઈ નથી, તો પણ મારું પેટ પણ હું ભરી શકતો નથી.'

આ પ્રમાણેનાં તેનાં દીન વચનો સાંભળી એ માયાના ગૃહરૂપ તાપસ અમૃતના સાર જેવું મધુર વચન બોલ્યો; 'અરે ભદ્ર! હવે ખેદ કર નહિ, પરાભવને છોડી દે, હું મળતાં હવે તારું દારિદ્ર ગયું જ એમ સમજ. અમે હંમેશાં પરોપકાર કરવાને માટે જ આમતેમ વિચરીએ છીએ. અમારે કાંઇ પણ સ્વાર્થ નથી. માટે હવે તું શા માટે દુઃખ ધરે છે? સૂર્ય નિત્ય પ્રકાશે છે, મેઘ જલ આપે છે, વૃક્ષો ફલે છે, ચંદ્ર અમૃત વર્ષાવે છે, ચંદનવૃક્ષ ઊગે છે, મલયાચળનો વાયુ વાય છે, અને સજ્જનો ફરે છે, તે સર્વ પરોપકારને માટે જ છે. આ શ્રેષ્ઠ સિંહલદ્વીપમાં મારી સાથે ચાલ, ત્યાં તને રત્નની ખાણમાંથી સુખે રત્નો આપીશ.' આવા ત્રિદંડીનાં વચન સાંભળી, ભીમસેન તેની સાથે ચાલ્યો. **પ્રાયઃ મુનિવેષ પ્રાણીઓને વિશ્વાસ પમાડે છે.** પોતાની પાસેની સો સુવર્ણ મહોરનું માર્ગમાં ખાવા માટે પાથેય લઇ તેઓ બન્ને કેટલેક દિવસે હર્ષથી એક રત્નની ખાણ પાસે આવ્યા. પછી કૃષ્ણ ચતુર્દશીના દિવસે એ કપટી સંન્યાસીએ ભીમસેનને ખાણમાં ઉતારી જલદી રત્નો બહાર કઢાવવા માંડ્યાં. સર્વ રત્નો લઈ લીધા પછી તે દુષ્ટ તાપસે તુરત દોરડું છેદી નાંખીને તેના અધિષ્ઠાતા દેવને માટે ભીમસેનને ખાણમાં પડતો મૂકયો. દેવના બલિને માટે ભીમસેન નામના તે પૂજાપુરુષને આપી ત્રિદંડી ત્યાંથી ઉત્સુક થઇ બીજે રસ્તે ચાલતો થયો. ભીમસેન પીડિત થઈને ખાણમાં આમતેમ ફરવા લાગ્યો. તેવામાં અત્યંત પીડિત અને કૃશ થઇ ગયેલો એક ત્યાં પુરુષ તેના જોવામાં આવ્યો. ભીમસેનને જોઇ દયા લાવીને તે

પુરુષ બોલ્યો; 'વત્સ! યમરાજનાં મુખ સરખા આ સ્થાનમાં તું કેમ આવ્યો છે? શું તને પણ મારી જેમ પેલા પાપી તાપસે રત્નનો લોભ બતાવીને છેતર્યો છે?' 'હા તેમજ થયું છે.' એમ કહીને ભીમસેને તેને પૂછ્યું કે; 'અહિંથી નિકલવાનો ઉપાય હોય તો બતાવો.' તે બોલ્યો; 'જીવિતનો એક ઉપાય છે, તે સાંભળ. આવતી કાલે સ્વર્ગમાંથી કેટલીક દેવીઓ પોતપોતાનાં અધિષ્ઠિત રત્નોનો ઉત્સવ કરવા માટે અહિં આવશે. તેઓ શુભ ભાવનાથી આ ખાણના અધિષ્ઠાતા રત્નચંદ્ર નામના દેવની વિવિધ ગીત-નૃત્યના ઉપચારથી પૂજા કરશે. તે વખતે એ રત્નચંદ્ર દેવનું ચિત્ત તેમના સંગીતમાં લાગતાં તેના સેવકો સાથે તું બહાર નીકળી જજે, બહાર નીકળેલા તને દેવતા પણ કાંઇ કરી શકશે નહિ.' આવી રીતે ભીમસેનને આશ્વાસન આપી તે પુરુષે વિચિત્ર વાણીવડે વાર્ત્તાલાપ કરી તેની સાથે આખો દિવસ નિર્ગમન કર્યો. બીજે દિવસે પ્રાતઃકાલે મૃદંગનો ધ્વનિ કરતી કેટલીક દેવીઓ વિમાનમાં બેસીને મહોત્સવપૂર્વક ત્યાં આવી. જ્યારે અધિષ્ઠાયક દેવનું મન સંગીતમાં મગ્ન થયું, ત્યારે તે દેવના સેવકોની સાથે ભીમસેન તત્કાલ ખાણની બહાર નીકળી ગયો. પછી મંદ મંદ માર્ગનું ઉલ્લંઘન કરતો ભીમસેન કેટલાક દિવસે સિંહલદ્વીપના મુખ્ય નગર ક્ષિતિમંડનપુરમાં આવ્યો. ત્યાં સર્વ સુલભ વસ્તુઓથી સંપૂર્ણ એવી કોઈ વ્યાપારીની ભાંડશાળા (વખાર) ઉપર સેવક થઇને રહ્યો. ભયંકર દર્શનવાળા અને પરને ઠગવામાં ચતુર એવા અનાચારી ભીમસેને તે વ્યાપારીના ઘરમાંથી પણ ઘણીવાર ચોરી કરી.

એક વખતે કોટવાળોના જાણવામાં આવ્યું કે, 'આ ચોર છે' એટલે એને અપરાધી ગણી બધે ફેરવીને શૂલીએ ચઢાવવા લઇ ગયા. તેટલામાં ઈશ્વરદત્ત શેઠે તેને જોયો. પોતાનો ઉપકારી જાણી તત્કાળ રાજાની પાસે વિજ્ઞપ્તિ કરી તેને છોડાવ્યો. ત્યાંથી નાવમાં બેસી કેટલેક દિવસે એ મહાપરાક્રમી ભીમસેન પૃથ્વીપુર નગરમાં આવ્યો. વહાણમાંથી ઉતરીને ત્યાં આગળ કોઇ પરદેશીને જોઇ તેણે પોતાનો વૃત્તાંત જણાવ્યો. તેનું વૃત્તાંત સાંભળી 'તું ખેદ કરીશ નહીં' એમ કહેતો તે ભીમસેનને સાથે લઇ રોહણાચળ તરફ ચાલ્યો. ઉતાવળે ચાલતાં માર્ગમાં એક તાપસનો આશ્રમ તેમના જોવામાં આવ્યો. તેમાં એક જટિલ નામના વૃદ્ધ મુનિ હતા. તેમને તેઓએ હર્ષથી નમસ્કાર કર્યો. એ વખતે જાંગલ નામનો એક શિષ્ય આકાશમાર્ગે આવ્યો. તેણે વિનયથી ગુરુને પ્રણામ કર્યો. નિર્મળ આશયવાળા જટિલે પોતાના શિષ્ય જાંગલને પૂછ્યું; 'વત્સ! હમણાં તું ક્યાંથી આવ્યો? તે તું મને કહે!' જવાબમાં જાંગલ બોલ્યો, 'સ્વામી! હું સુરાષ્ટ્ર દેશમાં ગયો હતો, ત્યાં શત્રુંજય અને ગિરનાર ઉપર જિનપૂજન કરીને અહીં આવ્યો છું. એ બંને તીર્થનો મહિમા મારા જેવાથી કહી શકાય તેમ નથી. તે મહિમાને કોઇ માણસ જાણી શકે તેમ પણ નથી, તેનો મહિમા માત્ર કેવલી જ જાણે છે. જેની ઉપાસના કરવાથી લોકોને આ લોક અને પરલોકનું સુખ પ્રાપ્ત થાય છે, એવા ઉજ્જયંત (ગિરનાર) ગિરિનો મહિમા

વિશેષ પ્રકારે હું કહું છું તે સાંભળો. જેનાં આરાધનથી અશોકચંદ્રની જેમ પ્રાણી કાંતિ, કલા, લક્ષ્મી અને ઇંદ્ર તથા ચક્રવર્તીની સંપત્તિ પ્રાપ્ત કરે છે.' તે અશોકચંદ્રની કથા આ પ્રમાણે છે—

## અશોકચંદ્ર ક્ષત્રિયની કથા.

"ચંપાનગરીમાં અશોકચંદ્ર નામે એક પરોપજીવી અને દરિદ્રી ક્ષત્રિય હતો. નિર્ધનપણાને લીધે, તે ઘર ઉપરથી વિરક્ત થઇ ગયો હતો. એક વખતે તે ઉદ્વેગથી ફરતો હતો, તેટલામાં દયાળુ જૈન તપસ્વીઓ( મુનિઓ )ને જોઇ તેણે નમસ્કાર કરી પોતાના દુર્ભાગ્યભંગનો ઉપાય પૂછયો. તપસ્વી મુનિઓ બોલ્યા; 'વત્સ ! આ સંસારમાં પ્રમાદી જીવ નિર્બલ છતાં કર્મના બળથી ભમ્યા કરે છે. તે કર્મ કોઇનાથી અન્યથા થઇ શકતું નથી. કેવળ આત્મા વિકલ્પોથી અતિશય પીડાયા કરે છે. જીવ તેના વિપાકને ભોગવ્યા વિના કે રૈવતગિરિની શુદ્ધભાવે સેવા કર્યા વિના એ કર્મના પાંજરામાંથી મુક્ત થઇ શકતો નથી.' આ પ્રમાણે કહીને તેઓ વિરામ પામ્યા પછી અશોકચંદ્ર શુદ્ધ ભક્તિયુક્ત ચિત્તની અભિલાષાથી રૈવતગિરિ પર આવ્યો અને ત્યાં સ્થિર થઇને તપશ્ચર્યા કરવા લાગ્યો. કેટલાક દિવસે તે ગિરિની અધિષ્ઠાયિકા અંબાદેવીએ પ્રીતિ સહિત તેની પાસે આવી જેના સ્પર્શથી લોહનું સુવર્ણ થાય તેવો એક સ્પર્શમણિ તેને આપ્યો. તે લઇ પોતાના નગરે જઈ ઘણા માણસો રાખી, દ્રવ્યના બલથી રાજ્ય મેળવી અશોકચંદ્ર સર્વ સુખ ભોગવવા લાગ્યો.

એકદા તે ઉત્તમ બુદ્ધિવાળો અશોકચંદ્ર ચિત્તમાં ચિંતવવા લાગ્યો કે, 'આ સર્વ રાજ્યને, દ્રવ્ય, સમગ્ર સ્ત્રીઓને અને મારા જીવિતને ધિક્કાર છે; કારણ કે જે અંબિકાના પ્રસાદથી મેં આ સર્વ ઉપાર્જન કર્યું, તે અંબિકાનું તો હું પાપી સ્મરણ પણ કરતો નથી કે ત્યાં જઇને તેને નમતો નથી.' આવો વિચાર કરી અન્યદા અચલ ચિત્તવાળો અશોકચંદ્ર સંઘની સામગ્રી એકત્ર કરી સર્વને દાન આપતો સ્વજનોની સાથે ત્યાંથી ચાલ્યો. કેટલાક દિવસે તે શત્રુંજય તીર્થ ઉપર આવ્યો. ત્યાં વિધિવડે પ્રભુની પૂજા કરીને ત્યાંથી રૈવતાચલ તીર્થ પર તે આવી પહોંચ્યો. ત્યાં ગજેંદ્રપદ વગેરે કુંડોનાં જલથી પોતે સ્નાન કરીને, અને નેમિનાથ પ્રભુનો અભિષેક વિવિધ પુષ્પોથી પૂજા કરવા લાગ્યો. પછી જગન્માતા અંબિકાની ભક્તિથી આદરસહિત પૂજા કરીને પ્રીતિપૂર્વક ચિત્તમાં વિરક્ત થઇ તે ચિંતવવા લાગ્યો; 'શ્રી નેમિનાથ દેવ અને આ અંબિકાના મોટા પ્રસાદથી મેં ત્રણસો વર્ષ સુધી રાજ્ય કર્યું. હવે એ રાજ્ય ઉપર મારો પુત્ર બેસો અને મારે શ્રી નેમિનાથની પાદુકાનું શરણ થાઓ.' પછી પુત્રને દેશમાં મોકલી તત્કાળ રાજ્યપર બેસાર્યો, અને પોતે દીક્ષા લઈ અંતે શુભ ધ્યાનવડે તે મોક્ષને પ્રાપ્ત થયો."

હે ભગવન્ ! આ સર્વ મેં પ્રત્યક્ષ જોયું છે, તેથી હું જાણું છું કે એ રૈવતાચલ જ મોટું તીર્થ છે. તેના જેવું બીજું કોઇ તીર્થ નથી. જે તીર્થની સેવાથી પુરુષો આ લોકમાં

સર્વ સંપત્તિ અને પરલોકમાં પરમપદને પામે છે. વળી જેની સેવાથી પાપી પ્રાણીઓ પણ સર્વ કર્મનો સંક્ષેપ કરી અવ્યક્ત અને અક્ષય એવા શિવપદને પામે છે. આકાશમાં ઊડતા પક્ષીઓની છાયા પણ જો એ તીર્થનો સ્પર્શ કરે છે, તો તેઓ દુર્ગતિને પ્રાપ્ત કરતા નથી, તો એ તીર્થના સહવાસીઓની તો વાર્તા જ શી કરવી ?'

આ પ્રમાણે જાંગલના મુખથી રૈવતગિરિનો મહિમા સાંભળી ત્યાં રહેલા સર્વ તપસ્વીઓ પરમ હર્ષને પ્રાપ્ત થયા. પેલો વૈદેશિક અને ભીમસેન તે મહિમા સાંભળી પ્રથમ રોહણાચલ પર જઇ પછી ત્યાં જવાનો નિશ્ચય કરી ત્યાંથી તેઓ આગળ ચાલ્યા. વેગથી માર્ગનું ઉલ્લંઘન કરી તેઓ રોહણાચળ પાસે આવ્યા, ત્યાં પર્વત નાયક દેવની પૂજા કરીને તેઓએ ત્યાં રાત્રીજાગરણ કર્યું. પ્રાતઃકાલે રત્નની ખાણ પાસે આવી તેમાંથી રત્નો કાઢવાની ઇચ્છાએ 'હા દૈવ' એમ બોલી તેમણે ખાણમાં પ્રહાર કર્યો. એટલે ભીમસેનને તેમાંથી બે અમૂલ્ય રત્નો મળ્યાં. તેમાંથી એક મહાતેજસ્વી રત્ન રાજદાણ તરીકે રાજકુલમાં આપી બીજું રત્ન સાથે લઇને તે ત્યાંથી ચાલ્યો. વહાણમાં બેસી સમુદ્રમાં ચાલતા એકદા રાત્રીએ પૂર્ણિમાના ચંદ્રને જોઇ વહાણના કાંઠા પર બેસી હાથમાં રત્ન લઇને ચંદ્ર અને રત્નના તેજની તે ભીમસેન તુલના કરવા લાગ્યો તેટલામાં કષ્ટથી પ્રાપ્ત થયેલા રત્નને વારંવાર જોતાં ભીમસેનના હાથમાંથી અભાગ્યયોગે તે રત્ન સમુદ્રમાં પડી ગયું. તેથી તત્કાળ તે મૂર્છા પામી ગયો. પછી થોડી વારે સચેત થઈ તે પોકાર કરવા લાગ્યો કે, 'હા દૈવ ! તેં આ શું કર્યું ? રત્નનું હરણ કરતાં, મારું જીવિત કેમ ન હર્યું ? મારા જીવિતને, જન્મને, વૈભવ વિનાના મનુષ્યભવને, અને દૈવને ધિક્કાર છે.' આવી રીતે વિલાપ કરતો ભીમસેન ફરી વાર મૂર્છા પામીને પડી ગયો. તેના કોલાહલના અવાજથી નાવિક પુરુષો ત્યાં એકઠા થયા અને તેને પવન નાખી ક્ષણવારમાં તેની મૂર્છાનો ભંગ કર્યો. જયારે ચૈતન્ય આવ્યું, ત્યારે તેણે નાવિકોને ઊંચે સ્વરે કહ્યું કે; 'મારું રત્ન સમુદ્રમાં પડી ગયું છે, માટે નાવ ઊભું રાખો અને તેની શોધ કરો.' તે સાંભળી પેલા વિદેશી મિત્રે તેને સમજાવીને કહ્યું, 'મિત્ર ! આ તને શું થયું છે ? કયાં રત્ન ? કયાં જલ ? અને કયાં વહાણ ? કેમકે તારું રત્ન પડી ગયા પછી તો આપણે ઘણો પંથ કાપ્યો છે, માટે હે મહાબંધુ ! શોક છોડી દે, ધીરજ ધર, ખેદ કર નહિ. હું છતાં તને ઘણાં રત્નો મળશે. નહીં તો આ મારું ગુણવાન્ રત્ન લે. વળી અદ્યાપિ ભૂમિ પર રૈવતાચલગિરિ વિદ્યમાન છે, માટે શા સારુ વિલાપ કરે છે ?' આવાં મિત્રનાં વચનથી મનમાં ધૈર્ય ધરી સમુદ્રનું ઉલ્લંઘન કરી ભીમસેન અનુક્રમે સમુદ્રના તીરની ભૂમિ પર આવ્યો. ત્યાંથી બન્ને મિત્રો રત્ન અને પાથેય લઇ રૈવતગિરિનાં માર્ગે ચાલ્યા. દુર્ભાગ્યના યોગથી માર્ગમાં ચોરોએ આવીને તે રત્ન તથા પાથેય સર્વ લૂંટી લીધું. પાથેય અને વસ્ત્ર વગરના, નિરાહારી અને કૃશ શરીરવાળા તેઓ માર્ગમાં એક મુનિને જોઇને ઘણા ખુશી થયા. શાંત મનવાળા તે મુનિને ભક્તિથી નમસ્કાર કરી હૃદયમાં હર્ષ પામી તે દુઃખી મિત્રોએ સ્વસ્થપણે પોતાનો સર્વ વૃત્તાંત કહી બતાવ્યો. પછી કહ્યું; 'હે

મુનિ ! દારિદ્રય અને દુર્ભાગ્યથી પીડિતોમાં અમે રાજા જેવા છીએ. તેથી હવે આ પર્વત ઉપરથી ઝંપાપાત કરીને મરણ પામવાના અભિલાષી છીએ. જેમ જલ વિના મેઘ, જીવ વિના શરીર, સુગંધ વિના પુષ્પ, કમલ વિના જલાશય, તેજ વિના ચંદ્ર, સંસ્કૃત ભાષા વિના વાણી, આચાર વિના કુલીનતા, વિદ્યા વિના તપસ્વીપણું, વય વિના શૃંગાર, નાયક વિના સેના, સુપુત્ર વિના કુલ, દાન વિના ધન, ગૃહિણી ( સ્ત્રી ) વિના ઘર, ન્યાય વિના વિનય, ચંદ્ર વિના રાત્રિ, પ્રતિમા વિના પ્રાસાદ, દયા વિના ધર્મ, સત્ય વિના વકતૃત્વ, અને નેત્ર વિના મુખ, તેવી રીતે દ્રવ્ય વિનાનો પુરુષ છે. ' આવાં તેમનાં સખેદ વચનો સાંભળી અતિ દયાળુ મુનિએ તેઓને બોધ આપતાં કહ્યું " તમોએ પૂર્વજન્મમાં વારંવાર ધર્મ કર્યો નથી, તેથી તમને આ નિર્ધનપણું પ્રાપ્ત થયેલું છે, માટે હવે પ્રાણ ઉપર ખેદ કરો નહીં. પ્રાણીઓને સારા કુલમાં જન્મ, નિરોગીપણું, સૌભાગ્ય, અદ્‌ભુત સુખ, લક્ષ્મી, આયુષ્ય, યશ, વિદ્યા, મનોહર કાંતા, અશ્વ, હાથી, લાખો લોકોથી સેવા, આર્યત્વ, ચક્રવર્તીપણું અને ઇંદ્રનો વૈભવ,–એ સર્વ ધર્મથી જ પ્રાપ્ત થાય છે; માટે તમે ગિરિ ઉપરથી પડીને પ્રાણત્યાગ ન કરતાં સર્વ મનોરથને આપનારા આ રૈવતગિરિ પર જાઓ. હે ભીમસેન ! તેં પૂર્વજન્મમાં અનીતિવડે એક મુનિને અઢાર ઘડી સુધી પીડ્યા હતા, તેનું આ ફલ છે. પ્રાપ્ત-પુરુષોએ બાહ્ય અભ્યંતર બન્ને પ્રકારે મુનિની આરાધના કરવી, વિરાધના કરવી નહિં; તેમની વિરાધના કરવાથી કષ્ટ પ્રાપ્ત થાય છે અને સેવા કરવાથી કષ્ટ નાશ પામે છે. હે ભદ્ર ! હવેથી તારું કલ્યાણ થશે, તેમાં કાંઇ પણ સંશય રાખીશ નહિ, કેમકે હવે અશુભ કાલ વીતી ગયો છે, તેથી જરા પણ ખેદ કરીશ નહિ. આ અખિલ ભૂમિ તારાવડે જિનમંદિરોથી મંડિત થશે, તારા જેવો કોઇ પુણ્યવાન નર થશે નહિ. ' મુનિના આવા ઉપદેશથી ભીમસેન પેલા પરદેશી મિત્રની સાથે તે મુનિને નમી શુભ ચિંતન કરતો રૈવતાચલ તરફ ચાલ્યો. અનુક્રમે રૈવતગિરિ પર આવી ઘોર તપ તપવા લાગ્યો, અને શ્રી નેમિનાથ પ્રભુની પૂજા કરવા લાગ્યો. એકદા કોઈ સંઘ ત્યાં યાત્રા કરવાને આવ્યો. તેમાં સંઘપતિ ભીમસેનનો અનુજ બંધુ હતો. સંઘ અને અમાત્યની સાથે શ્રી જિનાલયમાં પ્રભુની આરતિ ઉતારતો તે ન્હાનો ભાઇ ભીમસેનના જોવામાં આવ્યો. આરતિ ઉતાર્યા પછી તેણે ભીમસેનને જોતા જ ઓળખ્યો. એટલે અમાત્યોને કહ્યું કે, ' આ તરફ જુવો, ' અમાત્યો બોલ્યા; ' રાજન્ ! આ તમારા ભાઈ ભીમસેન છે કે જેને આપણે દરેક દેશમાં ચર મોકલીને શોધાવ્યા હતા. '

પછી ત્યાંથી સર્વે ઉઠ્યા એટલે અતિ હર્ષ પામેલા રાજાએ ભીમસેનને આલિંગન કરી નમસ્કાર કર્યો. ભીમસેન પણ પ્રીતિરૂપી વેલને વધારવાને માટે અશ્રુજલને સિંચતો હર્ષથી વારંવાર આલિંગન કરી કરીને પોતાના લઘુ બંધુના મસ્તક પર ચુંબન કરવા લાગ્યો. અનુજબંધુ ભક્તિથી બોલ્યો; ' ભાઇ ભીમસેન ! એવું કોઈ સ્થાન બાકી રહ્યું નથી, કે જ્યાં મેં તમને શોધ્યા નહિ હોય. પ્રિય ભાઈ ! આટલા વર્ષ સુધી મારા વિના

તમે ક્યાં રહ્યા હતા ? મેં તમારું રાજ્ય થાપણની જેમ આજ સુધી જાળવ્યું છે, હવે તમે તેનો સ્વીકાર કરો.' આવાં અતિવિનયવાળાં વચનથી મનમાં હર્ષ પામેલા અને સારગ્રાહી બુદ્ધિવાળા ભીમસેને મંત્રીઓની સાથે પોતાનું રાજ્ય પાછું ગ્રહણ કર્યું. પછી નિર્મલ જલથી પોતે સ્નાન કરી, પ્રભુને સ્નાન કરાવી, પૂજન કરીને શુભ ભાવનાવાળા ભીમસેને વિધિપૂર્વક આરતી ઉતારી અને પ્રતિદિન નવીન મહોત્સવપૂર્વક અઠ્ઠાઈ ઉત્સવ કરી અનુજ બંધુની સાથે તેણે શ્રીનેમિનાથ પ્રભુની પૂજા કરી. પછી જિનેશ્વરને નમી ભીમસેન પોતાના દેશ તરફ ચાલ્યો. માર્ગમાં અનેક રાજાઓએ પૂજેલો ભીમસેન મોટા ઉત્સવોથી પોતાની નગરીમાં આવી પહોંચ્યો. પોતાના સુલક્ષણયુક્ત રાજાને જોઈ ઉત્સાહવાન થયેલા નગરજનોએ નૃત્યાદિ વિવિધ ઉત્સવોપૂર્વક તેમને નગરમાં પ્રવેશ કરાવ્યો. પુરસ્ત્રીઓએ ગોખમાંથી વધાવવાને નાખેલી લાજા( ધાણી )ને ગ્રહણ કરતો રાજા ઉત્સુક મનથી સૌના આશીર્વાદપૂર્વક પોતાના મંદિર પાસે આવ્યો. વસ્ત્ર, દ્રવ્ય, તાંબૂલ, અશ્વ, વાણી અને દૃષ્ટિથી સર્વ સેવકલોકોનું સન્માન કરી, સર્વને વિદાય કરીને પછી પોતે રાજમંદિરમાં પેઠો. પ્રથમ કુલદેવતાને નમસ્કાર કરી પોતાના બંધુની સાથે ભોજન લઈ ક્ષણવાર વિશ્રામ લઈને તે સભ્યજનોથી અલંકૃત એવી સભામાં આવ્યો. એવી રીતે ભીમસેન ત્રાસ પમાડ્યા વગર પોતાની પ્રજાનું રક્ષણ કરતો, વ્યાધિરહિત થઈને ધર્મ કરતો, અર્થને ગ્રહણ કરતો હતો પણ લોભનો અર્થી ન હતો, રાજ્ય ભોગવતો હતો પણ આસક્તિથી નહિ. જ્યારથી ભીમસેન રાજ્ય પર બેઠો ત્યારથી ચોર લોકોની તો માત્ર વાર્ત્તા જ રહી હતી; નગરજનો કદિ પણ પીડિત થતા નહિ અને લોકમાં કોઈ પણ ધર્મથી ભ્રષ્ટ થતું નહિ. પ્રથમ પોતે ક્રોધના આવેશમાં પોતાનાં માતા–પિતાને મારી નાખ્યાં હતાં, તેમનો શોક કરતાં ભીમસેને માતાપિતાને ઉદ્દેશીને બધી પૃથ્વી જિનપ્રાસાદોથી મંડિત કરી દીધી. સંસારી વિકારને ત્રાસ આપનાર એવા તેણે દીનજનની દીનતાને દૂર કરતા અને દેવ–ગુરુ પર ભક્તિ ધારણ કરતા સુખે રાજ્ય ચલાવવા માંડ્યું. શત્રુઓથી અલંઘ્ય એવા ભીમસેને પોતાના અનુજ બંધુને યુવરાજપદ આપી પેલા વિદેશી મિત્રને કોશાધ્યક્ષ કર્યો.

એક વખતે જિનપૂજન કરવામાં ઉદ્યમી ભીમસેન બહાર ઉદ્યાનમાં ગયો. ત્યાં એક વિદ્યાધરને જોઈ તેણે પૂછ્યું કે; 'તમે ક્યાંથી આવો છો ?' વિદ્યાધર બોલ્યો; 'હે રાજા ! શત્રુંજય અને ઉજ્જયંત( ગિરનાર ) ગિરિ પર રહેલા પ્રભુને નમસ્કાર કરીને હું અહિં જિનેશ્વરને નમવા માટે આવેલો છું.'

તે વિદ્યાધરનાં વચનથી રાજાને સ્મરણ થયું કે, 'મારા જન્મને ધિક્કાર છે કે હું રૈવતગિરિ પર જઈને પ્રભુને નમતો નથી.' એવી ચિંતા કરતો રાજા પોતાના અનુજ બંધુ જયસેનને રાજ્ય આપી તત્કાલ અલ્પ પરિવાર અને સમૃદ્ધિ સાથે લઈ રૈવતગિરિ તરફ ચાલ્યો. અનુક્રમે પ્રથમ શત્રુંજયગિરિ પર જઈ ત્યાં શ્રી આદિનાથ પ્રભુને નમી, પૂજી અને

અઠ્ઠાઈ ઉત્સવ કરી ત્યાંથી તે રૈવતગિરિ પર ગયો. ત્યાં કર્પૂર, કેશર, ઉત્તમ ચંદન અને નંદનવનમાં થયેલાં વિવિધ પુષ્પોથી તેણે શ્રીનેમિનાથ પ્રભુની પૂજા કરી. સર્વ યાચકોના અર્થને પૂરતા ભીમસેને દાન, શીલ, તપ અને ભાવનારૂપ ધર્મમાં પ્રવૃત્તિ કરતા ત્યાં રહીને ચાર વર્ષ નિર્ગમન કર્યાં. પછી પ્રમાદરહિત એવા તેણે જ્ઞાનચંદ્ર મુનિની પાસે મુક્તિને આપનારી દીક્ષા ગ્રહણ કરી. એ ભીમસેન મહામુનિ અહીં મહાન તપશ્ચર્યા કરે છે. જેણે પૂર્વે મહાપાપ કર્યાં છે એવા આ રાજર્ષિમુનિ આ ગિરનાર ઉપર જ રહીને આજથી આઠમે દિવસે કેવલી થઈ મુક્તિપદને પામશે.'

'હે દેવતાઓ! અમે અર્બુદાચળ(આબુ) ગયા હતા, ત્યાં જ્ઞાનચંદ્ર મુનીશ્વરના મુખથી આ પર્વતરાજનું અમે આ પ્રમાણે માહાત્મ્ય સાંભળ્યું હતું; 'મહાપાપના કરનાર અને મહાદુષ્ટ એવા કુષ્ઠાદિક રોગવાળા પુરુષો આ રૈવતગિરિનાં સેવનથી સર્વ સુખનાં ભાજન થાય છે. આ ગિરિ ઉપર ભાવથી જો અલ્પદાન કર્યું હોય તો પણ તે બહુ થઈ અતિવૃદ્ધિ પામીને મુક્તિરૂપી સ્ત્રીની પ્રાપ્તિ કરાવે છે. આ ગિરિ પર દ્રવ્યાભિલાષીને દ્રવ્ય, સુખાભિલાષીને સુખ, રાજ્યાભિલાષીને રાજ્ય અને ઇંદ્રપણાને ઇચ્છનારને ઇંદ્રપણું પણ પ્રાપ્ત થાય છે. જે તીર્થને શ્રીનેમિનાથ પ્રભુએ પોતે પણ આશ્રિત કરેલું છે, તે સર્વ પાપહારી તીર્થને બીજા કયા પુરુષો ન સેવે?' આ પ્રમાણે માહેંદ્ર ઇંદ્રના મુખથી સાંભળીને સર્વ ભક્તિપરાયણ દેવતાઓ વિધિથી જિનપૂજાદિ કરી પોતપોતાનાં સ્થાનકે ગયા. આ કથા કહીને શ્રી વીરપ્રભુ ઇંદ્રને કહે છે કે; 'હે ઇંદ્ર! એવી રીતે ઘણા મુનિવરો આ તીર્થ ઉપર પોતાના પાપકર્મને ખપાવી મુક્તિપદને પામ્યા છે. એ તીર્થ ભવિષ્યમાં થનારા શ્રી નેમિનાથ પ્રભુના આશ્રયભૂત થવાનું હોવાથી ભરત રાજાએ આ અવસર્પિણી કાળમાં પ્રકાશિત કરેલું છે. રૈવતગિરિના મંડનરૂપ એ શ્રીનેમિનાથ પ્રભુ હરિવંશમાં થયેલા છે, તેથી પ્રથમ તે વંશનું સંક્ષેપમાં હું વર્ણન કરું છું, તે તું સંભાળ!'

### હરિવંશની ઉત્પત્તિ અને તેનો વિસ્તારઃ

તે તે પુરુષરત્નોની ખાણરૂપ, અનેક પર્વને ધરનાર અને કલ્યાણની કસોટી જેવો હરિવંશ ઊંચ પ્રકારે જયવંતો વર્તે છે. આ ભરતક્ષેત્રમાં ઉત્તમ તેજથી વિરાજિત અને પરાક્રમથી શત્રુઓના કોશને હરણ કરનારી કૌશાંબી નામે એક ઉત્તમ નગરી છે. જે નગરીમાં ચમત્કારી કાવ્યને પઢતી વિમુખ થયેલા વાચાળ વિદ્વાનોને પણ વિસ્મય પમાડે છે, જ્યાં પરસ્પર લોકોના સંઘટ્ટથી ઘસાતા મુગટનાં રત્નોનાં કિરણો ચારે તરફ રહેલા વાસગૃહોને વિચિત્ર ચિત્રવાળા કરે છે, જ્યા લોકો સદા આનંદમય, વિગ્રહને શાંત કરનાર અને સુંદર શરીરવાળા વસે છે, જેમના ઊંચા ગૃહોની પાસે શુભ ગ્રહો ફર્યા કરે છે, અને જ્યાં અહમિંદ્ર જેવા જાગૃતપણે શ્રી જિનેન્દ્રની આજ્ઞાથી વિભૂષિત ગૃહસ્થો-વિશેષ ધર્મ આરાધવાની ઇચ્છાથી જાણે દેવતાઓ વિવિધ ભૂષણને ધારણ કરીને પૃથ્વી પર આવ્યા હોય તેવા

જણાય છે. એવી તે નગરીમાં ભુવનના વિશાળ પ્રદેશની મધ્યમાં પોતાના શુભવ્રત ( આચરણ ) ને પ્રસારનાર અને વિદ્વાનોના માનસ( મન )માં હંસસમાન સુમુખ નામે એક રાજા હતો. તે સજ્જનોમાં સજ્જન, વિદ્વાનોમાં વિદ્વાન, શત્રુઓમાં શત્રુ, બલવાનમાં બલવાન, ધર્મિષ્ઠમાં ધર્મી, અને રૂપવંતમાં સુરૂપવાન હતો. અરિહંત પ્રભુ વીતરાગ છતાં તેઓ તેનાં ચિત્તમાં સરાગપણે વસ્યા હતા, અને યતિજનો પણ તેના ગુણોથી સંયત ( આકર્ષિત ) થયા હોય, તેમ તેના નગરમાં આવીને રહેતા હતા. વિશ્વને સુખ કરનાર, અને પોતાના ગુણોથી વિરાજમાન તથા પોતાના કર્મથી સર્વને વિશ્વાસ કરવા લાયક એવો તે રાજા સર્વ વિશ્વનાં ઐશ્વર્યનું પાલન કરતો હતો.

એક વખતે દેવવૃક્ષ( કલ્પવૃક્ષ )ની જેમ ફલ, પલ્લવ અને પુષ્પોનો વિકાશ કરતી વસંતઋતુ વનમાં પ્રવર્તી. એ ઋતુમાં ઘણી લીલા કરતી રમણીઓની સાથે ક્રીડા કરવાને માટે સુમુખ રાજા ઉદ્યાનમાં જતો હતો, તેવામાં માર્ગમાં એક સુકુમાળ બાળા તેના જોવામાં આવી. પુષ્ટ અને ઉન્નત બે સ્તનના ભારથી તેનું અંગ કાંઇક નમી ગયું હતું, વદન ઉપર કામદેવના બાણનું ભાથું હોય તેવી નાસિકા હતી, ચકિત હરિણીનાં જેવાં લોચન હતાં, નિતંબ અને મધ્યભાગ મનોહર હતો, કામદેવ અને રતિના ધનુષના જેવી ભ્રકુટી હતી, અને તેણીના હાથ-પગ કમળના જેવા કોમળ હતા. તે સુંદરીને જોઇ મનને મથન કરે તેવા મન્મથનાં બાણોથી રાજા શિથિલ થઇ ગયો, અને તત્કાળ તે પોતાનાં હૃદયમાં આ પ્રમાણે સંકલ્પવિકલ્પ કરવા લાગ્યો; ' શું સ્વર્ગને જિતીને પૃથ્વી પર વિજય કરવાને માટે આ દેવી આવેલ હશે ? અથવા શું કોઇ પુણ્યભોક્તા પુરુષનાં પુણ્યવડે તે ખીંચાઇને આવી છે ? ' આવી ચિંતામાં નિમગ્ન થયેલો રાજા ત્યાંથી એક ડગલું પણ ભરી શકયો નહિ. એટલે જાણે તેનો ભાવ જાણવાને ઇચ્છતો હોય તેમ તેનો મંત્રી શુદ્ધ વાણીથી બોલ્યો; ' સ્વામી ! આપણું તમામ લશ્કર આગળ ચાલ્યું ગયું છે, તો હવે કેમ વિલંબ કરો છો ? તમારી સાથે રમવાની ઇચ્છા કરતી વસંતલક્ષ્મી ઉત્કંઠિત થઇને રાહ જૂવે છે. ' મંત્રીની તેવી મર્મ વાણી સાંભળી રાજા તે રમણીમાં પોતાનું હૃદય મૂકી તેને વક્રગ્રીવાથી અવલોકન કરતો કરતો માંડ માંડ ત્યાંથી આગળ ચાલ્યો. સર્વ શરીરમાં કામદેવ વ્યાપ્ત થયેલો હોવાથી એ પરિતાપી રાજા અલ્પ જલમાં રહેલા માછલાની જેમ, વસંતમાં, સ્ત્રીજનમાં, અનેક કમળોમાં, વાપિકામાં, વિકાશી બોરસળીમાં કે કરેણુના પુષ્પ ઉપર કે અન્ય સ્થળે પણ જરાએ પ્રીતિ પામ્યો નહિ. જેની બીજી ઇંદ્રિયો નાશ પામી ગઇ છે એવો સુમુખ રાજા આગળ, પડખે, પછવાડે, શયનમાં, વનમાં અને ગૃહમાં જેવી તે સ્ત્રીને જોઇ હતી, તે પ્રમાણે તેને જ જોવા લાગ્યો. રાજાની આવી અવસ્થા જોઇ સુમતિ નામનો મંત્રી જાણે તેના ભાવને જાણતો જ ન હોય તેમ ભકિતથી બોલ્યો; ' હે સ્વામી ! સર્વ પૃથ્વી ઉપર તમારી આજ્ઞા માન્ય છે, રણમાં તૃણની જેમ તમે સર્વ શત્રુઓને જિતીને નમાવી દીધા છે, અને મૂર્તિમતી હોય તેમ શાશ્વત લક્ષ્મી તમારા ઘરમાં સદા વસે છે, જેથી તમને ખેદ થવાનું કાંઈ પણ કારણ મારા

સમજવામાં આવતું નથી. હે મહારાજા! તે છતાં તમે સર્વસ્વ અપહરણ થયું હોય તેમ કેમ ખેદ કરો છો? કેમ ગ્લાનિ પામીને બેસી રહો છો? અને કેમ નિઃશ્વાસ મૂકો છો? તે મને કહેવાને યોગ્ય છો.' આવાં સુમતિ મંત્રીનાં વચનોને સાંભળીને રાજા કાંઈક નિઃશ્વાસ મૂકીને બોલ્યો; 'હે મંત્રી! તમે જાણકાર હોવા છતાં હમણાં અજાણ્યા જેવા છો. આજે આ વનમાં આવતાં રતિ અને અરતિ બંનેને આપનારી અને સર્વ સ્ત્રીઓના રૂપને લૂંટનારી એક સુંદર સ્ત્રી મારા જોવામાં આવી છે. તેણીએ પોતાના કટાક્ષના તીક્ષ્ણ બાણથી મારા મનને ઉતરડી તેમાંથી જ્ઞાતાપણું હરી લીધું છે, તેથી હું ચેતન રહિત થઇ ગયો છું.' તે સાંભળી મંત્રીએ હાસ્ય કરીને કહ્યું; 'હે રાજન્! તમને દુઃખ આપનાર તે કારણ મારા જાણવામાં આવ્યું છે. તે સુંદરી વનમાળા નામે વીરકુવિંદની સ્ત્રી છે, તે હું તમને મેળવી આપીશ; માટે તમે સુખેથી રાજમહેલમાં પધારો.' મંત્રીના વચનથી હર્ષ પામેલો રાજા તેની પીઠ ઉપર હાથ ફેરવી પરિવાર સાથે પ્રાપ્ત કર્યું છે ચેતન જેણે એવો તે રાજમંદિરમાં ગયો.

આ બાજુ મંત્રીએ તેને મેળવવાનો ઉપાય વિચારી નિશ્ચય કરીને એક આત્રેયિકા નામની પરિવ્રાજિકાને વનમાળાની પાસે મોકલી. વિચિત્ર ઉપાય જાણવામાં નિપુણ એવી આત્રેયી તરત જ તેને ઘેર ગઈ. વનમાળાએ જ્યારે તેને વંદના કરી, એટલે તેણે કહ્યું; 'વત્સે, ગરમીથી ગ્લાનિ પામેલી કમલિનીની જેમ, દિવસે ચંદ્રની કળાની જેમ અને વનમાં દગ્ધ થયેલી કદલીની જેમ તું ફીકી કેમ જણાય છે?' વનમાળા તેની ઉપર વિશ્વાસ લાવી નિઃશ્વાસ મૂકીને બોલી 'હે માતા! દુર્લભ વસ્તુની સ્પૃહા કરનારી હું મંદબુદ્ધિવાળી આપને શું કહું? આજે જંગમ કલ્પવૃક્ષની જેવા મહાસુંદર અહીંના રાજા માર્ગમાં જતા મારા જોવામાં આવ્યા. તેઓ મારા પતિ નથી પણ મારી તેમના ઉપર પ્રીતિ થઈ છે, પરંતુ સર્વ પ્રકારના દૈવતવાળા અને ઉત્તમ કુલવાન એ રાજા ક્યાં અને હીનજાતિવાળી હું ક્યાં? અરે! દૈવસ્થિતિ વિષમ છે. ઇષ્ટ પદાર્થની પ્રાપ્તિ દુર્લભ હોવાથી નિર્દય કામદેવની પીડાથી પીડાતી, કુજાતિમાં ઉત્પન્ન થયેલી અને મંદ ભાગ્યવાળી મને હવે મરણનું જ શરણ છે.' આ પ્રમાણે કહેતી વનમાલાને આત્રેયીએ કહ્યું; 'વત્સે! ખેદ કર નહિ, મંત્રયંત્રાદિકવડે હું તારો મનોરથ પૂર્ણ કરીશ.' એવી રીતે વનમાળાને ધીરજ આપી આત્રેયી હર્ષ પામતી મંત્રીના ઘેર આવી અને કાર્યસિદ્ધિની બધી વાર્તા કહી સંભળાવી. મંત્રી રાત્રે એ સ્ત્રીને ગુપ્ત રીતે આત્રેયીની મારફત રાજાના સ્થાનમાં લાવ્યો અને પ્રીતિથી રાજાએ પટ્ટરાણીપદે સિંહાસન ઉપર તેને સ્થાપન કરી. જેમ ચન્દ્ર અને ચન્દ્રિકા, દેહ અને છાયા, સમુદ્ર અને સરિતા તેમ તે બન્ને અતિ પ્રેમથી સર્વદા જોડાઈ રહ્યાં. સુમુખરાજા તે વનમાલાની સાથે મહાઉદ્યાનમાં, વાપિકાઓમાં, મહેલોમાં, સરિતાના તીરમાં અને ગિરિના શિખર ઉપર યથેચ્છપણે રમવા લાગ્યો.

અહિં વનમાળાના વિયોગથી તેનો પતિ વીરકુવિન્દ જાણે ભૂતે પ્રવેશ કર્યો હોય, ઉન્મત્ત હોય, અને સર્વસ્વ હરાઇ ગયું હોય તેવો થઇ ગયો. એ વિયોગીને તૃષા, ક્ષુધા,

નિદ્રા, છાયા, કે તડકો, મહેલ કે લોકમાં કોઈ ઠેકાણે પણ પ્રીતિ રહી નહિ. મલિન શરીર પર જીર્ણ વસ્ત્ર ધરતો; હાથમાં ફૂટેલું ઠીકરું રાખતો અને દેવનિર્માલ્યને ધારણ કરતો વીરકુવિન્દ ઘેર ઘેર ફરવા લાગ્યો. કેશ છૂટા મૂકી, સર્વ અંગને કંપાવતો એ વીરકુવિન્દ પાસરલોકોથી વીંટાઈ ચૌટામાં અને શેરીએ શેરીએ ભટકવા લાગ્યો. ' હે પ્રિયા વનમાળા ! હે કૃશોદરિ ! હે સુલોચના ! મને મૂકીને તું ક્યાં ગઈ છો ? મને પ્રત્યુત્તર આપ. ' આ રીતે બૂમો પાડતો અને નગરના બાલકો પણ તેનું અનુકરણ કરી તે પ્રમાણે બોલી મોટો કોલાહલ કરતા હતા. કર્ણને અપ્રિય એવો તે પોકાર એક વખતે રાજાના સાંભળવામાં આવ્યો. ' આ શું છે ? ' તે જાણવાની ઇચ્છાએ કૌતુકથી લોચનને પ્રફુલ્લિત કરતો રાજા વનમાળાની સાથે રાજ-કુલનાં આંગણામાં આવ્યો. તેવા વિકૃતિ ભરેલા આકારવાળા અને સર્વ અંગમાં ધૂળવડે ધુસર એવા વીરકુવિન્દને અચેતન જેવો જોઈ રાજા-રાણી વિચારમાં પડ્યાં. છેવટે તેને ઓળખવાથી તેઓ બોલ્યાં કે; ' અહો ! નિર્દય શીકારીઓની પેઠે આપણે દુઃશીલ થઈને આ મહાનિર્દય કાર્ય કર્યું છે, અને આ વિશ્વાસી ગરીબ પુરુષને છેતર્યો છે. અરે ! અવિવેકી એવા અમારી વિષયલંપટતાને ધિક્કાર છે. આવા આચરણથી આપણા જેવા પાપીજનોને નરકમાં પણ સ્થાન મળવું દુર્લભ છે. જેઓ અહોરાત્ર જિનધર્મને સાંભળે છે, આચરે છે અને પોતાના વિવેકવડે વિશ્વનો ઉપકાર કરે છે તેઓ સર્વદા વંદનીય છે. ' આવી રીતે પોતાને નિંદતા અને ધર્મીજનને અભિનંદતા તે સુમુખરાજા અને વનમાળાની ઉપર તે જ વખતે અકસ્માત્ આકાશમાંથી વિજળી પડી અને તેણે તે બન્નેના પ્રાણ હરી લીધા. પરસ્પર સ્નેહના પરિણામથી અને શુભધ્યાનથી મૃત્યુ પામીને તેઓ બંને હરિવર્ષક્ષેત્રમાં જુગલીઆપણે ઉત્પન્ન થયા. માતાપિતાએ 'હરિ' અને 'હરિણી' એવાં તેમનાં નામ પાડ્યાં. પૂર્વજન્મની જેમ તેઓ અવિયોગી દંપતી થયાં. દશ પ્રકારના કલ્પવૃક્ષોએ જેમના મનોરથ પૂરેલા છે એવા તેઓ દેવની જેમ સુખે વિલાસ કરતાં રહેવા લાગ્યાં.

સુમુખ રાજા અને વનમાળા વિદ્યુત્પાતથી મૃત્યુ પામ્યા પછી વીરકુવિન્દે દુસ્તપ બાલતપશ્ચર્યા કરવાનો આરંભ કર્યો. પ્રાંતે મૃત્યુ પામીને તે સૌધર્મકલ્પમાં કિલ્વિષિકદેવ થયો. અવધિજ્ઞાનથી તેણે પોતાનો પૂર્વજન્મ જોયો એટલે તત્કાળ પેલા હરિ અને હરિણી તેના જોવામાં આવ્યાં. તે વખતે જ ઉગ્રરોષથી રાતાં નેત્ર કરી ભ્રૂકુટીવડે ભયંકર થઇને તે શીઘ્ર હરિવર્ષમાં આવ્યો. તેણે વિચાર કર્યો કે; ' આ બંને જુગલીઆનો અહિં વધ કરવો ઠીક નથી, કેમકે જો અહિં મૃત્યુ પામે તો આ ક્ષેત્રના પ્રભાવથી તેઓ અવશ્ય સ્વર્ગમાં જશે; માટે એ મારા કટ્ટા શત્રુઓને દુર્ગતિમાં લઈ જનારા અને અકાળે મૃત્યુ આપનારા કોઇ બીજા સ્થાનમાં હું લઇ જઉં. " આવો નિશ્ચય કરી તે દેવ કલ્પવૃક્ષો સહિત તે જુગલીઆને આ ભરતક્ષેત્રમાં ચંપાનગરીમાં લાવ્યો.

પ્રથમ શ્રી ઋષભદેવસ્વામીના પુત્ર બાહુબલિને સોમયશા નામે પુત્ર થયો હતો. તેના

વંશમા જે રાજાઓ થયા, તે સર્વ ચંદ્રવંશી અને ઇક્ષ્વાકુકુલના કહેવાયા. સોમયશાનો પુત્ર શ્રેયાસ થયો. અને તે પછી સાર્વભૌમ, સુભૂમ, સુઘોષ, ઘોષવર્દ્ધન, મકાનંદી, સુનંદી, સર્વભદ્ર, અને શુભંકર ઈત્યાદિ અસંખ્ય રાજાઓ સ્વર્ગ અને મુક્તિ પામ્યા. પછી ચંદ્રકીર્ત્તિ નામે રાજા તે ચંપાનગરીમાં થયો, તે પુત્રરહિત મરણ પામ્યો. તે સમયે સર્વ મંત્રીઓ કોઇને રાજા કરવા માટે ઉપાય ચિંતવતા હતા, તેવામા આ કિલ્વિષિકદેવે આકાશમા રહીને આ પ્રમાણે કહ્યુ; 'હે મંત્રીઓ ! હે લોકો ! તમે મનમા આવી મોટી ચિંતા કેમ કરો છો ? અનેક શત્રુઓને નમાવનાર આ પુરુષ તમારા સારા ભાગ્યથી તમારો રાજા થશે. તેને આ કલ્પવૃક્ષોના ફલની સાથે મદ્ય-માંસ પણ આપજો, અને આ તમારા સ્વામી તે સ્ત્રી-ભર્ત્તારને સ્વેચ્છાચારી તેમજ દુરાચારી થવા દેજો ' લોકોને આવી શિક્ષા આપી, તે બન્નેનું આયુષ્ય ટૂંકું કરી અને સો ધનુષ્યની કાયા કરી કિલ્વિષિદેવ કૃતાર્થ થઇને અંતર્ધાન થઈ ગયો. પછી પ્રીતિથી ભરપૂર એવા સામંત અને મંત્રીઓએ મંગળિક શબ્દોના ઉચ્ચારણપૂર્વક તીર્થોના જલ લાવી હરિરાજાને રાજ્ય ઉપર અભિષેક કર્યો. શ્રી શીતળનાથ પ્રભુના તીર્થમા એ હરિરાજા થયો, તેનાથી અનેક રાજાઓને ધારણ કરનારો હરિવંશ પૃથ્વીમા પ્રસિદ્ધ થયો. હરિરાજાએ સમુદ્રમેખલાવાળી પૃથ્વીને સાધી લીધી અને લક્ષ્મીના જેવી અનેક રાજકન્યાઓની સાથે પાણિગ્રહણ કર્યું. કેટલોક કાળ ગયા પછી હરિરાજાથી હરિણીને વિષે વિશાળ વક્ષસ્થલવાળો પૃથ્વીપતિ નામે પુત્ર થયો. હરિ અને હરિણી અનેક પ્રકારના પાપ ઉપાર્જન કરીને દુર્ગતિમા ગયા પછી તેનો પુત્ર પૃથ્વીપતિ પૃથ્વીનો પતિ થયો. ચિરકાળ રાજ્ય પાળી છેવટે મહાગિરિ નામના પુત્રને રાજ્ય પર સ્થાપિત કરી તપશ્ચર્યા કરીને તે સ્વર્ગે ગયો. તેનો પુત્ર હિમગિરિ, તેનો પુત્ર વસુગિરિ, તેનો પુત્ર ગિરિ, તેનો પુત્ર મિત્રગિરિ અને તેનો પુત્ર સુયશા થયો શ્રી ચંદ્રવંશના (હરિવંશના) એ સર્વ રાજાઓ જિનધર્મના ધુરંધર, ત્રિખંડના ભોક્તા અને સંઘના અધિપતિ થયા એવી રીતે અનુક્રમે હરિવંશમા અસંખ્ય રાજાઓ થયા. તેઓમા કેટલાક તપથી સ્વર્ગે ગયા અને કેટલાક મોક્ષે ગયા. આ પ્રસંગે તે વિસ્તાર પામેલા હરિવંશમા થયેલા વીશમા તીર્થંકર શ્રી મુનિસુવ્રતસ્વામીનું પાચ પર્વ (કલ્યાણક) વડે શ્રેષ્ઠ સંપત્તિયુક્ત એવું ચરિત્ર કહેવામા આવે છે.

## શ્રી મુનિસુવ્રતસ્વામી ભગવાનનું ચરિત્ર

આ ભરતક્ષેત્રને વિષે મગધદેશના મંડનરૂપ રાજગૃહ નામે નગર છે, જે આ પૃથ્વીના વક્ષ સ્થલ પર સ્વસ્તિકરૂપ છે. જ્યા ઘેર ઘેર સુમેરુગિરિથી તેના શિખરો આવ્યા હોય, તેવા દારિદ્રને ચોરનારા કનકના રાશિ જણાય છે એ નગર તીર્થસ્વરૂપ હોવાથી, ભવ્ય પ્રાણીઓના ઉત્પન્ન થવાથી, સુંદર ચૈત્યોથી અને પવિત્ર પ્રદેશોથી મુનિઓને પણ સદા સેવા કરવા યોગ્ય થઇ પડયું હતું. સુપર્વ-દેવતાઓથી, બુધ-પંડિતોથી, કવિઓથી, કલાધારીઓથી અને પ્રીતિથી સ્થિતિ કરીને રહેલા ગુરુથી તથા મિત્રથી એ નગર સ્વર્ગથી પણ

અધિક[1] જણાતું હતું. તે નગરને વિષે હરિવંશમાં મુક્તામણિની જેવો નિર્મલ અને ઉગ્ર તેજથી સૂર્ય જેવો સુમિત્ર નામે રાજા હતો. તેણે વિનયથી, બલથી અને સૌભાગ્યથી વિદ્વાનો, શત્રુઓ અને સ્ત્રીઓનાં ચિત્તમાં નિવાસ કર્યો હતો. તે રાજાને જાણે જંગમ પદ્મા (લક્ષ્મી) દેવી હોય તેવી પદ્માદેવી નામે નિર્વિકારી રાણી હતી, જે તે રાજાના અર્ધ અંગને અને રાજ્યને અલંકૃત કરતી હતી. બાહ્ય અને અભ્યંતર નિર્મલ એવા શીલાદિક ગુણોથી હારાદિકવડે શરીરની જેમ તે પોતાના આત્માને શોભાવતી હતી.

અહિં આણતકલ્પમાંથી દેવસંબંધી ભવનો ક્ષય કરી અને આયુષ્યને પૂર્ણ કરી શ્રાવણમાસની પૂર્ણિમાની રાત્રીએ પ્રભુ શ્રીમુનિસુવ્રતસ્વામી પદ્માદેવીની કૂક્ષીમાં અવતર્યા. તે સમયે સુખે સૂતેલાં પદ્માદેવીએ તીર્થંકરના જન્મને સૂચવનારાં ચૌદ મહાસ્વપ્નો રાત્રિના શેષભાગે અવલોકયાં. સમય આવતાં જયેષ્ઠમાસની કૃષ્ણઅષ્ટમીએ શ્રવણનક્ષત્રમાં કાચબાનાં લાંછનવાળા, અને તમાલના જેવી શ્યામ કાંતિવાળા કુમારને દેવીએ જન્મ આપ્યો. દિક્કુમારીઓએ આવી ભક્તિથી સૂતિકર્મ કર્યું. પછી ઇંદ્ર એ વીશમા તીર્થંકરને મેરુગિરિ પર લઈ ગયા. ત્યાં સૌધર્મ ઇંદ્રના ઉત્સંગમાં રહેલા જગદ્ગુરુને ત્રેસઠ ઇંદ્રોએ પવિત્ર તીર્થોદકવડે જન્માભિષેક કર્યો. (પછી ઇશાનેંદ્રના ખોળામાં બેસારીને સૌધર્મેન્દ્રે પ્રભુનો અભિષેક કર્યો.) એ પ્રમાણે સર્વે દેવનાયકો ભકિતથી પૂજા અને સ્તુતિ કરી, પ્રભુને માતાની પાસે મૂકી નંદીશ્વરદ્વીપે ગયા અને ત્યાં અઠ્ઠાઈ મહોત્સવ કરીને પોતપોતાનાં સ્થાનકે ગયા. સુમિત્ર રાજાએ પ્રાતઃકાલે પુત્રનો જન્મોત્સવ કર્યો, અને લોકને પ્રસન્ન કરી મુનિસુવ્રત એવું પ્રભુનું નામ પાડયું.

ત્રણ જ્ઞાનવડે પવિત્ર છે આત્મા જેનો એવા તે સર્વજ્ઞ પ્રભુ બાલ્યવયનું ઉલ્લંઘન કરીને યૌવનવયમાં વીશ ધનુષ્યની કાયાવાળા થયા. પછી શ્રી મુનિસુવ્રતપ્રભુ પૃથ્વીપુરના અધિપતિ પ્રભાકર રાજાની પુત્રી પ્રભાવતીને સ્વયંવરમાં પરણ્યા. કેટલાક સમયે પૂર્વદિશાથી સૂર્યની જેમ મુનિસુવ્રતસ્વામીને પ્રભાવતીદેવીથી સુવ્રત નામે પુત્ર થયો. ભગવંતે રાજ્ય પાળી ફાલ્ગુનમાસની શુકલદશમીએ શ્રવણનક્ષત્રમાં એક હજાર રાજાઓની સાથે દીક્ષા લીધી. ફાલ્ગુન માસની કૃષ્ણદ્વાદશીએ શ્રવણનક્ષત્રમાં પ્રભુને ઘાતીકર્મનો ક્ષય થવાથી કેવલજ્ઞાન ઉત્પન્ન થયું. ઇંદ્રે કેવલજ્ઞાનનો મહોત્સવ કર્યો. વિશ્વને દેશનાના કિરણોથી પ્રબોધ કરતા ભગવંત એક વખતે રાત્રે પ્રતિષ્ઠાન નામે નગરમાં સમવસર્યા. ત્યાંથી પોતાના પૂર્વભવનો મિત્ર એક અશ્વ ભરુચમાં અશ્વમેધયજ્ઞમાં હોમાતો જાણીને પ્રભુ રાત્રિમાં જ વિહાર કરી પ્રાતઃકાલે ભૃગુકચ્છ નગરે પહોંચ્યા. માર્ગમાં સિદ્ધપુરમાં મધ્યરાત્રે ક્ષણવાર વિશ્રામ લીધેલો હોવાથી પ્રાતઃકાલે ત્યાં વજ્રધર રાજાએ તેમનું ચૈત્ય કરાવ્યું. રાત્રિએ વિહારમાં સાઠ

---

યોજન ઉલ્લંઘન કરી કોરંટક નામના ભરુચના ઉદ્યાનમાં પ્રભુ પધાર્યા. ત્યાં પ્રાતઃકાળે દેવતાઓએ સમવસરણ રચ્યું, તે વખતે પ્રભુને નમવાને તે જ અશ્વ ઉપર બેસી નગરનો સ્વામી જિતશત્રુરાજા ત્યાં આવ્યો. ત્યાં પ્રભુનાં દર્શન કરી તે અશ્વે પણ ઊંચા કાન કરીને સર્વ લોકને તૃપ્તિ કરનારી આ પ્રમાણે દેશના સાંભળી;

'કુકર્મરૂપ શિકારી પ્રાણીઓથી આકુલ એવા આ ક્રૂર ભવારણ્યમાં શરણરહિત એવો સંસારી પ્રાણી નરકાદિ દુર્ગતિઓમાં પીડાય છે. ચાર કષાયોથી ચાર ગતિઓમાં વિચરતો પ્રાણી કર્મરૂપી ભાલાના રુંધાવાથી સ્વેચ્છાએ જ હેરાન થાય છે. તેમાં કારણ વગરના મિત્ર અને જગતને પૂજવા યોગ્ય એવા માત્ર ધર્મથી જ પ્રાણીની રક્ષા થાય છે; બીજાથી રક્ષા થતી નથી. જે ધર્મ અનાથનો નાથ, સર્વને અભય કરનાર અને સ્વર્ગ તથા મુક્તિના કારણરૂપ છે, તે સર્વદા ભવ્ય પ્રાણીઓએ સેવનીય છે." ઇત્યાદિ દેશના પૂર્ણ થયા પછી જિતશત્રુ રાજાએ પ્રભુને પૂછ્યું કે; 'ભગવન્ ! આ આપની દેશનાથી અહિં કોણ કોણ ધર્મને પ્રાપ્ત થયા છે ?' પ્રભુએ કહ્યું; 'આ તમારા અશ્વ વગર બીજા કોઈને અત્યારે ધર્મ પ્રાપ્ત થયો નથી.' ફરીથી રાજાએ પૂછ્યું; 'હે વિભુ ! જેને ધર્મ પ્રાપ્ત થયો એવો આ અશ્વ કોણ છે ?' પ્રભુ બોલ્યા, 'હે રાજા ! તું તેનાં પૂર્વ ભવોને સાંભળ.'

પૂર્વે ચંપાનગરીમાં હું સુર નામે ધનાઢ્ય શ્રેષ્ઠી હતો. તે વખતે આ અશ્વ મતિસાગર નામે મંત્રી હતો ને તે મારો મિત્ર હતો. તેનાં સર્વ અંગ અને ચેતન માયાકપટ અને મિથ્યાત્વથી ભરપૂર હતાં. ત્યાંથી મૃત્યુ પામી કેટલાક ભવમાં ભમીને તે પદ્મિનીખંડ નામના નગરમાં સાગરદત્ત નામે એક મિથ્યાત્વી વણિક થયો. તે નગરમાં જિનધર્મ નામે એક ઉત્તમ શ્રાવક વણિક રહેતો હતો, તેને સાગરદત્તની સાથે અતિશય પ્રીતિ થઈ. એકદા તે બન્ને મિત્રો કોઈ મુનિને વાંદવા પૌષધગૃહમાં ગયા. ત્યાં મુનિના મુખકમળથી મનવાંછિતને આપનારો ધર્મ તેઓએ સાંભળ્યો. તેમાં તેમણે એવું સાંભળ્યું કે; 'જે પુરુષ મૃત્તિકાનું, સુવર્ણનું કે રત્નનું જિનબિંબ કરાવે, તે ભવાંતરનાં કુકર્મોનો નાશ કરે છે.' તે સાંભળી સાગરદત્તે એક સુવર્ણનું જિનબિંબ કરાવ્યું; અને પોતાના ઘરમાં સાધુઓની પાસે તેની પ્રતિષ્ઠા કરાવીને સ્થાપિત કર્યું. તેણે પૂર્વે નગરની બહાર એક ઊંચું શિવાલય કરાવ્યું હતું, તેમાં ઉત્તરાયણના પર્વને દિવસે તે દર્શન કરવા ગયો. ત્યાં તે શિવાલયના પૂજારીઓને ઘીના ઘડા ઉપરથી ખરી પડેલી ઉધઈને કચરી નાખતા જોઈ સાગરદત્ત અતિ દુઃખી થયો. દયાળુ સાગરદત્ત ઘડા ઉપરથી તે ઉધઈને, વસ્ત્રથી દૂર કરવા લાગ્યો એટલે એક પૂજારીએ આવીને હાથી ચૂર્ણની જેમ તે સર્વે ઉધઈઓને પગના આઘાતથી પીલી નાંખી. વળી તે પૂજારી બોલ્યો; 'અરે ! સાગર ! પાખંડી શ્વેતાંબરીઓએ તને છેતર્યો લાગે છે કે, જેથી કપટથી તું આ જંતુઓની રક્ષા કરવા લાગ્યો છે.' તે પૂજકના આવા કૃત્યની તેના આચાર્યે પણ ઉપેક્ષા કરી. તેથી સાગરદત્ત વિચાર કરવા લાગ્યો કે; 'આ નિર્દય પૂજકોને ધિક્કાર છે. આવા દુરાશયી લોકોને ગુરુબુદ્ધિથી કેમ પૂજાય ! કે જેઓ

પોતાને અને યજમાનને દુર્ગતિમાં પાડે છે.' આવો વિચાર કરી તેમના આગ્રહથી તેણે ત્યાં પૂજાદિ ક્રિયા કરી. પ્રાંતે સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યા વગર, દાનશીલ સ્વભાવવાળો તે સાગરદત્ત મોટા આરંભવડે ધન મેળવી આણીરક્ષામાં પરાયણ રહી મૃત્યુ પામીને આ તારો જાતિવંત અશ્વ થયેલ છે, અને તેને બોધ કરવાને માટે જ હું અહીં આવેલો છું. પૂર્વજન્મમાં કરાવેલી જિનપ્રતિમાના પ્રભાવથી તેણે મારો યોગ અને ધર્મયોગ પ્રાપ્ત કર્યો છે.'

આ પ્રમાણે સાંભળી તે જાતિવંત અશ્વને જાતિસ્મરણ થયું. તેથી સંસારથી ભીરુ થઈને તેણે પ્રભુની પાસે અનશનવ્રત ગ્રહણ કર્યું. પછી તે સમ્યક્ત્વધારી અશ્વ સાત દિવસ સુધી અનશનમાં રહીને સમાધિવડે મૃત્યુ પામીને સહસ્રાર દેવલોકમાં દેવતા થયો. અવધિજ્ઞાનથી પોતાનો પૂર્વભવ જાણી પૃથ્વી ઉપર આવીને તેણે સુવર્ણના પ્રાકાર( કિલ્લા )ની મધ્યમાં એક શ્રી સુવ્રતપ્રભુની પ્રતિમા કરાવી. અને તે પ્રતિમાની સામે પોતાની અશ્વમૂર્ત્તિ કરાવી ઊભી રાખી. પછી તે શ્રી સુવ્રતપ્રભુના ભક્તોના મનોરથ પૂર્ણ કરવા લાગ્યો. ત્યારથી અશ્વાવબોધક નામે તે પવિત્ર તીર્થ લોકમાં પ્રખ્યાત થયું, અને ભૃગુકચ્છ ( ભરૂચ ) નગર પણ વિશેષ પ્રસિદ્ધિ પામ્યું. જેમ તે અશ્વે એકગણો ધર્મ કરીને બહુ ફલ પ્રાપ્ત કર્યું, તેમ કોઈ પણ પુરુષ ત્યાં જેટલું ધન વાપરે છે, તેનાથી અસંખ્યગણું ધન પ્રાપ્ત કરે છે. નર્મદાનદીના ભૃગુ( તટ )ના શિખર ઉપર કચ્છના જેવું અને લીલોતરીવાળું તે નગર હોવાથી તેનું ભૃગુકચ્છ એવું નામ પ્રખ્યાત થયું છે. ત્યાં શ્રી મુનિસુવ્રત પ્રભુના સ્નાત્રજલવડે નિર્મલ એવી નર્મદા નામે વૃક્ષોની ઘટાથી શોભતી નદી છે, કે જે દીનજનને અદીન કરે છે. 'જેમ તારો નીચે પાત થાય છે અને મારો ઉંચે પાત થાય છે, તેમ મને સેવનારા પુરુષોની પણ ઊર્ધ્વગતિ જ થાય છે.' એવી રીતે એ નદી પોતાના તરંગોવડે આકાશગંગાને હસે છે. કદિ લોકો સ્વેચ્છાથી નર્મદાનદીને નિમ્નગા ( નીચે જનારી ) કહે છે, તે ભલે કહો, પણ તે નદી ઉન્નિમ્નગા ( ઊંચે જનારી ) છે, કારણકે, તે લોકોને ઊંચી ગતિમાં લઈ જાય છે.

ત્યાંથી સુર-અસુરોએ પૂજેલા શ્રી મુનિસુવ્રતસ્વામી શ્રી વિમલાચળ ઉપર સમવસર્યા. જગતપતિ પ્રભુ પોતાના ચરણન્યાસથી સર્વ શિખરોને તીર્થરૂપ કરી, પછી ત્યાંથી પાછા ભૃગુકચ્છ ( ભરૂચ ) નગરે આવ્યા. ત્યાંથી સૌરીપુરમાં, ચંપાનગરીમાં, પ્રતિષ્ઠાનનગરમાં, સિદ્ધપુરમાં, હસ્તિનાગપુરમાં અને બીજા પણ અનેક નગરોમાં વિહાર દ્વારા સર્વને તીર્થરૂપ કરી અને ભવ્યજનોનો ઉદ્ધાર કરી પ્રાંતે સુવ્રતસ્વામી એક હજાર મુનિઓની સાથે સમ્મેતશિખરે આવ્યા. ત્યાં એક માસનું અનશન કરી જ્યેષ્ઠ માસની કૃષ્ણ નવમીએ શ્રવણ નક્ષત્રમાં હજાર મુનિઓની સાથે અવિનાશીપદ( મોક્ષ )ને પ્રાપ્ત થયા. કૌમારવયમાં અને દીક્ષામાં-બંનેમાં સાડાસાત હજાર વર્ષ અને રાજ્યમાં પન્નર હજાર વર્ષ મળી ત્રીશ હજાર વર્ષનું આયુષ્ય શ્રી મુનિસુવ્રતસ્વામીએ પૂર્ણ કર્યું. શ્રી સુવ્રતસ્વામીનું અને ભૃગુકચ્છ તીર્થનું

આ ચરિત્ર ભવ્યપ્રાણીઓને પાપની શાંતિને માટે થાઓ. તીર્થંપતિ શ્રી મુનિસુવ્રતસ્વામી પછી સુવ્રત નામે રાજા થયા, અને ત્યાર પછી તે વંશમાં બીજા ઘણા રાજાઓ થયા.

## શ્રી નેમિનાથ પ્રભુનું ચરિત્ર

આ ભરતક્ષેત્રમાં મથુરા નામે લક્ષ્મીના સ્થાનરૂપ નગરી છે. નેત્રની સ્ફુરતી ધારા જેમ કાજળવડે શોભે તેમ તે નગરી યમુના નદીના કૃષ્ણ જલવડે શોભી રહી છે. તે નગરીમાં પૂર્વોક્ત હરિવંશમાં વસુનો પુત્ર બૃહદ્ધ્વજ થયો. અને તે પછી ઘણા રાજાઓ થઈ ગયા પછી યદુ નામે એક રાજા થયો. યદુરાજાને સૂર્યના જેવો તેજસ્વી સૂર નામે પુત્ર થયો. તેને વીરલોકોમાં ગજેંદ્રસમાન શૌરી અને સુવીર નામે પુત્રો થયા. શૌરીને રાજ્ય ઉપર અને સુવીરને યુવરાજપદ ઉપર બેસારી સૂરરાજાએ સંસારપર વૈરાગ્ય આવવાથી દીક્ષા ગ્રહણ કરી. શૌરિ મથુરાનું રાજ્ય પોતાના અનુજબંધુ સુવીરને આપી કુશાર્ત્તદેશમાં ગયો, ત્યા તેણે શૌર્યપુર નામે નવીન નગર વસાવ્યું. શૌરીરાજાને અંધકવૃષ્ણિ વગેરે અને સુવીરને ભોજવૃષ્ણિ વગેરે અપરિમિત બલવાળા પુત્રો થયા. મહાપરાક્રમી સુવીરે મથુરાનું રાજ્ય ભોજવૃષ્ણિને આપી પોતે સિંધુદેશમા જઈને સૌવીર નામનું નવું નગર વસાવ્યું. શૌરી પોતાના રાજ્ય ઉપર કીર્ત્તિમાન્ અંધકવૃષ્ણિને સ્થાપી પોતે સુપ્રતિષ્ઠ મુનિની પાસે દીક્ષા લઈ મોક્ષે ગયો મથુરામા રાજ્ય કરતા ભોજવૃષ્ણિને ભુજાના ઉગ્ર પરાક્રમવાળો ઉગ્રસેન નામે એક પુત્ર થયો. અંધકવૃષ્ણિને સુભદ્રા નામે રાણીથી સમુદ્રવિજય, અક્ષોભ્ય, સ્તિમિત, સાગર, હિમવાન્, અચળ, ધરણ, પૂરણ, અભિચંદ્ર અને વસુદેવ નામે દશ પુત્રો થયા. તે દશે પુત્ર દશાર્હ કહેવાયા સમશીલવાળા, પરસ્પર પ્રીતિમા પરાયણ અને શસ્ત્ર તથા શાસ્ત્રના અભ્યાસી તે દશે પુત્રો હર્ષથી પિતાની ભક્તિ કરતા હતા તેમને રૂપ-લક્ષ્મીની સાથે સ્પર્ધા કરતી અને ઉજ્જવળ કળાઓવડે શોભતી કુંતી અને મદ્રી નામે બે બ્હેનો થઈ.

શ્રી ઋષભદેવસ્વામીને એક કુરુ નામે પુત્ર હતો, જેના નામથી કુરુક્ષેત્ર કહેવાય છે. તે કુરુનો પુત્ર હસ્તી નામે થયો જેના નામથી હસ્તીનાપુર કહેવાય છે. હસ્તીરાજાના સંતાન-મા વિશ્વવીર્ય નામે રાજા થયો. તે જ વંશમા અનુક્રમે સનત્કુમાર, શાંતિ, કુંથુ અને અર એ ચાર ચક્રવર્ત્તી થયા, જેમા પાછળના ત્રણ તીર્થંકરો પણ થયા હતા ત્યાર પછી ઇંદ્રકેતુ અને તેનો કીર્ત્તિકેતુ થયો, જેણે શત્રુઓના કુલનો અંત કર્યો હતો. તેનો શુભ વીર્ય, તેનો સુવીર્ય અને તેનો પુત્ર અનંતવીર્ય રાજા થયો. તેનો પુત્ર કૃતવીર્ય અને તેનો પુત્ર સુભૂમ ચક્રવર્ત્તી થયો. તે પછી અસંખ્ય રાજાઓ થઈ ગયા પછી શાંતનુ નામે રાજા થયો. તે હસ્તિનાપુરમા રહીને સર્વ પૃથ્વીનું રાજ્ય કરતો હતો અને મેરુગિરિ પર રહેલા ધ્રુવના તારાની ફરતું જ્યોતિશ્ચક્ર બધું ફરે તેમ સર્વ રાજાઓ તેની ચારે બાજુ ફર્યા કરતા હતા. એક વખતે તે રાજા નીલ વસ્ત્ર પહેરી, મયૂરના પીંછાનો મુગટ પહેરી

અને હાથમાં ધનુષ્ય લઈ વાગુરિક[1] (વાઘરી) લોકોએ પ્રથમથી રૂંધેલા એવા વનમાં પેઠો. વનની મધ્યમાં રહેલા સર્વે શિકારી ભીલો કૌતુકથી ઉત્કટ થઈ નવા નવા ખુંખારવથી અરણ્યના જીવોને ક્ષોભ કરવા લાગ્યા. કોઈ ધસતા, કોઈ દોડતા અને કોઈ તર્જના કરતા શિકારીઓ હાકોટાના શબ્દોથી જ પ્રાણીઓને સત્ત્વરહિત કરવા લાગ્યા. રાજાના ધનુષ્યના ટંકારથી ઊંચા કાન કરી રહેલા નજીકના મૃગબાલકો પોતાના ચપલ લોચનથી વનિતાઓનું સ્મરણ કરાવતા હતા. આ રીતે સમગ્ર શિકારીલોકો પાપઋદ્ધિ(શિકાર)ના રસમાં આસક્ત થયા છે, તેવામાં એક મૃગની પછવાડે પડેલો અને અશ્વે આકર્ષેલો શાંતનુ રાજા દૂર ચાલ્યો ગયો. જેમ જેમ મૃગ દોડે છે, તેમ તેમ જાણે આકર્ષાતો હોય તેમ રાજા ધનુષ્ય ખેંચીને તેની પાછળ ચાલ્યો જાય છે. વેગવાળા અશ્વવડે વનમાં ભમતો રાજા અનુક્રમે ગંગાના કાંઠે આવ્યો. ત્યાં તેણે રત્નોથી રચેલું એક મોટું ચૈત્ય જોયું. શાંતનુને વિચાર થયો કે; 'સુધાથી પણ ઉજ્જવલ એવો આ પ્રાસાદ ઘણો પ્રકાશિત છે. હું ધારું છું કે, આ પ્રાસાદના કિરણોથી જ ગંગા નદી નિર્મળ થઈ હશે. અને આ ચૈત્યની કાંતિથી જ આ વૃક્ષો પુષ્પસહિત હોય તેમ નદીઓવડે સમુદ્રની જેવાં અથવા વિદ્યુત્‌વડે મેઘની જેવાં શોભે છે.' આ પ્રમાણે ચિંતવીને પવિત્ર કીર્ત્તિવાળા અને કૌતુકી રાજાએ તે ચૈત્યની મધ્યમાં પ્રવેશ કર્યો. ત્યાં ચન્દ્રની ઉપર ચન્દનના બિન્દુની જેવી પાપને ત્રાસ પમાડનારી શ્રી આદિનાથ-પ્રભુની સુન્દર પ્રતિમા તેણે દીઠી. પછી પ્રભુને નમસ્કાર કરીને તે મત્તવારણ[2] ઉપર બેઠો, ત્યાં અપ્સરાના જેવી એક કન્યા તેના જોવામાં આવી. 'સુન્દર વેષવાળી, જગતના શૃંગાર જેવી અને શૃંગારરસને જીવાડનારી આ બાળા શું વિધાતાએ સૃષ્ટિના શેષભાગે ઇષ્ટના હેતુએ સરજી હશે? સ્વર્ગના સ્થાનને શોભા આપનારી સુંદરીઓને પણ રૂપવડે તિરસ્કાર કરનારી આ ઉત્તમ રમણી શું ત્રણ જગતનાં સૌન્દર્યના સારરૂપ બનેલી છે?' આવા સંકલ્પ-વિકલ્પ કરીને રાજા તે બાળાનાં મુખ પર પોતાનાં નેત્રને સ્થિર કરી સ્નેહવડે પવિત્ર એવી વાણીથી આદરપૂર્વક બોલ્યો; 'હે કન્યા! પૃથ્વીમાં રત્નસમાન તું કોણ છે? અહીં વનમાં તેં સ્થિતિ કેમ કરી છે? પ્રાણીઓને વશ કરવામાં મહાઔષધિરૂપ તું કોની પુત્રી છે? અથવા શું મારા નેત્રના અગણ્ય પુણ્યથી તું અહિં આવી છે? તારાં મુખના વચનામૃતથી મારા કર્ણને પ્રસન્ન કર.' રાજા આ પ્રમાણે પૂછે છે, તેવામાં કોઇ પુરુષ આગળ આવીને બોલ્યો; 'રાજેંદ્ર! આ બાળાનું શુભ ચરિત્ર સાંભળો.'

'વિદ્યાધરોના પતિ જહ્નુની આનંદ આપનારી આ પુત્રી છે. કળાગુરુની પાસેથી તે સર્વ શાસ્ત્રાર્થ ભણી છે. આનું નામ ગંગા છે. અને તે અનુક્રમે પ્રાણીઓને આનંદ આપવાને કામદેવના સામ્રાજ્યની રાજધાનીરૂપ ઉત્તમ યૌવનને પ્રાપ્ત થઈ છે. એક વખતે પ્રાતઃકાળે બાળા હર્ષથી પિતાના ઉત્સંગમાં બેઠી હતી, તેવામાં ત્યાં કોઇ જ્ઞાની ચારણ મુનિ આવ્યા. જહ્નુ રાજાએ તેમને નમી, ઉત્તમ આસન ઉપર બેસાડી, રૂપવિદ્યાવડે

---

૧ જાળ પાથરનાર ૨ દેરાસરનો આગળના ભાગનો ઝુલતો ગોખ.

સમાન એવા પોતાની પુત્રીના વરને માટે પૂછ્યુ. મુનિ બોલ્યા, "ગંગા નદીના કાઠે મૃગયાથી ખેચાઈને શાંતનુ રાજા આવશે અને તે આ સ્ત્રીનો પતિ થશે" આ પ્રમાણે કહીને રાજાએ વાદેલા ચારણમુનિ પાછા આકાશમા ચાલ્યા ગયા પછી જહ્નુરાજાએ ગંગાના તીરે મણિરત્નમય જિનપ્રાસાદ બનાવ્યો. પિતાની આજ્ઞાથી અહિ ગગાના તીરે સ્થિતિ કરીને આ બાળા નિત્ય શ્રી આદિનાથ પ્રભુનું આરાધન કરે છે હે રાજા! તેના ભાગ્યસમૂહથી આકર્ષાયેલા તમે અહિં આવી ચડ્યા છો, માટે હવે આદિનાથ પ્રભુની આગળ આ બાળાનુ પાણિગ્રહણ કરો.' આ પ્રમાણે સાભળી તે રમણી હાસ્ય કરવાથી નીકળતા નિર્મળ દાતના કિરણોથી પોતાના પતિને પ્રીતિગૃહમા પ્રવેશ કરવાને માટે જાણે તોરણ રચતી હોય તેમ બોલી, 'જે રાજા મારુ વચન ઉલ્લઘન કરે નહિ, તે મારો પતિ થાય, અને જો મારું કહેલુ ન કરે તો હું મારા પિતાને ઘેર પાછી ચાલી જઉં' આવી મે પ્રતિજ્ઞા કરેલી છે તે કન્યાની તેવી પ્રતિજ્ઞાનો સ્વીકાર કરી કામવશ હૃદયવાળા રાજાએ પ્રભુની સાક્ષીએ તે ગંગા કુમારીનુ પાણિગ્રહણ કર્યું

તે ખબર સાભળી જહ્નુ રાજા વેગથી ત્યા આવ્યો અને મોટા ઉત્સવથી તેમનો વિવાહ કર્યો જહ્નુ રાજા પોતાના સ્થાનકે ગયા પછી તે રાજદપતી હર્ષથી ત્યા બેઠા હતા, તેવામા આકાશને વિષે મહાતેજ તેમના જોવામા આવ્યુ. 'શું આ સૂર્યનુ તેજ હશે? વા શુ અગ્નિનુ, ચન્દ્રનુ, વિદ્યુતનુ કે કોઈ મુનિના તપનુ તેજ હશે?' આ પ્રમાણે તે બને ચિન્તવતા હતા, તેવામા તે તેજ સ્ફુરાયમાન થતુ અને અતરિક્ષ તથા ભૂમિને પ્રકાશિત કરતુ નેત્રને લક્ષ્ય થયુ. બરાબર નીરખતા પુણ્યવાન એવા બે શ્રમણ-મુનિ તે તેજમા રહેલા જોવામા આવ્યા, તેમને પ્રત્યક્ષ જોઈ તે બને આસન ઉપરથી ઊભા થયા બન્ને મુનિએ ભક્તિપૂર્વક મનોહર સ્તુતિવડે મુક્તિના અગ્રસ્થાનમા રહેલા પ્રથમ પ્રભુની ભાવપૂજા કરી, પછી તે મુનિયુગલ જિનમદિરની બહાર આવ્યુ એટલે રાજદપતીએ ભક્તિથી નમસ્કાર કર્યા ક્ષણવાર જિનાલયને જોતા તે મુનિઓ ત્યા બેઠા

થોડીવાર પછી શાંતનુ રાજાએ પૂછ્યુ, 'હે ભગવત! આપ અત્યારે આ જિનાલયમા કયાથી પધારો છો?' તેઓમાથી એક મુનિ બોલ્યા, 'અમે વિદ્યાધર મુનિ છીએ પુણ્યોપાર્જનમા લુબ્ધ થઈને તીર્થે તીર્થે જિનેશ્વરોને વાદવાને ફરીએ છીએ સમ્મેતશિખર, અર્બુદાચળ, વૈભારગિરિ, રૂચક, અષ્ટાપદ, શત્રુજય અને રૈવતાદિ તીર્થોમા અર્હંતને નમવાની ઇચ્છાએ અમે ગયા હતા, પ્રાતે રૈવતાચળ ઉપર ભાવી તીર્થંકર શ્રી નેમિનાથ પ્રભુને નમીને તે ગિરિના કાચન નામના ચોથા શિખર ઉપર જતા હતા, તેવામા સૂર્યના જેવી આકૃતિવાળો, દેહની કાતિથી સર્વ દિશાઓને પ્રકાશિત કરતો અને જાણે અદ્ભુત રત્નમૂર્તિ હોય તેવો દેખાતો, એક પવિત્ર કાતિવાળો દેવ અમારા જોવામા આવ્યો તે નવીન કાચનના પ્રાસાદમા ભક્તિથી શ્રી નેમિનાથ પ્રભુની પૂજા કરતો હતો તેને કોઈ બીજા દેવે તેનું સ્વરૂપ પૂછ્યુ, ત્યારે તે આ પ્રમાણે કહેવા લાગ્યો, 'પૂર્વે આ રૈવતગિરિની

પાસે સુથાસ નામના ગામમાં રહેનારો હું એક ક્ષત્રિય હતો. મલિન હૃદયવાળો હું સદા યાત્રાળુઓને ઉપદ્રવ કરતો, નિર્દયપણે જીવોને મારતો અને મિથ્યા વચન બોલતો હતો. હત્યાદિક દોષથી મારા શરીરમાં લૂતા નામનો રોગ વ્યાપ્ત થઇ ગયો. પછી કોઇ મુનિ પાસેથી આ તીર્થનું માહાત્મ્ય સાંભળી હું અહિં આવ્યો. આ કાંચનગિરિ ઉપર શ્રી નેમિનાથ પ્રભુની પૂજા કરવાથી અને ઉજ્જયન્તી નદીનાં જલમાં સ્નાન કરવાથી અનુક્રમે મારો રોગ દૂર થયો. ભરતચક્રવર્તીએ કરાવેલા શ્રી નેમિનાથ પ્રભુનાં મંદિરમાં જિનપૂજા કરવાથી મારા પાપની પરંપરા વિનાશ પામી ગઇ. અને આ તીર્થનાં માહાત્મ્યથી આત્માની પ્રસન્નતાને પામતો એવો હું આવા સ્વરૂપવાળું દેવપણું અને લોકોત્તર તેજસ્વીપણું પામ્યો છું. આ તીર્થના સેવનથી મને દેવપણું પ્રાપ્ત થયું છે, તેથી ફરી વાર તેનો સ્પર્શ કરવા માટે હું અહીં આવ્યો છું. આદરથી અહીં મેં આ જિનમંદિર કરાવ્યું છે. જેનાથી સિદ્ધિ પ્રાપ્ત થઈ તેનો જો આશ્રય ન કરીએ, તો સ્વામીદ્રોહના પાપવડે હંમેશા દુર્ગતિમાં પાત થાય છે. વળી આ પ્રભુના સેવનથી આગામી ભવમાં મને આનંદદાયક કેવળજ્ઞાન પ્રાપ્ત થશે અને મારી મુક્તિ થશે. આ પ્રભુના સેવનથી હત્યાદિક દોષ પણ નાશ પામે છે, તેથી વિશેષ કરીને હમેશાં અહિં જ સાંનિધ્ય કરીને હું રહ્યો છું. હે મુનિઓ ! મારું નામ સિદ્ધિવિનાયક છે અને મારું આશ્રિત કરેલું આ તીર્થ સુખને માટે અને પાપના ક્ષયને માટે થાય છે.'

આ પ્રમાણે તીર્થનું માહાત્મ્ય અને પોતાનો વૃત્તાંત કહી આકાશને પ્રકાશિત કરતો તે તેજસ્વી દેવ સ્વર્ગમાં ચાલ્યો ગયો. તે સાંભળી પ્રભુને નમી તીર્થયાત્રા કરવામાં લોલુપી એવા અમે ત્યાંથી ચાલ્યા. અહિં નીકળતાં આ રમણીય મણિચૈત્ય અમારા જોવામાં આવ્યું, તેથી અહિં શ્રી આદિજિનને નમસ્કાર કરવા ઉતર્યા. હવે બાલ્યવયથી વૈરાગ્યવડે રંજિત એવા અમે પોતાનો જન્મ સફલ કરવા માટે અહિંથી બીજાં તીર્થોએ જઈશું." આવી રીતે કહી તે વ્રતધારી મુનિઓ ચાલ્યા ગયા. ત્યાર પછી શાંતનુ રાજા મનમાં વિચારવા લાગ્યો કે, 'હું પુણ્યયોગે કયારે એ તીર્થે જઈશ ?' રાજા શાંતનુ આવો વિચાર કરતો હતો તેવામાં પાછળ રહી ગયેલું તેનું સૈન્ય ત્યાં આવી પહોંચ્યું, તેણે ગંગાના તીર ઉપર તે ચૈત્ય તથા પ્રિયાસહિત શાંતનુ રાજાને દીઠા. રાજાને જોતાં જ હર્ષના ઉત્કર્ષથી સર્વ સૈનિકો જય જય નાદ કરવાપૂર્વક રાજાને કહેવા લાગ્યા; 'હે વિભુ ! અમારા જોતા–જોતામાં તમે દૂર ચાલ્યા ગયા હતા, તે આજે ચિરકાલે જોવામાં આવવાથી અમારે આજ અખંડ મંગલ પ્રવર્ત્યું છે.' પછી શાંતનુ રાજા મૂર્ત્તિમાન્ લક્ષ્મી હોય તેવી ગંગા રાણી સહિત હાથી પર બેસીને હસ્તિનાપુરમાં આવ્યો. ત્યાં ગાઢ વૃક્ષોવાળા વનમાં, ક્રીડાગિરિ ઉપર અને સરિતામાં ગંગાની સાથે શાંતનુ રાજા અવિયોગીપણે રાત્રિદિવસ રમવા લાગ્યો. કેટલોક કાળ ગયા પછી ગંગારાણીથકી શુભ સ્વપ્નસૂચિત ગાંગેય નામે તેને એક પુત્ર થયો. તે રાજપુત્ર તેજવડે સૂર્ય જેવો, કળાવાન્ ચન્દ્ર જેવો, કવિત્વમાં શુક્ર જેવો, બુધની જેમ વિબુધપ્રિય ( પંડિતને વહાલો ), ગુરુની જેમ સર્વ વિદ્યાવાળો, સર્વ

રીતે મંગલપ્રિય, અને. કુકર્મના આરંભમાં મંદ ( શનિ ) થયો. સ્નેહને ધારણ કરનારી ધાત્રીઓથી આગ્રહપૂર્વક લાલિત થતો તે રાજપુત્ર અનુક્રમે ઉન્નતિને પ્રાપ્ત થયો. તે ગંગાએ અશાંત નીતિવાળા શાંતનુને અનેક વાર વિનયપૂર્વક પ્રાર્થના કરી તો પણ તેણે મૃગયાનું વ્યસન ક્ષણવાર પણ છોડયું નહિ. હંમેશાં ગંગા તેને કહેતી કે; ' આ પાપર્દ્ધિ ( મૃગયા ) નામથી અને પરિણામથી હંમેશાં પાપની સમૃદ્ધિ જ છે, તે શ્રી આદિનાથ પ્રભુના વંશમા જન્મ લેનારા એવા તમને ઘટિત નથી. ' ઘણી રીતે વાર્યાં છતાં પણ જ્યારે શાંતનુએ મૃગયાનું(શિકારીનું) વ્યસન છોડયું નહિં, ત્યારે ગંગા પોતાના પુત્રને લઇ પિતાના ઘેર ચાલી ગઇ. વનમાથી નિવૃત્ત થયેલો રાજા પોતાની સ્ત્રીને નહિ જોવાથી મૂર્છા પામ્યો. પછી ક્ષણવારે સંજ્ઞા પ્રાપ્ત કરી શોકથી આકુલપણે મોટેથી આ રીતે વિલાપ કરવા લાગ્યો; ' હે ગંગે ! કામદેવ આનંદપૂર્વક મારા શરીરને નિબિડ બાણોથી વીંધે છે, તે જોતાં છતાં તું ક્ષત્રિયાણી થઇને મારી કેમ ઉપેક્ષા કરે છે ? હે પ્રિયે ! મેં પૂર્વે કોઈવાર તારું અપ્રિય કર્યું નથી, તે છતાં નિરપરાધી એવા મને એકદમ તું કેમ છોડી દે છે ? ' આ પ્રમાણે બોલતા વિરહાગ્નિવડે વિહ્વલ એવા રાજાની પાસે કુલપ્રધાનો આવીને નીતિવાકયરૂપ અમૃતવડે તેને સમજાવવા લાગ્યા; ' હે સ્વામી ! તમે સુજ્ઞ છતાં અજ્ઞાની જેમ કેમ વર્તો છો ? પવનવડે મેરુની જેમ શોકાદિકથી તમે હાલ કેમ પીડાઓ છો ? રાજાઓ સર્વ પૃથ્વીના પતિ હોય છે, તો તમે એક સ્ત્રીને માટે બધી પૃથ્વીની કેમ અવહેલના કરો છો ? સર્વ પ્રાણીઓને નિત્ય સંયોગ અને વિયોગ થયા કરે છે, તો તેને માટે કયો બુદ્ધિમાન પુરુષ હર્ષ અને શોકથી બાધા પામે ? હે રાજા ! તમે સંભારો, ગંગાની પાસે તમે પ્રતિજ્ઞા કરી હતી કે; " હું તારું વચન ઉલ્લંઘન નહિં કરું, " તે છતાં તમે તેની અવજ્ઞા કરી તેથી તે મનસ્વિની ગંગા ચાલી ગઇ છે ' આ પ્રમાણે મંત્રીઓએ બોધિત કરેલા અને પૂર્વવાકયની સ્મૃતિ આપેલા રાજાએ બાહ્યથી શોકને છોડી દીધો. પરંતુ ચિત્તમાંથી તો જરા પણ છોડ્યો નહિ. એવી રીતે વિરહવડે વ્યાપ્ત શાંતનુ રાજાએ અગ્નિવડે તપેલાની જેમ, મહાદુઃખમાં સાગરોપમની જેમ ચોવીશ વર્ષો નિર્ગમન કર્યા.

અહિં ગંગા ગાંગેય પુત્રને લઈ પોતાના પિતાનાં ઘેર ગઇ. જહ્નુ રાજાએ સન્માન કરીને તેને સુખે રાખી. ચોશાળપક્ષમા અનુક્રમે મોટા થતા ગાંગેયે ગુરુની પાસેથી આદરપૂર્વક સર્વ નિર્મલ કલાઓ સંપાદન કરી. તેણે ગુરુની પાસેથી ધનુર્વિદ્યાનું એવું અધ્યયન કર્યું કે, જેથી બાણોવડે ઇંદ્રધનુષની જેમ અષાઢી મેઘધારાને પણ તેણે છીની લીધી અનુક્રમે અશેષ શાસ્ત્રોનો અને શસ્ત્રોનો પારગામી થઇને યૌવનવયની સંપત્તિવડે તે સ્ત્રીઓને પણ સ્પૃહા કરવા યોગ્ય થયો. એક વખતે કોઇ ચારણશ્રમણ મુનિ પાસેથી ધર્મ પામીને તે વૈરાગ્યવાન સર્વ જીવ ઉપર દયાળુ અને મુનિની જેવો ક્ષમાવાન્ થયો. પછી વૈરાગ્યથી ગંગા નદીના તીરે આવીને નંદનનામના વનમાં રહેલા શ્રી યુગાદિપ્રભુની તે ગાંગેય આરાધના કરવા લાગ્યો.

એ અરસામાં શાંતનુ રાજા મૃગયાના રસથી ભમતો ભમતો તેજ વનમા આવી ચડ્યો.

તેણે જાળવાળા અને પાશવાળા શિકારીઓથી તે આખા વનને ઘેરી લીધું. શ્વાનોના સંચારથી અને વ્યાધ લોકોના હોકારાથી ત્રાસ પામેલાં વનનાં પ્રાણીઓના દોડવાથી તે આખું વન ક્ષોભ પામી ગયું. કોઇ ઘેર્યા છતાં નાશી જાય છે, કોઇ વ્યાધને સામા બીવરાવે છે, કોઇ દોડીને ઉલટા શિકારીઓ ઉપર આવી પડે છે, કોઈ સ્ફૂર્તિવાળું બને છે, કોઇ પડે છે, અને કોઇ દુર્મદ પુરુષોથી હણાય છે. એવી રીતે તે વનના સર્વ પ્રાણીઓ 'ક્યાં જવું' એવો સંભ્રમ પામી ગયા. આ પ્રમાણે જોઇને ધનુષ્ય લઇ, બખ્તર પહેરી, ભાથારૂપ પાંખો બાંધી ગાંગેય ત્યાં આવ્યો, અને તેણે વિનયથી રાજાને કહ્યું; 'હે રાજા! તમે ભૂપાળ છો, તેથી તમારી પૃથ્વી પરના સર્વ પ્રાણીઓની તમારે આપત્તિમાંથી રક્ષા કરવી જોઈએ; કારણ કે, રાજા લોકપાળ કહેવાય છે. રાજાએ અપરાધીઓને મારવા અને નિરપરાધીઓને બચાવવા એવો તેનો ધર્મ છે, તેથી આ જલ તથા ઘાસનો આહાર કરનારા નિરપરાધી પ્રાણીઓને તો કદિ પણ મારવા ન જોઇએ. હે રાજા! બલવાન્ શત્રુ રાજાઓની સાથે પરાક્રમ કરવું તે યુક્ત છે, પણ આવા નિર્બલ પ્રાણીઓની સાથે કરેલું તમારું પરાક્રમ શોભતું નથી. જેમ તમે તમારા રાજ્યની સીમાની અંદર કોઇનો પણ અન્યાય સહન કરી શકતા નથી, તેમ આ વનનો હું રક્ષક છું, તેથી અહીં કાંઇ પણ અન્યાય થાય, તો તેને હું સહન કરી શકીશ નહિ.' આ પ્રમાણે ગાંગેયે ઘણું કહ્યું, તથાપિ શાંતનુ રાજાએ તેની અવજ્ઞા કરી, અને રોષવડે ફરીવાર મૃગયારસમાં દોરાઇ તે શિકાર ખેલવા લાગ્યો.

પછી ગાંગેયે ક્રોધથી ધનુષ્ય ઉપર પણચ ચડાવી કર્ણમાં ભયંકર એવો ટંકાર અને સિંહનાદ કર્યો. જેમ એકલો કેસરીસિંહ મૃગોને, અને એકલો સૂર્ય અંધકારને દૂર કરે, તેમ એકલા ગાંગેયે સર્વ શિકારીઓને ઉપદ્રવિત કરી નાખ્યા. તત્કાલ રણપ્રિય શાંતનુએ કોપથી ધનુષ્ય લઇ પોતાના ભુજાબલથી ગર્વિત થઈ યુદ્ધ કરવાને માટે તેને બોલાવ્યો. પછી સદા રણમાં જાગ્રત એવા બન્ને વીરો અસ્ત્રના સંઘાતથી ત્રણ જગતને ભયંકર થઇ પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા. એટલામાં કોઇ ચરપુરુષદ્વારા આ ખબર સાંભળી ગંગા વેગથી ત્યાં આવી. તે હર્ષથી પોતાના ચિત્તના ભાવને વિસ્તારતી રાજાને કહેવા લાગી; 'સ્વામી! વ્યસનમાં રૂંધાઇને તમે આ શું કરો છો? તત્ત્વને જાણતાં છતાં પણ તમે સત્ત્વથી પોતાના જ પુત્રની સાથે યુદ્ધ કેમ કરો છો?' તે સાંભળી ગંગાને પ્રત્યક્ષ જોઈ રાજા ઘણો ખુશી થયો અને તત્કાળ બોલ્યો; 'પ્રિયે ગંગે! તું અહિં ક્યાંથી?' ગંગા શાંતનુને પોતાનો વૃત્તાંત જણાવી, વેગથી પોતાના પુત્ર પાસે આવી, અને કહેવા લાગી કે; 'પુત્ર! આ તારા પિતા શાંતનુ છે.' તે વખતે રાજા પણ અશ્વ ઉપરથી ઉતરી હર્ષના ઉત્કર્ષથી વારંવાર કહેવા લાગ્યો કે; 'વત્સ! અહિં આવ, અહિં આવ. ચિરકાળથી ઉત્સુક એવા મને આલિંગન આપ.' ગાંગેય પણ તત્કાળ અસ્ત્ર છોડી ભક્તિથી પૃથ્વી પર આલોટતો કેશરૂપ હસ્તવડે અશ્રુજલથી વ્યાપ્ત થઇને પોતાના પિતાનાં ચરણને સ્પર્શ કરવા લાગ્યો. બે ભુજથી ઉત્સુકપણે પુત્રને આલિંગન કરતો શાંતનુ રાજા જાણે દ્વિધા થયેલા પોતાના દેહનું

ઐક્ય કરતો હોય તેમ દેખાવા લાગ્યો. તે મળેલા પિતાપુત્રના અશ્રુજલથી સિંચન થતી પૃથ્વી પણ પોતાના ભર્ત્તા અને તેમના પુત્રના સ્નેહથી ઉલ્લાસ પામવા લાગી. પછી ગંગા પણ સાત્વિકભાવને બતાવતી રાજાની આગળ બેઠી અને હર્ષથી પુત્રને પોતાના ઉત્સંગમાં બેસાર્યો. બન્ને ઉપર પ્રગટેલા અતિસ્નેહના ભારથી રાજાનો કંઠ રૂંધાઈ ગયો. ક્ષણવાર જાણે સ્નેહનું વમન કરતો હોય તેમ તે ગદ્ગદ્ સ્વરે પોતાની પ્રિયા પ્રત્યે બોલ્યો; 'હે ગંગે! હવે પાછું તારા રાજ્યને ભજ! આ પુત્રને સ્વીકાર! અને હે પ્રિયે! સ્નેહપરાયણ દૃષ્ટિથી મારી પણ સંભાવના કર! હે કાંતા! તારા વિરહથી કોઈ ઠેકાણે મને હૃદયમાં પ્રીતિ થતી નથી. 'રાત્રિ વગરનો ચંદ્ર વ્યર્થ કિરણવાળો કેમ ન થાય?' તેથી હે ગૃહેશ્વરિ! ઘેર ચાલ! મારી ઉપર વક્રદૃષ્ટિને ત્યજી દે, અને તારા વિરહાગ્નિથી તપેલા મારા અંગને શાંત કર.' તે સાંભળીને ગંગા બોલી; 'સ્વામી! તમારું વચન સંભારો! જ્યારે તમે તે વચનથી ભ્રષ્ટ થયા તો પછી હું કેમ તમારાથી ભ્રષ્ટ (જુદી) ન થાઉં? સર્વ દુઃખના સમૂહરૂપ પુષ્પોને વિકસ્વર કરવામાં ચંદ્રકાંતિ જેવી જીવહિંસા મહા અહિતકારી છે, તેને હજુ પણ તમે છોડી નથી, તો હવે મારું શું કામ છે? આ તમારો પુત્ર ગાંગેય સર્વ પરિપૂર્ણ શાસ્ત્રનો તેમજ અસ્ત્રવિદ્યાનો જાણનાર, ધર્મવાન અને તમારી ઉપર ભક્તિવાળો છે, તો તેને રાખો, હવે મારે વિષે લોભ કરો નહિં. હે સ્વામી! તમને આ પુત્રને ઓળખાવવાને માટે જ હું અહીં આવી હતી. તેથી હવે મને મારા પિતાનાં ઘેર જવાની આજ્ઞા આપો.' આ પ્રમાણે કહી, પતિ અને પુત્રે ચાટુ વચનવડે આદરથી વારવા માંડી તો પણ તે માનિની પિતૃગૃહે ચાલી ગઈ. પ્રિયાનો વિરહી અને પુત્રનો સંયોગી શાંતનુ રાજા ગ્રીષ્મઋતુમાં વૃક્ષોની છાયાવાળા અને પાણી વગરના સરોવરની જેમ સરખા સુખદુઃખને પ્રાપ્ત થયો. પછી ગાંગેય પુત્રને હાથી ઉપર બેસાડી મોટા ઉત્સવપૂર્વક રાજાએ તે પુત્રનો નગરમાં પ્રવેશ કરાવ્યો. જેમ દિવસવડે સૂર્ય અને કમલવડે સરોવર શોભે તેમ ગુણવાન, કળાવાન અને વિદ્વાન એવા તે પુત્રવડે શાંતનુ રાજા શોભવા લાગ્યો.

એક વખતે શાંતનુ રાજા શ્રમ રહિત અશ્વ પર બેસી લીલાથી ફરતો ફરતો યમુના નદીના કાંઠે આવ્યો. યમુના નદીને જોઈને તે વિચારવા લાગ્યો કે; 'અહા! આ નદી શું પૃથ્વીરૂપી સ્ત્રીની વેણી છે? આ તેનું જલ શું તેના નેત્રનું કાજળ છે? અથવા જલમાં સ્નાન કરવા આવેલી અપ્સરાઓના સ્તન પરથી ભ્રષ્ટ થયેલી કસ્તુરી છે, અથવા શું આ નદીનું જલ લઈનેજ મેઘ અંજનના જેવો શ્યામ થઈ શરદઋતુમાં પાછું તે જલ છોડી દેવાથી શ્વેત થતો હશે? અથવા તીર પર રહેલા વૃક્ષોના વન સાથે પોષ્ય-પોષકપણાના સંબંધને લઈને આ નદી અને તે વૃક્ષો પરસ્પર શ્યામવર્ણને ધારણ કરતાં હશે?' આ પ્રમાણે શાંતનુ યમુનાનદીનું વર્ણન કરતો હતો, તેવામાં હોડીવડે યમુનામાં ક્રીડા કરતી કોઈ એક મૃગાક્ષી તેની દૃષ્ટિએ પડી. તેને જોઈને 'શું આ યમુનાદેવી પ્રત્યક્ષ થઈને પોતાના જળમાં આવી રહેલા હશે અથવા શું અપ્સરા સ્વર્ગગંગાનો ત્યાગ કરીને અહિં આવેલ હશે?' આ

પ્રમાણે ચિંતવન કરતો રાજા કામદેવના બાણુથી વીંધાઇ ગયો. તેથી તેણે બીજા ખલાસીઓને પૂછયું કે; 'આ જાણે દેવી હોય તેવી સ્ત્રી કોણ છે?' તેઓમાંથી એક મુખ્ય નાવિક રાજા પાસે આવી પ્રણામ કરીને બોલ્યો; 'હે સ્વામી! ગુણથી સંયુક્ત એવીતે મારી પુત્રી છે. જંગમ સરસ્વતી હોય તેમ તે સર્વ શાસ્ત્રોમાં કુશલ છે, શરીરધારી લક્ષ્મી હોય તેમ સર્વ લક્ષણોએ તે સંપૂર્ણ છે, દિવ્ય ઔષધિની જેમ તેના સ્પર્શથી સર્વ રોગનો નાશ થાય છે, કલ્પલતાની જેમ ઘરમાં રહીને દારિદ્રયરૂપ સૂર્યના તાપને તે હરે છે, અને નિષ્કલંક [1]ચન્દ્રલેખાની જેમ ગુરુ, કાવ્ય અને બુધથી આકાશની જેમ આશ્રિત થયેલી, છે. એવી એ બાળા કોઇ સમાન પતિને નહિ પામવાથી અદ્યાપિ કુમારિકા છે.'

તે સાંભળી શાંતનુ રાજા ઘેર આવ્યો અને પોતાના ડાહ્યા પ્રધાનપુરુષોને તે નાવિકના ઘેર તે કન્યાની માગણી કરવાને મોકલ્યા. નાવિકે સન્માનથી તેમને ઉત્તમ આસન પર બેસાર્યા. પછી પ્રધાનોએ બહુમાનથી રાજાને માટે તેની કન્યાની આ પ્રમાણે માગણી કરી કે, 'હે નાવિક! સર્વ પ્રજાને પાળનાર અને સર્વ દેવમય શાંતનુ રાજા સાક્ષાત્ તમારી પુત્રીની યાચના કરે છે. હે ખલાસી! પુત્રીના સંબંધથી રાજાવડે સદા સન્માન આપેલો એવો તું અમારે પણ પૂજ્ય થઇ પડીશ.' જવાબ આપતાં નાવિકે કહ્યું; 'રાજા સર્વ દેવમય છે અને હું હીન- જાતિ છું, માટે આ બાબતમાં તેમણે મારી પ્રાર્થના કરવી ઉચિત નથી. સરખે સરખા કુલવાળાનો સંબંધ જ ઘટિત છે, નહિ તો રાત્રિ અને દિવસની જેમ પક્ષના ઘાતને માટે થાય છે.' પ્રધાનોએ તેને કહ્યું; બોલ્યા 'આ કન્યાનું આવું સ્વરૂપ હીન કુલમાં ઉત્પન્ન થયું હોય તેમ સંભવતું જ નથી. કેમકે જાતિવાન રત્નની ઉત્પત્તિ રોહણાચળમાં જ સંભવે, બીજે નહિ. આ બાળા કોઇ કાર્યયોગે તારે ઘેર વસતી હશે. અન્યથા તેમાં શાંતનુ જેવા રાજાનું મન કેમ લોભાય? માટે નાવિક! આ બાબતમાં યુક્તાયુક્ત વિચાર કરતાં તારે ના કહેવી યુક્ત નથી, તેથી અમારા આગ્રહવડે તું રાજાની આજ્ઞા સર્વ પ્રકારે માન્ય કર.' નાવિક બોલ્યો; 'હે પ્રધાનો! રાજાની આજ્ઞા જો કે માન્ય કરવી જ જોઇએ. પણ પ્રાજ્ઞપુરૂષોએ કન્યાને માટે ઘણું વિચારવાનું છે. આ કન્યા નીચકુલમાં ઉત્પન્ન થયેલી તે આગળ ઉપર દાઝેલા અંગ ઉપર જેમ ફોલ્લો થાય તેમ પતિના અપમાનવડે દુઃખી થશે. વળી ગંગાનો પુત્ર ગાંગેય અતિપરાક્રમી અને રાજ્યના ભારની ધૂરાની યોગ્ય છે, તેથી મારા દૌહિત્રને તે પણ દુઃખ આપનારો જ થાય. આ અમારી પુત્રી દાસી થાય તો તેનાં સંતાન પણ તેવાં જ ગણાય, માટે ઉભયઅર્થથી ભ્રષ્ટ કરવાને હું મારી પુત્રી રાજાને આપીશ નહિ.' તે સાંભળી પ્રધાનોએ આવીને તે સમાચાર રાજાને કહ્યા. એટલે શાંતનુ રાજા વેચાએલી વસ્તુમાંથી અવશેષ રહેલી વસ્તુની જેમ દુઃખથી ગ્લાનિ પામી ગયો. તે વૃત્તાંત ગાંગેયના સાંભળવામાં આવ્યો,

---

૧ ચન્દ્રલેખા ગુરૂ, કાવ્ય-શુક્ર અને બુધ ગ્રહને આશ્રિત હોય છે તેમ આ સ્ત્રી ગુરૂ એટલે વડિલ-પૂજ્ય, કાવ્ય એટલે કવિને અને બુધ એટલે વિદ્વાનોને આશ્રિત છે.

એટલે પોતે જાતે ત્યાં જઇને પિતાને માટે તે નાવિકની પાસે આ પ્રમાણે કન્યાની માંગણી કરી; ને કહ્યું; 'આ તમારી પુત્રી મારી માતા ગંગાની જેમ મારે નિરંતર પૂજ્ય થઈને સુખે રહો. અને તેમની વાણી મારે વિષે નિરંતર સફલ થાઓ. હું પ્રથમથી જ વૈરાગ્યવાન છું. મારી બુદ્ધિ રાજ્ય લેવાની નથી. તેથી તમારી પુત્રીને જે પુત્ર થાય, તે મારો ભ્રાતા સુખે રાજ્યને ભોગવો. આમ છતાં કદિ મારા પુત્રો બળથી તેનું રાજ્ય હરી લે, એવું જો તમારા મનાં આવતું હોય તો આજથી મારે બ્રહ્મચર્ય છે. આ વિષે દેવતાઓ સાક્ષી છે અને રાજાઓ મારા જામીન છે.' આ પ્રમાણે પ્રતિજ્ઞા કરીને ગાંગેયે નાવિક પાસેથી તે કન્યાની યાચના કરી. તત્કાલ જય જય શબ્દપૂર્વક આકાશમાંથી પુષ્પની વૃષ્ટિ થઈ. અને 'આણે મહાભીષ્મ(ભયંકર) વ્રત ગ્રહણ કર્યું છે તેથી તે ખરેખર ભીષ્મ' એમ આકાશમાં દેવતાઓ કહેવા લાગ્યા. તે વખતે નાવિક હર્ષ પામીને બોલ્યો; 'હે ગાંગેય! આ કન્યાનું કુળ પ્રથમથી સાંભળો. કેમકે ચન્દ્રિકા ચન્દ્રમાંથી જ થાય, મેઘમાંથી થાય નહિ.'

'આ ભરતક્ષેત્રમાં પુરુષરત્નોથી મંડિત રત્નપુર નામે નગર છે. તેમાં મસ્તક પર જિનાજ્ઞાને ધારણ કરનાર રત્નશેખર નામે રાજા છે. સર્વ ઠેકાણે પ્રસરતી તેની આજ્ઞા દિશાઓમા ફરતાં ફરતાં ક્ષણ વાર શ્રમ ટાળવાને માટે શત્રુ રાજાઓના મસ્તક ઉપર વિશ્રાંતિ લેતી હતી. તે રાજાને રત્નવતી નામે ન નિવારી શકાય તેવા શરીરના ગુણોના આશ્રયભૂત રાણી છે; જે અનુપમ શીલથી પોતાના ભર્ત્તારના હૃદયમાં નિરંતર વસતી હતી. એક વખતે તે રત્નવતીએ સ્વપ્નામાં ચન્દ્રકાંતિ જોઇને અનુક્રમે ચન્દ્રકાંતિને જેમ સંધ્યા જન્મ આપે તેમ આ પુત્રીનો જન્મ આપ્યો. જન્મતાં જ તેને કોઈ વિદ્યાધર હરણ કરી આ યમુનાના તટ ઉપર મૂકી અંતર્ધાન થઇ ગયો. તે વખતે "આ સર્વ લક્ષણવાળી રત્નશેખર રાજાની પુત્રી સત્યવતી શાંતનુ રાજાની સ્ત્રી થશે' એવી આકાશવાણી સાંભળી, આ કન્યાને લઇ હું ઘેર આવ્યો અને અહર્નિશ ઉત્તમ ભોજન આપીને તેને ઉછેરી. હે ગાંગેય! દેવના બતાવેલા આ કન્યાના પતિ શાંતનુ રાજા જ છે, તેથી તમારા સત્ત્વવડે આ મારી કન્યા સાથે ખુશીથી તેઓ વિવાહિત થાઓ.' આ પ્રમાણે સાંભળી ખુશી થયેલા ગાંગેયકુમારે વેગથી પિતા પાસે આવી તેમને હર્ષ પમાડવા માટે કન્યા સંબંધી પ્રથમથી સર્વ વૃત્તાંત નિવેદન કર્યું. તે વખતે પુત્રના સત્ત્વથી શાંતનુ રાજા અંતરમાં કિંચિત્ ચમત્કાર પામ્યો અને પોતાનાં હીનસત્ત્વપણાને માટે ક્ષણ વાર કાંઈક લજ્જા પામી ગયો. પછી વિદ્યાધરાએ જેનો મહોત્સવ કરેલો છે, એવો શાંતનુ રાજા સત્યવ્રતવાળી સત્યવતી કન્યા સાથે પરણ્યો. ત્યારથી ગંગાવડે સમુદ્ર, ચન્દ્રલેખાવડે આકાશ, અને મુદ્રાવડે રત્નની જેમ સત્યવતીવડે શાંતનુ શોભવા લાગ્યો. તેના પ્રેમમાં મગ્ન થયેલો શાંતનુ રાજા રમણીય ઉદ્યાનોમાં અને મંદિરોમાં સર્વ કર્મવડે યથેચ્છ રીતે સર્વ વિષયોને ભોગવવા લાગ્યો. નીતિમાંથી ન્યાય અને ધર્મ નિષ્પન્ન થાય તેમ શાંતનુ રાજાને તે સત્યવતીથી ચિત્રાંગદ

અને વિચિત્રવીર્ય નામે બે પુત્રો થયા. પછી પાપર્દ્ધિ (મૃગયા)ના વ્યસનમાંથી વિરામ પામેલા શાંતનુ રાજાએ શત્રુંજયાદિ તીર્થોએ જઈ પુણ્યકાર્ય કરી પોતાના જન્મને સફળ કર્યો. અનુક્રમે શાંતનુ રાજા કર્મયોગે ક્રમશઃ મૃત્યુ પામ્યો. પછી સત્યપ્રતિજ્ઞાવાળા ભીષ્મે ચિત્રાંગદનો રાજ્ય ઉપર અભિષેક કર્યો.

એક વખતે દુર્મદ ચિત્રાંગદે ભીષ્મને અવગણીને નીલાંગદ નામના ગંધર્વની સાથે મોટું યુદ્ધ કર્યું. બલવાન્ નીલાંગદે ક્રોધથી ચિત્રાંગદને મારી નાખ્યો. તે વાત સાંભળી ગાંગેયે રણમાં આવી તે નીલાંગદને માર્યો. મનુષ્યોમાં ઉત્તમતાને ભજનારા ભીષ્મે પછી વિચિત્રવીર્યને પૃથ્વીનો મનોહર પતિ કર્યો. પૃથ્વીના સ્વામી બલવાન વિચિત્રવીર્યે પોતાના મસ્તક ઉપર અર્હંતની આજ્ઞા અને શત્રુઓના મસ્તક ઉપર પોતાની આજ્ઞા ધારણ કરાવી. તે સમયમાં કામદેવની ત્રણ શક્તિઓ હોય તેવી કાશીરાજાને અંબા, અંબિકા અને અંબાલિકા[1] નામે ત્રણ કન્યાઓ હતી. કાશીરાજાએ તેનો સ્વયંવર કર્યો, તેમાં સર્વ રાજાઓને બોલાવ્યા પણ સામાન્ય જાતિના કારણે વિચિત્રવીર્યને બોલાવ્યો નહિ. તેથી ગાંગેયને ક્રોધ ચડ્યો, એટલે તેણે સ્વયંવરમાં જઈ બધા રાજાઓના દેખતાં તે ત્રણે કન્યાનું હરણ કર્યું. તત્કાલ સર્વ રાજાઓ ક્રોધ કરી યુદ્ધ કરવાને એકઠા થઈ શસ્ત્રો ઊંચાં કરી, અને કવચ ધારણ કરી ગાંગેય ઉપર ચડી આવ્યા. સૂર્ય જેમ નક્ષત્રોનાં તેજને હરે અને પવન જેમ ફોતરાને ઉડાડે, તેમ બલવાન્ ગંગાપુત્રે પોતાનાં તેજથી જ સર્વ રિપુ રાજાઓને જિતી લીધા. પછી મદવાળા એવા તેણે વેગથી પોતાનાં નગરે આવી પોતાના નાના ભાઈ વિચિત્રવીર્યને નવા મોટા ઉત્સવથી તે ત્રણ કન્યાઓ સાથે પરણાવ્યો. વિચિત્રવીર્ય રાજા તે સુંદર શરીરવાળી ત્રણ કન્યાઓને ત્રીજા પુરુષાર્થ (કામ) રૂપ સાગરને તરવામાં નાવિકા જેવી માનવા લાગ્યો. વિષયસુખ ભોગવતાં તે સ્ત્રીઓથી તેને ત્રણ નિપુણ પુત્રો થયા. અંબિકાને ધૃતરાષ્ટ્ર નામે પુત્ર થયો, જે પોતાના કુકર્મથી જન્માંધ થયો. અંબાલાને પાંડુ નામે પુત્ર થયો, જે અખંડ પરાક્રમી થયો. અને અંબાને વિદુર નામે પુત્ર થયો, જે શત્રુઓને વિદારવામાં આદરવાન થયો, એવી રીતે તે ત્રણે પુત્રો વિનયથી નમ્રપણે શોભવા લાગ્યા. કામદેવની આજ્ઞાને વશ રહેનારા (અતિ કામસેવન કરનારા) તે રાજાના શરીરમાં રાજયક્ષ્મા (ક્ષય) નામે રોગ ઉત્પન્ન થયો. તેણે ક્ષણવારમાં વિચિત્રવીર્યનાં શરીરને ક્ષીણ કરી દુઃખ આપીને બલાત્કારે આયુનો પણ ક્ષય કરી નાખ્યો. જ્યારે રૂપના વિપર્યયથી વિચિત્રવીર્યે દેવતાની દૃષ્ટિને વિચિત્ર કરી અર્થાત્ તે દેવસ્વરૂપી થયો, ત્યારે સર્વ મંત્રીઓએ પાંડુને પૃથ્વીપતિ કર્યો. સદા આધિઉપાધિનો નાશ કરનારા, કીર્ત્તિરૂપ ધનવાળા અને ન્યાયથી દંડ લેનારા પાંડુરાજાએ થોડા વખતમાં સર્વ પ્રજાને ધનવાન કરી દીધી. પોતાના ગુણોથી પૂજાને યોગ્ય એવો પાંડુરાજા સદા અર્હંતની પૂજામાં તત્પર થયો અને શત્રુરાજાઓએ નમવા યોગ્ય છતાં પોતે ભક્તિથી મુનિઓને નમવા લાગ્યો.

---

૧ તેનું બીજું નામ અમ્બાલા પણ હતું. ૨ તેની માતા સત્યવતીને હીનજાતિની સમજીને.

એક વખતે વસંતઋતુ આવતા પાંડુરાજા હર્ષથી વિનોદને માટે વનલક્ષ્મીનું અક્ષીણ સૌન્દર્ય જોવાને ઉદ્યાનમા ગયો ત્યા માકંદ(આમ્રવૃક્ષ)ને જોઇને મદ ધરતો, સુંદર નારંગી પર રંગ રાખતો, કામદેવના દીપકરૂપ ચંપક ઉપર પ્રદીપ્ત થતો, કળિઓવાળા બોર સલીના પુષ્પોથી અલંકૃત થતો, અશોકના વૃક્ષ પર શોકરહિત થતો અને મલ્લિકાના પુષ્પની માળાનો શૃંગાર ધરતો તે શોભવા લાગ્યો કુમુદના જેવી ઉજ્જવળ કીર્ત્તિવડે બ્રહ્માડને ઉજ્જવળ કરતો, પાંડુરાજા તે અવસરે વસંતની જેમ વનભૂમિને અલંકૃત કરવા લાગ્યો આગળ ચાલતા આંબાના વૃક્ષ નીચે વારવાર ચિત્રફલકને એકી નજરે જોતો કોઇ એક પુરુષ તેના જોવામા આવ્યો. કૌતુકીરાજાને જોઇને વસ્ત્રના છેડાથી ચિત્રફલકને ઢાકી દેતા તે પુરુષને રાજાએ તેને અંગે માગણી કરતા કહ્યુ કે, 'આ શુ છે?' એટલે તેમા કોઈ મૃગાક્ષીનું અદ્ભુત રૂપ રાજાના જોવામા આવ્યું. તેના લાવણ્યજલના સંગથી રાજાએ પોતાનું શિરકમલ ધૂણાવ્યું. 'અહા! આના સર્વ અંગમા કેવું સૌંદર્ય છે? કેવું અનુપમ લાવણ્ય છે? અહો આના શરીરની કાંતિનો સમૂહ કેવો સ્વાભાવિક જણાય છે! આ રમણીય બાળાના શરીર ઉપર આવીને કમળ, ચન્દ્ર અને અંધકારે નેત્ર, મુખ અને કેશના મિષથી પોતાનું નિત્ય વૈર છોડી દીધુ જણાય છે આ ચિત્રાકૃતિ ખરેખર સુવર્ણલતા છે, તેના હાથ પલ્લવો છે, દાંત પુષ્પો છે, હાસ્ય સુગંધ છે અને નિબિડ સ્તનરૂપ બે ફલ છે મધુરવાણીને ઝરતી આવી બાલાની ઉત્પત્તિ દેવતાને માટે પણ સંભવતી નથી, અને એનું મુખ, ચન્દ્રની કાંતિ અને અમૃતને ધરે છે તેથી નાગકુમારોને માટે પણ એની ઉત્પત્તિ સંભવતી નથી, જ્યારે આવી બાળા દેવને પણ દુર્લભ છે, ત્યારે તેને મનુષ્યો તો શી રીતે મેળવી શકે? આ રમણી ત્રણ જગતમા કોના ભોગને માટે થશે?'

આવી રીતે ક્ષણવાર મૌનપણે મનમા ચિંતવીને રાજાએ પ્રીતિપૂર્વક તેને પૂછ્યું કે; 'આ કોની છબી છે,?' તે પુરુષે જવાબ આપતા કહ્યું બોલ્યો, 'આ શૌર્યપુરના રાજા અંધકવૃષ્ણિની પુત્રી અને દશ દશાર્હની બેન કુંતી નામે છે ચોસઠ કળામા ચતુર એવી, આ બાળાએ તારુણ્ય વયરૂપ વૃક્ષની મંજરી લઇને તેને યોગ્ય વરના દારિદ્રયથી (ન મળવાથી) પોતાના પિતાને ચિંતાસાગરમા નાખેલા છે નિઃસીમ રૂપલાવણ્યવાળી અને અગણિત ગુણથી અર્ચિત એવી તેને જોઇને મેં દષ્ટિને વિનોદ આપવાને માટે આ ચિત્રપટમા આલેખી લીધી છે' આ પ્રમાણે સાભળી તેને ઇચ્છિત દાન આપી પાંડુરાજાએ તેની પાસેથી તે મનોહર ચિત્રનું ફલક લઈ લીધું અને તેને જોતા જોતા તે પોતાના ઘેર આવ્યો વારવાર ચિત્રમા આળેખેલી તે બાળાને જોતા પાંડુરાજાએ પોતાનું મન સર્વ રીતે નિરંતર તે સ્ત્રીમા જ જોડી દીધું. જ્યારે કામદેવના ભાવને નિષ્ફલ કરવાને તે સમર્થ થયો નહિ, ત્યારે વનનું સૌંદર્ય જોવાના મિષથી બહાર નીકળી પડ્યો કેતકીને કરવતની જેમ, દાડમીને હૃદયને બાળનારની જેમ, ચમેલીને કંપ કરનાર અને કમલને દુઃખદાયક માનતો પાંડુરાજા ક્રીડાવાપીઓમા પણ હૃદયને સંકોચતો અને સર્વ ઠેકાણે તેને જ જોતો દીન તેમ વનમા ભમવા લાગ્યો

આગળ ચાલતાં ચંપકની શ્રેણીના માર્ગમાં લોઢાના ખાણોથી જડી લીધેલો કોઇ મૂર્છિત પુરુષ તેના જોવામાં આવ્યો. તેને જોતાં વિયોગની પીડાને ત્યજી દઇને રાજાએ દયા આવવાથી ' આ કોણ છે ' એમ વિચારી તેની આગળ આવી જોયું, તો ત્યાં એક ખડ્ગ તેના જોવામાં આવ્યું. શત્રુને ત્રાસ કરનારા રાજાએ તે ખડ્ગ લઈ તેને મ્યાનમાંથી બહાર કાઢ્યું, એટલે તેમાં બે ઔષધિના વલય તેણે જોયા. સહજ ઉપકારી તેણે એક ઔષધિથી તે પુરુષને શલ્યરહિત કરી બીજી ઔષધીથી તેનાં વ્રણ રુઝાવી દીધાં.[1] પછી પૂછ્યું; ' તમે કોણ છો ? અને તમારી આવી અવસ્થા કેમ થઇ હતી ? ' ત્યારે તે બોલ્યો; ' હું અનિલગતિ નામે વિદ્યાધરોનો રાજા છું. અશનિવાન નામના વિદ્યાધરે મારી સ્ત્રીનું હરણ કર્યું. એટલે હું તેની પાછળ અહિં આવ્યો. તેથી તેણે કોપથી મારી આવી દશા કરી. તમે મારા નિષ્કારણ ઉપકારી થયા છો. મારા ભાગ્યથી જ તમે અહિં આવેલા છો. અને મારી ઉપર દયા લાવીને મને દુઃખથી મુક્ત કર્યો છે. તમે મારા જીવિતદાતા છો, તમારા ઉપકારનો બદલો હું શું આપી શકું ? તથાપિ આ બે મહૌષધિ અને આ મુદ્રિકા ગ્રહણ કરો. આ મુદ્રિકાના પ્રભાવથી તમે ધારેલ સ્થાનકે જઈ શકશો. અને જ્યારે મારું સ્મરણ કરશો, ત્યારે હું આવીને નિઃસંશય ઉત્તર આપીશ. ' આ પ્રમાણે કહી રાજાનું સન્માન કરી તે વિદ્યાધર અન્યત્ર ચાલ્યો ગયો. રાજા પાંડુએ તે સુંદરીનું અને વિદ્યાધરનું ધ્યાન ધરતાં પાછા આવી પોતાનું નગર અલંકૃત કર્યું.

અહિં પેલો ચિત્રફલકવાળો પુરુષ, અંધકવૃષ્ણિ રાજાની પાસે ગયો. અને તેણે પાંડુ રાજાનાં રૂપ, ઐશ્વર્ય અને વિજ્ઞાનનું વર્ણન કરી બતાવ્યું. તે સાંભળી પિતાના ઉત્સંગમાં બેઠેલી કુંતીએ ' આ ભવમાં મારો પતિ પાંડુરાજા થાઓ ' એવો અભિગ્રહ કર્યો. રાજાને પોતાનો તે અભિગ્રહ કહેવાને અસમર્થ, ડાહી અને ક્ષમાવાન્ કુંતી કામાગ્નિવડે મરુસ્થળમાં કમલિનીની જેમ ગ્લાનિ પામી ગઇ. પોતાને તે પતિની પ્રાપ્તિ દુર્લભ જાણીને એક વખતે કુંતી ઉદ્યાનમાં પાશ નાંખતી દુઃખી થઇને કહેવા લાગી; ' હે કુલદેવી માતાઓ ! હું અંજલિ જોડીને પ્રાર્થના કરું છું કે, મને મારા ધારેલા પતિ મળવા દુર્લભ છે, તેથી હું અશરણ થઇને આજે મૃત્યુ પામું છું. આ ભવમાં હું પાંડુરાજાને જ વરી છું, બીજાને વરવાની નથી. પરંતુ આજે તેને માટે હું મરું છું, તેથી તેમને મારી કથા કહેજો. અને હવે તમારા પ્રસાદથી બીજા ભવમાં પણ તે જ મારો પતિ થજો. ' આ પ્રમાણે કહી તેણે કંઠમાં પાશ નાંખ્યો. ભ્રમથી પીડિત એવી કુંતી પાંડુનું જ ધ્યાન કરતી ભમે છે, તેવામાં મુદ્રાના પ્રભાવથી પાંડુરાજા ત્યાં જ આવ્યા. પેલા ચિત્રફલકનાં દર્શનથી પાંડુરાજાએ તેને ઓળખી એટલે તેના કંઠમાં નાખેલો પાશ છેદી નાખ્યો. અને બે હાથવડે પોતાનો મજબૂત પાશ દીધો. ( આલિંગન કર્યું ) પતિને આવેલા જાણી કુંતી અશ્રુવડે અર્ઘ્ય આપી સ્તંભ, કંપ, અને રોમાંચ પ્રમુખ શૃંગારભાવને બતાવવા લાગી. તત્કાલ સખીઓ વિવાહનાં ઉપકરણો

---

1 પહેલી ઔષધી વિશલ્યા અને બીજી પ્રૌઢા નામની હતી.

લાની, એટલે ગાંધર્વવિવાહવડે પાંડુરાજા તે પરણવાની ઇચ્છાવાળી કુંતી સતીને પરણ્યો. ઋતુસ્નાતા કુંતીએ ત્યાં તે જ વખતે સંભોગથી ગર્ભ ધારણ કર્યો અને એ ચતુરાએ પાંડુરાજાને તે વાર્તા પણ જણાવી. રાજા કૃતાર્થ થઈ મુદ્રાના યોગથી પોતાના નગરમાં આવ્યો અને કુંતી ગર્ભને ધારણ કરી વેગથી પોતાના ઘરમાં આવી. ધાત્રીઓએ અને સખીઓએ ગુપ્ત રાખેલી કુંતીએ સમય આવતાં પૃથ્વી જેમ રત્નને જન્મ આપે તેમ ગુપ્ત રીતે એક પુત્રને જન્મ આપ્યો. લજ્જાવડે અર્ધરાત્રે એક કાંસાની પેટીમાં તે બાલકને મૂકીને સખીઓની પાસે તે પેટી ગંગાના પ્રવાહમાં ગુપ્ત રીતે કુંતીએ વહેતી મૂકાવી. પ્રવાહમાં વહેતી તે પેટી હસ્તિનાપુરમાં આવી. ત્યાં સૂત નામના કોઈ સારથિએ તેને લઈને ઉઘાડી. એટલે વાદળામાંથી મુક્ત થયેલું સૂર્યબિંબ હોય તેવા તેજસ્વી બાલકને તેમાં જોઈ હર્ષ પામેલા તે સૂતસારથિએ પોતાની રાધા નામની પ્રિયાને તે પુત્ર સ્વપુત્રવત્ અર્પણ કર્યો. કર્ણ એવા નામથી કહેવાતો તે સારથિપુત્ર ગુણજ્ઞ હોવાથી રાજાને અતિવલ્લભ થઈ પડ્યો.

અહિં અંધકવૃષ્ણિએ પોતાની પુત્રી કુંતીનો ભાવ જાણી ચંદ્ર સાથે રાત્રિની જેમ તેને પાંડુરાજા સાથે મહોત્સવથી પરણાવી. મદ્રક નામના રાજાની માદ્રી નામની પુત્રી બીજી સ્ત્રી તરીકે પાંડુરાજાને સ્વયંવરમાં પ્રાપ્ત થઈ. તે અરસામાં ગંધારદેશના સુબલરાજાના પુત્ર શકુનીને ગંધારી વગેરે આઠ પુત્રીઓ થઈ હતી. ગોત્રદેવીના કહેવાથી શકુનિએ પોતાની આઠે પુત્રીઓ ધૃતરાષ્ટ્રને પરણાવી. 'જેવું કર્મ કર્યું હોય, તેવું ફળ પ્રાણીને મળે છે.' વિદુર પોતાને યોગ્ય એવા સંબંધની ઇચ્છાથી દેવકરાજાની પુત્રી કુમુદિનીને ચંદ્રની જેમ હર્ષથી પરણ્યો.

આ તરફ અંધકવૃષ્ણિ રાજા પોતાના મુખ્યપુત્ર સમુદ્રવિજયને રાજ્ય પર બેસાડી પોતે સુપ્રતિષ્ઠ મુનિની પાસે દીક્ષા લઈ મોક્ષે ગયા. શૌર્યપુર નગર તે અવસરે સમુદ્રવિજય રાજાને મેળવીને અનેક વર્ણ અને ચિત્ર સહિત સ્વર્ગની જેવું અદ્ભુત શોભવા લાગ્યું. જ્યાં ગજેંદ્રોના મદવડે નિરંતર સ્વામીવાળી પૃથ્વીરૂપી સ્ત્રીના ભાલે કસ્તૂરીના ગુચ્છા દેખાય છે, જ્યાં અર્હંતના ગુણોનું ગાયન કરતી અને સ્ખલના પામતી સ્ત્રીઓના પદ (પદ-કવિતાનું પદ અને પગ) ને સાંભળવાથી મેના-પોપટ નિરંતર બેલ્યા કરે છે, જ્યાં નિરંતર અર્હંત પ્રભુની પાસે થતા ધૂપના ધૂમાડાના મિષથી કલ્યાણ જલને વર્ષાવતા ધર્મરૂપી મેઘ આકાશમાં ઉન્નતપણે જણાય છે, અને જ્યાં ચારિત્રધારી મુનિઓનાં વદનમાંથી નીકળતાં સિદ્ધાંતનાં વચન નિરંતર ધર્મસામ્રાજ્યના પટહની ઉદ્ઘોષણા હોય તેમ શોભતા હતાં. એવા [1]કવિ, ચંદ્ર અને વિબુધના આધારરૂપ તે શૌર્યપુર નગરમાં ઉદાર કાંતિવાળા સમુદ્રવિજય રાજા આકાશમાં સૂર્ય શોભે તેમ શોભવા લાગ્યા. તે સમુદ્રવિજય રાજા કુંથુ વગેરે સૂક્ષ્મ

૧ અહિં [illegible] અને વિબુધ [illegible]
[illegible] અને વિબુધ [illegible]





જંતુઓની પણ પોતાના જીવની જેમ રક્ષા કરતા હતા, છતાં પણ સંગ્રામમાં માતંગ (હાથી) વગેરેને બાંધતા હતા અને અન્યાયી પ્રાણીઓને કોપથી મારતા હતા; વળી તે રાજા ભક્તિથી આકાશ સુધી ઊંચા જિનપ્રાસાદોને કરાવતો હતો અને તે જ રાજા શત્રુરાજાઓના મહેલોને પાડી નાંખતો પણ હતો; પોતાની સ્ત્રીઓમાં જ સંતુષ્ટ હતો તો પણ ચંદ્રમુખથી શોભતી અને આકાશને મંડિત કરતી શત્રુની કીર્તિરૂપ વલ્લભાને તે હરી લેતો હતો; રાગરહિત ચિત્તથી તે નિરંતર વીતરાગનું ધ્યાન ધરતો હતો, તથાપિ તેણે બધી પૃથ્વીને પોતાને વિષે રાગયુક્ત કરી દીધી હતી; હમેશાં પંચપરમેષ્ઠીનાં ધ્યાનથી જે રાજા સર્વને પરમ ઇષ્ટ થયો અને સર્વના આંતરિક ધ્યાનનું કારણ થતો હતો; અને તે રાજા અનેક રાજાઓનો મુગટમણિ થઈ પોતાના મસ્તક પર જિનાજ્ઞાને ધારણ કરતો હતો, પણ તે 'જિનાજ્ઞા' શબ્દનો વર્ણવિપર્યય કરી નિજાજ્ઞાને શત્રુઓના મસ્તક પર ધારણ કરાવતો હતો.

શિવા(પાર્વતી)ની જેમ પવિત્ર, અશિવનો નાશ કરનારી, શિવ-કલ્યાણના સ્થાનરૂપ અને હૃદયમાં સદ્ગુણને આરોપણ કરનારી શિવા નામે તેને મુખ્ય પત્ની હતી. શીલની લીલાવડે ઉજ્જવળ એવી એ દેવી પોતાના પતિમાં જ એકાંત ભક્તિવાળી હતી, તે છતાં તેને પરબ્રહ્મ મોક્ષપદ પ્રત્યે અત્યંત આસક્તિ ભાવ હતો. મુખથી ચંદ્રસંપત્તિ, વાક્યથી અમૃતસંપત્તિ, મનથી ધર્મસંપત્તિ અને દેહથી રતિસંપત્તિને ગ્રહણ કરતી એ રમણીને લોકો સુવદના, મધુરવાક્યદા, ધર્મવિસ્તારિણી અને દેહથી પણ રતિકારિણી એમ કહેતા હતા. એ સ્ત્રી બે લોચન અને મસ્તકના કેશવડે કૃષ્ણવર્ણને ધારણ કરતી હતી, છતાં તેણે ભૂમિતળ ઉપરથી મલિન એવા પાપને તો કાઢી જ મૂક્યું હતું. નિરંતર અંતઃપુરમાં રહેવાથી તે સૂર્યને જોઈ શકતી નહિ, તથાપિ સિદ્ધાંતરૂપ સૂર્યના પ્રકાશથી જગતના સર્વ ભાવ, કર્મના વિપાક અને પુદ્ગલાદિકને જોઇ શકતી હતી. પરિવારમાં વાત્સલ્યવાળી, દેવગુરુમાં ભક્તિવાળી, સૂક્ષ્મ જીવોમાં પણ કૃપાળુ, કર્મની હિંસામાં (કર્મનો વિનાશ કરવામાં) નિર્દય, દાનધર્મમાં આસક્ત, ભવસાગરમાં વિરક્ત અને શીલવાર્ત્તામાં સંસક્ત, એવી એ શિવાદેવી રાણી સમુદ્રવિજય રાજાને ઘણી પ્રિય થઇ પડી હતી. પરસ્પર પ્રીતિપરાયણ અને પરસ્પર ધર્મમાં રાગી એ શિવાદેવી અને સમુદ્રવિજયનું યુગલ સુખથી સમય નિર્ગમન કરતું હતું.

રાજા ભોજવૃષ્ણિએ દીક્ષા લીધા પછી મથુરાના રાજ્ય ઉપર ઉગ્રસેન રાજા થયો. તેને ધારણી નામે સ્ત્રી હતી. અન્યદા કોઇ તાપસ પારણાના વિધ્વંસથી ઉગ્રસેનનો વધ કરવાનું નિયાણું બાંધીને મરણ પામ્યો, તે ધારણીની કુક્ષિમાં આવીને અવતર્યો. તેના ગર્ભમાં આવવાથી ધારણીને પોતાના પતિના માંસભોજનનો દોહદ થયો, તેથી તે પુત્રને જન્મતાં જ કાંસાની પેટીમાં મૂકીને તે પેટી યમુનાના પ્રવાહમાં વહેતી મૂકી દીધી. તે પેટી વહેતી વહેતી શૌર્યપુર પાસે આવી એટલે તેને કોઈ વણિકે બહાર કાઢી. તે કાંસાની પેટીમાંથી તેને પુત્ર મળ્યો તેથી તેનું તેણે કંસ એવું નામ પાડ્યું. વણિકને ઘેર મોટો

થતો કંસ નિત્ય નાનાં બાલકોને મારવા લાગ્યો. એ પુત્ર પોતાના કુલને અયોગ્ય જાણીને તે વણિકે તેને સમુદ્રવિજયરાજાને સોપ્યો. અનુક્રમે તે વસુદેવને વહાલો થઈ પડ્યો.

આ સમયમા રાજગૃહ નગરને વિષે બૃહદ્રથનો બલવાન પુત્ર જરાસંધ ત્રિખંડ ભરતનો અધિપતિ પ્રતિવાસુદેવ થયો. તેની આજ્ઞાથી વસુદેવ તેના શત્રુ સિંહરથ રાજાને બલવાન કંસને સારથિ કરી પકડી લાવ્યા. બન્ને કુળનો ક્ષય કરનારી જરાસંધની પુત્રી જીવયશાને તે વખતે જરાસંધે કંસને આપી 'તમે કોઇ પણ નગરની માગણી કરો' એ પ્રમાણે જરાસંધના કહેવાથી કંસે પિતા ઉપરના વૈરથી મથુરાની માગણી કરી અને તે મેળવી. કંસે પોતાના પિતા ઉગ્રસેનને કારાગૃહમા પૂર્યા. કંસના નાના ભાઈ અતિમુક્તે પિતાના દુઃખથી દીક્ષા લીધી. પછી બલથી ઉગ્ર એવો કંસ મથુરાનું રાજ્ય કરવા લાગ્યો.

જરાસંધની આજ્ઞાથી તે દશે દશાર્હ પાછા પોતાની નગરીમાં આવ્યા. મનસ્વી વસુદેવકુમાર મનમા કાઈ સંકલ્પ-વિકલ્પ કરીને રોષથી દેશાતરમાં ચાલ્યા ગયા. તેને પ્રબળ ભોગકર્મનો ઉદય થતા સ્થાને સ્થાને કોઈ કલાથી, કોઈ રૂપથી અને કોઇ સ્વેચ્છાએ આવેલી વિદ્યાધરોના રાજાઓની તેમજ સામાન્ય વ્યવહારીઓની તથા સાર્થવાહ વગેરેની સેંકડો કન્યાઓને તે પરણ્યા. 'તપનું નિદાન (નિયાણું) અન્યથા થતું નથી.' ત્યાંથી વસુદેવકુમાર રોહિણીના સ્વયવરમા ગયા, ત્યા સમુદ્રવિજયને યુદ્ધમાં મળ્યા અને રોહિણીને પરણીને સમુદ્રવિજયની સાથે પોતાના નગરમા પાછ આવ્યા એકદા રાત્રીએ રોહિણીએ બલભદ્રના જન્મને સૂચવનારા ચાર સ્વપ્નો જોયા. તેના પ્રભાવથી સમય આવતા તેણે બલરામ પુત્રને જન્મ આપ્યો. કંસના આગ્રહથી વસુદેવકુમાર હર્ષથી દેવકરાજા( ઉગ્રસેનના ભાઈ )ની પુત્રી દેવકીની સાથે પરણ્યા તેના વિવાહનો ઉત્સવ ચાલતો હતો, તેવામા કંસના અનુજબંધુ અતિમુક્તમુનિ ત્યા આવેલ હતા તેને મદોન્મત્ત થએલી કંસપત્ની જીવયશાએ કહ્યું; 'હે દીયરજી ! આવો, આ વિવાહઉત્સવમા તમે મારી સાથે ખાઓ, પીઓ અને સ્વેચ્છાએ રમો; દેહ ઉપર વૈર શામાટે કરો છો ?' એમ કહી તેણે સમીપ આવી ઉપહાસ કરતા કરતાં અતિમુક્તના કઠમા આલિંગન કર્યું. તે વખતે જેની હાસી થઇ રહી છે, તેવા મુનિએ કોપથી કહ્યું કે, 'હે જીવયશા ! તું જેના વિવાહઉત્સવમા મહાલે છે તે દેવકીનો જ સાતમો ગર્ભ તારા પિતાનો અને પતિનો હણનારો થશે' તે સાભળીને મદરહિત થઇ ગયેલી જીવયશાએ અતિમુકતમુનિને છોડી દીધા અને તે સર્વ વૃત્તાત એકાતે જઇને કંસને કહ્યું. કર્યો છે ઉપાય જેણે એવા કંસે વસુદેવની પાસે દેવકીના સાતે ગર્ભની માગણી કરી. વસુદેવે તેમ કરવાને કબૂલ કર્યું.

અનુક્રમે ઇદ્રના નૈગમેષી દેવે દેવકીના છ ગર્ભને જન્મતા જ હરી લઇને સુલસાને આપ્યા અને સુલસાના જન્મતા જ મરણ પામતા છ ગર્ભો દેવકીને આપ્યા. નિર્દય કંસે તે છએ ગર્ભને પોતાના ઘરમા શિલા પર પછાડી મારી નાખ્યા. અને દેવકીના તે પુત્રો

અનુક્રમે સુલસાને ઘેર મોટા થયા. તેમના અનિકયશા, અનંતસેન, અજિતસેન, નિહતારિ. દેવયશા અને શત્રુસેન એવાં નામ પાડ્યાં. પછી ફરીવાર દેવકી ઋતુસ્નાતા થઇ, ત્યારે રાત્રિના શેષભાગે તેણે સિંહ, સૂર્ય, અગ્નિ, હાથી, ધ્વજ, વિમાન અને પદ્મ સરોવર–એ સાત સ્વપ્નો અવલોક્યાં. તે જ રાત્રિએ તેણે ગર્ભ ધારણ કર્યો. સ્વપ્નના પ્રભાવથી શુભ દોહદવાળી દેવકીએ સમય આવતાં શ્રાવણમાસની કૃષ્ણ અષ્ટમીએ અર્ધરાત્રે કૃષ્ણવર્ણી પુત્રને જન્મ આપ્યો. તે વખતે તેની ખબર રાખવાને કંસે જે રક્ષકપુરુષોને રાખ્યા હતા, તેઓને વસુદેવના ગૃહદેવતાઓએ નિદ્રાના અધિષ્ઠાયક હોય તેમ પોતાની શક્તિથી નિદ્રાયુક્ત કરી દીધા. દેવકીના કહેવાથી વસુદેવે તે બાલકને લઇ જઇને ગોકુલમાં રહેલા નંદની સ્ત્રી યશોદાને તે અર્પણ કર્યો. અને તેનાં બદલે યશોદાની તત્કાલ જન્મેલી પુત્રી લાવીને હર્ષથી દેવકીને અર્પણ કરી. પછી કંસના પુરુષો જાગ્રત થતાં તે પુત્રીને લઇને કંસની પાસે આવ્યા. તે પુત્રીને જોઇને કંસને વિચાર થયો કે; ' એ પીડિત મુનિનું કહેવું મિથ્યા થયું, કેમકે આ સાતમો ગર્ભ તો સ્ત્રી થયો. માટે આનાથી બલવાન એવા મારું મૃત્યુ થશે નહિ. ' આવો વિચાર કરી તે પુત્રીની માત્ર નાસિકા છેદીને તે સેવકોને પાછી આપી.

આ બાજુ દેવકીનો સાતમો બાળક ગોકુલમાં ગોપીઓથી રક્ષાતો મોટો થયો. કૃષ્ણવર્ણી અંગ હોવાથી તેનું ' કૃષ્ણ ' એવું નામ પાડયું. તેણે બાલ્યવયમાં જ શકુનિ અને પૂતના નામની બે વિદ્યાધરીઓને મારી નાખી. એક શકટ ભેદી નાખ્યું અને યમલ અને અર્જુન નામના બે વૃક્ષોને ભાંગી નાખ્યા. તે ખબર સાંભળી કોઇ કોઇ પર્વની આરાધનાનું બ્હાનું કરીને દેવકી બીજી સ્ત્રીઓની સાથે હર્ષ પામતી નિરંતર ગોકુલમાં આવવા લાગી. કૃષ્ણની રક્ષા કરવાને માટે વસુદેવે રામ( બલભદ્ર )ને આજ્ઞા કરી. બંને ભાઇ દશ ધનુષ ઊંચી કાયાવાળા થઈ નિત્ય ગોકુલમાં સાથે ક્રીડા કરવા લાગ્યા.

અહિં શૌર્યપુરમાં સમુદ્રવિજયની સ્ત્રી શિવાદેવીએ રાત્રિના અવશેષકાલે ચૌદ મહાસ્વપ્નોને જોયા. તે વખતે કાર્તિકમાસની કૃષ્ણદ્વાદશીએ ચંદ્ર ચિત્રા નક્ષત્રમાં આવતાં અપરાજિત વિમાનમાંથી ચ્યવીને શંખનો જીવ શિવાદેવીની કૂક્ષીમાં ઉત્પન્ન થયો. અનુક્રમે શ્રાવણમાસની શુકલપંચમીએ ચંદ્ર ચિત્રા નક્ષત્રમાં આવતાં શિવાદેવીએ શંખના લાંછનવાળા કૃષ્ણવર્ણી કુમારને જન્મ આપ્યો. તે જ વખતે છપ્પન્ન દિક્કુમારીઓએ ઘરમાં અને ચોસઠ ઇંદ્રોએ મેરુગિરિ ઉપર હર્ષથી પ્રભુનો જન્મમહોત્સવ કર્યો. રાજા સમુદ્રવિજયે પ્રાતઃકાલે મહોત્સવ સાથે અપરાધીઓને કારાગૃહમાંથી છોડવા વગેરે સત્કર્મ કરી કુમારનું ' અરિષ્ટનેમિ ' એવું નામ પાડયું. અનુક્રમે વૃદ્ધિ પામતા પ્રભુનું ઇંદ્રની આજ્ઞાથી અપ્સરાઓ લાલનપાલન કરવા લાગી અને દેવતાઓ સમાન વયના થઇને સેવા કરવા લાગ્યા. જગત્પ્રભુ કોઇ પર્વતરૂપે અને કોઈ ગજેંદ્રરૂપે રહેલા દેવતાઓને એક લીલામાત્રમાં ઉછાળતા હતાં. રીંખતા, ચાલતા, નાચતા, હસતા, ગાતા અને બોલતા એ પ્રભુ કોઇ કાર્ય

વિના જ સર્વને પ્રીતિ આપતા હતા. રાજા સમુદ્રવિજય એ પુત્રના જન્મઉત્સવમાં એક દિવસ સ્વજનોથી પરવરીને ઉદ્યાનમાં ક્રીડા કરવાને ગયા. નંદનવનમાં જેમ ઇંદ્ર પ્રવેશ કરે તેમ અશોક, નાગકેશર અને આમ્રના રસાળ પલ્લવથી કોમળ એવા વનમાં રાજાએ પ્રવેશ કર્યો. તે ઉદ્યાનમાં શ્રી નેમિનાથને જોઈ દેવતાઓને આરાધન કરવા યોગ્ય એવા સૌધર્મપતિ હર્ષથી પ્રફુલ્લિત નેત્રવાળા બનીને દેવતાઓને કહેવા લાગ્યા, ' આ જગતમાં રાજા સમુદ્રવિજયને ધન્ય છે, અત્યારે તે સૌભાગ્યની ભૂમિરૂપ છે; કારણ કે, તેમને ઘેર નેમિનાથ પ્રભુ પુત્રપણે અવતર્યા છે. અહો ! આ શ્રી નેમિનાથ પ્રભુ બાલક છતાં તેમનામાં જે સત્ત્વ( બલ ) રહેલું છે, તેવું સત્વ બીજા કોઇ દેવમાં કે દાનવમાં કહી શકાય તેમ નથી. એક તરફ આ પ્રભુનું અદ્ભુત બલ રાખીએ, અને બીજી તરફ ત્રણે જગતનું બળ રાખીયે તો પણ મેરુ અને તલની ઉપમા થાય. ' આ પ્રમાણે સૌધર્મપતિનાં વદનમાંથી નીકળતાં વચનો સાંભળી ' મેઘની ગર્જનાને અષ્ટાપદ સહન કરી ન શકે ' તેમ કેટલાક દેવતાઓ તે સહન કરી શકયા નહિ તેઓ બોલ્યા; ' હે ઇંદ્ર ! આ પ્રમાણે કહીને તમે ખરેખર ' ઇશ્વરેચ્છા બલવતી છે ' એ વચન સાબિત કરી આપ્યું છે. જે અમે બલથી એક રમત માત્રમાં મોટા સાગરને શોષી નાખીએ, અને મોટા પર્વતોને ચૂર્ણ કરી નાખીએ, તે આવી સ્તુતિને કેમ સહન કરી શકીએ ? તેથી હે સ્વામી ! તે પ્રભુનું બલ જોવાને અમે ઉત્સુક થઇ ત્યાં જવા ઇચ્છીએ છીએ ' આ પ્રમાણે કહી રજા લઇને તેઓ નેમિનાથ પ્રભુએ પવિત્ર કરેલા ઉદ્યાનમાં આવ્યા. ત્યાં ' ઉન્નતિ પામો, ચિરકાળ જીવો ' એમ કોમલ સ્વરે બોલતા લોકોથી પરસ્પર હાથોહાથ તેડીને લાલન કરાતા પ્રભુ તેમના જોવામાં આવ્યા.

તે સમયે ત્યાં કોઇ પ્રીતિથી પ્રભુને ચુંબન કરતા હતા, કોઇ પોતાની આંગળીવડે દોરતા હતા, અને કોઇ વારંવાર મસ્તક ધુણાવી પ્રભુને હસાવતા હતા. તેમજ રૂપના અત્યંત ઉત્કર્ષને જોઇને હર્ષ પામેલા વિદ્વાન્ વૃદ્ધપૂર્વજોએ કરેલા ન્યુંછણાનો પ્રભુ અનુભવ કરતા હતા. આ પ્રમાણે ચિત્તને આલ્હાદ આપતા એવા હસમુખા પ્રભુને જોઇને તે દેવતાઓ દુરાશયવાળા છતાં કૌતુકથી વિચાર કરવા લાગ્યા; ' અહો ! શું આ ઉત્કંઠા ઉત્પન્ન કરે છે તેથી મૂર્તિમાન્ ક્રીડારસ છે ? અથવા સૌભાગ્ય અને શ્યામપણાથી શું રૂપવાન શૃંગારરસ છે ? ' એવી રીતે વિચારી છળને શોધતાં એ દેવતાઓ ત્યાં રહ્યા. એક વખતે નિર્જન સ્થળમાં પારણામાં વિશ્રાંત થયેલા પ્રભુને જોઇ તેઓ ચોરની જેમ તેમને હરી ગયા. સુવર્ણકમલની અંદર રહેલા ગંધના રસમાં બંધાઈ ગયેલા ભ્રમરની જેવા પ્રભુને લઇને તેઓ આકાશમાં ચાલ્યા. સવા લાખ યોજન ગયા પછી પ્રભુએ અવધિજ્ઞાનથી દેવતાઓને ઉત્પન્ન થયેલો વિકાર જાણી લીધો. તત્કાળ પ્રભુએ લેશમાત્ર બલ બતાવ્યું. એટલે તે દેવતાઓ એવી રીતે નીચે પડયા કે, જેથી તેઓ તેના આઘાતથી પૃથ્વીમાં સો યોજન ચાલ્યા ગયા તે સ્વરૂપને જોઈ જેઓએ પોતે જ દોષ કર્યો છે એવા દેવતાઓની ઉપર દયા લાવીને ઇંદ્ર નેમિનાથ પ્રભુની પાસે આવ્યા, અને બોલ્યા; ' હે વિશ્વત્રાતા ! હે બળવાન ! હે જગતના નાથ ! ગર્વના ભારથી ભ્રમ થયેલા આ ગરીબ દેવતાઓને હવે હેરાન કરો નહિ. હે નાથ ! જ્યારે તમે આવી રીતે ઘેરા કરશો, ત્યારે આ

સંસારમાં બીજો કોણ રક્ષક છે ? માટે હે કૃપાલુ વિશ્વપાલક ! એ દીન દેવતાઓની ઉપર અનુગ્રહ કરો. હે સ્વામી ! તમે અશરણના શરણ છો, ધરાતળ ઉપર ધર્મના આધારરૂપ છો અને બાલરૂપ છતાં પરાક્રમમાં અબાળ છો, આથી વિશેષ સ્તુતિ શું કરવી ?' એવી રીતે સ્તુતિ કરી, દેવતાઓને છોડાવી, પ્રભુને પારણામાં મૂકી તેઓને ખમાવીને ઇંદ્ર સ્વર્ગમાં ગયો. શ્રી નેમિનાથ પ્રભુનું આવું અપ્રતિમ બલ જોઇ સમુદ્રવિજય વગેરે સર્વ હર્ષ પામી ઉત્સવપૂર્વક નૃત્ય કરવા લાગ્યા. પછી પ્રભુના પ્રાસાદમાં મહોત્સવ કરીને તે દેવતાઓ હર્ષથી નેમિનાથ પ્રભુનું સ્મરણ કરતા કરતા પોતપોતાનાં સ્થાનકે ગયા. ત્યારથી માંડીને શ્રી નેમિનાથ પ્રભુ ઇંદ્રની આજ્ઞાને અનુસરનારા ક્રોડો દેવતાઓથી રક્ષણ કરાતા પ્રતિદિન વૃદ્ધિ પામવા લાગ્યા.

અહીં ધૃતરાષ્ટ્રની પટ્ટરાણી ગાંધારીને અતિ દુષ્ટ ગર્ભના ઉપજવાથી જનયુદ્ધ કરવાનો દોહદ થયો. ગર્ભના પ્રભાવથી 'હાથી ઉપર બેસી મહાયુદ્ધ કરીને શત્રુઓને મારી નાખું અથવા બધા લોકોને કારાગૃહમાં પૂરી દઉં' એવી તેને ઇચ્છા થવા માંડી. અહંકારની વૃદ્ધિ થવાથી વડીલ વર્ગને નહિ નમતી, ગર્વથી અંગને મરડતી, અને સર્વની સાથે કલેશ કરતી તે રહેવા લાગી. અન્યદા પાંડુરાજાની પત્ની કુંતીએ રાત્રે સ્વપ્નામાં સુરગિરિ, ક્ષીરસાગર, સૂર્ય, ચંદ્ર અને લક્ષ્મીને જોયાં. તેના પ્રભાવથી રત્નગર્ભાની જેમ શુભ ગર્ભને ધારણ કરતી કુંતી દિવસે દિવસે ધર્મના મનોરથ ચિંતવતી હતી. અનુક્રમે શુભ દિવસે સુલગ્નમાં પાંચ ગ્રહો ઉચ્ચના થતાં કુંતીએ એક પુત્રને જન્મ આપ્યો. તે વખતે તેના ઘરની ઉપર આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઇ. અને 'નિર્મલ એવા દયાદાન પ્રમુખ ગુણવડે યુક્ત એવો આ કુમાર ધર્મપુત્ર છે.' એમ બોલતા દેવતાઓ તેનાં ઘેર આવ્યા. શુભ દિવસે દેવતાઓની વાણીથી મોટા ઉત્સવ સાથે સર્વને પ્રિય અને સજ્જનોના અપ્રિયને હરનાર 'યુધિષ્ઠિર' એવું તેનું નામ પાડયું. બીજી વાર કુંતીએ રાત્રે સ્વપ્નને વિષે પવને પોતાના આંગણામાં રોપેલું અને ક્ષણમાત્રમાં ફળેલું એક કલ્પવૃક્ષ જોયું. તે સ્વપ્નના પ્રભાવથી કુંતીએ પુનઃ ઉત્તમ ગર્ભ ધારણ કર્યો. તેથી પાંડુરાજા પરમ હર્ષ અને લોકો પરમ પ્રસન્નતાને પામ્યા. કૂડકપટમાં ચતુર એવી ગાંધારી ગર્ભની અત્યંત વૃદ્ધિથી ઘણું દુઃખ પામતી નિરંતર મોટાં ઔષધોથી ગર્ભપાત કરવાને ઇચ્છવા લાગી. જ્યારે કુંતી બીજી વારના પ્રસવને સન્મુખ થઇ ત્યારે તે જોઇને અતિપીડિત થયેલી ગાંધારીએ પેટ કૂટીને પોતાનો અપકવ ગર્ભ પાડી નાખ્યો. તેથી ત્રીશ માસે તેણે એક વજ્ર જેવા દૃઢ પુત્રને જન્મ આપ્યો. પછી છ માસ સુધી તેને પેટીમાં રાખીને પૂર્ણ દેહવાળો થયે સૌને બતાવ્યો. 'જ્યારે તે ગર્ભમાં હતો, ત્યારે તેની માતા ગાંધારી દુર્યુદ્ધ કરવામાં આદરવાળી થઈ હતી, તેથી તેનું 'દુર્યોધન' એવું નામ પાડયું.' જે દિવસે ગાંધારીએ પુત્રને જન્મ આપ્યો, તે દિવસે ત્રણ પહોર પછી કુંતીએ પણ એક પુત્રને જન્મ આપ્યો. તે વખતે

આકાશમાં વાણી થઈ કે, ' આ કુમાર વાયુનો પુત્ર ભીમસેન નામે છે, તે વજ્રના જેવી કાયાવાળો, અતિ ધર્મબુદ્ધિવાળો, વડિલજનનો ભક્ત અને ગુણવડે જ્યેષ્ઠ થશે.'

એક વખતે પાંડુરાજા કોઈ ગિરિ ઉપર ક્રીડા કરવાને ગયા હતા, તેવામાં કુંતીના હાથમાંથી વજ્રકાય ભીમકુમાર પૃથ્વી ઉપર પડી ગયો. ભીમના પડવાથી ઘંટીવડે ચોખાની જેમ બધી શિલાઓ ચૂર્ણ થઇ ગઇ. અક્ષત શરીરવાળા કુમારને લઈ ' આ વજ્રકાય છે ' એમ બોલતા દેવતાઓએ હર્ષના સ્થાનરૂપ એ કુમાર કુંતીને આપ્યો. ત્યાર પછી કુંતીએ પુણ્યયોગે ત્રીજો ગર્ભ ધારણ કર્યો. તે સમયે સ્વપ્નામા ગજારૂઢ થયેલા ઇંદ્રને જોઈ કુંતી જાગી ગઇ. તે વખતે તેને દોહદ થયો કે; ' અહંકારથી ધનુષ્ય લઈ દૃઢ રીતે દાનવોને દળી નાંખું અને શત્રુના ઉરસ્થળને ચૂર્ણ કરી નાખું.' પછી સમય આવતાં તેણે એક લોકોત્તર કુમારને જન્મ આપ્યો. તત્કાલ આકાશવાણી થઈ કે, ' આ ઇંદ્રપુત્ર અર્જુન નામે કુમાર છે.' તે વખતે દેવતાએ કરેલી પુષ્પવૃષ્ટિ થઈ, દુંદુભિના નાદ થયા, અને અપ્સરાઓનાં નૃત્ય સાથે રાજાએ પણ મહોત્સવ કર્યો. પછી મદ્રી નામની સ્ત્રીથી પાંડુરાજાને નકુલ અને સહદેવ નામે બે પુત્રો થયા. પાંચ ઇંદ્રિયોવડે દેહની જેમ તે પાંચ કુમારોથી પાંડુરાજાનો કીર્તિરૂપ દેહ સંપૂર્ણ થયો. અનુક્રમે ધૃતરાષ્ટ્રને પણ દુર્જય, પરાક્રમી અને શસ્ત્રશાસ્ત્રમાં ચતુર એવા સો પુત્રો થયા. શતભિષા નક્ષત્રના સો તારાથી જેમ ચંદ્ર શોભે તેમ તે સો પુત્રોથી ધૃતરાષ્ટ્ર સંપૂર્ણ રીતે શોભવા લાગ્યો.

એક વખતે કુંતી યાત્રા કરવાને નાશિક નગરમાં ગઇ. ત્યાં તેણે ચંદ્રપ્રભસ્વામીનું નવીન ચૈત્ય કરાવ્યું. પછી પૂજા, આરાત્રિક, નેપથ્ય અને મુનિદાન પ્રમુખ સર્વ ક્રિયા કરીને પોતાના સ્વામીની સાથે કુંતી પાછી પોતાનાં નગરમાં આવી. નાશિક નગરે જઈ જેઓ એ આઠમા પ્રભુને ભક્તિથી પ્રણામ કરે છે, તેઓ આગામી ભવને વિષે બોધિબીજ પામીને પરમ ગતિને મેળવે છે.

આ બાજુ : નૈમિત્તિકના કહેવાથી કૃષ્ણથી નિશ્ચિંત થવા માટે કંસે મોકલેલા કેશી નામના અશ્વ, મેષ નામના ખર અને અરિષ્ટ નામના વૃષભનો કૃષ્ણે ઘાત કર્યો, તેથી નિમિત્તિયાના કહેવા પ્રમાણે બનવાથી કંસ કૃષ્ણથી પોતાના મરણની મનમાં શંકા પામવા લાગ્યો. પછી પોતાના શત્રુની ખરી પ્રતીતિ કરવાને તેણે શાર્ઙ્ગ ધનુષ્યની પૂજાનો ઉત્સવ કર્યો. તેમાં પોતાની બેન સત્યભામાને પણ આગળ બેસારી, અને પોતાના માણસો પાસે ઉચ્ચ સ્વરે સર્વ ઠેકાણે એવી આઘોષણા કરાવી કે; ' જે કોઇ આ ધનુષ્ય ચડાવશે, તેને દેવકન્યા જેવી આ મારી બહેન પરણાવીશ.' તે કામમાં જ્યારે કોઇ પણ રાજાઓ સજ્જ ન થયા ત્યારે અનાધૃષ્ટિ નામે પોતાના આત્માને વીર માનનારા વસુદેવના પુત્ર રથમાં બેસીને ત્યાં જવા ચાલ્યા. રાત્રે ગોકુલમાં સૂઇ રહી પ્રાતઃકાળે કૃષ્ણને સહાયકારી તરીકે સાથે લઈ મથુરાના માર્ગે તે ચાલ્યા. રસ્તામાં રથને સ્ખલના કરનારું એક વૃક્ષ આવ્યું, તેને કૃષ્ણે ઉખેડી નાખ્યું,

પછી પુનઃ પ્રીતિથી અનાધૃષ્ટિએ તેમને રથમાં બેસાર્યાં. સવારે સભામાં આવીને અનાધૃષ્ટિ તે ધનુષ્યને ઉપાડતાં સ્ખલના પામ્યા. તે વખતે સર્વ લોકો હસી પડ્યા, અને સત્યભામા પણ લજ્જા પામી. તે સર્વના હાસ્યથી કોપ પામી કૃષ્ણે તરત જ તે ધનુષ્યને ચડાવી દીધું, તેથી તે જ સમયે સત્યભામાએ કટાક્ષરૂપ પુષ્પોથી કૃષ્ણની ભુજાની પૂજા કરી. વસુદેવે કંસના ભયથી 'આ ધનુષ્યને મેં ચડાવ્યું છે' એમ બોલવા અનાધૃષ્ટિને સૂચવી કૃષ્ણ સહિત તેને ત્યાંથી મોકલી દીધો. કંસે પાછા શત્રુનો નિશ્ચય કરવા માટે સત્યભામાના લગ્નના ઉત્સવનું બહાનું કાઢી મલ્લયુદ્ધ જોવાની ઇચ્છાએ સર્વ રાજાઓને બોલાવ્યા. કૌતુકી એવા કૃષ્ણ તે સાંભળી બલરામની સાથે ત્યાં જવા ચાલ્યા; માર્ગમાં આવેલી યમુના નદીના દ્રહમાં કાળીયાનાગનો કૃષ્ણે બળવડે નાશ કર્યો અને પોતાના કૃષ્ણ આદિ તે વૈરીઓનો વિનાશ કરવા માટે કંસે છોડી મૂકેલા બે મદોન્મત્ત હાથીમાંથી કૃષ્ણે પદ્મોત્તર નામના હાથીને માર્યો અને રામે ચંપક નામના હાથીને માર્યો. ત્યાં સમુદ્રવિજય વગેરે પોતાના વડીલો આવેલા હતા. તેમની સમક્ષ રામે નામ લઇને કૃષ્ણને પોતાના બંધુ તરીકે ઓળખાવ્યા તે પ્રસંગમાં થયેલી વાતચીતથી પોતાના છ બંધુને હણનારા કંસને જાણીને જેના હૃદયમાં કોપાગ્નિ પ્રજ્વલિત થયેલો છે, એવા કૃષ્ણ ત્યાં મંડપમાં બેઠા હતા.

તે સમયે ચાણૂર અને મુષ્ટિક નામે બે મલ્લ રંગભૂમિમાં આવ્યા, તેમને જોઇ કૃષ્ણ અને બલરામ કોપ કરી માંચા ઉપરથી ઉભા થયા. થોડા વખતમાં કૃષ્ણે ચાણૂરને અને બલભદ્રે મુષ્ટિકને મારી નાંખ્યો. તેમના વધથી કોપ પામેલો કંસ આ પ્રમાણે ઊંચે સ્વરે બોલ્યો; 'અરે યોદ્ધાઓ! આ બે અધમ ગોપને અને તેમનો પક્ષપાત કરીને તેમનું પોષણ કરનાર નંદને પણ વગર વિલંબે મારી નાખો.' આવાં તેનાં વચનને સાંભળી રોષથી રાતાં નેત્ર કરી કૃષ્ણ બોલ્યા; 'હે મૂઢ! ચાણૂર જેવા મલ્લને માર્યા છતાં અદ્યાપિ પણ તું તારા આત્માને મરેલો કેમ જાણતો નથી? માટે પ્રથમ તો મારાથી હણાતા એવા તારા આત્માની રક્ષા કર, પછી ક્રોધને લાયક જે લાગે તે નંદ વગેરેને બતાવી દેજે.' આ પ્રમાણે કહી કૃષ્ણે ઊછાળો મારી તેના મંચ ઉપર જઈ કંસને કેશવડે પકડી પૃથ્વી ઉપર પાડી નાંખ્યો. તે વખતે કંસની રક્ષાને માટે કંસના પક્ષના સુભટો વિવિધ પ્રકારના આયુધો હાથમાં લઇને કૃષ્ણને મારવા દોડ્યા, પરંતુ માંચાનો એક સ્તંભ ઉપાડી તેઓને મધપૂડામાં રહેલી મધમાખોની જેમ બળભદ્રે છેટે ફેંકી દીધા. પછી કૃષ્ણે મસ્તક ઉપર ચરણ મૂકીને કંસને મારી નાંખ્યો અને કેશથી ખેંચી સમુદ્ર જેમ લાકડાને બહાર ફેંકી દે તેમ રંગભૂમિની બહાર નાંખી દીધો. તે વખતે કંસના પક્ષના કેટલાક રાજાઓને યુદ્ધ કરવાને તૈયાર થયેલા જોઇ રાજા સમુદ્રવિજય પણ અનુજ બંધુઓની સાથે યુદ્ધ કરવા તૈયાર થયા. જ્યારે સમુદ્રવિજય રાજા સામા થયા, ત્યારે સૂર્ય આગળ અંધકારની જેમ તેઓ સામા થવામાં ટકી શકયા નહિ. પછી રામ અને કૃષ્ણને લઇને સમુદ્રવિજય પ્રમુખ સર્વે ઉગ્રસેનને મથુરા આપીને શૌર્યપુર ગયા. કંસના મરણથી વિહ્વળ થયેલી તેની સ્ત્રી જીવયશા યાદવોનો ક્ષય કરાવવાની પ્રતિજ્ઞા લઇ રાજગૃહ નગરમાં આવી. છૂટા કેશ મૂકી શોકથી ઊંચે સ્વરે રુદન કરતી પોતાની પુત્રી જીવયશાને જોઇ જરાસંધે રુદન

કરવાનું કારણ પૂછ્યું. એટલે અતિમુક્તકે પ્રથમ કહેલા કંસના વધથી માંડીને સર્વ હકીકત તેણે ના કહી બતાવી. તે સાંભળી જરાસંધે કહ્યું; 'વત્સે ! તારા શત્રુઓને હું રોવરાવીશ.' તેને એવી રીતે સમજાવીને જરાસંધે સોમક નામના રાજાને કહી બધી હકીકત સમજાવીને સમુદ્રવિજયની પાસે મોકલ્યો. સમુદ્રવિજયે તેનો સત્કાર કર્યો. પછી તેણે જરાસંધનો સંદેશો આ પ્રમાણે કહ્યો કે, 'હે રાજન્ ! કુલાંગાર જેવા રામ અને કૃષ્ણ મને અર્પણ કરો. કંસને હણનારા એ બંને રામ ને કૃષ્ણ કારણ વગરના તમારા વૈરી છે, તેથી તેમનો ત્યાગ કરીને પૂર્વની જેમ મારા શાસનથી રાજ્ય ચલાવો.' તે સાંભળી પ્રથમ દશાર્હ સમુદ્રવિજયે અંતરમાં દુભાઈને સોમક રાજાને કહ્યું કે, 'જરાસંધ રામ કૃષ્ણની ઉપરના મારા સ્નેહના કારણને જાણતા નથી, પણ હે સોમકરાજા ! તે રામ કૃષ્ણની માગણી કરતાં તમે કેમ લાજતા નથી ? કેમ કે એ બંને ભાઈ તો દેહમાં નેત્રની જેમ અમારા હરિવંશના મંડન છે. કદિ અમારા જીવિતનું દાન થાય તો ભલે થાય પણ એ બંને વત્સ-(રામ-કૃષ્ણ)નું દાન થવાનું નથી. માટે જાઓ, અને આ વાત એ પોતાના જમાતા કંસના માર્ગને અનુસરનારા જરાસંધને કહો.' રામ કૃષ્ણે કોપના સંભ્રમથી જોયેલા સોમક રાજાએ તત્કાલ ત્યાંથી ઉઠી વેગથી જરાસંધ પાસે જઈને તે વૃત્તાંત જણાવ્યો.

ઉગ્રસેન રાજાએ પૂર્વથી અનુરાગ ધરતી પોતાની પુત્રી સત્યભામાને પ્રીતિ વધારવાને માટે કૃષ્ણને આપી. બીજે દિવસે સમુદ્રવિજય રાજાએ પોતાના બંધુઓને એકઠા કરી ક્રોષ્ટુકિ નામના એક ઉત્તમ અને હિતકારી નિમિત્તિઆને બોલાવીને પૂછ્યું કે; 'ત્રિખંડ ભરતના અધિરાજ જરાસંધની સાથે લડાઈ કરવામાં જે ભાવી બનવાનું હોય, તે કહી આપો; કેમકે સ્વસ્થ પાત્રમાં જ રાંધવું યોગ્ય છે. નિમિત્તિઆએ કહ્યું; 'મહા પરાક્રમી રામ-કૃષ્ણ ચિરકાલે જરાસંધને મારી ત્રિખંડ ભરતના અધિપતિ થશે. હમણા અહીંથી પશ્ચિમ દિશાના સમુદ્રતટને ઉદ્દેશીને જાઓ, ત્યાં જતાં તમારા શત્રુના ક્ષયનો આરંભ થશે. માર્ગે જતાં જે ઠેકાણે સત્યભામા બે પુત્રને જન્મ આપે, તે ઠેકાણે નગરી વસાવીને તમારે નિઃશંક થઈને રહેવું.' તે સાંભળી અઢાર કુલકોટી યાદવોના નાયક સમુદ્રવિજય રાજા પરિવાર સહિત વિશ્વને ચળાયમાન કરતાં વિંધ્યાચળની મધ્યમાં થઈને ચાલ્યા.

અહીં જરાસંધ સોમક રાજાનું કહેવું સાંભળી ક્રોધથી પ્રજ્વલિત થયો. તે જાણીને કાલ નામના તેના પુત્રે કહ્યું કે; 'હે સ્વામી ! એ યાદવો કોણ માત્ર છે. તેમનો વધ કરવાની મને આજ્ઞા આપો. એટલે પછી અગ્નિ, આકાશ કે જલમાંથી પણ ખેંચી લાવીને તેમને હું મારી નાખીશ.' ત્રિખંડપતિ જરાસંધે પાંચસો રાજાઓ અને ઘણી સેના સાથે તેના નાના ભાઈ યવન સહિત તેને મોકલ્યો. જાણે સાક્ષાત્ અકાલે કાલ આવ્યો હોય, તેમ કાલને આવેલો જોઈ રામ કૃષ્ણના રક્ષક દેવતાઓએ માર્ગમાં એક પર્વત વિકુર્વ્યો અને રસ્તાના એક દ્વાર પાસે ઘણી ચિતાઓ, તેની પાસે રુદન કરતી એક સ્ત્રી અને અગ્નિથી ભસ્મીભૂત થયેલું યાદવોનું સૈન્ય વિકુર્વ્યું. તે સ્ત્રીને જોઈને કાલે પૂછ્યું, 'હે ભદ્રે ! તું

કેમ રુવે છે ? ' જવાબમાં તે બોલી, ' જરાસંધથી ભય પામીને બધા યાદવો નાસવા લાગ્યા. પછી તેમની પછવાડે કાલના જેવો કાલ ચાલ્યો, તે જ્યારે નજિક આવ્યો ત્યારે ભય પામીને તેઓ સર્વ આ અગ્નિમાં પેસી ગયા. દશાર્હ અને રામ કૃષ્ણે પણ ચિતામાં પ્રવેશ કર્યો. તે બંધુઓના વિયોગથી હું પણ હવે આ અગ્નિમાં પ્રવેશ કરું છું. ' આ પ્રમાણે કહીને તેણે અગ્નિમાં પ્રવેશ કર્યો. એટલે દેવતાથી મોહ પામેલા કાળે પોતાની પ્રથમ કરેલી પ્રતિજ્ઞાને સંભારી સર્વની સાક્ષીએ અગ્નિમાં પ્રવેશ કર્યો. પછી યવનકુમાર વગેરે સર્વ પાછા વળી ગયા અને આ સર્વ વૃત્તાંત મગધપતિને કહ્યો. એટલે તે જાણી યાદવોએ આદરથી ક્રૌષ્ટુકિ નિમિત્તિયાની પૂજા કરી. પછી ક્રૌષ્ટુકિના વચનથી સર્વ યાદવોએ સૌરાષ્ટ્ર દેશમાં રહેલા ગિરનાર પર્વતથી વાયવ્યદિશામાં આવીને સૈન્યનો પડાવ નાખ્યો. કૃષ્ણની સ્ત્રી સત્યભામાએ જાતિવંત સુવર્ણની જેવી કાંતિવાળા ભાનુ અને ભામર નામના બે કુમારોને તે ઠેકાણે જન્મ આપ્યો. પોતાના જન્મને ધન્ય માનતા દશાર્હોએ શ્રી પુંડરીક ગિરિરાજ અને ગિરનારગિરિ પર જઇ શ્રી જિનેશ્વર ભગવંતની પૂજા કરી.

તે અવસરે ક્રોષ્ટુકિએ બતાવેલા શુભ દિવસે કૃષ્ણે સ્નાન કરી બલિદાન આપી સમુદ્રની પૂજા કરીને અઠ્ઠમનો તપ કર્યો. ત્રીજે દિવસે લવણસમુદ્રના અધિષ્ઠાયક દેવે ત્યાં આવી અંજલિ જોડી કૃષ્ણને કહ્યું; ' હે વાસુદેવ ! મને આજ કેમ સંભાર્યો છે ? આજ્ઞા આપો. પૂર્વે પણ સગરરાજાની આજ્ઞાથી હું મુખ્ય સમુદ્રમાંથી અહિં આવેલો છું. ' એમ કહી તે દેવતાએ કૃષ્ણને પાંચજન્ય નામે અને રામને સુઘોષ નામે શંખ તથા રત્નમાલા અને વસ્ત્રો આપ્યાં. પછી કૃષ્ણે કહ્યું; ' તમે તીર્થની રક્ષા કરવા માટે અહિં આવ્યા તે સારું કર્યું, પરંતુ અત્યારે હું તીર્થની રક્ષા કરવા માટે તમને પ્રાર્થના કરતો નથી; પણ પૂર્વના વાસુદેવોની એક નગરી તમે અહિં જલની અંદર ઢાંકી દીધી છે, તે નગરી મને રહેવાને માટે પ્રગટ કરી આપો. ' તે સાંભળી દેવે ત્યાંથી ઇંદ્રની પાસે જઇને કહ્યું, એટલે ઇંદ્રની આજ્ઞાથી કુબેરે આવીને તે નગરી પ્રગટ કરી. લંબાઈમાં બાર યોજન, વિસ્તારમાં નવ યોજન અને સુવર્ણરત્નના કિલ્લાવાળી તે નગરી વિશેષ પ્રકારે શોભવા લાગી. તેમાં ગોળ, ચોરસ અને લંબાઇવાળા, એવા ગિરિકૂટક, સ્વસ્તિક, સર્વતોભદ્ર, મંદર, અવતંસક અને વર્દ્ધમાન નામના લાખો મહેલો એક માળના, બે માળના અને ત્રણ માળ આદિના તેણે રચ્યા. વિચિત્ર મણિ–માણિક્યવડે મનોહર એવા ચત્વર–ચૌટા અને ત્રિકશેરીઓમાં હજારો દિવ્ય ચૈત્યો નિર્માણ કર્યાં. સરોવરો, દીર્ઘિકા, વાપિકાઓ, ચૈત્યો, ઉદ્યાનો, શેરીઓ અને બીજું સર્વ કુબેરે એક અહોરાત્રમાં તે નગરીમાં બનાવી દીધું. એવી રીતે ઇંદ્રપુરીના જેવી દ્વારિકા નામની નગરી દેવતાઓએ નિર્માણ કરેલી વાસુદેવને પ્રાપ્ત થઈ. પછી બીજા દિવસના પ્રાતઃકાલે કુબેરે આવીને બે પીળાં વસ્ત્રો, નક્ષત્રમાળા (હાર), મુગટ, કૌસ્તુભ નામે મહારત્ન, શાર્ઙ્ગ ધનુષ્ય, અક્ષય બાણવાળા બે ભાથાં, નંદક નામે ખડ્ગ, કૌમોદકી ગદા, અને ગરુડની ધ્વજાવાળો રથ એ સર્વ કૃષ્ણને આપ્યું.

વનમાળા, મુશળ, બે નીલ વસ્ત્રો, તાલધ્વજ રથ, અક્ષય ભાથાં, ધનુષ્ય અને હલ રામને આપ્યાં. કંઠાભરણ, બે બાજુબંધ, ત્રૈલોક્યવિજય હાર, ચન્દ્ર સૂર્ય નામે બે કુંડલ, ગંગાના તરંગ જેવાં નિર્મલ બે શ્વેત વસ્ત્રો, અને સર્વતેજોહર નામે રત્ન કુબેરે હર્ષથી શ્રીઅરિષ્ટનેમિપ્રભુને આપ્યાં. ઇંદ્રની આજ્ઞાથી કુબેરે સમુદ્રવિજયને ચન્દ્રહાસ ખડ્ગ, બે સુંદર વસ્ત્ર, અને દિવ્યરથ આપ્યો. મોટી ધ્વજાવાળો રથ, સહસ્રમુખા શક્તિ અને બે કૌસુમ્બી વસ્ત્રો મહાનેમિને આપ્યાં. અક્ષય બાણવાળું ધનુષ્ય અને હાર રથનેમિને આપ્યાં. તે સિવાય તેમના બીજા બંધુઓને યોગ્યતા પ્રમાણે વસ્ત્રો અને અસ્ત્રો આપ્યાં. પછી કુબેર પ્રમુખ દેવતાઓએ અને સર્વ યાદવોએ મળી બલભદ્ર સહિત કૃષ્ણનો રાજ્ય ઉપર અભિષેક કર્યો. કૃષ્ણ બલરામની સાથે દશાર્હોનું માન સાચવીને અનુસરી સમુદ્રવિજયની આજ્ઞા પ્રમાણે સારી રીતે રાજ્ય કરવા લાગ્યા.

હવે અરિષ્ટનેમિ ભગવાન લોકોત્તર ચરિત્રવડે સર્વનો હર્ષ વધારતા અનુક્રમે ત્યાં વધવા લાગ્યા. દશ ધનુષ્યની ઊંચી કાયાવાળા પ્રભુ અનુક્રમે યૌવનવયને પ્રાપ્ત થયા; તથાપિ જન્મથી કામદેવને જિતનારા હોવાથી તેમનું મન અવિકારી રહેલું હતું. તેવામાં એકદા સ્વર્ગમાં દેવપતિ ઇંદ્રે દેવતાઓની આગળ સભા વચ્ચે શ્રી નેમિનાથ પ્રભુનું અદ્ભુત સત્ત્વ આ પ્રમાણે વર્ણવ્યું; ' ત્રણ લોકમાં સત્ત્વ, શૌર્ય, બલ, શીલ, દાન, રૂપ અને ગુણમાં શ્રી નેમિનાથ ભગવંતની ઉપમાને યોગ્ય થાય તેવો કોઇ પણ પુરુષ નથી. ' આ પ્રમાણે સાંભળી મિથ્યાત્વપણાથી જેમનું હૃદય ભ્રમિત થઇ ગયેલું છે, એવા કેટલાએક દેવતાઓ ઇંદ્રનાં વચનને મિથ્યા કરવાને માટે તત્કાળ પૃથ્વી ઉપર આવ્યા. રૈવતાચળની નીચેની ભૂમિ ઉપર સુરધાર નામે એક નગર વસાવી, તેઓ મનુષ્યરૂપે થઈ તેમને અસ્વસ્થ કરવાને માટે રહ્યા. તેઓ દ્વારિકાનગરીના ઉદ્યાનની વૃક્ષશ્રેણીને લીલામાત્રમાં ઉખેડી નાખવા લાગ્યા. ગરીબ ભાર ઉપાડનારા લોકોને નિઃશંક થઇને પરાભવ કરવા લાગ્યા, પાણી ભરનારા તથા અન્ય લોકોની ઉપર પણ બહુ પ્રકારે જુલમ કરવા લાગ્યા. અને દ્વારિકાના કિલ્લા સુધી પોતાની દુઃસહ આજ્ઞા ચલાવવા લાગ્યા. આ પ્રમાણે તેઓએ સર્વ કાર્યમાં જેમને પીડા કરી છે, એવા લોકોએ સર્વ નગરને ભય ઉત્પન્ન કરે તેવો મોટો કોલાહલ કર્યો. તે સાંભળી વસુદેવના પ્રથમ પુત્ર અનાધૃષ્ટિને કોપ ચડ્યો, તેથી ક્રોધવડે રાજા સમુદ્રવિજયની આજ્ઞા લીધા વગર એ વીરમાની કુમાર રથમાં બેસી પ્રૌઢ પરાક્રમવડે સર્વ આયુધો સાથે લઇ તેઓને જીતવાની ઇચ્છાથી તત્કાલ ત્યાં દોડી ગયો. રૈવતાચળની આગલ જઇને તેણે જોયું તો ત્યાં ઉત્તમ સમૃદ્ધિવાળું નવીન નગર જોવામાં આવ્યું. ' આ શું ' ? એ રીતે વિસ્મય પામી તે સંભારવા લાગ્યો. ' પણ ' તેમાં અપરાધીઓ રહે છે,' તેનું જાણી ક્રોધથી ઉદ્ધુર એવા અનાધૃષ્ટિએ શંખ ફૂંક્યો અને ધનુષનો ટંકાર કર્યો. તેનો નાદ સાંભળી તત્કાળ તેઓ ક્રોધથી નગર બહાર નીકળ્યા; અને માયાથી અનાધૃષ્ટિને જીતી લઇ, ક્રોધથી આકુળ એવા તેને તેઓ નગરમાં લઇ ગયા. તે વૃત્તાંત જાણી રાજા સમુદ્રવિજયે ઉલ્લાસ પામતા વીરરસથી

સર્વ સુભટોને બોલાવ્યા. ભંભાના નાદથી ક્ષત્રિયોનો સમૂહ મહાક્ષોભ પામીને મૂર્ત્તિમાન્ જાણે રૌદ્ર ને વીરરસ એકઠો થયેલ હોય તેમ એકઠા મળ્યા. કોઈ અશ્વોને બખ્તર પહેરાવવા લાગ્યા, કોઈ ગજેંદ્રોને શણગારવા લાગ્યા અને કોઈ અસ્ત્રસમૂહ તૈયાર કરી કવચ પહેરવા લાગ્યા. જ્યારે રાજા સમુદ્રવિજય રણરસમાં ઉદ્યત થયા ત્યારે ક્ષોભ પામેલી તે દ્વારિકાના સંપર્કથી સમુદ્ર પણ ઉદ્વેલ થવા લાગ્યો. આવી મોટી તૈયારી જોઇ, શત્રુઓને હણવામાં સિંહ જેવા મહાબળવાન રામ અને કૃષ્ણે આવી રાજાને કહ્યું; "પિતાશ્રી ! આ સંરંભ તમે જાતે કેમ કરો છો ? જે કાર્ય હોય તે અમો કે જે લઘુજન છીએ, તેમને કહો. શું કોઇ નવીન દેવ કે રાક્ષસ ઉત્પન્ન થયો છે કે, જેને માટે આપ પૂજ્ય પિતા પોતે આવો અત્યંત પ્રયાસ કરો છો ? ' રામ તથા કૃષ્ણનાં આવાં વચન સાંભળી સમુદ્રવિજયે લોકના ઉપદ્રવથી માંડીને અનાધૃષ્ટિના પરાભવ સુધીનો સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો. તે સાંભળી કંસરિપુ કૃષ્ણ હસીને બોલ્યા; ' પિતાશ્રી તે સર્વ વરાકોમાં આપનો સર્વને વિષે પ્રસિદ્ધ એવો ઉદ્યમ વૃથા છે, કેમકે જ્યાં સુધી અમે જીવતા છીએ, ત્યાં સુધી હે તાત ! તમારે પુરુષાર્થ કરવો યુક્ત નથી. તમારી આજ્ઞાથી શત્રુઓને હું જિતી લઈશ, માટે આપ આજ્ઞા આપો. ' પછી સમુદ્રવિજયની આજ્ઞાથી મહાભુજ રામ અને કૃષ્ણે પાંચજન્ય શંખ વગેરેના નાદથી ઘણા સુભટોને એકઠા કર્યા અને તે બન્ને વીરોએ પોત-પોતાનાં આયુધોને લઈ રથમાં બેસી તે નગર પાસે આવીને તે માયાવી દેવતાઓને યુદ્ધને માટે બોલાવ્યા. એટલે તે દેવોએ વેગથી બહાર આવી, પોતાની માયા બતાવીને રામ તથા કૃષ્ણને જિતી લીધા અને બંનેને રથ સહિત પોતાના નગરમાં તેઓ લઇ ગયા.

આ ખબર પડતાં રામ, કૃષ્ણના હરણથી દ્વારિકાનગરીમાં મોટો કોલાહલ થયો. ' અનાથની સ્થિતિ એવી જ હોય છે. ' રામ, કૃષ્ણ જેવા વીર કે જેઓ દેવતાઓને પણ પૂજ્ય અને અજેય છે, તેઓને પણ જિતી લીધા તો હવે શું થશે ? એવી રીતની ચિંતામાં પ્રજાવર્ગ પડયો. તેટલામાં શ્રીનેમિપ્રભુ પોતાના મહેલમાં લીલાવડે ફરતા હતા, તેમને કૃષ્ણની સ્ત્રીઓએ ઉપહાસમાં કહ્યું કે, ' હે અરિષ્ટનેમિ ! અમે સાંભળ્યું છે કે; " સર્વજ્ઞ ભગવંતો અનંતવીર્યવાળા હોય છે. તેઓ મેરુનો દંડ અને બધી પૃથ્વીનું છત્ર કરવાને સમર્થ હોય છે. " તો તમે પણ આપણાં કુલમાં અર્હંતપણે અવતર્યા છો, તેથી કાંઈ પણ તમારું અખંડિત પરાક્રમ પ્રગટ કરી બતાવો. તમે હોવા છતાં શત્રુઓ તમારા ભાઈઓનો પરાભવ કરે છે, તેથી શ્રીતીર્થંકરભગવંત એવા તમારું બલ આમ આજે વૃથા ન થાઓ. " આ પ્રમાણે પોતાની ભોજાઇઓએ હાસ્યમાં કહ્યું, એટલે પ્રભુ જરા યુદ્ધનો ઉત્સવ કરવાને મનમાં ચિંતવી પર્ષદામાં આવ્યા. ત્યાં યુદ્ધ કરવાને ઉદ્યત થઇ રહેલા સમુદ્રવિજયના ઉત્સંગમાં મેરુગિરિ પર સૂર્યની જેમ પ્રભુ આરૂઢ થયા.

આ સમયે નિમિત્તિયામાં શિરોમણિ ક્રોષ્ટુકિએ સમુદ્રવિજયને કહ્યું કે; ' સ્વામી !

વનમાળા, મુશળ, બે નીલ વસ્ત્રો, તાલધ્વજ રથ, અક્ષય ભાથાં, ધનુષ્ય અને હલ રામને આપ્યાં. કંઠાભરણ, બે બાજુબંધ, ત્રૈલોકયવિજય હાર, ચન્દ્ર સૂર્ય નામે બે કુંડલ, ગંગાના તરંગ જેવાં નિર્મલ બે શ્વેત વસ્ત્રો, અને સર્વતેજોહર નામે રત્ન કુબેરે હર્ષથી શ્રીઅરિષ્ટનેમિપ્રભુને આપ્યાં. ઈંદ્રની આજ્ઞાથી કુબેરે સમુદ્રવિજયને ચન્દ્રહાસ ખડ્ગ, બે સુંદર વસ્ત્ર, અને દિવ્યરથ આપ્યો. મોટી ધ્વજાવાળો રથ, સહસ્રમુખા શક્તિ અને બે કૌસુમ્ભી વસ્ત્રો મહાનેમિને આપ્યાં. અક્ષય બાણુવાળું ધનુષ્ય અને હાર રથનેમિને આપ્યાં. તે સિવાય તેમના બીજા બંધુઓને યોગ્યતા પ્રમાણે વસ્ત્રો અને અસ્ત્રો આપ્યાં. પછી કુબેર પ્રમુખ દેવતાઓએ અને સર્વ યાદવોએ મળી બલભદ્ર સહિત કૃષ્ણુનો રાજ્ય ઉપર અભિષેક કર્યો. કૃષ્ણ બલરામની સાથે દશાર્હોનું માન સાચવીને અનુસરી સમુદ્રવિજયની આજ્ઞા પ્રમાણે સારી રીતે રાજ્ય કરવા લાગ્યા.

હવે અરિષ્ટનેમિ ભગવાન લોકોત્તર ચરિત્રવડે સર્વનો હર્ષ વધારતા અનુક્રમે ત્યાં વધવા લાગ્યા. દશ ધનુષ્યની ઊંચી કાયાવાળા પ્રભુ અનુક્રમે યૌવનવયને પ્રાપ્ત થયા; તથાપિ જન્મથી કામદેવને જિતનારા હોવાથી તેમનું મન અવિકારી રહેલું હતું. તેવામાં એકદા સ્વર્ગમાં દેવપતિ ઈંદ્રે દેવતાઓની આગળ સભા વચ્ચે શ્રી નેમિનાથ પ્રભુનું અદ્ભુત સત્ત્વ આ પ્રમાણે વર્ણવ્યું; 'ત્રણુ લોકમાં સત્ત્વ, શૌર્ય, બલ, શીલ, દાન, રૂપ અને ગુણમાં શ્રી નેમિનાથ ભગવંતની ઉપમાને યોગ્ય થાય તેવો કોઇ પણ પુરુષ નથી.' આ પ્રમાણે સાંભળી મિથ્યાત્વપણાથી જેમનું હૃદય ભ્રમિત થઇ ગયેલું છે, એવા કેટલાએક દેવતાઓ ઈંદ્રનાં વચનને મિથ્યા કરવાને માટે તત્કાળ પૃથ્વી ઉપર આવ્યા. રૈવતાચળની નીચેની ભૂમિ ઉપર સુરધાર નામે એક નગર વસાવી, તેઓ મનુષ્યરૂપે થઈ તેમને અસ્વસ્થ કરવાને માટે રહ્યા. તેઓ દ્વારિકાનગરીના ઉદ્યાનની વૃક્ષશ્રેણીને લીલામાત્રમાં ઉખેડી નાખવા લાગ્યા. ગરીબ ભાર ઉપાડનારા લોકોને નિઃશંક થઇને પરાભવ કરવા લાગ્યા, પાણી ભરનારા તથા અન્ય લોકોની ઉપર પણ બહુ પ્રકારે જુલમ કરવા લાગ્યા. અને દ્વારિકાના કિલ્લા સુધી પોતાની દુઃસહ આજ્ઞા ચલાવવા લાગ્યા. આ પ્રમાણે તેઓએ સર્વ કાર્યમાં જેમને પીડા કરી છે, એવા લોકોએ સર્વ નગરને ભય ઉત્પન્ન કરે તેવો મોટો કોલાહલ કર્યો. તે સાંભળી વસુદેવના પ્રથમ પુત્ર અનાધૃષ્ટિને કોપ ચડ્યો, તેથી ક્રોધવડે રાજા સમુદ્રવિજયની આજ્ઞા લીધા વગર એ વીરમાની કુમાર રથમાં બેસી પ્રૌઢ પરાક્રમવડે સર્વ આયુધો સાથે લઇ તેઓને જીતવાની ઈચ્છાથી તત્કાલ ત્યાં દોડી ગયો. રૈવતાચળની આગળ જઇને તેણે જોયું તો ત્યાં ઉત્તમ સમૃદ્ધિવાળું નવીન નગર જોવામાં આવ્યું. 'આ શું' ? એ રીતે વિસ્મય પામી તે સંભારવા લાગ્યો. ' પણ 'તેમાં અપરાધીઓ રહે છે,' તેવું જાણી ક્રોધથી આતુર એવા અનાધૃષ્ટિએ શંખ ફૂંક્યો અને ધનુષનો ટંકાર કર્યો. તેનો નાદ સાંભળી તત્કાળ તેઓ ક્રોધથી નગર બહાર નીકળ્યા; અને માયાથી અનાધૃષ્ટિને જીતી લઇ, ક્રોધથી આકુળ એવા તેને તેઓ નગરમાં લઇ ગયા. તે વૃત્તાંત જાણી રાજા સમુદ્રવિજયે ઉદાય પામતા વીરરસથી

પ્રમાણે લોકોને શંકા કરવા લાગ્યા. ઉછળેલા સમુદ્રે આકાશ સુધી તરંગો ફેંકી તે સર્વે દેવતાઓને જલના અધિષ્ઠાયક કરી દીધા. 'જગત્પ્રભુની એવી અપાર શક્તિ છે.' તે વાયુથી પરસ્પર અથડાયેલા વિમાનો પ્રલયકાલના મેઘની જેમ અંગારાની વૃષ્ટિ કરવા લાગ્યા. પછી ભગવાને મોહનાસ્ત્ર નામે એક બીજું બાણ છોડયું, તેથી સર્વ દેવતાઓ ચેતનરહિત થઈને પૃથ્વી પર આલોટવા લાગ્યા. તે બાણજનિત તંદ્રાથી તેને જોનારા પક્ષીઓ, માનવો અને દેવતાઓ પણ સર્વે સ્થાવર જેવા થઈ ગયા. પ્રભુના આવા પરાક્રમની હકીકત જાણી ઇંદ્ર સૌધર્મ દેવલોકમાંથી નીચે આવી નમીને પ્રભુની આ પ્રમાણે સ્તુતિ કરવા લાગ્યો.

'હે સ્વામી ! વિશ્વમાં સારરૂપ, જગતનો ઉદ્ધાર કરવામાં સમર્થ, અનંતવીર્યવાલા અને દુસ્સહ ભુજાના બળવાળા હે ભગવંત ! આપ જય પામો. હે નાથ ! આપ લોકને અલોકમાં નાંખવાને, મેરુગિરિને અંગૂઠાથી ઉપાડવાને અને બધા વિશ્વનો વિપર્યય કરવાને સમર્થ છો. હે જગતના સ્વામિ ! સુર, અસુર, મનુષ્ય અને નાગકુમારોથી તેમજ અમારા જેવાથી પણ આપનું બલ સહન થઈ શકે તેમ નથી. હે સ્વામી ! આપના જેવાની પ્રવૃત્તિ સર્વ જગતની રક્ષાને માટે જ હોય છે, તે છતાં હમણાં આવો સમારંભ કેમ આદર્યો છે? ગજેંદ્રના ક્રોધને તૃણની જેમ અને સૂર્યના ક્રોધને તારાઓની જેમ આ બિચારા અજ્ઞાની દેવતાઓ આપના ક્રોધને સહન કરી શકે તેમ નથી. ચંદનઘોવડે મહેલની જેમ વિદ્યુત જેવા આપના ક્રોધથી ત્રણ જગત સર્વથા ક્ષયને પામી જાય તેમ છે; માટે હે નાથ ! હવે વેગથી અસ્ત્રોને સંહરી લ્યો. આપ જ વિશ્વના બ્રહ્મા છો. અને આપ જ જગતના હર્ષને માટે છો.' આવી ઇંદ્રની સ્તુતિ સાંભળી પ્રભુએ સત્વર બંને અસ્ત્રો સંહરી લીધાં. તેથી તત્કાળ સચેત થયેલા તે દેવતાઓ પ્રભુને અને ઇંદ્રને જોઇને લજ્જા પામી ગયા. નીચું મુખ કરીને રહેલા તે દેવતાઓને ઇંદ્રે ઉપહાસ્યથી કહ્યું; 'અહા ! કુચેષ્ટાવાળા એવા તમોએ તમારું ચેષ્ટિત જોઈ લીધું ? અરે દુરાગ્રહી દેવતાઓ ! એ સ્વામી જગતને પૂજનીય અને જગતના આધાર છે, માટે તે ક્ષમાવાન્ પ્રભુને નમીને તમે ક્ષમાની પ્રાર્થના કરો. એ સ્વામી સ્વભાવથી જ જગતના રક્ષણમાં સદા તત્પર છે. તેથી તમારું પણ રક્ષણ કરશે. તમે અપરાધ કરનારા છતાં પણ તમોને અભય કરનારા થશે.' ઇંદ્રનાં આવાં વચનને સાંભળી લજ્જા અને વિનયથી નમ્ર એવા તે દેવતાઓ કાયાથી આલોટતા પ્રભુને નમી ચાટુવાણીવડે આ પ્રમાણે કહેવા લાગ્યા; 'હે સ્વામી ! જેમ બાલકો મેરુને પરમાણુવડે માપવાની, ગંગાની રેતીને ગણવાની અને સ્વયંભૂરમણ સમુદ્રના જલના બિંદુએ બિન્દુની સંખ્યા કરવાની ઇચ્છા કરે તેમ અમે પાપીઓએ આપનું સત્ત્વ જોવાને માટે આ આરંભ કરેલો હતો, આવા અમોને ધિક્કાર છે !' આ પ્રમાણે કહી ભગવંતના ચરણને મસ્તક પર આરોપણ કરી પોતાને સનાથ માનતા દેવતાઓ તેમને જ શરણે ગયા. પ્રભુએ પ્રસાદદાનથી તેમની સંભાવના કરી. કેમકે 'પ્રભુ વિશ્વની સ્થિતિ કરનાર અને વિશ્વસ્થિતિને પાળનાર છે.' પછી શ્રી નેમિનાથ પ્રભુ દેવોએ કરેલા તે માયા નગરમાં

આ વખતે યુદ્ધ કરવાનો તમારો પ્રયાસ નિષ્ફલ છે, કેમકે વિશ્વમા વીર એવા રામ, કૃષ્ણને જેઓએ એક લીલામાત્રમા જિતી લીધા, તેવા પુરુષો તો તીર્થંકરથી જ જિતાશે; અસુરો કે સુરોથી પણ તે જિતાશે નહિ ' આ પ્રમાણે તે કહે છે, તેવામા ઇંદ્રની આજ્ઞાથી એક ઉત્તમ રથ લઇને માતલિ સારથિ ત્યા આવ્યો. તેણે નેમિનાથપ્રભુને પ્રણામ કરી વિજ્ઞપ્તિ કરી, 'હે સ્વામી ! તમારી ઇચ્છાની સાથે જ થયેલી ઇંદ્રની આજ્ઞાથી હુ રથ લઇને આવ્યો છું, માટે તેમા આરૂઢ થઇ શત્રુઓને જિતી લ્યો ' પછી સમુદ્રવિજયના મુખ સામુ જોઈ પ્રભુ રથ ઉપર બેઠા, અને એક ધનુષ્ય સિવાય બીજા સર્વ શસ્ત્રો છોડી દીધા. 'સર્વની રક્ષાનો મત્ર હુ છુ, તો મારી રક્ષા આનાથી શા માટે હોય ' એવુ જાણે ધારતા હોય તેમ પ્રભુએ બખ્તર પણ છોડી દીધું. એ પ્રમાણે રથ ઉપર બેસીને ભગવંત ક્ષણમા માયાનગર પાસે આવ્યા અને શખના ધ્વનિવડે ચારે બાજુથી શત્રુઓને બોલાવ્યા નગરની આસપાસ વેગથી ફરતા એવા એ રથના આઘાતથી શત્રુઓના મસ્તકોની જેમ ગઢના કાંગરા પડી ગયા

તેના આઘાતથી સર્વ દેવતાઓ એકઠા થઇ ચતુરગ સેના લઇ વિમાનોમા બેસી વેગવડે ત્યા આવ્યા તેઓ ઊંચે સ્વરે ભભા, નિશાન અને કાહલને વગાડવા લાગ્યા તેના પ્રતિધ્વનિવડે લોકો પ્રલયકાળની શકા કરવા લાગ્યા તે માયાવી દેવતાઓએ મોટા મોટા પર્વતોને પણ દુસહ એવા મહાન્ વટોળીઆ વિકુર્વ્યા તેથી આકાશમા અનેક પર્વતોને વિદારતો હોય તેવો મહાનિષ્ઠુર નાદ થયો, કુલગિરિઓને કંપાવતી સ્થિર પૃથ્વી અત્યંત અસ્થિર થઇ ગઇ, મેઘના કડાકા જેવી પ્રચડ ગર્જના થવા લાગી, પૃથ્વીમાથી નીકલતી ધૂમશિખા અંધકારના કણવડે વિશ્વને પૂરતી આકાશમા ફેલાઇ ગઇ. સ્થાને સ્થાને મોટા હસ્તિઓ, અતિશય ક્રૂર કેશરીસિંહો અને વ્યાઘ્ર પ્રમુખ પ્રાણીઓ બુબારવ કરવા લાગ્યા, વીંછીઓ અને અજગરો પ્રગટ થયા, વિકરાળ એવા ઘણા શાકિની, ભૂત અને વેતાલ વૃદ્ધિ પામી ભૂમિ પર ઘણો ભય આપવા લાગ્યા તે દેવતાઓનુ આવુ વિકરાળ સ્વરૂપ જોઇ પ્રભુએ કાંઇક હસી પોતાનુ ધનુષ્ય લીલામાત્રમા પણચ ઉપર ચડાવ્યુ નમતા ધનુષના દુસહ ટંકારથી સિંહનાદવડે હાથીઓની જેમ સિંહાદિક પ્રાણીઓ ત્રાસ પામી ગયા પછી પ્રભુએ ધનુષને ખેંચી ફરી વાર દઢ રીતે આસ્ફાલિત કર્યું, એટલે તેમાથી નીકળતા એવા અગ્નિવડે અધકારના સમૂહ દૂર થઇ ગયા તે સમયે કેટલાકને આકાશમા અને કેટલાકને ભૂમિ ઉપર પ્રગટ થયેલા જોઇ પ્રભુએ હસતા હસતા કહ્યુ કે, 'હવે બધુ સારુ થશે ' એવુ કહીને પ્રભુએ ધનુષ ઉપર પૃથ્વી, પર્વત અને સાગરનો ઉદ્ધાર કરવામા સમર્થ એવુ અમોઘ વાયવ્યાસ્ત્ર સાધ્યુ કાન સુધી ખેચી જાણે કાઇ કાનમા કહેતુ હોય તેવુ વિશ્વને ભય ઉપજાવનાર તે બાણ પ્રભુએ તત્કાળ છોડી દીધુ તેમાથી એવો પવન ઉત્પન્ન થયો કે, જેથી દેવતાના વિમાનો રૂની પેઠે ઊડી ઊડીને ક્યાના ક્યા જતા રહ્યા વેગથી વહન થતા તે પવનવડે ઊંચા થયેલા કુલપર્વતો જાણે પાખવાળા હોય એ

# સર્ગ ૧૧ મો.

ઇંદ્રો જેમને નમે છે, જે ત્રણ જગતનું રક્ષણ કરનાર છે, પૂજવાને યોગ્ય છે એવા હરિવંશમાં ઉત્પન્ન થયેલા બાવીશમા તીર્થંકર શ્રી નેમિનાથ યોગીને નમસ્કાર હો!

ધૃતરાષ્ટ્રના સો પુત્રો, પાંચ પાંડવો અને સારથિપુત્ર કર્ણ એ સર્વે એકઠા થઇ હંમેશાં ખેલતા હતા. છલ કરવામાં ચતુર એવો દુર્યોધન સરલ હૃદયવાળા પાંડુપુત્રોને હંમેશાં ખેલવામાં ઠગતો હતો. સ્વભાવથી ઉદ્ધત એવો ભીમ કૌરવોની પ્રત્યક્ષ માયા જોઈ તેઓને કૂટતો અને પોતાના બળવડે તેઓને ત્રાસ પમાડતો હતો. તેઓ, છળ કરી ભીમ ઊંઘી જતો ત્યારે તેને બાંધીને જળમાં નાખી દેતા, પણ જ્યારે ભીમ જાગતો ત્યારે અતિદુર્મંદ થઈ બંધનના દોરડાઓને તોડી નાખતો હતો. નિત્ય દુર્યોધન ક્રોધથી ભીમનો તિરસ્કાર કરતો અને ભીમ પણ સદા ભુજા દબાવીને તેનો પરાભવ કરતો હતો. દુષ્ટબુદ્ધિવાળો દુર્યોધન ભીમને ભોજનમાં વિષ આપતો, પણ તેના પુણ્યયોગે તે અમૃત થઇ જતું હતું. દુર્યોધન ભીમને માટે જે જે ઉપદ્રવ કરતો, તે તે કુપાત્રમાં આપેલા દાનની જેમ વ્યર્થ થઇ જતા હતા. પછી સો કૌરવ, પાંચ પાંડવો અને સૂતપુત્ર કર્ણ. એ સર્વેએ પિતાની આજ્ઞાથી કૃપાચાર્ય નામના ગુરુ પાસેથી સર્વ વિદ્યા સંપાદન કરી. તેઓમાં પ્રજ્ઞાગુણથી કર્ણ અને અર્જુન વિશેષ શીખ્યા. તેથી કૂટજ્ઞ એવો દુર્યોધન તેમની ઉપર નિઃશંકપણે દ્વેષ કરવા લાગ્યો. એક વખતે તેઓ અનધ્યાયના દિવસે ક્રીડા કરતા હતા, તે સમયે તેમનો કંદુક ( દડો ) એક મોટા ખાડામાં પડી ગયો. તેને બહાર કાઢવામાં સર્વે નિરુપાય થઇ ગયા. તેવામાં અશ્વત્થામા નામના પુત્ર સહિત ધનુર્વેત્તાઓમાં અગ્રેસર એવા દ્રોણાચાર્ય ત્યાં આવી ચડ્યા. તેમણે કુમારોને પૂછ્યું કે; 'પિતાની ઋદ્ધિને વીંટીને રહેલા ઉદ્યમ વગરના પુત્રોની જેમ તમે આ ખાડાની આસપાસ કેમ એકઠા થઇને ઊભા છો?' તેઓએ કહ્યું કે; 'આ કૂવામાં અમારો ક્રીડાકંદુક પડી ગયો છે.' તે સાંભળી દ્રોણે એક પછી એક બાણોથી પરોવીને કંદુકને ખાડામાંથી બહાર કાઢયો. તેમની આવી (કળા) હસ્તલાઘવતા જાણી ભીષ્મે કૃપાચાર્યની આજ્ઞાથી ધનુર્વેદ શિખવવાને માટે સર્વ રાજકુમારો દ્રોણાચાર્યને અર્પણ કર્યા. તારાઓમાં ચન્દ્રની જેમ તેઓમાં કર્ણ વધારે પ્રદીપ્ત થયો. અને તેનાથી પણ સૂર્યની જેવો ઇંદ્રપુત્ર અર્જુન વધારે પ્રવીણ થયો. લાલનમાં, યોજનામાં, શીઘ્ર આકર્ષણમાં, દૂરથી પાડવામાં અને દૃઢ પ્રહારમાં અર્જુન એક જ અધિક થયો. તે બધા ઉદ્ધત કુમારોમાં દ્રોણે વિનયમાં, વિક્રમમાં, અને શૌર્યમાં સર્વથી અધિક જોઇને અર્જુનને બહુમાન આપવા માંડયું.

એક વખતે શિષ્યોની સાથે યમુના નદીમાં આનંદવડે રમતા એવા દ્રોણાચાર્યનો એક

આવી પોતાના બંધુ રામ, કૃષ્ણ તથા અનાધૃષ્ટિને સ્નેહથી આલિંગન કરી પરમ હર્ષ પામ્યા. પછી ઇંદ્રે કહ્યું; "હે સ્વામી ! અમારા ઉપર અનુગ્રહ કરી શત્રુંજયાદિ તીર્થોની યાત્રા કરાવો અને અમને તારો.' આ પ્રમાણે કહી પ્રભુની અનુમતિ થવાથી તત્કાલ બનાવેલાં વિમાનોવડે સર્વ દેવતાઓની સાથે પ્રભુને લઇને ઇંદ્ર શત્રુંજયગિરિએ આવ્યા. ત્યાં આવીને સ્વામીના આદેશથી મનને પૂર્ણ ભાવિત કરતા ઇંદ્રે પૂર્વની જેમ પોતાનું સર્વ કર્ત્તવ્ય કર્યું. શ્રી નેમિનાથ પ્રભુએ તે તીર્થનો સર્વ પ્રભાવ કહી બતાવ્યો. પછી ત્યાંથી ઇંદ્રસહિત તેઓ ગિરનાર તરફ ચાલ્યા. ત્યાં તે તીર્થની શુભ કથાને સાંભળતાં ઇંદ્રે સ્થાવર અને જંગમ એવા [1]પ્રભુની પૂજા કરી. પછી પ્રભુને બંધુવર્ગસહિત દ્વારિકામાં મૂકી, તેમના પિતાને સર્વ વૃત્તાંત જણાવી હર્ષ પામતો ઇંદ્ર સ્વર્ગમાં ગયો. ચંદ્રની જેમ વિશ્વને આનંદ આપતા પ્રભુ; સુર, અસુર તથા રામ કૃષ્ણથી સેવાતા સુખે રહેવા લાગ્યા.

તે સમયમાં નારદે આવી બતાવેલી રૂક્મિરાજાની બેન રૂક્મિણીને કૃષ્ણે પોતાના ભુજવીર્યથી હરી લીધી; જાંબવાન્ નામના ખેચરની જાંબવતી નામની પુત્રી ગંગામાં ન્હાતી હતી, તેને તેના પિતાને જિતીને હરી લીધી. અને તે બન્નેને તેઓ પરણ્યા. તે સિવાય લક્ષ્મણા, સુસીમા, ગૌરી, પદ્માવતી અને ગાંધારી–એ પાંચ મુખ્ય સ્ત્રીઓને પરણ્યા. પ્રથમની સત્યભામા સહિત સર્વ મલીને કૃષ્ણને આઠ મુખ્ય પટ્ટરાણી થઇ. શ્રી નેમિભગવાનના તે તે પરાક્રમથી અંતરમાં હર્ષ પામેલી ત્રિલોકીરૂપી પ્રિયા વાયુ, સમુદ્ર, ક્ષોભ, ગર્જના, મેઘ અને વૃક્ષ વગેરેના મિષથી કંપ, સ્વેદ, વિવર્ણતા, સ્વરહતિ, અશ્રુ અને રોમાંચ, ઇત્યાદિ સુસાત્ત્વિકભાવોને ધારણ કરતી હતી.

આ પ્રમાણે આચાર્ય શ્રી ધનેશ્વરસૂરિવિરચિત શ્રી શત્રુંજયમાહાત્મ્ય ગ્રંથના ગુર્જરાનુવાદમાં શ્રી રૈવતાચલ માહાત્મ્યમાં ભીમસેન-હરિવંશ-પાંડવોત્પત્તિ-કૃષ્ણ તથા શ્રી નેમિનાથ જન્મવર્ણન નામનો દશમો સર્ગ પૂર્ણ થયો.



[1] સ્થાવર પ્રભુ તે પૂર્વે સ્થાપેલી શ્રી નેમિનાથજીની પ્રતિમા અને જંગમ પ્રભુ તે ગૃહસ્થાવસ્થામાં વર્તતા પ્રભુ પો .





અને રણરંગવાળા તેઓએ પોતાનો અભ્યાસ બતાવી લોકોને વિસ્મય પમાડી દીધા. એ અવસર પામીને પરસ્પર વિરોધ કરતા ભીમ અને દુર્યોધનને દ્રોણના કહેવાથી અશ્વત્થામાએ અટકાવ્યા. પછી દ્રોણગુરુએ દૃષ્ટિથી પ્રેરેલો મહાવીર અર્જુન ભુજાસ્ફોટવડે આકાશને ગજાવતો અને માંચડાઓની ભીંતોને ફાડતો ઊભો થયો. અર્જુને જેની પાંખોનો પવન ગિરિને કંપાવે તેવા બાણો એવી રીતે છોડ્યા કે જેથી સૂર્યરથના અશ્વો પણ ત્રાસ પામ્યા અને આકાશ ગ્રહ વગરનું શૂન્ય થઈ ગયું. પછી અર્જુને કરેલો રાધાવેધ અને વૃક્ષના પત્રની મધ્યમાં કરેલ ચિત્રલેખન જોઈ સર્વ રાજાઓ પ્રશંસા કરતા હર્ષથી મસ્તકોને ધુણાવવા લાગ્યા. અર્જુનની આવી પ્રશંસા સહન ન થવાથી દુર્યોધને ભ્રૂસંજ્ઞાવડે કર્ણને ઊભો થવા સૂચવ્યું; એટલે તે કોપસહિત ગાઢ મેઘની જેમ ગર્જના કરતો માંચા ઉપરથી ઊભો થયો. અને પછી ધનુષ્યને ધ્રુજાવતા અને અત્યંત ભુજાસ્ફોટ કરતા કર્ણે પોતાની ધનુર્વિદ્યામાં હસ્તની લાઘવતા મંડપમાં મળેલા રાજાઓને બતાવી. તેનાં આવા શીઘ્ર-વેધીપણાથી સંતુષ્ટ થયેલા દુર્યોધને અર્જુનના વૈરી તે કર્ણને ચંપાનગરી આપી. તેવામાં ત્યાં સૂત સારથિ આવ્યો. કર્ણે પિતૃભક્તિથી તેને નમસ્કાર કર્યો. તે રાજાની પાસે આવીને બેઠો. પછી બલવાન ભીમ સહિત ક્રોધ પામેલા અર્જુને દુર્યોધનને કહ્યું કે; 'આ હીન આચારવાળા કર્ણને તે ચંપા કેમ આપી? હે કુલાધમ! હું તારો તે અન્યાય સહન કરીશ નહિં.' આ પ્રમાણે કહી ધનુષ્ય સજ્જ કરી તે બંને યુદ્ધને માટે તૈયાર થયા; એટલે દુર્યોધન, કર્ણ અને તેના પક્ષના બીજા રાજાઓ પણ ઉત્કંઠિત હોય તેમ યુદ્ધ કરવાને માટે મંચ ઉપરથી ઊભા થયા. તેમના ભુજાસ્ફોટથી, અને દૃઢ સિંહનાદથી જાણે ત્રાસ પામ્યો હોય તેમ સૂર્ય અસ્તાચળમાં ચાલ્યો ગયો. 'આમના યુદ્ધા-રંભથી ત્રણ જગતને ક્ષોભ ન થાઓ' એમ વિચારી દ્રોણાચાર્યે ઉઠીને તેઓને રણમાંથી જુદા કર્યા. પછી ધૃતરાષ્ટ્રે કર્ણના કુળ વિષે સૂતને પૂછ્યું, એટલે તેણે ગંગાના પ્રવાહમાં આવેલી પેટીમાંથી કર્ણની પ્રાપ્તિનો સર્વ વૃત્તાંત કહ્યો. વળી કહ્યું કે; 'સૂર્યે આવીને સ્વપ્નામાં કહી જવાથી હું એ પરાક્રમી પુત્રને હર્ષથી લઈ આવ્યો અને મુદ્રાના અક્ષરથી, 'એ કુંતીનો પુત્ર છે' એવું મારા જાણવામાં આવ્યું; આ કુમાર પેટીમાં કર્ણ-કાન નીચે ભુજદંડ રાખીને સૂતો હતો, તેથી મેં તેનું કર્ણ એવું ઉત્તમ નામ પાડ્યું.' સૂતનાં આવાં વચન સાંભળી ધૃતરાષ્ટ્ર ખુશી થયા અને પાંડવો ઉપર અંતરમાં મત્સર ધારણ કરતા કર્ણને પુત્ર સહિત સાથે લઇ ધૃતરાષ્ટ્ર પોતાનાં ઘેર ગયા.

જેવી રીતે લોકો પાંડવો ઉપર હર્ષ ધરતા, તેવી રીતે દુર્યોધન વગેરેમાં ઘણા રાગ ...યા. પાંડુરાજાએ તેમના પરસ્પર થતા મત્સરનો નાશ કરવાની ઇચ્છાએ ધૃતરાષ્ટ્રના... ...શસ્થલનગર આદિ તે દેશ વહેંચી આપ્યો. એક વખતે પાંડુરાજા સભામાં બેઠા ...ં છડીદાર સાથે ખબર કહેવરાવીને દ્રુપદરાજાનો એક દૂત સભામાં આવ્યો. ...કરીને જણાવ્યું કે; 'સ્વામી! કાંપિલ્યપુરના દ્રુપદ રાજાને ચુલની રાણીના

પગ કોઈ જલજંતુએ આક્રમ્યો. જો કે દ્રોણાચાર્ય પગ છોડાવવા શક્તિમાન હતા, તથાપિ શિષ્યનો વિનય જાણવાની ઇચ્છાએ તેણે મોટે સ્વરે પોકાર કર્યો. તે સાંભળ્યા છતાં સર્વે ઉદાસીન થઈને બેસી રહ્યા, ત્યારે ઇંદ્રપુત્ર અર્જુન દોડ્યો આવ્યો. તેનું આવું સત્વ જોઈ, 'આની ઉપર બીજાઓ દ્વેષ કરો નહિ અને તેને ગર્વ પણ થાઓ નહિ' એવું ધારી દ્રોણે તેની પ્રશંસા કરી નહિં. એક વખતે એકાંતમાં દ્રોણે અર્જુન પાસે એવી પ્રતિજ્ઞા કરી કે, 'તારા વિના બીજાને હું સંપૂર્ણ ધનુર્વિદ્યા શીખવીશ નહિ.'

એક સમયે એકલવ્ય નામે એક ભીલનો પુત્ર હતો, તેણે દ્રોણાચાર્ય પાસે ધનુર્વેદ શીખવવાની પ્રાર્થના કરી; પણ નીચ જાતિને લીધે તે નીતિવાન છતાં દ્રોણગુરુ પાસેથી ધનુર્વેદ મેળવી શક્યો નહિ. સાક્ષાત્ ગુરુના અભાવથી તે એકલવ્યે મૃત્તિકાની દ્રોણગુરુની મૂર્ત્તિ કરી એક વૃક્ષતલે તેને સ્થાપિત કરી, અને તેની સાક્ષીએ ધનુર્વિદ્યાનો અભ્યાસ તેણે કરવા માંડ્યો. એવી રીતે ગુરુભક્તિપૂર્વક અભ્યાસ કરતાં તે ગુરુભક્ત એકલવ્યને બાણવડે વૃક્ષોનાં પત્રોમાં વિચિત્ર પ્રકારની આકૃતિઓ પાડી શકે તેવી હસ્તલાઘવતા પ્રાપ્ત થઈ. એક વખતે ફરતો ફરતો અર્જુન દ્રોણગુરુની સાથે ત્યાં આવ્યો. એકલવ્યનું તેવા પ્રકારનું પત્રછેદન જોઇ અર્જુને પોતાના ગુરુ દ્રોણાચાર્યને કહ્યું કે; 'તમે પ્રતિજ્ઞા કરી હતી કે, તારા વિના બીજા કોઇને હું ધનુર્વેદ શીખવીશ નહિં, તો આ ક્યાંથી?' દ્રોણે વિસ્મયથી કહ્યું; 'હે અર્જુન, મારું કહેલું ખોટું નથી. દેવમાં કે મનુષ્યોમાં આ કોઈ નવીન થયો છે, એમ હું ધારું છું. આવી ધનુર્કળા જાણનાર કોઇ સુર કે અસુર ગમે તે હો, તે મને પ્રત્યક્ષ થઇ પોતાનો ઉદ્યમ બતાવો.' આવા દ્રોણગુરુનાં વચન સાંભળી ધનુષ્ય અને ભાથાને ધારણ કરતો એકલવ્ય વનમાંથી ત્યાં આવ્યો, અને સાક્ષાત આવેલા પોતાના ગુરુને પ્રણામ કરી પોતાનું નામ કહ્યું. દ્રોણે પૂછ્યું; 'તારા વિદ્યાગુરુ કોણ છે?' દ્રોણની વાણી સાંભળી એકલવ્યે કહ્યું; 'મારા ગુરુ પ્રસન્ન એવા દ્રોણાચાર્ય છે.' 'એ દ્રોણ ક્યા?' એમ દ્રોણાચાર્ય મનમાં ચિંતવવા લાગ્યા. તે સમયે એ ધનુર્ધારી એકલવ્યે પૂર્વ વૃત્તાંત કહી દ્રોણાચાર્યની મૃત્તિકામય મૂર્ત્તિ બતાવી. ત્યાં પૂજિત કરેલી પોતાની પ્રતિમાને જોઇને 'આ અર્જુનના જેવો ન થાઓ' એવું ધારી, દ્રોણે ગુરુદક્ષિણામાં તેનો જમણો અંગૂઠો માંગી લીધો. એકલવ્યે હર્ષથી પોતાનો તે અંગૂઠો કાપી આપીને ભક્તિથી ગુરુને નમસ્કાર કર્યો. પછી તેણે નિઃશંક થઇને અંગુલીવડે ધનુર્વેદનો અભ્યાસ કરવા માંડ્યો.

પછી અમુગ્ધ બુદ્ધિવાળા દ્રોણે અર્જુનને રાધાવેધ અને ભીમ તથા દુર્યોધનને ગદાયુદ્ધ શીખવ્યું. નકુલ, સહદેવ અને યુધિષ્ઠિર અસ્ત્રવિદ્યામાં નિપુણ થયા. અને અશ્વત્થામા પોતાના તેજથી કર્ણ અને અર્જુનના જેવો થયો.

કોઇક સમયે દ્રોણાચાર્યની આજ્ઞાથી ગંગાકુમાર ભીષ્મે પુત્રોની યુદ્ધકળા જોવાને માટે માંચાની રચના કરાવી. તેમાં ધૃતરાષ્ટ્ર, દ્રોણ અને ભીષ્મ વગેરે આવીને બેઠા પછી ધર્મકુમાર યુધિષ્ઠિર વગેરે સર્વ અસ્ત્રધારી કુમારો ત્યાં આવ્યા. સર્વ શસ્ત્રોમાં ચતુર

વગેરે સર્વે તમે વિશ્વની સ્થિતિમાં પરાયણ થઈ સ્થિર રહેજો; કારણ કે, હમણાં મારો અનુજ બંધુ દૃઢ ધનુષ્યના ધ્વનિથી અને ચરણન્યાસથી સર્વ રાજાઓના ગર્વને નમાવે તેમ સર્વના દેખતા એ ધનુષ્યને નમાવશે. તે અવસરે અર્જુન બળથી કડકડાટ શબ્દ કરતા ધનુષને ચઢાવી નીચી દૃષ્ટિ રાખીને બાણને દેવોને ભીતિ પમાડવાને માટે હોય તેમ ઊંચે ખીંચતો હતો. કર્ણને બધિર કરે તેવા તે ધનુષ્યના નિષ્ઠુર શબ્દથી કાયર પુરુષો તો પૃથ્વી પર સૂઈ ગયા અને ભીરુ પુરુષો એકદમ ત્રાસ પામી ગયા. પછી તપાવેલા ઘીના કડાહમાં દૃષ્ટિ રાખી ચક્રના આરામાં રાધા( પૂતળી )ની કીકીને જોઈને તત્કાળ અર્જુને બાણ છોડ્યું, જેથી વિસ્મય સાથે રાધાનો વેધ થયો. તે વખતે દેવતાઓના સમૂહે જયજય ધ્વનિ અને દુંદુભિના નાદથી મિશ્રિત પુષ્પની વૃષ્ટિ કરી. તત્કાળ કામદેવથી આકુલ થયેલી દ્રૌપદીએ અનુરાગસહિત આવીને વેગથી અર્જુનના કંઠમાં વરમાળા આરોપણ કરી. તે વખતે જેમ પાંચે ઇંદ્રિયોમાં મન જુદું જુદું સંક્રમે તેમ એ વરમાળા પાંચરૂપે થઇને પાંચે પાંડવોના કંઠમાં જુદી જુદી પડી. જેમ પાંચે વિષયો એક ચેતનાને અનુસરીને રહે તેમ પાંચ પાંડવો એક પ્રિયાને તે અવસરે અનુસરીને રહ્યા, તે કોને વિચારવા યોગ્ય ન થાય ? ભીષ્મ તે જોઈને લજ્જા પામ્યા, દ્રુપદરાજાએ મસ્તક નીચું કર્યું અને સર્વ વિસ્મયથી જોઈ રહ્યા. તેવામાં કોઈ ચારણ મુનિ ત્યાં આવી ચડ્યા. એટલે ' આ પાંચાળીને પાંચ પતિ કેમ થયા ? ' એમ કૃષ્ણ પ્રમુખ રાજાઓએ તે ચારણ મુનિને પૂછ્યું, એટલે તેઓ બોલ્યા; ' પૂર્વ જન્મમાં ઉપાર્જન કરેલા કર્મથી આ દ્રૌપદીને પાંચ પતિ થયા છે. તેમાં શું આશ્ચર્ય છે ? કર્મની ગતિ વિષમ છે. ' ( પછી મુનિ વિસ્તારથી તેનો પૂર્વભવ કહેવા લાગ્યા. )

' અહિં ચંપાનગરીમાં સાગરદત્ત નામના શેઠની સુભદ્રા નામની સ્ત્રીના ઉદરથી સુકુમાલિકા નામે એક પુત્રી થઇ હતી. યૌવનવયમાં આવતાં જિનદત્ત શેઠનો પુત્ર સાગર તેને પરણ્યો. રાત્રિએ તેની સાથે શય્યામાં સૂવા ગયો. તે વખતે પૂર્વકર્મના યોગથી તેના સ્પર્શવડે સાગર અંગારાની જેમ બળતો બળતો ક્ષણવાર માંડ માંડ રહ્યો. પછી જ્યારે તે ઊંઘી ગઈ ત્યારે તેને સૂતી મૂકીને સાગર નાશીને પોતાનાં ઘેર ચાલ્યો ગયો. જાગ્રત થતાં સુકુમાલિકાએ પતિને જોયો નહીં એટલે તે અત્યંત રુદન કરવા લાગી. તેનો ત્યાગ કરવાનો હેતુ શરીરની દુર્ગંધતા છે. તે જાણી સાગરદત્તે પોતાની પુત્રીને દાનાદિ દેવામાં જોડી દઈને ઘેર રાખી. એક વખતે સુકુમાલિકાએ વૈરાગ્યથી ગોપાલિકા આર્યાની પાસે ચારિત્ર અંગીકાર કર્યું, અને ચોથ, છઠ્ઠ, અઠ્ઠમ, વગેરે તપસ્યા કરવા માંડી. એક સમયે તે સુકુમાલિકા સાધ્વી ગ્રીષ્મ ઋતુમાં ઉદ્યાનમાં જઈ સૂર્યની સામે દૃષ્ટિ રાખીને આતાપના સહન કરવાનો આરંભ કરતી હતી. ત્યાં દેવદત્તા નામે એક રૂપગર્વિતા ગણિકા પાંચ પુરુષોવડે સ્વીકાર કરાયેલી તેના જોવામાં આવી. તેને જોતાં સંભોગની ઇચ્છા જેની સંપૂર્ણ

ઉદરથી જન્મેલી દ્રૌપદી નામે એક પુત્રી છે. તે ધૃષ્ટદ્યુમ્નની નાની બેન થાય છે. તેના સ્વયંવરમાં સર્વે દશાર્હ, રામ કૃષ્ણ, દમદંત, શિશુપાલ, રૂકમી, કર્ણ, દુર્યોધન અને બીજા રાજાઓને તથા મહાપરાક્રમી કુમારોને રાજાએ દૂતો મોકલીને તેડાવ્યા છે, તેઓ હાલ ત્યાં જાય છે; માટે આ દેવકુમાર જેવા પાંચ કુમારોને સાથે લઈને તમે પણ એ સ્વયંવર મંડપને અલંકૃત કરો.' તે સાંભળી તત્કાલ પાંડુરાજા પાંચ કુમારોને અને મોટી સેનાને સાથે લઈ વાજિંત્રો વગડાવતા કાંપિલ્યપુર તરફ ચાલ્યા અને નગર સમીપે આવ્યા. પુત્રસહિત પાંડુરાજાને આવેલા જાણીને દ્રુપદરાજાએ અતિહર્ષવડે મોટા ઉત્સવથી પુરપ્રવેશ કરાવ્યો. સ્વયંવરના મંડપમા ચંદન તથા અગરૂના સમૂહથી બનાવેલા અને રત્ન, માણિક્ય, સુવર્ણ અને રૂપ્યથી મઢેલા સુંદર માંચડાઓ ગોઠવ્યા હતા. પ્રત્યેક માંચડા ઉપર અને પ્રતિદ્વારે બાંધેલા સુંદર તોરણો કામદેવના તાપથી આકુલ એવા રાજાઓને જાણે પવન વીંજતા હોય તેમ શોભતા હતા. તેવા મંડપમાં આકાશમાં નક્ષત્રોની જેમ તેજસ્વી રાજકુમારો આવી આવીને પોત-પોતાને યોગ્ય હેમમય સિંહાસન ઉપર બેસવા લાગ્યા. પાંચ કુમારોથી અલંકૃત પાંડુ રાજા પાંચ બાણવડે કામની જેમ અને પાંચ મુખોથી સિંહની જેમ આવીને તેમાં બેઠેલા શોભવા લાગ્યા.

તે સમયે રત્નપ્રભાના પૂર જેવી, ક્ષીરસાગરના કમલ ઉપર જાણે બેસનારી, મોતી અને પરવાળાથી મંડિત, કામદેવને ઉત્પન્ન કરનારી હોય તેવી દેખાતી, મુખરૂપ ચન્દ્ર અને મુક્તામણિરૂપ તારાથી વિરાજિત, ગજેંદ્રની ચાલે ચાલતી, ચરણમાં રહેલા નૂપુરના મધુર શબ્દ કરતી, સ્નાન કરી વીતરાગનું પૂજન કરીને આવેલી અને હાથમાં વરમાળાને ધારણ કરતી દ્રૌપદી સ્વયંવરમંડપમાં આવીને એક સ્તંભની પાસે પિતાની આગળ ઊભી રહી. તે સમયે દ્રુપદરાજાની આજ્ઞાથી છડીદાર એક ધનુષ્ય લાવી રાધાવેધના સ્તંભની પાસે મૂકીને સર્વ રાજાઓને કહેવા લાગ્યો; ' હે સર્વ રાજાઓ ! સાંભળો. ' આ સ્તંભના અગ્રભાગ ઉપર અદ્ભૂત ચક્ર છે, વામ અને દક્ષિણ ભાગમાં તેના બાર આરાઓ ભમ્યા કરે છે. તેની નીચે આ ઘીનો ભરેલો તાવડો રાખેલો છે તેની અંદર પ્રતિબિંબિત થયેલા ચક્ર ઉપર ગોઠવેલી રાધાના પ્રતિબિંબને જોઈ, બાણવડે ચક્રને ભેદી જે કોઈ રાધા(પુતળી)ના વામનેત્રને વીંધે, તે વીરમાની પૃથ્વીરત્ન કુમાર ભાગ્યથી પ્રતિજ્ઞા કરેલી દ્રુપદકુમારીને પરણે. ' તે સાંભળી કેટલાક તો ધનુષ્ય ધરવામાં જ અસમર્થ થયા, કોઈ ધરીને આરોપણ કરી શકયા નહિં અને કેટલાક રાજાઓ તો પોતાની અશક્તિ જાણીને જેમના તેમ બેસી જ રહ્યા. તે સમયે અર્જુને બલવાન્ ભીમસેનની સાથે સિંહની જેમ મંચ ઉપરથી ઉતરી પ્રથમ હોત્રદેવતાને નમસ્કાર કર્યો. પછી સર્વ રાજાઓ લજ્જાથી મસ્તક નમાવીને જોઇ રહ્યા છે તેવામાં ઇંદ્રકુમાર અર્જુને હાથવડે ધનુષ્ય ઉપાડી લીધું. તે વખતે ભીમસેન ઊંચા હાથ કરી દિક્પતિઓ પ્રત્યે બોલ્યો; " હે શેષનાગ ! તું સર્વસ્વ પૃથ્વીના ભારને ધરી રહ્યો છું માટે દૃઢ રહેજે; અને ઇંદ્ર, અગ્નિ, યમ, નૈઋત્ય, વરુણ, વાયુ, કુબેર, ઇશાન અને બ્રહ્મા

વગેરે સર્વે તમે વિશ્વની સ્થિતિમાં પરાયણ થઈ સ્થિર રહેજો; કારણ કે, હમણાં મારો અનુજ બંધુ દૃઢ ધનુષ્યના ધ્વનિથી અને ચરણન્યાસથી સર્વ રાજાઓના ગર્વને નમાવે તેમ સર્વના દેખતા એ ધનુષ્યને નમાવશે. તે અવસરે અર્જુન બળથી કડકડાટ શબ્દ કરતા ધનુષને ચઢાવી નીચી દૃષ્ટિ રાખીને બાણને દેવોને ભીતિ પમાડવાને માટે હોય તેમ ઊંચે ખીંચતો હતો. કર્ણને બધિર કરે તેવા તે ધનુષ્યના નિષ્ઠુર શબ્દથી કાયર પુરુષો તો પૃથ્વી પર સૂઇ ગયા અને ભીરુ પુરુષો એકદમ ત્રાસ પામી ગયા. પછી તપાવેલા ઘીના કડાહમાં દૃષ્ટિ રાખી ચક્રના આરામાં રાધા( પૂતળી )ની કીકીને જોઇને તત્કાળ અર્જુને બાણ છોડયું, જેથી વિસ્મય સાથે રાધાનો વેધ થયો. તે વખતે દેવતાઓના સમૂહે જયજય ધ્વનિ અને દુંદુભિના નાદથી મિશ્રિત પુષ્પની વૃષ્ટિ કરી. તત્કાળ કામદેવથી આકુલ થયેલી દ્રૌપદીએ અનુરાગસહિત આવીને વેગથી અર્જુનના કંઠમાં વરમાળા આરોપણ કરી. તે વખતે જેમ પાંચે ઇંદ્રિયોમાં મન જુદું જુદું સંક્રમે તેમ એ વરમાળા પાંચરૂપે થઇને પાંચે પાંડવોના કંઠમાં જુદી જુદી પડી. જેમ પાંચે વિષયો એક ચેતનાને અનુસરીને રહે તેમ પાંચ પાંડવો એક પ્રિયાને તે અવસરે અનુસરીને રહ્યા, તે કોને વિચારવા યોગ્ય ન થાય ? ભીષ્મ તે જોઈને લજ્જા પામ્યા, દ્રુપદરાજાએ મસ્તક નીચું કર્યું અને સર્વ વિસ્મયથી જોઈ રહ્યા. તેવામાં કોઈ ચારણ મુનિ ત્યાં આવી ચડ્યા. એટલે 'આ પાંચાળીને પાંચ પતિ કેમ થયા ?' એમ કૃષ્ણ પ્રમુખ રાજાઓએ તે ચારણ મુનિને પૂછ્યું, એટલે તેઓ બોલ્યા; 'પૂર્વ જન્મમાં ઉપાર્જન કરેલા કર્મથી આ દ્રૌપદીને પાંચ પતિ થયા છે. તેમાં શું આશ્ચર્ય છે ? કર્મની ગતિ વિષમ છે.' ( પછી મુનિ વિસ્તારથી તેનો પૂર્વભવ કહેવા લાગ્યા. )

'અહિં ચંપાનગરીમાં સાગરદત્ત નામના શેઠની સુભદ્રા નામની સ્ત્રીના ઉદરથી સુકુમાલિકા નામે એક પુત્રી થઇ હતી. યૌવનવયમાં આવતાં જિનદત્ત શેઠનો પુત્ર સાગર તેને પરણ્યો. રાત્રિએ તેની સાથે શય્યામાં સૂવા ગયો. તે વખતે પૂર્વકર્મના યોગથી તેના સ્પર્શવડે સાગર અંગારાની જેમ બળતો બળતો ક્ષણવાર માંડ માંડ રહ્યો. પછી જ્યારે તે ઊંઘી ગઈ ત્યારે તેને સૂતી મૂકીને સાગર નાશીને પોતાનાં ઘેર ચાલ્યો ગયો. જાગ્રત થતાં સુકુમાલિકાએ પતિને જોયો નહીં એટલે તે અત્યંત રુદન કરવા લાગી. તેનો ત્યાગ કરવાનો હેતુ શરીરની દુર્ગંધતા છે. તે જાણી સાગરદત્તે પોતાની પુત્રીને દાનાદિ દેવામાં જોડી દઈને ઘેર રાખી. અને ચોથ, છઠ્ઠ, અઠ્ઠમ, વગેરે તપસ્યા કરવા માંડી. એક સમયે એક વખતે સુકુમાલિકાએ વૈરાગ્યથી ગોપાલિકા આર્યાની પાસે ચારિત્ર અંગીકાર કર્યું, તે સુકુમાલિકા સાધ્વી ગ્રીષ્મ ઋતુમાં ઉદ્યાનમાં જઈ સૂર્યની સામે દૃષ્ટિ રાખીને આતાપના સહન કરવાનો આરંભ કરતી હતી. ત્યાં દેવદત્તા નામે એક રૂપગર્વિતા ગણિકા પાંચ પુરુષોવડે સ્વીકાર કરાયેલી તેના જોવામાં આવી. તેને જોતાં સંભોગની ઇચ્છા જેની સંપૂર્ણ

થઇ નથી એવી સુકુમાલિકાએ એવું નિયાણુ કર્યું કે, ' આ તપશ્ચર્યાથી આ ગણિકાની જેમ હું પણ પચ પતિવાળી થઉં. ' પછી આઠ માસની સંલેખના કરી નિયાણાની આલોચના કર્યા વગર તે મૃત્યુ પામીને નવ પલ્યોપમના આયુષ્યવાળી સૌધર્મ દેવલોકમાં દેવી થઇ. ત્યાથી ચ્યવીને તે સુકુમાલિકા આ દ્રૌપદી થયેલ છે, અને પૂર્વના નિયાણાથી તેને આ ભવમા પાચ પતિઓ થયેલા છે, તો અહિં આશ્ચર્ય શું છે ? ' મુનિએ એ પ્રમાણે કહ્યા પછી આકાશમાં ' સાધુ સાધુ ' એવી વાણી થઇ એટલે કૃષ્ણ આદિ પણ ' આ પાચ પતિ થયા તે શુકન છે ' એમ કહેવા લાગ્યા પછી સ્વયંવરમા આવેલા રાજાઓ અને સ્વજનોએ કરેલા મહોત્સવથી પાંડવો દ્રૌપદીને પરણ્યા તે પછી પાંડુરાજા તે સર્વ દશાર્હોને, કૃષ્ણને અને બીજા રાજાઓને જાણે વિવાહને માટે જ બોલાવ્યા હોય તેમ ગૌરવથી પોતાના નગરમા લઇ ગયો દ્રુપદ રાજાવડે પૂજાયેલા પાંડુરાજા પોતાના પુત્રો સાથે મહોત્સવપૂર્વક પોતાના હસ્તિનાપુરમા આવ્યા.

એક વખતે યુધિષ્ઠિર દ્રૌપદીના આવાસમા બેઠા હતા, તેવામા સ્વેચ્છાએ ફરનારા નારદ ત્યા આવી ચડ્યા યુધિષ્ઠિરે તેમની યોગ્ય પૂજા કરી એટલે તેની ભક્તિથી પ્રસન્ન થઇ બીજા પાંડવોને બોલાવી નારદે એવી મર્યાદા બાધી આપી કે, ' તમારે વારા પ્રમાણે દ્રૌપદીનું સેવન કરવું. તેમા એક પુરુષ દ્રૌપદી સાથે ઘરમા હોય અને જો બીજો આવશે તો, તે બાર વર્ષ સુધી તીર્થવાસી થશે અર્થાત્ તેણે બાર વર્ષપર્યંત પરદેશ જવું પડશે ' એક સમયે યુધિષ્ઠિર દ્રૌપદીના આવાસમા હતા, તે સમયે અર્જુન અજાણે ત્યા આવી ચડ્યો, તેથી સત્ય પ્રતિજ્ઞાવાળા તેણે તરત જ ત્યાથી પાછા ફરીને આગ્રહથી પરદેશગમન કર્યું. અનેક તીર્થોમા જિનેશ્વરને હર્ષથી નમતો નમતો તે અનુક્રમે વૈતાઢ્યગિરિ પર આવ્યો, ત્યા તેણે આદીશ્વર પ્રભુને વંદન કર્યું. ત્યા કોઇ વિદ્યાધર દુખિતપણે ફરતો તેના જોવામાં આવ્યો તેથી અર્જુને પૂછ્યુ કે, ' તમે શોક સહિત કેમ છો ? ' ત્યારે તે બોલ્યો; ' વૈતાઢ્યગિરિની ઉત્તર શ્રેણીમા રહેનારો મણિચૂડ નામે હું રાજા છું દુખિત હેમાગદે આવીને બલાત્કારે મને રાજ્યથી દૂર કર્યો છે ' તે સાભળી ધનુર્ધારી અર્જુને તેના રચેલા વિમાનમા બેસી, ત્યા જઇ બળવડે હેમાગદને જીતીને પુન તેને રાજ્ય ઉપર સ્થાપન કર્યો. હેમાગદ, અને મણિચૂડ વગેરે વિદ્યાધરોએ હર્ષથી સેવેલો અર્જુન કેટલોક કાલ ત્યાં રહીને પછી આગળ ચાલ્યો તે વિદ્યાધરે રચેલા વિમાનમા બેસી અષ્ટપદાદિ તીર્થોમા તીર્થ કરીને નમન કરતો, અર્જુન શ્રી ગિરનાર તીર્થ ઉપર આવ્યો

## હસ્તિપદ કુંડના માહાત્મ્ય ઉપર દુર્ગંધાની કથા.

આ તરફ શ્રીપુર નામના નગરમા પદ્મેલા પૃથુ નામે ક્ષત્રિય હતો. તેને દુર્ગંધથી વિખ્યાત એવી દુર્ગંધા નામે પુત્રી હતી. પૃથુએ આપેલી તે કન્યાને સોમદેવ પરણ્યો, પરતુ તેની દુર્ગંધથી કંટાળો પામીને સોમદેવ ગુપ્ત રીતે ઉનાવળો કોઈ ઠેકાણે ચાલ્યો

ગયો. પતિના દ્વેષથી તે પુત્રી માતાપિતાને પણ દ્વેષનું પાત્ર થઇ પડી. 'વનિતાઓ પતિની પ્રીતિવડે જ સર્વ ઠેકાણે પૂજાય છે.' જ્યારે સર્વ સ્થાનેથી તેનો પરાભવ થવા લાગ્યો, ત્યારે તે રાત્રે પોતાનું ઘર છોડીને પોતાનાં દુષ્કર્મોનો નાશ કરવા માટે ઉદ્યમથી અનેક તીર્થોમાં ફરવા લાગી. પણ કોઇ પ્રકારે તેનાં પૂર્વ કર્મોનો ક્ષય થયો નહીં તેથી દુર્ગંધાએ અતિદુઃખથી સમુદ્રમાં ઝંપાપાત કરીને મરવાની ઇચ્છા કરી. અને તે વિચારથી તે અરણ્યમાં ચાલી જતી હતી, ત્યાં એક વલ્કલધારી જટિલ તપસ્વીને જોઇને તે નમી. તે તાપસ મુનિ પણ તેના દુર્ગંધથી વિમુખ થઇ ગયો. તે પ્રમાણે જોઇ તેણે તે તાપસને કહ્યું કે; 'હે મુનિ! તમારા જેવા મમતારહિત તાપસ પણ જ્યારે મારાથી વિમુખ થઈ જાય ત્યારે મારું પાપથી કોણ રક્ષણ કરશે?' તાપસ બોલ્યો; 'વત્સે! અહિં અમારા કુલપતિ છે, તે તને ઉપાય બતાવશે, માટે ભક્તિથી તેની પાસે જઇને તું તારા દુઃખની વાત કહે.' આ પ્રમાણે સાંભળી તે તાપસની પાછળ પાછળ તે દુર્ગંધા ચાલી.

અનુક્રમે શ્રી ઋષભદેવ પ્રભુનું ધ્યાન કરતા એક જટિલ તાપસને દેખી તેની પાસે જઇને તેણે પ્રણામ કર્યો. તેના દુર્ગંધથી ગુરુએ પણ પોતાની નાસિકા જરા વાંકી કરી. પછીના દર્ભના આસન પર બેઠેલી તે દુર્ગન્ધાને કુલપતિએ આ પ્રમાણે કહ્યું; 'હે વત્સે! તું દુઃખી કેમ જણાય છે? તેમ જ તારાં શરીરે આવી દુર્ગંધી કેમ છે? અને તું અહિં કેમ આવી છે?' તે સાંભળી જરા અશ્રુને લુંછીને દુર્ગંધા બોલી; 'હે મુનિવર્ય! મારાં પૂર્વભવનાં કુકર્મનો આ સર્વ વિલાસ છે, એમ હું જાણું છું. બાલ્યવયથી માંડીને દુઃખાર્ત્ત એવી મને મારા પતિએ પણ દુર્ગંધથી છોડી દીધી. ત્યારથી હું બધાં તીર્થોમાં ભમું છું. તો પણ અદ્યાપિ તે કર્મનો ક્ષય થતો નથી. હે ઋષીશ્વર! ધર્મના દાનથી તમે સર્વ પ્રાણીઓના આધાર છો, માટે મને પૂર્વના પાપથી મૂકાવીને આ સંસારસાગરમાંથી તારો.' તે સાંભળીને મુનિ બોલ્યા; 'વત્સે! મારામાં તેવું જ્ઞાન નથી, તથાપિ તું શત્રુંજયગિરિના મધ્યમાં થઇને રૈવતાચલે જા. ત્યાં કેવલી ભગવંતે બતાવેલા ગજેંદ્રપદ-કુંડમાંથી ઘણું જલ લાવી કર્મના ક્ષયને માટે સ્નાન કર.' આ પ્રમાણે સાંભળી ચિત્તમાં પ્રસન્ન થઇને દુર્ગંધા તે તાપસના ચરણમાં પ્રણામ કરી મનમાં પુંડરીકગિરિનું અને રૈવતાચલનું ધ્યાન કરતી ચાલી. એક નિશ્ચયથી નિત્ય ચાલતી દુર્ગંધા કેટલાક દિવસે શત્રુંજયગિરિ ઉપર આવી. ત્યાં જગદ્ગુરુ શ્રી ઋષભદેવભગવંતને પ્રણામ કર્યો. પછી તે ગિરિને પ્રદક્ષિણા કરીને ત્યાંથી પૂર્વકર્મનો સંચય હણવાને માટે વેગથી રૈવતાચલ તરફ તે ચાલી. શુભ ભાવનાવાળી તે સ્ત્રી ઉત્તર તરફના પગથિયાના માર્ગથી રૈવતાચલ ઉપર ચડી અને તે હર્ષભરી હાથીપગલા નામના કુંડ પાસે આવી. શુભ ભાવનાવાળી તે શ્રી અરિહંત પ્રભુનાં ચૈત્યમાં અને કુંડમાં પ્રવેશને ન પ્રાપ્ત કરી શકી. આથી તે તેમાંથી પાણી બહાર લાવીને પ્રતિદિન સ્નાન કરવા લાગી. એવી રીતે સ્નાન કરતાં સાત દિવસોએ તે દુર્ગન્ધપણાને છોડી દઇને શુભ ગન્ધયુક્ત શરીરવાળી બની, ને ત્યારબાદ તે પૂજા કરવા માટે જિનમન્દિરમાં ગઇ.

તે વખતે અર્જુન ત્યાં હતો, તેણે પ્રભુની પૂજા કર્યા પછી બહાર આવતાં મુનિએ કહેલો તેનો પૂર્વભવ આ પ્રમાણે સાંભળ્યો; 'હે વત્સે ! તું પૂર્વભવમાં બ્રાહ્મણના કુલમાં ઉત્પન્ન થઈ હતી. તે વખતે કોઈ શ્વેતાંબર મુનિનું તેં આ પ્રમાણે ઉપહાસ કરેલ હતો. "હા ! હા ! આ શ્વેતાંબર મુનિઓ વનમાં રહે છે, તે છતાં સદા સ્નાન કરતા નથી. અને તેઓ પોતાના શ્વેત વસ્ત્રને ઉલટાં મલિન કરે છે." એવું કહી મુખ મરડતા અને હાથને કટિ ઉપર તાડન કરતાં તેં જે કુકર્મ ઉપાર્જન કર્યું, તેનું જે ફલ તેં ભોગવ્યું તે સાંભળ. તું ત્યાંથી મૃત્યુ પામ્યા પછી નરકમાં ગઇ, ત્યાંથી શ્વાનની યોનિમાં અને પછી ચંડાલના કુળમાં ઉત્પન્ન થઈ અને પછી ગ્રામની ડુક્કરી થઇ. એવી રીતે દુષ્ટભવોમાં ઘણું પરિભ્રમણ કરી અનુક્રમે આ ભવમાં તું મનુષ્ય થઇ, પરંતુ નામથી અને પરિણામથી દુર્ગંધા થઈ છે. ત્રણ લોકવાસી જનોમાં શ્રેષ્ઠ અને જે યોગીઓને પણ પૂજ્ય એવા શ્રી જિનેશ્વરદેવ છે, તેથી તેની મુદ્રાને ધારણ કરનારા, નિષ્ક્રિય એવા મુનિઓની નિંદા કરવી યોગ્ય નથી, તો જેઓ મહાવ્રત ધરનારા, મિથ્યાત્વનો નાશ કરનારા અને અર્હંતના શાસનને પ્રકાશિત કરનારા છે, તેવા મુનિઓ તો નિંદા કરવા યોગ્ય કેમ જ હોય ? જેઓ લોકોમાં નિષ્ક્રિય કહેવાતા છતાં પણ ધર્મનો ઉપદેશ આપનારાં તથા 'ધર્મલાભ' યુક્ત વાણીવાળા એવા તે મુનિઓ નમવા યોગ્ય છે, તો તેમની નિંદા કેમ થાય ? હે દુર્ગંધા ! આ તીર્થના પ્રભાવથી કેટલાંક કર્મોને ખપાવતાં તને બોધિબીજ પ્રાપ્ત થયેલ છે, તો હવે આ તીર્થની વિશેષ સેવા કર કે જેથી સંસારનો ક્ષય થાય.' આ પ્રમાણે કહી તે મુનિ વિરામ પામ્યા એટલે દુર્ગંધાએ અને અર્જુને તીર્થના લાભથી હર્ષ પામી પ્રભુને અને મુનિને વંદના કરી. પોતાના આત્માને ધન્ય માનતો અર્જુન તે તીર્થમાં શુભભાવનાથી મણિચૂડ નામના મિત્રની સાથે ત્રણ દિવસ સુધી રહ્યો.

તે અવસરે કૃષ્ણને ખબર મળ્યા કે; 'પાંડુકુમાર અર્જુન રૈવતાચળ પર આવેલા છે.' એટલે તેણે હર્ષથી ત્યાં આવી પોતાની બેન સુભદ્રાને પરસ્પર પ્રીતિની વૃદ્ધિને માટે અર્જુન સાથે પરણાવી. ત્યાંથી અર્જુન ફરીને શત્રુંજય તીર્થ ઉપર ગયા. અને ત્યાંથી નંદિવર્દ્ધનગિરિ પર તથા અષ્ટાપદ તીર્થ ઉપર જઇને બાર વર્ષમાં બાકી રહેલાં વર્ષ તીર્થયાત્રામાં નિર્ગમન કર્યાં. એ પ્રમાણે પોતાની પ્રતિજ્ઞા પૂર્ણ કરીને ઘણા વિદ્યાધરોની સાથે વિમાનોથી આકાશને આચ્છાદન કરતો તે હસ્તિનાપુરમાં આવ્યો. અર્જુનને સ્ત્રી સહિત આવતો જાણી પાંડુરાજાએ પુત્રો સહિત ઉત્કંઠિત થઇને તેનો પ્રવેશોત્સવ કર્યો. તે વખતે અર્જુનના સાંભળવામાં આવ્યું કે; 'મણિચૂડ વિદ્યાધરની બેન પ્રભાવતીને કોઈ બલવાન વિદ્યાધર બલાત્કારે હરી ગયો છે' તે સાંભળતાં જ બળવાન પાર્થ (અર્જુન) મણિચૂડને સાથે લઇ આકાશમાર્ગે ચાલ્યો અને ત્યાં જઇ તે વિદ્યાધરને હણીને પ્રભાવતીને શીઘ્ર પાછી લઈ આવ્યો.

યશસ્વી અને વિજયી એવા અર્જુનનું અભિનંદન કરીને પછી પાંડુરાજાએ

યુધિષ્ઠિરને હર્ષથી પોતાનાં રાજ્ય પર સ્થાપિત કર્યા. તે વખતે સૂર્યથી જેમ આકાશઅને ધ્વજાથી જેમ દેવાલય અલંકૃત થાય, તેમ યુધિષ્ઠિર રાજાથી સર્વ વિશ્વ અલંકૃત થયું. ધર્મપુત્રની આજ્ઞાથી પરાક્રમવાળા ભીમાદિ ચારે બંધુઓ ચારે દિશાઓમાં વેગથી જઈ સર્વત્ર વિજય મેળવીને પાછા આવ્યા. પાંચાલી( દ્રૌપદી )ને પાંચે પાંડવોથી સિંહની જેવા પરાક્રમી પાંચ પુત્રો થયા કે જેઓથી કલ્પવૃક્ષોવડે મેરુગિરિની જેમ બધું કુલ અલંકૃત થઈ ગયું. ચારે બંધુઓ વિનયથી રાજા યુધિષ્ઠિરની સાથે બંધુની જેમ, પુત્રની જેમ, સૈનિકની જેમ, મિત્રની જેમ અને પોતાના અંગની જેમ વર્ત્તવા લાગ્યા.

તે પાંડવો ઉપરની પ્રીતિથી મણિચૂડે વિદ્યાના બલવડે ઇંદ્રની સભા જેવી એક નવી સભા રચી આપી. તેમાં મણિમય સ્તંભો આવેલા છતાં અરૂપી આત્માની જેમ જાણે સ્તંભ જ ન હોય તેમ દેખાતું હતું. તે સભામાં સ્ત્રીના ચિત્તની જેમ રત્નની કાંતિથી અનેક વર્ણવાળી ભૂમિ જણાતી હતી. દેવતાને પ્રિય અપ્સરાઓના જેવી રત્નમય પૂતળીઓ બનાવી હતી, અને ભીંતો [1]બુદ્ધના મતની પેઠે ક્ષણમાં દેખાય અને ક્ષણમાં ન દેખાય તેવી બનાવવામાં આવી હતી. એવી તે સભા રચીને તેમાં સુવર્ણના સિંહાસન ઉપર પ્રીતિવડે યુધિષ્ઠિરને સ્થાપિત કરી મણિચૂડે પોતાની મિત્રતા સફલ કરી. પછી યુધિષ્ઠિરે શ્રી શાંતિનાથ પ્રભુનો સુવર્ણમય નવીન પ્રાસાદ મૂર્તિસહિત કરાવ્યો. પૂર્વે શ્રી શાંતિનાથ પ્રભુનાં ત્રણ કલ્યાણકો આ નગરીમાં થયેલ હોવાથી તે ધર્મદાયક હસ્તિનાગ નામે તીર્થ થયું. તે જિનમંદિરને દિગ્વિજયમાંથી લાવેલી લક્ષ્મીરૂપ કલ્પલતાના ઉત્તમ ફલરૂપ માનતા યુધિષ્ઠિરે તેની પ્રતિષ્ઠાનો ભવ્ય મહોત્સવ કર્યો. તે મહોત્સવમાં દશાર્હ, રામ કૃષ્ણ, અને દ્રુપદ ઈત્યાદિ અનેક રાજાઓને યુધિષ્ઠિરે તેડાવેલા હોવાથી તે સર્વ ત્યાં આવ્યા. મણિમય સભાના સ્તંભમાં પ્રતિબિંબિત થઈને તે સર્વ રાજાઓ બેઠા હતા, ત્યારે યુધિષ્ઠિરે બોલાવેલો સુયોધન પણ બંધુ સહિત ત્યાં આવ્યો. મણિમય સિંહાસન પર બેઠેલા યાદવોને અને પાંડવોને સિંહાસન તદ્દન સ્વચ્છ હોવાથી જાણે આકાશમાં અધર રહ્યા હોય તેમ દેખી સુયોધન વિસ્મય પામી ગયો. નીલમણિમય જમીનમાં જલના ભ્રમથી વસ્ત્રને સંકોચતા, સ્ફટિકમણિની ભૂમિ જોઇ આકાશની શંકાથી ઠેકતા, મણિમય ભીંત સાથે ત્યાં ભીંત નહીં હોય એમ જાણી અથડાતા અને મુખ્ય મુખ્ય કૃત્રિમ પ્રતિમાઓ પર ભ્રાંતિ ધરતા સુયોધનને જોઈને સર્વ સભાજનો તે અવસરે હાસ્ય કરવા લાગ્યા. અરણીના વૃક્ષની જેમ, અને સૂર્યકાંતમણિની જેમ બહારથી શીતળ પણ અંદર ક્રોધાગ્નિવડે યુક્ત દુર્યોધને તે મહોત્સવ જેમ તેમ પૂરો કર્યો. દાનવીર ધર્મકુમારે એ મહોત્સવને પ્રસંગે એટલું બધું દાન આપ્યું કે, જેથી લજ્જા પામીને સર્વ કલ્પવૃક્ષો એટલા બધા દૂર ગયા કે જેઓનાં નામમાત્ર જ બાકી રહ્યાં. '**સર્વ ધર્મનું મૂલ અહિંસા છે**' એવું જાણી ધર્મપુત્રે સર્વ પૃથ્વી પર અહિંસાની ઉદ્‌ઘોષણા કરાવી. એવી રીતે આનંદપૂર્વક

[1] બુદ્ધલોકો ક્ષણિકવાદી કહેવાય છે. તેઓ એક ક્ષણે વસ્તુની ઉત્પત્તિ માને છે અને બીજી ક્ષણે વસ્તુનો નાશ માને છે.

પ્રતિષ્ઠાનો મહોત્સવ કરીને ધર્મરાજાએ ચારણમુનિઓને, અન્ય મુનિઓને અને સર્વ રાજાઓની પુષ્કળ દાનથી ભક્તિ કરીને વિસર્જ્યા. દુર્યોધનને પણ બંધુસહિત વસ્ત્ર રત્નાદિકથી અતિશય સત્કાર કરીને રજા આપી. એટલે તે પોતાનાં નગરમાં આવ્યો. પછી અંતર્દ્વેષથી પોતાના પિતાને અને શકુનિમામાને બોલાવીને તેણે આ પ્રમાણે કહ્યું; 'આ પાંડવો બાલ્યવયથી જ કપટમાં ચતુર અને ઘરમાં શૂરવીર છે. તેમજ તેઓ બહારથી મધુરવાણી બોલે છે પણ અંતરમાં અત્યંત ક્રૂર છે. હું સભામાં ગયો ત્યારે તે મદોદ્ધત અને ગર્વિષ્ઠ પાંડવોએ અને બલરામ તથા કૃષ્ણે જે મારો ઉપહાસ કર્યો છે, તેથી હું સશલ્ય થઇને અદ્યાપિ અત્યંત દુભાઉં છું. 'છલથી કે બલથી શત્રુને સાધ્ય કરવો' એવી નીતિ છે. તેથી ગમે તેમ કરીને મારા કોપની શાંતિને માટે હું પાંડવોનું રાજ્ય હરી લઇશ.' આ પ્રમાણે કહીને પાંડવોની સ્પર્ધા કરવામાં જ બંધાયેલું છે હૃદય જેનું એવા દુર્યોધને શિલ્પીઓને બોલાવીને કોટી દ્રવ્ય ખર્ચી એક નવીન રમણીય સભા બનાવી. પછી તે સભા બતાવવાને માટે કૌતુકી દુર્યોધને દશાર્હ, પાંડવ અને રામ, કૃષ્ણને દૂત મોકલીને બોલાવ્યા. તેમાંથી જેમ જેમ આવતા ગયા તેમ તેમ તેઓની સામે જઇ, કૃત્રિમ માન આપી અને યોગ્યતા ઉપરાંત દાન આપી સર્વને વશીભૂત કરવા લાગ્યો. તેણે ભોજનાદિકથી, વનક્રીડાથી તથા જલયંત્રોથી અને કુતૂહલોથી પાંડવોને વશ કરીને પછી તેઓને દ્યુત રમવાને માટે બોલાવ્યા. તે વખતે ધર્મવેત્તા વિદુરે તેમને અટકાવ્યા તો પણ રાજા યુધિષ્ઠિર કર્મયોગે જુગાર રમવાથી વિરામ પામ્યા નહીં. જો કે પાંડવો સર્વ કલારૂપ લતાના મંડપ જેવા હતા, તથાપિ વિપરીત દૈવને લીધે કપટથી દિવ્ય પાસાવડે દ્યુત રમનારા કૌરવોનું છલ જાણી શકયા નહીં. સત્કર્મની હાનિને લીધે, અનુક્રમે અશ્વ, હાથી, રથ, ગ્રામ અને નગર તથા છેવટે રાજ્ય પણ યુધિષ્ઠિર હારી ગયા. ધર્મરાજા જયની આશાથી જે જે શરત કરવા લાગ્યા, તે તે શરતમાં મૃગતૃષ્ણાની જેમ અયોગ્ય તૃષ્ણામાં પીડિત એવા તે વિજયને ન જોઇ શકયા. છેવટે સર્વ વ્યસનના સાગર અને સત્યપ્રતિજ્ઞા ધરનારા યુધિષ્ઠિરે દ્રૌપદીને પણમાં મૂકયાં, તો તેને પણ હારી ગયા. 'અહો ! આવા વિધિને ધિક્કાર છે.'

દુર્બુદ્ધિ દુર્યોધને બીજું બધું પોતાને સ્વાધીન કરી લઇને પછી દ્રૌપદીને લાવવા માટે દુઃશાસનને મોકલ્યો. 'હે કૃષ્ણા ! તને પણ પાંડવો હારી ગયા છે, માટે હવે તું મારા ઉત્સંગમાં બેસ અને તને વિટંબના કરનારા પાંડુપુત્રોને છોડી દે' આ પ્રમાણે બોલતો દુઃશાસન તેના ઘરમાં ગયો. આવાં તેનાં વચન સાંભળી દ્રૌપદીએ નાસવા માંડયું, પણ દુઃશાસન તેને કેશવડે પકડીને હઠથી સભામાં લાવ્યો. ત્યાં ભીષ્મ, દ્રોણ અને વિદુર ઇત્યાદિ વડીલોને બેઠેલા જોઇ અપમાનથી લજ્જા પામતી તે સતી ક્રોધવડે આ પ્રમાણે બોલી; 'રે દુરાચારી ! કુલાંગાર અને નિર્લજ્જ દુઃશાસન ! આવું કુકર્મ કરવાથી તારાં અસ્ત્રો વ્યર્થ થઇ જશે.' આવી શાપવાણી સાંભળ્યા છતાં પણ મદોદ્ધત એવા દુઃશાસને અમર્ષવડે તેના નિતંબ ઉપરથી વસ્ત્રો ખીંચવા માંડ્યાં. દુઃશાસને જેમ જેમ તેના નિતંબ

ઉપરથી વસ્ત્રો ખીંચી લેવા માંડ્યાં, તેમ તેમ શીલલક્ષ્મી તેને નવાં નવાં વસ્ત્રોથી ઢાંકવા લાગી. એવી રીતે એકસો ને આઠ વસ્ત્રો ખીંચ્યા પછી ચંડાળ જેવો તે દુઃશાસન ખેદ પામીને સભામાં બેઠો. તે વખતે પવનકુમાર ભીમસેનનો દુર્યોધન ઉપર પ્રજ્વલિત થયેલો ક્રોધરૂપી અગ્નિ યુધિષ્ઠિરના વચનરૂપ પાણીથી વાણીના બ્હાને છિમ છિમ કરવા લાગ્યો. 'જો મારા રોષને શાંત કરવાને વડિલ બંધુની વાણી ન હોત તો હું અત્યારે આ દુર્યોધનને તેના ગોત્ર સહિત ગદાથી ચૂર્ણ કરી નાખું.' આવી રીતે ઉર્જિત ગર્જના કરતા ભીમને સાંભળી કેટલાક રાજાઓએ નીચું મુખ કર્યું, કેટલાક હૃદયમાં ભય પામ્યા અને કેટલાક મનમાં દુઃખી થયા. તે વખતે ભીષ્મે દુઃખિત વાણીપૂર્વક રોષની ઉષ્માથી દુર્યોધનને કહ્યું; 'અરે અંધપુત્ર! તે આ શું કરવા માંડયું છે? આ સાધ્વી સ્ત્રીને વિડંબના કરવા કેમ માંડી છે? આ ભીમ અને અર્જુન વગેરે તને મારવાને તૈયાર થયેલા છે, પણ તેમને ધર્મકુમાર અટકાવે છે. નીતિ સહિત પરાક્રમ આવું હોય છે. માટે હે દુર્યોધન! તારા કુળને સળગાવવામાં અંગારા સમાન અને ધૂમાડાના સમૂહ જેવી આ પતિવ્રતા દ્રૌપદીને તારી પાસેથી તું છોડી દે. તારો પિતા બાહ્ય અંધ છે અને તું બાહ્ય અને અંદર બન્ને સ્થાનકે અંધ છે.' ને સાંભળી દુર્યોધન બોલ્યો; 'આ પાંડવો બાર વર્ષ સુધી વનમાં જાય અને એક વર્ષ ગુપ્ત રહે, ને તેરમા વર્ષમાં જો કોઇ ઠેકાણે રહેલા મારા જાણવામાં આવે તો ફરીવાર બાર વર્ષ સુધી વનમાં જાય.' ધર્મરાજા તે પ્રમાણે અંગીકાર કરી, ગુરુજનને નમી, દ્રૌપદી અને અનુજબંધુની સાથે હસ્તિનાપુરમાં આવ્યા. ત્યાં માતાપિતાને નમીને યુધિષ્ઠિરે દુર્યોધન સંબંધી બધો વૃત્તાંત મનમાં જરા પણ ખેદ પામ્યા વિના જણાવ્યો.

આ વૃત્તાંત સાંભળી પાંડુરાજા ક્ષણવાર મૌન રહ્યા અને મનમાં સંસારની સ્થિતિને પ્રારંભથી વિચારવા લાગ્યા. એટલે સત્ય પ્રતિજ્ઞાવાળા ધર્મપુત્ર બોલ્યા; 'પિતાજી! ખેદ કરશો નહિં. હું વનવાસમાં રહીને મારું નામ સાર્થક કરીશ. "રાજ્યના ત્યાગમાં કે રાજ્યની પ્રાપ્તિમાં, વનમાં કે નગરમાં જે પુરુષ પોતાનો બોલ પાળે છે, તેને સર્વ ઠેકાણે સમૃદ્ધિ મળે છે." હે તાત! તમે ધીર અને વીર છો, અને કુરુવંશના કુલગિરિ છો, માટે અમને અમારો બોલ પાળવાને માટે વનમાં જવાની આજ્ઞા આપો." આ પ્રમાણેનાં તેનાં વચન સાંભળીને પાંડુરાજા સંમતિ આપવાના અને નિષેધ કરવાના સંકલ્પ વિકલ્પમાં પડ્યા એટલે 'પિતાએ નિષેધ નથી કર્યો માટે રજા આપી છે' એમ કલ્પીને તેઓ પોતાની માતા પાસે આવ્યા અને તેઓનાં વનગમનના અક્ષરરૂપ ટાંકણાના બળથી તે સમયે માતાના નેત્રમાંથી શોકાશ્રુરૂપ પાણી ઝર્યું. એવી રીતે માતપિતાની આજ્ઞા લઇને જાણે લક્ષ્મીને પરણવાને જતા હોય તેમ ધર્મકુમાર, પોતાના ચાર બંધુઓ અને પત્ની સાથે ત્યાંથી ચાલી નીકળ્યા. તેમની પાછળ સ્નેહને લીધે પાંડુ, કુંતી, મદ્રી, સત્યવતી, અંબા, અંબાલા અને અંબિકા પણ બહાર નીકળ્યાં. પાંડવોને જતા જોઇને લોકોનાં નેત્રોમાંથી નીકળતો અશ્રુપ્રવાહ તેમના સ્નેહસાગરને અનુસરતો હોય તેમ દેખાવા

પ્રતિષ્ઠાનો મહોત્સવ કરીને ધર્મરાજાએ ચારણમુનિઓને, અન્ય મુનિઓને અને સર્વ રાજાઓની પુષ્કળ દાનથી ભક્તિ કરીને વિસર્જ્યા. દુર્યોધનને પણ બંધુસહિત વસ્ત્ર રત્નાદિકથી અતિશય સત્કાર કરીને રજા આપી. એટલે તે પોતાનાં નગરમાં આવ્યો. પછી અંતર્દ્વેષથી પોતાના પિતાને અને શકુનિમામાને બોલાવીને તેણે આ પ્રમાણે કહ્યું; ' આ પાંડવો બાલ્યવયથી જ કપટમાં ચતુર અને ઘરમાં શૂરવીર છે. તેમજ તેઓ બહારથી મધુરવાણી બોલે છે પણ અંતરમાં અત્યંત ક્રૂર છે. હું સભામાં ગયો ત્યારે તે મદોદ્ધત અને ગર્વિષ્ઠ પાંડવોએ અને બલરામ તથા કૃષ્ણે જે મારો ઉપહાસ કર્યો છે, તેથી હું સશલ્ય થઇને અદ્યાપિ અત્યંત દુભાણો છું. ' **છલથી કે બલથી શત્રુને સાધ્ય કરવો** ' એવી નીતિ છે. તેથી ગમે તેમ કરીને મારા કોપની શાંતિને માટે હું પાંડવોનું રાજ્ય હરી લઇશ. ' આ પ્રમાણે કહીને પાંડવોની સ્પર્ધા કરવામાં જ બંધાયેલું છે હૃદય જેનું એવા દુર્યોધને શિલ્પીઓને બોલાવીને કોટી દ્રવ્ય ખર્ચી એક નવીન રમણીય સભા બનાવી. પછી તે સભા બતાવવાને માટે કૌતુકી દુર્યોધને દશાર્હ, પાંડવ અને રામ, કૃષ્ણને દૂત મોકલીને બોલાવ્યા. તેમાંથી જેમ જેમ આવતા ગયા તેમ તેમ તેઓની સામે જઇ, કૃત્રિમ માન આપી અને યોગ્યતા ઉપરાંત દાન આપી સર્વને વશીભૂત કરવા લાગ્યો. તેણે ભોજનાદિકથી, વનક્રીડાથી તથા જલયંત્રોથી અને કુતૂહલોથી પાંડવોને વશ કરીને પછી તેઓને દ્યુત રમવાને માટે બોલાવ્યા. તે વખતે ધર્મવેત્તા વિદુરે તેમને અટકાવ્યા તો પણ રાજા યુધિષ્ઠિર કર્મયોગે જુગાર રમવાથી વિરામ પામ્યા નહીં. જો કે પાંડવો સર્વ કલારૂપ લતાના મંડપ જેવા હતા, તથાપિ વિપરીત દૈવને લીધે કપટથી દિવ્ય પાસાવડે દ્યુત રમનારા કૌરવોનું છલ જાણી શકયા નહીં. સત્કર્મની હાનિને લીધે, અનુક્રમે અશ્વ, હાથી, રથ, ગામ અને નગર તથા છેવટે રાજ્ય પણ યુધિષ્ઠિર હારી ગયા. ધર્મરાજા જયની આશાથી જે જે શરત કરવા લાગ્યા, તે તે શરતમાં મૃગતૃષ્ણાની જેમ અયોગ્ય તૃષ્ણામાં પીડિત એવા તે વિજયને ન જોઇ શકયા. છેવટે સર્વ વ્યસનના સાગર અને સત્યપ્રતિજ્ઞા ધરનારા યુધિષ્ઠિરે દ્રૌપદીને પણમાં મૂક્યાં, તો તેને પણ હારી ગયા. ' અહો ! આવા વિધિને ધિક્કાર છે. '

દુર્બુદ્ધિ દુર્યોધને બીજું બધું પોતાને સ્વાધીન કરી લઇને પછી દ્રૌપદીને લાવવા માટે દુઃશાસનને મોકલ્યો. ' હે કૃષ્ણા ! તને પણ પાંડવો હારી ગયા છે, માટે હવે તું મારા ઉત્સંગમાં બેસ અને તને વિટંબના કરનારા પાંડુપુત્રોને છોડી દે ' આ પ્રમાણે બોલતો દુઃશાસન તેના ઘરમાં ગયો. આવાં તેનાં વચન સાંભળી દ્રૌપદીએ નાસવા માંડયું, પણ દુઃશાસન તેને કેશવડે પકડીને હઠથી સભામાં લાવ્યો. ત્યાં ભીષ્મ, દ્રોણ અને વિદુર ઇત્યાદિ વડીલોને બેઠેલા જોઇ અપમાનથી લજ્જા પામતી તે સતી ક્રોધવડે આ પ્રમાણે બોલી; ' રે દુરાચારી ! કુલાંગાર અને નિર્લજ્જ દુઃશાસન ! આવું કુકર્મ કરવાથી તારાં અસ્ત્રો વ્યર્થ થઇ જશે. ' આવી શાપવાણી સાંભળ્યા છતાં પણ મદોદ્ધત એવા દુઃશાસને અમર્ષવડે તેના નિતંબ ઉપરથી વસ્ત્રો ખીંચવા માંડ્યાં. દુઃશાસને જેમ જેમ તેના નિતંબ

ઉપરથી વસ્ત્રો ખીંચી લેવા માંડ્યાં, તેમ તેમ શીલલક્ષ્મી તેને નવાં નવાં વસ્ત્રોથી ઢાંકવા લાગી. એવી રીતે એકસો ને આઠ વસ્ત્રો ખીંચ્યા પછી ચંડાળ જેવો તે દુઃશાસન ખેદ પામીને સભામાં બેઠો. તે વખતે પવનકુમાર ભીમસેનનો દુર્યોધન ઉપર પ્રજ્વલિત થયેલો ક્રોધરૂપી અગ્નિ યુધિષ્ઠિરના વચનરૂપ પાણીથી વાણીના બ્હાને છિમ છિમ કરવા લાગ્યો. ' જો મારા રોષને શાંત કરવાને વડિલ બંધુની વાણી ન હોત તો હું અત્યારે આ દુર્યોધનને તેના ગોત્ર સહિત ગદાથી ચૂર્ણ કરી નાખું. ' આવી રીતે ઉર્જિત ગર્જના કરતા ભીમને સાંભળી કેટલાક રાજાઓએ નીચું મુખ કર્યું, કેટલાક હૃદયમાં ભય પામ્યા અને કેટલાક મનમાં દુઃખી થયા. તે વખતે ભીષ્મે દુઃખિત વાણીપૂર્વક રોષની ઉષ્માથી દુર્યોધનને કહ્યું; ' અરે અંધપુત્ર ! તે આ શું કરવા માંડ્યું છે ? આ સાધ્વી સ્ત્રીને વિડંબના કરવા કેમ માંડી છે ? આ ભીમ અને અર્જુન વગેરે તને મારવાને તૈયાર થયેલા છે, પણ તેમને ધર્મ કુમાર અટકાવે છે. નીતિ સહિત પરાક્રમ આવું હોય છે. માટે હે દુર્યોધન ! તારા કુળને સળગાવવામાં અંગારા સમાન અને ધૂમાડાના સમૂહ જેવી આ પતિવ્રતા દ્રૌપદીને તારી પાસેથી તું છોડી દે. તારો પિતા બાહ્ય અંધ છે અને તું બાહ્ય અને અંદર બન્ને સ્થાનકે અંધ છે. ' ને સાંભળી દુર્યોધન બોલ્યો; ' આ પાંડવો બાર વર્ષ સુધી વનમાં જાય અને એક વર્ષ ગુપ્ત રહે, ને તેરમા વર્ષમાં જો કોઇ ઠેકાણે રહેલા મારા જાણવામાં આવે તો ફરીવાર બાર વર્ષ સુધી વનમાં જાય. ' ધર્મરાજા તે પ્રમાણે અંગીકાર કરી, ગુરુજનને નમી, દ્રૌપદી અને અનુજબંધુની સાથે હસ્તિનાપુરમાં આવ્યા. ત્યાં માતાપિતાને નમીને યુધિષ્ઠિરે દુર્યોધન સંબંધી બધો વૃત્તાંત મનમાં જરા પણ ખેદ પામ્યા વિના જણાવ્યો.

આ વૃત્તાંત સાંભળી પાંડુરાજા ક્ષણવાર મૌન રહ્યા અને મનમાં સંસારની સ્થિતિને પ્રારંભથી વિચારવા લાગ્યા. એટલે સત્ય પ્રતિજ્ઞાવાળા ધર્મપુત્ર બોલ્યા; ' પિતાજી ! ખેદ કરશો નહિં. હું વનવાસમાં રહીને મારું નામ સાર્થક કરીશ. " રાજ્યના ત્યાગમાં કે રાજ્યની પ્રાપ્તિમાં, વનમાં કે નગરમાં જે પુરુષ પોતાનો બોલ પાળે છે, તેને સર્વ ઠેકાણે સમૃદ્ધિ મળે છે. " હે તાત ! તમે ધીર અને વીર છો, અને કુરુવંશના કુલગિરિ છો, માટે અમને અમારો બોલ પાળવાને માટે વનમાં જવાની આજ્ઞા આપો. " આ પ્રમાણેનાં તેનાં વચન સાંભળીને પાંડુરાજા સંમતિ આપવાના અને નિષેધ કરવાના સંકલ્પ વિકલ્પમાં પડ્યા એટલે ' પિતાએ નિષેધ નથી કર્યો માટે રજા આપી છે ' એમ કલ્પીને તેઓ પોતાની માતા પાસે આવ્યા અને તેઓનાં વનગમનના અક્ષરરૂપ ટાંકણાના બળથી તે સમયે માતાના નેત્રમાંથી શોકાશ્રુરૂપ પાણી ઝર્યું. એવી રીતે માતપિતાની આજ્ઞા લઇને જાણે લક્ષ્મીને પરણવાને જતા હોય તેમ ધર્મકુમાર, પોતાના ચાર બંધુઓ અને પત્ની સાથે ત્યાંથી ચાલી નીકળ્યા. તેમની પાછળ સ્નેહને લીધે પાંડુ, કુંતી, ભદ્રી, સત્યવતી, અંબા, અંબાલા અને અંબિકા પણ બહાર નીકળ્યાં. પાંડવોને જતા જોઇને લોકોનાં નેત્રોમાંથી નીકળતો અશ્રૂપ્રવાહ તેમના સ્નેહસાગરને અનુસરતો હોય તેમ દેખાવા

લાગ્યો. પાંચ ઇંદ્રિયોની જેમ તે પાંચ પાંડવો બહાર નીકલતાં હસ્તિનાપુર નગર ચિત્રલિખિતની જેમ નિશ્ચેતન અને ક્રિયારહિત થઇ ગયું. નગરની બહાર આવ્યા પછી સત્વશીલ ધર્મકુમાર ઊભા રહી પિતા અને માતાઓ પ્રત્યે નમસ્કારપૂર્વક અંજલિ જોડીને બોલ્યા; 'હે પિતા! તમે કુરુવંશના આભૂષણ છો, માટે સત્વને ધારણ પૂર્વક કરો, અજ્ઞની જેમ પુત્રના સ્નેહથી કેમ આંસુ પાડો છો? અમે તમારા પુત્રો પ્રતિજ્ઞા પાળવામાં તત્પર થયા છીએ, તેમાં અમારું શ્રેય, તમારી કીર્ત્તિ અને કૌરવોનું મંગલ રહેલું છે. હે પિતા! ધૃતરાષ્ટ્રના પુત્રોએ રાજ્યલુબ્ધ થઇને આવું હિત ન કર્યું હોત તો, મારું સત્યપુત્રપણું ભાવીમાં સાચું શી રીતે જણાત? રે માતાઓ! તમે જે કાયર થઇ ગયા છો, તે સ્નેહની ચેષ્ટા છે, માટે તમે પોતાનું વીરપત્નીપણું સંભારીને હમણા ધૈર્ય રાખો. તમારે અમારા પિતાની સેવા કરવી, શ્રીજિનેશ્વરની પૂજા કરવી, નિરંતર અમને આશિષ આપવી અને પુત્રની જેમ પ્રજાને પાળવી.' આમ કહીને ત્યારબાદ ધર્મપુત્રે લોકોને કહ્યું; 'હે લોકો! અમોએ રાજ્યમાં અંધ થઇને જો કાંઈ પણ અપરાધ કર્યો હોય, તો તે તમે ક્ષમા કરજો.' કારણ કે 'પ્રજા સર્વદેવમય છે." આવી રીતે વિનયથી પિતા, માતાઓ અને લોકોને વિદાય કરી, કુંતી, દ્રૌપદી, સુભદ્રા અને બંધુઓની સાથે ધર્મકુમાર આગળ ચાલ્યા.

દુર્યોધનની આજ્ઞાથી ક્રૂર અને કર્મિર નામના બે રાક્ષસો દ્રૌપદીને બીવરાવવા આવેલા તેને ભીમે જિતી લીધા. પછી સર્વ ઉપાયોને જાણનાર વિદુર પાંડવોની પાસે આવ્યા. તેણે વિધાના અનેક ઉપાયો બતાવ્યા અને પછી પાંડવોએ પૂજેલા તે પાછા નગરમાં ગયા. દ્રૌપદીનો ભાઈ ધૃષ્ટદ્યુમ્ન પાંડવોને વનવાસ નીકળેલા જાણી પ્રીતિથી તેમની પાસે આવ્યો, અને પાંચાળ દેશના આભૂષણરૂપ કાંપિલ્યનગરમાં લઇ ગયો. પછી સમુદ્રવિજયની આજ્ઞાથી કૃષ્ણ કુંતીને નમવાને માટે ઉત્સુક થઇને કોટી યાદવો સહિત ત્યાં આવ્યા. પાંડવોએ હર્ષ પામીને અર્જુનની વિદ્યાથી પ્રગટ કરેલા અને કૃષ્ણને પણ વિસ્મય પમાડે તેવા ભોજનોથી તેમને જમાડ્યા. કૃષ્ણે પાંડવોને પ્રીતિવડે કહ્યું કે; 'બાલ્યવયથી કૂડ-કપટના નિવાસરૂપ અને છલથી ઘાત કરનારા ધૃતરાષ્ટ્રના પુત્રોને હું સારી રીતે જાણું છું. એ કપટપટુ કૌરવોએ દ્યૂતક્રીડાના છલથી દિવ્ય પાસાવડે રમીને તમને રાજ્યથી ભ્રષ્ટ કર્યાં. 'અહા! કેવું વિપરીત દેવ?' પણ તમે હવે પાછા તમારા સ્થાનમાં જાઓ. હું તમારા શત્રુઓને હમણાં જ હણીશ.' કારણ કે 'દુષ્ટોને અકાળે મારવાથી પણ નિયમનો ભંગ થતો નથી.' આવી રીતે કૃષ્ણે કહ્યું છતાં પણ ધર્મકુમાર બોલ્યા; 'હે હરિ! સિંહની જેવા પરાક્રમવાળા તમારા વિષે તે સર્વ વાર્તા સંભવે છે, પરંતુ અમે તેર વર્ષ સુધી વનવાસમાં રહ્યા પછી તમારી સહાયથી તે શત્રુઓને મારીશું, માટે હમણાં તો તમે શાંત થઇને પાછા જાઓ.' એવી રીતે કહી પાંડવોએ વિષ્ણુને વિદાય કર્યા, એટલે પોતાની બહેન સુભદ્રાને પુત્રસહિત રથમાં બેસાડી પોતાની સાથે લઇને તે પોતાની નગરીમાં આવ્યા.

ત્યાંથી પાંચ પાંડવો, માતા કુંતી અને દ્રૌપદી એ રીતે તે સાત જણા પૃથ્વીને ઉલ્લંઘન કરતા નગરમાં અને વનમાં ફરતા હતા, તેવામાં દુર્યોધનના પુરોહિત પુરોચને તેમની પાસે આવીને આ પ્રમાણે કહ્યું; 'પાંચ અંગવડે પૃથ્વીપીઠનો સ્પર્શ કરીને નમસ્કાર કરતો સુયોધન આદરથી મારા મુખે આ પ્રમાણે વિજ્ઞપ્તિ કરે છે કે, "હે ધર્મકુમાર ! તે વખતે મેં અજ્ઞાનને વશ થઇને જે તમારી અવજ્ઞા કરી તે તમે ગુણે અને વયે કરીને જ્યેષ્ઠ હોવાથી સહન કરી, તેવી રીતે હે માનદાતા ! પશ્ચાત્તાપ કરવામાં તત્પર એવા મારા ઉપર કૃપા કરીને ઇંદ્રપ્રસ્થ નગરનું સ્વામીપણું ગ્રહણ કરો." એવી રીતે અંદરથી દારુણ પણ બહારથી કોમલ એવી તેની વાણી સાંભળી સરલ મનવાળા ધર્મરાજા તેનો વિશ્વાસ રાખીને વારણાવતી(ઇંદ્રપ્રસ્થ)માં ગયા. તે ખબર વિદુરને પડતાં તેણે ગૂઢ લેખ લખીને ધર્મરાજાને જણાવ્યું કે; 'કદિપણ શત્રુઓનો વિશ્વાસ કરશો નહિ. તેમણે તમારા નિવાસને માટે નવીન લાક્ષાગૃહ બનાવ્યું છે, જેમાં તમને રાખીને ગુપ્ત રીતે તમને તેડવા આવેલો તે પુરોચન બ્રાહ્મણ તમને અગ્નિથી બાળી નાંખશે. ફાલ્ગુન માસની કૃષ્ણચતુર્દશીએ મધ્યરાત્રે દુર્યોધનની પ્રેરણાથી તે પુરોહિત તમારું અનિષ્ટ કરવાનો છે.' તે સાંભળી નિઃસીમ ઉજ્જ્વલ પરાક્રમવાળો ભીમસેન ક્રોધ કરીને યુધિષ્ઠિર પ્રત્યે બોલ્યો; 'તમે શત્રુઓને ક્ષમા કરો છો, તે જ કષ્ટકારી છે. જો તમે આજ્ઞા આપો તો જળમાં કાદવની જેવા કુળમાં કલંકભૂત એ દુર્યોધન શત્રુને રણમાં હું એકલો જ ગદાથી મારી નાખું.' આવી રીતના ભીમના ઉગ્ર કોપરૂપી અગ્નિને ધર્મપુત્રે તે તે નીતિવાકયરૂપ અમૃતથી સત્વર શમાવી દીધો. પછી વિદુરે ખોદવાની કલાના જાણકાર પુરુષોની પાસે એક સુરંગ કરાવી અને તે વાત કૈરવના પુરોહિતને છેતરવા માટે ધર્મપુત્રને જણાવી. પુરોચન પુરોહિત લાક્ષાગૃહમાં પાંડવોને સન્માન સાથે વસાવીને તેમની ભક્તિમાં પરાયણ થઈ રહેવા લાગ્યો.

તેવામાં સંકેતને દિવસે કોઇ વૃદ્ધા સ્ત્રી પાંચ પુત્રો અને એક વધૂની સાથે ત્યાં આવી. તેને કુંતીએ તે નિવાસમાં રાખી. અર્ધરાત્રે શત્રુએ ગુપ્ત રીતે તેમાં અગ્નિ મૂકયો એટલે લાક્ષાગૃહ બળવા લાગ્યું. સર્વે સુરંગને માર્ગે ચાલ્યા ગયા. ભીમે સૌની પાછળ રહી પુરોહિતને પકડી અગ્નિમાં ફેંકી દઇ, વેગથી બંધુઓને આવી મળીને નમસ્કાર કર્યો. પ્રાતઃકાલે તે ગૃહમાં સાત જણાઓને દગ્ધ થઇ ગયેલા જોઇ સર્વે લોકો અંતરમાં શોક કરવા લાગ્યા અને દુર્યોધનની ઉપર ક્રોધ કરવા લાગ્યા. શોકથી અત્યંત આકુલવ્યાકુલ થયેલા લોકોએ પિતાનું વૈર હોય તેમ પગના આઘાતવડે પુરોહિતના મસ્તકને ચૂર્ણ કરી નાખ્યું. દુર્યોધનના જાણવામાં આવ્યું કે; 'પાંડવો અને પુરોહિત લાક્ષાગૃહમાં બળી ગયા છે' તેથી બહારથી શોક રાખીને તેણે તેમને જલથી અંજલિ આપી. વૈરીઓની શંકાથી પાંડુકુમારો માર્ગમાં શીઘ્રતાથી અથડાતા અને પડતા રાત્રિ દિવસ ચાલવા લાગ્યા. ભયને લીધે તેઓએ વૃક્ષ, ચૈત્ય, ગિરિ, નદીતટ કે સરોવરમાં કોઇ ઠેકાણે પણ વિસામો લીધો નહિ. દર્ભના અંકુરોથી અને કાંટાઓથી કલેશકારી એવા ભૂમિતલ ઉપર અને સરળ ભૂમિ

ઉપર પણ ચાલતા એવા તેઓ સુખદુઃખને ગણતા નહિ. માર્ગમાં કલેશ પામતી કુંતી ચાલી શકી નહીં એટલે તેણે ભીમને કહ્યું કે; 'હજુ આપણે કેટલેક દૂર જવાનું છે? હું હવે એક ડગલું પણ ભરી શકતી નથી, વધૂ દ્રૌપદી પણ ચાલવા સમર્થ નથી અને આ નકુલ અને સહદેવ પણ માત્ર લજ્જાથી જ ચાલે છે.' તે સાંભળી માતાને અને સ્રીને બે ખભા ઉપર રાખી, બે બંધુઓને પૃષ્ઠ ભાગ ઉપર બાંધી લીધા અને બીજા બે બંધુઓને હાથ પર બેસાડી અતુલ પરાક્રમવાળો ભીમસેન વેગથી ચાલવા લાગ્યો.

એ પ્રમાણે રાત્રિનું ઉલ્લંઘન કરી પ્રાતઃકાલે ભીમ કોઇ વનમાં આવી પહોંચ્યો. ત્યાં થાકી ગયેલા સર્વે સૂઇ ગયા એટલે પાણીની ઇચ્છાવાળો ભીમસેન ભમતો ભમતો એક મોટા સરોવર પાસે આવ્યો. ક્ષણવાર તેમાં તરી પાણી ભરી જેટલામાં ચાલે છે, તેવામાં ડોકને પાછી વાળતી કોઇક સ્રીને તેણે જોઇ. પ્રથમ તો ક્રૂર શરીરવાળી તે 'અરે! ઊભો રહે, ઊભો રહે' એમ બોલતી આવી, પણ ભીમને જોઇને તે અતિરૂપવતી સ્રી મોહ પામી ગઇ. તેથી ભીમની પાસે આવી લીલાવડે નેત્રના કટાક્ષ મારતી તે આનંદથી સ્ખલિત વચને અને મૃદુ સ્વરે બોલી; 'કામદેવના ગર્વને હરનાર એવા હે વીર પુરુષ! તમે સાંભળો. આ પર્વત ઉપર હિડંબ નામે મારો સહોદર બંધુ રહે છે. હિડંબા નામે હું તેની બેન છું. મારા ભાઇ હિડંબને તમારી ગંધ આવવાથી ભક્ષણ કરવા માટે તમને પકડી લાવવા સારુ મને મોકલી છે, પણ તમને જોતાં જ મને રતિસુખની ઇચ્છા ઉત્પન્ન થઈ છે, માટે હે દયાલુનાથ! મારી ઉપર પ્રસન્ન થઈને કામદેવરૂપ સમુદ્રમાં ડૂબતી એવી મને પાણિગ્રહણ કરીને તેમાંથી ઉદ્ધાર કરો. હું મારી શક્તિથી તમને વનવાસમાં મોટો ઉપકાર કરીશ, માટે હે હૃદયેશ્વર! મારી સાથે વિવાહ કરો.' આ પ્રમાણે કહેતી તે હિડંબાને ભીમસેને કહ્યું કે; 'એવું બોલ નહીં. વનવાસમાં રહેતા એવા અમોને તેવું કામ કરવું યોગ્ય નથી.' આવી રીતે ભીમ અને હિડંબા વાત કરતાં હતાં, તેવામાં ભયંકર અને વિકરાળ દૃષ્ટિવાળો તે હિડંબ ત્યાં આવ્યો. પ્રથમ તો તેણે હસ્તપ્રહારથી પોતાની બેનને મારવા માંડી, તેથી ભીમસેને ક્રોધ કરીને કહ્યું કે; 'અરે અધમ રાક્ષસ! તારી સાથે રણ કરવાને ઉદ્યત થયેલા, મને જિત્યા વગર આ બાલાને મારી નજર આગલ કેમ મારે છે?' આ પ્રમાણે ભીમે કહ્યું એટલે પીળા નેત્રવાળો તે ભયંકર રાક્ષસ મોટા વૃક્ષને ઉખેડી ફુંફાડા મારતો ક્રોધથી ભીમની સામે દોડ્યો. ભીમસેન પણ વૃક્ષને ઊખેડી જાણે છત્રવાળો હોય તેમ રોષ પામેલો ને ભયંકર સિંહનાદ કરતો તત્કાલ યુદ્ધને માટે દોડ્યો. તેઓના પરસ્પર સંઘટ્ટથી અને ચરણના પાતથી પર્વતોને કંપાવતી પૃથ્વી સમુદ્ર સહિત અત્યંત કંપાયમાન થઇ. તેમનું જ્યારે યુદ્ધ પ્રવર્ત્યું ત્યારે ધર્મરાજા વગેરે જાગી ગયા. એટલે હિડંબા કુંતી માતા પાસે આવી નમીને કહેવા લાગી કે, 'હે માતા! આ તમારા પુત્ર ભીમસેનને કોઇ રાક્ષસ મારે છે, માટે તેની સહાય કરવાને કોઇને મોકલો. મારું નામ હિડંબા છે અને હું ગુણથી વશ થયેલી ભીમસેનની દાસી છું.' તે વખતે

રાક્ષસના પ્રહારથી ભીમસેનને શિથિલ થયેલ જોઇ હાથમાં ખડ્ગ લઇને ધર્મકુમાર વેગથી આક્ષેપ કરતા હોડ્યા. તેવામાં તો પ્રચંડ પરાક્રમવાળા ભીમસેને પોતે જ સજ્જ થઇ યમરાજની જેમ હાથમાં ગદા લઇને કાચા માટીના વાસણને ભાંગી નાંખે તેમ તેને મારી નાંખ્યો. તેને માર્યા પછી ભીમના રૂપથી મોહ પામેલી હિડંબા તેમની સેવા કરવામાં તત્પર રહેતી તેમની પાછળ ચાલવા લાગી.

એક વખતે અરણ્યમાં વિષમ માર્ગ આવવાથી તેમનાથી જુદી પડી ગયેલી દ્રૌપદી યૂથભ્રષ્ટ મૃગલીની જેમ એકલી ભ્રમવા લાગી. પરંતુ સિંહ, ડુક્કર, હાથી, વ્યાઘ્ર, સર્પ અને અજગર વગેરે શિકારી પ્રાણીઓ શીલમંત્રથી પવિત્ર એવી દ્રૌપદીને કિંચિત્ પણ પરાભવ કરવાને સમર્થ થઇ શકયા નહીં. તેને ભૂલી પડેલી જાણીને પર્વત, સરોવર અને અરણ્યમાં શોધ કરતા પાંડવો મોહિની લતાની જેમ તે કુરંગાક્ષીનો કોઇપણ સ્થાનકે પત્તો મેળવી શકયા નહીં. જ્યારે તેઓ ખેદ પામી નિરાશ થયા, ત્યારે ભીમસેનનાં વાકયથી હિડંબા બુદ્ધિ જેમ વાણીને લાવે તેમ દ્રૌપદીની શોધ કરીને ત્યાં તેડી લાવી. પછી હિડંબા દ્રૌપદી અને કુંતીને અતિવાત્સલ્યથી સ્કંધ ઉપર ઉપાડીને તેમની ઇચ્છા પ્રમાણે અન્ન જલ આપતી માર્ગમાં સાથે ચાલી. તેની ભક્તિથી હર્ષ પામેલા કુંતી અને યુધિષ્ઠિરે ચંદ્ર સાથે રાત્રિની જેમ તેને ભીમસેનની સાથે પરણાવી. પછી ભીમસેન ઉપર અનુરાગિણી હિડંબા માર્ગમાં વિવિધ મહેલો બનાવી ઇચ્છાનુસાર રૂપ કરી ભીમની સાથે રમવા લાગી. હિડંબા જેમને અન્નપાન પૂરાં પાડે છે એવા તેઓ નિશ્ચિંત અને શ્રમરહિતપણે બ્રાહ્મણનો વેષ ધરીને ફરતા ફરતા એકચક્ર નગરમાં આવ્યા. ત્યાં કોઇ દેવશર્મા નામના બ્રાહ્મણને ઘેર નિવાસ કરીને ધર્મપુત્રે એ વાત્સલ્ય કરનારી હિડંબાને કહ્યું; 'હે વધુ! અમારે આવું દુઃખ બાર વર્ષ સુધી નિત્ય સહન કરવાનું છે, માટે હમણાં તમે તમારાં ઘેર જાઓ.' પોતાના જ્યેષ્ઠની આવી સંમતિથી હિડંબા 'પોતાને ગર્ભ છે' એવું કુંતીમાતાને જણાવી અને 'સમય આવે ત્યારે મને સંભારવી.' એમ સૂચના કરી અંતર્હિત થઈ.

દેવશર્માને ઘેર નિવાસ કરીને રહેલા પાંડવોએ એક વખતે પાડોશમાં રહેતી સ્ત્રીઓના પોકાર, છાતીનું કૂટવું અને હાહાકારનાં વચનો સાંભળ્યાં. તેમના દુઃખથી દુઃખી થયેલા ભીમસેને દેવશર્માને પૂછયું કે; 'આ તમારું કુટુંબ શોકથી વિકલ કેમ થયું છે?' દેવશર્મા પોતાના લલાટ પર હાથ મૂકી અરે દૈવ! એ પ્રમાણે નિઃસાસા મૂકતો 'આ મારા અભાગ્યથી થયેલું છે?' એમ રુદન કરીને કહેવા લાગ્યો. વળી બોલ્યો કે; 'હે મહાભાગ્ય વિપ્ર! આ મારી અકસ્માત્ પ્રાપ્ત થયેલી વિટંબનાને શરણ વગરનો હું શું કહું? તથાપિ હે વત્સલ! સાંભલો? પૂર્વે સિદ્ધ કરી છે વિદ્યા જેણે એવો અતિ ભયંકર બક નામનો રાક્ષસ આકાશમાં શીલા લટકાવીને સંહાર કરવાની ઇચ્છાવાળો અહિં આવ્યો. તે વખતે ભય પામેલા રાજાએ અને પ્રજાએ શ્રી જિનેશ્વરને સંભારી પંચપરમેષ્ઠીની સ્તુતિને પઠન કરતા કાયોત્સર્ગ કર્યો. તેના પ્રભાવથી તે રાક્ષસ લોકોને પીડવામાં

અસમર્થ થયો, તેથી તેણે શાંતાત્માની પેઠે રાજાની આગળ આવીને કહ્યું; "હે રાજન્! હું સર્વ લોકોને હણવાને ઉદ્યત થયો હતો, પણ તારી આ જિનભક્તિથી સંતુષ્ટ થયો છું, માટે હવે મારું એક વાંછિત પૂર્ણ કર. હંમેશા તારે મને એક એક મનુષ્ય આપી મને પ્રસન્ન કરીને અનુપમ સુખમાં રહેવું." રાજાએ જ્યારે તેમ કરવું કબૂલ કર્યું ત્યારે તે શિલા સંહરીને ચાલ્યો ગયો. પછી પ્રતિદિન નવા નવા એકેક મનુષ્યનું તે ભક્ષણ કરવા લાગ્યો. નગરનિવાસી સર્વજનોના નામની પત્રિકા નાંખેલા કલશમાંથી કુમારી કન્યાનાં હાથે જેના નામની પત્રિકા નીકળે તે પ્રાતઃકાલે રાજાની આજ્ઞાથી રાક્ષસના ભક્ષણને માટે જાય છે. યમરાજની પત્રિકાની જેમ આજે મારું નામ નીકળ્યું છે, ધિક્કાર છે કે કઠોર એવા આ રાજપુરુષો મને લેવા આવ્યા છે. પૂર્વે એક કેવળી ભગવંત અહીં આવ્યા હતા, તેમને રાજાએ પૂછ્યું હતું કે; "આ રાક્ષસનો ક્ષય ક્યારે થશે?" ત્યારે તેમણે કહ્યું હતું, કે; "તેનો ઘાત પાંડવોથી થશે" અદ્યાપિ પાંડવો તો અહિં આવ્યા નહીં, જેથી તેનો નાશ થયો નહીં, માટે આજે મારો નાશ નિર્મિત થઈ ચૂક્યો છે.'

આવાં દેવશર્માનાં વચન સાંભળી તેમજ તેને દુઃખથી પીડિત જોઈ ભીમસેન તેના દુઃખથી દુઃખી થઇને હૃદયમાં પીડાવા લાગ્યો. 'જ્યાં સુધી મારાથી બીજાના પ્રાણની રક્ષા થતી નથી, ત્યાં સુધી મારાં બલ,-શરીર, પરાક્રમ અને ક્ષાત્રને ધિક્કાર છે. પ્રત્યેક જંતુ રોગ, શસ્ત્ર, અગ્નિ અને જળાદિવડે તો સ્વયમેવ મૃત્યુ પામે છે, પણ ઉત્તમ પુરુષો તેમ મરણ ન પામતાં પરપ્રાણની રક્ષાને માટે પોતાનો દેહ ઉપયોગમાં લે છે.' આવો અંતરમાં વિચાર કરીને સાહસનો નિધિ ભીમસેન બોલ્યો; 'હે વિપ્ર! તું ઘરમાં જા, આજે તો હું તે રાક્ષસને તૃપ્ત કરીશ. તેના એવા સાહસથી અંતરમાં હર્ષ પામી દેવશર્મા બોલ્યો; 'હે ભદ્ર! પરોપકારમાં પરાયણ એવા તમને તો તે ઘટે છે, પરંતુ મનુષ્યપણું સમાન છતાં હું તમને રાક્ષસની પાસે ભક્ષણ કરાવી મારા જીવિતની રક્ષા કરું એ કેવો ન્યાય! વળી "આવેલો અતિથિ સર્વનો ગુરુ છે" એમ વિદ્વાનો કહે છે, તો તમે જે મારા ગુરુ થયા છો. તેમના પ્રાણથી હું મારા પ્રાણની રક્ષા કરું તે પણ કેવો ન્યાય?' આ પ્રમાણે કહેતા તે બ્રાહ્મણને બલાત્કારે ઘરમાં રાખી ભીમસેન રાજપુરુષોની સાથે તે રાક્ષસનાં ભવનમાં ગયો. પેલો રાક્ષસ બીજા રાક્ષસોની સાથે ત્યાં આવ્યો. એટલે મોટી કાયાવાળા ભીમસેનને શિલા ઉપર સૂતેલો જોઇ હર્ષ પામીને સેવકોને કહેવા લાગ્યો; 'અહો! આજે મારા ભાગ્યથી આ મોટી કાયાવાળો માણસ આવી ચડ્યો છે, તેથી આજે તો સર્વે ક્ષુધાતુરોની સારી રીતે તૃપ્તિ થશે.' એમ કહી કરવત જેવા દાંતને વારંવાર પીસતો, મુખમાં રસનાને હલાવતો, ક્રોધથી આંખોને ફેરવતો અને દર્શનથી બીજાઓને ક્ષોભ કરતો એ રાક્ષસ હાથમાં ખડ્ગ લઈ અટ્ટહાસ્ય કરતો તેની આગળ આવ્યો. સેવામાં તો શરીર ઉપરથી વસ્ત્રને ત્યજી દઇને તેને બીવરાવતો ભીમસેન લોઢાની ગદા લઈ પર્વતની જેમ શય્યા ઉપરથી ઊભો થયો. અને બોલ્યો કે; 'હે રાક્ષસ! ઘણા દિવસનું

લોકોને હણવાનું તારું પાપ આજે ઉદયમાં આવ્યું છે, માટે હવે ઇષ્ટદેવને સંભાર, હમણાં જ તું નથી એમ થશે.' આવા આક્ષેપથી ધૈર્યને છોડી દેતો તે રાક્ષસ ક્રોધથી રાતો થઇ બીજા રાક્ષસોની સાથે દંડ ઉગામીને ભીમની સામો દોડ્યો. ભીમસેન અને રાક્ષસના આઘાતથી એવો ક્ષોભ થયો કે પૃથ્વી ઉપર જાણે યન્ત્રદ્વારા છોડયું હોય તેમ સમુદ્રનું પાણી ઉછળવા લાગ્યું. હસ્તલાઘવતાવાળા ભીમસેને મહાબલવડે તેની સાથે બહુ વાર સુધી યુદ્ધ કરીને પછી તેના મસ્તક પર ગદાનો ઘા કર્યો. એટલે તેનું મસ્તક માટીનાં પાત્રની જેમ ફૂટી ગયું. તેના અભિઘાતવડે ભૂમિ પર પડતો એ મોટી કાયાવાળો રાક્ષસ પૃથ્વીને કંપાવતો હતો અને વૃક્ષોને પણ પાડી દેતો હતો. તે સમયે ભીમના મસ્તક ઉપર આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઇ અને દેવતાઓના મુખમાંથી જયજય શબ્દના ધ્વનિ નીકળ્યા. આ સાંભળીને તે નગરનો રાજા અને લોકો અતિ હર્ષ પામી સર્વ જનને જીવિત આપનારા ભીમસેનને વધાવવા લાગ્યા. આવી રીતે જાણેલા તેના પરાક્રમથી અને જ્ઞાનીના વચનથી 'તે પાંડવો છે' એવું જાણીને રાજા તેમને પ્રગટ કરીને સદા ભક્તિથી પૂજવા લાગ્યો. આવું મહામોટું ઉત્કૃષ્ટ વિઘ્ન નાશ પામતાં લોકો સ્પષ્ટ ભક્તિથી પ્રત્યેક ચૈત્યમાં જિનેશ્વરની પૂજા અને સ્તુતિ કરવા લાગ્યા. પછી પાંડવો પોતે પ્રગટ થવાથી શત્રુવડે ઉપદ્રવ થવાનો સંભવ ધારીને રાત્રીએ તે નગર છોડી દ્વૈતવનમાં આવી ગુપ્ત રીતે ઝુંપડી બાંધીને તેઓ રહ્યા.

'એકચક્રપુરમાં પાંડવો આવ્યા છે અને તેણે રાક્ષસનો વધ કર્યો છે' એ વાત દુર્યોધનના જાણવામાં આવતાં તે અંતરમાં ખેદ છતાં ઉપરથી હર્ષ બતાવવા લાગ્યો. દુર્યોધનનો તેવો ભાવ જાણી વિદુરે પ્રિયંવદ નામના એક સેવકને પાંડવોની પાસે મોકલ્યો. દ્વૈતવનમાં આવીને તેણે પાંડવોને નમસ્કાર કરીને અક્ષય સુખના કારણરૂપ વિદુરનો આ પ્રમાણેનો સંદેશો કહ્યો; 'દુર્યોધન તમને દ્વૈતવનમાં રહેલા જાણી કર્ણને લઈને ત્યાં આવશે, માટે મારી આજ્ઞાથી તમારે તે વન છોડી દેવું.' તે સાંભળી દ્રૌપદી આકુલવ્યાકુલ થઇને બોલી કે, "તે પાપીઓ અદ્યાપિ આપણી ઉપર શું શું કરશે? સત્યને માટે રાજ્ય, દેશ, સેના અને ધન છોડી દીધાં તો પણ હજુ શું અધૂરું રહેલું છે, કે જે તેઓ આપણી ઉપર કરશે? હું તમને પાંચ પાંડવોને વરી તેથી મને ધિક્કાર છે! અને તમારા ક્ષાત્રને, વીર્યને અને શસ્ત્રગ્રહણને પણ ધિક્કાર છે! હે માતા! તમે વીરપત્ની છતાં આવા ક્લીબ પુત્રોને જન્મ આપ્યો છે કે જેથી તે વખતે કૌરવોએ સભા વચ્ચે મારી તેવી વિડંબના કરી તેને પણ આર્યપુત્રોએ સહન કરી! અને આપણે રાજ્ય છોડી વનનો આશ્રય કર્યો, તથાપિ ધૃતરાષ્ટ્રના પુત્રો વૈરથી વિરામ પામતા નથી.' આવાં દ્રૌપદીનાં વચન સાંભળી ભીમસેન જાણે મૂર્ત્તિમાન્ વીરરસ હોય તેમ પોતાનો હાથ પૃથ્વી પર પછાડતો ઊભો થયો. અર્જુને મેઘની જેમ ઉર્જિત ગર્જના કરીને ક્રોધથી હાથી, સિંહ અને અષ્ટાપદને પણ ક્ષોભ પમાડે તેવો ધનુષ્યનો ટંકાર કર્યો. જાણે તેમના પ્રતિબિંબ હોય તેવા નકુલ અને સહદેવ પણ રાતાં નેત્ર કરીને ખડ્ગને ઉછાળવા લાગ્યા. શત્રુરૂપ હસ્તીઓમાં સિંહ જેવા

અસમર્થ થયો, તેથી તેણે શાંતાત્માની પેઠે રાજાની આગલ આવીને કહ્યું; "હે રાજન્! હું સર્વ લોકોને હણવાને ઉદ્યત થયો હતો, પણ તારી આ જિનભક્તિથી સંતુષ્ટ થયો છું, માટે હવે મારું એક વાંછિત પૂર્ણ કર. હંમેશા તારે મને એક એક મનુષ્ય આપી મને પ્રસન્ન કરીને અનુપમ સુખમાં રહેવું." રાજાએ જ્યારે તેમ કરવું કબૂલ કર્યું ત્યારે તે શિલા સંહરીને ચાલ્યો ગયો. પછી પ્રતિદિન નવા નવા એકેક મનુષ્યનું તે ભક્ષણ કરવા લાગ્યો. નગરનિવાસી સર્વજનોના નામની પત્રિકા નાંખેલા કલશમાંથી કુમારી કન્યાનાં હાથે જેના નામની પત્રિકા નીકલે તે પ્રાતઃકાલે રાજાની આજ્ઞાથી રાક્ષસના ભક્ષણને માટે જાય છે. યમરાજની પત્રિકાની જેમ આજે મારું નામ નીકળ્યું છે, ધિક્કાર છે કે કઠોર એવા આ રાજપુરુષો મને લેવા આવ્યા છે. પૂર્વે એક કેવળી ભગવંત અહીં આવ્યા હતા, તેમને રાજાએ પૂછ્યું હતું કે; "આ રાક્ષસનો ક્ષય ક્યારે થશે?" ત્યારે તેમણે કહ્યું હતું, કે; "તેનો ઘાત પાંડવોથી થશે" અદ્યાપિ પાંડવો તો અહિં આવ્યા નહીં, જેથી તેનો નાશ થયો નહીં, માટે આજે મારો નાશ નિર્મિત થઈ ચૂકયો છે.'

આવાં દેવશર્માનાં વચન સાંભળી તેમજ તેને દુઃખથી પીડિત જોઈ ભીમસેન તેના દુઃખથી દુઃખી થઇને હૃદયમાં પીડાવા લાગ્યો. 'જ્યાં સુધી મારાથી બીજાના પ્રાણની રક્ષા થતી નથી, ત્યાં સુધી મારાં બલ, શરીર, પરાક્રમ અને ક્ષાત્રને ધિક્કાર છે. પ્રત્યેક જંતુ રોગ, શસ્ત્ર, અગ્નિ અને જળાદિવડે તો સ્વયમેવ મૃત્યુ પામે છે, પણ ઉત્તમ પુરુષો તેમ મરણ ન પામતાં પરપ્રાણની રક્ષાને માટે પોતાનો દેહ ઉપયોગમાં લે છે.' આવો અંતરમાં વિચાર કરીને સાહસનો નિધિ ભીમસેન બોલ્યો; 'હે વિપ્ર! તું ઘરમાં જા, આજે તો હું તે રાક્ષસને તૃપ્ત કરીશ. તેના એવા સાહસથી અંતરમાં હર્ષ પામી દેવશર્મા બોલ્યો; 'હે ભદ્ર! પરોપકારમાં પરાયણ એવા તમને તો તે ઘટે છે, પરંતુ મનુષ્યપણું સમાન છતાં હું તમને રાક્ષસની પાસે ભક્ષણ કરાવી મારા જીવિતની રક્ષા કરું એ કેવો ન્યાય! વળી "આવેલો અતિથિ સર્વનો ગુરુ છે" એમ વિદ્વાનો કહે છે, તો તમે જે મારા ગુરુ થયા છો. તેમના પ્રાણથી હું મારા પ્રાણની રક્ષા કરું તે પણ કેવો ન્યાય?' આ પ્રમાણે કહેતા તે બ્રાહ્મણને બલાત્કારે ઘરમાં રાખી ભીમસેન રાજપુરુષોની સાથે તે રાક્ષસનાં ભવનમાં ગયો. પેલો રાક્ષસ બીજા રાક્ષસોની સાથે ત્યાં આવ્યો. એટલે મોટી કાયાવાળા ભીમસેનને શિલા ઉપર સૂતેલો જોઈ હર્ષ પામીને સેવકોને કહેવા લાગ્યો; 'અહો! આજે મારા ભાગ્યથી આ મોટી કાયાવાળો માણસ આવી ચડ્યો છે, તેથી આજે તો સર્વે ક્ષુધાતુરોની સારી રીતે તૃપ્તિ થશે.' એમ કહી કરવત જેવા દાંતને વારંવાર પીસતો, મુખમાં રસનાને હલાવતો, ક્રોધથી આંખોને ફેરવતો અને દર્શનથી બીજાઓને ક્ષોભ કરતો એ રાક્ષસ હાથમાં ખડ્ગ લઈ અટ્ટહાસ્ય કરતો તેની આગળ આવ્યો. તેવામાં તો શરીર ઉપરથી વસ્ત્રને ત્યજી દઇને તેને બીવરાવતો ભીમસેન લોઢાની ગદા લઈ પર્વતની જેમ શય્યા ઉપરથી ઊભો થયો. અને બોલ્યો કે; 'હે રાક્ષસ! ઘણા દિવસનું

લોકોને હણવાનું તારું પાપ આજે ઉદયમાં આવ્યું છે, માટે હવે ઇષ્ટદેવને સંભાર, હમણાં જ તું નથી એમ થશે.' આવા આક્ષેપથી ધૈર્યને છોડી દેતો તે રાક્ષસ ક્રોધથી રાતો થઇ બીજા રાક્ષસોની સાથે દંડ ઉગામીને ભીમની સામો દોડ્યો. ભીમસેન અને રાક્ષસના આઘાતથી એવો ક્ષોભ થયો કે પૃથ્વી ઉપર જાણે યન્ત્રદ્વારા છોડયું હોય તેમ સમુદ્રનું પાણી ઉછળવા લાગ્યું. હસ્તલાઘવતાવાળા ભીમસેને મહાબલવડે તેની સાથે બહુ વાર સુધી યુદ્ધ કરીને પછી તેના મસ્તક પર ગદાનો ઘા કર્યો. એટલે તેનું મસ્તક માટીનાં પાત્રની જેમ ફૂટી ગયું. તેના અભિઘાતવડે ભૂમિ પર પડતો એ મોટી કાયાવાળો રાક્ષસ પૃથ્વીને કંપાવતો હતો અને વૃક્ષોને પણ પાડી દેતો હતો. તે સમયે ભીમના મસ્તક ઉપર આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઇ અને દેવતાઓના મુખમાંથી જયજય શબ્દના ધ્વનિ નીકળ્યા. આ સાંભળીને તે નગરનો રાજા અને લોકો અતિ હર્ષ પામી સર્વ જનને જીવિત આપનારા ભીમસેનને વધાવવા લાગ્યા. આવી રીતે જાણેલા તેના પરાક્રમથી અને જ્ઞાનીના વચનથી 'તે પાંડવો છે' એવું જાણીને રાજા તેમને પ્રગટ કરીને સદા ભક્તિથી પૂજવા લાગ્યો. આવું મહામોટું ઉત્કૃષ્ટ વિઘ્ન નાશ પામતાં લોકો સ્પષ્ટ ભક્તિથી પ્રત્યેક ચૈત્યમાં જિનેશ્વરની પૂજા અને સ્તુતિ કરવા લાગ્યા. પછી પાંડવો પોતે પ્રગટ થવાથી શત્રુવડે ઉપદ્રવ થવાનો સંભવ ધારીને રાત્રીએ તે નગર છોડી દ્વૈતવનમાં આવી ગુપ્ત રીતે ઝૂંપડી બાંધીને તેઓ રહ્યા.

'એકચક્રપુરમાં પાંડવો આવ્યા છે અને તેણે રાક્ષસનો વધ કર્યો છે' એ વાત દુર્યોધનના જાણવામાં આવતાં તે અંતરમાં ખેદ છતાં ઉપરથી હર્ષ બતાવવા લાગ્યો. દુર્યોધનનો તેવો ભાવ જાણી વિદુરે પ્રિયંવદ નામના એક સેવકને પાંડવોની પાસે મોકલ્યો. દ્વૈતવનમાં આવીને તેણે પાંડવોને નમસ્કાર કરીને અક્ષય સુખના કારણરૂપ વિદુરનો આ પ્રમાણેનો સંદેશો કહ્યો; 'દુર્યોધન તમને દ્વૈતવનમાં રહેલા જાણી કર્ણને લઈને ત્યાં આવશે, માટે મારી આજ્ઞાથી તમારે તે વન છોડી દેવું.' તે સાંભળી દ્રૌપદી આકુલવ્યાકુલ થઇને બોલી કે, "તે પાપીઓ અદ્યાપિ આપણી ઉપર શું શું કરશે ? સત્યને માટે રાજ્ય, દેશ, સેના અને ધન છોડી દીધાં તો પણ હજુ શું અધૂરું રહેલું છે, કે જે તેઓ આપણી ઉપર કરશે ? હું તમને પાંચ પાંડવોને વરી તેથી મને ધિક્કાર છે ! અને તમારા ક્ષાત્રને, વીર્યને અને શસ્ત્રગ્રહણને પણ ધિક્કાર છે ! હે માતા ! તમે વીરપત્ની છતાં આવા ક્લીબ પુત્રોને જન્મ આપ્યો છે કે જેથી તે વખતે કૌરવોએ સભા વચ્ચે મારી તેવી વિડંબના કરી તેને પણ આર્યપુત્રોએ સહન કરી ! અને આપણે રાજ્ય છોડી વનનો આશ્રય કર્યો, તથાપિ ધૃતરાષ્ટ્રના પુત્રો વૈરથી વિરામ પામતા નથી.' આવાં દ્રૌપદીનાં વચન સાંભળી ભીમસેન જાણે મૂર્ત્તિમાન્ વીરરસ હોય તેમ પોતાનો હાથ પૃથ્વી પર પછાડતો ઊભો થયો. અર્જુને મેઘની જેમ ઉર્જિત ગર્જના કરીને ક્રોધથી હાથી, સિંહ અને અષ્ટાપદને પણ ક્ષોભ પમાડે તેવો ધનુષ્યનો ટંકાર કર્યો. જાણે તેમના પ્રતિબિંબ હોય તેવા નકુલ અને સહદેવ પણ રાતાં નેત્ર કરીને ખડ્ગને ઉછાળવા લાગ્યા. શત્રુરૂપ હસ્તીઓમાં સિંહ જેવા

તેઓને ક્ષોભ પામેલા જોઈ ધર્મકુમારે કહ્યું કે; 'હે મહાવીરો ! શાંત થાઓ, શત્રુઓને હરે તેવું તમારું બલ હું જાણું છું. યુદ્ધમાં ઉદ્યત થયેલા એવા તમારાથી મારું વચન મિથ્યા ન થાય માટે આપણે સ્વીકારેલી પ્રતિજ્ઞામાં બાકી રહેલો કાળ પૂરો થતાં સુધી રાહ જુવો.' આવી જયેષ્ઠબંધુની આજ્ઞા થતાં સર્વે અનુજો પાછા પોતાની પ્રકૃતિમાં સ્થિત થઇ ગયા, કારણ કે 'જયેષ્ઠમાસની આજ્ઞાથી નદીનો પ્રવાહ પણ અસલ સ્થિતિમાં આવે છે.' યુધિષ્ઠિરે પ્રિયંવદને સામો સંદેશો કહી, તેનું સન્માન કરી હૃદયમાં વિદુરનાં વચનોને ધારી લઇને વિદાય કર્યો. પછી પાંડવો દ્વૈતવનને છોડી ગંધમાદન પર્વતમાં રહેવા ગયા. ત્યાં આગળ ઇંદ્રકીલ નામનો પર્વત તેમણે જોયો. એટલે અર્જુન સમય આવેલો જાણી યુધિષ્ઠિરને જણાવીને તત્કાલ એકાગ્રમને વિદ્યા સાધવા માટે તે ગિરિમાં ગયો. ત્યાં શ્રી યુગાદિપ્રભુને નમી પવિત્ર થઇને મણિચૂડ પ્રમુખ ખેચરો પાસેથી પ્રાપ્ત કરેલી વિદ્યાઓ સાધવાને તે સ્થિર થયો. કમલાસન પર બેસીને ધ્યાન ધરતો અર્જુન મેરુની જેવો નિષ્કંપ, અને શ્વાસોશ્વાસરહિત પાષાણુની જેવો નિશ્ચળ થઈ ગયો. એકમને રહેલા તે અર્જુનને ભૂત, વેતાળ, શાકિની, સિંહ, વ્યાઘ્ર અને હાથી વગેરે કોઇ પણ પ્રાણી ધ્યાનથી જરા પણ ચલાયમાન કરી શકયા નહીં. યોગ્ય સમયે સર્વ વિદ્યાદેવીઓ પ્રસન્ન થઇ તેની આગલ આવીને કહેવા લાગી કે; 'અમે સર્વે તુષ્ટમાન થયેલ છીએ, માટે વરદાન માંગો.' અર્જુને ઉઠીને શરીરને ભૂમિ સાથે લગાડી તેમને નમસ્કાર કર્યો. એટલે ઉજ્જવળ કાંતિવાળી તે વિદ્યાઓ અર્જુનનાં શરીરમાં સંક્રમિત થઈ.

વિદ્યા સિદ્ધ કરી અર્જુન આનંદથી પર્વતના શિખર પર બેઠો હતો, ત્યાં કોઇ શિકારીથી હણાતો એક વરાહ તેના જોવામાં આવ્યો. અર્જુને તેની પાસે આવીને કહ્યું; 'અરે શિકારી ! આમ કર નહીં. આ તીર્થમાં મારાં દેખતાં આ વરાહને કેમ મારે છે ? આ શરણ રહિત એવા નિરપરાધી ડુક્કરને મારે છે, તેથી તારું બલ, તારું જ્ઞાતાપણું, અને તારું કુળ સર્વ વૃથા છે.' આવી રીતે તેણે તિરસ્કાર કરેલો શિકારી બોલ્યો; 'અરે વટેમાર્ગુ ! આ અરણ્યમાં સ્વેચ્છાથી વિચરતા એવા મને શા માટે વારે છે ? આ વનવાસી જીવોનો કોઇ પણ રક્ષક નથી, જો ક્ષાત્રબલથી તું રક્ષક થતો હોય તો રક્ષણ કરવું તે યોગ્ય છે.' તત્કાળ અર્જુને ક્રોધથી યમદંડની જેમ ઉદ્દંડ એવું ધનુષ્ય હાથમાં લીધું અને તેના ટંકારથી આકાશને પૂરી દીધું. તે શિકારીએ પણ યુદ્ધ કરવા માટે હાથમાં ધનુષ્ય ગ્રહણ કર્યું અને પોતાની હસ્ત લાઘવતાથી કંકપત્ર બાણોવડે વૃક્ષોને પત્ર રહિત કરી દીધાં. તેઓનાં બાણોના પૂરવડે દૂરથી પ્રેરેલા રેણુની જેમ પર્વતોનાં શિખરો દૂર જઇ પરસ્પર અથડાવવા લાગ્યાં. છેવટે તે માયાવી શિકારીએ અર્જુનના ધનુષ્યને હરી લીધું. એટલે અર્જુન ખડ્ગ લઇને પાંખોવાળા સર્પની જેમ તેની સામે દોડ્યો. તેણે ખડ્ગ પણ લઇ લીધું એટલે મહાપરાક્રમી અર્જુને સિંહનાદ કરીને દ્વંદ્વયુદ્ધને માટે તેને બોલાવ્યો. ક્રોધથી પરસ્પરના અંગે અંગને પીડતા તે બન્ને વીરો જાણે મૂર્તિમાન રૌદ્ર અને વીરરસ

હોય તેમ વિશ્વને ભયંકર થઈ પડ્યા, પછી અર્જુને હસ્તલાઘવતાવડે તેને ચરણથી પકડી વિજયધ્વજની પતાકાની જેમ આકાશમાં ઉછાળીને ફેરવ્યો. તત્કાલ આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઈ, અને આગળ કુંડલથી મંડિત એવા કોઇ હર્ષ પામેલા દેવને પ્રગટ થયેલો તેણે જોયો. 'આ શું ?' એમ આશ્ચર્ય પામીને હૃદયમાં વિચારતા અર્જુનને તે સંતુષ્ટ થયેલા દેવતાએ કહ્યું; 'હે પાર્થ ! જય પામો, હું તમારી ઉપર સંતુષ્ટ થયો છું, માટે જે ઇચ્છા હોય તે માંગો.' અર્જુન બોલ્યો, 'જ્યારે સમય આવશે ત્યારે વરદાન માંગીશ, પણ હાલ તો તમે કોણ છો તે જાણવાની મારી જિજ્ઞાસા છે, તેથી કહો.' આવાં અર્જુનનાં વચન સાંભળી હર્ષ પામેલા તે દેવે કહ્યું; 'હે પાર્થ ! મારું વૃત્તાંત સાંભળો.'

વૈતાઢ્યગિરિની ઉપર તેના આભૂષણરૂપ રથનૂપુર નામે નગર છે. ત્યાં ઇંદ્ર નામે વિદ્યાધરનો રાજા છે. ઇંદ્રની જેમ દિક્પાલનો સમૂહ તેના ચરણકમળને સેવે છે. વિદ્યુન્માલી નામે એક તેને અનુજ બંધુ હતો, તે ઘણો ચપલ અને લોકોને પીડાકારી હોવાથી રાજાએ તેને નગરમાંથી કાઢી મૂક્યો. તે રોષે કરીને રાક્ષસના નગરમાં ચાલ્યો ગયો. ત્યાં તલતાળ નામના રાક્ષસોની સાથે તે મળી ગયો. પછી તેમની મદદથી તેણે ઇંદ્રના દેશમાં બહુ પ્રકારના ઉપદ્રવો કરીને તેને અત્યંત ક્લેશ પમાડ્યો. તેમના આપાતના ભયથી કંપાયમાન થતા વિદ્યાધરો એવી રીતે નાશી ગયા કે જેથી તેઓ કોઈ જગ્યાએ સ્પષ્ટ માર્ગને પણ જાણી શક્યા નહીં. છેવટે ઇંદ્રરાજાએ કેવલજ્ઞાનીનાં વચનથી તમને અહિં રહેલા જાણી તમને તેડી લાવવા માટે મને તમારી પાસે મોકલ્યો છે. હે પાર્થ ! હવે આ રથમાં બેસો, આ કવચ, મુગટ અને ધનુષ્ય ગ્રહણ કરો, એ દુષ્ટ રાક્ષસોનો નિગ્રહ કરો અને જે ઇચ્છા હોય તે માંગી લ્યો.' તે સાંભળતાં જ અર્જુન ઉત્સાહથી મુગટ, કવચ, રથ અને ધનુષ્ય તથા ભાથાં સ્વીકારી ક્ષણવારમાં તે રાક્ષસના નગરમાં આવ્યો. રથના ધ્વનિની સાથે રાક્ષસપુરમાં એવો કોલાહલનો ધ્વનિ થયો કે, જેથી ગ્રહો, તારાઓ, ચંદ્ર અને સૂર્ય પણ ત્રાસ પામ્યા. પછી અંજનાચળના શિખર જેવા શ્યામ તે રાક્ષસો નગરની બહાર નીકળતાં જાણે નગરનાં પાપ બહાર નીકળતાં હોય તેવા દેખાવા લાગ્યા. તેમની સાથે ઉજ્જવલ કીર્ત્તિવાળા અર્જુને યુદ્ધ કરવાનો આરંભ કર્યો. મહાઘોર યુદ્ધ કરી તેઓનો સંહાર કરીને ધનંજયે વૈતાઢ્ય પર્વત પર આવી હર્ષથી ઇંદ્રના ચરણમાં પ્રણામ કર્યો. ઇંદ્રે સામા ઉઠી એ વિજયી અર્જુનને આદરથી પોતાના હૃદય ઉપર બેસાડતો હોય તેમ અર્ધ આસન પર બેસાડ્યો. ઇંદ્રના શાસનથી સર્વ લોકપાલોએ તેને નમસ્કાર કર્યો. પછી ઇંદ્રે પોતાના પુત્રની જેમ અર્જુનને દિવ્ય આયુધો આપ્યાં. ત્યાં અર્જુને હર્ષપૂર્વક ચિત્રાંગદને ધનુર્વેદ શીખવ્યો. કારણ કે 'મહાપુરુષોના મિત્રધર્મનું ફલ લેવા દેવામાં જ રહેલું છે.' પછી બંધુઓને મળવામાં ઉત્કંઠિત થયેલો અર્જુન ઇંદ્ર વિદ્યાધર અને બીજા ખેચરોની આજ્ઞા લઇ વિમાનોથી આકાશને વ્યાપ્ત કરતો પુનઃ સ્વસ્થાનમાં આવ્યો. તેણે કુંતી માતાને અને જ્યેષ્ઠબંધુઓને નમસ્કાર કર્યો, લઘુ બંધુઓને આલિંગન કર્યું અને દ્રૌપદીને દૃષ્ટિદાનથી પ્રસન્ન કર્યાં. ચિત્રાંગદ

વિદ્યાધરે અર્જુનનું પરાક્રમ કહ્યું, તે સાભળી સૌ ખુશી થયા પછી તેઓએ વિદાય કરેલો ચિત્રાગદ ઇંદ્રરાજા પાસે ગયો અને તેમની દૃષ્ટિને અમૃતની વૃષ્ટિ જેવો થઇ પડ્યો

આવી રીતે તેઓ સર્વે પૂર્ણ આનદથી ત્યા રહેતા હતા, તેવામા એક દિવસ આકાશમાથી એક સુવર્ણકમલ તેમની વચમા પડ્યુ, તેને દ્રૌપદીએ ગ્રહણ કર્યું. તે સુવર્ણ કમલની સાથે પોતાના મુખની સદૃશતાને જોતી એવી દ્રૌપદી બે હાથે લઈ તેને સુધી હર્ષ પામીને ભીમસેનને કહેવા લાગી કે, ' પ્રિય ! આવા પ્રિય કમલો કોઈ સરિતા કે સરોવરમાથી લાવી મને દેખાડો ' તેની આવી ઇચ્છા થતા તત્કાળ ભીમસેન ગજેંદ્રની જેમ ચાલતો અને પચ નમસ્કારનુ સ્મરણ કરતો તેવા કમળ શોધવા વનમા ગયો તે સમયે વિપરીત ફલ બતાવતુ યુધિષ્ઠિરનુ વામ લોચન અને કુતીનુ દક્ષિણ લોચન ફરક્યુ તેથી તેને મોટા અપશુકનરૂપ જાણી ધર્મપુત્રે બધુઓને કહ્યુ કે, ' કોઈ ભીમનો પરાભવ કરવા ઉદ્યત થાય તેવો મારા જોવામા આવતો નથી, તથાપિ મારુ નેત્ર કાઈક ભીમને માટે અમગલ સૂચવે છે, માટે ચાલો ઊઠો, અનુચરની જેમ આપણે તેની પાછળ જઈએ ' પછી ત્યાથી ઊઠીને તેઓ સર્વ ઠેકાણે ગાઢ વૃક્ષની ઘટામા ફર્યા પણ નિર્ભાગી જેમ નિધિને મેળવી શકે નહીં, તેમ તેઓ કોઈ ઠેકાણે ભીમસેનને મેળવી શકયા નહીં આગળ જતા તેઓ મોહથી મૂર્છા પામી પામીને પડવા લાગ્યા, ત્યારે તેઓએ હિડબાના વચનને સભારીને, તત્કાળ તેનુ સ્મરણ કર્યું સ્મરણ કરતા જ હિડબા ત્યા આવી, અને તેઓ સર્વને પોતાના મસ્તક પર બેસાડી ભીમની પાસે લઇ ગઈ અને પછી પોતે પોતાના ઘેર ગઇ ભીમે પોતાના સહોદર બધુઓને પેલા પદ્મ લાવવાને માટે સરોવર પાસે આવતા માર્ગમા આવેલી મુશ્કેલીની વાર્તા કહી તે જાણવાથી સર્વને અતિ આનદ થયો પછી દ્રૌપદીની સુવર્ણકમલની ઇચ્છા પૂરવાને માટે ભીમસેન તે સરોવરમા પેઠો પેસતા જ તે અદૃશ્ય થઇ ગયો તેની પાછળ અર્જુન પેઠો તો તે પણ અદૃશ્ય થયો કેમ કે ' એક નેત્ર મીંચાતા બીજુ નેત્ર મીંચાઇ જ જાય છે ' પછી બન્ને ભાઇની પાછળ ગયેલા યુધિષ્ઠિર અને તેની પાછળ નકુલ તથા સહદેવ સરોવરમા પેઠા, તો ત પણ અદૃશ્ય થઇ ગયા કારણ ' અગનો એક પ્રદેશ ખેચાતા સર્વ અગ ખેચાય છે ' શિકારી પ્રાણીઓથી ભરપૂર એવા તે વનમા કુતી અને દ્રૌપદી પાડવોને નહીં જોવાથી આકુલ-વ્યાકુલ થઇ ખેદ પામવા લાગ્યા, ' હા દૈવ ! ત્રણ લોકમા વીર, દેવ, દાનવ અને રાક્ષસોથી પણ ક્ષોભ ન પામે તેવા, સિંહની જેવા એ પાચે પાંડવો કયા ચાલ્યા ગયા હશે ? અહો ! આવા વીરોને પણ આવી વિપત્તિ આવે છે ! અહા ! દૈવનુ ચરિત્ર સદા અવિચાર્ય જ છે ' કેટલીક વાર સુધી આવી રીતે રુદન કરીને પછી તે બન્ને વિચારવા લાગ્યા કે, ' અહિ ચિતા કરવાથી કે રુદન કરવાથી શુ વળશે ? ' એમ વિચારીને તેમણે પરમેષ્ઠીની સ્તુતિ તથા ધ્યાનમા તત્પર થઇ કાયોત્સર્ગ કર્યો જાણે પૂતળીઓ હોય તેમ કાઉસ્સગ્ગ ધ્યાને નિશ્ચળ રહેલી તે સતીઓને આઠ પહોર કષ્ટથી વીતી ગયા બીજે દિવસે કિરણોથી અધકારના સમૂહને દૂર કરનાર સૂર્યનો ઉદય થતા

આકાશમાંથી ઉતરીને પાંડવોએ વેગથી આવી માતાને નમસ્કાર કર્યો. એટલે કુંતી માતાએ કાયોત્સર્ગ પારીને, નમી રહેલા પુત્રોને કિંચિત્ ઉષ્ણુ એવાં નેત્રાશ્રૂવડે હર્ષથી નવરાવી દીધા. તેવામાં કોઇ સુવર્ણની છડીને ધરનારા છડીદારે આવી પાંડવોના શ્રેષ્ઠ ચરિત્રોના કહેવાવડે વિસ્મય ઉત્પન્ન કરતાં કુંતીને કહ્યું; 'હે માતા! કેવલજ્ઞાનીનો ઉત્સવ કરવા માટે આ રસ્તેથી ઇંદ્ર જતા હતા, તેવામાં તમારી ઉપર આવતાં તેમનું વિમાન સ્ખલિત થઈ ગયું, તેથી તેનો હેતુ જાણવાને માટે ઇંદ્રે પ્રહિત નામના તેના સેવક એવા મને મોકલ્યો. હતો. મેં અહીં આવી તમો બંનેને જોઇને તેમને નિવેદન કર્યું, એટલે તમો બંને સતીનું પરમેષ્ઠી નમસ્કારરૂપ મહામંત્રનું ધ્યાન તે જ પોતાનાં વિમાનને સ્ખલિત થવાના હેતુમૂલ જાણી ઇંદ્રે તમે શા માટે ધ્યાન કરો છો? તે વિષે ચિંતવન કરી મને કહ્યું કે, 'પાંચાલીના વચનથી પાંચે પાંડવો સુવર્ણકમલ લેવાને માટે જેમાં મોટા સર્પો સ્ફુરાયમાન છે એવા સરોવરમાં પેઠા હતા, તેથી તે સરોવરનો સ્વામી શંખચૂડ તેમને પાશથી દૃઢ રીતે બાંધીને પાતાળમાં લઇ ગયો છે. અરે ધિક્કાર છે! ધિક્કાર છે! કે કોઇએ પણ તેને અટકાવ્યો નહીં. તે પાંડવોને માટે આ બન્ને સતીઓ પરમેષ્ઠીની સ્તુતિ અને સ્મૃતિરૂપ ધ્યાન કરે છે, અને તે જ ખરેખર આપણાં વિમાનની મંદગતિ થવાનું કારણ છે, માટે મારી આજ્ઞાવડે તું પાતાળમાં જઇ શંખચૂડ પાસેથી તેમને છોડાવી સતીઓની પાસે લાવી તેમનું ધ્યાન મૂકાવ." આવો ઇંદ્રનો આદેશ થવાથી હું પાતાળમાં ગયો. અને તે નાગપતિને આક્ષેપથી કહ્યું; "રે શંખચૂડ! આ નિરપરાધી અને શસ્ત્ર વગરના પાંડવોને તેં કેમ બાંધી લીધા છે?" તેણે કહ્યું કે; "મારા સરોવરમાંથી કમળ લેવાની તેઓએ ઇચ્છા કરી, તેથી મેં બાંધી લીધા છે." પછી મેં તેને ઇંદ્રનો નિર્દેશ કહી બતાવ્યો. એટલે તરત જ ઇંદ્રની આજ્ઞાથી શંખચૂડે તેમનો સત્કાર કરીને પોતાના રાજ્યાસન ઉપર બેસાર્યા. કેમ કે 'સુર, અસુર અને મનુષ્યોને ઇંદ્રની આજ્ઞા માન્ય છે.' તમારા ચરણુકમળમાં ભ્રમરરૂપ પાંડવોએ તેનું રાજ્ય લેવામાં નિઃસ્પૃહ થઈ રણુસંગ્રામમાં અર્જુનને સહાય કરવાની તેની પાસે માંગણી કરી. સર્પપતિએ તેમ કરવાનું અંગીકાર કરી અર્જુનને એક ઉત્તમ હાર, ધર્મકુમારને રત્નમય બાજુબંધ અને બીજાઓને હર્ષથી વિદ્યાઓ આપી. હે માતા! પછી તેણે મારી સાથે આ તમારા ન્યાયનિષ્ઠ પુત્રોને મોકલ્યા છે. હવે ઇંદ્રના વિમાનના અખંડ ગમન માટે મને જલ્દી જવા રજા આપો.' પુત્રોના આવવાથી થયેલા હર્ષથી કુંતીએ નમી ગયેલા મુખચંદ્રને ઉલ્લસિત કરી હર્ષ વચનથી તે દેવને વિદાય કર્યો અને કરકમળથી પુત્રોના અંગ પર સ્પર્શ કર્યો. એટલે પાંડવોએ પણ ફરીથી જનનીના ચરણુકમલમાં વિનયપૂર્વક વંદના કરી.

[ આ પ્રમાણે આચાર્યશ્રી ધનેશ્વરસૂરિરચિત શ્રી શત્રુંજયમાહાત્મ્યનો 'શ્રી રૈવતાચલ માહાત્મ્ય અને પાંડવ દ્યૂતક્રીડા તથા વનવાસ આદિ વર્ણન' નામનો અગિયારમા સર્ગનો ગૂર્જરાનુવાદ પૂર્ણ થયો. ]



# સર્ગ ૧૨ મો

'નિર્મલ સ્વરૂપવાળું, સર્વજ્ઞપણાથી સમસ્ત વસ્તુને જોનારું, ગોત્ર, નામ અને અંગાદિ વિડંબનાથી મુક્ત થયેલું શ્રી તીર્થંકરનું જે અનાદિ તેજ તેને હું નમસ્કાર કરું છું.'

એવી રીતે અદ્વૈત નીતિવડે શોભતા પાંડવો છ વર્ષને વિષમ રીતે ઉલ્લંઘન કરીને ફરીથી પાછા દ્વૈતવનમાં આવ્યા. એટલે દુર્યોધન, પાંડવોને ત્યાં આવેલા જાણીને વેગથી ત્યાં આવ્યો; અને પોતાનાં સૈન્યનો દ્વૈતસરોવરનાં તીર ઉપર પડાવ નંખાવ્યો. તે વખતે અનુચરોએ અને ચિત્રાંગદ વિદ્યાધરે તેને અટકાવ્યો, તો પણ તે સરોવરમાં પેઠો. તેથી ક્રોધ પામેલા તે વિદ્યાધરે આયુધ અને પરિવાર વગરના દુર્યોધનનું અનુજ બંધુઓ સહિત હરણ કર્યું. એટલે તત્કાળ પોકાર કરતી તેના અંતઃપુરની સ્ત્રીઓ વિનયપૂર્વક યુધિષ્ઠિરની પાસે આવીને પતિરૂપ ભિક્ષા યાચવા લાગી; 'હે જ્યેષ્ઠ! જો કે, ધૃતરાષ્ટ્રના પુત્રોએ તમારો અપરાધ કર્યો છે, તથાપિ તમે ધર્મપુત્ર છો, માટે અનુજ બંધુઓની ઉપર કૃપા કરો.' આવી રીતે ભય પામેલી તે સ્ત્રીઓએ જ્યારે યુધિષ્ઠિરને કહ્યું, ત્યારે છોડી દીધો છે ક્રોધ જેણે એવા ધર્મરાજાએ તે કાર્ય કરવાને માટે રણકર્મમાં સમર્થ એવા અર્જુનને આજ્ઞા કરી. અર્જુને જઇને તે વિદ્યાધર પાસે યુદ્ધ માગ્યું, એટલે કોપથી રાતાં નેત્ર કરતો વિદ્યાધર તરત પાછો વળ્યો. લોહનાં બાણોને વર્ષાવતા અને પણછના ધ્વનિથી ગાજતા એવા અર્જુને મેઘની જેમ શત્રુરૂપી જવાસાને સૂકવી દીધા. વ્યાકુળ અને નાશ પામ્યું છે બળ જેનું એવો તે શત્રુ વિદ્યાધર મિત્રપણાને અંગીકાર કરી તત્કાળ અર્જુનને પાસે આવીને નમ્યો અને દુર્યોધન આદિને છોડી દીધા. તે અવસરે અર્જુને ચિત્રાંગદ વિદ્યાધરને હર્ષ પમાડે તેવી અને નીતિથી સજીવન એવી વાણીથી આ પ્રમાણે કીધું; 'હે સખા! હું અર્જુન છું અને ગુરુજનના વચનથી બંધાઇને મેં આ પ્રમાણે કર્યું છે, માટે દુર્યોધનને સાથે લઇ તમે મારા વડિલબંધુ પાસે આવી તેમને નમી 'હું નિરપરાધી છું' એમ જણાવી મને સત્ય પ્રતિજ્ઞાવાળો કરો.' અર્જુનનાં આવાં વચન સાંભળી ચિત્રાંગદ વિદ્યાધર ખુશી થયો. પછી તે મહર્દ્ધિમાન વિદ્યાધર વિમાનમાં બેસી અર્જુનને અગ્રેસર કરીને ધર્મપુત્રની પાસે આવ્યો. યુધિષ્ઠિરને જોતાં જ મસ્તકમાં પીડા થતી હોય તેમ શલ્યવાળો અતિ કોપ કરતો દુર્યોધન તેમને નમ્યો નહીં. જાણે ખીલાંથી બાંધ્યો હોય તેમ અક્કડ થઇને તે રહ્યો. અનેક વિદ્યાધરોની સાથે ચિત્રાંગદે જેમના ચરણમાં પ્રણામ કર્યાં છે એવા યુધિષ્ઠિર વારંવાર સ્નેહ ભરેલી દૃષ્ટિથી દુર્યોધનને જોવા લાગ્યા. એટલે ચિત્રાંગદે 'હે મૂઢ! જે આ તારા વડિલ, તારા અન્યાયને સહન કરનાર અને તને જીવાડનારા છે, તેને પણ તું નમતો નથી!' એમ કહીને બલાત્કારે દુર્યોધનને નમાડ્યો. પોતાને નમતા એવા દુર્યોધનને આલિંગન કરીને વાત્સલ્યધારી ધર્મપુત્રે પ્રીતિથી કુશલ

પૂછ્યું. એટલે દુર્યોધને પોતાનાં ચિત્ત પ્રમાણે કહ્યું કે; 'જેવી રીતે રાજ્યથી ભ્રષ્ટ થવું, અને શત્રુઓથી પીડા પામવી, એ મને તેટલી લજ્જા કરનાર નથી પણ આ તમને જે પ્રણામ કરવો પડ્યો, તે મને અત્યંત પીડા કરે છે.' આવાં તેનાં વચન સાંભળીને પણ કોપ નહિ કરતાં યુધિષ્ઠિરે તેને આશ્વાસન આપીને પ્રાણીઓના કર્મની જેમ તેને તેના નગરમાં મોકલ્યો. તેના સર્વ વૃત્તાંતને જાણીને ગાંગેય અને વિદુર પ્રમુખ સર્વે દુર્યોધનને પ્રતિબોધ કરવા લાગ્યા કે; 'તેં અર્જુનનું બળ જોયું? માટે હવે તેમની સાથે સંધિ કર.' પણ ત્રિદોષનો વ્યાધિ જેમ વિવિધ ઔષધને ગણે નહિ, તેમ દુર્યોધને તેમનાં હિત વચન ગણ્યાં નહિ.

એકદા જ્યાં પાંડવો હતા તે માર્ગે થઈને ધૃતરાષ્ટ્રની પુત્રી દુઃશલ્યાનો પતિ જયદ્રથરાજા જતો હતો, તેને કુંતીએ પોતાનો જમાતા જાણી નિમંત્રણ કરીને રોક્યો. અર્જુને સત્વર દિવ્યશક્તિથી ભોજન લાવીને તેને જમાડ્યો. કારણ કે સત્પ્રીતિનું પ્રથમ ફલ ભોજન છે. ત્યાં જયદ્રથે કમલમુખી દ્રૌપદીને જોઈ. એટલે તેનો મનરૂપી રાજહંસ તેનાં લાવણ્યરૂપ સરોવરમાં ખેલવાને ઉત્સુક થયો. પછી કાંઈક છળ કરી પાંડવોને છેતરીને જયદ્રથ મૂર્તિમાન્ લક્ષ્મી હોય તેવી દ્રૌપદીને રથમાં બેસાડીને ચાલ્યો. તે ખબર પડતાં જ ક્રોધથી તેની પાછળ દોડતા ભીમ અને અર્જુનને કુંતીએ કહ્યું કે; 'તે અપરાધી છતાં આપણો જમાતા છે, માટે તેને મારશો નહીં.' અર્જુને તત્કાળ પાછળ જઈ ધનુષ્યના ટંકારથી અને અત્યંત ભયંકર બાણધારાની વૃષ્ટિથી રાજા જયદ્રથની સેનાને ભય ઉપજાવીને ઉન્માર્ગગામિની કરી દીધી. મુશળથી ધાન્યના મૂંડાની જેમ ગદાના ઘાવડે ભીમસેને તેની ગજઘટાને ઉછળતા રુધિરથી વ્યાપ્ત કરીને પીડવા માંડી. પછી અર્જુને અર્દ્ધચંદ્ર બાણોથી જયદ્રથની ધ્વજા, અને દાઢી મૂછના કેશ છેદી નાંખ્યા; માતાનાં વચનથી તેને જીવથી હણ્યો નહીં. છેવટે તેવા બળથી શોભતા ભીમ અને અર્જુન દ્રૌપદીને રથમાં બેસાડીને પાછી લઈ આવ્યા અને માતાના ચરણમાં વંદના કરી. રણમાં થયેલ શ્રમથી ઝરતા સ્વેદબિંદુઓથી જેમનું શરીર વ્યાપી ગયું છે એવા બંને પુત્રોને માતાએ સ્નેહપૂર્વક હર્ષસાથે બે હાથે સ્પર્શ કર્યો.

આ પ્રમાણે સર્વે સંતોષમાં મગ્ન થઈને બેઠા હતા, તેવામાં નારદમુનિ આકાશમાંથી ઉતરી તેમની મધ્યમાં તેઓથી પૂજાએલા બેઠા. પછી પોતાનાં હૃદયની જેમ એકાંતે લઈ જઈને નારદે તેમને કહ્યું; 'હે પૃથાકુમારો! દુર્યોધનનો જે વિચાર છે તે સાંભળો. તમારી પાસેથી છૂટીને અધમ દુર્યોધન પોતાની નગરીમાં આવ્યો ત્યારથી તે પાપી તમને મારવાના ઉપાયો ચિંતવ્યા કરે છે. જ્યારે કપટથી પણ તમને મારવાને પોતે અશક્ત થયો ત્યારે તેણે રાત્રિએ નગરમાં આ પ્રમાણે આઘોષણા કરાવી છે કે, "જે કોઈ ઉત્તમ પુરુષ કપટથી કે બાહુબલથી પાંડવોને હણશે, તેને હું અવશ્ય અર્ધું રાજ્ય આપીશ.'

આવી આઘોષણા સાંભળી પુરોચન પુરોહિતના પુત્રે પોતાના પિતાના વૈરથી[1] દુર્યોધનને જણાવ્યું કે; "પ્રભુ! આ કાર્યમાં તમારે પ્રયાસ કરવાની શી જરૂર છે? મારી પાસે મને વરદાન આપનારી અને સર્વ કાર્ય કરનારી કૃત્યા નામે વિદ્યા છે. તેના પ્રભાવથી હું ત્રણ લોકને પણ ક્ષોભ ઉપજાવી શકું તેવો છું." તે સાંભળી પાપી દુર્યોધન ખુશી થયો. અને ઇષ્ટકાર્ય કરવામાં ઉદ્યુક્ત એ પુરોહિતકુમારને વસ્ત્રાલંકાર તથા માળાથી પૂજીને તેની પ્રશંસા કરી. તે પાપી હાલ વિદ્યા સાધે છે, તેને સાધીને તે અહીં આવવાનો છે. તે અમોઘ વિદ્યાથી વિશ્વને પણ નાશ કરવાને સમર્થ છે.' તેથી હે પાંડવો! સ્નેહ અને સાધર્મીપણાને લીધે મેં અહીં આવીને તમને જણાવ્યું છે; માટે તેનાં નિવારણનો કોઇ ઉપાય વિચારો.' તે સાંભળીને ધર્મસૂનુ યુધિષ્ઠિરે જણાવ્યું કે, 'તમે જાણીને અમને કહ્યું તે બહુ સારું કર્યું', પણ તે પોતાના કાર્યમાં સમર્થ થશે નહીં' એમ કહી બહુમાનથી નારદને તેમણે વિદાય કર્યા. પછી પાંડવો, કુંતી અને દ્રૌપદીની સાથે તે વિઘ્ન કાર્યને ટાળવામાં તપને પ્રમાણ કરતાં તેઓ કાયોત્સર્ગ હર્ષથી કરવા માંડ્યા. એક પગે ઊભા રહી, સૂર્યની સામે નેત્ર કરી આદરપૂર્વક પરમેષ્ઠિની સ્તુતિ તથા ધ્યાનમાં નિશ્ચળ થઈને રહેવા લાગ્યા. ટાઢ, તડકો વગેરે ક્લેશને સહન કરતા તેઓએ સમાધિપૂર્વક જિનધ્યાનમાં તત્પરપણે સાત દિવસ નિર્ગમન કર્યા. આઠમે દિવસે દિશાઓના મુખમાંથી પ્રચંડતાને સ્પષ્ટ કરતો અને પર્વતના શિખરોને ખંડિત કરતો અકસ્માત્ વાયુ ઉત્પન્ન થયો. તેથી કંપાયમાન થયેલા વૃક્ષોની શાખાને હલાવતો અને પર્વતની ઉપરના મોટા પાષાણોને વિચિત્ર રીતે દડાની જેમ ઉછાળતો પવન જાણે હર્ષને માટે થયો. જેમ જેમ પર્વતોને પણ હલાવે તેવો મહાવાયુ વાવા લાગ્યો, તેમ તેમ પાંડવોનો ધ્યાનરૂપ દીપક વધારે નિશ્ચળ થવા લાગ્યો.

તે સમયે અશ્વોના હેષારવથી, સુભટોના સિંહનાદોથી, રથના ચીત્કારથી અને નિઃસ્વાન પ્રમુખ વાજિંત્રોથી પર્વતોને પણ ફાડતું, વર્ષાકાળના મેઘની જેમ ચારે દિશાઓમાંથી ભેગું થતું, નરસાગરથી ઉછળતું અને રજથી આકાશને વ્યાપ્ત કરતું મોટું સૈન્ય ત્યાં આવ્યું. તેમાંથી કોઇ એક પુરુષ તેમની નજીક આવી ધ્યાન ધરતી કુંતી અને દ્રૌપદીને ઉપાડી ઘોડાના સ્કંધ પર બેસાડી પોતાનાં સૈન્યમાં ચાલ્યો ગયો. 'હે વત્સો! હે રણમાં શૂરવીરો! હે માતૃવત્સલો! હે ભીમ! હે અર્જુન! આ લોકો અમને મારે છે, તેનાથી અમારી રક્ષા કરો.' આ પ્રમાણે, તેમનો અતિ રોષવાળો ચાબૂકનો પ્રહાર સહન કરતી અને દ્રૌપદીની સાથે રહેલી કુંતીએ ઊંચે સ્વરે પોતાના પુત્રોને પોકાર કરવા માંડ્યો. તે સાંભળી ધ્યાનથી વિધુર થઈ પાંડવો રોષવડે પોતપોતાનાં શસ્ત્રો લઈ, પ્રલયકાળના સમુદ્રની જેમ સિંહનાદથી ગર્જના કરતાં ચાલ્યા. અર્જુને આકાશમાં કરેલી અપાર બાણવૃષ્ટિથી શત્રુનું બધું સૈન્ય જાળમાં પૂરેલા પક્ષીની જેવું જણાવા લાગ્યું.

૧ લાક્ષાગૃહમાં તેના પિતાને મારી નાંખ્યો હતો તે પૂર્વવૈરથી.

પૂર્ણ રણરંગ ધરી ધર્મપુત્ર હાથમાં ખડ્ગ લઇને ઉંચી ફણા ધરનાર કૃષ્ણ સર્પની જેમ તેમાં પ્રકાશવા લાગ્યા. યુદ્ધકુશળ ભીમસેન કાંકરાની જેમ હાથીને અને ધાન્યના કણની જેમ શત્રુઓના સમૂહને ગદાવડે ખંડિત કરવા લાગ્યો. અસ્ખલિત બાણની શ્રેણિને વર્ષાવતા નકુલ અને સહદેવ સેનામાં વિચરતા દુશ્ચર થઇ પડ્યા. ક્ષણવારમાં અર્જુનના હાથના બાણોથી સર્વ સૈન્ય દીનતાપૂર્વક ચારે બાજુથી અત્યંત પરાભવ પામ્યું, અને સર્વ દિશાઓમાં તત્કાળ અદૃશ્ય થઈ ગયું. જે વખતે તે સર્વ સૈન્ય ક્ષણવાર જોયેલા દ્રવ્યની જેમ નષ્ટ થયું તે વખતે ધર્મરાજાને હોઠનું શોષણ કરે તેવી જલની તૃષા લાગી, અને તે કૃત્યાની જેમ અતિ પીડા કરવા લાગી. બીજા સર્વે પણ તૃષાતુર થયા; એટલે તેઓ જળને શોધવા લાગ્યા. આગળ જતાં કમલથી શોભતું એક સરોવર એકદમ તેમના જોવામાં આવ્યું. ઊંચા તરંગના અગ્ર ભાગ ઉપર રહેલા રાજહંસોવડે શોભિત તે સરોવરમાંથી સર્વેએ તૃષાતુર હોવાથી આદરપૂર્વક કંઠ સુધી જલ પીધું. જલનું પાન કર્યા પછી થોડીવાર થઇ ત્યાં તો તે :જળપાનથી જ, સંસારી જીવ જેમ મોહથી મૂર્છિત થાય તેમ તે સર્વે અકસ્માત્ મૂર્છિત થઇને પૃથ્વી ઉપર આળોટવા લાગ્યા. 'હા! વિધિનો ક્રમ કેવો છે!' એવામાં પોતાના પતિની શોધમાં ફરતી ફરતી દ્રૌપદી ત્યાં આવી ચડી. પતિઓને પૃથ્વી પર આમતેમ તરફડતા જોઈ દુઃખાર્ત્ત અને અચેતન થઇને તે દશે દિશાઓમાં જોવા લાગી.

તેટલામાં લતાજાળવડે બાંધ્યો છે કેશસમૂહ જેણે એવી અને વલ્કલ વસ્ત્રને ધારણ કરતી કોઇ પુરંધ્રી (ભિલ્લ સ્ત્રી) તેની આગળ આવી. તેની આગળ રહેલી દ્રૌપદી જેટલામાં તે સ્ત્રીને કાંઇક કહે છે તેવામાં પાડાના જેવા શ્યામ અંગવાળી, ધૂમ્રશ્રેણિની જેમ આકાશના અગ્રભાગમાં રહેલી, દાવાનળની જેવા કપિલ અને વિશીર્ણ કેશને મસ્તક પર ધારણ કરતી, તેની વચમાં કપાળને રાખતી, તીવ્ર લોચનવાળી એક હાથમાં કાપાળ અને ખડ્ગને ધારણ કરનારી, તેમજ અટ્ટહાસ કરતી અતિ ભયંકર કૃત્યા રાક્ષસી હાથમાં કૃત્તિને :રાખીને પ્રગટ થઈ. ત્યાં પાંડવોને આમતેમ આળોટતા જોઇ, પોતાનું કાર્ય કરવામાં ઉત્સાહવાળી થઇ તે મુખમાં જીભને હલાવતી તેમની આસપાસ ફરવા લાગી. તેના દર્શનથી કંપતી દ્રૌપદીએ ભિલ્લ સ્ત્રીને પોતાની વચમાં ઊભી રખી અને અકૃત્ય કરનારી કૃત્યાને તેણે કહ્યું; 'હે દેવિ! તારા આવવાના પવનથી આ ચર્મદેહી પ્રાણીઓ ભયથી તુરત મૂર્છા પામી ગયા છે; અને તેઓ ક્ષણ વારમાં પ્રાણને પણ છોડી દેશે એમ જણાય છે. ત્રણ જગતને વિષે દેવ, દૈત્ય અને મનુષ્યોમાં કોઇ એવો પુરુષ નથી કે જે ઇંદ્રના વજ્રની જેમ તારા ક્રોધને સહન કરી શકે. હે દેવિ! સ્વયમેવ જ મરેલા આ સર્વને મારવાનો વિચાર તું શા માટે કરે છે? તેઓને મારવાથી તારું કાંઇ પણ પરાક્રમ ગણાશે નહિ.' આ પ્રમાણે દ્રૌપદીએ ભક્તિસહિત યુક્તિવડે તેને સમજાવી. એટલે તે પોતાને કૃતકૃત્ય માનતી અને હાસ્ય કરતી કરતી કોઇ ઠેકાણે ચાલી ગઇ.

તેના ગયા પછી દ્રૌપદી પાસે આવી પાંડવોને જોવા લાગી એટલે તેમને મૃતપ્રાય

જાણી મૂર્ચ્છિત થઇ. અને પછી ભર્ત્તાર વિનાની સ્ત્રીની જેમ વારંવાર ઊંચે સ્વરે વિલાપ કરવા લાગી. ઊભેલી ભિલ્લની સ્ત્રીએ તેનાં આંસુ લૂંછીને કહ્યું; 'હે સુશીલા ! હે બાળા ! આ અરણ્યમાં વૃથા રુદન શા માટે કરે છે ? હે યજ્ઞજા ! આ સર્વે માયાથી મૂર્છા પામેલા છે, તેથી તેઓને મણિકાળા નદીના જલથી, શીલવડે અન્ય ગુણોની જેમ, પાછા સજીવન કર.' તે સાંભળી દ્રૌપદી ખુશી થઇ, અને પાસેની મણિકાળા નદીનું જલ લાવી, અમૃતની જેમ તેનું સિંચન કરીને તેઓને સજીવન કર્યા. અકસ્માત્ સૂઇને ઉઠ્યા હોય તેમ ઉઠીને પાંડવો આશ્ચર્ય પામી દ્રૌપદીનાં વચનથી ખરી હકીકત સાંભળી, ચિત્તમાં વિચાર કરવા લાગ્યા કે; 'અહિં સૈન્ય સાથે કયો રાજા આવ્યો ? દ્રૌપદીનું હરણ કોણે કર્યું ? વિષમય જલવાળું સરોવર કયાંથી ? આ પ્રિયા દ્રૌપદી ભિલ્લની સ્ત્રીના વચનથી અહિં સ્વયમેવ કયાંથી આવી ? વળી તેણે અમૃત જેવા મણિકાળા નદીના જલથી આપણને શી રીતે જીવાડ્યા ? અહા ! શું આ વિધિનો વિલાસ છે ? અરે ! શું આ તે ચિત્તનો વિભ્રમ હશે ? વા શું આવું દૈવનું ચેષ્ટિત હશે ? અથવા શું આશ્ચર્યકારી સ્વપ્નાનું વૃત્તાંત હશે ! આવી રીતે પાંડવો ચિંતવતા હતા, તેવામાં તેજથી પ્રકાશ કરતો કોઇ દેવ ત્યાં આવી શુદ્ધવાણીવડે તેમને કહેવા લાગ્યો; 'હે ધર્મકુમાર ! આ કાર્યથી તમે ચિત્તમાં કેમ આશ્ચર્ય પામો છો ? આ સર્વે કૃત્યાના કર્ત્તવ્યને ઠગનારી મારી કરેલી માયા હતી. તમે કરેલા અર્હંતનાં ધ્યાનથી સંતુષ્ટ થયેલો હું ઇંદ્રનો સેનાપતિ હરિણૈગમેષી દેવ છું અને મેં માયા કરીને તે કૃત્યાને ઠગી છે. હવે જ્યારે જરૂર પડે ત્યારે મને સંભારજો.' એમ કહી તેણે પાંડવોને કેટલાંક આભૂષણો આપ્યાં. પછી તેઓએ વિદાય કરેલો તે પરમર્દ્ધિક દેવ પોતાના સ્વર્ગમાં ગયો.

પૂર્વના વિશેષ પુણ્યથી, સર્વ દુઃખ અને ઉપાધિથી વિમુક્ત થયેલા પાંડવો સમાધિ સહિત વિશેષ રીતે ત્યારબાદ પ્રભુના ધ્યાનમાં તત્પર થયા. એક વખતે મધ્યાહ્ન કાળે રસોઇ તૈયાર થયેલી છે, તેવા અવસરે કોઈ માસખમણના તપસ્વી પવિત્ર શરીરવાળા મુનિ પારણાને માટે ત્યાં આવ્યા. સાક્ષાત્ સમતારસરૂપ તે મુનિને જોઇ પાંડવોએ હર્ષના ઉત્કર્ષથી અશ્રુજલવડે પૃથ્વીને સિંચન કરવાપૂર્વક તેમને નમસ્કાર કર્યો. પછી રોમાંચ કંચુકને ધારણ કરતા, પાપરૂપ શત્રુને ભેદવાને ઉદ્યત થયેલા અને હર્ષથી પોતાને ભાગ્યશાળી માનતા તેઓએ ભક્તિથી તે મુનિને દાન આપ્યું. તે વખતે આકાશમાં દુંદુભિ વાગી, સુવર્ણની વૃષ્ટિ થઈ, વસ્ત્રોનો ઉત્ક્ષેપ થયો અને સફલ એવો જય શબ્દ થયો. પછી શાસનદેવીએ આકાશમાં રહીને કહ્યું કે, 'હે વત્સો ! હું શાસનદેવી છું અને તમારા દાનનાં માહાત્મ્યથી સંતુષ્ટ થયેલી છું. તમે દુઃસહપણે વનમાં બાર વર્ષ ઉલ્લંઘન કર્યાં છે, હવે તેરમું વર્ષ વેષનો પરાવર્ત્ત કરી મત્સ્ય દેશમાં રહીને નિર્ગમન કરો.' એમ કહી શાસનદેવી અંતર્હિત થયા. પછી પાંડવો પોતાની કરેલી પ્રતિજ્ઞાનો નિર્વાહ કરવાને માટે એકઠા થઇ શાસનદેવીના વચન સંબંધી વિચાર કરવા લાગ્યા

તે અવસરે ધર્મરાજ બોલ્યા; 'હું માનની સિદ્ધિના કારણરૂપ કંક નામે બ્રાહ્મણ

વેષ લઇ વિરાટરાજાનાં ઘેર રહીશ.' ભીમે કહ્યું, 'હું વલ્લવ નામે રાજાનો રસોઇઓ થઇને રહીશ.' અર્જુન બોલ્યો, 'હું બૃહન્નટ નામે નાટ્યકળાનો શિક્ષક થઇને રહીશ.' નકુલે કહ્યું, 'હું ગાંધિક નામે અશ્વપાળ થઇશ.' સહદેવ બોલ્યો; 'હું તંત્રપાળ નામે ગોપાળ થઇને રહીશ.' દ્રૌપદી બોલી, 'હું સૈરંધ્રી નામે રાજાની પત્નીની અનુચરી થઇશ; કારણ કે, તે કામ મારે સુખદાયક અને ઘટતું છે.' પરસ્પર આવો વિચાર કરી પોત–પોતાના ધારેલા વેષને ધારણ કરીને તેઓ લોકોથી અજ્ઞાતપણે અનુક્રમે વિરાટદેશમાં આવ્યા. નગરના નજીક ભાગમાં સ્મશાનની અંદર શમીવૃક્ષની ઉપર પાંડવોએ પોતાના ધનુષાદિ શસ્ત્રો શબની જેમ ઢાંકેલા સ્થાપન કર્યાં. સભામાં આવતાં તેમને વિરાટરાજાએ તેમના ઇચ્છિત કામ ઉપર નીમી દીધા. ત્યાં સન્માનપૂર્વક તેઓ ગુપ્તવૃત્તિએ સુખે રહેવા લાગ્યા. કુંતીને કોઇનાં ઘરમાં ગુપ્ત રાખ્યાં. ત્યાં પ્રાતઃકાલે ઉઠીને સર્વે તેમને નમવા આવતા હતા. અને તેમની શિખામણ પ્રમાણે વર્તતા હતા. અન્યદા રસોઇના કામ પર રહેલા ભીમે રણભૂમિમાં મલ્લ સુભટોને મારી નાંખ્યા, તેથી તે રાજા પાસે વિશેષ માન પામ્યો. વિરાટરાજાની રાણી સુદેષ્ણાને એકસો ને છ ભાઇઓ હતા, જેઓ રાજાના સાળા થતા હતા. તેઓમાં કીચક નામે મુખ્ય હતો. તે કીચકે એક વાર પોતાની બેન સુદેષ્ણાના ગૃહમાં રૂપલાવણ્યની મર્યાદારૂપ તે દ્રૌપદીને જોઇ, તેથી મોહ પામી ગયો. અને રોમાંચના બ્હાનાથી પ્રત્યેક અંગે તે કામદેવના બાણને વહન કરવા લાગ્યો. પછી આદરથી મસ્તક ધુણાવતો તે પોતાનાં ઘેર ગયો. એક સમયે તે કીચક કામદેવના ઉપચાર કરવામાં ચતુર એવી વાણીથી દ્રૌપદીની પ્રાર્થના કરતાં તેનાથી મોટા ધિક્કારને પ્રાપ્ત થયો. કામદેવના સ્ફુરાયમાન બાણોથી સર્વ અંગ વ્યગ્ર થતાં અચેતન થઇ ગયેલા કીચકે દ્રૌપદી સંબંધી સર્વ અભિલાષ પોતાની બ્હેન સુદેષ્ણાને જણાવ્યો. દુઃસાધ્ય વ્યાધિમાં મગ્ન થયેલા કીચકને સુદેષ્ણાએ કહ્યું કે, 'હું કોઇ બ્હાનું કરી સૈરંધ્રીને તારા આવાસમાં મોકલીશ એટલે ત્યાં તું તેની પ્રાર્થના કરજે.' એવી રીતે સુદેષ્ણાએ આશ્વાસન કરેલો મૂઢ કીચક તે વખતે કામદેવના તાપથી ભરપૂર થઈ ઘેર જઇને કમલશય્યાને શોષણ કરતો તેમાં સૂતો.

તે સમયે તેના સંગથી બાંધવને જીવાડવાને ઇચ્છતી સુદેષ્ણાએ કોઇ બ્હાનું કાઢીને બળાત્કારે દ્રૌપદીને કીચકનાં ઘેર મોકલી. પૃથ્વી પર લોચન રાખીને પોતાને ઘેર આવતી તેને જોઈ કીચક ઉત્કંઠિતપણે તત્કાળ ઊભો થઈ પહોળા હાથ કરીને બોલ્યો; 'હે કાતરાક્ષિ! અહિં આવ, અહિં આવ, હે ગેહિની! મને આલિંગન આપ. હે પ્રિયા! કામદેવથી પીડિત એવા મને પ્રસન્ન કર.' આવાં તેનાં શ્રુતિકટુ વચન સાંભળી દ્રૌપદી બોલી; 'રે મૂઢ! મારા વિષે એવું પાપી વચન તું બોલ નહિં. હે અધમ! મારા પાંચ પતિઓ ગુપ્ત રીતે રહ્યા છે; તેઓ અન્યાયને કરવાવાળા એવા તને નિશ્ચયથી પંચત્વ–મૃત્યુને પમાડી દેશે, તેનો મનમાં વિચાર કર.' આવી રીતે કહેતી દ્રૌપદીને તે મલિન

ચરિત્રવાળા કીચકે કેશમાંથી પકડી અને આર્ત્તપોકાર કરતી બાળાની ઉપર તેણે ચરણના પ્રહાર કર્યા. કસાઈના ઘરમાંથી મેંઢી છૂટે તેમ તેની પાસેથી માંડ માંડ છૂટીને ધૂળથી લીંપાયેલા શરીરવાળી પાંચાલી તત્કાળ મત્સ્યરાજાની સભામાં આવી.

ત્યાં ધર્મરાજાને જોઇને છૂટા કેશવાળી એ કૃશોદરી ગુપ્તપતિના નામાક્ષરો યુક્ત આ પ્રમાણે વિલાપ કરવા લાગી; 'હે રાજા ! જેઓ યુદ્ધમાં સ્થિર, (યુધિષ્ઠિર) જેઓ ભીમ–ભયંકર (ભીમસેન), જેઓ જયના ચિન્હવાળા (અર્જુન) અને જેઓ ભુજાધારી (નકુલ અને સહદેવ) છે, તેઓ છતાં પણ કીચકે મારી કદર્થના કરી.' આવો વિલાપ કરતી દ્રૌપદીને કંકમુનિ થયેલા ધર્મરાજે કૂટ અને રોષના અક્ષરોથી કહ્યું; 'હે સ્ત્રી ! જો તારા પતિ કોઈ ઠેકાણે ગુપ્ત હશે અથવા તેમાં કોઈ ભીમ (ભયંકર) હશે તો તે તારું રક્ષણ કરશે. હે કુશોદરા ! અહિં વિઘ્ન કર નહિ. રાજમહેલમાં જા.' તે સાંભળી દ્રૌપદી ચાલી ગઇ. રાત્રિએ દ્રૌપદીએ સર્વ વૃત્તાંત ભીમને પણ કહ્યો. એટલે ભીમે મધુર વચને આશ્વાસન આપીને કહ્યું કે; 'દુર્યોધનનો અપરાધ જે અમે સહન કર્યો છે, તે ધર્મપુત્રની સત્યતાને માટે, પણ આ કીચકનો અપરાધ અમારે સહન કરવો યુકત નથી; માટે તમે તેને સ્નેહના કૂટવચનથી સંગમના બ્હાને રંગમંડપમાં બોલાવો, પછી આજ રાત્રે ત્યાં જ તમારા દ્વેષીને હું હણી નાંખીશ.' આવી રીતે કહી ભીમસેને તેને આશ્વાસન આપ્યું. પછી દ્રૌપદીને ત્યાંથી જતાં માર્ગમાં કીચક મળ્યો. એટલે તેણે કૂટસ્નેહનાં વચનો કહીને રાત્રે રંગમંડપમાં આવવાનું કહ્યું. એ અક્ષરો સાંભળી હર્ષ પામેલો તે મૂર્ખ રાત્રિના પહેલાં જ પહોરમાં 'હે પ્રિયા ! તું કયાં છે ? તું કયાં છે ?' એમ પોકાર કરતો મંડપમાં આવ્યો. ત્યાં ભીમ દ્રૌપદીનો વેષ ધરીને બેઠો હતો, તેનો કીચકે સ્પર્શ કર્યો. એટલે તત્કાલ કોઇ ન જાણે તેમ ભીમે તેને યુદ્ધમાં મારી નાંખ્યો. અને પાછો વેગથી રસોડામાં જતો રહ્યો. પ્રાતઃકાલે કોઇ ન જાણે તેવી રીતે મૃત્યુ પામેલા કીચકને જોઇ તેના ભાઇઓ તેને શિબિકામાં બેસારીને અગ્નિસંસ્કાર કરવા ચાલ્યા. ત્યાં આગળ સૈરંધ્રીને જોઇને આ સ્ત્રીને કારણે જ આપણા બંધુનો વધ થયો, તેમ બોલતા તેઓ દ્રૌપદીને કેશવડે પકડી ખેંચીને લઈ ચાલ્યા અને તેને ચિતાગ્નિમાં નાખવા તૈયાર થયા. રુદન કરતી અને મનમાં પતિનું સ્મરણ કરતી દ્રૌપદીને તેઓ પોતાની મૂર્ત્તિમાન લક્ષ્મીની જેમ પકડીને ચિતાની પાસે લાવ્યા. તે સમયે બકદૈત્યનો દ્વેષી બળવાન્ ભીમસેન અકસ્માત્ ત્યાં આવી વૃક્ષોને ઉખેડી તેનાવડે કીચકના બંધુઓને કૂટી કૂટીને આક્ષેપપૂર્વક અગ્નિમાં નાંખવા લાગ્યો. સર્વ કીચકોની અગ્નિમાં આહુતિ આપી પોતાની શાંતિ લક્ષ્મી હોય તેવી દ્રૌપદીને તેણે દુઃખરહિત કરી દીધી. કીચકોને કોઇ ગંધર્વોએ મારી નાખ્યા એવું જાણી વિરાટરાજા, બંધુઓના શોકથી વિહ્વલ એવી સુદેષ્ણાને પૂર્વની પેઠે સ્નેહથી આનંદવાળી કરીને કહેવા લાગ્યો, 'હે સુલોચના ! કેટલાક દિવસને માટે તું આમ વ્યથિત બનીને મને દુઃખી ન કર ! કોપ છોડીને હમણાં તો એ સૈરંધ્રીનું તું સન્માન કર,

જ્યારે સમય આવશે ત્યારે તેના ગુપ્ત રહેલા ગંધર્વપતિઓ એ રૂપવંતી પોતાની સ્ત્રીને લઇ જશે.' આવી રીતે પતિના સમજાવવાથી સુદેષ્ણા સ્વસ્થ થઇ.

હવે અહિં દુર્યોધનની આજ્ઞાથી કેટલાક હેરિકો-ગુપ્તચરોએ ઘણા દેશોમાં ફરીને પાંડવોને શોધ્યા પણ જ્યારે તેઓને ક્યાંય પણ જોયા નહિં ત્યારે પાછા આવી તેઓ દુર્યોધનને કહેવા લાગ્યા કે, 'હે રાજા! તમારા ભયરૂપ સમુદ્રમાં કાચબાની જેમ પાંડવો રહેલા છતાં ન રહ્યા હોય તેમ કોઇ ઠેકાણે અમારા જોવામાં આવ્યા નહિ.' તે સાંભળી દુર્યોધને ભીષ્મ, અને વિદુરના મુખ સામું જોયું. તેનો ભાવ જાણી લઈ ગંગાપુત્ર-ભીષ્મ બોલ્યા, 'અર્હંતના વિહારની જેમ જે દેશમાં સાત ઇતિઓ (ઉપદ્રવો) ભય, અને રોગનો સંભવ ન હોય, ત્યાં પાંડવો રહેલા છે' એમ સમજી લેવું. ત્યારે દૂતો બોલ્યા, 'સર્વ દેશોમાં જોતાં આધિવ્યાધિએ વર્જિત અને ધન-ધાન્યવડે સ્વર્ગના ખંડ જેવો તો અત્યારે મત્સ્યદેશ શોભે છે.' એટલે દુર્યોધન બોલ્યો, 'શલ્યની જેમ પ્રૌઢ પીડા કરનારા એ ગુપ્ત રહેલા પાંડવોને કેવી રીતે જાણી લેવા?' તે વખતે સુશર્મા રાજા દુર્યોધનને નમસ્કાર કરીને બોલ્યો કે, 'પાંડવો જરૂર મત્સ્યદેશમાં જ વિચરતા હશે, તેથી જો આપણે ત્યાં જઇને મત્સ્યરાજાનાં નગરમાંથી ગાયોનું હરણ કરીશું, તો પાંડવો અકાળે પણ પ્રત્યક્ષ થશે. એક તરફ મત્સ્યદેશનો રાજા કે જે આપણો પ્રથમથી શત્રુ છે, તેનો નિગ્રહ થશે અને બીજી તરફ ગોહરણ કરવાથી પ્રત્યક્ષ થયેલા પાંડવોને પણ હણી શકાશે.' સુશર્માનો આ વિચાર સાંભળી કર્ણ પ્રમુખ વીરોએ ઉશ્કેરેલો દુર્યોધન ગોહરણના આશયથી મોટું સૈન્ય લઇને મત્સ્યદેશ પ્રત્યે ચાલ્યો. અનુક્રમે મત્સ્યદેશમાં આવી વિરાટ નગરની સમીપેજ તે રહ્યો. પછી દુર્યોધનની આજ્ઞાથી પ્રથમ નિર્ભય એવા ત્રિગર્ત્તપતિએ વિરાટનગરના પ્રદેશમાં દક્ષિણ દિશામાં છોડેલી ગાયોને ભય વિનાના પોતાના સૈન્યથી હરી લીધી. તત્કાલ કલકલ શબ્દોથી મુખને વ્યાકુલ કરતો ગોપાલ શીઘ્રપણે વિરાટરાજાની સભામાં આવી વિરાટરાજાને નમ્યો. અને બોલ્યો કે; 'હે રાજેંદ્ર! પ્રથમ રણભૂમિમાં કીચકે જેનો ભંગ કર્યો હતો, તે સુશર્મા રાજાએ પોતે જ આવીને તમારા નગરની આસપાસ ચરતી ગાયોને હરી લીધી છે.' તે સાંભળતાં જ ક્રોધવડે ઉદ્ધત એવો વિરાટરાજા ધનુષ્યના ટંકારથી જગતને બધિર કરતો સૈન્ય લઇને શત્રુઓની પાછળ દોડ્યો. સૂર્ય, શંખ અને મંદિરાશ્વ ઈત્યાદિ પોતાના શ્રેષ્ઠ પુત્રોની સાથે યોદ્ધાઓનું વૃંદ તૈયાર કરી આવેલા તેણે શત્રુઓને ચાર બાજુયેથી ઘેરી લીધા. પરસ્પર અમર્શ ધરીને રણમાં તાંડવ કરતાં તે વીરોના શત્રુ-ઘાતક બાણોથી આકાશ છવાઇ રહ્યું. તે વખતે અંધકારનો સૂર્ય નાશ કરે તેમ વિરાટ-પતિએ ક્ષણવારમાં હજારો શત્રુઓનો નાશ કર્યો. એટલામાં સૂર્ય પણ અસ્ત પામી ગયો. તે વખતે પોતાના અનેક સુભટોના સંહારથી ક્રોધ પામેલો સુશર્મા રાજા ધનુષ્યનો ધ્વનિ કરવાપૂર્વક મત્સ્યપતિ ઉપર દોડ્યો. જ્યારે ત્રિગર્ત્તદેશના સ્વામી સુશર્માએ ક્રોધથી શસ્ત્રોનો

વર્ષાદ વર્ષાવવા માંડ્યો, ત્યારે વિરાટરાજાનું સર્વ સૈન્ય ત્રાસ પામ્યું. માત્ર એક વિરાટરાજા જ સ્થિર રહ્યો. સુશર્માએ ઉદ્દંડ બાણોનો સમૂહ મૂકતાં રણસાગરમાં મત્સ્યરાજા મત્સ્યની જેમ વિધુર થઇ ગયો. ક્ષણવારમાં શસ્ત્ર અને રથવગરના થઇ ગયેલા વિરાટરાજાને બાંધી રથમાં નાખીને સુશર્મા સૈન્યસહિત પાછો વળ્યો. તે ખબર સાંભળી ઉન્મત્ત થયેલા યુધિષ્ઠિર, ભીમ, નકુલ અને સહદેવ ક્રોધ પામી તેની પાછળ જઇ સુશર્માની સેનાને અત્યંત ઉપદ્રવ કરવા લાગ્યા. તે વખતે 'હું તમારો દાસ છું અને તમને ઐશ્વર્ય આપીશ,' એમ બોલતા ત્રિગર્ત્તપતિ સુશર્માને ભીમે બાંધી લીધો અને ક્ષણવારમાં વિરાટપતિને છૂટો કર્યો. તે વખતે હર્ષ પામેલો વિરાટરાજા ધર્મપુત્રે કહેલું પાંડવોનું આખ્યાન સાંભળવા તત્પર થઇ ઉત્સવપૂર્વક ત્યાં જ રાત્રિ રહ્યો.

બીજે દિવસે વિરાટનગરની ઉત્તર દિશામાં રહેલી ગાયોને અવિચારી દુર્યોધને હરી લીધી. તે ખબર ગોપાળે સત્વર આવી અંતઃપુરમાં રહેલા વિરાટપતિના પુત્ર ઉત્તરકુમારને કહ્યા. તે સાંભળીને રોષથી ઉલ્લસિત વીર્યવાળા ઉત્તરકુમારે માતાઓની પાસે આવીને કહ્યું કે; 'મારે યુદ્ધ કરવા જવું છે, પણ મારી પાસે કોઈ સારો સારથિ નથી; નહિં તો હું એકલો જ કોપથી પવનની જેમ ઉલ્લાસવાળો કૌરવશત્રુના સૈન્યરૂપ વૃક્ષોની શ્રેણીને ઉન્મૂલન કરી નાંખું.' તેના ઉગ્ર પરાક્રમવાળાં વચન સાંભળી દ્રૌપદીને અંતરમાં મત્સર થયો; તેથી તે તત્કાલ બોલી; 'હે રાજકુમાર! તમારી બેનના કલાચાર્ય જે બૃહન્નડ નામે છે, તે વીરજનને મર્દન કરે તેવા અર્જુનના સારથિ છે, તો ઇચ્છાનુસાર વર્તનાર તે પુરુષ તમારા પણ સારથિ થશે.' તે સાંભળી ઉત્તરકુમારે પોતાની નાની બેનને મોકલી બૃહન્નડને બોલાવ્યો. તેણે ઉત્તરકુમારના બહુ આગ્રહથી સારથિપણું કરવાને સ્વીકાર્યું. યુવતિજનને હાસ્ય કરાવવા પ્રથમ અર્જુને અવળું બખ્તર પહેર્યું, પછી રથમાં બેઠો. અર્જુને હાંકેલા અશ્વોના વેગથી તત્કાલ ઉત્તરકુમાર ગાજતા મોટા હાથીઓથી ઉન્નત એવી કૌરવસેના પાસે આવી પહોંચ્યો. ભીષ્મ, કૃપાચાર્ય, કર્ણ અને દુર્યોધન ઇત્યાદિથી ગર્વિત એવું સૈન્ય જોઈ કંપાયમાન થતા ઉત્તરકુમારે અર્જુનને કહ્યું; 'રે બૃહન્નડ! સૂર્યના તેજવડે ચળકતાં શસ્ત્રોને ધારણ કરનારું અને સર્વ ઠેકાણે પ્રસરી ગયેલું આ સૈન્ય હું જોઇ શકતો નથી.' અર્જુને હાસ્ય કરીને કહ્યું કે; 'હે કુમાર! તમે ક્ષત્રિય કુલમાં ઉત્પન્ન થયા છો, પ્રથમ પરાક્રમની વાત કરી છે તો હવે પાછા જઇને સ્ત્રીવર્ગની આગળ શું કહેશો? રણ કરવામાં સ્નેહ ધરતાં ક્ષત્રિયોનું જીવિત શત્રુઓનો નિગ્રહ થાય તો રાજ્યના લાભને માટે થાય છે અને મરણ થાય તો કીર્ત્તિના લાભને માટે થાય છે.' ભયાતુર થયેલો ઉત્તરકુમાર બોલ્યો; 'મૃત્યુ પામ્યા પછી કદલીના જેવું નિઃસાર કીર્ત્તિફલ મારે જોઇતું નથી.' એમ કહી વિરાટપતિનો કુમાર રથ ઉપરથી પડતું મૂકીને ભાગવા લાગ્યો. તેની પાછળ અર્જુને પણ રથ ઉપરથી ઉતરી પડી તેને પકડી પાડીને કહેવા માંડ્યું; 'રે કુમાર! ધીરો થા, હું અર્જુન છું, તું મારો સારથિ થા. જેથી હું શત્રુઓને

જીતીને તેની કીર્તિ તને અપાવીશ; માટે નિર્ભય થઇ ફળની શંકા કર્યા વિના પેલા શમીવૃક્ષ ઉપર શંબાકારે આચ્છાદિત કરેલા અક્ષય મારાં ધનુષ્ય અને ભાથા અહિં લઇ આવ.' એવી રીતે પોતાનું અને બંધુઓનું સ્વરૂપ કહીને ધનંજય અસ્ત્રો લઇ, તે ઉત્તરકુમારને સારથિ કરી રથમાં બેસીને શત્રુઓની સન્મુખ ચાલ્યો.

અહિં ભીષ્મે ભયંકર શંખધ્વનિથી અર્જુનને ઓળખી દુર્યોધનને કહ્યું કે, 'આ સ્ત્રીનો વેષ ધારણ કરનાર અર્જુન છે. આજે યોગ્ય સમયે પ્રાપ્ત થયેલા તને તે જરૂર મારશે, માટે ત્રણ જગતને હર્ષ કરવા માટે હમણાં તેની સાથે સંધિ કર; નહિં તો સૈન્યના ચોથા ભાગથી રક્ષિત થઇ ગાયોના સમૂહ સાથે તું ગુપ્તપણે ચાલ્યો જા. 'રાજાનું રક્ષણ કરવું જોઇએ' એવી નીતિ હોવાથી અમે તારા આંતરામાં રહીશું.' ભીષ્મપિતામહનો એવો વિચાર સાંભળી ભીરુ દુર્યોધને સૈન્યના ચોથા ભાગ સાથે ગાયોને લઇને સત્વર ત્યાંથી પલાયન કરવા માંડયું. તે જોઈ અર્જુને ઉત્તરકુમારને કહ્યું; 'જૂવો કુમાર! આ દુર્યોધન મારા ભયથી નાશી જાય છે, માટે તેની પાછળ ઘોડાને હાંકો.' તત્કાલ ઉત્તરકુમારે પ્રેરેલો રથ સૂર્યના રથની જેમ વેગથી અર્જુનની ધ્વજારૂપી વાનરના હોકારાથી જાણે દીન થઇ ગયું ન હોય તેવા દુર્યોધનના સૈન્યની પાસે આવી પહોંચ્યો. પછી અર્જુને પોતાનો શંખ એવો ફૂંક્યો કે, તેના નાદથી મોહિત થયેલી ગાયો ઊંચાં પૂંછડાં લઇને સ્વયમેવ વિરાટનગર તરફ પાછી વળી. પછી અર્જુને દુર્યોધનને કહ્યું; 'રે અધમ! પ્રથમ ગાયોનું હરણ કરીને અને પછી નાશી જઇને તેં તારા વંશને કલંક આપ્યું છે; પણ શત્રુ મળ્યા પછી હવે તું શું જઇ શકીશ? માટે ઊભો રહે અને ધનુષ્યને સાંધ.' એમ કહી અર્જુને ધનુષ્ય ચડાવ્યું. અર્જુનના બાણોની વૃષ્ટિથી આકાશસાગર પૂરાઇ જતાં શત્રુઓરૂપી ગ્રાહ, મત્સ્ય, અને કાચબાઓનો સમૂહ કાંઇ પણ જોવામાં આવ્યો નહીં. પછી ક્રોડો સુભટોનો ક્ષય થતો જોઇને દયા આવવાથી અર્જુને સ્વપ્નદશા પમાડવાને સંમોહનાસ્ત્ર છોડયું. તે વખતે દુર્યોધનની ચતુરંગસેના ચતુર્વિધ નાયિકાની જેમ અર્જુનરૂપી કામદેવના બાણના સંગથી ભર્ત્તાસહિત મોહ પામી ગઇ. ભીષ્મવ્રતવાળા એક ભીષ્મ વિના જ્યારે સર્વે નિદ્રા પામી ગયા, ત્યારે ઉત્તરકુમારનું વચન સંભારીને અર્જુને ઉત્તરકુમારને કહ્યું; 'હે કુમાર! દુર્યોધનનાં નીલ વસ્ત્રો, કર્ણનાં પીળાં વસ્ત્રો અને બીજાઓનાં વિવિધ વર્ણવાળાં જે વસ્ત્રો છે તે વેગથી ઉતારી લઇને અહિં આવ.' તેણે તત્કાળ તેમ કર્યું, એટલે પછી બાણવડે ભીષ્મના ઘોડાને મારીને અર્જુન નગરમાં આવ્યો અને શત્રુનું સૈન્ય ઉપદ્રવિત થઈ નાસી ગયું.

અહિં વિરાટરાજા વિજય મેળવીને હર્ષ ધરતા નગરમાં આવ્યા. તે વખતે તેમણે જાણ્યું કે; 'ઉત્તરકુમાર શત્રુઓની પાછળ ગયો છે.' તેથી જરા મનમાં કચવાવા લાગ્યા. પછી પુત્રની પાછળ જવાની ઇચ્છા કરીને જેવામાં સૈન્યને તૈયાર કરતા હતા, તેવામાં દૂતોએ આવીને હર્ષથી ઉત્તરકુમારના વિજયના ખબર આપ્યા. રાજાએ હર્ષથી નગરમાં

ઉત્સવ કરાવ્યો અને પોતે આનંદથી રાજસભામાં કંકમુનિની સાથે સોગઠાબાજી રમવા લાગ્યા. રાજાએ પુત્રના વિજયની પ્રશંસા કરવા માંડી એટલે કંકમુનિએ રાજાને કહ્યું; 'જેનો સારથિ બૃહન્નડ થયો છે, એવા કુમારને વિજય કેમ સુલભ ન હોય ?' અહીંયાં નગરમાં આવતાં જ અર્જુન રથમાંથી ઉતરી પોતાનાં સ્થાનકે ગયો. અને ઉત્તરકુમાર સભામાં આવી રાજાને નમીને બેઠો. કુમાર બોલ્યો; 'હે પિતાશ્રી ! જેનાથી મેં વિજય મેળવ્યો છે, તે આજથી ત્રીજે દિવસે બંધુઓ સહિત સ્વયમેવ પ્રગટ થશે.'

ત્રીજે દિવસ આવ્યો એટલે યુધિષ્ઠિરે શુદ્ધ વસ્ત્ર પહેરી અર્હંતની પૂજા કરી ક્ષુદ્ર દેવતાને બલિદાન આપ્યું. પછી ચારે ભાઈઓએ પોત-પોતાનું સ્વરૂપ ધારણ કરી હર્ષથી આવીને સિંહાસન પર બેઠેલા ધર્મપુત્રને નમસ્કાર કર્યો. વિરાટરાજાએ પણ ત્યાં આવીને પ્રણામ કર્યો. અને 'આ રાજ્ય, આ સંપત્તિ, અને બીજું જે કાંઇ અહીં છે, તે સર્વ તમારુંજ છે' એમ કહી વિરાટરાજાએ વિજ્ઞપ્તિ કરી, એટલે ધર્મરાજા કેટલાક દિવસ સુખે ત્યાં રહ્યા. એકદા વિરાટરાજાએ પોતાની પુત્રી ઉત્તરા અર્જુનના પુત્ર અભિમન્યુને યોગ્ય છે, એવું ધર્મપુત્રને જણાવ્યું. તેથી ધર્મપુત્રે દૂત મોકલીને દ્વારિકામાં રહેલા અભિમન્યુને બોલાવ્યો. પોતાના ભાણેજને લઇ કૃષ્ણ પણ ત્યાં આવ્યા. પછી મત્સ્યદેશના વિરાટરાજાને અને પાંડવોને હર્ષ આપતા એવા કૃષ્ણે શુભ દિવસે આનંદપૂર્વક અભિમન્યુ અને ઉત્તરાનો વિવાહ મહોત્સવ કર્યો. અન્યદા વિરાટની આજ્ઞા મેળવીને હર્ષિત થયેલા કૃષ્ણ પોતાની ફૂઈને અને પાંડવોને દ્વારિકામાં લઈ ગયા. ત્યાં બાકીના ચાર[1] પાંડવો તેનાં માત-પિતાએ હર્ષથી આપેલી ચાર યાદવોની કન્યાઓને પરણ્યા.

એક વખતે રૂકિમણીએ સ્વપ્નમાં શ્વેત વાદલની ઉપર રહેલા વિમાનમાં પોતે બેઠેલી હોય તેમ જોઇ કૃષ્ણને કહ્યું. કૃષ્ણે કહ્યું; 'તમારે પુત્ર થશે.' તે સાંભળી કોઇ દાસીએ તે ખબર સત્યભામાને આપ્યા. એટલે સત્યભામા કૃષ્ણની પાસે આવી કહેવા લાગી. 'મેં સ્વપ્નમાં એક મોટો હાથી જોયો છે.' તેની ચેષ્ટા ઉપરથી તેનું વચન ખોટું જાણી કૃષ્ણે કહ્યું; 'તું ખોટો ખેદ કર નહિ.' સત્યભામા બોલી; 'જો આ ખોટું હોય તો, જેનો પુત્ર પ્રથમ પરણે તેને બીજીએ પોતાના કેશ આપવા.' તેના સાક્ષી અને જામીન લઇ બંને સ્ત્રીઓ સ્વસ્થાનકે ગઇ. દૈવયોગે બંનેએ ઉત્તમ ગર્ભ ધારણ કર્યો. પ્રદ્યોતકારક હોવાને લીધે રૂકિમણીનો પુત્ર પ્રદ્યુમ્ન નામે થયો અને સત્યભામાને ભાનુ નામે પુત્ર થયો. બંને પરસ્પર સ્પર્ધા કરવા લાગી. પૂર્વના વૈરથી ધૂમકેતુ નામનો કોઇ દેવ રૂકિમણીનો વેષ લઇ કૃષ્ણ પાસે આવી પ્રદ્યુમ્નને લઇને વૈતાઢયગિરિ પર ચાલ્યો ગયો. ત્યાં એક ટંકશિલા ઉપર તેને મૂકી તે દેવ અંતર્ધાન થઇ ગયો. તેવામાં કાલસંવર નામનો કોઇ ખેચર ત્યાંથી નીકળ્યો. તે બાલકને લઇને પોતાના નગરમાં આવ્યો. તેણે કનકમાલા નામની પોતાની પત્નીને પુત્રપણે અર્પણ કર્યો. અને 'આજે મારે પુત્ર થયો' એવી નગરમાં આઘોષણા

૧ અર્જુન પ્રથમ સુભદ્રાને પરણ્યા હતા તેથી તેના સિવાય બીજા ચાર.

કરાવી. ત્યાં પુત્રવત્ પ્રીતિથી લાલન પામતો તે કુમાર મોટો થયો, સુવર્ણના જેવી કાંતિવાલા તે પુત્રનું ત્યાં પણ પ્રદ્યુમ્ન એવું નામ પડયું. તે પુત્રના વિયોગથી કૃષ્ણને દુઃખી થયેલા જાણી અરિહંત ભગવાન સીમંધર સ્વામીને પૂછી નારદે તુરત ત્યાં આવી પુત્રનો વૃત્તાંત કહીને તેમને ખુશી કર્યા. 'રૂક્મિણીએ પૂર્વભવે એક મયૂરીનાં ઇંડાને લઇ કેશરીયા હાથવડે રંગીને મયૂરીની પાસે મૂકી તેને ભ્રમથી છેતરી હતી, તેથી આ ભવમાં તેને પુત્રનો વિયોગ થયેલો છે.' આ પ્રમાણે ભગવંતનું કહેલ વૃત્તાંત નારદ પાસેથી સાંભળ્યું. અને નારદ પ્રત્યક્ષ તેને (પ્રદ્યુમ્નને) જોઇ આવ્યાનું કહીને પછી પોતાનાં સ્થાનકે ગયા. તે પ્રસંગે 'સોળ વર્ષ પછી તારે પુત્રની સાથે મેળાપ થશે' એવું આર્હત્ વચન સાંભળી રૂક્મિણી સ્વસ્થ થઇને રહેવા લાગી.

અહિં કાલસંવર ખેચરને ઘેર પ્રદ્યુમ્ન સર્વ શસ્ત્ર તથા અસ્ત્રોમાં કુશળ, તેમજ પરાક્રમી થયો અને યૌવન પામતાં યુવતીઓના ચિત્તમાં પ્રદ્યુમ્ન–કામદેવ જેવો દેખાવા લાગ્યો. સુંદર યૌવનવયવાળા તે પ્રદ્યુમ્નને જોઇ તેની રક્ષક માતા કનકમાલા આદર સહિત કામપીડિત થવા લાગી. "સ્ત્રીઓના અવિચારીપણાને ધિક્કાર છે." તેની સાથે ભોગ કર્યા વગર પોતાનાં જન્મ અને તારુણ્યને વ્યર્થ માનતી કનકમાલા એકદા સવિકારી વચનોવડે તેને કહેવા લાગી; 'હે મહાભાગ! મારું શરીર કામદેવરૂપ દાવાનલથી તપી ગયેલું છે, તેને તમારા શરીરના સ્પર્શરૂપ અમૃતથી સત્વર શાંત કરો.' તેણીનાં આવાં વચન સાંભળી કૃષ્ણકુમાર મનમાં અત્યંત દુભાણો. તેણે કનકમાલાને કહ્યું; 'આ પાપી વચનને ધિક્કાર છે. જેથી તું માતા છે અને હું તારો પુત્ર છું' તે બોલી, 'હું તારી માતા નથી, તને તો કાલસંવર ખેચર કોઈ ઠેકાણેથી લાવ્યા છે. મેં તો માત્ર તને મોટો કરેલો છે; માટે મારી સાથે ભોગ ભોગવ અને વિશ્વનો વિજય કરવાને સમર્થ એવી ગૌરી અને પ્રજ્ઞપ્તિ નામે વિદ્યા મારી પાસેથી ગ્રહણ કર. તું દયાળુ થઇને મારા વચનને વ્યર્થ કરીશ નહિ.' હું 'અકૃત્ય કરીશ નહિં' એવો મનમાં નિશ્ચય કરીને કૃષ્ણકુમારે કહ્યું; 'મને વિદ્યા આપ, પછી તારું વચન માનીશ.' પછી તેણે વિદ્યા લઇને સાધી. પછી તેણીએ ક્રીડા કરવાની પ્રાર્થના કરી, એટલે 'તું મારી માતા અને ગુરુ છે.' એમ કહી પ્રદ્યુમ્ન નગરની બહાર ચાલ્યો ગયો, કનકમાળાએ નખથી શરીરને ઉઝરડી પોકાર કરવા માંડ્યો. તે સાંભળી 'આ શું?' એમ પૂછતાં તેના પુત્રો આવી પહોંચ્યા. પોતાની માતાનો પ્રદ્યુમ્નથી પરાભવ થયેલો જાણી કોપ પામીને તેઓ આયુધ ઉગામી પ્રદ્યુમ્નને મારવા દોડ્યા. પ્રદ્યુમ્ને વિદ્યાના બલથી તેઓને મારી નાંખ્યા. પુત્રોના વધથી ક્રોધ પામી લડવા આવેલા કાળસંવરને લીલામાત્રમાં જીતી લઈ પ્રદ્યુમ્ને કનકમાલાનો દારુણ વૃત્તાંત જણાવી દીધો. એવામાં ત્યાં નારદ આવ્યા. પ્રદ્યુમ્ને તેમની પૂજા કરી. નારદે તેની માતા રૂક્મિણી સંબંધી સીમંધરપ્રભુએ કહેલાં વચનો કહ્યાં. વળી જણાવ્યું કે; 'સત્યભામાનો પુત્ર ભાનુ જો પ્રથમ પરણશે તો તારી

માતાને પ્રતિજ્ઞામાં હારવાથી પોતાના માથાનાં વાળ આપવા પડશે; કેશદાન કરવાના પરાભવથી અને તારા વિયોગની પીડાથી તારી માતા રૂકિમણી તું વિદ્યમાન છતાં મૃત્યુ પામશે.'

આ પ્રમાણેની હકીકત સાંભળી પ્રદ્યુમ્ન નારદને સાથે લઈ પ્રજ્ઞપ્તિ વિદ્યાએ રચેલા વિમાનમાં બેસી તત્કાળ દ્વારિકા નગરીમાં આવ્યો. વિમાન સહિત નારદને બહારના ઉદ્યાનમાં મૂકી બીજો વેશ પહેરીને તે નગરમાં ચાલ્યો. ત્યાં ભાનુને અર્થે આવેલી જન્મયાત્રા (જાન) તેના જોવામાં આવી. તેમાંથી જેનો વિવાહ થવાનો હતો તે કન્યાને હરી લઈને નારદ પાસે મૂકી. પછી પ્રદ્યુમ્ને વિદ્યાવડે કૃષ્ણના ઉદ્યાનને પુષ્પફલથી રહિત કર્યું, સર્વ જલાશયમાંથી જલ શોષી લીધું અને બધું નગર તૃણરહિત કરી દીધું. થોડીવાર રહીને સોદાગરનો વેષ કરી એક ઘોડા પર બેસી નગરની બહાર તે ખેલવા લાગ્યો. તેના ઉત્તમ ઘોડાને જોઈ સત્યભામાના પુત્ર ભાનુને મૂલ્યથી તે ઘોડા લેવાની ઇચ્છા થઈ. તેથી તે અશ્વની ઉપર બેસી ભાનુ તેને ખેલાવવા લાગ્યો. તત્કાલ પ્રદ્યુમ્નની માયાથી તે અશ્વ ઉપરથી પડી ગયો. એટલે લોકોએ હાસ્ય કરવાથી તે શરમાઈને નગરમાં ચાલ્યો ગયો.

પછી પ્રદ્યુમ્ન બ્રાહ્મણનો વેષ લઈ વેદ ભણતો નગરમાં આવ્યો. ત્યાં સત્યભામાની કુબ્જા(કુબડી) દાસીને વિદ્યાથી સરલ કરી. અને તે માયા વિપ્રે કુબ્જાદાસીની પાસે યથેચ્છ ભોજન માગ્યું. દાસીએ પોતાની સાથે આવવા કહ્યુ, એટલે તે દાસીની સાથે સત્યભામાના મંદિરમાં ગયો. સત્યભામાએ તેને આસન ઉપર બેસાડયો. પછી કહ્યું; 'હે દ્વિજ ! મને રૂકિમણીથી અધિક રૂપવંતી કર.' કપટી બ્રાહ્મણે કહ્યું; 'જો એવી ઈચ્છા હોય તો તત્કાલ વિરૂપા થઇ જા.' તેના વચનથી સત્યભામા માથું મૂંડાવી, જીર્ણું વસ્ત્ર પહેરી અને અંજનથી વ્યાપ્ત થઇ કુરૂપા થઇ ગઇ. પછી કુલદેવી પાસે જઈ માયાવિપ્રના શિખવ્યા પ્રમાણે બડ-બડ વાણી બોલવા લાગી. અને કપટી વિપ્રને ભોજન કરવા બેસાડ્યો. તેણે વિદ્યાશક્તિથી ભોજન કરતાં સર્વ અન્નપાન ખૂટાડી દીધાં, એટલે દાસીઓએ 'તું ઊભો થા' એ પ્રમાણે કહ્યું. પછી પ્રદ્યુમ્ન બાલમુનિનાં વેષે રૂકિમણીને ઘેર ગયો. તેનાં દર્શન માત્રથી રૂકિમણીને અત્યંત પ્રીતિ ઉત્પન્ન થઇ. પછી તેને માટે આસન લેવાને રૂકિમણી ઘરમાં ગઇ એટલે પાછળથી તે કૃષ્ણના રમણીય સિંહાસન ઉપર બેસી ગયો. તેને ત્યાં બેઠેલ જોઈ રૂકિમણી બોલી; 'આ સિંહાસન ઉપર કૃષ્ણ કે કૃષ્ણના પુત્ર વિના જો બીજો કોઇ પુરુષ બેસે તો દેવતાઓ તેને સહન કરી શકતા નથી.' તે બોલ્યો; 'તપના પ્રભાવથી મારી ઉપર દેવતાની શક્તિ ચાલતી નથી. હું સોળ વર્ષ પર્યંત તપ કરીને આજ અહિં પારણાને માટે આવ્યો છું માટે મને ભિક્ષા આપો. અને જો ભિક્ષા આપો તેમ ન હોય તો તેવું કહો એટલે હું સત્યભામાને ઘેર જઉં.' આવાં તેનાં વચન સાંભળી રૂકિમણી બોલી; 'ઉદ્વેગને લીધે મેં આજે કાંઈપણ રાંધ્યું નથી.' તેણે ઉદ્વેગનું કારણ પૂછ્યું, એટલે તે બોલી; 'મેં મસ્તકનું દાન કરી કુલદેવીની આરાધના કરી હતી, ત્યારે તેણે આજે મને પુત્રનો મેળાપ થશે એમ કહ્યું હતું. વળી તેણે પુત્રના આવવાની નિશાનીમાં

આ આમ્રવૃક્ષને પુષ્પો આપવાનું કહ્યું હતું, તે પુષ્પો તો આજે આવ્યાં પણ પુત્રનો મેળાપ હજુ થયો નહિં; માટે હવે તમે પણ તેનો વિચાર કરીને કહો કે મને મારો પુત્ર ક્યારે મળશે ? ' બાલમુનિ બોલ્યા; ' ખાલી હાથે પ્રશ્નહોરા સફલ થતી નથી. ' રૂક્મિણીએ કહ્યું; ' તમને શું આપું ? ' તેણે કહ્યું; ' મને ક્ષીર કરીને આપો. ' પછી રૂક્મિણીએ ક્ષીર કરવાને માટે સર્વ દ્રવ્ય ભેગાં કરાવ્યાં અને પોતે ક્ષીર કરવા માંડી. કપટમુનિએ વિદ્યાબલથી ક્ષણવારમાં તેના સર્વ પદાર્થો બાળી નાંખ્યા. તેથી રૂક્મિણી ખેદ પામી ગઈ. એટલે તેણે કૃષ્ણને ખાવાના મોદક માંગ્યા. રૂક્મિણી બોલી; ' તે મોદક કૃષ્ણથીજ જીરવાય તેવા છે, બીજાઓથી દુર્જર છે, ( પચે કે જરે તેવા નથી ) તેથી હું તમને આપીને ઋષિહત્યા કરીશ નહિં ' મુનિ બોલ્યા; ' તપના પ્રભાવથી મારે કાંઈપણ દુર્જર નથી.' પછી શંકાયુક્ત ચિત્તે રૂક્મિણીએ એક એક મોદક આપવા માંડ્યો. તે બીજો ન આપે તેટલામાં તો મુનિ પેલો મોદક સત્વર ખાઈ જવા માંડ્યા. તે જોઇ આશ્ચર્યથી આનંદ પામેલી રૂક્મિણી હાસ્ય કરીને બોલી; ' મુનિ ! તમે ખરેખરા બલવાન્ જણાઓ છો ! '

અહિં કુલદેવીનાં નામને જપતી સત્યભામા પાસે આવીને તેના સેવક લોકો કહેવા લાગ્યા કે; ' આપણું વન પુષ્પફલ વગરનું થઈ ગયું, ગામમાં ઘાસની દુકાનો ઘાસ વિનાની બની ગઇ, જલાશયો નિર્જળ થઇ ગયા, ભાનુક ઘોડા ઉપરથી પડી ગયો, જાનમાંથી કન્યાનું હરણ થયું અને પેલો વિપ્ર જતો રહ્યો. ' તે સાંભળી ખેદ પામતી સત્યભામાએ ક્રોધથી હાથમાં ડાબલા આપીને દાસીઓને કેશ લેવાને માટે રૂક્મિણીને ઘેર મોકલી. કપટી સાધુએ માયાવડે તે દાસીઓના કાપેલા કેશથી જ પાત્રોને પૂરી દીધા. અને ' રૂક્મિણી કેશ આપતાં નથી. ' એમ કહીને તેને પાછી સત્યભામાની પાસે મોકલી. એટલે સત્યભામાએ જામીન થયેલા કૃષ્ણની પાસે રૂક્મિણીના કેશ માંગ્યા. કૃષ્ણે કહ્યું; ' તું જ મુંડિત થઇ છો, હવે બીજાના કેશનું શું કામ છે ? ' ત્યારે તે બોલી; ' હાસ્ય કરો નહિ, મને કેશ લાવી આપો.' પછી કૃષ્ણે કેશ લેવાને માટે બલભદ્રને રૂક્મિણીને ઘેર મોકલ્યા. ત્યાં પ્રદ્યુમ્ને વિકુર્વેલું કૃષ્ણનું રૂપ જોઇ તેને ત્યાં આવેલા જાણી લજ્જા પામીને પાછા ગયા. ત્યાંથી સભામાં આવી ત્યાં પણ કૃષ્ણને જોઈ રામ બોલ્યા કે; ' તમે બે રૂપ લઈ તમારી વધૂને અને મને લજવી દીધા. ' હરિએ બલભદ્રને અને ભામાને સોગનપૂર્વક કહ્યું કે; ' હું ત્યાં ગયો જ નથી. ' તથાપિ સત્યભામા ' એ તમારી જ માયા છે ' એમ બોલતી પોતાના મંદિરમાં ગઈ.

અહિં નારદે આવી રૂક્મિણીને કહ્યું કે; ' આ પ્રદ્યુમ્ન નામે તમારો પુત્ર છે ' એટલે તત્કાલ પોતાનું સ્વરૂપ અંગીકાર કરી પ્રદ્યુમ્ને તેનાં ચરણમાં પ્રણામ કર્યો. જેના સ્તનમાંથી દૂધ ઝરે છે એવી રૂક્મિણીએ તેને બે હાથવડે આલિંગન કર્યું. પ્રદ્યુમ્ન બોલ્યો; ' હે માતા ! હમણાં પિતાની આગળ મને પ્રગટ કરશો નહિં. ' એમ કહી માયાવડે રથ વિકુર્વી તેમાં રૂક્મિણીને બેસાડીને તે ચાલી નીકળ્યો. લોકોને ક્ષોભ કરે તેવો

તેણે શંખનો નાદ કર્યો અને બોલ્યો કે; ' હું આ રૂકિમણીને હરી જાઉં છું, જો કૃષ્ણ બલવાન હોય તો તેની રક્ષા કરે. ' એમ બોલતો બોલતો વેગથી તે નગરની બહાર નીકળી ગયો. ' આ કોણ દુર્બુદ્ધિ મરવાને ઇચ્છે છે ? ' એમ બોલતા કૃષ્ણ શાર્ઙ્ગ ધનુષ્યનું વારંવાર આસ્ફાલન કરતા સૈન્યસહિત તેની પછવાડે દોડ્યા. વિદ્યાના સામર્થ્યથી પ્રદ્યુમ્ને તત્કાલ તેની સેનાને ભાંગી અને કૃષ્ણને દાંત વગરના દંતી( હાથી )ની જેમ આયુધ વગરના કરી દીધા. તે વખતે કૃષ્ણ બહુ ખેદ પામ્યા. તેવામાં નારદે આવીને કહ્યું કે; ' હે કૃષ્ણ ! તમારી સામે છે તે તમારો પુત્ર પ્રદ્યુમ્ન છે. ' માધવે પુત્ર જાણી તેને પ્રેમથી આલિંગન કર્યું. પુત્રના સંગમથી હર્ષ પામેલા કૃષ્ણ, રૂકિમણી સહિત પૌરજનોના ઉત્સવની વિશેષતા જોતા નગરમાં પેઠા.

તે સમયમાં દુર્યોધને આવી કૃષ્ણને પ્રણામ કરી વિજ્ઞપ્તિ કરી કે; ' હે સ્વામી ! હમણાં કોઈએ મારી પુત્રી અને તમારી પુત્રવધૂને હરી લીધી છે.' તે સાંભળી ' હે સ્વામી ! પ્રજ્ઞપ્તિ વિદ્યાવડે જાણીને હું તે કન્યાને હમણાં જ અહિં લાવીશ. ' એમ કહીને પ્રદ્યુમ્ન તે સ્વયંવરા કન્યાને ક્ષણવારમાં ત્યાં લાવ્યો. કૃષ્ણે તે કન્યા તેને આપવા માંડી એટલે તે બોલ્યો; ' એ મારી વધૂ એટલે નાનાભાઈની વહુ થાય છે, તેથી મારે પરણવા યોગ્ય નથી. ' એમ કહીને તેણે ન લીધી. સત્યભામાના પુત્ર ભાનુને પરણાવી. પછી કૃષ્ણે પ્રદ્યુમ્નની પરણવાની ઇચ્છા નહોતી તોપણ મોટો ઉત્સવ કરીને બીજી ખેચરોની અને રાજાઓની કન્યાઓ સાથે તેને પરણાવ્યો.

એક વખતે સત્યભામાને રીસાઈને જીર્ણ માંચા ઉપર બેઠેલી જોઈ કૃષ્ણે દુઃખનું કારણ પૂછ્યું, એટલે તેણીએ કહ્યું કે; ' મારે પ્રદ્યુમ્ની જેવો પુત્ર થાય તેમ કરો. ' અઠ્ઠમનો તપ કરીને કૃષ્ણે નૈગમેષીદેવને સાધ્યો, તે પ્રત્યક્ષ થયો. કૃષ્ણે પુત્ર માગતાં, તે એક હાર આપીને અંતર્ધાન થઈ ગયો. તે સ્વરૂપ જાણી પ્રદ્યુમ્ને વિદ્યાના પ્રભાવથી પોતાની માતાની સખી અને પોતાની અપરમાતા જાંબવતીને સત્યભામા જેવી કરી કૃષ્ણનાં વાસભવનમાં મોકલી. તેને હાર આપીને કૃષ્ણે ભોગવી. તેજ અવસરે કોઈ દેવ સ્વર્ગમાંથી ચ્યવી શુભ સ્વપ્નથી સૂચિત થઈ તેના ઉદરમાં ઉત્પન્ન થયો. પછી જાંબવતી હર્ષ પામીને પોતાનાં સ્થાનકે ગઈ. ત્યારપછી સત્યભામા રતિની ઇચ્છાથી કૃષ્ણની પાસે આવી. એટલે ' અહો ! આ સ્ત્રીને ભોગની અતૃપ્તિ છે ' એવું વિચારી કૃષ્ણે ફરીથી તેની સાથે વિષયક્રીડા કરી. એ સમયે પ્રદ્યુમ્ને કૃષ્ણની ભંભાનો નાદ કર્યો. પ્રદ્યુમ્ને વગાડેલી ભંભાને જાણી કૃષ્ણ ક્ષોભ પામીને બોલ્યા; ' હે સત્યભામા ! તારો પુત્ર બીરુ અને રોષવાળો થશે. ' પ્રાતઃકાલે તે હાર જાંબવતીના કંઠમાં જોઈ પ્રદ્યુમ્નની માયાની પ્રશંસા કરતા કૃષ્ણ વિસ્મય પામી ગયા. શુભ સમયે જાંબવતીએ શાંબ નામના પુત્રને જન્મ આપ્યો. અને સત્યભામાએ જન્મથી અતિભીરુ હોવાથી ભીરુક નામના પુત્રને જન્મ આપ્યો. રૂકિમણીનો પુત્ર પ્રદ્યુમ્ન

કોઇ પ્રયોગવડે રુકિમરાજાની પુત્રી વૈદર્ભીને પરણ્યો અને જાંબવતીનો પુત્ર શાંબ હેમાંગદરાજાની પુત્રી સુહિરણ્યાને પરણ્યો.

એક વખતે સત્યભામાએ જાંબવતીને કહ્યું કે; 'આ શાંબ મારા પુત્રને બીવરાવે છે.' ત્યારે તેણીએ કૃષ્ણ આગળ ભામાને કહ્યું કે; 'મારો પુત્ર તો ન્યાયી છે.' કૃષ્ણે જાંબવતીને કહ્યું; 'આપણે તેનું સ્વરૂપ જોઇ પરીક્ષા કરીએ.' પછી જાંબવતી આહીરી અને કૃષ્ણ આહીર થઈ દહીં વેચવા નીકળ્યાં. બંનેને નગરમાં ફરતાં જોઇ સદા ગામમાં ફરનારા શાંબે આહીરીને કહ્યું કે, 'અહિં આવ, હું ગોરસ લઉં.' એમ કહી શૂન્યગૃહ તરફ તેને બલાત્કારે ખેંચવા માંડી. એટલે તરતજ કૃષ્ણ અને જાંબવતીએ પોતાનું સ્વરૂપ પ્રગટ કર્યું. તેમને જોઇ શાંબ નાશી ગયો. ત્યારે કૃષ્ણે જાંબવતીને કહ્યું; 'તારા પુત્રનો અન્યાય જોયો? પરંતુ તું ન માને તેમાં આશ્ચર્ય નથી; કેમકે સિંહણ પણ ગજેંદ્રોને મારવામાં કઠોર એવા પોતાના પુત્રને સૌમ્ય અને ભદ્રિક માને છે.'

બીજે દિવસે શાંબ હાથમાં એક ખીલો લઈને આવ્યો. તેને કોઈએ પૂછ્યું કે; 'આ ખીલો હાથમાં કેમ રાખ્યો છે?' ત્યારે તેણે કહ્યું કે; 'કાલનું મારું વૃત્તાંત જે કહે, તેના મુખમાં નાંખવાને માટે રાખ્યો છે.' એવી રીતે તેને સ્વેચ્છાચારી અને નિર્લજ્જ જાણી કૃષ્ણે નગરમાંથી કાઢી મૂકયો. એટલે તે પ્રદ્યુમ્ન પાસેથી પ્રજ્ઞપ્તિ વિદ્યા મેળવી ત્યાંથી ચાલી નીકળ્યો. પછી ભીરૂકને નિત્ય પ્રદ્યુમ્ન હેરાન કરવા લાગ્યો. તે જાણી સત્યભામાએ તેને કહ્યું; 'રે શઠમતિ! તું પણ શાંબની પેઠે નગરની બહાર કેમ જતો નથી?' પ્રદ્યુમ્ને કહ્યું; 'કયાં જઉં?' સત્યભામાએ કહ્યું; 'સ્મશાનમાં જા.' પ્રદ્યુમ્ન બોલ્યો; 'ફરી પાછો કયારે આવું?' સત્યભામાએ ક્રોધથી કહ્યું; 'જ્યારે હું શાંબને હાથે પકડીને અહિં લાવું, ત્યારે તારે ફરીને નગરમાં આવવું.' 'જેવી માતાની આજ્ઞા' એમ કહી રુકિમણીનો પુત્ર પ્રદ્યુમ્ન સ્મશાનમાં ચાલ્યો ગયો. ત્યાં શાંબ પણ ફરતો ફરતો આવી ચડ્યો.

અહિં સત્યભામાએ ભીરૂકને પરણાવવા માટે નવાણું કન્યાઓ પ્રયત્નથી એકઠી કરી. પછી સો પૂરી કરવા માટે એક કન્યાની તજવીજ કરવા માંડી. પ્રજ્ઞપ્તિ વિદ્યાથી તે હકીકત જાણીને પ્રદ્યુમ્ન જિતશત્રુ રાજા થયો અને શાંબ કન્યારૂપે થયો. બંને નગરની બહાર ઉતર્યા. સત્યભામાએ ભીરૂકને માટે તે માયાવી જિતશત્રુ રાજાની પાસે કન્યાની માંગણી કરી. જિતશત્રુરૂપે થયેલા પ્રદ્યુમ્ને કહ્યું; 'આ મારી પુત્રીને હાથે પકડીને તમે નગરમાં લઇ જાઓ, અને તેના વિવાહ વખતે તેનો હાથ ભીરૂકના હાથ ઉપર જો રખાવો તો હું આ મારી કન્યા ભીરૂકને માટે આપું.' સત્યભામાએ તેમ કરવું કબૂલ કર્યું. પ્રદ્યુમ્ને પ્રયોજેલી પ્રજ્ઞપ્તિવિદ્યાથી સત્યભામા શાંબને કન્યા જાણવા લાગી; અને બીજા લોકો તેને શાંબ જાણે છે, પછી શાંબને હાથે પકડીને નગરમાં આવતી સત્યભામાને જોઇ લોકો તર્ક કરવા

લાગ્યા કે; ' અહો ! પુત્રના વિવાહ ઉત્સવમાં સત્યભામા શાંબને મનાવીને પ્રીતિથી તેડી જાય છે. ' એવી રીતે શાંબ સત્યભામાનાં ઘરમાં આવ્યો. પછી વિવાહના વખતે વામ બુદ્ધિવાળા શાંબે પોતાનો વામ કર ભીરૂકના દક્ષિણ કરની ઉપર રાખી અને જમણા કરથી બીજી નવાણું કન્યાઓના કર પકડી એકી સાથે વિધિપૂર્વક અગ્નિની પ્રદક્ષિણા કરી. તેઓની સાથે વિવાહ કર્યા પછી શાંબ કન્યાઓ સહિત નિવાસગૃહમાં ગયો. ત્યાં ભીરૂક આવતાં જ શાંબે તેને ભૃકુટીથી બીવરાવ્યો, એટલે તે ભય પામીને નાશી ગયો. તેણે આવીને સત્યભામાને કહ્યું કે; ' શાંબ આવ્યો છે. ' તે વચન નહિં માનતી સત્યભામાએ જાતે આવીને જોયું તો ત્યાં શાંબને દીઠો. શાંબે સત્યભામાને પ્રણામ કર્યો. સત્યભામાએ કોપથી કહ્યું; ' રે ધૃષ્ટ ! તને અહિં કોણ લાવ્યું છે ? ' તેણે કહ્યું, ' તમે જ મને અહિં લાવ્યાં છો, અને આ કન્યાઓની સાથે તમે જ મને પરણાવ્યો છે. હે માતા ! આ વિષે સર્વ લોકો સાક્ષી છે, તમે સર્વને આદરપૂર્વક પૂછો. ' સત્યભામાએ સર્વ જનસમૂહને પૂછવા માંડ્યું, તો સર્વે તે વાતને સત્ય કહેવા લાગ્યા. પછી ' જેના બંધુ, પિતા અને માતા માયાવી છે, એવા આ માયાવી શાંબે કન્યારૂપે થઇ મને ખરેખરી છેતરી માટે તે મારો સહજ શત્રુ છે. ' આ પ્રમાણે કહી બહુ રોષથી નિઃશ્વાસ નાખતી સત્યભામા દુઃખી થઈને પોતાના ઘરમાં જઇ જીર્ણ માંચા ઉપર બેઠી.

એક વખતે શાંબ પોતાના પિતામહ વસુદેવને નમસ્કાર કરવા ગયો. નમીને બોલ્યો; ' પિતાજી ! તમે તો ચિરકાલ પૃથ્વી પર ભમીને ઘણી સ્ત્રીઓ પરણ્યા હતા અને હું તો થોડા કાળમાં એક સાથે સો કન્યાઓ પરણ્યો, તેથી ખરેખર આપણા બંનેમાં મોટો તફાવત છે. ' વસુદેવે કહ્યું; ' રે કૂવાના દેડકા ! તું શું જાણે છે ? દેશોદેશમાં પરાક્રમ બતાવી હું સ્થાન પામ્યો અને સ્વયંવરમાં આવેલી કન્યાઓને હું પરણ્યો છું અને તેવે સમયે બંધુઓના અતિ આગ્રહથી પુનઃ નગરમાં આવ્યો છું. અને રે નિર્લજ્જ ! તું તો માયાથી કન્યાઓને પરણ્યો છે, અને માતાને છેતરીને નગરમાં આવ્યો છે. કાંઈ આદરથી આવ્યો નથી ! ' આ પ્રમાણે પોતાના પિતામહને ક્રોધ પામેલા જાણી શાંબે પ્રણામ કરીને કહ્યું કે; ' હે તાત ! આ બાલકનાં દુઃચેષ્ટિતને ક્ષમા કરો. ' આવું વિનયગર્ભ અને મોટાઈને દૂર કરનારું શાંબનું વચન સાંભળી વસુદેવ મનમાં અતિ હર્ષ પામ્યા અને તત્કાલ તે નીતિવાન પૌત્રની પ્રશંસા કરવા લાગ્યા.

આવી રીતે પ્રદ્યુમ્ન વગેરે યાદવરાજાના અને પાંડવોના કુમારો સર્વે ભેગા મળીને હર્ષથી ખેલતા હતા. અને યાદવોએ આપેલા સન્માનથી પાંડવો પણ રાત્રિદિવસ ઇચ્છાનુસાર મનોરથને પ્રાપ્ત કરતા ઘરની જેમ ત્યાં સુખે રહેતા હતા. તેવામાં એક વખતે સમુદ્રવિજય વગેરે યાદવપતિઓ અને રામકૃષ્ણ પ્રમુખ એકઠા મળી પાંડવોને કહેવા લાગ્યા કે; ' સત્યપ્રતિજ્ઞાવાળા તમે શત્રુઓનું સર્વ ચેષ્ટિત સહન કર્યું. કેમકે " સત્પુરુષો પ્રલય-

કાલમાં પણ પોતાના વચનથી ચલાયમાન થતા નથી.” પરંતુ હવે તમને સમય પ્રાપ્ત થયો છે, માટે કીર્ત્તિને પંગુ કરનારા વૃદ્ધિ પામતા શત્રુરૂપ કાંટાળા વૃક્ષોને છેદી નાખવા એ જ યુક્ત છે.’ તે સાંભળી ધર્મપુત્રે કહ્યું; ‘દુઃખકારી એવી લવમાત્ર લક્ષ્મીના લાભને માટે પોતાની પાંખો જેવા બંધુજનને રણમાં મારાથી કેમ મરાય?’ તે સાંભળી દ્રૌપદીએ ભીમની સામે જોયું. એટલે અતુલ બળવાળો ભીમસેન બોલ્યો; ‘તમે કદિ શત્રુઓની વૃદ્ધિ સહન કરો પણ હવે હું તેમના પરાભવને સહન કરવાનો નથી.’ આવાં તેનાં વચનને સાંભળીને યુધિષ્ઠિરે યાદવોને કહ્યું; ‘જો કે શત્રુઓ મારવાને યોગ્ય છે, અને આ ભીમ વગેરે યુદ્ધ કરવાને ઉત્સુક છે, તો પણ પ્રથમ તેમને સામ અને ભેદથી સમજાવવા યોગ્ય છે.’ પછી સમુદ્રવિજય વગેરેની આજ્ઞાથી મહાવાચાળ વિજય નામે દૂત રથમાં બેસીને હસ્તિનાપુર ગયો.

જ્યાં ભીષ્મ અને ધૃતરાષ્ટ્ર વગેરે બેઠા હતા, તે સભામાં આવી વિજયે દુર્યોધનને કહ્યું; ‘હે રાજા! દ્વારકાધીશ અને કંસના શત્રુ કૃષ્ણનો વિજય નામે હું દૂત છું. હે રાજન્! તમોને જે સંદેશો છે, તે મારા મુખથી સાંભળો. સત્યપ્રતિજ્ઞાવાળા પાંડુપુત્રો જે તમારા બંધુ થાય છે, તેઓ પોતાના કહ્યા પ્રમાણે સમય આવતાં હવે પ્રત્યક્ષ થયા છે. જેવી રીતે તેઓ પોતાનો કાળ નિર્ગમન કરી સત્ય રીતે વર્ત્યા, તેવી રીતે તેમને તેમનો રાજ્યભાગ પાછો સોંપી તમે પણ સત્ય રીતે વર્ત્તો. હે રાજા! એક પૃથ્વીના લવ માટે પૂર્વની જેમ તમારે રણનો સમારંભ ન કરવો જોઇએ અને પરસ્પર દ્રોહ પણ ન થવો જોઇએ. ઈંદ્રપ્રસ્થ, તિલપ્રસ્થ, વારણાવત, કાશી અને હસ્તિનાપુર એ પાંચ ગામ તેમને આપો.’ આવા દૂતનાં વચન સાંભળી ક્રોધથી હોઠને ડસતો, મૂંછને સ્પર્શતો અને પોતાના ખભા ઉપર નેત્રને ફેરવતો દુર્યોધન બોલ્યો; ‘રે દૂત! એ જુગારીઆ પાંડવોને હારી ગયેલું રાજ્ય હવે પાછું કેમ મળશે? વળી તે ભીમ વગેરે તો પ્રથમથી જ મારા શત્રુઓ છે, બંધુ નથી. મેં રક્ષણ કરેલી ભૂમિમાં તેઓ સર્વ તરફ ફરે છે, તે જ તેમનો ભૂમિભાગ છે, બીજું કાંઇ પણ હું તેને આપવાનો નથી. પાંડવો મારી સાથે મૈત્રી રાખે કે દ્વેષ કરે પણ મેં દ્યુતમાં જીતીને જે મેળવ્યું છે, તેમાંથી એક ભૂમિનો લવ પણ હું તેમને આપવાનો નથી.’ તે સાંભળી વિજયદૂત નીતિભરેલું વચન ફરીથી બોલ્યો; ‘હે રાજા! મારું વચન માનો, ગોત્રની કદર્થના કરો નહિં. હિડંબ, કીચક, બક, ક્રૂર અને અને કિર્મીર પ્રમુખ દાનવોને જેણે ક્ષણવારમાં મારી નાંખ્યા, તેવા પવનપુત્ર ભીમસેનની આગળ હે સુયોધન! તારી હાર છે તે તો શક્ય છે. વળી હે રાજા! જૂવો, પૂર્વે અર્જુને તમે અપકારમાં તત્પર હતા છતાં તમારી પ્રયત્નવડે રક્ષા કરી હતી, તેથી પણ તેઓ સદા તમારે પૂજ્ય છે. ધર્મને જ એક સારભૂત માનનાર ધર્મકુમાર તો તમારી ઉપર વાત્સલ્ય રાખે છે, તેઓ ઉછળતા અગ્નિને જળ શાંત કરે તેમ પોતાના અનુજ બંધુઓને સદા શાંત રાખે છે. વળી તેઓએ હમણાં શત્રુરૂપ ગજેંદ્રમાં સિંહ જેવા કૃષ્ણનો આશ્રય

કરેલો છે, તેથી વાયુના આશ્રયથી અગ્નિની જેમ તમને સુકા કાષ્ઠની પેઠે તે સત્વર બાળી નાખશે.' આવા દૂતના વચન સાંભળીને ભીષ્મ, કૃપાચાર્ય, દ્રોણ, પાંડુ અને વિદુર પ્રમુખ રાજાઓએ પણ વિજય દૂતના વચનના પડઘાની જેમ તેવાં જ વચનો દુર્યોધનને સારા માટે કહ્યા; પરંતુ તેઓના વાક્યથી તપેલા તેલમા જળની જેમ ઊલટો દુર્યોધનના હૃદયમા ક્રોધાગ્નિ અધિક પ્રજ્વલિત થયો.

પછી તેના વડે તિરસ્કાર પામેલો કૃષ્ણનો દૂત ક્રોધપૂર્વક 'હવે ધૃતરાષ્ટ્રના પુત્ર જરૂર નાશ પામ્યા' એમ બોલતો બોલતો ત્યાથી નીકળ્યો દૂતે શીઘ્રપણે દ્વારિકામા આવી તે વૃત્તાંત કૃષ્ણને કહ્યો તે સાભળીને ઇષ્ટપ્રાપ્તિથી હર્ષ પામેલા ભીમસેન પ્રમુખ અત્યંત નાચવા લાગ્યા. પછી સમુદ્રવિજય રાજાની આજ્ઞાથી રણરંગના આગણામા પ્રૌઢ તાડવ કરનારા પાંડવોએ સૈન્યનો સમૂહ એકઠો કરવા માડ્યો યાદવો, મત્સ્યદેશનો રાજા વિરાટ, ધૃષ્ટદ્યુમ્ન, સત્યકિ, દ્રુપદ અને સૌભદ્રેય વગેરે રાજાઓ પાંડવના સૈન્યમા આવ્યા. અર્જુનનો પુત્ર અભિમન્યુ, ભીમનો પુત્ર ઘટોત્કચ અને ક્ષાત્રવટથી ઉજવળ એવા અનેક ક્ષત્રિય પુત્રો પણ આવી મળ્યા ઇંદ્રચૂડ, ચંદ્રચૂડ, મણિચૂડ, ચંદ્રાપીડ, વિયદ્ગતિ અને ચિત્રાગદ વગેરે ખેચર રાજાઓ અર્જુનના સ્નેહથી સૈન્યમા આવ્યા. એકઠા મળેલા રાજાઓની સભામા પરસ્પર મત્સરને લીધે અર્જુન કર્ણનો અને કર્ણ અર્જુનનો પરસ્પર વધ કરવાની ઇચ્છા ધરાવતા જણાયા.

આ તરફ કર્ણ વગેરેએ નેત્રસંજ્ઞાએ પ્રેરેલા દુર્યોધને રણની ઇચ્છાથી પોતાના પક્ષના રાજાઓને દૂત મોકલી મોકલીને બોલાવ્યા. તેથી ભૂરિશ્રવા, ભગદત્ત, શલ્ય, શકુનિ, અંગરાજ, ભીષ્મ, કૃપાચાર્ય, દ્રોણગુરુ, સોમદત્ત, વાહ્લીક, શુક્તિ, સૌબલ, કૃતવર્મા, વૃષસેન, હલાયુધ, અને ઉલૂક વગેરે રાજાઓ કૌરવના સૈન્યમા એકઠા થયા. 'ગોત્રની કદર્થના આવેલી જાણીને વિદુર વૈરાગ્યવડે દીક્ષા લઇને વનમા ગયા કુંતીએ પોતાના પક્ષમા લેવા કર્ણને જણાવ્યું કે, 'તુ મારો પુત્ર છે' ત્યારે તેણે કહેવરાવ્યું કે; 'મેં મારા પ્રાણ પ્રથમથી દુર્યોધનને અર્પણ કર્યા છે, હવે તેને છોડીને જો હું બીજાને ભજું તો હે માતા! તમને લજ્જા લાગે, વળી મને આવી સ્થિતિમા અત્યારે આપે ખબર જણાવ્યા તો હવે તેથી સર્યું.' આવી કર્ણની કહેવરાવેલી વાણી સાભળી કુંતી જાણે ભાલાવડે વિંધાણી હોય તેમ ખેદ પામી પરંતુ તે પુત્રવત્સલ માતા, પાંડવો કરતા પણ તેનો જય વિશેષ ઇચ્છવા લાગી.

એ સમયમા કેટલાક વ્યાપારીઓ યવનદ્વીપથી કરીયાણા વગેરે લઈ દ્વારિકામા આવ્યા ત્યાં તેણે ઘણા કરીયાણા વેચ્યા, પરંતુ વિશેષ લાભની આશાએ રત્નકંબળો ત્યા ન વેચતા મગધદેશની રાજધાની રાજગ્રહી નગરીમા તેઓ વેચવા આવ્યા ત્યાં જરાસંધ રાજાની પુત્રી જીવયશાએ તે રત્નકંબળો ઓછા મૂલ્યે માગ્યાં તેથી લાભને બદલે ઊલટી ખોટ જવાથી

ક્રોધ પામેલા તે વ્યાપારીઓએ જીવયશાને કહ્યું કે; ' અમારી જ ભૂલ થઈ કે અમે વધારે લાભની આશાએ આ રત્નકંબળો કૃષ્ણની નગરી દ્વારિકામાં ન વેચ્યા ને અહીં લાવ્યા. હવે અહીંયાં લાભ મળવો તો દૂર રહ્યો પણ ઊલટી મૂડીમાં પણ ખોટ જાય છે. ' તે સાંભળી જીવયશાએ પૂછ્યું કે; ' દ્વારિકાપુરી વળી કયાં છે ને કેવી છે ? અને ત્યાં રાજા કોણ છે ? ' વ્યાપારીઓ બોલ્યા કે; ' પશ્ચિમ સમુદ્રના તીર ઉપર કુબેરે નિર્મેલી ઈંદ્રપુરીની જેવી દ્વારિકા નામે નગરી છે, તેમાં યાદવવંશીઓનો નિવાસ છે તેમજ સૂર્યસરખા પ્રતાપી અને વસુદેવ-રાજાના પુત્ર કૃષ્ણ નામે રાજા છે. ' કૃષ્ણનું નામ સાંભળતાં જ આર્ત્તિરૂપ જ્વરથી આતુર થયેલી જીવયશા રોતી રોતી જરાસંધની પાસે ગઈ અને મૃત્યુની પ્રાર્થના કરવા લાગી. જરાસંધે તેની વાત સાંભળીને કહ્યું; ' પુત્રિ ! રો નહિં, હું કૃષ્ણની સ્ત્રીઓને રોવરાવીશ. મારી અજાણતાથી એ કૃષ્ણ આજ સુધી જીવતો રહેલ છે. ' એમ કહી જરાસંધે સત્ય-પ્રતિજ્ઞાવાળા થઈ સિંહનાદપૂર્વક ભંભા વગડાવીને સર્વ રાજાઓને બોલાવ્યા. તત્કાળ મોટા પરાક્રમવાળા સહદેવ વગેરે પુત્રો, ચેદિદેશનો રાજા શિશુપાલ, સ્વર્ણનાભ, રૂકમી રાજા અને બીજા ઘણા રાજાઓ તથા હજારો સામંતો નદીના પ્રવાહો જેમ આવી આવીને સમુદ્રને મળે તેમ પોતપોતાની સેનાસહિત આવી આવીને જરાસંધને મળ્યા.

પછી મોટા ક્રોધવાળા યોદ્ધાઓને લઈને જરાસંધે શત્રુઓના પ્રાણને નિર્વાણ કરવાના કારણરૂપ પ્રયાણ કર્યું. મંત્રીઓએ અને અપશુકનોએ ઘણી રીતે વાર્યો પણ તે અર્ધચક્રી જરાસંધ સૈન્યથી ભૂચક્રને કંપાવતો ચાલ્યો. કલહ કરાવવામાં કૌતુકી એવા નારદે અને ચરપુરુષોએ આવીને લડાઈની તૃષ્ણાવાળા કૃષ્ણને જરાસંધ આવવાના ખબર આપ્યા. તેજના એક સ્થાનરૂપ કૃષ્ણે પણ અગ્નિની જેમ પ્રજ્વલિત થઈ પ્રયાણ કરવાને માટે ભંભા વગડાવી. જેથી અનેક રાજાઓ એકઠા થયા. તેઓમાં સમુદ્રની જેવા દુર્ધર સમુદ્રવિજય રાજા તૈયાર થઈને આવ્યા. તેમની સાથે તેમના પુત્ર મહાનેમિ, સત્યનેમિ, દૃઢનેમિ, સુનેમિ, ભગવાન્ અરિષ્ટનેમિ, જયસેન, મહીજય, તેજઃસેન, જય, મેઘ, ચિત્રક, ગૌતમ, શ્વફલ્ક, શિવનંદ, વિષ્વક્સેન અને મહારથ પણ આવ્યા. શત્રુઓથી અક્ષોભ્ય એવો અક્ષોભ્ય નામે સમુદ્રવિજયનો અનુજ બંધુ, યુદ્ધમાં ધોરી સમાન ઉદ્ધવ, ધ્રુવ, ક્ષુભિત, મહોદધિ, અંભોનિધિ, જલનિધિ, વામદેવ, અને દૃઢવ્રત નામે તેના આઠ પુત્રો સહિત આવ્યો. સ્તિમિત અને તેના ઊર્મિમાન્, વસુમાન્, વીર, પાતાલ અને સ્થિર નામે પાંચ ઉત્તમ પુત્રો આવ્યા. સાગર અને તેના નિઃકંપ, કંપન, લક્ષ્મીવાન્, કેસરી, શ્રીમાન્ અને યુગાંત નામે છ પુત્રો આવ્યા. હિમવાન્ અને તેના વિદ્યુત્પ્રભ, ગંધમાદન અને માલ્યવાન્ નામે ત્રણ પુત્રો આવ્યા. અચલ અને તેના મહેંદ્ર, મલય, સહ્ય, ગિરિ, શૈલ, નગ અને બલ નામે સાત મહાપરાક્રમી પુત્રો આવ્યા. ધરણ અને તેના કર્કોટક, ધનંજય, વિશ્વરૂપ, શ્વેતમુખ અને વાસુકિ નામે પાંચ કુમારો આવ્યા. પૂરણ અને તેના દુઃપૂર, દુર્મુખ, દર્દુર અને દુર્ધર નામે ચાર પુત્રો આવ્યા. અભિચંદ્ર અને તેના ચંદ્ર,

શશાંક, ચંદ્રાભ, શશી, સોમ અને અમૃતપ્રભ નામે છ પુત્રો આવ્યા. સૌથી નાના પણ ઈંદ્ર જેવા મહાપરાક્રમી વસુદેવ તેના ઘણા પરાક્રમી પુત્રો સાથે આવ્યા. તેમના પુત્રોનાં નામ આ પ્રમાણે;–વૈરીઓમાં ક્રૂર એવા અક્રૂર, ક્રૂર, જ્વલનપ્રભ, વાયુવેગ, અશનિવેગ, મહેંદ્રગતિ, સિદ્ધાર્થ, અમિતગતિ, સુદારૂ, દારૂક, અનાદૃષ્ટિ, દૃઢમુષ્ટિ, હેમમુષ્ટિ, શિલાયુધ, જરત્કુમાર, વાહ્લીક, ગંધાર, પિંગલ, રોહિણીના પુત્ર રામ, સારણ અને વિદૂરથ–એ સર્વે આવ્યા. તથા ઉલ્મુક, નિષધ, ચારૂદત્ત, ધ્રુવ, શત્રુદમન અને પીઠ નામે રામના પુત્રો આવ્યા. ભાનુ, ભામર, મહાભાનુ, અનુભાનુ, બૃહદ્ધ્વજ, અગ્નિશિખ, વૃષ્ણુ, સંજય, અકંપન, મહાસેન, ધીર, ગંભીર, ગૌતમ, સુધર્મા, ઉદધિ, સૂર્ય, ચંદ્ર, ધર્મ, પ્રસેનજિત્, ચારૂકૃષ્ણ, ભરત, સુચારૂ, દેવદત્ત વગેરે તથા પ્રદ્યુમ્ન, શાંબ પ્રમુખ બીજા મહાપરાક્રમી કૃષ્ણના પુત્રો યુદ્ધ કરવાની ઇચ્છાએ તૈયાર થઈને આવ્યા. ઉગ્રસેન અને તેના પણ ઘણા પુત્રો આવ્યા. એ પ્રમાણે દશાર્હના પુત્રો, અને રામ તથા કૃષ્ણના બીજા પુત્રો તથા તેમની ફુઈના અને બેનના પણ ઘણા મહાભુજ પુત્રો આવ્યા.

પછી ક્રૌષ્ટુકિએ બતાવેલા શુભ દિવસે દારૂક સારથિવાળા અને ગરૂડના ચિન્હવાળા રથ પર બેસી સર્વ યાદવોથી વીંટાઈ શુભ શુકનોએ સૂચવ્યો છે જયોત્સવ જેનો એવા કૃષ્ણે પૂર્વોત્તર (ઇશાન) દિશામાં પ્રયાણ કર્યું. યાદવ અને પાંડવોના ચાલતા સૈન્યના ભારથી કુલગિરિને પણ ચલાવતી પૃથ્વી અત્યંત કંપાયમાન થઈ. સંગ્રામવિધિ જાણનારા કૃષ્ણે પોતાના નગરથી પીસ્તાલીશ યોજન જઇ શનિપલ્લિગ્રામે પડાવ નાખ્યો. જરાસંધના સૈન્યથી કૃષ્ણનું સૈન્ય ચાર યોજન દૂર રહ્યું. કૃષ્ણના લશ્કરમાં તે સમયે કેટલાક ઉત્તમ વિદ્યાધરો ત્યાં આવ્યા. સમુદ્રવિજયને નમસ્કાર કરીને તેઓ બોલ્યા; 'હે રાજા! તમારા ભાઈ આનકદુંદુભિ(વસુદેવ)ના ગુણોથી અમે વશીભૂત થયા છીએ. જેઓના કુલમાં જગત્‌ની રક્ષા કરવામાં સમર્થ એવા અરિષ્ટનેમિ ભગવાન અને અદ્વિતીય પરાક્રમવાળા રામ અને કૃષ્ણ ઉત્પન્ન થયેલા છે; તેમજ પ્રદ્યુમ્ન અને શાંબ પ્રમુખ ક્રોડો તો જેમને પૌત્રો છે, તેવાં તમને બીજાઓની સહાયની શું જરૂર છે? તથાપિ યુદ્ધનો અવસર જાણી અમે ભક્તિથી આવેલા છીએ, માટે અમને તમારા સામંતવર્ગમાં ગણીને આજ્ઞા આપો. રાજા સમુદ્રવિજયે કહ્યું કે 'બહુ સારું.' ત્યારે તેઓ ફરીવાર બોલ્યા કે; 'માત્ર એક કૃષ્ણની આગળ જરાસંધ તૃણસમાન છે. પરંતુ વૈતાઢ્યગિરિ ઉપર જે ખેચરો જરાસંધના પક્ષના છે, તેઓ જ્યાં સુધી અહીં આવ્યા નથી, ત્યાં સુધીમાં અમને ત્યાં જવાની આજ્ઞા આપો. અને તમારા અનુજબંધુ વસુદેવને અમારા સેનાપતિ ઠરાવીને પ્રદ્યુમ્ન, અને શાંબ સહિત અમારી સાથે મોકલો, જેથી તે સર્વને અમે ત્યાં જ જીતી લઇએ.' સમુદ્રવિજયે કૃષ્ણને પૂછીને વસુદેવ, પ્રદ્યુમ્ન અને શાંબને તે ખેચરોની સાથે મોકલ્યા. તે સમયે અરિષ્ટનેમિએ તેમના જન્મસ્નાત્ર વખતે દેવતાઓએ તેમના હસ્ત ઉપર બાંધેલી અસ્રવારિણી ઔષધી વસુદેવને હાથે બાંધી.

અહિં દુર્યોધન, યાદવ અને પાંડવો તરફ વધ કરવા માટે જરાસંધને જતા જાણી તેની પાસે આવી નમસ્કાર કરીને બોલ્યો; 'સ્વામી ! એ ગોપાલ અને પાંડવો કોણ માત્ર છે ? વળી જ્યાં સુધી અમે વિદ્યમાન છીએ ત્યાં સુધી તેમની સાથે તમારે પરાક્રમ બતાવવું યુક્ત નથી; માટે હે રાજા ! અમોને આજ્ઞા આપો, કે જેથી અમે રુદન કરતી શત્રુઓની સ્ત્રીઓવડે મહાદારુણ એવું આજે યુદ્ધ કરી પૃથ્વીને યાદવ અને પાંડવ વગરની કરી દઇએ.' એવો દુર્યોધનનો આગ્રહ જાણી જરાસંધે પટબંધ કરી સ્પષ્ટ શક્તિવાળા દુર્યોધનને રણભૂમિમાં પોતાના શત્રુની સામે યુદ્ધ કરવા માટે સેનાપતિના પદ ઉપર નિમ્યો. મહાઉદ્ધત યોદ્ધાઓથી પરવરેલો દુર્યોધન અનુક્રમે કેટલાક પ્રયાણ કરી સત્વર કુરુક્ષેત્રમાં આવ્યો. ગજેંદ્રરૂપ દ્વીપોથી, સૈનિકરૂપ જલમાનુષોથી અને અશ્વરૂપ મોટી ઉર્મિઓથી નદીના જેવી અગિયાર અક્ષૌહિણી સેનાવડે દુર્યોધન શોભવા લાગ્યો. દુર્યોધને વીરમણિ ભીષ્મપિતામહને નમીને હર્ષ અને આદરપૂર્વક પોતાના સેનાપતિ સ્થાપ્યા.

પાંડવો સાત અક્ષૌહિણી સેના લઈ અચલ પર્વતોને ચલાયમાન કરતા કુરુક્ષેત્રમાં આવ્યા. પાંડવોએ સર્વાનુમતે દ્રુપદરાજાના પુત્ર મહાપરાક્રમી ધૃષ્ટદ્યુમ્નને સેનાપતિપણાનો અભિષેક કર્યો. ત્રણે ઉપાયોને[1] નિવૃત્ત કરીને રણના દિવસનો નિર્ણય કરી મહાવીરોએ ક્ષત્રિયોના દૈવતરૂપ શસ્ત્રોની પૂજા કરી. મલ્લિકાનાં પુષ્પોની માળાવડે શોભિત એવાં આયુધો પોતાના સ્વામીઓને યશનો સમૂહ આપવાને ઉદ્યત થયાં હોય તેમ શોભવાં લાગ્યાં. રાત્રે શસ્ત્રોની આગળ વાગતાં એવા રણવાજિંત્રો આવતી વિજયલક્ષ્મીના નૂપુરના શબ્દો હોય તેવા જણાવા લાગ્યાં. આ બાજુ તેઓનો જાણે વીરરસ હોય તેવો રક્તકાંતિવાળો દેખાતો સૂર્ય શત્રુરૂપ અંધકારના પરમાણુને હરતો ઉદયને પામ્યો. રણની ઇચ્છા ધરતા વીરલોકોના સિંહનાદને વૃદ્ધિ પમાડતા પક્ષીઓ વૃક્ષના અગ્રભાગમાં અને વિદ્યાધરો આકાશમાં શબ્દ કરવા લાગ્યા. ચારે બાજુ બંને સૈન્યોમાં રણવાજિંત્રો નાદ કરવા લાગ્યાં. અશ્વો ઉદય પામતા સૂર્યના ઘોડાની સ્પર્ધાથી હેષારવ કરવા લાગ્યા. ઝરતા મદજલવડે વ્યાપ્ત અને ગર્જના કરતા ગજેંદ્રો શત્રુરૂપ જવાસાને શોષણ કરનાર વર્ષાકાલના મેઘની જેવા જણાવા લાગ્યા. નિશાન, કાહલ, ભેરી, તૂર્ય, ઢક્કા અને હુડુક્કા ( ઢોલ ) વગેરે વાજીંત્રોના તેમજ પેદલ, ઘોડા, હાથી અને રથોના શબ્દોથી બધું જગત્ નાદમય થઇ ગયું. સુવર્ણરત્નનાં કવચને ધરતા, હાથમાં ખડ્ગને રાખતા, અને ફલકને ઉછાળતા અનેક સુભટો ચારે બાજુ પ્રસરવા લાગ્યા. ચઢાવેલા ધનુષ્યના ટંકાર કરતા મહાદુર્ધર અને બળવંત ધનુર્ધારીઓ સૈન્યની આગળ ચાલ્યા. સમુદ્રના કલ્લોલની જેવા અને બખ્તરને ધારણ કરેલા ઘોડાઓ વાજિંત્રોના ધ્વનિથી જાગ્રત થઇ મર્યાદા છોડીને ચાલવા લાગ્યા. ઊંચા કરેલા શુંડાદંડના અગ્રભાગથી સર્પની જેવા ભયંકર દેખાતા હાથીઓ રણના આરંભના મીષથી ગર્જના કરવામાં સજ્જ થઈને ચાલવા લાગ્યા. શસ્ત્રોનાં જ એક ઘરરૂપ, અને ચક્રની ધારાવડે

૧ સામ, દામ ને ભેદ એ ત્રણે ઉપાયો જ્યારે ન કામ આવે ત્યારે દંડ હોય છે.

પૃથ્વીને પીસતા રથો અંદર બેઠેલા અચલ યોદ્ધાઓના બલથી આકુલ-વ્યાકુલ થઈને દોડવા લાગ્યા. પોતા માગમા ચરણના પાતથી અને સૈન્યના ભારથી પૃથ્વીને મોટો કંપારો થતા સમુદ્રના જલ પણ ઉછળવા લાગ્યા રણરંગના આગણામા ચાલતા વીરોએ વાજિંત્રોના નાદ પ્રમાણે ચાલવાથી ચરણવડે નૃત્ય કરતા હોય તેમ બંને સૈન્યની વચ્ચે યુદ્ધનો આરંભ કર્યો. રાત્રિની જેવો રજનો સમૂહ સર્વ તરફ સ્ફુરણાયમાન થતા આકાશમા બાણોનાં મુખ ખજુવાની કાંતિને ધરવા લાગ્યા હાથીસ્વારો સાથે હાથીસ્વારો, ઘોડેસ્વારો સાથે ઘોડેસ્વારો, રથમા બેઠેલાઓ સાથે રથિકો, પગે ચાલનારાઓ સાથે પાયદળના સમૂહો અથડાવા લાગ્યા સંઘટ્ટ પામનારાના રોષથી, હાથીઓના પરસ્પર અથડાતા દાતથી અને પરસ્પર મગ્ન થતા યોદ્ધાના પાદચારથી મોટુ યુદ્ધ જામી ગયું. આયુધ ઉગામીને રહેલા, ક્રોધથી જાજ્વલ થયેલા અને બખ્તર ધારણ કરેલા ઉજ્જવલ યોદ્ધાઓ, સૂર્ય જેમ જગતને દુષ્પ્રેક્ષ્ય થાય તેમ શત્રુઓને દુ પ્રેક્ષ્ય થઈ પડ્યા કવચધારી ઘોડાઓ ભાલાના બધ સાથે ઊર્ધ્વગતિવડે ઉછળતા હતા, તેમને જોઈને ભયથી ભગ્ન થયેલા શત્રુઓ ' આ પાખોવાળા અશ્વ છે કે શુ ? ' એવો તર્ક કરવા લાગ્યા તે ઉદ્રેલ અને હુંકારાથી ગાજતા સગ્રામસાગરમા સર્વ શસ્ત્રો જળચર જીવો જેવા, અને વિમાનો વ્હાણની જેવા દેખાવા લાગ્યા.

એ સમયે જેનો ક્રોધ વૃદ્ધિ પામેલો છે, એવો અભિમન્યુ રથમા બેસીને અધકારમા સૂર્યની જેમ શત્રુઓની સેનામા પેઠો ઉત્કર્ષશાલી અભિમન્યુ કોપથી બાણોના સમૂહરૂપે વર્ષતા વીરત્વનો નાશ થવાથી શત્રુઓનો દુકાળ પડ્યો તેને સ્ફુરણાયમાન થતો જોઈ બૃહદ્બલ અને કૃપાચાર્ય રથમા બેસી બાણોથી આકાશને વ્યાપ્ત કરતા તેની સામે આવ્યા. એટલે અર્જુનકુમાર બૃહદ્બલની સામો થયો અને તેની સહાય કરવાને માટે આવેલો કૈકયરાજા કૃપાચાર્યની સામે થયો પરસ્પર યુદ્ધ કરતા અને જગત્‌ને પણ ભય ઉત્પન્ન કરનારા તે ચારે જણાઓને દૂર રહીને સૈનિકો જોવા લાગ્યા તેઓમાથી પરસ્પર રથવગરના થએલા અને હાથમા ખડ્ગ લઈને યુદ્ધ કરતા કૈકયરાજા અને કૃપાચાર્ય ઊંચી ફણા કરેલા બે સર્પની જેમ વિશ્વનો ક્ષય કરવામા પણ સમર્થ જણાવા લાગ્યા બાણોની મહાવૃષ્ટિ કરનારા અભિમન્યુના ધ્વજ અને સારથિને રણમા શ્રેષ્ઠ બલવાળા બૃહદ્બલે છેદી નાખ્યા તે વખતે ક્રૂર નિર્ઘોષથી ગાજતો અને ચક્રવડે પૃથ્વીને વિદારતો ભીષ્મનો રથ વેગથી યુધિષ્ઠિરના સૈન્યમા આવ્યો. ભયકર રોષવાળા ભીષ્મે બાણોથી આકાશમા મંડપ કર્યો એટલે વર્ષાદ વર્ષતા નાવડીઓ જેમ અસ્થિર થાય તેમ શત્રુસેના અસ્થિર થવા લાગી તે સમયે શત્રુઓથી કોપ પામેલા અભિમન્યુએ આકાશને બાણોથી આચ્છાદન કરીને દુર્મુખ રાજાના સારથિને અને ભીષ્મની ધ્વજાને તુરત છેદી નાખ્યા તેથી ભીષ્મને ક્રોધ ઉત્પન્ન થયો તે જોતા જ અર્જુનના પુત્રની રક્ષા કરવાને માટે પાંડવોના સૈન્યમાથી દશ મોટા યોદ્ધાઓ હથીઆર ઉગામીને ત્યા આવ્યા રથના ચીત્કારથી જગતને ક્ષોભ કરતો ભીમસેન પણ રણમા આવ્યો. તે જ વખતે ભીષ્મના બાણથી તેની ધ્વજા તૂટી પડી એટલે તેને અતિક્રોધ ચડ્યો

તેવામાં જેણે પોતાના બે હાથી, સારથિ, રથ અને ઘોડાઓનો સમકાળે વિનાશ કર્યો છે એવા ઉત્તરકુમારની ઉપર શલ્યરાજાએ સ્વર્ણશક્તિ છોડી. તેની સામે સર્વ પ્રકારના હથિયારો નાખી તેને અટકાવવા માંડી પણ તેથી નહીં અટકતાં ઉત્તરકુમારનાં મસ્તક પર પડીને તેણે તેના પ્રાણ લઇ લીધા. 'દેવતાની આપેલી શક્તિ સફલ જ થાય છે.' તે જોઇને તીવ્ર કોપવાળા થયેલા અર્જુને અપરિમિત બાણોના સમૂહથી શત્રુની સેનાને ઢાંકી દીધી. અર્જુનના બાણોથી કૌરવ સેનાને દીન થયેલી જોઇ ભીષ્મવ્રતધારી કૌરવપતિ ભીષ્મપિતામહ ધનુષ્યનો ધ્વનિ કરતા દોડ્યા આવ્યા. રિપુઓના પ્રાણને માગવા પ્રાપ્ત થયેલા ભીષ્મના માર્ગણોએ પોતામાં સિદ્ધ એવું માર્ગણ( માગણ )પણું છોડી દીધું નહીં ( અર્થાત્ તેના બાણોએ ઘણાના પ્રાણ લીધા. ) તે વખતે પાંડવોનો સેનાપતિ ધૃષ્ટદ્યુમ્ન ભીષ્મની ઉપર દોડ્યો, તેઓની વચ્ચે અનેક જનના પ્રાણને હરનારો મોટો સંગ્રામ થયો.

આ પ્રમાણે આઠ દિવસપર્યંત યુદ્ધ ચાલતાં આઠમા દિવસને અંતે પાંડવો વિચાર કરવા લાગ્યા કે; 'સર્વથા દુર્જય એવા ભીષ્મપિતામહ શત્રુઓની સેનાના સેનાપતિ થયા છે, તો તેમને કેવી રીતે મારવા ?' તે વખતે કૃષ્ણે અર્જુનને કહ્યું કે; 'ગાંગેય સત્ય-પ્રતિજ્ઞાવાળા છે. તેઓ અસ્ત્રરહિત, નપુંસક, સ્ત્રી અને પરાઙ્મુખ થયેલા પુરુષની ઉપર પ્રહાર કરતા નથી, માટે દ્રુપદરાજાનો પુત્ર શિખંડી કે જે નપુંસક છે, તેને તમારા રથમાં તમારી આગળ બેસાડી તમે ભીષ્મની સામા જાઓ. નંપુસકને જોઇને ભીષ્મ હાથમાંથી અસ્ત્ર છોડી દેશે, પછી નિઃશંક થઇને તમે તેની ઉપર પ્રહાર કરજો.' પાંડવોએ કૃષ્ણનો આ વિચાર અંગીકાર કર્યો. નવમે દિવસે પ્રાતઃકાલે સૈનિકોને તૈયાર કરી પાંડવો અને કૌરવો રણભૂમિમાં આવ્યા. શાંતનુના પુત્ર ભીષ્મે અગ્રેસર થઈ, મેઘ જેમ કરા વર્ષાવીને અષ્ટાપદ જાતિના જનાવરને ઉપદ્રવ કરે તેમ બાણવૃષ્ટિ કરીને પાંડવોની સેનાને ઉપદ્રવ કરવા માંડ્યો. એટલે અર્જુન પોતાના રથ ઉપર ષંઢ એવા દ્રુપદરાજાના પુત્ર શિખંડીને બેસારીને તેમની સામે આવ્યો. શિખંડીને જોતાં જ અસ્ત્ર નાખવામાં મંદ થયેલા વૃદ્ધ ભીષ્મને અર્જુને ગુપ્ત રહીને તીક્ષ્ણ બાણોથી જર્જર અંગવાળા કરી નાંખ્યા. 'ચર્મના મર્મને ભેદનારા આ બાણ અર્જુનના છે, ષંઢના નથી.' એમ સારથિને કહેતાં ભીષ્મ રથમાં સૂઇ ગયા. ગ્રીષ્મઋતુમાં સૂકાઇ ગયેલા સરોવરની ફરતા જેમ તૃષાર્ત્ત મનુષ્યો ફરી વળે તેમ ભીષ્મના પડવાથી શોકવડે જેમનાં ગળાં રૂંધાઇ ગયાં છે, એવા કૌરવો તથા પાંડવો તેમનાં વચનરૂપ જલના તરસ્યા થઇને ભીષ્મને વીંટાઈ વલ્યા. તે વખતે ભીષ્મ-પિતામહને તૃષાર્ત જોઇ દિવ્ય અસ્ત્રને જાણનારા અર્જુને આકાશમાંથી રવિનું આકર્ષણ કરે તેમ સર્વને આશ્ચર્ય ઉપજાવતા પૃથ્વીમાંથી બાણવડે જલ આકર્ષ્યું. ભીષ્મે તે આશ્ચર્ય દુર્યોધનને બતાવીને કહ્યું કે; 'તારાથી અધિક પરાક્રમવાળા પાંડવોની સાથે સંધિ કર,' ભીષ્મનું વચન જાણે સાંભળ્યું ન હોય તેમ બતાવી તે વખતે ક્રૂર એવા

દુર્યોધને કોપથી રાતી પોતાની આંખ ભીમની ઉપર નાંખી. પછી દેવની વાણીથી ભીષ્મે ચારિત્ર અંગીકાર કર્યું. અને સર્વ સાવદ્યનો ત્યાગ કરી અનશન કરીને અચ્યુત દેવલોકમાં દેવતા થયા.

પછી દુર્યોધને પોતાનાં સૈન્યમાં સેનાપતિપદે દ્રોણાચાર્યનો અભિષેક કર્યો અને સવારે તેમને આગળ કરીને કુરુક્ષેત્રમાં તે આવ્યો તેને જોઈ અર્જુને ધનુર્વેદના ગુરુ જાણી ગુરુદક્ષિણારૂપ પ્રથમ પ્રણામ કર્યો. પછી તે બંનેના બાણસમૂહોવડે પોતાનાં કિરણોને હરણ કરતો સૂર્ય ચક્રવાક પક્ષીઓના સમૂહમાં વિરહોલ્લાસ કરવા લાગ્યો. તે સમયે સંસપ્તકોએ અર્જુનને સૈન્યની બહાર યુદ્ધ કરવાને બોલાવ્યો. તેથી મૃગોની સાથે મૃગપતિની જેમ અર્જુન તેમની સાથે યુદ્ધ કરવાને પ્રવર્ત્યો. યુદ્ધના બારમે દિવસે ભગદત્ત ભયંકર વીર હાથી ઉપર બેસીને અર્જુન વિનાના પાંડવોના સૈન્યને ઉપદ્રવ કરવા લાગ્યો. પોતાના સૈન્યના ક્ષોભના શબ્દો સાંભળી અર્જુન સંસપ્તકોને છોડીને શીઘ્ર ભગદત્તની સામે યુદ્ધ કરવા આવ્યો. ક્રોધ પામેલા અર્જુને ચિરકાલ યુદ્ધ કરી, ગજસહિત ભગદત્તને મારી, દેવોની પુષ્પવૃષ્ટિ ગ્રહણ કરી. ભગદત્ત મરાતા કૌરવની સેના રક્ષણ વગરની થઇ ગઈ. પછી કેટલાક રાજાઓના કહેવાથી કૌરવોએ તે રાત્રિમા બીજે દિવસે અખંડિત એવો ચક્રવ્યૂહ કરવાની ગોઠવણ કરી.

અર્જુન સૈન્યની બહાર આવી સંસપ્તકોને મારવામા રોકાયો, એટલે ભીમ વગેરેથી પરવરેલો અભિમન્યુ ચક્રવ્યૂહમા પેઠો દુર્યોધન, કૃપાચાર્ય, દ્રોણ, કર્ણ અને કૃતવર્માના અસ્ત્રોને નહીં ગણતો અર્જુનકુમાર ચક્રવ્યૂહનું મથન કરવા લાગ્યો. દુર્યોધન વગેર વીરોએ ભીમાદિકને યુદ્ધમા રોકી રાખ્યા, એટલે અભિમન્યુ અને જયદ્રથ બંને સુભટો પરસ્પર યુદ્ધ કરવા લાગ્યા. લોહમય અને દિવ્ય એવા અસ્ત્રસમૂહથી ચિરકાલ યુદ્ધ કરીને જયદ્રથે સૂર્યાસ્ત સમયે અભિમન્યુને મારી નાખ્યો. તે સાભળી ક્રોધ પામેલો અર્જુન બીજા દિવસના અસ્તની અગાઉ જયદ્રથના વધની પ્રતિજ્ઞા કરીને શત્રુઓની સેનામા પેઠો ક્રોધી અર્જુનને વચમા દ્રોણાદિકે રુંધ્યો, પરંતુ ક્ષણવારમા તો તેણે બાણોની ધારાથી શત્રુઓના રણક્ષેત્રને રુધિરના કાદવથી ભરપૂર કરી દીધું સત્યકિ અને ભીમસેન અર્જુનની પાછળ આવ્યા. પરંતુ દુર્યોધને ભીમને રુંધ્યો અને ભૂરિશ્રવાએ સત્યકિને રૂંધ્યો. રાજરોગ જેમ બીજા અનેક વ્યાધિઓથી વીંટાયેલ હોય તેમ જયદ્રથની ફરતા તેના રક્ષણ માટે અનેક રાજાઓ વીંટાઇ રહેલા હતા, તથાપિ ઇંદ્રકુમાર અર્જુને દિવસને અંતે જયદ્રથને દીઠો. અર્જુનની ઉપર પડતા છ વીરોના અસ્ત્રોથી સર્વ વિશ્વને દુઃસહ પ્રલયકાલની શંકા થઈ પડી. સત્યકિનો વધ કરવામા તત્પર એવા ભૂરિશ્રવાના હાથને અર્જુને છેદી નાખ્યો. એટલે કોપથી સત્યકિએ તેને મારી પણ નાખ્યો અહીં જયદ્રથને અશ્વ, રથ, સારથિ અને અસ્ત્ર વગરનો કરીને અર્જુને પોતાની પ્રતિજ્ઞા સંભારી, અને સૂર્ય અસ્ત થતાં પહેલાં જયદ્રથને મારી નાંખ્યો. આ પ્રમાણે ચૌદ દિવસના યુદ્ધમાં દુર્યોધનની સાત અક્ષૌહિણી

સેનાનો વિનાશ થયો; તેથી દુર્યોધનને અત્યંત દુઃખ થયું. પછી કૌરવોએ રાત્રે યુદ્ધ કરવાવડે જય મેળવવાની આશા બાંધી. જ્યારે પાંડુકુમારો સૂઈ ગયા ત્યારે તેઓ ઘૂવડ-પક્ષીની જેમ આવીને અકસ્માત્ તૂટી પડ્યા. તે વખતે ભીમના જેવો ભયંકર ભીમનો કુમાર ઘટોત્કચ શત્રુઓને ત્રાસ પમાડતો માયાયુદ્ધથી યુદ્ધ કરવા લાગ્યો. તેને જોઇને કર્ણ કોપ પામ્યો, તેથી અકસ્માત્ બાણોનો મંડપ કરીને તેણે તેને ઢાંકી દીધો. ઘટોત્કચે તે બાણોને ગદાથી છેદી નાંખ્યા. પછી કર્ણે દેવે આપેલી સ્ફુરાયમાન અગ્નિના કણોથી વીંટાએલી એક શક્તિ ઘટોત્કચના પ્રાણ લેવા માટે મૂકી તેથી ઘટોત્કચે પોતાના પ્રાણોને મૂકયા.

પ્રાતઃકાલે રણકર્મમાં યમ જેવા દ્રોણાચાર્યે સૈન્યને ઉપદ્રવિત કર્યું એથી વિરાટ અને દ્રુપદરાજા તેની સામે થવાથી તે બંનેને તેણે મૃત્યુ પમાડી દીધા. વિરાટ અને દ્રુપદ-રાજાના મૃત્યુથી ધર્મરાજાનું સૈન્ય જ્યારે ગ્લાનિ પામ્યું, ત્યારે પોતાના સુભટોને સ્થિર કરતો ધૃષ્ટદ્યુમ્ન દ્રોણની સામે આવ્યો. જેમાં હાથીઓ પડે છે, અશ્વો ત્રાસ પામે છે અને રથો ભાંગે છે એવું ધૃષ્ટદ્યુમ્ન અને દ્રોણાચાર્યનું ચિરકાલ થતું યુદ્ધ જોઈ આકાશમાં રહેલા ખેચરો પણ ભય પામ્યા.

એવે સમયે માલવદેશના રાજાનો અશ્વત્થામા નામે હાથી મરાણો, તે સાંભળી સર્વ સૈન્યમાં 'અશ્વત્થામા હણાયો, અશ્વત્થામા હણાયો' એવો અદ્ભૂત ધ્વનિ પ્રસરી ગયો. તે વાણી સાંભળી. 'પોતાનો પુત્ર અશ્વત્થામા હણાઇ ગયો' એવું માનતા દ્રોણાચાર્ય ગુરુ રણ કરવામાં મંદ થઇ ગયા. અને 'શું કરવું ?' એ વિચારમાં જડ જેવા થઇ ગયા. તે વખતે અવસર જોઇને છલમાં બલવાળા ધૃષ્ટદ્યુમ્ને બાણથી વીંધેલા દ્રોણાચાર્ય પીડાથી વ્યથિત થતાં અનશન લઇને બ્રહ્મલોકમાં ગયા. પોતાના પિતાનાં મરણના ખબર સાંભળી બલથી ઉદ્ધત એવા અશ્વત્થામાએ પાંડવોની સેનાનો બાણસમૂહથી ઘણો વિનાશ કર્યો અને સર્વ સેનાનો વિનાશ કરવાને તેણે રોષથી નારાયણી અસ્ત્ર છોડયું. તેના તણખાથી સર્વ દિશાઓને પૂરતું આકાશમાં તે અસ્ત્ર પ્રકાશવા લાગ્યું. કૃષ્ણના કહેવાથી વિનયવડે નમ્ર એવા પાંડવોએ તે અસ્ત્રને નિષ્ફલ કરી નાખ્યું. "વિનયથી શું સિદ્ધ ન થાય ?" એવી રીતે અવિચ્છિન્ન બાર પહોર સુધી યુદ્ધ પ્રવર્ત્તતાં ઘણા વીરો અને ઘણા શત્રુઓ ક્ષય પામી ગયા.

પછી કૌરવોએ અંગદેશના રાજા કર્ણને સેનાપતિના પદ ઉપર નીમ્યો. "સર્વ પ્રાણીઓને આશા મહા બલવાન્ છે." પ્રાતઃકાલે ગાંધારીના પુત્રો પરાક્રમી કર્ણને આગળ કરી આયુધ ઉગામીને યુદ્ધ કરવાની ઇચ્છાએ રણમાં આવ્યા. બંને સૈન્યમાં ઉછળતાં શસ્ત્રો વડે ઉન્નત એવો મહાસંઘર્ષ ઉત્પન્ન થયો, જે સર્વ સૈનિકોને પરસ્પર દુઃસહ અને દુર્ભેદ થઇ પડ્યો. કર્ણ સુધી ધનુષ્યને ખેંચતો કર્ણ સમુદ્રના જેવો ધ્વનિ કરતો અને વાયુવડે પ્રથમથી ત્રાસ પમાડ્યો છે શત્રુઓને જેણે એવો તે રણક્ષેત્રની મધ્યમાં આવ્યો. જેમ સૂર્ય પોતાનાં

ફિરતો આસપાસ, ઊંચે અને નીચે પ્રસારે છે, તેમ તેનો પુત્ર[1] કર્ણ પણ શત્રુઓમાં પોતાનાં બાણોને પ્રસારવા લાગ્યો. સમાન ભુજપરાક્રમવાળા અર્જુન અને કર્ણ પ્રલયકાલમાં ઉદય પામેલા સૂર્યની જેમ ઉગ્ર એવા બાણોથી યુદ્ધ કરવા લાગ્યા. પૂર્વના કોપથી પ્રેરાયેલા ભીમે દુઃશાસનને રૂંધી લીધો, અને તેને પૃથ્વીના પૃષ્ઠ ઉપર પછાડી તેની ભુજાઓ ઉખેડી નાખી. દુઃશાસનના રુધિરથી રક્ત થયેલી ભૂમિને જોઇ તેનો રંગ આકાશમાં જાણે બતાવતો હોય તેમ રક્ત થઇને સૂર્યે તેજ વખતે પશ્ચિમદિશાનો આશ્રય કર્યો.

પ્રાતઃકાલે અર્જુનના વધની અપેક્ષા કરતો કર્ણ શલ્યને સારથિ કરી શંખધ્વનિના મિષથી ગર્જના કરતો રણભૂમિમાં આવ્યો. આકાશમાં, દિશાઓમાં અને પૃથ્વી ઉપર સર્વ પ્રાણીવર્ગની ઉપર વરસતા મેઘના ધ્વનિની જેમ તેમનાં બાણો જણાવા લાગ્યા. સર્વ મંત્રાસ્ત્રોને જાણનારા અર્જુને કર્ણે મૂકેલા નાગાસ્ત્રને ગરુડાસ્ત્રથી નિવારી દીધું; તેમજ બીજાં પણ તેનાં અસ્ત્રોને પ્રત્યસ્ત્રોવડે નિષ્ફલ કર્યાં. પ્રાંતે સૂર્ય પશ્ચિમ સમુદ્ર પર આવતાં પૂર્વે ઉપકારવડે ખરીદ કરેલા પન્નગેંદ્રની સહાયથી ધનંજયે ( અર્જુને ) કર્ણને મારી નાંખ્યો.

બીજે દિવસે શલ્યને સેનાપતિ કરી કૌરવો મંદ ઉત્સાહે રણમાં આવ્યા. શત્રુઓના મનમાં શલ્યરૂપ શલ્યરાજા શત્રુઓની ઉપર બાણો છોડતાં એક યુધિષ્ઠિર રાજા જ ખરેખરા યુદ્ધમાં સ્થિર થયા. સહદેવે પણ ક્રોધ પામી બાણસમૂહથી ગગનસાગરને પૂરી પોતાની સામે આવેલા ક્રોધી શકુનિને રૂંધી દીધો. પછી ઉત્તરકુમારને શલ્યે મારેલો તે વૈરને સંભારીને ધર્મરાજાએ ક્રોધથી સફલ શક્તિવડે શલ્યરાજાને મારી નાંખ્યો. "વીર પુરુષોનો ક્રોધ વૈરીને મારીને જ શાંત થાય છે." પછી કર્મસાક્ષી સૂર્ય જ્યારે અસ્ત પામ્યો, ત્યારે પોતાના ક્રમથી લજ્જા પામેલો દુર્બુદ્ધિ બીરુ દુર્યોધન ક્રોધથી નાશીને સરોવરમાં પેશી ગયો. અશ્વત્થામા, કૃતવર્મા અને કૃપાચાર્ય પણ દુર્યોધનની પદશ્રેણી જોતાં તે સરોવર પાસે આવ્યા. પછી જેવા તે સરોવરમાં રહેલા દુર્યોધનને તેઓ બોલાવતા હતા, તેવામાં જ તેમની પાછળ પાંડવો ત્યાં આવી પહોંચ્યા. એક અક્ષૌહિણી સેનાથી શત્રુઓને ક્ષોભ કરતા પાંડવો તે સરોવર પાસે આવી જલમાં તિરોહિત થયેલા દુર્યોધનને વીંટી લઇને આ પ્રમાણે કહેવા લાગ્યા; 'વીરેંદ્ર દુર્યોધન ! આ તેં કરેલું પલાયન તારા પૂર્વે મેળવેલા કીર્તિ ગુણવાળા ક્ષાત્રવ્રતનું પલાયન છે, તેથી તે તને યુક્ત નથી. વળી જે પોતાના વિદ્યાસ્ત્રવડે સમુદ્રને શોષણ કરવા સમર્થ છે, તેવા અર્જુનના રોષ આગળ શું તું આમ સંતાઇને રહી શકીશ ? જો કદિ બધાની સાથે યુદ્ધ કરવાને તું સમર્થ ન થઇ શકે, તો તારી ઇચ્છા પ્રમાણે ગમે તે એક વીરની સાથે તારા ઇચ્છિત યુદ્ધને કરીને યુદ્ધ કર, આ કથન તારા મનમાં વિચારી જો.' તે સાંભળી મનસ્વી દુર્યોધન બહાર નીકળીને બોલી ઉઠ્યો; 'હું પરાક્રમી ભીમની સાથે ગદાયુદ્ધથી યુદ્ધ કરીશ.' પાંડવોએ તેમ કરવું અંગીકાર કર્યું એટલે દુર્યોધન મોટા જલચર પ્રાણીની જેમ જયની ઇચ્છાથી સરોવરમાંથી

1 કર્ણ સૂર્યપુત્ર તરીકે પ્રસિદ્ધ હતો.

બહાર નીકળ્યો. બીજાઓ સભ્ય થઇને જોવા ઊભા રહ્યા, એટલે ભીમસેન અને દુર્યોધન ગદા લઈને પરસ્પર યુદ્ધ કરવા દોડ્યા. તેઓ ચિરકાલ પરસ્પર ગદાઘાતને વંચી કોપથી રાતાં મુખ થવાથી દેવતાઓને પણ દુઃપ્રેક્ષ્ય થઈ પડ્યા. છેવટે છલંગ મારવામાં પ્રવીણ એવા દુર્યોધનને ચરણમાં ગદા મારીને ભીમસેને પૃથ્વી પર આલોટાવી દીધો. તેના ભૂમિ પર પડ્યા પછી તેના મુગુટને ભીમે ચરણઘાતથી ચૂર્ણ કરી નાખ્યો. તે જોઇ બલદેવના મનમાં રોષ આવ્યો, પરંતુ જ્ઞાતિસંબંધથી શંકા પામી મનમાં કોપ ધરતા હળધર પાંડવોને ત્યાં જ છોડી રીસાઇને જતા રહ્યા. તત્કાલ પાંડવો ધૃષ્ટદ્યુમ્ન અને શિખંડીને સૈન્યની રક્ષા માટે રાખી કૃષ્ણને સાથે લઇને બલદેવનું શાંત્વન કરવા તેમની પાછળ ગયા. તે સમયે કૃતવર્મા, કૃપાચાર્ય અને અશ્વત્થામા એ ત્રણે વીરો દુર્યોધનને જોવાને રણક્ષેત્રમાં આવ્યા. દુર્યોધનની તેવી અવસ્થા જોઈ પોતાની નિંદા કરતા તેઓ બોલ્યા; 'અમને પ્રસન્ન થઇને આજ્ઞા આપો, જેથી અદ્યાપિ અમે પાંડવોને હણી નાખીએ.' 'પાંડવોને હણીએ' એ વચન સાંભળતાં જ જેનું મન ઉચ્છ્વાસ પામ્યું છે, એવા દુર્યોધને તેમનો હાથવડે સ્પર્શ કરી પાંડવોના વધને માટે આજ્ઞા કરી. તેઓ પાંડવ રહિત શૂન્ય સૈન્યમાં જઇ ધૃષ્ટદ્યુમ્ન અને શિખંડી સાથે ચિરકાલ યુદ્ધ કરી તેમને મારીને પાંડવોના બાલપુત્રોને હરી લાવ્યા અને તેમનાં મસ્તક લઇને દુર્યોધનની પાસે મૂકયાં. તે બાલ-પુત્રોનાં મસ્તકો જોઈ દુર્યોધને તેઓને કહ્યું કે; 'અરે! ધિક્કાર છે તમને! આ બાળ એવા પાંડવપુત્રોનાં મસ્તક અહિં મારી આગળ કેમ લાવ્યા? પણ તેમનાં તેવાં ભાગ્ય હશે! પરંતુ આમ કરવાથી કાંઈ પાંડવોનો ક્ષય થયો નહીં.' આ પ્રમાણે બોલતો દુર્યોધન દુઃખથી પીડાતો મરણ પામ્યો અને કૃપાચાર્ય વગેરે લજ્જા પામી શોક કરતા કરતા કોઈ ઠેકાણે ચાલ્યા ગયા. અહિં પાંડવો બલભદ્રને ભક્તિવચનથી અનુકૂલ કરી પોતાના સૈન્યમાં આવ્યા, ત્યાં પોતાનાં બાળપુત્રોને મારેલા સાંભળીને શોકાતુર થયા. પછી કૌરવોનાં અને પોતાના પુત્રોનાં પ્રેતકાર્ય પાંડવોએ સરસ્વતીને કાંઠે કર્યાં.

દુર્યોધન મૃત્યુ પામ્યો તે ખબર સાંભળી, મગધદેશના રાજા જરાસંઘે ક્રોધથી પ્રજ્વલિત થઈ સોમકરાજાને મોકલ્યો. તેણે આવીને પાંડવોની સાથે રહેલા સમુદ્રવિજયને ધીરવાણીએ જરાસંધનો આ પ્રમાણે સંદેશો કહ્યો; 'તમારા બલથી અને સહાયથી મારા મિત્ર દુર્યોધનને પાંડવોએ જે મારી નાખ્યો છે, તેથી કંસના વધ કરતાં પણ મને ઘણું માઠું લાગ્યું છે; માટે હવે રામ તથા કૃષ્ણને અને પાંડવોને મને સોંપી દો, નહિં તો હું આવું છું, તમે સત્વર યુદ્ધ કરવામાં અગ્રેસર થાઓ.' આવો રોષવડે યુક્ત જરાસંધનો સંદેશો સાંભળી રામ તથા કૃષ્ણે તેને ધિક્કાર આપ્યો, તેથી સોમકે પોતાના રાજા જરાસંધને તે સર્વ વૃત્તાંત જણાવ્યો.

તે સમયે જરાસંધના હંસક નામના મંત્રીએ કહ્યું; 'હે રાજન્! ઉત્સાહશકિત અને પ્રભુશકિત કરતાં પણ મંત્રશક્તિ બલવતી છે. મંત્રશક્તિ વગર જ કંસ અને કાલ

વગેરે પરાભવ પામી ગયા છે. મંત્રશક્તિવાળાઓને પગલે પગલે સંપત્તિ પ્રાપ્ત થાય છે. માટે વિચારી જુવો કે, યાદવો હમણાં સર્વ પ્રકારે ઉદયવાળા છે. વળી તેઓનું પરાક્રમ પૂર્વે આપે જોયેલું છે, તે કરતાં પણ અત્યારે રામકૃષ્ણ સર્વથી અધિક પરાક્રમવાળા થયા છે. અને તેમના પુત્રો પ્રદ્યુમ્ન અને શાંબ પણ તેવા જ પરાક્રમી છે. વળી તેમનાં કુલમાં ઉત્પન્ન થયેલા એક નેમિકુમારજી ત્રણ લોકનો વિજય કરવાને સમર્થ છે; ઇંદ્રોથી પણ પૂજાયેલા તે નેમિની સાથે યુદ્ધ કરવાની ઇચ્છા પણ કોણ કરે ? વળી તેવા પ્રકારના પરાક્રમવાળા પાંડવો પણ તેના સૈન્યમાં છે. તેઓમાં એક મહાનેમિ તો સર્વ ગ્રહોમાં સૂર્યની જેમ રહેલા છે. આવી રીતે આ સમયમાં કાલબલ અને શત્રુઓની મોટી ઉન્નતિ જાણીને હે સ્વામી ! આપને હાલ તેમની સાથે યુદ્ધ કરવું ઘટતું નથી. હમણાં સાહસ કરવાથી ઊલટો આપણા તેજનો ક્ષય થવાનો છે.' હંસકમંત્રીનાં આવાં વચન સાંભળી જરાસંધ ક્રોધથી રાતાં નેત્ર કરી બોલ્યો કે; ' હે મૂઢ મંત્રી ! જરૂર તને યાદવોએ ફૂટવ્યો છે. હે મંત્રી ! તારા મંત્ર( વિચાર )ની સાથે એ ગોવાળીઆના સૈન્યને રણમાં મારીને હમણાં જ મારી પુત્રીની પ્રતિજ્ઞાને હું પૂર્ણ કરીશ.' આ પ્રમાણે કહીને જરાસંધે પોતાના મંત્રીઓની પાસે ચક્રવ્યૂહ રચાવ્યું અને પ્રાતઃકાલે શનિપલ્લી ગામની પાસે યુદ્ધ કરવા માટે આવવા યાદવોને નિમંત્રણ કર્યું. પછી જરાસંધે સર્વની સંમતિથી પોતે પટબંધ કરીને હિરણ્યનાભને પોતાના સૈન્યમાં સેનાપતિ કર્યો. પ્રાતઃકાલે યાદવો પણ ગરુડવ્યૂહ રચી શુભ શુકનથી ઉત્સાહ ધરતા રણાંગણમાં આવ્યા. સમુદ્રવિજયે પોતાના સૈન્યમાં બલવાન્ પુરુષોમાં મુખ્ય એવા અનાદૃષ્ટિને મોટા ઉત્સવ સાથે સેનાપતિપણાનો અભિષેક કર્યો. એ અવસરે માતલિ સારથિ ઇંદ્રની આજ્ઞાવડે કાંતિથી આકાશને પ્રકાશિત કરતો એક રથ લઇને ત્યાં આવ્યો. શ્રી નેમિપ્રભુ તેમાં વિરાજમાન થયા. પરસ્પર અસ્રોના સંઘટ્ટથી સ્ફુરણાયમાન થતા અગ્નિકણવડે પ્રજ્વલિત એવા તે બંને વ્યૂહ જાણે પ્રલયકાલના પર્વતો હોય તેમ સામસામા મલી ગયા. તેઓના વાજિંત્રોના શબ્દોથી, ઘોડાના હણહણાટથી, રથોના ચીત્કારથી અને સુભટોના સિંહનાદથી જગત્ બધું બંધુર થઈ ગયું. જરાસંધના હુંકારયુક્ત તિરસ્કારોથી અને ચક્રવ્યૂહના અગ્રેસર વીરોથી પ્રથમ કૃષ્ણના સૈનિકો ભંગ પામી ગયા. એટલે વ્યૂહના દક્ષિણ વામભાગ તરફ મહાનેમિ અને અર્જુન અને વ્યૂહના મુખભાગ તરફ અનાદૃષ્ટિ દોડી આવ્યા. સિંહનાદ નામનો શંખ મહાનેમિએ, દેવદત્ત નામનો શંખ અર્જુને, બલાહક નામનો શંખ અનાદૃષ્ટિએ મોટા નાદથી ફૂંકવા માંડયો. તેઓના શંખના ધ્વનિથી, ધનુષ્યના ટંકારવથી, રથના ચીત્કારથી, અને બાણોના સમૂહથી શત્રુઓનું સૈન્ય પરમ દીનતાને પામી ગયું. તે ત્રણ વીરોએ કોપ કરી ત્રણે ઠેકાણેથી શત્રુના વ્યૂહને તોડી પાડયો. એટલે તે માર્ગે ઘણા વીરો તેમાં પેઠા.

પછી મહાનેમિ સામે રૂકમી, ધનંજય સામે શિશુપાલ અને અનાદૃષ્ટિ સામે હિરણ્યનાભ ક્રોધથી યુદ્ધ કરવાને આવ્યા. પરસ્પર વિવિધ આયુધને વર્ષાવતા તે છ

વીરોનો સંગ્રામ દેવતાઓને પણ થોડા વખતમાં અતિ ભયંકર દેખાવા લાગ્યો. એવો કોઇ સ્વાર, એવો કોઈ નિષાદી (ગજારૂઢ), એવો કોઇ પદાતિ કે એવો કોઇ રથી ન રહ્યો કે જેની ઉપર મહાનેમિના બાણોએ વિશ્રાંતિ કરી ન હોય. મહાનેમિના બાણોથી વ્યાપ્ત થઇ ગયેલા રૂક્મિની રક્ષા કરવાને માટે વેણુદારી વગેરે સાત રાજાઓ જરાસંધની આજ્ઞાથી આવ્યા. તે આઠે વીરોનાં બાણોને તારાઓના પ્રકાશને સૂર્ય છેદી નાંખે (ઢાંકી દે) તેમ મહાનેમિએ હાથચાલાકીથી છેદી નાખ્યા. છેવટે શિવાદેવીના કુમારનો સંહાર કરવાને માટે રૂક્મિએ વરુણ પાસેથી મેળવેલી શક્તિ છોડી, જેમાંથી તેમની આગળ અનેક ક્રૂર વ્યંતરો પ્રગટ થવા માંડ્યા. તેથી અરિષ્ટનેમિની આજ્ઞા લઇને માતલી સારથિએ મહાનેમિના બાણમાં તત્કાળ ઇંદ્રના વજ્રનું સંક્રમણ કર્યું. વજ્રમય બાણના ઘાતથી મહાનેમિએ તત્કાલ તે શક્તિને પાડી નાખી અને રૂક્મિના કપાળમાં એક બીજું બાણ માર્યું. તેથી ભૂમિ પર પડી ગયેલા રૂક્મિને પોતાના રથમાં ઉપાડી લઇને વેણુદારી ત્યાંથી ચાલ્યો ગયો. એટલે બીજા સાત રાજાઓ પણ ભય પામીને નાશી ગયા. સમુદ્રવિજયે દ્રુમને, સ્તિમિતે ભદ્રકંઠને અને અક્ષોભ્ય પરાક્રમવાળા ક્ષોભ્યે સુસેનરાજાને મારી નાંખ્યો. એવી રીતે ક્રોધ પામેલા યાદવ વીરોએ જરાસંધરાજાના ઘણા પરાક્રમી રાજાઓને યુદ્ધમાં મારી નાખ્યા. તે સમયે તીવ્ર કિરણવાળો સૂર્ય વીર લોકોની તીવ્રતાને જાણે સહન કરી શક્યો ન હોય, તેમ પશ્ચિમ સમુદ્રમાં ચાલ્યો ગયો–અસ્ત પામ્યો અને સૈનિકો પોતાનાં આશ્રયસ્થાન તરફ ચાલ્યા ગયા.

બીજે દિવસે પ્રાતઃકાલે મહારથી રાજાઓથી વીંટાએલો હિરણ્યનાભ નદીમાં મહાહસ્તી પેસે તેમ યાદવોની સેનામાં પેઠો. તત્કાલ જયસેન અને મહીજય ક્રોધ કરી શ્રાવણ–ભાદરવાની જેમ બાણધારાને વર્ષાવતા તેની સામે દોડી આવ્યા. તેઓનું લોહમય શસ્ત્રોથી અને દિવ્ય અસ્ત્રોથી મહાયુદ્ધ થયું. જેથી દેવતાઓને પણ ત્રણ જગતના મથનની શંકા થઈ પડી. ક્રોધ પામેલા હિરણ્યનાભે પોતાને અવસર મલતાં જ જયસેન અને મહીજયને થોડા વખતમાં મારી નાખ્યા. તેમનો વધ જોઈ ક્રોધ પામેલા સ્પષ્ટ પરાક્રમી અનાદૃષ્ટિએ હિરણ્યનાભના રથને, ઘોડાને, સારથિને અને હિરણ્યનાભને અનુક્રમે મારી નાખ્યા. પોતાના બંધુઓ જયસેન તથા મહીજયનો નાશ સાંભળી રથનેમિએ જરાસંધના ઓગણત્રીશ પુત્રોને મારી નાખ્યા. પછીપરાક્રમી રથનેમિ જરાસંધની સર્વ સેનાનું મથન કરીને પોતાના સૈન્ય તરફ પાછો ફર્યો.

ત્રીજે દિવસે પ્રાતઃકાલે જરાસંધે શિશુપાલને સેનાપતિ કર્યો અને પોતે રામકૃષ્ણનો વધ કરવાની પ્રતિજ્ઞા કરી. શિશુપાલને આગલ કરી જરાસંધની સેનાએ રણયજ્ઞના ભૂખ્યા એવા યાદવોને નિમંત્રણ કર્યું. હંસકમંત્રીએ કહેલી હકીકતને આધારે રામકૃષ્ણને ઓળખી શત્રુઓને ભય આપનાર અને ઇર્ષ્યાલુ જરાસંધે તેમની સામે પોતાનો રથ હાંકયો. ક્રોધ પામેલા યમરાજની જેવા જરાસંધને આવતો જોઇ બલભદ્રના દશ પુત્રો બાણશ્રેણીને વર્ષાવતા તેની સામે દોડ્યા. પોતાના આત્માને વીર માનતો અને વીરપણાનાં વચનો બોલતો

શિશુપાલ કૃષ્ણની સામે પોતાનો રથ લઈ જઈને બાણો છોડવા લાગ્યો. કૃષ્ણે ક્રોધ કરીને શિશુપાલના મુગટ, કવચ, ધનુષ્ય, સારથિ, રથ, ઘોડા અને તેનું મસ્તક અનુક્રમે છેદી નાંખ્યાં. પછી જરાસંધના અઠ્ઠાવીશ પુત્રો કોપ કરી બલભદ્રની સાથે યુદ્ધ કરવા આવ્યા, પણ બલભદ્રના અસ્ત્રોથી સ્વલ્પ સમયમા મૃત્યુ પામી ગયા. જરાસંધે ક્રોધથી બલભદ્રના પુત્રોને હણીને બલભદ્રના મસ્તક પર ગદા નાખી, જેથી બલરામ મૂર્છા પામી ગયા. તેમને મારી નાખવાને ઇચ્છતા જરાસંધને જોઈ સર્વવીરશિરોમણિ અર્જુન વચમાં આવીને તેની સામે યુદ્ધ કરવા લાગ્યો કૃષ્ણે બલરામની તેવી અવસ્થા જાણીને કોપથી જરાસંધના ઓગણોતેર પુત્રોને મારી નાખ્યા. તે સમયે સૂર્ય અસ્તાચલ પર જતાં પોતપોતાના સ્વામીની આજ્ઞાથી અનુક્રમે બંને સેનાઓ રણક્ષેત્રમાંથી પાછી ફરી જરાસંધે શત્રુઓને યુદ્ધમા દુર્જય માની પોતે સિદ્ધ કરેલી જરા નામની અસુરસુંદરીને રાત્રિએ યાદવોના સૈન્યમા મોકલી શ્રી નેમિનાથ, કૃષ્ણ અને બલભદ્ર વિના અત્યંત જરાવસ્થાને પ્રગટ કરતી એ જરા અસુરી બીજી કાલરાત્રિ હોય તેમ સર્વ સેના ઉપર વ્યાપી ગઈ. સ્વેચ્છાએ વૃદ્ધિ પામતી તે જરાથી બધી સેના ભ્રષ્ટચેતનાવાળી થઈને માત્ર કિંચિત ઉચ્છ્વાસ લેવા લાગી પ્રાતઃકાલે જાગ્રત થતા જ પ્રતાપી કૃષ્ણે પોતાની સેનાની તેવી સ્થિતિ જોઈને મનમા જરા ગ્લાનિ પામી નેમિકુમારને કહ્યું; 'હે બંધુ ! અમારા ક્ષયની જેમ આ સૈન્ય બધું શૂન્યાગપણાને પામી ગયું, બલભદ્ર પણ ગદાઘાતથી વિધુર થયા અને બીજાઓ પણ છતા અછતા થઈ ગયા. દેહ ગયે છતે પોતાના ઉજ્જવલ નેત્ર જેવા આપણે બે છીએ, તેથી શું થશે ? હવે તમારી સહાયથી જ શત્રુઓનો વિનાશ થાય તેમ છે. આ શત્રુ સમર્થ બલસંયુક્ત છે અને છલપ્રિય છે, તેથી તે આપણા સૈન્યને હણવાને આવેલ છે, માટે હવે તો તમે રણમા ચાલો. હે દેવ ! કેશરીસિંહની જેવા તમે જ્યા સુધી સજ્જ થયા નથી ત્યા સુધીજ શિયાલની જેમ સર્વ સુર, અસુર અને મનુષ્યોના સ્વામીઓ બલવાન્ છે.[1] તમારી ભુજાના બલમા આ ત્રૈલોક્ય તન્મયતાને પામે છે. અર્થાત્ સર્વનું બલ તેમાં સમાઈ જાય છે. અને આ ઇન્દ્રઉપેદ્રાદિક તમારી આગળ કિંકર હોય તેમ રહેલા છે.'

આવા કૃષ્ણના વચન સાંભળી અવધિજ્ઞાનથી જોઈને દાંતરૂપ ચંદ્રકાંતિથી પાપાંધકારનું હરણ કરતા શ્રી નેમિ ભગવંત બોલ્યા; 'હે શ્રીકાંત ! સાંભળો, તમારા પરાક્રમ અને તેજ વડે સંભ્રમ પામેલા આ તમારા શત્રુએ તમારા સૈન્ય ઉપર જરાને મોકલી છે, તેથી આ સર્વ સેના વિધુર થઇ ગયેલી છે તમે એકલા પણ આ રણસંકટમાં શત્રુઓને હણશો એ સત્ય છે, પણ આ તમારું સૈન્ય તો ખરેખર આ જરાવડે પ્રાણ છોડી દેશે, માટે તેનો ઉપાય કહું તે સાંભળો; "પાતાલમા ધરણેંદ્રના દેવાલયમા ભાવી તીર્થંકર શ્રી પાર્શ્વનાથની અતિ

1 અહીં કેટલીક પ્રતોમા એક શ્લોક છે તેનો અર્થ પ્રસંગને અનુસરતો ન હોવાથી મૂકી દેવા પડ્યો છે. તે અર્થ આ પ્રમાણે છે, 'બલવાન પુરુષો એક બલના જ શત્રુને છતવાને સમર્થ બને છે પણ બીજા શત્રુને હણવા શક્તિમાન નથી થતા, પરંતુ આપની ક્ષમા તો બે બલમા બાહુ અને બલવત્ શત્રુને હણવામાં વિસ્તરેલી છે.'

મહિમાવાળી પ્રતિમા છે, માટે ધરણેંદ્રની ત્રણ દિવસ ત્રણ ઉપવાસથી આરાધના કરીને તેની પાસે તે પ્રતિમાની યાચના કરો. એટલે એ રીતે આરાધેલો ધરણેંદ્ર તમને તે પ્રતિમા આપશે, તે પ્રતિમાના ચરણકમલના સ્નાત્રજલનું સિંચન કરવાથી તમારું સર્વ સૈન્ય ક્ષણ વારમાં મોહને ત્યજી દઇને સ્વસ્થ થશે.' એટલે કૃષ્ણ બોલ્યા; 'હું જેટલી વાર ધરણેંદ્રના ધ્યાનમાં તત્પર રહું તેટલી વાર આ સેનાનું રક્ષણ કોણ કરશે ?' પ્રભુએ કહ્યું; 'ત્યાં સુધી શત્રુઓના સંકટમાંથી હું રક્ષા કરીશ.' તે સાંભળી હર્ષ પામેલા કૃષ્ણ વાસુદેવ ધરણેંદ્રના આરાધનમાં તત્પર થયા. અને પોતાનું મન તેના ઉજ્વલ ધ્યાનમાં જોડી દીધું.

અહીં યાદવોનું સૈન્ય રેહું જોઇ પરાક્રમી જરાસંધ ચતુરંગ સેના લઈને ચડી આવ્યો અને ગગનમાં મંડપ રચતો હોય તેમ સુખપૂર્વક રવિને ઢાંકી દેતો જરાસંધ બીજા મેઘની જેમ બાણવૃષ્ટિ કરવા લાગ્યો. તે વખતે નેમિકુમારની આજ્ઞાથી માતલિ સારથિએ આવર્ત લેતા પવનની જેમ પ્રભુસંયુકત પોતાના રથને યાદવસૈન્યની ચારે બાજુ ફેરવવા માંડયો. તે રથના ભમવાના શબ્દથી આખું વિશ્વ જાણે ચેષ્ટા રહિત થઇ ગયું તો એક જરાસંધના સૈન્યનું શું કહેવું ? પછી ત્રણ જગતમાં જેનો શબ્દ વ્યાપી રહ્યો છે એવા મહાશંખને પ્રભુએ પૂર્યો અને ભયંકર શબ્દ કરતું ઈંદ્રધનુષ્ય ખેંચીને તેનો ટંકારવ કર્યો. તે ધનુષ્યનો શબ્દ પ્રલયકાળના સમુદ્ર અને વર્ષાના ઉત્કટ ગર્જારવની જેમ સર્વને દુ:સહ થઇ પડયો. પછી શત્રુ તરફ અસંખ્ય બાણો શીઘ્રતાથી છોડવા માંડયાં, જેથી શત્રુઓ સર્વ વ્યાપકની જેમ પ્રભુને સર્વ બાજુ જોવા લાગ્યા. તેમના રથના ફરવા સાથે છૂટેલી બાણોની શ્રેણીને ભેદવાને અસમર્થ એવા સર્વ રાજાઓ રણમાં સાક્ષીભૂત હોય તેમ દૂર ઊભા રહ્યા. પ્રભુએ તે રાજાઓનાં કવચ, ધનુષ્ય, મુગટ, ધ્વજા અને બાણ છેદી નાખ્યાં પણ દયાળુ પ્રભુએ તેમના પ્રાણ હર્યા નહિં.

અહિં કૃષ્ણ ધ્યાનમાં લીન થયા હતા. તેમની આગળ ત્રીજે દિવસે કાંતિના પૂંજની અંતર્ગત રહેલાં પદ્માવતી દેવી પ્રગટ થયા. દેવીઓના ગણની સાથે પોતાની સામે ઉભેલાં તે દેવીને જોઇ પ્રણામ કરીને કૃષ્ણ સ્તુતિપૂર્વક આં પ્રમાણે વચન બોલ્યા; 'હે પવિત્ર દેવી ! આજે હું ધન્ય, કૃતાર્થ અને પવિત્ર થયો. વળી આજે મારા સર્વ મનોરથ સફલ થયા કે જેથી મને તમારું દર્શન થયું. હે દેવિ ! તમારા વૈભવને મારી જિહ્વાવડે કેટલોક વર્ણવું ? કે જેને કહેવાને ઇંદ્રાદિક દેવતાઓ પણ સમર્થ થતા નથી.' આવાં ભકિતભરેલાં વચનથી પ્રસન્ન થયેલાં તે દેવી બોલ્યાં; 'હે કૃષ્ણ ! જે કાર્ય માટે તમે મારું સ્મરણ કર્યું હોય તે કહો.' તે સાંભળી વિષ્ણુ બોલ્યા; 'હે પરમેશ્વરી ! જો તમે સંતુષ્ટ થયાં હો તો મને પાર્શ્વનાથનું અદ્ભુત બિંબ આપો, જેથી જરાએ ગ્રસ્ત થયેલું આ સૈન્ય તેમનાં સ્નાત્રજલથી સજ્જ થઇને શત્રુઓનો પરાભવ કરે, અને સદા તમારી પૂજા કરે.' પદ્માવતી બોલ્યા; 'કૃષ્ણ ! આ તમારા બંધુ શ્રી નેમિકુમાર કે જે વિજયવાન્, જગતની રક્ષા કરવામાં સમર્થ, જગતના પ્રભુ, જગદ્વ્યાપી, જગતમાં વીર, જગતના ગુરુ, સર્વદર્શી,

શિશુપાલ કૃષ્ણની સામે પોતાનો રથ લઈ જઈને બાણો છોડવા લાગ્યો. કૃષ્ણે ક્રોધ કરીને શિશુપાલના મુગટ, કવચ, ધનુષ્ય, સારથિ, રથ, ઘોડા અને તેનું મસ્તક અનુક્રમે છેદી નાંખ્યાં. પછી જરાસંધના અઠ્ઠાવીશ પુત્રો કોપ કરી બલભદ્રની સાથે યુદ્ધ કરવા આવ્યા, પણ બલભદ્રના અસ્ત્રોથી સ્વલ્પ સમયમાં મૃત્યુ પામી ગયા. જરાસંધે ક્રોધથી બલભદ્રના પુત્રોને હણીને બલભદ્રના મસ્તક પર ગદા નાખી, જેથી બલરામ મૂર્છા પામી ગયા. તેમને મારી નાખવાને ઇચ્છતા જરાસંધને જોઈ સર્વવીરશિરોમણિ અર્જુન વચમાં આવીને તેની સામે યુદ્ધ કરવા લાગ્યો. કૃષ્ણે બલરામની તેવી અવસ્થા જાણીને કોપથી જરાસંધના ઓગણોતેર પુત્રોને મારી નાખ્યા. તે સમયે સૂર્ય અસ્તાચલ પર જતાં પોતપોતાના સ્વામીની આજ્ઞાથી અનુક્રમે બંને સેનાઓ રણક્ષેત્રમાંથી પાછી ફરી. જરાસંધે શત્રુઓને યુદ્ધમાં દુર્જય માની પોતે સિદ્ધ કરેલી જરા નામની અસુરસુંદરીને રાત્રિએ યાદવોના સૈન્યમાં મોકલી. શ્રી નેમિનાથ, કૃષ્ણ અને બલભદ્ર વિના અત્યંત જરાવસ્થાને પ્રગટ કરતી એ જરા અસુરી બીજી કાલરાત્રિ હોય તેમ સર્વ સેના ઉપર વ્યાપી ગઈ. સ્વેચ્છાએ વૃદ્ધિ પામતી તે જરાથી બધી સેના ભ્રષ્ટચેતનાવાળી થઈને માત્ર કિંચિત ઉચ્છ્વાસ લેવા લાગી. પ્રાતઃકાલે જાગ્રત થતાં જ પ્રતાપી કૃષ્ણે પોતાની સેનાની તેવી સ્થિતિ જોઈને મનમાં જરા ગ્લાનિ પામી નેમિકુમારને કહ્યું; ‘ હે બંધુ ! અમારા ક્ષયની જેમ આ સૈન્ય બધું શૂન્યાંગપણાને પામી ગયું, બલભદ્ર પણ ગદાઘાતથી વિધુર થયા અને બીજાઓ પણ છતા અછતા થઈ ગયા. દેહ ગયે છતે પોતાના ઉજ્જવલ નેત્ર જેવા આપણે બે છીએ, તેથી શું થશે ? હવે તમારી સહાયથી જ શત્રુઓનો વિનાશ થાય તેમ છે. આ શત્રુ સમર્થ બલસંયુક્ત છે અને છલપ્રિય છે, તેથી તે આપણાં સૈન્યને હણવાને આવેલ છે, માટે હવે તો તમે રણમાં ચાલો. હે દેવ ! કેશરીસિંહની જેવા તમે જ્યાં સુધી સજ્જ થયા નથી ત્યાં સુધીજ શિયાલની જેમ સર્વ સુર, અસુર અને મનુષ્યોના સ્વામીઓ બલવાન્ છે.[1] તમારી ભુજાના બલમાં આ ત્રૈલોક્ય તન્મયતાને પામે છે. અર્થાત્ સર્વનું બલ તેમાં સમાઈ જાય છે. અને આ ઇન્દ્રઉપેંદ્રાદિક તમારી આગળ કિંકર હોય તેમ રહેલા છે. ’

આવાં કૃષ્ણનાં વચન સાંભળી અવધિજ્ઞાનથી જોઈને દાંતરૂપ ચંદ્રકાંતિથી પાપાંધકારનું હરણ કરતા શ્રી નેમિ ભગવંત બોલ્યા; ‘ હે શ્રીકાંત ! સાંભળો, તમારા પરાક્રમ અને તેજ વડે સંભ્રમ પામેલા આ તમારા શત્રુએ તમારા સૈન્ય ઉપર જરાને મોકલી છે, તેથી આ સર્વ સેના વિધુર થઇ ગયેલી છે. તમે એકલા પણ આ રણસંકટમાં શત્રુઓને હણશો એ સત્ય છે, પણ આ તમારું સૈન્ય તો ખરેખર આ જરાવડે પ્રાણ છોડી દેશે, માટે તેનો ઉપાય કહું તે સાંભળો; “ પાતાલમાં ધરણેંદ્રના દેવાલયમાં ભાવી તીર્થંકર શ્રી પાર્શ્વનાથની અતિ

---

૧ અહીં કેટલીક પ્રતોમા એક શ્લોક છે તેનો અર્થ પ્રસંગને અનુસરતો ન બેસવાથી મૂકી દેવો પડયો છે. તે અર્થ આ પ્રમાણે છે, ‘બલવાન પુરુષો એક ભવના બાહ્ય શત્રુને જીતવાને સમર્થ બને છે. પણ કર્મ શત્રુને હણવા શક્તિમાન નથી થતા, પરંતુ આપની ક્ષમા તો બે ભવમા બાહ્ય અને અભ્યંતર શત્રુને હણવામાં પૈર્યવાળી છે.’

મહિમાવાળી પ્રતિમા છે, માટે ધરણેંદ્રની ત્રણ દિવસ ત્રણ ઉપવાસથી આરાધના કરીને તેની પાસે તે પ્રતિમાની યાચના કરો. એટલે એ રીતે આરાધેલો ધરણેંદ્ર તમને તે પ્રતિમા આપશે, તે પ્રતિમાના ચરણકમલના સ્નાત્રજલનું સિંચન કરવાથી તમારું સર્વ સૈન્ય ક્ષણ વારમાં મોહને ત્યજી દઇને સ્વસ્થ થશે.' એટલે કૃષ્ણ બોલ્યા; 'હું જેટલી વાર ધરણેંદ્રના ધ્યાનમાં તત્પર રહું તેટલી વાર આ સેનાનું રક્ષણ કોણ કરશે ?' પ્રભુએ કહ્યું; 'ત્યાં સુધી શત્રુઓના સંકટમાંથી હું રક્ષા કરીશ.' તે સાંભળી હર્ષ પામેલા કૃષ્ણ વાસુદેવ ધરણેંદ્રના આરાધનમાં તત્પર થયા. અને પોતાનું મન તેના ઉજ્વલ ધ્યાનમાં જોડી દીધું.

અહીં યાદવોનું સૈન્ય રૂંધું જોઇ પરાક્રમી જરાસંધ ચતુરંગ સેના લઇને ચડી આવ્યો અને ગગનમાં મંડપ રચતો હોય તેમ સુખપૂર્વક રવિને ઢાંકી દેતો જરાસંધ બીજા મેઘની જેમ બાણવૃષ્ટિ કરવા લાગ્યો. તે વખતે નેમિકુમારની આજ્ઞાથી માતલિ સારથિએ આવર્ત લેતા પવનની જેમ પ્રભુસંયુક્ત પોતાના રથને યાદવસૈન્યની ચારે બાજુ ફેરવવા માંડયો. તે રથના ભમવાના શબ્દથી આખું વિશ્વ જાણે ચેષ્ટા રહિત થઇ ગયું તો એક જરાસંધના સૈન્યનું શું કહેવું ? પછી ત્રણ જગતમાં જેનો શબ્દ વ્યાપી રહ્યો છે એવા મહાશંખને પ્રભુએ પૂર્યો અને ભયંકર શબ્દ કરતું ઈંદ્રધનુષ્ય ખેંચીને તેનો ટંકારવ કર્યો. તે ધનુષ્યનો શબ્દ પ્રલયકાળના સમુદ્ર અને વર્ષાના ઉત્કટ ગર્જારવની જેમ સર્વને દુઃસહ થઇ પડયો. પછી શત્રુ તરફ અસંખ્ય બાણો શીઘ્રતાથી છોડવા માંડયાં, જેથી શત્રુઓ સર્વ વ્યાપકની જેમ પ્રભુને સર્વ બાજુ જોવા લાગ્યા. તેમના રથના ફરવા સાથે છૂટેલી બાણોની શ્રેણીને ભેદવાને અસમર્થ એવા સર્વ રાજાઓ રણમાં સાક્ષીભૂત હોય તેમ દૂર ઊભા રહ્યા. પ્રભુએ તે રાજાઓનાં કવચ, ધનુષ્ય, મુગટ, ધ્વજા અને બાણ છેદી નાખ્યાં પણ દયાળુ પ્રભુએ તેમના પ્રાણ હર્યા નહિં.

અહિં કૃષ્ણ ધ્યાનમાં લીન થયા હતા. તેમની આગળ ત્રીજે દિવસે કાંતિના પૂંજની અંતર્ગત રહેલાં પદ્માવતી દેવી પ્રગટ થયા. દેવીઓના ગણની સાથે પોતાની સામે ઉભેલાં તે દેવીને જોઇ પ્રણામ કરીને કૃષ્ણ સ્તુતિપૂર્વક આ પ્રમાણે વચન બોલ્યા; 'હે પવિત્ર દેવી ! આજે હું ધન્ય, કૃતાર્થ અને પવિત્ર થયો. વળી આજે મારા સર્વ મનોરથ સફલ થયા કે જેથી મને તમારું દર્શન થયું. હે દેવિ ! તમારા વૈભવને મારી જિહ્વાવડે કેટલોક વર્ણવું ? કે જેને કહેવાને ઈંદ્રાદિક દેવતાઓ પણ સમર્થ થતા નથી.' આવાં ભક્તિભરેલાં વચનથી પ્રસન્ન થયેલાં તે દેવી બોલ્યાં; 'હે કૃષ્ણ ! જે કાર્ય માટે તમે મારું સ્મરણ કર્યું હોય તે કહો.' તે સાંભળી વિષ્ણુ બોલ્યા; 'હે પરમેશ્વરી ! જો તમે સંતુષ્ટ થયાં હો તો મને પાર્શ્વનાથનું અદ્ભુત બિંબ આપો, જેથી જરાએ ગ્રસ્ત થયેલું આ સૈન્ય તેમનાં સ્નાત્રજલથી સજ્જ થઇને શત્રુઓનો પરાભવ કરે, અને સદા તમારી પૂજા કરે.' પદ્માવતી બોલ્યા; 'કૃષ્ણ ! આ તમારા બંધુ શ્રી નેમિકુમાર કે જે વિજયવાન્, જગતની રક્ષા કરવામાં સમર્થ, જગતના પ્રભુ, જગદ્વ્યાપી, જગતમાં વીર, જગતના ગુરુ, સર્વદર્શી,

સર્વજ્ઞ, જિનેશ્વર અને જેઓને યોગીશ્વરો પણ નમસ્કાર કરી રહ્યા છે એવા છે; તે પ્રભુની આગળ, આ જરા, આ જરાસંધ, અને સુર કે અસુરો કોણ માત્ર છે? તેમની આજ્ઞાથી હું તમારા શત્રુ જરાસંધને સૈન્યસહિત મારી નાખુ અથવા તેને બાંધીને ક્ષણવારમા તમારી પાસે લાવું અને બીજું જે કહો, તે તમારું સર્વ ઇચ્છિત હું કરું.' કૃષ્ણે કહ્યું; 'હે દેવિ! તમારાથી તે સર્વ થઇ શકે છે, પરંતુ હે માતા! મેં શ્રી નેમિકુમારની આજ્ઞાથી જ તમારું સ્મરણ કર્યું છે ત્રણ જગતને માન્ય એવા મારા બંધુ નેમિનાથના મહિમાને કોણ નથી જાણતું? પણ તમે કહ્યું તેમ તમારી પાસે કરાવવાથી અમારું કાઇ પણ પરાક્રમ જોવામા આવશે નહીં, માટે જો તમે પ્રસન્ન થયા હો, તો પ્રસાદ કરી મને તે પ્રતિમા આપો, જેથી હું પોતે જ તમારી કૃપાથી રણમા શત્રુઓને હણી નાખું.' આવા કૃષ્ણના અતિઆગ્રહથી અને ભક્તિથી પદ્માવતીએ સ્મરણ કરીને તે પ્રતિમાને ત્યાં લાવી અને તે કૃષ્ણને આપીને પોતે અંતર્હિત થઇ ગયા. કૃષ્ણે તે પ્રતિમાના ચરણના સ્નાત્રજલનું બધા સૈન્ય ઉપર સિંચન કર્યું એટલે ક્ષણવારમા સૈન્ય સ્વસ્થ થયું.

પછી પ્રલયકાળના સમુદ્રની જેમ દુર્ધર એવા સમુદ્રવિજયને નમી કૃષ્ણ રણરસમા રસિક થયા રૂક્મિણીપતિ કૃષ્ણે હર્ષથી પાંચજન્ય શંખને એવો ફૂંક્યો કે, જેનો શબ્દ સાભળી શત્રુઓ ઘાતની જેમ બહેરા થઇ ગયા. પછી શ્રી નેમિનાથ પ્રભુએ લાખ રાજાઓને જીતી લીધા, પરંતુ 'પ્રતિવાસુદેવનો વધ વાસુદેવથી જ થાય છે' એ નિયમ હોવાથી માત્ર જરાસંધને છોડી દીધો. બધુ સૈન્ય જ્યારે રણમા સજ્જ થયું, ત્યારે નેમિનાથ પ્રભુ પોતે રણમાથી મુક્ત થઇ માત્ર સૈન્યની રક્ષાને માટે જ રહ્યા. બલભદ્રે પણ પોતાની વ્યથા દૂર થયા પછી હલ અને મુશલથી ઘણા શત્રુઓને ચૂર્ણ કરી નાખ્યા પછી રોષથી અંધ થયેલા જરાસંધે બાણોની ધારાથી શત્રુઓમા દુર્દિન કરતા કૃષ્ણની તરફ પોતાનો રથ ચલાવ્યો. અગ્નિની જેમ શત્રુરૂપી કાષ્ઠોમા દુસહ અને તેજના એક સ્થાનરૂપ કૃષ્ણ પણ રથમા બેસીને તેની સામે દોડ્યા તે બંનેના ગમન કરતા રથના ચક્રથી પીલાયેલી પૃથ્વી કણેકણ ચૂર્ણ થઇ ગઈ તે રણધુર્ય વીરોના ગમનાગમનથી સમગ્ર વિશ્વમા ક્ષોભ થઇ ગયો દેવતાઓએ પણ ભયથી જોયેલા બંને વીરો પરસ્પર લોહાસ્ત્રે લોહાસ્ત્રનો અને દિવ્યાસ્ત્રે દિવ્યાસ્ત્રનો છેદ કરવા લાગ્યા જ્યારે જરાસંધના સર્વ અસ્ત્રો ક્ષીણ થઇ ગયા, ત્યારે તેણે રોષથી ચક્રનુ સ્મરણ કર્યું. તત્કાલ અગ્નિના કણોથી વ્યાપ્ત એવું તે ચક્ર તેના હાથમા આવ્યું. એટલે જરાસંધે કૃષ્ણ પ્રત્યે કહ્યું; 'રે ગોવાલ! સર્વ છોડી દે, અને હજુ પણ મારી આજ્ઞા માન, જો તુ જીવતો રહીશ તો ગાયોને ચારવાનું તારું કામ તુ પ્રાપ્ત કરીશ, હે કૃષ્ણ! નહિં તો આ ચક્ર તારા મસ્તકને ભેદી નાખશે' આ પ્રમાણે કહેતા જરાસંધને કૃષ્ણે કહ્યું, 'રે મૂઢ જરાસંધ! તું સત્ય કહે છે, તને મારીને ગોપાલન એટલે પૃથ્વીને પાલન કરવાનું મારું કર્મ હું કરીશ, માટે હવે ચક્ર છોડી દે, શા માટે વિલંબ કરે છે?' જરાસંધે તત્કાલ રોષથી

આકાશમાં ફેરવીને કલ્પાંત કાલના અગ્નિની જેવું ભયંકર ચક્ર મૂક્યું. તે ચક્ર કૃષ્ણને પ્રદક્ષિણા કરીને કૃષ્ણના હાથમાં આવ્યું. એટલે 'પોતે અર્દ્ધચક્રી છે' એવું જાણીને કૃષ્ણે તે ચક્ર શત્રુ ઉપર પાછું છોડયું. તે ચક્રે જેનું કંઠનાળ છેદ્યું છે એવો મગધરાજ જરાસંધ તત્કાલ પૃથ્વી ઉપર પડી ગયો. અંતે મૃત્યુ પામીને ઘણા કર્મના ભારથી આકુલ-વ્યાકુલ થઇ તે ચોથી નરકનો મિત્ર થયો. 'નવીન પરાક્રમને ધારણ કરનાર, ઘનશ્યામ વર્ણવાળા અને ઉજ્જવળ કીર્ત્તિવાળા આ કૃષ્ણ નવમા વાસુદેવ છે' એમ બોલતા દેવતાઓએ કૃષ્ણનાં મસ્તક ઉપર પુષ્પની વૃષ્ટિ કરી. પછી સહદેવ વગેરે જરાસંધના પુત્રોએ આવી કૃષ્ણને પ્રણામ કર્યો. કૃષ્ણે તેમની સંભાળ લીધી. અને હર્ષથી રાજગૃહીના રાજ્ય પર તેમને સ્થાપન કર્યા. પછી યાદવોએ પ્રેરેલા અને અમાપ ભક્તિવાળા કૃષ્ણે ત્યાં પદ્માવતીએ આપેલી શ્રી પાર્શ્વનાથપ્રભુની પ્રતિમા અને તેની સામે પોતાની પ્રતિમા સ્થાપિત કરી અને તેની વ્યવસ્થા માટે તે નગરને નિમી દીધું. આ રીતે યાદવનાયકોએ શ્રી શંખેશ્વર પાર્શ્વનાથની પ્રતિમાને વારંવાર પૂજીને પ્રીતિથી તેમની બહુ ભક્તિને હૃદયમાં રાખવાને અસમર્થ થયા હોય તેમ જેમના અનેક મહાપ્રભાવો દીઠેલા છે એવા તે સૌભાગ્યવાન પ્રભુની પવિત્ર એવા સ્તોત્રોથી સ્તુતિ કરી. પછી યાદવોએ વાણીરૂપ અમૃતથી વધાવેલા અને હર્ષભર લોચનના કિરણરૂપ પુષ્પોથી પૂજેલા એવા ઉત્તમ પરાક્રમની ખાણરૂપ શ્રી નેમિનાથપ્રભુની પૂજા કરીને માતલિ સારથિ તેમની આજ્ઞા મેળવી પ્રણામ કરી સ્વસ્થાને ગયો. અને પ્રભુના વીરત્વનું કીર્ત્તન કરવાથી સ્વર્ગપતિ ઈંદ્રને પ્રીતિનું પાત્ર થયો.

કૃષ્ણે હર્ષથી ઈંદ્રપ્રસ્થ પાંડવોને, અયોધ્યા રૂક્મનાભને, શૌર્યપુર મહાનેમિને અને બીજાઓને યથાયોગ્ય રાજ્યો સોંપી દીધાં. પછી ચરણોમાં સારી રીતે આરૂઢ થયેલા યાદવોથી વીંટાઇ, માર્ગમાં ચાલતા રાજાઓના વિજયદંડથી હર્ષ પામતા કૃષ્ણ સૈન્ય તથા બલભદ્રની સાથે ભરતાર્દ્ધનો વિજય કરવા માટે ચક્રની પાછળ ચાલ્યા. છ માસમાં બધી પૃથ્વીનો વિજય કરી, ભક્તિથી નમ્ર એવા હજાર રાજાઓએ જેના ચરણને પૂજેલા છે, અને ભુજાના પ્રૌઢ પ્રતાપથી શત્રુઓના સમૂહને જેણે દળી નાખ્યાં છે એવા કૃષ્ણ એક છત્ર રાજ્ય મેળવીને પોતાની ઉત્સવમય દ્વારિકાનગરીમાં આવ્યા. પોતાની સ્થિતિ વિચારીને તેમણે ભૂમિતલ ઉપરથી ભરતાર્દ્ધવાસી દેવતાઓએ બતાવેલી કોટિશિલાને ભૂમિથી ચાર અંગુલ ઊંચી કરી. નમ્ર એવા અનેક રાજાઓના મુકુટમણિની કાંતિથી જેમનાં ચરણકમલ પ્રકાશમાન છે, જેમના પ્રત્યેક અંગનું સૌંદર્ય સ્ત્રીઓને પોતાના નેત્રરૂપ પાત્રોથી પીવા યોગ્ય છે, વિદ્યાધર અને દેવોએ જેમની સેવા કરેલી છે એવા ગુણગણના આધારરૂપ, સ્ફુરાયમાન કીર્ત્તિરૂપ નદીના ગિરિરૂપ અને લક્ષ્મીના પતિ શ્રીકૃષ્ણ વાસુદેવ આ ભરતાર્દ્ધ ઉપર સુખે રાજ્ય કરવા લાગ્યા.

[આ પ્રમાણે આચાર્ય શ્રી ધનેશ્વરસૂરિરચિત શ્રી શત્રુંજયમાહાત્મ્યના અંતર્ભૂત શ્રી રૈવતાચલ માહાત્મ્ય વર્ણનમાં કૃષ્ણવિજય નામના બારમા સર્ગનો ગુર્જરાનુવાદ પૂર્ણ થયો.]

# સર્ગ ૧૩ મો.

## ( ગિરનાર માહાત્મ્ય )

અદ્ભુત ભગવાન જે શ્રી નેમિનાથપ્રભુને સુર અને અસુરો અંજલિ જોડીને નમે છે અને યોગીઓ હૃદયની અંદર જેનું ધ્યાન ધરે છે, તે શ્રી નેમિનાથપ્રભુની હું નમસ્કારપૂર્વક સ્તુતિ કરું છું

**શ્રી** નેમિનાથ પ્રભુ પોતાની સમાન વયના થઈને આવેલા દેવતાઓની સાથે ચારે બાજુથી અત્યંત પરિવરેલા છતાં પણ પ્રતિબંધરહિતપણે માત્ર કૃષ્ણને હર્ષ આપવાને માટે ક્રીડા કરતા હતા. જેવી જેવી નેમિનાથ પ્રભુની ઈચ્છા થતી, તેમ તેમ દેવતાઓનો સમૂહ ચેષ્ટા કરતો હતો અને પ્રભુ પણ તેનો બદલો આપવાને ઇચ્છતા હોય તેમ દેવતાઓની અભિલાષા પ્રમાણે વર્ત્તતા હતા. જે જે પ્રદેશમાં સૂર્યની જેમ પ્રભુ વિચરતા હતા, તે તે પ્રદેશ અતિ શોભતો હતો; અને દેવતાઓના આગ્રહથી જે જે પ્રદેશને છોડી દેતા હતા. તે તે પ્રદેશ તેમના વિરહથી શોભારહિત થતો હતો.

એક વખતે ઉપકારી તે પ્રભુ લીલાથી સેવક દેવતાઓના વૃંદને વિનોદ આપતા લાખો રક્ષકોનાં શસ્ત્રોથી રક્ષિત એવા કૃષ્ણના આયુધગૃહમાં આવી ચડ્યા. ત્યાં રહેલા અતિ ઉજ્જવળ શંખને જોઈને દેવતાઓ 'રાહુના ભયથી જાણે પૃથ્વી પર આવેલો ચંદ્ર હોય, ક્ષીરસાગરમાંથી ઉતરેલો માખણનો પીંડ હોય, અથવા કૃષ્ણ વાસુદેવનો યશોરાશિ હોય' તેમ વિચારવા લાગ્યા. કિરણોના સમૂહથી વ્યાપ્ત એવું ચક્ર જોઈ, 'શું ગમનાગમનથી ત્રાસ પામીને સૂર્ય અહીં આવેલો હશે? અથવા તો સમુદ્ર સાથે વિરોધ કરી વડવાનલ અહીં નાશી આવ્યો હશે?' એમ વિતર્ક કરવા લાગ્યા. વળી સ્વર્ગદંડના મુખભાગની જેમ જેની કાંતિ આકાશમાં વ્યાપી રહી છે, શેષનાગની ફણાના મણિ જેવી જે પ્રકાશિત છે અને કામદેવની કાન્તિના સમૂહ જેવી મનોહર એવી કૃષ્ણની ગદા જોઈને દેવો જાણે વિચારમાં જ પડી ગયા અને શક્રે પોતાના જીવિતવ્યની જેમ આપેલું વિષ્ણુનું ધનુષ્ય જોઈને 'ઇંદ્રે વિષ્ણુને ન્હાના ભાઈનું પદ આપ્યું છે, તેથી વિષ્ણુના ધનુષ્યે ઇંદ્રના ધનુષ્યને અનુજપણું આપ્યું જણાય છે,' એમ દેવતાઓ સ્ફુટ રીતે કહેવા લાગ્યા. તે સિવાય કૃષ્ણના બીજા શસ્ત્રોના સમૂહને જોઈને પણ તેઓએ તર્ક કર્યો કે; 'આ શસ્ત્રો નથી પણ તે તે શત્રુઓના વિનાશરૂપ ભોજ્ય મળવાથી અસંખ્યપણાને પ્રાપ્ત થયેલો કૃષ્ણનો જાણે પ્રતાપ છે.'

દેવતાઓ આ પ્રમાણે વિચારે છે, તેવામાં વિશ્વનો ઉદ્ધાર કરવામાં પ્રવીણ એવા પ્રભુએ કૌતુકથી કૃષ્ણના શંખને લેવાની ઇચ્છા કરી, એટલે શસ્ત્રાગારના અધિકારી સેવકોએ અંજલિથી પ્રણામ કરીને કહ્યું 'હે સ્વામી! જો કે તમે પોતાના બળથી શત્રુઓનો વિનાશ કરનાર, અને કૃષ્ણ વાસુદેવના વીર્યસિંધુ બંધુ છો, તથાપિ આ શંખને લેવાનો પ્રયાસ

કરશો નહિં; કારણ કે, તેને ગ્રહણ કરવાને પણ તમે સમર્થ થશો નહીં.' આવી સેવકોની વાણી સાંભળી દેવતાઓના સમૂહને પણ આશ્ચર્ય ઉત્પન્ન કરનાર પ્રભુએ હસતા હસતા શંખ ઉપાડી પોતાના દાંતનાં કિરણોની સાથે સ્પર્ધા કરતી કાંતિવાળા તેને મધુર લીલાથી ફુંકવા માંડ્યો. તે પાંચજન્ય શંખમાંથી ઉત્પન્ન થયેલા નાદે બધી નગરીને તે અવસરે ભરી દઇને અત્યંત ફેલાતા, સમુદ્રના પૂરને સામે પાર પમાડતા બધી પૃથ્વીને કંપાવી દીધી. તેથી સમુદ્રે મોટા તરંગના ઘાતથી મારીને બહાર કાઢી નાખેલો મત્સ્યોનો સમૂહ નગરમાં રહેલા મહેલોના શિખર પર આવી પડતાં તેની અંદર રહેલા કામદેવના ચિહ્નને ધારણ કરવા લાગ્યો. પોતાની માતા પૃથ્વીનો વિયોગ પામીને જે ધાતુઓ દૂર ગઇ હતી, તેઓ આ શંખ-ધ્વનિથી પડી જતા મોટા મહેલના બ્હાને પાછા પૃથ્વીના સંયોગને પામવા લાગી. વળી તે નાદ ફેલાતા હાથીઓ ઊભા રહેવામાં કાયર થયા, અશ્વો વેગથી કંપાયમાન થયા અને રથો ચાલવામાં વૃથા થઈ ગયા. કર્ણમાં તે ધ્વનિરૂપ ખીલાના ઘાતથી લોકો અચેતન થઇ પૃથ્વી પર આલોટવા લાગ્યા, અને બલભદ્ર, કૃષ્ણ તથા દશાર્હ વગેરે તે દુઃખથી દુભાણા હોય તેમ ક્ષોભ પામી ગયા. ક્ષણવાર અંતરમાં ચમત્કાર પામી, નેત્ર ઉઘાડી અને મસ્તક ધૂણાવી કૃષ્ણે તે ધ્વનિથી વ્યાકુળ થયેલા સભ્યોની સમક્ષ અસ્ખલિત વચને બલભદ્રને કહ્યું; 'પૂર્વે આપણે જીતેલા શત્રુઓના સમૂહમાંથી આ કોઇ નવો વાસુદેવ ઉત્પન્ન થયેલ છે ? શું જિનેશ્વર ભગવંતે નહિ જણાવેલ એવો કોઈ નવીન ચક્રવર્તી કે ઇંદ્ર પૃથ્વીમાં વૃદ્ધિ પામી પ્રગટ થયેલ છે ? આ ત્રણ લોકમાં કોઈ બીજો તેવો પુરુષ નથી કે જે બલથી મને અને તમને (બલભદ્રને) ક્ષોભ કરી શકે, તે છતાં સર્વ જનને અત્યંત ક્ષોભ કરનાર આ શંખ કોણે વગાડયો ? તે જૂઓ. હે વીરો ! રણમાં કઠોર અંગવાળા, ગજેંદ્રોને જલ્દી તૈયાર કરો અને અશ્વગણને એકદમ પ્રેરણા કરો, સ્ફુરણાયમાન સૂર્યનાં કિરણોની ઉપમાને હરી લેતા અસ્ત્રસમૂહને ઉત્તેજિત કરો. ઉત્તમ ભુજાના ઉગ્રવીર્યથી સર્વ શત્રુઓની સેનાને પરાભવ કરનાર, પોતાના બાહુ પર મેરુ ગિરિને ધારણ કરનાર અને હેલામાત્રમાં બલથી સમુદ્રની વેલાનું પણ ઉલ્લંઘન કરનાર, એવા હે વીર લોકો ! અહિં આવો."

આ પ્રમાણે કહી હોઠને સ્ફુરણાયમાન કરતા, કરાઘાતથી પૃથ્વીને કંપાવતા અને સ્મરણમાં આવતા કામદેવને પણ ભીષણ લાગે તેવાં ભયંકર અંગને ધારણ કરતા કૃષ્ણ તત્કાલ સિંહાસન ઉપરથી ઊભા થયા. એટલે બીજા લોકો પણ કોપના આટોપથી હાથમાં રાખીને ઉછાળતા શસ્ત્રજાલવડે આકાશને પ્રકાશિત કરતા અને સભાને ક્ષોભ કરતા બેઠા થયા. જેથી તેઓ કૃષ્ણના અંશની જેવા દેખાવા લાગ્યા. તે વખતે શબ્દથી ભૂમિ અને આકાશને ફોડી નાખતા અને પ્રતિધ્વનિથી દિશાઓને ગજાવતા રણનાં વાજિંત્રો વાગવા માંડયાં. ગજેંદ્રરૂપી પર્વતવાળો, દુંદુભિવડે ઘોર ગર્જના કરતો, તુરંગરૂપ તરંગવાળો, બખ્તરરૂપ ઊર્મિઓથી ઉછળતો અને શસ્ત્રરૂપ જલથી પૂર્ણ એવો નરસાગર પૃથ્વીતલ ઉપર જાણે મર્યાદાહીન થયેલો હોય એમ જણાવા લાગ્યું. વાજીંત્રોના

શબ્દોથી, ભુજાઓના અભિઘાતથી, ઘોડાઓના ઉચ્ચ હેષારવથી, હાથીઓની ગર્જનાથી, શંખના ઘોષથી, અને સુભટોના સિંહનાદથી ત્રૈલોક્ય પણ ચલાચલ થઈ ગયું. એવી રીતે ચતુરંગ સેનાને તૈયાર કરીને કૃષ્ણ ત્યાંથી આગલ ચાલવાને ઇચ્છતા હતા, તેવામાં અસ્ત્રગૃહના અધિકારીએ આવી વિનયથી નમ્ર બની નમસ્કાર કરીને વિજ્ઞપ્તિ કરી; 'દેવ ! તમારા બંધુ અરિષ્ટનેમિએ મૃદુ એવા શાર્ઙ્ગધનુષ્યને શીંગડાનું ધારી તિરસ્કારથી લીધું નહીં, કરગ્રહણને સહન કરે તેવું નથી એમ ધારી ખડ્ગને સ્વીકાર્યું નહીં, ગદા મેલને ધારણ કરનાર વાંકી અને જીર્ણ થયેલી છે, તેમજ સ્ત્રીજાતિ છે એમ ધારી ઉપાડી નહીં અને ચક્ર મારા હાથમાં રહેવાથી ઘણો આક્રંદ કરશે એમ ધારી લેવા ઇચ્છયું નહીં, એવી રીતે અવજ્ઞાપૂર્વક સામાન્ય જનોને ભયંકર એવા શસ્ત્રોને છોડી દઈ, આ શ્વેતપણામાં વિખ્યાત છે, માટે કાંઈક મારા વિનોદને સહન કરશે એવું ધારી, અમોએ નીતિવચનોથી વાર્યા તો પણ કૌતુકથી તમારો શંખ હાથમાં લઈ જાણે તમારા બલને અંદર સંક્રમિત કરતા હોય તેમ ફૂંકવા માંડયો. તેથી હે નાથ ! શત્રુની સામે યોગ્ય એવા સૈન્યના સંગથી જેમાં કોપ પ્રગટ જણાય છે એવા આ યુદ્ધના પુરુષાર્થને છોડી દો, તમારી સેનાના ભારથી પીડિત શેષનાગ પણ અત્યંત ભયને ધારે છે.'

આવું પોતાનાં બંધુનું પરાક્રમ સાંભળી કૃષ્ણ અંતરમાં ચમત્કાર પામી ગયા, અને સ્તબ્ધ થઇને યુદ્ધના આયાસથી વિરામ પામ્યા; તેમજ ત્યાંથી જરા પણ ચલિત થયા નહીં. અહીં ભગવાન્ નેમિનાથે પણ પોતાનું કિંચિત્ વીર્ય બતાવીને શંખને છોડી દીધો. એટલે જગત્ પણ પાછું પોતાની પ્રકૃતિને પ્રાપ્ત થયું. કેમકે 'કારણ વગર કાર્ય થતું નથી.' પછી ત્યાંથી પાછા ફરતા ભગવંત નેમિનાથ ભ્રષ્ટ થયેલી દુકાનોની શ્રેણી, અને મણિમય દીવાલો તેમજ ત્રાસ પામેલા ઘોડા અને ગજેંદ્રોનાં ટોળાંને જોતાં જોતાં વેગથી કૃષ્ણની સભામાં આવ્યા. જે સભા કોઈ ઠેકાણે ભાલા, છરી, વજ્ર, ખડ્ગ, કોદાળા અને દુસ્ફોટ ધનુષ્યને ધરનારા તથા રોમાંચસહિત બખ્તરોથી ઉત્તમ અંગરક્ષાવાળા સુભટોથી વીરરસથી ઉછળતી જણાતી હતી; કોઇ ઠેકાણે સિંદૂર પૂરવડે અરુણ એવી સુંઢાવાળા, લોઢાની સાંકળોથી કબજે રાખેલા, શરીર પર બખ્તર ધરાવેલા, ખીલા સાથે મજબૂત બાંધેલા અને ગર્જના કરતા હોવાથી મેઘથી વીંટાએલા પર્વતોના સમૂહ જેવા દેખાતા ગજેંદ્રોથી વ્યાપ્ત હતી; કોઈ ઠેકાણે ફીણથી વીંટાએલા ઉર્મિસમૂહ જેવા, વારંવાર હેષારવ કરતા, અને સુખે બેસી શકાય તેવા બખ્તરધારી અશ્વગણો પોતાની ખરીઓના અગ્રભાગથી ભૂમિભાગને ખોદી નાખતા હતા; કોઈ ઠેકાણે જોડેલા અશ્વોએ કંઠાગ્રભાગે ધારણ કરેલા, જેની અંદર અનેક પ્રકારના શસ્ત્રો ભરેલા છે એવા અને ઉગ્ર સુભટપતિઓએ તેની ઉપર ચઢવાને માટે જેનાં અંગ પકડેલાં છે એવા રથોએ તેનો માર્ગ રુંધી નાખ્યો હતો; અને ઘણા વાહનોના સમૂહથી, સુભટોના હુંકાર શબ્દથી અને શસ્ત્રના નાદથી, વીર, અદ્ભુત, રૌદ્ર રસનું જાણે એક ઘર હોય એવી જે રાજસત્તા જણાતી હતી

સભામાં અનુક્રમે અરિષ્ટનેમિ પ્રભુ આવ્યા. સભામાં આવતાં જ ભગવંતે ત્યાં બેઠેલા કૃષ્ણને જોયા કે જે એક ચરણથી પૃથ્વીને દબાવી અને બીજા ચરણથી આસનને દબાવીને બેઠા હતા, ક્રોધથી રાતા થયેલા મુખવડે ઉદય પામતા સૂર્યબિંબને અનુસરતા હતા, ઉષ્ણતા સાથે નીકળતા વચનથી જેમના અંતરનો રોષાગ્નિ જણાઇ આવતો હતો, હોઠ કંપતા હતા, લલાટપટ્ટ ઉપરની ત્રિવલ્લીમાં સ્વેદજલના બિંદુઓનો સમૂહ આવી રહ્યો હતો, એક હાથથી ગદાનો ટેકો લઇ વીર સુભટોને યુદ્ધસંબંધી કાર્યમાં બહુ પ્રકારે યોજતા હતા, અને પૂર્વે અનેક વખતે ઉત્પન્ન થયેલા રણવિજયના ગર્વથી ઉદ્ધત થઇ ગયેલ જણાતા હતા.

લીલાથી ચપલ એવા લોચનવડે તે તે માણસોના ઉદ્યોગને જોવાને ઉત્કંઠિત એવા બંધુ નેમિનાથને ત્યાં આવેલા જોઇ તત્કાલ કૃષ્ણ લજ્જાથી નમ્ર થઇ ગયા અને બીજાઓ પણ મૌન થઇ ગયા. તે વખતે કૃષ્ણ ક્ષણવારમાં પોતાની આકૃતિને છૂપાવીને સંભ્રમથી નેમિકુમારને બોલાવી આત્મપ્રીતિ જણાવતા જેનું મુખકમલ હસતું છે એવા પ્રભુને કહેવા લાગ્યા; 'હે ભાઇ! તમને સંભાર્યા તેવા જ તમે આવ્યા છો. હે ભ્રાતા! શસ્ત્રગૃહમાં રહેલા પાંચજન્ય શંખને તમે કાંઇ પણ આશા (કારણ) વિના શા માટે ફૂંક્યો? કે જેથી સાગર અને પર્વતસહિત આ ચરાચર વિશ્વ અદ્યાપિ ક્ષોભ પામેલું જણાય છે. આપણા ઘરમાં બાલકોને ક્રીડા કરવાને લાયક બીજી ઘણી ક્રિયાઓ (રમતો) છે. તે તમને કોમલ અંગવાળાને આનંદને માટે ન થઈ કે જેથી આ કઠોર અંગવાળા પુરુષને યોગ્ય એવો શંખ ઉપાડ્યો?' આવી રીતે કૃષ્ણના આશયને ગર્ભિતપણે સૂચવનારી વાણી સાંભળીને અતિ ગંભીર નેમિનાથ પ્રભુએ ચિત્તમાં ક્ષોભ પામ્યા વગર પોતે 'સહેજ રંગરસથી શંખ ફૂંક્યો હતો!' એવો પ્રત્યુત્તર આપ્યો. પ્રભુનું તેવું બલ અને તેવી ધીરતા જોઈ જાણે આશંકા પામ્યા હોય, તેમ કૃષ્ણ બલભદ્રના મુખ સામું જોઇ નેમિકુમાર પ્રત્યે આ પ્રમાણે ગંભીર, પવિત્ર, મધુર અને કાંઈક કઠોર વચન બોલ્યા; 'ભાઇ! તમારા આ લોકોત્તર બલથી અને ગાંભીર્ય ગુણથી હર્ષ પામેલો હું માનું છું કે, મારું આ સમગ્ર વિશ્વ-રાજ્ય તમારાથી જ મોટા શાસનના નિવાસને યોગ્ય થયેલું છે. હીરાના અંકુર જેવી કાંતિથી અધિક શોભતા એવા તમારાથી અલંકૃત થયેલું આ બધું યાદવકુલ બીજા બધા કુલને કાચના જેવા ગણે છે. આ બલભદ્ર મારા બલથી જેમ સર્વ રાજાઓને તૃણ સમાન જાણે છે, તેમ હું તમારા બલથી બધા વિશ્વપતિને તૃણસમાન જાણું છું. હે બંધુ! તમારા આવા બલથી દેવતાઓને રોધ કરે તેવી સમૃદ્ધિ તથા હર્ષ મને પ્રાપ્ત થયો છે, તથાપિ પ્રસન્નતા માટે મને આપની ભુજાનું બલ બતાવો.' આવી પોતાના ભાવને જણાવતી કૃષ્ણની વાણી સાંભળી જેના ચિત્તમાં કાંઇ પણ ક્ષોભ થયો નથી, અને વડિલોને પ્રીતિ કરનારા એવા પ્રભુએ પૃથ્વી સામું જોઇ, ઉચિત કાર્ય જાણી, તે અંગીકાર કર્યું.

પછી તે બંને ભાઈ જાણે દેહધારી ઉત્સાહ અને ધૈર્ય હોય તેમ સિંહાસનથી ઉઠી બીજા બંધુઓની સાથે જનસમૂહવડે જોવાતા આયુધશાળા તરફ ચાલ્યા. તે સમયે બીજા-

ઓના નાશ કરવામાં શક્તિને નહીં વાપરનારા કૃપાળુ નેમિનાથ પ્રભુ વિચાર કરવા લાગ્યા કે; 'અહા! આ મારા બંધુ કૃષ્ણ હૃદયની તુચ્છતાથી મારે વિષે પણ શંકા કરે છે. હું કૃષ્ણને મન, વચન અને કાયાની શુદ્ધતાથી કહું છું કે; "મારે જગતનાં આધિપત્યની સ્પૃહા નથી, આ સંસારસાગરમાં પડવું નથી, કેવળ વ્રતગ્રહણ કરવાની જ ઇચ્છા છે." તથાપિ કૃષ્ણ તે માનતા નથી. ભુજા, છાતી, કરતલ અને ચરણથી જો હું તેને મારીશ, તો તેનું શું થશે? 'કદલીવૃક્ષ પક્ષીઓના પગને સહન કરે છે, પણ ઐરાવત હાથીના ઘર્ષણને સહન કરી શકતું નથી.' તોપણ જે રીતે મારાથી એને કાંઈ અનર્થ પ્રાપ્ત ન થાય, અને તે ઉન્મત્ત હોવાથી મારું અંશથી પણ બલ જાણી લે, તેમ જ તેના માનની પણ સિદ્ધિ થાય, તેવી રીતે મારે આ કાર્ય કરવાનું છે.' આ પ્રમાણે મનમાં વિચારી અમંદ બુદ્ધિવાળા પ્રભુ ગંભીર વાણીથી સમુદ્રના ધ્વનિનો તિરસ્કાર કરતા અને દિશાઓને પણ વાચાળ કરતા કૃષ્ણને કહેવા લાગ્યા; 'હે બંધુ! ચરણના પ્રહારથી અને પૃથ્વી પર પડવાથી રજસમૂહને ઉડાડવાવડે થતું પામર જનને હર્ષ આપનારું જે યુદ્ધ તે સર્વ પ્રકારના યુદ્ધમાં ચતુર એવા ઉત્તમ વીર પુરુષને યુક્ત નથી. વળી શત્રુઓ ઉપર યોજવા યોગ્ય એવા દિવ્ય અને લોહમય શસ્ત્રોથી પણ આપણે યુદ્ધ કરવું સારું નથી. કારણ કે, પરસ્પર પોતાના જ અંગની જેમ આપણે બંને બંધુઓને એવો ભેદભાવ નથી, અને તે યુદ્ધ તો વિશેષ ખેદનો ઉદય કરનાર છે. માટે આપણે પરસ્પર ભુજાને નમાડીને જ જય-પરાજયની કલ્પના કરીએ, જેથી ક્રીડામાત્રમાં આપણને માનની સિદ્ધિ થશે અને લજ્જાકારી દેહપીડા નહીં થાય.' તે વાત કબૂલ કરીને પર્વતની જેવા બલવાળા કૃષ્ણ એક દાંતે રહેલા હાથીની જેમ અને એક જ ઊંચી શાખાવાળા પવન વગરના વૃક્ષની જેમ ઊંચો હાથ કરીને ઊભા રહ્યા. એટલે બળના ગર્વથી ધનુષ્યની જેમ ઊંચા રાખેલા અને જેમાં બાણની રેખા છે એવા તે કૃષ્ણના બાહુનાલને નેમિનાથપ્રભુએ પોતાની વામ ભુજાવડે કમલ-નાલની જેમ નમાવી દીધો. પછી પ્રભુએ જરા હાસ્ય કરી પોતાની વામ ભુજા એક ઊંચા શિખરવાળા પર્વતની જેમ અને જેમા એક તાલવૃક્ષ ઊંચું હોય એવા વૃક્ષજાલની જેમ ઊંચી કરી. કૃષ્ણે સર્વ બલથી નેમિનાથપ્રભુના તે પ્રબલ હાથને નમાવવા માંડ્યો પરંતુ તે અત્યંત મજબૂત હાથ કિંચિત્ પણ નમ્યો નહીં. "અતિ બલવાન્ પવન વૃક્ષોને ક્ષોભ પમાડે છે, પણ મેરુને ક્ષોભ પમાડી શકતો નથી." પછી વડનું વૃક્ષ જેમ વડવાઈથી શાખાને વીંટાઇ વળે અને સર્પ જેમ પોતાના દેહથી ચંદનવૃક્ષને વીંટાઈ વળે તેમ કૃષ્ણ નેમિનાથપ્રભુની તે ભુજાને બે હાથવડે તે પ્રસંગે વીંટાઇ વળ્યા, તથાપિ નેમિનાથપ્રભુની તે મહાભુજા નમી નહીં; એટલે કૃષ્ણ તેની સાથે ચરણ સંકોચીને વડવાંદરીની જેમ અને સુઘરીના માળાની જેમ તેમ જ વાનરપેઠે લટકી રહ્યા.

પછી નિર્મળ હાસ્યથી પોતાનું વિલખાપણું ઢાંકી દેતા કૃષ્ણે સર્પની ફણા જેવી નેમિનાથપ્રભુની ભુજાને છોડી દીધી અને પ્રેમથી તેમને આલિંગન કરીને બોલ્યા; 'હે વત્સ! અતુચ્છ બળવાળા અને મને જીતતા એવા તમારાવડે હું આ વિશ્વને

તૃણસમાન ગણું છું અને પર્વતોમાં મેરુની જેમ સર્વકુલોમાં આપણાં કુલને ઊંચું ગણું છું.' એવી રીતે પ્રસન્ન અને ગંભીર વાણીવડે કહીને કૃષ્ણે નેમિનાથ પ્રભુને વિસર્જન કર્યા. પ્રભુના ગયા પછી શંકિત ચિત્તવૃત્તિવાળા કૃષ્ણે પ્રસન્નતા અને વિસ્મયતાપૂર્વક બલભદ્રને કહ્યું કે; 'આ બંધુ નેમિનાથ બલના એક સિંધુરૂપ છે, તો તે સમુદ્રપર્યંત પૃથ્વીમંડલને કેમ સાધતા નહિ હોય ? શરદ્ઋતુનાં વાદળાંની જેમ પોતાના આત્મબલને વૃથા કેમ કરતા હશે ?' કૃષ્ણનો શંકિત આશય જાણી બલરામે શાંતમને કહ્યું; 'આ બંધુ સ્વયમેવ સર્વ સંગનો ત્યાગ કરનાર, અને કામદેવનું મર્દન કરનાર હોવાથી સંસારની અભિલાષાવાળા નથી. રાગાદિક રોગ રહિત એવા તે મુમુક્ષુ વ્રત ગ્રહણ કરવા યોગ્ય સમયની રાહ જૂએ છે, તો પછી તેઓ સંસારની વૃદ્ધિ કરનાર અભિમાનનું સ્થાન એવું આ રાજ્ય કેમ ઇચ્છે ? જેણે જ્ઞાન અને વૈરાગ્યના યોગને જાણેલ નથી, તેવા પુરુષને જ સંસારની અભિલાષા સુખનો હેતુ થાય છે. મરુ દેશમાં આમ્રવૃક્ષને નહીં પ્રાપ્ત કરનાર માણસ જ કેરડાના વૃક્ષની અભિલાષા કરે છે.' આ પ્રમાણે બલભદ્રે કહ્યું, તો પણ કૃષ્ણ વાસુદેવ નિત્ય નેમિનાથ પ્રભુથી શંકા પામતા હતા. 'ઘાસના પૂળામાં અગ્નિ ગુપ્ત રહેલો હોય તો પણ તે અત્યંત શંકા કરવાને યોગ્ય છે.'

એકદા વિશ્વમાં હર્ષને વિસ્તાર પમાડનારો પ્રભુનો વિલાસ જાણી ઇંદ્ર ત્વરાથી ત્યાં આવ્યા, અને પ્રભુને નમસ્કાર કરી તેમના પરાક્રમથી ચિત્તમાં ખેદ પામેલા કૃષ્ણને ઇંદ્રે કહ્યું; 'ત્રિષષ્ટિ શલાકાપુરુષોમાં પણ ચોવીશ વીતરાગ તીર્થંકરો પરાક્રમમાં સર્વથી શ્રેષ્ઠ અને બધા વિશ્વનો વિનાશ તથા વિકાસ કરવામાં સમર્થ હોય છે, તથાપિ તેઓ સંસારથી પરાઙ્મુખ રહે છે. અમારા જેવા ઇંદ્રો પણ જેમની આગળ કિંકર જેવા જણાય છે, તેવા આ વિશ્વપતિ પ્રભુ તુચ્છ અને ક્ષણભંગુર એવા આ રાજ્યની શા માટે ઇચ્છા કરે ? વળી તું સાંભળ ! આદિનાથ પ્રભુએ કહેલું છે કે; "બાવીશમા તીર્થંકર યાદવગોત્રમાં રત્નરૂપ થશે, તેઓ જન્મથી જ વિકારમુક્ત રહી શાંતમને કુમારપણામાં જ સિદ્ધિને પામશે." હે કૃષ્ણ ! તમે પૂર્વે તે તે પ્રકારનાં કાર્યમાં આ નેમિનાથ પ્રભુનું લોકોત્તર પરાક્રમ જોયેલું છે, તે છતાં હમણાં હૃદયમાં વિકલ્પજાલ કેમ વિસ્તારો છો ? આ પ્રભુ નેમિનાથ આ સ્થિતિમાં કેટલોક કાળ નિર્ગમન કરીને પછી લોકોના ઉદ્ધારને માટે ચારિત્ર લઇ, કેવળજ્ઞાન પ્રાપ્ત કરીને એ પવિત્ર મૂર્ત્તિ પુનઃ સંસારમાં ન આવવું પડે તેવી મુક્તિને મેળવશે.'

આવાં ઇંદ્રનાં વચન સાંભળી જેનો સંશય દૂર થઇ ગયો છે એવા કૃષ્ણે પોતાનો અપરાધ ખમાવી શ્રી નેમિનાથ પ્રભુને આલિંગન કર્યું. પછી ઇંદ્રને વિદાય કરી નેમિનાથને લઇને કૃષ્ણ પોતાના અંતઃપુરમાં ગયા. ત્યાં દ્વારપાલોને આજ્ઞા કરી કે; 'આ મારા બંધુ નેમિનાથને અંતઃપુરમાં પ્રવેશ કરતાં કોઇ દિવસ રોકશો નહીં, તે સત્યભામા વગેરે પોતાની ભોજાઇ-

ઓની સાથે ભલે ક્રીડા કરે.' એવી રીતે કહીને નેમિનાથ પ્રભુને વિદાય કર્યા. પછી કૃષ્ણ પોતાની સ્ત્રીઓની સાથે ખેલવા લાગ્યા અને નેમિનાથ પ્રભુ પણ નિર્વિકારીપણે રમવા લાગ્યા.

એક વખતે ગ્રીષ્મઋતુમાં સૂર્ય અત્યંત તપતો હતો, તે સમયે જલક્રીડાની ઇચ્છાએ કૃષ્ણ નેમિનાથને સાથે લઇને અનેક યુવતિઓની સાથે ગિરનાર ઉપર ગયા. ત્યાં એક સરોવરમાં કૃષ્ણની પ્રેરણાથી તેની અધિષ્ઠાયક દેવીઓની જેમ કૃષ્ણની સ્ત્રીઓ પેઠી. હર્ષથી જલનું આસ્ફાલન કરવાવડે થયેલો કંકણધ્વનિ કામદેવ ભૂપાળના વાજિંત્રનાદને કરતો કૃષ્ણના હર્ષનું પોષણ કરવા લાગ્યો. કોઈ રમણી પર્વતની ઉપરની ભૂમિને રાગસહિત કરતી હોય તેમ કુંકુમનો પિંડ કૃષ્ણનાં વક્ષસ્થલ ઉપર ફેંકવા લાગી. કોઈ સ્ત્રી જલયંત્રમાંથી ઉછળતા જલની ધારાવડે કૃષ્ણનું સિંચન કરતી મેઘમાલાવાળા પર્વતની જેમ કૃષ્ણને ઝરણાવાળો કરવા લાગી. આવી રીતે ક્રીડારસ અત્યંત વિસ્તાર પામતાં કૃષ્ણ પોતાની સ્ત્રીઓને નેમિનાથ પ્રભુની સાથે ક્રીડા અને ઉપહાસ્ય કરાવવા માટે પ્રેરણા કરવા લાગ્યા વેગથી પાછી ફરી ફરીને તે મૃગાક્ષીઓ જલશૃંગ હાથમાં લઈ જલથી અને કટાક્ષથી નેમિનાથને આચ્છોટન કરવા લાગી. ઉછળતા જલની સ્પર્ધાથી જળવડે ભીંજાયેલા સ્તનરૂપ કુંભના અગ્રભાગથી પણ જલને ઝરાવતી તે સ્ત્રીઓએ નેમિનાથ પ્રભુના ઉરસ્થલ ઉપર પાણી ફેંકવા માંડયું. નેમિનાથ પ્રભુ નિર્વિકારપણે માત્ર તે સ્ત્રીઓ જે પ્રમાણે કરે તે પ્રમાણે તેની સામું કરતાં અને વારંવાર હસ્તના અગ્રભાગથી જલ ઉપર તાડન કરતાં તેમની સાથે રમવા લાગ્યા. નેમિનાથ પ્રભુને એ પ્રમાણે ખેલતા જોઇ કૃષ્ણ બહુ જ ખુશી થયા. તેવી રીતે ચિરકાલ ક્રીડા કરીને કૃષ્ણ પ્રિયાઓથી પરવરીને હંસની જેમ સરોવરને કાંઠે આવીને બેઠા.

નેમિનાથ પ્રભુ પણ જલમાંથી નીકળીને તેમની પાસે સત્યભામાએ આપેલા આસન પર બેઠા. તે સમયે રૂકિમણીએ હાસ્યપૂર્વક કહ્યું; 'હે દિયરજી! ભાર્યા વગર વાંઢાની જેમ એકલા રહીને અપરિગ્રહીની જેમ બધો જન્મ વૃથા કેમ ગુમાવો છો? સોલ હજાર સ્ત્રીઓના ભોક્તા એવા કૃષ્ણના પ્રિય બંધુ છતાં એક સ્ત્રીને પણ પરણતા નથી તો તમને લજ્જા કેમ આવતી નથી?' પછી જાંબવતી બોલી; 'હે સખિ! મને તો આપણા દિયર નપુંસક હોય એમ જણાય છે, અથવા ઘરના ખર્ચથી ઉદ્વેગ પામતા જણાય છે, તેથી સ્ત્રીને સ્વીકારતા નથી. આજ સુધી થયેલા બધા તીર્થંકરો ગૃહસ્થાશ્રમી થઈ રાજ્ય ભોગવીને પછી દીક્ષા લઇ નિર્વૃત્તિ પામ્યા છે, પણ આ તો કોઈ નવીન તીર્થંકર થયા જણાય છે.' પછી સત્યભામાએ પણ આગ્રહથી કહ્યું, ત્યારે નેમિનાથ પ્રભુ વિચાર કરવા લાગ્યા કે; 'આ સર્વે પોતે તો સંસારમાં પડ્યા છે અને બીજાને પાડવા ઇચ્છે છે; પણ હમણાં તો આ સર્વનો આગ્રહ મારે માત્ર વાણીથી સ્વીકારવો. પછી કાંઈ મિષ કરીને હું મારા આત્માની ઈચ્છા પૂર્ણ કરીશ' આવો વિચાર કરી પ્રભુ બોલ્યા; 'તમે જે ઇચ્છો છો, તે હું કરીશ. જે પોતાના કાર્યનો અવસર જાણે છે, તે જ ચતુર ગણાય છે.' આ પ્રમાણે નેમિકુમારનાં વચન સાંભળી હર્ષ પામેલા કૃષ્ણ નેમિનાથને હાથી પર બેસારી પ્રિયાઓ સહિત દ્વારિકામાં

આવ્યા. પછી નેમિનાથે પરણવાનું કબૂલ કર્યું, તે વાર્ત્તા રાજા સમુદ્રવિજય અને શિવાદેવીને કૃષ્ણે જણાવી. સત્યભામાએ 'લાવણ્યસંપત્તિથી સર્વ સ્ત્રીઓના ગર્વને હરનારી રાજીમતી નામે પોતાની બેન નેમિનાથને યોગ્ય છે,' એમ કહ્યું. લોકોએ આશ્ચર્યથી જોયેલા કૃષ્ણ તત્કાળ જાતે ઉઠીને ઉગ્રસેન રાજાનાં ઘેર ગયા. કૃષ્ણને જોઇ ઉગ્રસેન રાજા ઊભો થયો અને કૃષ્ણને આસન પર બેસારી તેમની પ્રશંસા કરતા તેમના આગમનનું કારણ પૂછ્યું. કૃષ્ણ બોલ્યા; 'તમારી પુત્રી રાજીમતી મારાથી અધિક ગુણવાન્ મારા બંધુ નેમિનાથની ઇચ્છિત વધૂ થાઓ, એવી મારી પ્રાર્થના છે.' ઉગ્રસેને આનંદ પામીને કહ્યું કે; 'આ ગૃહ અને આ લક્ષ્મી સર્વ તમારાં જ છે તો તેમાં પ્રાર્થના શી કરવાની છે?' પછી ત્યાંથી ઉઠીને કૃષ્ણે સમુદ્રવિજય પાસે આવી તે વાત નિવેદન કરી, અને લગ્નદિવસ નિશ્ચિત કરવા માટે પોતાની પ્રતીતિવાળા ક્રોષ્ટુકિ નિમિત્તિયાને માણસો મોકલીને તત્કાળ બોલાવ્યો. કૃષ્ણે તેને વિવાહ કરવા યોગ્ય લગ્નદિવસ પૂછ્યો એટલે ક્રોષ્ટુકિ બોલ્યો કે; 'શ્રાવણમાસની શુક્લ ષષ્ઠીએ વધૂવરની વૃદ્ધિ થાય તેવું લગ્ન છે.' ક્રોષ્ટુકિનો સત્કાર કરી ભક્તિપૂર્વક વિસર્જન કર્યો. કૃષ્ણે તે ખબર ઉગ્રસેનને કહ્યા. પછી બંને જણ વિવાહની તૈયારી કરવા લાગ્યા.

યાદવોની સ્ત્રીઓના મધુર અને કોમલ સ્વરોથી ગવાતા ધવલમંગલના ધ્વનિથી દિશાઓનું મંડલ એવું વ્યાપી ગયું કે જેથી બધે નાદાદ્વૈત થઇ રહ્યું. વિવાહનો દિવસ નજીક આવતાં કૃષ્ણે આખી દ્વારિકાનગરીમાં દુકાને દુકાને અને દ્વારે દ્વારે તોરણો બંધાવ્યાં. લોકોએ રત્નમય માંચાઓને શોભાવી, તેની વચમાં સુગંધી ધૂપની ઘટાઓ મૂકી. પછી દશે દશાર્હો, બલરામ, કૃષ્ણ, શિવાદેવી, રોહિણી, દેવકી, રેવતી અને સત્યભામા પ્રમુખ સ્ત્રીઓ–એમ સર્વેએ મળીને નેમિનાથ પ્રભુને પૂર્વાભિમુખ આસન પર બેસાર્યા. અને કૃષ્ણ તથા રામે પ્રીતિથી સ્નાન કરાવ્યું. સ્નાન કરાવ્યા પછી નેમિનાથ પ્રભુને સિંહાસન પર બેસારી કૃષ્ણે વિવાહ યોગ્ય વસ્ત્રાદિ તથા ધનુષ્ય ધારણ કરાવ્યાં. પછી કૃષ્ણ ઉગ્રસેનનાં મંદિરે ગયા. ત્યાં રાજીમતી બાળાને આદરથી કસુંબી વસ્ત્રો પહેરાવ્યાં.

પ્રાતઃકાલે શરીર પર ગોશીર્ષચંદન લગાવી શ્વેત ફૂલમાળા, હાર અને વસ્ત્રો ધરી, ચામર તથા છત્રથી મંડિત થઈ અને આગળ ચાલતા ક્રોડો રાજકુમારો અને દેવતાઓથી પરવરેલા શ્રી નેમિનાથ પ્રભુ શ્વેત અશ્વોવાળા ઉત્તમ રથ ઉપર આરૂઢ થયા. શ્રી નેમિનાથ પ્રભુની પડખે હાથી ઉપર બેઠેલા રાજાઓ અને પાછળ દશાર્હો, કૃષ્ણ અને બળદેવ હતા તેમની પાછળ આભૂષણોની કાંતિથી આકાશને પ્રકાશિત કરતી અંતઃપુરની સર્વ સ્ત્રીઓ શિબિકામાં બેસીને ચાલી. તે વખતે ધવલમંગલ ગવાતા હતા, નર્ત્તકીજન નાચતા હતા, બંદીજનો સ્તુતિ કરતા હતા અને અનેક પ્રકારનાં વાજિંત્રો વાગતાં હતાં. એ પ્રમાણે ક્રોડો નેત્રોથી જોવાતા, કવીશ્વરોથી સ્તવાતા, રમણીઓથી વધાવાતા, દેવકૃત મહોત્સવને

જોતા અને ભવનાટકનું ચિંતવન કરતા નેમિકુમાર પોતાનાં ઘેરથી રાજમાર્ગે થઇને ચાલતાં અનુક્રમે ઉગ્રસેનનાં ભવન પાસે આવ્યા.

એ સમયે **રાજીમતી** સ્નાન કરી સર્વ આભૂષણે ભૂષિત થઇને શ્વેતમાળા અને વસ્ત્ર ધરવાથી જાણે તારાવાળી પૂર્ણિમાની રાત્રિ હોય તેવી દેખાવા લાગી. સમાન વયની સખીઓના વૃંદથી પરવરેલી હોવાથી કમલિનીથી વીંટાએલી લક્ષ્મીની જેવી દેખાતી **રાજીમતી** પોતાના વરના આવવાનાં વાજિંત્રો સાંભળી અંગમાં પ્રફુલ્લિત થઈ ગઇ. તેનો ભાવ જાણી સખીએ પૂછયું; 'સખી રાજીમતી! તેં કયા તીર્થમાં જિનેશ્વરની આરાધના કરી હતી કે જેથી આવો ઉત્તમ વર પામી? હે સુંદરિ! જેને દેવતાઓ નમસ્કાર કરે છે અને જે જગતના પ્રભુ છે, તે પ્રભુના આગમનનાં વાજિંત્રો વાગે છે, તે સાંભળ! જો કે, તારાં અંતરમાં રહેલા **નેમિનાથને** તેં જોયાં છે, છતાં આવતા એવા તેમને તું જુએ છે, તેમજ જો તું પ્રસન્ન હો તો અમે પણ એમને માર્ગમાં આવતા જોઇએ.' આ પ્રમાણે સાંભળી, **રાજીમતી** નૂપુરના રવથી કામદેવને જીવાડતી સખીઓની સાથે ગોખમાં આવીને બેઠી. નેત્ર સ્ફારિત કરીને જોતી **રાજીમતીને** સખીએ કહ્યું; 'હે સખી! આ જો, આ તારો ત્રૈલોકય સુંદર પતિ **નેમિનાથ** આવે છે. જો, આ બે ચામરની સાથે તેમની મુખજ્યોત્સ્ના મળી જવાથી ગંગાની ઉર્મિ સાથે મળેલી યમુના નદીના જેવી તે દેખાય છે. હે સખિ! આ તેમના મસ્તક પર રહેલું પૂર્ણચંદ્ર જેવું શ્વેત છત્ર કમળમાં લુબ્ધ થયેલા હંસની શોભાને બતાવે છે.' આવા લોકોત્તર **નેમિનાથને** પોતાની દૃષ્ટિવડે જોઇ **રાજીમતી** વિચારવા લાગી કે, 'જો આ **નેમિજ** મારા પતિ થાય તો મારું મોટું ભાગ્ય સમજવું'. તે વખતે જ દક્ષિણ અંગના ફરકવાથી ભાવી અશુભને ચિંતવતી **રાજીમતી** બોલી; 'સખિ! અત્યારે મને અપશુકન થાય છે, તેથી આ **નેમિનાથ** જેવા પતિ મને પ્રાપ્ત થવા અતિ દુર્લભ છે.' સખી બોલી; 'બ્હેન! તારું અશુભ હણાઈ ગયું અને શાન્ત થયું. જો, આ **નેમિનાથ** પ્રત્યક્ષ આવ્યા, હવે સંદેહ શો કરે છે?'

આ પ્રમાણે **રાજીમતી** અને સખીઓ પરસ્પર વાત કરે છે, તેવામાં **નેમિનાથ** પ્રભુનો રથ વેગથી ઉગ્રસેનનાં મંદિર પાસે આવ્યો. તે અવસરે નિર્વિકાર પ્રભુએ પ્રાણીઓનો કરુણ સ્વર સાંભળ્યો. વિવિધ જાતિના પશુઓ ઉંચા મુખ કરીને પોતપોતાની ભાષામાં **નેમિનાથ** પ્રભુ પ્રત્યે જાણે કહેવા લાગ્યા કે; 'ત્રણ જગતનું રક્ષણ કરનાર હે સ્વામી! અમારી રક્ષા કરો, રક્ષા કરો.' જો કે પ્રભુ સર્વ જાણતા હતા, તથાપિ તેમણે સારથિને પૂછયું કે; 'આ પશુઓનો સમૂહ કેમ એકઠો કર્યો છે? અને તે શા માટે કરુણ સ્વરે રુવે છે?' સારથિએ નમન કરીને કહ્યું; 'સ્વામી! યાદવો આ પ્રાણીઓને વિવાહમાં ભોજનને માટે લાવેલા છે, તે શું આપ નથી જાણતા?' તેના કહેવાથી દયાળુ પ્રભુ અંતરમાં અત્યંત દુભાણા અને ચિંતવવા લાગ્યા કે; 'અહો! આ સર્વ વિશ્વ તત્ત્વાર્થની સમજ વગરનું છે, એટલે જ બંધુજનના સ્નેહપાશમાં બંધાઈ જઇને હા! હા! આ લોકોએ આવું

અકૃત્ય આરંભ્યું છે ? કેવળ આપાત માત્ર સુખને માટે આવું કાર્ય કોણ કરે ? ક્ષણવાર પ્રકાશ મેળવવાને માટે અગ્નિથી પોતાનું ઘર કોણ બાળી નાંખે ? માટે પાપકારી અને મુક્તિગૃહમાં જતાં આડી ભુંગળરૂપ આ બંધુવર્ગના સ્નેહનું અને ઇંદ્રિયોના વિષયનું મારે કાંઈ પણ પ્રયોજન નથી.' આવું ચિંતવી પ્રભુએ સારથિને કહ્યું; 'રથના ઘોડા પાછા વાળ, હું માનવી સ્ત્રીને છોડી, અનંત સુખની આપનારી મુક્તિ સ્ત્રીને જ પરણીશ.'

રથને પાછો વાળતા નેમિનાથ પ્રભુને જોઇ યાદવપતિ સમુદ્રવિજયે મનમાં ઉદ્વેગ લાવીને પોતાનો હાથી વચમાં નાખ્યો; અને કહ્યું, 'હે વિશાળ બુદ્ધિવાળા સ્વચ્છ વત્સ! આવા ઉત્સવમય સમયમાં બંધુવર્ગને મહાદુઃખદાયી એવું તેં આ શું આરંભ્યું ?' બીજી તરફથી શિવાદેવી પણ મુખ પર વસ્ત્ર રાખતાં અને આંખમાં આંસુ છે જેઓને એવા તે પણ બોલ્યા. 'હે વત્સ! મારા મનોરથરૂપી વૃક્ષને તું ન ભાંગ. સમુદ્રવિજય અને શિવાદેવી આ પ્રમાણે કહે છે, તેવામાં નેમિનાથ પ્રભુને પાછા વળેલા સાંભળી ઉત્સુક થઇને રામ અને કૃષ્ણ પણ ઘર તરફ જતા નેમિનાથ પ્રભુના રથની આડા ફર્યા. બીજા સર્વ ભાઈઓ અને માતાઓ પણ ચંદ્રને ફરતા તારાની જેમ અને પુણ્યવાનની સંપત્તિઓની જેમ ત્યાં આવીને પ્રભુના રથને વીંટાઇ વળ્યા. તેઓ શાંત ચિત્તને હરનારા હોવાથી મોહરૂપી ચોરના અનુચરો હોય તેવા જણાતા હતા, તેઓથી વીંટાએલા પ્રભુ પોતાના આત્માને મુક્તિમાર્ગમાં એક અંતરાય ઉત્પન્ન થયેલો માનવા લાગ્યા. તે અવસરે શિવાદેવી અને સમુદ્રવિજયે કહ્યું; 'હે વત્સ! તમે આ શું કરવા માંડયું ? પોતે અંગીકાર કરેલા કાર્યને છોડી દેવાથી અમને કલંક બેસે છે. હે પુત્ર! તમે બાલ્યવયથી અમારા સર્વ મનોરથો પૂર્યા છે, તો હવે તે મનોરથની શિખાને પરણવાથી તમે પૂર્ણ કરો. અર્થાત્ પરણવાનું કબૂલ કરો.' પ્રભુનો ભાવ નહીં જાણતાં કૃષ્ણ બોલ્યા; 'હે બંધુ! આવા પવિત્ર ઉત્સવમાં તમને વૈરાગ્ય થવાનું શું કારણ છે ? વાત્સલ્યરૂપ અમૃતની નીક જેવા આ તમારાં માતાપિતા અને પાસે રહેનારા અમે તમારું કલ્યાણ કરવામાં પ્રવીણ છીએ. વળી કમળ જેવા લોચન-વાળી રાજીમતી પણ તમારી ઉપર અત્યંત રાગિણી છે, તે છતાં આવો ખેદ ઉત્પન્ન થઈને તમને કેમ પીડે છે ?' પ્રભુ બોલ્યા; 'કયારે પણ મને પિતા કે બંધુઓ પર અરતિ નથી, પરંતુ આ સંસારરૂપ અરણ્યમાં રહેલા વિષયોરૂપ શત્રુઓથી હું ભય પામું છું. એ વિષયો અનાદિકાળથી આ સંસારમાં ભોગવ્યા છતાં વારંવાર નવા નવા લાગે છે, અને તેમાં અતૃપ્ત રહેનારા મૂઢમતિ પ્રાણી વારંવાર ભવમાં ભમ્યા કરે છે. જો તમે મારા પર વાત્સલ્ય ધારણ કરીને ખરેખરું મારું હિત ઇચ્છતા હો તો સંસારથી કાયર એવા મને દીક્ષા લેવાની સંમતિ આપો.' પ્રભુની આવી સહેતુક વાણી સાંભળી યાદવમુખ્યો કાંઇ પણ બોલી શકયા નહીં, નીચી ગ્રીવા કરીને ઊભા રહ્યા. તે સમયે સારસ્વત વગેરે નવ લોકાંતિક દેવતાઓ આવી પ્રભુને નમીને કહેવા લાગ્યા કે; 'હે દયાળુ સ્વામી! હે ભગવન્ તીર્થ પ્રવર્ત્તાવો.'

તત્કાલ રથને છોડી દઈને પ્રભુ ઇંદ્રની આજ્ઞાથી દેવતાઓએ લાવેલા દ્રવ્યવડે સંવત્સરી દાન આપવા ઘરતરફ ચાલ્યા.

આ ખબર સાંભળી રાજીમતી જાણે વજ્રનો પ્રહાર થયો હોય તેમ અચેતન થઇને પૃથ્વી પર આલોટવા લાગી. સેંકડો સખીઓએ લાવેલા શીતદ્રવ્યોથી ક્ષણવારમાં મૂર્છા રહિત થઈ, એટલે કેશ છૂટા મૂકીને તે આ પ્રમાણે અત્યંત વિલાપ કરવા લાગી; 'હે નાથ ! મારા પૂર્વોપાર્જિત ભાગ્યની મંદતાથી મેં તમને પ્રથમ દુર્લભ જ જાણ્યા હતા; પણ પછી વાક્યથી મારો સ્વીકાર કર્યા છતાં છેવટે તમે આ સારું કર્યું નહીં. સત્પુરુષો જે કાર્ય બની શકે નહીં તેવું કાર્ય કરવાને અંગીકાર જ કરતા નથી, અને શુભ કે અશુભ જો અંગીકાર કર્યું, તો પછી તે અવશ્ય પાળે જ છે. હે સ્વામી ! જેવો રાગ મારી ઉપર કર્યો હતો, તેવો મુક્તિ ઉપર કરશો નહીં; કેમકે મારો ત્યાગ કરીને તો મુક્તિને પામશો, પણ મુક્તિનો ત્યાગ કરીને તો કાંઇ પણ પામશો નહીં.' આવો વિલાપ કરતાં કરતાં જ રાજીમતીનું ભોગ્યકર્મ તૂટી ગયું, ત્યારબાદ સખીઓએ સાંત્વન કરીને તેના દુઃખને કાંઇક નિવૃત્ત કર્યું.

પ્રભુએ જંગમ કલ્પવૃક્ષની જેમ એક વર્ષ સુધી યાચકોને યથાર્થ દાન આપ્યું. તેઓને પ્રીતિ ઉપજાવી. પછી અવધિજ્ઞાનથી દીક્ષાનો અવસર જાણી દેવલોકમાંથી ઇંદ્રોએ હર્ષથી ત્યાં આવી જન્માભિષેકની જેમ પ્રભુનો દીક્ષાભિષેક કર્યો. પછી સુરાસુરોએ રચેલી ઉત્તરકુરુ નામની શિબિકામાં પ્રભુ આરૂઢ થયા. સર્વ આયુધને ધરતા, ઈંદ્રોવડે ચામરોથી વીંજાતા, પાછળ ચાલનારા કૃષ્ણ પ્રમુખ રાજાઓથી પ્રીતિવડે પૂજાતા, લોકોના સમૂહવડે જોવાતા, સુર અસુરોવડે સ્તુતિ કરાતા, સ્વર્ગ, પાતાળ અને મૃત્યુલોકની સ્ત્રીઓવડે જેના ગુણ ગવાઇ રહ્યા છે એવા, ત્રણ જગતને વિસ્મય પમાડનારા અને સર્વ આભૂષણોથી ભૂષિત થયેલા નેમિનાથ પ્રભુ રૈવતગિરિના સહસ્રામ્ર નામના ઉદ્યાનમાં આવ્યા. ત્યાં શિબિકામાંથી ઊતરીને પ્રભુએ આભૂષણાદિક ત્યજી દીધાં. એટલે કૃષ્ણે ભક્તિભાવથી નમ્ર થઈ તેમની પ્રીતિને માટે તે લઇ લીધાં. જન્મદિવસથી ત્રણસો વર્ષ ગયા પછી, શ્રાવણ માસની શુક્લ ષષ્ઠીએ, દિવસના પ્રથમ પહોરે, ચંદ્ર ચિત્રા નક્ષત્રમાં આવતાં, છઠ્ઠ તપ કરી, પંચમુષ્ટિ લોચ આચરી, પ્રભુ દીક્ષા લેવા તૈયાર થયા. લોચ કરેલા પ્રભુના કેશ ઈંદ્રે ક્ષીરસાગરમાં નંખાવ્યા. અને પ્રભુની ભુજા ઉપર એક દેવદૂષ્ય વસ્ત્ર મૂક્યું. પછી ઈંદ્રે કોલાહલ શાંત કર્યો, એટલે પ્રભુએ સામાયિક ઉચ્ચર્યું. તત્કાળ મનઃપર્યવ નામે ચોથું જ્ઞાન પ્રભુને પ્રાપ્ત થયું. તેમની પાછળ બીજા એક હજાર રાજાઓએ સંયમ સ્વીકાર્યું. પછી ઈંદ્ર અને કૃષ્ણ પ્રમુખ રાજાઓ પ્રભુને નમન કરી પોતપોતાનાં સ્થાનકે ગયા. બીજે દિવસે નજીકના ગોકુળની અંદર વરદત્ત બ્રાહ્મણના ઘેર પ્રભુએ પરમાન્નથી પારણું કર્યું. ત્યાં દેવતાઓએ પાંચ દિવ્ય પ્રગટ કર્યાં. પ્રભુએ કર્મનો ક્ષય કરવા માટે ત્યાંથી બીજે વિહાર કર્યો. વ્રત લીધા પછી ચોપન દિવસ ગયા ત્યારે સહસ્રામ્ર વનમાં પ્રભુ પધાર્યા.

ત્યાં નેતરના ઝાડ નીચે ધ્યાનમાં રહેલા પ્રભુને આશ્વિન માસની અમાવાસ્યાએ ચંદ્ર ચિત્રા નક્ષત્રમાં આવતાં ઘાતીકર્મનો ક્ષય થતાં **કેવળજ્ઞાન** ઉત્પન્ન થયું. તત્કાળ ઈંદ્રો આસન ચલિત થવાથી હર્ષવડે ત્યાં આવ્યા. તેઓએ સમવસરણ રચ્યું, જેને પ્રભુએ નિવાસ કરીને દીપાવ્યું. ઉદ્યાનપતિએ દ્વારિકામાં આવી કૃષ્ણને પ્રણામ કરી જણાવ્યું કે; 'શ્રી નેમિનાથ પ્રભુને કેવળજ્ઞાન ઉત્પન્ન થયેલું છે.' તેને ઉચિત દાન આપી, દશે દશાર્હો માતા, બંધુ, રાજીમતી અને પુત્રોની સાથે કૃષ્ણ ઉત્સવ સહિત ગિરનાર ઉપર આવ્યા. ત્યાં પ્રભુને પ્રદક્ષિણા કરી, નમી અને સ્તુતિ કરી ઈંદ્રની પાછળ યોગ્ય આસને બેઠા. બીજાઓ પણ યથા-યોગ્ય સ્થાને બેઠા. બીજા દેવો પણ ભક્તિથી પોતપોતાનાં આવાસમાંથી ત્યાં આવી એક બીજાની સમૃદ્ધિના યોગથી સ્પર્ધા કરતા પોતપોતાનાં સ્થાનમાં બેઠા.

## અંબિકાદેવીનું ચરિત્ર

અહિં પ્રસંગોપાત્ શ્રી નેમિનાથ પ્રભુનાં શાસનરૂપ વનના સમૂહને પુષ્ટ કરવાને પવિત્ર મેઘમાં ઉત્પન્ન થયેલ વિદ્યુતની પ્રભા જેવી કૂષ્માંડિકા દેવીનું વિઘ્નને નાશ કરનારું સુંદર ચરિત્ર કહેવામાં આવે છે. શ્રી નેમિનાથ પ્રભુનાં ચરણકમળમાં ભમરીરૂપ, મનોરથ પૂરવામાં કામધેનુ જેવી, લોકોને ખરેખરી અંબા (માતા) તુલ્ય અને શ્રેષ્ઠ આમ્રફલની લુંબ જેણે હાથમાં ધારણ કરી છે એવી તેમજ યોગીશ્વરી **અંબાદેવી** સુખને માટે થાઓ.

સિદ્ધાચલ અને ઉજ્જયંતગિરિ (ગિરનાર)રૂપ બે મસ્તકવાળો અને સર્વ દેશના આભરણરૂપ સુરાષ્ટ્ર (સૌરાષ્ટ્ર) નામે દેશ છે, જે ભૂમિ તથા સ્વર્ગનો જય કરવાથી પાતાળને નીચે કરીને બીજા સર્વ તીર્થોમાં નિર્મળ મોતીરૂપ જણાય છે. ત્યાં રહેલા શ્રી રૈવતાચળના દક્ષિણ ભાગમાં દાક્ષિણ્યતાથી અને ન્યાયથી રક્ષિત થયેલું, અને સમૃદ્ધિવડે કુબેર ભંડારીની જેવા મનુષ્યોથી ભરપૂર કુબેર[1] નામે એક ઉત્તમ નગર છે. જ્યાં ઊંચા મહેલમાં રહેતા ગૃહસ્થો યજ્ઞા નદીના જલકણને વહન કરતા શીતળ પવનવડે અને કાંઈક ચપળ એવા કદળીનાં પત્રોવડે પસીનાના જળને (પરસેવાને) નાશ પમાડે છે. વળી જ્યાં આશ્ચર્યના અવલોકનથી લોકોનાં નેત્રરૂપી કમળો જેમાં વિકસિત થયેલાં છે એવાં કમળવનો છે, જ્યાં શત્રુઓની શ્રેણીને નાશ કરનારો ઊંચો કિલ્લો છે, વળી જ્યાં પાપનો પ્રલય કરનાર મંદિરો છે, અને પ્રત્યેક ચૈત્યમાં અર્હંત ભગવંતની આશ્ચર્યમયી પ્રતિમાને ભક્તિથી સેવી અશુભ કર્મનો ઘાત કરીને લોકો લક્ષ્મી સંબંધી ષટ્કર્મનાં સુખ યુક્તિથી મેળવે છે. તે નગરમાં ઈંદ્રના યશ જેવા મનોહર ગુણવાળો, શત્રુરૂપી ગજેંદ્રને વિદારવામાં સિંહ જેવો, યત્ન વગર ઇચ્છિત અર્થને પૂરનાર અને યાદવવંશમાં રત્નરૂપ કૃષ્ણ નામનો રાજા રાજ્ય કરે છે. તે કુબેર નગરમાં ઘણા ગુણોથી શોભતો, પોતાના ષટ્કર્મ સાધવામાં પૂર્ણ કામના ધરતો જિનચરણનાં સ્મરણરૂપ કિલ્લાથી બાર વ્રતરૂપ લક્ષ્મીનું રક્ષણ કરતો, 'આ જગતમાં

---

[1] કોડીનાર સંભવે છે.

ત્રણ રત્નનો આધાર ધર્મ જ છે ' એમ જણાવવાને તેના ચિહ્નરૂપ ત્રણ સૂત્રથી સુશોભિત અંગવાળો, મુનિઓના કહેલા સુભાષિતરૂપ અમૃતથી સિંચાયેલ છે બોધિ ( સમ્યક્ત્વ ) વૃક્ષ જેનું અને અદ્ભુત તેમજ મનોહર વિદ્યાને ધારણ કરતો દેવભટ્ટ નામે એક બ્રાહ્મણ રહેતો હતો. તેને વાદીઓની વિદ્યાને ન્યૂન કરનારો, દેવલા નામની સ્ત્રીના ઉદરરૂપ સરોવરમાં હંસ જેવો અને પોતાના ગુણોથી લોકપ્રિય થયેલો સોમભટ્ટ નામે બુદ્ધિનિધાનોને માન્ય પુત્ર હતો. તે પુત્રને પોતાના મુખચંદ્રથી ચંદ્રના બિંબનો તિરસ્કાર કરનારી, બિંબ ફલના જેવા અધરવાળી, શીલધર્મને આરાધનારી, પતિના સુખનું સ્થાન અને સત્યાચરણવાળી અંબિકા નામે સ્ત્રી હતી. લક્ષ્મી ચપલ છે, સરસ્વતી માત્ર વાણીમાં ફલવતી છે, ચંદ્રની લેખા કુટિલ અને આકાશમાં રહેલી છે અને ઇંદ્રાણીને શોક્યોનું સાલ છે, તેથી એ સારા આચરણવાળી અંબિકાને કોની ઉપમા આપીએ ? અનુક્રમે સોમભટ્ટનો પિતા દેવભટ્ટ સ્વર્ગમાં ગયો, તેની સાથે સોમભટ્ટનો જૈનધર્મ પણ સ્વર્ગમાં ગયો. ઉદાર બુદ્ધિવાળી અંબિકા તેની સંગતિથી ભદ્રિક ભાવને ધારણ કરવા લાગી.

એક વખતે તે દેવભટ્ટના શ્રાદ્ધનો દિવસ આવ્યો. સૂર્ય ગગનના મધ્યભાગે આવ્યો હતો. તે સમયે માસોપવાસથી કર્મનાં સ્થાનને તોડનારા બે મુનિ સોમભટ્ટને ઘેર આવી ચડ્યા. તપ અને ક્ષમાથી સૂર્ય-ચંદ્ર જેવા, કર્મરૂપી મહારોગની ચિકિત્સા કરવાથી અશ્વિનીકુમાર જેવા અને ગુરુ અને બુધની જેમ દેવેન્દ્રોને સેવવા યોગ્ય એવા તે મુનિઓને જોઇ અંબિકા હર્ષ પામી. અનંત ભક્તિથી તે મનમાં વિચારવા લાગી કે; ' આજે પર્વ દિવસે મારા અગણ્ય પુણ્યથી ક્ષમારૂપ સરિતાના પર્વતરૂપ આ બે મુનિઓએ મારા ગૃહનાં આંગણાને અલંકૃત કર્યું છે. આજે મારે સુખકારી પર્વ થયું, અસંખ્ય સુખને આપનાર ઘણા પુણ્યની પ્રાપ્તિ થઇ, અને આ મુનિનાં દર્શનથી ક્ષીરસાગરમાં ધોવાણા હોય તેમ મારાં બે નેત્રો પવિત્ર થયાં. અત્યારે મારી અનાર્ય સાસુ ઘેર નથી, દાન આપ્યા વિના મારું ચિત્ત પ્રસન્ન થતું નથી અને ઘરમા શુદ્ધ અન્ન પણ છે, માટે આ મુનિઓને હું પ્રતિલાભિત કરું. ' આવો વિચાર કરી હર્ષના ભારથી નેત્રમાં અશ્રુ અને અંગ પર રોમાંચ ધારણ કરતી અંબિકા એકદમ આસન ઉપરથી ઊભી થઇ, અને હાથમાં અન્ન લઇને તાત્ત્વિક ભક્તિના ભારથી મુનિ પ્રત્યે કહેવા લાગી; ' હે મુનિરાજ ! હું માનું છું કે કૃતાર્થ અને ઉત્તમ પ્રકૃતિવાળા તમે મારા ઊંચા પ્રકારના પૂર્વ સુકૃતથી અહીં પધાર્યા છો, માટે કૃપા કરીને આ શુદ્ધ અન્ન ગ્રહણ કરો, જેથી હું પવિત્ર પુણ્યવતી થાઉં. ' તેનાં ચિત્તની અને અન્નની શુદ્ધિ જોઇને પૂજ્યપાત્ર મુનિએ તેની પાસે પાત્ર ધર્યું, એટલે અંબિકાએ હર્ષથી ઉત્તમ ગતિનું જાણે બીજ વાવતી હોય તેમ તેમાં અન્ન વહોરાવ્યું. બંને મુનિએ હર્ષ ધરીને બળથી પાપરૂપ હાથીને મારવામાં સિંહ જેવો ધર્મલાભ કહ્યો. જેથી સિંહને હાથીઓના મસ્તકના

મોતીઓની જેમ અંબિકાને [1]મુક્તિની પ્રાપ્તિનો લોભ વધ્યો. પછી બંને મુનિ તેના ઘરમાંથી ચાલ્યા ગયા પણ પુણ્યરૂપી મોતીની છીપ જેવી તેની મનોવૃત્તિમાંથી ચાલ્યા ગયા નહિં. ધર્મથી પાપનો નાશ થતાં શુભ પરિણામને લીધે ત્યારથી અંબિકા ગૃહકાર્યમાં મંદ થઈ ગઈ. અંબિકાએ આપેલું આ મુનિદાન જોઈને જાણે મૂર્તિમાન્ કૃત્યા હોય તેવી કોઈ તેની કલહપ્રિયા પાડોશણ તત્કાલ ઊંચો હાથ કરતી પોતાના ઘરમાંથી બહાર નીકળી. મુખ વાંકું કરી અને નેત્રકમળ રાતાં કરી વચનથી લોકોને ત્રાસ પમાડતી એ સ્ત્રી પોતાના હાથને કેડ ઉપર પછાડી ક્રોધાર્ત્ત થઈને કડવા વચન કહેવા લાગી; 'હે વધૂ! આ તારી સ્વતંત્રતાને ધિક્કાર છે! તેં આ વસ્તુનો કાંઈ વિચાર કર્યો નહિં, જે [2]હવ્ય [3]કવ્ય વગેરે આપ્યા વગર આ અધન્ય મુનિને ધાન્ય આપ્યું. આ તારો અન્યાય છે. તારા ઘરમાં સાસુ નથી જેથી તું આ વૈશ્યકુલને યોગ્ય એવું આચરણ કરે છે, તે યુક્ત નથી. અદ્યાપિ પિતૃઓને અને બ્રાહ્મણોને પણ પિંડપ્રદાન થયું નથી, તો ત્યાં સુધી તેનું કાંઈ ભોગ્યાદિક થાય જ નહિં માટે આ તારો સ્વેચ્છાચાર છે.' આ પ્રમાણે ઘેલી હોય તેમ ઊંચે સ્વરે બોલતી તે પાડોશણે નજીકના ઘરમાંથી તેની સાસુને બોલાવી જગતને પીડાકારી મોટો વાયુ જેમ ધૂમાડાની શ્રેણીને વધારે, તેમ અંબિકા વધૂની બધી વાર્ત્તા વધારીને તેણે કહી. આ સાંભળીને સાસુએ અંબિકાને કહ્યું; 'અરે વધૂ! દયાનો આધાર થઈ તેં જે મુનિને અન્ન આપ્યું તે સારું કર્યું નથી. હું છું, છતાં તારી સત્તા કેમ ચાલી શકે?' 'ગંભીર ચિત્તરૂપી ભરેલો સાગર જ સુખને માટે થાય છે.' તે વખતે પોતાની સાસુ અને પાડોશણ એ બંને સ્ત્રીઓની વચ્ચે રહેલી અંબિકા મેઘમાળા અને રાહુની છાયા વચ્ચે રહેલી ચંદ્રકળાની જેમ કૃશ થઈને હૃદયમાં કંપવા લાગી. એ સમયે પેલો અસૌમ્યવૃત્તિવાળો સોમભટ્ટ પણ બ્રાહ્મણોને બોલાવીને ઘેર આવ્યો. તેણે પોતાની માતાની અને પાડોશણની બંનેની વાર્ત્તા સાંભળી કોપ પામીને પોતાની પ્રિયાનો ઘણો તિરસ્કાર કર્યો. માણસોના વચનોથી દુઃખી થયેલી, અભિમાન સહિત, મૌનયુક્ત એવી તે અંબિકા પોતાના બે પુત્રોને લઈને મનમાં મુનિનું આપ્તવચન સંભારતી દીનમુખે ઘરમાંથી ચાલી નીકળી. તે મનમાં ચિંતવવા લાગી કે; 'મેં કદિ પણ સાસુ-સસરાની આજ્ઞા ઉલ્લંઘન કરી નથી, સદા ભક્તિથી પતિનું હિત કરેલું છે, અને સુખરહિત થઈ નિર્વિકારપણે ઘરનું સર્વ કામકાજ કરું છું, વળી આજે પવિત્ર પર્વનો દિવસ ધારી મુનિઓમાં મુગટ સમાન એ મુનિને તે સર્વના શ્રેયને માટે મેં દાન આપ્યું છે, તે છતાં તેઓ ફોગટ મને આવી રીતે હેરાન કરે છે. પુત્રોએ આપેલા પિંડાદિકથી જો મરેલા પ્રાણીઓ પ્રસન્નતાને પામતા હોય તો અતિશય સૂકાઈ ગયેલું વૃક્ષ જલના સિંચનથી પુનઃ કોમલ થવું જોઈએ. મિથ્યાત્વમાં મૂઢ અને અલ્પ સત્ત્વવાળા એવા આ લોકો મારા

૧ સિંહ હાથીને મારે એટલે તેના માથામાંથી મુક્તાફલ નીકળે છે, તેમ પાપરૂપ હાથીને મારનાર ધર્મલાભરૂપ સિંહથી અંબિકાને મુક્તાફલ-એટલે મુક્તિરૂપ ફલનો લોભ વધ્યો. ૨ દેવતાને જે અપાય, તે હવ્ય. ૩ પિતૃઓને જે અપાય તે કવ્ય.

શુભ પાત્રના દાનને નિંદે છે; કારણ કે, રાત્રિએ અંધ થતા રતાંધળા તથા નેત્રરોગી લોકો સૂર્ય તથા ચંદ્રના મંડલની નિંદા કરે છે. અથવા તે વિષે મારે વિશેષ પ્રલાપ કરવો તે વૃથા છે, કારણ કે, આ સાચી રીતે તો મારા શુભ કર્મનો લાભ જ મને પ્રાપ્ત થયેલો છે; કેમકે અત્યારથી અવશ્ય મારે ગૃહવાસનું દાસીપણું નાશ પામી ગયું છે, માટે હવે તો આ સંસારસાગરમાં શરણ કરવા યોગ્ય તે બે પવિત્ર મુનિનું મારે શરણ હો. હવે હું શ્રી રૈવતાચળ પર જઇ, શ્રી જિનેશ્વરને ઇષ્ટદેવ ધારી કુકર્મની હાનિને માટે નિત્ય તપશ્ચર્યા કરું.' આવો અંતરમાં વિચાર કરી એક પુત્રને કેડ ઉપર અને એકને હાથમાં લઈ, શોક છોડી દઇ, પ્રભુનાં ચરણકમલના સ્નેહથી[1] જેના હૃદયમાં ભક્તિનો દીપક બૂઝાતો નથી એવી અંબિકા અચળ નિશ્ચયથી પેલા બંને મુનિનું અને તે ગિરિનું ચિત્તમાં સ્મરણ કરતી ગૃહવાસના બંધને સર્વથા ત્યજી દઇને જાણે નિઃશ્વાસરૂપ પ્રબલ બલથી પ્રેરાયેલી હોય તેમ ત્યાંથી આગળ ચાલી. દુઃખથી આકુલ અને પૃથ્વી પર નેત્ર રાખીને ચાલતી અંબિકા નગરથી થોડેક દૂર ગઈ, એટલામાં અસ્પષ્ટ વર્ણ બોલતો અને શરીરમાં વિવર્ણ થઇ ગયેલો જે બાળપુત્ર કાંટ ઉપર તેડ્યો હતો, તે રોવા લાગ્યો. અતિ તૃષા લાગવાથી તે શિશુ મુખમાં લાળ અને નેત્રમાં અશ્રુ ધરી 'પાણી પાણી' કહી પોકારવા લાગ્યો. ત્યાં બીજો પુત્ર જે શુભંકર હતો, તે ઊંચા હાથ કરી ગ્લાનિ પામીને બોલ્યો; 'હે માતા! મને ભોજન આપ.' બંને બાલકોનાં કરુણા ભરેલા રુદનથી અંબિકાને પાછો નવીન શોક ઉત્પન્ન થયો. તે રોવા લાગી અને જાણે તે બાળકોએ અંદર પેસીને પ્રેરણા કરી હોય તેમ તેના લોચનમાંથી પણ આંસૂ પડવા માંડ્યાં. પછી તે ચિંતવવા લાગી કે, 'આ વનમાં રહી, ઘર, અર્થ, પતિ, સુખ, સંબંધીવર્ગ અને આ દેહની ઉપરની સ્પૃહાને પણ ત્યજી દઇ, મુનિના વાક્યના સારથી શોકને પણ ભૂલી જઇ, જિનચરણની સેવાને માટે હું તત્પર થઇ છું. પરંતુ આ મારા મુગ્ધ મુખવાળા બાળકો ક્ષુધા અને તૃષાથી શોક કરે છે, તેઓ સમયને જાણતા નથી, તેથી તે બાલકો તેના આવા ઉત્સુકપણાથી પોતાના નાશની પહેલાં મારા પ્રાણનો જ નાશ કરશે. મારા પુત્રને જોઇતી વસ્તુ આપવાને અસમર્થ અને સમગ્ર અશુભ કર્મ કરનારી એવી મને ધિક્કાર છે. હે પૃથ્વીમાતા! મારી ઉપર પ્રસન્ન થા અને મને છિદ્ર આપ, કે જેથી હું તેનો આશ્રય કરીને દુઃખમુક્ત થઉં. હે સ્રષ્ટા! અગ્નિથી થયેલી ઉદરડી હોઉં તેમ તમારી સૃષ્ટિને અયોગ્ય એવી મને કેમ સરજી? હે દુઃખો! તમે સર્વે એક કાળે જ આવ્યા છો, કેમકે આ તમારો પણ સમય આવ્યો છે. અથવા આ અરણ્યમાં મારું રુદન વૃથા છે, દયાવડે આશ્રિત એવું તે રુદન મારાં અશુભ કર્મને હરનાર નથી, તેથી પોતાના કર્મને ભોગવનારી હું હવે તો શ્રી જિનેશ્વરના ચરણમાં ભ્રમરીરૂપ થઇને જે સર્વ દુઃખો પડે તે સહન કરું.' આ પ્રમાણે ચિંતવી નિઃશ્વાસના પવનથી પાસે રહેલા વૃક્ષોને કંપાવતી અંબિકા જરા નીચે બેઠી. એટલામાં તેણે પોતાની આગળ સ્વચ્છ

---

[1] સ્નેહનો બીજો અર્થ તેલ થાય છે, તેલથી દીપક બૂઝાય નહીં તે સંભવિત છે.

જળવડે ભરેલું અને કમળોવાળું એક પવિત્ર સરોવર દીઠું. અને તે સમયે જ પડખેથી ભ્રમરાના ઝંકાર સાથે કોકિલાના શબ્દો જેમાં થઈ રહેલા છે એવા બે આમ્રવૃક્ષોએ પાકવાથી પીળી થઈ ગયેલી ફળોની લુંબ તેના હાથ ઉપર નાખી. તરત જ અંબિકાએ સરોવરનું જલ અંજલિમાં લઈ બાળકોને પાયું અને આમ્રફળ ખવરાવ્યાં. મુનિદાનનું તાત્કાલિક આવું ફલ જોઈ તેને આદરપૂર્વક ધર્મ ઉપર વિશેષ પ્રીતિ થઈ.

અહિં ઘેર અંબિકાની સાસુ કોપથી અંબિકાને અનેક પ્રકારના શ્રાપ આપતી, ચિત્તમાં પ્રથમના અન્નને ઉચ્છિષ્ટ માનીને નવું અન્ન નિષ્પન્ન કરવાને માટે ઘરમાં આવી. ત્યાં તો સ્પર્શમણિથી લોઢાની જેમ તે બંને મહાશય મુનિના સ્પર્શથી તે મુનિ જેના ઉપર બેઠેલા તે આસનો સુવર્ણમય થયેલાં અને સર્વ પાત્રો અન્નથી પૂર્ણ ભરેલાં જોઈ તે અત્યંત ખુશી થઇ. તે સમયે આકાશમાં વાણી થઇ કે; 'રે ચંડી–અરે ક્રોધી સ્ત્રી! તેં મૂઢ થઇને અંબિકાને કોપિત કરી છે, પણ તેમાં તારો દોષ નથી; કારણ કે, તું એક રાંક બ્રાહ્મણની પુત્રી છે, તેથી તેવાં દાનનાં ફલને યોગ્ય તારું ઘર નથી. કેમકે તેણે જે અન્નદાન આપ્યું છે, તેના સુખકારી ફલનો માત્ર અંશ જ મેં તને બતાવ્યો છે, પણ જેનો પુણ્યકારી અદ્ભુત વૈભવ છે એવી એ અંબિકાને તો તેના પરિણામમાં સુરેંદ્રને પણ પૂજવા યોગ્ય એવું ઉત્તમ સ્થાન પ્રાપ્ત થશે.' આવી આકાશવાણી સાંભળીને જાણે ભય પામી હોય તેમ અંબિકાની સાસુ ઘરની બહાર નીકળી પુત્રને કહેવા લાગી કે; 'રે પુત્ર! અહીં ઘરમાં ધનધાન્યની સંપૂર્ણ રચના થઈ ગઇ છે, તે જો! અને હવે એ પોતાની વહુને ફરીથી અંગીકાર કર. હે વત્સ! તું ત્વરાથી જઈ પ્રાર્થના કરીને મારી પ્રીતિને માટે એ વહુને પાછી લઇ આવ અને તેનું સન્માન કર. મૂર્ત્તિ વિનાના દેવાલયની જેમ હવે તેના વિના મારું ઘર અને હૃદય મને શૂન્ય લાગે છે.' આ પ્રમાણે માતાનાં મુખથી વાણી સાંભળી તેના સ્નેહ અને મોહથી ઉત્સુક થયેલો સોમદેવ ચંદ્રિકાને માર્ગે સમુદ્રના પૂરની જેમ તેને પગલે પગલે વેગથી ચાલ્યો.

આગલ જતાં વનમાં તે સોમદેવે બે હાથમાં પુત્રોને અવલંબીને ફરતી અદ્ભુત પ્રભાવવાળી અંબિકાને જોઇ. એટલે તેણે અસ્ફુટ વર્ણે કહ્યું, 'બાલે! એક ક્ષણવાર મારી રાહ જો, હું આવું છું.' સ્ખલિત થતી નદી, વૃક્ષ અને કોટરની અંદર તેનો આવો પ્રતિધ્વનિ સાંભળીને આગળ ચાલતી અંબિકાએ મુખકમલ પાછું વાળીને જોયું, ત્યાં તો તેણે સોમદેવભટ્ટને પોતાની પાછળ આવતો જોયો. એટલે તે વિચારવા લાગી કે; 'અરે! અગ્નિને પવનની જેમ મારા કોઇ અકારણ વૈરીએ પ્રેરેલા તેઓ ક્રોધ કરીને મારી પાછળ આવે છે. હવે આ વનમાં હું કોનું શરણ લઇશ? એ નિર્દય પુરુષ હમણાં જ મને બલાત્કારે પકડીને મારથી હેરાન કરશે, અહીં કોઈ પણ મારો ત્રાતા નથી, અનાથ અને આકાશમાંથી પડેલની જેમ અહીં હું એકલી શું કરીશ? અથવા અહીંથી જઇને ગૃહસ્થાવાસમાં દાસવૃત્તિએ રહી મારે જીવવાની ઇચ્છા શા માટે રાખવી? મેં મુનિદાનવડે જે

 

પુણ્ય-દ્રવ્ય ઉપાર્જન કરેલું હોય, તે જ મારે પરલોકના પ્રયાણમાં ઉપયોગી થાઓ. આ ક્રૂર પુરુષ કદર્થના કરીને મને મારશે, તો તે પહેલાં જ હું મારા પ્રાણને સ્વેચ્છાથી છોડી દઉં.' એવો વિચાર કરી પડીને મરવાની ઈચ્છાએ તે કોઇ મોટા કૂવાના કાંઠા ઉપર આવીને ઊભી રહી. પછી તે વિચારવા લાગી કે; 'મુનિદાનના પ્રભાવથી શ્રી જિનેંદ્રનાં ચરણો, સિદ્ધ ભગવંતો, પાપના ભારને હરનારા તે બે મુનિ, અને દયાના ઉદયવાળો ધર્મ-તેનું મારે શરણુ થાઓ. બ્રાહ્મણ, દરિદ્રી, કૃપણ, ભિક્ષુ, મ્લેચ્છ, કલંકી અને અધમ કુલમાં તેમજ અંગ, બંગ, કુરુ, કચ્છ અને સિંધુ વગેરે દેશમાં મારો જન્મ થશો નહીં. યાચકપણું, મૂર્ખપણું, અજ્ઞાનીપણું, કૃપણપણું, મિથ્યાત્વ, સેનાપતિપણું, વિષ, અસ્ત્ર તથા મદ્યાદિ રસ પદાર્થોનો વ્યાપાર અને પ્રાણીઓનો ક્રયવિક્રય મને કોઇ ભવાંતરમાં પ્રાપ્ત થશો નહીં. આ દાનના પ્રભાવથી દેવ, ગુરુ અને ધર્મ-એ ત્રણ રત્નોને જાણનારા, દેવના પૂજનારા, દાતાર, અધિકારી, ધનાઢ્ય અને શુભ-અશુભને ઓળખનાર એવા કુલમાં તથા સૌરાષ્ટ્ર, મગધ, કીર, કાશ્મીર અને દક્ષિણ દિશાના દેશમાં મારો જન્મ થજો. તેમજ મને ધનાઢ્યતા, દાતારપણું, આરોગ્યતા અને ઇંદ્રિયોનું સંપૂર્ણપણું પ્રાપ્ત થજો અને પ્રાણી પર અનુકંપા, દુઃખીજનની રક્ષા અને યોગ્યનો આશ્રય મળજો.' આવી રીતે સત્વનો આશ્રય કરી, શ્રી જિનેશ્વરના ચરણકમલમાં પોતાનું ચિત્ત જોડી, સાહસથી જેનું અંગ શોભિત છે એવી તે અંબિકાએ બે પુત્રોની સાથે સહસા તે કૂવામાં ઝંપાપાત કર્યો. તત્કાલ બીજા વેષમાં આવેલી નહીં હોય તેમ તે અંબિકા મનુષ્યદેહ છોડી દઇ, દેહની કાંતિથી કિરણોને વિસ્તારતી અને બંને પુત્ર સાથે આનંદી મુખકમલ ધરતી વ્યંતર દેવોને સેવવા યોગ્ય દેવી થઈ. તેને કૂવામાં પડતી જોઇને 'નહિં નહિં' એમ પોકાર કરતો સોમદેવ જેવો કૂવા પાસે આવી પહોંચ્યો, તેવામાં તો પુત્ર સહિત જેના અંગાવયવ વિશીર્ણ થઈ ગયા છે, એવી અંબિકાને તેણે કૂવામાં પડેલી જોઇ, તેથી તે ઘણો ખેદ પામ્યો. પછી કહેવા લાગ્યો કે; 'અહા ! હે બાલા ! કોપને વશ થઇને આ તેં અકાળે શું કર્યું ? કદિ જડ જેવો હું આ કામ કરું, પણ તેં વિદુષી થઇને આ શું કર્યું ? હે માનિનિ ! તારા વિના નિષ્ફલ એવું આ કલંકી જીવિત હવે શા કામનું છે ? હું નિભાંગી અને હતાશ ઘેર જઇને સ્વજનોને મુખ શી રીતે બતાવું ? સ્ત્રી અને પુત્રના મૃત્યુથી દુઃખી થયેલા મને હવે મૃત્યુ જ સુખકારી છે; કેમકે જ્યારે સર્વનો નાશ થવા બેઠો, ત્યારે હવે સર્વે સાથે જ નાશ પામો.' દુઃખથી આકુલ થયેલા તેણે આ પ્રમાણે વિચારીને તે અંબિકાને જ સંભારતાં તે જ કૂવામાં ઝંપાપાત કર્યો, જેથી તત્કાળ મૃત્યુ પામીને તે અવધિજ્ઞાનને ધરનારો અને અંબિકાનું સિંહરૂપે વાહન થનારો દેવ થયો. સિંહવાહિની અંબિકા બે પુત્રથી પૂર્ણ હર્ષ-વડે તે સમયે ઉજ્વલ જણાતાં હતાં. તત્કાલ ઉત્પન્ન થયેલા આમ્રવૃક્ષ પર મધુર શબ્દ કરતી કોકિલની શ્રેણીને જોવામાં પ્રીતિવાળાં હતાં. ઉદય પામતા સૂર્યના કિરણોના જેવી કાંતિથી બીજા દેવતાની પ્રભાને હરી લેતાં હતાં. મુખચંદ્રનાં કિરણો હોય તેવાં શ્વેત વસ્ત્રોથી

વિભૂષિત અંગના પ્રત્યેક અવયવ શોભતાં હતાં. મુખનાં કિરણોરૂપ અમૃતસાગરની વચમાં મુખ, બે નેત્ર અને દંતરૂપી રત્નો ક્રીડા કરી રહ્યા હતા. ભૃકુટીરૂપ મૂળમાંથી પ્રગટેલી વંશ-પત્ર જેવી નાસિકા સાથે અધરોષ્ઠ શોભી રહેલા હતા. અને શંખની જેવો તેનો કંઠ હતો. સર્વ અવયવોમાં નિર્દોષ, સર્વ આભૂષણોથી શોભિત, સુરસુંદરીઓથી સેવાતી અને નવીન ઉત્પન્ન થવાથી અધિક પ્રભાવિક તેમજ બે દક્ષિણ હાથમાં પાશ અને આમ્રફલની લુંબ અને બે વામ ભુજામાં પુત્રો તથા અંકુશને ધારણ કરનારાં, કનકવર્ણી પ્રભાવાળાં તેમજ વરદાન આપવામાં પ્રવીણ વાણીવાળાં એ દેવીને જોઇ, ભક્તિથી ઉલ્લાસ પામતા શરીરવાળો, ઉદાર પ્રીતિ ધારણ કરતો અને બે હાથે છડી પકડી ઊભેલો તેમનો પ્રતિહારી દેવ તેમને હર્ષથી પ્રણામ કરી પરિચિત વચને આ પ્રમાણે કહેવા લાગ્યો; 'હે દેવિ ! હે સ્વામિની ! તમે પૂર્વભવમાં જે તપ, દાન અને તીર્થનો આશ્રય કર્યો છે, તેથી તમે વ્યંતર દેવી-ઓને સેવવા યોગ્ય અમારા સ્વામીની થયા છો.' પ્રતિહારીની આ પ્રમાણે વાણી સાંભળી સાવધાન થઇ દેવલોકમાં ઉત્પન્ન થવાના કારણભૂત પૂર્વભવનું અવલોકન કરીને તેણે તેને સર્વ વૃત્તાંત જણાવ્યો. અને પછી મૌન ધરીને યોગ સહિત એવા તેમણે શ્રી જિનચરણનું સ્મરણ કર્યું. પછી દેવોએ વિકુર્વેલા વિમાનમાં બેસી, સંગીત સાંભળવામાં પોતાના કાન લગાડી, દિશાઓને પ્રકાશિત કરતાં તત્કાળ તે અંબિકાદેવી શ્રી રૈવતાચળ તીર્થ ઉપર આવ્યાં.

આ સમયમાં શ્રી અરિષ્ટનેમિ ભગવાનને ઘાતીકર્મોના નાશથી કેવળજ્ઞાન ઉત્પન્ન થયું હતું, તેથી તે પ્રભુનાં સમવસરણમાં વેગથી જઇને અંબિકાદેવીએ ઉદાર એવી આ પ્રમાણેની ધર્મવાણી સાંભળી; 'જગતમાં ધર્મ કારણ વગરનો બંધુ, જગદ્વત્સલ, પીડાનો નાશ કરનાર અને ક્ષેમંકર છે, તેથી તે ધર્મ અત્યંત ભક્તિવડે સેવવા યોગ્ય છે. તે ધર્મરૂપી વૃક્ષની મુખ્ય ચાર શાખા છે. તેમાં સત્પાત્રને દાન આપવું તે પ્રથમ શાખા છે, અખંડ શીલ પાળવું તે બીજી શાખા છે, સમસ્ત પ્રકારના વિઘ્નભયને નાશ કરનાર તપ કરવો તે ત્રીજી શાખા છે અને સંસારનો નાશ કરનારી શુભ ભાવના ભાવવી તે ચોથી શાખા છે. સિદ્ધાચલ અને રૈવતાચળ વગેરે તીર્થોની સેવા, દેવની પૂજા, સદ્ગુરુનું સેવન, અને પાપના સમૂહને હરનાર પંચપરમેષ્ઠી મંત્રપદ, એ ધર્મરૂપ વૃક્ષની અગ્રશાખાના પુષ્પાંકુર છે અને તેનું ફળ મુક્તિ છે; માટે શુભયોગની સેવારૂપ શ્રેણિ ઉપર ચડી ઉત્કૃષ્ટ સમતાને અંતરમાં રાખી, ઉદાર સત્ત્વથી ચિત્તરૂપ પવનના કંપથી રહિતપણે તે મુક્તિરૂપ ફળને ગ્રહણ કરી લેવું.' આ પ્રમાણે અહિંસાધર્મરૂપ દેહને જીવાડનારી શ્રી નેમિનાથ પ્રભુની વાણી સાંભળીને સર્વે પ્રાણીઓ આપત્તિરૂપ વિષને ઉતારવાના યોગરૂપ અમૃતના પાન જેવી પવિત્ર તૃપ્તિને પામ્યા. તે સમયે વરદત્તરાજાએ વૈરાગ્યના રંગથી બે હજાર સેવકોની સાથે વ્રત લીધું અને જિનેશ્વરદેવના દશ ગણધરોમાં મુખ્ય એવી ગણધરની પદવી પ્રાપ્ત કરી. યક્ષિણી નામે રાજાની પુત્રી બીજી સ્ત્રીઓની સાથે પ્રવર્તિની થઇ. દશાર્હ, ભોજ, કૃષ્ણ અને બલભદ્ર પ્રમુખ શ્રાવકો થયા અને તેમની સ્ત્રીઓ શ્રાવિકા

પુણ્ય-દ્રવ્ય ઉપાર્જન કરેલું હોય, તે જ મારે પરલોકના પ્રયાણમાં ઉપયોગી થાઓ. આ ક્રૂર પુરુષ કદર્થના કરીને મને મારશે, તો તે પહેલાં જ હું મારા પ્રાણને સ્વેચ્છાથી છોડી દઉં.' એવો વિચાર કરી પડીને મરવાની ઇચ્છાએ તે કોઇ મોટા કૂવાના કાંઠા ઉપર આવીને ઊભી રહી. પછી તે વિચારવા લાગી કે; 'મુનિદાનના પ્રભાવથી શ્રી જિનેંદ્રનાં ચરણો, સિદ્ધ ભગવંતો, પાપના ભારને હરનારા તે બે મુનિ, અને દયાના ઉદયવાળો ધર્મ-તેનું મારે શરણુ થાઓ. બ્રાહ્મણ, દરિદ્રી, કૃપણ, ભિલ્લ, મ્લેચ્છ, કલંકી અને અધમ કુલમાં તેમજ અંગ, બંગ, કુરુ, કચ્છ અને સિંધુ વગેરે દેશમાં મારો જન્મ થશો નહીં. યાચકપણું, મૂર્ખપણું, અજ્ઞાનીપણું, કૃપણપણું, મિથ્યાત્વ, સેનાપતિપણું, વિષ, અસ્ત્ર તથા મદ્યાદિ રસ પદાર્થોનો વ્યાપાર અને પ્રાણીઓનો ક્રયવિક્રય મને કોઇ ભવાંતરમાં પ્રાપ્ત થશો નહીં. આ દાનના પ્રભાવથી દેવ, ગુરુ અને ધર્મ-એ ત્રણ રત્નોને જાણનારા, દેવના પૂજનારા, દાતાર, અધિકારી, ધનાઢ્ય અને શુભ-અશુભને ઓળખનાર એવા કુલમાં તથા સૌરાષ્ટ્ર, મગધ, કીર, કાશ્મીર અને દક્ષિણ દિશાના દેશમાં મારો જન્મ થજો. તેમજ મને ધનાઢ્યતા, દાતારપણું, આરોગ્યતા અને ઇંદ્રિયોનું સંપૂર્ણપણું પ્રાપ્ત થજો અને પ્રાણી પર અનુકંપા, દુઃખીજનની રક્ષા અને યોગ્યનો આશ્રય મળજો.' આવી રીતે સત્વનો આશ્રય કરી, શ્રી જિનેશ્વરના ચરણકમલમાં પોતાનું ચિત્ત જોડી, સાહસથી જેનું અંગ શોભિત છે એવી તે અંબિકાએ બે પુત્રોની સાથે સહસા તે કૂવામાં ઝંપાપાત કર્યો. તત્કાલ બીજા વેષમાં આવેલી નહીં હોય તેમ તે અંબિકા મનુષ્યદેહ છોડી દઇ, દેહની કાંતિથી કિરણોને વિસ્તારતી અને બંને પુત્ર સાથે આનંદી મુખકમલ ધરતી વ્યંતર દેવોને સેવવા યોગ્ય દેવી થઈ. તેને કૂવામાં પડતી જોઇને 'નહિં નહિં' એમ પોકાર કરતો સોમદેવ જેવો કૂવા પાસે આવી પહોંચ્યો, તેવામાં તો પુત્ર સહિત જેના અંગાવયવ વિશીર્ણ થઇ ગયા છે, એવી અંબિકાને તેણે કૂવામાં પડેલી જોઇ, તેથી તે ઘણો ખેદ પામ્યો. પછી કહેવા લાગ્યો કે; 'અહા! હે બાલા! કોપને વશ થઇને આ તેં અકાળે શું કર્યું? કદિ જડ જેવો હું આ કામ કરું, પણ તેં વિદુષી થઇને આ શું કર્યું? હે માનિનિ! તારા વિના નિષ્ફલ એવું આ કલંકી જીવિત હવે શા કામનું છે? હું નિર્ભાગી અને હતાશ ઘેર જઇને સ્વજનોને મુખ શી રીતે બતાવું? સ્ત્રી અને પુત્રના મૃત્યુથી દુઃખી થયેલા મને હવે મૃત્યુ જ સુખકારી છે; કેમકે જ્યારે સર્વનો નાશ થવા બેઠો, ત્યારે હવે સર્વે સાથે જ નાશ પામો.' દુઃખથી આકુલ થયેલા તેણે આ પ્રમાણે વિચારીને તે અંબિકાને જ સંભારતાં તે જ કૂવામાં ઝંપાપાત કર્યો, જેથી તત્કાળ મૃત્યુ પામીને તે અવધિજ્ઞાનને ધરનારો અને અંબિકાનું સિંહરૂપે વાહન થનારો દેવ થયો. સિંહવાહિની અંબિકા બે પુત્રથી પૂર્ણ હર્ષ વડે તે સમયે ઉજ્વલ જણાતાં હતાં. તત્કાલ ઉત્પન્ન થયેલા આમ્રવૃક્ષ પર મધુર શબ્દ કરતી કોકિલની શ્રેણીને જોવામાં પ્રીતિવાળાં હતાં. ઉદય પામતા સૂર્યના કિરણોના જેવી કાંતિથી બીજા દેવતાની પ્રભાને હરી લેતાં હતાં. મુખચંદ્રનાં કિરણો હોય તેવાં શ્વેત વસ્ત્રોથી

વિભૂષિત અંગના પ્રત્યેક અવયવ શોભતાં હતાં. મુખનાં કિરણોરૂપ અમૃતસાગરની વચમાં મુખ, બે નેત્ર અને દંતરૂપી રત્નો ક્રીડા કરી રહ્યા હતા. ભ્રૂકુટીરૂપ મૂળમાંથી પ્રગટેલી વંશ-પત્ર જેવી નાસિકા સાથે અધરોષ્ઠ શોભી રહેલા હતા. અને શંખની જેવો તેનો કંઠ હતો. સર્વ અવયવોમાં નિર્દોષ, સર્વ આભૂષણોથી શોભિત, સુરસુંદરીઓથી સેવાતી અને નવીન ઉત્પન્ન થવાથી અધિક પ્રભાવિક તેમજ બે દક્ષિણ હાથમાં પાશ અને આમ્રફલની લુંબ અને બે વામ ભુજામાં પુત્રો તથા અંકુશને ધારણ કરનારાં, કનકવર્ણી પ્રભાવાળાં તેમજ વરદાન આપવામાં પ્રવીણ વાણીવાળાં એ દેવીને જોઇ, ભક્તિથી ઉલ્લાસ પામતા શરીરવાળો, ઉદાર પ્રીતિ ધારણ કરતો અને બે હાથે છડી પકડી ઊભેલો તેમનો પ્રતિહારી દેવ તેમને હર્ષથી પ્રણામ કરી પરિચિત વચને આ પ્રમાણે કહેવા લાગ્યો; 'હે દેવિ! હે સ્વામિની! તમે પૂર્વભવમાં જે તપ, દાન અને તીર્થનો આશ્રય કર્યો છે, તેથી તમે વ્યંતર દેવી-ઓને સેવવા યોગ્ય અમારા સ્વામીની થયા છો.' પ્રતિહારીની આ પ્રમાણે વાણી સાંભળી સાવધાન થઇ દેવલોકમાં ઉત્પન્ન થવાના કારણભૂત પૂર્વભવનું અવલોકન કરીને તેણે તેને સર્વ વૃત્તાંત જણાવ્યો. અને પછી મૌન ધરીને યોગ સહિત એવા તેમણે શ્રી જિનચરણનું સ્મરણ કર્યું. પછી દેવોએ વિકુર્વેલા વિમાનમાં બેસી, સંગીત સાંભળવામાં પોતાના કાન લગાડી, દિશાઓને પ્રકાશિત કરતાં તત્કાળ તે અંબિકાદેવી શ્રી રૈવતાચળ તીર્થ ઉપર આવ્યાં.

આ સમયમાં શ્રી અરિષ્ટનેમિ ભગવાનને ઘાતીકર્મોના નાશથી કેવળજ્ઞાન ઉત્પન્ન થયું હતું, તેથી તે પ્રભુનાં સમવસરણમાં વેગથી જઇને અંબિકાદેવીએ ઉદાર એવી આ પ્રમાણેની ધર્મવાણી સાંભળી; 'જગતમાં ધર્મ કારણ વગરનો બંધુ, જગદ્વત્સલ, પીડાનો નાશ કરનાર અને ક્ષેમંકર છે, તેથી તે ધર્મ અત્યંત ભક્તિવડે સેવવા યોગ્ય છે. તે ધર્મરૂપી વૃક્ષની મુખ્ય ચાર શાખા છે. તેમાં સત્પાત્રને દાન આપવું તે પ્રથમ શાખા છે, અખંડ શીલ પાળવું તે બીજી શાખા છે, સમસ્ત પ્રકારના વિઘ્નભયને નાશ કરનાર તપ કરવો તે ત્રીજી શાખા છે અને સંસારનો નાશ કરનારી શુભ ભાવના ભાવવી તે ચોથી શાખા છે. સિદ્ધાચલ અને રૈવતાચળ વગેરે તીર્થોની સેવા, દેવની પૂજા, સદ્ગુરુનું સેવન, અને પાપના સમૂહને હરનાર પંચપરમેષ્ઠી મંત્રપદ, એ ધર્મરૂપ વૃક્ષની અગ્રશાખાના પુષ્પાંકુર છે અને તેનું ફળ મુક્તિ છે; માટે શુભયોગની સેવારૂપ શ્રેણિ ઉપર ચઢી ઉત્કૃષ્ટ સમતાને અંતરમાં રાખી, ઉદાર સત્વથી ચિત્તરૂપ પવનના કંપથી રહિતપણે તે મુક્તિરૂપ ફળને ગ્રહણ કરી લેવું.' આ પ્રમાણે અહિંસાધર્મરૂપ દેહને જીવાડનારી શ્રી નેમિનાથ પ્રભુની વાણી સાંભળીને સર્વે પ્રાણીઓ આપત્તિરૂપ વિષને ઉતારવાના યોગરૂપ અમૃતના પાન જેવી પવિત્ર તૃપ્તિને પામ્યા. તે સમયે વરદત્તરાજાએ વૈરાગ્યના રંગથી બે હજાર સેવકોની સાથે વ્રત લીધું અને જિનેશ્વરદેવના દશ ગણધરોમાં મુખ્ય એવી ગણધરની પદવી પ્રાપ્ત કરી. યક્ષિણી નામે રાજાની પુત્રી બીજી સ્ત્રીઓની સાથે પ્રવર્ત્તિની થઇ. દશાર્હ, ભોજ, કૃષ્ણ અને બલભદ્ર પ્રમુખ શ્રાવકો થયા અને તેમની સ્ત્રીઓ શ્રાવિકા

થઈ. એવી રીતે ચાર ગતિરૂપ અંધકારમાં દીપક સમાન, ચાર પ્રકારના ધર્મરૂપ ગૃહનો દઢ આધાર અને મુક્તિરૂપી સ્ત્રીના હારરૂપ એવો તે વખતે શ્રી નેમિનાથ પ્રભુનો ચતુર્વિધ સંઘ સ્થપાયો. પછી પ્રભુના મુખથી અંબિકાના ચરિત્રરૂપ અમૃતનું પાન કરી અતિ ભક્તિવાળા ઇંદ્રે બીજા દેવતાઓના આગ્રહથી તે અંબિકાને શ્રી નેમિનાથપ્રભુના શાસનના વિઘ્નોનો નાશ કરનારી શાસનદેવી સ્થાપી.

તે અવસરે સુગ્રામ નામે ગામમાં ગોમેધ વગેરે યજ્ઞોનો કરનાર હોવાથી ગોમેધ નામે એક ગૌતમગોત્રી કલાવાન બ્રાહ્મણ રહેતો હતો. તેની લાખો બ્રાહ્મણો સેવા કરતા હતા. તેના પાપના ઉદયથી તેની સ્ત્રી અને પુત્રો મરણ પામી ગયાં. અને કાલક્રમે તેના શરીરમાં પણ કુષ્ટરોગ ઉત્પન્ન થયો. જેથી તેના સર્વ અનુચર-સ્વજનોએ તેને ત્યજી દીધો. અતિપીડાથી દુઃખી એવા એ બ્રાહ્મણના કોઢીયા શરીરમાં કઠોર કીડાઓ ઉત્પન્ન થઈને તેને હેરાન કરવા લાગ્યા. અંગારાની શય્યામાં જાણે તેની મૂર્તિ લીન થઈ ગઈ હોય તેમ તે દ્વિજ સર્વ રોમે રોમે પ્રસરેલાં અને મનોવૃત્તિને મંદ કરનારાં એ દુઃખને નરકના દુઃખથી પણ અધિક માનવા લાગ્યો. તેના શરીરમાંથી પરૂ ઝરતું હતું, લાળ પડતી હતી, સર્વ ધાતુઓ સૂકાઈ ગઈ હતી, અને દુર્ગંધમાં લુબ્ધ થયેલી મક્ષિકાઓ આસપાસ ગણગણતી હતી. એવી સ્થિતિવાળા અને માર્ગમાં લોટતા તે ગોમેધને જોઈને કોઈ શાંતમુનિ તેના પ્રત્યે કહેવા લાગ્યા; ' હે ભદ્ર ! ધર્મની બુદ્ધિથી અને કુગુરુએ બતાવેલા મિથ્યા લાભથી તેં યજ્ઞમાં જે ઘણા પ્રાણીઓનો ઘાત કર્યો છે, તેથી ઊગેલા ઉગ્ર પાપરૂપ વૃક્ષના અહીં તો પુષ્પ માત્ર તેં મેળવ્યાં છે, બાકી તેનાં ફળ તો દુર્ગતિમાં પડીને પ્રાપ્ત કરીશ. તેથી હજી પણ જો આ દુઃખથી ભય પામ્યો હો તો તું શુભધર્મમાં સારરૂપ અને જીવરક્ષામય શ્રી જિનવચનનો આશ્રય કર અને સર્વ પ્રાણીઓ પાસે પોતાના અપરાધની ક્ષમા માંગ. તથા તેઓને તું આશ્રય આપ. વળી તારા પૂર્વોક્ત પાપની શાંતિમાં સમર્થ, સ્તુતિને યોગ્ય સર્વ સમૃદ્ધિમાં લુબ્ધ એવા સર્વ દેવતાઓના વૃંદને સેવવા યોગ્ય અને સેંકડો જિનાલયોથી જેનો પૃષ્ઠભાગ પવિત્ર છે એવા રૈવતાચળ તીર્થનું તું મનમાં સ્મરણ કર. '

આવાં તે મુનિનાં વચન સાંભળી ગોમેધ બ્રાહ્મણ સમતારૂપ અમૃતથી પૂર્ણ, સંકલ્પ-વિકલ્પરહિત અને પીડાથી રહિત થઈ તત્કાળ મૃત્યુ પામ્યો. અને ક્ષણવારમાં ઉત્તમ ઋદ્ધિવડે પરિપૂર્ણ યક્ષપણે ઉત્પન્ન થયો. મુનિશ્રેષ્ઠના વચનથી ત્રૈલોક્યપતિ પ્રભુના અસંખ્ય ગુણોનું સ્તવન કરતો અને તેથી પવિત્ર મુખને ધારણ કરતો તે યક્ષ ત્રણ રત્નના આધારરૂપ ધર્મથી અધિવાસિત થયો. પછી ત્રણ ડાબી ભુજાઓમાં શક્તિ, શૂલ અને નકુલ તથા ત્રણ જમણી ભુજાઓમાં ચક્ર, પશુ અને માતુલિંગને ધરનારો અને મનુષ્યના વાહન પર બેસનારો તે ગોમેધ નામનો યક્ષ અંબિકાની જેમ ભક્તિથી ઉત્તમ પરિવારને લઈને રૈવતાચળ પર રહેલા શ્રી નેમિનાથ પ્રભુની પાસે પોતે વિકુર્વેલા વિમાનમાં બેસીને આવ્યો. અને તેમનો પ્રભુનો પૂર્વનો ઉપકાર માનીને પ્રણામ કર્યો. ત્યાં પ્રભુનાં વચન સાંભળીને તે

પ્રતિબોધ પામ્યો અને ઇંદ્રની પ્રાર્થનાથી તે શ્રી નેમિનાથપ્રભુનાં શાસનમાં અંબિકાની જેમ લોકોને સર્વ ઇચ્છિત અર્થને આપનાર અધિષ્ઠાતાની પદવીએ રહ્યો. તે સમયે શ્રી નેમિનાથપ્રભુને નમસ્કાર કરી અંજલિ જોડીને ઇંદ્રે પૂછ્યું; 'હે સ્વામી! આ વરદત્ત કયા પુણ્યથી આપના ગણધર થયેલા છે?' આવો પ્રશ્ન સાંભળીને કૃપાળુ પ્રભુએ ભવ્ય પ્રાણીઓને બોધ કરવા માટે આ પ્રમાણે ફરમાવ્યું;

'ગઈ ઉત્સર્પિણીમાં સાગર નામે ત્રીજા તીર્થંકર ભગવાન ઉત્તમ જ્ઞાનને ધારણ કરીને પોતાના ચરણની રજથી પૃથ્વીને પવિત્ર કરતા વિચરતા હતા. અન્યદા તે પવિત્ર વાણીવાળા જિનેશ્વરદેવ ચંપાપુરીનાં ઉદ્યાનમાં સમવસર્યા. દેશનામાં લોકપુરુષના[1] વિચારનો પ્રસંગ ચાલતાં સર્વ વિશ્વને જાણનાર પ્રભુએ મોક્ષસ્થાન સંબંધી પવિત્ર સ્વરૂપ આ પ્રમાણે જણાવ્યું; 'પીસ્તાલીશ લાખ યોજનના વિસ્તારવાળી (લાંબી પહોળી) અને ઊંધા કરેલા છત્રના જેવી આકૃતિવાળી, ઉજ્વળ વર્ણની સિદ્ધશિલા છે, તેની ઉપર એક યોજનના ચોવીશમા[2] ભાગમાં નિરંજન અને અનંતાનંત ચૈતન્યરૂપ સિદ્ધ રહેલા છે. તેઓ અવિકૃત અને અવ્યયરૂપ છે. તેઓ અનંત, અચલ, શાંત, શિવ, અસંખ્ય, મહત્, અક્ષય, અરૂપ અને અવ્યક્ત છે. તેમનું સ્વરૂપ માત્ર જિનેશ્વર કે કેવળી ભગવંત જાણે છે. યોગથી પવિત્ર એવો પુરુષ કર્મનો નાશ થવાથી પોતે જ જાણી શકે તેવું અને વચનવડે અવાચ્ય એવું મુક્તિ સુખ પામે છે.' આ પ્રમાણે પ્રભુની વાણી સાંભળી પાંચમા દેવલોકનો સ્વામી બ્રહ્મ ઇંદ્ર પોતાના સ્વર્ગસુખમાં મંદ થઇ ગયો; અને પ્રભુને પ્રણામ કરી વિજ્ઞપ્તિ કરવા લાગ્યો કે; 'હે સ્વામી! મારું આ સંસારનું પરિભ્રમણ અટકી શકશે કે નહિ? અને મને મુક્તિસુખનો ક્યારે પણ સંગમ થશે કે નહિં?' પ્રભુ બોલ્યા; 'હે બ્રહ્મેંદ્ર! આવતી અવસર્પિણીમાં બાવીશમા તીર્થંકર શ્રી અરિષ્ટનેમિ થશે, તેમનું ગણધરપદ મેળવી, ભવ્ય પ્રાણીઓને બોધ કરી, રૈવતાચલનાં આભૂષણ થઇને તમે યોગપૂર્વક મુકિતપદને પામશો. આ નિઃસંશય વાત છે.' આ પ્રમાણે સાંભળી બ્રહ્મેંદ્ર હર્ષથી પ્રફુલ્લિત નેત્રે પ્રભુને નમી પોતાના દેવલોકમાં ગયો અને મારે વિષે ઘણો અનુરાગ ધરવા લાગ્યો.'

'પોતાની ઉપર ભાવિમાં મારાથી ઉપકાર જાણી મારું ધ્યાન ધરવાને માટે શ્રેષ્ઠ રત્નોથી નેત્રને અમૃતના અંજન જેવી તેણે મારી મૂર્ત્તિ બનાવી. પછી નિત્ય તેની આગળ સંગીત કરી શાશ્વત પ્રતિમાની જેમ ત્રિકાળ તેની પૂજા કરવા લાગ્યો. એવી રીતે મારી ભકિતમાં પોતાનું આયુષ્ય પૂર્ણ કરી તે જ શુભ ધ્યાનમાં જ એક મન રાખી ઉત્તરોત્તર ઉત્તમ ભવોને મેળવીને અહિં આ વરદત્ત થયેલ છે. તેણે મારી મૂર્ત્તિ બનાવી અને તેની પૂજા કરી, તેના ફલથી તેણે ગણધરપદ મેળવ્યું, અને મુકિતને પામશે.' તે સમયે વર્તમાન

૧ ચૌદ રાજલોકરૂપ પુરુષાકૃતિ. ૨ એક યોજનના ૮૦૦૦ ધનુષ્ય તેના ૨૪ ભાગ કરતાં ૩૩૩ ધનુષ્ય ને ૩૨ આંગળ થાય. એટલી સિદ્ધની ઉત્કૃષ્ટ અવગાહના હોય છે.

બ્રહ્મેંદ્રે ઉઠીને ત્યાં પ્રભુને નમસ્કાર કરીને કહ્યું; 'હે વિભુ ! આપની તે મૂર્ત્તિને હજુ પણ હું પૂજું છું, અને મારા પૂર્વજ ઇંદ્રોએ પણ તેની ભક્તિથી ઉપાસના કરેલી છે, તથા સ્તવેલી તેમજ નમેલી છે. અત્યારે આપના કહેવાથી જ તે પ્રતિમા અશાશ્વત છે એવું મારા જાણવામાં આવ્યું, નહિં તો હું અને બીજા તેને શાશ્વત જ માનતા હતા.' પ્રભુ બોલ્યા; 'હે ઇંદ્ર ! તે મૂર્ત્તિ અહિં લાવો, કેમકે શાશ્વત પ્રતિમા સિવાય બીજી પ્રતિમા ભૂમિની પેઠે દેવલોકમાં હોતી નથી. પ્રભુની આજ્ઞાથી ઇંદ્ર તે મૂર્ત્તિ શીઘ્ર લઈ આવ્યો, એટલે કૃષ્ણે હર્ષથી પૂજા કરવાને માટે પ્રભુની પાસેથી તે મૂર્ત્તિ પ્રાપ્ત કરી. પછી સુર, અસુર અને નરના ઇશ્વરો શ્રી નેમિનાથ પ્રભુને નમીને તેઓના શ્રીમુખેથી તીર્થનું માહાત્મ્ય સાંભળવા લાગ્યા. પ્રભુ બોલ્યા; 'આ રૈવતાચલગિરિ પુંડરીક ગિરિરાજનું સુવર્ણમય મુખ્ય શિખર છે. મંદાર અને કલ્પવૃક્ષો વગેરે ઉત્તમ વૃક્ષોથી વીંટાઇને રહેલું છે. તે મહાતીર્થ ઝરતા ઝરણાઓથી હમેશાં પ્રાણીઓનાં પાતકને ધોઇ નાંખે છે અને સ્પર્શથી પણ હિંસાના પાપને ટાળે છે. આ ગિરિરાજ પુણ્યનો રાશિ અને પૃથ્વીના તિલક જેવો છે. વળી સર્વજ્ઞ ભગવાનનાં ચરણથી પવિત્ર થવાના યોગે ત્રણ લોકના આભૂષણરૂપે શોભે છે. સર્વ તીર્થોમાં ઉત્તમ અને સવ તીર્થની યાત્રાના ફળને આપનાર આ ગિરિરાજ દર્શન અને સ્પર્શમાત્રથી સર્વ પાપોને હણે છે. જલ તથા ફલ સહિત અને ભદ્રશાળાદિ વનથી વીંટાએલો આ રમણીય રૈવતગિરિ ઇંદ્રોનો એક ક્રીડાપર્વત છે. જ્યાં સુધી રૈવતાચલે જવાય નહીં, ત્યાં સુધી જ સર્વ પાપ, ત્યાં સુધી જ સર્વ દુઃખ અને ત્યાં સુધી જ સંસારમાં વાસ છે. આ ગિરિરાજ પર આવીને જેઓ પોતાના ન્યાયોપાર્જિત ધનનો સુપાત્રમાં સદ્વ્યય કરે છે, તેઓને ભવોભવ સર્વ સંપત્તિઓ પ્રાપ્ત થાય છે. ભવ્ય પ્રાણીઓમાં ઉત્તમ એવો જે કોઈ પ્રાણી આ તીર્થમાં માત્ર એક દિવસ પણ શીલ ધારણ કરે છે, તે હંમેશાં સુર, અસુર, નર અને નારીઓથી સેવવા યોગ્ય થાય છે. વળી જે વિવેકી પુરુષ અહીં દશ પ્રકારના પ્રત્યાખ્યાન (તપ) કરે છે, તેને અનુક્રમે દશ પ્રકારનાં સ્વર્ગસુખ મળે છે. આ તીર્થમાં જેઓ ચતુર્થ, છઠ્ઠ, અને અઠ્ઠમ આદિ તપ કરે છે, તેઓ સર્વ સુખને ભોગવી અવશ્ય પરમપદને પામે છે.'

'જે પ્રાણી અહિં ભાવથી શ્રી જિનપ્રતિમાની પૂજા કરે છે, તે શિવસુખને પ્રાપ્ત કરે છે, તો માનવસુખની તો વાર્ત્તા જ શી કરવી ? જે પ્રાણી અહીં ભાવથી સુસાધુને શુદ્ધ અન્ન, વસ્ત્ર અને પાત્ર વગેરે વહોરાવે છે, તે મુક્તિરૂપી સ્ત્રીના હૃદયને આનંદ આપનારો થાય છે. આ તીર્થમાં સુવર્ણ, રૂપ્ય, અન્ન અને વસ્ત્રાદિક જે ભાવપૂર્વક જેટલા પ્રમાણમાં આપે છે, તેના કરતાં અનંતગણું લીલામાત્રમાં તે મેળવે છે. ત્રણ જગતમાં સર્વ તીર્થોને વિષે ઉત્કૃષ્ટ એવું આ મહાતીર્થ છે, જેમાં નિવાસ કરવાથી તિર્યંચ પણ આઠ ભવની અંદર સિદ્ધિને પામે છે. આ રૈવતગિરિ ઉપર વસતા વૃક્ષો અને મયૂરાદિ પક્ષીઓ પણ ધન્ય અને પુણ્યશાળી છે, તો મનુષ્યોની શી વાત કરવી ? દેવતાઓ, ઋષિઓ, સિદ્ધ-પુરુષો, ગંધર્વો અને કિન્નરાદિ આ તીર્થની સેવા કરવાને માટે સદા ઉત્સાહથી આવે છે. તેવી

કોઇ પણ દિવ્ય ઔષધીઓ, સ્વર્ણાદિક સિદ્ધિઓ અને રસકૂપિકાઓ નથી, કે જે આ ગિરિરાજ પર ન હોય ! આ તીર્થમાં મોક્ષલક્ષ્મીના મુખરૂપ ગજેંદ્રપદ નામે કુંડ છે, જે તેની સ્પર્શના કરનાર જીવોના પાપનો નાશ કરવાને સમર્થ છે. આ ગિરિરાજ ઉપર રહેલા બીજા પણ કુંડોનો જુદો જુદો પ્રભાવ છે, જેમાં છ માસ માત્ર સ્નાન કરવાથી પ્રાણીઓના કુષ્ટાદિક રોગો નાશ પામે છે.'

આ પ્રમાણે શ્રી નેમિનાથ પ્રભુનાં મુખકમળથી ગિરિનાર ગિરિનો મહિમા સાંભળીને પુણ્યવાન એવા સુર, અસુર અને નરેશ્વરો હર્ષ પામ્યા. પછી કૃષ્ણ વાસુદેવે પૂછ્યું; 'હે પ્રભુ ! આ પ્રતિમા મારા પ્રાસાદમાં સ્થાપન કરવાની છે. તે ત્યાં કેટલો કાલ રહેશે અને પછી બીજે કયાં કયાં પૂજાશે ?' પ્રભુ બોલ્યા; 'જયાં સુધી તમારું નગર રહેશે, ત્યાં સુધી તમારા પ્રાસાદમાં પૂજાશે અને પછી કાંચનગિરિ પર દેવતાઓથી પૂજાશે. અમારા નિર્વાણસમય'પછી અતિદુ:ખદાયક બે હજાર વર્ષ ઉલ્લંઘન થશે, ત્યાર પછી અંબિકાની આજ્ઞાથી રત્ન નામે એક ઉત્તમ અને સારી ભાવનાવાળો વણિક ત્યાંથી લાવી, આ રૈવતગિરિ પર પ્રાસાદ કરાવી, તેમાં સ્થાપિત કરીને તે પ્રતિમાની પૂજા કરશે. પછી એક લાખ, ત્રણ હજાર, બસો ને પચાશ વર્ષ સુધી ત્યાં રહીને પછી ત્યાંથી તે અંતર્ધાન થઇ જશે. એકાંત દુષમા કાળમાં તેને સમુદ્રમાં રાખીને અંબિકાદેવી તેની પૂજા કરશે અને હે હરિ, પછી તેને બીજા દેવતાઓ પૂજશે.' આ પ્રમાણે સાંભળી કૃષ્ણે પૂછ્યું કે; 'એ પુણ્યવાન્ રત્ન વણિક કોણ થશે ? કે જે એ પ્રતિમાની પૂજા ભાવિમાં કરશે.' આ પ્રમાણે કૃષ્ણનું કથન સાંભળીને જગદ્ગુરુ શ્રી નેમિનાથ પ્રભુ બોલ્યા;

"હે કૃષ્ણ ! તમારી સ્થાપેલી પ્રતિમાની પૂજા જયારે બંધ થશે, તે સમયમાં જૈનધર્મમાં ધુરંધર વિમલ નામે એક રાજા થશે. એ રાજા વિચિત્ર વર્ણથી નિર્મેલી મારી મૂર્ત્તિને રૈવતગિરિના મુખ્ય શિખર પર એક કાષ્ઠના પ્રાસાદમાં સ્થાપન કરશે. તે પ્રતિમાનું ત્યાં પૂજન પ્રવર્ત્તતું હશે તેવા સમયમાં સૌરાષ્ટ્ર દેશમાં કાંપિલ્ય નામના નગરમાં રત્ન નામે એક ધનાઢ્ય વણિક થશે. હે કૃષ્ણ ! તે વખતે અહિં બાર વર્ષનો દુષ્કાળ પડશે, તેમાં ઘણા પ્રાણીઓ પ્રાણ છોડી દેશે. તે રત્ન શેઠ પણ સ્થિતિરહિત થઇ જવાથી સૌરાષ્ટ્ર દેશને છોડી દેશાંતરમાં ફરતો ફરતો કાશ્મીરમાં આવીને સ્થિરતા કરશે. ત્યાં દ્રવ્ય ઉપાર્જન કરીને તેનો સારા માર્ગે ખર્ચ કરી તેનું ફળ મેળવવાની ઇચ્છાએ અર્હંતની પૂજાને માટે ભક્તિથી તે સંઘની પ્રાર્થના કરશે. સંઘજનોએ વિશેષ ઉત્સાહિત કરેલો રત્ન હર્ષના ભારથી ઉજ્વળ થઇ દેવાલયમાં રહેલા પ્રભુની પૂજા કરતો સંઘ લઇને ત્યાંથી નીકળશે. માર્ગમાં નગરે નગરે પ્રભુના નવીન પ્રાસાદો કરાવતો અને આનંદસૂરિ નામે ગુરુની પૂજા કરતો તે ચાલશે. રસ્તે ભૂત, વ્યંતર, વૈતાળ, રાક્ષસ અને યક્ષોથી થતાં સંઘના વિઘ્નોનો અંબિકાનાં ધ્યાનથી તે નાશ કરશે. અનુક્રમે તે પોતાનાં નગરે આવી, ભક્તિથી ત્યાંના સંઘને નિમંત્રણ કરી, શત્રુંજય

તીર્થ પર પ્રભુને નમીને રૈવતાચલતીર્થ ઉપર આવશે. જે ઠેકાણે મને કેવલજ્ઞાન થયું છે, તે સ્થાને આવી તે હર્ષથી મારી પ્રતિમાને પૂજી, પછી અંગમાં આનંદસુખવડે મગ્ન થઈ મુખ્ય શિખર ઉપર આરૂઢ થશે. છત્રશિલાની નીચે ચાલતાં તેનો કંપ થતો તેના જોવામાં આવશે, એટલે તે ભક્તિથી ગુરુમહારાજને બોલાવીને તેનો હેતુ પૂછશે. ”

અવધિજ્ઞાનવડે જાણીને આચાર્ય મહારાજ તેને આદરથી કહેશે કે; ‘ આ તીર્થનો ભંગ અને ઉદ્ધાર તારાથી જ થશે. ’ પછી રત્ન શેઠ કહેશે કે; ‘ હે વિભુ ! જો આ તીર્થનો ભંગ મારાથી થવાનો હોય તો હવે અહિંથી આગળ ચાલવાની જરૂર નથી, અહીં રહીને જ જિનેશ્વરને નમસ્કાર કરીશ. ’ ગુરુ કહેશે કે; ‘ તારાથી તીર્થનો ભંગ નથી, પણ તારા અનુગામી પ્રાણીઓથી છે. અને તારાથી તો આ તીર્થનો અધિક ઉદ્ધાર પ્રભુએ કહ્યો છે. ’ આવી ગુરુની વાણી સાંભળી સંઘપતિ રત્ન ઉત્સવથી યાત્રાળુઓની સાથે સંઘનો પ્રવેશ મુખ્ય શૃંગ ઉપર કરાવશે. ત્યાં હર્ષ પામેલા સર્વ યાત્રાળુઓ સત્વર ગજેંદ્રપદ કુંડ- ( હાથીપગલા )માંથી શુદ્ધ જળ કાઢી કાઢીને સ્નાન કરશે. પછી હર્ષપૂર્ણ અંગે ધોયેલા સ્વચ્છ વસ્ત્રોને ધારણ કરી તે કુંડના જલવડે કુંભો ભરીને તેઓ જિનાલયમાં પ્રવેશ કરશે. દેવતાઓએ વાર્યા છતાં તેમની ભાષાને નહિ જાણતા તેઓ હર્ષના આવેશથી મારી લેપ્યમય મૂર્ત્તિને જલથી સ્નાન કરાવશે. તે જલના સ્પર્શથી તત્કાળ લેપ્યમય મૂર્ત્તિ ગળી જશે અને ક્ષણવારમાં આસન ઉપર રહેલી તે મૂર્ત્તિ અતિઆર્દ્ર મૃત્તિકાના પિંડની જેમ થઈ રહેશે. તેને જોતાં જ રત્નશેઠનું હર્ષરૂપી સરોવર શોકરૂપી અગ્નિથી શોષાઈ જશે અને તત્કાળ મૂર્ચ્છિત થઈને તે ‘ શું કરવું ? ’ એવા વિચારમાં જડ જેવો થઈ જશે. તે વખતે તે વિચારશે કે; ‘ તીર્થનો ધ્વંસ કરનાર મને ધિક્કાર છે, મારાં આવાં અજ્ઞાનપણાને ધિક્કાર છે અને આ તીર્થનો વિનાશ કરનાર મારા અજ્ઞાની અનુયાયીઓને પણ ધિક્કાર છે. અહિં આવતાં અમારી સદ્ભક્તિનું ઉલટું આવું ફળ થયું કે, જેથી તીર્થનો ઉદ્ધાર ન થતાં હા, હા તીર્થનો ધ્વંસ થયો. કયા કયા દાન અને કયા કયા તપથી હું આ પાપને હણી નાંખીશ, કારણ કે, ‘ સેવકોના અપરાધમાં સ્વામીનો દંડ કરવો કહેલો છે. ’ અથવા આવી વ્યર્થ ચિંતા કરવી શા કામની છે ? આ અપરાધમાં આ સ્થિતિ પામેલા મને શ્રી નેમિનાથ પ્રભુનું જ શરણ હો. ’

આ પ્રમાણે તે ચિંતવન કરીને, બધા લોકો વારશે, તો પણ એ રત્ન શેઠ સત્વવાન્ થઈ મારું સ્મરણ કરી, દૃઢ આસને નિરાહાર થઇને બેસશે. તેવી રીતે નિરાહાર થઇને બેસતા અને ઉપસર્ગમાં પણ નહિં કંપતા એ રત્ન વણિકની પાસે એક માસે અંબિકા આવશે. અંબિકાના દર્શનથી જેને હર્ષ થયેલો છે એવો તે રત્નશેઠ પોતાના ઘોડીવારના તપની પ્રતીતિ જાણીને ઊભો થશે. અંબિકા તેને કહેશે; ‘ વત્સ ! તું ખેદ કેમ કરે છે ? તું ધન્ય છે. કેમકે તેં યાત્રા કરાવીને આ સર્વ પ્રાણીઓને પુણ્યવાન કર્યા છે. આ પ્રતિમાનો પ્રાચીન લેપ બગડી જવાથી પ્રતિવર્ષ નવીન લેપ થયા કરે છે. અહીં

જ એમનું પ્રતિષ્ઠાસ્થાન છે અને તેનો શંકુ અભંગ રહેલો છે, માટે ફરી વાર લેપ કરાવીને તું તેની પ્રતિષ્ઠા કરાવ, કેમકે જીર્ણ વસ્ત્રનો ત્યાગ કરવાથી નવીન વસ્ત્રો થાય છે.' પછી રત્નશેઠ કહેશે, 'માતા ! એવું વચન બોલો નહિં. પૂર્વે મૂર્તિના ભંગથી હું પાપી તો થયો જ છું. હવે કદિ તમારી આજ્ઞાથી હું નવો લેપ કરાવીશ, પણ મારી જેમ બીજો કોઇ અજ્ઞાની આવશે તો તેનો ધ્વંસ કરી નાખશે, માટે હે માતા ! પ્રસન્ન થઇને કોઈ અભંગ મૂર્ત્તિ મને આપો કે, જેથી જલસ્નાનથી પૂજા કરનાર લોકોનાં મન પ્રસન્ન થાય.' આવી રત્ન વણિકની વાણીને સાંભળી ન સાંભળી કરીને અંબિકા અંતર્ધાન થઇ જશે, એટલે તીવ્ર નિશ્ચયવાળો તે રત્ન વણિક પાછો તપ શરૂ કરશે. અંબિકા તેને ક્ષોભ કરવાને ઉપસર્ગો કરશે પણ તે મહાસત્ત્વ વણિક મારું દૃઢ રીતે સ્મરણ કરશે. પછી જેનું સિંહ વાહન ગર્જના કરી રહેલું છે એવી તે કૂષ્માંડિની(અંબિકા)સર્વ દિશાઓમાં ઉદ્યોત કરતી તેની આગળ સ્થિરપણે પ્રત્યક્ષ થઇને કહેશે; 'વત્સ ! તારા આ ઉગ્ર સત્વથી હું સંતુષ્ટ થઇ છું, માટે મારી પાસે જે તારાં મનની ઇચ્છા હોય તે માંગી લે.' આવું વચન સાંભળી રત્નશેઠ કહેશે કે; 'હે માતા ! આ તીર્થના ઉદ્ધાર વિના મારો બીજો કાંઇ પણ મનોરથ નથી, માટે મને શ્રી નેમિનાથ પ્રભુની વજ્રમય મૂર્ત્તિ આપો કે જે શાશ્વત રહે અને જેથી જલના પૂરથી પૂજન કરનારા લોકો પણ હર્ષ પામે.' પછી અંબિકા કહેશે કે: 'વીતરાગ પ્રભુએ તને તીર્થોદ્ધાર કરનાર કહેલો છે, માટે તું આદરથી મારી સાથે ચાલ, પરંતુ મારા પગલા જ્યાં પડે છે, તે વિના બીજે કાંઇ પણ દૃષ્ટિ નાખીશ નહિં.' તે સાંભળી રત્ન શેઠ તે દેવીની પાછળ ચાલશે. પછી અંબિકા ડાબા હાથ તરફ બીજા શિખરોને છોડતી ચાલશે, અનુક્રમે પૂર્વ દિશામાં હિમાદ્રિપર્વત ઉપર આવીને તે સિદ્ધવિભાસ્ય નામના દેવને કહેશે કે; 'કાંચન નામના આ ચૈત્યની રક્ષાને માટે દેવોએ તને અહિં રાખેલો છે, માટે તું ભક્તિથી આ બંધ કરેલા દ્વારને સત્વર ઉઘાડ.' અંબિકાની એવી આજ્ઞાથી તત્કાલ તે દ્વારને ઉઘાડશે. એટલે તેમાંથી પ્રતિમાઓની કાંતિનો ઉદ્યોત નીકળી બહાર પ્રકાશ કરશે. ઘડાના મુખ જેવડા તે દ્વારમાં અંબિકા પેસી જશે, તેની પાછળ સોય સાથે બાંધેલા દોરાની જેમ તે ઉત્તમ શ્રાવક રત્ન શેઠ પણ તેમાં પ્રવેશ કરશે.

પછી અંબિકા તેમાં રહેલા પ્રત્યેક બિંબોને બતાવતાં તે રત્નને કહેશે કે; 'વત્સ ! આ બિંબોના જે જે કર્ત્તા છે, તેમનાં નામો તત્પર થઇને તું સાંભળ. આ બિંબ સૌધર્મપતિએ નીલમણીનું બનાવેલું છે, આ બિંબ નાગકુમારના ઇંદ્ર ધરણેંદ્રે પદ્મરાગમણીથી બનાવેલ છે. આ બિંબો ભરત, આદિત્યયશા અને બાહુબલિ વગેરેએ રત્નમાણિક્યનાં બનાવીને તેની નિરંતર પૂજા કરેલી છે. આ ઉદ્દામ રત્નમાણિક્યના સારવડે બનેલું શાશ્વત પ્રતિમા જેવું બિંબ છે, તે બ્રહ્મેંદ્રે બનાવેલું છે અને તેને બ્રહ્મેંદ્રોએ ચિરકાલ સુધી પોતાના દેવલોકમાં રાખીને પૂજેલું છે અને બીજાં આ બિંબો બલરામ તથા કૃષ્ણ વાસુદેવે કરાવીને પૂજેલાં છે. આ સર્વે બિંબોમાંથી તને જે રુચે, તે મારી આજ્ઞાથી ગ્રહણ

કર.' પછી તે રત્ન શ્રાવક રત્ન, મણિ અને સુવર્ણમય બિંબ ગ્રહણ કરવાની ઇચ્છા કરશે એટલે અંબિકા કહેશે કે; 'વત્સ ! તેવા બિંબો તું ગ્રહણ કર નહીં. તેનું કારણ તું સાંભળ. હવે આવનારા દુઃષમકાળમાં લોકો અતિ નિર્દય, સત્ય, શૌચ, અને દયા રહિત તથા ગુરુ દેવ અને ધર્મના નિંદક થશે. વળી તે કાળમાં આ પૃથ્વી ઉપર અન્યાયી, પરદ્રવ્ય અને પરસ્ત્રીમાં આદર કરનારા અને ચોરવૃત્તિવાળા મ્લેચ્છ રાજાઓ થશે. તેથી કોઇ વાર હું કોઇ અન્ય સ્થળે ગઇ હઇશ એ સમયે શૂન્ય રહેલાં જિનમંદિરમાં આવીને તે અમર્યાદ લોકો લોભથી એવા બિંબની આશાતના કરશે. તેથી જેમ 'લક્ષ્મી ન હોય તે કરતાં પ્રાપ્ત થઇને સહસા ચાલી જાય તે વધારે દુઃખ થાય છે' તેમ ઉધ્ધાર કરતાં હાનિ થવાથી તને વિશેષ પશ્ચાત્તાપ થઇ પડશે; માટે હે ભદ્ર ! આ બ્રહ્મેંદ્રનું રચેલું સ્થિરબિંબ ગ્રહણ કર, તે વિજળી, અગ્નિ, જલ, લોહમય શસ્ત્ર અને વજ્રથી પણ અભંગુર છે.' આ પ્રમાણે કહી તેની કાંતિ કે જે બાર યોજન સુધી પ્રસરતી હતી, તેને અંબિકાદેવી પોતાની દૈવી માયાથી ઢાંકીને માત્ર સામાન્ય પાષાણ જેવું કરી દેશે. પછી અંબિકા શેઠને કહેશે કે; 'સૂક્ષ્મ તંતુઓવડે બાંધીને આ બિંબને તું લઇ જા. સ્થાન વિના પણ જ્યાં તું મૂકીશ ત્યાં આ બિંબ પર્વતની જેમ સ્થિર થઇ રહેશે,' એ પ્રમાણે સમજાવી તે બિંબ આપીને અંબિકા ચાલી જશે અને રત્ન શેઠ બીજી કોઇ પણ દિશા તરફ અવલોકન કર્યા શિવાય તે બિંબ લઇને ચાલશે.

અનુક્રમે માર્ગમાં અસ્ખલિત ચરણે રૂની જેમ તે બિંબને વહન કરતો રત્ન શેઠ પ્રાસાદના દ્વાર પાસે આવી આ પ્રમાણે વિચાર કરશે; 'આ બિંબને અહીં રાખી મધ્યે રહેલા પૂર્વ બિંબના લેપના પડેલા ઢગલાને લઇ લઇને પછી અંદર સ્થાપન કરું' એવો વિચાર કરી તે ઠેકાણે તે બિંબને મૂકશે. પછી અંદર જઇ બધું પ્રમાર્જીને તે હર્ષથી બિંબને લેવા આવશે, તેવામાં ત્યાં જ મેરુની જેમ તે નિશ્ચળ થયેલ જોવામાં આવશે. જ્યારે ક્રોડો મનુષ્યોથી પણ તે ચલિત થશે નહિ ત્યારે તે પાછો પૂર્વની જેમ સ્થિર થઇને તીવ્ર તપશ્ચર્યા કરશે. તેને સાત ઉપવાસ થશે ત્યારે અંબિકાદેવી તેને દર્શન આપશે અને કહેશે કે; 'હે વત્સ ! આમ યથેચ્છપણે તું આ શું કરે છે ? આ બિંબને જ્યાં તું મૂકીશ, ત્યાં જ તે સ્થિર રહેશે' એવું મારું વચન ભૂલી જઇને એ શાશ્વતબિંબને તેં શા માટે અહીં મૂક્યું ? હવે તું વૃથા પ્રયાસ કર નહીં, આ બિંબ અહીં ધ્રુવ અને મેરુની જેમ નિશ્ચલ છે. દેવ, દાનવોથી પણ તે આ સ્થાનથી ચલિત થશે નહીં; માટે અહીં જ આ બિંબની ફરતો પશ્ચિમાભિમુખી પ્રાસાદ કર, કે જેથી તારું સઘળું ય પુણ્ય શાશ્વત થાય. બીજા તીર્થોમાં તો ઉદ્ધારો ઘણા થશે પણ આ તીર્થનો ઉદ્ધાર કરનાર તો તું એક જ આ બિંબની પેઠે સ્થિર થયેલો રહીશ.' એવી રીતે તેને સમજાવી સંતુષ્ટ થઈ વરદાન આપીને અંબિકાદેવી ત્યાંથી તત્કાળ અંતર્ધાન પામી જશે. પછી રત્નશેઠ પણ તે જ પ્રમાણે કરશે.

સંઘની સાથે હર્ષના ઉત્કર્ષ ભારથી ઉલ્લસિત થયેલો રત્ન શ્રાવક દેવીના કહ્યા પ્રમાણે

કરેલા ચૈત્યમાં તે બિંબની પ્રતિષ્ઠા કરાવશે. તે વખતે આચાર્યોવડે સૂરિમંત્રના પદોથી આકર્ષિત થયેલા દેવતાઓ તે બિંબ અને ચૈત્યને અધિષ્ઠાયક સહિત કરશે. પછી અષ્ટપ્રકારી પૂજા કરી, મહાધ્વજ ચડાવી ભક્તિવડે નમ્ર અને ઉદાર એવો તે રત્ન શ્રાવક હર્ષથી મારી આ પ્રમાણે સ્તુતિ કરશે;

'હે અનંત, જગન્નાથ, અવ્યક્ત, નિરંજન, ચિદાનંદમય અને ત્રૈલોક્યતારક એવા સ્વામી! આપ જય પામો. હે પ્રભુ! જંગમ અને સ્થાવર દેહમાં આપ સદા શાશ્વત છો, અપ્રચ્યુત અને અનુત્પન્ન છો અને ધાતુ તથા રોગથી વિવર્જિત છો. દેવતાઓથી પણ અચલિત છો, સુર, અસુર અને મનુષ્યોથી પૂજિત છો, અચિંત્ય મહિમાવાળા છો, ઉદાર છો અને (દ્રવ્યભાવ) શત્રુઓના સમૂહને જિતનારા છો. ત્રણ છત્ર સાથે રહેલા બે ચામરથી વીંજાતા અને પ્રાતિહાર્યની શોભાથી ઉદાર એવા હે વિશ્વાધાર પ્રભુ! આપને નમસ્કાર છે.' આ પ્રમાણે સ્તુતિ કરી, પાંચ અંગે પૃથ્વીનો સ્પર્શ કરી અને રોમાંચ ધારણ કરીને જાણે મને પ્રત્યક્ષ દેખતો હોય તેમ તે મૂર્ત્તિને જોઇને પ્રણામ કરશે. તે વખતે ક્ષેત્રપાળ પ્રમુખ દેવતાઓની સાથે અંબિકાદેવી ત્યાં આવીને તેના કંઠમાં પારિજાતના પુષ્પોની માળા પહેરાવશે. પછી તે રત્નવણિક કૃતાર્થ થઇ સૌરાષ્ટ્ર દેશમાં જ રહી સાત ક્ષેત્રમાં દ્રવ્યરૂપ સદ્બીજને વાવીને તેના ફળરૂપ મોક્ષને પામશે."

'હે કૃષ્ણ! આવી રીતે તે રત્ન શ્રેષ્ઠી મારી પ્રતિમાને પૂજશે. અને તમે પણ તીર્થનો ઉદ્ધાર કરવાથી ભાવી તીર્થંકર થશો.'

પ્રભુની આવી વાણી સાંભળી કૃષ્ણે પૂછ્યું; 'હે પ્રભુ! મુક્તિને આપનારી આ મૂર્ત્તિ હું કયા તીર્થમાં સ્થાપિત કરું?' પ્રભુ બોલ્યા; 'હે કૃષ્ણ! પૂર્વે ઇંદ્રે જ્ઞાનશિલા ઉપર મારી મૂર્ત્તિ સહિત કાંચનમય પ્રાસાદ કરાવ્યો છે. તેની નીચે નવીન પ્રાસાદ કરાવીને આ મૂર્ત્તિ સ્થાપિત કરો. પ્રભુની આજ્ઞાથી યદુપતિ કૃષ્ણે એક મહા ઊંચું ચૈત્ય કરાવીને તેમાં ત્રિજગત્પતિ શ્રી નેમિનાથ પ્રભુની બ્રહ્મેંદ્રે આપેલી પ્રતિમા સ્થાપન કરી. જે પ્રતિમા ત્રણ જગતના લોકોએ પૂજેલી અને ભક્તિ તથા મુક્તિને આપનારી છે. પ્રભુના વાસક્ષેપથી ગણધરોની પાસે તેની પ્રતિષ્ઠા કરાવી. પછી કૃષ્ણે જલયાત્રાને માટે દેવ તથા મનુષ્યોને નિમંત્રણ કર્યું. વાજિંત્રો વાગતાં હાથમાં કુંભવાળી સ્ત્રીઓથી અને દેવતાઓથી પરવરેલા કૃષ્ણ વાસુદેવ કુંડો સમીપે આવ્યા. પ્રથમ ઐરાવત કુંડે ગયા, ત્યાં તેનાં તે નામનું કારણ જાણવા માટે કૃષ્ણે ઇંદ્રને પૂછ્યું કે; 'આ કુંડનું આવું નામ કેમ પડ્યું?' ઇંદ્રે કહ્યું કે; 'પૂર્વે જ્યારે અહિં ભરતચક્રવર્તી આવ્યા હતા, ત્યારે તે સમયના ઇંદ્રે ઐરાવત હાથી પાસે આ કુંડ કરાવેલો છે. ચૌદ હજાર નદીઓના જલના પૂરે આ કુંડમાં પ્રવેશ કરેલો છે, તેથી આ કુંડ પવિત્ર અને પાપનો ઘાત કરનાર છે. જેણે આ કુંડના જલથી સ્નાન કરીને જિનેશ્વર ભગવંતને સ્નાન કરાવ્યું છે, તેણે કર્મમળવડે લેપાયેલા પોતાના આત્માને પવિત્ર કર્યો છે. આ કુંડના જલનું પાન કરવાથી કાસ, શ્વાસ, અરુચિ, ગ્લાનિ,

પ્રસૂતિ અને ઉદરમાં ઉત્પન્ન થયેલા બાહ્યરોગો અંતરનાં કર્મમલની પીડાની જેમ નાશ પામે છે. આ બીજો પવિત્ર કુંડ ધરણેંદ્ર નાગકુમારે કરેલો છે અને આ કુંડ ચમરેન્દ્રના વાહન મયૂરે રચેલો છે. એ બન્ને કુંડના જલથી જંગમ અને સ્થાવર વિષ તથા ક્ષય અને શ્વાસાદિક ન ખમી શકાય તેવા રોગો નાશ પામી જાય છે. અને એ બે કુંડના જલથી જે પોતે શુદ્ધ મને સ્નાન કરી પ્રભુને સ્નાન કરાવે છે, તેને સ્વર્ગ, મૃત્યુ અને પાતાળનું રાજ્ય દૂર નથી. આ બીજા બલીંદ્ર, સૂર્ય અને ચંદ્ર વગેરેના રચેલા કુંડો છે, જેઓ પોતાનાં જલથી પાપને હરે છે. આ કુંડ અંબાદેવીએ ભરતચક્રવર્તીના ઉદ્ધાર વખતે તેની મૈત્રીથી કરેલો છે. તે અંબાકુંડ હમણાં વશિષ્ટકુંડ એવા નામથી પ્રખ્યાત થયેલો છે.'

એટલે તે અવસરે કૃષ્ણે ઇન્દ્રને પૂછ્યું કે; 'તે વશિષ્ટ મહાત્મા કોણ થઇ ગયા કે જેના નામથી આ પવિત્ર કુંડનું અંબાકુંડ નામ લોપાઇને તેનું નામ પ્રસિદ્ધ થયું ?' સૌધર્મપતિ બોલ્યા; 'હે કૃષ્ણ ! તે વશિષ્ટની કથા સાંભળો, કે જે કથામાં જિનેશ્વરનાં મુખકમળનાં વચનરૂપ મધુરસ મિશ્રિત થયેલો છે. અર્થાત્ જે કથા શ્રી જિનેશ્વરે કહેલી છે. જ્યારે આઠમા વાસુદેવ લક્ષ્મણ સમુદ્ર સુધી પૃથ્વીનું પાલન કરતા હતા, તે સમયમાં વશિષ્ટ નામે એક તીવ્ર તપ કરનારો તાપસપતિ થયો હતો. કંદમૂળ, ફળ અને જળથી નિર્વાહ કરતો હતો અને લોકો પોતાના કાર્યને માટે તેની પૂજા કરતા હતા. એક વખતે કોઇ હરણી તેની પર્ણકૂટીના આંગણામાં વિસ્તારથી ઊગેલાં નીવાર-ધાન્યને ચરવા આવી. તેને જોઈ કોપથી મંદ પગલાં ભરતા આવીને તેણે એક લાકડીનો તેની પર ઘા કર્યો. તે ઘા લાગતાં જ ફાટી ગયેલા તેના ઉદરમાંથી એક બચ્ચું નીકળી પડયું. અને ખરીઓથી પૃથ્વીને ઉખેડતી મૃગલીએ ઘાની પીડાથી તત્કાળ પ્રાણ છોડી દીધા. તેમજ બચ્ચું પણ મરણ પામ્યું. તે જોઇ વશિષ્ટ તાપસ અંતરમાં ઘણું કચવાયો, અને લોકો તેને 'બાલસ્ત્રીઘાતક' એમ કહીને હસવા લાગ્યા. તેનું પ્રાયશ્ચિત્ત લેવાની ઇચ્છાથી એ પાપભીરુ વશિષ્ટ અનુચરોને છોડી દઇને એકલો વાદળાની જેમ નદીઓ, દ્રહો, ગિરિઓ, ગ્રામો, અને સમુદ્રતીરે ભમવા લાગ્યો. એવી રીતે અડસઠે તીર્થોમાં જઈ આવીને પોતાના આત્માને પવિત્ર માનતો એ તાપસ પુનઃ પોતાનાં સ્થાનમાં આવ્યો. તે સમયે કોઈ જ્ઞાન-પવિત્ર જૈનમુનિ તેની પર્ણકૂટી પાસે આવીને કાઉસ્સગ ધ્યાને સ્થિર રહ્યા. એ વખતે તેની નજીકના નગરના લોકો સંશયરૂપ અંધકારમાં સૂર્યસમાન એ મુનિને આવેલા જાણીને ભક્તિથી તેમને પ્રણામ કરવા ત્યાં આવ્યા. સર્વના પૂર્વભવોનું વ્યાખ્યાન કરતા તે મુનિને સાંભળીને વશિષ્ટે તેમની પાસે આવી પૂછ્યું કે; 'મારામાં હવે તે પાપકર્મ રહ્યું છે કે નહિ ?' મુનિ બોલ્યા; 'ક્ષેત્ર અને તપશ્ચર્યા વિના માત્ર પર્વત નદી વગેરેમાં ભમવાથી તેવું નિબિડ કર્મ કેમ ક્ષય થઈ જાય ? તેવા કર્મને તોડનાર રૈવતાચલ તીર્થ વિના મિથ્યાત્વી તીર્થોમાં ભ્રમણ કરવાથી તો ફક્ત કલેશ જ થાય છે.' વશિષ્ટે કહ્યું 'હે મુનિ ! તમે જે ક્ષેત્ર અને તપ કહ્યું, તે મારા પાપની શાંતિને માટે વિસ્તારથી કહો.'

મુનિ બોલ્યા; 'સૌરાષ્ટ્રદેશમાં રૈવતાચલગિરિ ઉત્તમ ક્ષેત્ર છે, અને પાંચ ઇંદ્રિયોનો નિગ્રહ કરીને શ્રી અરિષ્ટનેમિનું ત્યાં આરાધન કરવું તે તપ છે. જો તારે પાપનો ભય હોય અને નિર્મલ પુણ્યની પ્રાપ્તિ કરવી હોય તો સદ્ગતિને આપવામાં જામીનરૂપ તે રૈવતગિરિનો આશ્રય કર.' તે સાંભળીને તેમના ઉત્તમ બોધને હૃદયમાં ધરતો અને નેત્રને પ્રફુલ્લિત કરતો વશિષ્ઠ તાપસ ચંડાલના પાડાની જેમ તે આશ્રમસ્થાન છોડીને ત્યાંથી ચાલતો થયો. અનુક્રમે તમાલવૃક્ષના જેવા શ્યામ અને સ્ફુરાયમાન તેજથી પ્રકાશિત શ્રી નેમિનાથપ્રભુનું સ્મરણ કરતો મનના વેગે ઉતાવળો તે રૈવતાચલતીર્થ ઉપર આવ્યો. મુખ્ય શિખરને પ્રદક્ષિણા કરીને મન, વચન, કાયાના શુભયોગથી પ્રકાશિત થયેલો તે ઉત્તર દિશાના માર્ગથી ગિરિરાજ ઉપર ચઢ્યો. દક્ષિણ તરફ અંબાગિરિની નીચે છત્રશિલાને છોડી તે અંબાકુંડ પાસે આવ્યો અને ત્યાં તેના જલથી તેણે સ્નાન કર્યું. સ્નાન કરતાં હૃદયકમલમાં સ્ફટિકમણિ જેવા નિર્મલ આર્હંત્ તેજનું ધ્યાન કરતો તે તાપસ ધ્યાન તથા ધ્યેયને ભૂલીને તન્મય બની ગયો. જેવો સ્નાન કરીને તે બહાર નીકળ્યો, તેવી જ આકાશવાણી થઇ કે; 'હે મુનિ! તું હત્યાના પાપથી રહિત થઈને શુદ્ધ થયો છે, અંબાકુંડના જલવડે સ્નાન કરવાથી અને શુભ ધ્યાનથી તારું અશુભ કર્મ બધું ક્ષીણ થઈ ગયું છે, માટે હવે શ્રી નેમિનાથપ્રભુનો આશ્રય કર.' આવી આકાશવાણી સાંભળીને મનમાં હર્ષ પામતા વશિષ્ઠે તત્કાલ શ્રી નેમિનાથપ્રભુનાં ચૈત્યમાં જઇને તેમને નમસ્કાર કર્યો. સદ્ભક્તિવડે સ્તુતિ કરી, સમાધિથી ધ્યાન કરી અને અત્યંત તપ આચરીને તેણે અવધિજ્ઞાનને પ્રાપ્ત કર્યું. પૂર્વ વેશને ધારણ કરતા અને જિનધ્યાનમાં પરાયણ તે વશિષ્ઠ મુનિ પરમ ઋદ્ધિથી પવિત્રિત એવા દેવપણાને પામ્યા. અહિં વશિષ્ઠનો હત્યાદોષ મટી ગયો હતો, તેથી હે કૃષ્ણ! આ પવિત્ર કુંડ તેના નામથી લોકમાં પ્રસિદ્ધ થયો. આ કુંડના જલસંસર્ગથી ઘાત, વ્યાધિ, પથરી, પ્રમેહ, કુષ્ટ, દાદર વગેરે રોગો નાશ પામે છે, તે જ પ્રમાણે દુસ્તર હત્યા પણ નાશ પામે છે.'

આ પ્રમાણે ઈંદ્રની પાસેથી કુંડોની ઉત્પત્તિ સાંભળીને તેમાંથી જલ લઇ કૃષ્ણવાસુદેવ નેમિનાથપ્રભુનાં મંદિરમાં આવ્યા. ત્યાં ઈંદ્રોની સાથે પ્રભુને સ્નાત્ર કરીને કર્પૂર અને અગરુચંદનવડે તેઓએ વિધિથી પૂજા કરી. પછી કૃષ્ણે આરતી ઉતારી. ઉત્સવ સાથે સુવર્ણ, રત્ન અને મણિના દાન આપીને ત્યાંથી સુવર્ણ ચૈત્યમાં રહેલા પ્રભુના ચરણની કૃષ્ણે પૂજા કરી. ભક્તિરૂપ દામ–દોરડાથી કૃષ્ણે પોતાનું ઉદર બાંધ્યું હોવાથી દામોદર એવું પોતાનું નામ ધારણ કરીને દામોદર નામના દ્વારમાં કૃષ્ણે પોતાની મૂર્તિ કરાવી. અને અધિક ભક્તિ જણાવતા કૃષ્ણે પોતાના મસ્તક પર શ્રી નેમિનાથપ્રભુનાં બિંબને ધારણ કરીને પોતે જ દ્વારપાળ થયા.

રૈવતગિરિ ઉપર જ્યાં પ્રભુએ પોતાનું વસ્ત્ર મૂક્યું હતું, તે વસ્ત્રાપથ નામના તીર્થમાં કાલમેઘ નામે એક શાસન કરનાર ક્ષેત્રપતિ થયો હતો. પોતાના જલમાં સ્નાન કરનારા

પ્રસૂતિ અને ઉદરમાં ઉત્પન્ન થયેલા આહારરોગો અંતરનાં કર્મમલની પીડાની જેમ નાશ પામે છે. આ બીજો પવિત્ર કુંડ ધરણેંદ્ર નાગકુમારે કરેલો છે અને આ કુંડ ચમરેન્દ્રના વાહન મયૂરે રચેલો છે, એ બન્ને કુંડના જલથી જંગમ અને સ્થાવર વિષ તથા ક્ષય અને શ્વાસાદિક ન ખમી શકાય તેવા રોગો નાશ પામી જાય છે. અને એ બે કુંડના જલથી જે પોતે શુદ્ધ મને સ્નાન કરી પ્રભુને સ્નાન કરાવે છે, તેને સ્વર્ગ, મૃત્યુ અને પાતાળનું રાજ્ય દૂર નથી. આ બીજા બલીંદ્ર, સૂર્ય અને ચંદ્ર વગેરેના રચેલા કુંડો છે, જેઓ પોતાનાં જલથી પાપને હરે છે. આ કુંડ અંબાદેવીએ ભરતચક્રવર્તીના ઉદ્ધાર વખતે તેની મૈત્રીથી કરેલો છે. તે અંબાકુંડ હમણાં વશિષ્ટકુંડ એવા નામથી પ્રખ્યાત થયેલો છે.'

એટલે તે અવસરે કૃષ્ણે ઇન્દ્રને પૂછ્યું કે; 'તે વશિષ્ટ મહાત્મા કોણ થઇ ગયા કે જેના નામથી આ પવિત્ર કુંડનું અંબાકુંડ નામ લોપાઇને તેનું નામ પ્રસિદ્ધ થયું?' સૌધર્મપતિ બોલ્યા; 'હે કૃષ્ણ! તે વશિષ્ટની કથા સાંભળો, કે જે કથામાં જિનેશ્વરનાં મુખકમળનાં વચનરૂપ મધુરસ મિશ્રિત થયેલો છે. અર્થાત્ જે કથા શ્રી જિનેશ્વરે કહેલી છે. જ્યારે આઠમા વાસુદેવ લક્ષ્મણ સમુદ્ર સુધી પૃથ્વીનું પાલન કરતા હતા, તે સમયમાં વશિષ્ટ નામે એક તીવ્ર તપ કરનારો તાપસપતિ થયો હતો. કંદમૂળ, ફળ અને જળથી નિર્વાહ કરતો હતો અને લોકો પોતાના કાર્યને માટે તેની પૂજા કરતા હતા. એક વખતે કોઇ હરણી તેની પર્ણકૂટીના આંગણામાં વિસ્તારથી ઊગેલા નીવાર-ધાન્યને ચરવા આવી. તેને જોઈ કોપથી મંદ પગલાં ભરતા આવીને તેણે એક લાકડીનો તેની પર ઘા કર્યો. તે ઘા લાગતાં જ ફાટી ગયેલા તેના ઉદરમાંથી એક બચ્ચું નીકળી પડયું. અને ખરીઓથી પૃથ્વીને ઉખેડતી મૃગલીએ ઘાની પીડાથી તત્કાળ પ્રાણ છોડી દીધા. તેમજ બચ્ચું પણ મરણ પામ્યું. તે જોઇ વશિષ્ટ તાપસ અંતરમાં ઘણું કચવાયો, અને લોકો તેને 'બાલસ્ત્રીઘાતક' એમ કહીને હસવા લાગ્યા. તેનું પ્રાયશ્ચિત્ત લેવાની ઇચ્છાથી એ પાપભીરુ વશિષ્ટ અનુચરોને છોડી દઇને એકલો વાદળાની જેમ નદીઓ, દ્રહો, ગિરિઓ, ગ્રામો, અને સમુદ્રતીરે ભ્રમવા લાગ્યો. એવી રીતે અડસઠે તીર્થોમાં જઇ આવીને પોતાના આત્માને પવિત્ર માનતો એ તાપસ પુનઃ પોતાનાં સ્થાનમાં આવ્યો. તે સમયે કોઈ જ્ઞાન-પવિત્ર જૈનમુનિ તેની પર્ણકૂટી પાસે આવીને કાઉસ્સગ ધ્યાને સ્થિર રહ્યા. એ વખતે તેની નજીકના નગરના લોકો સંશયરૂપ અંધકારમાં સૂર્યસમાન એ મુનિને આવેલા જાણીને ભક્તિથી તેમને પ્રણામ કરવા ત્યાં આવ્યા. સર્વના પૂર્વભવોનું વ્યાખ્યાન કરતા તે મુનિને સાંભળીને વશિષ્ટે તેમની પાસે આવી પૂછ્યું કે; 'મારામાં હવે તે પાપકર્મ રહ્યું છે કે નહિ?' મુનિ બોલ્યા; 'ક્ષેત્ર અને તપશ્ચર્યા વિના માત્ર પર્વત નદી વગેરેમાં ભ્રમવાથી તેવું નિવિડ કર્મ કેમ ક્ષય થઈ જાય? તેવા કર્મને તોડનાર રૈવતાચલ તીર્થ વિના મિથ્યાત્વી તીર્થોમાં ભ્રમણ કરવાથી તો ફક્ત કલેશ જ થાય છે.' વશિષ્ટે કહ્યું; 'હે મુનિ! તમે જે ક્ષેત્ર અને તપ કહ્યું, તે મારા પાપની શાંતિને માટે વિસ્તારથી કહો.'

દ્રહોથી ભરપૂર એ નદી શ્રી નેમિનાથ પ્રભુની દૃષ્ટિથી પવિત્ર થયેલી છે. અન્યદા અનેક વાનરોની સાથે હું વૃક્ષોમાં સ્વેચ્છાએ ફરતી (વાનરી) જાતિની ચપલતાના કારણે ત્યાં આવી, ત્યાં ફલિત થયેલા આંબાની મોટી લતાના તંતુથી કંઠ બંધાઇ જવાને લીધે તિર્યંચના ભવથી કલંકિત એવા પ્રાણને મેં ક્ષણવારમાં છોડી દીધા. ત્યાંથી મરણ પામીને તીર્થમાં નિવાસ કરવાના પ્રભાવથી હું તમારી પુત્રી થઇ છું. આ ભવમાં મારા શરીરમાં જે આશ્ચર્યકારી વિચિત્રતા થઈ છે, તેનું કારણ તમે સાંભળો. તે સમયે વાનરી એવી મારું મસ્તક લતાપાશથી બંધાએલું હતું, તે નમતું નમતું, માત્ર મુખ વિના બધું શરીર એ અમલકીર્ત્તિ નદીમાં પડ્યું. તેથી હું અહિં સર્વ અંગમાં લાવણ્યથી મંડિત થઇ અને તે તીર્થનદીના સ્પર્શ વગરનું મારું મુખ વાનરીના જેવું જ રહ્યું. હવે હે પિતા! મારું મસ્તક જે ત્યાં વૃક્ષ પર રહેલું છે તેને નદીમાં નાંખો એટલે પછી હું વિડંબના રહિત સુંદર મુખવાળી બનીને મારો જન્મ નિર્ગમન કરીશ. આ વિદેશી પુરુષે રૈવત-ગિરિનું માહાત્મ્ય સંભળાવીને મને તેનું સ્મરણ કરાવ્યું તેથી હે પિતાજી! એ મારો ખરેખર બંધુ છે, માટે તેનું આપ ઘણું સન્માન કરો.' આ રીતે પ્રસન્ન મનથી પુત્રીનો પૂર્વભવ સાંભળીને રાજાએ માણસો મોકલીને તેનું મસ્તક તે નદીમાં નંખાવ્યું એટલે તત્કાલ એ વિશાલલોચના રાજકુમારીએ મુખશોભાથી ચંદ્રને જિતી લીધો અર્થાત્ તેનું મુખ ચંદ્રથી વિશેષ શોભાવાળું થયું. રાજા પણ એ તીર્થનું માહાત્મ્ય પ્રત્યક્ષ જોઇને ચિત્તમાં બહુ જ વિસ્મય પામ્યો. પછી સૌભાગ્યમંજરી સંસારથી વિમુખ થઇ આગ્રહથી પિતાને પોતાનો વિવાહ ઉત્સવ કરતાં અટકાવીને રૈવતાચલ તીર્થ ઉપર આવી. ત્યાં તીવ્ર તપ આચરતી ઉત્સાહવાળી એ રાજકન્યાએ જિનધ્યાનમાં તત્પર થઇને અનુક્રમે ઘણાં અશુભ કર્મો ખપાવ્યાં. છેવટે મૃત્યુ પામીને તીર્થના મોહથી તે ત્યાં વ્યંતરદેવી થઇ અને તે નદીના દ્રહમાં નિવાસ કરીને સંઘના વિઘ્નોનો નાશ કરવાવાળી થઇ. એથી તે તીર્થ પૃથ્વી ઉપર મોટા માહાત્મ્યવાળું પ્રસિદ્ધ થયું, અને તે સર્વ દેવતાઓને અનુસરવા યોગ્ય મહાદેવી થઇ.

પછી વાયવ્ય કોણમાં ઇંદ્ર નામનું એક નગર વસાવીને શ્રી નેમિનાથ પ્રભુને મસ્તક પર ધરીને સંકટોને હરણ કરતો ઇંદ્ર ત્યાં રહ્યો. શ્રી નેમિનાથ પ્રભુનાં ધ્યાનથી પવિત્ર એવા બ્રહ્મેંદ્રે સંઘની વૃદ્ધિને માટે ડમર નામના દ્વારમાં પોતાની મૂર્ત્તિ સ્થાપન કરી. જિનધ્યાન-થી પવિત્ર મનવાળો મલ્લિનાથ નામનો બળવાન રૂદ્ર નંદભદ્ર નામના ગિરિદ્વારમાં દ્વાર-પાળ થયો. બલવાન્ બલભદ્ર પોતાના મસ્તક પર છત્રરૂપ કરેલા ભગવંતના ચરણકમળથી આતપ રહિત થઇ મહાબલદ્વારમાં રહ્યો. મહાબલવાન્ વાયુ લોકોના વિઘ્નરૂપ તૃણના સમૂહને ઉડાડનાર થઇ બકુલ નામના દ્વારમાં રહ્યો. પોતાનાં શસ્ત્રોથી વિઘ્નરૂપ શત્રુઓને હણનારી અને ઉત્તરકુરુમાં રહેનારી સાત માતાઓ બદરીદ્વારમાં રહી. કેદાર નામે રૂદ્ર

પ્રાણીઓને અમલ-નિર્મલ કરવાથી અમલકીર્તિ નામની ત્યાં એક સરિતા હતી તેમાં ભવ નામે દેવતાનો અધિપતિ રહેતો હતો. તે ભવ પૂર્વે કોઇ સુંદર ચાલવાળો મૃગ હતો. વનમાં ભટકતાં, કોઈ મુનિની પાસેથી રૈવતાચલ તીર્થનું માહાત્મ્ય સાંભળી તે ત્યાં આવ્યો. એક વખતે દાવાનલ સળગવાથી તે વડે બલતાં મૃગલીની સાથે તે જલ પાસે આવ્યો. કુંડને જોઈ તીર્થની ભાવનાથી તે તેમાં પડ્યો, જેથી મૃત્યુ પામીને તે ત્યાં જ ભવ નામે ક્ષેત્રનો અધિષ્ઠાયક દેવતા થયો, અને તે મૃગી મરણ પામીને કુંડની અધિષ્ઠાયક દેવી તરીકે વિખ્યાત થઈ. ત્યારથી તે બન્ને દેવ-દેવી લોકમાં પ્રસિદ્ધ થયાં, અને સર્વ મનુષ્યો નિત્ય તેઓને પૂજવા લાગ્યા.

કર્ણાટક દેશમાં ચક્રપાણિ નામે એક રાજા થયો. તેને પ્રિયંગુમંજરી નામે એક ગુણવતી ઉજ્વલ પત્ની હતી. અન્યદા તેણે નારીની જેવા મનોહર દેહવાળી પરંતુ વાનરી જેવા મુખવાળી એક પુત્રીને જન્મ આપ્યો. તેને જોઇને રાજા મનમાં વિસ્મય પામ્યો. અનર્થની શંકા થવાથી રાજાએ તેને નિવારવા સર્વત્ર શાંતિકર્મ કરાવ્યું, પ્રત્યેક જિનમંદિરમાં દેવપૂજા કરાવી અને સત્પાત્રો-સુપાત્રોની ભાવપૂર્વક ભક્તિ કરી. પ્રતિદિન રાજગૃહમાં વધતી જતી એ સુંદર પુત્રી અનુક્રમે અંગમાં લાવણ્યતાનું પોષણ કરવા લાગી. સૌભાગ્યમાં ઉત્તમ તે કન્યાનું સૌભાગ્યમંજરી એવું નામ પાડયું. અનુક્રમે તે ચોસઠ કળામાં પ્રવીણ થઈ. એક વખતે રાજસભામાં રાજાના ઉત્સંગને અલંકૃત કરીને તે બેઠી હતી, તેવામાં કોઇ વિદેશી પુરુષ રાજાની સભામાં આવ્યો, તેણે સર્વ તીર્થના મહિમાનું સુંદર વર્ણન કરવા માંડયું. પ્રથમ પુંડરીકગિરિરાજનું માહાત્મ્ય કહીને પછી સંસારતારણ અને પુણ્યનું કારણ એવું રૈવતગિરિનું માહાત્મ્ય તેણે આ પ્રમાણે કહ્યું; 'હે રાજા! આ જગતમાં પુણ્યના સંચયને પ્રગટ કરનાર, દુઃખદારિદ્રયને દૂર કરનાર અને પાપથી નહિં જિતાય તેવું રૈવતગિરિ મહાતીર્થ જય પામે છે. સર્વ પ્રકારના કલ્યાણનું નિર્માણ કરવામાં પ્રવીણ એવા એ રૈવતગિરિ પર આ ભવમાં કે પરભવમાં-બંને ભવમાં દારિદ્રય તથા પાપનો ભય લાગતો નથી. તે ગિરિનાં પવિત્ર શિખરો, સરિતાઓ, ઝરણાંઓ, ધાતુઓ અને વૃક્ષો, સર્વ પ્રાણીઓને સુખ આપનારાં છે. હે રાજા! એ પવિત્ર ગિરિ પર શ્રી નેમિનાથ પ્રભુની સેવાને માટે આવેલા દેવતાઓ સર્વ સુખના સ્થાનભૂત સ્વર્ગને પણ સંભારતા નથી.' આવી રીતે રૈવતાચલનાં માહાત્મ્યને સાંભળતી સૌભાગ્યમંજરી પૂર્વભવનું સ્મરણ થવાથી તત્કાળ મૂર્છા પામી ગઇ. ઘણા શીતોપચાર કરવાથી સચેતન થઇ હર્ષ ધરીને તે પોતાનાં દુઃખી પિતાને કહેવા લાગી; 'હે તાત! આજનો દિવસ મારા માટે મહામંગલરૂપ છે, તેનું કારણ તમે સાંભળો.'

પૂર્વ ભવે રૈવતાચલ ઉપર હું એક વાનરી હતી. તે વખતે સદા ચપલતાથી અવિવેકીપણે સર્વ શિખરો, વૃક્ષો અને સરિતાઓમાં હું ફરતી હતી. એ ગિરિના મુખ્ય શિખરેથી પશ્ચિમ દિશામાં એક અમલકીર્તિ નામે નદી છે. વિવિધ પ્રકારના પ્રભાવવાળા અનેક

દ્રહોથી ભરપૂર એ નદી શ્રી નેમિનાથ પ્રભુની દૃષ્ટિથી પવિત્ર થયેલી છે. અન્યદા અનેક વાનરોની સાથે હું વૃક્ષોમાં સ્વેચ્છાએ ફરતી (વાનરી) જાતિની ચપલતાના કારણે ત્યાં આવી, ત્યાં ફલિત થયેલા આંબાની મોટી લતાના તંતુથી કંઠ બંધાઈ જવાને લીધે તિર્યંચના ભવથી કલંકિત એવા પ્રાણને મેં ક્ષણવારમાં છોડી દીધા. ત્યાંથી મરણ પામીને તીર્થમાં નિવાસ કરવાના પ્રભાવથી હું તમારી પુત્રી થઇ છું. આ ભવમાં મારા શરીરમાં જે આશ્ચર્યકારી વિચિત્રતા થઈ છે, તેનું કારણ તમે સાંભળો. તે સમયે વાનરી એવી મારું મસ્તક લતાપાશથી બંધાએલું હતું, તે નમતું નમતું, માત્ર મુખ વિના બધું શરીર એ અમલકીર્ત્તિ નદીમાં પડ્યું. તેથી હું અહિં સર્વ અંગમાં લાવણ્યથી મંડિત થઇ અને તે તીર્થનદીના સ્પર્શ વગરનું મારું મુખ વાનરીના જેવું જ રહ્યું. હવે હે પિતા! મારું મસ્તક જે ત્યાં વૃક્ષ પર રહેલું છે તેને નદીમાં નાંખો એટલે પછી હું વિડંબના રહિત સુંદર મુખવાળી બનીને મારો જન્મ નિર્ગમન કરીશ. આ વિદેશી પુરુષે રૈવતગિરિનું માહાત્મ્ય સંભળાવીને મને તેનું સ્મરણ કરાવ્યું તેથી હે પિતાજી! એ મારો ખરેખર બંધુ છે, માટે તેનું આપ ઘણું સન્માન કરો.' આ રીતે પ્રસન્ન મનથી પુત્રીનો પૂર્વભવ સાંભળીને રાજાએ માણસો મોકલીને તેનું મસ્તક તે નદીમાં નંખાવ્યું એટલે તત્કાલ એ વિશાલલોચના રાજકુમારીએ મુખશોભાથી ચંદ્રને જિતી લીધો અર્થાત્ તેનું મુખ ચંદ્રથી વિશેષ શોભાવાળું થયું. રાજા પણ એ તીર્થનું માહાત્મ્ય પ્રત્યક્ષ જોઇને ચિત્તમાં બહુ જ વિસ્મય પામ્યો. પછી સૌભાગ્યમંજરી સંસારથી વિમુખ થઇ આગ્રહથી પિતાને પોતાનો વિવાહ ઉત્સવ કરતાં અટકાવીને રૈવતાચલ તીર્થ ઉપર આવી. ત્યાં તીવ્ર તપ આચરતી ઉત્સાહવાળી એ રાજકન્યાએ જિનધ્યાનમાં તત્પર થઇને અનુક્રમે ઘણાં અશુભ કર્મો ખપાવ્યાં. છેવટે મૃત્યુ પામીને તીર્થના મોહથી તે ત્યાં વ્યંતરદેવી થઇ અને તે નદીના દ્રહમાં નિવાસ કરીને સંઘના વિઘ્નોનો નાશ કરવાવાળી થઇ. એથી તે તીર્થ પૃથ્વી ઉપર મોટા માહાત્મ્યવાળું પ્રસિદ્ધ થયું, અને તે સર્વ દેવતાઓને અનુસરવા યોગ્ય મહાદેવી થઇ.

પછી વાયવ્ય કોણમાં ઇંદ્ર નામનું એક નગર વસાવીને શ્રી નેમિનાથ પ્રભુને મસ્તક પર ધરીને સંકટોને હરણ કરતો ઇંદ્ર ત્યાં રહ્યો. શ્રી નેમિનાથ પ્રભુનાં ધ્યાનથી પવિત્ર એવા બ્રહ્મેંદ્રે સંઘની વૃદ્ધિને માટે ડમર નામના દ્વારમાં પોતાની મૂર્ત્તિ સ્થાપન કરી. જિનધ્યાનથી પવિત્ર મનવાળો મલ્લિનાથ નામનો બળવાન રૂદ્ર નંદભદ્ર નામના ગિરિદ્વારમાં દ્વારપાળ થયો. બલવાન્ બલભદ્ર પોતાના મસ્તક પર છત્રરૂપ કરેલા ભગવંતના ચરણકમળથી આતપ રહિત થઇ મહાબલદ્વારમાં રહ્યો. મહાબલવાન્ વાયુ લોકોના વિઘ્નરૂપ તૃણના સમૂહને ઉડાડનાર થઇ બકુલ નામના દ્વારમાં રહ્યો. પોતાનાં શસ્ત્રોથી વિઘ્નરૂપ શત્રુઓને હણનારી અને ઉત્તરકુરુમાં રહેનારી સાત માતાઓ બદરીદ્વારમાં રહી. કેદાર નામે રૂદ્ર

ગિરિનો રક્ષક થઇને રહ્યો. એવી રીતે સર્વ દિશાઓમા આઠ દેવતાઓએ નિવાસ કર્યો. જેમ જિનેશ્વર દેવ પાસે આઠ પ્રતિહાર્ય રહે છે, તેમ એ આઠ દેવતાઓ ગિરિરાજ ઉપર આયુધ ઊંચા કરી પ્રતિહાર થઇને રહ્યા છે સર્વે દેવતાઓ મસ્તક પર શ્રી નેમિનાથપ્રભુના ચરણકમળથી પવિત્ર થઇને અને તેના પ્રભાવથી વિઘ્નસમૂહને ત્રાસ આપી નિર્મળ થઇને રહેલા છે ત્યા રહેલા અસંખ્ય દેવતાઓ ત્યા આવનારના મનોરથોને પૂરે છે વિવિધ પ્રકારના આયુધો ધારણ કરીને રહેલા છે અને ભવ્યજીવોની ઉપર વાત્સલ્ય રાખનારા છે. મુખ્ય શૃંગથી ઉત્તર દિશાએ તે દિશાનો રક્ષક મહાબલવાન મેઘનાદ છે, પશ્ચિમ દિશાનો રક્ષક વાંચ્છિત અર્થને આપનારો રત્નમેઘનાદ છે, પૂર્વદિશામા સિદ્ધિભાસ્ય નામે છે અને દક્ષિણમા સિંહનાદ છે એ ચાર શિખરોથી મુખ્ય શિખર જાણે ચતુર્મુખ હોય તેવું જણાય છે મુખ્ય શિખરથી ચારે દિશાઓમા બે બે ન્હાના શિખરો છે, ત્યા મૃત્યુ પામેલો અને બાળવામા આવેલો મનુષ્ય ઉત્તમ દેવ થાય છે ત્યા રહીને તપશ્ચર્યા કરતા અને શ્રી નેમિનાથપ્રભુનું ધ્યાન ધરતા મનુષ્યો અષ્ટસિદ્ધિ મેળવીને પ્રાંતે અવ્યયપદને પામે છે.

તે શિખરોની ઉપર છાયાથી ઘટાદાર કલ્પવૃક્ષો, વાંછિત દાનને આપનારી વલ્લીઓ, રસકૂપિકાઓ અને કાળી ચિત્રાવેલીઓ છે, કે જે પ્રાણીને પોતાના પુણ્યથી જ પ્રાપ્ત થાય છે. એ ગિરિ ઉપર પ્રત્યેક વૃક્ષમા, પ્રત્યેક સરોવરમા, પ્રત્યેક કૂવામા, પ્રત્યેક દ્રહમા અને પ્રત્યેક સ્થાનમા, શ્રી નેમિનાથપ્રભુના ધ્યાનમા પરાયણ દેવતાઓ રહેલા છે હારની મધ્યમા મુખ્ય રત્નની જેમ તે સર્વની મધ્યમા ઊંચા શિખર ઉપર સંઘના ઈચ્છિત અર્થને આપનારી સિંહવાહિની અંબિકાદેવીનો નિવાસ છે જ્યા રહીને શ્રી નેમિનાથ પ્રભુએ જરા પાછું વાળીને જોયું હતુ તે, તેમના બિંબવડે પવિત્ર એવું શિખર આલોકન એવા નામથી પ્રખ્યાત થએલુ છે. અંબાગિરિની દક્ષિણ તરફ સર્વ શસ્ત્રોવડે યુદ્ધમાં મદોન્મત્ત એવા શત્રુઓના સમૂહને રોક્યો છે જેણે એવો ગોમેધ નામે યક્ષ રહેલો છે ઉત્તર દિશાએ સંઘના વિઘ્નસમૂહને હરવામા ચતુર એવી મહાજ્વાળા નામે પ્રસન્નનયના દેવી રહેલા છે કૃષ્ણ વાસુદેવે પૂજા કરતી વખતે પોતાનું છત્ર જે શિલા પર મૂકીને પાછુ લીધેલું હતું, તે શિલા લોકમા છત્રશિલા એવા નામથી પ્રખ્યાત થઇ છે તે ગિરિ ઉપર એવા ઘણા શિખરો છે અને ઘણી ગુફાઓ છે કે જ્યા જિનસેવામા પરાયણ એવા ઘણા દેવતાઓએ આશ્રય કરેલો છે એવી રીતે તેના બધા સ્થાનો દેવતાઓએ આશ્રિત કરેલા હોવાથી તે ગિરિ સ્વર્ગથી પણ મનોહર અને જાણે દેવમય થયેલ હોય તેમ જણાય છે

કૃષ્ણે કરેલો જળયાત્રા મહોત્સવ પૂર્ણ થવાથી સર્વે દેવતાઓ કૃતાર્થ થઈ પ્રભુને નમી ફરી વાર આવવાને ઉત્સુક થઈ પોતપોતાના સ્થાને ગયા પછી પુણ્યકર્મમા તૃષ્ણાવાળા એવા કૃષ્ણવાસુદેવ પણ નીચે ઉતરવા લાગ્યા માર્ગમા બિંદુગુફામા એક મુનિ તેમના જોવામા આવ્યા તત્કાળ હૃદયમા હર્ષ પામતા કૃષ્ણ તે મુનિને નમ્યા અને તેમની પાસેથી ગિરિનો મહા પ્રભાવ સાંભળ્યો. પછી ત્યા રહીને પરંતપ શ્રીહર્ષે એવા પાવન વિચાર્યું

એક ગિરિને જોઇ કૃષ્ણે તે મુનિને પૂછ્યું કે; ' આ કયો ગિરિ છે ' ? મુનિ બોલ્યા; ' એ ગિરિ હાલ ઉજ્જયંતગિરિનું મસ્તક એ નામથી ઓળખાય છે, હવે પછી તેનું ઉમાશંભુ એવું નામ પડશે. તે રીતે નામ પાડવાનું કારણ જે છે તે હું તમને કહું છું તે તમે સાંભળો ';

' ભાવિમાં વૈતાઢ્યગિરિ ઉપર વિદ્યાના બલથી ભયંકર એવો રૂદ્ર નામે ખેચર થશે. તે વૈતાઢ્ય ઉપરની બધી પૃથ્વીને દબાવશે. તે ઘણી સ્ત્રીઓનો પતિ છતાં તેને જાણે બીજું જીવિત હોય તેવી ઉમા નામે એક નિર્દોષ શરીરવાળી સ્ત્રી થશે. તે રૂદ્રના ભયથી તેને શંભુના નામથી બોલાવીને પોતાની શાંતિને માટે લોકો તેના ભક્ત થઇ ઇષ્ટદેવેંદ્રની જેમ ઉમા સહિત તેની પૂજા કરશે. એ ખેચર સારી રીતે ધ્યાન કરનારા ઉપર તુષ્ટમાન થઇને તેમને ઇચ્છિત વસ્તુ આપશે, તેથી લોકો તેની સદૈવ વિશેષરીતે પૂજા કરશે. પર્વત, આરામ, સરિતા અને ચૈત્ય પ્રમુખ સ્થાનોમાં હર્ષથી ક્રીડા કરતો તે રૂદ્ર ખેચર એ ઉજ્જયંતગિરિના મસ્તક પર આવીને ઉમા સહિત તપશ્ચર્યા કરશે. અને પછી ત્યાં રહેલા ચારણ મુનિને ભક્તિથી નમસ્કાર કરશે. ત્યારબાદ તે મુનિના ઉપદેશથી તે પાપકર્મથી વિરામ પામશે. મુનિના ઉપદેશથી ' દુઃખનું વૃક્ષ જે વિષય, તેનું આદ્ય મૂળ સ્ત્રી જ છે, ' એવું જાણી પોતાની સ્ત્રી ઉમાનો ત્યાગ કરીને સહસ્રબિંદુ નામની ગુફામાં તે એકલો તપશ્ચર્યા કરશે. તેના વિયોગમાં રહેલી ઉમા પણ તેની પ્રવૃત્તિ ( ખબર ) નહીં જાણવાથી બિંદુશિલા ઉપર રહીને એકલી તીવ્ર તપશ્ચર્યા કરશે. તેના ધ્યાનયોગથી સંતુષ્ટ થયેલી ગૌરીવિદ્યા એ નિશ્ચળ ચિત્તવાળી ઉમા ઉપર સંતુષ્ટ થઇ પ્રત્યક્ષ દર્શન આપીને તેને ઇચ્છિત વરદાન આપશે. તે વરદાનથી પોતાના પતિને સહસ્રબિંદુ ગુફામાં તપ કરતાં જાણી, ત્યાં જઇ અતિમોહક રૂપથી ઉમા રૂદ્રને ધ્યાનમાંથી ક્ષોભ પમાડશે. ' સ્ત્રીથી કોણ ક્ષોભ ન પામે ? ' એટલે ક્ષોભ પામેલો તે રૂદ્ર પુનઃ પ્રેમમગ્ન થઇ તેની સાથે પાછો ક્રીડા કરશે. તેનાથી આ ગિરિ ઉમાશંભુ એવા નામથી પ્રખ્યાત થશે. સહસ્રબિંદુ ગુફામાં એકચિત્તથી તેણે શ્રી નેમિનાથપ્રભુનું આરાધન કર્યું હતું, તેથી તે આગામી ઉત્સર્પિણી કાળમાં દેવપૂજ્ય તીર્થંકર થશે. ' આ પ્રમાણે મુનિવર પાસેથી સાંભળી તે ભાવી જિનેશ્વરને નમસ્કાર કરી કૃષ્ણ વાસુદેવ પરિવાર સાથે ત્યાંથી પોતાની દ્વારિકા નગરીમાં આવ્યા. અને શ્રી નેમિનાથપ્રભુ દેશનાથી ભવ્યજીવોને પ્રતિબોધ કરતા મૂર્તિમાન્ સૂર્યની જેમ પૃથ્વી પર વિહાર કરવા લાગ્યા. રાજીમતીએ સંવેગ પામીને શ્રી નેમિનાથપ્રભુની પાસે વ્રત ગ્રહણ કર્યું, અને એક વસુદેવ વિના બધા દશાર્હોએ પણ દીક્ષા લીધી. મહાનેમિ તથા રથનેમિ વગેરે યદુપુત્રો પણ દીક્ષા લઇ તીવ્ર તપ કરવા લાગ્યા.

દ્વારિકાનગરીમાં સ્થાપત્યા ( થાવચ્ચા ) નામે સાર્થવાહી રહેતી હતી. તેનો પુત્ર સ્થાપત્યાસૂનુ ( થાવચ્ચાપુત્ર ) હતો. દેવતાની જેવા તે પુત્રે બત્રીશ પ્રિયાઓની સાથે પાણિગ્રહણ કર્યું હતું, અને તે સ્ત્રીઓની સાથે વિવિધ પ્રકારના સેંકડો સુખોને ભોગવતાં તેણે ઘણા દિવસો સુખપૂર્વક સારી રીતે વ્યતીત કર્યાં. એક સમયે સંસારરૂપ દાવાનલને

શમાવનાર શ્રી નેમિનાથપ્રભુની દેશના સાંભળીને તે થાવચ્ચાપુત્ર ક્ષણવારમાં વિષયસુખથી વિમુખ થઈ ગયો. પછી કર્મબંધ હળવાં થવાથી તેણે પોતાની માતા પાસે આવીને વિવિધ આગ્રહથી દીક્ષા સ્વીકારવા માટે અનુજ્ઞા આપવા પ્રાર્થના કરી. એટલે મુક્તાફલથી ભરેલો થાલ લઇ માતાએ કૃષ્ણ પાસે આવીને પોતાના પુત્રનો દીક્ષા લેવાનો આગ્રહ જણાવ્યો. કૃષ્ણે તેની સાથે આવીને થાવચ્ચાપુત્રને સંસારની તૃષ્ણા વધે તેવાં વચનો કહ્યાં, પણ અતિવિરક્ત હોવાથી તે થાવચ્ચાપુત્ર પોતાની ભાવનામાં મક્કમ રહ્યા, અને કૃષ્ણનું તેણે તત્ત્વથી વચન માન્ય કર્યું નહિ. તેથી હર્ષ પામીને કૃષ્ણે તે સ્થાપત્યાપુત્રની સાથે દીક્ષા લેવાની ઇચ્છાવાળા જે આત્માઓ હોય તેઓને જાણ કરવા માટે પોતાની નગરીમાં આઘોષણા કરાવી, તેથી વ્રત લેવાની ઇચ્છાવાળા એક હજાર પુરુષો ત્યાં એકઠા થયા. કૃષ્ણે તે સર્વનો થાવચ્ચાપુત્રની સાથે દીક્ષા મહોત્સવ કર્યો. શ્રી નેમિનાથપ્રભુનાં ધ્યાનરૂપ ભંડારના અધિપતિ એવા થાવચ્ચાપુત્ર મુનિ તે સર્વ મુનિઓની સાથે શ્રુતજ્ઞાનધારી થયા. જીવાજીવાદિ તત્ત્વને જાણનારા તે થાવચ્ચાપુત્ર મુનિને પ્રભુએ સૂરિપદે સ્થાપિત કર્યા. ત્યારબાદ તે હજાર મુનિઓની સાથે તેઓ પૃથ્વી પર વિહાર કરવા લાગ્યા.

થાવચ્ચાપુત્ર આચાર્ય વિહાર કરતા કરતા એકદા શૈલક નામના નગરમાં પધાર્યા. ત્યાં શૈલક નામના રાજાને તેમણે પ્રતિબોધ આપીને અણુવ્રતધારી કર્યો. ત્યાંથી વિહાર કરી એ આચાર્ય મહારાજ સૌગંધિકપુરીનાં ઉદ્યાનમા પધાર્યા. ત્યાં એક સુદર્શન નામના તાપસભક્તે તે પ્રસિદ્ધ આચાર્ય મહારાજને નમસ્કાર કર્યો. તે શેઠે તેમની પાસેથી જીવદયામય ધર્મ સાંભળીને આગ્રહપૂર્વક ગ્રહણ કર્યો. "ચિંતામણિ રત્નને કોણ ન ઇચ્છે ?" સુદર્શનનો પૂર્વનો ગુરુ શુક નામે એક સંન્યાસી હતો, તે એક હજાર શિષ્ય સાથે દેશાંતરમાંથી ફરતો ફરતો ઉત્સુક થઈને તે નગરમાં આવ્યો. ત્યાં સુદર્શન શેઠને જુદી જ રીતનો થઈ ગયેલો જોઈ તેણે કહ્યું; 'હે શિષ્ય ! કયા પાખંડી ગુરુ પાસેથી તેં આ ધર્મ સ્વીકાર્યો ?' તે બોલ્યો; 'આ દયામય ધર્મમાં ચતુર્જ્ઞાનધારી અને શીલગુણથી ઉજ્જ્વળ એવા સ્થાપત્યાસુનુ (થાવચ્ચાપુત્ર) નામે મારા ગુરુ છે.' પછી પોતાના હજાર શિષ્યોથી પરિવરેલો શુક પરિવ્રાજક સુદર્શનની સાથે નીલ અશોકવનમાં ગયો. ત્યાં રહેલા થાવચ્ચાપુત્ર આચાર્યમહારાજને જોઈ શુકપરિવ્રાજકે પોતાના ધર્મના સ્થાપનપૂર્વક પ્રશ્ન કર્યો. સ્થાપત્યાસુનુ આચાર્યે અનેકાંતમતરૂપ સાગરની જલભમરીમાં જેની પદપંક્તિ મૂંઝાઈ રહેલી છે એવા શુકપરિવ્રાજકને તેના પ્રશ્નોનો ક્રમપૂર્વક જવાબ આપીને નિરુત્તર કરી દીધો. જેથી તત્કાળ શુક તાપસે જૈનમતરૂપ અમૃતના સ્વાદમાં લોલુપ થઇને પોતાના સર્વ શિષ્યોની સાથે સુંદર ચારિત્ર ગ્રહણ કર્યું અને અનુક્રમે તેઓ સૂરિપદને પામ્યા. ભવભીરુ થાવચ્ચાપુત્ર આચાર્યમહારાજા પોતાનો અંતસમય નજીક જાણી શ્રમરહિતપણે સિદ્ધગિરિ તીર્થ પર આવ્યા અને અનશન ગ્રહણ કર્યું. એક માસના અંતે તીર્થનાં માહાત્મ્યથી જિનધ્યાનમાં પરાયણ એવા તેઓ સર્વ પરિવાર સાથે મોક્ષપદને પામ્યા.

શુકાચાર્ય વિહાર કરતાં શૈલક નગરે પધાર્યા. અને ત્યાંના રાજા શૈલકને પાંચસો મંત્રીઓ સહિત તેમણે દીક્ષા આપી. મહાતપશ્ચર્યા કરનાર શૈલકમુનિ દ્વાદશાંગી ભણીને અનુક્રમે સૂરિપદને પામ્યા, અને પોતાના ચરણન્યાસથી પૃથ્વીને પવિત્ર કરવા લાગ્યા. શુક આચાર્ય પણ ચિરકાલ પૃથ્વી પર વિહાર કરી શત્રુંજય તીર્થ ઉપર આવી અનશન લઈને કેવળજ્ઞાન પામ્યા. અને એક માસને અંતે જ્યેષ્ઠમાસની પૂર્ણિમાએ એક હજાર મુનિઓ સહિત અનંત ચતુષ્ટયને સિદ્ધ કરીને સિદ્ધપદને પ્રાપ્ત થયા.

શૈલકાચાર્યને સંયમીપણાથી અકાલે ભોજન કરવાથી શરીરમાં રોગ ઉત્પન્ન થયો. તેઓ ફરતા ફરતા શૈલકનગરે આવ્યા. તેઓનો સંસારી પુત્ર મંડુક રાજા પોતાના પિતા મુનીશ્વરને આવેલા જાણી પરિવાર સાથે સામો ગયો અને ભક્તિથી તેમને વંદના કરી. પછી મંડુકે પુણ્યને પોષણ કરનારી તેમની વાણી સાંભળીને સંતોષ પ્રાપ્ત થવાથી પોતાના પિતા પાસેથી શ્રાવકધર્મ ગ્રહણ કર્યો. જેનો માંસરસ સૂકાઈ ગયો છે, અને જેમનું શરીર કૃષ્ણવર્ણી થઇ ગયું છે એવા પોતાના પિતાને નમસ્કાર કરીને તે રાજા બોલ્યો; 'હે ગુરુદેવ! જો આપની આજ્ઞા હોય તો હું વૈદ્યો પાસે આપની નિર્દોષ ચિકિત્સા કરાવું?' આ પ્રમાણે કહી તેમની આજ્ઞા મેળવીને મંડુકે વૈદ્યોને બોલાવી તેમનો ઉપચાર કરાવ્યો અને તેવી ગુરુભક્તિથી દુષ્કર્મરૂપ રોગથી પોતાના આત્માનો પણ ઉપચાર કર્યો. ત્યાં બહુ દિવસ રહેવાથી આચાર્યને રસમાં લોલુપી થયેલા જાણીને એક પંથક નામના શિષ્યને ત્યાં મૂકી બાકીના સર્વ મુનિપરિવારે અન્યત્ર વિહાર કર્યો. એક વખતે કાર્તિકમાસની પૂર્ણિમાના દિવસે તે પંથકમુનિએ પ્રતિક્રમણ કરતાં સવારથી સૂઇ ગયેલા ગુરુને ખામણા ખામતાં પોતાના મસ્તકનો તેમનાં ચરણ સાથે સ્પર્શ થવાથી જગાડ્યા. 'મને કોણ જગાડે છે?' એમ બોલતા ગુરુ ઉઠ્યા. એટલે પંથકમુનિએ વિનયથી આ પ્રમાણે કહ્યું; 'હે પૂજ્ય ગુરુ! આજે ચાતુર્માસ પૂર્ણ થયેલ હોવાથી તમને ખામણા આપવાના કારણે મેં જગાડ્યા છે, તેથી મને ધિક્કાર છે. હે ક્ષમાવાન્ ગુરુ! તે મારા અપરાધને આપ ક્ષમા કરો.' આવો તેનો વિનય જોઈ ગુરુ મનમાં લજ્જા પામ્યા, અને ચારિત્રને દૂષણ લગાડનારા પોતાના આત્માને આ પ્રમાણે અત્યંત નિંદવા લાગ્યા; 'રસના ઈંદ્રિયથી જિતાએલા મને ધિક્કાર છે! કે જે મેં શિથિલપણાથી ધર્મરૂપ રત્નને મલિન કરી નાખ્યું, પ્રતિક્રમણ કરતા એવા આ પંથકે મારી નિદ્રા તથા તંદ્રાને દૂર કરવા દ્વારા મોહાંધકાર દૂર કરાવીને મને દ્રવ્ય તથા ભાવ એમ બે પ્રકારે જાગ્રત કર્યો છે.' આ રીતે આત્મગર્હણા કરી દોષનો પરિગ્રહ છોડીને શૈલકસૂરિજી પોતાના પરિવાર સાથે પૃથ્વી પર વિહાર કરવા લાગ્યા. એ પ્રમાણે ઘણા લોકોનો અનુગ્રહ કરીને પ્રાંતે શૈલકસૂરિજીએ શત્રુંજયગિરિ પર જઇ અનશન ગ્રહણ કર્યું. એક માસના અંતે કેવળજ્ઞાનથી નિર્મલ થઇ પાંચસો મુનિઓની સાથે તેમણે પણ શિવાગારને શોભાવી દીધું. એ પ્રમાણે થાવચ્ચાપુત્ર, શુકાચાર્ય અને શૈલક વગેરે મુનિપતિઓ શત્રુંજયતીર્થ ઉપર મોક્ષને પામ્યા છે, તેથી આ તીર્થ અતિવંદનીય છે અને નામગ્રહણ માત્રથી પણ પ્રબલ કુકર્મનાં મર્મને ભેદનારું છે.'

શમાવનાર શ્રી નેમિનાથપ્રભુની દેશના સાંભળીને તે થાવચ્ચાપુત્ર ક્ષણવારમાં વિષય-સુખથી વિમુખ થઈ ગયો. પછી કર્મબંધ હળવાં થવાથી તેણે પોતાની માતા પાસે આવીને વિવિધ આગ્રહથી દીક્ષા સ્વીકારવા માટે અનુજ્ઞા આપવા પ્રાર્થના કરી. એટલે મુક્તાફલથી ભરેલો થાલ લઈ માતાએ કૃષ્ણ પાસે આવીને પોતાના પુત્રનો દીક્ષા લેવાનો આગ્રહ જણાવ્યો. કૃષ્ણે તેની સાથે આવીને થાવચ્ચાપુત્રને સંસારની તૃષ્ણા વધે તેવાં વચનો કહ્યાં, પણ અતિવિરક્ત હોવાથી તે થાવચ્ચાપુત્ર પોતાની ભાવનામાં મક્કમ રહ્યા, અને કૃષ્ણનું તેણે તત્ત્વથી વચન માન્ય કર્યું નહિ. તેથી હર્ષ પામીને કૃષ્ણે તે સ્થાપત્યા-પુત્રની સાથે દીક્ષા લેવાની ઇચ્છાવાળા જે આત્માઓ હોય તેઓને જાણ કરવા માટે પોતાની નગરીમાં આઘોષણા કરાવી, તેથી વ્રત લેવાની ઇચ્છાવાળા એક હજાર પુરુષો ત્યાં એકઠા થયા. કૃષ્ણે તે સર્વનો થાવચ્ચાપુત્રની સાથે દીક્ષા મહોત્સવ કર્યો. શ્રી નેમિનાથપ્રભુનાં ધ્યાનરૂપ ભંડારના અધિપતિ એવા થાવચ્ચાપુત્ર મુનિ તે સર્વ મુનિઓની સાથે શ્રુતજ્ઞાન-ધારી થયા. જીવાજીવાદિ તત્ત્વને જાણનાર તે થાવચ્ચાપુત્ર મુનિને પ્રભુએ સૂરિપદે સ્થાપિત કર્યા. ત્યારબાદ તે હજાર મુનિઓની સાથે તેઓ પૃથ્વી પર વિહાર કરવા લાગ્યા.

થાવચ્ચાપુત્ર આચાર્ય વિહાર કરતા કરતા એકદા શૈલક નામના નગરમાં પધાર્યા. ત્યાં શૈલક નામના રાજાને તેમણે પ્રતિબોધ આપીને અણુવ્રતધારી કર્યો. ત્યાંથી વિહાર કરી એ આચાર્ય મહારાજ સૌગંધિકપુરીનાં ઉદ્યાનમાં પધાર્યા. ત્યાં એક સુદર્શન નામના તાપસ-ભક્તે તે પ્રસિદ્ધ આચાર્ય મહારાજને નમસ્કાર કર્યો. તે શેઠે તેમની પાસેથી જીવદયામય ધર્મ સાંભળીને આગ્રહપૂર્વક ગ્રહણ કર્યો. "ચિંતામણિ રત્નને કોણ ન ઇચ્છે?" સુદર્શનનો પૂર્વનો ગુરુ શુક નામે એક સંન્યાસી હતો, તે એક હજાર શિષ્ય સાથે દેશાંતરમાંથી ફરતો ફરતો ઉત્સુક થઈને તે નગરમાં આવ્યો. ત્યાં સુદર્શન શેઠને જુદી જ રીતનો થઈ ગયેલો જોઈ તેણે કહ્યું; 'હે શિષ્ય! કયા પાખંડી ગુરુ પાસેથી તેં આ ધર્મ સ્વીકાર્યો?' તે બોલ્યો; 'આ દયામય ધર્મમાં ચતુર્જ્ઞાનધારી અને શીલગુણથી ઉજ્જ્વળ એવા સ્થાપત્યાસૂનુ (થાવચ્ચાપુત્ર) નામે મારા ગુરુ છે.' પછી પોતાના હજાર શિષ્યોથી પરિવરેલો શુક પરિ-વ્રાજક સુદર્શનની સાથે નીલ અશોકવનમાં ગયો. ત્યાં રહેલા થાવચ્ચાપુત્ર આચાર્યમહારાજને જોઈ શુકપરિવ્રાજકે પોતાના ધર્મના સ્થાપનપૂર્વક પ્રશ્ન કર્યો. સ્થાપત્યાસૂનુ આચાર્યે અનેકાંતમતરૂપ સાગરની જલભમરીમાં જેની પદપંક્તિ મૂંઝાઈ રહેલી છે એવા શુકપરિ-વ્રાજકને તેના પ્રશ્નોનો ક્રમપૂર્વક જવાબ આપીને નિરુત્તર કરી દીધો. જેથી તત્કાળ શુક તાપસે જૈનમતરૂપ અમૃતના સ્વાદમાં લોલુપ થઈને પોતાના સર્વ શિષ્યોની સાથે સુંદર ચારિત્ર ગ્રહણ કર્યું અને અનુક્રમે તેઓ સૂરિપદને પામ્યા. ભવભીરુ થાવચ્ચાપુત્ર આચાર્યમહારાજા પોતાનો અંતસમય નજીક જાણી શ્રમરહિતપણે સિદ્ધગિરિ તીર્થ પર આવ્યા અને અનશન ગ્રહણ કર્યું. એક માસના અંતે તીર્થનાં માહાત્મ્યથી જિનધ્યાનમાં પરાયણ એવા તેઓ સર્વ પરિવાર સાથે મોક્ષપદને પામ્યા.

શુકાચાર્ય વિહાર કરતાં શૈલક નગરે પધાર્યા. અને ત્યાંના રાજા શૈલકને પાંચસો મંત્રીઓ સહિત તેમણે દીક્ષા આપી. મહાતપશ્ચર્યા કરનાર શૈલકમુનિ દ્વાદશાંગી ભણીને અનુક્રમે સૂરિપદને પામ્યા, અને પોતાના ચરણન્યાસથી પૃથ્વીને પવિત્ર કરવા લાગ્યા. શુક આચાર્ય પણ ચિરકાલ પૃથ્વી પર વિહાર કરી શત્રુંજય તીર્થ ઉપર આવી અનશન લઈને કેવળજ્ઞાન પામ્યા. અને એક માસને અંતે જ્યેષ્ઠમાસની પૂર્ણિમાએ એક હજાર મુનિઓ સહિત અનંત ચતુષ્ટયને સિદ્ધ કરીને સિદ્ધપદને પ્રાપ્ત થયા.

શૈલકાચાર્યને સંયમીપણાથી અકાલે ભોજન કરવાથી શરીરમાં રોગ ઉત્પન્ન થયો. તેઓ ફરતા ફરતા શૈલકનગરે આવ્યા. તેઓનો સંસારી પુત્ર મદ્દુક રાજા પોતાના પિતા મુનીશ્વરને આવેલા જાણી પરિવાર સાથે સામો ગયો અને ભક્તિથી તેમને વંદના કરી. પછી મદ્દુકે પુણ્યને પોષણ કરનારી તેમની વાણી સાંભળીને સંતોષ પ્રાપ્ત થવાથી પોતાના પિતા પાસેથી શ્રાવકધર્મ ગ્રહણ કર્યો. જેનો માંસરસ સૂકાઈ ગયો છે, અને જેમનું શરીર કૃષ્ણવર્ણી થઇ ગયું છે એવા પોતાના પિતાને નમસ્કાર કરીને તે રાજા બોલ્યો; 'હે ગુરુદેવ! જો આપની આજ્ઞા હોય તો હું વૈદ્યો પાસે આપની નિર્દોષ ચિકિત્સા કરાવું?' આ પ્રમાણે કહી તેમની આજ્ઞા મેળવીને મદ્દુકે વૈદ્યોને બોલાવી તેમનો ઉપચાર કરાવ્યો અને તેવી ગુરુભક્તિથી દુષ્કર્મરૂપ રોગથી પોતાના આત્માનો પણ ઉપચાર કર્યો. ત્યાં બહુ દિવસ રહેવાથી આચાર્યને રસમાં લોલુપી થયેલા જાણીને એક પંથક નામના શિષ્યને ત્યાં મૂકી બાકીના સર્વ મુનિપરિવારે અન્યત્ર વિહાર કર્યો. એક વખતે કાર્ત્તિકમાસની પૂર્ણિમાના દિવસે તે પંથકમુનિએ પ્રતિક્રમણ કરતાં સવારથી સૂઇ ગયેલા ગુરુને ખામણા ખામતાં પોતાના મસ્તકનો તેમનાં ચરણ સાથે સ્પર્શ થવાથી જગાડ્યા. 'મને કોણ જગાડે છે?' એમ બોલતા ગુરુ ઉઠ્યા. એટલે પંથકમુનિએ વિનયથી આ પ્રમાણે કહ્યું; 'હે પૂજ્ય ગુરુ! આજે ચાતુર્માસ પૂર્ણ થયેલ હોવાથી તમને ખામણા આપવાના કારણે મેં જગાડ્યા છે, તેથી મને ધિક્કાર છે. હે ક્ષમાવાન્ ગુરુ! તે મારા અપરાધને આપ ક્ષમા કરો.' આવો તેનો વિનય જોઈ ગુરુ મનમાં લજ્જા પામ્યા, અને ચારિત્રને દૂષણ લગાડનારા પોતાના આત્માને આ પ્રમાણે અત્યંત નિંદવા લાગ્યા; 'રસના ઇંદ્રિયથી જિતાએલા મને ધિક્કાર છે! કે જે મેં શિથિલપણાથી ધર્મરૂપ રત્નને મલિન કરી નાખ્યું, પ્રતિક્રમણ કરતા એવા આ પંથકે મારી નિદ્રા તથા તંદ્રાને દૂર કરવા દ્વારા મોહાંધકાર દૂર કરાવીને મને દ્રવ્ય તથા ભાવ એમ બે પ્રકારે જાગ્રત કર્યો છે.' આ રીતે આત્મગર્હણા કરી દોષનો પરિગ્રહ છોડીને શૈલકસૂરિજી પોતાના પરિવાર સાથે પૃથ્વી પર વિહાર કરવા લાગ્યા. એ પ્રમાણે ઘણા લોકોનો અનુગ્રહ કરીને પ્રાંતે શૈલકસૂરિજીએ શત્રુંજયગિરિ પર જઇ અનશન ગ્રહણ કર્યું. એક માસના અંતે કેવળજ્ઞાનથી નિર્મલ થઇ પાંચસો મુનિઓની સાથે તેમણે પણ શિવાગારને શોભાવી દીધું. એ પ્રમાણે થાવચ્ચાપુત્ર, શુકાચાર્ય અને શૈલક વગેરે મુનિપતિઓ શત્રુંજયતીર્થ ઉપર મોક્ષને પામ્યા છે, તેથી આ તીર્થ અતિવંદનીય છે અને નામગ્રહણ માત્રથી પણ પ્રબલ કુકર્મનાં મર્મને ભેદનારું છે.'

આ તરફ શ્રી નેમિનાથપ્રભુ પાસેથી શત્રુંજયગિરિનું માહાત્મ્ય સાંભળીને પાંડવોએ પોતાનાં જન્મને સાર્થક કરવા માટે તે તીર્થની યાત્રા કરવાનો મનોરથ કર્યો. તે વખતે તેમના પિતા પાંડુએ સ્વર્ગમાંથી આવીને પ્રીતિથી કહ્યું કે; 'હે વત્સો ! આ તમારો મનોરથ સારા પરિણામવાળો થશે, માટે તમે શુદ્ધ હૃદયથી પુંડરિકગિરિની યાત્રા કરો, તેમાં પુણ્યવાન એવા તમને હું સહાય કરીશ.' પિતાની આવી આજ્ઞા થવાથી પાંડવોએ પ્રસન્ન થઈને યાત્રાને માટે સર્વ રાજાઓને નિમંત્રણ કર્યું. એટલે તે સર્વ રાજાઓ હર્ષ પામી મોટી સમૃદ્ધિ અને બહુ પરિવાર સાથે લઈને હસ્તિનાપુર આવ્યા. પાંડવોએ તેમનો સારો સત્કાર કર્યો. પછી શુભ દિવસે મણિમય પ્રભુના બિંબયુક્ત સોનાના દેવાલયને સંઘની આગળ રાખીને સૈન્ય અને વાહનો સહિત તેમણે હસ્તિનાપુરથી પ્રયાણ કર્યું. માર્ગમાં સાધર્મિકવાત્સલ્ય, ગુરુ, જ્ઞાન અને દેવની પૂજા તથા જીર્ણ ચૈત્યોનો ઉદ્ધાર કરતા કરતા તે પાંડવો સિદ્ધગિરિજીના માર્ગે આગળ ચાલ્યા. સુરાષ્ટ્રદેશના સીમાડા સુધી સામા આવીને પ્રીતિવાળા પાંડવોને યાદવો સહિત કૃષ્ણ આનંદથી મળ્યા. ત્યાંથી આગળ ચાલતાં તીર્થની સમીપે આવીને તેઓ તીર્થપૂજા અને સંઘપૂજા વિધિપૂર્વક કરી હર્ષથી શત્રુંજયગિરિ ઉપર ચઢ્યા. મુખ્ય શિખરને અને રાજાદની વૃક્ષને ત્રણ પ્રદક્ષિણા કરીને સુર-અસુરોએ પૂજેલી પ્રભુની પાદુકાને તેમણે પ્રણામ કર્યો. પછી કૃષ્ણે અને યુધિષ્ઠિરે પરસ્પર બાહુ મિલાવીને વરદત્ત ગુરુની સાથે હર્ષપૂર્વક યુગાદિ પ્રભુના ચૈત્યમાં પ્રવેશ કર્યો, એટલે પાષાણોની સંધિ શિથિલ થવાથી જેમાં તૃણાંકુર ઉગેલા છે એવું તે ચૈત્ય જરાક્રાંત શરીરની જેવું તેમના જોવામાં આવ્યું. ચૈત્યની મધ્યમાં ભગવંતનું બિંબ પણ તેવું જ જીર્ણ થયેલું જોઈ તે બન્ને ધાર્મિક વીરો જાણે મર્મભેદ થયો હોય તેમ અતિદુઃખથી ખેદ પામ્યા. પછી કૃષ્ણે યુધિષ્ઠિરને કહ્યું; 'જૂઓ, આપણે રાજ્ય ઉપર હોવા છતાં કાળનાં માહાત્મ્યથી આ તીર્થ કેવું જીર્ણ થઈ ગયેલું છે ?' તે સમયે અકસ્માત્ સ્વર્ગમાંથી પાંડુદેવે આવીને પ્રસન્ન દૃષ્ટિએ કહ્યું; 'હે કૃષ્ણ ! તમે સર્વ કાર્યમાં પરિપૂર્ણ પરાક્રમી છો, સારી બુદ્ધિવાળા તમે પૂર્વે રૈવતાચલનો ઉદ્ધાર કરીને ફલ મેળવ્યું છે, તો મારા પુત્રને આ પુંડરીકગિરિના ઉદ્ધારનું ફલ આપો.' કૃષ્ણે પ્રસન્ન થઈને કહ્યું; 'હે પાંડુદેવ ! તેમાં તમારે પ્રાર્થના શા માટે કરવી પડે છે ? કેમકે તમારા પુત્ર પાંડવો તે અમે છીએ અને અમે તે પાંડવો છે, અમારામાં પહેલેથી પરસ્પર કાંઈ પણ અંતર નથી.' પછી પ્રસન્ન થયેલા તે પાંડુદેવ કૃષ્ણના ચિત્તની પ્રશંસા કરતા યુધિષ્ઠિરને એક મણિ આપીને વેગથી અંતર્ધાન થઈ ગયા.

ત્યારબાદ ધર્મસૂનુએ આનંદ પામી કારીગરો બોલાવીને શ્રી આદિનાથ પ્રભુનું શાશ્વત ચૈત્ય જેવું મોટું ચૈત્ય કરાવ્યું. પછી પારિજાત વૃક્ષની શાખાનો એક નિર્મળ શંકુ કરીને પાંડુદેવે આપેલો મણિ ભગવંતની પ્રતિમાના હૃદય ઉપર સ્થાપિત કર્યો. પછી સુગંધી દિવ્ય દ્રવ્યોથી શિલ્પીઓની પાસે પાંડવોએ આનંદપૂર્વક પ્રભુનું નવું બિંબ કરાવ્યું. તે બિંબ પાંડવોના ભક્તિરાગવડે જ જાણે રક્ત હોય તેવું, પાંડવોના પુણ્યરૂપી સૂર્યના

ઉદય પામતાં કિરણોને ધારણ કરતું હોય તેવું અને મુક્તિરૂપી સ્ત્રીના લલાટના કુંકુમ તિલક જેવું શોભવા લાગ્યું. ધર્મકુમારે શ્રી વરદત્ત ગણધરે આપેલા શુભ લગ્નમાં પ્રભુનાં ચૈત્યની અને બિંબની તેમની જ પાસે પ્રતિષ્ઠા કરાવી. પછી રાજા યુધિષ્ઠિરે પોતાના કુલને અલંકૃત કરવા માટે વિશ્વના અલંકારરૂપ પ્રભુને માટે અલંકારોનો સમૂહ રચાવ્યો. પછી પૂર્ણ કામનાવાળા પાંડવોએ પ્રભુની અષ્ટપ્રકારી પૂજા કરી. ચૈત્ય ઉપર ધર્મના પરમ લક્ષણરૂપ મહાધ્વજ ચડાવ્યો, હર્ષથી યાચકોને ઇચ્છા પ્રમાણે અવિશ્રાંત દાન દીધું અને નિષ્પાપ તેમ જ આદિતીર્થરૂપ શ્રી ચતુર્વિધ સંઘની તેઓએ પૂજા કરી. પછી ઈંદ્રોત્સવ કરી, ચામર છત્ર પ્રભુની આગલ ધરી, પ્રભુની આરતિ ઉતારીને ધર્મપુત્રે પુષ્કળ દાન આપ્યું. એવી રીતે ધર્મકુમાર સર્વ ધર્મકાર્ય કરીને અનુમોદન કરતા સર્વ રાજાઓની સાથે ગિરિરાજ ઉપરથી ઉતર્યા.

ત્યાંથી ચંદ્રપ્રભાસ તીર્થક્ષેત્રમાં જઈને શ્રી ચંદ્રપ્રભ પ્રભુની, રૈવતગિરિ ઉપર શ્રી નેમિનાથ પ્રભુની વિધિથી પૂજા કરી, તથા અર્બુદાચલ ઉપર શ્રી આદિપ્રભુની તેમણે હર્ષથી પૂજા કરી. પછી વૈભારગિરિ ઉપર અને સંમેતશિખર તીર્થ પર તેઓ ગયા. ત્યાં ચોવીશે તીર્થંકરદેવોની દશ [1]ત્રિક સહિત પૂજા કરવા દ્વારા તેમણે ઉપાસના કરી. આવી રીતે શુભ એવું સંઘપતિનું કર્ત્તવ્ય કરી પુણ્યથી પવિત્ર હૃદયવાળા તેઓ અનુક્રમે દ્વારિકામાં આવ્યા. દ્વારિકામાં કૃષ્ણને મૂકી, તેમણે કરેલો આભૂષણોનો સત્કાર ગ્રહણ કરી, સર્વ રાજાઓને વિદાય કરીને પાંડવો પોતાના નગરમાં આવ્યા. એવી રીતે પાંડવોએ પોતાના પુણ્યના ઉદ્ધારની જેવો મહામંગળકારી શત્રુંજયમહાતીર્થનો ઉદ્ધાર કર્યો.

અહિં દ્વારિકામાં કૃષ્ણ પોતાના વાસગૃહમાં જિનેશ્વરનું ધ્યાન કરતા રહેવા લાગ્યા. એક વખતે તેમણે પોતાના પુત્રોને કહ્યું; 'જે પ્રાતઃકાળે શ્રી નેમિનાથ પ્રભુને પહેલો નમવા જશે, તેને હું ઇષ્ટ અશ્વ આપીશ.' તે વાત [2]પ્રદ્યુમ્ન અને પાલકે સાંભળી. તેથી પાલક તો સૂર્ય ઊગ્યા પહેલાં નેમિનાથપ્રભુને વંદના કરી પાછો આવીને ઊભો રહ્યો અને પ્રદ્યુમ્ને તો પોતાના આવાસમાં રહીને જ શ્રી નેમિનાથપ્રભુને ભાવ નમસ્કાર કર્યો. પછી કૃષ્ણે જઇને શ્રી નેમિનાથપ્રભુને પૂછયું કે; 'હે સ્વામી ! આજે આપને પ્રથમ કોણે નમસ્કાર કર્યો ?' શ્રી નેમિનાથપ્રભુએ કૃષ્ણને જવાબમાં ફરમાવ્યું: 'પાલક અહીં પ્રથમ આવ્યા છતાં તે આવ્યો ન સમજવો. કેમકે પ્રદ્યુમ્ન રાત્રિમાં જવાથી જીવહિંસા થાય તેના પાપથી ભય પામીને આવ્યો નહોતો, અને પાલક તો અશ્વના લોભથી અહિં પ્રથમ આવ્યો હતો, માટે હે કૃષ્ણ ! માત્ર કાયા વગેરેથી ફલ થતું નથી પણ ફલમાં ભાવની પ્રધાનતા છે; માટે ભાવથી ફળ પ્રાપ્ત થાય છે. સર્વ ધર્મને ઉત્પન્ન થવાનું કારણ ભાવ છે.' ત્યારબાદ કૃષ્ણે

૧ ત્રણ નિસિહી, ત્રણ પ્રદક્ષિણા વગેરે દશ ત્રિક ચૈત્યવંદન ભાષ્યાદિકથી જાણી લેવા.

૨ અહિં મૂલ ગ્રંથમાં પ્રદ્યુમ્નના નામનો ઉલ્લેખ છે, પણ પરંપરા પ્રમાણે તથા અન્યત્ર શાંબકુમારનું નામ આવે છે.

પૂછ્યું એટલે શ્રી નેમિનાથપ્રભુએ જીવ તત્વને અંગે ફરમાવ્યું: 'હે કૃષ્ણ! આ સંસારમાં ચોરાશી લાખ જીવાયોનિ છે. તેમાં પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ અને વનસ્પતિ એ પાંચ સ્થાવર અને છઠ્ઠા ત્રસ છે. પૃથ્વી આદિ(એકેન્દ્રિય)ના અને ત્રણ વિકલેન્દ્રિય અને પંચેન્દ્રિય એ ચારના મળી ચૌદ જીવભેદ પણ થાય છે. તેમની કુલ સંખ્યા વિવિધ પ્રકારની જાણવી. તે જીવોની યતના શક્તિ મુજબ કરવી જોઇએ, તે સાંભળી કૃષ્ણ વર્ષાઋતુમાં પોતાના રાજકુલમાં જ રહ્યા, જીવહિંસાના ભયથી બહાર નીકળ્યા નહિ. તે સમયે સામંતસહિત રાજાઓ અને લોકો કહેવા લાગ્યા કે; 'હમણાં હરિ ( કૃષ્ણ ) સૂતા છે.'

એક વખતે નેમિનાથ પ્રભુ સહસ્રામ્ર વનમાં સમવસર્યા. ત્યાં આવી કૃષ્ણે તેમને નમસ્કાર કર્યો, અને પૂછ્યું કે; 'હે પ્રભુ! આ દેવનિર્મિત સમૃદ્ધિવાન્ દ્વારિકાપુરી અને વૈભવશાળી યાદવો પોતાની મેળે નાશ પામશે કે બીજાથી નાશ પામશે?' પ્રભુ બોલ્યા; 'શાંબ વગેરે તમારા પુત્રો મદિરાપાન કરી ભાન વિનાના બનીને દ્વૈપાયનને મારશે એટલે તે કોપ કરીને અવશ્ય દ્વારકાપુરીને બાળી નાંખશે અને તમારા મોટા ભાઈ જરાકુમારના હાથથી તમારું પણ મૃત્યુ થશે.' આવાં પ્રભુનાં વચન સાંભળી અંતરમાં ખેદ પામતા કૃષ્ણ દ્વારિકાપુરીમાં ગયા. તે વૃત્તાંત સાંભળીને યાદવોએ જરાકુમારનો તિરસ્કાર કર્યો. તેથી તેણે કૃષ્ણની રક્ષા માટે દૂર જઇને વનમાં નિવાસ કર્યો. લોકોના કહેવાથી તે હકીકત સાંભળીને દ્વૈપાયન પણ ત્યાંથી બીજે ઠેકાણે ચાલ્યો ગયો, અને કૃષ્ણે નગરમાંથી બધું મદ્ય લઇને પર્વતની ગુફાઓમાં નખાવી દીધું. તે મદિરા કાદંબરી નામની ગુફામાં રહેવાથી કેટલાક કાલે કાંઠા ઉપર રહેલા ઝાડના સુગંધી પુષ્પોનો સમૂહ પડવાથી તે ગંધમાત્રથી પણ અતિ મદ કરનારી થઇ પડી. એક વખતે શાંબકુમાર ફરતો ફરતો તે તરફ ગયો, અને તેનો ગંધ સૂંઘી તેમાં લોલુપ થઇ અતૃપ્તપણે તેનું પાન કરીને તેણે તેનું સુંદર પ્રકારે વર્ણન કરવા માંડ્યું, જેથી બીજા કુમારોએ પણ તે મદિરાનું પાન કર્યું. પછી સર્વે તેના ઘેનથી ઘોરતા એક ગિરિની ગુફામાં આવ્યા, ત્યાં પોતાના શત્રુ દ્વૈપાયનને ધ્યાન કરતો તેઓએ જોયો. એટલે 'આ દ્વૈપાયન આપણી નગરીને બાળી નાખીને યાદવોનો નાશ કરવાનો છે, માટે તેને જલ્દી અહિં જ મારી નાંખો, જેથી તે હણાયા પછી આપણને શી રીતે હણશે?' આ પ્રમાણે શાંબના કહેવાથી સર્વે કુમારો ક્રોધાતુર થઈ, લાકડીઓથી, યષ્ટિઓ અને મુષ્ટિઓથી તેને ખૂબ કૂટી નગરીમાં ચાલ્યા ગયા. તે ખબર લોકો પાસેથી સાંભળી કૃષ્ણે ખેદ પામીને તે જ વખતે બલભદ્રની સાથે ત્યાં જઇ દ્વૈપાયનને શાંત કરવા આ પ્રમાણે કહ્યું; 'હે ક્ષમાધાર! મારા દુર્વિનીત પુત્રોએ મદ્યપાની થઇને આવી દુષ્ટ ચેષ્ટા કરી છે તો તે ક્ષમા કરો, તમારા જેવા પુરુષોને કોપ હોતો નથી. સત્પુરુષો દુર્જનોથી પીડાયા છતાં પણ કિંચિત્માત્ર કોપ કરતા નથી. રાહુથી પીડાએલો ચંદ્ર શું કદિ પણ પોતાના કિરણોથી કોઇને બાળે છે?' આવી કૃષ્ણની પ્રાર્થના સાંભળીને દ્વૈપાયને કહ્યું; 'હે કૃષ્ણ! આ તમારી પ્રાર્થના વૃથા છે, કેમકે પ્રથમ જ્યારે મને મારની પીડા થઈ, ત્યારે મેં દ્વારિકા

બાળવાનું નિયાણું કરેલું છે, તેથી તમે બે ભાઈઓ વિના સર્વે યાદવો જરૂર અગ્નિથી બળી જશે, માટે હવે વધારે કરગરવાની કશી જરૂર નથી.' આવાં તેનાં વચન સાંભળીને 'જે થવાનું હશે, તે અન્યથા થશે નહિ.' એવું વિચારી કૃષ્ણ ત્યાંથી ચાલ્યા ગયા, અને તપસ્વી દ્વૈપાયન મૃત્યુ પામીને નિયાણાનાં કારણથી અગ્નિકુમારમાં દેવ થયો.

ત્યારબાદ બીજે દિવસે કૃષ્ણે દ્વારિકામાં એવી ઉદ્‌ઘોષણા કરાવી કે; 'ભાવી અરિષ્ટનો નાશ કરવાને માટે સર્વ લોકોએ ધર્મમાં તત્પર રહેવું.' લોકો તે સાંભળીને તે પ્રમાણે રહેવા લાગ્યા. તેવામાં શ્રીનેમિનાથપ્રભુ વિહાર કરતા કરતા રૈવતાચળ તીર્થ ઉપર સમવસર્યા. તે સમાચાર સાંભળીને કૃષ્ણે પુત્રો સહિત ત્યાં આવી પ્રભુને વંદના કરી. પ્રભુનાં મુખથી મોહને નાશ કરનારી વાણી સાંભળીને પ્રદ્યુમ્ન અને શાંબ વગેરે કુમારોએ દીક્ષા લીધી. રૂક્મિણી તથા જાંબવતી વગેરે ઘણી યાદવોની સ્ત્રીઓએ ચારિત્ર લીધું અને બીજી કેટલીક સ્ત્રીઓએ શુભ ભાવનાથી દેશવિરતિ ધર્મ સ્વીકાર્યો. પછી કૃષ્ણે પૂછ્યું; 'હે સ્વામી ! મારી નગરીનો દાહ ક્યારે થશે ?' પ્રભુએ કહ્યું; 'આજથી બાર વર્ષે રોષ પામેલો તે દ્વૈપાયન અસુર તમારા નગરને બાળી નાંખશે.' તે સાંભળી કૃષ્ણ મનમાં ખેદ પામીને પોતાની નગરીમાં ગયા. અને સૂર્યની જેમ અજ્ઞાનરૂપી અંધકારને ટાળનારા શ્રી નેમિનાથપ્રભુએ ત્યાંથી અન્યત્ર વિહાર કર્યો.

આ બાજુ દ્વારિકામાં કૃષ્ણની આજ્ઞાથી સર્વે પ્રજાજનો વિશેષપણે ધર્મમાં ઉદ્યત થયા. અને પેલો દ્વૈપાયન દેવ પણ પોતાનો લાગ જોવા લાગ્યો. એ પ્રમાણે બાર વર્ષ વ્યતીત થઈ ગયા, એટલે સર્વ લોકો તપ કરવામાં કંટાળી ગયા, મદ્ય માંસ ખાવા લાગ્યા અને સ્વેચ્છાચારી થઈ ગયા. એ સમયે પેલો કપટી દ્વૈપાયન અસુર દ્વારિકા નગરીમાં અનેક પ્રકારના ઉત્પાતો કરવા લાગ્યો. તેણે વંટોળીયો વિકુર્વીને તૃણ અને કાષ્ઠોને તેમજ મનુષ્યોને ઉછાળી ઉછાળીને નગરીમાં નાંખ્યા. પછી સાઠ કુળ કોટી બહાર રહેનારા અને બોંતેર-કુળ કોટી નગરીમાં રહેનારા એ રીતે સર્વે યાદવોને નગરીમાં ભેગા કરીને તે અસુરે દ્વારિકાપુરીમાં અગ્નિ સળગાવ્યો. તે સમયે સર્વે ત્યાં બળવાના કારણે પરસ્પર અફળાવા લાગ્યા અને નગરીની બહાર જવાને અશક્ત થવાથી તેઓએ ધન અને ઘરની સાથે પ્રાણને પણ છોડી દીધા. વસુદેવ, દેવકી અને રોહિણી સમાધિવડે અનશન કરી અગ્નિના ઉપઘાતથી મરણ પામીને દેવપણાને પ્રાપ્ત થયા. દેવતાના કહેવાથી બલરામ તથા કૃષ્ણ નગરીની બહાર નીકળી દ્વારિકાની બહાર રહેલા જીર્ણ ઉદ્યાનમાં આવી ઊભા રહીને પોતાની નગરીને બળતી જોવા લાગ્યા. જ્યારે અગ્નિની જ્વાલાઓરૂપી માલાથી આકુલ પોતાની નગરીને સારી રીતે જોઈ પણ શક્યા નહીં, ત્યારે તેઓ ત્યાંથી પાંડવોની પાંડુમથુરા તરફ ચાલી નીકળ્યા. નગરીમાં રહેલા લોકો સહિત દ્વારિકાનગરી છ માસ સુધી અગ્નિથી દહન થયા કરી. પછી સમુદ્રે જલથી તેને ડબાવી દીધી.

પાંડુમથુરા તરફ જતા માર્ગમા હસ્તિકલ્પ નામના નગરમા બલભદ્ર ભોજન લેવા માટે ગયા, ત્યા ત્યાનો રાજા [1]અચ્છદંત-જે ધૃતરાષ્ટ્રનો પુત્ર હતો અને દુર્યોધનનો ભાઈ હતો તેણે બલભદ્રને ઘેરી લીધા તે વખતે બલભદ્ર સિંહનાદ કર્યો, તે સિંહનાદથી બલભદ્રને કષ્ટમા જાણીને કૃષ્ણ ત્યા આવ્યા અને સૈન્ય સહિત અચ્છદંત રાજાને જિતી લઈને બલભદ્રને છોડાવ્યા પછી તે નગરીની બહાર જઈને તેઓએ ભોજન કર્યું ત્યાથી આગળ ચાલતા કૃષ્ણ તૃષાતુર થયા, તેથી જલ લેવાને માટે બલભદ્રને મોકલ્યા અને પોતે એક વૃક્ષની નીચે વસ્ત્ર ઓઢીને સૂઈ ગયા તે સમયે કૃષ્ણનો બધુ જરાકુમાર કે જે દ્વારિકા ત્યજીને બાર વર્ષથી જગલમા રહી, શિકાર કરીને નિર્વાહ કરતો હતો, તેણે વસ્ત્ર ઓઢીને સૂઈ રહેલા કૃષ્ણને દૂરથી મૃગ છે, એમ માની કૃષ્ણના પગ પર બાણ માર્યું બાણ પગમા લાગતા જ ઉઠીને કૃષ્ણ બોલ્યા કે, 'હુ કૃષ્ણ છુ, મને છલથી કોણે બાણ માર્યું ? માટે જેણે બાણ માર્યું હોય તે પોતાનુ નામ અને ગોત્ર સત્વર જણાવી દો !' તે સાભળીને વૃક્ષની પાછળ રહેલા જરાકુમારે કહ્યુ કે, 'હુ જરાદેવીનો કુમાર જરાકુમાર છુ, અને કૃષ્ણની રક્ષાને માટે હુ વનમા રહ્યો છુ અહીં હુ બાર વર્ષથી રહુ છુ, પણ અહીં કોઈ પણ માણસ કયારે પણ મારા જોવામા આવ્યુ નથી, તેથી મારા બાણના ઘાતથી પીડાયેલો તુ કોણ છે ? જે સત્ય હોય તે કહે' તે સાભળી કૃષ્ણે કહ્યુ, 'ભાઈ જરાકુમાર ! અહીં આવ જેને માટે તુ વનવાસી થયો છે, તે હુ કૃષ્ણ છુ તારો વનમા રહેવાનો બધો પ્રયાસ વૃથા થયો છે, પરતુ જે ભાવી થવાનુ હતુ, તે સત્ય થયુ છે તેમા તારો જરા પણ દોષ નથી પરન્તુ હવે અહીંથી તુ સત્વર ચાલ્યો જા, નહીં તો મારા વધના ક્રોધથી બલભદ્ર તને મારી નાખશે આ મારુ કૌસ્તુભ નિશાની તરીકે લઈને તુ પાંડવોની પાસે જા, અને તેમને આ સર્વ વૃત્તાત તુ જણાવજે, એટલે તેઓ તને સહાય આપશે' આ પ્રમાણે કહેવાથી જરાકુમાર ઘણુ કષ્ટ પામીને ખેદ પામતો ત્યાથી ગયો તેના ગયા પછી બાણના ઘાતથી અને નરકનુ આયુષ્ય બાધેલુ હોવાથી થોડી વાર બાદ કૃષ્ણને અશુભ લેશ્યા ઉત્પન્ન થઈ તે લેશ્યાથી મૃત્યુ પામીને તે ત્રીજી નરકે ગયા એવી રીતે યાદવનાયક કૃષ્ણે પોતાનુ એક હજાર વર્ષનુ આયુષ્ય પૂર્ણ કર્યું

ત્યાર પછી તરતજ બલભદ્ર પાદડાના પડીયામા પાણી લઈને ત્યા આવ્યા એટલે પોતાના અનુજબધુ કૃષ્ણને તેમણે પૃથ્વી પર સૂતેલા જોયા 'આ સુખે સૂતા છે' એવી બુદ્ધિથી ક્ષણવાર તો તેઓ એમ જ ઊભા રહ્યા તેવામા કૃષ્ણના મુખમા પેસતી મક્ષિકાઓ જોઈને તે મનમા દુખ પામ્યા એટલે વરવાર સ્નેહથી કૃષ્ણને બોલાવવા લાગ્યા, બોલ્યા નહીં એટલે હલાવી જોયા, તેથી તેમને મૃત્યુ પામેલા જાણ્યા એટલે બલભદ્ર તત્કાલ મૂર્છા પામીને રુદન કરવા લાગ્યા પછી વનમા ચારે બાજુ દૃષ્ટિ નાખતા તેના ઘાતકને ન જોયો એટલે તેમણે મોટો સિંહનાદ કરીને વૃક્ષોને અને પ્રાણીઓને કપાવી દીધા પછી

[1] એ ધૃતરાષ્ટ્રનો પુત્ર હતો

અપૂર્વ સ્નેહથી કૃષ્ણના શબને સ્કંધ પર ઉપાડીને બલભદ્ર વને વને ભમવા લાગ્યા. વળી ક્ષણવાર નીચે મૂકીને મીઠે વચને તેને બોલાવવા લાગ્યા. એવી રીતે સ્નેહથી મોહ પામીને બલભદ્રે છ માસ નિર્ગમન કર્યા. પછી તેનો સારથિ સિદ્ધાર્થ જે દેવ થયો હતો, તે ત્યાં આવ્યો. તેણે અતિ ભાંગી ગયેલા રથને સજ્જ કરવાની મહેનત કરીને, પથ્થર ઉપર લતા વાવીને અને બળી ગયેલા વૃક્ષ પર સિંચન કરી તેને નવપલ્લવ કરવાનો પ્રયત્ન કરી દેખાડીને બલભદ્રને કાંઇક બોધ પમાડ્યો. તે તે દૃષ્ટાંતોથી પોતાના ભાઇ કૃષ્ણને મૃત્યુ પામેલા બલભદ્રે જાણ્યા. એટલે તે દેવે પોતાનું સ્વરૂપ જણાવ્યું અને કૃષ્ણ ઉપરનો સ્નેહ જે બલભદ્રને મૂંઝવતો હતો, તે ત્યજવા બોધ આપ્યો, અને બલભદ્રે તે ત્યજ્યો. ત્યારબાદ તે દેવની સાથે સિંધુસંગમ તીર્થમાં અગ્નિ અને કાષ્ટથી કૃષ્ણના દેહનો તેમણે અગ્નિસંસ્કાર કર્યો.

એ સમયે શ્રીનેમિનાથ ભગવંતે મોકલેલા એક ચારણ મુનિ ત્યાં આવ્યા. તેમણે પ્રતિબોધ આપીને બલભદ્રને દીક્ષા દીધી. પછી બલભદ્ર મુનિ તુંગિકા શિખર ઉપર ગયા. અન્યદા બલરામ મુનિ પારણાને માટે એક નગરમાં ગયા. ત્યાં કૂવાકાંઠે પાણી ભરવા આવેલી કોઇ સ્ત્રીએ તેમનાં રૂપથી મોહિત થઇ તેમની જ સામું જોઇ રહીને ઘડાની શંકાએ પોતાના બાલકના ગળામાં દોરડું નાંખીને તેને કૂવામાં નાંખવા માંડ્યો. તે જોઇને પોતાના દેહને વિષે પણ તેઓ ઉદ્વેગ પામ્યા અને 'હવેથી મારે કોઇ વખત પણ નગરમાં પેસવું નહિ' એવો અભિગ્રહ ધરીને ત્યારથી તેઓ વનમાં જ રહેવા લાગ્યા. વનમાં રહીને તપશ્ચર્યા કરતા એ બલરામ મુનિની સમતાના પ્રભાવથી સિંહ-વ્યાઘ્રાદિક ક્રૂર પ્રાણીઓએ પણ પોતાની દુષ્ટતા ત્યજી દીધી. એક મૃગ પૂર્વભવના સંબંધથી તેમની પાસે આવીને હંમેશાં શિષ્યની જેમ હર્ષપૂર્વક તેમની ઉપાસના કરવા લાગ્યો. એક વખતે કોઇ રાજાના કાર્યને માટે એક રથકાર ત્યાં આવ્યો. તેની પાસે બલરામ મુનિ મૃગની પાછળ પાછળ ચાલતા પારણાને માટે ગયા. રથકાર તેમને જોઇને ઘણો જ ખુશી થયો અને પોતાના આત્માને ધન્ય માનવા લાગ્યો. પછી તેણે શુદ્ધ અન્નથી બલભદ્ર મુનિને વહોરાવ્યું. રથકારનું દાતાપણું અને મુનિનું સત્પાત્રપણું ભક્તિથી અનુમોદતો તે મૃગ નેત્રમાં હર્ષાશ્રુ લાવી નીચું મુખ રાખીને ઊભો હતો. તે વખતે અકસ્માત્ અર્ધું છેદાએલું એક વૃક્ષ તે ત્રણેયના ઉપર પડ્યું, તેથી તે ત્રણે મૃત્યુ પામીને બ્રહ્મકલ્પમાં પદ્મોત્તર વિમાનમાં દેવો થયા. જે તુંગીશિખર ઉપર રામમુનિએ મોટું તપ કર્યું હતું; તે શિખર તેમના સંયોગથી સર્વ પાપને ધોવામાં સમર્થ એવું મહાતીર્થ થયું. એ તુંગીગિરિ મહાપ્રભાવિક છે કે જ્યાં તપ અને દાનની અનુમોદના કરવાથી એક મૃગે પણ સ્વર્ગમાં દેવપણું પ્રાપ્ત કર્યું. ત્યાં જઇને જે ત્રિકાલ ભક્તિથી નેમિનાથ પ્રભુને નમે છે, તે ત્રણ ભવમાં જ મુક્તિસુખને પામે છે.

પ્રદ્યુમ્ન અને શાંબ પ્રમુખ યાદવકુમાર મુનિઓ વિધિપૂર્વક નેમિનાથ પ્રભુની આરાધના કરતા હતા, તેમને અન્યદા પ્રભુએ કહ્યું કે; 'હે વત્સો ! તમે દુર્ગતિના દ્વારોને બંધ

કરનાર શ્રી સિદ્ધાચલ તીર્થ ઉપર જાઓ, ત્યાં ધ્યાન ધરતા તમને મુક્તિનો લાભ થશે.' પ્રભુની આવી વાણી સાંભળી સાડાત્રણ ક્રોડ મુનિઓની સાથે શાંબ અને પ્રદ્યુમ્ન મુનિ પ્રભુને નમીને હર્ષથી શત્રુંજયતીર્થે આવ્યા. રાજાદનીનું વૃક્ષ અને પ્રભુના સ્થાનને મૂકી તેની દક્ષિણ તરફ જઈ તે જ ગિરિના સાતમા શિખર ઉપર રૈવતગિરિની નજીક આવીને તેઓ રહ્યા. ત્યાં આસન પર બેસી, ઇંદ્રિયોને જિતી, સમતાવાન થઇ, શ્વાસ-પ્રશ્વાસથી નાસિકાને રોકી જાણે પાષાણ પર કોતરેલી મૂર્તિઓ હોય તેમ સ્થિર થઇ, પ્રભુનાં ધ્યાનમાં લીન થઇને તેઓ રહ્યા. ક્ષણ વારમાં આર્હંત્ જ્યોતિનું ધ્યાન ધરવાથી લયનો લાભ કરી, ધ્યાતા, ધ્યેય અને ધ્યાનનો ભેદ છોડી દઈ એ ત્રણેની ઐક્યતા કરી દઈને તેઓ કેવલજ્ઞાન પામ્યા. પછી ક્રમયોગે સર્વ અઘાતી કર્મોને ખપાવી તેઓ મહાઉજ્જવળ મુક્તિ નામના અવ્યાબાધ સ્થાનને પ્રાપ્ત થયા. સદ્ભદ્ર નામના શિખર ઉપર એ રીતે સાડાત્રણ ક્રોડ મુનિઓ મુક્તિ પામ્યા છે, તેથી તે શિખર ત્યાં જનારા પ્રાણીઓનાં દુષ્ટ મનનું દહન કરે છે અર્થાત્ મન રહિત થઇને તે પ્રાણી મોક્ષસુખને મેળવે છે. આ ગિરિ સિદ્ધિરૂપ મહેલનું આંગણું છે, તે યથાર્થ વાત છે, કારણ કે એ ગિરિરાજ ઉપર આવેલા આત્માઓ કપર્દી અને ગોમેધ યક્ષરૂપ દ્વારપાળોની સહાયથી સિદ્ધિને પ્રાપ્ત કરી શકે છે.

આ બાજુ જરાકુમાર પાંડવોની પાસે આવ્યો, અને કૃષ્ણે આપેલ કૌસ્તુભમણિ બતાવીને દ્વારિકાનાં દહન વગેરેનો બધો વૃત્તાંત જણાવ્યો. તે સાંભળી પાંડવો પણ તેના શોકથી સંસારસાગરને ઉતરવાની ઇચ્છાએ દીક્ષારૂપ વહાણ મેળવવાને માટે તેના સ્વામી એવા શ્રી નેમિનાથ પ્રભુનું સ્મરણ કરવા લાગ્યા. સર્વજ્ઞ એવા શ્રી નેમિનાથ પ્રભુએ તરત જ પાંડવોના બોધને માટે ધર્મઘોષ નામના મહામુનિને પાંચસો મુનિઓની સાથે ત્યાં મોકલ્યા. પાંડવોએ પણ પરિવારની સાથે મોહનો નાશ કરનારી તેમની દેશના સાંભળી. પછી તેઓએ ધર્મઘોષ મુનિને નમીને આદરથી પોતાના પૂર્વભવો પૂછ્યા; એટલે મુનિએ જ્ઞાનવડે જાણીને તેઓને ગંભીર વાણીમાં આ પ્રમાણે તેઓના પૂર્વભવો જણાવ્યા;

આસન્નચલ નામે નગરમાં પૂર્વે તમે પાંચે ભાઇઓ કૃષિકાર હતા, સાગર અને જળમનુષ્યની જેમ પરસ્પર પ્રીતિરસમાં બંધાઇ રહેલા હતા. સુરતિ, શાંતનુ, દેવ, સુમતિ અને સુભદ્રક એવા નામોથી પોતાના ગુણોવડે તમે વિખ્યાત હતા. અન્યદા દારિદ્રતારૂપ કાદવમાં મગ્ન થયેલા તમે બધાયે સંસારથી ઉદ્વેગ પામીને યશોધર મુનિના વચનથી દીક્ષા ગ્રહણ કરી. પોતાના દેહમાં પણ નિઃસ્પૃહ એવા તમોએ ગ્રીષ્મઋતુ સંબંધી મહાઆકરા એવા તપરૂપ સૂર્યના ઉગ્ર કિરણોથી પોતાના કર્મરૂપ ખાબોચિયાને સૂકાવી દીધાં. પહેલા મુનિએ કનકાવલી, બીજાએ રત્નાવલી, ત્રીજા દેવમુનિએ મુક્તાવલી, ચોથાએ સિંહનિષ્કેતન અને પાંચમા સુભદ્ર મુનિએ આચામ્લવર્દ્ધમાન એમ જુદાં જુદાં તપ કર્યાં, અને પાંચે ઇંદ્રિયોનો નિગ્રહ કરીને તે પાંચે ભાઇઓ પાંચ મહાવ્રતોવડે શોભવા લાગ્યા. અનુક્રમે કર્મદેહ તથા ધાતુદેહને તપરૂપ અગ્નિથી શોષવી દઇને અંતે અનશનવડે મરણ પામી તેઓ

અનુત્તર વિમાનમાં દેવતા થયા. ત્યાંથી ચ્યવીને તમે અહિં પાંડુરાજાના પુત્રો પાંચે પાંડવો થયા છો, અને આ ભવમાં જ તમને અદ્ભુત મુક્તિનો લાભ થવાનો છે.' આ પ્રમાણે પોતાના પૂર્વભવ સાંભળી અતિસંવેગથી પાંડવોએ અભિમન્યુના પુત્ર પરીક્ષિતને રાજ્ય ઉપર સ્થાપન કરીને ધર્મઘોષ ગુરુની પાસે દીક્ષા લીધી. કુંતી અને દ્રૌપદીએ પણ સ્નેહરૂપ બંધનથી રહિત થવાથી દીક્ષા લીધી. દીક્ષા સ્વીકાર્યા બાદ પાંચે પાંડવો વિવિધ અભિગ્રહથી ભૂષિત થઇને તપશ્ચર્યા કરવા લાગ્યા.

આ બાજુ દ્વારામતી નગરીનો દાહ થયા પછી યાદવોએ પરીક્ષિત રાજા સાથે આવીને મહાનેમિના પુત્ર સેદિનીમલ્લને સૂર્યપુરમાંથી લઈ આવી, એને સુરાષ્ટ્ર દેશમાં લાવ્યા. રૈવતાચલની નીચે રહેલા ગિરિદુર્ગ ( જુનાગઢ ) નગરના રાજ્ય ઉપર તેનો અભિષેક કર્યો. તેના રાજ્યથી બધા મંત્રીઓ પહેલાના રાજાઓને ભૂલી જવા લાગ્યા અને સર્વ પ્રજા ધર્મિષ્ઠ, ગુણવાન અને વિશેષ ઉદયવાળી થઈ. પછી પરીક્ષિત રાજા હર્ષથી શત્રુંજય અને ઉજ્જયંત તીર્થની યાત્રા કરી યાદવરાજાની રજા લઇને પોતાના નગરમાં આવ્યો.

તે પછી ભગવાન નેમિનાથપ્રભુએ અનુક્રમે પૃથ્વીને પવિત્ર કરતા ઢંકાપુરમાં આવી ધૂમકેતુ નામના અસુર બ્રાહ્મણને પ્રતિબોધ કર્યો અને ગિરિ પાસે રહેલા અભ્રપુરમાં દુષ્ટ વૈતાલ શંકલને અસારા નામની દુષ્ટદેવી સાથે પ્રતિબોધ આપીને તેને સમ્યકત્વથી વાસિત કર્યો. કોરંટક વનમાં પ્રાણીઓનો ઘાત કરનાર કર્કોટક નાગને અને સિદ્ધવડમાં રહેલા સિદ્ધનાથ યોગીને પ્રતિબોધ કર્યો. નાગરકોટમાં નાગ નામના અસુરને, અને ઇંદ્રકીલ-ગિરિમાં ઇંદ્રકેતુ નામના અધમ વિદ્યાધરને પણ સમ્યગ્દર્શનનું દાન કર્યું. દેવગિરિમાં દુર્ગાદિત્યને જૈનતત્ત્વનો જ્ઞાતા કર્યો, અને બ્રહ્મગિરિમાં બ્રહ્મનાથ તાપસને પ્રતિબોધ કર્યો. બીજા પણ ઘણા લોકો, ભિલ્લો, મ્લેચ્છો, પાપીઓ, વનેચરો અને પક્ષીઓને પ્રભુએ હર્ષથી પ્રતિબોધ પમાડ્યો. ધર્મતીર્થનો નાશ કરનારા અને લોકોનો અતિદ્રોહ કરનારા કેટલાક મનુષ્યોને પ્રભુએ સમ્યકત્વમૂલ શ્રાવકધર્મ ગ્રહણ કરાવ્યો. તેથી જેઓ તીર્થનો નાશ કરનારા હતા, તેઓ પણ ઊલટા પોતાના અંગીકાર કરેલા સમ્યકત્વની વિશુદ્ધિને માટે તીર્થના પ્રભાવક થયા, અને નેમિનાથપ્રભુનાં ચરણની પૂજાથી મૃત્યુ પામીને તે સર્વ સદ્ગતિને પ્રાપ્ત થયા.

આ પ્રમાણે આર્યદેશોમાં અને અનાર્ય દેશોમાં વિહાર કરતા શ્રી નેમિનાથ પ્રભુને ચોવીશ હજાર ને સાતસો સાધુઓ, ચાળીશ હજાર બુદ્ધિમાન સાધ્વીઓ, એક લાખ ને ઓગણસીત્તેર હજાર શ્રાવકો, અને ત્રણ લાખ ને ઓગણચાળીશ હજાર શ્રાવિકાઓ એ રીતનો પરિવાર પોતાનો પ્રતિબોધેલો હતો. પોતાનો નિર્વાણસમય નજીક જાણી સુર, અસુર અને નરોએ ધ્યાન કરવા યોગ્ય શ્રી નેમિનાથપ્રભુ રૈવતાચલ તીર્થ ઉપર આવ્યા. ત્યાં પ્રભુએ અંતિમ દેશના આપી, જેથી કેટલાયે ભવ્યજીવોએ પ્રતિબોધ પામી દીક્ષા સ્વીકારી. ત્યારબાદ પ્રભુએ પાદપોપગમ અનશન અંગીકાર કર્યું. એ સમયે આસન ચલિત

થવાથી સર્વ ઇંદ્રો શોક કરતા ત્યા આવ્યા અનુક્રમે આષાઢ માસની શુકલ અષ્ટમીએ ચિત્રા નક્ષત્રમા શૈલેશી ધ્યાનવડે પ્રભુશ્રી પાંચસો ને છત્રીશ સાધુઓની સાથે મોક્ષે ગયા. પછી ઇંદ્રોએ મળીને કલ્પવૃક્ષના કાષ્ઠોથી શ્રી અરિષ્ટનેમિપ્રભુના અને બીજા મુનિઓનાં દેહનો અગ્નિસંસ્કાર કર્યો. અને ત્યાથી ઇન્દ્રો નંદીશ્વર દ્વીપમા જઇ અઠ્ઠાઇ ઉત્સવ કરીને જિનધ્યાનમા પરાયણ રહીને પોતપોતાના સ્થાનકે ગયા.

જ્યા શ્રી નેમિનાથપ્રભુના દીક્ષા, જ્ઞાન અને મોક્ષ–એ ત્રણ કલ્યાણક થયેલાં છે એવા શ્રી રૈવતાચલગિરિને હું નમસ્કાર કરું છું. જ્યા અર્હંતપ્રભુનું એક જ કલ્યાણક થાય તેને પણ મુનિઓ તીર્થ કહે છે, તો આ ત્રણ કલ્યાણકવાળા ઉજ્જયંત(રૈવત)ગિરિ તેથી અધિક છે ભગવંતના ચરણથી પવિત્ર થયેલી રૈવતાચલની રેણુઓ શુદ્ધિ કરનારા ચૂર્ણની જેમ આ વિશ્વને પવિત્ર કરે છે આ રૈવતગિરિ મહાતીર્થમા દરેક શિખરોની ઉપર જલ, સ્થલ અને આકાશમા ફરનારા જે જે જીવો હોય છે, તે સર્વે ત્રણ ભવમા મોક્ષે જાય છે તે સિવાય જે આ ગિરિ ઉપર વૃક્ષો, પાષાણો અને પૃથ્વીકાય, અપ્કાય, વાયુકાય અને અગ્નિકાયમા રહેલા જીવો છે, તે વ્યક્ત ચેતના નહિં હોવા છતા આ તીર્થના પ્રભાવથી કેટલેક કાળે મોક્ષે જનારા છે જે ગિરિની મૃત્તિકા ગુરુગમના યોગથી તેલ અને ઘીની સાથે મેળવીને અગ્નિમા ધમવાથી સુવર્ણરૂપ થઇ જાય છે, તે ગિરિનો મહિમા શી રીતે વર્ણવી શકાય? અહીં રહી, તપ અને ક્ષમાથી યુક્ત થઇ સમતારસમા મગ્ન થયેલો આત્મા સાત ધાતુમય દેહને છોડીને શાશ્વત દેહને પામે છે જેમ પારસમણિના સ્પર્શથી લોઢું સુવર્ણ થઇ જાય છે, તેમ આ ગિરિના સ્પર્શથી પ્રાણી ચિન્મયસ્વરૂપી થઇ જાય છે જેમ મલયગિરિ ઉપર બીજા વૃક્ષો પણ ચંદનમય થઇ જાય છે, તેમ અહીં પાપી પ્રાણીઓ પણ પૂજ્ય થઇ જાય છે ત્રણ જગતમા શ્રી નેમિનાથ પ્રભુ જેવા કોઇ સ્વામી નથી, રૈવતાચલ જેવું કોઇ મહાતીર્થ નથી, અને ગજેંદ્રપદ(હાથીપગલા) જેવો કોઇ કુંડ નથી. એ ગિરિવર ઉપર શ્રી નેમિનાથ પ્રભુના આઠ બંધુઓ, કૃષ્ણની આઠ પટ્ટરાણીઓ, રાજિમતી અને બીજા પણ ઘણા જીવો મોક્ષે ગયા છે

દીક્ષા લઇને વિહાર કરતા પાંડવોએ હસ્તિકલ્પનગરમા લોકોની પાસેથી શ્રી નેમિનાથ પ્રભુનું નિર્વાણ સાભળ્યું, તેથી શોક કરતા તેઓ રૈવતગિરિવરને દક્ષિણ તરફ રાખીને પુંડરિકગિરિ મહાતીર્થ ઉપર આવ્યા અને ત્યા તેમણે અનશન ગ્રહણ કર્યું. અનુક્રમે કુંતી માતાની સાથે ઘાતી કર્મનો ક્ષય કરી અંતકૃત્કેવલજ્ઞાનનો પ્રકાશ પ્રાપ્ત કરી તે પાંડવો મોક્ષે ગયા. એ પ્રમાણે અર્હંત પ્રતિમાનો તથા તીર્થનો ઉદ્ધાર કરનારા પાચ પાંડવો વીશ ક્રોડ મુનિઓ અને કુંતીજીની સાથે આ સિદ્ધગિરિ પર મોક્ષે ગયા છે. પાંડવો મોક્ષ ગયા પછી બીજા બે હજાર ને પાચસો મુનિઓ પણ અનંત ચતુષ્ય પામીને મોક્ષે ગયા ઘણા પુણ્યવાળી સતી દ્રૌપદી પાચમા દેવલોકમા ગયા, અને બીજા કેટલાક મુનિઓ મોક્ષે અને સ્વર્ગે ગયા.

આ બાજુ શ્રીનેમિનાથ પ્રભુ પાસેથી દ્વારિકાના દાહના અને યાદવોના ક્ષયના ખબર સાંભળી હૃદયમાં દુઃખ પામતા નારદ શત્રુંજયગિરિ ઉપર આવ્યા. ત્યાં પોતાના અવિરતિપણાની નિંદા કરતા અને યુગાદીશ પ્રભુને નમસ્કાર કરતા નારદે તેજ શિખર ઉપર સંસારને નાશ કરનારું અનશન ગ્રહણ કર્યું. ચાર શરણાંને અંગીકાર કરી અને ચાર મંગલોને સ્વીકારી ચતુર એવા નારદે મન, વચન, કાયાની શુદ્ધિથી ચાર કષાયને ત્યજી દીધાં. તેમજ ચાર શાખાવાળા (દાન-શીલ-તપ-ભાવ) ધર્મનો આશ્રય કરી, ચોથા ધ્યાનમાં રહી તેનો ચતુર્થ અંશ (શુકલધ્યાનનો ચોથો પાયો) મેળવીને પાંચમી ગતિ (મોક્ષ)ને તેઓ પ્રાપ્ત થયા.

આ રીતે ઉત્સર્પિણી અને અવસર્પિણી કાળમાં મળીને એકાણું લાખ નારદો આ શત્રુંજયગિરિવરની ઉપર સિદ્ધિને પામ્યા છે. રામ પ્રમુખ ત્રણ ક્રોડ રાજર્ષિઓ આ ગિરિરાજ ઉપર આવી શ્રી યુગાદિપ્રભુના ધ્યાનથી કેવળજ્ઞાન પામીને મોક્ષે ગયા છે. આ મહાતીર્થમાં અસંખ્ય ઉદ્ધારો, અસંખ્ય પ્રતિમાઓ અને અસંખ્ય ચૈત્યો થયેલા છે.

હે [1]ઇંદ્ર ! એવી રીતે શત્રુંજયગિરિરાજનાં માહાત્મ્યને અનુસરીને રૈવતગિરિરાજનું મોટું ઉદાર અને પવિત્ર માહાત્મ્ય અલ્પ રીતે મેં પ્રગટ કર્યું છે. હવે બાકીના ઉદ્ધારની સ્થિતિ સંબંધી પાપનો નાશ કરનારી, અને અમૃતને ઝરનારી મારી વાણીને શુદ્ધ મનથી ભાવનાવડે ભાવિત ચિત્ત કરીને તું સાંભળ !

[ આ પ્રમાણે આચાર્ય શ્રી ધનેશ્વરસૂરિરચિત શ્રી શત્રુંજય માહાત્મ્યના અંતર્ગત શ્રી રૈવતાચલ માહાત્મ્યમાં શ્રી નેમિનાથ પ્રભુની દીક્ષા, જ્ઞાન, નિર્વાણ, પાંડવોએ કરેલો તીર્થોદ્ધાર આદિનાં વર્ણન નામના તેરમા સર્ગનો ગુર્જરાનુવાદ પૂર્ણ થયો. ]



૧ ભગવાન શ્રી મહાવીર પ્રભુ, સૌધર્મઈંદ્રને ઉદ્દેશીને શત્રુંજય મહાતીર્થનું માહાત્મ્ય ફરમાવી રહ્યા છે, એ પહેલા સર્ગથી સંબંધ ચાલુ છે.

# સર્ગ ૧૪ મો

## શ્રી પાર્શ્વનાથ પ્રભુનું ચરિત્ર

જેનાં લાંછનરૂપ સર્પની ફણાના મણિકિરણોથી, મુખચંદ્રથી અને નખના કિરણોથી ત્રણ જગતનો અંધકાર નાશ પામ્યો છે, તે પાર્શ્વનાથ પ્રભુ તમને પવિત્ર કરો.

આ જંબૂદ્વીપના ભરતક્ષેત્રમાં વારાણસી નામે નગરી છે, જે ગંગાનદીના પ્રતિબિંબથી જાણે સ્વર્ગપુરી હોય તેવી શોભી રહી છે. તે નગરીમાં ભરતચક્રવર્તીના વંશમાં વિષે ઈક્ષ્વાકુ કુળમાં યશરૂપ છત્રવાળા, ગુણોના ઘર જેવા અને જિનાજ્ઞાને કળશની જેમ મસ્તકે ધારણ કરનારા અશ્વસેન નામે રાજા હતા. તેને આહ્‌લાદકારી ગુણોથી શોભિત, શુદ્ધ હૃદયવાળી, સર્વ સ્ત્રીઓના શિરોરત્ન જેવી અને શીલના ધામરૂપ વામા નામે વહાલા હતી. એક વખતે તે વામા રમણીએ રાત્રિના ચોથા પહોરે સુખશય્યામાં સુતા હતા તે સમયે ઉત્તમ સુખની ખાણરૂપ ચૌદ સ્વપ્નો જોયા. તે દિવસે એટલે ચૈત્રમાસની શુક્લ ચતુર્થીએ ચંદ્ર વિશાખા નક્ષત્રમાં આવ્યો હતો તે સમયે વામારાણીના ગર્ભમાં પ્રાણત દેવલોકમાંથી ચ્યવીને પાર્શ્વજિનેશ્વરનો જીવ ઉત્પન્ન થયો. તે કાળે ત્રણ જગતમાં ઉદ્યોત થઇ રહ્યો. ગર્ભસમય પૂર્ણ થતાં પોષ માસની કૃષ્ણ દશમીએ, વિશાખા નક્ષત્રમાં ચન્દ્રનો યોગ થતાં, સુર–અસુરોને પૂજ્ય, સર્પના લાંછનવાળા અને નીલવર્ણવાળા પુત્રને વામાદેવીએ જન્મ આપ્યો. દેવીઓએ અને દેવોએ મેરુગિરિ ઉપર પ્રભુને લઇ જઇને જન્મમહોત્સવ કર્યો. અશ્વસેન રાજાએ પણ બીજે દિવસે સવારે હર્ષ ધરીને પોતાના વૈભવના ઉત્કર્ષથી મોટો ઉત્સવ કર્યો. જ્યારે પ્રભુ ગર્ભમાં હતા ત્યારે માતાએ પાર્શ્વ( પડખા )માં પ્રસરતા સર્પને જોયો હતો, તેથી પિતાએ તેમનું 'પાર્શ્વ' એવું નામ પાડ્યું. પછી તેમણે 'આ વય અલ્પ-દોષવાળી છે' એવું જાણી બાલ્યવય ગ્રહણ કરી, તેનો પણ અનુભવ કરીને સર્વ દોષોને ત્યજનારા પ્રભુએ તે વયને પણ ક્રમશઃ ત્યજી દીધી. તે વિચાર પણ તેમણે ઘટતો જ કર્યો. તારુણ્યવયમાં પાર્શ્વકુમાર પિતાના આગ્રહથી નરવર્મ રાજાની પુત્રી સુંદર પ્રભાવાળી પ્રભાવતીને મોટા ઉત્સાહથી પરણ્યા.

અન્યદા શ્રી પાર્શ્વનાથ પ્રભુએ મિથ્યાત્વ તપના મઠરૂપ કમઠ નામના તાપસને તેના અજ્ઞાન કષ્ટથી કાષ્ઠમાં ધૂમાડાથી ઘેરાયેલા અને પીડિત સર્પને બતાવી ધર્મધ્યાનમાં જાગ્રત કર્યો. અગ્નિજ્વાલાથી આકુલવ્યાકુલ થયેલા સર્પને પ્રાણ ત્યજતી વખતે શ્રી પાર્શ્વનાથ પ્રભુનાં દર્શન થવાથી તે ધરણ નામે પાતાલપતિ દયાળુ નાગેંદ્ર થયો. હિંસામિશ્ર ધર્મને આચરનાર કમઠની લોકો નિંદા કરવા લાગ્યા. તેથી શ્રી પાર્શ્વનાથ ઉપર રોષ ધરતો કમઠ મૃત્યુ પામીને મેઘમાળી નામે અસુર થયો. અનુક્રમે ત્રીસ વર્ષ ઉલ્લંઘન કરીને લોકાંતિક

દેવતાએ પૂજિત પ્રભુ સંવત્સરી દાન આપી દીક્ષા લેવાને ઉત્સુક થયા. અને પોષમાસની કૃષ્ણ એકાદશીએ અનુરાધા નક્ષત્રમાં દિવસના પ્રથમ ભાગે પ્રભુએ અટ્ઠમ તપ કરીને ત્રણસો રાજાઓની સાથે દીક્ષા ગ્રહણ કરી. તે વખતે પ્રભુને મનઃપર્યવ જ્ઞાન ઉત્પન્ન થયું અને દેવતાઓ નમસ્કાર કરી મનમાં પ્રભુનું સ્મરણ કરતા પોત–પોતાનાં સ્થાને ગયા.

બીજે દિવસે કોપકટક નામના નગરમાં ધન્ય નામના ગૃહસ્થનાં ઘેર પ્રભુએ પરમાન્નથી પારણું કર્યું. ત્યાંથી વિહાર કરતા પ્રભુએ કલિગિરિમાં કુંડ જેવા સરોવરના કાંઠે કાદંબરી અટવીમાં કાયોત્સર્ગ કર્યો. ત્યાં મહીધર નામે એક હાથી જલ પીવા માટે આવ્યો. તેને પ્રભુને જોતાં પૂર્વભવનું સ્મરણ થવાથી તે પ્રભુની સેવા કરવા લાગ્યો. નજીકમાં રહેલા દેવતાઓએ ત્યાં ત્રણે સંધ્યાએ સંગીત કરવા માંડ્યું. કેમકે ‘આંગણામાં કલ્પવૃક્ષ આવતાં તેનો લાભ લેવામાં કોણ ઉદાસીન રહે?’ ત્યાંથી પ્રભુએ વિહાર કર્યા બાદ અંગદેશનો રાજા પ્રભુને વાંદવા માટે આવ્યો. ત્યાં પ્રભુને ન જોવાથી ચિંતામણી રત્ન હાથમાં આવેલું જવાથી જેમ ખેદ થાય તેવો ખેદ પામીને તે મૂર્છા પામી ગયો. તે રાજાને મૂર્છિત જોઇ તેની પ્રીતિને માટે દેવતાઓએ ત્યાં પ્રભુની નવ હાથ પ્રમાણ પ્રતિમા સ્થાપિત કરી. મહીધર હસ્તી કાળયોગે મૃત્યુ પામીને વ્યંતરદેવ થયો. તે દેવ અને બીજા દેવતાઓ તે પ્રતિમાનું ધ્યાન કરનારા પુરુષોની મનોકામના પૂરવા લાગ્યા. અંગદેશના રાજાએ હર્ષ પામીને ત્યાં મોટો પ્રાસાદ કરાવ્યો. ત્યારથી એ તીર્થ કલિકુંડ એવા નામે વિખ્યાત થયું. કલિગિરિમાં તે કુંડને કાંઠે રહેલી જગતસ્વામી શ્રી પાર્શ્વનાથ પ્રભુની પ્રતિમાને જે જૂએ છે, અને પ્રીતિથી પૂજે છે, તેનું સર્વ પ્રકારનું ઇચ્છિત થાય છે. એ મહાતીર્થ દેવતાઓએ ભક્તિથી અધિષ્ઠિત કરેલું છે, તેથી ત્યાં રહીને મંત્રધ્યાન કરવાથી તે આ ભવ અને પરભવના વાંછિતને અધિક રીતે આપે છે. સદ્‌ગુરુ પાસેથી ધર્મ પામીને એ કલિકુંડ પાર્શ્વનાથનું જે નિઃશંકપણે ધ્યાન ધરે છે, તેને સિદ્ધિઓ દૂર રહેતી નથી. જે પ્રાણી તે પ્રભુનું ધ્યાન ધરે છે તે કયારે પણ ક્ષુદ્ર ઉપદ્રવોથી ક્ષોભ પામતો નથી. સિંહને જીતનાર શું શિયાળના પુંફાડાવડે નાસી જાય? તે તીર્થમાં ગુરુના વાકયથી બ્રહ્મચારી, મિતાહારી, દાંત અને અંતરંગ શત્રુને જિતનાર થઇને જે મંત્રજાપ કરે છે, તે થોડા કાળમાં સિદ્ધિને મેળવે છે.

એ પછી પાર્શ્વનાથ પ્રભુએ શિવપુરીના કૌશાંબક નામના વનમાં કાયોત્સર્ગ કર્યો. ત્યાં ધરણેંદ્ર પ્રભુને વંદન કરવાને આવ્યો. ‘આ પ્રમાણે કરવાથી મારો ભવતાપ નાશ પામશે’ એવું ધારી નાગેંદ્રે પ્રભુની ઉપર આતપ નિવારે તેવું પોતાની ફણાનું છત્ર કર્યું અને તેના અંતઃપુરની સ્ત્રીઓએ આવીને પ્રભુની આગળ સંગીત કર્યું. ‘તેવા પુરુષોની સદ્‌ભક્તિરૂપી વલ્લી એવી રીતે જ પલ્લવિત થાય છે.’ ત્યારથી તે નગરી અહિચ્છત્રા નામે પ્રસિદ્ધ થઇ. ‘જ્યાં જ્યાં મહાપુરુષો વિચરે છે, ત્યાં ત્યાં તે તે સ્થળો પ્રખ્યાતિને પામે છે.’

# સર્ગ ૧૪ મો

## શ્રી પાર્શ્વનાથ પ્રભુનુ ચરિત્ર

જેના લાછનરૂપ સર્પની ફણાના મણિકિરણોથી મુખચદ્રથી અને નખના કિરણોથી ત્રણ જગતનો અધકાર નાશ પામ્યો છે, તે પાર્શ્વનાથ પ્રભુ તમને પવિત્ર કરો

આ જ બૂદ્વીપના ભરતક્ષેત્રમા વારાણસી નામે નગરી છે, જે ગગાનદીના પ્રતિબિબથી જાણે સ્વર્ગપુરી હોય તેવી શોભી રહી છે તે નગરીમા ભરતચક્રવર્તીના વશમા વિષે ઇક્ષ્વાકુ કુળમા યશરૂપ છત્રવાળા, ગુણોના ઘર જેવા અને જિનાજ્ઞાને કળશની જેમ મસ્તકે ધારણ કરનારા અશ્વસેન નામે રાજા હતા તેને આહ્લાદકારી ગુણોથી શોભિત, શુદ્ધ હૃદયવાળી, સર્વ સ્ત્રીઓના શિરોરત્ન જેવી અને શીલના ધામરૂપ વામા નામે વલ્લભા હતી એક વખતે તે વામા રમણીએ રાત્રિના ચોથા પહોરે સુખશય્યામા સૂતા હતા તે સમયે ઉત્તમ સુખની ખાણરૂપ ચૌદ સ્વપ્નો જોયા તે દિવસે એટલે ચૈત્રમાસની શુકલ ચતુર્થીએ ચદ્ર વિશાખા નક્ષત્રમા આવ્યો હતો તે સમયે વામારાણીના ગર્ભમા પ્રાણત દેવલોકમાથી ચ્યવીને પાર્શ્વજિનેશ્વરનો જીવ ઉત્પન્ન થયો તે કાળે ત્રણ જગતમા ઉદ્યોત થઇ રહ્યો ગર્ભસમય પૂર્ણ થતા પોષ માસની કૃષ્ણ દશમીએ, વિશાખા નક્ષત્રમા ચન્દ્રનો યોગ થતા, સુર-અસુરોને પૂજ્ય, સર્પના લાછનવાળા અને નીલવર્ણવાળા પુત્રને વામાદેવીએ જન્મ આપ્યો દેવીઓએ અને દેવોએ મેરુગિરિ ઉપર પ્રભુને લઇ જઇને જન્મમહોત્સવ કર્યો અશ્વસેન રાજાએ પણ બીજે દિવસે સવારે હર્ષ ધરીને પોતાના વૈભવના ઉત્કર્ષથી મોટો ઉત્સવ કર્યો જ્યારે પ્રભુ ગર્ભમા હતા ત્યારે માતાએ પાર્શ્વ( પડખા )મા પ્રસરતા સર્પને જોયો હતો, તેથી પિતાએ તેમનુ ‘ પાર્શ્વ ’ એવુ નામ પાડયુ પછી તેમણે ‘ આ વય અલ્પ દોષવાળી છે ’ એવુ જાણી બાલ્યવય ગ્રહણ કરી, તેનો પણ અનુભવ કરીને સર્વ દોષોને ત્યજનારા પ્રભુએ તે વયને પણ ક્રમશ ત્યજી દીધી તે વિચાર પણ તેમણે ઘટતો જ કર્યો તારુણ્યવયમા પાર્શ્વકુમાર પિતાના આગ્રહથી નરવર્મ રાજાની પુત્રી સુદર પ્રભાવાળી પ્રભાવતીને મોટા ઉત્સાહથી પરણ્યા

અન્યદા શ્રી પાર્શ્વનાથ પ્રભુએ મિથ્યાત્વ તપના મઠરૂપ કમઠ નામના તાપસને તેના અજ્ઞાન હઠથી કાષ્ઠમા ધૂમાડાથી ઘેરાયેલા અને પીડિત સર્પને બતાવી ધર્મબોધમા જાગ્રત કર્યો અગ્નિજ્વાલાથી આકુલવ્યાકુલ થયેલા સર્પને પ્રાણ ત્યજતી વખતે શ્રી પાર્શ્વનાથ પ્રભુના દર્શન થવાથી તે ધરણ નામે પાતાલપતિ દયાળુ નાગેદ્ર થયો હિસામિશ્ર કુધર્મને આચરનાર કમઠની લોકો નિદા કરવા લાગ્યા તેથી શ્રી પાર્શ્વનાથ ઉપર રોષ ધરતો કમઠ મૃત્યુ પામીને મેઘમાળી નામે અસુર થયો અનુક્રમે ત્રીશ વર્ષ ઉલ્લઘન કરીને લોકાંતિક

ત્યાં આવીને સર્પનું શરીર ધારણ કરી તે ધરણેંદ્રે પ્રભુની ઉપર પોતાની ફણાનું છત્ર કર્યું અને ફણાવડે પ્રભુને પૃથ્વીથી ઊંચા રાખી પોતાની ઉપર ધારણ કર્યા. તે સમયે તેની ઇંદ્રાણીઓ પ્રભુની પાસે સંગીત કરવા લાગી. દ્વેષરહિત અને સમવૃત્તિવાળા પ્રભુએ તે સમયે ધરણેંદ્ર તથા કમઠ ઉપર સમભાવ રાખ્યો. ધરણેંદ્રના આવ્યા છતાં પણ જ્યારે તે મેઘમાલી વૃષ્ટિના ઉપદ્રવથી વિરામ પામ્યો નહિ, ત્યારે ધરણેંદ્રે ક્રોધથી દુશ્મનોનો નાશ કરવામાં કુશલ એવા પોતાના સેવકોને તત્કાળ મેઘમાલીનો નાશ કરવાની આજ્ઞા કરી. કોપથી રક્ત નેત્રવાળા તેઓને જોઈ અમંદ બુદ્ધિવાળો મેઘમાલી તત્કાળ નાશીને પ્રભુનાં શરણે આવ્યો અને મેઘના સમૂહને સંહરી લઈને તે ભક્તિથી બોલ્યો; 'હે સ્વામી ! મેં અજ્ઞાનથી આપને જે કષ્ટ આપ્યું, તે માટે મારી ઉપર આપ ક્ષમા કરો ! હે વિશ્વજનના સ્વામી ! આજથી હું આપનો દાસ છું. આપ સદા દયાના આધાર છો, માટે મારી પર વિશેષ દયા કરો. હે નાથ ! ત્રણ લોકના રક્ષણને કરનારા એવા આપ જો મારી ઉપર રોષ કરો તે યુક્ત નથી, કેમકે પોતાના તેજથી ખદ્યોતની સાથે દ્વેષ કરનાર સૂર્ય શું લજ્જા ન પામે ?'

આ પ્રમાણે તે કમઠ, ધરણેંદ્રની જેમ પાર્શ્વનાથ પ્રભુનો સેવક થઇને રહ્યો અને ત્યારથી ધરણેંદ્રની અનુમતિથી તે સંઘનાં સર્વ વિઘ્નોનો નાશ કરવા લાગ્યો. ધરણેંદ્ર અને કમઠ વગેરે ભગવાન પાર્શ્વનાથ પ્રભુની આરાધના કરનારની ઇચ્છિત કામના પૂર્ણ કરવાથી પાર્શ્વનાથ પ્રભુનાં શાસનમાં મોટા ઉત્સવને કરનારા થયા. પછી પ્રભુને નમસ્કાર કરીને તેઓ પોતપોતાનાં સ્થાનકે ગયા અને સ્વયં તીર્થના આશ્રયરૂપ પ્રભુએ ત્યાંથી બીજે વિહાર કર્યો.

અનુક્રમે કાશીનગરીના ઉદ્યાનમાં ધાતકી વૃક્ષની નીચે ચૈત્ર માસની શુક્લ ચતુર્થીએ અનુરાધા નક્ષત્રમાં દીક્ષાથી ચોરાશીમે દિવસે પ્રભુને કેવળજ્ઞાન પ્રગટ થયું. સુર-અસુરોએ આવીને રચેલા સમવસરણમાં જગતના હર્ષ માટે જગત્ પ્રભુએ પુણ્યરૂપ નાટકની નાંદીરૂપ દેશના આપી. તે સાંભળી અશ્વસેન વગેરે રાજાઓએ અને વામાદેવી,[1] પ્રભાવતી[2] વગેરે સ્ત્રીઓએ પ્રતિબોધ પામીને દીક્ષા લીધી. હસ્તિસેન[3] પ્રમુખ કેટલાક રાજાઓએ અને સ્ફુરાયમાન શીલરૂપી કમળને ખીલવવામાં સૂર્યપ્રભા જેવી તેમની સ્ત્રીઓએ સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યું. આર્ય(શુભ)દત્ત વગેરે પ્રભુની ઉપાસના કરનારા દશ પ્રકારના યતિધર્મના મૂર્તિમાન્ અંશ હોય તેવા દશ ગણધરો તે સમયે પ્રભુએ સ્થાપિત કર્યા. સ્થાને સ્થાને પોતાનાં ચરણોથી તીર્થ નિષ્પન્ન કરતા, અતિશયોથી શોભિત એવા પ્રભુ ત્યાંથી પૃથ્વી ઉપર વિહાર કરવા લાગ્યા.

અનુક્રમે પ્રભુ તીર્થરાજ શ્રી શત્રુંજયગિરિવર પર આવ્યા. ત્યાં શ્રી આદિનાથ પ્રભુની જેમ ભવ્ય પ્રાણીઓને તેમણે તે તીર્થનો મહિમા આ પ્રમાણે ફરમાવ્યો; 'ભવ્ય જીવો ! આ ગિરિરાજ અનાદિ સંસારરૂપ સમુદ્રમાંથી તારનારો છે. જે શુદ્ધભાવથી જ પ્રાપ્ત થાય છે, અભવ્ય જીવો તેનો સ્પર્શ પણ કરી શકતા નથી. આ વિમળગિરિરાજ સર્વ તીર્થમય છે,

૧. પ્રભુની પૂર્વાવસ્થાના માતા. ૨ પ્રભુની પૂર્વાવસ્થાની પત્ની. ૩ પ્રભુના પૂર્વાવસ્થાના ભાઇ.

તે અહિચ્છત્રા પુરીમાં જઈને જે શ્રી પાર્શ્વનાથ પ્રભુને હંમેશા નમે છે, તે અખંડિત પદ મેળવે છે તેમ જ જગતના લોકો તેને નમે છે.

ત્યાંથી પ્રભુ રાજપુરમાં કાયોત્સર્ગ કરીને સ્થિર રહ્યા. ત્યાંના રાજા ઇશ્વરે આવીને અતિ હર્ષથી પ્રભુને વંદન કર્યું. પ્રભુનાં દર્શનથી પોતાના પૂર્વભવ જાણીને ત્યાં સુંદર શ્રદ્ધાવાળા તે રાજાએ મોટો પ્રાસાદ કરાવ્યો, તેમાં ઇશ્વર રાજાએ પોતાના પૂર્વભવની કુકડાની મૂર્ત્તિ કરાવી, તેથી એ તીર્થ કુકકુટેશ્વર એવા નામથી પ્રખ્યાત થયું. તે તીર્થની નજીકમાં રહેલા દેવતાઓ તે તીર્થનું સાંનિધ્ય કરીને તેમાં રહેલા છે. તેઓ કલ્પવૃક્ષની જેમ તે તીર્થનું ધ્યાન કરનારા પ્રાણીઓના મનોરથને સદા પૂરે છે. જે ભક્તિમાન પુરુષ ત્યાં રહેલા પ્રભુનું નિત્ય ધ્યાન ધરે છે, તે પૂર્ણ થઇ છે ઇચ્છા જેની એવા પુરુષનાં ઘરમાં દેવતાઓ કિંકર થઇને રહે છે.

ત્યાંથી આગળ ચાલતાં શ્રી પાર્શ્વનાથ પ્રભુ કોઇ નગરની પાસેના તાપસના આશ્રમની નજીક કુકર્મને દૂર કરવા માટે કાયોત્સર્ગ કરીને રહ્યા. તે સમયે પૂર્વના દશ ભવનો શત્રુ કમઠઅસુર ત્યાં આવી છલ શોધીને પ્રભુને ઉગ્ર ઉપસર્ગો કરવા લાગ્યો. દીપડા, હાથી, સિંહ, વેતાળ, સર્પ અને વીંછીના ઉપસર્ગથી જ્યારે પ્રભુ ક્ષોભ પામ્યા નહિં, ત્યારે તેણે આકાશમાં મેઘ વિકુર્વ્યો. વૃક્ષોને ઉખેડી નાંખતો અને બલથી પાષાણોને ઉડાડતો જાણે કલ્પાંતનો આરંભ કરતો હોય તેમ તે સમયે દુ:સહ વાયુ વાવા લાગ્યો. કમઠે તે સમયે વિકુર્વેલો મેઘ; પૃથ્વીને ફોડતો, પર્વતોને તોડતો અને હાથીઓને ત્રાસ પમાડતો, પ્રભુને ક્ષોભ કરવા માટે મહાનિષ્ઠુર ગર્જના કરવા લાગ્યો પોતાને પૃથ્વીમાં પેસવાને યોગ્ય જાણે ખાડા કરતો હોય તેમ તે મેઘ મોટી તીવ્ર ધારાઓથી વિજળીઓને મૂકવાપૂર્વક વર્ષવા લાગ્યો, તેથી અંધકારની જેમ સર્વતરફ પ્રસરેલું જલ ખાડાઓમાં, ખીણોમાં, નદીઓમાં અને ઝરાઓમાં ન સમાવા લાગ્યું. જેમ જેમ મેઘમાં ઉત્પન્ન થતું તેજ, વિજળી અને જલ પ્રસરવા લાગ્યા, તેમ તેમ પ્રભુનો ધ્યાનરૂપી દીપક વૃદ્ધિ પામવા લાગ્યો. તે સમયે પૃથ્વીમા અને પર્વતોમાં જે સ્થિરતા હતી તે ન રહી. પૃથ્વી કંપાયમાન થવા લાગી, પર્વતો પડવા લાગ્યા. તે વખતે તેઓની તે સ્થિરતા શ્રી પાર્શ્વનાથપ્રભુમાં આવીને રહી. કારણ કે, તે બધા કંપાયમાન થવા છતા પણ પ્રભુ ધ્યાનથી જરા પણ કંપિત થયા નહિં. વધતું જતું તે જલનું પૂર જો કે નીચગામી છે, તે છતાં પણ પ્રભુના સત્સંગથી ઉંચું થઇને પ્રભુની નાસિકા સુધી પ્રાપ્ત થયું.

એ સમયે જાણે તે જલપૂરના સંગથી જ થયું હોય તેમ ધરણ નાગેંદ્રનું આસન સમુદ્રમાં વહાણની જેમ કંપાયમાન થયું. ત્યારે તેને વિચાર થયો કે; 'અરે! મેરુની જેવું અચલ મારું આસન કોણે કંપાવ્યું ? આજે કંપાવનારનું મસ્તક આ વજ્રથી ચૂર્ણ કરી નાખું.' આવો કોપાટોપ કરીને તેણે અવધિજ્ઞાનવડે જોયું, એટલે પ્રભુની તેવી સ્થિતિ જાણીને તે મનમાં ઘણો ખેદ પામ્યો. તત્કાળ પરિવાર સહિત

ત્યાં આવીને સર્પનું શરીર ધારણ કરી તે ધરણેંદ્રે પ્રભુની ઉપર પોતાની ફણાનું છત્ર કર્યું અને ફણાવડે પ્રભુને પૃથ્વીથી ઊંચા રાખી પોતાની ઉપર ધારણ કર્યા. તે સમયે તેની ઇંદ્રાણીઓ પ્રભુની પાસે સંગીત કરવા લાગી. દ્વેષરહિત અને સમવૃત્તિવાળા પ્રભુએ તે સમયે ધરણેંદ્ર તથા કમઠ ઉપર સમભાવ રાખ્યો. ધરણેંદ્રના આવ્યા છતાં પણ જ્યારે તે મેઘમાલી વૃષ્ટિના ઉપદ્રવથી વિરામ પામ્યો નહિ, ત્યારે ધરણેંદ્રે ક્રોધથી દુશ્મનોનો નાશ કરવામાં કુશલ એવા પોતાના સેવકોને તત્કાળ મેઘમાલીનો નાશ કરવાની આજ્ઞા કરી. કોપથી રક્ત નેત્રવાળા તેઓને જોઈ અમંદ બુદ્ધિવાળો મેઘમાલી તત્કાળ નાશીને પ્રભુનાં શરણે આવ્યો અને મેઘના સમૂહને સંહરી લઈને તે ભક્તિથી બોલ્યો; 'હે સ્વામી! મેં અજ્ઞાનથી આપને જે કષ્ટ આપ્યું, તે માટે મારી ઉપર આપ ક્ષમા કરો! હે વિશ્વજનના સ્વામી! આજથી હું આપનો દાસ છું. આપ સદા દયાના આધાર છો, માટે મારી પર વિશેષ દયા કરો. હે નાથ! ત્રણ લોકના રક્ષણને કરનારા એવા આપ જો મારી ઉપર રોષ કરો તે યુક્ત નથી, કેમકે પોતાના તેજથી ખદ્યોતની સાથે દ્વેષ કરનાર સૂર્ય શું લજ્જા ન પામે?'

આ પ્રમાણે તે કમઠ, ધરણેંદ્રની જેમ પાર્શ્વનાથ પ્રભુનો સેવક થઇને રહ્યો અને ત્યારથી ધરણેંદ્રની અનુમતિથી તે સંઘનાં સર્વ વિઘ્નોનો નાશ કરવા લાગ્યો. ધરણેંદ્ર અને કમઠ વગેરે ભગવાન પાર્શ્વનાથ પ્રભુની આરાધના કરનારની ઇચ્છિત કામના પૂર્ણ કરવાથી પાર્શ્વનાથ પ્રભુનાં શાસનમાં મોટા ઉત્સવને કરનારા થયા. પછી પ્રભુને નમસ્કાર કરીને તેઓ પોતપોતાનાં સ્થાનકે ગયા અને સ્વયં તીર્થના આશ્રયરૂપ પ્રભુએ ત્યાંથી બીજે વિહાર કર્યો.

અનુક્રમે કાશીનગરીના ઉદ્યાનમાં ધાતકી વૃક્ષની નીચે ચૈત્ર માસની શુક્લ ચતુર્થીએ અનુરાધા નક્ષત્રમાં દીક્ષાથી ચોરાશીમે દિવસે પ્રભુને કેવળજ્ઞાન પ્રગટ થયું. સુર–અસુરોએ આવીને રચેલા સમવસરણમાં જગતના હર્ષ માટે જગત્ પ્રભુએ પુણ્યરૂપ નાટકની નાંદીરૂપ દેશના આપી. તે સાંભળી અશ્વસેન વગેરે રાજાઓએ અને વામાદેવી,[1] પ્રભાવતી[2] વગેરે સ્ત્રીઓએ પ્રતિબોધ પામીને દીક્ષા લીધી. હસ્તિસેન[3] પ્રમુખ કેટલાક રાજાઓએ અને સ્ફુરાયમાન શીલરૂપી કમળને ખીલવવામાં સૂર્યપ્રભા જેવી તેમની સ્ત્રીઓએ સમ્યક્ત્વ પ્રાપ્ત કર્યું. આર્ય(શુભ)દત્ત વગેરે પ્રભુની ઉપાસના કરનારા દશ પ્રકારના યતિધર્મના મૂર્તિમાન્ અંશ હોય તેવા દશ ગણધરો તે સમયે પ્રભુએ સ્થાપિત કર્યા. સ્થાને સ્થાને પોતાનાં ચરણોથી તીર્થ નિષ્પન્ન કરતા, અતિશયોથી શોભિત એવા પ્રભુ ત્યાંથી પૃથ્વી ઉપર વિહાર કરવા લાગ્યા.

અનુક્રમે પ્રભુ તીર્થરાજ શ્રી શત્રુંજયગિરિવર પર આવ્યા. ત્યાં શ્રી આદિનાથ પ્રભુની જેમ ભવ્ય પ્રાણીઓને તેમણે તે તીર્થનો મહિમા આ પ્રમાણે ફરમાવ્યો; 'ભવ્ય જીવો! આ ગિરિરાજ અનાદિ સંસારરૂપ સમુદ્રમાંથી તારનારો છે. જે શુદ્ધભાવથી જ પ્રાપ્ત થાય છે, અભવ્ય જીવો તેનો સ્પર્શ પણ કરી શકતા નથી. આ વિમળગિરિરાજ સર્વ તીર્થમય છે,

૧. પ્રભુની પૂર્વાવસ્થાના માતા. ૨ પ્રભુની પૂર્વાવસ્થાની પત્ની. ૩ પ્રભુના પૂર્વાવસ્થાના ભાઇ.

તે માત્ર જોવાથી જ નિર્મળ આત્માવાળા પુરુષોની બે દુર્ગતિ( નરક અને તિર્યંચ )ને હણે છે તો અર્ચન કરવાથી શું ન કરે ? તેના મુખ્ય શિખરની ઉચ્ચતાની શી વાત કરવી ? જેની આગળ મેરુગિરિ પણ લઘુ છે, તે શિખર પ્રાપ્ત થવાથી ભવ્ય જીવોને લોકાગ્ર હસ્તગત થાય છે. જેને પ્રાપ્ત કરીને દેવતાઓ પણ ત્રણ રત્નને પ્રકાશ કરનાર મુક્તિમાર્ગની દીપિકારૂપ મનુષ્યપણાને ઇચ્છે છે.' આ પ્રમાણે શ્રી પાર્શ્વનાથ પ્રભુના શ્રીમુખથી સાભળીને ગિરિરાજના મહિમાની અનુમોદના કરતા કેટલાક જીવોએ સમ્યક્ત્વને, કેટલાક જીવોએ દ્વાદશવ્રત અને કેટલાક જીવોએ ચારિત્ર અંગીકાર કર્યું પ્રભુની દેશનાને સાભળી સર્પ, નોળીઆ, હાથી અને મૃગ આદિ જીવો પ્રતિબોધ પામી, કલ્યાણકર સમતાનો આશ્રય કરી, તે ગિરિરાજ પર સમતાભાવને ધારણ કરી, સદ્‌ગતિને પામ્યા. દેવતાઓ જેમના ચરણકમળને સેવી રહ્યા છે, એવા પ્રભુ રૈવતગિરિ આદિ તીર્થોના શિખરો ઉપર વિહાર કરી પુન: કાશીના ઉદ્યાનમા આવીને સમવસર્યા તેમના ભાઈ હસ્તિસેને આવી પ્રભુને નમસ્કાર કર્યો. ઇંદ્રો પણ એકઠા મળી ભક્તિથી પ્રેરિત થઈને ત્યા આવ્યા

તે સમયે કૃપાળુ પ્રભુએ તેમને તારવાને માટે સર્વ ભાષાનુગામી વાણીવડે આ પ્રમાણે દેશના ફરમાવી, 'શત્રુંજયગિરિ, સુરપતિ એવા અર્હંતની પૂજા, સંઘપતિનુ પદ, સદ્‌ગુરુ, સમકિત, શીલ અને સમતા, એ શિવસુખને આપનારું સપ્તક છે. અનંત ભવમા ઉત્પન્ન થયેલા દુષ્કૃત્યનો દ્રોહ ( નાશ ) કરનાર, અને સિદ્ધિપદરૂપ શાશ્વતગિરિ શત્રુંજય તીર્થાધિરાજને કોણ ન સેવે ? રાગ-દ્વેષ વગેરે શત્રુઓનો નાશ કરનાર, વન્દન કરવા યોગ્ય છે ચરણકમળ જેના એવા જિનનું પૂજન કરવાથી પ્રાણીઓના કર્મસમૂહનો વિનાશ થાય છે તીર્થંકરનામકર્મને ઉપાર્જન કરાવનાર, પોતાના ગોત્રને પવિત્ર કરનાર, બીજાઓને પુણ્યનો સંચય કરાવનાર સંઘપતિપણાને કોણ ન સેવે ? અર્થાત્ કોણ અંગીકાર ન કરે ? મિથ્યાત્વ રૂપ ઘામથી પીડિત એવા પ્રાણીને સમ્યગ્ વચનરૂપ અમૃતવડે શાંત કરનાર સદ્‌ગુરુ, ધ્યાન કરવાથી પ્રાણીઓના સર્વ પાપોનો નાશ કરે છે મિથ્યાત્વથી મોહિત એવો જીવ આ સંસારમા ત્યા સુધી જ ભમે છે, કે જ્યા સુધી સમસ્ત પાપને ભેદનારા સમ્યગ્ દર્શનનો તે સ્પર્શ કરતો નથી જેનાથી અગ્નિ જળ થાય, સઘળા વિષો અમૃત થાય, સર્પ રજ્જુ થાય અને દેવતા દાસ થઈ જાય તેવુ શીલ પ્રાણીઓએ અવશ્ય સેવવા યોગ્ય છે જેથી સ્વાભાવિક વૈરને ધારણ કરનારા પ્રાણીઓ પણ વૈરવગરના થઈને પરસ્પર મિત્રપણાને પામી જાય છે તેવી અને અનુક્રમે સિદ્ધિસુખનું કારણ એવી સમતા સદા સેવવા યોગ્ય છે. આ સાત વસ્તુઓ સાત નરકોના અંધકારને ભેદવામા સૂર્યની કાંતિ સમાન છે અને એકોત્તર સાત કર્મ( આઠ કર્મ )ની સમાપ્તિ કરીને છેવટે મોક્ષની પ્રાપ્તિ કરાવે છે.'

આ પ્રમાણેની દેશના સાભળીને હસ્તિસેન રાજાએ ભક્તિથી ઉઠી, પ્રભુને નમી, અંજલિ જોડીને હર્ષપૂર્વક પ્રભુ પાસે સંઘપતિ પદની પ્રાર્થના કરી તત્કાળ પ્રભુએ ઇંદ્રે લાવેલો વાસક્ષેપ તેના મસ્તક પર નાખી, તેને ઉત્સવના મંદિર જેવા સંઘપતિ પદ પર પ્રતિષ્ઠિત કર્યો.

તે જ સમયે હસ્તિસેન રાજા સંઘની સાથે દેવાલયને આગળ કરી પૂર્વકાળે થઇ ગયેલા સંઘપતિઓની જેમ માર્ગમાં જિનેશ્વરદેવની અને ગુરુદેવની પૂજા કરતો ચાલ્યો. અનુક્રમે શત્રુંજયગિરિરાજ ઉપર આવી નદીઓમાંથી જલ લઈને મહોત્સવપૂર્વક પ્રભુને સ્નાત્ર કર્યું અને આનંદયુક્ત થયો. પછી દ્રવ્યની વૃષ્ટિ કરતા તેણે શિખરે શિખરે ચૈત્યો કરાવ્યાં અને પુણ્યરૂપી ધનવાળા અને મહોદયવાળા તેણે વિશેષ પ્રકારે સંઘની પૂજા કરી. ત્યાંથી ચાલતાં ચંદ્રપ્રભાસતીર્થમાં, શ્રીશૈલમાં અને ગિરનાર મહાતીર્થમાં પણ અર્હંત પ્રભુને નમી, સ્તવના કરીને તેણે પાંચે પ્રકારનાં દાન આપ્યાં. સાત ક્ષેત્રોમાં દ્રવ્યરૂપ બીજને વાવતો તે હસ્તિસેન રાજા પોતાનાં મોક્ષરૂપ ફળની પ્રાપ્તિને માટે નિત્ય ભાવરૂપ જલથી તેનું સિંચન કરવા લાગ્યો. અનુક્રમે હસ્તિસેન રાજા ચતુર્વિધ ધર્મનું ધ્યાન ધરતો પાછો વળીને માર્ગમાં શ્રી પાર્શ્વનાથ પ્રભુને નમી કાશીનગરીમાં આવ્યો, ત્યાં તેણે અનેક ચૈત્યો બંધાવ્યા. એ ધર્મભાવિત હસ્તિસેન રાજાનાં ચિત્તમાં જિનેશ્વર, નેત્રમાં ગુરુ, વાણીમાં તત્ત્વ, શ્રવણમાં જ્ઞાન, હાથમાં દાન અને મસ્તક પર પ્રભુની આજ્ઞા સદા રહેલાં હતાં.

પૃથ્વી પર વિહાર કરતાં પ્રભુને વીશ હજાર ને નવસો લબ્ધિવાળા સાધુઓ, આડત્રીસ હજાર સાધ્વીઓ, એક લાખ ને ચોસઠ હજાર શ્રાવકો, અને ત્રણ લાખને સીત્યોતેર હજાર શ્રાવિકાઓ–એટલો પરિવાર (પાર્શ્વનાથ પ્રભુના) સ્વહસ્તથી જ ધર્મ પામેલો થયો. અનુક્રમે સો વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી ભગવાન્ પાર્શ્વનાથ પ્રભુ સંમેતશિખરે પધાર્યા. ત્યાં એક માસના અનશનથી નિઃશેષ કર્મનો ક્ષય કરી, તેત્રીશ મુનિઓની સાથે આષાઢમાસની શુકલ અષ્ટમીએ અનુરાધા નક્ષત્રમાં દેવતાઓએ જેમનું નિર્વાણ કલ્યાણક ઉજવ્યું છે, એવા પાર્શ્વનાથ પ્રભુ મોક્ષે પધાર્યા. હસ્તિસેન રાજા પણ પોતાના પુત્ર મહારથનાં શિરે રાજ્યભાર મૂકી, દીક્ષા લઇ શત્રુંજયગિરિ ઉપર સમતાના આશ્રયથી (તે હસ્તિસેન રાજા) શાંતપણે સિદ્ધિનાં ધામને પ્રાપ્ત થયા. આ રીતે શ્રી પાર્શ્વનાથ પ્રભુનું ચરિત્ર ફરમાવી, સંઘપતિ હસ્તિસેનનો પ્રસંગ વર્ણવી, શ્રી મહાવીર પ્રભુ ઈંદ્રને ફરમાવે છે; 'હે ઈંદ્ર! અત્યાર સુધી આ તીર્થમાં સિદ્ધિપદને પામેલા મુનિઓ, અને તીર્થોદ્ધાર કરનારા સંઘપતિઓ અવસર્પિણી કાળમાં જે થઇ ગયા છે, તેઓમાંનાં મુખ્ય મુખ્ય મેં તને કહી બતાવ્યા; હવે મારા પછીના એકાંત મહાદુઃષમ પંચમકાળમાં જે થનારા છે તે પુણ્યશાળીઓનું પ્રસ્તુત વર્ણન પણ મારી પાસેથી ભાવપૂર્વક તું સાંભળ. આ શત્રુંજય ગિરિરાજનું ચરિત્ર શ્રોતા અને વક્તાને ત્રણ પ્રકારની શુદ્ધિવડે બુદ્ધિને વધારનારું, રવિની જેમ અજ્ઞાનરૂપ અંધકારને ભેદનારું, રોગ, દારિદ્રય, વિષ અને અપમૃત્યુને શમાવનારું, તેમજ નિર્મળ, તથા અમૃત જેવું સ્વાદિષ્ટ અને સર્વ કર્મને હણનારું છે. તે સાંભળવાથી પ્રાણીઓ આનંદકારી એવાઉચ્ચપદ( મોક્ષ )ને પ્રાપ્ત કરે છે.'

[ આ પ્રમાણે આચાર્યશ્રી ધનેશ્વરસૂરિરચિત શ્રી શત્રુંજયમાહાત્મ્યમાં
શ્રી પાર્શ્વનાથ પ્રભુનું ચરિત્ર અને હસ્તિસેનનાં તીર્થોદ્ધારનું વર્ણન
નામના ચૌદમા સર્ગનો ગૂર્જરાનુવાદ પૂર્ણ થયો. ]

---

# સર્ગ ૧૫ મો

શ્રી મહાવીર પ્રભુ ઇંદ્રને કહે છે કે; 'એક વખતે વૈભારગિરિ પર અમને વંદન કરવાને આવેલા શ્રેણિકરાજા અમારા વચનથી આ તીર્થની યાત્રા કરીને આ મહાતીર્થ ઉપર અને પોતાના નગરમા ચૈત્યો કરશે '

હે ઇંદ્ર ! અમારા નિર્વાણ પછી ત્રણ વર્ષ અને સાડાઆઠ માસ ગયા પછી ધર્મનો નાશ કરનારા પચમા આરાનો પ્રવેશ થશે ત્યારપછી ચાર સો છાસઠ વર્ષ અને પીસ્તાળીશ દિવસે વિક્રમાર્ક રાજા આ પૃથ્વી પર રાજ્ય કરનારો થશે તે સિદ્ધસેનસૂરિના ઉપદેશથી જિનવચનની જેમ સર્વ દેશને ઋણમુક્ત કરી અમારા સંવત્સરનો લોપ કરીને પોતાનો સંવત્સર પ્રવર્ત્તાવશે તે સમયમા હે ઇંદ્ર ! અરિહંતના મંદિરોથી શોભિત કાંપિલ્યપુર નામના નગરમા વ્યાપારીઓમા શિરોમણિ ભાવડ નામે એક શ્રેષ્ઠી થશે તીવ્ર શીલને ધર નારી ભાવલા નામે તેને એક સ્ત્રી થશે જે ધર્મની સાથે રહેલી ક્ષમાની જેમ ભાવડની સાથે અનુયાયીપણે વર્તતી શોભા પામશે શ્રાવકધર્મને પાળતા તે બને સ્ત્રી પુરુષોને ધર્મસુખના આશ્રયથી સુષમા કાલની જેમ દિવસો નિર્ગમન થશે પછી ચિરકાળથી પાળેલી લક્ષ્મી પોતાના ચંચળ સ્વભાવથી વિજળીની જેમ ચચળ થઇને તેના ઘરમાથી જોત જોતામા ચાલી જશે દ્રવ્ય જતા પણ તેઓમાથી સત્ત્વ કદિ જશે નહિ 'પુરુષોને મન વાછિત સર્વ ક્રિયા સત્ત્વથી જ સાધ્ય થાય છે ' અલ્પ (સામાન્ય) વેષ ધરનારો, અલ્પ (નાના) ગૃહમા રહેનારો, અને અલ્પ દ્રવ્યવાળો તે ભાવડ થઈ ગયો, છતા ધર્મમા અનલ્પ ભાવ ધરીને રહેતો તે હાટ વગેરે માડીને દ્રવ્ય ઉપાર્જન કરશે દરરોજ ત્રિકાલ જિનપૂજન કરી ગુરુમહારાજને વદન કરશે અને બને સંધ્યાએ ભક્તિપૂર્વક નિર્મળ બનેલો પ્રતિક્રમણ કરશે એક સમયે કોઈ બે મુનિઓ વિહાર કરતા કરતા તેને ઘેર આવી ચડશે તે વખતે ભાવલા શ્રાવિકા તેઓને વ્હોરાવીને પોતાને દ્રવ્ય મળવા સબધી પ્રશ્ન કરશે તેઓમાથી એક મુનિ જ્ઞાનથી જાણીને તેને કહેશે કે, 'આજે એક ઘોડી વેચાવા આવશે તે ખરીદવી, તેનાથી તમને બહુ ધનની પ્રાપ્તિ થશે ' આ કથન સાવદ્ય છે, તો પણ પરિણામે બહુ શુભનુ હેતુભૂત હોવાથી અમે કહ્યુ છે કેમકે તે દ્રવ્યથી તમારો પુત્ર શત્રુજય મહાતીર્થનો ઉદ્ધાર કરશે ' મુનિના આવા વચન સાભળીને ભાવલા તે મુનિને હર્ષથી નમસ્કાર કરશે મુનિઓ ધર્મલાભરૂપ આશિષ આપીને પોતાના ઉપાશ્રયમા આવી ગુરુચરણની સેવા કરશે પછી તે ભાવલા ઘેરથી હાટે આવીને ઘોડી વેચનાર પુરુષને જોઇને પોતાના પતિને મુનિનુ હિતકારી વચન કહેશે. એટલે ભાવડ કેટલાક રોકડ અને કેટલાક ઉધાર દ્રવ્યથી ઘેર આવેલી મૂર્તિમાન્ કામધેનુ જેવી તે ઘોડીને ખરીદ કરશે પછી ભાવડ શેઠ સર્વ કાર્યોને ત્યજી દઇને તે ઘોડીની જ સેવા કરશે ' જે વસ્તુ પરિણામે હિતકારક હોય છે

તેનું સર્વ રીતે યત્નથી પાલન થાય છે.' અનુક્રમે સગર્ભા થયેલી તે ઘોડી સમય આવતાં ઉચ્ચૈઃશ્રવાનો અનુજબંધુ હોય તેવા સર્વ લક્ષણોથી લક્ષિત અશ્વકિશોરને જન્મ આપશે. પોતાનાં તેજથી કિરણવાળા સૂર્યની જેવો તે કિશોર ત્રણ વર્ષનો થતાં લોકોના કહેવાથી રાજાની સ્પૃહાનું તે પાત્ર થશે. પછી તપન નામે રાજા ઉત્સુક થઇ પોતે જ ભાવડને ઘેર આવી ત્રણ લાખ દ્રવ્ય આપીને તે અશ્વ લઈ જશે. ભાવડ તે દ્રવ્યથી ઘણી ઘોડીઓનો સંગ્રહ કરશે, જે ઘોડીઓ તેવા તેવા અશ્વરત્નોને પ્રસવનારી થવાથી દારિદ્રયનાશક રત્નની ખાણો જેવી થઈ પડશે. સૂર્ય સાત ઘોડાથી એક ભુવનમાં ઉદ્યોત કરે છે, અને આ ઘોડીનો એક પુત્ર ત્રણ લોકમાં ઉદ્યોત કરશે. એ રીતે તે ભાવડ પાસે અનુક્રમે પરાક્રમથી દિશાઓના ચક્રને આક્રમણ કરનારા એવા બહુ પરાક્રમી ત્રણગણા (એકવીશ) અશ્વો થશે.

તે સમયે સર્વના અધિપતિ વિક્રમરાજાને જાણી ભાવડ તે એકવર્ણી ઘોડાઓને લઇને વિક્રમરાજા પાસે જઇ, તેને ભેટ કરશે. તેની અપૂર્વ ભેટથી વિક્રમરાજા સંતોષ પામીને તેને સૌરાષ્ટ્ર દેશમાં બીજા બાર નગર સાથે મધુમતી(મહુવા) નગરી આપશે. પછી અનેક પ્રકારનાં વાજિંત્રોના નાદો થઈ રહ્યા છે, તે રીતે છત્ર-ચામરનાં ચિન્હોથી શોભતો, ચારણ ભાટોથી ઊંચે સ્વરે સ્તવાતો અને ગાયકજનોથી ગવાતો, ભાવડ શ્રેષ્ઠી લોકોના વૃંદથી અને અશ્વોના સમૂહથી પરવર્યો સતો ઊંચા તોરણોવાળી પોતાની મધુપુરીમાં પ્રવેશ કરશે. તે જ સમયે પૂર્વ દિશા જેમ સૂર્યને પ્રસવે તેમ તેની સ્ત્રી ભાવલા શુભલક્ષણ અને વ્યંજનોથી પરિપૂર્ણ એક પુત્રને જન્મ આપશે. તે વખતે પુત્રનાં સુખ-ચંદ્રથી સંપત્તિરૂપ ભરતીની વૃદ્ધિ પામેલો ભાવડનો આનંદસાગર એવો ઊછળશે કે જેને કોઇ પણ વારી શકશે નહિં. પુત્રજન્મની વધામણીને સાંભળીને ભાવડ પ્રાતઃકાલે વેગથી નગરમાં પ્રવેશ કરી, દીનજનોને પુષ્કળ દાન આપી, દયાવડે સંતુષ્ટ કરી દેશે. તે વખતે સર્વ દિશાઓ પ્રસન્ન થશે, વાયુ સુખકારી વાશે, અને ચરાચર જીવોનાં મન શાંતિને પામશે. પછી ભાવડ પૂર્ણ ભાગ્યથી પ્રકાશમાન શરીરવાળા તે પુત્રનું પોતાનાં ગોત્રને મળતું જાવડ એવું નામ પાડશે. ધાવ માતાઓએ લાલનપાલન કરેલો અને તેમના સ્તનપાનથી પોષિત થયેલો જાવડ કલ્પવૃક્ષની જેમ માતા-પિતાનાં મનોરથોને પૂર્ણ કરશે.

અન્યદા નિમિત્તિયાએ બતાવેલા શુદ્ધ પૃથ્વીભાગની ઉપર પોતાના વૈભવના ઉદયથી ભાવડ તે પુત્રના નામથી એક નગરી વસાવશે. 'પુણ્યથી ઇષ્ટ ફલ થાય છે, અને પુણ્યને આપનારા જિનેશ્વરો છે.' તેમાં પણ મહાવીર ભગવંત નજીકના ઉપકારી તથા પુણ્યને આપનારા છે, આ પ્રમાણે વિચારીને તે નગરીમાં ભાવડ [1]મારો એક પ્રાસાદ કરાવશે અને ધર્મધ્યાન કરવાના ઉદ્દેશથી તેની પાસે એક પૌષધાગાર રચાવશે. જમીનમાં ઘસાતા ઘસાતા ચાલવાનું મૂકીને પગે ચાલવાને સમર્થ થયેલો જાવડ પાંચ વર્ષનો થઇને કળાભ્યાસ

૧ મહાવીર પ્રભુ સ્વયં ઇંદ્રને કહી રહ્યા છે, એટલે મહાવીર પ્રભુનો પ્રાસાદ અહિં સમજવો.

કરશે. તે મધ્ય ( યૌવન ) વયમાં પ્રવેશ કરતા તેના પિતાના મનમાં તેને યોગ્ય કન્યાની ચિંતા પ્રવેશ કરશે, તેથી કાંપિલ્યપુર નગરમાં પોતાની જ્ઞાતિના હજારો લોકો વસતા હોવાથી ભાવડ સ્ત્રીનાં લક્ષણ જાણવામાં ચતુર એવા પોતાના સાળાને ત્યાં કન્યા શોધવા મોકલશે. કાંપિલ્યપુર જતાં માર્ગમાં શત્રુંજયની તળેટીમાં આવેલા ઘેટી ગામમાં તે કાંઈ નિમિત્તે એક રાત્રિ નિવાસ કરશે. તે ગામમાં ભાવડની જ્ઞાતિનો શૂર નામે એક વણિક રહેલો હશે, તેને સુશીલા નામે પુત્રીરત્ન થશે. દેવકન્યા જેવા શરીરવાળી અને જાણે સરસ્વતીના વરદાનવાળી તે બાળા ઘરના આંગણામાં બીજી કન્યાઓની સાથે આવશે, અને કૌતુકથી ભાવડનો સાળો તેના સામું જોશે. જાવડનો મામો તે વખતે તારાઓમાં ચંદ્રકલાની જેવી સર્વ કન્યાઓમાં શ્રેષ્ઠ તેને જોઈને વિસ્મય પામી જશે. નિમિત્તને જાણનારો તે, એ કન્યાને બોલાવીને તેનું ગોત્ર અને નામ વગેરે જાણી લેશે. પછી તેને પોતાના ઉત્સંગમાં બેસારી કોઈ માણસ દ્વારા તેના પિતા શૂર વણિકને બોલાવશે. ગામને યોગ્ય એવી ભેટ લઈ શૂર વણિક ત્યાં આવીને તે ભાવડના સાળાને નમસ્કાર કરશે, એટલે નમતા એવા તેને આલિંગન કરીને તે પોતાની પાસે બેસારશે. પછી ચતુર ભાવડનો સાળો મધુર વાક્યથી તેને ઉલ્લાસ પમાડી પોતાના ભાણેજ જાવડને માટે યોગ્ય તે કન્યાની માગણી કરશે. પોતાની અશક્તિથી શૂર વણિક તે સમયે નમ્ર વદનનો થઈ જશે, તેવામાં કન્યા પોતે જ હાસ્ય કરી તેને આ પ્રમાણે કહેશે કે; ' જે કુલવાન્ પુરુષ મારા ચાર પ્રશ્નોનો બરાબર ઉત્તર આપશે, તે મારે યોગ્ય પતિ થશે, અને જો તેવો પતિ નહિ મળે તો હું અપરિણીત અવસ્થામાં તપશ્ચર્યા કરીશ ' તેની આવી વાણી સાંભળી હર્ષ પામેલો જાવડનો મામો તે કન્યાને કુટુંબ સાથે લઈને સત્વર મધુમતી નગરીમાં આવશે.

તેનું આગમન સાંભળીને કૌતુકથી ઉતાવળા મનવાળો ભાવડ સ્વજનને લઈ પુત્રની સાથે અમારાં ચૈત્યમાં આવીને બેસશે. પછી પોતાના સ્વજનોથી પરવરેલી અને અંગ પર સર્વ શૃંગારવાળી તે કન્યા ચૈત્યમાં આવીને સર્વલોકને પોતાના ચક્ષુથી અવલોકન કરશે. સર્વ તરફ ભમવાથી જાણે ખેદ પામી ગયા હોય તેમ તેનાં ચક્ષુ યુવાન અને લાવણ્ય-જળના સરોવરરૂપ જાવડની ઉપર વિશ્રાંતિ પામશે. પછી જરા હાસ્યથી મુખને પ્રફુલ્લિત કરતી તે સુશીલા મનોરથરૂપ રથમાં બેઠેલ જાવડને સુશીલ વાણીપૂર્વક કહેશે; ' હે ચતુર ! શાસ્ત્રમાં કહેલા ધર્મ, અર્થ, કામ અને મોક્ષ નામના ચાર પુરુષાર્થનું મારી આગળ વર્ણન કરો. ' તે સાંભળી સર્વ શાસ્ત્રરૂપ સમુદ્રનું મથન કરવામાં મેરુપર્વત સમાન એ જાવડ કુમાર મંદરગિરિથી ક્ષોભ પામેલા સમુદ્રની જેવા ધ્વનિવડે આ પ્રમાણે ઉત્તર આપશે; ' ત્રણ તત્ત્વરૂપ રત્નનો આધાર અને પ્રાણી માત્રને હિતકારી એવો ચારિત્ર લક્ષણ-વાળો ધર્મ કોને સુખકારી નથી ? હિંસા, ચોરી, પરદ્રોહ, મોહ અને ક્લેશવડે વર્જિત તેમજ સાત ક્ષેત્રમાં ઉપયોગી જે અર્થ ( દ્રવ્ય ) તે અનર્થનો નાશ કરનારું છે. જાતિ-સ્વભાવના ગુણને ધારણ કરનાર, અન્ય ઇંદ્રિયોને ક્ષણમાં લોપનાર અને ધર્મ-અર્થને

અબાધક એવો કામ દંપતીના પવિત્ર ભાવને બાંધનારો છે. કષાયદોષે વર્જિત, સમતાવાન, મનને જિતનાર અને શુકલધ્યાનમય જે આત્માનો આવિર્ભાવ તે મોક્ષ કહેલો છે.' આવો ચાર પુરુષાર્થનો નિર્ણય સાંભળીને તે સુશીલા હર્ષ યુક્ત વાણીવડે સમ્મત થયેલી પોતાના નેત્રરૂપ ભ્રમરના આધારરૂપ વરમાળા તરત જ જાવડના કંઠમાં પહેરાવશે. હર્ષના ઉત્કર્ષથી મનમાં પ્રીતિને ધરીને તેના માતાપિતા શુભ દિવસે અન્યોન્ય અત્યંત અનુરાગી એવા તે દંપતીનો વિવાહ ઉત્સવ કરશે. કદાચિત્ વિયોગવાળા છતાં પણ રાત્રિ અને ચંદ્ર તથા દેહ[1] અને છાયાના ન્યૂનાધિકપણાથી તેની તેમને ઉપમા આપી શકાય નહીં. ધન-ઉપાર્જનમાં અને શત્રુના નાશમાં ચતુર એવા તેમને ચારે જુદા જુદા ઉપાયોની યોજના કરતા ત્રણ-ચાર અર્થ સિદ્ધ થશે. (ત્રણ પુરુષાર્થની સિદ્ધિ તાત્કાલિક થશે, ચોથાની અનુક્રમે થશે.)

અન્યદા અશ્વક્રીડા કરવા માટે નીકળેલો જાવડ ગુરુની વાણીથી સર્વ અર્થને સાધનારી આશાવલ્લીને લાવશે. કેટલોક કાલ ગયા પછી ભાવડ મૃત્યુ પામીને સ્વર્ગમાં જશે એટલે જાવડ પોતાની નગરીનું ધર્મપૂર્વક પાલન કરશે. પછી દુષમકાળનાં માહાત્મ્યથી મુગલ (મોગલ) લોકોનું લશ્કર પોતાના બલથી સમુદ્રના પૂરની જેમ તેની પૃથ્વીને દબાવીને લઇ લેશે. તે મોગલ યવનો ગાયો, ધાન્ય, ધન, બાળકો, સ્ત્રીઓ તથા ઉત્તમ, મધ્યમ અને અધમ જાતના લોકોને સૌરાષ્ટ્ર, કચ્છ અને લાટ વગેરે દેશોમાંથી તેઓનું અપહરણ કરીને પોતાના દેશમાં લઈ જશે. ત્યાં તે મોગલ લોકો સર્વ વર્ણોને પોત-પોતાનાં ઉચિત કાર્યમાં જોડી, ઘણું દ્રવ્ય આપી પોતાના મંડળ(દેશ)માં જોડી દેશે. (રાખશે) જાવડ શેઠને પણ તે લોકો ત્યાં લઇ જશે. તે સમયે ત્યાં પણ સર્વ વસ્તુના વ્યાપારમાં પ્રવીણ જાવડ શેઠ જેમ વિચારવાન પુરુષ પુણ્યને ઉપાર્જન કરે તેમ દ્રવ્યને ઉપાર્જન કરશે. અને આર્યદેશની જેમ ત્યાં પણ પોતાની જ્ઞાતિને એકત્ર વસાવી ધર્મવાન્ રહીને અમારું (ભગવાન શ્રી મહાવીર દેવનું) ચૈત્ય કરાવશે. આર્ય-અનાર્ય દેશમાં વિહાર કરતા મુનીશ્વરો અનુક્રમે તે મોગલોના પ્રદેશમાં આવશે એટલે આનંદ સહિત જાવડ તેમને વંદન કરશે. ધર્મવ્યાખ્યાનના સમયે સિદ્ધગિરિના મહિમાના ઉદયના પ્રસંગે 'પાંચમા આરામાં જાવડ નામે એક તીર્થોદ્ધાર કરનાર થશે' એવું તેઓનાં મુખેથી જાવડના સાંભળવામાં આવશે. એટલે જાવડ આનંદથી પ્રણામ કરી મુનિઓને પૂછશે કે; 'હે ભગવન્! જે તીર્થોદ્ધાર કરનાર જાવડ થશે, તે હું કે બીજો જાવડ થશે?' ઉપયોગથી જાણીને ગુરુ-મહારાજ કહેશે કે; 'જ્યારે પુંડરીકગિરિના અધિષ્ઠાયકો હિંસા કરનાર થશે, મદ્ય-માંસને ખાનારા તે યક્ષો સિદ્ધગિરિની આસપાસ પચાસ યોજન સુધી બધું ઉજ્જડ કરી નાંખશે,

---

૧ રાત્રિ અને ચંદ્ર તથા દેહ અને છાયાનો પરસ્પરનો સંબંધ, પણ તેવા તે બન્નેના સંબંધ આગળ ન્યૂન હશે. તેઓનો પરસ્પર સ્નેહ અધિક રહેશે.

પહોંચશે. તે વખતે એક પુરુષ તેની પાસે આવીને ખબર આપશે કે; 'નગરીના બહારના ભાગમાં શ્રી વજ્રસ્વામી નામે મહર્ષિ પધાર્યા છે.' અને એક બીજો પુરુષ પણ આનંદભર્યો આવીને ખબર આપશે કે; 'પ્રથમ મોકલેલાં વહાણો બાર વર્ષે સુવર્ણ ભરીને અહીં આવ્યાં છે.' તે બંને ખબર સાંભળી પ્રથમ શું કરવું ? તેના વિચારમાં તેનું ચિત્ત હીંચકા ખાતાં, તે નિશ્ચય કરશે કે; 'પાપનું ચિહ્ન-પાપથી ઉપાર્જન થનારી લક્ષ્મી કયાં ? અને પુણ્યથી જ પ્રાપ્ત થનારા મહાપવિત્ર મુનિ કયાં ? માટે પ્રથમ વજ્રસ્વામીજી પાસે જઇ તેમને નમીને તેમના મુખનાં વચનો સાંભળું. કારણ કે, જેનાં દર્શન આગળ જગતની લક્ષ્મી પણ કાંઇ દૂર નથી' આવો વિચાર કરીને તે ધન્યાત્મા જાવડ મોટા ઉત્સવથી લોકોની સાથે સમીપે આવેલા તે જંગમ તીર્થરૂપ તેઓની પાસે જઇને તેમને વંદન કરશે. પછી સુવર્ણકમળ પર બેઠેલા વજ્રસ્વામીના મુખચંદ્ર પર દૃષ્ટિ સ્થિર કરીને જાવડ તેમની સન્મુખ બેસશે. તેવામાં દિશાઓને પ્રકાશિત કરતો, આકાશમાં વિદ્યુદ્દંડની જેમ પ્રકાશ બતાવતો અને લોકોને આશ્ચર્યયુક્ત કરતો ત્યાં કોઇ દેવ આકાશમાર્ગે આવી વજ્રસ્વામીને નમીને આ પ્રમાણે કહેશે; 'હે સ્વામી ! પૂર્વે તીર્થમાન નગરના પતિ સુકર્માનો કપર્દી નામે દુર્દાંત અને મદ્યપાન કરનાર હું પુત્ર હતો. તે વખતે અપાર કૃપાના સાગર એવા આપે મને પચ્ચક્ખાણ આપી, શત્રુંજયમહાતીર્થની સ્મૃતિ કરાવી અને પંચપરમેષ્ઠી પદનો બોધ કરી મદ્યપાનથી ઉત્પન્ન થયેલ પાપના ભારથી નરકમાં પડતાં બચાવ્યો છે. જેવી રીતે આપે મને બચાવ્યો, તે આપના ઉપકારનું સ્વરૂપ વિશેષપણે આપ દયાળુ સાંભળો ! પૂર્વે મદ્યપાનના રસમાં મગ્ન એવા મને જોઇ આપ દયાળુ પૂજ્ય ભગવંતે મદ્ય પીવાના પચ્ચક્ખાણનું અવલંબન આપ્યું, જે મેં ગ્રહણ કર્યું હતું. તે છતાં એક વખતે ચંદ્રશાલા-(અગાશી)માં ભદ્રાસન પર બેસી સ્ત્રીઓની સાથે કાદંબરી નામની મદિરા હું પીતો હતો. પ્યાલામાં મદ્ય લઇ જેવામાં હું આપના ઉપદેશનું સ્મરણ કરતો હતો, તેવામાં ઉપરથી પક્ષીએ ભક્ષણ કરેલા સર્પનું ઝેર તેમાં પડયું. તે નહિ જાણતાં મેં તેનું પાન કર્યું. થોડી વારમાં વિષ ચડતાં જ મને મૂર્છા આવી. તે વખતે મેં સર્વ તરફ આપને જ અવલોકતાં તે મહામંત્ર નવકારનું સ્મરણ કરવા માંડયું. સારા વ્યસનની નિંદા કરતો, વારંવાર તમને સંભારતો અને નવકારમંત્રને ઉચ્ચારતો હું મૃત્યુ પામીને આ યક્ષ જાતિમાં ઉત્પન્ન થયો છું. મારું નામ કપર્દી યક્ષ છે. હું એક લાખ યક્ષોનો સ્વામી છું અને વિશ્વનો ઉદ્ધાર કરવામાં સમર્થ છું, માટે હે સ્વામી ! કહો, શી આજ્ઞા છે ?'

આમ વિનયથી કહીને સર્વ આભૂષણોથી ભૂષિત થયેલો, ચાર ભુજામાં પાશ, અંકુશ, બીજોરું અને અક્ષમાળાને ધારણ કરનારો, હાથીના વાહનવાળો, નિધાનના સ્વામી એવા દેવતાઓએ ચોતરફથી સેવેલો અને સુવર્ણના જેવા વર્ણવાળો તે કપર્દી યક્ષ વજ્રસ્વામીની પાસે બેસશે. પછી શ્રુતજ્ઞાનને ધારણ કરનારા વજ્રસ્વામી સિદ્ધગિરિનો પ્રભાવ કહી બતાવીને જાવડને કહેશે; 'હે મહાભાગ ! હર્ષને ધારણ કરતો તું શત્રુંજય મહાતીર્થની યાત્રા કર અને

એ તીર્થનો ઉદ્ધાર કર, હું, આ યક્ષ અને તારું ભાગ્ય આ કાર્યમાં તને સહાય કરશે.' તે સાંભળી જાવડ તત્કાળ ત્યાંથી ઉઠી, વહાણોમાંથી વસ્તુ ઉતારી, મંગલિક કરીને કલ્યાણની ઇચ્છાએ શત્રુંજય મહાતીર્થ પ્રત્યે જવા પ્રયાણ કરશે.

પહેલે દિવસે સિદ્ધગિરિના પ્રથમના રક્ષકો તે સંઘપતિની સતી શ્રી જયમતીના શરીરમાં જ્વર ઉત્પન્ન કરશે. તે વખતે તપસ્વી આચાર્ય મહારાજશ્રી વજસ્વામીજી તેનાં પર પોતાની દૃષ્ટિ માત્ર નાંખીને તેનો પ્રતિકાર કરશે, કેમકે રાત્રિ અંધકાર ફેલાવે છે, પણ સૂર્ય ક્ષણમાં તેને દૂર કરે છે. આકાશમાં લાખો યક્ષો સહિત ચાલતો અત્યંત દુઃસહ એવો નવો કપર્દી યક્ષ દુષ્ટ દેવતાઓ તરફથી આવી પડતા વિઘ્નોને દૂર કરશે. શ્રી વજસ્વામી પણ વાયુથી મેઘને, ગિરિથી વાયુને, વજ્રથી ગિરિને, સિંહથી હાથીને, અષ્ટાપદથી સિંહને, જલથી અગ્નિને, અગ્નિથી જલને, અને ગરુડથી સર્પને એમ અસુરોએ ઉત્પન્ન કરેલી વિઘ્નોની શ્રેણીને પોતાના પ્રભાવથી હણી નાંખશે. અનુક્રમે તે સંઘ આદિપુર પહોંચશે, ત્યારે તે અધમ દેવતાઓ વૃક્ષના પત્રને જેમ વાયુ ચળાવે તેમ તે ગિરિરાજને કંપાવશે. એટલે શ્રી વજસ્વામી શાંતિકર્મ કરીને તીર્થજલ, અક્ષત અને પુષ્પો આક્ષેપપૂર્વક પર્વત પર છાંટીને તેને નિશ્ચલ કરશે. પછી વજસ્વામીએ બતાવેલા શુભ દિવસે ભગવંતની પ્રતિમાને આગળ કરીને દુંદુભિના ધ્વનિ કરતો સંઘ ગિરિરાજ ઉપર ચડશે. તે સમયે ત્યાં રહેલા મિથ્યાત્વી દેવતાઓ ભયંકર એવા શાકિની, ભૂત, વેતાળ, રાક્ષસ અને કુગ્રહોના સમૂહને બતાવશે. સૂર્ય-ચંદ્રની જેમ વજસ્વામી અને કપર્દી યક્ષ તે વિઘ્નોરૂપ અંધકારને હણી નાખશે, તેથી સર્વ સંઘ સુખપૂર્વક ગિરિરાજના શિખર ઉપર પહોંચશે. ત્યાં મુડદા, અસ્થિ, ચરબી, રુધિર, ખરી, કેશ અને માંસ વગેરે મહાક્લિષ્ટ પદાર્થોથી ખરડાએલા તે ગિરિરાજને જોઈ આ બધા યાત્રાળુઓ ખેદ પામશે. તે સમયે જાવડ પોતાના માણસો પાસેથી શત્રુંજય નદીનું જળ મંગાવીને પોતાનાં ચિત્તની જેમ તે ગિરિરાજને ક્ષણવારમાં ધોઈને નિર્મળ કરી દેશે.[1]

ત્યાર બાદ વાયુવડે કંપતા, સર્વત્ર તૃણ જ્યાં ઊગ્યા છે, એવા પડી ગયેલા પ્રાસાદોને જોઈ સંઘપતિ જાવડ વારંવાર ઘણો ખેદ પામશે. રાત્રિ પડતાં સર્વ સંઘ ત્યાં નિવાસ કરીને નિદ્રાવશ થશે એટલે તે અસુરો રથમાં રહેલી પ્રભુની પ્રતિમાને પર્વત ઉપરથી નીચે ઉતારી દેશે. પ્રાતઃકાલે મંગળનાદથી જાગ્રત થયેલો જાવડ પ્રભુની પ્રતિમાને નહિ જોવાથી અત્યંત ખેદ પામશે. પછી વજસ્વામી ઉપયોગ મૂકી તેને નીચે ઉતારેલી જાણી કપર્દી યક્ષને તે પ્રતિમા બતાવશે એટલે તે આનંદથી પાછો ઉપર લાવશે. ફરી વાર પાછા યાત્રિકો દિવસ પછી રાત્રીએ સૂઈ જશે એટલે તે મિથ્યાત્વી દેવો પ્રતિમાને નીચે ઉતારી દેશે. પ્રાતઃકાલે પાછા સંઘના લોકો તેને પર્વત ઉપર લાવશે. પણ નિર્વેદ વગરના તે દેવતાઓ પાછા

1 બીજી પ્રતમાં આ સ્થાને 'શ્રીકપર્દીયક્ષ પોતાના સેવક દેવો પાસે જળ મંગાવીને તેને નિર્મળ કરશે' એવા ભાવાર્થવાળો શ્લોક છે.

રાત્રીએ તેને નીચે લઇ જશે. એવી રીતે લઇ જવામાં અને લાવવામાં એકવીશ દિવસ ચાલ્યા જશે પણ આગ્રહને લીધે બંને પક્ષમાંથી કોઇ તેમ કરવામાં ઉદ્વેગ પામશે નહિ. પછી વજ્રસ્વામી રાત્રિએ કપર્દી યક્ષને અને જાવડને બોલાવીને બંનેને કહેશે; ' હે યક્ષ ! હવે તારી શકિતનું સ્મરણ કર અને તારા અનુચરોને કહે. તું દેવતાઓની સાથે અસુરરૂપ તૃણ માટે અગ્નિરૂપ થઈ આકાશમાં વ્યાપી રહે, કારણ કે તારું શરીર સન્મંત્રથી આશ્રિત છે, તેથી તું વજ્રની જેમ બીજાથી અભેદ્ય છે, અને હે સંઘપતિ જાવડ ! તું સ્ત્રી સહિત ચતુર્વિધ ધર્મને ધારણ કરનારો છે, માટે તમે બંને આદિનાથ પ્રભુનું હૃદયમાં ધ્યાન ધરી, અને પંચ પરમેષ્ઠિ મહામંત્રનું સ્મરણ કરી, પ્રતિમાના રથની નીચે તેનાં ચક્ર( પૈડાં )ની પાસે પ્રતિમાને સ્થિર કરવાને માટે સૂઇ જાઓ. તે મિથ્યાત્વી દેવો સમર્થ છતાં પણ તમો બંનેને જરા પણ ઉલ્લંઘી શકશે નહિ. અને બાલક–સ્ત્રી આદિ સર્વ સંઘ અમારી સાથે આદિનાથ ભગવાનનું સ્મરણ કરતો પ્રાતઃકાલ સુધી કાયોત્સર્ગ કરીને રહો. ' આવા ગુરુમહારાજનાં વચન સાંભળી સર્વ લોકો પોતપોતાનાં કાર્યમાં ત્વરા કરશે અને વજ્રસ્વામી ધ્યાનમાં નિશ્ચળ થઇને રહેશે. પછી શબ્દ સાથે કુંફાડા મારતા તે પાપી અસુરો ત્યાં આવશે, પણ ધ્યાનના પ્રભાવથી કોઇ રીતે પ્રવેશ કરી શકશે નહિં. પ્રાતઃકાલે સૂર્યનો પ્રકાશ થશે એટલે પુણ્ય પ્રકાશક વજ્રસ્વામી ધ્યાન પૂર્ણ કરીને જોશે તો સર્વ જેમનું તેમ દેખશે. પછી સર્વ તરફ મંગળવાજિંત્ર વગાડતા સર્વ યાત્રાળુઓ અત્યંત હર્ષથી તે પ્રતિમાજીને પ્રાસાદમાં લઈ જશે. પછી વજ્રસ્વામી, સંઘપતિ, તેની પત્ની અને મહાધરો ચૈત્યમાં પ્રવેશ કરી યત્નપૂર્વક સર્વત્ર આશાતના આદિ અવ્યવસ્થા અને શિથિલતાને દૂર કરીને આખા ચૈત્યને શુદ્ધ કરશે. પછી દુષ્ટ દેવતાઓના નાશને માટે વજ્રસ્વામી ધ્યાન–સમાધિપૂર્વક સર્વ ઠેકાણે વાસથી સુગંધી અક્ષતોને નાંખીને શાંતિ કરશે.

આ બાજુઃ પ્રથમનો જે મિથ્યાત્વી કપર્દી યક્ષ હતો, તે કેટલાક અસુરો સહિત અનર્થ કરવાની ઇચ્છાએ કોપ કરીને પ્રથમની મૂર્ત્તિમાં અધિષ્ઠિત થઇને રહેશે. ' વર્ણભ્રષ્ટ અને જીર્ણ થયેલી આ મૂર્ત્તિને બહાર કાઢીને દૃઢ અને નવીન સાથે લાવેલી મૂર્ત્તિને અંદર સ્થાપિત કરું ' એવી બુદ્ધિથી જાવડ સંઘપતિ પ્રથમની મૂર્ત્તિનો ઉદ્ધાર કરશે. ( બહાર લઇ લેશે ) તે વખતે શ્રી વજ્રસ્વામીએ મંત્રથી સ્થંભિત કરેલો પૂર્વોક્ત અસુર સમૂહ તેને ઉપદ્રવ કરવાને અશક્ત થઇ દારુણ સ્વરે પોકાર કરશે. તેનો ધ્વનિ આકાશમાં વ્યાપવાથી સર્વ ખેચરો દિગ્ગજોની સાથે ભય પામીને દૂર નાશી જશે. પૃથ્વી, પર્વતો સહિત કંપાયમાન થશે, સમુદ્રમાં તરંગો ઉછળશે, સર્વ હાથી, સિંહ, મનુષ્ય અને સર્પો મૂર્છા પામી જશે, પ્રાસાદો, દીવાલો અને વૃક્ષો તત્કાળ પડી જશે, એ ગિરિરાજના પણ દક્ષિણ અને ઉત્તરમાં બે વિભાગ થઇ જશે, માત્ર વજ્રસ્વામી જાવડ અને તેની પત્ની વિના બીજા સર્વે મરેલાની જેમ જમીન પર આળોટતા અચેતન જેવા થઇ જશે. આ પ્રમાણે ત્યાં તે અવસરે સર્વ લોકોની સ્થિતિ જોઇ વજ્રસ્વામીએ પ્રતિબોધેલો નવો કપર્દી યક્ષ-

હાથમાં વજ્ર લઇ અસુરોનો અત્યંત તિરસ્કાર કરતો તે અસુરોની ઉપર દોડશે. તેને જોઇ પૂર્વનો કપર્દી યક્ષ ત્યાંથી નાશીને સૌરાષ્ટ્રના દક્ષિણ સમુદ્રના તીર ઉપર આવેલા ચંદ્રપ્રભાસ તીર્થની અંદર જઇ બીજું નામ ધારણ કરીને રહેશે. પછી વજસ્વામી લોકોને શુદ્ધિમાં લાવવાને માટે પ્રથમની પ્રતિમાના અધિષ્ઠાયકોને ઉદ્દેશીને શાંત વાણીથી આ પ્રમાણે કહેશે; 'જાવડે લાવેલું પ્રભુનું નવીન બિંબ પ્રાસાદની અંદર રહો, અને પૂર્વબિંબની સાથે તમે પણ અહિં સ્થિર થાઓ.' ત્યારબાદ પહેલા નવા મૂલનાયકનાં બિંબને નમસ્કાર, સ્નાત્રપૂજા, અભિષેક, ધ્વજ અને આરાત્રિક મંગળ કરીને પછી પૂર્વબિંબને પણ એ પ્રમાણે કરશે.

અને ત્યારબાદ તેઓ કહેશે કે, 'આ મુખ્ય (નવા) મૂળનાયકની જ આજ્ઞા સદા સ્થિર થાઓ. જે આ રીતે સ્થાપિત કરેલા મૂલનાયકની મર્યાદાને તોડશે, તેનાં મસ્તકને ભેદનાર (નવો) કપર્દી યક્ષ થશે.' આવી શુભ પરિણામવાળી આજ્ઞા કરીને વજસ્વામીજી પૂર્વના સર્વ અધિષ્ઠાયક દેવતાઓને સ્વસ્થ કરશે. એટલે તેઓ પણ લોકોને સ્વસ્થતાપૂર્વક હર્ષિત કરશે. પછી જય જય ધ્વનિપૂર્વક મંગળ વાજીંત્રો વાગતે પ્રગટ દૈવતવાળી નવીન પ્રતિમાનો પ્રતિષ્ઠામહોત્સવ થશે. સદ્ગુરુની વિવેકપૂર્વક જે ભક્તિ, પ્રભુની જે શુભભાવે પૂજા, મહત્ત્વવાળું જે દાન, ભાવનામાં જે હર્ષ અને હૃદયની જે નિર્મળતા જાવડમાં હતી, તેવી બીજે કોઇ સ્થાનકે નહોતી; કેમકે, 'ગાયના દૂધમાં જેવો સ્વાદ હોય છે, તેવો આકડાના દૂધમાં હોતો જ નથી.'

પછી સંઘપતિ જાવડશા સ્ત્રી સહિત ધ્વજા ચડાવવાને માટે મુક્તિરૂપ મંદિરના દ્વાર સમાન તે પ્રાસાદના અગ્રભાગ ઉપર ચડશે. તે વખતે ત્યાં રહીને, 'અહો! આ સંસારમાં હું ધન્ય છું. મારું ભાગ્ય અદ્ભુત છે, જેથી અન્યને મહાદુષ્કર અને નિર્દોષ એવો તીર્થનો ઉદ્ધાર મેં કર્યો. તેમાં પણ મારા ભાગ્યથી લબ્ધિવાળા, સંસારસમુદ્રમાંથી તારનારા અને વિઘ્નના વ્યૂહને હરનારા શ્રી વજસ્વામીજી જેવા મને ગુરુ મળ્યા. વળી જેનું બાહુબલિએ ધ્યાન કરેલું છે, તે મહાપ્રભાવિક તથા સમૃદ્ધિવાળું અને બીજાને દુષ્પ્રાપ્ય એવું પ્રભુનું બિંબ મને પ્રાપ્ત થયું, તેથી પણ હું ભાગ્યવાન્ છું. આ મુક્તિને આપનારું શત્રુંજયતીર્થ, દુષ્પ્રાપ્ય થઇ પડ્યું હતું, તેને મેં સુલભ કરી દીધું તે પણ મારો મોટો ઉદય છે. શ્રી વજસ્વામીજીએ પ્રતિબોધેલો, સર્વ વિઘ્નોને મર્દન કરનારો અને ક્રોડો દેવોથી સેવિત જે કપર્દી યક્ષ મને પ્રત્યક્ષ થયો, તે પણ મારો મહાન્ ભાગ્યોદય છે. આ મનુષ્ય ભવ રૂપ વૃક્ષનું મુખ્ય ફળ આજ છે કે, સંઘને આગળ કરીને આવા મહાન તીર્થાધિરાજ ઉપર આવીને શ્રી જિનેશ્વરદેવને નમસ્કાર કરવાનો પ્રસંગ પ્રાપ્ત થાય. આજે જ મારો જન્મ સફળ થયો, આજે જ મારે પ્રભાતકાળ થયો, આજે જ મારી પર સર્વ દેવો સંતુષ્ટ થયા અને આજે જ મારે સુમંગળ વૃદ્ધિ પામ્યું. આવું અદ્ભુત પુણ્ય કર્યા પછી પણ કર્મને વશ થયેલો પ્રાણી આર્ત્ત, રૌદ્રાદિક ધ્યાનથી પોતાને કલંકિત કરે છે, અહા! તે

કેવા ખેદની વાત છે! માટે હવે તો આ સંસારવાસ છોડી, જિનધ્યાનમાં પરાયણ થઇ જો હું સર્વ કર્મને ખપાવું, તો સિદ્ધિ મારી આગળ જ છે. (દૂર નથી.)' આ પ્રમાણે જાવડ સંઘપતિને અને તેની સ્ત્રીને શુભ ભાવનાથી ચિંતવન કરતાં ક્ષણવારમાં નિષ્કલંક શુભધ્યાન પ્રગટ થશે. હર્ષસંપત્તિના અત્યંત બાહુલ્યપણાથી અને આયુષ્ય પણ પૂર્ણ થવાથી હૃદય બંધ પડતાં તેઓ ત્યાં જ મૃત્યુ પામી ચોથા દેવલોકમાં જશે. પછી અખંડ ભાવનાવાળા તથા તીર્થરક્ષાને કરનારા ત્યાં રહેલા વ્યંતર દેવતાઓ તે બન્નેનાં ઉત્તમ દેહને લઈને ક્ષણવારમાં ક્ષીરસાગરમાં નાંખશે. તે જાવડ સંઘપતિ ત્યાં દેવલોકમાં પણ સર્વ દેવતાઓને માન્ય બની શુદ્ધ મન, વચન, કાયાથી શત્રુંજય મહાતીર્થનું સ્મરણ કરશે, અને તીર્થનો મહિમા વિસ્તારશે.

આ બાજુ શત્રુંજય તીર્થ ઉપર આવેલો સંઘપતિ જાવડનો પુત્ર જાજનાગ અને સર્વ સંઘ તે બંનેને નહિ જોવાથી ઘણો ખેદ પામશે. પછી ચક્રેશ્વરી દેવી આવીને ઇષ્ટ વચનની યુક્તિથી તેમનો હર્ષદાયક વૃત્તાંત જણાવી તેઓને અત્યંત આનંદ પમાડશે. પછી જાજનાગ પણ ગુરુમહારાજના કહેવાથી સંઘને લઈને રૈવતાચલ પ્રમુખ તીર્થોએ જઇ જિનેશ્વર દેવોને હર્ષથી વંદન કરશે. શુભ ઉદયવાળો તે સર્વ ઠેકાણે ચૈત્યો કરાવીને સર્વ કાર્યમાં પિતાનો આચાર પાળશે. વિક્રમાદિત્યની પછી એકસો આઠ વર્ષે જાવડ સંઘપતિનો આ રીતે શત્રુંજય મહાતીર્થ ઉપર આ ઉત્તમ ઉદ્ધાર થશે. ત્યારબાદ કેટલોક કાળ ગયા પછી પરવાદીઓથી દુર્જય અને વિદ્યાબળમાં સમર્થ એવા બૌદ્ધ લોકો રાજાઓને બોધ કરી બીજા શાસનો(ધર્મો)નો લોપ કરી જગતમાં પોતાનો ધર્મ સ્થાપન કરી સર્વ તીર્થોને પોતાને આધીન બનાવશે. તે અવસરે ચંદ્રગચ્છરૂપી સમુદ્રમાં ચંદ્ર સમાન, સર્વ દેવમય અને લબ્ધિસંપન્ન ધનેશ્વર નામે સૂરિ થશે. અનેક તપવડે પવિત્ર એવા તે આચાર્ય વલ્લભીપુરના રાજા શિલાદિત્યને પવિત્ર જિનમતનો બોધ પમાડશે. તે સૂરિરાજ શિલાદિત્યની પાસે બૌદ્ધ લોકોને દેશમાંથી કઢાવી તીર્થોમાં શાંતિકર્મ કરાવીને, આશાતનાઓને ટાળી, અનેક ચૈત્યો કરાવશે. વિક્રમાદિત્ય પછી ચારસો ને સીત્યોતેર વર્ષે તે ધર્મવર્દ્ધક શિલાદિત્ય રાજા થશે. ત્યાર પછી આ જૈનશાસનમાં કુમારપાળ, બાહડ, વસ્તુપાળ અને સમરાશા વગેરે પ્રભાવિક પુરુષો થશે.

તે સમયમાં ઘણું કરીને રાજાઓ મ્લેચ્છ જેવા, મંત્રીઓ ધનલુબ્ધ અને લોકો આચારભ્રષ્ટ તેમજ પરવંચક થશે. કેટલાક ગીતાર્થ માત્ર લિંગના જ ધરનારા, કેટલાક આચારહીન, કેટલાક હીનવિદ્યામાં આદરવાળા અને પવિત્ર વિદ્યામાં અનાદરવાળા થશે. વળી પોતાની બુદ્ધિથી નવીન આચારને કલ્પનારા, દુરાગ્રહથી ગ્રસ્તહૃદયવાળા, બહારથી ક્રિયામાં તીવ્રતા બતાવનારા અને અંતરમાં અત્યંત મત્સર ધરનારા થશે. તેમજ મુખ્ય માર્ગનો ઉચ્છેદ કરનારા અને પરસ્પર ભેદને કરાવીને રહેશે. તે અવસરે ભેદને કરાવનારા અને પૂર્વપક્ષને ત્યજી દઇને અન્ય નવા ૧૦૮ પક્ષો જૈનશાસનમાં થશે. હે ઇંદ્ર! મારા નિર્વાણ

પછી એક હજાર નવસો ને ચૌદ વર્ષો ગયા પછી ચૈત્ર માસની અષ્ટમીને દિવસે વિષ્ટિકરણમાં પાટલીપુત્ર નગરમાં કલ્કી, ચતુર્વક્ર અને રૂદ્ર એવા ત્રણ નામવાળો મ્લેચ્છ પુત્ર રાજા થશે. તે સમયે મથુરાપુરીમાં રામ અને કૃષ્ણનાં મંદિરો પવનથી હણાયેલા જીર્ણવૃક્ષની જેમ અકસ્માત્ પડી જશે. તે વખતમાં સાતે ઇતિઓ, સાતે પ્રકારના ભયો, ગંધ તથા રસનો ક્ષય, દુર્ભિક્ષ, અને રાજવિરોધ તેમજ ક્રોડો ઉત્પાતો થશે. એ કલ્કી છત્રીશ વર્ષનો થશે ત્યારે રાજા થશે, તે નંદરાજાના સુવર્ણનાં સ્તૂપોને ખોદાવશે, પછી દ્રવ્યનો અતિશય લોભી થઈ તે કલ્કી તે નગરીને ખોદાવીને પણ ધન ગ્રહણ કરશે. અને સર્વ રાજાઓને પોતાના કર ભરનારા કરી દેશે. દ્રવ્યને માટે નગરને ખોદતાં લગ્નદેવી નામે એક શિલામય ધેનુ પ્રગટ થશે. જે મુનિઓને પીડાકારી થશે. તેથી ભાવિમાં અમંગલ કરનારી, ઉપદ્રવોને આપનારી વૃષ્ટિ થશે, તેમ જાણીને કેટલાક મુનિઓ ત્યાંથી અન્યત્ર ચાલ્યા જશે અને કેટલાક ત્યાં પણ રહેશે.

આ અવસરે કલ્કીરાજા અન્યલિંગીઓ પાસેથી દંડ લઈ કોપથી જૈનમુનિઓની પાસેથી પણ દંડ માંગશે. એટલે તે નગરીના અધિષ્ઠાયક દેવો બલાત્કારે તેને અટકાવશે. પછી આકાશમાંથી વરસાદ સત્તર અહોરાત્રી સુધી વૃષ્ટિ કરીને તે નગરને ડૂબાવી દેશે. તે સમયે કલ્કીરાજા, પ્રાતિપદ નામે સૂરિ, અને કેટલાક સંઘના લોકો ઊંચા સ્થળ પર ચડી જવાથી બચશે અને કેટલાક જળના પૂર સાથે સમુદ્રમાં તણાઈ જશે. પછી નંદરાજાનાં દ્રવ્યથી કલ્કી તે નગરીને નવી કરાવશે. અને પચાશ વર્ષ સુધી ધર્મના યોગે સુકાલ ચાલશે. અવસાનકાલ નજીક આવવાથી દુષ્ટ બુદ્ધિવાળો તે કલ્કી રાજા ફરી પાછો લિંગનો ત્યાગ કરેલા બીજા પાખંડીઓ પાસે જૈનલોકોને ઉપદ્રવ કરાવશે. તે સમયે પ્રાતિપદસૂરિ અને સંઘ કાયોત્સર્ગ કરીને રહેશે. તેથી આસન ચલિત થવાને લીધે ઇંદ્ર બ્રાહ્મણના રૂપે ત્યાં આવશે. ઉક્તિ–પ્રત્યુક્તિથી વારતાં પણ જ્યારે કલ્કી વિરામ પામશે નહિ, ત્યારે ઇંદ્રના પ્રહારથી કલ્કી મૃત્યુ પામશે. કલ્કીરાજા છયાશી વર્ષનું આયુષ્ય પૂર્ણ કરીને મહાદુરંત નરકભૂમિમાં નારકી થશે. પછી ઇંદ્ર કલ્કીના પુત્ર દત્તને તેના પિતાનાં રાજ્ય પર બેસારી, આર્હત્ ધર્મનો બોધ કરી, સંઘને નમીને સ્વસ્થાને જશે. પછી જેણે પાપનાં ફળ પ્રત્યક્ષ જાણ્યાં છે એવો કલ્કીનો પુત્ર દત્તરાજા ઇંદ્રની આજ્ઞાથી અને આચાર્ય પ્રાતિપદસૂરિના કહેવાથી સંખ્યાબંધ જૈનચૈત્યોને કરાવશે. પછી સંઘ અને ગુરુને આગળ કરીને દત્તરાજા શત્રુંજયાદિ તીર્થો ઉપર જઈ યાત્રા અને ઉદ્ધાર કરશે. ત્રિખંડ ભરતક્ષેત્રમાં દરેક નગરે, ગામે, ખેટે, કર્બટે, પત્તને, ગિરિએ, તીર્થે અને આર્ય–અનાર્ય દેશમાં સર્વત્ર શ્રીજિનેશ્વર ભગવંતનાં તે દત્તરાજા વિશાલ મંદિરો કરાવશે. અને સદા અહિંસામાં તત્પર રહીને ગુરુની આજ્ઞા પાલશે. એ દત્તનાં રાજ્યમાં ઇંદ્રના આદેશથી મુખ્ય પક્ષનો આશ્રય કરનારા, દુરાગ્રહ અને ઈર્ષ્યા ત્યજી દેનારા, શાંત, દાંત, સદાચારી અને નિર્મળ ચારિત્રમાં સ્પૃહા રાખનારા એવા શ્રેષ્ઠ મુનિવરો થશે. તે સમયે ઇંદ્રના આદેશથી વરસાદ બરાબર કાળે વર્ષશે અને

સાતે પ્રકારની ઇતિઓ ઉત્પન્ન થશે નહિ. સર્વવિશ્વ ગાય, મહિષી અને અશ્વથી ભરપૂર થઇ સ્વર્ગના જેવું દેખાશે. દત્તરાજાનાં રાજ્યમાં તે સમયે રાજ્યને કરનારા રાજાઓ ન્યાયી, મંત્રીઓ જનહિતકારી, અને લોકો સમૃદ્ધિમાન્ તેમજ ધાર્મિક થશે. એવી રીતે ત્યાર પછી પણ પાંચમા આરાના અંત સુધી નિરંતર જૈનધર્મની પ્રવૃત્તિ રહ્યા કરશે.

હે ઇંદ્ર ! દુષમકાલના પ્રભાવથી હવેથી ચોથા આરાની પૂર્ણાહુતિ બાદ લોકો અધર્મી, નિર્ધન, અલ્પાયુષી, રોગી અને કરથી પીડાએલા થશે. રાજાઓ અર્થલુબ્ધ, ચોરી કરવામાં તત્પર, અને અતિ ભયંકર થશે. કુલવાન્ સ્ત્રીઓ પણ કુશીળવાળી થશે. ગામડાંઓ સ્મશાન જેવાં દેખાશે. લોકો નિર્લજ્જ, નિર્દય, દેવગુરુના નિંદક અને દિનપ્રતિદિન અતિશય રાંક અને હીન સત્વવાળા થશે. પાંચમા આરાના અંતે આ ભરતક્ષેત્રમાં છેલ્લા દુઃપ્રસહ નામે આચાર્ય, ફલ્ગુશ્રી નામે સાધ્વી, નાગિલ નામે શ્રાવક, સત્યશ્રી નામે શ્રાવિકા, વિમળવાહન નામે રાજા, અને સુમુખ નામે મંત્રી થશે. દુઃપ્રસહસૂરિના ઉપદેશથી વિમળવાહન રાજા વિમલગિરિ તીર્થ ઉપર આવી યાત્રા અને ઉદ્ધાર કરશે. તે સમયે લોકો બે હાથ પ્રમાણ કાયાવાળા અને વીશ વર્ષના આયુષ્યવાળા થશે. તેઓમાં કોઈક જ ધર્મી થશે. બાકી પ્રાયઃ ઘણા અધર્મી થશે. આચાર્ય દુઃપ્રસહ બાર વર્ષ ગૃહસ્થપણામાં રહી અને આઠ વર્ષ ચારિત્ર પાળી, છેવટે અટ્ઠમનો તપ કરીને કાળ કરી સૌધર્મકલ્પમાં દેવ થશે. તેમના કાલધર્મ બાદ ( પાંચમા આરાના છેલ્લા ) દિવસના પૂર્વાહ્ણકાળે ચારિત્રનો ક્ષય થશે, મધ્યાન્હકાલે રાજધર્મનો ક્ષય થશે, અને અપરાહ્ણે અગ્નિનો ક્ષય થશે. આ પ્રમાણે એકવીશ હજાર વર્ષનો દુઃષમા કાળ ( પાંચમો આરો ) પૂરો થશે. પછી તેટલા જ પ્રમાણનો એકાંત દુઃષમાકાળ ( છઠ્ઠો આરો ) શરૂ થશે. તે સમયે લોકો પશુની જેવા નિર્લજ્જ, [1]બિલમાં રહેનારા, અને જીવવા માટે મત્સ્ય ભક્ષણ કરનારા થશે. તે કાળે શત્રુંજયગિરિ સાત હાથનો થઇ જશે અને પછી ઉત્સર્પિણી કાળમાં પાછો પૂર્વની જેમ વૃદ્ધિ પામવા માંડશે. અનુક્રમે પ્રથમ તીર્થંકર પદ્મનાભ પ્રભુના તીર્થમાં પૂર્વની જેમ તે તીર્થનો ઉદ્ધાર થશે, પદ્મનાભ પ્રભુની મૂર્ત્તિ બિરાજમાન થશે, આ[2] રાજાદની( રાયણ )નું વૃક્ષ પણ થશે. આ પ્રમાણે આ સકલ તીર્થોમાં શિરોમણિ ગિરિરાજ જિનેશ્વર ભગવંતની જેમ ઉદય પામી કીર્ત્તનથી, દર્શનથી અને સ્પર્શથી ભવ્ય જીવોને સદા તારનાર રહેશે.

---

૧ ગંગા સિંધુના બન્ને કિનારા ઉપર ૧૮-૧૮ એટલે કુલ ૭૨ બિલ. ( નાની ગુફાઓ-ભેખડો ).

૨ ભગવાન શ્રી મહાવીરસ્વામી સૌધર્મ ઇંદ્રને ઉદ્દેશીને આ ગ્રંથના પ્રારંભથી શત્રુંજયતીર્થનું માહાત્મ્ય ફરમાવી રહ્યા છે, પ્રભુ તે સમયે શત્રુંજયગિરિ ઉપર બિરાજમાન છે.

પાપનો ભાર અને વિકારરૂપ અંધકારનો નાશ કરનાર, સેંકડો સુકૃતોથી પામવા યોગ્ય, સર્વ પીડાને હરનાર અને અનુપમ મહિમાનું પાત્ર અતિશય પવિત્ર અને અત્યંત કલ્યાણકર, પર્વતોમાં ઇંદ્ર સમાન આ પુંડરીક ગિરિરાજ સદા જય પામે છે. સર્વ ઇંદ્રિયોના સંયમપૂર્વકના રોધથી જેઓને વિવેક જાગ્રત થયેલો છે એવા, પોતાના મનમાં જેઓએ સદા વીતરાગને ધરી રાખ્યા છે એવા અને જેઓએ સેંકડો ભવોમાં પુણ્ય કરેલાં હોય છે તેવા રાજાઓ પણ શુદ્ધ મન-વચન-કાયાથી આ પુંડરીકગિરિની સેવા માત્ર એક વખત પણ જો મેળવી શકે છે તો તેઓ ધન્ય બની જાય છે. એક ક્ષણવાર પણ જે આ ગિરિરાજની છાયામાં રહીને જે અતિ દૂર જાય છે, તે ત્યાં પણ શત્રુંજયને નહિ પ્રાપ્ત કરનારા લોકોમાં પુણ્યથી સેવવા યોગ્ય થાય છે, અને તે કદિ પણ જિનેશ્વરને છોડીને બીજાને ભજતો નથી, એ નિઃશંક વાત છે. 'કેમકે શુભ બુદ્ધિવાળો આત્મા ચિંતામણિને મેળવ્યા પછી શું કાંકરાને ગ્રહણ કરે?' રે પ્રાણી! પાપથી શામાટે પીડા પામે છે? ઘણો સંતાપ કેમ ધરે છે? અને ઘણાં યમ-નિયમનાં દુઃખથી આત્માને શામાટે બહુ જોડે છે? રાગ-દ્વેષરૂપ વૃક્ષોમાં અગ્નિ જેવો અને સમતાને ભજનારો થઈ આ સિદ્ધાચલમહાતીર્થનો આશ્રય કર, કે જેથી તું તારાં સર્વ નિબિડ કર્મોને ખપાવી દઈશ. અમંદ બોધને જાગ્રત કરનારો પ્રાણી જ્યાં સુધી સિદ્ધાચલમહાતીર્થ ઉપર જઈને શ્રી આદિનાથપ્રભુનું ધ્યાન ધરતો નથી, ત્યાં સુધીજ પૃથ્વીમાં ફરતો પાપરૂપી સુભટ તેને વિકટ ભય આપે છે, અને ત્યાં સુધી જ સેંકડો શાખાથી દુર્ગમ એવો આ સંસાર તેનામાં અવિરતપણે પ્રસરે છે. રે કલિકાલ! તું કોણમાત્ર છે? અરે પાપો! તમે હવે કયી ગણત્રીમાં છો? રે તૃષ્ણા! તું વળી કોણ? રે વિષયો! તમે શા હિસાબમાં છો? તમોએ આ જગતના ક્ષયને માટે ખૂબ જ પરાક્રમ કર્યું છે, પરંતુ હવે જૂવો! તમારું મૂળમાંથી ઉન્મૂલન કરવાને માટે ઇંદ્રિયોનો નિરોધ કરીને સંયમીલોકો તીર્થાધિરાજ શ્રી શત્રુંજય ગિરિરાજ ઉપર રહી ભગવાન શ્રી આદિનાથપ્રભુની સેવા કરે છે. એ ગિરિરાજનાં શિખરો, ગુફાઓ, તલાવો, વનો, જલો, કુંડો, સરિતાઓ, પાષાણો, મૃત્તિકાઓ અને બીજું જે કાંઇ ત્યાં રહેલું છે, તે અચેતન છતાં પણ મહાનિબિડ પાપનો ક્ષય કરે છે, તો જે પ્રાણી પોતાના મનનો રોધ કરીને ત્યાં રહે તેની તો વાત જ શી કરવી?

(પ્રભુ શ્રી મહાવીરદેવ ઇંદ્રને કહે છે.) આ પ્રમાણે આ ગિરિરાજનું અમાપ માહાત્મ્ય સુકૃત ચરિત્ર સહજ માત્ર, સંક્ષેપથી આપાતતઃ મેં કહ્યું છે. કદિ મુખમાં ઘણી જિહ્વાઓ હોય તો પણ તેનું સંપૂર્ણ માહાત્મ્ય કહી શકાય એમ નથી. વધારે વચનોનો વિલાસ કરી પ્રયાસ કરવાની કાંઇ જરૂર નથી. સંક્ષેપમાં એટલું જ કહેવાનું છે કે, 'જો કાંઇ પણ

જ્ઞાતાપણું હોય અને જો પાપનો ભય હોય તો, બીજી સર્વ કદર્થના ત્યજી દઈને શ્રી આદિનાથપ્રભુથી અધિષ્ઠિત પુંડરીકગિરિરાજનું તેની પુણ્યનિશ્રામાં જઈને હંમેશાં આરાધન કરો.'

## ઉપસંહાર

આવી રીતે શ્રી **વીર**પ્રભુરૂપ મેઘ ભવ્યજીવો ઉપર બોધામૃતની વૃષ્ટિ કરી વિરામ પામ્યા, અને ભવ્યજીવોનાં ચિત્તની અંદર વાવેલા નિર્મલ બીજમાંથી પુણ્યરૂપી વૃક્ષનો ઉદય જોવાને જાણે ઉત્સુક હોય તેમ તે અવસરે તેઓશ્રી શોભાયમાન બન્યા. તે સમયે ભવ્ય જીવોએ પ્રફુલ્લિત નેત્રોથી અને મન તથા દેહને સ્થિર રાખીને મહાવીરપ્રભુની શત્રુંજયનાં માહાત્મ્યથી ગર્ભિત વાણીનું પાન કર્યું. તેથી તેઓનાં નેત્ર તથા દેહમાંથી સ્થિર અને અસ્થિરપણાનો તેમજ ઉન્મેષ અને નિમેષપણાનો જે ભેદ હતો તે ટળી ગયો. જેઓએ પ્રથમ દેવતાઓએ પ્રગટ કરેલા રસને આધીન થઇ હર્ષવડે તેનો આશ્રય કર્યો હતો, તેઓમાંથી કેટલાક અત્યારે ઉત્સુકપણાથી પ્રભુના સ્વરમાં લીન થયા અને કેટલાક પોતાના ભાગ્યનો આશ્રય કરીને તેના રસવડે વ્યાપ્ત થયા. જેઓ પ્રથમ પુણ્ય સ્થાનને હરવામાં ઉત્સુક ( શ્રાવકો હતા. ) હતા, તેઓ અત્યારે પુણ્ય ( પવિત્ર ) ક્ષિતિ( પૃથ્વી )માં વિહાર કરવાને ઉત્સુક થયા ( સાધુ થયા. ) અને જેઓ પૂર્વે અવિરત હતા, તેઓ વિરત થઇ ગયા. અર્થાત્ તેઓએ દેશવિરતિપણું અંગીકાર કર્યું. આ પ્રમાણે દેશના આપીને શ્રી **મહાવીર** પ્રભુ **વિમલગિરિ** પરના શિખર ઉપરથી ઉતર્યા. એટલે ત્યારબાદ દેવતાઓ અને મનુષ્યો પણ તીર્થને નમસ્કાર કરીને પોતપોતાનાં સ્થાને ગયા.

## ગ્રંથકારનું અંતિમ કથન

તીર્થાધિરાજ **શત્રુંજયગિરિ**ના મહિમાનું આ પ્રમાણે કીર્ત્તન કરવાથી મને જે કાંઇ પુણ્ય પ્રાપ્ત થયું હોય તેનાથી મિથ્યાત્વને નાશ કરનાર એવું નિર્મલ સમ્યક્ત્વ મને પ્રાપ્ત થાઓ. આ ગ્રંથમાં અજ્ઞાન અને પ્રમાદના વશથી જે કાંઇ ન્યૂનાધિક મારાથી કહેવાયું હોય, તે મારું દુષ્કૃત શ્રી જિનેશ્વરદેવનાં ધ્યાનથી મિથ્યા થાઓ. મિથ્યાત્વરૂપી રાત્રિને હરનાર, અંતરંગ શત્રુઓના વિજયથી પ્રતાપવાન, ભવ્યજનોને પ્રબોધ કરનાર, દુરંત પાપરૂપ અંધકારની શોભાને હરનાર, પોતાની વાણીરૂપ કિરણોથી ભવ્યજીવોરૂપ કમલોનો વિકસિત કરનાર, પ્રસરતા કિરણોથી ઉજ્વલ અને **સિદ્ધાચલ**રૂપી ઉદયગિરિ પર શોભાયમાન શ્રી **આદીશ્વર**પ્રભુરૂપ સૂર્ય પ્રતિદિન સર્વનું રક્ષણ કરો. બૌદ્ધલોકોની બુદ્ધિને વિમુખ કરનાર, શ્રી **ચંદ્રગચ્છ**રૂપી સમુદ્રમાં ચંદ્રસમાન અને પ્રભાવશાલી ગુણોને ધારણ કરનાર શ્રી ધનેશ્વરસૂરિએ યદુવંશના આભૂષણમણિ અને તીર્થનો ઉદ્ધાર કરનાર

પાપનો ભાર અને વિકારરૂપ અંધકારનો નાશ કરનાર, સેંકડો સુકૃતોથી પામવા યોગ્ય, સર્વ પીડાને હરનાર અને અનુપમ મહિમાનું પાત્ર અતિશય પવિત્ર અને અત્યંત કલ્યાણકર, પર્વતોમાં ઇંદ્ર સમાન આ પુંડરીક ગિરિરાજ સદા જય પામે છે. સર્વ ઇંદ્રિયોના સંયમપૂર્વકના રોધથી જેઓને વિવેક જાગ્રત થયેલો છે એવા, પોતાના મનમાં જેઓએ સદા વીતરાગને ધરી રાખ્યા છે એવા અને જેઓએ સેંકડો ભવોમાં પુણ્ય કરેલાં હોય છે તેવા રાજાઓ પણ શુદ્ધ મન-વચન-કાયાથી આ પુંડરીકગિરિની સેવા માત્ર એક વખત પણ જો મેળવી શકે છે તો તેઓ ધન્ય બની જાય છે. એક ક્ષણવાર પણ જે આ ગિરિરાજની છાયામાં રહીને જે અતિ દૂર જાય છે, તે ત્યાં પણ શત્રુંજયને નહિ પ્રાપ્ત કરનારા લોકોમાં પુણ્યથી સેવવા યોગ્ય થાય છે, અને તે કદિ પણ જિનેશ્વરને છોડીને બીજાને ભજતો નથી, એ નિઃશંક વાત છે. 'કેમકે શુભ બુદ્ધિવાળો આત્મા ચિંતામણિને મેળવ્યા પછી શું કાંકરાને ગ્રહણ કરે?' રે પ્રાણી! પાપથી શામાટે પીડા પામે છે? ઘણો સંતાપ કેમ ધરે છે? અને ઘણાં યમ-નિયમનાં દુઃખથી આત્માને શામાટે બહુ જોડે છે? રાગ-દ્વેષરૂપ વૃક્ષોમાં અગ્નિ જેવો અને સમતાને ભજનારો થઈ આ સિદ્ધાચલમહાતીર્થનો આશ્રય કર, કે જેથી તું તારાં સર્વ નિબિડ કર્મોને ખપાવી દઈશ. અમંદ બોધને જાગ્રત કરનારો પ્રાણી જ્યાં સુધી સિદ્ધાચલમહાતીર્થ ઉપર જઈને શ્રી આદિનાથપ્રભુનું ધ્યાન ધરતો નથી, ત્યાં સુધીજ પૃથ્વીમાં ફરતો પાપરૂપી સુભટ તેને વિકટ ભય આપે છે, અને ત્યાં સુધી જ સેંકડો શાખાથી દુર્ગમ એવો આ સંસાર તેનામાં અવિરતપણે પ્રસરે છે. રે કલિકાલ! તું કોણમાત્ર છે? અરે પાપો! તમે હવે કયી ગણત્રીમાં છો? રે તૃષ્ણા! તું વળી કોણ? રે વિષયો! તમે શા હિસાબમાં છો? તમોએ આ જગતના ક્ષયને માટે ખૂબ જ પરાક્રમ કર્યું છે, પરંતુ હવે જૂવો! તમારું મૂળમાંથી ઉન્મૂલન કરવાને માટે ઇંદ્રિયોનો નિરોધ કરીને સંયમીલોકો તીર્થાધિરાજ શ્રી શત્રુંજય ગિરિરાજ ઉપર રહી ભગવાન શ્રી આદિનાથપ્રભુની સેવા કરે છે. એ ગિરિરાજનાં શિખરો, ગુફાઓ, તલાવો, વનો, જલો, કુંડો, સરિતાઓ, પાષાણો, મૃત્તિકાઓ અને બીજું જે કાંઇ ત્યાં રહેલું છે, તે અચેતન છતાં પણ મહાનિબિડ પાપનો ક્ષય કરે છે, તો જે પ્રાણી પોતાના મનનો રોધ કરીને ત્યાં રહે તેની તો વાત જ શી કરવી?

(પ્રભુ શ્રી મહાવીરદેવ ઇંદ્રને કહે છે.) આ પ્રમાણે આ ગિરિરાજનું અમાપ માહાત્મ્ય યુક્ત ચરિત્ર સહજ માત્ર, સંક્ષેપથી આપાતતઃ મેં કહ્યું છે. કદિ મુખમાં ઘણી જિહ્વાઓ હોય તો પણ તેનું સંપૂર્ણ માહાત્મ્ય કહી શકાય એમ નથી. વધારે વચનોનો વિલાસ કરી પ્રયાસ કરવાની કાંઇ જરૂર નથી. સંક્ષેપમાં એટલું જ કહેવાનું છે કે, 'જો કાંઇ પણ

જ્ઞાતાપણું હોય અને જો પાપનો ભય હોય તો, બીજી સર્વ કદર્થના ત્યજી દઈને શ્રી આદિનાથપ્રભુથી અધિષ્ઠિત પુંડરીકગિરિરાજનું તેની પુણ્યનિશ્રામાં જઈને હંમેશાં આરાધન કરો.'

## ઉપસંહાર

આવી રીતે શ્રી વીરપ્રભુરૂપ મેઘ ભવ્યજીવો ઉપર બોધામૃતની વૃષ્ટિ કરી વિરામ પામ્યા, અને ભવ્યજીવોનાં ચિત્તની અંદર વાવેલા નિર્મલ બીજમાંથી પુણ્યરૂપી વૃક્ષનો ઉદય જોવાને જાણે ઉત્સુક હોય તેમ તે અવસરે તેઓશ્રી શોભાયમાન બન્યા. તે સમયે ભવ્ય જીવોએ પ્રફુલ્લિત નેત્રોથી અને મન તથા દેહને સ્થિર રાખીને મહાવીરપ્રભુની શત્રુંજયનાં માહાત્મ્યથી ગર્ભિત વાણીનું પાન કર્યું. તેથી તેઓનાં નેત્ર તથા દેહમાંથી સ્થિર અને અસ્થિરપણાનો તેમજ ઉન્મેષ અને નિમેષપણાનો જે ભેદ હતો તે ટળી ગયો. જેઓએ પ્રથમ દેવતાઓએ પ્રગટ કરેલા રસને આધીન થઇ હર્ષવડે તેનો આશ્રય કર્યો હતો, તેઓમાંથી કેટલાક અત્યારે ઉત્સુકપણાથી પ્રભુના સ્વરમાં લીન થયા અને કેટલાક પોતાના ભાગ્યનો આશ્રય કરીને તેના રસવડે વ્યાપ્ત થયા. જેઓ પ્રથમ પુણ્ય સ્થાનને હરવામાં ઉત્સુક ( શ્રાવકો હતા. ) હતા, તેઓ અત્યારે પુણ્ય ( પવિત્ર ) ક્ષિતિ( પૃથ્વી )માં વિહાર કરવાને ઉત્સુક થયા ( સાધુ થયા. ) અને જેઓ પૂર્વે અવિરત હતા, તેઓ વિરત થઇ ગયા. અર્થાત્ તેઓએ દેશવિરતિપણું અંગીકાર કર્યું. આ પ્રમાણે દેશના આપીને શ્રી મહાવીર પ્રભુ વિમલગિરિ પરના શિખર ઉપરથી ઉતર્યા. એટલે ત્યારબાદ દેવતાઓ અને મનુષ્યો પણ તીર્થને નમસ્કાર કરીને પોતપોતાનાં સ્થાને ગયા.

## ગ્રંથકારનું અંતિમ કથન

તીર્થાધિરાજ શત્રુંજયગિરિના મહિમાનું આ પ્રમાણે કીર્ત્તન કરવાથી મને જે કાંઇ પુણ્ય પ્રાપ્ત થયું હોય તેનાથી મિથ્યાત્વને નાશ કરનાર એવું નિર્મલ સમ્યક્ત્વ મને પ્રાપ્ત થાઓ. આ ગ્રંથમાં અજ્ઞાન અને પ્રમાદના વશથી જે કાંઇ ન્યૂનાધિક મારાથી કહેવાયું હોય, તે મારું દુષ્કૃત શ્રી જિનેશ્વરદેવનાં ધ્યાનથી મિથ્યા થાઓ. મિથ્યાત્વરૂપી રાત્રિને હરનાર, અંતરંગ શત્રુઓના વિજયથી પ્રતાપવાન, ભવ્યજનોને પ્રબોધ કરનાર, દુરંત પાપરૂપ અંધકારની શોભાને હરનાર, પોતાની વાણીરૂપ કિરણોથી ભવ્યજીવોરૂપ કમલોનો વિકસિત કરનાર, પ્રસરતા કિરણોથી ઉજ્વલ અને સિદ્ધાચલરૂપી ઉદયગિરિ પર શોભાયમાન શ્રી આદીશ્વરપ્રભુરૂપ સૂર્ય પ્રતિદિન સર્વનું રક્ષણ કરો. બૌદ્ધલોકોની બુદ્ધિને વિમુખ કરનાર, શ્રી ચંદ્રગચ્છરૂપી સમુદ્રમાં ચંદ્રસમાન અને પ્રભાવશાલી ગુણોને ધારણ કરનાર શ્રી ધનેશ્વરસૂરિએ યદુવંશના આભૂષણમણિ અને તીર્થનો ઉદ્ધાર કરનાર

પાપનો ભાર અને વિકારરૂપ અંધકારનો નાશ કરનાર, સેંકડો સુકૃતોથી પામવા યોગ્ય, સર્વ પીડાને હરનાર અને અનુપમ મહિમાનું પાત્ર અતિશય પવિત્ર અને અત્યંત કલ્યાણકર, પર્વતોમાં ઇંદ્ર સમાન આ પુંડરીક ગિરિરાજ સદા જય પામે છે. સર્વ ઇંદ્રિયોના સંયમપૂર્વકના રોધથી જેઓને વિવેક જાગ્રત થયેલો છે એવા, પોતાના મનમાં જેઓએ સદા વીતરાગને ધરી રાખ્યા છે એવા અને જેઓએ સેંકડો ભવોમાં પુણ્ય કરેલાં હોય છે તેવા રાજાઓ પણ શુદ્ધ મન-વચન-કાયાથી આ પુંડરીકગિરિની સેવા માત્ર એક વખત પણ જો મેળવી શકે છે તો તેઓ ધન્ય બની જાય છે. એક ક્ષણવાર પણ જે આ ગિરિરાજની છાયામાં રહીને જે અતિ દૂર જાય છે, તે ત્યાં પણ શત્રુંજયને નહિ પ્રાપ્ત કરનારા લોકોમાં પુણ્યથી સેવવા યોગ્ય થાય છે, અને તે કદિ પણ જિનેશ્વરને છોડીને બીજાને ભજતો નથી, એ નિઃશંક વાત છે. 'કેમકે શુભ બુદ્ધિવાળો આત્મા ચિંતામણિને મેળવ્યા પછી શું કાંકરાને ગ્રહણ કરે ?' રે પ્રાણી ! પાપથી શામાટે પીડા પામે છે ? ઘણો સંતાપ કેમ ધરે છે ? અને ઘણાં યમ-નિયમનાં દુઃખથી આત્માને શામાટે બહુ જોડે છે ? રાગ-દ્વેષરૂપ વૃક્ષોમાં અગ્નિ જેવો અને સમતાને ભજનારો થઈ આ સિદ્ધાચલમહાતીર્થનો આશ્રય કર, કે જેથી તું તારાં સર્વ નિબિડ કર્મોને ખપાવી દઇશ. અમંદ બોધને જાગ્રત કરનારો પ્રાણી જ્યાં સુધી સિદ્ધાચલમહાતીર્થ ઉપર જઇને શ્રી આદિનાથપ્રભુનું ધ્યાન ધરતો નથી, ત્યાં સુધીજ પૃથ્વીમાં ફરતો પાપરૂપી સુભટ તેને વિકટ ભય આપે છે, અને ત્યાં સુધી જ સેંકડો શાખાથી દુર્ગમ એવો આ સંસાર તેનામાં અવિરતપણે પ્રસરે છે. રે કલિકાલ ! તું કોણમાત્ર છે ? અરે પાપો ! તમે હવે કયી ગણત્રીમાં છો ? રે તૃષ્ણા ! તું વળી કોણ ? રે વિષયો ! તમે શા હિસાબમાં છો ? તમોએ આ જગતના ક્ષયને માટે ખૂબ જ પરાક્રમ કર્યું છે, પરંતુ હવે જૂવો ! તમારું મૂળમાંથી ઉન્મૂલન કરવાને માટે ઇંદ્રિયોનો નિરોધ કરીને સંયમીલોકો તીર્થાધિરાજ શ્રી શત્રુંજય ગિરિરાજ ઉપર રહી ભગવાન શ્રી આદિનાથપ્રભુની સેવા કરે છે. એ ગિરિરાજનાં શિખરો, ગુફાઓ, તલાવો, વનો, જલો, કુંડો, સરિતાઓ, પાષાણો, મૃત્તિકાઓ અને બીજું જે કાંઇ ત્યાં રહેલું છે, તે અચેતન છતાં પણ મહાનિબિડ પાપનો ક્ષય કરે છે, તો જે પ્રાણી પોતાના મનનો રોધ કરીને ત્યાં રહે તેની તો વાત જ શી કરવી ?

(પ્રભુ શ્રી મહાવીરદેવ ઇંદ્રને કહે છે.) આ પ્રમાણે આ ગિરિરાજનું અમાપ માહાત્મ્ય સુકૃત ચરિત્ર સહજ માત્ર, સંક્ષેપથી આપાતતઃ મેં કહ્યું છે. કદિ મુખમાં ઘણી જિહ્વાઓ હોય તો પણ તેનું સંપૂર્ણ માહાત્મ્ય કહી શકાય એમ નથી. વધારે વચનોનો વિલાસ કરી પ્રયાસ કરવાની કાંઇ જરૂર નથી. સંક્ષેપમાં એટલું જ કહેવાનું છે કે, 'જો કાંઇ પણ

જ્ઞાતાપણું હોય અને જો પાપનો ભય હોય તો, બીજી સર્વ કદર્થના ત્યજી દઈને શ્રી આદિનાથપ્રભુથી અધિષ્ઠિત પુંડરીકગિરિરાજનું તેની પુણ્યનિશ્રામાં જઈને હંમેશાં આરાધન કરો.'

## ઉપસંહાર

આવી રીતે શ્રી વીરપ્રભુરૂપ મેઘ ભવ્યજીવો ઉપર બોધામૃતની વૃષ્ટિ કરી વિરામ પામ્યા, અને ભવ્યજીવોનાં ચિત્તની અંદર વાવેલા નિર્મલ બીજમાંથી પુણ્યરૂપી વૃક્ષનો ઉદય જોવાને જાણે ઉત્સુક હોય તેમ તે અવસરે તેઓશ્રી શોભાયમાન બન્યા. તે સમયે ભવ્ય જીવોએ પ્રફુલ્લિત નેત્રોથી અને મન તથા દેહને સ્થિર રાખીને મહાવીરપ્રભુની શત્રુંજયનાં માહાત્મ્યથી ગર્ભિત વાણીનું પાન કર્યું. તેથી તેઓનાં નેત્ર તથા દેહમાંથી સ્થિર અને અસ્થિરપણાનો તેમજ ઉન્મેષ અને નિમેષપણાનો જે ભેદ હતો તે ટળી ગયો. જેઓએ પ્રથમ દેવતાઓએ પ્રગટ કરેલા રસને આધીન થઇ હર્ષવડે તેનો આશ્રય કર્યો હતો, તેઓમાંથી કેટલાક અત્યારે ઉત્સુકપણાથી પ્રભુના સ્વરમાં લીન થયા અને કેટલાક પોતાના ભાગ્યનો આશ્રય કરીને તેના રસવડે વ્યાપ્ત થયા. જેઓ પ્રથમ પુણ્ય સ્થાનને હરવામાં ઉત્સુક ( શ્રાવકો હતા. ) હતા, તેઓ અત્યારે પુણ્ય ( પવિત્ર ) ક્ષિતિ( પૃથ્વી )માં વિહાર કરવાને ઉત્સુક થયા ( સાધુ થયા. ) અને જેઓ પૂર્વે અવિરત હતા, તેઓ વિરત થઇ ગયા. અર્થાત્ તેઓએ દેશવિરતિપણું અંગીકાર કર્યું. આ પ્રમાણે દેશના આપીને શ્રી મહાવીર પ્રભુ વિમલગિરિ પરના શિખર ઉપરથી ઉતર્યા. એટલે ત્યારબાદ દેવતાઓ અને મનુષ્યો પણ તીર્થને નમસ્કાર કરીને પોતપોતાનાં સ્થાને ગયા.

## ગ્રંથકારનું અંતિમ કથન

તીર્થાધિરાજ શત્રુંજયગિરિના મહિમાનું આ પ્રમાણે કીર્ત્તન કરવાથી મને જે કાંઇ પુણ્ય પ્રાપ્ત થયું હોય તેનાથી મિથ્યાત્વને નાશ કરનાર એવું નિર્મલ સમ્યક્ત્વ મને પ્રાપ્ત થાઓ. આ ગ્રંથમાં અજ્ઞાન અને પ્રમાદના વશથી જે કાંઇ ન્યૂનાધિક મારાથી કહેવાયું હોય, તે મારું દુષ્કૃત શ્રી જિનેશ્વરદેવનાં ધ્યાનથી મિથ્યા થાઓ. મિથ્યાત્વરૂપી રાત્રિને હરનાર, અંતરંગ શત્રુઓના વિજયથી પ્રતાપવાન, ભવ્યજનોને પ્રબોધ કરનાર, દુરંત પાપરૂપ અંધકારની શોભાને હરનાર, પોતાની વાણીરૂપ કિરણોથી ભવ્યજીવોરૂપ કમલોનો વિકસિત કરનાર, પ્રસરતા કિરણોથી ઉજ્વલ અને સિદ્ધાચલરૂપી ઉદયગિરિ પર શોભાયમાન શ્રી આદીશ્વરપ્રભુરૂપ સૂર્ય પ્રતિદિન સર્વનું રક્ષણ કરો. બૌદ્ધલોકોની બુદ્ધિને વિમુખ કરનાર, શ્રી ચંદ્રગચ્છરૂપી સમુદ્રમાં ચંદ્રસમાન અને પ્રભાવશાલી ગુણોને ધારણ કરનાર શ્રી ધનેશ્વરસૂરિએ યદુવંશના આભૂષણમણિ અને તીર્થનો ઉદ્ધાર કરનાર

આર્હદ્ધર્મના આરાધક શ્રી શિલાદિત્ય રાજાના અતિ આગ્રહથી બહુ હર્ષને આપનારું આ સકલ તીર્થશિરોમણિ શ્રી શત્રુંજયગિરિરાજનું પાવનકારી માહાત્મ્ય કહેલું છે. જ્યાંસુધી જનસમૂહને સુખ આપનાર શ્રી જૈનધર્મ ત્રણ જગતમાં જાગ્રત રહે અને જ્યાંસુધી અંધકારનો અંત કરનાર ચંદ્ર-સૂર્ય આકાશરૂપ શય્યામાં ઉદય પામે, ત્યાંસુધી તે તે પુરુષરત્નોના ચરિત્રથી ભૂમંડલમાં અલંકારરૂપ અને વિવિધ રસનો સાગર એવો આ ગ્રંથ પૂર્ણ ઉદયથી વૃદ્ધિને પામો. શ્રીમાન્ યદુવંશને શોભાવવામાં મણિ સમાન, પ્રસિદ્ધ યશવાળા, જિનપૂજનમાં પ્રીતિવાળા શ્રી શિલાદિત્યરાજાએ શ્રી ધનેશ્વરસૂરિને નમસ્કાર કરીને આગ્રહપૂર્વક શ્રી શત્રુંજયગિરિરાજનું આ માહાત્મ્ય પોતે ગ્રંથસ્થ કરાવ્યું છે તે હંમેશાં સંઘને સર્વ ઇચ્છિત આપનારું થાઓ.

આ પ્રમાણે ચંદ્ર ગચ્છના વિશાલ ગગનમાં સૂર્ય સમાન પવિત્ર ચારિત્રશાલી આચાર્ય શ્રી ધનેશ્વરસૂરીશ્વરે રચેલ શત્રુંજય માહાત્મ્યમાં જાવડાદિએ કરાવેલ શત્રુંજયના ઉદ્ધારના વર્ણન નામના પંદરમા સર્ગનો ગૂર્જરાનુવાદ પૂર્ણ થયો.

પૂ૦ આ૦ શ્રીધનેશ્વરસૂરિવિરચિત શ્રી શત્રુંજયમહાત્મ્ય ગ્રંથનો ગુર્જરાનુવાદ સંપૂર્ણ.

# સૌરાષ્ટ્ર દેશના પ્રસિદ્ધ જૈન તીર્થો



## પ્રાચીન–અર્વાચીન ઇતિહાસ તથા પરિચય :

શ્રી 'શત્રુંજય માહાત્મ્ય' ગ્રંથમાં શત્રુંજયતીર્થ, ગિરનારતીર્થ, તેમજ પ્રાસંગિક પ્રભાસપાટણતીર્થ, અજારા, દીવ ઇત્યાદિ તીર્થોના જે જે નામોલ્લેખો આવે છે. એથી તે બધા સૌરાષ્ટ્ર દેશના પ્રસિદ્ધ જૈનતીર્થો તથા તેની આજુબાજુના તીર્થોનો પ્રાચીન તથા અર્વાચીન ઇતિહાસ અને ટુંક પરિચય આ ગ્રંથમાં સંયોજિત કરવામાં આવે તો ' શત્રુંજયમહાત્મ્ય ' ગ્રંથના વાચકોને, આ બધા જૈનતીર્થોનો આછો ખ્યાલ આવી શકે એ દૃષ્ટિએ પ્રસ્તુતગ્રંથના પરિશિષ્ટરૂપે આ પ્રકરણ સંપાદિત કરીને મૂકયું છે.

સમગ્ર ભારત વર્ષમાં સૌરાષ્ટ્ર દેશ મહાપવિત્ર ભૂમિ છે. રૂડી અને રળીયામણી આ ભૂમિમાં અનેકાનેક તીર્થો આવેલાં છે. તે સર્વમાં મહિમાવંતુ તીર્થ શ્રી સિદ્ધગિરિજી સૌરાષ્ટ્ર દેશની શોભારૂપ છે. ત્રણ લોકમાં આના જેવું પાવનકારી એકેય તીર્થ નથી. એટલા જ માટે આ તીર્થ, તીર્થાધિરાજ કહેવાય છે. હિંદના પશ્ચિમ સમુદ્ર કિનારા પર સેંકડો માઇલોના વિસ્તારમાં સૌરાષ્ટ્ર દેશ ફેલાયેલો છે. ચોમેર નદી, નાળા, ગિરિશૃંગો તથા વિશાલ વનરાજીથી લીલો હરિયાળો આ પ્રદેશ હિંદનું નંદનવન ગણાય છે. સૌરાષ્ટ્રમાં બે પર્વતો મુખ્ય ગણાય છે. તેમાં શ્રી ગિરનારતીર્થ તથા શત્રુંજયતીર્થ એ બન્ને જૈન સંઘનાં યાત્રાનાં ધામ તથા મહાતીર્થરૂપ છે.

## ( ૧ ) તરણતારણ તીર્થાધિરાજ શ્રી શત્રુંજય ગિરિવર :

અમદાવાદ કે મહેસાણાથી વીરમગામ સ્ટેશને યા અમદાવાદથી સીધા ધંધુકા સ્ટેશને આવ્યા એટલે રેલ્વે લાઇનમાં ગૂજરાતનું છેલ્લું નાકું વટાવ્યું. ધંધુકામાં સુંદર જિન મંદિર, ઉપાશ્રય તથા શ્રાવકોની વસતિ છે. કલિકાલ સર્વજ્ઞ સમર્થ જ્યોતિર્ધર આચાર્ય મહારાજશ્રી હેમચંદ્રસૂરીશ્વરજી મહારાજશ્રીની જન્મભૂમિનું આ સ્થાન છે. તે રીતે વીરમગામ લાઇન પર લખતર, સુરેન્દ્રનગર, વઢવાણ શહેર, ચૂડા, લીંબડી, રાણપુર થઇ બોટાદ અવાય છે. ધંધુકા લાઇન પણ બોટાદ સ્ટેશને મલે છે, આ બધા ગામો શ્રાવકોની વસતિવાળા, સુંદર જિનમંદિર, ઉપાશ્રયો આદિથી સુસમૃદ્ધ સુરમ્ય યાત્રાધામો છે. આ પ્રદેશ ઝાલાવાડનો ગણાય છે. ધંધુકાથી ૧૨ ગાઉ પર ગૂજરાતનું ઐતિહાસિક બંદર ધોલેરા આવેલું છે, જ્યાં વિશાલ ચોકમાં દેવવિમાન જેવું મંદિર, સ્હામે પણ મંદિર, તેમજ આલિશાન ધર્મશાળા આવેલાં છે. આજે તો બંદર નષ્ટ થતાં, તેમજ ધંધા ભાંગી પડતાં આ ગામમાં વસતિ ઓછી થવા લાગી છે. બોટાદમાં પણ સુંદર દેરાસરો, ઉપાશ્રય, તથા જ્ઞાનભંડારો છે. ત્યાંથી અલાઉમાં પણ નાજુક દેરાસર તથા ધર્મશાળા છે. શ્રી સિદ્ધિગિરિજીના રસ્તે આગળ વધતાં

ઘોળા જંક્શનથી ૬ ગાઉ ઉપર પ્રાચીન વલ્લભીપુર-વળા શહેર આવે છે. વીરનિર્વાણથી ૯૮૦ લગભગમાં શ્રી દેવર્દ્ધિ ક્ષમાશ્રમણે જૈન સિદ્ધાંતો-આગમોને પુસ્તકારૂઢ અહિં કર્યા હતા. સમસ્ત ભારતવર્ષના જૈનસંઘની શ્રુતભૂમિ કે પ્રવચન તીર્થભૂમિ તરીકે આ પ્રદેશને ઓળખાવી શકાય. અનેક જિનમંદિરો પૂર્વકાળમાં અહિં હતા. શ્રી ધનેશ્વરસૂરિએ વિ૦ ના પાંચમા સૈકામાં રાજા શિલાદિત્યને જૈનધર્મમાં સ્થાપ્યો હતો. અને 'શત્રુંજય મહાત્મ્ય' ગ્રંથની તેઓએ અહિં રચના કરી હતી. બાદ વિ. સં. ૮૫૦ માં વલ્લભીનો ભંગ થયો. અહિં બિરાજમાન ચંદ્રપ્રભસ્વામીના પ્રતિમાજી પ્રભાસપાટણ આકાશમાર્ગે ગયા. અને શ્રી વીરભગવાનના પ્રતિમાજી મારવાડમાં ભિન્નમાલ-શ્રીમાલમાં ગયા. શત્રુંજય ગિરિરાજની પ્રાચીન તલાટી અહિં હતી. બજાર વચ્ચે સુંદર જિનમંદિર તેમજ ગુરુમંદિર છે. સ્હામે ઉપાશ્રય છે. ગામ બ્હાર પૂ. આ. મ. શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મ. ના ઉપદેશથી તૈયાર થયેલ ત્રણ મજલાનું દેરાસર, ગુરુમંદિર તથા ધર્મશાળાઓ છે. અહિં ગામ બ્હાર ઐતિહાસિક અવશેષો, ખંડેરો જ્યાં ત્યાં નજરે પડે છે.

વળાથી શિહોર થઇ પાલીતાણા સ્ટેશન પર ટ્રેઇન આવીને ઉભી રહે છે. શિહોરમાં બે સુંદર દેરાસરો તથા ઉપાશ્રય, આયંબિલખાતું, ભોજનશાળા, આદિ છે. સ્ટેશન પર પણ ધર્મશાળા છે. પાલીતાણા સ્ટેશન પર પગ મૂકતાં જ સ્હામે ભવ્ય, ઉત્તુંગ તથા રમણીય ઐરાવણ હાથીનાં જેવા વિશાલ ગિરિરાજનાં દર્શન થાય છે. આત્મા અનંત સુખસાગરમાં જાણે નિમગ્ન બને છે. જોતાં જોતાં ન ધરાઇએ એવા પ્રભાવવંતા આ ગિરિરાજ છે. સ્ટેશનથી ૦।। માઇલ પર નદીનો પૂલ ઉલંઘ્યો એટલે ગામ આવ્યું.' ત્યાંથી ૦।। માઇલે ધર્મશાળાઓ એક પછી એક આવતી રહે છે. એક જોઇને એક ભૂલીએ. બાદ ગિરિરાજની બાજુએ ગામથી દક્ષિણે આગળને આગળ જતાં તલાટીએ જવાય છે. ત્યાં સોસાયટીનું દેરાસર, રસ્તા પર તલાટીનાં મકાનો, વાવ, આગમમંદિર વગેરે પછી તલાટીના પગલા આગળ આપણે આવી પહોંચીએ છીએ.

**તીર્થાધિરાજની યાત્રાએ:** તલાટી પરના પગલાંઓ સન્મુખ શ્રી ગિરિરાજનું ચૈત્યવંદન કરી બાજુનાં દેરાસરજીમાં જવાનું રહે છે. આ દેરાસર અજીમગંજના રાયબહાદુર બાબુ સાહેબ ધનપતસિંહજી અને લખપતસિંહે પોતાના માતુશ્રીના સ્મરણાર્થે લાખો રૂા. ખર્ચીને બંધાવ્યું છે. મૂલનાયક શ્રી આદીશ્વર ભગવાન છે. ફરતી બાવન જિનાલયની દેરીઓ છે. રાયણ વૃક્ષ તથા ભ૦ ના પગલાં પાછળના ભાગમાં છે. વિ. સં. ૧૯૫૦ ના મહા શુદિ ૧૦ ના પ્રતિષ્ઠા અહિં થઇ છે. ડાબી બાજુ દેરાસરની બાજુમાં જંબુદ્વીપ-જ્ઞાનમંદિર બંધાય છે. અહિંથી ઉપર ચઢતાં બીજા વિસામાની સ્હામે ભરત ચક્રવર્તીનાં પગલાં છે. આગળ વધતાં ત્રીજા વિસામે ચઢતાં જમણી બાજુની દેરીમાં શ્રી નેમિનાથ ભ૦ તથા તેમનાં ગણધર વરદત્ત તથા ભ૦ શ્રી ઋષભદેવ સ્વામીનાં પગલાં છે. ત્યાંથી થોડા પછી પાંચમા વિસામાની સ્હામે ઋષભદેવ પ્રભુનાં પગલાં છે. અહિં કુમારપાળ રાજાનો કુંડ છે.

આગળ હિંગલાજના હડા આગળ જુના-નવા રસ્તાના સંગમ પર શ્રી ગોડી પાર્શ્વનાથજીનાં પગલાં છે. ઉપર જતાં છાલાકુંડના નાકે દેરીમાં ચાર શાશ્વતા પ્રભુનાં પગલાં છે. અહિંથી નવા રસ્તે શ્રી પૂજ્યના પગલાઓ તથા શ્રી પાર્શ્વનાથ ભ૦ તથા પદ્માવતી દેવીનું મંદિર આવે છે. નવા રસ્તે આગળ વધતાં બે રસ્તાના સંગમ પર દ્રાવિડ-વારિખિલ્લની દેરી બાંધેલા ચોતરા પર છે. આમાં ચાર શ્યામ પાષાણના ઉભા પ્રતિમાજી છે. જેમાં દ્રાવિડ, વારિખિલ્લ, અઇમુત્તા મુનિ તથા નારદજી છે. અહિંથી આગળ વધતાં એક વિસામો તથા કુંડ લંધ્યા પછી બીજા કુંડની સ્હામે ચોતરા પર દેરીમાં પાંચ કાઉસ્સગ્ગીયાની મૂર્તિ છે. જેમાં રામ, ભરત, થાવચ્ચાપુત્ર, શુક પરિવ્રાજક તથા શેલકસૂરિજી છે. આગળ હનુમાનધારા પર વડ નીચે શ્રી આદીશ્વર ભગવાનનાં પગલાં છે. બાદ ડાબી બાજૂએ રામપોળ ભણી જવાનું છે. અહિં થોડું ચાલ્યા બાદ રામપોળનું નાકું આવતાં જમણી બાજુ ધાર પર જાલી, મયાલી, અને ઉવયાલીની મૂર્તિઓ આવે છે. બાદ રામપોળના નાકે આપણે આવીએ છીએ.

**ગિરિરાજનો રસ્તો:** હમણાં નવા પગથીયાઓ લાખોના ખર્ચે તૈયાર થવાથી અને રસ્તો પાકો કરાયેલો હોવાથી યાત્રિકોને ચઢાણ ઓછું લાગે છે. ગિરિરાજ પર તથા તલાટી પર બધીયે વ્યવસ્થા શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી દ્વારા થાય છે. જેની મુખ્ય શાખા અમદાવાદમાં છે. અને બીજી શાખા તેમની પેઢીની ઓફીસ વગેરે પાલીતાણા શહેરમાં છે. રામપોળમાં પ્રવેશ કરતાં જ સ્હામે પાંચ શિખરનું ભવ્ય દેરાસર છે. જે આખાયે ગિરિરાજ પર એકજ છે. જે ઔરંગાબાદવાળા શેઠ મોહનલાલ વલ્લભદાસે બંધાવેલું છે. મૂલનાયક શ્રી વિમલનાથ ભગવાન છે. બાજુમાં સુમતિનાથ ભગવાનનું દેરાસર છે. અહિંથી ચોક લંઘીને પગથીઆ ચઢી 'વિમલવસહી'માં દાદાના દરબાર ભણી જવાય છે. નાકા પર શેઠ મોતીશાની ટૂંક આવે છે.

**વિમલવસહી:** સગાળપોળ, દોલાખાડીવાવ, તેમજ વાઘણપોળનો દરવાજો લંઘીને ડાબી બાજુએ શ્રી શાંતિનાથ ભગવાનનાં દેરાસરમાં જવાય છે. આ દેરાસર દમણવાળા શેઠ હીરા રાયકરણે બંધાવ્યું છે. આગળ વધતાં ચક્રેશ્વરી દેવીનું જુનું તથા નવું દેરાસર આવેલું છે. સ્હામે કવડ જક્ષનું નાનું દેરૂં છે. ત્યારબાદ ડાબી બાજુએ ચોરીવાળું દેરાસર, પુણ્ય પાપની બારી, આદિ બન્ને બાજુએ સુંદર સંખ્યાબંધ જિનમંદિરો આવેલાં છે. જેમાં ઉંચા ભાગમાં જમણી બાજુએ અમીઝરા પાર્શ્વનાથ, સમવસરણનું દેરાસર, કપડવણજનાં માણેકબાઇનું દેરાસર આદિનો સમાવેશ થાય છે. વચ્ચે ધનેશ્વરસૂરિજીની દેરી છે. ચોકમાં હાથીપોળના નાકે કુમારપાળ મહારાજાનું દેરાસર છે. બાદ સુરજકુંડ બાજુ જવાનો રસ્તો આવે છે. અને હાથીપોળ થઇ રતનપોળમાં દાદાના દર્શન માટે આપણે અંદર પ્રવેશ કરવાનો રહે છે. અહિં ચોકિયાતો તથા ફુલ વેચનારા બેસે છે. જમણી બાજુએ ન્હાવાના ધાબા બાજુ જવાય છે. સન્મુખ જતાં પગથીઆ ચઢતાં મ્હોટો ચોક લંઘી, દાદાના દેરાસરમાં દાખલ થવાય છે

**દાદાનું દેરાસરઃ** આદીશ્વર ભગવાનનું આ દેરાસર બહુ જ ભવ્ય, વિશાલ તથા રમણીય છે. મૂલનાયક શ્રી આદીશ્વર ભગવાનના પ્રતિમાજી ખૂબ જ સુપ્રસન્ન-તેજસ્વી તથા આહ્લાદક, અને મહિમાવંતા છે. અહિં સંખ્યાબંધ ઉદ્ધારો થઇ ગયા છે. આમ અનાદિ કાળ પ્રવાહની અપેક્ષાએ અસંખ્યાતા છતાં વર્તમાન અવસર્પિણી કાળમાં મ્હોટા ઉદ્ધારો ૧૬ થયાં છે. તેમાં વિ. સં. ૧૨૧૩માં મહાગુજરાતના મંત્રીશ્વર શ્રી વાગ્ભટ મંત્રીએ મહારાજા કુમારપાળના સમયમાં કલિકાલસર્વજ્ઞ આ. મ. શ્રી હેમચંદ્રસૂરિજીના શુભ હસ્તે આ જિનમંદિરનો ૧૪ મો ઉદ્ધાર કરાવી. જાવડશાહના સમયના પ્રતિમાજી અહિં બિરાજમાન કર્યાં, પણ ત્યારબાદ મુસલમાન કાળમાં તેઓના અત્યાચારથી દેરાસરનો ભંગ થતાં, તથા પ્રતિમાજી ખંડિત થતાં સમરશાએ વિ. સં. ૧૩૭૧માં નવું દેરાસર કરાવ્યું અને પ્રતિમાજી નવા પધરાવ્યાં અને છેલ્લે વિ. સં. ૧૫૮૭ના વૈશાખ વદી ૬ના દિવસે મેવાડ-ચિતોડના નિવાસી કરમાશા શેઠે, આ ગિરિરાજ પર નવું ભવ્ય દેરાસર બંધાવી, પ્રભુજીને પધરાવ્યા છે. જે આજે બિરાજમાન છે. આ પાંચમાં આરામાં ૧૩, ૧૪, ૧૫ અને ૧૬ એમ ચાર ઉદ્ધારો થયા છે. અને છેલ્લે ૧૭મો ઉદ્ધાર દુપ્પસહસૂરિના ઉપદેશથી વિમલવાહન રાજા કરાવશે.

મૂલ દેરાસરના ગભારાનો દરવાજો વિશાળ છે. આજુબાજુ સુંદર પ્રતિમાજી અનેક સંખ્યામાં બિરાજમાન છે. ઉપર પણ ચૌમુખજી બિરાજમાન છે. અત્યારે આ દેરાસરને તથા પ્રભુજીની પ્રતિષ્ઠા થયે ૪૨૫ વર્ષ થયા. મૂલનાયકની સ્હામે શ્રી પુંડરીક સ્વામીજીના પ્રતિમાજી પણ કરમાશાહે ૧૫૮૭ની સાલમાં પ્રતિષ્ઠિત કરાવીને અહિં બિરાજમાન કરાવ્યા છે. આ કરમાશાહ શેઠ મેવાડમાં ચિતોડગઢના નિવાસી હતા. આ મોટી ટુંકમાં અન્યાન્ય સંખ્યાબંધ દેરાસરો આવેલા છે. જેમાં મૂલનાયકજીના દેરાસરજીની ડાબી બાજુનું દેરાસર જે સીમંધર સ્વામીનું દેરાસર લોકોમાં પ્રચલિત છે; પણ વાસ્તવિક રીતે આ દેરાસરમાં મૂલનાયક શ્રી આદીશ્વર ભગવાન છે. અહિંના મૂલનાયક આદીશ્વર પ્રભુજીની પ્રતિષ્ઠા વિ. સં. ૧૬૭૭માં પૂ. આ. મ. શ્રી હીરસૂરિજીના પ્રશિષ્ય હસ્તક થયેલી છે. આ દેરાસર સામે નવા આદીશ્વરજીનું દેરાસર છે, જે વસ્તુપાલ તેજપાલનું બંધાવેલું છે, જેમાં મૂલનાયક શ્રી આદીશ્વર ભગવાનના પ્રતિમાજી વિ. ના ૧૯મા સૈકામાં થઇ ગયેલા સુરતના તારાચંદ સંઘવીએ પ્રતિષ્ઠિત કરાવ્યા છે. તીર્થાધિરાજ વિભૂષણ મૂલનાયકશ્રી આદીશ્વરજીના પ્રતિમાજીની નાસિકા પર વિજળી પડતાં ગયા સૈકામાં ખંડિત થયેલા. તેમનાં સ્થાને આ પ્રભુજીને બિરાજમાન કરવાના હતા, પણ અધિષ્ઠાયક દેવનો નિષેધ થતાં આ પ્રભુજીને અહિં બિરાજમાન કર્યાં છે. મૂલ ટુંકમાં અન્યાન્ય દેરાસરોમાં પાંચભાઇનું દેરાસર, ગંધારીયાનું, સહસ્રકૂટનું, અષ્ટાપદજીનું, સમવસરણનું, ગણધર પગલાનું, બાજરીયાનું, ચૌદ રતનનું, ૨૪-૨૦ સંપ્રતિ જિનનું, સમેતશિખરનું ઇત્યાદિ સંખ્યાબંધ દેરાસરો, દેરીઓ આવેલાં છે. મૂલનાયકજીના

પાછલા ભાગમાં રાયણ પગલાનું દેરાસર રાયણ વૃક્ષ નીચે આવેલું છે. આ પગલાની પ્રતિષ્ઠા વિ. સં. ૧૫૮૭માં શેઠ કરમાશાહના હસ્તક થયેલી છે.

આ રીતે શ્રી ગિરિરાજ પર દાદાની ટુંક મોટામાં મોટી અને સંખ્યાબંધ જિનમંદિરો પ્રભુ–પ્રતિમાજીઓથી ભવ્ય, દર્શનીય તથા પાપપૂંજનો નાશ કરનારી પરમ પુનિત છે. આ ટુંકમાં એકંદરે ૬૫ લગભગ દેરાસરો, ૩૦૦ લગભગ દેરીઓ, તેમજ કુલ પ્રતિમાજી ૪૮૦૦) આશરે ગણાય છે. આનો વહિવટ, દેખરેખ શેઠ આ. ક. ની પેઢી હસ્તક છે.

**નરશી કેશવજીની ટૂંક :** વાઘણપોળમાં શાંતિનાથજીના મંદિરની સામે શેઠ નરશી કેશવજીની ટુંક છે. ઉપરના મજલે દેરીઓની વચ્ચે પંચતીર્થી પ્રભુજી બિરાજમાન છે. નીચે પણ દેરીઓમાં પ્રભુજી છે. આ મંદિરની પ્રતિષ્ઠા વિ. સં. ૧૯૨૧માં થઇ છે. આ ટુંકમાં મુખ્ય દેરાસરો બે છે, દેરીઓ કુલ ૭૫ લગભગ અને પ્રતિમાજી ૭૨૫ આશરે કહેવાય, આ ટૂંકનો વહિવટ શેઠ નરશી કેશવજી હસ્તક તેઓના ટ્રસ્ટીઓ કરે છે.

**મોતીશા શેઠની ટૂંક :** વિક્રમના ૧૯મા સૈકામાં જૈન સમાજમાં જે જે દાનવીરો, ઉદારચરિત, પુણ્યપ્રભાવક સુશ્રાવકો થઇ ગયા છે, તેમાં સુરતનિવાસી મોતીશાહ શેઠનું નામ સૌમાં મોખરે આવે છે. શ્રી આદીશ્વરદાદાની મોટી ટંક અને હેમાભાઇ શેઠની હેમવસહી ટૂંકની વચ્ચે કુંતાસરની મ્હોટી ખીણ હતી. તે ખીણને લાખોના ખર્ચે પૂરાવીને એ સ્થાને દેવવિમાન જેવી સુંદર ટુંક દાનવીર મોતીશાહ શેઠે બંધાવી છે. આ ટૂંકની વચ્ચે ત્રણ માલનું રમણીય તથા અલૌકિક સૌંદર્યયુક્ત જિનમંદિર આવેલું છે. નલિની-ગુલ્મ વિમાનના આકારનું આ ભવ્ય મંદિર લાખોના ખર્ચે તૈયાર થયેલું છે. આ મંદિરની આજુબાજુ અન્ય ૧૬ મંદિરો અન્યાન્ય ધમ પ્રભાવક શ્રેષ્ઠીવર્યોએ બંધાવ્યા છે. જેમાં મોતીશાહ શેઠના દિવાન તથા બીજાઓ છે. મૂલમંદિરનું ખાતમુહૂર્ત વિ. સં. ૧૮૮૨માં થયું અને કામ જોરશોરથી ચાલ્યું. શેઠની ભાવના પોતાનાં શુભ હાથે પ્રભુજીની પ્રતિષ્ઠા કરાવાની હતી. પણ ભવિતવ્યતા બલવાન છે. એટલે એ ન બન્યું. તેઓ સ્વર્ગવાસ પામ્યા. ત્યાર બાદ તેઓના સુપુત્ર શેઠ ખીમચંદભાઈ સુરતથી સંઘ લઇને અહિં આવ્યા. અને ૧૮૯૩ના મહાવદિ બીજના મંગલ દિવસે શ્રી ઋષભદેવપ્રભુ આદિ ભગવંતોની અહિં અંજન શલાકા–પ્રતિષ્ઠા તેઓએ કરાવી છે. પ્રભુજીના પ્રતિમાજી ખૂબજ મનોહર, તેજસ્વી, અને જાણે હમણાં જ હસીને બોલશે એવાં કમનીય કાંતિમાન છે. ટૂંકના દેરાસરો, ચોક બધું સ્વચ્છ તથા સુઘડ રહે છે. આખીયે ટૂંકને ફરતો મ્હોટો કોટ છે. કોટને બે દરવાજા પૂર્વ–પશ્ચિમ છે, અને વિમલવસહિની સ્હામે બારી છે. આ ટૂંકમાં એકંદરે ૧૬ દેરાસરો અને ૧૨૫ લગભગ દેરીઓ છે, જેમાં મૂલમંદિરની સ્હામે પુંડરીક સ્વામીનું, સહસ્ર કૂટનું, ૧૪૫૨ ગણધર પગલાનું તેમજ ટૂંકમાં પાંચ જગ્યાએ ઉપર દેરાસરો છે. મૂલ દેરાસરના ત્રણેય માલપર પ્રભુજી બિરાજમાન છે. આ ટૂંકનો વહિવટ શેઠ મોતીશા ચેરીટી ટ્રસ્ટના ટ્રસ્ટીઓ હસ્તક છે.

**શેઠ બાલાભાઇની ટૂંક :** ભાવનગરની પાસે ઘોઘા બંદર છે, ત્યાંના નિવાસી શેઠ દીપચંદ કલ્યાણજી જેમનું હુલામણું નામ બાલાભાઈ હતું, તેમણે બાલાભાઇની ટૂંક બંધાવી છે. મૂલનાયક શ્રી આદીશ્વર ભગવાન છે વિ૦ સં. ૧૮૯૩માં આ મંદિરની પ્રતિષ્ઠા થઇ છે. સ્હામે પુંડરીકજીનું દેરાસર છે. આ સિવાય અન્ય ચાર દેરાસરો અહિં છે.

**અદ્દભુત શ્રી આદિનાથજીનું મંદિર :** આખાએ ગિરિરાજ પર આ મૂર્તિ અદ્દ-ભુત છે. આ પ્રતિમાજી ૧૮ ફુટ ઉંચા એક ઢીંચણથી બીજા ઢીંચણ સુધી ૧૪ાા ફુટ પહોળા છે. આ મૂર્તિ, અહિંના પત્થરમાંથી કોતરીને જ અહિં બિરાજમાન કરી છે. વિ. સં. ૧૬૮૬ માં ધરમદાસ શેઠે આ પ્રતિમાજીની અંજન શલાકા કરાવેલ છે. આ સ્થાન પરથી દાદાની ટુંકના બધા મંદિરોનું નૈસર્ગિક દર્શન થાય છે આ બાજુથી અહિંના જિન મંદિરોને જોતાં ક્ષણભર થઇ જાય છે કે, ખરેખર ભક્તિ, તથા શ્રદ્ધા માનવને પણ દેવી બલ સમર્પે છે, કે જેના યોગે આવા સુંદર જિનમંદિરો પહાડની ટોચ પર ઉભાં થઈ શકે છે. આ પ્રભુજી ખૂબ જ મોટા હોવાથી લોકોમાં અદ્દભુતજી અથવા અદબદજીના નામે પ્રસિદ્ધ છે.

**શેઠ પ્રેમચંદ મોદીની ટૂંક :** અમદાવાદ નિવાસી શેઠ પ્રેમચંદ લવજી મોદીએ અહિં મંદિરો બંધાવ્યા છે. મૂલનાયક શ્રી આદીશ્વર ભગવાન બિરાજમાન છે. તેઓએ સંઘ સાથે અહિં આવી વિ. સં. ૧૮૪૩માં મંદિરમાં પ્રતિષ્ઠા કરાવી છે. આ ટુંકમાં ૭ મંદિરો છે, અને લગભગ ૫૦-૫૨ દેરીઓ છે. આ ટુંકમાં પેસતાં જમણી બાજુ પર સહસ્રફણા પાર્શ્વનાથજીનાં પ્રતિમાજી અદ્દભુત છે. આ દેરાશર સુરતના શીરચંદ ઝવેરચંદે વિ. સં. ૧૮૬૦માં બંધાવ્યું છે. સ્હામે દેરાણી-જેઠાણીના ગોખલા સુંદર કોરણીવાળા છે. આ ટૂંકની બહાર કુંડ છે, અંદર ખોડીયાર દેવીનું સ્થાનક છે.

**હેમાભાઈ શેઠની ટૂંક :** અમદાવાદના નગરશેઠ કુટુંબના પુણ્યવાન નબીરા શેઠ હેમાભાઈએ આ ટુંક બંધાવી છે. મૂલનાયક શ્રી અજિતનાથ ભગવાન છે. તપાગચ્છાધિ-પતિ જગદ્દગુરુ શ્રી હીરસૂરીશ્વરજી મહારાજના સમયમાં શત્રુંજય પહાડનો કબજો અમદા-વાદના નગરશેઠ શાંતિદાસને સોંપાયેલો. એનો વહિવટ અમદાવાદનું નગરશેઠ કુટુંબ કરતું, તે શેઠ શાંતિદાસ ઝવેરીના પૌત્રના પુત્ર શેઠ હેમાભાઇ થાય. તેઓએ આ દેરાસરો વિ. સં. ૧૮૮૨માં બંધાવ્યાં અને વિ. સં. ૧૮૮૬માં મૂલનાયકની પ્રતિષ્ઠા થઇ હતી. નગરશેઠ હેમાભાઇ બહુ જ ઉદારદિલ તથા સખી ગૃહસ્થ હતા. ગિરિરાજની નીચે તલાટી તેમજ ગામમાં વંડા એમનાં બંધાવેલા છે. અમદાવાદ શહેરમાં પણ એમની સખાવતો સારા પ્રમાણમાં છે. આ ટૂંકમાં પુંડરીકજીનું અને બે ચૌમુખજીનાં દેરાસરો છે.

**શેઠાણી ઉજમબાઇની નંદીશ્વરદ્વીપની ટૂંક :** અમદાવાદના નગરશેઠ વખતચંદ ખુશાલચંદના ભાગ્યશાળી પુત્રી અને શેઠ હેમાભાઈના બ્હેન ઉજમબ્હેન કે જેઓ હેમાભાઈ-ના પુત્ર પ્રેમાભાઇ શેઠના ફઇ થતાં હોવાથી ઉજમફઈ તરીકે સુપ્રસિદ્ધ છે, તેમણે આ ટૂંક





બંધાવી છે. અહિં ૫૭ ચૌમુખની દેરીઓ નકશીદાર પત્થરની જાળીવાળી બંધાવી છે. નંદીશ્વરદ્વીપની રચના આમાં કરેલી છે. વિ. સં. ૧૮૯૩માં આ મંદિર તૈયાર કરેલું છે, બીજા બે દેરાસરો પણ આ ટૂંકમા છે. અમદાવાદમાં ઝવેરીવાડ–વાઘણ પોળમાં ઉજમફઈની ધર્મશાળા નામનો ઉપાશ્રય પણ આ શેઠાણીનો બંધાવેલો છે. આ ટૂંકમાં આવેલા ગોખ પરથી ગિરિરાજ પરના મંદિરોનું ભવ્ય દર્શન થાય છે.

**શેઠ સાકરચંદ પ્રેમચંદ મોદીની ટૂંક :** અમદાવાદવાળા શેઠ વખતચંદ પ્રેમચંદ તથા સાકરચંદ પ્રેમચંદ અહિં વિ. સં. ૧૮૮૮માં સંઘ લઈને આવ્યા, ત્યારે આ ટુંક બંધાવી શ્રી પાર્શ્વનાથ પ્રભુને તેઓએ બિરાજમાન કર્યાં છે. અહિં બીજા બે દેરાસરો અને ૨૧ દેરીઓ છે.

**છીપાવસહિની ટૂંક :** આ ટુંક છીપા ભાવસાર જૈનોએ બંધાવી છે. વિ. સં. ૧૭૯૧માં આ ટુંકના દેરાસરો બંધાવ્યા છે. મુખ્ય દેરાસરમાં શ્રી ઋષભદેવ ભગવાન બિરાજમાન છે. અન્યાન્ય દેરાસરોમાં શ્રી નેમિનાથ ભ૦નું તથા શ્રી શાંતિનાથ ભ૦નું અને શ્રી અજિતનાથ ભ૦ નું દેરાસર છે. રાયણનું વૃક્ષ તથા પગલાંઓ છે.

**ચૌમુખજીની ટૂંક :** શ્રી શત્રુંજય ગિરિરાજ પર ઉંચામાં ઉંચા ગિરિશૃંગ પર આ ટુંક આવેલી છે. દરિયાની સપાટીથી ૧૯૭૭ ફીટની ઉંચાઈએ આ ટુંક આવેલી છે. દૂર–દૂરથી ચૌમુખજીની ટુંકના મુખ્ય દેરાશરનું ભવ્ય, ઉત્તુંગ શિખર સહુ કોઈની નજરે ચઢે છે. અમદાવાદના શેઠ સવા સોમજીએ આ મંદિર વિ. સં. ૧૬૭૫ માં બંધાવીને પ્રભુજીને પ્રતિષ્ઠિત કર્યાં છે. શ્રી ઋષભદેવ સ્વામીનાં ભવ્ય ચાર પ્રતિમાજી અહિં મૂલનાયક તરીકે બિરાજમાન છે. વિમલવસહિની ટુંક સિવાયની બધીયે ટુંકોમાં આ ટુંક પ્રાચીન છે. આ ટુંકમાં સ્હામે પુંડરીક સ્વામીજીનું અને અન્યાન્ય દેરાસરો મળી કુલ ૧૧ દેરાસરો છે. આ ટુંકની પાછળ પાંડવના દેરાસરમાં પાંચપાંડવો, માતાકુંતી, સતીદ્રૌપદી આદિની મૂર્તિઓ છે. તેમજ સહસ્રકૂટ, ચૌદ રાજલોક, તથા સિદ્ધચક્રજીની આરસ પર રચના છે. સમવસરણની પણ અહિં રચના છે. આ ટુંકની બહાર પણ અનેક દેરાસરો છે, જેમાં ચંદ્રપ્રભસ્વામીનું શેઠ નરશી નાથાનું બંધાવેલું દેરાસર છે. તદુપરાંત દેવજી પુનશીનું, તથા શ્રી મરુદેવા માતાનું, ઈત્યાદિ દેરાસરો છે. બધી ટુંકોનો વહિવટ શેઠ આ૦ ક૦ ની પેઢી હસ્તક છે. શેઠ નરશી નાથાનું દેરાસર તેમજ શેઠ દેવજી પુનશીના દેરાસરની વ્યવસ્થા શેઠ નરશી નાથા ટ્રસ્ટના ટ્રસ્ટીઓ હસ્તક છે.

**શેઠ કેશવજી નાયકની ટૂંક :** કચ્છ નિવાસી શેઠ કેશવજી નાયકે આ મંદિર તેમજ દેરીઓ બંધાવી છે. પાછલ બધુંકામ અધુરૂં છે. મંદિરમાં મૂલનાયક શ્રી અભિનંદન સ્વામીજી છે. ઉપર પણ દેરાસર છે. આ મંદિરમાં વિ. સં ૧૯૨૧માં પ્રતિષ્ઠા થઇ છે. આ ટુંકની વ્યવસ્થા તેમના ટ્રસ્ટ હસ્તક ટ્રસ્ટીઓ કરે છે. આ નવ ટુંકના દરવાજા બહાર જે કુંડ છે તે વલ્લભકુંડ કહેવાય છે. અને શેઠ નરશી કેશવજીના મુનિમ વલ્લભ વસ્તાએ બંધાવ્યો છે.

આ રીતે શ્રી શત્રુંજય ગિરિરાજ પર સંખ્યાબંધ જિનમંદિરો પથરાયેલાં છે. એટલે આ ગિરિરાજને જિનમંદિરોનું નગર કહીએ તોયે વાસ્તવિક છે. જે કાળમાં એક ન્હાનું સરખું મંદિર બંધાવવામાં કે જૂના મંદિરનાં જીર્ણોદ્ધાર કાર્યમાં સંપત્તિ ખરચવામાં કેટ-કેટલી કઠીનતા છે. તે સમયે આવા સેંકડો ફીટની ઉંચાઈ પર ગગનચુંબી ભવ્ય જિન-મંદિરો બંધાવનાર પુણ્યવાનોનાં પવિત્ર હૃદયોમાં કેટ-કેટલી પ્રભુભક્તિ, આત્મશ્રદ્ધા તથા અપૂર્વ ઉદારતાનાં નિર્મલ, વિશુદ્ધ ઝરણાઓ વહેતાં હશે ? ખરેખર આ બધા મહા ભાગ્ય-શાલી આત્માઓ જીવન જીવી, સંપત્તિઓનો સદુપયોગ કરી સંસારમાં અમર બની ગયા. ધન્ય શ્રદ્ધા, ધન્ય ભક્તિ તથા ધન્ય છે તે પુણ્યશાળીઓની ધર્મ ભાવનાને !

**શ્રી શત્રુંજય મહાતીર્થનો મહિમા :** શ્રી શત્રુંજય મહાતીર્થ પ્રાયઃ શાશ્વતો છે. આ ગિરિરાજ પહેલા આરામાં ૮૦ યોજન પ્રમાણનો, બીજા આરામાં ૭૦, ત્રીજામાં ૬૦, ચોથામાં ૫૦, પાંચમા આરામાં ૧૨ યોજન પ્રમાણનો છે. છેવટે છઠ્ઠા આરાના અંતે ૭ હાથ પ્રમાણ રહેશે. આ ગિરિરાજ પર અનંત આત્માઓ સિદ્ધિપદ પામ્યા છે. જેઓનાં નામો ગણાય તેવાં નથી. છતાં વર્તમાનમાં જે પ્રસિદ્ધ મહાત્માઓ અહિં મોક્ષે ગયા છે, તેની ટુંક નોંધ આ પ્રમાણે છે-' શ્રી પુંડરીકસ્વામી ૫ ક્રોડની સાથે ચૈત્ર સુદિ ૧૫ ના દિવસે અહિં મોક્ષે ગયા છે. કાર્તિક પૂર્ણિમાના દિવસે દ્રાવિડ વારિખિલ્લ ૧૦ ક્રોડની સાથે મોક્ષે ગયા છે. તદુપરાંત નમિ-વિનમિ ૨ ક્રોડ, સગરમુનિ ૧ ક્રોડ, રામભરત ૩ ક્રોડ, શાંબ-પ્રદ્યુમ્ન ૮ાા ક્રોડ, શ્રી સારમુનિ ૧ ક્રોડ, સોમયશા ૧૩ ક્રોડ, નારદજી ૧ લાખ, વસુદેવની સ્ત્રી ૩૫ હજાર, શ્રી શાંતિનાથ પ્રભુના શિષ્યો દમિતારિ ૧૪ હજાર, પ્રદ્યુમ્નની સ્ત્રી ૪૪૦૦, થાવચ્ચાપુત્ર ૧ હજાર, શુકપરિવ્રાજક ૧ હજાર, શેલકસૂરિ ૫૦૦, સુભદ્રમુનિ ૭૦૦, જાલિ-મયાલિ અને ઉવયાલિ, દેવકીના છ પુત્રો, પાંચ પાંડવો ૨૦ ક્રોડ સાથે ઇત્યાદિ આ ગિરિરાજ પર અનશન કરી કર્મોને ખપાવી મોક્ષે ગયા છે.

**યાત્રિકોને સૂચના :** ગિરિરાજનો મહિમા અતિશય અદ્ભુત છે. માટે યાત્રા કરવા આવનાર યાત્રિકોએ અહિં આવીને વિવેકપૂર્વક વિધિનાપાલન સાથે આશાતનાનો ત્યાગ કરવો જોઇએ. ગિરિરાજ પર થૂંકવું, બળખો નાંખવો, નાક અંખેરવું, પેશાબ ઝાડો ન કરવો, તેમજ કોઈપણ અપવિત્ર કાર્ય ન જ કરવું. પાસે કપડું રાખીને એવું હોય તો એમાં ઉપયોગ રાખવો. ચામડાના જોડા, ચંપલ વગેરે પહેરીને ચઢવાથી તીર્થની આશાતના થાય છે. તેમજ આ ગિરિપર દુધ, દહિં કે કોઇપણ ચીજ ખાવી નહિં જોઇએ. આવા મહાપવિત્ર તીર્થની આશાતના કરવાથી.આત્મા, નિકાચીત કર્મોથી બંધાય છે. એ ભૂલવું જોઈતું નથી.

## ( ૨ ) તીર્થાધિરાજના ઉદ્ધારો તથા ઉપયોગી જાણવા જેવું :

**શ્રી શત્રુંજય તીર્થના ઉદ્ધારો :** શ્રી શત્રુંજય તીર્થ પ્રાયઃ શાશ્વત છે. અસંખ્યાતા ઉદ્ધારો આ તીર્થ પર થયા છે. પણ વર્તમાન અવસર્પિણી કાળમાં ૧૬ ઉદ્ધારો થયા છે.

(૧) ભ૦ શ્રી ઋષભદેવસ્વામીના પુત્ર ભરતચક્રવર્તીએ પહેલો ઉદ્ધાર કરાવ્યો. (૨) તેમની આઠમી પાટે દંડવીર્ય રાજાએ બીજો કરાવ્યો. (૩) પહેલા–બીજા તીર્થંકરના વચલ કાળમાં ઇશાનેન્દ્રે કરાવ્યો. (૪) ત્યારબાદ નવ ક્રોડ સાગરોપમ પછી મહેંદ્રઇંદ્રે કરાવ્યો. (૫) ૧૦ ક્રોડ સાગરોપમ પછી પાંચમા દેવલોકના ઇંદ્રે કરાવ્યો. (૬) ૧ લાખ ક્રોડ વર્ષબાદ ભવનપતિ નિકાયના ઇંદ્ર ચમરેન્દ્રે કરાવ્યો. (૭) શ્રી અજિતનાથ ભ૦ ના કાળમાં સગરચક્રવર્તીએ કરાવ્યો. (૮) શ્રી અભિનંદન સ્વામીના કાલમાં વ્યંતરેન્દ્રે કરાવ્યો. (૯) શ્રી ચંદ્રપ્રભસ્વામીના શાસનમાં ચંદ્રયશા રાજાએ કરાવ્યો. (૧૦) શ્રી શાંતિનાથ ભ૦ ના પુત્ર ચક્રાયુધે ૧૦ મો ઉદ્ધાર કરાવ્યો. (૧૧) શ્રી મુનિસુવતસ્વામીનાં શાસનમાં આઠમા બલદેવ શ્રી રામચંદ્રજીએ કરાવ્યો. (૧૨) શ્રી નેમિનાથ પ્રભુના શાસનમાં પાંચ પાંડવોએ ૧૨ મો ઉદ્ધાર કરાવ્યો. (૧૩) ત્યારબાદ ભ૦ શ્રી મહાવીરદેવનાં શાસનમાં પાંચમા આરામાં વિ. સં. ૧૦૮ ની સાલમાં શ્રી વજ્રસ્વામીના સદુપદેશથી મધુમતી નિવાસી જાવડશાએ ૧૩ મો ઉદ્ધાર કરાવ્યો. (૧૪) પરમાર્હત કુમારપાળ મહારાજાના સમયમાં વાગ્ભટ્ટ મંત્રીએ વિ. સં. ૧૨૧૩ માં ૧૪ મો ઉદ્ધાર કરાવ્યો. (૧૫) વિ. સં. ૧૪૪૧ માં સમરાશાહે કરાવ્યો. (૧૬) વર્તમાનમાં જે ચાલુ છે તે ૧૬ મો ઉદ્ધાર વિ. સં. ૧૫૮૭ ના વૈશાખ વદ ૬ ના ચિત્તોડના શ્રેષ્ઠી શ્રી કરમાશાહે કરાવ્યો છે. (૧૭) હવે ૧૭ મો ઉદ્ધાર પાંચમા આરાના અંતે દુપ્પસહસૂરિજીના ઉપદેશથી વિમલવાહન રાજા કરાવશે.

**ત્રણ ગાઉ, છ ગાઉ, તથા ૧૨ ગાઉની પ્રદક્ષિણા :** શ્રી શત્રુંજયના ગિરિરાજના બન્ને શિખરોની આજુબાજુની પ્રદક્ષિણા ફરી હનુમાનધારે અવાય છે આ દોઢ ગાઉની પ્રદક્ષિણા કહેવાય છે. ત્રણ ગાઉમાં રામપોળથી નીકળી રોહિશાલાના રસ્તે ઉતરવાનું રહે છે. રોહિશાળાનો રસ્તો કંઈક અંશે ઢાળવાળો છે. નીચે શ્રી ઋષભદેવ સ્વામીના પગલાં છે. ગામના નાકે સુંદર દેરાસર તથા ધર્મશાળા છે. પૂ૦ પાદ આ. મ. શ્રી વિજયનેમિસૂરિજી મ૦ ના સદુપદેશથી આ સ્થાન થયું છે. તેની વ્યવસ્થા શેઠ જિનદાસ ધર્મદાસની પેઢી કરે છે. છ ગાઉની પ્રદક્ષિણામાં રામપોળથી દેવકી ષટ્‌નંદનની દેરીનાં દર્શન કરી, પશ્ચિમ બાજુ જવાય છે. વચ્ચે ઉલખાકુંડ આગળ શ્રી ઋષભદેવ ભ૦ નાં પગલાંની દેરી આવે છે. આગળ ચિલ્લણ તળાવડી નજીક શ્રી અજિતનાથ ભ૦ તથા શાંતિનાથ ભ. નાં પગલાં છે. ત્યાંથી ભાડવાના પર્વત પર શાંબ–પ્રદ્યુમ્નના પગલાં છે. શ્રી કૃષ્ણવાસુદેવના આ પુત્રો સાડાઆઠ ક્રોડ મુનિઓ સાથે ફાગણ શુદિ ૧૩ ના અહિં મોક્ષે ગયાં છે. અહિંથી નીચે સિદ્ધવડ ઉતરવાનું છે. તેમજ ઘેટીની પાયગે જવા માટે ગિરિરાજની પશ્ચિમ બાજુની બારીએથી ઘેટીની પાયગે શ્રી ઋષભદેવ સ્વામીનાં પગલાં છે. નીચે આદિપર ગામ છે. વચ્ચે કુંડ આગળ ૨૪ તીર્થંકરોના પગલાં છે. તેમજ શ્રી સિદ્ધગિરિજીની બાર ગાઉની સ્પર્શનાએ જવાને પાલીતાણાથી રોહીશાળા થઇ ભંડારીયા જવાય છે. અહિં એક દેરાસર

શિખરબંધી છે. માળ પર પણ પ્રભુજી છે. ત્યાથી કદંબગિરિ જવાય છે કદંબગિરિ તીર્થ મહિમાવંતુ છે. ગઇ ચોવીશીના બીજા તીર્થંકર શ્રી નિર્વાણી ભગવંતના કદંબ નામના ગણધર અહિં ક્રોડાના પરિવારની સાથે મોક્ષે ગયા છે. અહિં ગામમા બાવન જિનાલયનું સુંદર મંદિર, ધર્મશાળા, ભોજનશાળા તથા જ્ઞાનમંદિર ઇત્યાદિ છે તેમજ ગિરિવર પર વચ્ચે શ્રી આદીશ્વર ભ૦ ના, શ્રી નેમિનાથ ભ૦ ના સુંદર ભવ્ય મંદિરો છે. સમવસરણની આરસની રચના છે તેમજ શત્રુંજય તીર્થની રચના છે. અહિંથી ઉપર ચઢાવ ચઢીને ઠેઠ ઉપર કદંબ ગણધરના તથા નિર્વાણી તીર્થંકરના પગલા છે. પાલીતાણાથી સીધા ભંડારીયા ૪ ગાઉ થાય છે. અને ત્યાથી કદંબગિરિ ૧॥ ગાઉ થાય છે કદંબગિરિથી બે ગાઉ ચોક છે. ચોકમા નાનું સુંદર મંદિર છે અને ધર્મશાળા છે અહિંથી નદી ઉતરીને હસ્તગિરિ પર્વત પર જવાય છે. હાલ ઉપર જવાનો રસ્તો કેટલીક જગ્યાએ તૂટી ગયો છે, ભરત ચક્રવર્તીના સૈન્યના હાથી આદિ આ સ્થાને અનશન કરીને સહુ સ્વર્ગે ગયેલ છે, ઉપર સુંદર દેરી છે અહિંથી જાળીયા થઈ ઘેટી ગામ થઇ પાલીતાણા શહેરમા જવાય છે શ્રી શત્રુંજય મહાતીર્થની અનેક પાગો ગણાય છે તેમા ઘેટીની પાગ, રોહિશાળાની પાગ, તથા શત્રુંજય નદીની પાગ મુખ્ય ગણાય છે રામપોળથી નીકળતા ડાબી બાજુનો રસ્તો સીધો જે પૂર્વ બાજુ જાય છે, તે જીવાપર ગામ થઈ શત્રુંજય નદીની તરફ જાય છે, નદીના કિનારે પ્રભુજીના પગલા છે હમણા આ સ્થાનનો જીર્ણોદ્ધાર થયો છે દેરીને ફરતો કોટ થયો છે.

**પાલીતાણા શહેરમાં દેરાસરો તથા ધર્મશાળાઓ :** હિંદભરના જૈનોનું એક અને અનુપમ યાત્રાધામ અહિં હોવાથી પાલીતાણામા જૈન ધર્મશાળાઓ સંખ્યાબંધ છે. શહેરમા પણ શેઠ હેમાભાઈની, મોતીશા શેઠની, વોરા અમરચંદ જસરાજની તથા શેઠ સુરજમલની તેમજ સાત ઓરડાની ઈત્યાદિ સંખ્યાબંધ ધર્મશાળાઓ છે તદુપરાત રણશી દેવરાજની, મહાજનનો વંડો, નરશી નાથાની, કેશવજી નાયકની, મોતીસુખીયાની, નગીનચંદ કપૂરચંદની, ઘોઘાવાળી, ચાંદભુવન, ચંપા નિવાસ, કલ્યાણ ભુવન, કંકુબાઈની, ખુશાલ ભુવન, ગિરિવિહાર, પુરબાઇની, દેવસી પુનસીની, મગન મોદીની, જીવન નિવાસ, બ્રહ્મચર્યાશ્રમ, જસકોરની, પન્નાલાલજીની, કોટાવાળાની, પંજાબી ભુવન, બાબુ માધવલાલની, પાટણવાળાની, તથા આરીસા ભુવન, નહાર બીલ્ડીંગ ઇત્યાદિ સંખ્યાબંધ ધર્મશાળાઓ છે

**પાલીતાણા શહેરમાં જૈન મંદિરો ·** જૈન મંદિરો પણ આ ભૂમિમા સંખ્યાબંધ છે. તલાટીપર શ્રી વર્ધમાન જૈન આગમ મંદિર ભવ્ય તથા રમણીય છે ૨૦ વિહરમાન, ૨૪ તીર્થંકરો આ રીતે ૪૪ ચોમુખજીની દેરીઓ ચોમેર અને વચ્ચે ચાર શાશ્વતા પ્રભુજીનું મુખ્ય દેરાસર અને સાથે ૪૫ આગમોને આરસના પત્થરો પર સુંદર સ્વચ્છ અક્ષરોમા ચારે બાજુની દીવાલોમાં અંકિત કરવામા આવ્યાં છે. તેના ઉપર સુંદર કેબી કાચ મઢવામા આવ્યાં છે દેરાસર વિશાલ છે વિ. સં. ૧૯૯૯ ની સાલમા અહિં આચાર્ય

મહારાજ શ્રી સાગરાનંદસૂરિજીનાં શુભહસ્તે પ્રતિષ્ઠા થઈ છે. બાજુમાં શ્રી સિદ્ધચક્ર ભગવાનનું મંદિર છે. અને ચારે બાજુ દીવાલોમાં ચોવીસે ભગવંતની સાથે ગણધરોની મૂર્તિઓ બિરાજમાન છે. નીચે ભોંયરૂં છે. ઉપર પણ દેરાસર છે. તલાટીમાં જૈન સોસાયટીના બંગલાઓની વચ્ચે સુંદર નાજુક દેવ વિમાન જેવું રમણીય મંદિર છે. મૂલનાયક શ્રી વાસુપૂજ્ય સ્વામીજી છે, જેની પ્રતિષ્ઠા વિ. સં. ૨૦૦૭ માં થઈ છે. આ સિવાય ધર્મશાળાઓમાં દેરાસરો છે. માધવલાલજીની ધર્મશાલામાં સુમતિનાથ ભ૦ નું દેરાસર છે. જશકોરમાં પાર્શ્વનાથ ભ૦ નું દેરાસર છે. નરસી નાથાની ધર્મશાળામાં શ્રી ચંદ્રપ્રભસ્વામીનું દેરાસરછે. વીરબાઈની પાઠશાળામાં મહાવીર સ્વામીનું દેરાસર છે. કેશવજી નાયકની ધર્મશાળામાં શાશ્વતા ચૌમુખજીનું દેરાસર છે. બાલાશ્રમમાં પાર્શ્વનાથ ભગવાનનું દેરાસર છે. આ સિવાય આરિસા ભુવન-ધર્મશાળામાં તથા પંજાબી ભુવનની ધર્મશાળામાં પણ પ્રભુજીને ઘર મંદિરમાં બિરાજમાન કર્યા છે. મોતી સુખીયાની ધર્મશાળામાં શ્રી ઋષભદેવ પ્રભુનું દેરાસર છે. તેમજ કંકુબાઈ તથા શ્રાવિકાશ્રમમાં પણ ઘરદેરાસર છે. ગામમાં શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીની જોડે શ્રી આદીશ્વર ભગવાનનું સુંદર દેરાસર છે. આ દેરાસર દીવ બંદરના શેઠ દીપચંદ ભીમશીએ વિ. સં. ૧૮૭૧ માં બંધાવીને પ્રભુજીની પ્રતિષ્ઠા કરાવી છે. બીજું દેરાસર બજારમાં ગોડીપાર્શ્વનાથનું છે. જેનો જીર્ણોદ્ધાર વિ. સં. ૧૯૯૦ ની સાલમાં થયો છે. આ મંદિર જમીનથી ઊંચે છે. બે મજલાનું વિશાલ છે. મૂલ સુરત નિવાસી ભણશાળી હીરાચંદના ધર્મપત્નીએ વિ. સં. ૧૮૫૦ ની સાલમાં પોતાનાં મકાનમાં પ્રભુજીને પધરાવેલા ત્યારબાદ ક્રમશઃ આ દેરાસર વધતું ગયું. ગોરજીના ડેલામાં એક દેરાસર છે. તેમજ સ્ટેશન પર શ્રી યશોવિજયજી ગુરૂકુળમાં દેરાસર છે, ત્યાં મૂલનાયક શ્રી સુમતિનાથ પ્રભુ બિરાજમાન છે.

એકંદરે પવિત્ર ગિરિરાજની છત્ર છાયામાં આત્મ કલ્યાણના આરાધક શ્રી ચતુર્વિધ સંઘને દરેક પ્રકારની સુવિધા અહિં મળી રહે છે. જો વિવેકપૂર્વક એનો સદુપયોગ થાય તો આત્માનું હિત, આવા કાળમાં પણ અહિં સહેલાઈથી સાધી શકાય છે.

યાત્રિકો માટે ગિરિરાજની તલાટીએ દરરોજ ભાથું અપાય છે, તેમજ યાત્રિકોની સગવડ માટે ધર્મશાળાઓની નજીકમાં ભોજનશાળા છે. જે કેવળ સંઘની ભક્તિ માટે સંઘ દ્વારા ચાલે છે. શ્રી વર્ધમાન તપ આયંબિલ ખાતું પણ વ્યવસ્થિત રીતે પ્રગતિ સાધી રહ્યું છે. ઉકાળેલા પાણીની પણ અહિં વ્યવસ્થા રહે છે.

## ( ૩ ) આજુબાજુનાં પ્રસિદ્ધ યાત્રાસ્થળો :

**ભાવનગરઃ** પાલીતાણાથી શિહોર થઈ ભાવનગર જવાય છે, વચ્ચે વરતેજ ગામમાં સુંદર દેરાસર તથા ઉપાશ્રય છે. વિ. સં. ૧૭૭૯ ના અક્ષય તૃતીયાના દિવસે ભાવસિંહજીએ ભાવનગર વસાવ્યું. આ પહેલાં અહિં જુનું ગામ વડવા હતું. ભાવનગર શહેર

બંદર છે. જૈન વસતિ દિન પ્રતિદિન અહિં વધતી રહે છે. આજે લગભગ ૧૦ હજારની સંખ્યામાં જૈનોની વસતિ છે. શહેરના મધ્ય ભાગમાં વિશાળ ચોકમાં શ્રી આદીશ્વર ભગવાનનું સુંદર દેરાસર છે. આજુબાજુ પણ ન્હાનાં ન્હાનાં દેરાસરો છે. દેરાસરો આદિ ધર્મસ્થાનોનો વહિવટ શ્રી સંઘની પેઢી શેઠ ડોસાભાઇ અભેચંદના નામે કરે છે. શ્રી વૃદ્ધિચંદ્રજી જૈન સામાયિકશાળા પણ અહિં છે. બાજુમાં વોરા બજારમાં શ્રી ગોડીપાર્શ્વનાથજીનું સુંદર દેરાસર છે. અહિં ત્રણ દેરાસરો ભેગાં છે, વચ્ચે ચોકમાં શ્રી ગૌતમસ્વામીજીનું મંદિર છે.

કરચલીયા પરામાં, તથા વડવામાં શ્રી ચંદ્રપ્રભસ્વામીજીનું દેરાસર છે. શહેર બહાર તખ્તેશ્વર પ્લોટમાં દાદાસાહેબ તરીકે ઓળખાતા સ્થાનમાં વિશાલ ચોકમાં ભવ્ય જિનમંદિર છે. મૂલનાયક શ્રી મહાવીર ભગવાનનાં પ્રતિમાજી અદ્ભુત તેમજ મહાપ્રભાવિક છે. દેરાસર તીર્થભૂમિ જેવું રમણીય છે. સ્હામે પણ દેરાસર છે. કૃષ્ણનગરમાં હમણાં નવું દેરાસર તૈયાર થયું છે, જેમાં શ્રી મહાવીરસ્વામી પ્રભુને વિ. સં. ૨૦૧૦માં પ્રતિષ્ઠિત કર્યા છે. શહેરમાં મારવાડીના વંડા તરીકે ઓળખાતો ઉપાશ્રય છે. વડવામાં તથા કૃષ્ણનગરમાં ઉપાશ્રયો છે. સ્ટેશન પર બે જૈન ધર્મશાળાઓ છે, એક દેરાસર છે. અહિં જૈન ભોજનશાળા છે તથા વર્ધમાન તપ આયંબિલ ખાતું છે.

**ઘોઘાઃ** ભાવનગરથી લગભગ ૧૪ માઇલ પર ઘોઘા બંદર છે. અહિં નવખંડા પાર્શ્વનાથજીનું ઐતિહાસિક તીર્થધામ છે. વિ. સં. ૧૧૬૮માં આ. મ. શ્રી મહેન્દ્રસૂરિજીએ આ પ્રભુજીની અંજનશલાકા કરાવી છે. આ મહોત્સવમાં પોતાની સંપત્તિનો સદ્વ્યય કરનાર નાણાવટી હીરા શેઠ હતા. બાદ મુસ્લીમોના હાથે આ પ્રતિમાજીનો ભંગ થયો, તેના નવ ટુકડાઓ થયા. બાદ અધિષ્ઠાયક દેવે રૂના પોલમાં અથવા લાપસીમાં ભરીને પ્રતિમાજી રાખવાનું કહ્યું. ત્યાંના સંઘે અધીરાઈ કરી, પરિણામે પ્રતિમાજીને નવ સાંધા રહી ગયા. જે આજે પણ જણાય છે. ત્યારથી આ પ્રતિમાજી 'નવખંડા પાર્શ્વનાથ' ના નામથી પ્રસિદ્ધ થયા. પ્રતિમાજી બહુ જ પ્રભાવિક તથા ભવ્ય છે. મંદિર રમણીય છે. અન્ય પણ અનેક મંદિરો અહિં છે. શહેર બહુ જ ઐતિહાસિક છે. જુના સમયમાં આ બંદર મોટું વ્યાપારી મથક હતું, જૈનોની વસતિ ઘણી હતી. પણ વ્યાપાર પડી ભાંગતા શહેરનો પુરાણો વૈભવ આજે નામશેષ થતો જાય છે. 'લંકાની લાડી ને ઘોઘાનો વર' એ જુની કહેવત પણ આ સ્થાનની પ્રાચીનતાની સાક્ષી પૂરે છે. ગામમાં ઉપાશ્રય તથા ધર્મશાળા છે. યાત્રિકોને ભાથું અપાય છે. તીર્થની વ્યવસ્થા ઘોઘાનો સંઘ, શ્રી કાળા મીઠાની પેઢીના નામે કરે છે.

**તલાજાઃ** ભાવનગરથી નાની રેલ્વે દ્વારા ૨૨ માઇલ પર તલાજા સ્ટેશન આવે છે. વળી પાલીતાણાથી મોટર રસ્તે ૨૦ માઇલ તલાજા થાય છે. સ્ટેશનથી નજીકમાં જ તલાજાનો નાનો પહાડ છે. જે તાલધ્વજ ગિરિ કહેવાય છે. પૂર્વકાળમાં શ્રી શત્રુંજય ગિરિરાજની આ ટુંક ગણાતી. પહાડનો ચઢાવ સામાન્ય છે, પગથીયાં બાંધેલાં છે. ગિરિરાજ ઉપર

ત્રણ સુંદર જિનમંદિરો છે. પહેલું શ્રી પાર્શ્વનાથનું ભોંયરાવાળું વિશાલ દેરાસર છે. ઉપર મજલા પર પણ પ્રભુજી બિરાજમાન છે. થોડા વર્ષો પહેલાં તલાજા ગામના ખેતરમાંથી પાર્શ્વનાથ પ્રભુ પ્રગટ થયા હતા. બાદ પૂ૦ પાદ આચાર્ય મહારાજ શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મહારાજના શુભ ઉપદેશથી અમદાવાદના લક્ષ્મીબહેન શેઠાણીએ અહિં દેરાસર બંધાવ્યું. આની પ્રતિષ્ઠા વિ. સં. ૧૯૮૦ની સાલમાં થઈ છે ત્યારબાદ બીજું દેરાસર આવે છે. આ દેરાસરના ચોકમાં ત્રણે બાજુએ દેરીઓ છે. વચ્ચે શ્રી સુમતિનાથ ભગવાનનું પ્રાચીન મંદિર છે. તલાજા તીર્થના અધિપતિ તેમજ સાચા દેવ તરીકે આ ભગવાન સુપ્રસિદ્ધ છે, મંદિર પ્રાચીન છે. આ દેરાસરનો જીર્ણોદ્ધાર વિ. સં. ૧૮૭૨માં બાબુ ધનપતસિંહે કરાવ્યો હતો. પ્રભુના ગભારામાં ઘીનો અખંડ દીવો બળે છે. પણ દીવાની જ્યોત ગોખલામાં જે ભાગને સ્પર્શે છે તે જગ્યા પીળા રંગવાળી બને છે. મૂલ મંદિરની જમણી બાજુએ એક ભાગમાં દેરીઓ હતી. ત્યારબાદ ભાવનગરના સદ્‌ગૃહસ્થોની કમિટિ હસ્તક જયારે આ તીર્થનો વહિવટ આવ્યો ત્યારે અહિં બાવન જિનાલય કરવાનો નિર્ણય થયો. અને બાકીની દેરીઓનું કામ ચાલુ થયું. દેરાસરના કોટમાં તથા બહારના દેખાવમાં ઘણો સુધારો થઈ ગયો છે. મૂલનાયકજીની સ્હામે જ દેરાસરનો મુખ્ય દરવાજો થયો છે. જીર્ણોદ્ધાર તથા દેરીઓનું કામ ચાલે છે. લાખો રૂા. ખરચાયા છે અને મહોત્સવપૂર્વક વિ. સં. ૨૦૧૦માં પ્રતિષ્ઠા થઈ છે. આ દેરાસરની ઉપર પગથીયાઓ ચઢીને ચૌમુખજીની ટુંકમાં જવાય છે. અહિં ચૌમુખજી બિરાજમાન છે. આ મંદિરની બહાર ચોક વિશાળ છે. સ્હામે પશ્ચિમ દિશા બાજુ શ્રી શત્રુંજય ગિરિરાજનાં ગગનચુંબી વિશાળ જિનમંદિરો દેખાય છે. જાણે ઇંદ્રના ઐરાવણ હાથી પર ઝૂલતી અંબાડીની જેમ આ જિનમંદિરો જણાય છે. પૂર્વમાં દરિયો દેખાય છે. ગામમાં શ્રી શાંતિનાથ ભગવાનનું સુંદર દેરાસર છે. તેમજ હમણાં ખેતરમાંથી નીકળેલા સંપ્રતિમહારાજના સમયનાં પ્રતિમાજી તથા અન્ય પ્રભુજી બાજુના હોલમાં બિરાજમાન છે. તલાજી નદીના નાકે બાબુની ધર્મશાળા છે. ઉપાશ્રય છે. જૈન ભોજનશાળાની વ્યવસ્થા છે. આયંબિલખાતું પણ ચાલે છે. ગિરિપર ચઢતાં પહેલાં ભાવનગર નિવાસી શેઠ આણંદજી પુરુષોત્તમની ધર્મશાળા છે.

**મહુવાઃ** પૂર્વકાલમાં 'મધુમતી' તરીકે ઓળખાતું આ શહેર મહુવા ઇતિહાસ પ્રસિદ્ધ છે. શત્રુંજય મહાતીર્થનો ૧૩ મો ઉદ્ધાર કરનાર સંઘપતિ જાવડશા શેઠે વિ. સં. ૧૦૮ માં યુગપ્રધાન આ૦ મ૦ શ્રી વજ્રસ્વામીના સદુપદેશથી શત્રુંજય તીર્થનો ઉદ્ધાર કરાવ્યો હતો. તેઓ આ નગરીના હતા. કુમારપાલ રાજાના સંઘમાં શ્રી સિદ્ધગિરિજી પર સવાક્રોડ સોનૈયા બોલી તીર્થમાળા પોતાના માતાજીને પહેરાવનાર શ્રી જગડુશા આ મહુવાના હતા. અહિં ચરમતીર્થ પતિ શ્ર૦ શ્રી મહાવીરદેવનું સુંદર, વિશાલ તથા દેવ વિમાન જેવું અલૌકિક મંદિર છે. મૂલ નાયક પ્રભુજીનું બિંબ સાક્ષાત ભગવાન શ્રી મહાવીર દેવનાં લોકોત્તર સૌંદર્યની ઝાંખી કરાવનારૂં અનુપમ છે. ભગવાનના ભાઈ નંદિવર્ધને ભગવાનની વિદ્યમાનતામાં આ

બિંબ ભરાયું હોવાનો પ્રઘોષ છે. પ્રતિમાજી ભગવાનનાં શરીર પ્રમાણ છે. આ મંદિરની બાજુમાં ત્રણ માળનું ભવ્ય મંદિર પૂ. પાદ સ્વ. આ. મ. શ્રી વિજયનેમિ સૂરીશ્વરજી મ૦ શ્રીના સદુપદેશથી તૈયાર થયું છે. આમાં પાંચ મંદિરો છે. આની પ્રતિષ્ઠા પૂ. સ્વર્ગીય આચાર્યદેવશ્રીના પટ્ટાલંકાર આ૦ મ૦ શ્રી વિજયોદયસૂરિજીનાં શુભ હસ્તે વિ. સં. ૨૦૦૬ ની સાલમાં થઈ છે. આ મંદિરોથી આ ભૂમિ સાચે જ મહાતીર્થ ભૂમિ બની છે. ગામ બહાર સ્ટેશન પર ધર્મશાળા છે. ગામમાં ભોજનશાળા તથા આયંબીલખાતું છે. જૈનોની વસતિ અહિં સારા પ્રમાણમાં છે. આજુબાજુનો પ્રદેશ બાગ-બગીચાથી લીલોછમ છે. આંબા, કેળા, નારીયેલી તથા સોપારીઓના બાગો અહિં ઘણા છે. હાથીદાંતનું કામ તથા લાકડાના રંગ-બેરંગી રમકડાનું કામ અહિં ઘણું થાય છે.

## (૪) તીર્થાધિરાજ શ્રી ગિરનારજી : પરિચય અને ઇતિહાસ :

**તીર્થાધિરાજશ્રી ગિરિનારજી :** મહુવાથી ઢસા થઇને અને પાલીતાણાથી શિહોર, ધોળા, ઢસા થઇને જેતલસરથી જુનાગઢ જવાય છે. મહુવાથી પગ રસ્તે સાવરકુંડલા થઈ જુનાગઢ જવાય છે. સાવરકુંડલામાં શ્રી ધર્મનાથજીનું તથા હમણાં નવું તૈયાર થયેલું શ્રી શાંતિનાથજીનું આમ બે સુંદર દેરાસરો છે. શ્રાવકોની વસતિ ઉપાશ્રયો, આયંબીલખાતું આદિ છે. ગામ બહાર ટેકરીપરથી સ્હવારના સૂર્યોદય વેળાયે શ્રી શત્રુંજય ગિરિરાજનાં પવિત્ર દર્શન થાય છે. સાંજના સૂર્યાસ્ત પહેલાં પશ્ચિમ બાજુએ શ્રી ગિરિનારજીનાં પણ દર્શન અહિંથી થાય છે. શ્રી સિદ્ધગિરિજી અહિંથી ૪૦ માઇલ થાય અને શ્રી ગિરિનારજી ૮૦ માઇલ થાય છે.

**જુનાગઢ શહેર:** શ્રી ગિરનારજી તીર્થની તલાટીનું ગામ જુનાગઢ છે. જુનાગઢ શહેરે ભૂતકાળમાં ઘણી લીલી-સૂકી જોઈ છે. સિદ્ધરાજ જયસિંહના સમયે જુનાગઢ-જીર્ણદુર્ગનો રાજા રાંખેંગાર હતો. અત્યારે તે સમયના ઐતિહાસિક અવશેષો મળી રહે છે. હિંદુ રાજાઓની પડતી થતાં આ શહેરમાં બાબીવંશના મુસ્લીમ રાજાઓનું રાજ્ય સ્થપાયું અને આજે એ નવાબી સત્તા પણ અસ્ત પામી ચૂકી છે. કાલબળની આગળ કોઇનું કશુંયે ચાલતું નથી. જુનાગઢ સ્ટેશનથી જેમ જેમ આગળ ધપીએ તેમ તેમ સ્ટેટ વખતના રાજ્ય મકાનો, મસ્જીદો, મકબરા જોવા મળે છે. બજારમાં થઇને જતાં ઠેઠ નાકા પર આપણું સુંદર જિનમંદિર આવે છે. દેરાસર ભવ્ય છે. મૂલનાયક શ્રી મહાવીરસ્વામીના પ્રતિમાજી સુંદર છે. જે સંપ્રતિ મહારાજના સમયના છે. બાજુમાં શ્રી નેમિનાથ સ્વામીનું નવું મંદિર છે, જેની પ્રતિષ્ઠા હમણાં વિ. સં. ૨૦૧૦ માં થઇ છે, યાત્રાળુઓ માટે શેઠ હેમાભાઇની ધર્મશાળા છે. અહિંના દેરાસર આદિનો વહિવટ અમદાવાદની શેઠ આ. ક. ની પેઢી શેઠ દેવચંદ લખમીચંદના નામે કરે છે. ગામમાં ભોજનશાળા તથા આયંબીલ ખાતાની વ્યવસ્થા છે.

અહિંથી ગિરનારજીની તલાટી ૩ માઇલ થાય છે. રસ્તામાં ઉપરકોટનો રસ્તો આવે છે. ઉપરકોટમાં જુના જમાનાના ભોંયરાઓ, અનાજના કોઠારો, તથા રા'નવઘણ કૂવો, અડી કડીની વાવ, તથા ઇજીપ્તમાં બનેલી અને અહિં રાખેલી ઇ. સ. ૧૫૩૩ ના ગાળાની લીલમ તોપ, ચૂડાનાલા તોપ, રા'ખેંગારનો રાજમહેલ જે હાલ મસ્જીદ છે વગેરે ઐતિહાસિક અવશેષો આવેલા છે. દરવાજા બહાર અશોક, સંપ્રતિ, રૂદ્રદામા તથા સ્કંદગુપ્તના શિલાલેખો આવે છે (વાસ્તવિક તો સંપ્રતિ મહારાજાના છે) અને ૨૭૫ ફીટ ઉંડો દામોદરકુંડ પણ જોવા મળે છે. અહિંથી તલાટીની સીધી સડક છે.

**તલાટી પરનાં દેરાસર ધર્મશાળા :** શ્રી ગિરનારજીની તલાટીમાં સુરતનિવાસી શેઠ પ્રેમચંદ રાયચંદની જૈન ધર્મશાળા છે. સુંદર જિનમંદિર છે. તેની નજીકમાં સંઘવી ફુલચંદભાઈની ધર્મશાળા છે. ધર્મશાળામાં જૈન ભોજનશાળા છે. તેમજ યાત્રિકોને ભાથું પણ અપાય છે. આ ધર્મશાળાની તથા ભાથાની વ્યવસ્થા પેઢી તરફથી છે. ભોજનશાળાનો ખાસ કમિટિ હસ્તક વહિવટ છે. બીજું એક નવું જિનમંદિર પણ તૈયાર થઇ રહ્યું છે. અહિં ચોમેર વિશાળ વનરાજી પથરાયેલી છે. જમીન લીલીછમ હરીઆળી છે. વાંસના તથા સાગના વૃક્ષો પણ જોવા મળે છે. અહિં નજીકમાં સિદ્ધરાજ જયસિંહે બંધાવેલી 'એક ચડા'ની વાવ છે. પાસે જ ગિરનાર પર જવાનો દરવાજો છે. દરવાજાની જમણી બાજુએ શ્રી નેમિનાથ ભગવાનનાં પગલાં છે. ઉપર ચઢતાં વચ્ચે ગરમ પાણી તથા ઠંડા પાણીની પરબો આવે છે. ચોમેર ગીચ ઝાડી છે. ચોમેર પક્ષીઓનો મધુર કલરવ સંભળાય છે. આમ કરતાં લગભગ ચાર હજાર પગથીઆં ચઢી રહ્યા બાદ આપણે ઉપર પહોંચીએ છીએ. વચ્ચે કાઉસ્સગ્ગીયા તથા પ્રભુ મૂર્તિ આવે છે. વિસામાઓ, પાણીનાં ટાંકા તથા ઇતરધર્મી બાવાઓની મઢી આદિ આવે છે. એક જગ્યાએ જુના પગથીઆ કરાવ્યાનો લેખ આવે છે. સં. ૧૨૨૨ ની સાલનો તેમાં ઉલ્લેખ છે. આગળ બીજા લેખમાં ૧૬૮૩ કાર્તિક વદિ ૩ સોમવારના ગિરનારની પાજનો ઉદ્ધાર દીવના સંઘે કરાવ્યો એવો લેખ આવે છે.

**શ્રી નેમિનાથજી પ્રભુની મ્હોટી ટુંક :** તીર્થાધિરાજ શ્રી ગિરનારજીના મંદિરોમાં પ્રવેશ કરતાં પહેલાં કોટ આવે છે. દરવાજામાં થઇને અંદર પેસતાં ડાબી બાજુએ યદુકુલ-તિલક બાળબ્રહ્મચારી શ્રી નેમિનાથ ભગવાનની મ્હોટી ટુંક આવે છે. દરવાજામાં પેસતાં ચોકીદારોને રહેવાની જગ્યા છે. ડાબી બાજુ ધર્મશાળા છે. ચોક મૂકયા પછી પૂજારીઓની ઓરડીઓનો મોટો ચોક આવે છે. અહિંથી મૂળનાયકજીના ચોકમાં જવાય છે. આ ચોક ૧૩૦×૧૯૦ ફીટ પહોળો તેમજ લાંબો છે. આમાં મુખ્ય મંદિર શ્રી નેમિનાથ ભગવાનનું છે. આ દેરાસર વિશાળ તથા રમણીય છે. આનો રંગમંડપ ૪૧½ ફીટ પહોળો અને ૪૪½ ફીટ લાંબો છે. ગભારામાં શ્રી નેમિનાથ ભગવાનના શ્યામ મનહર પ્રતિમાજી બિરાજમાન છે. મૂલ ગભારાની આસપાસ પ્રદક્ષિણા છે. તેમાં તીર્થંકર દેવોની મૂર્તિઓ, યક્ષ, યક્ષિણી

તથા સમેત શિખર, નંદીશ્વર દ્વીપ આદિ છે. દેરાસરની બહારનો રંગમંડપ પણ પહોળો તથા લાંબો છે તેના બન્ને બાજુના ઓટલાઓ પર પગલાઓ છે.

**પ્રાચીન ઇતિહાસ :** આ દેરાસર ખૂબ જ પ્રાચીન છે. કાશ્મીરદેશના રત્નાશા શ્રાવકે વિ. સં. ૬૦૯ માં દેવસાન્નિધ્યથી અહિં પ્રતિમાજી પધરાવી મંદિર બંધાવીને તેમાં પ્રતિષ્ઠા કરાવી. બાદ સિદ્ધરાજ જયસિંહના સમયમાં સજ્જન મંત્રીએ પણ અહિં જીર્ણોદ્ધાર કરાવ્યો છે. આ ઉદ્ધાર તેમણે વિ. સં. ૧૧૮૫ લગભગ કરાવ્યો હતો. જેમાં સોરઠ દેશની ઉપજ ખર્ચી હતી. બાદ મહારાજા સિદ્ધરાજે એ ઉપજ પોતાના ભંડારમાંથી ભરી, જિનમંદિરના જીર્ણોદ્ધારનો પુણ્ય લાભ મેળવ્યો હતો. મહારાજા કુમારપાળના રાજ્ય કાળમા સજ્જન મંત્રીના બંધુ આમ્રભટ્ટે ગિરનાર પર પગથીઆ બંધાવ્યાની હકીકત પણ ઇતિહાસમાંથી મળી રહે છે. મૂળનાયકના પ્રતિમાજીનો એક ઇતિહાસ એવો છે કે, ગઈ ચોવીશીના ત્રીજા તીર્થંકરદેવ શ્રી સાગર પ્રભુના ઉપદેશથી પાંચમા દેવલોકના ઇંદ્રે આ પ્રતિમાજી ભરાવ્યા હતા. તે ભગવાન શ્રી નેમિનાથ પ્રભુના કાળ સુધી ત્યાં દેવલોકમાં રહ્યા. બાદ શ્રી કૃષ્ણ વાસુદેવના ગૃહમંદિરમાં રહ્યા. અને દ્વારિકાના દાહ વેળાયે અંબિકા દેવીના વિમાનમાં ગયા. બાદ રત્નાશાહ શ્રાવકની ભક્તિથી દેવીએ અહિં સ્થાપન કર્યાં છે. આજે આ પ્રતિમાજીને અસંખ્યાતા વર્ષો વીતી ગયા છે.[1] મૂલનાયકના મંદિરની પાછળ જગમાલનું દેરાસર છે. તેમાં શ્રી આદીશ્વર ભગવાનનાં પ્રતિમાજી છે. આ ટુંકમાં ભોંયરામાં શ્રી અમીઝરા પાર્શ્વનાથજીની સુંદર સુપ્રસન્ન, તેજસ્વી પ્રતિમાજી છે. જે સંપ્રતિ મહારાજાના સમયના છે. ડાબી બાજુએ નેમિનાથ ભગવાનના પ્રાચીન પ્રતિમાજી છે. ચોકમાં મોટી પ્રદક્ષિણામાં પ્રતિમાજી તથા પગલાઓ છે. તેમા મૂલનાયકના મોટા પગલા છે દરવાજા બહાર જમણી બાજુએ શ્રી અંબિકા દેવીની મૂર્તિ છે. ટુંકોમા ઉત્તર તરફ અદબદજી—શ્રી ઋષભદેવ ભ૦ ની મોટી મૂર્તિ છે. સામે પાચ મેરુનું મંદિર છે. ચાર બાજુ ચાર મેરુ, અને વચમાં એક મેરુ, આ પાચેય મેરુમાં ચૌમુખજી પ્રતિમા બિરાજમાન છે.

**માનસંગ ભોજરાજની ટુંક :** શ્રી નેમિનાથ દાદાની ટુંકના દરવાજા સામે માનસંગ ભોજરાજની ટુંક છે, તેમા એક મંદિર છે. મૂળનાયક શ્રી સંભવનાથ પ્રભુ બિરાજમાન છે. પહેલાં ચોક આવે છે. ચોકમાં સૂરજકુંડ આવે છે. આ કુંડ કચ્છ–માંડવીના વીશા ઓસવાળ માનસંગે બંધાવ્યો છે. દેરાસરનો જીર્ણોદ્ધાર પણ આ માનસંગ શેઠે કરાવેલો છે. તેથી આ ટુંક તેમના નામથી પ્રસિદ્ધ થઇ છે.

**મેરકવશીની ટુંક :** અદબદજીના મંદિરમાંથી ડાબી બાજુના દરવાજામાં થઇ મેરકવશીમા જવાય છે. આ મદિરમાં સહસ્રફણા પાર્શ્વનાથજીની સુંદર પ્રતિમાજી બિરાજમાન છે. પ્રભુજીની પ્રતિષ્ઠા વિ. સં. ૧૮૫૯ મા થઈ છે. ચોમેર બાવન જિનાલયની પ્રદક્ષિણા છે.

---

૧ વિશેષ સ્પષ્ટતા માટે ' શત્રુંજય માહાત્મ્ય 'મા આ પ્રસંગનુ વર્ણન જુઓ.

તેમાં પ્રભુજી બિરાજમાન છે. પ્રદક્ષિણામાં અષ્ટાપદ પર્વતની રચના છે. આ ટુંકનો જીર્ણોદ્ધાર સિદ્ધરાજના મંત્રી સજ્જને કરાવ્યો હતો. કોરણી વગેરે શિલ્પ આ ટુંકમાં સારું છે. ભીમાકુંડળીઆએ અહિં કુંડ બંધાવ્યો હતો અને અઢાર રત્નોનો હાર પ્રભુજીને ભેટ ધર્યો હતો.

**સગરામ સોનીની ટુંક :** મેરકવશીની ટુંકમાંથી સગરામ સોનીની ટુંકમાં જવાય છે. આ સગરામ સોની પંદરમા સૈકામાં થયેલા પુણ્યવાન શ્રાવક હતા. ગુજરાત બાજુ વઢીયાર પ્રદેશના લોલાડ ગામના તેઓ મૂળ રહેવાશી હતા. તેમણે આ૦ મ૦ શ્રી સોમસુંદર સૂરિજીના ઉપદેશથી આ ટુંક બંધાવી છે. આ ટુંકમાં મૂલનાયક સહસ્રફણા પાર્શ્વનાથજીના પ્રતિમાજી છે. જેની પાછળથી પ્રતિષ્ઠા થયેલી જણાય છે. પ્રદક્ષિણામાં ત્રણ દેરાસરો છે. આ ટુંક ગિરનારના આ વિભાગમાં સૌથી ઉંચી દેખાય છે.

**કુમારપાળ મહારાજાની ટુંક :** કલિકાલ સર્વજ્ઞ શ્રી હેમચંદ્ર સૂરિજી મહારાજના ઉપદેશથી પરમાર્હત કુમારપાળે ૧૧૪૪ ભવ્ય જિનમંદિરો બંધાવ્યા હતાં, તેવો પ્રઘોષ છે. તેમાં ગિરનાર તીર્થપર પણ તેઓએ ભવ્ય મંદિર બંધાવ્યું હતું. આ મંદિરનો જીર્ણોદ્ધાર માંગરોલના શેઠ ધરમશી હેમચંદે કરાવ્યો હતો. હાલ જે મૂલનાયકજી છે, તે પ્રતિમાજી પાછળથી વિ૦ ના ૧૯ મા સૈકામાં પધરાવ્યા છે. આ બધી ટુંકોમાં મૂલનાયકજી પાછળથી પ્રતિષ્ઠિત થયેલા મળે છે. તેના કારણ તરીકે સંભવિત છે કે, મુસ્લીમ સત્તાના સમયે ધર્માંધ બાદશાહોના અત્યાચારોથી મૂલનાયકજી ખંડિત થયા હોય, અને એથી બીજા પ્રતિમાજી પાછળથી પ્રતિષ્ઠિત કર્યા હોય, એમ કલ્પના થાય છે.

**વસ્તુપાળ તેજપાળની ટુંક :** ગૂજરાતના મહામાત્ય શ્રી વસ્તુપાલ તથા તેજપાલ બંધુ યુગલનું નામ જૈન શાસનમાં અમર બની ગયું છે. તેમણે આ ટુંક બંધાવી છે. આ ટુંકને તથા સંપ્રતિ રાજાની અને કુમારપાળ મહારાજાની ટુંકને—આ ત્રણેયને ફરતો કિલ્લો વિ. સં ૧૯૩૨માં કચ્છ દેશના શેઠ નરશી કેશવજીએ બંધાવ્યો છે. આ ટુંકમાં ત્રણ દેરાસરો છે. મૂલનાયક શ્રી શામળા પાર્શ્વનાથજીની ભવ્ય મૂર્તિ છે. આ પ્રભુજીની પ્રતિષ્ઠા વિ. સં. ૧૩૦૬ના વૈશાખ શુદિ ૬ને શનિવારના થઇ છે. મંદિરમાં પીળા આરસ તથા સળીના પત્થરો વપરાયા છે. મંદિરનો રંગમંડપ ૨૯ ફીટ પહોળો અને ૫૩ ફીટ લાંબો છે. આ ટુંકમાં વસ્તુપાલ તથા તેજપાલનાં જીવનને લગતી તથા તેમનાં ધર્મકાર્યો, કુટુંબ વગેરેનો ઇતિહાસ કહેતી હકીકતો શિલાલેખમાં છે.

**સંપ્રતિ મહારાજની ટુંક :** શ્રી આર્યસુહસ્તિ આચાર્ય મહારાજના સદુપદેશથી જૈનધર્મ સ્વીકારનાર મૌર્યવંશી અશોકના પૌત્ર મગધ સમ્રાટ પ્રિયદર્શી શ્રી સંપ્રતિ મહારાજાએ સવાલાખ જિનમંદિરો બંધાવ્યાં છે. તથા સવાક્રોડ જિનબિંબો ભરાવ્યાં છે. તેમણે

શ્રી ગિરિનારજી પર પણ ભવ્ય જિનમંદિર બંધાવ્યું છે. આ મંદિર સુંદર તથા પ્રાચીન છે. મંદિરમાં મૂલનાયક શ્રી નેમિનાથ ભ૦ છે. મંડપમાં ચક્રેશ્વરી દેવીના પ્રતિમાજી છે. અહિં ગભારામાં સંપ્રતિ મહારાજાના ભરાવેલાં અનેક બિંબો છે.

**અન્ય જિનમંદિરો:** આ બધી ટુંકો ઉપરાંત અન્યાન્ય જિનમંદિરો અહિં આજે પણ વિદ્યમાન છે. સંપ્રતિ રાજાની ટુંકની ઉત્તરે શ્રી સંભવનાથજીનું મંદિર તેમજ સગરામ સોનીની ટુંકની બાજુમાં શ્રી ચંદ્રપ્રભસ્વામીનું મંદિર, ત્યાંથી આગળ નવા કુંડ આગળ ૨૪ તીર્થંકરોની દેરીઓ જે અધૂરી છે. આ સિવાય શ્રી શાંતિનાથજીનું દેરાસર છે. આ દેરાસરની પાસે રાજીમતીની ગુફા છે. શ્રી શાંતિનાથનું દેરાસર-જેનો જોરાવરમલજીએ જીર્ણોદ્ધાર કરાવ્યો છે. ત્યાંથી આગળ જતાં ચૌમુખીજીનું ચોરીવાળું દેરાસર છે. જેમાં મૂલનાયક શ્રી શામળા પાર્શ્વનાથજી છે. ત્યાંથી દૂર જતાં ગોમુખી ગંગા આવે છે, ત્યાં ૨૪ તીર્થંકરોના પગલાં છે. ત્યાંથી જમણી બાજુએ ચઢતાં રથનેમિનું મંદિર આવે છે.

**બીજી, ત્રીજી, ચોથી અને પાંચમી ટુંકો:** ત્યાંથી આગળ ચઢતાં અંબાજીની ટુંક આવે છે. વિ. સં. ૧૮૮૩ના અષાડ શુદિ ૨ ના અંબાજીના કમાડ જૈન દેરાસરજીના કારખાના તરફથી કરવામાં આવ્યાનો ઉલ્લેખ છે. આ મંદિર સંપ્રતિ મહારાજાએ બંધાવેલ છે. એમ ઐતિહાસિક અવશેષો પરથી જાણી શકાય છે. આ દેવી ભગવાન શ્રી નેમિનાથ પ્રભુના શાસનના અધિષ્ઠાયિકા છે. આ ટુંકથી આગળ વધતાં ઓઘડ શિખર આવે છે. તેને ત્રીજી ટુંક કહે છે. અહિં ભગવાન શ્રી નેમિનાથજીની પાદુકા છે. આ પાદુકાને બાબુ ધનપતસિંહજીએ સ્થાપ્યા છે. નીચે ઉતરતાં ચોથી ટુંક આવે છે. અહિં શિલા પર શ્રી નેમિનાથ ભ૦ ની પાદુકા છે. તેના પર વિ. સં. ૧૨૪૪ નો પ્રતિષ્ઠાનો લેખ છે. પાંચમી ટુંક ઉપર દેરીમાં મોટો ઘંટ છે. તેના નીચાણમાં નેમિનાથ ભ૦ ના પગલાં તથા પ્રતિમાજી છે. અહિંથી ચોમેર ગિરનું જંગલ દેખાય છે. સૌથી ઉંચામાં ઉંચો ભાગ આ ગણાય છે. શ્રી નેમિનાથ ભ૦ ના પહેલા ગણધર વરદત્ત અહિં મોક્ષે પધાર્યા છે. વરદત્ત ગણધરનું ટુંકું નામ દત્ત થયું. જેના પરથી દત્તાત્રયી તરીકે આ સ્થાન પ્રસિદ્ધ થયું છે. દરિયાઇ સપાટીથી આ સ્થાન ૩૬૬૬ ફીટની ઊંચાઈએ છે.

**સહસ્રામ્રવન:** ગોમુખીના કુંડના રસ્તે જતાં ડાબી બાજુ સપાટ રસ્તો નીકળે છે, તે સહસાવનનો રસ્તો છે. ત્યાં શ્રી નેમિનાથ ભ૦ ની પાદુકા છે. અને દેરી છે. અહિં ભગવાન શ્રી નેમિનાથ પ્રભુએ દીક્ષા સ્વીકારેલી છે. પ્રભુના દીક્ષા, કેવળજ્ઞાન તથા નિર્વાણ કલ્યાણક-આ ત્રણ કલ્યાણકો આ પવિત્ર ભૂમિપર થયેલાં છે. આ ગિરનાર મહાતીર્થ પર પૂર્વકાળમાં અનંતા તીર્થંકર દેવો આવ્યા છે, ને આવશે. અને કેટલાયે સાધુ મહાત્માઓ અહિં મોક્ષે પધાર્યા છે. આગામી ચોવીશીમા ત્રેવીશ તીર્થંકરો અહિં મોક્ષે જશે.

**પેઢીની વ્યવસ્થા:** આ તીર્થપર અન્ય જૈનેતર ધર્મીઓના પણ ધર્મસ્થાનો

આવેલાં છે. તેઓ પણ આ સ્થાનને તીર્થ તરીકે માને-પૂજે છે. આપણા તીર્થ માટે પહેલ વહેલાં તેની વ્યવસ્થા માટે આજથી ૧૦૦ વર્ષ પૂર્વે શેઠ દેવચંદભાઈ તથા તેમની બ્હેન લક્ષ્મીબાઈ, જેઓ વડનગરના હતા, તેઓએ પોતાનું ધન આ તીર્થમાં ખર્ચ્યું હતું. અને સંઘની અનુજ્ઞાથી આ તીર્થનો વહિવટ કરવા શેઠ દેવચંદ લખમીચંદની પેઢી સ્થાપી હતી. તે નામથી અદ્યાવધિ વહિવટ ચાલે છે. પણ તેની વ્યવસ્થા હાલ શેઠ આ. ક. પેઢી અમદાવાદ કરે છે. તીર્થોદ્ધારક સ્વ. આ. મ. શ્રી વિજયનીતિસૂરિજી મ. શ્રીના સદુપદેશથી આ તીર્થનો જીર્ણોદ્ધાર હમણાં થયો છે. આ તીર્થ પ્રાચીન છે. શ્રી શત્રુંજય ગિરિરાજનું પાંચમું શિખર આ "રૈવતગિરિ" તરીકે ઓળખાય છે.

## ( ૫ ) આજુબાજુનાં યાત્રા ધામો :

**પ્રભાસ પાટણ :** સમસ્ત ભારત વર્ષમાં જે કેટલાક પ્રાચીન તીર્થો આવેલાં છે તેમાં 'શ્રી પ્રભાસ પાટણ'નું નામ મોખરે છે. ભ૦ શ્રી ઋષભદેવસ્વામીનાં શાસનમાં આ સ્થાને ચંદ્રપ્રભાસ પાટણ નામનું નગર શ્રી ભરતચક્રવર્તીએ વસાવ્યું હતું. ભાવિમાં શ્રી ચંદ્રપ્રભસ્વામી અહિં પધારી સંસાર પર ઉપકાર કરનાર છે, આમ જાણી ભરત મહારાજાએ અહિં ચંદ્રપ્રભસ્વામીનું જિનમંદિર બંધાવ્યું હતું. આ પહેલાં આ સ્થાન 'ચંદ્રોદ્યાન' તરીકે પ્રસિદ્ધ હતું. અહિં ભ૦ શ્રી ચંદ્રપ્રભસ્વામી કેવળજ્ઞાન પ્રાપ્તિ પછી પધાર્યા હતા. ત્યારે તેઓનું સમવસરણ અહિં રચાયું હતું. તેઓનાં શાસનમાં ચંદ્રયશારાજાએ ભ૦ શ્રી ચંદ્રપ્રભસ્વામીના ચંદ્રકાન્તમણિય બિંબ ભરાવી, અહિં વિશાલ ગગનચુંબી જિનમંદિર બંધાવ્યું હતું. બાદ શ્રી મુનિસુવ્રતસ્વામીનાં તીર્થમાં શ્રીરામચંદ્રજી, શ્રી સીતાદેવી આદિ અહિં આવ્યા હતા. તેમણે અહિં સુંદર જિનમંદિર બંધાવ્યું હતું.

**આકાશ માર્ગે પ્રભુજીનું આગમન :** ભ૦ શ્રી મહાવીરદેવનાં શાસનમાં પણ આ તીર્થનો મહિમા વધતો જ રહ્યો છે. આજે જે મૂલનાયક તીર્થાધિપતિ શ્રી ચંદ્રપ્રભસ્વામી અહિં બિરાજમાન છે. તે વિ. સં. ૮૫૦ માં જ્યારે વલ્લભીપુરનો ભંગ થયો, ત્યારે દેવી સહાયથી આ પ્રભુજી ત્યાંથી અહિં પધાર્યા છે. મહારાજા કુમારપાલે અહિં યાત્રા કરીને કુમાર વિહાર તથા અષ્ટાપદાવતાર મંદિર પર સુવર્ણ કલશ ચઢાવ્યો હતો. વસ્તુપાલ તેજપાળે સંઘ સહિત અહિં આવીને અષ્ટાપદ ચૈત્ય, તથા પૌષધશાલા બંધાવ્યાં હતાં. અને અનેક જિનબિંબો અહિં ભરાવ્યાં હતાં. મહુવાના જગડુશાહે રૂા. સવાક્રોડના મૂલ્યનો હાર અહિં પ્રભુજીને ધર્યો હતો. વિ. ના ૧૭ મા સૈકામાં જગદ્ગુરુ આ. મ. શ્રી વિજય હીરસૂરિજીના પટ્ટધર પૂ. આ. મ. શ્રી વિજયસેનસૂરીશ્વરજીનાં શુભ હસ્તે અનેક અંજનશલાકા તથા પ્રતિષ્ઠા મહોત્સવો અહિં ઉજવાયા હતા. વિ. ના ૧૩ માં સૈકામાં આ. શ્રી દેવેન્દ્રસૂરિજીએ "શ્રી ચંદ્રપ્રભચરિત્ર:" નામના લગભગ ૫૩૦૦ શ્લોક પ્રમાણ ગ્રંથની રચના અહિં કરી છે. વિ. ના ૧૮ માં સૈકા સુધી આ તીર્થભૂમિની જાહોજલાલી અદ્વિતીય હતી. આ ભૂમિ પર

સંખ્યાબંધ જિનમંદિરો નજીકના ભૂતકાલમાં હતા. છેલ્લો જીર્ણોદ્ધાર અહિં વિ. સં. ૧૮૭૭ ના મહા શુદિ આઠમના થયો. તે સમયથી અત્યાર સુધી નવ મંદિરો હતા. કોઠારા શેરીમાં શ્રી નેમિનાથ ભ૦ નું દેરાસર તેમજ દેરાસરની શેરીમાં અન્ય આઠ દેરાસરો હતા.

**શ્રી ગજેન્દ્રપૂર્ણ પ્રાસાદનું નવ નિર્માણ :** આ આઠ દેરાસરોમાં તીર્થાધિપતિ શ્રી ચંદ્રપ્રભસ્વામીજીનું, શ્રી સુવિધિનાથ ભ૦ નું, શ્રી શાંતિનાથ ભ૦ નું, તથા મહાપ્રભાવિક શ્રી દાદા પાર્શ્વનાથજીનું આમ ચાર દેરાસરો અતિશય જીર્ણ થતાં શ્રી સંઘે નૂતનજિનમંદિર બંધાવવાનો નિશ્ચય કર્યો. અને સુપ્રસિદ્ધ શિલ્પશાસ્ત્રી હસ્તક ગજેન્દ્ર પૂર્ણપ્રાસાદનું કાર્ય શરૂ કર્યું. બે વર્ષના ગાળામાં સુંદર વિશાલ જિનમંદિર તૈયાર થઇ ગયું. આ મંદિરમાં નવ ગભારા છે. વિશાલ રંગમંડપ, નૃત્યમંડપ, તથા ત્રણ શિખરો છે. ત્રણ ઘુમ્મટો બે સિંહનિષદ્યા શિખરો તથા આજુ બાજુ શણગાર ચોકી, પ્રવેશદ્વાર પર શણગાર ચોકી, ઇત્યાદિથી આ દેરાસર રમણીય બન્યું છે. નૃત્ય મંડપમાં આરસના કોરણી યુક્ત સ્થંભોની શ્રેણી શોભે છે. મંદિર દેવ વિમાન જેવું અલૌકિક સૌંદર્ય યુક્ત બન્યું છે. ૨૦૦૮ ના માહ શુદિ ૬ ના પુણ્ય દિવસે તીર્થાધિપતિ શ્રી ચંદ્રપ્રભસ્વામીજીને ગાદી પર બિરાજમાન કરવામાં આવ્યા છે. લગભગ ૩॥ ફીટની ઉંચાઇવાળા આ પ્રતિમાજી ખરેખર અદ્ભુત પ્રભાવપૂર્ણ અને પ્રસન્ન મધુર તથા રમણીય લાગે છે. મૂલનાયકની જમણી બાજૂ શ્રી શીતલનાથ પ્રભુ, શ્રી સુવિધિનાથ પ્રભુ, શ્રી સંભવનાથ પ્રભુ તથા શ્રી ચિંતામણી પાર્શ્વનાથ પ્રભુજી બિરાજમાન છે. તેમજ મૂલનાયકજીની ડાબી બાજૂયે શ્રી મલ્લિનાથજી, શ્રી ચંદ્રપ્રભસ્વામીજી, તથા દાદા શ્રી પાર્શ્વનાથજી કે જેઓ કોકડીયાપાર્શ્વનાથના નામે પ્રસિદ્ધ છે. વર્ષો પહેલાં આ પ્રભુજીની પલાંઠીમાંથી કોકડીયાનું નાણું દરરોજ નીકળતું હતું. આજે પણ પ્રભુજીની પલાંઠીમાં કોકડીયા દેખાય છે. આ પ્રભુજીની બાજુમાં શ્રી આદીશ્વર ભ૦ બિરાજમાન છે. મંદિરના ઉપરના માલ પર પાંચ ગભારા છે. વચલા ગભારામાં શ્રી શાંતિનાથ ભ૦ આદિ પ્રભુજી બિરાજમાન છે.

**હિંદભરમાં અદ્વિતીય જિનમંદિર:** શહેરના મધ્યમાં બજારના લેવલથી ૮૫ ફુટ ઉંચું ત્રણ મજલાનું, ત્રણ ભવ્ય શિખરો તથા નવ ગભારાવાળું ૧૦૦×૭૦ ફુટની લંબાઇ પહોળાઇવાળી જગ્યામાં પથરાયેલું આવું ગગનચુંબી વિશાળ જિનમંદિર સમસ્ત ભારતમાં એક અને અદ્વિતીય છે, એમ જોતાં સ્હેજે જણાઇ આવે છે. આજે હજારો યાત્રિકો આવા મહા પ્રભાવક જિનમંદિરને જોઇ આશ્ચર્યચકિત બને છે. આ દેરાસરને તૈયાર કરવામાં લગભગ આઠ લાખ રૂા. નું ખર્ચ થયું છે.

**સોમનાથનું ઐતિહાસિક સ્થાન:** સૌરાષ્ટ્રના પશ્ચિમ-દક્ષિણ સમુદ્ર કિનારા પર આવેલાં આ શહેરમાં હિંદભરના હિંદુઓનાં યાત્રાધામ સોમનાથ મહાદેવનું મંદિર દરિયા કિનારે ઉભું છે. આ મંદિરનો ઇતિહાસ હજારો વર્ષ જૂનો છે. દેશ-પરદેશના લાખો,





માણસો સોમનાથ મહાદેવનાં દર્શને પૂર્વકાળમાં અહિં ઉતરી પડતા હતા. આ સ્થાનનો મહિમા ક્રોડો હિંદુઓનાં હૃદયમાં અપાર હતો. આ યાત્રાધામની જાહોજલાલીથી આકર્ષાઇને વિ. સં. ૧૦૨૪માં ઠેઠ ગીજનીથી મહમદ ગીજની અહિં દોડી આવ્યો હતો. તેણે આ પ્રભાસ પાટણ શહેર લૂંટયું હતું. આ મંદિરને તોડી પાડયું હતું. બાદ આ મંદિરમાં અનેક જીર્ણોદ્ધારો થયા. છેવટે હમણાં ભારત સરકારના પુરાતત્ત્વ ખાતા દ્વારા સોમનાથનાં મંદિરનો જીર્ણોદ્ધાર થયો છે. નવા શિવલિંગની અહિં સ્થાપના કરવામાં આવી છે. દરિયાની બે બાજુએ મોટો બંધ બાંધીને પથ્થરની દિવાલ લાખોનાં ખર્ચે કરાવી છે. દેશ-પરદેશથી હજારો યાત્રિકો સોમનાથની યાત્રાએ આવતા રહે છે. એ બધાયે જૈનેતર પ્રવાસીઓ જૈનોનાં ભવ્ય વિશાલ ગગનચુંબી ચંદ્રપ્રભસ્વામીનાં જિનમંદિરને જૂએ છે, ત્યારે તેઓ ખરેખર જૈનોની ભક્તિ-ભાવના, શ્રદ્ધા તથા ઉદારતાને હૃદયના ભાવપૂર્વક અંજલિ આપે છે. પાટણ શહેરમાં આજે પણ અનેક ઐતિહાસિક અવશેષો, પુરાતત્ત્વો શિલ્પ સ્થાપત્યો, સૂક્ષ્મદૃષ્ટિએ જોનાર શોધકોને મળી રહે છે.

**ઉના:** પ્રભાસ પાટણથી સડક રસ્તે ૫૦ માઇલ પર અને રેલ્વે લાઇનમાં વેરાવળથી ૬૦ માઇલ પર ઉના શહેર આવ્યું છે. સૌરાષ્ટ્રની દક્ષિણ બાજુ ગિરના નાકા પર આ શહેર વસેલું છે. મત્સ્યેન્દ્રી નદી ઉનાના પાદરમાં વહી જાય છે. જૈન ઇતિહાસમાં ઉના પ્રસિદ્ધ છે. એનું પ્રાચીન નામ 'ઉન્નતપુર' હતું. વિ. ના ૧૬મા સૈકામાં ઉનાની જાહોજલાલિ અદ્વિતીય હતી. જગદ્ગુરુ મોગલસમ્રાટપ્રતિબોધક તપાગચ્છાધિપતિ આચાર્ય ભગવાન શ્રી વિજય હીરસૂરીશ્વરજી મહારાજશ્રી પોતાના વિશાલ શિષ્ય-પ્રશિષ્યના પરિવારની સાથે વિ. સં. ૧૬૫૧ તથા ૫૨, આ બન્ને ચાતુર્માસમાં અહિં બિરાજમાન હતા, આ સમયે અહિં જૈનોની વસતિ સારી હતી. ૧૬૫૨ ના ભાદ્રપદ શુદિ ૧૧ના દિવસે તેઓશ્રી અહિં કાળધર્મ પામ્યા હતા. આજે અહિં એક જ વિશાળ વંડામાં પાંચ દેરાસરો છે. મુખ્ય દેરાસરજીમાં શ્રી આદીશ્વર ભ૦ મૂલનાયક છે. તેમાં સુંદર ભોંયરું છે. ભોંયરામાં અમીઝરા પાર્શ્વનાથજીના પ્રતિમાજી બહુ જ સુંદર, પ્રસન્ન તથા તેજસ્વી છે. આ દેરાસરની લાઇનમાં બીજા બે દેરાસરોમાં શ્રી શાંતિનાથજી ભ૦ તથા શ્રી સંભવનાથજી ભ૦ મૂલનાયક છે, તેમ જ વંડામાં પેસતાં જમણી બાજુએ ઊંચાણમાં બે દેરાસરો છે. તેમાં શ્રી પાર્શ્વનાથ ભ૦ તથા શ્રી નેમિનાથ ભ૦ મૂલનાયક તરીકે બિરાજમાન છે. આ પાંચે દેરાસરો હાલ તો ગામના મધ્યભાગથી છેક છેવાડે અને શ્રાવકોની વસતિથી દૂર છે. પણ પહેલાં ત્યાં જૈનોની વસતિ વિશેષ હોવી જોઇએ, એમ અનુમાન થાય છે. બજારની મધ્યમાં ઉપાશ્રય, ધર્મશાળા તથા લાયબ્રેરી આદિ છે. પૂ. પાદ આચાર્ય મહારાજશ્રી હીરસૂરીશ્વરજી મ. ના સમયનો ઉપાશ્રય છે. ત્યાં તેઓની મૂર્તિ છે. ગામબહાર અજારા બાજુ જવાના રસ્તે નદીના નાકા પર આચાર્ય મહારાજશ્રીના અગ્નિસંસ્કારની ભૂમિ જે 'આંબાવાડીયા' ના નામે ઓળખાય છે, તે વિશાલવાડી અકબર બાદશાહે શ્રી સંઘને ભેટ આપેલી હતી, અત્યારે

પણ આનો કબજો શ્રી સંઘ હસ્તક છે. આ વાડીમાં હાલ પૂ. સૂરીશ્વરશ્રીની પાદુકા છે. આ પાદુકાની પ્રતિષ્ઠા પૂ. આ. શ્રી વિજયસેનસૂરિજી મ૦, ઉપા. શ્રી વિમળહર્ષગણિ, ઉપા. કલ્યાણવિજયગણિ, ઉપા. સોમવિજયગણિ આદિએ કરાવ્યાનો પાદુકામાં ઉલ્લેખ છે. આ પ્રતિષ્ઠા વિ. સં. ૧૬૫૩ ના કાર્તિક સુદ ૫ બુધવારે અહિં થઈ છે. આજે તો આ દેરીની પછી બીજી અનેક દેરીઓ અહિં થયેલી છે.

**અજારા:** ઉનાથી અજારા લગભગ ૨ માઈલ થાય છે. અજારા ગામ અત્યારે તદ્દન નાનું ૧૦૦ ઘરોની વસતિવાળું ગામડું છે. ગામની બહાર શ્રી અજારા પાર્શ્વનાથનું ભવ્ય મંદિર તથા વિશાલ ધર્મશાળાઓ છે. સ્થાન ખૂબ જ રમણીય તથા એકાંતમા છે. અજારા પાર્શ્વનાથનાં પ્રતિમાજી અતિશય. પ્રાચીન છે. ભ૦ શ્રી મુનિસુવ્રતસ્વામીનાં શાસનમાં અયોધ્યા નગરીમા ઇક્ષ્વાકુ વંશમાં અનરણ્ય રાજા થઈ ગયા છે. જેમનું બીજું નામ અજયપાલ હતું. જે રામચંદ્રજીના પિતા દશરથ મહારાજાના પિતા થાય. આ રાજાને એક વેળા પૂર્વના આશાતાના ઉદયથી શરીરમાં કોઢ આદિ અનેક રોગો થયા હતા. આથી રાજ્ય છોડી તે રાજા, શ્રી સિદ્ધગિરિજીની યાત્રાર્થે નીકળ્યા. ત્યાંથી ફરતાં ફરતાં તેઓ અહિં દ્વીપપત્તન–દીવબંદરે આવ્યા. અને રાજ્ય વસાવી અહિં જ તેઓએ વસવાટ કર્યો. એટલામાં રત્નસાર નામનો વ્યાપારી આ રસ્તે થઈ દરિયા માર્ગે વહાણો હંકારી પરદેશ જઇ રહ્યો હતો. તેને દ્વીપબંદર આવતા તેના વહાણને ઉપદ્રવો આવવા લાગ્યા. રત્નસાર મૂંઝાયો, ત્યાં અધિષ્ઠાયિકા દેવીએ કહ્યું, 'અહિં કલ્પવૃક્ષના સંપૂટમાં શ્રી પાર્શ્વનાથ ભ. નું બિંબ છે. તે અજયપાલ રાજાને આપ, જેથી તેનાં સ્નાત્રજલથી તેના રોગો ટળી જશે.' રત્નસારે દ્વીપપત્તનમાં પ્રભુજીના સમાચાર રાજાને કહ્યા. અજયપાલ ત્યાં આવ્યો. પ્રભુજીના દર્શન કરી, તે આનંદ પામ્યો. પ્રભુજીનાં સ્નાત્રજળથી તેનો રોગ ગયો. રાજાએ આ સ્થાને પ્રભુજીનું ભવ્ય મંદિર બંધાવ્યું, અને તેની વ્યવસ્થા માટે તેણે દશ ગામ આપ્યા. ત્યારબાદ આ અજયપાલ–અનરણ્ય રાજાએ પોતાના પુત્ર અનંતરથની સાથે દીક્ષા લીધી અજયપાલ રાજાના બીજા પુત્ર દશરથ મહારાજા જેઓ રામચંદ્રજી આદિના પિતા થાય છે. આ પ્રતિમાજીને આ પૂર્વે ધરણેંદ્રે પોતાના આવાસમાં ૭ લાખ વર્ષ સુધી પૂજ્યા હતા. ત્યાથી તે કુબેરદેવ પાસે રહ્યા હતા. બાદ વરુણદેવ પાસે રહ્યા હતા. આજે પ્રતિમાજીને લાલ લેપ કરેલો છે. દેરાસરનો રંગમંડપ તથા પ્રભુજીનો ગભારો નાજુક છે. ત્યાંનું વાતાવરણ ખૂબ જ શાંત તથા આત્માને આલ્હાદક છે. ગામમાં ઐતિહાસિક પ્રાચીન અવશેષો ઘણા મળી આવે છે. અત્યાર સુધીમાં આ તીર્થના ચૌદ ઉદ્ધારો થયા છે ધર્મશાળાની બહાર અજયપાલનો ચોતરો જૂનો કહેવાય છે. અહિં અમુક ઝાડના પાલાઓ થાય છે. જે ગમે તેવા ઘા પર બાંધવાથી તરત રૂઝ આવે છે. જે અજયપાલના પાન કહેવાય છે. આજુબાજુ વાવો ઘણી છે.

**દેલવાડા :** અજારાથી દોઢ માઇલ પર દેલવાડા ગામ છે. અહિં બ્રાહ્મણો, કપોળો

આદિની વસતિ છે. આ બધા પહેલા જૈનો હતા. આ કપોળોના પૂર્વજોએ બંધાવેલું સુંદર જિનમંદિર અહિં છે. જેનો જીર્ણોદ્ધાર વિ. સં. ૧૭૭૮ માં થયાનો ઉલ્લેખ છે. મૂળનાયક શ્રી ચિંતામણિ પાર્શ્વનાથજી છે, બાજુમાં ધર્મશાળા છે. ગામમાં જૈનનું ઘર એકેય નથી.

**દીવ બંદર :** દીવ અજારાથી ૯ માઈલ થાય છે. આ નગર પ્રાચીન છે. અહિં જૈનોની વસતિ ઘણી હતી. જૈન સંઘનો વૈભવ અહિં ખૂબ જ હતો. દીવના સંઘે શ્રી સિદ્ધાચળજીની યાત્રાનો સંઘ કાઢ્યો હતો. અને વિ. સં. ૧૬૫૧ માં પૂ. પાદ હીરસૂરીશ્વરજી મ. ને ચાતુર્માસની વિનંતિ કરી હતી. આજે મૂ. પૂ. જૈનોની વસતિ નથી. દીવ આવવા માટે દેલવાડાથી ઘોઘલા સુધી સડક બાદ દરિયાની ખાડી નાવ દ્વારા લંઘીને દીવમાં જવાય છે. દીવમાં નવલખા પાર્શ્વનાથજીનું સુંદર જિનમંદિર છે. બાજુમાં શ્રી નેમિનાથજી અને શાંતિનાથજીનાં દેરાસરો છે. મૂલનાયક શ્રી પાર્શ્વનાથજીના પ્રતિમાજી ભવ્ય તથા રમણીય છે. શ્રી નવલખા પાર્શ્વનાથજીને નવલખો હાર તથા નવલખો મુગુટ ચઢતો હતો, એવો પ્રઘોષ ચાલ્યો આવે છે. ચોકમાં ધર્મશાળા તથા ઉપાશ્રય છે. ચોમેર દરિયો છે. અને વચ્ચે દ્વીપની જેમ આ શહેર વસેલું હોવાથી આનું પ્રાચીન નામ દ્વીપ પત્તન કહેવાતું. આજે દીવ તરીકે આ ગામ ઓળખાય છે.

અહિંથી પાછા ઉના સીધા જવાય છે. ઉનાથી કોડીનાર ૨૨ માઈલ છે. જ્યાં પહેલાં શ્રી નેમિનાથ ભ૦ નું પ્રાચીન મંદિર હતું. શ્રી નેમિનાથ ભ૦ ના અધિષ્ઠાયિકા દેવી અંબિકા પૂર્વ ભવમાં અહિંના હતાં. આજે આ તીર્થ વ્યુચ્છેદ પામ્યું છે.

**બરેજા :** માંગરોળથી મોટર સડકે જતાં વચમાં બારગાઉ ઉપર બલેજા–બરેજા ગામ છે. ત્યાં બરેજાપાર્શ્વનાથજીનું સુંદર મંદિર છે. પ્રતિમાજી વેળુનાં બનેલા છે. ઉપર લેપ છે. એકવાર કેટલાક વ્યાપારીઓ વ્હાણ લઈ અરબી સમુદ્રમાં પ્રયાણ કરી રહ્યાં હતાં એવામાં એકદમ તેમનાં વ્હાણ રોકાઈ ગયાં, ત્યાં થોડા સમયમાં સમુદ્રમાંથી પાર્શ્વનાથ પ્રભુજીની પ્રતિમાજી નીકળ્યાં. સાર્થવાહોએ આ પ્રતિમાજી બરેજમાં મંદિર બંધાવી પધરાવ્યાં. પ્રતિમાજી ઘણાજ પ્રાચીન, ચમત્કારી અને મનોહર છે. જૈનેતરો પણ આ પ્રભુજીને ભક્તિથી પૂજે છે. આ રસ્તે શ્રાવકોના ઘર નહોવાથી માંગરોલ અથવા પોરબંદરથી પ્રાયઃસંઘ અવાર–નવાર આવે છે. બરેજ માંગરોળથી જવાય છે. માંગરોળ કેશોદ સ્ટેશનથી ૧૬ માઈલ છે, પાકી સડક છે. માંગરોલમાં બે મંદિરો છે. તેમાં એકમાં શ્રી નવપલ્લવ પાર્શ્વનાથજીની મનોહર પ્રાચીન મૂર્તિ છે. બીજામાં મૂળનાયક શ્રી પાર્શ્વનાથજી છે માંગરોળનું પ્રાચીન નામ 'મંગળપુર' છે. આ નગર ઘણું જ પ્રાચીન છે. અહીંથી સમુદ્રકિનારો ફક્ત ત્રણ માઈલ દૂર છે. મહારાજા કુમારપાલનો 'રાજમહેલ' અહીં છે. તેમણે એક જૈનમંદિર બંધાવ્યું હતું. જો કે તે પ્રાચીનમંદિર અત્યારે તો નથી. પરંતુ મુસલમાન જમાનામાં તે મસ્જીદરૂપે થઇ ગયું હોય તેમ લાગે છે. ગામમાં એક મસ્જીદ અથવા પીર જેવી જગ્યા

છે. લોકો કહે છે કે, આ મૂળ હેમચંદ્રાચાર્ય મહારાજનો ઉપાશ્રય હતો. અહીંની એક વાવમાંથી મહારાજા કુમારપાલના સમયનો લેખ મળ્યો છે. માંગરોળમાં જૈનકન્યાશાળા, પાઠશાળા, આયંબીલખાતું ઇત્યાદિ છે. ગામના નાકે વંડો છે, તે સ્થાને પણ સુંદર મંદિર, બાગ તથા ઉપાશ્રય અને ધર્મશાળા છે. જૈનોની વસતિ પરદેશ ખાતે વિશેષ રહે છે. બરેજથી નવગાઉ દૂર પોરબંદર છે. ત્યાં પણ ૩ દેરાસરો તથા ઉપાશ્રય, પાઠશાળા ઇત્યાદિ છે.

જામનગર : અહીં બાર મંદિરો છે. ચાર પાંચ તો બહુ જ ભવ્ય અને વિશાલ છે. વર્ધમાનશાહનું શ્રી શાંતિનાથ પ્રભુનું અને ચોરીનુ મંદિર તો બહુ જ દર્શનીય અને તીર્થરૂપ છે. જામનગર તીર્થસ્થલ ન હોવા છતાં 'અર્ધશત્રુંજય' સમાન મનાય છે. અહીં જ્ઞાનમંદિર, પાઠશાલા, ઉપાશ્રય આદિ સગવડ સારી છે. હરજી જૈનશાળામાં શ્રી વિનયવિજયજી જ્ઞાનમંદિર છે. દેવબાગ, લક્ષ્મી જૈન આશ્રમ, જૈનાનંદજ્ઞાનમંદિર તેમ જ શાંતિભુવન આદિ સ્થળો સુંદર છે. શાંતિભુવનમાં પણ જિનમંદિર થયું છે.

આ પ્રદેશમાં વેરાવલ તથા વણથલી પણ યાત્રાસ્થળો છે. વેરાવલમાં બહારકોટમાં શ્રી ચિંતામણી પાર્શ્વનાથનું દેરાસર છે. માયલાકોટમાં શ્રી સુમતિનાથ ભગવાનનું દેરાસર છે. વેરાવલ બંદર પૂર્વકાલમાં વેલાકુલ પત્તન કહેવાતું. એક પ્રઘોષ પ્રમાણે શ્રી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણની જન્મભૂમિ આ શહેર ગણાય છે. વણથલીમાં શ્રી શીતલનાથ ભગવાનનું તથા શ્રી પદ્મપ્રભપ્રભુનું આમ બે દેરાસરો છે. શીતલનાથપ્રભુના પ્રતિમાજી સંપ્રતિમહારાજના સમયના છે. મૂર્ત્ર જ શીતલ તથા પ્રસન્ન છે.

જુનાગઢથી ૯ માઇલપર વણથલી અને લગભગ ૬૦ માઇલપર વેરાવલ છે.

આ બધા સૌરાષ્ટ્ર દેશના પ્રસિદ્ધ તીર્થોની યાત્રા જીવનમાં એક વખત તો અવશ્ય કરવા જેવી છે.

વિ. સં. ૨૦૧૨ : વીર સં. ૨૪૮૨ : કાર્તિકશુદિ પૂર્ણિમા સોમવાર :

